ॐ

श्रीस्वामिनारायणो विजयतेतराम्।

# सत्सङ्गिजीवनम्।

## शतानन्दमुनिविरचितम्।

## चतुर्थप्रकरणम्।

हरिजीवनदासकृत-गुर्जरानुवादसहितम्।



सनातनधर्मधुरन्धराचार्यश्री-

आनन्दप्रसादमहाराजश्रीनी आज्ञाथी

वडतालमन्दिरतरफथी छपावी प्रसिद्धकर्ता-

कोठारी पु० धर्मस्वरूपदासजी।

सं० १९९१. निर्णयसागरप्रेस मुंबई. सन १९३४.

किंमत रु. २-८-०

श्रीस्वामिनारायणो जयति ।

# विषयानुक्रमणिका ।

## चतुर्थप्रकरणम् ।

૧ આને આરંભીને નવ અધ્યાયોવડે પુરાણશ્રવણોત્સવ કહેતાં, આ અધ્યાયમાં-સકુટુંબ ઉત્તમ રાજાએ સેવાતા ભગવાને દુર્ગપુરમાં રહીને માર્ગશીર્ષ માસમાં પુરાણશ્રવણના મિષથી લોકોને પુરાણનો અર્થ ગ્રહણ કરાવા, પૌરાણિક મયારામવિપ્ર પ્રતિ કરેલો પુરાણવાચનનો સમાદેશ તથા ભક્તલોકોના પ્રતિ ભગવાને કરેલું સકળ પુરાણશ્રવણમહિમાનું અનુવર્ણન તથા પુરાણશ્રવણોત્સુક ઉત્તમ નૃપના પુછવાથી ભગવાને તેમના પ્રતિ કહેલું સામાન્યતઃ પુરાણશ્રવણવિધિનું વિસ્તૃત નિરૂપણ વિગેરે ॥૧॥

૨ ઉત્તમનૃપતિના પુછવાથી ભગવાને બ્રાહ્મ પાદ્મ આદિક પુરાણોનાં નામ કહેવાપૂર્વક સમગ્ર પુરાણ ઇતિહાસની અપેક્ષાએ શ્રીમદ્ભાગવતનો સહેતુક સમુત્કર્ષ વર્ણન કરતાં કહેલું શ્રીમદ્ભાગવતના પ્રાદુર્ભાવપ્રકારનું નિરૂપણ ॥૨॥

૩ વેદતુલ્ય શ્રીમદ્ભાગવતના સંગ્રહથી તત્પ્રતિપાદ્ય સારાંશના નિરૂપણપૂર્વક કરેલુ મહિમાનું વિશેષતઃ સવિસ્તર વર્ણન ॥૩॥

૪ શ્રીમદ્ભાગવતના શ્રવણવિધિનિરૂપણમાં ભગવાને તેના અંગભૂત આવાહનાદિ પૂજાવિધિનું કરેલું નિરૂપણ ॥૪॥

૫ શ્રીમદ્ભાગવતના શ્રવણવિધિનિરૂપણમાં પ્રવક્તાના ગુણભેદથી કહેલો ઉત્તમ-મધ્યમ-અધમભેદ તથા પ્રવક્તાએ પાળવાના નિયમવિશેષોનું કથન તથા પ્રવચનના આરંભનો ક્રમ તથા પ્રતિદિન કથાવાચનની સમાપ્તિમાં વર્જ્ય અધ્યાયોનું કથન વિગેરે ॥૫॥

૬ શ્રીભાગવતના શ્રવણવિધિમાં ગુણભેદને લીધે ઉત્તમ-મધ્યમ-અધમ ભેદથી ત્રણ પ્રકારના શ્રોતાઓનાં લક્ષણો તથા શ્રોતાઓએ આદરણીય નિયમવિશેષો તથા શ્રોતાઓએ કથાના અંતમાં કરવાનો વક્તાનો પૂજનક્રમ અને દાનક્રમ વિગેરે ॥૬॥

૭ શ્રીમદ્ભાગવતના દાનવિધિનું નિરૂપણ-તેમાં શ્રીભાગવતના દાનકાળનો નિર્ણય, શ્રીભાગવતનું સહેતુક લક્ષણનિરૂપણ, શ્રીભાગવતપુસ્તકનું સુવર્ણ-

સિંહાસનમાં સંસ્થાપીને દાન આપવાનું નિરૂપણ, દાનયોગ્ય દક્ષિણા દ્રવ્યની સંખ્યાનું નિરૂપણ અને દાનફળકથન વિગેરે ॥૭॥

૮ શ્રીમદ્ભાગવતના પુરશ્ચરણનું વિધાન-તેમાં સપ્તાહવાચનમાં પ્રતિદિન વાંચવાના અધ્યાયોની સંખ્યાનો નિયમ, વાચનારંભનો શુભકાળ, વાંચવા-માટે વરણીય વિપ્રોની સંખ્યાનો નિયમ, વરેલા વિપ્રોને દેય દ્રવ્યનું નિરૂપણ, કૃષ્ણપ્રતિમાસ્થાપનપૂર્વક પાઠ કરવાની આવશ્યકતા, પુરશ્ચરણમાં કરવાના પાઠોની સંખ્યાનું નિરૂપણ, દક્ષિણાદાનમાં વિશેષ, પુરશ્ચરણના અંગપણે ગાયત્રીજપના અનુષ્ઠાનમાટે વિપ્રોનું વરણ અને તેના અંગભૂત હોમનું વિધાન ॥૮॥

૯ ધર્મરક્ષણમાટે અવતરેલા ભગવાને લોકોને ધર્મનો અવબોધ આપવા સ્વયં સભામાં વિરાજમાન થઈ, પૌરાણિકના મુખથી કરેલું પુરાણાદિકનું શ્રવણ-તેમાં પ્રથમ એકમાસે કરીને કરેલું યથાવિધિ શ્રીમદ્ભાગવતનું શ્રવણ, પૌરાણિકને વસ્ત્ર વિભૂષણાદિ અપરિમિત દ્રવ્યનું કરેલું દાન, અનંતર બેમાસમાં કરેલું ફરી દશમ પંચમ સ્કંધનું શ્રવણ, હોલોત્સવ કર્યાથકી અનંતર કરેલું રામાનુજભાષ્યસહિત ભગવદ્ગીતાનું શ્રવણ, ચૈત્ર શુક્લ નવમીનો ઉત્સવ કર્યાથકી અનંતર કરેલું સભાષ્ય વિષ્ણુસહસ્રનામનું શ્રવણ, તે પછી શ્રીવાસુદેવમાહાત્મ્યનું કરેલું શ્રવણ, તે પછી સામવેદનું પારાયણવિધાન, તેપછી મિતાક્ષરાનું અને તે પછી વિદુરનીતિનું કરેલું શ્રવણ વિગેરે ॥૯॥

૧૦ સારંગપુરનિવાસી જીવવર્માદિ ભક્તોની પ્રાર્થનાથી જન્માષ્ટમીમહોત્સવ કરવા સારંગપુરપ્રતિ ભગવાનનું પધારવું અને ત્યાં ફલ્ગુનદીના તટને આરંભીને ઘોળાનદીના તટપર્યંત થએલી મહાસભામાં ભગવાનનું વિરાજવું તથા સભામાં ભક્તોનો બેસવાનો પ્રકાર વિગેરે ॥૧૦॥

૧૧ જન્માષ્ટમીવ્રતના વિનિર્ણયપૂર્વક તેના વ્રતવિધિનું કરેલું નિરૂપણ તથા જન્માષ્ટમીના ઉદ્યાપનવિધિનું કરેલું નિરૂપણાદિ ॥૧૧॥

૧૨ સ્વયં ભગવાને ભક્તશિક્ષણાર્થે યથાવિધિ કરેલું જન્માષ્ટમીવ્રત, તેના અંગભૂત શ્રીકૃષ્ણમહાપૂજન, ભક્તોને કરેલો સદુપદેશ, ભક્તોએ ઉત્સવને અંતે કરેલું ભગવાનનું મહાપૂજન અને ભગવાને સ્ત્રીયોપાસે કરાવેલું ઋષિપંચમીનું વ્રત વિગેરે ॥૧૨॥

૧૩ વાસ્તુવર્મા આદિક ભક્તોની પ્રાર્થનાથી ભગવાનનું કારીયાણીગામે

દિવ્ય સ્વરૂપના દુર્લભ દર્શનથી વિસ્મય પામેલા પાર્ષદોના પ્રતિ ભગવાને તેવા દિવ્યસ્વરૂપના દર્શનમા અનન્યભાક્તની હેતુતાનુ કરેલુ નિરૂપણ ॥૨૨॥

૨૩ હેમતસિંહે સ્તુતિપૂર્વક પ્રાર્થના કરેલા ભગવાને તેમની અભ્યર્થનાને અનુસારે કરેલુ ત્યાથી જુનાગઢપુરપ્રતિ ગમન, ત્યા રહેલા દામોદરકુડાદિ તીર્થોની યાત્રાનુ વિધાન, ત્યાના વિપ્રોએ પ્રાર્થના કરવાથી ભગવાને ત્યા કરેલો ચૈત્રપૂર્ણિમાપર્યંત નિવાસ, ચૈત્રશુકલનવમીએ હેમતસિંહ રાજાએ કરેલુ ષટ્પદીપઠનપૂર્વક આરતીસુધીનુ ભગવત્પૂજન, ભગવત્પ્રોક્ત દ્વારિકામાહાત્મ્યને સાભળીને યાત્રામા ઉત્સાહ પામેલા રામપ્રતાપજી ઇચ્છારામજી ભ્રાતાઓનુ દ્વારકાપ્રતિ સહાયપ્રદાનસાથે પ્રેષણ અને ભગવાનનુ સપરિવાર દુર્ગપુરપ્રતિ આગમન વિગેરે ॥૨૩॥

૨૪ ધર્મરક્ષણાર્થે અવતરેલા ભગવાને રહસ્યમા પોતાના પ્રાદુર્ભાવનું પ્રયોજન પર્યાલોચન કરતા, ભાવિજનોના હિતાર્થે કરેલો સદાચાર્યસ્થાપન–શ્રીકૃષ્ણમદિરપ્રતિષ્ઠાપન–અપૂર્વગ્રથવિરચન વિષયવાળો ગૂઢ સકલ્પ ॥૨૪॥

૨૫ ભગવાનના શુભસકલ્પસમયેજ જેમને ભગવન્મદિર કરાવાનો મનોરથ ઉદ્ભવ્યો છે એવા શ્રીનગરના સત્સગિજનોએ દુર્ગપુરમા આવીને ભગવાનની સમીપે કરેલી મદિરપ્રતિષ્ઠાપનની પ્રાર્થના, પ્રાર્થનાને અનુસારે શ્રીપુરપ્રતિ મદિરનિર્માણાર્થે આનંદાનંદમુનિનુ મોકલવુ, અનંતર દ્વારિકા યાત્રાથકી દુર્ગપુરપ્રતિ પાછા આવેલા ભ્રાતાઓસાથે ભગવાનનો સમાગમ, ભ્રાતાઓસાથે ભગવાને કરેલુ વાલ્મિકીરામાયણનુ શ્રવણ, અનંતર અમદાવાદથકી ભગવત્પ્રતિમાપ્રતિષ્ઠાપન મુહૂર્તનો સદેશો લઈ આવનારા મુનિઓના મુખથકી શ્રીનગરમા ત્યાના રાજાએ આપેલી જમીનમા ભગવન્મદિર તૈયાર થએલુ જાણી મુનિમડળાદિ સાથે ભગવાને કરેલુ શ્રીપુરપ્રતિ પ્રયાણ, ત્યાના ભક્તમમાજે પુરપ્રવેશમહોત્સવ સાથે પુરમા પધરાવેલા ભગવાને તે મદિરમા યથાવિધિ કરેલો શ્રીનરનારાયણપ્રતિષ્ઠાવિધિ, પ્રતિષ્ઠા પેલા તેમના પ્રાદુર્ભાવની કથા કહેવાપૂર્વક તેમના દર્શનાદિકનો કહેલો મહિમા, ત્યાના અપરિમિત બ્રાહ્મણોની કરેલી એક દિવસેજ ચોરાશી અને ત્યાથી ભગવાનનુ દુર્ગપુર પ્રતિ આગમન વિગેરે ॥૨૫॥

૨૬ ભુજનગરનિવાસી ગગારામપ્રમુખ ભક્તજનોની પ્રાર્થનાથી તેમની સાથે

ત્યા મદિર કરવા કરેલુ વૈષ્ણવાનંદમુનિનું મોકલવું, અનંતર ભગવાને કરેલુ પ્રયાગજી પૌરાણિક મુખથકી મહાભારતનું શ્રવણ, અનંતર ભુજગપુર થકી આવેલા દૂતમુખથી ત્યા મદિર નિષ્પન્ન થએલુ સાભળીને ત્યા મુનિમડળ સાથે પધારીને ભગવાને કરેલુ યથાવિધિ નરનારાયણનુ પ્રતિષ્ઠાપન વિગેરે ॥૨૬॥

૨૭ વૃત્તાલયપુરના વાસી કુબેરાદિ ભક્તોની અભ્યર્થનાથી ભગવન્મદિર શિલ્પિઓ પાસે કરાવા ભગવાને કરેલુ અક્ષરાનંદમુનિનુ પ્રેષણ, અનંતર શ્રીહરિએ કરેલુ ઉપનિષદ્ભાષ્યનુ શ્રવણ, તે પછી મદિરની તૈયારી દૂતમુખથી સાભળીને ભગવાનનુ મુનિમડળ ભક્તમડળ સાથે વૃત્તાલયપુર પ્રતિ પધારવુ, પધારેલા ભગવાને ત્રણ મદિરો મધ્યે મુખ્યમદિરમા લક્ષ્મીનારાયણનુ અને દક્ષિણ મદિરમા રાધાકૃષ્ણ તથા સ્વમૂર્તિનુ અને ઉત્તરમદિરમા સ્વમૂર્તિ તથા ભક્તિદેવીસહિત ધર્મદેવનુ કરેલુ પ્રતિષ્ઠાપન, પ્રતિષ્ઠાપેલા દેવોના દર્શનાદિકનો ભગવાને કહેલો મહિમા, અનંતર વટપત્તનના નાથજીપ્રમુખ ભક્તોની પ્રાર્થનાથી વાદિઓના વાદના પ્રશમનમાટે વિદ્વદ્વર મુનિમુખ્ય મુક્તાનંદમુનિનુ ત્યા મોકલવુ અને ભગવાનનુ દુર્ગપુરપ્રતિ પાછુ પધારવુ વિગેરે ॥૨૭॥

૨૮ કૃષ્ણસેવાની સર્વત્ર પ્રવૃત્તિ કરવા ઇચ્છતા ભગવાને શિલ્પિદ્વારા કરાવેલુ રાધાકૃષ્ણ નરનારાયણ અને પોતાનુ ચિત્રપ્રતિમાસ્વરૂપ, વસતોત્સવનુ વિધાન, મહાસભામા કરેલી દ્વારિકાતીર્થયાત્રાની પ્રશસા, દ્વારિકા તીર્થયાત્રા કરવા ઉત્સાહ પામેલા ભ્રાતૃપુત્ર નંદરામાદિકના સાહાય્ય માટે તેમની સાથે સચ્ચિદાનંદ મુનિવરનુ મોકલવુ વિગેરે ॥૨૮॥

૨૯ અનંતર નંદરામાદિકોએ દ્વારકા પામીને ગોમતીમા કરેલો સ્નાનાદિવિધિ, શ્રીકૃષ્ણધ્યાનમાજ એવ લીનચિત્ત થવાથી સમાધિને પામેલા સચ્ચિદાનંદ સાધુવરનો પ્રભાવવિશેષ જાણીને તેમને તેવાજ ત્યાજ કોઈ સ્થાનમા પડતા મુકીને નંદરામાદિકે તીર્થયાત્રાત્વરાને લીધે અન્યત્ર કરેલુ ગમન, અનતર તેઓ ગયા પછી સમાધિમાથી ઉઠેલા, ત્રણ દિવસના ઉપવાસી, ગોમતીસ્નાનને નહિ પામેલા, ભિક્ષાને નહિ પામેલા મુનિનુ દ્વારિકા થકી આરાવણ ગામપ્રતિ ગમન, ત્યા તીર્થવાસી, ધનૈકલુબ્ધ, તપ્તમુદ્રાની જગાત તરીકે ધનાપહરણમા પ્રવર્તેલા આસુરોએ નિર્દયપણે કરાતા તીર્થયાત્રાર્થે આવેલા અકિંચન જનોના અનવધિ પીડનનુ મુનિએ કરેલુ અવલોકન ॥૨૯॥

૩૦ આરાવણથકી શખોદ્ધાર ગએલા સચ્ચિદાનંદમુનિને દ્વારિકાધીશના દર્શનમાં મદાંધ નિર્દય ધનલોલુપોએ કરેલો મહાન્ ઉપરોધ અને ભગવાનના દર્શનના અલાભથી મુનિને થએલો મહાન્ અનુતાપ વિગેરે ॥૩૦॥

૩૧ દ્વારિકાનાથદર્શનના અલાભથી અનુતાપ પામેલા, અન્નોદકને ત્યાગ કરી રહેલા, પ્રત્યક્ષ દર્શનની ઉત્કટ ઉત્કંઠાવાળા મુનિએ પાંચમે દિવસે કરેલી શ્રીકૃષ્ણની સ્તુતિ, સ્તુતિથી પ્રસન્ન થએલા ભક્તવત્સળ શ્રીકૃષ્ણ ભગવાને તેમને આપેલુ સાક્ષાત્ દિવ્ય સ્વસ્વરૂપનુ દર્શન, ભગવાનના દિવ્ય સ્વરૂપના દર્શનથી સંતુષ્ટ થએલા તે મુનિએ કરેલી શ્રીકૃષ્ણસ્તુતિ પ્રાર્થના અને કૃષ્ણે આપેલુ તેમને વરદાન વિગેરે ॥૩૧॥

૩૨ શખોદ્ધારથકી પાછા આવેલા, ગોમતી તીરમા સચ્ચિદાનંદસાધુને નહિ જોતા તેમની શોધપરાયણ તેમનો અનુશોક કરતા એવા નંદરામાદિકની તેમના આગમનની રાહ જોતા થકા ત્યાજ સ્થિતિ, અનંતર શખોદ્ધારથકી પાછા વળેલા તે મુનિનો તેમને સમાગમ, તે પછી તે સર્વેએ કરેલુ દ્વારિકાથકી દુર્ગપુર પ્રતિ નિર્ગમન, સચ્ચિદાનંદ મુનિને આપેલા વરદાનને અનુસારે વૃત્તાલયમા નિત્ય આવિર્ભવીને સર્વેને સ્વસ્વરૂપનુ દર્શન દેવા વૃત્તાલયપ્રતિ અદૃશ્યરૂપે ચાલ્યા આવતા દ્વારકાધીશનુ માર્ગે માર્ગે નંદરામાદિકને સ્વપ્નમા થતુ સદ્દર્શન, તે સર્વેનુ સુખેથી દુર્ગપુર પ્રતિ આવવુ, સચ્ચિદાનંદમુનિએ પોતે કરેલુ શ્રીકૃષ્ણથકી પ્રાપ્ત થએલા વરદાનનુ મુનિમંડળને નિવેદન, દુર્ગપુરથકી ભગવાનનુ પુષ્પદોલોત્સવ કરવામાટે વૃત્તાલયપુર પ્રતિ પ્રયાણ, સુઈ ઉઠેલા સમસ્ત મુનિઓએ સ્વપ્નમા થતા વૃત્તાલયપ્રતિ પધારતા દ્વારકાધીશના દર્શનનુ ભગવત્સમીપે કરેલુ નિવેદન, અનંતર ભગવાનનુ વૃત્તાલયમા પધારવુ, તેજ દિવસે વાદિઓને શાસ્ત્રાર્થથી જીતીને વટપત્તનથકી મુક્તાનંદમુનિનુ પાછુ આવવુ, મુનિઓની પેઠે હરિભક્તોને પણ સ્વપ્નમા થએલુ તેવુ દ્વારિકાધીશનુ દર્શન અને અનંતર ભગવાને મહોત્સવથી કરેલું ત્યા પુષ્પદોલોત્સવનુ વિધાન વિગેરે ॥૩૨॥

૩૩ સપરિવાર દ્વારિકાધીશના સાનિધ્યનેલીધે વરતાલમાજ ગોમતી સ્નાન અને તપ્તમુદ્રાધારણને ભક્તોપાસે કરાવતા ભગવાને કરેલું તેનુ આખ્યા

પન અને રાત્રિએ મહાસભામા ભગવાને કહેલું વૃત્તાલયમાહાત્મ્ય અને તપ્તમુદ્રા ગૌમતીસ્નાનફળાદિકનું નિરૂપણ વિગેરે ॥૩૩॥

૩૪ વટપત્તનમા પ્રત્યક્ષ ભગવત્પ્રાપ્તિનુ કળિમા શ્રેય સાધનપણુ પ્રતિષેધ કરીને કેવળ નામસ્મરણમાનનુજ મોક્ષહેતુપણુ વિવદતા અન્ય અન્ય મતવાદિઓનુ જીતવાની વાછાથી મુક્તાનદસ્વામિની સમીપે આવવુ ॥૩૪॥

૩૫ નામોચ્ચારણમાત્રનુ નિ શ્રેયસસાધનપણુ નિરાકરણ કરવાપૂર્વક કલિયુગમાપણ ભગવત્પ્રાદુર્ભાવનુ સ્મૃતિન્યાયથી મુનિએ કરેલુ સમર્થન॥૩૫॥

૩૬ મુક્તાનદમુનિએ કરેલુ ત્રિયુગશબ્દાર્થનુ સ્મૃતિન્યાયથી વિવેચન, આસુરી સપદાને અનુસરેલા જનોને સમસ્ત મનુષ્યોના નયનગોચરપણે પ્રાદુર્ભવેલા પણ ભગવાનના જ્ઞાનનો અભાવ અને દૈવીસપદાને અભિમુખ થએલા જનોને તો ભગવાનના અવતારોના યથાર્થ જ્ઞાનનો સદ્ભાવ વિગેરે ૩૬

૩૭ મુનિએ ભગવાનના અવતારોનુ દશસખ્યાપરિમિતપણુ સ્મૃતિન્યાયથી ખડન કરવાપૂર્વક અસખ્યાતપણાનુ કરેલુ સમર્થન, ભગવાનના અવતારનુ યથાર્થપણુ જણાવનાર લક્ષણોનુ સપ્રમાણ કરેલુ નિરૂપણ, પોતાના ગુરૂ સહજાનદસ્વામીવિષે પ્રાદુર્ભાવના અસાધારણ અદ્ભુત ઐશ્વર્યોના અતિશયનુ કરેલુ મુનિએ નિરૂપણ વિગેરે ॥૩૭॥

૩૮ પરાજય પામેલા ગતાભિમાન રામચદ્રાદિ વાદિઓએ ભક્તિવિનયપૂર્વક કરેલુ મુક્તાનદસ્વામિના ચરણનુ સમાશ્રયણ, અનંતર મુનિએ ઉપદેશેલા પ્રકારે શ્રીહરિસ્વરૂપમા ચિત્તને જોડી દઇને ધ્યાનયોગમા પ્રવર્તતા તેમને તત્ક્ષણ થએલા ભગવાનના સાક્ષાત્ દર્શનથી તેમનેવિષે ઉપજેલો તેઓને ભક્તિપ્રકર્ષ, નારૂપત મનીમુખથી મુનિનુ માહાત્મ્ય સાભળવાથી શ્રદ્ધાતિશયને પામેલા સયાજીરાવ રાજાએ મુનિની સમીપે આવીને કરેલી ભગવાનને પોતાને પુરે પધારવાની પ્રાર્થના, મુનિએ રાજાને કરેલો સદુપદેશ અને નાથજીત્ રામચદ્રાદિક ભક્તો સાથે મુનિનુ વૃત્તાલયમા આવીને ત્યા રહેલા ભગવાનને મળીને વટપત્તનવૃત્તાંતનુ તેમને કરેલુ નિવેદન ॥૩૮॥

૩૯ ભગવાનનુ વૃત્તાલયથકી દુર્ગપુર પધારવુ, દુર્ગપુરમાં રહેલા ભગવાનની સમીપે આવીને હેમતસિંહરાજાએ કરેલી જુનાગઢમાં મદિર નિર્માણની પ્રાર્થના તથા મુજજીત રાજાએ કરેલી ધોલેરામા ભગવન્મદિર

પ્રતિષ્ઠાપનની પ્રાર્થના, તે બન્નેની પ્રાર્થનાને અનુસારે મંદિરનિર્માણ માટે હેમંતસિંહની સાથે જુનાગઢપ્રતિ બ્રહ્માનંદમુનિનું મોકલવું અને ભુજ જીતનીસાથે અદ્‌ભુતાનંદમુનિનું મોકલવું અનંતર ભગવાને કરેલું બ્રહ્મવૈવ તાદિકનું શ્રવણ તે પછી ધર્મદેવનો ઉત્સવ કરવા ભગવાનનું વૃત્તાલયપુર પ્રતિ પધારવું અને ભગવાને કરેલો ધર્મદેવપ્રાદુર્ભાવ મહોત્સવ ॥૩૯॥

૪૦ તે પછી ભગવાને કરેલું અયોધ્યાપ્રસાદજી રઘુવીરજી દત્તપુત્રનું આચાર્યપદમાં સ્થાપન, દેશવિભાગવિધાન, આચાર્યપદમાં સ્થાપેલા તેઓને અધિકાર કરીને ભગવાને કરેલો સદુપદેશ, સભામાં ભેગા થએલા સર્વ ભક્તોના પ્રતિ ભગવાને કરેલો ઉપયોગી આદેશ અને ભગવાને ભક્તિ દેવીનો કરેલો મહોત્સવ ઇત્યાદિ ॥૪૦॥

૪૧ વટપત્તનના મહારાજાએ મોકલેલા, તેમનો પ્રાર્થનાસંદેશો લઈ આવનાર નારૂપતમંત્રીએ વડતાલમાં આવીને ભગવાનસમીપે કરેલું મહા રાજાના મનોરથનું નિવેદન તે પછી ભગવાને પાર્થિવની પ્રાર્થના પરિપૂર્ણ કરવા મંત્રીમુખથીજ મોકલેલો પોતાના આગમનનો પ્રતિસંદેશો ભગવાનનું સમુનિમંડળ સપાર્ષદગણ વટપત્તનપ્રતિ પ્રસ્થાન, પધારેલા ભગવાનને સાંભળીને મહારાજાએ ચતુરંગિણી સેનાસાથે મોકલેલા નારૂપતે કરેલું ભગ વાનને અભિમુખ ગમન, ભગવાનનો નગરપ્રવેશમહોત્સવ, રાજાએ અભિમુખ આવીને ભગવાનનો કરાવેલો રાજભવનપ્રવેશ અને પૌરજનમહોત્સવ ॥૪૧॥

૪૨ પ્રણામ પ્રણય પરિપ્રશ્નાદિકવડે રાજાએ સત્કાર કરેલા તે ભગવાનનું રાજભવન થકી નિકળીને, પ્રથમથીજ રાજાએ તૈયાર કરાવેલા પોતાને અનુરૂપ સ્વાવાસસ્થાનમાં પ્રવેશ ત્યાં રાજાએ કરેલું રાજોચિત આતિથ્ય બીજે દિવસે મહારાજાએ કરેલી પોતાની હવેલીમાં ભગવાનની સબહુમાન પધરામણી, ત્યાં રાજાએ કરેલું ભગવાનનું ભારે પૂજનસન્માન રાજાને ભગવાને કરેલો સદુપદેશ, તેપછી તે રાજભવનથકી ચતુરંગસેનાસહિત ભગવાનનું નિકળવું, નગરના સીમાડાસુધી પાછળ વળાવા આવેલા રાજ પરિજનો અને ભક્તજનોને અભિનંદનપૂર્વક પાછા વાળીને ભગવાનનું પોતાના પરિવાર સાથે વૃત્તાલયપુરે આવવું વિગેરે ॥૪૨॥

૪૩ ત્યાં વિરાજમાન ભગવાને દેશાંતરથકી આવેલા ભક્તજનો મુનિ

જનોને તે તે દેશપ્રતિ મોકલીને, એકાંતતાથી કરેલુ દશમપંચમસ્કંધનુ શ્રવણ અને તે પછી શિક્ષાપત્રીલેખનનો સહેતુ કરેલો ઉપક્રમ ॥૪૩॥

૪૪ નાનાદેશનિવાસી ભક્તોને ઉદ્દેશીને સહજાનંદસ્વામીએ લખેલી સર્વસચ્છાસ્ત્રસાર શિક્ષાપત્રીનો અનુવાદ ॥૪૪॥

૪૫ તે પછી ભગવાનનું અમદાવાદપુર પ્રતિ પધારવુ, ત્યા ભગવાને કરેલું શ્રીવાસુદેવમાહાત્મ્યનુ શ્રવણ, અનતર ત્યા ભગવાને કરેલો પુષ્પદોળ મહોત્સવ, ત્યાથી ભગવાનનુ ભાલદેશમા ગમન, પુંજજીત રાજાએ ધોલેરામા મદિરની પરિપૂર્ણતા જણાવતા ભગવાને ત્યાં પધારીને શુભ મુહૂર્તમાં કરેલું શ્રીરાધાસહિત મદનમોહન કૃષ્ણનું પ્રતિષ્ઠાપન વિગેરે ॥૪૫॥

૪૬ આચાર્યપદમા પ્રતિષ્ઠાપેલા પુત્રોને ઉદ્દેશીને આઠ અધ્યાયોવડે દીક્ષાવિધિનું નિરૂપણ કરતાં, આ અધ્યાયમા ભગવાને કરેલુ સામાન્યદીક્ષાનું નિરૂપણ—તેમા પ્રથમ દીક્ષાનુ લક્ષણ, દીક્ષાનુ સામાન્યદીક્ષા વિશેપદીક્ષા ભેદથી બે પ્રકારપણુ સામાન્યદીક્ષામા દેશકાળ નિયમનો અભાવ, શિષ્યનું લક્ષણ, ગુરૂનું લક્ષણ, સામાન્યદીક્ષાનો વિધિ, શિષ્યને ગુરૂએ કરવાનો કૃષ્ણમાહાત્મ્યજ્ઞાનનો પ્રકાર, દીક્ષિત શિષ્યે પ્રતિદિન પાળવાના ધર્મોનો ગુરૂએ કરવાનો ઉપદેશપ્રકાર, તે પછી શિષ્યે ગુરૂની કરવાની પૂજાનો પ્રકાર, દીક્ષા પામેલા શિષ્યે અનુદિન અનુષ્ઠાન કરવાના પુડ્ધારણાદિ પ્રકારો અને વર્ણાશ્રમ થકી બહિર્ભૂતોને આપવાની સામાન્ય દીક્ષાનો વિધિ વિગેરે ॥૪૬॥

૪૭ ગૃહસ્થોને મહાદીક્ષા ગ્રહણમા કહેલો કાળનિયમ અને અધિકારિનિયમ વિગેરે ॥૪૭॥

૪૮ ગૃહસ્થોને આપવાની મહાદીક્ષાનો વિધિ, મહાદીક્ષા દીધેલા શિષ્યને આચાર્યે ઉપદેશ કરવાના નિયમવિશેષોનુ નિરૂપણ, આત્મસ્વરૂપ નિરૂપણપૂર્વક સ્વસ્વરૂપ પરમાત્મસ્વરૂપના ચિંતનપ્રકારનો ઉપદેશ, દીક્ષિતે ગુરૂની કરવાની પૂજાનો પ્રકાર, પૂજેલા ગુરૂએ શિષ્યને કરવાના હિતોપદેશનો પ્રકાર અને સચ્છૂદ્રને મહાદીક્ષાવિધાનનો પ્રકાર ઇત્યાદિ ॥૪૮॥

૪૯ અનાશ્રમિઓને મહાદીક્ષાવિધાનનો વિશેષપ્રકાર, મહાદીક્ષાને પામેલા અનાશ્રમિઓના નિયમવિશેષો અને મહાદીક્ષાને પામેલા સર્વેના સાધારણ નિયમવિશેષો ॥૪૯॥

૫૦ બ્રહ્મચારિઓનો સામાન્યદીક્ષાવિધિ કહેવાપૂર્વક કહેલો મહાદીક્ષાવિધિ અને તે મહાદીક્ષિત વર્ણીએ પાળવાના નિયમવિશેષો વિગેરે ॥૫૦॥

૫૧ વિપ્રોથકી અન્ય દ્વિજોમા દેવાની સામાન્યદીક્ષા મહાદીક્ષા ભેદથી બે પ્રકારની ત્યાગિસાધુદીક્ષાનો સમસ્ત વિધિ અને તે દીક્ષિતે પાળવાના નિયમવિશેષોનું નિરૂપણ વિગેરે ॥૫૧॥

૫૨ સમસ્ત દીક્ષિતોએ પાળવાનો સાધારણ ધર્મ અને આચાર્યે સ્વયં સ્ત્રીયોને દીક્ષા નહિ આપવાનું વિધાન વિગેરે ॥૫૨॥

૫૩ મુમુક્ષાને પામેલી નારીએ આચાર્યપત્નીના ચરણસમાશ્રયણની કર્તવ્યતા, પુરૂષ આચાર્યના ચરણસમાશ્રયણનો પ્રતિષેધ, શરણે આવેલી શિષ્યલક્ષણસંપન્ન નારીને આચાર્યભાર્યાએ કરવાનું દીક્ષાદાન, સ્ત્રીયોનો દીક્ષાપ્રકારવિધિ, ત્રૈવર્ણિક અને સચ્છૂદ્ર નારીઓથકી અન્ય અબળાઓને આપવાની દીક્ષામાં વિશેષ, દીક્ષા પામેલી અબળાઓને આચાર્યાણીએ કરવાના નિયમોપદેશનો પ્રકાર, અનંતર શિષ્યાસ્ત્રિયોએ કરવાની ગુર્વીપૂજાનો પ્રકાર, દીક્ષા પામેલી નારીઓએ પ્રતિદિન પાળવાના નિયમો, સ્ત્રીયોનો મહાદીક્ષાવિધિ-તેમાં અધિકારિણીનું નિરૂપણ, તેણીઓને આપવાની મહાદીક્ષાના પ્રકારનું નિરૂપણ, મહાદીક્ષાને પામેલી સ્ત્રીયોને ગુરૂસ્ત્રીએ કરવાના ધર્મોપદેશનો પ્રકાર વિગેરે ॥૫૩॥

૫૪ આચાર્યપદમાં અભિષેક કરેલા પુત્રોનો ભગવાને સાક્ષાત્ કરેલો એ પ્રકારનો દીક્ષાવિધિ, તે બન્ને પુત્રોદ્વારા કરાવેલો તેમની તેમની પત્નીઓને બન્ને પ્રકારનો દીક્ષાપ્રકાર, પછી ભગવાને કરેલુ પુત્રોદ્વારા અને તત્પત્નીયોદ્વારા ઉદ્ધવસંપ્રદાયસિદ્ધ દીક્ષાનું જગતમાં પ્રવર્તન વિગેરે ॥૫૪॥

૫૫ વ્રતોત્સવવિધાનપ્રતિ પુત્રોએ પુછેલા ભગવાને સાત અધ્યાયોવડે વાર્ષિક વ્રતોત્સવોનો વિધિ કહેતાં, આ અધ્યાયમાં કહેલો જન્માષ્ટમીઉત્સવનો સનિર્ણય વિધિ તથા ઉદ્ધવસંપ્રદાયમાં પાંચ પ્રકારનાં મદિરોમાં લક્ષ્મીનારાયણ નરનારાયણાદિરૂપ આકૃતિભેદથી વિરાજમાન એવાં પણ ભગવત્સ્વરૂપોમાં સ્વરૂપભેદભ્રમના નિરાકરણપૂર્વક કરેલું કૃષ્ણસ્વરૂપૈક્યનું અવબોધન ॥૫૫॥

૫૬ ભાદ્રપદમાસીય ઉત્સવવિધિમાં-ભગવાને કહેલો અર્જુનપ્રાદુર્ભવોત્સવવિધિ, ગણપતિપ્રાદુર્ભાવોત્સવવિધિ, રાધાપ્રાદુર્ભવમહોત્સવવિધિ, દાણલીલોત્સવવિધિ અને વામનપ્રાદુર્ભાવમહોત્સવવિધિ ॥૫૬॥

૫૭ આસોમાસમાં કરવાના ઉત્સવોના વિધિમાં–ભગવાને કહેલો વિજયદશમીઉત્સવવિધિ, રાસલીલોત્સવવિધિ, ભગવદલંકારોના ઉન્માર્જનોત્સવનો વિધિ, અભ્યંગસ્નપનોત્સવનો વિધિ, હનુમત્પૂજનોત્સવવિધિ, દીપોત્સવવિધિ અને લક્ષ્મીપૂજનોત્સવવિધિ ॥૫૭॥

૫૮ કાર્તિકમાસમાં કરવાના ઉત્સવોના વિધિમાં–ભગવાને કહેલો ગોવર્ધનોત્સવવિધિ, ગોપાષ્ટમીઉત્સવવિધિ, પ્રબોધિનીઉત્સવવિધિ, ધર્મદેવપ્રાદુર્ભાવમહોત્સવવિધિ, હાટરચનોત્સવવિધિ, તુલસીવિવાહોત્સવવિધિ અને દેવદીપોત્સવવિધિ ॥૫૮॥

૫૯ માર્ગશીર્ષાદિ ત્રણ માસોમાં કરવાના ઉત્સવોના વિધિમાં–ભગવાને કહેલો ધનુર્માસોત્સવવિધિ, મકરસંક્રાંતિઉત્સવવિધિ, વસંતોત્સવવિધિ અને શિવરાત્રિમહોત્સવવિધિ ॥૫૯॥

૬૦ ફાલ્ગુનાદિ ત્રણ માસોમાં કરવાના ઉત્સવોના વિધિમાં–ભગવાને કહેલો દોલોત્સવવિધિ, મત્સ્યજયંતીમહોત્સવવિધિ, રામનવમીમહોત્સવવિધિ, ચૈત્ર શુકલ એકાદશીએ કરવાના દોલોત્સવનો વિધિ, કૂર્મજયંતીમહોત્સવવિધિ, પરશુરામજયતીઉત્સવવિધિ, નૃસિંહજયંતીઉત્સવવિધિ ॥૬૦॥

૬૧ જ્યેષ્ઠાદિ ત્રણ માસમાં કરવાના ઉત્સવોના વિધિમાં–ભગવાને કહેલો ગંગાવતરણોત્સવવિધિ, સ્નાનયાત્રોત્સવવિધિ, રથયાત્રોત્સવવિધિ, શ્રાવણમાં દોલોત્સવવિધિ, વરાહજયંતીમહોત્સવિધિ, પવિત્રારોપણોત્સવવિધિ અને શ્રીરામાનંદપ્રાદુર્ભાવમહોત્સવવિધિ ॥૬૧॥

૬૨ ગોપાલાનંદ મહામુનિને ઉદ્દેશીને ધર્મામૃત નામના ત્યાગિધર્મોનું ૭ અધ્યાયોવડે નિરૂપણ કરતા ભગવાને આ અધ્યાયમાં કરેલું લોભગતદોષોનું નિરૂપણ તથા લોભજયના ઉપાયોનું નિરૂપણ તથા લોભજયના ઉપાયપણે કરેલા નિયમોના ભંગમાં પ્રાયશ્ચિત્તની કર્તવ્યતા વિગેરે ॥૬૨॥

૬૩ ભગવાને કરેલું કામના દોષોનું નિરૂપણ, તેના જયના ઉપાયોનું નિરૂપણ અને ઉપાયપણે કહેલા નિયમોના ભંગમાં પ્રાયશ્ચિત્તનું વિધાન ॥૬૩॥

૬૪ ભગવાને કરેલું રસમાં રહેલા દોષોનું નિરૂપણ, તેના વિજયના ઉપાયોનું નિરૂપણ અને વિજયના ઉપાયપણે કહેલા નિયમોના ભંગમાં પ્રાયશ્ચિત્તવિધિ વિગેરે ॥૬૪॥

६५ ભગવાને કરેલું સ્નેહનિષ્ઠ દોષોનું નિરૂપણ, તેના જયના ઉપાયોનું પ્રદર્શન, તેના જયના ઉપાયપણે કહેલા નિયમોના વિલંગમાં પ્રાયશ્ચિત્તની આચરણીયતા ॥૬૫॥

૬૬ માનમાં રહેલા દોષોનું નિરૂપણ, તેના જયના ઉપાયોનું નિરૂપણ, ક્ષમાની ત્યાગિઓને આવશ્યકતા, અહિંસાપરાયણતા, હિંસાપ્રસંગમાં પ્રાયશ્ચિત્તવિધિ, આત્મનિવેદી ત્યાગિઓના વિશેષનિયમો વિગેરે ॥૬૬॥

૬૭ ભગવાને કરેલુ જ્ઞાનસ્વરૂપનું નિરૂપણ, વૈરાગ્યસ્વરૂપનું નિરૂપણ, ભક્તિસ્વરૂપનું નિરૂપણ, પ્રવૃત્તિધર્મ-નિવૃત્તિધર્મ બન્નેનુ પણ ભગવાનના સંબન્ધથી એકાંતિકતાનું ઉપપાદન, એકાંતિક ધર્મનુંજ નિઃશ્રેયસમાં સાધનપણું અને એકાંતિકધર્મસ્વરૂપનું નિરૂપણ વિગેરે ॥૬૭॥

૬૮ નિત્યાનંદ મહામુનિને ઉદ્દેશીને છ અધ્યાયોવડે જ્ઞાનોપદેશ કરતાં, આ અધ્યાયમાં બ્રહ્માંડ સર્ગદ્વારા જ્ઞાનને નિરૂપણ કરવા પ્રવર્તેલા ભગવાને કરેલુ પૌરૂષ સર્ગનું સંનિરૂપણ ॥૬૮॥

૬૯ ભગવાને કરેલુ આહંકારિક સર્ગલક્ષણોનું શાસ્ત્રાનુભવયુક્તિથી નિરૂપણ ॥૬૯॥

૭૦ જીવોને પૂર્વ પૂર્વ કર્માનુસારે થતો દેહયોગ, પાંચભૌતિક સ્થૂળ દેહના સ્વરૂપનું વિવેચન, સૂક્ષ્મદેહસ્વરૂપનું વિવેચન, પ્રાણવૃત્તિભેદનું નિરૂપણ, જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓનું નિરૂપણ, વિશ્વતૈજસાદિ ભેદનું નિરૂપણ અને સત્ત્વાદિ ગુણોનું કાર્યભેદથી લક્ષણ વિગેરે ॥૭૦॥

૭૧ અધ્યાત્મ અધિદૈવ અધિભૂતોના ભેદનું ભગવાને કરેલુ નિરૂપણ અને તે થકી ભિન્ન જીવસ્વરૂપનું ફરી પણ કરેલુ સ્પષ્ટ નિરૂપણ વિગેરે ॥૭૧॥

૭૨ જ્ઞાનપર સાંખ્યશાસ્ત્ર અને કર્મપર અન્ય સર્વકોઈ શાસ્ત્રનું વાસુદેવપરપણાનું નિરૂપણ, દિવ્યાકાર શ્રીકૃષ્ણમાં કરાતી નવવિધ ભક્તિનુંજ નિઃશ્રેયસમાં સાધનપણું, જીવ બ્રહ્મના ભેદનું સમર્થન અને અદ્વૈત શ્રુતિઓના તાત્પર્યનું નિરૂપણ વિગેરે ॥૭૨॥

૭૩ જ્ઞાનપરિપાકરૂપ ભક્તિપ્રકર્ષના ફળનું નિરૂપણ અને જ્ઞાનોપદેશના પાત્ર અપાત્ર ભેદનું નિરૂપણ વિગેરે ॥૭૩॥

इति विषयानुक्रमणिका ॥



श्रीस्वामिनारायणो जयति ।

# सत्सङ्गिजीवनम् ।

## गुर्जरानुवादसहितम् ।

## चतुर्थप्रकरणम् ।

सुव्रत उवाच—स्वगृहे निवसन्तं तं निर्दम्भोऽभयनन्दनः । सिषेवे परया भक्त्या सकुटुम्बोऽन्वहं नृप ! ॥१॥ तत्प्रीतये स कृतवानन्नकूटमहोत्सवम् । प्रबोधन्युत्सवं चापि पूर्ववद्विस्मयावहम् ॥२॥ भक्तं सपरिवारं त सुखयन्भगवानपि । भक्तान्देशान्तरेभ्यः

### [1]અધ્યાય ૧ લો.

સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ નૃપ! પોતાના ભવનમા ભક્ત વત્સળ ભાવને લીધેજ નિવાસ કરી રહેલા ભગવાન્ શ્રીહરિની અભયભૂપના પુત્ર ઉત્તમભૂપ દંભાદિ દોષે રહિત થઈ પરા ભક્તિથી પ્રતિદિન સપરિવાર સર્વવિધ સેવા કરતા હતા ॥૧॥ તે આ ઉત્તમ ભૂપતિએ તે આ શ્રીહરિની પ્રસન્નતા માટે સર્વ જનોને વિસ્મય થાય એવો અન્નકૂટમહોત્મવ અને પ્રબોધનીમહોત્સવ તૃતીયપ્રકરણમા કહ્યા પ્રમાણે ફરી સવત્ ૧૮૭૬ ના વર્ષમા પણ કર્યા ॥૨॥ ભગવાને પણ પોતાની પરિચર્યાનાજ એક મહો-

૧ નવ અધ્યાયથી શ્રીહરિકૃત પુરાણ શ્રવણોત્સવ કહેતા, આ અધ્યાયમા પુરાણાદિના શ્રવણનો વિધિ સામાન્યપણે કહ્યો છે

स्नानाद्यार्च्याचीकरच्च तौ ॥३॥ प्रबोधन्युत्सवेऽतीते स्वस्वदेशं गतेषु च । देशान्तरीयलोकेषु भगवान् लोकभावनः ॥४॥ वेदोक्तां स्थापयन्नेव मर्यादां स्वाश्रितेषु सः । पुराणश्रवणारम्भमचिकीर्षच्च सर्ववित् ॥५॥ उपस्युत्थाय षष्ठ्यां च प्रातःकृत्यं विधाय सः । आकारयत्पुराणज्ञं मयारामजितमीश्वरः ॥६॥ स्वमन्दिरवहिर्वेद्यामासने स उपाविशत् । तत्र पौराणिकश्चान्ये पार्षदाद्या उपाययुः ॥७॥ यथोचितं सभायां ते निषेदुश्च व्यवस्थया । ततः स भगवानूचे मयरामद्विजं प्रति ॥८॥ श्रीनारायणमुनिरुवाच—शृणु त्वं ब्राह्मणश्रेष्ठ ! ज्योतिःशास्त्रविशारद ! । मासोऽयं मार्गशीर्षोऽस्ति

त्सववाળા સપરિવાર તે ઉત્તમ નૃપને આનંદ આપવા તે બન્ને મહોત્સવો તેમની અભિલાષાને અનુસારે દેશાંતર થકી પોતાના સમગ્ર ભક્તોને બોલાવીને મહોત્સાહથી તેમની પાસે કરાવ્યા ॥૩॥ પ્રબોધનીનો મહોત્સવ વ્યતીત થતાં, તે તે દેશો થકી આવેલા સમસ્ત ભક્તો આજ્ઞાને અનુસારે પોતપોતાને દેશે ગયા પછી, સકળ લોકના પરિપાલક ભગવાને પોતાનું અવતારકાર્ય જે વૈદિક ધર્મ સ્થાપન તેને પૃથ્વી ઉપર કરવા આશ્રિતપરંપરાએ ધર્મપ્રચારણ માટે પુરાણશ્રવણનો આરંભ કરવાનો સંકલ્પ કર્યો. સ્વયં સર્વજ્ઞ ભગવાનને પણ ધર્મરક્ષણ માટે શ્રવણ શ્રાવણાદિ આવશ્યક છે. શ્રેષ્ઠ જન જેવું જેવું આચરણ કરેછે તેવું તેવું ઈતર ( અશ્રેષ્ઠ ) જન આચરણ કરે છે એ ન્યાય છે ॥૪-૫॥ અનંતર માર્ગશીર્ષ માસના શુક્લ પક્ષની ષષ્ઠી તિથિના પ્રાતઃકાળમાં ઉઠીને સ્નાનસંધ્યાદિ પ્રાતઃકૃત્ય કરીને ભગવાને પુરાણ પ્રવક્તા મયારામ વિપ્રને પોતાના બે પદાતિઓ મોકલીને બોલાવ્યા ॥૬॥ સ્વયં શ્રીહરિ પોતાના મંદિરની બહિર્વેદી ઉપર સ્થાપેલા સિંહાસનમાં વિરાજમાન થયા. તે સ્થળમાં પોતે બોલાવેલા પૌરાણિક અને બીજા પાર્ષદાદિ આવ્યા ॥૭॥ તેઓ ત્યાં થએલી મહાસભામાં યથામર્યાદા યથાયોગ્ય બેસી જતાં ભગવાન્ મયારામ વિપ્ર પ્રતિ બોલ્યા ॥૮॥

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! તમો સાંભળો. આ માર્ગશીર્ષ માસ સમસ્ત માસોની અપેક્ષાએ ઉત્તમ છે, 'માસાનાં માર્ગશી-

मासानामुत्तमः किल ॥९॥ विभूतिर्वासुदेवस्य कथितोऽसौ महर्षिभिः । पुराणश्रवणं कर्तुमत्रेच्छास्ति मम द्विज ! ॥१०॥ तदारम्भमुहूर्तं त्वं यथाशास्त्रं वदाधुना । निरन्तराया सिद्धिः स्याद्यत्रारम्भे कृते सति ॥११॥ पञ्चाङ्गपत्रं निष्कास्य स तदा स्थूलवेष्टनात् । दृष्ट्वा प्राह हरिं स्वामिन् ! मुहूर्तः श्वोऽस्ति तादृशः ॥१२॥ योगोऽस्ति मित्रसंज्ञो यद्धनिष्ठाबुधवारयोः । पुराणश्रवणारम्भस्तत्र कार्यस्त्वया प्रभो ! ॥१३॥ इत्युक्ते तेन भगवान् प्राह पौराणिकं वचः । प्रारम्भः श्वोऽस्ति कर्तव्यः श्रीमद्भागवतस्य मे ॥१४॥ उपस्युत्थाय कर्तव्यं दिनाद्यप्रहरावधि । त्वयाऽस्माभिश्च

र्षोऽहं' એમ પોતાની વિભૂતિપણે સ્વય ભગવાનેજ કહ્યો છે. આવા ઉત્તમ માસમાં મારે પુરાણ શ્રવણની ઇચ્છા છે. તો હે દ્વિજ ! તમો પુરાણ શ્રવણરૂપ વ્રતના સમારંભનું સમુચિત મુહૂર્ત ( દિનશુદ્ધિ વિગેરે ) યથાશાસ્ત્ર વિચારીને હમણાંજ કહો. તમો જ્યોતિઃશાસ્ત્રમાં નિપુણ છો. શુભ મુહૂર્તમાં સમારંભેલુ કર્મ નિર્વિઘ્ન પરિસમાપ્ત થાય છે, માટે તેવું મુહૂર્ત કહો ॥૯–૧૧॥ હે રાજન્ ! એરીતે ભગવાને કહેલા મયારામ વિપ્રે તે સમયે પોતાની મોટી પાઘડીમાંથી પંચાગપત્ર કાઢીને ખરોબર વિચાર કરીને શ્રીહરિને કહ્યું કે–હે સ્વામિન્ ! આવતી કાલેજ તેવું શુભ મુહૂર્ત છે. ધનિષ્ઠા બુધવારનો જે યોગ તે મિત્રસંજ્ઞિત યોગ કહ્યો છે, આ યોગ આવતી કાલે વર્તે છે. ( આ સ્થળે કહ્યો નથી પણ સપ્તમી બુધવારના સંબન્ધથી સિદ્ધિયોગ જાણી લેવો ) તો આ શુભ મુહૂર્તમાં તમારે પુરાણ શ્રવણનો સમારંભ કરવો. આથી અધિક તો સર્વજ્ઞ પ્રભુ આપ જાણોજ છો ॥૧૨–૧૩॥ હે રાજન્ ! મયારામ વિપ્રે આ પ્રકારે કહેલા ભગવાન્ સભામાં પોતાની પાસે બેઠેલા પૌરાણિક પ્રયાગજીત પ્રતિ વચન બોલ્યા કે–હે વિપ્રવર ! આ મયારામ ભટ્ટે આપેલા આવતી કાલના સુમુહૂર્તમાં શ્રીમદ્ભાગવત શ્રવણનો સમારંભ કરવો એવી મને રૂચિ થઈ છે ॥૧૪॥ તો આ કર્મમાં તમારે, મારે અને બીજા શ્રોતાઓએ ઉષઃકાળમાં (પાંચ ઘડી રાત્રિ બાકી રહે તે ટાઇમે) ઉઠીને દિવસના પ્રથમ પ્રહરપર્યંત યથાધિકાર નિત્યકર્મ પ્રતિદિન

विप्रर्षे ! नैत्यकं कर्म चान्वहम् ॥१५॥ ततः कथायाः प्रारम्भं कृत्वा मध्याह्न एव सा । समापनीया च ततः कार्यो माध्याह्निको विधिः ॥१६॥ पुनस्तृतीययामान्ते सायंसन्ध्यावधि द्विज ! । प्रारभ्य च समाप्या सा भवतो रुचिरस्ति चेत् ॥१७॥ पौराणिक उवाच—एवमेव करिष्यामि कृपानाथाहमन्वहम् । वाचयिष्ये यथाकालं कथामत्र दृढासनः ॥१८॥ विश्रान्तिर्या कृता मध्ये त्वया स्वामिंस्तया मम । जातं मनः प्रसन्नं वै देहक्लेशोऽन्यथा भवेत् ॥१९॥ आगम्यतां श्व इत्युक्त्वा ततस्तं भगवान्द्विजान् । भक्तान्

---

કરવુ તે પછી કથાનો સમારભ કરવો તે મધ્યાહ્નેજ પરિસમાપ્ત કરીને માધ્યાહ્નિક કર્મ કરવુ તે પછી તૃતીય પ્રહરને અતે ફરીથી કથાનો આરભ કરવો તે સાયસમયે સમાપ્ત કરવી હે દ્વિજ ! જો આ કર્મમા તમારે રૂચિ હોય તો આ બધુ શુભ થાય, કેમકે કર્મમાત્ર રૂચિથીજ શોભે છે પણ પરપ્રેરણામાત્રથી નહિ, શ્રોતાઓની પેઠે વક્તાને પણ રૂચિજ ફળ આપનારી થાય, લોકમા ઘણા વક્તાઓ ધનલુબ્ધ હોય છે, તેથી વક્તાનુ અને શ્રોતાનુ કશુ શ્રેય થતુ નથી, માટે રૂચિ હોય તો બોલો ॥૧૫-૧૭॥ એરીને શ્રીનારાયણમુનિએ અત્યત પ્રસન્નતાપૂર્વક કહેલા અને પ્રોત્સાહન આપેલા પ્રયાગજીત પૌરાણિક પરમ આનંદ પામીને બોલ્યા કે-હે ભગવન્ ! હુ આપની આજ્ઞાને અનુસારેજ પ્રતિદિન કરીશ આપ કૃપાનાથ છો કૃપાથીજ મને આપ નિયોજ્યો છો આ જન આપ ભગવાનને કથા સભળાવા સમર્થ નથી, અથાપિ મારી તથા આ સમગ્ર ભક્તો ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાથી આપ સાભળવાની સ્પૃહા પ્રદર્શાવો છો હુ અશક્ત છુ અથાપિ આદેશ તો આપનો મારા જેવાએ અવશ્ય અનુસરવો જોઇએ તો આપે કહેલા સમયને અનુસારે આપની સમીપે દૃઢાસન રાખીને કથા વાચીશ હે સ્વામિન્ ! જે મધ્યાહ્ને મધ્યે વિશ્રાતિ વાચવામા કરી તેણે કરીને પ્રવચનનો પરિશ્રમ મને નહિજ થાય અન્યથા તો કદાચિત્ કાયક્લેશ થાત વળી આ આપના ચરણ સેવા લાલરૂપ આજ્ઞાવચનથી મારૂ મન બહુ પ્રસન્ન થયુ છે ॥૧૮-૧૯॥ હે રાજન્ ! આવુ પૌરાણિકનુ વચન સાભળ્યા પછી ભગવાન

पुराणश्रोतृंश्च जगादानन्दयन् वचः ॥२०॥ श्रीनारायणमुनिरुवाच— भक्ताः ! शृणुत भद्रं वः सर्वेषां हितमुच्यते । पुराणश्रवणं कार्यं सर्वैरेव मदाश्रितैः ॥२१॥ चतुर्णामपि वर्णानां तथैवाश्रमिणामपि । अधिकारो भवत्येव पुराणश्रवणे सदा ॥२२॥ एष साधारणः पन्थाः साक्षात्सर्वार्थसिद्धिदः । महामुनिजनैः प्रोक्तो देवैरपि सुपूजितः ॥२३॥ स्वरूपबोधो न हरेः कथायाः श्रवणं विना ।

વિપ્ર પ્રત્યે 'આવતી કાલે તમો કથા કરવા આવજો' એમ આજ્ઞા કરીને પોતાના પુરાણશ્રોતા ભક્તજનોને આનંદ આપતાથકા વચન બોલ્યા ॥૨૦॥

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે ભક્તાઃ ! મારૂં વચન સાવધ મનથી સાંભળો તમારૂં ભદ્ર-કલ્યાણ થાવ. તમારા સર્વેનું આ હિત હું કહુંછું સર્વ કોઈ મદાશ્રિતોએ પુરાણશ્રવણ કરવું, આ આરંભ તમારા હિતમાટેજ મેં કર્યો છે. માટે મારા આશ્રયણને ઉન્મુખ થએલા, મારી આજ્ઞાને વશ વર્તનારા સર્વેએ આતો અવશ્ય કરવુંજ ॥૨૧॥ આ પુરાણશ્રવણરૂપ જે ધર્મ છે તે નિયમિતાધિકાર (અમુકને અધિકાર છે અને અમુકને નથી એમ) નથી પરંતુ સર્વાધિકાર-ચારેય વર્ણ અને ચારેય આશ્રમને સાધારણ છે (સર્વને એમાં અધિકાર છે) વળી આ ધર્મ નિયમિત ફળવાળો (અમુકજ ફળ થાય એમ) પણ નથી કિંતુ સર્વ ફળ સાધારણ છે, એટલે સર્વ પુરૂષાર્થને સાક્ષાત્ સિદ્ધ કરી આપે છે મહામુનિજનોનો પણ આજ મત છે અને દેવતાઓને પણ બહુ અભિમત છે. માટે સર્વેએ સદા પુરાણશ્રવણ કરવું ॥૨૨-૨૩॥ નરોને ભગવત્સ્વરૂપનો સમાહાત્મ્ય અવબોધ પુરાણ થકી ભગવત્કથા શ્રવણ વિના નજ થાય. (યદ્યપિ વેદાંત શ્રવણથી પરબ્રહ્મસ્વરૂપનો અવબોધ થાય છે એમ સંભળાય છે તથાપિ તત્ત્વથી તેનો અવબોધ તો વેદાંતમાત્ર શ્રવણથી સુગમ નથી, કેમકે વેદનો આશય અતિશય ગૂઢ છે અને તેની શાખાઓ અનંત છે, તેના અર્થનો પ્રકાશ તો ઇતિહાસ પુરાણે કરીનેજ થાય છે. 'इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत्' એવી સ્મૃતિ છે. 'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ! । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन' આ વચનથી તત્ત્વતો જ્ઞાનમાં ભક્તિનું

भवेन्नृणां विना तं च कथं स्यात्संसृतिक्षयः ॥२४॥ तस्माद्व्यासकृतानां हि पुराणानां निरन्तरम् । श्रवणं भारतस्यापि कार्यं रामायणस्य च ॥२५॥ अज्ञानतिमिरान्धानां दीपोऽयं ज्ञानसिद्धिद• । पुराणश्रवणं विष्णोरौषधं भवरोगिणाम् ॥२६॥ सर्वथैवात्मनः श्रेयो येऽभिवाञ्छन्ति देहिन । ते शृण्वन्तु सदा भक्त्या कथां

સાધનપણુ કહ્યુ છે, ભક્તિતો ભગવાનની દિવ્ય કથાઓના શ્રવણથીજ સિદ્ધ થાય છે પણ કેવળ ઉપનિષદ્‌ના અર્થવિજ્ઞાનથી નહિ તો ઉપનિષદ્ ગમ્ય જે પરમાત્મસ્વરૂપબોધ છે તેપણ ભગવત્કથાગર્ભિત પુરાણના શ્રવણ થીજ સારીરીતે સિદ્ધ થાય ) તત્ત્વથી ભગવત્સ્વરૂપના જ્ઞાન વિના જન્મ મરણના પ્રવાહરૂપ સસૃતિનો સક્ષય કેમ થાય ? નજ થાય ॥૨૪॥ માટે રામાયણ, ભારતાદિ ઇતિહાસ અને શ્રીમદ્‌ભાગવતાદિ જે વ્યાસનિરચિત પુરાણો છે તેનુ સતત સશ્રવણ કરવુ (કેમકે વ્યાસમુનિ વેદોનો વિભાગ કરનારા અને વેદાર્થોને પુરાણાદિવડે પ્રકાશ કરનારા અને ભગવાનના એક અવતારવિશેષભૂત છે ) આ પુરાણશ્રવણ અજ્ઞાન અધકાર ટાળી નાખીને તત્ત્વજ્ઞાનસિદ્ધિને આપનારો દીપવિશેષ છે અને ભવરોગને વિનાશ કરનારૂ ઔષધ પણ આ પુરાણશ્રવણજ છે ॥૨૫-૨૬॥ જે દેહિઓ પોતાનુ સર્વથા શ્રેય ઇચ્છતા હોય તેઓએ શુભ (શ્રવણપુટથી પેય અમૃત રસ વાળી) પૌરાણિકી ભગવત્કથા ભક્તિથી સદાય સાભળવી (જે દેહીઓ પોતાનુ શ્રેય ઇચ્છે છે—દેહયોગ સતે બહુ જણાઓ દેહનેજ આત્મા માનીને પશુની પેઠે ગ્રામ્ય ધર્મમા રમ્યા કરે છે કેટલાકો આત્માને દેહ વિલક્ષણ જાણવા છતા પણ અપ્સરા આદિક સભોગમા રમે છે. તેઓને પરલોકાદિ વિજ્ઞાન થયુ છે પણ તે ગ્રામ્ય ધર્મમાજ એક પર્યવસાન પામનારૂ હોવાથી તેઓને તેથી કશો વિશેષ નથી, કેમકે તેઓ પોતાને જે પ્રિય છે તેને ઇચ્છે છે પણ શ્રેયને ઇચ્છતા નથી કોઇકજ પ્રિય પડી મુકીને પોતાનુ શ્રેય ઇચ્છે છે, તેવી શ્રુતિ છે–'श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ सम्परीत्य विविनक्ति धीर । श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते' ઇતિ શ્રેયને ઇચ્છતા પણ બહુજનો ઉપનિષદર્થના વિજ્ઞાનમાટે 'શ્રુતિ

पौराणिकीं शुभाम् ॥२७॥ अशक्तो यः सदा श्रोतुं कथां भगवतः स तु । मुहूर्तं वापि शृणुयान्नियतात्मा दिनेदिने ॥२८॥ यस्तु प्रतिदिनं श्रोतुमशक्तः सोऽपि मानवः । पुण्यमासेषु शृणुयात्पुण्यासु च तिथिष्वपि ॥२९॥ मुहूर्तं वा तदर्धं वा क्षणं वा पावनीं कथाम् । ये शृण्वन्ति नरा भक्त्या न तेषामस्ति दुर्गतिः ॥३०॥ यत्फलं सर्वयज्ञेषु सर्वदानेषु यत्फलम् । भक्त्या पुराणश्रवणात्त-

છે શ્રુતિ છે' એવા ગૌરવથી તેના તરફ દોડે છે, પણ શ્રુતિઓતો નિર્ગુણવાદ-સગુણવાદ-ભેદવાદ-અભેદવાદ-ન પ્રવેશ થાય એવા વિદ્યાવિકલ્પાદિકથી ગુથાએલી છે, તેથી તેનાથી પણ તત્ત્વજ્ઞાન મદમતિયોને થતું નથી વળી તેમા પ્રેમરસને પ્રધાનપણે પરિપોષણ કરનાર નહિ હોવાથી અને ભક્તિમાર્ગ નિગૂઢ હોવાથી કૈવલ્ય ક્લેશને કરનારી છે, ભક્તિરહિતને પરમાત્મા પોતાની તનુ વરતા નથી, 'यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्' એવી શ્રુતિ છે '*दैवी ह्येषा गुणमयी तस्य माया दुरत्यया । तमेव* ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते' આ વચનથી કહેલી પ્રપત્તિ ભક્તિવિહીનને નજ ઘટે, તો ભક્તિરસની અભિવૃદ્ધિ ભગવાનના દિવ્ય ગુણચરિત્રનો અવબોધ આપનારા જે પુરાણાદિ પ્રબન્ધોએ કરીને થાય તેજ પુરાણ વિગેરે પોતાના શ્રેયની ઇચ્છાવાળાએ ભક્તિથી સદાય સાભળવા તે ભગવત્કથા શ્રવણમગળભૂત હોઇને સાભળી થકી અમૃતરસના અભિષેકથીજ જેમ એમ સર્વ ઇન્દ્રિયોમા આહ્લાદ આપનારી અને સર્વ પાપને પ્રક્ષય કરનારી થાય છે તે આ કથાને પ્રીતિથી સાભળે ) ॥૨૭॥ જે જન તો ભગવત્કથાને સતત સાભળવા કાળ દેશાદિકની વિષમતાને લીધે અશક્ત હોય તે પ્રતિદિન ભક્તિથી નિશ્ચળ ચિત્તવાળો થઈ મુહૂર્ત કે અર્ધ મુહૂર્ત પણ સાભળે ॥૨૮॥ જે જનને પ્રતિદિન કથા શ્રવણનો અવસર ન મળતો હોય તેપણ *પુણ્ય શ્રાવણાદિ માસોમા કે પુણ્ય એકાદશ્યાદિ તિથિઓમા* મુહૂર્ત સાભળે ॥૨૯॥ જે નરો મુહૂર્ત કે અર્ધ મુહૂર્ત કે ક્ષણ પણ ભક્તિથી પાવનકારી ભગવત્કથાને સાંભળે છે તેઓ પણ કાળે કરીને પરમા ભક્તિને પામીને ભવસાગરને તરી જાય છે એમને દુર્ગતિનો પ્રસગ નથી ॥૩૦॥ જે

तत्फलं विन्दते नरः ॥३१॥ कलौ युगे विशेषेण पुराणश्रवणादृते । नास्ति धर्मः परः पुंसां नास्ति मोक्षपथः परः ॥३२॥ कलौ हीनायुषो मर्त्या दुर्बलाः श्रमपीडिताः । दुर्मेधसो दुःखभाजो धर्माचा-

જનો ધર્મ અર્થ અને કામ, આ ત્રિવર્ગમા નિષ્ઠાવાળા છે તેઓ બહુ દ્રવ્યવ્યય અને પ્રયાસવડે સાધ્ય એવા તે તે યજ્ઞ દાનાદિ કર્મોના તે તે ફળને આ કલેશ વિનાના ભક્તિપૂર્વકના પુરાણશ્રવણથી પામે છે (કેવળ ત્રિવર્ગલાભ થાય એટલુજ નહિ, ભક્તિ ફળથી મધ્યે અતરિત થાય છે પણ ફળ ભોગવ્યા પછી ફરીથી ભક્તિને ઉત્પન્ન કરીને શ્રેયમા જોડેજ છે ) ॥૩૧॥

આ ઘોર કલિયુગમા તો ભગવત્કથા શ્રવણની અપેક્ષાએ વિશેષપણે પર-ઉત્તમ કોઈ ધર્મ છેજ નહિ તેમ મોક્ષ માટે કોઈ પર પથા પણ છેજ નહિ કથાશ્રવણજ ઉત્તમ ધર્મ છે અને ઉત્તમ મોક્ષમાર્ગ છે કેમકે કલિયુગથી કલુષિત ચિત્તવાળા સર્વે કોઈ જનો છે તેથી તેઓને ધર્માંતરના અનુષ્ઠાનમા અધિકાર દુર્લભ છે કામનાની પેઠે શૌચ પણ અધિકારીનુ વિશેષણ થાય છે ( જેમ સ્વર્ગકામના અધિકારી થવામા વિશેષણ છે તેમ તેમા શુદ્ધિની પણ અપેક્ષા હોવાથી તે પણ વિશેષણ થાય છે એટલે જે સ્વર્ગ કામનાવાળો અને અપેક્ષિત શુદ્ધિવાળો હોય તેજ યજનમા અધિકારી થાય ) આ ભક્તિમા તો તેપણ નથી, 'अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्' આ ગીતાવચનમા દુરાચારોને પણ ભક્તિમા અધિકાર આપ્યો છે (ભક્તિમા અધિકારી થવા માટે કશા અગની અપેક્ષા નથી ) ॥૩૨॥ વળી આ કલિકાળમા કોઈ પણ દીર્ઘાયુષી નથી, સર્વે કોઈ અલ્પ આયુષવાળા છે, તો બહુ વર્ષવડે સાધ્ય તપશ્ચર્યાદિકને કરવામાટે કોણ સમર્થ થાય ? કોઈ પણ નહિ કેવળ અલ્પ આયુષવાળા છે એટલુજ નહિ કિંતુ દુર્બળ છે-અલ્પ આયુષમા પણ બળહીન છે અને શ્રમપીડિત-સોએસો આધિવ્યાધિથી પીડા પામીને થાકી ગએલા છે એરીતે શારીરબળ તથા મનોબળે રહિત એવા જનોએ ત્રિવર્ગસાધન યજ્ઞ દાનાદિ કર્મ કે નિ શ્રેયસસાધન યમ નિયમાદિ અષ્ટાગયોગ શી રીતે કરી શકાય ? નજ કરી

रविवर्जिताः ॥३३॥ इति सञ्चिन्त्य कृपया भगवान्वादरायणः । हिताय तेषां विदधे पुराणाख्यं रसायनम् ॥३४॥ पिबन्नेवामृतं यत्नादेकः स्यादजरामरः । पुराणामृतपः कुर्यात्कुलमप्यजरामरम् ॥३५॥ विना पुराणश्रवणं नरः पशुसमो मतः । तस्मादवश्यं तत्कार्यं विधिना स्वहितार्थिभिः ॥३६॥ सूत उवाच—इत्युक्तवन्तं तं

શકાય. કેવળ અપેક્ષિત અનુકૂળસંપત્તિ નથી એટલુંજ નહિ કિંતુ સોએસો પ્રતિકૂળ અભિયોગ પણ છે, કેમકે આ જનો ધર્માચારે વિવર્જીત અને દુર્બુદ્ધિ—અધર્માભિરૂચિ વિગેરેએ પરિપૂર્ણ અને દુઃખભાગી—પુત્ર મરણાદિ અનેક દુઃખોથી વ્યાકુળ વર્તે છે. આ પ્રકારે પ્રતિકૂળ પાપપરિપૂર્ણોએ કયો ધર્મ કરી શકાય ? કોઈ પણ નહીજ ॥૩૩॥ એરીતે આ કળિમર્ત્યોની અનુકૂળસપત્તિનો વિયોગ અને પ્રતિકૂળસંપત્તિનો સંયોગ તે રૂપ દુર્ઘટતા મનમાં વિચારીને એમના હિતમાટે ભગવાનનાં દિવ્ય ચરિત્રોના સંબન્ધવાળું પુરાણ નામનું રસાયન ભગવાન વેદવ્યાસે કૃપા કરીને કર્યું. 'अश्रद्दधानान्निःसत्त्वान् दुर्मेधान् ह्रसितायुषः । दुर्भगांश्च जनान् वीक्ष्य मुनिर्दिव्येन चक्षुषा । सर्ववर्णाश्रमाणां यद्दध्यौ हितममोघदृक्' ઈત્યાદિ ભાગવતમાં કહ્યું છે. (સુખેથી સેવન થાય એવું (પ્રિય) છે અને હિતકારી છે માટે રસાયન જેવું હોવાથી રસાયન કહ્યું છે. વસ્તુતાએ રસાયનગુણ ભગવચ્ચરિત્રમાંજ મુખ્ય છે, કેમકે 'रसो वै सः' આ શ્રુતિને અનુસારે રસસ્વરૂપ ભગવાન છે, તેના અવબોધકપણે અયન—આશ્રય આ પુરાણ છે માટે પ્રધાન રસાયન કહ્યું છે) ॥૩૪॥ 'આ તો અમારૂ અમૃત છે અમૃત છે' એમ અમરોને તેમાં મિથ્યા અભિનિવેશ વર્તે છે. પ્રયત્નથી અમૃતને પિનારો પોતે એકલોજ 'અજર અમૃત' એવા નામમાત્રને પામે છે, કેમકે તે અમરોપણ અસુરોએ પીડા પમાડતાં મરણપ્રાય દુઃખને અનુભવે છે. પુરાણરૂપ અમૃતને પાન કરનારો તો તત્ત્વથી (સાચો) અજર અમર થાય છે. પોતે એકલોજ અજર અમર થાય છે એટલુંજ નહિ કિંતુ સ્વસબન્ધિ કુળને પણ અજરામર કરે છે ॥૩૫॥ જે પુરૂષે ભગવાનના દિવ્ય ચરિત્રપ્રધાન પુરાણ સાંભળ્યું નથી તેતો પશુસમાન છે,

नत्वा हरिमुत्तमभूपतिः । पप्रच्छ प्राञ्जलिर्भक्त्या पुराणश्रवणोत्सुकः ॥३७॥ राजोवाच—पुराणश्रवणस्येश ! श्रोतुमिच्छाम्यहं विधिम् । कस्मिन्काले च तत्कार्यं देशे कीदृग्विधे तथा ॥३८॥ वक्ता पुराणस्य विभो ! कीदृशः परिकीर्तितः । श्रोतारः कीदृशाश्च स्युः किं देयं तैः समापने ॥३९॥ एतन्मे ब्रूहि भगवन्निति पृष्टो नृपेण सः । सर्वेषां शृण्वतामूचे तच्छुश्रूषां विदन् विभुः ॥४०॥ श्रीनारायणमुनिरुवाच—सर्वपापविनिर्मुक्तिकरणे यस्य मानसम् । भवेत्तेनादरान्नित्यं पुराणं श्रव्यमुत्तमम् ॥४१॥ आनुकूल्यं न चेन्नित्यं तदावश्यं पुमान्नृप ! । पुराणश्रवणं कुर्याच्चातुर्मास्ये च पर्वसु ॥४२॥ विधानं तस्य यद्राजन्यथोक्तफलदायकम् । तत्स्कान्दादि-

(પશુથી અધિક નથી) માટે પોતાના હિતની ઇચ્છાવાળા જનોએ યથાવિધિ પુરાણ અવશ્ય સાંભળવું ॥૩૬॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ભગવાનનું આવું વચન સાંભળીને ઉત્તમ ભૂપતિ પુરાણશ્રવણમાં સમુત્સુક થઇને, ભગવાન શ્રીહરિને પ્રણામ કરીને બે હાથ જોડીને ભક્તિવિનયથી તેમને પૂછવા લાગ્યા કે-॥૩૭॥ હે ઈશ! હું પુરાણશ્રવણનો વિધિ સાંભળવા ઇચ્છુંછું પુરાણ કયા દેશમાં કયા કાળમાં કયા પ્રકારે સાંભળવું? પુરાણવક્તા કેવો હોવો જોઇએ? વક્તાને શ્રવણને અંતે શ્રોતાઓએ શું આપવું જોઇએ? હે ભગવન્! આ મારા પ્રશ્નનો ઉત્તર મને આપો. હે રાજન્! આ પ્રકારે ઉત્તમ નૃપે પુછેલા પ્રભુ તેમની શુશ્રૂષા જાણીને સર્વજનોને સાંભળતાંજ તેમના પ્રતિ બોલ્યા ॥૩૮-૪૦॥

શ્રીનારાયણમુનિ કહેછે—હે ઉત્તમ! જે જન પોતાના પાપપુંજના પરિહારને મનથી ચાહતો હોય તેણે આદરથી નિત્ય પુરાણ શ્રવણ કરવું ॥૪૧॥ હે નૃપ! જે જનને નિત્ય પુરાણશ્રવણમાં અનુકૂળતા ન હોય તેણેતો ચાતુર્માસ્યમા અને દ્વાદશી અમાવાસ્યા આદિક પર્વોમાં અવશ્ય પુરાણશ્રવણ કરવું ॥૪૨॥ હે રાજન્! યથોક્ત ફળને આપનારો પુરાણશ્રવણપ્રકાર જે સ્કંદાદિ પુરાણમાં કહ્યો છે તેને હું હવે સંક્ષેપમાં કહુંછુ

पुराणोक्तं कथयामि समासतः ॥४३॥ कृताह्निकः समाहूय वक्तारं शास्त्रकोविदम् । सम्भाव्यासनदानेन नमस्कुर्यात्तमादरात् ॥४४॥ उच्चासने पुस्तकं च संस्थाप्यैव ततोऽवरे । व्यासासनेऽतिमृदुले वक्तारमुपवेशयेत् ॥४५॥ सम्पूज्य पुस्तकं त्वादौ ततो वक्तारमर्चयेत् । चन्दनेनाक्षतैः पौष्पैर्हाराद्यैर्धूपदीपकैः ॥४६॥ नैवेद्यफलताम्बूलदक्षिणाभिश्च भक्तितः । सम्पूज्यारार्तिकं कृत्वा नमस्कुर्वीत सादरम् ॥४७॥ नमस्ते भगवन्व्यास! वेदशास्त्रार्थकोविद! । ब्रह्मविष्णुमहेशानां मूर्ते! सत्यवतीसुत! ॥४८॥ मन्त्रेणानेन वक्तारं नमस्कृत्य ततो नृप! । श्रोतॄन्विप्रान्सतश्चार्चेन्मुख्यः श्रोता यथोचितम् ॥४९॥ आसनादवरे वक्तुरुपविश्यासने ततः । पुराणं श्र

તેને સાવધ મનથી સાભળો ॥૪૩॥ નિત્યવિધિ કરી પરવારેલો શ્રોતા સચ્છાસ્ત્રાર્થના સારને જાણનારા વક્તાને બોલાવીને નમસ્કાર કરીને તેનુ આસન દાનાદિકવડે સન્માન કરે ॥૪૪॥ જે વાચવાનુ પુરાણપુસ્તક હોય તેને ઉચા આસન ( બાજોઠ ) મા સસ્થાપીને તે આસન થકી નીચા, સુખેથી બેસાય એવા કોમળ વ્યાસાસનમા વક્તાને બેસારે પ્રવચનના પ્રારભ પહેલા પુસ્તકની ચદન પુષ્પાદિવડે પૂજા કરીને તદનતર પ્રવક્તાની ચદન અક્ષત પુષ્પહારો ધૂપ દીપ ફળ તાબૂળ નૈવેદ્ય દક્ષિણાદિવડે પ્રીતિથી પૂજા કરીને અને આરતી કરીને તેને કહીશ એવા મત્રથી આદરથી નમસ્કાર કરે ॥૪૫-૪૭॥ તે વક્તાને 'વ્યાસજી સાક્ષાત્ સન્નિધિ કરી રહ્યા છે' એમ માનીને 'नमस्ते भगवन् ! व्यास ' वेदशास्त्रार्थकोविद '। ब्रह्मविष्णुमहेशाना मूर्ते ! सत्यवतीसुत ' ॥ ( હે ભગવન્ ! વ્યાસ ! તમો વેદશાસ્ત્રાર્થમા પ્રવીણ, બ્રહ્મા વિષ્ણુ મહેશની મૂર્તિરૂપ અને સત્યવતીના સુત છો તે તમોને નમસ્કાર છે) હે નૃપ! આ મત્રવડે નમસ્કાર કરીને મુખ્ય શ્રોતા તદનતર ત્યા આવેલા બીજા બ્રાહ્મણ વિપ્રાદિ શ્રોતાઓની યથાયોગ્ય પૂજા કરે ॥૪૮-૪૯॥ તે પછી સમસ્ત શ્રોતાઓ પ્રવક્તાને પ્રણામ કરીને, તેના આસન થકી નીચા ( નીચે સ્થાપેલા ) આસનમા બેસીને સ્વસ્થ મનવાળા થઇને પુરાણને સાભળે ( શ્રોતાઓ પણ શ્રવણવ્રત વિશેષમા નિષ્ઠાવાળા છે માટે તેમને

णुयुः सर्वे नत्वा तं स्वस्थमानसाः ॥५०॥ उपवेश्यं ब्राह्मणानां पृष्ठतस्तत्र बाहुजैः । तेषां च पृष्ठतो वैश्यैस्तेषां शूद्रैश्च संसदि ॥५१॥ ये च सङ्करजातीया शूद्राणां पृष्ठतस्तु तैः । मर्यादयैवोपविश्य श्रोतव्या भगवत्कथा ॥५२॥ ज्ञानवृद्धास्तपोवृद्धा ब्रह्मनिष्ठाश्च ये द्विजाः । उपवेश्या श्रोतृभिस्ते सर्वेषामग्रतो नरैः ॥५३॥ धनुर्मानान्तरे पुम्भ्यः स्त्रीभिश्चापि महीपते ! । मर्यादयैवोपवेश्यं तत्र श्रोतुं हरे कथा ॥५४॥ पत्रं पुष्पं फलं चापि रौप्यकं ताम्रढब्बुकम् । निवेद्य वा धान्यमुष्टिं वक्तुः तु शृणुयात्कथाम् ॥५५॥ बालो युवाऽथवा वृद्धो दरिद्रो दुर्बलोऽपि वा । पुराणज्ञः सदा वन्द्य

જે આ આસનવિધાન કર્યું છે તે ઘટતુ આવે છે) ॥૫૦॥ સભામા બ્રાહ્મણશ્રોતાઓએ પ્રથમ પક્તિમા બેસવુ, તેમની પાછળ ક્ષત્રિયોએ બેસવુ, તેમની પછવાડે વૈશ્યોએ બેસવુ, તેમના પૃષ્ઠભાગમા શૂદ્રોએ અનુક્રમે બેસવુ જે સકર જાતિના હોય તેમણે શૂદ્રોની પાછળ બેસવુ એરીતે પોતપોતાના અધિકારને અનુસારે મર્યાદા મુજબજ બેસીને પરમ આદરથી ભગવત્કથાઓ સાભળવી ॥૫૧-૫૨॥ દ્વિજોમા પણ જેઓ બ્રહ્મનિષ્ઠ-વેદનિષ્ઠ અધ્યયનપર હોય અને જેઓ તપે કરીને વૃદ્ધ (મોટા) હોય અને જેઓ તત્ત્વજ્ઞાને કરીને વૃદ્ધ હોય તેઓને શ્રોતા નરોએ યથાધિકાર બીજા બધાઓની આગળ બેસારવા (અથવા જે જ્ઞાનવૃદ્ધ-શાસ્ત્રજન્ય પરોક્ષ જ્ઞાને કરીને વૃદ્ધ હોય અને જે તપોવૃદ્ધ-આત્મપ્રાપ્તિના સાધનમા નિષ્ઠાવાળા હોય અને જે બ્રહ્મનિષ્ઠ-બ્રહ્મદર્શી હોય તેઓને સર્વની આગળ બેસારવા, એવો અન્વય લેવો) ॥૫૩॥ હે મહીપતે ! સ્ત્રીયોએતો તે સભામા પુરૂષોથી ધનુર્માનાતર (ચાર હાથ) છેટે યથામર્યાદા બેસીને ભગવત્કથા સાભળવી ॥૫૪॥ પ્રવચન કરનારને રૂપ્યમુદ્રા (રૂપીયો) કે તામ્રમુદ્રા, (ઢબ્બુ-પૈસો) કે મુષ્ટિપરિમિત કાચુ જે કોઈ ઉત્તમ અન્ન, કે સોપારી આદિક ફળ, કે પુષ્પ કે શાકાદિપત્ર યથાશક્તિ આપીને કથા સાભળે ॥૫૫॥ પુરાણજ્ઞ પ્રવક્તા બાળ હોય કે યુવા હોય કે વૃદ્ધ હોય કે દરિદ્ર-ધનદુર્બળ હોય કે દુર્બળ-કૃશશરીર હોય તોપણ સુકૃતાર્થી શ્રોતા

पूज्यश्च सुकृतार्थिभिः ॥५६॥ न प्राकृतमतिः कार्या पुराणज्ञे कदाचन । यस्य वक्त्रोद्गता वाणी कामधेनुः शरीरिणाम् ॥५७॥ गुरवः सन्ति लोकस्य जन्मतो गुणतश्च ये । तेषामपि च सर्वेषां पुराणज्ञः परो गुरुः ॥५८॥ भवकोटिसहस्रेषु भूत्वा भूत्वावसीदते । यो ददाति हरेर्ज्ञानं कोऽन्यस्तस्मात्परो गुरुः ॥५९॥ पुराणज्ञः शुचिः शान्तो दान्तो विजितमत्सरः । साधुः कारुण्यवान्वाग्मी जात्या विप्रः कथां वदेत् ॥६०॥ द्विजातिरन्यो यः प्राप्तो दीक्षां भागवतीं

જનોએ સદા વંદનીય અને પૂજનીય છે. અન્યથા સુકૃતની હાનિ થાય ॥૫૬॥ પ્રવક્તાને પ્રાકૃત પુરૂષ કદાપિ ન સમઝે, (કિંતુ આ સાક્ષાત્ વ્યાસ છે એમજ માને) કારણ કે જે વક્તાના વદનથકી નિકળેલી ભગવત્કથારૂપ વાણી શરીરીઓને કામધેનુની પેઠે અખિલ અર્થને આપનારી છે ॥૫૭॥ જેઓ લોકમાં જન્મ—જાતિમાત્રથી ગુરૂઓ (વિપ્રો) છે અને જેઓ ગુણ—જ્ઞાનાદિગુણોવડે ગુરૂઓ છે તે સર્વેએ પણ આ પુરાણાભિજ્ઞ પ્રવક્તા ગુરૂવત્ પૂજનીય છે, કારણ કે તે વક્તા ભગવાનનાં દિવ્ય ચરિત્રોનો અવબોધ આપીને ભવમાર્ગમાં વારેવારે થતા પરિભ્રમણના પરિશ્રમને પરહરે છે, ભગવદ્ભક્તિ વિના ચોરાશી લાખ યોનિમાં જન્મી જન્મીને જનો બહુ દુઃખને પામેછે, તે દુઃખને ટાળનારો જે ભક્તિવિશેષ છે તે તો કથાશ્રવણથીજ થાય છે, માટે પુરાણજ્ઞ પ્રવક્તા થકી બીજો કોણ પર—ઉત્તમ ગુરૂ થવાને યોગ્ય છે ? કોઈપણ નહિ ॥૫૮-૫૯॥ હવે પ્રવચનકર્તા પૌરાણિકને અવશ્ય અપેક્ષિત વિશેષો કહુંછું તેને સાંભળો—જે જાતિથી વિપ્ર હોય તે કથા કહેવા માટે અધિકારી છે, તેણે પુરાણસારજ્ઞ થવું અને બાહ્ય આભ્યંતર શૌચે સંયુક્ત થવું, કેમકે શૌચ શ્રવણમાંજ જેમ એમ પ્રવચનવ્રતમાં પણ અંગ છે. વળી શાંત દાંત—જીત બાહ્ય આભ્યતર ઇન્દ્રિય થવું જોઇએ. પ્રવક્તાને આ અવશ્ય અપેક્ષિત છે. વળી મદમત્સરે રહિત રહેવું જોઇએ. વળી સાધુ—સર્વ ભૂતોની ઉપર સાધુ રહેવું જોઇએ. (સર્વ ભૂતો ઉપર સદા સુહૃદ્ભાવ રાખવો) અને કારૂણ્યવાન્—સર્વ પ્રાણીઓ ઉપર દયાળુ રહેવું જોઇએ. આવા ગુણવાળો વાગ્મી—વાંચવામાં પ્રવીણ વિપ્ર કથાપ્રવચનમાં અધિકારી

स तु । अष्टाङ्गब्रह्मचर्याढ्यो निर्लोभश्चेद्वदेत्कथाम् ॥६१॥ व्यासासनं समारूढो यदा पौराणिको भवेत् । आसमाप्तेस्तदा कञ्चिन्नमस्कुर्यान्न भूपते ! ॥६२॥ एकान्तिका हरेर्भक्ता हरिर्वा मानुषाकृतिः । तत्रागच्छेद्यदि तदा नमस्कुर्वीत तांश्च तम् ॥ ६३॥ ये धूर्ता ये च दुर्वृत्ता ये चान्यविजिगीषवः । तेषां कुटिलवृत्तीनामग्रे नैव वदेत्कथाम् ॥६४॥ न दुर्जनसमाकीर्णे न शूद्रश्वापदा-

થાય છે ॥૬૦॥ વિપ્ર જેમ અધિકારી છે તેમ તેથી બીજો દ્વિજાતિ–ક્ષત્રિય વૈશ્ય ભગવત્કથાના પ્રવચનમા અધિકારી છે પર તેઓ જન્મથીજ અધિકારી નથી કિંતુ ભાગવતી દીક્ષાને ધર્મવંશીય ગુરૂથકી જો પામેલો હોય તો અધિકારી થાય છે તેમણે દીક્ષાના અગભૂત કે દીક્ષા સાથે જોડાએલા અષ્ટાગ બ્રહ્મચર્યવ્રને સપન્ન રહેવું અને નિર્લોભ રહેવુ. આ ઉપરથી શમ દમ કારૂણ્ય આદિકનુ ઉપલક્ષણ કરી લેવું. એટલે શમ દમાદિ ઉક્ત ગુણોએ સપન્ન થવુ દીક્ષા બ્રહ્મચર્યનો યોગ તો પૂર્વ થકી અધિક અધિકારી વિશેષણ છે. આવા (દીક્ષા બ્રહ્મચર્યના યોગવાળા) વિપ્રને પ્રવચનમા અધિકારતો કૈમુતિક ન્યાયસિદ્ધ છે–અધિકાર હોય એમા કાંઈ કહેવાની જરૂર રહેતી નથી ॥૬૧॥ હે ભૂપતે ! પૌરાણિક જ્યારે વ્યાસાસનમા બેસે ત્યારે કથાવાચનની સમાપ્તિપર્યંત કોઇને પણ વયે કરીને કે જાતિએ કરીને કે વિદ્યાએ કરીને સમધિકને પણ ન નમસ્કાર કરે જો તે સભામા સાક્ષાત્ શ્રીહરિજ જગદુપકારાર્થે મનુષ્યાકારથી પ્રકટ થએલા આવે કે મનુષ્યાકાર ગુરૂરૂપ શ્રીહરિજ આવે અથવા તેમના ભક્ત એકાંતિકો આવે તો તેમને તો નમસ્કાર કરેજ ॥૬૨–૬૩॥ જેઓ પોતે કથાશ્રવણમા શ્રદ્ધાએ રહિત હોઇને દોષોદ્ભાવન માટેજ કથા સાભળવા બેઠેલા કુટિલ વૃત્તિવાળા, ધૂર્ત–પરવચનપરાયણ, પર દ્રવ્યના અપહરણાદિ દુર્વૃત્તવાળા અને કથા સાંભળીને બીજાઓને જીતવાની ઇચ્છાવાળા હોય તેમની આગળ કથા નજ કહે, સભામાં આવો એક પણ જો હોય તો બીજા સાત્ત્વિક શ્રોતાઓ હોય તોપણ કથાને નજ કહે ॥૬૪॥ ભગવત્કથામાં વર્જનીય દેશોને કહેછે–સુમતિ પૌરાણિકે ભગવાનની પુણ્ય

कुले । देशे न द्यूतसदने वदेत्पुण्यकथां सुधीः ॥६५॥ सद्ग्रामे सद्भिराकीर्णे सुक्षेत्रे देवतालये । नदीतटे शुचौ गेहे कथा वाच्याऽशनालये ॥६६॥ श्रद्धाभक्तिसमायुक्ता नान्यकार्येषु लालसाः । वाग्यताः शुचयोऽव्यग्राः श्रोतारः पुण्यभागिनः ॥६७॥ पुराणं ये त्वसम्पूज्य गन्धाद्यैर्नमनेन वा । शृण्वन्ति च कथां भक्त्या दरिद्राः स्युर्नरास्तु ते ॥६८॥ कथायां कीर्त्यमानायां ये गच्छन्त्यन्यतो नराः । भोगकाले प्रणश्यन्ति तेषां दाराश्च सम्पदः ॥६९॥ सो-

કથા જ્યાં દુર્જનો બહુ હોય એવા દેશમાં કહેવી નહિ. તથા જ્યાં અસચ્છૂદ્રાદિ નીચ જનો બહુ હોય એવા દેશમા કહેવી નહિ. જુગાર રમવાના સ્થાનમાં તો નજ કહેવી ॥૬૫॥ ભગવત્કથામાં પ્રશસ્ત પ્રદેશોને કહે છે– સદ્ગ્રામ–વર્તમાનકાળે સત્પુરૂષોએ અધિષ્ઠિત હોવાથી કે બહુકાળ પહેલાં સત્પુરૂષનો નિવાસ હોવાથી કે અનેક યજ્ઞ જપાદિકનું આસ્પદ હોવાથી સત્ત્વને પામેલું જે ગ્રામ હોય તેવું સદ્ગ્રામ કે જે વર્તમાન સમયે પણ સજ્જનોએ વ્યાપ્ત હોય એવા ગામમાં, જપ તપશ્ચર્યાદિકની ઝટ સિદ્ધિને આપનારા પવિત્ર ક્ષેત્રમાં, વિષ્ણુવિગેરે દેવોના મદિરમાં, ગંગાદિ નદીઓના તટમાં, ધર્માન્નશાળામાં, શુચિગેહ–ભક્ત ગૃહમાં, ઈત્યાદિ ઉત્તમ સ્થળમાં પુણ્ય કથાને કરે ॥૬૬॥ કથાશ્રવણ થકી બીજા કાર્યોમાં આસક્તિએ રહિત, કથામાં શ્રદ્ધા ભક્તિએ સહિત, વાગ્યત–શ્રવણવેળામાં મૌનવ્રત ધરનારા, શુચિ–બાહ્ય આભ્યંતર શુદ્ધિવાળા, અવ્યગ્ર–સાવધાન મનવાળા, આવા લક્ષણવાળાજ શ્રોતાઓ પુણ્યભાગી થાય છે. આવા ન હોય તે તો શ્રવણમાત્રથી પુણ્યને પામતા નથી. ઉલટા અસાવધતાદિકવડે ભગવત્કથામાં અનાદરયોગથી પ્રત્યવાયફળના ભાગીદાર પણ થાય છે. ભગવાનની સન્નિધિમાં તેમના અનાદરમાંજ જેમ એમ ભગવત્કથાની સન્નિધિમાં તેના અનાદરમાં અનર્થપ્રસંગ છેજ ॥૬૭॥ જે જનો ચદન પુષ્પાદિ ઉપહારોવડે પુસ્તકની પૂજા નહિ કરીને અને તેને વદન નહિ કરીને કથાને સાંભળે છે, તેઓ તે આ અનાદરથી દરિદ્ર–અનર્થભાગી થાય છે ॥૬૮॥ જે નરો કથા વંચાતી હોય ત્યારે સભા થકી અન્યત્ર ખસી જાય છે તેઓ ભોગકાળે

ष्णीषैर्न कथा श्रव्या पूगताम्बूलभक्षणम् । श्रोतृभिर्नैव कर्तव्यं न तमालादिसेवनम् ॥७०॥ तुङ्गासने नोपवेश्यं न च वक्तृसमासने । प्रौढपादैर्नोपवेश्यं नैव वीरासनेन च ॥७१॥ वस्त्रवेष्टितपादैश्च नोपवेश्यं तथा क्वचित् । न शयानैः कथा श्रव्या दैहिकापदमन्तरा ॥७२॥ स्त्रीणां मुखानि पश्यन्तो ये शृण्वन्ति कथां हरेः । कामिनस्ते तु पुरुषा भवन्ति ग्रामशूकराः ॥७३॥ कथायां वर्तमानायामन्या वाचो वदन्ति ये । ते गर्दभाः प्रजायन्ते तथा वादुराग्रहाः ॥७४॥ कथायां श्रूयमाणायां विघ्नं कुर्वन्ति ये शठाः ।

વિનષ્ટ દારાવાળો અને વિનષ્ટ સંપદાવાળો થશે ॥૬૯॥ કથા શ્રવણસમયે શ્રોતાઓએ ઉષ્ણીષ-પાઘડી ફેંટો આદિકે સહિત ન રહેવું. અને તે સમયે સોપારી તાંબૂળચર્વણાદિ ન કરવું. તમાકું આદિક પ્રતિષિદ્ધ પદાર્થ તો શ્રવણવ્રતમાં નિષ્ઠાવાળાઓએ નજ ખાવું યદ્યપિ આ નિષેધ સામાન્યપણે સર્વને પ્રાપ્તજ છે તથાપિ અહીં જે વિશેષપણે તેનું વિધાન કર્યું છે તે શ્રવણવ્રતની નિષ્ફળતા જણાવા માટે છે. (તમાકું આદિકનું સેવન કરેતો શ્રવણવ્રત નિષ્ફળ થઈજાય) ॥૭૦॥ શ્રોતાઓએ ઉંચા આસનમાં નજ બેસવું. તેમ પુરાણવક્તાને સમાન આસનમાં પણ ન બેસવું. તથા પ્રૌઢપાદ-(જંઘા ઉપર કે જાનુ ઉપર કે સાથળ ઉપર એક પગ મુકવો તે) થી અને વીરાસન (સાથળ ઉપર પગ મુકવો તે) થી નજ બેસવું. આ આસન ગર્વને જણાવનાર અને સત્પુરૂષોનું અપમાન કરનાર છે માટે તેવા આસનથી ન બેસવું ॥૭૧॥ તથા શ્રોતાઓએ વસ્ત્રથી પાદને વીંટીને (વસ્ત્રથી ઢીંચણને બાંધીને) કદાપિ ન બેસવું તથા દૈહિકી વિપદા વિના સુતાં સુતાં કથા ન સાંભળવી ॥૭૨॥ જે નરો તો કથાને સાંભળતા થકા પણ તેના રસને નહિ જાણીને, નારીઓનાં મુખને જોતા થકા હરિકથાને સાંભળે છે તે કામી-વિષયચપળો મરીને પુનર્જન્મમાં ગ્રામસૂકર (ભુંડ) ભાવને પામે છે ॥૭૩॥ કથા વંચાતી હોય ત્યારે જે પુરૂષો બીજી વૃથા વાણીને વદે છે અને જેઓ કુતર્કવડે કલુષિત ચિત્તવાળા હોઇને કથામાં પણ વાદ માટે પ્રવર્તે છે, વાદમાંજ દુરાગ્રહવાળા છે તેઓ મરીને ફરી જન્મમાં ગર્દભભા-

पिशाचत्वं प्रपद्यन्ते ते नूनं नृपसत्तम ! ॥७५॥ ये निन्दन्ति पुराणज्ञान्कथां वा पापनाशिनीम् । ते तु जन्मशतं मर्त्याः शुनकाः सम्भवन्ति हि ॥७६॥ तस्मात्सविनयं राजन्सादरं च हरेः कथा । श्रोतव्या नियमेनैव यथा वक्तुः सुखं तथा ॥७७॥ तैलेन गात्रं सम्मर्द्य स्नापनीयः पुराणवित् । अन्नैः सुमृष्टैः सरसैर्भोजनीयस्तथान्वहम् ॥७८॥ देयं तस्मै च पूर्वाह्णे प्रत्यहं स्वरशुद्धये । सशर्करं तु गोक्षीरं गालितं क्वथितं तथा ॥७९॥ खण्डपर्वस्कन्धपूर्तौ व्रताहेषु च पर्वसु । विशिष्टपूजा कर्तव्या देया शक्त्या च दक्षिणा ॥८०॥ समाप्तौ तु पुराणस्य कर्तव्यं पूजनं महत् । यथाशक्त्याखिलैर्देया श्रोतृभिर्हेमदक्षिणा ॥८१॥ रौप्यं वा ताम्रमुद्रां वा वस्त्रं वान्नं च वाहनम् । काष्ठं दरिद्रोऽपि सूदं तस्मै दद्यात्स्वशक्तितः

---

વને પામે છે ॥૭૪॥ હે નૃપસત્તમ ! જેઓ કથા સાંભળવામાં વિઘ્ન કરેછે તે શઠો પિશાચયોનિને નિશ્ચે પામે છે ॥૭૫॥ જે મર્ત્યો સમસ્ત પાપને પ્રશમન કરનારી કથાની કે પ્રવક્તા પૌરાણિકની નિન્દા કરેછે તેઓતો શતજન્મપર્યંત નિશ્ચે શ્વાન થાય છે ॥૭૬॥ માટે શ્રોતાઓએ વિનયસહિત આદરસહિત ( શ્રોતૃગુણ પરિપૂર્તિથી ) વક્તા જે રીતે સંતુષ્ટ થાય તેમ નિયમથીજ ( કાળનિયમ તથા અધ્યાયનિયમથી ) કથા સાંભળવી ॥૭૭॥ તથા શ્રોતાઓએ પ્રતિદિન પુરાણજ્ઞ પ્રવક્તાને અંગમાં તૈલમર્દન કરીને સ્નાન કરાવવું અને શુદ્ધ સરસ ભોજ્યાન્નવડે જમાડવો ॥૭૮॥ પૌરાણિકને પ્રવચનની સુકરતા થવામાં અપેક્ષિત કંઠસ્વરની વિશુદ્ધિ વાસ્તે પ્રતિદિન પૂર્વાહ્ણે ગાળેલુ ઉકાળેલુ સાકરસહિત ગોદુગ્ધ આપવું ॥૭૯॥ પુરાણની ખંડપૂર્તિમાં કે સ્કધપૂર્તિમાં કે પર્વપૂર્તિમાં કે પ્રકરણપૂર્તિમાં અને એકાદશ્યાદિ વ્રતદિવસે તથા અમાવાસ્યાદિ પર્વદિવસે પુરાણ પુરાણીની નિત્યના કરતાં અધિક અર્ચા કરવી અને યથાશક્તિ દક્ષિણા પુરાણીને આપવી ॥૮૦॥ પુરાણ પ્રવચનની પરિસમાપ્તિમા તો પૌરાણિકની મોટી પૂજા કરવી અને સમસ્ત શ્રોતાઓએ શક્તિને અનુસારે સુવર્ણ દક્ષિણા દેવી ॥૮૧॥ સુવર્ણમુદ્રા કે રૂપ્યમુદ્રા કે તામ્રમુદ્રા કે ઉત્તમ વસ્ત્ર કે અન્ન વાહન યથાશક્તિ પુરાણીને આપે.

॥८२॥ आरोप्य वाहनं रम्यं वस्त्रालङ्कारपूजितम् । गीतवाद्यैर्नये-
युस्तं श्रोतारस्तद्गृहं ततः ॥८३॥ इति सामान्यतः प्रोक्तः सर्वेषा-
मेव भूपते ! । पुराणोपपुराणानां श्रवणस्य विधिर्मया ॥८४॥
विधिनानेन शृणुयुर्ये पुराणानि भूपते !। सम्पूर्णं स्यात्फलं तेषां
पुराणोक्तं न संशयः ॥८५॥ आदौ विधिमिमं श्रुत्वा पुराणश्रवणं
ततः । कर्तव्यं विधिनानेन ततः सिद्ध्यति वाञ्छितम् ॥८६॥
श्रीमद्भागवतं नाम पुराणं यन्महन्नृप !। अस्ति तस्य तु सर्वेभ्यो
विशेषोऽप्यस्ति कश्चन ॥८७॥ विधिना श्रवणं तस्य पुरश्चर्या च
शक्तितः । दानं वा येऽत्र कुर्वन्ति तेषां सुकृतमक्षयम् ॥८८॥ सुव्रत
उवाच—आश्रुत्य नारायणवाचमित्थं विशुद्धबुद्धिः स पुनर्नरेशः ।

---

દરિદ્ર હોય તો કાષ્ઠ મૃત્તિકાદિ લાવીને પ્રીતિથી પ્રસર્પે ॥૮૨॥ આ રીતે પૂજા કરીને પછીથી શ્રોતાઓ રમણીય રથ અશ્વાદિ વાહનમા પૌરાણિકને બેસારીને, વસ્ત્ર વિભૂષણાદિવડે વિભૂષિત કરીને ગીત ગાવાપૂર્વક અને વાદિત્ર વજડાવવા પૂર્વક (ગાજતે વાજતે) તેને ઘેર પહોચાડે ॥૮૩॥ હે ઉત્તમ ભૂપતે! એરીતે પુરાણો કે ઉપપુરાણો સર્વેનો સામાન્યપણે આ શ્રવણવિધિ મેં કહ્યો હે ભૂપતે! જે જનો આ વિધિથી પુરાણોને સાંભળે તેઓને પુરાણશ્રવણનુ યથોક્ત ફળ સપૂર્ણ સિદ્ધજ થાય, એમા સશય નથી ॥૮૪-૮૫॥ વળી પુરાણશ્રવણથી પહેલા શ્રોતાઓએ આ શ્રવણવિધિ સાભળવો તદનંતર પુરાણશ્રવણ આ વિધિથી કરવુ. એમ પુરાણશ્રવણથી વાછિત સિદ્ધ થાય છે અન્યથા અર્થ સિદ્ધ થાય નહિ ॥૮૬॥ હે નૃપ! પુરાણોમા પ્રશસ્ત શ્રીમદ્ભાગવત નામનું જે મહાપુરાણ છે તેનો તો સર્વેની અપેક્ષાએ કોઈ વિશેષ છે તેનુ વિધિસર શ્રવણ કે પુરશ્ચરણ કે દાનને જે જનો યથાશક્તિ કરેછે તેમને અક્ષય સુકૃત-નિ શ્રેયસરૂપ અક્ષય ફળલાભ થાય ॥૮૭-૮૮॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ભગવત્પરિચર્યા અને તેમને વિષે અનન્ય ભક્તિથી વિશુદ્ધ બુદ્ધિવાળા તે ઉત્તમ નરેશ આવી નારાયણમુનિની વાણી સુણીને તે ભગવાન્ શ્રીહરિને નમસ્કાર કરીને

जिज्ञासितं स्वस्य हरिं तमीशं पप्रच्छ नत्वा विनयेन राजन्! ॥८९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पुराणश्रवणोत्सवे सामान्यतः सकलपुराणोपपुराणश्रवणविधिनिरूपणनामा प्रथमोऽध्यायः ॥१॥

राजोवाच—श्रीमद्भागवतस्यापि श्रवणस्य विधिं प्रभो!। पुरश्चर्याप्रकारं च विधिं दानस्य मे वद ॥१॥ त्वमेवैतद्यथावद्धे वेत्सि सर्वमशेषतः। अतः शुश्रूषवे मह्यं वक्तुमर्हसि तत्त्वतः ॥२॥ सुव्रत उवाच—इति भूपतिना पृष्टः स पुराणमुनिस्तदा। श्रीमद्भागवतस्योचे श्रवणादिविधिं च तम् ॥३॥ श्रीनारायणमुनिरुवाच—शृणु राजन्प्रवक्ष्यामि श्रीमद्भागवतस्य ते। श्रवणादिविधिं

પોતે જાણવા ઇચ્છેલુ ફરીથી સવિનય પુછવા લાગ્યા ॥૮૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે સામાન્યતઃ સકળપુરાણોપપુરાણશ્રવણવિધિનિરૂપણનામા પ્રથમોઽધ્યાયઃ ॥૧॥

## [1]અધ્યાય ૨ જો.

ઉત્તમનૃપ પુછેછે—હે પ્રભો! શ્રીમદ્ભાગવતના શ્રવણનો પણ વિધિ તથા તેની પુરશ્ચર્યાનો પ્રકાર અને તેના અગભૂત દાનનો વિધિ સાભળવા વાછતા મને કહો આ મેં પુછેલુ સર્વ તમેજ તત્ત્વથી જાણોછો અને હું સાભળવાની સ્પૃહાવાળો છુ તો પાત્રભૂત મને સર્વજ્ઞ હોવાથી સર્વાર્થને તત્ત્વથી જાણતા તમો કહેવાને યોગ્ય છો ॥૧-૨॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે ઉત્તમ ભૂપતિએ પુછેલા પુરાણમુનિ ભગવાન્ નારાયણ શ્રીમદ્ભાગવતનો શ્રવણાદિવિધિ તેમને કહેવા લાગ્યા ॥૩॥

શ્રીનારાયણમુનિ કહેછે—હે ઉત્તમ રાજન્! શ્રીમદ્ભાગવતના શ્રવણાદિ પ્રકારો તમોને રૂડીરીતે કહુંછુ તેને સાભળો, જે પ્રકારોના અનુ

૧ આ અધ્યાયમા બ્રાહ્મ પાદ્મ આદિક પુરાણોના નામ કહેવાપૂર્વક શ્રીમદ્ ભાગવત પુરાણના સહેતુક પ્રાદુર્ભાવનુ વિસ્તારથી નિરૂપણ કર્યું છે

सम्यक् स्ववाञ्छितफलप्रदम् ॥४॥ पुराणानि द्विधा सन्ति लघूनि च महान्ति च। लघून्युपपुराणानि पुराणानि महान्ति च ॥५॥ महापुराणान्यकरोत्स्वयं व्यासो दशाष्ट च। अन्ये तूपपुराणानि चक्रुस्तावन्ति चर्षय. ॥६॥ ब्राह्मं पाद्मं वैष्णवं च शैवं भागवतं तथा। मार्कण्डेय नारदीयमाग्नेयं च भविष्यकम् ॥७॥ लैङ्गं च ब्रह्मवैवर्तं वाराहं स्कान्दवामने। कौर्मं मात्स्यं गारुडं च ब्रह्माण्डं चाथ भूपते। ॥८॥ महापुराणसंज्ञानि प्रोक्तान्यष्टदशेति हि। नामान्युपपुराणानां कथयाम्यथ तेऽनघ। ॥९॥ सानत्कुमारं नान्दं च नारसिंहं च कापिलम्। दौर्वाससं नारदीयं शैवधर्मं च मानवम् ॥१०॥ ब्रह्माण्डाख्यं चौशनसं वारुणं कालिकाह्वयम्। वासिष्ठ लिङ्गं वासिष्ठं तथा माहेश्वराभिधम् ॥११॥ पाराशरं साम्बसौरे इत्यष्टादश भूपते।। मारीचभार्गवादीनि सन्त्यन्यान्यपि कानिचित् ॥१२॥ इतिहास इति प्रोक्तं यन्महाभारतं तु तत्। रामायणं तु काव्याख्यं कथितं मुनिसत्तमैः ॥१३॥ एतेषां च सवेदानां सारो

ध्यानथी અભિલષિત અર્થની સિદ્ધિ થાય છે ॥૪॥ સ્વય વ્યાસ ભગવાને અઢાર મહાપુરાણો કર્યાં છે બીજા ઋષિઓએ તો અઢાર ઉપપુરાણો કર્યા છે એરીને લઘુ અને મહત્ એવા ભેદથી બે પ્રકારનો પુરાણવર્ગ છે ॥૫–૬॥ તેમાં બ્રાહ્મ પાદ્મ વૈષ્ણવ શૈવ ભાગવત માર્કંડેય નારદીય આગ્નેય ભવિષ્યોત્તર લૈંગ બ્રહ્મવૈવર્ત વારાહ સ્કાદ વામન કૌર્મ માત્સ્ય ગારુડ બ્રહ્માંડ, આ અઢાર પુરાણો મહાપુરાણ નામથી વિખ્યાત છે હે ભૂપતે। હવે ઉપ પુરાણના નામો તમોને કહું–સાનત્કુમાર નાન્દ નારસિંહ કાપિલ દૌર્વાસસ નારદીય શૈવધર્મ માનવ બ્રહ્માંડ ઔશનસ વારુણ કાલિક વાસિષ્ઠલિંગ વાસિષ્ઠ માહેશ્વર પારાશર સાંબ સૌર, આ અઢાર ઉપપુરાણો પ્રસિદ્ધ છે બીજા પણ મારીચ ભાર્ગવ વિગેરે કેટલાક ઉપપુરાણો છે ॥૭–૧૨॥ જે મહાભારત વ્યાસવિરચિત છે તેતો ઇતિહાસશ્રેષ્ઠ ગણાય છે જે વાલ્મીકી રામાયણ છે તેતો આદિકાવ્ય નામથી મહામુનિઓએ કહ્યુ છે ॥૧૩॥ આ સર્વની અપેક્ષાએ શ્રેષ્ઠ શ્રીમદ્ભાગવત નામનુ મહાપુરાણ છે, કેમકે આ

भागवताभिधम् । महापुराणं कथितं भवरोगरसायनम् ॥१४॥ नदीनां तु यथा गङ्गा देवानामच्युतो यथा। वैष्णवानां यथा शम्भुः पुराणानामिदं तथा ॥१५॥ सर्ववेदपुराणेभ्यः श्रेष्ठत्वेऽस्य तु कारणम् । कथयामि च ते राजन्रुचिस्तवास्ति ते यतः ॥१६॥ यदाऽसृजज्जगदिदं ब्रह्मा लोकपितामहः । तदानीं श्रेयसे नृणां वेदं प्रावर्तयत्स तु ॥१७॥ एक एव पुरा वेदः कृतादावभवद्युगे । अधीयते स सार्थं तं समग्रमपि सद्धियः ॥१८॥ द्वापरान्ते त्वल्पधियो बभूवुः कालवेगतः । तं नाध्येतुं नराः शेकुर्बोद्धुमर्थं च तस्य ते ॥१९॥

પુરાણ સમસ્ત વેદાર્થના સારરૂપ, સસાર રોગનું નિવારક કોઈ પણ રસાયન છે, એમ સમસ્ત મુનિઓ કહે છે ॥૧૪॥ 'नदीनां तु यथा गङ्गा देवानामच्युतो यथा । वैष्णवानां यथा शम्भु. पुराणानामिदं तथा ॥' એવી સ્મૃતિ છે અર્થ–ચદ્રભાગા આદિક સમથ નદીઓને મધ્યે ગગાજી જેમ શ્રેષ્ઠ છે, સર્વ દેવોમાં અચ્યુત–વિષ્ણુ જેમ શ્રેષ્ઠ છે, સર્વ વૈષ્ણવોને મધ્યે શભુ જેમ શ્રેષ્ઠ છે, એમ ઉક્ત બ્રાહ્માદિ પુરાણોને મધ્યે આ ભાગવત ઉત્તમ છે એમ સદૃષ્ટાંત નિરૂપણ કરાય છે ॥૧૫॥

હે રાજન્! આ પુરાણની ઈતર પુરાણોની અપેક્ષાએ અને વેદોની પણ અપેક્ષાએ ઉત્તમતામાં જે નિમિત્ત છે તે તમોને હવે કહુંછું, કેમકે આના શ્રવણમા તમારે અભિરૂચિ અભ્યધિક અનુવર્તે છે, રૂચિવાળાને કહેવુ યુક્ત હોઇને સફળ કહેવાય ॥૧૬॥ જ્યારે લોકપિતામહ બ્રહ્માએ આ અડાન્તર્ગત જગત સર્જ્યું ત્યારે દેવ મનુષ્યાદિકના શ્રેયમાટે અનાદિસિદ્ધ વેદ પ્રવર્તાવ્યો ॥૧૭॥ પૂર્વે સત્યયુગમાં તો પુરૂષાર્થ અને તેના સાધનોનો બોધ કરનારો સ્વત પ્રમાણ વેદ એકજ હતો, તેનુ ઉપબૃહણ પુરાણાદિ કાંઈ પણ ન હતુ કે જેથી તેના અર્થનો સંબોધ સુખેથી થાય કિંતુ તે સમયે સર્વેની બુદ્ધિ ઉત્કૃષ્ટ કુશાગ્ર હતી, તે બુદ્ધિસામર્થ્યને લીધે ગુરૂથકી અર્થસહિત સમગ્ર વેદને ભણીને, તેના અર્થોને યથાર્થપણે નિશ્ચય કરીને, પોતાના અને પરના શ્રેય સપાદનમાં સર્વકોઈ સમર્થ હતા ॥૧૮॥ દ્વાપરયુગને અતે તો સર્વે જનો બહુધાપણે પ્રકૃતિથી અલ્પબુદ્ધિવાળા થયા.

नारायणावतारोऽभूत्तदा द्वैपायनो मुनिः। वेदार्थबोधनेनैव श्रेयसेऽयततात्मनाम् ॥२०॥ वेदमेकं चतुर्धं च व्यभजत्स महामुनिः। चक्रे बोद्धुं तदर्थं च पुराणैः सह भारतम् ॥२१॥ चतुर्णामपि वर्णानामाश्रमाणां च सर्वशः। धर्मार्थकाममोक्षांश्च तत्र सोऽवर्णयत्स्फुटम् ॥२२॥ आत्यन्तिकश्रेयसे च धर्मानेकान्तिनामपि। क्वचित्क्वचित्प्रसङ्गेन वर्णयामास तत्र सः ॥२३॥ ऋग्वेदाचार्यमकरोत्ततः पैलमृषिं मुनिः। यजुर्वेदस्य चाचार्यं स वैशंपायनं मुनिम् ॥२४॥ सामवेदस्य चाचार्यं चकार स तु जैमिनिम्। अथर्ववेदाचार्यं च सुमन्तुमकरोदृषिम् ॥२५॥ इतिहासपुराणानामाचार्यं रो-

માટેજ તેઓ વેદ અને તેના અર્થના અવધારણમા સમર્થ થયા નહિ ॥૧૯॥ તે સમયે ભગવાન નારાયણ પોતાના અંશથી વ્યાસમુનિરૂપે અવતરીને, વેદ અને તેના અર્થનો અવબોધ આપીને જીવોનુ શ્રેય સંપાદન કરવા અનત, અવિભક્ત, માટેજ મંદમતિઓથી અવધારણ ન થઈ શકે એવા વેદોને અધ્યયન અવધારણની સુકરતાસારૂ ઋક્ યજુષ્ સામ અથર્વ એવા ભેદથી ચાર પ્રકારે વિભાગ કરીને, તેના અર્થના અવધારણ અર્થે બ્રાહ્માદિ મહાપુરાણો અને મહાભારત કર્યું ॥૨૦-૨૧॥ તેમા તે મહામુનિએ ચારેયવર્ણો અને ચારેય આશ્રમોના સમગ્ર ધર્મો અને ધર્મ અર્થ કામ મોક્ષ, આ ચારેય પુરુષાર્થોનુ સ્પષ્ટપણે વર્ણન કર્યું ॥૨૨॥ ક્વચિત્ ક્વચિત્ પ્રસંગાત્ (નિ શ્રેયસ પ્રસગથી) આત્યતિક શ્રેય સારૂ (જેની લબ્ધિ થતા કૈવલ્ય અસદ્ભાવ સમજાય એવા આનદમય પરબ્રહ્માનુભવરૂપ ભગવત્સેવાપર્યંતના પરમ નિ શ્રેયસના લાભ માટે) એકાતિકોના ધર્મો—અનન્યોપાયત્વ અનન્યગતિત્વરૂપ ધર્મો વર્ણન કર્યા ॥૨૩॥ તદનતર તે વ્યાસમુનિએ પૈલ નામના ઋષિને વિભાગ કરેલા વેદોને મધ્યે ઋગ્વેદના આચાર્ય (ભણાવાવિગેરેવડે પ્રવર્તક) કર્યા વૈશપાયન ઋષિને યજુર્વેદના આચાર્ય કર્યા જૈમિનિ મુનિને સામવેદના આચાર્ય કર્યા અને સુમતુ મુનિને અથર્વવેદના આચાર્ય કર્યા ॥૨૪-૨૫॥ તે પછી બાદરાયણ મહામુનિ વ્યાસજીએ નરોના હિત માટેજ રોમહર્ષણ નામના મુનિને ઇતિહાસ પુરાણોના

महर्षणम् । स बादरायणश्चक्रे हितायैव नृणामृषिः ॥२६॥ सरस्वतीनदीतीरे शम्याप्रासाभिधाश्रमे । इत्थं कृत्वापि स मुनिर्नैवातुष्यन्निजान्तरे ॥२७॥ तस्यासन्तोषहेतुं ते ब्रवीमि नृपते ! शृणु । निःश्रेयसाय लोकानां तस्य जन्मास्ति भूतले ॥२८॥ तस्य हेतुस्तु सद्धर्मो ज्ञानं वैराग्यमेव च । माहात्म्यज्ञानयुग्भक्तिर्भूम्नश्चेति चतुष्टयम् ॥२९॥ स तु तेनाल्पको ह्येव वर्णितोऽप्यतिविस्तृतैः । मिश्रत्वाद्धर्मकामार्थैर्बोद्धुं शक्यो न तत्त्वतः ॥३०॥ स्वर्गादिफलदेष्वेव ततः कर्मसु मानवाः । सक्ता आसन्बहुविधैर्वाक्यैस्तत्प्रतिपादकैः ॥३१॥ तदा तु तस्य श्रेयोर्था पुराणादिकृतिर्मुनेः । आसी-

આચાર્ય બનાવ્યા ॥૨૬॥ સરસ્વતી નદીને તીરે રહેલા શમ્યાપ્રાસ નામના આશ્રમમા રહીને આ બધું કરીને પણ તે વ્યાસમુનિ પોતાના અંતરમાં સંતોષને ન જ પામ્યા ॥૨૭॥ હે નૃપતે ! વ્યાસમુનિને એમ કરવા છતાં પણ જે અસંતોષ રહ્યો તેનું કારણ તમોને કહુંછું તેને સાંભળો. વ્યાસમુનિનો ભૂતળમાં પ્રાદુર્ભાવ લોકોને પરમ નિઃશ્રેયસના ઉપાયનો અવબોધ આપવા થયો હતો. લોકકલ્યાણનું કારણ તો સદ્ધર્મ, જ્ઞાન વૈરાગ્ય અને ભૂમ્નિ–ભૂમશબ્દવાચ્ય નિરવધિક આનદમય પરબ્રહ્મ પરમાત્મામાં માહાત્મ્યજ્ઞાનસહિત પરા ભક્તિ, આ ચારજ કહ્યું છે. આ નિઃશ્રેયસના સાધનનું તે તે પુરાણાદિકમાં નિરૂપણ કર્યું પણ અલ્પમાત્રજ કર્યું. તેપણ અતિ વિસ્તારથી વર્ણન કરેલા વિવિધ અનેક ચરિત્રવિશેષો, વિવિધ ધર્મો અને ત્રૈવર્ગિક ફળોથી મિશ્રિત હોવાથી તત્ત્વથી બોધ ન થાય એવું, માટેજ સર્વેએ વિવેચન કરીને ન અવધારણ થાય એવું થયું, માટેજ ધર્માર્થ કામને સ્થાપન કરનારાં બહુવિધ વાક્યોએ કરીને માનવો પ્રકૃતિથી કર્મરૂચિવાળા હોવાથી સ્વર્ગાદિ ફળ સંપ્રાપક, ભગવદ્ભક્તિવર્જીત, કેવળ યજ્ઞાદિ ક્રિયાઓમાંજ આસક્ત થયા. એમ થવાથી વ્યાસમુનિનું અવતરણકૃત્ય પરિનિષ્પન્ન થયું નહિ ॥૨૮–૩૧॥ ત્યારે તો તે મુનિની લોકકલ્યાણાર્થે જે પુરાણાદિકૃતિ હતી તે તેનું ફળ નહિ થવાથી ન કર્યાપ્રાયજ થઈ ગઈ, કેમકે આત્યંતિક શ્રેયમાં હેતુભૂત સદ્ધર્મ જ્ઞાનાદિકમાં જનોની પ્રવૃત્તિ થઈ

देवात्कृतप्राया तत्फलानुदयात्किल ॥३२॥ तदान्तर्यामिणा साक्षाद्वासुदेवेन तद्धृदि । अपूर्णकामता प्रेरि तया तापो महानभूत् ॥३३॥ तदुत्थया शुचा तस्य ज्ञानं सङ्कुचितं ह्यभूत् । अतः शान्तिं स न प्रापद्ग्रन्थं कर्तुं न चाशकत् ॥३४॥ ततो दयालुर्भगवान्नारायण ऋषीश्वरः । नारदं प्रेषयत्तस्मै निपुणं परबोधने ॥३५॥ विचारेणापि तापस्य हेतोरनुपलम्भनात् । शोचन्तं तमुपेयाय नारदः सर्ववदु खहा ॥३६॥ व्यासेन पूजयित्वाऽथ स्वासन्तोषस्य कारणम् । सम्पृष्टः स मुनिः प्रोचे सर्वज्ञो भगवत्प्रियः ॥३७॥ नारद उवाच—यदर्थमवतारस्ते सम्यक् तन्न त्वया कृतम् । अपूर्णकामता

नहि ॥३२॥ ते समये सर्वे लोकोनु परम हित करवानु महाव्रत धारी रहेला साक्षात् अतर्यामी भगवान् वासुदेवे व्यासमुनिना मनमा अकृतार्थता प्रेरी, तेणे करीने तेमना मनमा महान् निर्वेद थयो तेज निर्वेदातिशयथी बहु शोकातुर थता तेमनी ते प्रज्ञापण सकुचित थईगई माटेज शातिने नहि पामीने नवो निबध करवापण समर्थ थया नहि ॥33–3४॥ अनतर दयाळु ऋषीश्वर भगवान् नारायणे तेमनी प्रज्ञादुर्बळता टाळवामाटे परावरतत्वने जाणनारा, बीजाने बोध देवामा निपुण नारदजीने तेमनी पासे मोकल्या भगवाने मोकलेला, सर्व दु खने टाळवामा महासमर्थ ते नारदमुनि शोकनो हेतु अने तेना निवारणनो उपाय विचार करता पण नहि मळवाथी केवळ शोक कर्या करता व्यासमुनिने पासे आव्या ॥3५–3६॥ व्यासजीए पोतापासे आवेला नारदजीने जोइने तेमनी पूजा करीने ते पछी शोकाकुळ मनवाळा तेमणे पोताना असतोषनु निमित्त अने तेना निवारणनो उपाय पुछ्यो व्यासे पुछेला सर्वज्ञ भगवदेकप्रिय नारदमुनि बोल्या ॥3७॥ नारदजी कहेछे—हे व्यासमुने! जेने माटे तमारो अवतार भगवाने सपादन कर्यो छे ते लोकोने वेदार्थनो अवबोध आपीने आत्यतिक श्रेय सपादन करी आपवारूप अवतारप्रयोजन तमोए सारीरीते कर्यु नथी माटेज कोई पण अपूर्णकामता तमारा पण जाणवामा न आवे एवी तमारा मनमा केवळ विपरिवर्त छे तमो अनघ

तस्माद्धृदये तव वर्तते ॥३८॥ आत्यन्तिकश्रेयसे त्वं जनानां रचयानघ ! । त्वत्कृतग्रन्थसर्वस्वं पुराणं केवलं रसम् ॥३९॥ यशः श्रीवासुदेवस्य तद्भक्तानां च तत्त्वतः । तत्र वर्णयतः शान्तिर्भविष्यति तवान्तरे ॥४०॥ श्रीमद्भागवतं नाम पुराणं रचयाधुना । तेन निःश्रेयसं नृणां त्वत्सन्तोषश्च सेत्स्यति ॥४१॥ आज्ञा नारायणस्येत्थं भवतीत्युपदिश्य तम् । जगाम नारदः सोऽथ तद्व्यधित्सत्समाधिना ॥४२॥ वेदान्स्मृतीश्चेतिहासान्पुराणानि च सर्वशः । सूत्राणि काव्यान्यामथ्य बुद्ध्या तत्सारमाददे ॥४३॥ स्वानुभूतिसहायेन तेन भागवताभिधम् । स चकार महायोगी पुराणं मुक्तवाञ्छितम् ॥४४॥ क्षीराब्धावोपधीः सर्वा मथित्वा मन्दरा-

(નિર્દોષ) છો. તે તમારે પ્રાકૃતની પેઠે શોકહેતુ ક્યાંથી હોય ? જનોના પરમ નિઃશ્રેયસ માટે તમારી પ્રવૃત્તિ છે, તે પરોપકારાર્થા પ્રવૃત્તિને તેવા પુરાણાંતરના નિર્માણથી પરિપૂર્ણ કરો. જે પુરાણ આટલા કાળમાં તમોએ કરેલા સમગ્ર પુરાણાદિકના કેવળ સારભૂત રસમય થાય. જેમાં પ્રધાનપણે વાસુદેવ ભગવાનનું યશ તથા ભાગવતોનું યશ તત્ત્વથી વર્ણન કરવાથી તમારૂ મન પોતેજ સર્વ પ્રકારે શાંતિને પામશે. ભગવાનના ગુણોનું પ્રાધાન્ય હોવાથી 'ભાગવત' નામથી પ્રખ્યાત તે પુરાણ હમણાંજ રચો. એવા સર્વોત્તમ પુરાણના વિરચનથી સર્વ કોઇને નિઃશ્રેયસલાભ થશે અને તમારે શાંતિલાભ થશે ॥૩૮-૪૧॥ જે આ મેં પ્રતિબોધ દીધો તે સાક્ષાત્ નારાયણની આજ્ઞાથી દીધો છે તો તેમની અનુજ્ઞાને અનુસારે તમો કરો. હે રાજન્ ! આ પ્રકારે વ્યાસમુનિને કહીને નારદમુનિ ચાલ્યા ગયા. નારદજી ગયા પછી વ્યાસજીએ નારાયણના નિર્દેશમુજબ ભાગવત રચવાની ઇચ્છા કરતાં સમાધિવડે બાહ્ય ઇન્દ્રિયોનો પ્રત્યાહાર કરીને કેવળ યોગસુસંસ્કૃત મનથી સમગ્ર વેદ સ્મૃતિ ઇતિહાસ પુરાણ સૂત્ર કાવ્યાદિકને હસ્તતળામલકવત્ બરોબર વિચારીને તેનો સાર મનથીજ ગ્રહણ કરી લીધો ॥૪૨-૪૩॥ અનંતર મહાયોગી વ્યાસ ભગવાને આત્મા પરમાત્માના સાક્ષાત્કારરૂપ જે સ્વાનુભુતિ તેના સહાયબળથી વેદાદિકના સારભૂત મુક્તભોગ્ય ભાગવત નામનું પુરાણ

द्रिणा । यथोदपादयद्विष्णु पीयूष स तथैव तत् ॥४५॥ अन्तर्हिते भूमिप ! वासुदेवे भुवस्तलाद्राश्रय एतदासीत् । सहान्वयस्यापि निराश्रयस्य धर्मस्य लोकेषु पुराणमेव ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पुराणश्रवणोत्सवे सहेतुकभागवतोत्पत्तिनिरूपणनामा द्वितीयोऽध्याय ॥२॥

श्रीनारायणमुनिरुवाच—सारेऽस्मिन्सर्वशास्त्राणां श्रीमद्भागवताभि

---

કર્યું જ્યારે મુમ્નોને પણ ઉપભોગ્ય છે તો મુમુક્ષુઓને ઉપભોગ્ય થાય એમા કહેવુજ શુ ? થાયજ ॥૪૪॥ સમસ્ત ઔષધીઓ ક્ષીરસાગરમા નાખીને તેને મદરાદ્રિથી મથન કરીને પૂર્વે વિષ્ણુ ભગવાને દેવોના હિતમાટે જેમ અમૃતનો ઉદ્ધાર કર્યો હતો તેમ વેદાદિ પ્રમાણોને યોગસુસસ્કૃત પોતાના મનમા નાખીને પરમાત્મપ્રેરણાથી ઉદ્‌ભવેલા પ્રજ્ઞાવિશેષથી તેને નિર્મથન કરીને મુમુક્ષુજનોના હિતમાટે દયાળુ વ્યાસમુનિએ કોઈપણ આનંદમય અમૃત આ પુરાણનો સમુદ્ધાર કર્યો છે ॥૪૫॥ હે રાજન્ ! વસુદેવ સુત યદુપતિ શ્રીકૃષ્ણ ભગવાન્ ભૂતળ થકી અતર્ધાન થતા લોકમા નિરાધાર થએલા વશસહિત ધર્મના આધારભૂત અવલબનભૂત ભૂમિમા આ ભાગવત પુરાણજ થયુ ॥૪૬॥ ઇતિ શ્રીસત્સગિજીવને ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે સહેતુકભાગવતોત્પત્તિનિરૂપણનામા દ્વિતીયોઽધ્યાય ॥૨॥

## [1]અધ્યાય ૩ જો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે ઉત્તમ ભૂપતે ! આ શ્રીમદ્‌ભાગવત સમગ્ર શાસ્ત્રોના સારભૂત છે, કારણ કે આમા સાખ્યશાસ્ત્રમા કહેલો પ્રકૃતિ પુરૂષવિવેક યોગશાસ્ત્રમા કહેલો યોગપ્રકાર, બ્રહ્મસૂત્રમા કહેલો પરબ્રહ્મ અને તેમના ઉપાસન સ્વરૂપનો વિનિર્ણય અને બ્રહ્મસૂત્રના મૂળભૂત ઉપ

---

૧ આ અધ્યાયમા ભગવાને શ્રીમદ્‌ભાગવતો સમગ્રમા સારાશ કહેવા પૂર્વક તેનુ વિશેષપણે માહાત્મ્ય વર્ણન કર્યુ છે

घे। साङ्ख्यसूत्रोदितो ह्यर्थो योगसूत्रोदितस्तथा ॥१॥ ब्रह्मसूत्रोदितश्चार्थो वेदान्तार्थश्च भूपते ! । विस्तराद्वर्णितोऽस्त्येव भगवद्भक्तिवृद्धये ॥२॥ श्रीकृष्णो हि चतुर्व्यूहो वासुदेवादिसंज्ञकः । वर्णितः

निषदोनो अर्थ जे आत्मापरमात्मानो शरीरशरीरिभावादि वर्णनरूप छे. (ब्रह्मसूत्रोए मीमांसा करेलो उपनिषदर्थ) आ सर्वार्थनुं संपूर्णपणे विस्तारथी वर्णन कर्युं छे. तेमां पण आ विशेष छे–कपिलहार्दने नहि जाणनारा केटलाक कापिलोए प्रवर्तावेलो 'प्रकृतिपुरुष स्वतंत्र छे' एवा वादरूप जे सांख्यपक्ष छे तेनो एमां अनुवाद कर्यो नथी. तथा मननी निर्मळता संपादन करवामात्रमां पर्याप्त ईश्वरभक्ति छे, तेवी भक्ति जेमां अग छे एवो आत्यंतिक चित्तवृत्तिना उच्छेदरूप योगनो आमां अनुवाद कर्यो नथी. तथा वेदांतने नहि मळनारो (विरुद्ध) ब्रह्मसूत्रार्थ के ब्रह्मसूत्रने नहि मळनारो वेदांतार्थ जे कुमतिपरिकल्पित छे के जे भक्तिनो अप्राधान्य वाद छे तेनो पण आमां अनुवाद कर्यो नथी. किंतु सांख्यादि सर्वार्थपण भक्तिना अंगपणेज उपवर्णन कर्यो छे नित्यनिर्दोष, सकळ कल्याणगुण परिपूर्ण एवा परमेश्वरमां परानुरागरूप अने परम निःश्रेयसमां साक्षात् उपयोगी एवी भक्तिनुं स्वरूप तथा ते भक्तिनोज साधनदशामां अने फळदशामां अविच्छेद (सर्वदा वर्तवापणुं) तथा परंब्रह्म परमात्मानुं ते भक्तिमां साक्षात् विषयपणुं (भक्तिना साक्षात् विषय परंब्रह्म छे) तथा पुरुषोनुं भगवद्‌भजन करवुं एनेज एक योग्य स्वरूपपणुं. (भगवद्‌भक्ति करवी एज एक चेतनोनुं स्वरूप छे) तथा परंब्रह्मना अधिष्ठानथीज (स्वतंत्रपणे नहि) प्रधाननुं विविध विकारोमां हेतुपणुं तथा परमात्मानी एकांत भक्तिविशेषनुंज योगपणुं (जे एकांतिक भक्ति एज योग छे) आ भागवतमां कह्युं छे. आमां विरोध न आवे एरीते कापिलादिक अर्थनो स्वीकार करवो ॥१–२॥ जेनी भक्तिवृद्धि माटे आ अधो अर्थ विस्तारथी वर्णव्यो ते कया भगवान्? एवी आशंकामां तेमने कहे छे—जे साक्षात् अक्षरधामवासी श्रीकृष्ण छे तेज

पञ्चरात्रेण पुरुषाद्यवतारधृत् ॥३॥ तस्य स्वरूपविज्ञानं तस्मिन्भक्तिश्च नैष्ठिकी । नैष्कर्म्यं कर्म तत्प्रीत्यै वैराग्यमितरत्र च ॥४॥ तथा तस्यावताराणां जन्मकर्माणि यान्यपि । तेषां दिव्यतया ज्ञानं तद्भक्तेष्वेव सौहृदम् ॥५॥ तथात्मरूपविज्ञानं सम्यङ्नृणां भवेदिति । एतान्येवात्र विस्तार्य बहुधाऽवर्णयन्मुनिः ॥६॥ एतं गुह्यतमं त्वर्थं श्रीमद्भागवतस्थितम् । न हि सर्वे विजानन्ति जानन्ति विरला बुधाः ॥७॥ श्रोतारो वापि वक्तारो ये स्वधर्मेषु संस्थिताः । पञ्चस्वपि विरक्ता ये विषयेष्वात्मवेदिनः ॥८॥ नरार्त्ति

વાસુદેવ સકર્ષણ અનિરૂદ્ધ પ્રદ્યુમ્નરૂપ ચતુર્વ્યૂહને ધરનારા અને વ્યષ્ટિસૃષ્ટિના હેતુભૂત પુરૂષાવતારને ધરનારા છે એમ પાચરાત્રમા વર્ણન કર્યા છે (આ ઉપરથી ચતુર્વ્યૂહના વર્ણનરૂપ જે પાચરાત્રાર્થ છે તેનો પણ આમા વિસ્તાર છે, એમ જાણી લેવુ) તે આ શ્રીકૃષ્ણ ભગવાનના સ્વરૂપનુ વિજ્ઞાન, તેમને વિષે પરા ભક્તિ, તેમનુ પ્રીણન કરવુ એજ એક સ્વરૂપ જેનુ છે એવુ નૈષ્કર્મ્યરૂપ કર્મ, (કામસકલ્પે વર્જીત હોવાથી બધક થતું નથી માટે આ કર્મ નૈષ્કર્મ્યરૂપ થાય છે) શ્રીકૃષ્ણથકી અન્યત્ર-ઇતિર માયિક વસ્તુમાત્રમા વૈરાગ્ય તેમના વરાહાદિ અવતારોના સ્વરૂપનો યથાતથ્ય નિશ્ચય, તેમના જન્મકર્મો પ્રાકૃત નથી કર્મવશ્ય નથી, લોકોપકાર માટે છે અને સ્વેચ્છામાત્ર મૂળ છે, માટે દિવ્ય છે એવો નિશ્ચય, તેમના અનન્યભક્તોમા સૌહાર્દાતિશય તથા તેમનાજ એક દાસભૂત આત્મ સ્વરૂપનુ વિજ્ઞાન, આ સાત ભગવત્સ્વરૂપવિજ્ઞાન વિગેરે જનોને રૂડીરીતે થવામાટે આ સાખ્યસૂત્રાર્થ વિગેરેનુ અને ભગવત્સ્વરૂપવિજ્ઞાન વિગેરેનુ બહુપ્રકારે વિસ્તારથીજ આ પુરાણમા વ્યાસે વર્ણન કર્યુ છે ॥૩-૬॥ શ્રીમદ્ ભાગવતમા રહેલા આ અતિગુહ્ય (રહસ્ય) અર્થને તો સર્વ કોઈ જનો જાણતા નથી જેઓ જાણેછે તેઓજ બુધ છે, તેતો કોઈ વિરલાજ છે આ પુરાણના કેવળ શ્રવણથી કે પ્રવચનથી એના રહસ્યાર્થને જાણનારા સર્વ કોઈ થતા નથી કિંતુ જે શ્રોતા વક્તાઓ સ્વધર્મમા દૃઢ નિષ્ઠાવાળા હોય, જેઓ પાચેય વિષયોમાં વૈરાગ્યવાળા હોય, જેઓ આત્મામાજ દૃઢ નિષ્ઠા

वासुदेवमनन्तैश्वर्यमण्डितम् । ज्ञात्वैव तत्र भक्तिं ये नैष्ठिकीं कुर्वते नराः ॥९॥ सौहार्दं सात्वतेष्वेव निर्दम्भं ये च कुर्वते । त एवैतद्रहस्यं हि जानन्ति नृप ! नेतरे ॥१०॥ एतैस्तु लक्षणैर्युक्ता अदक्षा अपि लौकिके । अनधीतानेकशास्त्रा अप्येतच्छ्रवणाद्विदुः ॥११॥ एतल्लक्षणहीना येऽधीतशास्त्रचया अपि । निपुणा व्यवहारेषु कुर्वन्तो गुरुतामपि ॥१२॥ यावज्जीवमधीयानाः श्रृण्वन्तो वै तदन्वहम् । रहस्यं नैव जानन्ति लभन्ते प्रेम न प्रभौ ॥१३॥ ज्ञात्वा वै तत्सतां वक्त्रान्न वर्तन्ते तथा च ये । तेऽप्यज्ञतुल्या विज्ञेया भक्त्या सेव्यमिदं ततः ॥१४॥ पुराणस्येदृशस्यास्य ज्ञानादज्ञा-

વાળા હોય, જે શ્રોતાવક્તા નરો ભાગવતપ્રતિપાદ્ય નરાકાર વાસુદેવ ભગવાનને સર્વ ઐશ્વર્યસંપન્ન સમઝીને તેમને વિષેજ એકાંતિક ભક્તિને કરતા હોય અને જેઓ એકાંતિક ભક્તોવિષેજ નિષ્કપટ સૌહાર્દ રાખનારા છે, હે નૃપ! તેઓનેજ આ પુરાણ શ્રવણથી કે પ્રવચનથી પોતાના રહસ્યાર્થને પ્રકાશે છે, બીજાઓને નહિજ ॥૭-૧૦॥ ઉક્ત ધર્મનિષ્ઠાદિ લક્ષણની સંપત્તિજ આના રહસ્યાર્થ વિજ્ઞાનમાં મુખ્ય ઉપકરણ છે, પણ અનેક શાસ્ત્રોનું અધ્યયન નથી. લૌકિક વ્યવહારમાં નિપુણ ન હોય અને અનેક શાસ્ત્રને ભણેલા પણ ન હોય તોપણ તેઓ જો ઉક્તલક્ષણે સંપન્ન હોય તો આ રહસ્યાર્થને શ્રવણમાત્રથીજ સમઝે છે. જે જનો તો પૂર્વોક્ત લક્ષણે રહિત હોઇને અનેક શાસ્ત્રને ભણેલા પણ હોય, લૌકિક સકળ વ્યવહારમાં પણ નિપુણ હોય, ગુરૂપદ ઉપર ચઢી બેઠા પણ હોય (અનેક શાસ્ત્રોને ભણાવતા પણ હોય) અને યાવજ્જીવં પ્રતિદિન આ પુરાણનું પઠન શ્રવણ પણ કર્યા કરતા હોય તોપણ તેઓ પૂર્વોક્ત ગૂઢાભિપ્રાયને જાણવા માટે સમર્થ થતા નથી. અને તેથી આ ભાગવતપ્રતિપાદ્ય પ્રભુ શ્રીકૃષ્ણમાં તેઓને પ્રેમરસનો પ્રસંગ પણ નથી ॥૧૧-૧૩॥ જે પુરૂષો આ પુરાણને સંતોના મુખથકી સાંભળતા નથી, કિંતુ પોતાની મેળેજ બુદ્ધિબળથી જાણવા પ્રવર્તે છે અને જેઓ સંતોના મુખથકી શ્રવણથી જાણીને પણ તેને અનુસારે વર્તતા નથી તેઓ પણ અજ્ઞાનિને સમાનજ સમઝવા. માટે આ

नतोऽपि वा । श्रवणं पठनं वापि ये कुर्युर्मानवा भुवि ॥१५॥ सद्यस्ते पापनिर्मुक्ता भवेयुर्यदि ते पुनः । न कुर्युः पातकं तर्हि मुक्ताः स्युर्भवबन्धनात् ॥१६॥ चिरन्तनाया वृद्धाया महापापमहारुजः । त्यक्ताया निष्कृतैर्वैद्यैरिदमेवामृतं हितम् ॥१७॥ रहस्यमेतत्परमं कृत्वा व्यासो निजात्मजम् । पुराणं श्रेयसे नृणां शुकं स त्वध्यजीगपत् ॥१८॥ दयालुः स शुकः प्राह गङ्गातीरे परीक्षितम् । प्रायोपविष्टं नृपतिं महर्षिगणसंसदि ॥१९॥ ततः प्रवृत्तिरभवद्भूतलेऽस्य नराधिप ! श्रीमद्भागवतस्येति श्रेष्ठमेतत्प्रकीर्तितम्

ભાગવત ભક્તિથીજ સર્વેએ સેવવુ ॥૧૪॥ આ પુરાણના પઠન શ્રવણનો આ મહિમા છે—આ ભાગવતપુરાણના અર્થને જાણીને કે નહિ જાણીને જે જનો શ્રદ્ધાથી પાઠ કરે છે કે સાભળે છે તેઓ તત્ક્ષણજ પ્રાક્તન સચિત સમસ્ત પાપોમાથી પ્રમુક્ત થાય તે પુરૂષો જો ઉત્તરકાળમાં ફરીથી પાપ કર્મને ન કરે તો ભવબંધન થકી મુક્તજ થાય છે ॥૧૫-૧૬॥ અનાદિ કાળથી અનુવર્તતો, રૂઢમૂળ થઈ ગએલો, પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતો જે બ્રહ્મહત્યાદિ મહાપાપરૂપ મહારોગ છે તેનો પ્રાયશ્ચિત્તરૂપ વૃદ્ધ વૈદ્યોએ પોતે જાણેલા ઉપાયોવડે નહિ નિવૃત્ત થતા અતે થાકીને પરિત્યાગ કરતા (પ્રાયશ્ચિત્તથી પણ નહિ સમાધાન થાય એવા પાપસચયનુ) તેનુ હિત અમૃત—સમૂળ વિનાશમા મહાસમર્થ, જેમ જેમ આસ્વાદ લેવાય તેમ તેમ અતિભોગ્ય અને અજર અમરપણાને કરનારૂ આજ પુરાણરત્ન છે ॥૧૭॥ સર્વોત્તમ સર્વસારરૂપ આ પુરાણને વ્યાસમુનિએ નરોના શ્રેયમાટે કરીને પૃથ્વીમા પ્રવર્તાવવા પોતાના પુત્ર શુકદેવને ભણાવ્યુ ॥૧૮॥ દયાનિધિ તે શુકદેવે ભવાનળ થકી બહુ ભય પામેલા, ગગાકીનારે મહર્ષિમડળની સભામા દેહપાતના અવધિની રાહ જોઇને અનશનવ્રતને ધારી રહેલ્યા, ભગવત્કથામૃતનુ પાન કરવામા ઉત્કટ ઉત્કઠાવાળા પરીક્ષિત નૃપતિને તે આ ભાગવતામૃતનુ પાન કરાવ્યુ ॥૧૯॥ હે નરાધિપ ! તે દિવસને આરભીને આ ભૂતળમા શ્રીમદ્ભાગવતની પ્રવૃતિ થઈ કર્ત્તા (વ્યાસ) વિલક્ષણ છે, વક્તા (શુક) વિલક્ષણ છે, શ્રોતા (પરીક્ષિત) વિલક્ષણ છે અને

॥२०॥ आकृष्णनिर्गमात्त्रिंशद्वर्षाविधि गते कलौ। नवमीतो नभस्ये च कथारम्भं शुकोऽकरोत् ॥२१॥ सप्तभिर्दिवसैः सर्वं सार्थं चाचकथत्स तत्। प्रौष्ठपद्यां पौर्णमास्यां पुराणं तत्समापयत् ॥२२॥ वेदादीनां साररूपा यतो भागवती कथा। अत्युत्तमा ततो भाति सेवनीयैव सर्वथा ॥२३॥ यथा दुग्धे स्थितं सर्पिर्नास्वादायोपकल्पते। पृथग्भूतं तु तद्दिव्यं देवानां रसवर्धनम् ॥२४॥ इक्षूणा-

અર્થ (ભાગવતમાં કહેલો રહસ્યાર્થ) વિલક્ષણ છે, માટે સર્વ કોઈ આ ભાગવતને ઈતર પુરાણાદિકની અપેક્ષાએ શ્રેષ્ઠ કહે છે ॥૨૦॥ શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના અવતરણનું કૃત્ય પરિસમાપ્ત કરીને અંતર્ધાન થયા પછી, ત્રીશ વર્ષ પરિમિત કલિયુગ વીતિ જતાં, ભાદ્રપદમાસમાં શુક્લનવમીએ શુકદેવે પરીક્ષિત્ પાર્થિવની આગળ આ પુરાણ પ્રવચનનો પ્રારંભ કર્યો, તે સાત દિવસમાં અર્થસહિત સમગ્ર શ્રીમદ્ભાગવત પુરાણ કહ્યું. પૂર્વાભાદ્રપદા નક્ષત્રે યુક્ત પૂર્ણિમાએ તેની સમાપ્તિ કરી ॥૨૧-૨૨॥ વેદવિગેરેના સારરૂપા તે આ ભાગવતી કથા છે, સર્વ વેદોવડે આ શ્રીકૃષ્ણભગવાનજ એક વેદ્ય-જાણવા યોગ્ય છે તો તેની આ કથા વેદસારભૂતજ હોય. વળી ભગવાન સાથેજ સાક્ષાત્ સંબન્ધ ધરાવનાર કર્મ જ્ઞાન ભક્તિનો અવબોધ આપનારી હોવાથી અત્યુત્તમ પણ છે. માટે આ ભાગવતી કથાજ સર્વથા-શ્રવણ પ્રવચનાદિ સર્વ પ્રકારે સેવનીય છે ॥૨૩॥ જેમ દુધની અંદર ઘૃત વ્યાપીને રહ્યું છે અને જેમ શેલડીની અંદર સાકર આદિ મધ્ય અંતમાં વ્યાપીને રહી છે તેમ આ ભાગવતી કથા વેદોની અંદર નિગૂઢ વર્તે છે. 'सर्वे वेदा यत्पदमामनन्ति' 'वेदैश्च सर्वैरहमेव वेद्यः' એવી શ્રુતિ સ્મૃતિ છે. અથાપિ દુધથી વલોવીને નહિ જુદુ પાડેલું ઘૃત જેમ પોતાના આસ્વાદમાટે કલ્પાતું નથી અને શેલડી થકી પીલાઇને નહિ જુદી પાડેલી શર્કરા પોતાના આસ્વાદ માટે કલ્પાતી નથી તેમ વેદોથકી નહિ વિભક્ત થએલી આ સારકથા સ્પષ્ટ પોતાના આસ્વાદમાટે થતી નથી. દુધથકી પૃથક્ કરેલું ઘૃત જેમ સ્વાદાતિશય માટે થાય છે અને શેલડીથકી પૃથક્ કરેલી શર્કરા જેમ અતિશય સ્વાદમાટે થાય છે તેમ વેદોથકી પૃથક્

मादिमध्यान्तं शर्करा व्याप्य तिष्ठति । पृथग्भूतैव सा मिष्टा तथा भागवती कथा ॥२५॥ कालव्यालमुखग्रासत्रासनिर्णाशहेतवे । श्रीमद्भागवतं शास्त्रं कलौ कीरेण भाषितम् ॥२६॥ एतस्मादपरं किञ्चिन्मनःशुद्ध्यै न विद्यते । जन्मान्तरीयपुण्यौघैः शुश्रूषा तस्य सम्भवेत् ॥२७॥ परीक्षिते कथां वक्तुं सभायां संस्थिते शुके । सुधाकुम्भं गृहीत्वेव देवास्तत्र समाययुः ॥२८॥ शुकं नत्वावदन्सर्वे स्वकार्यकु-

કરેલી સારરૂપા આ ભાગવતી કથા સ્પષ્ટ સ્વસ્વાદાતિશય માટે થાય છે દુધથકી વિભક્ત થએલુ ઘૃત જેમ યજ્ઞભાગભોજી અમરોને ભોગ્ય થાય છે તેમ આ ભાગવતી કથા અમરોને પણ ભોગ્ય છે તો મનુષ્યોને ભોગ્ય થાય એમા કહેવુજ શુ ? ॥૨૪-૨૫॥ કાળજ કાળવ્યાળ–કાળો સર્પ છે, તેના મુખગ્રાસ થકી જન્મધારીઓને જે મહાત્રાસ છે (જન્મની પાછળ અવર્જનીય મૃત્યુત્રાસ છેજ) તેના નિર્મૂળ નાશ માટે આ શ્રીમદ્ભાગવતશાસ્ત્ર કલિયુગમા કીર–શુકે કહ્યુ છે માર્કંડેયાદિકને મૃત્યુનો ભય તાત્કાળિક ટળી ગયો હતો પણ તેની અત્યત નિવૃત્તિ ન થઈ હતી, કેમકે બ્રહ્માદિકને પણ મૃત્યુભય અપરિહાર્ય છે વ્યાસે કહેલું પણ ભાગવત શુકે અનુવાદ કર્યું, જેથી તેનુ માધુર્ય અપૂર્વ છે યદ્યપિ મૃત્યુભયના પ્રશમનમા ઉપનિષત્પ્રતિપાદ્ય અનેક વિદ્યાવિશેષો વર્તે છે, પરતુ કળિકાળમા તેની દુર્ઘટતા હોવાથી કળિમા તેની નિવૃત્તિ માટે તો શુકભાષિત આ ભાગવતજ સમર્થ છે ॥૨૬॥ જન્મ જરા મરણાદિ અનેક દુ ખોવડે વ્યાકુળ એવા મનની પરમાનંદ પ્રાપણથી વિશુદ્ધિવાસ્તે આ ભાગવતશાસ્ત્રથકી બીજુ કાઈ પણ સાધન નથીજ આના શ્રવણની ઈચ્છા જન્માતર સહસ્રમા કરેલા સુકૃત સચયનુ ફળ છે–જેણે અનંત જન્મમા પુણ્યપુજ સપાદન કર્યો હોય તેનેજ આના શ્રવણની ઈચ્છા થાય ॥૨૭॥ **ફરીથી પણ ભાગવતની ઉત્કૃષ્ટતાને પ્રકારાંતરથી કહેછે**—પૂર્વે પરીક્ષિત નૃપને આ ભાગવતી કથા કહેવા શુકદેવજી બ્રહ્મર્ષિ–દેવર્ષિ–રાજર્ષિઓની મહાસભામા જ્યારે બેઠા ત્યારે પોતાનો સ્વાર્થ સાધવામા મહાકુશળ સર્વ દેવો, પરીક્ષિતને પ્રાપ્ત થએલા તાત્કાળિક મરણને અમૃતથી નિવારીને, નિ શ્રેયસમાજ સાક્ષાત્ ઉપ

शलाः सुराः । कथासुधां प्रयच्छ त्वं गृहीत्वैव सुधामिमाम् ॥२९॥ एवं विनिमये जाते सुधा राज्ञा प्रपीयताम् । प्रपास्यामो वयं सर्वे श्रीमद्भागवतामृतम् ॥३०॥ क्व कथा क्व सुधा लोके क्व काचः क्व महामणिः । ब्रह्मरातो विचार्येत्थं ततो देवान् जहास सः ॥३१॥ अयोग्यांस्तांस्तु विज्ञाय न ददौ स कथामृतम् । एवं भागवती वार्ता देवानामपि दुर्लभा ॥३२॥ राज्ञो मोक्षं ततो वीक्ष्य स्वयं ब्रह्मापि विस्मितः । सत्यलोके तुलां बध्वा शास्त्रजातमतोलयत्

યોગી ભાગવતામૃતને સ્વર્ગલોક પ્રતિ લઈ જવાની લાલસાથી અમૃતકળશ લઇને ત્યા આવીને, શુકદેવને અત્યાદરથી પ્રણામ કરીને એમ બોલ્યા કે–હે મુને! પરીક્ષિતને પ્રાપ્ત થએલો મરણભય આ કથારસથી નિવૃત્ત કરી શકાશે નહિ. આ અમૃતરસથી તો આ મરણભય હમણાંજ નિવૃત્ત થઈ જશે. તો અમોએ આંણેલું આ અમૃત ગ્રહણ કરીને આ ભાગવતકથામૃત અમોને આપો. અમો એને સ્વર્ગમાં લઈ જઇને પાન કરીશું. આ અમૃત પરીક્ષિતને આપો. તે રાજા તેનું પાન કરવાથી ઉપસ્થિત થએલા મરણભય થકી વિમુક્ત થશે. એરીતે વિનિમય કરવામાં તમો અમો બન્નેને બહુ લાભ છે. હે રાજન્! અમરોએ એરીતે કહ્યા થકી અનંતર બ્રહ્મરાત શુકજીએ–કાચ ક્યાં? અને ચિંતામણિ ક્યાં? એ બેનું બહુ અંતર છે. સમુદ્ર થકી વિષ સાથે થએલું, સંમૂર્છા લાવનાર, સુધા નામનું કાંઈ પણ વિનાશિ વસ્તુ ક્યાં? અને સમસ્ત સંતાપને સંહરનારૂં, આનંદમયજ (પરમાત્માજ) એક પદ (સ્થાન) જેનું છે એવું દિવ્યામૃત ભાગવતામૃત ક્યાં? એવો એ બેમાં પરસ્પર વિશેષ વિચારીને, પામરોના પ્રલોભનમાં પ્રવીણ એવા તે અમરોને જોઇને હાસ કર્યો અને 'તે આ દેવો ભાગવત કથામૃતને લાયક નથી' એમ વિનિશ્ચય કરીને કથામૃત તેઓને આપ્યું નહિ. માટે એરીતે દેવોને પણ આ ભાગવતી વાર્તા દુર્લભ છે ॥૨૮-૩૦॥ ફરીથી પણ ગ્રંથકર્તા **ફરીથી પણ શુકત્યંતરથી ભાગવતની શ્રેષ્ઠતાને** કહેછે–તદનંતર શ્રીમદ્ભાગવતકથાના શ્રવણથી પરીક્ષિત રાજાનો મોક્ષ થએલો જોઇને, ત્યાં સુરોસાથે આવેલા સ્વય બ્રહ્માપણ વિસ્મય પામીને, સત્યલોકમાં તુલા (તોળવાનું યંત્ર–કાંટો)

॥३३॥ लघून्यन्यानि जातानि गुरु त्वेकमिदं महत् । तदा ऋषिगणा सर्वे विस्मयं परमं ययुः ॥३४॥ मेनिरे ते हरे रूपं शास्त्रं भागवतं तत । पठनाच्छ्रवणात्सद्यो वैकुण्ठफलदायकम् ॥३५॥ एतं वृत्तान्तमाश्रुत्य सर्वे त्रैलोक्यवासिन । श्रेयस्कामास्तदेवैकमाद्रियन्त न चापरम् ॥३६॥ निवृत्तिमार्गस्याचार्या कपिल सनकादयः । इदमेवाद्रियन्ते स्म पुराणं परया मुदा ॥३७॥ प्रवृत्तिमार्गस्याचार्या मरीचिप्रमुखास्तथा । इदमेवाद्राचित्यं जगृहु शुभकर्मसु ॥३८॥ श्वेतद्वीपे निरन्ना ये मुक्ताश्च बदरीवने । ऋषयस्तेऽप्येतदेव प्राधान्येन सिषेविरे ॥३९॥ श्रुतिस्मृतिपुराणानि निराधाराणि तर्हि तु ।

બાધીને સકળ શાસ્ત્રો આની સાથે તોળ્યા તેમા બીજા બધા શાસ્ત્રો પણ અતિ લઘુ થયા આ એક અતિશ્રેષ્ઠ શ્રીમદ્ભાગવતજ પોતાતરફનો તાજવાનો ભાગ જમી જવાથી અતિગુરૂ થએલુ જોઇને તે સમયે સ્વય બ્રહ્મા અને સમસ્ત મહર્ષિઓ અતિશયિત આશ્ચર્યને પામ્યા ॥૩૩-૩૪॥ તે પછી તે ઋષિગણો તે આ ભાગવતપુરાણને શ્રીકૃષ્ણનુ અપર રૂપ, શ્રવણ પઠનથી તત્ક્ષણ ભવબંધન હરનારૂ માનવા લાગ્યા ॥૩૫॥ સત્યલોકમા બ્રહ્માએ સર્વ શાસ્ત્રો તોળ્યા તેમા શ્રીમદ્ભાગવત ગુરૂ થયુ અને બીજા તો લઘુ થયા, આવુ વૃત્તાત સાભળીને, શ્રેયની સ્પૃહાવાળા તે સર્વે ત્રૈલોક્યવાસિઓએ એક તે શ્રીમદ્ભાગવત પુરાણનોજ આદર કર્યો બીજાનો નહિ ॥૩૬॥ જે કપિલ સનકાદિકો નિવૃત્તિમાર્ગના આચાર્યો હતા અને જે મરીચ્યાદિકો કર્મનિષ્ઠારૂપ પ્રવૃત્તિમાર્ગના આચાર્યો હતા તે સર્વ કોઇએ પરમ હર્ષથી આ પુરાણજ આદરથી ગ્રહણ કર્યું તેમા નિ શ્રેયસાર્થી નિવૃત્તિમાર્ગનિષ્ઠોએ તત્ત્વચિંતન, વૈરાગ્યોત્કર્ષ અને ભગવદેકાતભક્તિ આદિકની અભિવૃદ્ધિ માટે અને અભ્યુદયની અભિલાષાવાળા પ્રવૃત્તિધર્મનિષ્ઠોએ તો સર્વાર્થ સાધન પણે આનુ આભ્યુદયિક (ત્રિવર્ગસાધક) કર્મમા નિત્ય આદરથી ગ્રહણ કર્યું ॥૩૭ ૩૮॥ જે શ્વેતદ્વીપનિવાસી નિરન્ન મુક્તો હતા અને જે બદરીવનવાસી ઋષિઓ હતા તે સર્વેએ પણ આ ભાગવતનુજ પ્રધાનપણે શ્રવણ પઠનવડે પરિશીલન કરવા માડ્યુ ॥૩૯॥ એરીતે આ પુરાણની અત્યાદરથી

ब्रह्माणमेत्य शरणं प्रोचुः शोककृशानि च ॥४०॥ देवदेव! जगद्धा-
तस्त्वमस्माकमधीश्वरः । भवसीति परं कष्टमस्माकं श्रोतुमर्हसि
॥४१॥ श्रीमद्भागवतस्यैव गुरुत्वात्सर्वशास्त्रतः । जाता प्रवृत्तिस्त्रै-
लोक्ये सर्वत्र शुभकर्मसु ॥४२॥ अस्मांस्तु कोऽपि दृष्ट्यापि न
पश्यत्यादरात्प्रभो ! । अतो नामापि नो लोके न स्यातेत्येव भाति
नः ॥४३॥ जीविताशां विहायैव ततस्त्वां शरणं गतान् । पातुमर्हसि
नो धातर्यतस्त्वं लोकभावनः ॥४४॥ तान्याश्वास्य ततो ब्रह्मा श्री-
मद्भागवतं प्रति । उवाचेमा ज्ञातयः स्वा नातिकम्यास्त्वयानघ !
॥४५॥ त्वयैवैकाकिना तात ! विहायैतान्निजान्कचित् । न गम्यमिति

સર્વત્ર પ્રવૃત્તિ થતા તો, શ્રવણ પ્રવચનાદિકમા અવસરને નહિ પામેલા શ્રુતિ સ્મૃતિ પુરાણુવિગેરે સર્વથા નિરાલબન થઇને, સર્વ લોકના પિતામહ બ્રહ્માના શરણુને પામીને મહાશોકથી એમ બોલ્યા કે ॥૪૦॥ હે દેવદેવ ! હે જગદ્ધાત ! તમો અમારા સર્વેના અધીશ્વર છો તેવા તમોએ અમારૂ પરમ દુ ખ સાભળીને તેનો પરિહાર કરવો જોઇએ સર્વ શાસ્ત્રોની અપેક્ષાએ શ્રીમદ્ભાગવતનુ ગુરૂપણુ થવાથી હાલમા ત્રિલોકીમા અભ્યુદય નિ શ્રેયસના સાધનપણે તેનીજ એક પ્રવૃત્તિ સર્વત્ર થઈ છે હે પ્રભો ! અમારે તો એક પણ આશ્રય રહ્યો નથી અમોને તો આદરથી કોઈ પણ દૃષ્ટિથી પણ જોતો નથી માટે અલ્પકાળમાજ અમારૂં નામ પણ લોકમા વિલુપ્ત થઈ જશે એમજ અમોને જણાય છે તો અત પર આ ત્રણેય લોકમા અમારે જીવિતાશાજ રહી નથી હે ધાત ! જીવિતાશાને ત્યાગજ કરીને તમારા શરણુને પામેલા અમારી તમો રક્ષા કરવાને યોગ્ય છો, કેમકે તમો લોક પાલક છો ॥૪૧-૪૪॥ હે રાજન્ ! આવું પુરાણાદિ શાસ્ત્રોનુ વચન સાભ ળીને તેમની આશ્વાસના કરીને, બ્રહ્માએ શ્રીમદ્ભાગવતને બોલાવીને એમ કહ્યુ કે-હે અનઘ ! યદ્યપિ તુ આમા શ્રેષ્ઠ છુ તથાપિ આ પોતાના જ્ઞાતિ-જનોનુ તારે અતિલઘન કરવુ નહિ, (કેમકે તારીજ પુષ્ટિ એમનાથી છે) હે તાત ! પોતાના આ જ્ઞાતિભાઇઓનો અનાદર કરીને તારે એકાકી કોઈ પણ સ્થળમા જવુ નહિ (અન્યથા તારી ગતિને કે સ્થિતિને અસજ્જનો

मद्वाक्यं त्वं पालयितुमर्हसि ॥४६॥ तदा भागवतं प्राह तं प्रणम्य पितामहम् । अद्यप्रभृति वत्स्यामि पुराणाना हि मण्डले ॥४७॥ आधिक्यं न स्वतोऽभीष्ट ममास्तीत्यवगच्छ भो । किन्तु त्वया तोलनेन व्यासेन च कृत हि तत् ॥४८॥ साम्प्रतं च यथाऽऽज्ञा ते करिष्यामि तथा विभो ! । इति तस्य वच श्रुत्वा प्रसन्नोऽभवदा त्मभू ॥४९॥ पुराणाना तु सङ्ख्याया पञ्चम्यामेव तद्विधि । पुराण स्थापयामास श्रुतिश्रवणार्चनादिषु ॥५०॥ श्रुतिस्मृतिपुराणानि तदे वालम्ब्य तद्दिनात् । सर्वाणि पोषण प्रापु सर्वदा च तदन्वयु ॥५१॥ श्रीमद्भागवतस्यास्य संश्रयाद्भूतलेऽखिले । विख्याता पञ्चमी सङ्ख्या शतादिभ्योऽप्यभद्वरा ॥५२॥ तदिद श्रीभागवतं पुराण ब्रह्म

કદાચિત્ પરાભવ પમાડી દેશે) આવુ મારૂ વચન તું પાળવાને યોગ્ય છુ ॥૪૫-૪૬॥ તે સમયે ભાગવતે પિતામહ બ્રહ્માને પ્રણામ કરીને કહ્યુ કે હે બ્રહ્મન્ ! આ દિવસને આરભીને આપની આજ્ઞાને અનુસારે પુરાણો ન જ મડળમા નિશ્ચ નિવાસ કરીશ પણ તેમને ઉલ્ઘીને સ્વતનપણે નહિ રહીશ મારે ક્યારેય પણ સ્વતત્રપણે સર્વાધિકપણાનુ વર્તન અભીષ્ટ નથી કિંતુ આપે તોળીને કરેલા પરીક્ષણથી અને વ્યાસકૃત પ્રકર્ષથી સર્વે કોઈ મારે વિષે આદર અત્યધિક કરેછે એમ તમો જાણો ॥૪૭ ૪૮॥ હે વિભો ! હવે આપની જેમ આજ્ઞા થઈ છે તેમજ હુ કરીશ હે રાજન્ ! આવુ ભાગવતનુ વચન સુણીને પ્રસન્ન થએલા બ્રહ્માએ પુરાણોના અનુક્રમે શ્રવણ દાન પૂજનાદિકમા પાચમી સખ્યામાજ તે ભાગવતપુરાણની સ્થાપના કરી ॥૪૯-૫૦॥ એરીતે ભાગવતની સાથે એક હાર્દતા થઈ તે દિવસને આરભીને શ્રુતિ સ્મૃતિ પુરાણાદિ સર્વે પરિપો ણને પામ્યા અને એજ શ્રીમદ્ભાગવતને અર્થજ્ઞાનમા સર્વદા અનુસર્યા આ બધો અર્થ આ આખ્યાયિકા જણાવે છે ॥૫૧॥ પચમી સખ્યાની સ્તુતિ કરેછે—આવા આ ભાગવતના શ્રેષ્ઠપણામા 'પચમી એવી ગણના જે હેતુમાટે પ્રાપ્ત થઈ છે માટેજ આ શ્રીમદ્ભાગવતના સબન્ધમાત્રથી પાચમી સખ્યા શતાદિ સખ્યાની અપેક્ષાએ પણ સકળ લોકમા 'જ્યા પચ ત્યા પરમેશ્વર' એમ

स्मितम् । सेव्यते पुण्यैर्धन्यैर्भूतलेऽत्र नराधिप ! ॥५३॥ धन्या भागवती वार्ता प्रेतपीडाविनाशिनी । सप्ताहोऽपि तथा धन्यः कृष्णलोकफलप्रदः ॥५४॥ रुदन्ति सर्वपापानि सप्ताहश्रवणक्षणे । अस्माकं प्रलयं सद्यः कथेयं हा !! करिष्यति ॥५५॥ आर्द्रं शुष्कं लघु स्थूलं वाङ्मनःकायसम्भवम् । श्रवणं प्रदहेत्पापं पावकः समिधो यथा ॥५६॥ अस्मिन्वै भारते वर्षे सूरिभिर्देवसंसदि । अकथाश्राविणां पुंसां निष्फलं जन्म कीर्तितम् ॥५७॥ किं मोहतो रक्षि-

---

विख्यातपणे वखाणाय छे ॥५२॥ हे नराधिप ! श्रीकृष्ण परंब्रह्मना स्वरूप-स्वभाव-गुण-विभूति-ऐश्वर्य आदिकने नि.संशय निरूपण करनारा आ भागवत पुराणने जेओ आ भूमिमां सेवेछे ते पुरुषोज धन्य कृतार्थ छे ॥५३॥ आ भागवतसंबन्धिनी वार्ताज धन्या सर्वोत्कृष्ट होवाथी श्लाघनीय छे, केमके प्रेत-आ लोक थकी गएलाओनी नरकपीडा विगेरेना विनाशने तत्क्षण करनारी छे. तथा सप्ताह-सात दिवसमां श्रीमद्भागवतना पारायणरूप पण धन्य छे, केमके अभ्युदय निःश्रेयसरूप सकळ फळना साधनोमां श्रेष्ठ छे. वळी आ सप्ताह कृष्णलोकनी ( गोलोकधाम ) प्राप्तिरूप फळने आपनारो छे ॥५४॥ सप्ताह श्रवणसमयमांज श्रोता पुरुषोनां समस्त पापो पोतानो समीपमांज विनाश थवानो विनिश्चय करीने 'हाय हाय आ कथा आपणो प्रलय हमणांज करीज देशे' एवा महान् खेदथी मुक्तकंठे रोदन करेछे ॥५५॥ काय वाणी मनथी थएलुं आर्द्र (ताजुं हमणां करेलुं ) के शुष्क (जुनुं बहु काळथी करेलु) के अल्प के महत् पापने, लीला के सुका नाना के मोटा काष्टने प्रदीप्त अग्निज जेम बाळी दे छे तेम आ भागवतकथाश्रवण तत्काळज बाळी दे छे ॥५६॥ 'जेओ आ भरतखंडमां मानुष जन्मने पामीने पण भागवतने सांभळता नथी ते जनोनुं जन्म व्यर्थ छे' एम देवसभामां नारदादि मुनिओ उद्घोषथी कह्या करे छे ॥५७॥ शुककथामृतनुं पान जेओए कर्युं नथी तेओए वृथा मोहने लीधे विविधरसथी पोषी पाळीने पुष्ट करेला विनश्वर देहे करीने के वधारेला शारीरबळथी शुं ? कशो शुभ लाभ नथी (केमके ते

तेन सुपुष्टेन बलीयसा । अध्रुवेण शरीरेण शुकशास्त्रकथां विना ॥५८॥ अस्थिस्तम्भं स्नायुबद्धं मांसशोणितलेपितम् । चर्मावनद्धं दुर्गन्धं पात्रं मूत्रपुरीषयोः ॥५९॥ जराशोकविपाकार्तं रोगाणां मन्दिरं परम् । दुष्पूरं च कृतघ्नं च सदोषं क्षणभङ्गुरम् ॥६०॥ कृमिविड्भस्मसंज्ञान्तं शरीरमिति वर्णितम् । तेन संसाधयेद्धीमा-

બળવાળું પુષ્ટ શરીર પ્રાણસંયોગથી પોતાને અને પરને અનર્થ કરનારૂં થાય છે અને પ્રાણવિયોગમાં તો ગૃધ્રાદિકનું ભોગ્યભૂત થાય છે) ॥૫૮॥ તેનું શરીર દુર્ગંધ અને મળમૂત્રનું આધાનપાત્ર કેવળ છે-જમેલું અતિશય રસવાળું અન્ન કે પીધેલું મિષ્ટ પાણી વિષ્ટામૂત્રરૂપે પરિણામ પામે છે અથવા રક્તમાંસાદિ ધાતુરૂપે પરિણમે છે, તેનો જો પૂર્ણ વિચાર કરીએ તો તે આ મળમૂત્રનું પાત્ર, અનેક અસ્થિઓએ કરીને જેનું સ્તંભન (ટકાવ) કર્યું છે, સ્નાયુઓવડે જેનું સુદૃઢ બંધન કર્યું છે, માંસ રૂધિરના ઉપલેપ-વાળું અને ઉપરથી ચર્મવડે મઢી લીધેલું છે, આટલોજ એમાં વિશેષ છે. શરીરમાં અને મળમૂત્રના પાત્રમાં (કુંડામાં) બીજો વિશેષ નથી, ફક્ત એક ઉઘાડું છે અને એક ચર્મથી ઢાંકી મઢીને પેક કરેલું છે. તેથી તેની શરીર સંજ્ઞા આવે છે. વળી જરા તથા શોકના વિપાકથી (અથવા જરા શોક અને વિપાક-ક્ષણે ક્ષણે પરિણામ પામવારૂપ કે કર્મપરિપાક વેગથી) આર્ત-પીડાયુક્ત, વિવિધ રોગોનું કેવળ સ્થાનભૂત, વિવિધ વિષયોવડે પ્રતિદિન પૂર્ણ કરતાં પણ અપૂર્ણ, મારેજ કોઇથી પણ ન પૂરણ થઈ શકે એવું, કૃતઘ્ન, (કરેલા પોષણને શરીર સંભારતું નથી, ઉલટું ઉપકાર કરનારને પણ અપકાર કરે છે.) કફ વાત પિત્ત વિગેરે દોષોએ પરિપૂર્ણ અને ક્ષણ-ભંગુર છે. (આવા શરીરની અંતરસથી અનુદિન યથેચ્છ પુષ્ટિ કરવાથી કશો અર્થ નથી) જે આ શરીર અંતે પડી જતાં કૃમિસંજ્ઞિત વિટ્સંજ્ઞિત અને ભસ્મસંજ્ઞિત થાય છે (શ્વાનવિગેરે ભક્ષણ કરતાં તેની વિષ્ટાસંજ્ઞા થાય, અગ્નિથી બાળતાં ભસ્મસંજ્ઞા થાય અને અન્યદા કૃમિસંજ્ઞા થાય) એરીતે શરીરને અતિતુચ્છપણે વર્ણવ્યું છે. સો આવું શરીર સપ્રાણ હોય એટલાકમાં આ શરીરથી બુદ્ધિશાળી પુરૂષે કરણ કલેવર યોગના લાભફળ

न्स्वकार्यं यः स पण्डितः ॥६१॥ यत्प्रातः संस्कृतं चान्नं सायं तत्तु विनश्यति । तदीयरससम्पुष्टे काये का नाम नित्यता ॥६२॥ बुद्बुदा इव तोयेषु मशका इव जन्तुषु । जायन्ते मरणायैव कथाश्रवणवर्जिताः ॥६३॥ श्रीमद्भागवतं पुराणममलं यद्वैष्णवानां प्रियं यस्मिन् पारहंस्यमेकममलं ज्ञानं परं गीयते । यत्र ज्ञानविरागभक्तिसहितं नैष्कर्म्यमाविष्कृतं तच्छृण्वन् विपठन् विचारणपरो भक्त्या विमुच्येन्नरः ॥६४॥ इत्थं मया भागवतस्य तुभ्यं माहात्म्यमुक्तं

નિઃશ્રેયસમાટે પ્રયત્ન કરી લેવો ॥૫૯–૬૧॥ શરીરની આ સ્થિતિ પ્રત્યક્ષ પ્રમાણથીજ જણાય છે–જે પ્રાત. કાળે રાંધેલું અન્ન છે તે સાયસમયસુધી રહેતાં વિકૃત દુર્ગન્ધ અને કુરસ થઈ જાય છે, તે આ ઉદરમાં જઈને ચિરકાળ રહેલા અન્નના દુર્વિકાર રસવિશેષથી પરિપુષ્ટિને પામેલું શરીર અપવિત્રતાથી પરિપૂર્ણ છે, એમાં શંકાજ શી? એમાં નિત્યપણાની મતિ કરવી નહિ ॥૬૨॥ જે કથાશ્રવણે રહિત મનુષ્યો છે તેઓ પાણીમાં પરપોટાની પેઠે અને જંતુઓમાં મત્સરીયાંની પેઠે જન્મ્યાની સાથેજ વિનષ્ટ અસત્પ્રાય છે. એ જીવન્મૃતોની ક્યારેય પણ સંસૃતિ નિવૃત્તિ ન થાય ॥૬૩॥ જે આ શ્રીમદ્ભાગવત પુરાણ અમળ–દોષરહિત અને વૈષ્ણવોને પરમ પ્રિય છે જેમાં પરમહંસોનેજ એક સુલભ, સર્વભૂતોમાં એક પરમાત્માનોજ સાક્ષાત્કાર થતાં તે તે સમસ્ત પ્રકારોનું એક પરમાત્માવલંબિપણું હોવાથી એક, દોષસ્પર્શે શૂન્ય એવા પરમાત્માનું પ્રાધાન્ય હોવાથી અમળ, દૃષ્ટા દૃશ્યની પ્રથક્તાના અવબોધે રહિત હોવાથી અને પરમ પ્રેમગર્ભિત હોવાથી જ્ઞાનાંતરની અપેક્ષાએ પર એવું જ્ઞાન વર્ણવ્યું છે. જેમા જ્ઞાન વૈરાગ્ય ભક્તિએ સહિત નૈષ્કર્મ્ય–કામસંકલ્પે વર્જીત, ભગવાનની પ્રસન્નતા ઇચ્છવી એજ એક પ્રયોજનવાળો, સર્વે ઇન્દ્રિયોના વ્યાપારરૂપ ક્રિયાયોગ રૂડીરીતે વર્ણવ્યો છે, તે આ ભાગવતના શ્રવણ–પઠન–વિચારણ પરાયણ નર અનુક્રમે અભિવૃદ્ધિ પામતી ભક્તિથી ભવબંધનથકી વિમુક્ત થાયજ ॥૬૪॥ હે નૃપતે! આ પ્રકારે મેં ભાગવતનું માહાત્મ્ય સાંભળવા વાંછતા તમોને કહ્યું. તે આ માહાત્મ્ય તો નિરંતર સ્વધર્મસહિત ભક્તિયુક્ત નરોનેજ

नृपते ! तु तत्स्यात् । महाफलप्रापकमेव नृणां स्वधर्मयुग्भक्तिमतां सदैव ॥६५॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पुराणश्रवणोत्सवे विशेषतः श्रीमद्भागवतमाहात्म्यनिरूपणनामा तृतीयोऽध्यायः ॥३॥

श्रीनारायणमुनिरुवाच—अथैतस्य पुराणस्य विधानं श्रवणस्य ते । कथयामि नृपश्रेष्ठ ! श्रोतॄणां हितकारकम् ॥१॥ आरम्भणीया स्वगृहे धनिकैः पुरुषैः कथा । अन्यैर्नरैस्तु संहत्य देवतामन्दिरादिषु ॥२॥ विवाहे यादृशं चित्तं सपुत्रस्य नृणां भवेत् । कथाप्रारम्भणे तादृक् कार्यमुत्साहितं नृप ! ॥३॥ निर्विघ्नेन समाप्त्यर्थ-

મહાફળ આપનારૂ થાય જેમ પથ્યસેવિઓનેજ ઔષધ મહાગુણ કરનરૂં થાય છે તેમજ અર્થાત્ આ માહાત્મ્યનુ શ્રવણ ધર્મ જ્ઞાને સહિત ભક્તિના ઉત્પન્ન કરવાદ્વારા નરોના નિ શ્રેયસમાટે થાય છે ॥૬૫॥ ઇતિશ્રી સત્સંગિજીવને.. ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે વિશેષતઃ શ્રીમદ્ભાગવતમાહાત્મ્યનિરૂપણનામા તૃતીયોઽધ્યાયઃ ॥૩॥

## [1]અધ્યાય ૪ થો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે નૃપશ્રેષ્ઠ ! હવે આ પુરાણના શ્રવણનો વિધિ તમોને કહુ છુ જે વિધિ સાભળવાથી શ્રોતા નરોનુ હિત થાય ।૧॥ જે પુરૂષ ધનાઢ્ય હોઇને ભાગવત શ્રવણમા પ્રવર્ત્યો હોય તે પોતાના ઘર માજ પૌરાણિકપાસે કથા વચાવે, કેમકે તે પોતે એકલોજ ભાગવતના શ્રવણવિધિમા પર્યાપ્ત ધનનો વિનિયોગ કરવા સમર્થ છે જો નરો દરિદ્ર હોય તો ભેગા મળીને દેવમદિરાદિકમા કથા વચાવે ॥૨॥ હે નૃપ ! પોતાના પુત્ર પુત્રી વિગેરેના વિવાહમા નરોનુ ચિત્ત જેવુ ઉત્સાહિત થાય છે, શ્રોતા પુરૂષે તેવુ કથા પ્રારભમા ઉત્સાહિત કરવું ॥૩॥ સર્વ શુભ કાર્યના સમારંભમા નિર્વિઘ્ન પરિસમાપ્તિ માટે સામાન્યપણે પ્રાપ્ત થતી ગણપતિની પૂજા

[1] આ અધ્યાયમા શ્રીમદ્ભાગવતના શ્રવણવિધિમા અગભૂત પૂજાવિધિનું વિસ્તારથી વર્ણન કર્યું છે

मादौ गणपतिं यजेत् । सिन्दूरेण च दूर्वाभिः शुभैश्च गुडलड्डुकैः ॥४॥ प्रत्यहं संहितापाठं शृणुयाद्यदि पूरुषः । तदा तु भोजनात्पूर्वं सार्थं चेद्भोजनोत्तरम् ॥५॥ आनुकूल्यं यदि श्रोतुं नित्यं न स्यात्तदा नृप ! । अवश्यमेव शृणुयाच्चातुर्मास्ये तु पूरुषः ॥६॥ पौषमासं विनैकं तु प्रारम्भेऽस्याखिला अपि । मासाः पुण्यावहाः सन्ति मलमासश्च भूपते ! ॥७॥ मासेष्वेतेषु यत्र स्यात्स्वस्थता स्वस्य चेतसः । तस्मिन्भागवतं श्रव्यं पुराणं पापतद्वहृत् ॥८॥ मासद्वयं वा शृणुयादुक्तमासेषु मानवः । भाद्रे नवम्यां चारभ्य कार्तकीपूर्णिमावधि ॥९॥ प्रारभ्योर्जनवम्यां वा माघ्यां तत्तु समा-

સિંદૂર દૂર્વા અને શ્રેષ્ઠ ગોળલાડુ આદિક ઉપકરણોએ કરીને કરવી ॥૪॥ જે પુરુષ સંહિતાપાઠમાત્ર (અર્થ વિના કેવળ શ્લોકમાત્ર) ને સાંભળવા પ્રવર્તે તો ભોજન કર્યા પહેલાંજ સાંભળે અને જો અર્થસહિત સાંભળવા પ્રવર્તે તો ભોજન કર્યા પછી પણ સાંભળે. 'सार्थं चेत्स्वास्थ्य आत्मनः' એવો પાઠ હોય તો–જો અર્થસહિત સાંભળે તો પોતાની સ્વસ્થતામાં–ભોજન પહેલાં કે ભોજન પછી દિવસે કે રાત્રિએ ચિત્તની સ્થિરતા સતે સાંભળે ॥૫॥ હે નૃપ! જો પ્રતિદિન સાંભળવાની અનુકૂળતા ન હોય ત્યારે તો ચાતુર્માસ્યમાં અવશ્ય સાંભળેજ ॥૬॥ (નિત્યકથા અને ચાતુર્માસ્યકથા વિના અન્યત્ર કથારંભમાં શુભ માસોને કહે છે) હે ભૂપતે! આના આરંભમાં એક પોષ માસ વિના બીજા અધાય માસો શુભ કહ્યા છે. તથા મળમાસ (અધિકમાસ) પણ શુભ કહ્યો છે ॥૭॥ ઉક્ત માસો મધ્યે જે માસમાં પોતાના મનની સ્વસ્થતા થાય તે હરકોઈ એક માસમાં પાપ-પુંજહારી ભાગવતપુરાણ સાંભળવું. વ્યવહારપ્રધાન ગૃહસ્થાશ્રમમાં વર્તનારાને મનની સ્વસ્થતાનો લાભ સર્વદા ઘટેજ નહિ, માટેજ 'જ્યારે મનની સ્વસ્થતા થાય' એમ કહે છે ॥૮॥ અથવા ઉક્ત માસોમધ્યે બે માસપર્યંત સાંભળે, અથવા ભાદ્રપદમાસના શુક્લપક્ષની નવમી તિથિને આરંભીને કાર્તિક પૂર્ણિમા પર્યંત ૬૬ દિવસોએ કરીને સાંભળે ॥૯॥ અથવા કાર્તિક

१ 'सार्थं चेत्स्वास्थ्य आत्मनः' इति पाठान्तरम् ।

पयेत् । तपोनवम्यां वारभ्य चैत्र्यन्तं श्रृणुयान्नरः ॥१०॥ सप्ताहं श्रृणुयाद्यर्हि तदा तूक्तेषु मासु च । नवम्यादि पूर्णिमान्तमेकस्मिञ्छृणुयान्नरः ॥ ११ ॥ देशान्तराद्द्विजान् ज्ञातीनाह्वयेच्च सुहृज्जनान् । येषां तच्छ्रवणे श्रद्धा तांश्चारम्भदिनात्पुरा ॥१२॥ देशे देशे विरक्ता ये वैष्णवा दम्भवर्जिताः । पत्रं तेभ्योऽपि संलेख्यमागतांस्तांश्च मानयेत् ॥१३॥ अर्वाक्पञ्चाहतो यत्नादासनादीनि मेलयेत् । विशाला वसुधा यत्र कुर्यात्तत्र कथास्थलम् ॥१४॥ कुर्वीत मण्डपं तत्र शुचौ स्थाने मन प्रियम् । रम्भास्तम्भैश्च सद्वस्त्रैः फलैः पुष्पैश्च शोभनम् ॥१५॥ तत्रोपवेशस्थानानि स्त्रीणां पुंसां यथोचितम् । व्यासासनं च रुचिरं रचयेच्चतुरो नरः ॥१६॥ तस्मिन्पीठे पृथायुचे

શુક્લ નવમી તિથિએ આરંભીને માઘ પૂર્ણિમાપર્યંત સાભળે અથવા માઘ શુક્લ નવમીએ આરંભીને ચૈત્રપૂર્ણિમાપર્યંત સાભળે ॥૧૦॥ જેતો સપ્તાહથી સાભળવા પ્રવર્તે તેતો ઉક્ત માસો મધ્યે ગમે તે એક માસમા શુક્લ નવમીને આરંભીને પૂર્ણિમાપર્યંત સાત દિવસ સાંભળે ॥૧૧॥ જેમ વિવાહ વિગેરે શુભપ્રસંગમા બન્ધુજનો અને મિત્રજનોને ઉત્સાહથી બોલાવવામા આવે છે તેમ દેશાતર થકી બન્ધુજનો, મિત્રજનો અને બીજાજે ભગવત્કથાશ્રવણમાં સમુત્સુક હોય તે સર્વને મગળપત્ર લખીને કથારભ દિવસ પહેલા બોલાવવા ॥૧૨॥ દેશદેશમા જે વિરક્ત દભવર્જીત પરમ વૈષ્ણવો હોય તેમની ઉપર પણ આદરથી મગળપત્ર લખીને તેમને બોલાવવા અને આવેલા તેઓનો અન્નદાન જળદાન આદરદાન નિવાસદાન આદિકથી સત્કાર કરવો ॥૧૩॥ કથારભ દિવસ થકી પાચ દિવસ પહેલાજ આસનાદિ ઉપયોગી ઉપકરણો પ્રયત્નથી ભેળા કરી રાખે (આથી આસનાદિ ઉપકરણ સપાદનમા આળસ્ય નહિ રાખવાનુ જણાવ્યુ છે) બહુ વિશાળ પ્રદેશમા કથાસ્થાનને કરે, કે જેમા બહુ જનોનો સમુદાય સુખેથી બેસી શકે ॥૧૪॥ તેવા વિશાળ પ્રદેશમા પવિત્ર સ્થાનમા કેળના થાભલા, ફળ, પુષ્પ વસ્ત્ર વિગેરેવડે શોભાયમાન મન પ્રિય મડપ કરે ॥૧૫॥ તે મડપમાં ચતુર નર સ્ત્રીપુરૂષોને બેસવાનુ સ્થાન પૃથક્ પૃથક્ પ્રકલ્પે અને વ્યાસાસન મનોહર

मृदुले तु पुराणिनम् । संस्थापयेत्पुस्तकं च चतुरस्रे निधारयेत् ॥१७॥ ततः पुराणाधिदेवं कृष्णं भागवताकृतिम् । मन्त्रैः समर्चयेदेतैर्मुख्यः श्रोता कृताह्निकः ॥१८॥ प्रथमादिद्वादशान्ताः स्कन्धा यस्य पदादयः । प्रोक्ता अवयवा दिव्यास्तं कृष्णं चिन्तयाम्यहम् ॥१९॥ नवीननीरदोद्रिक्तश्यामसुन्दरविग्रहम् । शरत्पार्वणचन्द्राभाविनिन्द्यास्यमनुत्तमम् ॥२०॥ शरत्सूर्योदयाब्जानां प्रभामो-

યથોચિત રચે ॥૧૬॥ તે સમુન્નત, વિશાળ, કોમળ સુખાસ્તરણવાળા વ્યાસાસનમાં પુરાણીને બેસારે અને પુરાણ પુસ્તકને વ્યાસાસનથકી કિંચિત્ ઉન્નત, ચાર પાયાવાળા આસનમાં (બાજઠ) સ્થાપન કરે ॥૧૭॥ તે પછી મુખ્ય શ્રોતા નિત્યવિધિ કરી પરવારીને, 'શ્રીકૃષ્ણ ભગવાન્ શ્રીમદ્‌ભાગવત રૂપથી વિરાજમાન છે' એવી ભાવના કરીને તેમની આગળ કહીશ એવા મન્ત્રોવડે પૂજા કરે ॥૧૮॥ (હવે પૂજાનો પ્રકાર કહેતાં પ્રથમ ધ્યાનનો પ્રકાર ૭ શ્લોકથી કહે છે–) ભાગવતરૂપથી વિરાજમાન જે ભગવાનના પ્રથમાદિ દ્વાદશ સ્કંધો પાદાદિ દિવ્ય અવયવો કહ્યા છે તે શ્રીકૃષ્ણનું હું ચિંતન કરું છું ॥૧૯॥ કેવા કૃષ્ણ ? તો પોતાના અસાધારણ રૂપથી તો નવીન મેઘ સમાન સ્નિગ્ધ (સ્નેહાળ) શ્યામસુંદર વિગ્રહ (દેહ) વાળા, (મેઘથકી નવીન મેઘમાં સ્નિગ્ધ શ્યામતારૂપ વિશેષ હોય છે તે નવીન મેઘ જોવામાત્રથી ગ્રીષ્મઋતુના તીવ્ર તાપે કરીને પીડા પામેલાઓના મનનેત્રને આનંદ આપનારો થાય છે અને સર્વાંગને શીતળ કરે છે. ભગવાન તો દર્શનમાત્રથી ભવાનળના તાપથી પીડા પામેલાઓના મન નેત્રને આનંદ આપનારા થાય છે અને સર્વાંગને શીતળ કરે છે. યદ્યપિ નવીન મેઘ કૃષ્ણના દિવ્ય વિગ્રહની એક પણ કળાને યોગ્ય નથી તથાપિ તેમની સ્નિગ્ધ શ્યામતા લૌકિક જનોના મનમાં જણાવામાટે લોકદૃષ્ટ ઉદાહરણોમાંથી આ ઉદાહરણ ઉત્કૃષ્ટ ગ્રહણ કર્યું છે. ભગવાનના દિવ્ય આકારમાં રહેલ સૌન્દર્ય તો નિરૂપમ છે) શરત્પૂર્ણિમાચંદ્રને પણ શોભાથી તિરસ્કાર કરનારું દિવ્ય વદન જેમનું છે, જેની અપેક્ષાએ કોઈ પણ ઉત્તમ નહિ હોવાથી અનુત્તમ, (સર્વોત્તમ) સૂર્યોદયથી પ્રફુલ્લિત થએલાં શરત્કમળોની શોભાને તિરસ્કાર કર-

चनलोचनम् । स्वाङ्गसौन्दर्यशोभाभी रत्नभूषणभूषणम् ॥२१॥ गोपीलोचनकोणैश्च प्रसन्नैरतिवक्रितैः । शश्वन्निरीक्ष्यमाणं तत्प्राणैरिव विनिर्मितम् ॥२२॥ स्वार्चापररमाराधादृक्चकोरसुधाकरम् । सद्रत्नसारनिर्माणकिरीटोज्ज्वलशेखरम् ॥२३॥ विनोदमुरलीहस्तं सेवितं च सुरासुरैः । कौस्तुभोद्भासितोरस्कं तमीश्वरमहं भजे ॥२४॥ कलिकल्मषनाशाय प्रादुर्भूतं कृपाभरात्। श्रीमद्भागवताकारं कृष्णमावाहयाम्यहम् ॥२५॥ सिंहासनमिदं कृष्ण ! स्वर्णरत्नविनिर्मितम् । तव प्रीतिकरं दत्तं गृहाण कृपया प्रभो ! ॥२६॥ अनन्यभावाश्रयिणां संसारार्णवतारक ! । पाद्यं गृहाण देवेश ! श्रीकृष्ण !

---

નારા સુદર લોચન જેમના છે, સ્વાગસૌન્દર્યની શોભાવડે રત્નાભરણોને શોભાડનારા, પ્રેમપ્રસન્ન, અતિવક્ર એવા ગોપીલોચન કોણોએ (નેત્રના ખુણા) વારવાર પાન કરાતુ છે દિવ્ય અવયવલાવણ્ય જેમનુ, ગોપીજનોના મૂર્તિમાન્ પ્રાણપુંજરૂપ, પોતાની પરિચર્યાપરાયણ રમા રાધાના લોચનરૂપ ચકોરના ચદ્રરૂપ, (જેમ ચકોરપક્ષીઓ ચદ્રને નિહાળી રહે છે તેમ રમારાધાએ નિહાળી રહેલા) દિવ્ય રત્નમય મુકુટમા લટકતા ઉજ્જ્વળ તોરાઓવડે શોભમાન, વિનોદવાસ્તે વાસળીને હસ્તયુગળમા ધારી રહેલા, કૌસ્તુભમણિવડે વિદ્યોતમાન છે દિવ્ય વક્ષ સ્થળ જેમનુ, સુર અસુરોએ સેવાતું છે ચરણકમળ જેમનુ, એવા સર્વેશ્વર તમોને હું ભજુ છુ એરીતે આ ૭ શ્લોકોવડે શ્રીકૃષ્ણનુ ધ્યાન કરીને પછી "શ્રીભાગવતાકારશ્રીકૃષ્ણપરમાત્મને નમો ધ્યાયામિ એમ બોલવું એજરીતે 'શ્રીત્યાદિ નમોઽન્ત' આવાહનાદિ મત્રશ્લોકોના ઉચ્ચારપુ ગાછી બોલવુ ॥૨૦-૨૪॥ (હવે આવાહનમત્ર કહે છે–) કળિકલ્મ નો વિનાશ કરવા નિરતિશય કૃપ થી શ્રીમદ્ ભાગવતરૂપે પ્રાદુર્ભાવ પામેલા તમો કૃષ્ણને હું અહી આવાહન કરૂં છુ ॥૨૫॥ (હવે આસનમત્ર કહે છે–) હે કૃષ્ણ ! આ રત્નજડિત સુવર્ણનિર્મિત સિંહાસન મેં તમોને પ્રીતિથી અર્પ્યું છે, તેને હે પ્રભો ! તમો કૃપા કરીને સ્વીકાર કરો ॥૨ ॥ (હવે પાદ્યમંત્ર કહે છે–) હે દેવેશ શ્રીકૃષ્ણ ! એકાતિક ભાવથી પોતાનો આશ્રય કરનારા જનોના સસારસિંધુ

कृपया मयि ॥२७॥ नानावतारचरितैः साधुसंकष्टनाशन ! । अर्घ्यं गृहाण श्रीकृष्ण ! गन्धाद्यष्टाङ्गसंयुतम् ॥२८॥ गोकुलक्रीडनानन्द ! महेन्द्रादिमदापह ! । श्रीवृन्दावनपूर्णेन्दो ! गृहाणाचमनीयकम् ॥२९॥ यमुनाजलसञ्चारिकालीयफणमर्दन ! । जलक्रीडारते ! कृष्ण ! स्नानीयं प्रतिगृह्यताम् ॥३०॥ पीताम्बरमिदं कृष्ण ! नवीनं स्वर्णवर्णकम् । तवैव परिधानार्हं गृह्यतां नन्दनन्दन ! ॥३१॥ सावि-

थકી સંતરણમાં એક હેતુભૂત તમો મારી ઉપર કૃપા કરીને મેં આ અર્પેલું પાદ્ય-પાદપ્રક્ષાલનમાં ઉચિત જળને ગ્રહણ કરો ॥૨૭॥ ( હવે અર્ઘ્યમંત્ર કહે છે- ) દિવ્ય વિવિધ અવતાર ચરિતોએ કરીને સાધુસમૂહનું સંકષ્ટ થકી સંરક્ષણ કરનારા હે શ્રીકૃષ્ણ ! આ ચંદન અક્ષત પુષ્પાદિ આઠ ગંધ દ્રવ્યે સહિત અર્ઘ્ય-અર્ઘોચિત જળને ગ્રહણ કરો. ચંદનાદિ આઠ અંગ સ્કંદપુરાણમાં કહ્યાં છે-'चन्दनाक्षतपुष्पाणि दर्भाग्रतिलसर्षपान् । यवान् दूर्वां चार्घ्यपात्रे निक्षिपेदम्बुना भृते' ઇતિ ॥૨૮॥ ( હવે આચમનીયમંત્ર કહે છે-) અક્ષરપદથકી પણ ગોકુળમાં તમોને આનદ અધિક અનુવર્તે છે, કેમકે પરમ પ્રેમરસથી ભીંના ગો-ગોપ-ગોપીઓ સાથે ક્રીડારસ અહીંજ નિષ્પન્ન થાય છે. વળી ગોકુળને પોતાની ક્રીડાથી આનંદિત કરો છો માટે તમો ગોકુળક્રીડનાનંદ છો. અને મહેન્દ્રાદિકના મદને હરીને ઇન્દ્રપદાદિ ઐશ્વર્ય થકી પણ અત્યધિક ઐશ્વર્ય આપે ગોકુળને સંપાદન કરી આપ્યું છે માટે તમો **મહેન્દ્રાદિમદાપહ** છો. અને તમો વૃંદાવનમાં નિત્ય ઉદિત પૂર્ણચંદ્ર છો. તે તમોને મેં અર્પેલું આ આચમનીય-આચમનોચિત જળ પ્રીતિથી આપ અંગીકાર કરો ॥૨૯॥ ( હવે સ્નાનમંત્ર કહે છે- ) જેમણે યમુનાના જળમાં ગરૂડભયથી સચરનારા કાળીય નાગની ફણાના મર્દનથી યમુના જળને નિર્વિષ કરીને સ્નાનપાનને લાયક સર્વોપસેવ્ય કર્યું હતું, જળલીલામાં પ્રીતિવાળા તે તમો કૃષ્ણને હું સ્નાનીય-સ્નાનોચિત જળ કેવળ ઔપચારિક ભાવથી સમર્પુંછું, તેનો તમો પ્રતિગ્રહ કરો ॥૩૦॥ ( હવે વસ્ત્રનિવેદનમંત્ર કહેછે-) હે નંદનદન કૃષ્ણ ! તમો પીતાંબર છો. તે તમોને સુવર્ણના જેવા વર્ણવાળું, તમારેજ પહેરવા લાયક, નવીન આ પીતાંબર સમર્પુંછું તેને

**श्रीग्रन्थिसंयुक्तं स्वर्णतन्तुविनिर्मितम्। गृह्यतां देवदेवेश ! ब्रह्मसूत्रमिद शुभम् ॥३२॥ आभूषणानि दिव्यानि कुण्डलादीनि सत्पते ! । गृहाण कृपया कृष्ण ! दत्तानीमानि भक्तित ॥३३॥ घनसाररसोपेतं कुङ्कुमेन सुशोभितम्। गृहाण चन्दन दिव्य देवकीनन्दन ! प्रभो ! ॥३४॥ नानासुगन्धिपुष्पाणां हारापीडौ तथैव च। तुलसीवनमालां च श्रीकृष्ण ! स्वीकुरु प्रभो ! ॥३५॥ सुगन्धिद्रव्यवासाढ्यं विष्णुतैलं मनोहरम्। वाञ्छित सर्वलोकानां भगवन्प्रतिगृह्यताम् ॥३६॥ बालक्रीडाविनोदेन पूतनाप्राणहारक ! । कंसादिदुष्टशमन ! धूप. स्वीकियता त्वया ॥३७॥ स्वयंप्रकाशमानेश ! नैकभास्करभास्वर ! । गृहाण**

સ્વીકાર કરો ॥૩૧॥ ( હવે યજ્ઞોપવીતાર્પણ મત્ર કહેછે–) હે દેવદેવેશ ! સુવર્ણ તતુનયથી નિર્માણ કરેલુ, ગાયત્રીમત્ર જપપૂર્વક ત્રણ ગ્રથિએ યુક્ત કરેલું આ શોભન યજ્ઞોપવીત હુ ભક્તિથી અર્પણ કરૂછુ તેને સ્વીકાર કરો ।૩૨॥ (હવે આભરણાર્પણમત્ર કહેછે–) હે સતાપતિ શ્રીકૃષ્ણ ! મેં ભક્તિથી અર્પણ કરેલા આ કુડળાદિક રમણીય આભરણોને કૃપાથી અગીકાર કરો ॥૩૩॥ ( હવે ચદનાર્પણમત્ર કહેછે–) હે પ્રભો ! દેવકીનદન ! કર્પૂરકુકુમથી મિશ્રિત આ દિવ્ય ચદનને પ્રતિગ્રહ કરો ॥૩૪॥ ( હવે પુષ્પતુલસી આદિકની માલિકાદિ અર્પણમત્રને કહેછે–) હે પ્રભો ! શ્રીકૃષ્ણ ! નાનાવિધ સુગન્ધિ પુષ્પોના આ હાર તોરાઓ તથા આ વનમાળા તથા આ તુલસીમાળા હુ પ્રેમરસપરિપૂર્ણ મનથી સમર્પું છુ તેને કૃપા કરીને સ્વીકાર કરો ॥૩૫॥ ( હવે સુગન્ધિ તૈલદ્રવ્યાર્પણમત્ર કહેછે– ) હે ભગવન્ ! ચદન એલચી આદિક સુગન્ધિ વસ્તુઓના વાસથી ભરપુર, સુમનોહર, સર્વ જનોએ પામવા વાછેલ, વિષ્ણુને પ્રિય સૌરભ્યાતિશયને કરનાર, મેં અર્પેલુ આ તૈલ ( અત્તર ) સ્વીકાર કરો ॥૩૬॥ ( હવે ધૂપનિવેદનમત્ર કહેછે–) જે તમોએ બાલલીલાથીજ પૂતના કસ વિગેરે દુષ્ટો હણ્યા છે તે તમોને આ ધૂપ પ્રીતિથી અર્પુ છુ તેને સ્વીકાર કરો ॥૩૭॥ ( હવે દીપનિવેદનમત્ર કહેછે–) હે ઈશ ! જે તમારૂ સ્વરૂપ સ્વયપ્રકાશમાન અને અનેક સૂર્યસમાન પ્રભાસ્વર ( પ્રકાશકોનેપણ પ્રકાશ કરનારૂં ) છે તે તમોને મેં આ અર્પેલો

कृपया दीपमन्धकारनिवारकम् ॥३८॥ नानापकान्ननैवेद्यं रसैः पड्भि-
र्मनोहरम् । विश्वम्भर ! गृहाणेदं प्रीत्या मे वरदो भव ॥३९॥
पवित्रं निर्मलं तोयमुशीरैलादिवासितम् । जीवनं सर्वजीवानां
पानार्थं गृह्यतां हरे ! ॥४०॥ निर्मलं यामुनं तोयं सुपवित्रं सुवासि-
तम् । पुनराचमनीयं च गृह्यतां मधुसूदन ! ॥४१॥ ताम्बूलं पूग-
संयुक्तं लवङ्गैलाविमिश्रितम् । जातीफलादिसंयुक्तं श्रीकृष्ण !
प्रतिगृह्यताम् ॥४२॥ दिव्यं फलानां सर्वेषां सर्वदेवप्रियङ्करम् ।
नालिकेरीफलमिदं गृहाण मथुरापते ! ॥४३॥ यथाशक्ति मया दत्ताः
स्वर्णरूप्यादिमुद्रिकाः । श्रीद्वारिकापुराधीश ! दक्षिणा गृह्यतां

તેજોમય દીપ કૃપા કરીને અંગીકાર કરો ॥૩૮॥ (હવે નૈવેદ્ય નિવેદનમંત્ર કહેછે–) તે તે સમયે સંરક્ષણ કરવાથી તમો વિશ્વંભર છો. તે તમોને કેવળ પ્રીતિથી છ મધુરાદિ રસેસહિત વિવિધ પકવાનરૂપ આ નૈવેદ્ય નિવેદન કરૂંછું, તેને તમો પ્રીતિથી સ્વીકારીને મારી ઉપર પ્રસન્ન થાવ ॥૩૯॥ (હવે મધ્યે-પાનીયાર્પણમંત્ર કહેછે–) હે હરે ! સ્વતઃ નિર્મળ, પ્રકૃતિથી તીર્થમાંથી આણેલું હોવાથી કે મંત્રસંસ્કૃત હોવાથી અતિપવિત્ર, વીરણના વાળા એલાયચી વિગેરે સુગન્ધિ દ્રવ્યોથી વાસિત કરેલું, સર્વ જીવોના જીવનરૂપ હોવાથી જીવનશબ્દવાચ્ય, એવું આ મેં અર્પેલું પાનીય પાનાર્થે પ્રતિગ્રહ કરો. (અહીં કહ્યાં નથી તથાપિ ઉત્તરાપોશન–હસ્તમુખપ્રક્ષાલન અને કરોદ્વર્તન તેતે મન્ત્રોવડે નિવેદન કરવાં) ॥૪૦॥ (હવે ભોજનને અંતે પુનરાચમનીય સમર્પણમંત્ર કહેછે–) હે મધુસૂદન ! આ પ્રકૃતિથી પવિત્ર નિર્મળ યમુના સંબન્ધિ જે સુગન્ધિ વસ્તુઓથી સુવાસિત જળ છે તે મેં પુનરાચમન માટે પરિકલ્પેલુ છે તેને ગ્રહણ કરો ॥૪૧॥ (હવે તાંબૂલાર્પણમત્ર કહેછે–) હે શ્રીકૃષ્ણ ! આ લવીંગ એલચી જાયફલ સોપારી તજ આદિકે સહિત તાંબૂલ ઉપકલ્પ્યુ છે તેનો સ્વીકાર કરો ॥૪૨॥ (હવે નાલીકેરી ફલાર્પણમત્ર કહેછે–) હે મથુરાપતે ! સર્વ ફળોને મધ્યે શ્રેષ્ઠ, સર્વ દેવોને પ્રીતિ કરનાર આ નાલીકેર ફળ મેં સમર્પેલું સ્વીકાર કરો ॥૪૩॥ (હવે પૂજાને અંતે દક્ષિણાર્પણ મંત્ર કહે છે–) હે શ્રીદ્વારિકાપુરાધીશ ! મેં યથાશક્તિ સમર્પેલી સુવર્ણમુદ્રા

त्वया ॥४४॥ नीराजयामि देवेश ! नमस्ते ज्योतिषांपते ! । आरार्त्रिकं मया दत्तं गृहाण कमलापते ! ॥४५॥ नमस्ते देवदेवेश ! शङ्खचक्रगदाधर ! । त्वत्प्रदक्षिणया कृष्ण ! ब्रह्माण्डानां प्रदक्षिणा ॥४६॥ उद्धारणाय सर्वेषां प्रादुर्भूतं धरातले । श्रीभागवतरूपं त्वां श्रीकृष्णं प्रणमाम्यहम् ॥४७॥ निजकर्मविपाकेन भवाब्धौ पतितोऽस्म्यहम् । तं मामुद्धर देवेश ! कृपया करुणानिधे ! ॥४८॥ श्रीमद्भागवताख्यस्त्वं प्रत्यक्षः कृष्ण एव हि । मयि त्वच्छरणायाते कृपां कुरु जगत्पते ! ॥४९॥ इत्थं सम्पूज्य विधिना कृष्णं भागवतात्मकम् । वक्तारं पूजयेद्भक्त्या गन्धपुष्पस्रगादिभिः ॥५०॥ नवीनव-

રૂપ્યમુદ્રા આદિક દક્ષિણાઓને આપ કૃપા કરીને સ્વીકાર કરો ॥૪૪॥ (હવે નીરાજનમન્ત્ર કહે છે–) હે દેવેશ ! કમળાપતે ! તમો જ્યોતિષોના પતિ છો તેવા પણ તમારૂ આ જ્યોતિષથી નીરાજન કરવા પ્રવર્તેલા મેં અર્પેલો આ આરાર્ત્રિક ઉપચાર કૃપા કરીને અંગીકાર કરો અને તમોને નમસ્કાર છે ॥૪૫॥ (હવે પ્રદક્ષિણા પ્રણામાર્પણમન્ત્ર કહે છે–) હે દેવદેવેશ ! હે શંખચક્રગદાધર ! હે કૃષ્ણ તમોને નમસ્કાર છે તમો સર્વાન્તરાત્મા હોવાથી સમસ્ત બ્રહ્માંડ તમારી તનુ છે તેવા આપને પ્રદક્ષિણા કરવાથી સર્વ બ્રહ્માંડની પ્રદક્ષિણા કરી થાય છે સકળ ચેતનોનો ઉદ્ધાર કરવાની ઈચ્છાથી ધરાતળમા શ્રીમદ્‌ભાગવતરૂપે પ્રકટ થએલા તમો શ્રીકૃષ્ણને હું પ્રણામ કરૂંછુ ॥૪૬–૪૭॥ (હવે પ્રાર્થનામન્ત્ર કહેછે–) હે દેવેશ ! કરૂણાનિધે ! અનાદિ કાળથી અનુવર્તતા કર્મપરિપાકના ક્રમથી આ સંસારસાગરમા પડીને, જન્મ જરા મરણરૂપ મહાતરંગોમા આમતેમ અથડાઇ અથડાઈને હું મહાદુઃખ પામી રહ્યો છુ તે મને આ ભવાબ્ધિથકી કૃપા કરીને સમુદ્ધાર કરો હે જગત્પતે ! ભાગવત નામથી વિખ્યાત તમોજ સાક્ષાત્ કૃષ્ણ સકળ જનોના પ્રત્યક્ષગોચર થયા છો તે તમારા શરણને પામેલા મારી ઉપર કૃપા કરો ॥૪૮–૪૯॥ હે રાજન્ ! આ પ્રકારે ભાગવતરૂપ કૃષ્ણની વિધિસર પૂજા કરીને, તદનંતર વક્તાની ચંદન પુષ્પ વસ્ત્ર વિભૂષણ વિગેરેવડે ભક્તિથી પૂજા કરીને, દક્ષિણા આપીને, 'નમસ્તે ભગવન્

स्त्राभरणैर्दत्त्वा सम्पूज्य दक्षिणाम् । ततः पूर्वोक्तमन्त्रेण नत्वा तं प्रार्थयेत्पुमान् ॥५१॥ व्यासरूप ! प्रबोधज्ञ ! सर्वशास्त्रविशारद ! । एतत्कथाप्रकाशेन मदज्ञानं विनाशय ॥५२॥ सम्प्रार्थ्य पौराणिकमित्थमन्यान् श्रोतॄंश्च विप्रान्स यथार्हमर्चेत् । श्रोता स्वकीयैर्नियमैरुपेतः शृणोतु भूपाल ! पुराणमेतत् ॥५३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पुराणश्रवणोत्सवे श्रीमद्भागवतश्रवणविधौ पूजाविधिनिरूपणनामा चतुर्थोऽध्यायः ॥४॥

श्रीनारायणमुनिरुवाच—अथ ये नियमा राजन् श्रोतृवक्तृहितावहाः । कथयामि यथावत्तान्पुराणप्रथितानहम् ॥१॥ गुणभेदाद्वाचकाश्च

વ્યાસ ' આ પૂર્વોક્ત મંત્રથી નમસ્કાર કરીને, મુખ્ય શ્રોતા પુરૂપ, આગળ કહીશ એવા મંત્રથી તેની પ્રાર્થના કરે ॥૫૦–૫૧॥ 'व्यासरूप ! प्रबोधज्ञ ! सर्वशास्त्रविशारद । एतत्कथाप्रकाशेन मदज्ञानं विनाशय ॥' અર્થ–તમોજ સાક્ષાત્ વ્યાસરૂપ છો. હે સર્વવિજ્ઞાનનિધે ! હે સર્વશાસ્ત્રસારજ્ઞ ! પુરાણિન્ ! તમો આ કથાના પ્રકાશનથી મારૂં અજ્ઞાન વિનાશ કરો ॥૫૨॥ હે ભૂપાળ ! આ પ્રકારે પૌરાણિકની પ્રાર્થના કરીને, બીજા બ્રાહ્મણાદિ બધા શ્રોતાઓની યથાયોગ્ય પૂજા કરીને, મુખ્ય શ્રોતા પોતાના નિયમોએ યુક્ત થઇને આ પુરાણને સાંભળવાનો સમારંભ કરે ॥૫૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે શ્રીમદ્‌ભાગવતશ્રવણવિધૌ પૂજાવિધિનિરૂપણનામા ચતુર્થોઽધ્યાય: ॥૪॥

## [1]અધ્યાય ૫ મો.

**શ્રીનારાયણમુનિ કહેછે**—હે ઉત્તમ રાજન્ ! હવે વક્તા શ્રોતાના હિતને કરનારા જે પુરાણપ્રખ્યાત નિયમવિશેષો છે તેને હું યથાર્થ કહું છું ॥૧॥ વક્તા તથા શ્રોતા સત્વાદિ ગુણભેદથી ત્રણ પ્રકારનો માન્યો છે. તેમાં જે સત્વપ્રધાન વક્તા તથા શ્રોતા છે તેજ પ્રવચનના કે શ્રવણના

૧ આ અધ્યાયમાં વક્તાનાં લક્ષણો, કથાસમાપ્તિમાં પ્રતિષેધ કરેલા અધ્યાયો અને વક્તાના નિયમવિશેષો કહ્યા છે.

श्रोतारस्त्रिविधा मताः । उत्तमाः सात्त्विका एव यथोक्तफलभागिनः ॥२॥ असङ्गतमविस्पष्टं विस्तरं रसवर्जितम् । पदच्छेदविहीनं च तत्तद्भावविवर्जितम् ॥३॥ उत्साहवर्जितं यश्च वाचयेद्ग्रन्थदूषकः । क्रोधनोऽप्रियवादी च लोभिष्ठः स्त्रीसमीक्षकः ॥४॥ सम्यग्ग्रन्थार्थमविदन्भगवद्भक्तिवर्जितः । वाचकस्तामसो ज्ञेयः स चाधम इतीरितः ॥५॥ स्पष्टाक्षरपदं शान्तं क्वचिद्दीर्घेतरं तथा । कालस्वररस-

યથાર્થ ફળને પામે છે પણ રજ પ્રધાન કે તમ પ્રધાન વક્તા શ્રોતા ફળને પામતો નથી ॥૨॥ સાત્ત્વિક વક્તા શ્રોતા ઉત્તમ હોઇને ગ્રાહ્ય કહ્યો છે અને તામસ રાજસ કનિષ્ઠ હોઇને ત્યાજ્ય કહ્યો છે તેનુ હવે અનુક્રમે નિરૂપણ કરતા પ્રથમ **તામસ વક્તાનાં લક્ષણો** કહું છુ—જે વક્તા **અસંગત**—શબ્દથી પૌર્વાપર્યક્રમે રહિત (પૂર્વાર્ધને ઉત્તરાર્ધસ્થાને અને ઉત્તરાર્ધને પૂર્વાર્ધસ્થાને) અને અર્થથી પૌર્વાપર્યક્રમે રહિત, (અર્થ કરવામા પૌર્વાપર્યક્રમ રાખે નહિ) **અવિસ્પષ્ટ**—જલદી ઉચ્ચારણાદિ દોષને લીધે વર્ણ-પદ વાક્યની અભિવ્યક્તિએ રહિત, **વિસ્તર**—અસ્થાનમા કરાતો દીર્ઘ આલાપ અધિકમાત્રાદિ દોષે કરીને બહુ વિસ્તારે યુક્ત અને અર્થથી અનુપયુક્ત અર્થના અનુભાષણે કરીને વિસ્તૃત, **રસવર્જીત**—શાંતિ કરૂણ આદિક તેતે રસસ્થળોમા તેને તેને નહિ અનુસારે વાચવાથી રસરહિત, **પદચ્છેદ વિહીન**—પદચ્છેદનુ જ્ઞાન ન થાય એવુ કે અન્યથા પદચ્છેદનુ જ્ઞાન થાય એવુ, **તત્તત્ભાવવિવર્જીત**—તે તે શ્લોકમા રહેલા યથાર્થ ભાવને નહિ બોધ કરનારૂ કે અયથાર્થ ભાવને બોધ કરનારૂ અને ઉત્સાહવર્જીત જેમ તેમ વાચે તે આ તામસ વક્તા કહ્યો છે પ્રકૃતિથી પ્રસન્નપાવન એવા પણ ગગાજળને જેમ બજારનુ જળ દુષિત કરી દેછે તેમ આ પ્રવક્તા પુરાણને દૂષિત કરી દેછે તે આ પ્રકૃતિથી ક્રોધી, અપ્રિય બોલવાના સ્વભાવવાળો, લોભથી અભિભૂત ચિત્તવૃત્તિવાળો, નારીનિરીક્ષણમા ચપળચક્ષુવાળો, ગ્રથના યથાર્થ જ્ઞાને રહિત, ભક્તિવેશે રહિત, એવો વક્તા તામસ જાણવો અને તેથી તે અધમ કહ્યો છે ॥૩-૫॥ હવે **રાજસ વક્તાનાં લક્ષણો** કહેછે—જે વક્તા ક્વચિત્ સ્પષ્ટ અક્ષર પદવાળુ, (તો અર્થાત્

मायुक्तं रसभावविवर्जितम् ॥६॥ अद्भुतं वाचयेद्यश्च लुब्धः क्रुद्धः कचित्कचित् । प्रीतिमांश्च रसास्वादे वस्त्रालङ्कारधारणे ॥७॥ अबुध्यमानो ग्रन्थार्थं भक्तो भगवतोऽपि सन् । वाचकः स तु विज्ञेयो राजसो मध्यमश्च सः ॥८॥ सरसं सुस्वरं धीरं तत्तद्भावसमन्वितम् । स्पष्टाक्षरविभेदं च सोत्साहं नातिविस्तृतम् ॥९॥ शान्तं च वाचयेद्यस्तु श्रद्धालुर्दृढनिश्चयः । सम्प्रदायाध्ययनवान् ग्रन्थार्थं कृत्स्नशो विदन् ॥१०॥ जितेन्द्रियः सुशीलश्च दुराग्रहविवर्जितः ।

ક્વચિત્ અસ્પષ્ટ અક્ષર પદવાળું,) કદાચિત્ શાંત-અતિ મૃદુતાએ યુક્ત (તો કદાચિત્ તેનાથી રહિત) ક્વચિત્ અતિદીર્ઘ-લાંબું (તો ક્વચિત્ અતિ સંકુચિત) ક્યારેક જે સમયમાં જે સારંગાદિ સ્વર સમુચિત હોય તેવા સ્વરે સહિત, (તો ક્યારેક તેનાથી રહિત) ક્યારેક કરુણ શમાદિ રસ અને ભાવ-શ્લોકાભિપ્રાય કે નિર્વેદાદિકે વર્જીત, (તો ક્યારેક રસભાવે સહિત) ક્વચિત્ અદ્ભુત-શ્રોતાઓને આશ્ચર્ય કરનારૂં, (તો ક્વચિત્ તેવું નહિ) એરીતે વાંચે. વળી જે ક્વચિત્ લુબ્ધ ક્વચિત્ ક્રુદ્ધ અને ક્વચિત્ પ્રીતિમાન્ (એ રીતે નહિ નિયત ચિત્તવૃત્તિવાળો) હોય અને રસાસ્વાદમાં તથા વસ્ત્ર અલંકારના ધારણમાં વિશેષપણે પ્રીતિમાન્ (અત્યાસક્ત) હોય અને જે પ્રબન્ધપ્રતિપાદ્ય ભગવાનમાં શ્રદ્ધા ભક્તિ આદિકવાળો હોઇને પણ ગ્રંથાર્થને યથાર્થપણે ન જાણતો હોય (પોતે અભિજ્ઞ હોય એમ ઉપરથી પ્રખ્યાપન કરનારો) તે આ વક્તા રાજસ જાણવો અને તે મધ્યમ કહ્યો છે ॥૬-૮॥ હવે **સાત્વિક વક્તાનાં લક્ષણો કહેછે—** જે વાચક તેતે સ્થળે વર્ણન થતા હાસ્ય અદ્ભુતાદિ રસવિશેષના ઝરણે સહિત, યથાયોગ્ય શ્રવણમધુર સ્વરાલાપે સહિત, ધીર-ગંભીરતાએ પરિપૂર્ણ અથવા અતિ શાંત અતિ દીર્ઘતાએ વર્જીત, પ્રકરણને અનુસારે જેવા આવે એવા તેતે ભાવાર્થે સહિત, સ્પષ્ટાક્ષરવિભેદ-સ્પષ્ટ અક્ષર પદ વાક્ય વિભાગે સહિત અથવા સ્પષ્ટ ઉચ્ચારેલા હ્રસ્વ દીર્ઘ પ્લુત વિગેરે વર્ણ વિભેદે સહિત, ઉત્સાહે સહિત, અતિ વિસ્તૃત નહિ તેમ અતિસંકુચિત નહિ, શાંતિએ યુક્ત, એરીતે વાંચે તે સાત્વિક વક્તા માન્યો છે. વળી જે શ્રદ્ધા આસ્તિ-

यथार्थवादी वाग्मी च श्रोतृबोधननैपुण ॥११॥ यदृच्छालाभसन्तुष्ट करुणो निरहङ्कृति । मृदुस्वभाव शान्तश्च भगवद्भक्तिसंयुत ॥१२॥ लोकापवादरहित प्रतिग्रहपराङ्मुख । जितकामो जितक्रोधो जित लोभश्च नि स्पृह ॥१३॥ मेनो धीर साधुवृत्तिर्निर्दम्भोऽकिञ्चनस्त था । उपकारी वाचकस्तु सात्त्विकश्चोत्तमो मत ॥१४॥ सात्त्विकैर्लक्षणैर्युक्त श्रीभागवतवाचक । प्रत्यह स्वाह्निक कुर्यादुपस्युत्थाय बुद्धिमान् ॥१५॥ तत श्रोतृभिराहूत स कथामण्डप व्रजेत् । प्रक्षाल्य पाणिपादास्य कुर्यादाचमनत्रयम् ॥१६॥ धौतश्वेताम्बर

કતાએ સપન્ન, સપ્રદાય-સદ્ગુરુ પરંપરાથી સમગ્ર ગ્રથાર્થને યથાર્થ જાણતો જીતેન્દ્રિય, સુશીલ, દુરાગ્રહે વર્જીત (સતોએ પ્રબોધ આપતા તેમણે કહેલા અર્થના ગ્રહણમા પ્રવર્તનારો) ગ્રથાર્થને યથાર્થ બોલવાના સ્વભાવ વાળો, વાગ્મી-પ્રવચનમા ઉપયોગી વાણીવૈભવે સપન્ન શ્રોતા જનોને પ્રીતિથી અવબોધ આપવામા અતિનિપુણ યદૃચ્છાથી પ્રાપ્ત થતા અર્થમા સતોષી દયાર્દ્ર હૃદયવાળો અહકારે રહિત મૃદુ-નહિ ક્રોધ કરવાના સ્વભાવવાળો શાત સ્વભાવવાળો ભગવદ્ભક્તિએ પરિપૂર્ણ લોકાપવાદથી ભય રાખનારો, દુષ્પ્રતિગ્રહથી પરાઙ્મુખ રહેનારો અથવા પ્રતિગ્રહમાત્ર થકી પ્રતિનિવૃત્ત થએલો કામ ક્રોધ લોભાદિ છ શત્રુવર્ગને જીતી રહેલો સર્વભૂતો ઉપર મિત્રભાવવાળો ધીર-ખળ જનોના વચનોએ કરીને પણ મનમા વિકાર નહિ પામનારો, સાધુ વૃત્તિવાળો દભવર્જીત, એક અકિંચ નતા જેને પ્રિય છે, પરોપકારપરાયણ આવો વાચક સાત્વિક માન્યો છે અને તે ઉત્તમ કહ્યો છે ॥૯-૧૪॥ આવા સાત્વિક લક્ષણોએ યુક્ત નિર્મળ બુદ્ધિમાન્ વક્તા પ્રતિદિન ઉષ કાળ (પાચ ઘડી રાત્રિ બાકી રહે તે) મા ઉઠીને પોતાનુ સ્નાન સધ્યાદિ આહ્નિક કર્મ કરે તદનંતર શ્રોતા જનોએ કથાપ્રવચન માટે આદરથી બોલાવ્યો થકો ધોએના શ્વેત વસ્ત્રોને ધારીને કથામડપમાં જાય પછી હસ્ત પાદ મુખનુ પ્રક્ષાલન કરીને ત્રણ વાર આચમન કરે પછી સદ્ગુરુને (પોતાના અધ્યાપક કે વૈષ્ણવી દીક્ષા આપ નાર આચાર્ય) હૃદયમા સભારતો થકો સમિતિમા મળેલા વિપ્રો તથા

धरः सद्गुरुं हृदये स्मरन् । विप्रान्साधून्नमस्कृत्य श्रीमद्भागवतं नमेत् ॥१७॥ ततः स्वपूज्यगुर्वादेराज्ञया विनयान्वितः । उदङ्मुखः प्राङ्मुखो वा व्यासासनमुपाविशेत् ॥१८॥ श्रोतृभिः पूजितः सोऽथ कुर्यान्मङ्गलमादितः । यं प्रव्रजन्तमित्यादिश्लोकत्रयमुदीरयेत् ॥१९॥ कस्मै येनेति पद्यं च स्वेष्टपद्यान्यतः परम् । पठित्वा पुस्तकं नत्वा ततः पद्यमिदं पठेत् ॥२०॥ श्रूयतां देव ! देवेश ! नारायण ! जगत्पते ! । त्वदीयेनावधानेन कथयिष्ये शुभाः कथाः ॥२१॥ इति पद्यं पठित्वैव वाचयेत्स कथां बुधः । साधून्विप्रान्विलोक्यैव कुर्यादर्थं न योषितः ॥२२॥ समाप्तिरन्तेऽध्यायस्य यस्य यस्य न सम्मता । न

---

સાધુઓને નમસ્કાર કરીને શ્રીમદ્‌ભાગવતને નમસ્કાર કરે. તદનંતર વિનયસંપન્ન થઈને પોતાના પૂજ્ય ગુરૂવૃદ્ધાદિકની સન્નિધિમાં તેમની આજ્ઞા ગ્રહણ કરીને વ્યાસાસનમાં પૂર્વાભિમુખે કે ઉત્તરાભિમુખે બેસે ॥૧૫–૧૮॥ અનંતર શ્રોતાઓએ પૂજા કરેલો વક્તા મંગળાચરણ કરતાં પ્રથમ 'यं प्रव्रजन्तं' 'यः स्वानुभावं' 'नारायणं नमस्कृत्य' આ ત્રણ શ્લોકો બોલે. તે પછી 'कस्मै येन' આ શ્લોક બોલે. અતઃપર જે બીજા સ્વેષ્ટપદ્યો (ઇષ્ટદેવ ગુરૂ આદિક વિષયવાળાજ શ્લોકો) હોય તેને પણ બોલીને, તે પછી પુસ્તકરૂપ ભગવાનને પ્રણામ કરીને, આગળ કહીશ એવા શ્લોકને બોલે ॥૧૯–૨૦॥ 'श्रूयतां देव ! देवेश ! नारायण जगत्पते !, । त्वदीयेनावधानेन कथयिष्ये शुभाः कथाः ॥' અર્થ–હે દેવ ! હે દેવેશ ! હે જગત્પતે ! શ્રીનારાયણ ! આપની કૃપાથી પ્રાપ્ત થએલા મનોવધાનથી (અથવા આપના દિવ્ય ચરિત્રનાજ એક અવધાને યુક્ત થઈને) આપની શુભ કથાઓને કહીશ, તો સર્વાન્તરાત્મા આપજ તે કથાને સાંભળીને મારી ઉપર પ્રસન્ન થાવ ॥૨૧॥ તે આ શ્લોકને ઉચ્ચારીનેજ બુધ પૌરાણિક કથા વાંચે. અભિમુખ બેઠેલા સાધુ વિપ્રોને જોઇનેજ કથાને કહે. પણ શ્રદ્ધાથી અને શુશ્રૂષાથી બેઠેલી પણ સ્ત્રિયોને જોઇને કથાને નજ કહે ॥૨૨॥

હે રાજન્ ! પ્રતિદિન કથાની સમાપ્તિ જે જે અધ્યાયને અંતે મુનિઓએ નિષેધ કરેલી છે તે તે અધ્યાયોને અંતે કથાસમાપ્તિને ન કરે. તે

तत्र तत्र विरमेदध्यायांस्तानपि ब्रुवे ॥२३॥ तत्राद्ये स्कन्ध आद्यश्च ह्यष्टमो दशमस्तथा । चतुर्दशः षोडशश्च निषिद्धा विरताविमे ॥२४॥ तृतीयश्चाष्टमश्चेति द्वौ द्वितीये निषेधितौ । सप्तर्षिभिस्ततः कार्या तदन्ते विरतिर्नहि ॥२५॥ दशमः सप्तमश्चाद्यस्तृतीयेऽष्टादशस्तथा । त्रयोविंशश्च विरतौ सम्मता न बुधैर्नृप ! ॥२६॥ आद्यस्तृतीयो दशमस्तुर्ये सप्तदशस्तथा । अष्टाविंशश्च नाध्याया विरतौ शुभदा नृणाम् ॥२७॥ पञ्चमे पञ्चमोऽध्यायो निषिद्धश्च त्रयोदशः । षष्ठे षष्ठः पञ्चमश्च प्रथमो दशमस्तथा ॥२८॥ सप्तमे प्रथमस्तुर्यः षष्ठः स्कन्धेऽथ चाष्टमे । आद्योऽष्टमो द्वितीयश्च दशमश्चैकविंशकः ॥२९॥ नवमे पञ्चदशको दशमस्तुर्य आदिमः । अध्याया विरतौ नैते गृहीता मुनिभिर्नृप ! ॥३०॥ दशमे दशमश्चाद्यो द्वाविंशो नवमस्तथा । त्रय

અધ્યાયોને નામનિર્દેશથી હું કહું છું ॥૨૩॥ તેમાં પ્રથમ સ્કંધમાં પહેલો આઠમો દશમો ચૌદમો સોળમો, આ અધ્યાયો કથાવિરામમાં વર્જ્ય છે (આને અંતે વિરામ ન કરવો) દ્વિતીય સ્કંધમાં તો ત્રીજો અને આઠમો, આ બે અધ્યાયો સપ્તર્ષિઓએ નિષેધ કર્યા છે માટે તેને અંતે વિરામ ન કરવો હે નૃપ ! તૃતીય સ્કંધમાં તો પહેલો સાતમો દશમો અઢારમો તેવીશમો, આ અધ્યાયો વિરતિમાં મુનિઓએ માન્યા નથી ચતુર્થ-સ્કંધમાં પહેલો ત્રીજો દશમો સત્તરમો અઠ્ઠાવિશમો, આ અધ્યાયો વિરતિમાં વક્તા શ્રોતા જનોને શુભ ફળ આપનારા નથી, માટે આને અંતે વિરતિ ન કરવી પંચમ સ્કંધમાં પાંચમો અને તેરમો અધ્યાય નિષેધ કર્યોછે. ષષ્ઠ સ્કંધમાં પહેલો પાંચમો છઠો દશમો આ અધ્યાયો કથાસમા-પ્તિમાં નિષિદ્ધ છે. સપ્તમસ્કંધમાં પહેલો ચોથો છઠો આ અધ્યાયો વિર-તિમાં નિષેધ કર્યા છે, અષ્ટમ સ્કંધમાં પહેલો બીજો આઠમો દશમો એકવિં-શમો, આ અધ્યાયો કથાવિરામમાં વર્જ્ય છે. હે નૃપ ! નવમસ્કંધમાં પહેલો ચોથો દશમો પંદરમો, આટલા અધ્યાયો મુનિઓએ કથાવિરામમાં પ્રતિષેધ કર્યા છે. દશમસ્કંધમાં પહેલો નવમો દશમો બાવીશમો ઓગણ-ત્રિશમો ત્રિશમો એકત્રિશમો બાસઠમો છોંતેરમો સીત્તોતેરમો, આ અધ્યાયો

एकोनत्रिंशश्च द्विषष्टितम एव च ॥३१॥ षट्सप्ततितमः सप्तसप्ततितम इत्यमी । निषिद्धा विरतौ सन्ति पञ्चिः पौराणिकैरपि ॥३२॥ एकादशे तु दशमो द्वाविंशस्त्रिंश एव च । द्वादशे नवमस्त्वेक इत्यध्याया मयोदिताः ॥३३॥ एषामन्ते न विरतिः कार्या पौराणिकैः क्वचित् । नित्यैकाध्यायपाठानामप्येष विधिरिष्यते ॥३४॥ मासपक्षादिनियतदिनसङ्ख्यानुरूपतः । अध्यायान्वाचयेन्नित्यं ततः कुर्यात्समापनम् ॥३५॥ मुहूर्तं घटिकां वापि कथान्ते नामकीर्तनम् । कुर्यात्प्रतिदिनं विष्णोरुत्तरेदासनात्ततः ॥३६॥ पुनर्नत्वा स गुर्वादीन् गच्छेद्विद्वान्निजं गृहम् । कथासमाप्तिपर्यन्तं नित्यमेवं समाचरेत् ॥३७॥ कथारम्भदिनाद्यावत्समाप्त्यन्यस्य नाऽऽददेत् । अन्नं

ન્ય્યારૂણિ કશ્યપ સાવર્ણિ અકૃતવ્રણ શિંશપાયન હારીત આ છએ પૌરાણિકોએ કથાવિરામમાં નિષેધ કરેલા છે. એકાદશસ્કંધમાં તો દશમો આવીશમો ત્રિશમો આ ત્રણ અધ્યાયો નિષિદ્ધ છે. દ્વાદશસ્કંધમાં તો નવમો એકજ અધ્યાય નિષિદ્ધ છે. એરીતે કથાસમાપ્તિમાં નિષિદ્ધ અધ્યાયો મેં કહ્યા ॥૨૪-૩૩॥ પૂર્વોક્ત પ્રતિષિદ્ધ અધ્યાયોને અતે પૌરાણિકોએ વિરતિ ક્યારેય પણ ન કરવી. પ્રતિદિન એક એક અધ્યાયના પારાયણમાં પણ આ નિષેધ સમાન છે, એટલે જે દિવસે નિષિદ્ધ અધ્યાય પારાયણમાં આવે તે દિવસે નિષિદ્ધ અધ્યાયને વર્જીને આગળ નહિ નિષિદ્ધ અધ્યાયે વિશ્રામ કરવો ॥૩૪॥ એક માસથી કે પક્ષથી કે સપ્તાહથી કે ઋતુથી જે પારાયણ કરવા ધાર્યું હોય તો તેમાં તેમાં એક એક દિવસે જેટલા અધ્યાયો વાંચવાના કહ્યા હોય તેને અનુસારે પ્રતિદિન અધ્યાયો વાંચીને પછી કથાસમાપ્તિ કરવી॥૩૫॥ પ્રતિદિન કથાને અતે પૌરાણિક બે ઘડીપર્યંત કે એક ઘડીપર્યંત પણ ભગવન્નામકીર્તન કરે. તે પછી વ્યાસાસન થકી ઉતરે ॥૩૬॥ ઉતરીને સભામાં બેઠેલા પોતાના માનનીય ગુરૂપ્રમુખોને પ્રણામ કરીને પોતાને ઘેર જાય. એરીતે કથાસમાપ્તિ પર્યંત પ્રતિદિન કરે ॥૩૭॥ તે આ વક્તા કથારંભદિનને આરંભીને કથાસમાપ્તિદિનપર્યંત બીજા જનનું અન્નાદિક નજ ગ્રહણ કરે તથા પ્રતિગ્રહ નજ ગ્રહણ કરે. અન્યથા-ગ્રહણ કરે તો પાપ-

प्रतिग्रहं चापि पापभीरुः स पण्डितः ॥३८॥ न दद्युः स्वस्य पर्याप्तं श्रोतारः प्रत्यहं यदि । अन्नं तदा त्वन्यदत्तं गृह्णीयान्नात्र पातकम् ॥३९॥ सप्ताहे वा दशाहे च पक्षपारायणे तथा । मासपारायणेऽप्येष विधिस्तस्य प्रकीर्तितः ॥४०॥ वातुलं नैव भुञ्जीत न कुर्याच्चातिभोजनम् । न रोगकृच्च शाकादि तैलं कटु च वर्जयेत् ॥४१॥ ब्रह्मचर्यमहिंसां च सत्यास्तेये च पालयेत् । कथाविघ्नकरं यत्तत्कर्म कुर्यान्न कर्हिचित् ॥४२॥ पुराणवक्तुर्नृपते ! मयेत्थं प्रोक्तानि लक्ष्माणि यमाश्च सर्वे । लक्ष्माणि वक्ष्याम्यधुना च तुभ्यं तच्छ्रोतृपुंसां नियमांश्च पाल्यान् ॥४३॥ इति श्रीसत्स०ना०च०ध०शा० चतुर्थप्रकरणे पुराणश्रवणोत्सवे भागवतश्रवणविधौ वक्तृलक्षणनियमनिरूपणनामा पञ्चमोऽध्यायः ॥५॥

---

પ્રસંગ આવે ॥૩૮॥ જો શ્રોતાઓ પ્રતિદિન પોતાના દેહયાત્રા નિવાહ પર્યાપ્ત અન્ન આપવા અસમર્થ હોય ત્યારે તો બીજાનું અન્ન ગ્રહણ કરે એમાં એને દોષ નથી. અન્નનીજ આ અભ્યનુજ્ઞા સમજવી, પણ તેનાથી બીજાની નહિ ॥૩૯॥ પૌરાણિકને આ (બીજાનું અન્ન લેવા ન લેવારૂપ) વિધિ સપ્તાહ દશાહ પક્ષ માસાદિ પારાયણમાં સર્વત્ર સમાન કહ્યો છે ॥૪૦॥ વળી આ વક્તા પુરાણી જેટલા દિવસ કથા કરે ત્યાંસુધી વાતુળ (ઉદરમાં વાયુપ્રકોપ કરનાર વાલ વટાણાવિગેરે) વસ્તુને ન ભક્ષણ કરે. અતિભોજન ન જમે. કફ પિત્તાદિકના પ્રકોપથી રોગ કરનાર શાકાદિ, તૈલ અને કટુ (સ્વર રોકનાર તિક્ત મરચાં આદિક) પદાર્થને ન જમે. પારાયણના પ્રતિઘાતમાં હેતુ હોવાથી આનો પ્રતિષેધ કર્યો છે ॥૪૧॥ બ્રહ્મચર્ય અહિંસા અસ્તેય સત્ય વિગેરે વ્રતપરાયણ થાય અને જે બીજું કથામાં વિઘ્ન કરનાર થાય તે સર્વને પણ ક્યારેયપણ ન કરે ॥૪૨॥ હે નૃપતે ! આ પ્રકારે પુરાણપ્રવક્તાનાં લક્ષણો અને સમસ્ત નિયમો મેં કહ્યા. હવે શ્રોતા પુરૂષોનાં લક્ષણો અને તેમણે પાળવાના નિયમો કહું છું તેને સાવધ મનથી સાંભળો ॥૪૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે ભાગવતશ્રવણવિધૌ વક્તૃલક્ષણનિયમનિરૂપણનામા પંચમોઽધ્યાયઃ ॥૫॥

श्रीनारायणमुनिरुवाच—श्रद्धाभक्तिविहीनो यो लोभिष्ठो दूषकस्तथा । हेतुवादपरो राजन्नभ्यसूयासमन्वितः ॥१॥ वक्त्रे न दक्षिणां दद्यात्पुण्याहे च समापने । अतिप्रश्नांश्च यः कुर्यात्स श्रोता तामसोऽधमः ॥२॥ कथां प्रसङ्गाच्छृणुयाच्छ्रद्धाहीनोऽपि यः पुमान् । दया-

## [1]અધ્યાય ૬ ઠ્ઠો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે રાજન્ ! સાત્વિક શ્રોતાની ઉત્તમ અધિકારિતા પ્રદર્શાવવા પ્રથમ **તામસ રાજસ શ્રોતાઓનાં લક્ષણો** કહુંછું- જે શ્રોતા ભગવત્કથાશ્રવણમાં શ્રદ્ધા ભક્તિએ રહિત, સંભળાતી કથાનું તાત્પર્ય નહિ સમઝતો હોવાથી વક્તાવિષે કે વંચાતા પુરાણવિષે દોષારોપણ કરનાર, આસ્તિકભાવ વિના 'એમ શાથી ? એમ શાથી ?' એવા હેતુવાદમાં પ્રવર્તનારો, ( કર્મ જો કારણ હોય તો ઈશ્વરની શી જરૂર ? ઈશ્વર જો કારણ હોય તો કર્મની શી જરૂર ? જો કર્માનુસારે કરે છે તો તે ઈશ્વર કેમ હોઈ શકે ? ગુણથી નહિ લેપાએલો હોય તે જગતનો કર્તા કેમ હોઈ શકે ? કર્તાને પ્રયોજનની અવશ્ય અપેક્ષા હોવાથી ( કોઈ કર્તા પ્રયોજન વિના પ્રવર્તેજ નહિ ) તે કર્તા સકામજ હોવો જોઇએ ? ઈત્યાદિ અપ્રતિષ્ઠિત હેતુવાદ પરાયણ ) સાત્વિક એવા પણ શ્રોતાઓ વિષે અભ્યસૂયાએ સહિત, ( તેમને વિષેપણ દોષાવિષ્કરણપરાયણ ) લોલૈકશીલ, પર્વાદિ પુણ્ય દિવસે અને કથાસમાપ્તિમાં વક્તાને દક્ષિણાદાનમાં વિમુખ, અતિપ્રશ્ન પરાયણ, ( જે સર્વાન્તરાત્મા સર્વવ્યાપી અને પરંબ્રહ્મપણે ગાન કરાય છે તે અહીં પરિમિત અને દૃશ્યસજાતીય રૂપથી કેમ અવતરે ? જેમનો દેશથી પરિચ્છેદ નથી તે ક્યાંથી ક્યાં અવતરે ? ઈત્યાદિ અતિપ્રશ્ન કહેવાય. તે પરંબ્રહ્મ ભગવાન્ પોતાની માયા ( સંકલ્પ )થી અવતરે છે, અચિંત્ય માયાવૈભવસ્વરૂપમાં જે પ્રશ્ન છે તે અતિપ્રશ્ન છે, '**अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण साधयेत्**' એવી સ્મૃતિ છે) આવો શ્રોતા તામસ હોઇને અધમ કહ્યોછે ॥૧-૨॥ હવે **રાજસ શ્રોતાનાં લક્ષણો** કહે છે—જે પુરૂષતો સ્વયં શ્રદ્ધા ભક્તિએ

[1] આ અધ્યાયમાં શ્રોતાનાં લક્ષણો અને તેણે આદર કરવા યોગ્ય નિયમવિશેષો વર્ણવ્યા છે.

दश शतस्थाने सपाण्डित्यं च दर्शयेत् ॥३॥ दाम्भिको मत्सरग्रस्तो मानी चाप्यस्थिरासनः। क्षणं रुष्टः क्षणं तुष्टः श्रोता राजसमध्यमः ॥४॥ सन्त्यज्य सर्वकार्याणि भक्तिश्रद्धासमन्वितः । पुराणं शृणुयान्नित्यं विनयेनान्वितश्च यः ॥५॥ वाचकं पूजयेन्नित्यं काले काले च दक्षिणाम् । यथोचितं प्रदद्याच्च श्रोतॄन्सर्वांश्च मानयेत् ॥६॥ निर्मत्सरो भगवति प्रेमवृद्धीप्सुरादृतः । शृणुयाच्चैकचित्तो यः स श्रोता सात्त्विकोत्तमः ॥७॥ सात्त्विकैर्लक्षणैर्युक्तः श्रोता पुस्तकवाचकौ । पूर्वोक्तेन विधानेन सम्पूज्य शृणुयात्कथाम् ॥८॥ अनुष्णीषोऽप्रौ-

રહિત હોવા છતાંપણ પ્રસંગાત્-શ્રોતા જનોના સમુદાય પ્રસંગથી પોતાની જે કથાશ્રવણમાં વિમુખતા છે તેને સમાજમાં ગુપ્ત રાખીને, ઉપરથી કથાશ્રવણમાં આદર પ્રખ્યાપન કરતો થકો તેમાં પ્રવર્ત્યો હોય અને વળી જે શતમુદ્રિકા અર્પણ સ્થળમાં વિત્તશાઠ્યથી દશમુદ્રિકા અર્પણમાત્ર કરે. વળી વક્તાની આગળ પોતાનું પાંડિત્ય પ્રદર્શાવે. અને જે દંભ મત્સર માનાદિ દોષે સંપૂર્ણ હોય અને જે અસ્થિર આસનવાળો ( કથાસમાપ્તિ સુધી સ્થિર બેસી રહેવા અસમર્થ હોય ) ક્ષણમાં રૂષ્ટ ( ક્રોધ કરનારો ) અને ક્ષણમાં તુષ્ટ, ( પ્રસન્ન થનારો ) તે આ અસ્થિર ચિત્તવાળો શ્રોતા રાજસ માન્યો છે અને તે મધ્યમ કહ્યોછે ॥૩-૪॥ સાત્ત્વિક શ્રોતાનાં લક્ષણો કહુંછું-જે શ્રોતા સર્વ વ્યાવહારિક કાર્યનો ત્યાગ કરીને, શ્રદ્ધા ભક્તિએ યુક્ત થઇને વિનયથી પુરાણને નિત્ય સાંભળે અને વક્તાને જે યથાસમય યથોચિત દક્ષિણાદાનાદિવડે માન આપે અને સમસ્ત શ્રોતાઓને આદરભાવથી જુવે. સર્વત્ર મત્સરભાવે રહિત, ભગવાનમાં પ્રેમની અભિવૃદ્ધિને આકાંક્ષતો, ( ફળાંતરને નહિ ) કથાશ્રવણમાં આદરે સંપન્ન, કથામાં એકાગ્ર મનવાળો, આવો શ્રોતા સાત્વિક હોઇને ઉત્તમ કહ્યો છે ॥૫-૭॥ તે આ સાત્વિક લક્ષણોએ સંપન્ન શ્રોતા પૂર્વોક્ત વિધિથી વક્તા તથા પુસ્તકની પૂજા કરીને કથાને સાંભળે ॥૮॥ હવે શ્રોતાઓના નિયમો કહુંછું-શ્રોતા શ્રવણસમયે શિર ઉપર ઉષ્ણીષ ( પાઘડી વિગેરે ) મુકે નહિ. પાદને લાંબા પ્રસારે નહિ. અહીં તહીં જાય નહિ. સોપારી તાંબૂલ તમાકુ

ढपादो न गच्छेच्च स्थलान्तरम् । पूगाद्यनश्नंश्च शुचिर्वाग्यतः शृ-
णुयात्कथाम् ॥९॥ वीरासनेनोपविशेन्न च पश्येदितस्ततः । वार्तां
कुर्याच्च नान्योन्यं तदेकाग्रमना भवेत् ॥१०॥ संशये सति वक्तारं
पृच्छेच्च शनकैर्नमन् । करपादादिचापल्यं श्रोता कुर्यान्न संसदि
॥११॥ पालयेद्ब्रह्मचर्यादीन्नियमान्विजितेन्द्रियः । स्कन्धान्त उत्स-
वादौ च दद्याच्छक्तया च दक्षिणाम् ॥१२॥ स्कन्धे स्कन्धे समाप्ते
च विप्रा भोज्याः शतं शतम् । दक्षिणा च यथाशक्ति तेभ्यो देया
नराधिप ! ॥१३॥ अशक्तस्तु पुराणस्य समाप्तौ भोजयेच्छतम् ।
तदिष्टभोजनैर्विप्रान्दक्षिणाभिश्च तोषयेत् ॥१४॥ कथाप्रारम्भदिवसे
सम्पूज्यादौ गणाधिपम् । ब्राह्मणं वरयेदेकं गायत्रीजपहेतवे ॥१५॥
स सहस्रत्रयं नित्यं समाप्त्यवधि सञ्जपेत् । वरणीयास्तथा चान्ये
ब्राह्मणा पञ्च वैष्णवाः ॥१६॥ सहस्रपञ्चकं नित्यं मन्त्रस्तु द्वाद-

આદિકને ચાવે નહિ બહાર અંતર પવિત્ર થઈને મૌનવ્રતધારી થઈ કથા સાભળે ॥૯॥ વીરાસન–સાથળ ઉપર પગ મુકીને નજ બેસે અહીં તહીં ચચળ ચક્ષુવાળો થઈ નજ જુવે પરસ્પર વાર્તા ન કરે કેવળ એકાગ્ર ચિત્ત થઈ કથાને સાભળે ॥૧૦॥ વારેવારે કરચરણાદિકની ચપળતા (હલાવવુ વિગેરે ) સભામા ન કરે કહેવાતી કથામા કોઈ સશય થાય તો વક્તાને સવિનય ધીમેથી અવસર પામીને પુછે ॥૧૧॥ જીતેન્દ્રિય શ્રોતા બ્રહ્મચર્ય અને અન્ય નિયમોને યથાવિધિ ધારણ કરે સ્કધને અતે અને ઉત્સવાદિ પ્રસંગે યથાશક્તિ વક્તાને દક્ષિણા આપે ॥૧૨॥ હે નરાધિપ ! પ્રત્યેક સ્કધની સમાપ્તિમા સો સો બ્રાહ્મણો સુસ્વાદુ ભોજનો અને દક્ષિણાઓ વડે યથાશક્તિ પૂજવા ॥૧૩॥ પ્રતિસ્કધ સમાપ્તિમા શત બ્રાહ્મણો જમાડવા અશક્ત શ્રોતા તો પુરાણની પરિસમાપ્તિમા શત બ્રાહ્મણોને યથેચ્છ ભોજનો-વડે જમાડે અને દક્ષિણાવડે તેમને સંતોષ પમાડે ॥૧૪॥ કથાશ્રવણના સમારભ દિવસેજ સર્વવિઘ્નવિનાશક ગણપતિની વિધિસર પૂજા કરીને ગાયત્રીમત્ર જપાર્થે એક વિપ્રને વરે ॥૧૫॥ તે વરેલા વિપ્રપાસે કથા સમાપ્તિ પર્યંત પ્રતિદિન ગાયત્રીમત્રનો ત્રણ હજાર સખ્યાપરિમિત જપ

शाक्षरः । वासुदेवस्य सम्प्रीत्यै जप्तव्यस्तैर्दृढव्रतैः ॥१७॥ अन्नव स्त्राणि तेभ्योऽपि दद्यादन्ते च दक्षिणाम् । श्रोतृभ्यश्चापि विप्रेभ्यः शक्त्या दद्याच्च दक्षिणाम् ॥१८॥ मलमूत्रजयार्थं च स्वल्पाहारः सुखावहः । हविष्यान्नेनैकभक्तं श्रोता कुर्यात्ततो नृप ! ॥१९॥ उपवासाः प्रकर्तव्याः सप्ताहे सप्तवासरान् । फलाहारमशक्तस्तु कुर्याद्वापि पयः पिबेत् ॥२०॥ अथवा निर्लवणं चान्नमेकभक्तं च वा चरेत् । सुखसाध्यं भवेद्यत्तत्कर्तव्यं श्रवणार्थिना ॥२१॥ भोजनं तु वरं

---

કરાવે તથા બીજા પાચ વૈષ્ણવ વિપ્રો વરવા ॥૧૬॥ દૃઢ વ્રતવાળા વરેલા તે પ્રત્યેક વિપ્રો પાસે 'ॐ नमो भगवते वासुदेवाय' આ દ્વાદશાક્ષર વાસુદેવમંત્રનો એક એક હજાર જપ પ્રતિદિન કરાવવો (પ્રતિદિન મળીને પંચ સહસ્રપરિમિત વાસુદેવમંત્ર જપ કરાવવો) ॥૧૭॥ તે વરેલા જાપક વિપ્રોને પણ અન્ન વસ્ત્ર આપે અને કથાસમાપ્તિમા દક્ષિણા આપે શ્રોતા વિપ્રોને પણ યથાશક્તિ દક્ષિણા આપે ॥૧૮॥ હે નૃપ ! શ્રોતા નર નિયમ વિનાના આહારવાળો ન થાય કિંતુ નિયમિત આહારવાળો થાય, અન્યથા—એમ ન કરે તો અંતઃકરણની શુદ્ધિનો ઉદય થાય નહિ તે અન્ન સાત્ત્વિક હવિષ્ય હોવુ જોઇએ, તેનાથીજ દેહયાત્રા કરે તેમા પણ એકવાર મિત—સ્વલ્પ જમે સ્વલ્પાહારજ સુખકર થાય અન્યથા મળમૂત્રના પ્રસંગથી કથાશ્રવણનો વિચ્છેદ પ્રસંગ આવે આ હવિષ્યાન્ન કહ્યાછે—ડાંગર જવ ઘઉં મગ તલ, ગાયનુ દુધ દહી ઘી, ખાંડ સાકર, સૈન્ધવ કેળા આમળી કેરી જીરૂ શુંઠ નાળીયેર, શ્યામો નમાર વિગેરે ॥૧૯॥ સપ્તાહ શ્રવણવિશેષમા તો શ્રોતા સાત દિવસ પર્યંત ઉપવાસ કરે અશક્ત શ્રોતાતો દુગ્ધમાત્ર પ્રાણધારણમાટે પિવે અથવા ફળમાત્ર જમે ॥૨૦॥ તેમાપણ અશક્ત શ્રોતા લવણ વિનાનુ અન્ન જમે અથવા એકવાર ભોજન કરે આ વ્રતોમાં ભગવત્કથાશ્રવણમા ઉપયોગી, કરણ કલેવરની પટુતારૂપ સુખ જોઈ કરીને થાય તે એક વ્રત પોતાનું બળ વિચારીને શ્રવણાર્થિએ ધારણ કરવુ ॥૨૧॥ જે સર્વથા અસમર્થ, ક્ષીણશરીર બળવાળો હોઇનેપણ કથાશ્રવણમા સમુત્સુક હોય તે જો ભોજન કથાશ્રવણમાં નિદ્રા આલસ્ય આદિક દોષને નહિ ઉપજાવાપણે ઉપકારક થતું

मन्ये कथाश्रवणकारकम् । नोपवासो मतः श्रेष्ठः कथाविघ्नकरो यदि ॥२२॥ स्थिरा तु प्रतिमा विष्णोर्यदि न स्यात्तदा चलाम् । अग्रे संस्थापयेद्वक्तुः कथारम्भे दिने दिने ॥२३॥ सौवर्णीमेव सप्ताहे कारयेत्प्रतिमां हरेः । संस्थाप्य पूजयेन्नित्यं तत्रैव दिनसप्तकम् ॥२४॥ कथासमाप्तौ तां दद्याद्ब्राह्मणाय सदक्षिणाम् । अशक्तस्तु यथाशक्ति विधिं कुर्यात्समाहितः ॥२५॥ प्रातः कार्यः कथारम्भः सार्धयामत्र-यावधि । वाच्यात्र विरतिः कार्या मध्याह्ने घटिकाद्वयम् ॥२६॥ पौराणिके तु विश्रान्ते मध्याह्ने श्रोतृभिर्नरैः । नामसङ्कीर्तनं कार्यं मुहूर्तं रुक्मिणीपतेः ॥२७॥ समाप्ते श्रीभागवते गीता भगवतोदिता । सहार्था संहिता वापि श्रव्या सर्वार्थपूरिका ॥२८॥ समाप्तिदिवसे कार्या महापूजा यथाधनम् । सर्वेऽपि श्रावकाः कुर्युर्वक्तुः पूजां यथोचितम् ॥२९॥ नूत्नकौशेयवस्त्राणि कुण्डले कटकादि च ।

હોય તો ઉક્ત અનશનાદિ વ્રત નજ કરે યથાસુખ જમે એ હું ઠીક માનુંછું. જો ઉપવાસ કથામાં વિઘ્ન કરનારો થતો હોય તો હું તેને ઠીક નથી માનતો ॥૨૨॥ જો ભવનમાં સ્થિર ભગવત્પ્રતિમા ન હોય અને જો ત્યાં ભગવત્કથા વાચનનો પ્રસંગ પ્રાપ્ત થાય તો ત્યા ચલા ભગવત્પ્રતિમા કથારંભ દિવસે વક્તાની આગળ સ્થાપીને કથારંભ કરે. સપ્તાહમા તો સુવર્ણમયી ભગવત્પ્રતિમા કરાવીને, તેને સ્થાપન કરીને સાત દિવસ પર્યંત પૂજા કરીને, કથાસમાપ્તિ થતાં વક્તા વિપ્રને દક્ષિણા સહિત તે આપે. ઉક્ત પ્રકારે કરવા અસમર્થ શ્રોતાતો સાવધાન થઇને પૂર્વોક્ત વિધિ યથાશક્તિ કરે ॥૨૩–૨૫॥ સપ્તાહમાં પ્રતિદિન પ્રાતઃકથારંભ કરવો સાઢાત્રણ પ્રહર પર્યંત કથા વાંચવી. તેમાં વક્તાએ મધ્યાહ્ને બે ઘડી વિશ્રામ સ્વીકારવો. તે સમયે શ્રોતા નરોએ ભગવાનનું નામકીર્તન કરવું ॥૨૬–૨૭॥ શ્રીમદ્ભાગવત સપ્તાહ-શ્રવણની સમાપ્તિ થતાં, ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલી ગીતા અર્થસહિત સાંભળવી. અર્થ શ્રવણનો અવસર ન મળે તો સંહિતા ( મૂળમાત્ર ) સાંભળવી. કેમકે બન્ને પ્રકારેપણ સાંભળેલી ગીતા સર્વ અર્થને સંપૂર્ણ કરનારી છે ॥૨૮॥ પારાયણસમાપ્તિ દિવસે મુખ્ય શ્રોતાએ યથાધન મહાપૂજા કર્યા

दद्याच्छ्रोताग्रिमो वक्त्रे सहस्रस्वर्णदक्षिणाम् ॥३०॥ अशक्तस्तु सुवर्णानां दद्यादष्टाधिकं शतम् । तत्राप्यशक्तः पुरुषो धनं दद्यात्स्वशक्तितः ॥३१॥ अन्येऽपि शक्तितो दद्युर्वस्त्रालङ्कारदक्षिणाः । गृहस्थधर्मोपयिकं देयं यत्किञ्चिदेव वा ॥३२॥ स्वर्णमासो रौप्यको वा दक्षिणोक्ता महर्षिभिः । श्रोतॄणामल्पवित्तानां वक्त्रे देया पृथक् पृथक् ॥३३॥ मुख्यः श्रोता ततो दद्याद्धेमसिंहं पलोन्मितम् । सम्पूज्य वाचकायैव मन्त्रमेनमुदीरयन् ॥३४॥ कान्तारवनदुर्गेषु चोरव्यालाकुले पथि । हिंसका मा न हिंसन्तु सिंहदानप्रभावतः ॥३५॥ असद्गतेश्चापमृत्युसम्भवाया प्रशान्तये । राजा परीक्षित्पुरा ददौ हेमसिंहं पुरा नृपः ॥३६॥ शृङ्गिदंष्ट्र्यादिहिंस्राणामधिपः सिंह

પછી સર્વ શ્રોતાઓ વક્તાની પૂજા યથોચિત કરે ॥૨૯॥ તેમાં પ્રધાન શ્રોતા વક્તા પૌરાણિકને નવીન રેશમી વસ્ત્રો કડાં કુંડળ આદિક આભરણો અને સહસ્ર સુવર્ણ દક્ષિણા આપે ( સોળ માષાનો એક સુવર્ણ જાણવો ) એવું દાન દેવા અસમર્થ હોય તો એકસો આઠ સુવર્ણ દક્ષિણા આપે તેમાં પણ અશક્ત શ્રોતા પુરુષ યથાશક્તિ ધન આપે બીજા શ્રોતાઓએ યથાશક્તિ વસ્ત્ર અલંકાર દક્ષિણા દેવી સર્વથા અસમર્થ ગૃહસ્થ ધર્મમાં ઉપયોગી યત્કિંચિત્ વસ્તુ આપવું ॥૩૦ ૩૨॥ અલ્પ વિત્તવાળા શ્રોતાઓએ વક્તાને દક્ષિણાપણે પૃથક્ પૃથક્ આપવા યોગ્ય સુવર્ણમાષ (માષ પરિમિત સુવર્ણ) કે રૂપ્યમુદ્રા છે એમ સ્મૃતિકાર મહર્ષિઓ કહેછે ॥૩૩॥ અનંતર મુખ્ય શ્રોતા પલપરિમિત સુવર્ણથી બનાવેલો સિંહ વક્તા વિપ્રને પૂજીને આપે ( ૬૪ માષાને એક પળ કહેછે ) સિંહદાનમાં 'कान्तारवनदुर्गेषु चोरव्यालाकुले पथि । हिंसका मा न हिंसन्तु सिंहदानप्रभावतः ' ॥ આ મંત્ર બોલવો મંત્રાર્થ –મહાવન અલ્પવન દુર્ગમ માર્ગ અને ચોર અજગરોએ વ્યાપ્ત માર્ગમાં આ સિંહદાનના પ્રભાવથી હિંસક પ્રાણીઓ મારી હિંસા ન કરો ॥૩૪–૩૫॥ હે નૃપ ! પૂર્વે પરીક્ષિત્ રાજાએ અપમૃત્યુ પ્રાપ્ત અસદ્ગતિની નિવૃત્તિ માટે સુવર્ણમય સિંહનું દાન કર્યું હતું માટે આ વિધિ સદાચારપ્રાપ્ત છે ॥૩૬॥ જે શીંગડાંવાળા વનમહિષાદિ અને જે દાઢોવાળા વ્યાઘ્ર વ્યાળ

एव हि। अतस्तद्दायिनां न स्याद्दुर्गतिर्ह्यपमृत्युजा ॥३७॥ धेनुं प्रयत्नतो दद्यात्ततो वक्त्रे पयस्विनीम्। दशांशेनैव गायत्र्या होमं कुर्यात्ततः परम् ॥३८॥ द्रव्येण पायसाज्येन ततो व्याहृतिभिर्नरः। तिलव्रीहिद्रव्यहोमं कुर्वीत च यथाविधि ॥३९॥ होमानुकूल्यं न स्याच्चेत्तन्निष्क्रयधनं पुमान्। दद्यात्तेनापि सम्पूर्णं फलं स्यान्नात्र संशयः ॥४०॥ विशेष इति ते प्रोक्तः श्रीमद्भागवतश्रुतौ। प्रागुक्तोऽन्योऽपि च विधिर्ज्ञातव्योऽत्र त्वया नृप! ॥४१॥ इत्थं विधानेन पुराणमेतच्छृण्वन्ति ये भूमिपते! नरास्ते। फलं पुरोक्तं सकलं लभन्ते स्वाभीष्टमत्रापि परत्र नूनम् ॥४२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पुराणश्रवणोत्सवे भागवतश्रवणविधौ श्रोतृधर्मनिरूपणनामा षष्ठोऽध्यायः ॥६॥

---

વિગેરે છે તે સર્વ હિંસકોનો અધિપતિ સિંહજ છે, માટે તે સિંહદાન કરનારાઓને અપમૃત્યુ થકી થનારી અસદ્‌ગતિ ન થાય, તો સુવર્ણમય સિંહનું દાન કરે ॥૩૭॥ તદનતર તે વક્તાને દુઝણી ગાય પ્રયત્નથીપણ આપે. તેપછી ગાયત્રીજપ અને દ્વાદશાક્ષર જપના દશાંશથીજ હોમ કરે ॥૩૮॥ તે હોમ પાયસાજ્ય (દુધપાકે સહિત ઘૃત) દ્રવ્યથી કરે. (ગાયત્રીમંત્ર અને દ્વાદશાક્ષરમંત્રથી જપના દશાંશથી પાયસાજ્ય હોમ કરે) તદનંતર નર ભૂરાદિ વ્યાહૃતિએ કરીને તલ ડાંગરરૂપ દ્રવ્યથી હોમ યથાવિધિ કરે ॥૩૯॥ હોમની અનુકૂળતા જો ન હોય તો તેમાં જેટલા ધનનો વ્યય થવાનો હોય તેટલું ધન આપે. તેનાથીપણ તે કર્મ સમૃદ્ધિને પામેજ છે. એમાં સંશય નથી ॥૪૦॥ હે નૃપ! એરીતે શ્રીમદ્‌ભાગવતશ્રવણમાં વિશેષનિયમ મેં તમોને કહ્યો. જે બીજો સામાન્ય નિયમ પુરાણશ્રવણ પ્રકરણમાં કહ્યોછે તેપણ આમાં જાણી લેવો ॥૪૧॥ હે ભૂમિપતે! આ પૂર્વોક્ત વિધિથી જે નરો શ્રીમદ્‌ભાગવત પુરાણનું શ્રવણ કરેછે તેઓ પૂર્વોક્ત સર્વ સ્વાભીષ્ટ ફળને આ લોક પરલોકમાંપણ નિશ્ચે પામેછે ॥૪૨॥ **ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે ભાગવતશ્રવણવિધૌ શ્રોતૃધર્મનિરૂપણનામા ષષ્ઠોઽધ્યાયઃ ॥૬॥**

श्रीनारायणमुनिरुवाच—श्रीमद्भागवतस्याथ विधिं दानस्य वच्मि ते। सम्पूर्णं स्यात्फलं येन भुवि तद्दानकारिणाम् ॥१॥ पौर्णमासी प्रौष्ठपदी मुख्य कालोऽत्र कीर्तितः। पौर्णमास्योऽखिला वापि व्रतोत्सवदिनान्यपि ॥२॥ पुस्तकं लेखयेदादौ श्रीमद्भागवतस्य तु। दृढपत्रस्पष्टवर्णमसम्मिश्रितपङ्क्ति च ॥३॥ नवीनं शोधयित्वा तन्मूल्ये फलकवेष्टने। निबध्य स्थापनीयं च लक्षणं तस्य ते ब्रुवे ॥४॥ वेदान्तसूत्रैर्गाय या परब्रह्मनिरूपके। यस्यारम्भो भवेज्ज्ञेयं श्रीमद्भागवतं हि तत् ॥५॥ वृत्रासुरवधो यत्र वर्णितः स्यात्सविस्तरम्। यच्च

## [1]અધ્યાય ૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે ઉત્તમ રાજન્! હવે શ્રીમદ્ભાગવતના દાનનો વિધિ તમોને કહુંછું જે વિધિથી ભૂમિમા કરેલું ભાગવતદાન જનોને સંપૂર્ણ ફળ માટે થાય ॥૧॥ તે દાનકર્મમા ભાદ્રપદ માસની જે પૌર્ણમાસી એ મુખ્ય કાળ કહ્યોછે બીજી બધી જે પૌર્ણમાસીઓ એપણ એનો કાળજ છે તથા જે વ્રતોત્સવ દિવસો તેપણ દાનકાળ કહ્યોછે ॥૨॥ પ્રથમ સુદૃઢ કાગળમા સ્પષ્ટ અક્ષરવાળુ અને પરસ્પર નહિ સમિશ્રિત પંક્તિવાળું શ્રીમદ્ભાગવતનુ પુસ્તક લખાવે ॥૩॥ તે આ નવીન પુસ્તકને શોધાવીને નૂતન ઉત્તમ ઉચિત મુલ્યવાળા પાટીયા અને ઉત્તમ બાંધણું વિગેરે વડે સુદૃઢ બાંધીને સ્થાપન કરવું તે આ શ્રીમદ્ભાગવતનુ લક્ષણ તમોને કહુંછું ॥૪॥ પરબ્રહ્મ પરમાત્મસ્વરૂપને નિરૂપણ કરનારા વેદાંતસૂત્રોએ કરીને અને તેવીજ ગાયત્રીએ કરીને જેનો આરંભ હોય તે આ શ્રીમદ્ભાગવત સમજવું 'जन्माद्यस्य यतः' એમ વેદાંતસૂત્રોનો સમારંભ છે, 'जन्माद्यस्य यतोऽन्वयात्' એમ આનોપણ આરંભ છે, તે આ સૂત્ર લક્ષણનિરૂપણથી પરબ્રહ્મનું મુખ્ય નિરૂપક છે 'धीमहि' આ ગાયત્રીના અવયવભૂત પદથી વાક્યની સમાપ્તિ કરેલી હોવાથી ગાયત્રીનોપણ સંબન્ધ છે, અર્થથી બંનેનો સંબન્ધપણ

[1] આ અધ્યાયમા શ્રીમદ્ભાગવતનું લક્ષણ કહેવાપૂર્વક તેના દાનવિધિ વિસ્તારથી વર્ણવ્યો છે

प्रोक्तं शुकेनैव श्रीमद्भागवतं च तत् ॥६॥ अष्टादशसहस्राणि श्लोका यस्य च कीर्तिता.। ब्राह्मवाराहपाद्मानां कल्पानां यत्र सत्कथाः ॥७॥ आदिमध्यावसानेषु वैराग्याख्यानसंयुतम्। हरिलीलाकथाव्रातामृतानन्दितसत्सुरम् ॥८॥ वासुदेवपरं तद्धे श्रीमद्भागवतं नृप ।। हैमे सिंहासने रम्ये स्थापयेद्दानवासरे ॥९॥ पुरा राजा परीक्षित्तु हैमं सिंहासनं महत्। अमूल्यं रत्ननिचितं पुस्तकार्थमचीकरत् ॥१०॥ श्रीमद्भागवतं तस्मिन्निधाय भगवाञ्छुकः। वाचयित्वा सप्तमेऽह्नि श्वेतद्वीपं जगाम ह ॥११॥ निर्लोभे निःस्पृहे तस्मिञ्छुकदेवे गते ततः।

જાણી લેવો ॥૫॥ વળી જેમા વૃત્રાસુરનો વધ વિસ્તારથી વર્ણવ્યો છે, જે શુકજીએ સાક્ષાત્ કહેલુ છે, તે શ્રીમદ્દ્ભાગવત જાણવુ ॥૬॥ જેના શ્લોકો અઢાર હજાર છે, જેમા બ્રાહ્મ વારાહ પાદ્મ કલ્પોની શુભ કથાઓ કહેલી છે ॥૭॥ જેમા આદિ મધ્ય અતમા વૈરાગ્યનુ આખ્યાન ઉપવર્ણવ્યુ છે, વળી જે ચોમેર પ્રસરતા હરિલીલામય કથામૃતથી સતરૂપ સુરોને આનદ આપેછે ( જે ભગવદ્દ્ગુણ રસાસ્વાદપરાયણ છે તે સત દૈવીસપદાએ સપન્ન છે બીજા નાકલોકનિવાસીતો નામના દેવો છે નામના દેવોતો નામનુ (કથનમાત્ર) અમૃત કે જે વિષસહોદર, સમુદ્ર મથનથી સમુદ્દ્ભવેલુ કાઈ વસ્તુ છે તેનાથી તૃપ્તિને પામેછે, માટે તે સત ન કહેવાય, 'अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेन ततो विदुः' આ શ્રુત્યર્થને અનુસારે જે બ્રહ્મસ્વરૂપને યથાર્થ સમજે તે સત કહ્યાછે, તો સત સુરોને સતૃપ્ત કરનાર તો ભગવલ્લીલામૃતજ છે આના પાનથી અશનાયા પિપાસા અને જરામૃત્યુ ટળી જાય છે) ॥૮॥ હે નૃપ । તે આ વાસુદેવૈકપર શ્રીમદ્દ્ભાગવત સમજવુ આવા ભાગવતને દાનદિને સુવર્ણમય સુદર સિંહાસનમા સ્થાપન કરે ॥૯॥ પૂર્વે પરીક્ષિત રાજાએતો પુસ્તક માટે વિવિધ રત્નજડિત અમૂલ્ય સુવર્ણમય મહાસિંહાસન કરાવ્યુ હતુ તેમા શ્રીમદ્દ્ભાગવતને સ્થાપીને ભગવાન્ શુકદેવ તેનુ વ્યાખ્યાન રાજા આગળ સાત દિવસો વડે કરીને સાતમે દિવસે સ્વય શ્વેતદ્વીપ સીધાવ્યા હતા ॥૧૦-૧૧॥ નિર્લોભ નિ સ્પૃહ તે શુકદેવ ત્યાથી ગયા પછી પરીક્ષિત્ રાજાએ સુવર્ણ સિંહાસનમા સ્થાપેલા તે શ્રીભાગવતનુ પૂજન કરીને

आनर्च हेमपीठस्थं तच्छ्रीभागवतं नृपः ॥१२॥ कृपाचार्याय तत्प्रादात्ततो राजा च दक्षिणाम्। लक्षमेकं सुवर्णानां दत्त्वा वैकुण्ठमाप सः ॥१३॥ तथा कर्तुमशक्तस्तु स्वस्य शक्त्यनुसारतः। हैमं सिंहासनं रम्यं कारयेच्छाठ्यवर्जितः ॥१४॥ कुर्याद्धैमं पत्रमेकमल्पवित्तस्तु मानवः। पलत्रयोन्मितं तत्र पुस्तकं स्थापयेत्तु तत् ॥१५॥ कुर्यादत्यल्पवित्तस्तु पलार्धस्वर्णपत्रकम्। सिंहचित्रं तत्र कृत्वा स्थापयेत्पुस्तकं पुमान् ॥१६॥ ततः पूर्वोदितैर्मन्त्रैर्गीतवाद्यपुरःसरम्। उपचारैर्यथालब्धैः पूजयेत्तदुदारधीः ॥१७॥ ततः प्रतिग्रहीतारं पूजयेद्ब्राह्मणं नरः। श्रीमद्भागवतस्निग्धं हरेर्भक्तं जितेन्द्रियम् ॥१८॥ वस्त्रैर्नवीनैः कौशेयैः स्वर्णमुक्तादिभूषणैः। गन्धपुष्पोपहारैस्तं सम्पूज्य प्रणमेत्पुमान् ॥१९॥ निषीदेत्प्राङ्मुखो दाता ग्रहीतोदङ्मुखस्तथा। सङ्कल्प्य दद्यात्तदथो मन्त्रानेतानुदीरयन् ॥२०॥ अनेककोटि-

તે કૃપાચાર્યને આપ્યુ અને એક લાખ સુવર્ણ (સોળ માસાનો એક સુવર્ણ) દક્ષિણા આપી એરીતે શ્રીભાગવતનુ દાન કરીને સ્વય રાજા વૈકુંઠધામને પામ્યા ॥૧૨-૧૩॥ પરીક્ષિત્ નૃપતિની પેઠે કરવા અશક્તતો વિત્તશાઠયે વર્જીત થઈ યથાશક્તિ સુવર્ણનુ સુદર સિંહાસન કરાવે તેમા પણ અશક્ત માનવતો ત્રણ પળ પરિમિત સુવર્ણપત્ર એક કરાવીને તેમા સિંહચિત્ર કરાવીને તેની ઉપર તે પુસ્તકને સ્થાપન કરે ॥૧૪-૧૫॥ તેમાપણ અશક્ત પુરૂષતો અર્ધપળ પરિમિત સુવર્ણપત્ર કરાવીને તેમાં સિંહચિત્ર કરાવીને તેમા તે પુસ્તકને સ્થાપે ॥૧૬॥ અનંતર ઉદાર બુદ્ધિવાળો પુરૂષ તે પુસ્તકની પૂર્વોક્તમત્રોથી ગીતવાદ્યપૂર્વક યથાસમય યથાશક્તિ ઉપલબ્ધ ઉપચારોવડે પૂજા કરે ॥૧૭॥ તેપછી દાતા નર જીતેન્દ્રિય, ભગવદ્ભક્ત, શ્રીમદ્ભાગવતમા પરમ સ્નેહે સપન્ન પ્રતિગ્રહીતા વિપ્રને નવીન રેશમી વસ્ત્રો, સુવર્ણ મુક્તા વિગેરેના વિભૂષણો અને ચન્દન પુષ્પાદિ ઉપહારોવડે પૂજીને પ્રણામ કરે ॥૧૮-૧૯॥ દાતા નર પૂર્વાભિમુખે બેસીને ઉત્તરાભિમુખે બેઠેલા પ્રતિગ્રહીતાને દેશકાળાદિ સ્મરણપૂર્વક સંકલ્પ કરીને, આગળ કહીશ એવા મત્રોને ઉચ્ચારતો થકો શ્રીભાગવતનુ દાન કરે ॥૨૦॥ મત્ર કહેછે—અનેક કોટિ જન્મ પરંપરાથી

जन्मोत्थं कृष्णभक्त्यन्तरायकृत् । दुरितं नाशमायातु दानेनानेन मेऽखिलम् ॥२१॥ श्रीमद्भागवतं दिव्यं पुराणं वेदसम्मितम् । ददामि विप्रवर्याय वासुदेवः प्रसीदतु ॥२२॥ मास्तु कृष्णवियोगो मे मा वियोगोऽस्तु तत्सताम् । दानेनानेन सुप्रीतो हरिर्दत्तां मदीप्सितम् ॥२३॥ इत्युच्चार्य स तद्दत्त्वा ततो दद्याच्च दक्षिणाम् । सुवर्णानां शतं वापि शतं वा रूप्यमुद्रिकाः ॥२४॥ अष्टादश द्वयं वापि शक्त्या दद्यात्तु दक्षिणाम् । दक्षिणायाश्चानुरूपं भोजयेद्ब्राह्मणांस्ततः ॥२५॥ य एतेन विधानेन दद्याद्भागवतं पुमान् । स भास्वता विमानेन वैकुण्ठं प्रतिपद्यते ॥२६॥ मनोभिवाञ्छितांस्तत्र भोगान् प्राप्नोति सर्वशः । नाप्राप्यं विद्यते किञ्चित्तस्य कृष्णप्रसादतः ॥२७॥ अपुत्रः प्राप्नुयात्पुत्रं निर्धनो धनमाप्नुयात् । श्रीभागवतदानेन विद्यां विद्यार्थ्यवाप्नुयात् ॥२८॥ इति दानविधिर्मयोदितस्ते नृपते !

ચાલ્યુ આવતું, ભગવદ્‌ભક્તિમાં અંતરાય કરનારૂ મારૂ સમગ્ર પાપ આ દાનથી નાશ પામો. આ વેદતુલ્ય દિવ્ય શ્રીમદ્‌ભાગવત પુરાણ વિપ્રવર્ય તમોને આપુંછું, તેણે કરીને ભગવાન્ વાસુદેવ પ્રસન્ન થાવ. આ આપેલા દાનથી મારે ભગવાનનો વિયોગ ક્યારેય નજ થાવ. ભગવાનના એકાંતિક સાધુઓનો વિયોગ નજ થાવ. આનાથી અતિપ્રસન્ન થએલા શ્રીહરિ મારૂ ઇપ્સિત પરિપૂર્ણ કરો ॥૨૧–૨૩॥ દાતા નર આ મંત્રના ઉચ્ચારણ પૂર્વક શ્રીભાગવતનું દાન કરીને પછી શત સુવર્ણ ( સોળ માષાનો એક સુવર્ણ ) કે શત રૂપ્યમુદ્રા દક્ષિણા આપે. તેમાંપણ અશક્ત દાતા અઢાર સુવર્ણ કે અઢાર રૂપ્યમુદ્રા દક્ષિણા આપે. અને તેપછી દક્ષિણાને અનુસારે બ્રાહ્મણોને જમાડે ॥૨૪–૨૫॥ જે પુરૂષ આ વિધિથી ભાગવતદાન કરે તે અતિ પ્રકાશમાન વિમાનવડે વૈકુંઠલોકને પામેછે. તે વૈકુંઠમાં મનોવાંછિત સમગ્ર ભોગોને પામેછે. ભગવાનના પ્રસાદથી સર્વને પામેછે, એને કિંચિત્પણ અપ્રાપ્ય રહેતું નથી ॥૨૬–૨૭॥ શ્રીભાગવતના દાનથી પુત્રાર્થી પુત્રને પામે. ધનાર્થી ધનને પામે. વિદ્યાર્થી વિદ્યાને પામે ॥૨૮॥ હે નૃપતે ! આ પ્રકારે શાસ્ત્રે પ્રદર્શાવેલો શ્રીમદ્‌ભાગવતનો દાનવિધિ મેં તમોને કહ્યો.

भागवतस्य शास्त्रदृष्टं । यमिदाचरतां न क्वापि वान्छा भुवि चामुत्र च शिष्यते दुरापा ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पुराणश्रवणोत्सवे श्रीमद्भागवतदानविधिनिरूपणनामा सप्तमोऽध्याय ॥७॥

श्रीनारायणमुनिरुवाच—श्रीमद्भागवतस्याथ पुरश्चर्याविधिं ब्रुवे । यया सिद्ध्यति राजर्षे ! पुरुषार्थचतुष्टयम् ॥१॥ श्लोकार्धं श्लोकपादं वा नित्यं भागवतं पठेत् । य पुमान्सोऽपि संसारान्मुच्यते किमुताखिलम् ॥२॥ एषा बुद्धिमतां बुद्धिर्यद्भागवतमादरात् । नित्यं पठेद्यथाशक्ति यत. स्यात्संसृतिक्षयः ॥३॥ अशक्तो नित्यपठने मासे वर्षेऽपि वैकदा । पालयन्नियमान्भक्त्या श्रीमद्भागवतं पठेत् ॥४॥

તે આ વિધિને અનુસરનારાઓને આ લોક પરલોકમા કોઈ પણ કામના દુર્લભ રહેતી નથી, સર્વ વાછિત સુલભ થાયછે ॥૨૯॥ ઇતિ શ્રીમત્સંગિજીવને ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે શ્રીમદ્ભાગવતદાનવિધિનિરૂપણનામા સપ્તમોઽધ્યાયઃ ॥૭॥

## [1]અધ્યાય ૮ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે રાજર્ષે ! હવે સાભળવા ઇચ્છતા તમોને શ્રીમદ્ભાગવતનો પુરશ્ચર્યાવિધિ કહું છુ જે પુરશ્ચર્યાએ કરીને ધર્મ અર્થ કામ મોક્ષ આ ચાર પુરૂષાર્થો સિદ્ધ થાય છે ॥૧॥ જે પુરૂષ શ્રદ્ધા ભક્તિએ સપન્ન થઈ, પ્રતિદિન નિયમથી એક શ્લોક કે અર્ધો શ્લોક કે પાદશ્લોક શ્રીમદ્ભાગવતનો પાઠ કરે તે પણ સસારથકી મુક્ત થાય છે, તો આખા ભાગવતનો પાઠ કરનાર નર મુક્ત થાય એમા કહેવુ જ શુ ? ॥૨॥ બુદ્ધિમતોની બુદ્ધિનુ આજ લક્ષણ છે, શુ ? તો જે અનુદિન આદરથી યથા શક્તિ ભાગવતનો પાઠ કરાય જે અનુદિન આદરથી કરાતા શ્રીમદ્ભાગવતના પાઠથી સસૃતિનો ક્ષય થાય ॥૩॥ પ્રતિદિન વિચ્છેદ વિના પાઠ કરવાની અનુકૂળતાએ રહિત એવો પુરૂષ પ્રતિમાસ એકવાર કે પ્રતિવર્ષ એકવાર

૧ આ અધ્યાયમા ભગવાને શ્રીમદ્ભાગવતની પુરશ્ચર્યાનો વિધિ કહ્યો છે

एकाहेनैव शक्तस्तु द्व्यहेनाथ त्र्यहेण वा। पञ्चभिर्दिवसैः षड्भिः सप्तभिर्वा पठेत्पुमान् ॥५॥ दशाहेनाथ पक्षेण मासेन ऋतुनापि वा। पठेद्भागवतं यस्तु भुक्तिं मुक्तिं स विन्दति ॥६॥ एतेष्वप्युत्तमः पक्षः सप्ताहो बहुसम्मतः। सकामैर्वापि निष्कामैः श्रयणीयः स एव हि ॥७॥ तत्रापि पठनीयानामध्यायानां दिनेदिने। जमदग्निप्रणीतां ते सङ्ख्यां वच्मि सुखावहाम् ॥८॥ अष्टचत्वारिंशदुक्ताः प्रथमेऽह्नि द्वितीयके। एकपञ्चाशदेकोनपञ्चाशच्च तृतीयके ॥९॥ अध्यायाश्च चतुर्थेऽह्नि त्रिपञ्चाशदुदीरिताः। ततश्चैकोनपञ्चाशत् पठनीया हि पञ्चमे॥१०॥ एकचत्वारिंशदुक्ताः षष्ठेऽध्यायाश्च सप्तमे। चतुश्चत्वारिंशदित्थं वाचनीयाः क्रमेण वै ॥११॥ सर्वे मासा विना पौषं पुर-

પણ વિહિત નિયમોને અનુપાળતો થકો આદરથી ભાગવતનો પાઠ કરે ॥૪॥ તેમા જે શક્ત પુરૂષ હોય તેતો એકજ દિવસે કે બે દિવસે કે ત્રણ દિવસે કે ચાર દિવસે કે પાંચ દિવસે કે છ દિવસે કે સાત દિવસે કરીને પાઠ કરે ॥૫॥ અશક્તતો દશદિવસે કે પનર દિવસે કે એક માસ કે ઋતુએ કરીને પાઠ કરે જે જન એરીતે આદરથી પાઠ કરે તે આ લોક પરલોકમાં ઇષ્ટ ભોગોને પામે છે અને અંતે નિ શ્રેયસને પામેછે ॥૬॥ આ એક દિવસ આદિ જેમા છે અને ઋતુ અંતે જેમા છે એવા પક્ષો મધ્યે જે સપ્તાહ (સાતદિવસમા પારાયણ કરવારૂપ) પક્ષ છે તેજ ઉત્તમ બહુસંમત છે, કેમકે આનોજ નિષ્કામોએ પણ આદર કર્યો છે, તો સકામ નિષ્કામ સર્વ કોઇને આજ પક્ષ બહુસંમત છે ॥૭॥ તે સપ્તાહમાં પ્રથમ દિવસને આરંભીને તે તે દિવસોમાં વાચવાના અધ્યાયોનો સુખકારી જે સંખ્યાનિયમ જમદગ્નિ મુનિએ કહેલો તે તમોને હવે કહું છુ ॥૮॥ પ્રથમદિવસે અડતાળીશ અધ્યાયો વાચવાના કહ્યા છે બીજે દિવસે એકાવન, ત્રીજે દિવસે ઓગણપચાશ, ચોથે દિવસે ત્રેપન, પાચમે દિવસે ઓગણપચાશ, છઠે દિવસે એકતાળીશ, સાતમે દિવસે ચુવાળીશ, એરીતે અધ્યાયપાઠનો ક્રમનિયમ જાણવો ॥૯-૧૧॥ એરીતે સપ્તાહ પારાયણની રીતિ કહીને હવે પુરશ્ચરણની રીતિ કહે છે—આ પુરશ્ચરણનો પ્રારંભ કરવામાં એક પોષ માસ વિના બીજા

श्चरणकर्मणि । मताः सन्ति तथा वाराः शनिभौमौ विनाऽखिलाः ॥१२॥ आद्याचतुर्थ्यष्टमीश्च विहाय च चतुर्दशीम् । श्रीमद्भागवता-रम्भे तिथयोऽप्यखिलाः शुभाः ॥१३॥ अश्विनी रेवती हस्तः पुष्यो मृगपुनर्वसू । अनुराधाभिजित्स्वाती रोहिणी श्रवणात्रयम् ॥१४॥ ऋक्षाण्येतानि पुण्यानि ब्राह्मण्यप्रोदितानि वै । पुरश्चर्यासमारम्भः कर्तव्यस्तेषु भूपते ! ॥१५॥ शुभे मुहूर्ते वरयेत्पूर्वोक्तैर्वक्तृलक्षणैः । सम्पन्नान्ब्राह्मणान्पञ्च चतुर्वर्गस्य सिद्धये ॥१६॥ श्वेतानि नित्यधार्याणि तेभ्यो वस्त्राणि चोर्मिकाः । हैमीर्दद्याच्चासनानि जलपात्राणि कम्बलान् ॥१७॥ शुश्रूषायां नियुञ्जीत तेषामन्यान्द्विजांस्तत । उष्णोदकं च पाकादि कुर्युस्ते चाङ्गमर्दनम् ॥१८॥ देवालये प्रसिद्धे वा पुण्यक्षेत्रे पुरातने । पुरश्चरणस्यारम्भः कर्तव्यो हरिमन्दिरे ॥१९॥

બધા માસો શુભ કહ્યા છે તથા શનિ ભૌમ વિના બીજા બધા વારો શુભ માન્યા છે પડવો ચોથ આઠમ અને ચૌદશને ત્યાગ કરીને બીજી બધી તિથિઓ પ્રશસ્ત માની છે અશ્વિની રેવતી હસ્ત પુષ્ય મૃગશીર્ષ પુનર્વસુ અનુરાધા અભિજીત્ સ્વાતી રોહિણી શ્રવણ ધનિષ્ઠા શતતારકા, આ નક્ષત્રો પુરશ્ચરણકર્મમા શુભ છે માટે તે ગ્રાહ્ય કહ્યા છે તો આ નક્ષત્રોમા પુરશ્ચર્યાનો પ્રારંભ કરવો ॥૧૨-૧૫॥ પુરશ્ચરણને પ્રારભતો પુરૂષ પ્રથમ શુભ મુહૂર્તમા પૂર્વોક્ત સાત્વિક વક્તાના લક્ષણોએ સંપન્ન પાચ વિપ્રોને વરે જેણે કરીને ધર્માદિ ચતુવર્ગની સિદ્ધિ થાય ॥૧૬॥ વરેલા તે વિપ્રોને પ્રતિ દિન ધારવા માટે શ્વેત વસ્ત્રો, કામળાઓ, આસનો, જળપાત્રો અને સુવર્ણ વીંટીઓ આપે ॥૧૭॥ તેમની પરિચર્યામા બીજા દ્વિજોને નિયોજે તે નિયોજેલા દ્વિજો વરેલા વિપ્રોની સ્નાનમાટે જળ ઉષ્ણ કરી આપવુ, થાક ટાળવામાટે અગમર્દન (ચરણ ચાપવા વિગેરે) કરવુ, રસોઈ કરી આપવી, વસ્ત્રો ધોવાં અને પાત્ર માજવાં વિગેરે પરિચર્યા આચરે ॥૧૮॥ પ્રસિદ્ધ શિવાદિદેવાલયમાં કે પુરાતન પુણ્યક્ષેત્રમાં કે હરિમદિરમા જ્યા ભગવાનનુ સાન્નિધ્ય હોય ત્યા પુરશ્ચર્યાનો પ્રારંભ કરવો આમાનું એક પણ ન હોય તો પોતાના ઘરમાંજ શુદ્ધ સ્થળમા શ્રીકૃષ્ણની સુવર્ણમયી પ્રતિમા પ્રતિ

स्थापयित्वाथ वा हैमीं श्रीकृष्णप्रतिमां गृहे । कुर्युः पारायणं विप्रा यथानियतमन्वहम् ॥२०॥ अष्टाधिकशतेनैव पुरश्चरणमीरितम् । पारायणानां नृपते ! श्रीमद्भागवतस्य हि ॥२१॥ पूर्वोक्ताध्यायपूर्तौ च कार्यैव विरतिश्च तैः । स्पष्टाक्षरं वाचनीयं भाषणीयं न केनचित् ॥२२॥ न वृतैर्ब्राह्मणैर्ग्राह्या दक्षिणान्यस्य कस्यचित् । न चान्नवस्त्राद्यपि वा ग्रहीतव्यं कदाचन ॥२३॥ एकैकस्मिंश्च सप्ताहे समाप्ते सति दक्षिणाम् । सुवर्णसप्तकं दद्यादेकैकस्मै पृथक् पृथक् ॥२४॥ नियतानां संहितानां पाठान्ते वाखिला अपि । एकीकृत्यैव दद्यात्ता दक्षिणास्तु पृथक् पृथक् ॥२५॥ सुवर्णसप्तकं दातुमसमर्थस्तु पूरुषः । दद्यात्तदर्धं विप्रेभ्यस्तदर्धं वाल्पवित्तवान् ॥२६॥ कनिष्ठां दक्षिणां दातुमपि शक्तो

સ્થાપીને, વરેલા વિપ્રો પાસે વાંચવાના અધ્યાયની નિયતસંખ્યાને નહિ ઉલ્લઘીને પ્રતિદિન પારાયણ કરાવે ॥૧૯-૨૦॥ હે નૃપતે ! શ્રીમદ્ભાગવતનાં એકસો આઠ પારાયણોએ કરીનેજ એક પુરશ્ચરણ કહ્યું છે ॥૨૧॥ વરેલા વિપ્રોએ પ્રતિદિન પારાયણની પરિસમાપ્તિ પૂર્વોક્ત વાંચવાના અધ્યાયોની સંખ્યાના ક્રમથીજ કરવી. વક્તાએ સ્પષ્ટ અક્ષરથી વાંચવું. મધ્યે કોઇની પણ સાથે સંભાષણ નજ કરવું ॥૨૨॥ તે વરેલા વિપ્રોએ બીજા કોઈ પણ જન થકી અન્ન વસ્ત્ર દક્ષિણાદિ પ્રતિગ્રહ ક્યારેય ન કરવો ॥૨૩॥ એક એક સપ્તાહની (પારાયણની) સમાપ્તિમાં સાત સુવર્ણપરિમિત સુવર્ણ દક્ષિણા એક એક વરેલા પારાયણકર્તા વિપ્રને પૃથક્ પૃથક્ આપે. (સોળ માષાનો એક સુવર્ણ કહ્યો છે) ॥૨૪॥ અથવા જે દક્ષિણાઓ પ્રતિપારાયણ આપવાનો નિયમ કર્યો છે તે બધીને ભેગી કરીનેજ અષ્ટોત્તરશત પારાયણોને અંતે તે વિપ્રોને પૃથક્ પૃથક્ આપે ॥૨૫॥ પ્રત્યેક વિપ્રને પૂર્ણ સપ્તસુવર્ણપરિમિત સુવર્ણ દક્ષિણા દેવા માટે અસમર્થ પુરૂષ તો તેનું અર્ધ (સાઢાત્રણ) આપે. તેમાં પણ અસમર્થ નર તેનું પણ અર્ધ (પોણાબે) આપે ॥૨૬॥ જે જન તો આ કનિષ્ઠ દક્ષિણા પણ દેવા સમર્થ ન હોય તે તે વિપ્રોને દક્ષિણા વિના કેવળ શ્રમ નજ કરાવે. (તો તે અસમર્થે શ્રીમદ્ભાગવતના પુરશ્ચરણરૂપ કર્મમાં નજ પ્રવૃત્તિ કરવી) કિંતુ બીજુંજ સત્કર્મ

न यो भवेत् । स विप्रान्क्रमयैव कुर्यादन्यत्स्वशक्तित ॥२७॥ विष्णोर्नामसहस्रस्य पुरश्चरणमादरात् । स्वयमेव प्रकुर्वीत तेनाऽऽपच्छान्तिमाप्नुयात् ॥२८॥ पुरश्चरणकर्ताथ दिने यस्मिन्द्विजोत्तमान् । वृणुयात्तद्दिने चासौ गायत्र्यादिजपाय च ॥२९॥ पूर्ववद्वृणुयाद्धिमान् जपस्य च दशांशत । होम कुर्याद्ब्राह्मणांश्च भोजयेत्तद्दशांशत ॥३०॥ कृतो मन्त्रविभागोऽस्ति श्रीमद्भागवतस्य तु । कश्यपेनैव मुनिना जपहोमादिसिद्धये ॥३१॥ तैरेव मन्त्रैर्होतव्य कर्तुं शक्तिर्भवेद्यदि । दशमस्कन्धमन्त्रैर्वा विभक्तैस्तेन भूपते ॥३२॥ होम केचित्तु गायत्र्या मन्त्रेणैवर्षयोऽवदन् । द्वादशाक्षरमन्त्रेण वासुदेवस्य केऽपि च ॥३३॥ पायसं च घृत ज्ञेय होमद्रव्यमिहानघ ! । होमा

યત્કિંચિત્ સ્વય યથાશક્તિ કરે ॥૨૭॥ પુરશ્ચરણથી બીજુ સત્કર્મ કહુ છુ-વિષ્ણુસહસ્ત્ર નામસ્તોત્રનુ પુરશ્ચરણ આદરથી પોતે યજમાનજ કરે કેમકે તેનાથી સર્વ વિપત્તાઓની પ્રશાતિ થાય છે ॥૨૮॥ પુરશ્ચરણનો કર્તા યજમાન જે દિને પુરશ્ચરણ કરવા વિપ્રોને વરે તેજ દિને ગાયત્રી આદિકના જપમાટે પૂર્વોક્ત પ્રકારે વિપ્રોને વરે વરેલા તે વિપ્રોએ ગાયત્રી આદિકનો યથાવિધિ જપ કરવો (આદિ શબ્દથી દ્વાદશાક્ષર અષ્ટાક્ષર ષડક્ષર મત્રનુ ગ્રહણ કરવુ ) યથાસખ્યા કરેલા જપના દશાશથી હોમ કરે અને તેના દશાશથી બ્રાહ્મણભોજન કરાવે (ચકારથી તર્પણ માર્જનનુ ગ્રહણ કરવુ ) અહીં આ અભિપ્રાય છે–સમર્થ તો મુખ્ય પક્ષથીજ હોમાદિક કરે અશક્તો જપને અતે જપસંખ્યાના દશાશથી હોમ તેના દશાશથી તર્પણ તેના દશાશથી માર્જન અને તેના દશાશથી બ્રહ્મભોજ કરાવે અહીં એમ કહ્યુ નથી પણ શાસ્ત્રાતરમા કહેલા પક્ષાતરને ગ્રહણ કરે ॥૨૯–૩૦॥ કશ્યપ મહર્ષિએ શ્રીમદ્ભાગવતનો જે મત્રવિભાગ (કાશ્યપસહિતામા) જપ હોમાદિ સિદ્ધિમાટે કર્યો છે તેજ ક્રમથી તેજ મત્રોવડે હોમ કરવો તેમા અશક્ત પુરૂષે તેજ મહર્ષિએ પ્રદર્શાવેલા જે દશમસ્કધના મત્રો છે તેનાથીજ હોમ કરવો ॥૩૧–૩૨॥ કેટલાક મહર્ષિઓ ગાયત્રીમત્રથીજ હોમ કરવાનુ કહેછે બીજા કેટલાએક તો દ્વાદશાક્ષર વાસુદેવમત્રથીજ હોમ કર

नुकूल्याभावे तु तावान्मन्त्रजपो मतः ॥३४॥ पारायणानि कुर्वीरन् श्रीमद्भागवतस्य वा । होमार्थानि द्वादशैव त एव ब्राह्मणा वृताः ॥३५॥ पुरश्चर्यारम्भदिनात्समाप्तिदिवसावधि । पालनीयं ब्रह्मचर्यं विप्रैः सयजमानकैः ॥३६॥ यथोक्तं तु फलं न स्यादन्यथेत्यस्ति निश्चयः । तस्मिंस्तु पालिते सर्वे सिद्ध्यन्त्येव मनोरथाः ॥३७॥ इति सङ्क्षेपतः प्रोक्तः पुरश्चर्याविधिर्मया । राजन्! स्कन्दपुराणोक्तो भुक्तिमुक्तिफलप्रदः ॥३८॥ इति भागवतस्य ते मया निखिलं भूमिपते ! विधानमुक्तम् । त्वमपि श्रवणादि तस्य कुर्याः सह तेनैव यदा तदानुकूल्यम् ॥३९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पुराणश्रवणोत्सवे श्रीमद्भागवतपुरश्चरणविधिनिरूपणनामाष्टमोऽध्यायः ॥८॥

---

વાનુ કહેછે આમા યથાશક્તિ યથારૂચિ વિકલ્પ જાણવો ॥૩૩॥ હે અનઘ! આ હોમમાં પાયસ ( ખીર દુધપાક ) અને ઘૃત હોમદ્રવ્ય જાણવું હોમની અનુકૂળતા ન હોય તો તેટલી સંખ્યાનો મંત્રજપ કરવો ॥૩૪॥ અથવા હોમની અનુકૂળતા ન હોય તો તેને નિમિત્તે તેજ શ્રીમદ્‌ભાગવતના દ્વાદશ પારાયણોજ અધિક તેજ વરેલા વિપ્રોપાસે કરાવે ॥૩૫॥ યજમાને સહિત વરેલા વિપ્રોએ પુરશ્ચર્યાના પ્રારંભદિવસને પ્રારંભીને તેની સમાપ્તિદિવસસુધી બ્રહ્મચર્યવ્રત પરિપાળવુ, કેમકે તે સર્વ વ્રતોની અપેક્ષાએ વરિષ્ઠ છે તેના પરિપાલનથી તો કર્મ સફળ થાય અન્યથા નિષ્ફળ થાય, એવો નિશ્ચય કર્યો છે ॥૩૬–૩૭॥ હે રાજન્ ! આ પ્રકારે સ્કંદપુરાણમા કહેલો, ભુક્તિ મુક્તિને આપનારો, શ્રીમદ્‌ભાગવતનો પુરશ્ચર્યાપ્રકાર મેં તમોને સંક્ષેપથી પ્રતિપાદન કરી બતાવ્યો ॥૩૮॥ હે ભૂમિપતે ! એરીતે શ્રીમદ્‌ભાગવતનુ શ્રવણ–પારાયણ–પુરશ્ચરણ વિગેરેનો સમગ્ર વિધિ તમોને કહ્યો તો તમારે જ્યારે દેશકાળાદિકની અનુકૂળતા થાય ત્યારે તમો પણ તેનું શ્રવણ પુરશ્ચરણાદિ તેજ વિધિથી કરો ॥૩૯॥ **ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે શ્રીમદ્‌ભાગવતપુરશ્ચરણવિધિનિરૂપણનામાઽષ્ટમોઽધ્યાયઃ ॥૮॥**

सुव्रत उवाच—इति श्रुत्वा भगवतो वाक्यं राजा स उत्तमः । प्रहृष्टमानसो भूप ! प्रणनाम तमीश्वरम् ॥१॥ देशकालानुकूल्ये च पुरश्चर्यां द्विजोत्तमैः । स्वयमैच्छत्कारयितुं श्रीमद्भागवतस्य सः ॥२॥ ततः स भगवांस्तत्र कारयामास मण्डपम् । विचित्रवर्णवसनै रम्भास्तम्भैश्च शोभितम् ॥३॥ ततो द्वितीये दिवसे विधाय प्रातराह्निकम् । तस्मिन्व्यासासनं रम्यं कारयामास मण्डपे ॥४॥ पौराणिकं समाहूय पूर्वोक्तविधिनैव तम् । उपवेश्यासने चार्चत्पुस्तकार्चनपूर्वकम् ॥५॥ तस्मै वासांसि नूत्नानि बहुमूल्यानि स प्रभुः । कौशेयानि च सूक्ष्माणि प्रारम्भसमये ददौ ॥६॥ कुण्डले कटके हैमे प्रादाद्धैमोर्मिकाः शुभाः । ततः पुराणप्रारम्भं कारयामास स प्रभुः ॥७॥

## [1]અધ્યાય ૯ મો.

સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ ભૂપ ! તે આ ઉત્તમ રાજાએ ભગવાને કહેલુ આ બધુ સાંભળીને, મનમાં બહુ પ્રસન્ન થઇને ભગવાન્ શ્રીહરિને પ્રણામ કર્યો અને પોતે દેશકાળનું આનુકૂલ્ય આવતા શ્રીમદ્‌ભાગવતનું પુરશ્ચરણાદિ દ્વિજોત્તમો પાસે કરાવાની ઇચ્છા કરી ॥૧-૨॥ એરીને ઉત્તમભૂપને કહ્યા પછી, લોકસંગ્રહ માટે શ્રીમદ્‌ભાગવતાદિકને સાંભળવા વાંછતા ભગવાને નીલ પીત વિગેરે વિવિધવર્ણના વસ્ત્રો અને કેળના થાભલા વિગેરેવડે સુશોભિત મડપ ત્યાં કરાવ્યો ॥૩॥ અનંતર દ્વિતીય દિવસે (માર્ગશીર્ષ શુકલ સપ્તમી તિથિએ) પ્રાતરાહ્નિક કરીને તે મડપમાં રમણીય વ્યાસાસન કરાવ્યું ॥૪॥ તે પછી પ્રયાગજીત પૌરાણિકને પોતાના પાર્ષદદ્વારા બોલાવીને તેમને વ્યાસાસનમાં બેસારીને પૂર્વોક્ત વિધિથી પુસ્તકપૂજન પૂર્વક તેમની પૂજા કરી ॥૫॥ પ્રભુ શ્રીહરિએ તે પૌરાણિકને પૂજામા નવીન બહુમૂલ્યવાળાં સૂક્ષ્મ રેશમી વસ્ત્રો અને સુવર્ણમય ઉત્તમ કડાં કુંડળ વીંટીઓ આદિક આભરણો આપ્યાં. એરીતે પ્રભુએ પુરાણીની કથાપ્રારં-

[1] આ અધ્યાયમાં લોકસંગ્રહાર્થે ભગવાને કરેલુ શ્રીમદ્‌ભાગવતાદિ સચ્છાસ્ત્રનું શ્રવણ અને વક્તાનું કરેલું બહુ સન્માન વર્ણવ્યું છે.

रामप्रतापेच्छारामौ हरेरन्तिक आसने । निषेदतुरुभौ वन्धू श्रोतृधर्मस्थितौ नृप ! ॥८॥ यथोचितं सभायां च निषेदुस्तत्र पार्षदाः । उत्तमप्रमुखा भूपा मुकुन्दाद्याश्च वर्णिनः ॥९॥ मुक्तानन्दाद्या मुनयो निषेदुस्तत्र संसदि । जयारमाद्यो योषा निषेदुश्चैकतोऽखिलाः ॥१०॥ सर्वेऽपि तत्र श्रोतारः सात्त्विकैर्लक्षणैर्युताः । आसन्सुशिक्षितास्ते वै प्रागेव हरिणा निजाः ॥११॥ सर्वज्ञोऽपि हरिस्तत्र नृनाट्यमनुशीलयन् । शुश्रावेतरवत्साक्षात्स्वयं धर्मप्रवर्तकः ॥१२॥ अध्यात्ममार्गं कठिनं तत्र स्वानुभवेन सः । क्वचित्क्वचिद्विशदयन् वक्तृश्रोतृनमूमुदत् ॥१३॥ कथान्ते कीर्तनं

ભમા પૂજા કરીને પછી કથાપ્રારભ કરાવ્યો ॥૬-૭॥ હે નૃપ ! તે સમયે સભામા ભગવાનના ભ્રાતા રામપ્રતાપ ઇચ્છારામ અને કથાશ્રવણના અગ ભૂત ધર્મમા નિષ્ઠાવાળા થઈ શ્રીહરિને સમીપે પોતાને સમુચિત આસનમા બેઠા ॥૮॥ જે સોમવર્માપ્રિમુખ પાર્ષદો, જે ઉત્તમાદિ ભૂપો, જે મુકુદાનંદ-વિગેરે વર્ણીઓ અને જે મુક્તાનદમુખ્ય મુનિઓ હતા તે સર્વે તે સભામા યથાયોગ્ય બેઠા જયા રમા આદિક સમસ્ત યોષિતો સભાના એક ભાગમા યથોચિત બેઠી ॥૯-૧૦॥ તે સભામા પોતાના ભક્ત સર્વકોઈ શ્રોતાઓ ધર્મ રક્ષણાર્થે અવતરેલા શ્રીહરિએ પ્રથમથીજ સદુપદેશાદિવડે સુશિક્ષણ આપેલા હોવાથી સ્વય સત્ત્વૈકસમધિક હોઇને સાત્વિક શ્રોતૃલક્ષણોએ સપન્ન થયા હતા (ભગવત્કથા શ્રવણમા પૂર્ણ અધિકારી થયા હતા) ॥૧૧॥ સાક્ષાત્ ભગવાન્ શ્રીહરિ સ્વય સર્વજ્ઞ સર્વકર્મસમારાધ્ય છે તથાપિ ધર્મ રક્ષણકારણે અવતરેલા હોવાથી પોતાના આચરણથી ધર્મને પ્રવર્તાવવા, ધર્મરક્ષણફળવાળા નૃનાટ્યને અનુકરણ કરતા થકા ઈતર નરની પેઠે પોતે પણ કથાશ્રવણપરાયણ થયા ॥૧૨॥ વળી સર્વદર્શી શ્રીહરિ કથામા કોઈ કોઈ સ્થળમા આવતો કઠિન-અનાત્મદર્શી કેવળ શાસ્ત્રાર્થજ્ઞાનવાળાએ દુરવબોધ એવા અધ્યાત્મ (આત્મ પરમાત્મસ્વરૂપને અધિકાર કરીને પ્રવ ર્તેલા) ભાગને આત્મપરમાત્મદર્શનરૂપ સ્વત સિદ્ધ સ્વાનુભવથી વક્તા શ્રોતાઓને યથાર્થ સ્પષ્ટ અવબોધ આપતા થકા બહુ હર્ષ આપતા હતા

कृत्वा श्रोतृभिः सह स प्रभुः । नाम्नां भगवतोऽथाह तं पोराणिक-मुत्तमम् ॥१४॥ असन्मोदिवणिग्गेहादामाप्तं स्वेप्सितं त्वया। प्रतीतव्यं द्विजश्रेष्ठ ! घृतं च सितशर्करा ॥१५॥ नित्यं च लड्डुकाद्येव यथेष्टं भोजनं त्वया । कर्तव्यं हि श्रमो यस्मात्कर्तव्योऽस्ति तवान्वहम् ॥१६॥ प्रातः कर्तुं पयःपानं धेनुद्वन्द्वं गृहाण च । इत्युक्त्वा स पयस्विन्यो धेनू तस्मै ददावुभे ॥१७॥ ततः पोराणिकः प्राह स्वामि-

॥૧૩॥ કથાને અંતે પ્રભુ શ્રીહરિ શ્રોતાઓની સાથે ભગવન્નામકીર્તન કરીને, પછી વિપ્રવર્ય પ્રયાગજીત પૌરાણિક પ્રતિ એમ બોલ્યા કે ॥૧૪॥ હે દ્વિજશ્રેષ્ઠ ! તમને પ્રિયતમ જે કાચુ અન્ન ઘૃત શર્કરાદિક હોય તે અમારા મોદી વાણીયાના ઘરથકી તમારે લેવુ (તે મોદી વણિક મારી આજ્ઞાના શ્રવણમાત્રથી તમારે અપેક્ષિત સર્વ આપશેજ ) તમારે નિત્ય મોદકાદિ મિષ્ટાન્ન કરીને યથેષ્ટ જમવુ, કારણકે પ્રતિદિન કથા વાચવાનો પરિશ્રમ તમારે અધિક છે તો તેની નિવૃત્તિમાટે તમારે પ્રિય સ્વાદુ અને અગ્ર આવે એવુ જમવુ ॥૧૫-૧૬॥ પ્રાત પયપાન કરવુ તેને માટે મિષ્ટ બહુ દુધવાળી બે ગાયો તમને આપુછુ, તેને ગ્રહણ કરો, એમ કહીને બે ગાયો ભગવાને આપી ॥૧૭॥ તે પછી પૌરાણિક પ્રહર્ષ પામીને બોલ્યા કે–હે સ્વામિન્ ! આપની આજ્ઞાજ મારે અરેખર સર્વેથી પ્રિયતમા છે, સ્વામિની આજ્ઞા થકી બીજુ દાસજને શુ ઇચ્છિવા લાયક છે ? તમો કૃપા સિંધુ નાથ છો, તે આપની આજ્ઞા કહ્યા મુજબજ પ્રતિદિન પાળીશ એમા સંશય નથી, પરંતુ હે પ્રભો ! જે જીહ્વામા અધિષ્ઠાન કરી રહેલી રસનેન્દ્રિય છે તે નિશ્ચે પ્રકૃતિથી ચપળ છે, મોદકપ્રમુખ મિષ્ટાન્નોવડે તૃપ્ત કર્યા છતા પણ શાકની સ્પૃહા કરે છે, કેમકે એનો સ્વભાવ બહુ ક્ષુદ્ર છે, તો જો કિંચિત્ શાકસામગ્રીની અનુકૂળતા મળે તો તે આ રસના તૃપ્ત થઇને જીહ્વાવિષે કોઈ કોણ ભાગમા લીન થઈ રહેતા, વાગિન્દ્રિયના વિલાસનો (કથાવાચનમા) ઉપરોધ ન કરે (રસના અને વાગ્ આ બે ઇન્દ્રિયો જીહ્વા (એકજ ગોલકમા) રહેછે તો જો રસનાને અનુકૂળ વિષય મળે તો તૃપ્ત થઇને એક ખુણામા પડી રહેતા, વાગિન્દ્રિયનો વિષય જે કથાવાચન

ज्ञाज्ञां तवान्वहम् । एवमेव कृपानाथ ! पालयिष्ये न संशयः ॥१८॥ किञ्चिद्व्यञ्जनसामग्र्या आनुकूल्यं भवेद्यदि । तदा तु सम्यगाज्ञायाः पालनं स्यात्तव प्रभो ! ॥१९॥ तदान्तिकस्थं स प्राह प्रहसन्वृद्धमालिकम् । अस्येप्सितं त्वया शाकं नित्यं देयमिति प्रभुः ॥२०॥ तदा स ब्राह्मणो हृष्टो जातं जातं प्रभोऽखिलम् । वदन्नित्थं तमानम्य जगाम स्वालयं ततः ॥२१॥ कथां स प्रत्यहं शृण्वन्भक्तानानन्दयन् हरिः । समाप्ते श्रीभागवते प्रागुक्तमकरोद्विधिम् ॥२२॥ वस्त्रदाने वाचकाय हेममुद्रार्पणे च सः । स्वयं स्वसदृशो नूनमुल्लङ्घ्यैव विधिं बभौ ॥२३॥ कृतं भगवता तेन सन्मानं वाचकस्य तु । श्रुत्वा-

છે તેમા તે રસના વિઘ્ન નહિ કરતાં અવકાશ આપે ) માટે જો એમ થાય તો દાસજનને અનુરૂપ જે આપ સ્વામિની આજ્ઞાનું અનુવર્તન છે તે મારાથી બરોબર પાળી શકાય ॥૧૮॥ તે સમયે પ્રભુ શ્રીહરિએ વક્તા વિપ્રના વચનવિન્યાસથી કિંચિત્ હસવાપૂર્વક એમ કહ્યું કે–'આ પુરાણીને મોદક થકી શાકમાં પ્રીતિ અત્યધિક જણાય છે, તો એમને ઇપ્સિત શાક નિત્ય લાવીને તમારે આપવુ' એમ પોતાપાસે બેઠેલા હરનાથ નામના વૃદ્ધ માળીને કહ્યું ॥૧૯–૨૦॥ ત્યારે તે પ્રયાગજીત વિપ્ર પ્રહર્ષ પામીને ' હે પ્રભો ! હવે બધુય સંપૂર્ણ થયુ સંપૂર્ણ થયુ ' એમ ઉચ્ચ સ્વરથી કહીને ભગવાનને પ્રણામ કરીને ત્યાંથી પોતાને ઉતારે ગયા ॥૨૧॥ એરીતે પ્રતિદિન કથાને સાંભળતા અને તેતે સમયે તેતે પ્રકરણના વિવેચનથી ભક્તોને આનંદ આપતા ભગવાન શ્રીહરિએ શ્રીમદ્ભાગવતની સમાપ્તિ થતાં પૂર્વોક્ત બધો વિધિ કર્યો ॥૨૨॥ વાચક વિપ્રને અમૂલ્ય વસ્ત્રો અને સુવર્ણમુદ્રાઓ સહસ્ર સુવર્ણ ( સોળ માપાનો એક સુવર્ણ ) થકી પણ અધિક આપી તે આ વસ્ત્ર દક્ષિણાનું દાન મુખ્યપક્ષ થકી પણ અતિશયિત થયું. માટે આ દાતા ભગવાનના આ દાનકર્મમાં કોઈપણ સદૃશ જણાયોજ નહિ, પોતાને પોતેજ ઉપમાનપદ થયા ( આ ભગવાનને સમાન અને અભ્યધિક કોઈ દેખાતોજ નથી, તો આ દાનકર્મમાં સદૃશ ન હોય એ.માં કહેવુજ શું ? ) ॥૨૩॥ ભગવાન શ્રીહરિએ કરેલું પ્રયાગજીત પુરાણીનું આ સન્માન સાંભળીને સમસ્ત ભૂપ-

ऽऽपुर्विस्मयं सर्वे भुवि भूपतयोऽपि च ॥२४॥ अन्यानपि द्विजांस्तत्र समायातान् स ईश्वरः । कामवर्षीव पर्जन्यो दक्षिणाभिरतोपयत् ॥२५॥ श्रीमद्भागवतं श्रुत्वा मासेनैकेन स प्रभुः । शुश्राव दशमं स्कन्धं पञ्चमं च विशेषतः ॥२६॥ मासद्वयेन तौ श्रुत्वा ततः फाल्गुनमासि स. । सम्भारेणैव महता चक्रे दोलोत्सवं हरि. ॥२७॥ ततः स भगवद्गीतां भाष्योपेतां नृपाशृणोत् । तावच्च नवमी प्राप्ता चैत्रशुक्लातिपावनी ॥२८॥ देशान्तरेभ्यो बहवस्तत्राजग्मुस्तदुत्सवे । पुरुषा. सस्त्रियो भक्ता मुनयश्च सहस्रशः ॥२९॥ महद्भिरेव

तिओ पण विस्मय पामी गया ॥२४॥ ते कथाश्रवण प्रसंगे आवेला बीजा पण विप्रोने कामवर्षी मेघज जेम-क्षेत्रने अपेक्षित थकी पण अभ्यधिक आत्मेच्छापर्यंत जळने मेघ जेम वर्षे तेम आ सर्वेश्वर श्रीहरिए प्रतिग्रहीताना मनोरथ थकी अधिक पोताना मनोरथपर्याप्त दक्षिणानो वरसाद वरसावीने संतुष्ट कर्या अथवा यथेच्छवर्षी मेघ जेम समीप प्रदेशमा वर्तता सर्व वृक्ष शिला शैल क्षेत्रादिकने 'आ तो कांटामय वृक्ष छे आ तो आम्रवृक्ष छे' इत्यादि भेददृष्टि विना अखंडित जळधाराए करीने भींजवी दे छे तेम ते आ कृपामेघ भगवाने जे कोई समीपे आव्या ते तमामने 'आ मारे अनुकूळ छे आ तो प्रतिकूळ छे' एवो विभाग कर्या विना दक्षिणा वर्षावावडे आह्लाद आप्यो हतो ॥२५॥ एरीते भगवान् एक मासे श्रीमद्भागवत सांभळीने दशमस्कंध अने पंचमस्कंधने विशेषपणे सांभळवा तत्पर थया एरीते बे मासे भगवाने ते दशम-पंचमस्कंध सांभळीने, पछी फाल्गुन मास बेसतां महा सभारथी पुष्पदोलोत्सव कर्यो ॥२६-२७॥ हे नृप ! ते पछी भगवाने श्रीमद्रामानुजाचार्यकृत भाष्ये सहित भगवद्गीता सांभळी तेटला समयमा सर्वपापप्रणाशिनी अतिपावनी चैत्र शुक्ल नवमी तिथि आवी (आनु अतिपावनपणु तो भगवाननो आविर्भावदिवस होवाथी जाणवु ) ॥२८॥ ते उत्सवप्रसंगे दुर्गपुरमां देशांतर थकी बहु भक्त स्त्री पुरुषो भक्तिरसथी भींना हृदयवाळा आव्या तथा मुनिओ-भगवत्स्वरूपना मननमात्र एक निष्ठावाळा आत्माराम साधुओ त्यां आव्या ॥२९॥

सम्भारैरुत्सवं प्रीतये प्रभोः । उत्तमः कारयामास राजा निष्कपटान्तरः ॥३०॥ समाप्तेऽथोत्सवे तस्मिन्स्वस्वदेशान्प्रति प्रभुः । भक्तान्प्रस्थाप्य च पुनः कथारम्भमचीकरत् ॥३१॥ विष्णोः सहस्रनामाख्यं स्तोत्रं भाष्योपबृंहितम् । शुश्रावाथ त्रयोदश्यां कृष्णायां तत्समापयत् ॥३२॥ वैशाखाद्यप्रतिपदि कूर्मजन्ममहोत्सवम् । कृत्वा पुनर्द्वितीयायां कथारम्भमचीकरत् ॥३३॥ स्कान्दवैष्णवखण्डस्थं शुश्राव सकलं मुदा । श्रीवासुदेवमाहात्म्यं मासेनैकेन स प्रभुः ॥३४॥ आद्यज्येष्ठद्वितीयातो मासेनैकेन साङ्घ्रिणा । शुश्राव सामवेदस्य पारायणमसौ हरिः ॥३५॥ ज्येष्ठशुक्लदशम्यां स कृत्वा गङ्गार्चनोत्सवम् । मध्याह्नेऽथापराह्णेऽस्य समापनमकारयत् ॥३६॥ एकादश्यां निर्जलायां प्रारम्भन्मिताक्षराम् । शृण्वंस्तां च नभःशुक्लतृतीयायां

જેમને ભગવદુત્સવ પરમ પ્રિય છે એવા તે ઉત્તમરાજાએ ભગવાનને પ્રસન્ન કરવા અકપટ અંતરવાળા થઈ મહા સંભારથી તે રામનવમી મહોત્સવ કરાવ્યો ॥૩૦॥ તે મહોત્સવની સમાપ્તિ થતાં, તે તે ભક્તોને પોતપોતાના દેશોપ્રતિ વિદાય કરીને, ભગવાને ફરીથી કથારંભ કરાવ્યો ॥૩૧॥ ત્યારે શ્રીહરિએ શ્રીમાન્ ભગવાન્ રામાનુજાચાર્યના જે કૃપાકટાક્ષ તેના પાત્રભૂત ભટ્ટપરાશરે રચેલા ભાષ્યે સહિત વિષ્ણુસહસ્રનામસ્તોત્ર સાંભળ્યું અને તેની સમાપ્તિ ચૈત્રકૃષ્ણત્રયોદશીએ કરી ॥૩૨॥ અનંતર વૈશાખ શુકલ પડવાને દિવસે કૂર્મજયંતીનો મહોત્સવ કરીને દ્વિતીયાયે ફરી કથારંભ કરાવ્યો ॥૩૩॥ પ્રભુ શ્રીહરિએ એક માસે સ્કંદપુરાણના વિષ્ણુખંડમાં રહેલું શ્રીવાસુદેવમાહાત્મ્ય સમગ્રપણે અત્યાનંદથી સાંભળ્યું ॥૩૪॥ તે પછી પ્રથમ જ્યેષ્ઠમાસની શુદી દ્વિતીયાને આરંભીને સવા માસે કરીને સામવેદનું પારાયણ સાંભળ્યું ॥૩૫॥ તે પછી દ્વિતીય જ્યેષ્ઠમાસની શુદી દશમીએ ગંગાપૂજન મહોત્સવ મધ્યાહ્ને કરીને, અનંતર અપરાહ્નસમયે સામવેદ પારાયણની સમાપ્તિ કરાવી ॥૩૬॥ તદનંતર નિર્જળા એકાદશીએ ( જ્યેષ્ઠ શુકલ એકાદશી ) યાજ્ઞવલ્ક્યસ્મૃતિની વિજ્ઞાનેશ્વર વિરચિત મિતાક્ષરા નામની ટીકા સાંભળવાનો સમારંભ કર્યો. અને તેને પ્રતિદિન સાંભળતાં સંવત્ ૧૮૭૭ ના શ્રાવણ શુકલ તૃતીયા

समापयत् ॥३७॥ चतुर्थ्यां श्रीवराहस्य प्रादुर्भावमहोत्सवम् । कृत्वा मध्याह्नसमये साधून्विप्रानभोजयत् ॥३८॥ ततश्च नागपञ्चम्यां नयं वैदुरिकं हरिः । श्रोतुमारम्भयामास भक्तानानन्दयन्नृप ! ॥३९॥ श्रावण्यां पौर्णमास्यां तं रक्षाबन्धोत्तरं हरिः । समाप्य वस्त्रभूषाद्यैस्तोपयामास वाचकम् ॥४०॥ इत्थं श्रीवासुदेवो निजजननयनानन्दपूर्णेन्दुवक्त्रो मानुष्यं नाटयन्स्वं सकलमपि भुवि स्थापयन्नेव धर्मम् । स्वीयानां हृद्दरीभ्यः कलिबलसहितं दुर्जयं चाप्यधर्मं मूलादुत्पाटयंश्चाप्रथत मुनिगुरुः स्वामिनारायणाख्यः ॥४१॥ श्रीस०ना०च०ध०शा०च०प्र० पुराणश्रवणोत्सवे श्रीमद्भागवतादिसच्छास्त्रश्रवणवाचकसन्माननिरूपणनामा नवमोऽध्यायः ॥९॥

---

તિથિએ તેની સમાપ્તિ કરી ( આ સ્મૃતિ આચારાદિ નિર્ણયમાં પ્રમાણ છે, માટે તેના પ્રચારણ વાસ્તે સ્વયં ભગવાને સાંભળી ) ॥૩૭॥ તેથી પરદિન શ્રાવણશુકલ ચતુર્થીએ વરાહ ભગવાનનો પ્રાદુર્ભાવ મહોત્સવ મધ્યાહ્નસમયે કરીને સર્વે સાધુ વિપ્રોને જમાડ્યા ॥૩૮॥ હે નૃપ ! તે પછી ભગવાને નાગપંચમીએ ( શ્રાવણ શુકલ પંચમી ) ભક્તોને આનંદ આપવા વિદુરનીતિ સાંભળવાનો સમારંભ કર્યો ॥૩૯॥ શ્રાવણ પૂર્ણિમાએ રક્ષાબંધન કર્યા પછી વિદુરનીતિની સમાપ્તિ કરતાં તેના વક્તા વિપ્રને વસ્ત્ર વિભૂષણો વિગેરેવડે અને દક્ષિણાવડે સંતુષ્ટ કર્યો ॥૪૦॥ એરીતે સર્વાન્તરાત્મા વાસુદેવ ભગવાન્ શ્રીહરિ નિજજનોના નયનમનને આલ્હાદ આપનારા પૂર્ણચંદ્ર મુખ કમળવાળા અને અપ્રાકૃત દિવ્ય મંગળમૂર્તિ હોઇને ધર્મરક્ષણ માટે ભૂમિમાં માનુષી લીલાને પ્રખ્યાપન કરતા થકા અને પોતાના ચરણકમળમા રસિક ભક્તોની હૃદયગુહામાં રહેલા, કળિબળથી ઉદ્દ્ભવેલા અજય અધર્મને મૂળમાંથી ઉપાડી નાંખતા થકા અને તે તે સચ્છાસ્ત્રના શ્રવણરૂપ પોતાના આચરણથી સમગ્ર ધર્મનું આચરણ કરાવતા થકા, એરીતે ભૂમિમાં ધર્મને દિને દિને દૃઢ કરતા થકા સમગ્ર મુનિજન મંડળસેવનીય ગુરૂત્તમ સ્વામિનારાયણ આખ્યાથી વિખ્યાત થયા ॥૪૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... **ચતુર્થપ્રકરણે પુરાણશ્રવણોત્સવે શ્રીમદ્‌ભાગવતાદિસચ્છાસ્ત્રશ્રવણવાચકસન્માનનિરૂપણનામા નવમોઽધ્યાયઃ ॥૯॥**

सुव्रत उवाच – पौराणिकं प्रापयित्वा गीतवाद्यपुरःसरम् । तद्गृहं स प्रभुर्वेद्यां निम्बाधस्तादुपाविशत् ॥१॥ तत्राजगाम तावत्तु सारङ्गपुरभूपतिः । जीववर्मा च तत्पुत्री देविकाख्या दृढव्रता ॥२॥ क्षत्रवीरस्तथा राठो मालत्या सुतया सह । तत्रागच्छच्च पुञ्जाख्यो भक्तो भगवतो महान् ॥३॥ प्रणम्य भगवन्तं ते मानितास्तेन सादरम् । निषेदुस्तस्य पुरतस्तद्दर्शनमहामुदः ॥४॥ सम्पृष्टाः स्वागतं तेन प्रभुणा विनयानताः । त ऊचुस्तं नमस्कृत्य बद्धाञ्जलिपुटा वचः ॥५॥ भगवन्भवबन्धघ्न ! त्वद्भक्ता वयमीश्वर ! । नेतुं सारङ्गनगरं त्वामत्र

## [1]અધ્યાય ૧૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! પ્રભુ શ્રીહરિ પૌરાણિકને ગીતવાદ્યપૂર્વક (ગાજતે વાજતે) તેને ઘેર પહોંચાડાવીને, લિંબતરૂતળે રહેલી વેદિકા ઉપર સિંહાસનમાં વિરાજમાન થયા ॥૧॥ તે સમયે સારંગપુરના ભૂપતિ જીવવર્મા, તેમની દેવિકા નામની દૃઢ પતિવ્રતા પુત્રી, તેમના અમર વ્યાઘ્ર નામના બે પુત્રો, ક્ષત્રવીર રાઠ નામનો ભક્ત, તેમની માલતી નામની પુત્રી, ભગવાનનો એકાંતિક ભક્ત પુંજો નામે, આ સર્વે ભક્તો શ્રીહરિસમીપે આવ્યા ॥૨-૩॥ આવેલા આ જીવવર્મા વિગેરે ભક્તો ભગવાન્ શ્રીહરિને પ્રણામ કરીને, ભગવાને યથાયોગ્ય અત્યાદરથી સત્કાર કર્યા થકા તેમના દર્શનથી પરમાનંદ પામીને તેમની આગળ બેઠા ॥૪॥ તે મહાપ્રભુએ તેઓ સ્વાગત (સુખેથી આવ્યા વિગેરે) પ્રત્યે પુછયા થકા બે હાથ જોડીને નમસ્કાર કરીને વિનયથી એમ બોલ્યા કે–॥૫॥ હે ભગવન્! 'આપના ચરણકમળનાં પગલાં પાડવાવડે અમારૂં નગર સમલંકૃત કરવું અને આપના ચરણકમળના રજવડે અમારૂં ભવન પવિત્ર કરવું' એવો અમારે મહા મનોરથ છે. તે આ મનોરથને સફળ કરવા આપને અમારા સારંગનગરે તેડી જવા માટે અમો અહીં આવ્યા છીએ. અમો આપના નિશ્ચે અનન્યભક્તો છીએ. તેવા અમારો મનોરથ પરિપૂર્ણ કરવાને આપ યોગ્ય છો. તમો દર્શનમાત્રથી ભવબંધનને હરનારા સર્વેશ્વરેશ્વર

[1] આ અધ્યાયમાં ભગવાનનું સારંગપુર પ્રતિ પધારવું અને ત્યાં જન્માષ્ટમી ઉત્સવના અંગપણે ઉપકલ્પેલી સભામાં ઉપવેશન ઉપવર્ણવ્યું છે.

स उपागताः ॥६॥ आढ्येऽनाढ्येऽपि या भक्ते विशेषो नास्ति ते किल। समदर्शिन ईशस्य ततोऽस्मासु दयास्तु ते ॥७॥ जन्माष्टम्युत्सवं नाथ! पुरे नः कर्तुमर्हसि। अस्माकं यद्धनं किञ्चित्तत्तवैवास्ति निश्चितम् ॥८॥ एतावद्याचितं स्वामिन्नस्माकं भक्तवत्सलः। दातुमर्हसि नाथ! त्वं वयं हि त्वत्परायणाः ॥९॥ इति तैः प्रार्थितः स्वामी तान्निष्कपटचेतसः। जानन्नुवाच भो भक्तास्तत्राऽऽयास्यामि निश्चितम् ॥१०॥ कुरुतोत्सवसम्भारान् यूयं गत्वाग्रतोऽनघाः!। पञ्चम्यामागमिष्यामि तत्राहं नात्र संशयः ॥११॥ इति वाक्यं प्रभोः श्रुत्वा तेऽतिसंहृष्टमानसाः। प्रोचुस्तं भगवन्! भक्तैरागन्तव्यं सहाखिलैः ॥१२॥ तथेत्युक्ते भगवता जीववर्मोत्तमं नृपम्। आमन्त्र्या-

છો એવા આપના ચરણના પરિચરણમાટે કોણ સ્પૃહા ન કરે? ॥૬॥ વળી હે હરે! તમો સર્વ ભૂતોમાં સમ છો, તમારે કોઈ દ્વેષ્ય નથી તેમ પ્રિય નથી, 'આ ધનથી આઢ્ય છે આ અનાઢ્ય છે' એવો તમારે વિશેષ-વિભેદ નથી કિંતુ 'આ તો ભક્ત છે' એટલામાત્રથી તેની ઉપર પ્રસન્ન થાઓછો, તો એરીતે સમદર્શી સર્વેશ્વર તમો અકિંચન ભક્તજનો અમારી ઉપર દયા કરો ॥૭॥ હે નાથ! દયા કરીને જન્માષ્ટમીનો મહોત્સવ અમારા પુરમાજ કરવાને યોગ્ય છો. અમારૂં જે યત્કિંચિત્ ધન છે તે નિશ્ચે તમારૂંજ છે, કેમકે અમો તમારાજ દાસ છીએ (તો ઉત્સવમાં તમારૂંજ ધન તમોજ વિનિયોગ કરવાને યોગ્ય છો) ॥૮॥ હે સ્વામિન્! હે નાથ! આપ-પરાયણ અમારો તે આ મનોરથ ભક્તવત્સળ તમો પરિપૂર્ણ કરવાને યોગ્ય છો ॥૯॥ હે રાજન્! આ પ્રકારે સારંગનગરના નિવાસી જીવવર્મા વિગેરે ભક્તજનોએ પ્રાર્થના કરેલા ભગવાન્ સ્વામિનારાયણ તે ભક્તોને અકપટ અંતરવાળા જાણીને એમ બોલ્યા કે–હે ભક્તાઃ! તમારા પુરમાં હું અવશ્ય આવીશ. તમો આગળ જઇને મહોત્સવમાં સમુચિત સમગ્ર સામગ્રી સંપાદન કરો હું તો શ્રાવણ કૃષ્ણપંચમી તિથિએ આવીશ. આ મારા વચનમાં સંશય રાખશો નહિ ॥૧૦-૧૧॥ હે રાજન્! આવું મહાપ્રભુનું વાક્ય સાંભળીને મનમાં બહુ હર્ષ પામેલા તેઓ ફરી શ્રીહરિ પ્રત્યે એમ બોલ્યા કે–

मास भक्तानपरांश्चागमाय सः ॥१३॥ ततस्तदैव स्वपुरं गन्तुकामं समुत्सुकम् । उत्तमो जीववर्माणं राठादींश्चाप्यभोजयत् ॥१४॥ भुक्त्वा ते स्वपुरं गत्वा सम्भारांश्चक्रुरादरात् । अन्नोदपात्रास्तरण-काष्ठशाकघृतादिकान् ॥१५॥ भगवानपि पञ्चम्यामुत्तमेन च पार्षदैः । भक्तैश्चान्यैः परिवृतस्तत्पुरं प्रययौ ततः ॥१६॥ समारूढो वाहं जविनमरुणं मञ्जुलगतिं दधद्वल्गां वामे करकमलकोशेऽतिमृदुले । परे वेत्रं चेशः सितसकलवासाः परिवृतो हयारूढैः सोमप्रमुखनिजभक्तैश्च स ययौ ॥१७॥ रामप्रतापो वडवां समारु-

હે ભગવન્! સર્વે ભક્તોને સાથે લઇને પધારવું ॥૧૨॥ હે રાજન્! ભગવાને 'તથાસ્તુ' એમ કહેતાં તે જીવવર્માએ ઉત્તમ નૃપ અને બીજા બધા ભક્તોને 'તમારેપણ ભગવાન સાથે અવશ્ય આવવું' એમ આમંત્રણ આપ્યુ ॥૧૩॥ અનંતર સંપૂર્ણ થયો છે મનોરથ જેમનો એવા જીવવર્મા અને બીજા રાઠ આદિક ભક્તોને તેજ ક્ષણે પોતાના પુરપ્રતિ જવાના સમુત્સાહવાળા જોઇને ઉત્તમ રાજાએ પ્રેમપૂર્વક જમાડ્યા ॥૧૪॥ તેઓ જમીને તત્ક્ષણ દુર્ગપુરથી નીકળીને પોતાના પુરને પામીને, ચોખા ઘઉ દાળ આદિક અન્ન, ઘૃત સાકર ખાંડ ગોળ આદિક રસ, તુરીયા કોળા વિગેરે શાક, પાકોપયોગી કાષ્ઠ, ઘડા ગાગર્યો આદિક જળપાત્રો અને પાથરવામાં ઉપયોગી ગોદીયાં વિગેરે મહાવસ્ત્રો વિગેરે નિરવધિ સામગ્રી આદરથી સંપાદન કરવા લાગ્યા ॥૧૫॥ ભગવાનપણ એકાંતિક ભક્ત ઉત્તમરાજાને સાથે લઇને તથા સોમવર્મા પ્રમુખ પાર્ષદોને સાથે લઇને અને બીજાપણ બહુ ભક્તોથી વિંટાઇને સંવત ૧૮૭૭ના શ્રાવણકૃષ્ણપંચમીએ જીવવર્માના સારંગપુર પ્રતિ પધાર્યા ॥૧૬॥ તે સમયની શ્રીહરિની શોભાને વર્ણવે છે—તે સમયે સમસ્ત જનોના મનને હરનારી દિવ્યાકૃતિથી શોભમાન ભગવાન્ સુંદર ગતિવાળા તીવ્ર વેગવાળા રક્ત અશ્વ ઉપર બેસીને, અતિ કોમળ ડાબા કરકમળ કોશમાં લગામને અને જમણા કરકમળ કોશમાં ચાબકને ધારીને, સમસ્ત શ્વેત વસ્ત્રોવડે શોભતા થકા, પોતપોતાના અશ્વો ઉપર બેઠેલા સોમવર્માપ્રમુખ પોતાના ભક્તજનોથી વિંટાઇને ચાલી નીકળ્યા ॥૧૭॥ મોટાભાઈ રામ-

ह्याशु कैसरीम् । तमन्वगाद्रोहिताश्वमिच्छारामोऽधिरुह्य च ॥१८॥ जयारमाद्यो योषा अपृष्ट्वात्मानमेव तम् । यान्तं दृष्ट्वैवानुययुस्त-च्चिरस्थितिशङ्किताः ॥१९॥ श्रुत्वाऽऽयान्तं हरिं राजन्! सारङ्गपुर-वासिनः । गीतवादित्रनिर्घोषैस्तत्सन्मुखमुपाययुः ॥२०॥ दूराद्दृष्ट्वा हरिं प्रेम्णा स्रवदश्रव एव ते । प्रणेमुर्दण्डवद्भक्त्या ततोऽभिमुख-मद्रवन् ॥२१॥ सम्भाव्य तान् यथायोग्यं साकं तैर्भगवान् पुरम् । प्रविश्यावासमकरोज्जीववर्मालये हरिः ॥२२॥ राठालये निवासार्थं जयाद्याश्चादिशत्स्त्रियः । अन्येभ्योऽपि यथायोग्यं वासस्थानान्य-

પ્રતાપજી કેસર વર્ણવાળી ( અથવા કેસરી જાતિની ) ઘોડી ઉપર બેસીને તત્કાળ શ્રીહરિની પાછળ નીકળ્યા નાના ભાઈ ઈચ્છારામજીતો રાતા વર્ણ વાળા ઘોડા ઉપર બેસીને તત્ક્ષણ ભગવાનની પાછળ નીકળ્યા ॥૧૮॥ જયા રમા આદિક તદેકાત્મા અનન્યભક્ત અબળાઓ પોતાને નહિ પુછીને-નહિ નિવેદન કરીનેજ જતા તે શ્રીહરિને જોઇનેજ તત્ક્ષણ 'ભગવાન સા બહુ દિવસ રોકાઈ જશે' એવી આશંકાથીજ તેમની પાછળ ગઇઓ અથવા 'પોતાના આત્માજ તે ભગવાનને જતા રહેતા જોઇને' એવો અર્થ કરવો ભક્તોના ભગવાનજ આત્મા છે તેવા આત્મભૂત ભગવાનને જતા રહેતા જોઇને તેમના વિના ક્ષણપણ રહેવા અસમર્થ એવી અબળાઓ કાંઈપણ વિચાર કર્યા વિનાજ એકદમ તેમની પાછળ ચાલી નીકળી ॥૧૯॥ હે રાજન્! તે સમયે સારંગનગરના નિવાસી સત્સંગિજનો ભગવાનને પોતાના પુરમા પધારતા સાંભળીને ગીતવાદિત્રના ઘોષ સાથે ( વાજતે ગાજતે ) સામૈયુ લઇને તેમની સન્મુખ આવ્યા ॥૨૦॥ તેઓ દૂરથીજ તે શ્રીહરિને દેખીને પ્રેમના તરંગોમા તણાઇને આનંદના અશ્રુઓથી પરિપૂર્ણ નેત્રવાળા થઈ ભક્તિથી ભૂમિ ઉપર દંડવત્ પડીને પ્રણામ કરીને, પછી ઉઠીને વત્સ ધેનુનેજ જેમ એમ ભગવાનની અભિમુખ એકદમ દોડ્યા ॥૨૧॥ ભગવાન શ્રીહરિએ સમીપમા આવેલા તે ભક્તોની યથાયોગ્ય કુશળપ્રશ્નાદિવડે સંભાવના કરીને, તેમની સાથે પુરમા પ્રવેશ કરી જીવવર્માના ભવનમા પોતાનો ઉતારો કર્યો ॥૨૨॥ જયા રમા આદિક સ્ત્રિયોનો રાઠ ભક્તના ભવનમા

दापयत् ॥२३॥ जीववर्मा च पौराश्च हरिं भागवतांश्च तान् । यथोचितेनातिथ्येन प्रीणयामासुरुत्सुकाः ॥२४॥ गृहिणां त्यागिनां चापि तत्र यूथानि भूरिशः । देशान्तरेभ्य आजग्मुः पौरास्तानि न्यवासयन् ॥२५॥ भगवद्दर्शनं कृत्वा सर्वे ते परमां मुदम् । लेभिरे सोऽपि तान् सर्वान् यथोचितममानयत् ॥२६॥ तत्पुरं हरिभक्तानां यूथैः पुंसां च योषिताम् । तपस्विनां मुनीनां च बभूवातीव सङ्कुलम् ॥२७॥ ततः फल्गोस्तटान्नद्या धवलायास्तटावधि । कारयामास स सभां विशाले वसुधातले ॥२८॥ उच्चं सिंहासनं तत्र सप्तम्या निशि स प्रभुः । अध्यारुरोहाथ भक्ता निषेदुस्तस्य चाग्रतः ॥२९॥ तत्र ज्ञानतपोवृद्धा मुनयः पुरतः प्रभोः । निषेदुः पृष्ठतस्तेषां वयो-

ઉતારો કરાવ્યો અને બીજા ભક્તોનેપણ યથાયોગ્ય ઉતારો અપાવ્યો ॥૨૩॥ તે સમયે જીવવર્મા ભૂપે અને પુરવાસી સર્વ હરિભક્તોએ બહુ ઉત્સુક થઇને તે ભગવાન્ અને તેમના ભક્તોને યથોચિત (ભક્તિરસ સમુચિત) આતિથ્યવડે પ્રસન્ન કર્યા ॥૨૪॥ આ અવસરે દેશાંતરથકી ત્યાગિઓ અને ગૃહસ્થ હરિભક્તોના બહુ સંઘો ત્યાં આવ્યા. આવેલા તેમની પુરવાસી ભક્તોએ યથાયોગ્ય ઉતારાદિ દાનથી પરિચર્યા કરી ॥૨૫॥ તે સર્વ ભક્તો તે સમયે સાક્ષાત્ ભગવાનનું દર્શન પામીને પરમાનંદ પામ્યા. તે ભગવાનપણ પોતાના પ્રેમી ભક્તોના દર્શનથી પરા પ્રીતિને પામ્યા અને તે સર્વેને યથાયોગ્ય ભગવાને માન આપ્યુ ॥૨૬॥ તે સમયે તે પુર ભગવદ્દર્શન માટે આવેલા હરિભક્ત સ્ત્રી પુરૂષોના અને તપસ્વી મુનિઓના સંઘોએ કરીને અત્યત સંકુળ-ભીડ્યવાળુ થયુ હતું ॥૨૭॥ તેપછી ભગવાને ફલ્ગુ નદીના કાંઠાને આરંભીને ધોળા નદીના કાંઠાપર્યંત વિશાળ પૃથ્વીતળમા અતિમહત સભાસ્થાન કરાવ્યું ॥૨૮॥ અનતર ભગવાન્ સપ્તમીની રાત્રિએ તે સભામાં સંસ્થાપેલા સમુન્નત સિંહાસનમાં સંરાજમાન થયા. એટલે સમસ્ત ભક્તો સિંહાસનમાં વિરાજમાન તે ભગવાનની આગળ યથાયોગ્ય બેઠા ॥૨૯॥

હવે સભામાં બેસવાનો પ્રકાર કહેછે--તેમાં જ્ઞાને કરીને તથા તપે કરીને વૃદ્ધ (મોટા) મુનિઓ મહાપ્રભુની આગળ પ્રથમ બેઠા. તેમની પાછળ

वृद्धास्तपस्विनः ॥३०॥ तेषां च पृष्ठतः सर्वे मुनयस्तरुणास्तथा। तेषां पृष्ठे किशोराश्च निषेदुर्मुनयोऽखिलाः ॥३१॥ रामप्रतापस्तस्यैव पुरतः सानुजः प्रभोः। सिंहासनं च निकषा न्यषीदत्पीठ उत्तमे ॥३२॥ प्रभोश्च दक्षिणे भागे शास्त्रज्ञानतपोधिकाः। विप्रा निषेदुस्तत्पश्चाद्वयोवृद्धा द्विजातयः ॥३३॥ वामभागे भगवतः सोमाद्या मुख्यपार्षदाः। निषेदुः पृष्ठतस्तेषां जीववर्मादयो नृपाः ॥३४॥ मुकुन्दानन्दमुख्याश्च नैष्ठिकब्रह्मचारिणः। प्रान्ते सिंहासनस्यैव तस्थुस्तत्सेवने रताः ॥३५॥ भृगुजिन्नाजभीमाद्याः क्षत्रियाः शस्त्रपाणयः। तस्थुर्भगवतः पश्चात्सर्वतः प्रसरद्दृशः ॥३६॥ मुनीनां पार्षदानां च मध्येऽथ ब्रह्मचारिणः। निषेदुर्वासुदेवाद्या नैष्ठिकं व्रतमाश्रिताः ॥३७॥ स्वस्तिकासनमेवैकमाश्रितैस्तेऽखिला अपि।

કેવળ કૃચ્છ્ચાન્દ્રાયણાદિ તપે કરીને કૃશ શરીરવાળા વયોવૃદ્ધ મુનિઓ બેઠા તેમના પૃષ્ઠ ભાગમા વયથી અને તપથી કનિષ્ઠ તરૂણ મુનિઓ બેઠા. તેમની પછવાડે કિશોરવયમા ત્યાગિ દીક્ષાને પામેલા બધા મુનિઓ બેઠા ॥૩૦-૩૧॥ મોટાભાઈ રામપ્રતાપજીતો તેજ ભગવાનના અગ્ર પ્રદેશમાં તેજ સિંહાસનની સમીપે નાના ભાઈ ઈચ્છારામ સાથે ઉત્તમ આસનમા બેઠા ॥૩૨॥ ભગવાનના દક્ષિણ ભાગમાં શાસ્ત્રજ્ઞાન તપશ્ચર્યાએ સંપન્ન બ્રાહ્મણો બેઠા. તેમના પૃષ્ઠ પ્રદેશમાં વયથી કેવળ વૃદ્ધ વિપ્રો બેઠા ॥૩૩॥ ભગવાનના વામભાગમા સોમવર્માદિ પ્રધાન પાર્ષદો બેઠા તેમની પાછળ જીવવર્મા વિગેરે રાજાઓ બેઠા ॥૩૪॥ ભગવાનની પરિચર્યાપરાયણ મુકુંદાનંદમુખ્ય નૈષ્ઠિક બ્રહ્મચારીઓ સિંહાસનના સમીપ પ્રદેશમાંજ બેઠા ॥૩૫॥ ભૃગુજી નાજ ભીમ રતનજી આદિક ક્ષત્રિયો હાથમાં તરવાર આદિક આયુધો ધારીને ચોમેર નેત્રવૃત્તિને ફેરવતા થકા ભગવાનના પશ્ચાત્ ભાગમા જાણે ભગવાનના અંગસંરક્ષણમા વ્યાપૃત હોય એમ ઉભા રહ્યા ॥૩૬॥ સભામા બેઠેલા મુનિઓ અને પાર્ષદોના મધ્ય ભાગમાં નૈષ્ઠિકવ્રતનિષ્ઠ વાસુદેવાનંદાદિ બ્રહ્મચારીઓ બેઠા ॥૩૭॥ આ સર્વકોઈ ભક્તો એક સ્વસ્તિકાસનનેજ સમાશ્રય કરીને ચિત્રમા ચિતર્યાં હોય તેમ કંપારાએ રહિત શરીરવાળા થઈ

अकुर्वन्तोऽङ्गचापल्यं निषेदुस्तत्र संसदि ॥३८॥ एतेषामथ सर्वेषां पृष्ठतः क्षत्रजातयः । उपाविशंश्च तत्पश्चाद्भक्ता भगवतो विशः ॥३९॥ तेषां च पृष्ठतः शूद्रास्ततपश्चादपरे जनाः । मर्यादया निषेदुस्ते तदेकार्पितदृष्टयः ॥४०॥ स्त्रीणां वृन्दानि दूरे च , स्वस्वमर्यादयैव हि । निषेदुर्वीक्षमाणानि प्रभुं सिंहासनस्थितम् ॥४१॥ तेषूपविष्टेष्व‑खिलेषु राजन्नित्थं सभायां निजसंश्रितेषु । आनन्दयंस्तानमृता‑यमानं वचो जगादेत्थमृषिः पुराणः ॥४२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे सारङ्गपुरे जन्माष्टम्युत्सवे भगवत सभोपवेशननिरूपणनामा दशमोऽध्याय ॥१०॥

श्रीनारायणमुनिरुवाच—सर्वे शृणुत भो भक्ता ! मम वाक्यं हिता‑

સ્થિર આસને તે સભામા બેઠા ॥૩૮॥ પૂર્વોક્ત મુન્યાદિક સર્વેની પછવાડે સમસ્ત ક્ષત્રિય ભક્તો બેઠા. તેમની પાછળ વૈશ્ય ભક્તો બેઠા ॥૩૯॥ તેમના પૃષ્ઠ ભાગે સચ્છૂદ્રભક્તો બેઠા તેમના પશ્ચાત્ ભાગમાં ઈતર જનો યથામર્યાદા બેઠા તે સમયે આ તે સમસ્ત જનો ભગવાનના મુખકમળ સન્મુખજ એકાગ્ર દૃષ્ટિ રાખી રહ્યા હતા ॥૪૦॥ સ્ત્રિયોના સઘો પોતાની મર્યાદાને અનુ‑સારેજ દૂરથી સિંહાસનમાં વિરાજમાન ભગવાનને નિહાળતા થકા ભક્તિ‑ભરથી ઉત્તરંગિત ચિત્તવાળા થઈ પુરૂષોની સભાથકી કિંચિત્ દૂર પ્રદેશમાં બેઠા ॥૪૧॥ હે રાજન્ ! આ પ્રકારે પોતાના ચરણાશ્રિત તે સમસ્ત મુનિ‑પ્રમુખ ભક્તજનો સભામા બેસી ગયા પછી તે સર્વેને આનંદ આપવા સમસ્ત મહર્ષિમંડળસેવનીય સર્વકારણ પુરાણ મહર્ષિ ભગવાન્ શ્રીહરિ અમૃતતુલ્ય આગળ કહેશે એવુ વચન બોલ્યા ॥૪૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચ‑તુર્થપ્રકરણે સારંગપુરે જન્માષ્ટમ્યુત્સવે ભગવતઃ સભોપવેશનનિરૂ‑પણનામા દશમોઽધ્યાયઃ ॥૧૦॥

## [1]અધ્યાય ૧૧ મો.

**શ્રીનારાયણમુનિ કહેછે**—હે ભક્તજનો ! તમો સર્વે તમારા પરમ હિતને કરનારૂં મારૂં આ વચન સાવધાન મનથી સાંભળો. ભગવાન્ વાસુદેવ

[1] આ અધ્યાયમા જન્માષ્ટમીવ્રતના નિર્ણયપૂર્વક તેનો વિધિ‑ઉદ્યાપને સહિત સ્પષ્ટ નિરૂપણ કર્યો છે

वहम् । श्वोऽस्ति जन्मतिथिः साक्षाद्वासुदेवस्य विश्रुता ॥१॥ तस्या व्रतं प्रकर्तव्यं सर्वैरेव मदाश्रितैः । श्रीकृष्णो हि यथास्माकमिष्टोऽस्त्येषापि तादृशी ॥२॥ विधानमस्याः सकलं यथाशास्त्रं च वो जनाः । । कथयामि तदाश्रुत्य कर्तव्यं तद्व्रतं तथा ॥३॥ सप्तमीवेधरहिता रोहिणीबुधसंयुता । निशीथगाष्टमी या सा कृष्णजन्माष्टमी मता ॥४॥ अष्टमी रोहिणीयुक्ता निशीथे यत्र दृश्यते । मुख्यः कालः स विज्ञेयस्तत्र जातो यतो हरिः ॥५॥ जन्माष्टमीव्रतस्यास्य निर्णये बहवो द्विजाः । विवदन्ते हि विद्वांसः स्वमतस्थापनोद्यताः ॥६॥ जन्माष्टमी जयन्ती च व्रते द्वे इति केचन । एक-

જે પૂર્વે યદુવંશમાં વસુદેવના પુત્રરૂપે પ્રકટ થયા હતા તે સાક્ષાત્ શ્રીકૃષ્ણની પ્રાદુર્ભાવતિથિ આવતી કાલે વર્તેછે. તે આ તિથિતો લોકશાસ્ત્રમાં સર્વત્ર વિખ્યાત વર્તે છે તો મારા આશ્રિત સર્વેએપણ તે જન્માષ્ટમી તિથિનું વ્રતતો કરવું જેમ શ્રીકૃષ્ણ ભગવાન્ આપણા ઈષ્ટદેવ છે તેમ તે આ તિથિપણ અત્યત અભિમત છે ( જેવા ભગવાન્ માનનીય છે તેવી તેમની પ્રાદુર્ભાવ તિથિપણ માનનીય છે, કેમકે તે વ્રતવિગેરે સંબન્ધયોગથી સર્વફળનું સાધન છે ) ॥૧-૨॥ હે જના ! જન્માષ્ટમી વ્રતનું સમસ્ત વિધાન યથાશાસ્ત્ર તમોને કહુંછુ તેને સાંભળીને તે વ્રત યથાવિધિ તમારે કરવું ॥૩॥ નિશીથગા-મધ્યરાત્રિએ સારી રીતે સંબન્ધ ધરાવતી શ્રાવણ કૃષ્ણાષ્ટમી જન્માષ્ટમી વ્રતમાં ગ્રહણ કરવી. આવી અષ્ટમીપણ સપ્તમીના વેધે રહિત લેવી સપ્તમીની સાથે એકજ દિવસે જે યોગ તે સપ્તમીવેધ કહેવાય છે, તે પળમાત્રથીપણ થાયજ, માટે તે તેનાથી રહિત લેવી. વળી આવી અષ્ટમી જો રોહિણી નક્ષત્ર અને બુધવારે સહિત હોય તો બહુ શ્રેષ્ઠ માની છે ॥૪॥ જે અહોરાત્રરૂપ દિવસે રોહિણીએ યુક્ત અષ્ટમી મધ્યરાત્રિએ વ્યાપતી હોય એજ દિવસ વ્રતમાં ગ્રહણ કરવો. આજ મુખ્ય કાળ જાણવો, કેમકે ભગવાન્ શ્રીકૃષ્ણ આવાજ યોગવિશેષમાં પ્રાદુર્ભાવ પામ્યા હતા. તે વસિષ્ઠસંહિતામાં કહ્યુંછે—'अष्टमी रोहिणीयुक्ता निशीथे यत्र दृश्यते । मुख्यः कालः स विज्ञेयस्तत्र जातो यतो हरिः' ઇતિ ॥૫॥ આ જન્માષ્ટમી વ્રતના વિનિર્ણયમાં વિદ્વાન્ બહુ વિપ્રો વિવાદ કરેછે

मेवेति केचिच्च विद्वांसः कथयन्ति हि ॥७॥ कृष्णजन्मनिशामेव जयन्तीं केचिदूचिरे । अष्टमीरोहिणीयोगं जयन्त्याख्यं तु केचन ॥८॥ उदये चाष्टमी किञ्चिदित्यत्रेन्दूदयं बुधाः । केचिद्वदन्ति केचिच्च सूर्यस्येवोदयं द्विजाः ॥९॥ तिथ्यन्तपारणापक्षं गृहीत्वा केऽपि वादिनः । अष्टमीं सप्तमीविद्धां प्रशसन्ति व्रते किल ॥१०॥ गृहीत्वा पारणापक्षमुत्सवान्तेऽथ केचन । नाद्रियन्ते पूर्वयुक्तां प्राशस्त्यान्नवमीयुजे. ॥११॥ सूर्योदयस्य सम्बन्धमुपवासतिथे

---

અને તેતે વચનોવડે પોતપોતાના મતને સ્થાપન કરેછે ॥૬॥ તેમનો આ વિવાદ પ્રકાર છે—કેટલાએક વિદ્વાનો જન્માષ્ટમી અને જયતી એ બે ભિન્ન ભિન્ન મત છે એમ કહેછે બીજા કેટલાકતો ભિન્ન બે વ્રત નહિ કિંતુ એકજ વ્રત શબ્દભેદ (શબ્દાતર)થી કહેવાય છે એમ કહેછે ॥૭॥ તેમા કેટલાક કૃષ્ણજન્માષ્ટમીની જે મધ્ય રાત્રિ તેજ જયતી છે એમ કહેછે (મધ્ય રાત્રિએ જે આ અષ્ટમીયોગ જન્માષ્ટમી વ્રતમા લેવાનો કહ્યોછે તેનાથી જયતીવ્રત જુદુ નથી એમ કહેછે) બીજા કેટલાકતો રોહિણી નક્ષત્ર અને અષ્ટમીનો જે યોગ એજ જયતી છે એમ કહેછે ॥૮॥ 'उदये चाष्टमी किञ्चिन्नवमी सकला यदि । भवेत्सा बुधसयुक्ता प्राजापत्यर्क्षसयुता । अपि वर्षशतेनापि लभ्यते वाऽथवा न वा' આ સ્કાદવચનમા કેટલાક પડિત બ્રાહ્મણો ઉદયશબ્દથી ચદ્રોદય માનેછે (ચદ્રોદય સમયે વર્તતી અષ્ટમી વ્રતમા લેવી એમ) તો બીજા કેટલાક બ્રાહ્મણો ઉદયશબ્દથી સૂર્યોદયનેજ માનેછે (સૂર્યોદય સમયે વર્તતી અષ્ટમી લેવી એમ) ॥૯॥ કેટલાક વાદીઓ 'તિથિના અતમાજ પારણા કરવા' એવો પક્ષ પકડીને વ્રતના અગભૂત પારણાનો મુખ્ય કાળ અષ્ટમી તિથિનો અત છે એમ નિશ્ચય કરીને સપ્તમીના વેધવાળીપણ અષ્ટમીને વ્રતમા ગ્રહણ કરેછે કેટલાક વાદીઓ 'ઉત્સવના અતમા પારણા કરવા' એવો પક્ષ પકડીને, તેને નવમીના યોગની સાપેક્ષતા છે એમ નિશ્ચય કરીને સપ્તમીના વેધવાળી અષ્ટમીનો વ્રતમા આદર કરતાજ નથી. તિથિ ઉત્સવને અતે પારણા કરવાના કાળાદર્શ ગ્રંથમા કહ્યા છે–'तिथ्यन्ते वोत्सवान्ते वा व्रती कुर्वीत पारणाम्' ઇતિ ॥૧૦–૧૧॥

ङ्गुः । मुख्यं केचिच्च केचित्तु कर्मकालं विचक्षणाः ॥१२॥ नाद्रियन्ते द्विजाः केचिद्विद्धां शुद्धां च वाष्टमीम् । आलम्ब्य रोहिणीमेव विद्वांसः कुर्वते व्रतम् ॥१३॥ इत्यादयो बहुविधा वादाः सन्त्यत्र हि व्रते । अवलम्ब्यार्षवाक्यानि विद्वद्भिर्ग्रथिताश्च ते ॥१४॥ सप्रमाणा हि ते सर्वे तेषु शिष्टैः सुनिश्चितम् । पक्षं प्रदर्शयाम्यद्य सर्वसंशयनुत्तये ॥१५॥ यदा पूर्वदिने ह्येव रोहिणीबुधसंयुता ।

કેટલાક વિચક્ષણો ઉપવાસવ્રતની પ્રયોજીકા (અષ્ટમી) તિથિને સૂર્યોદયનો જે સબન્ધ છે તેજ તેવાપણામા મુખ્ય નિમિત્ત છે એમ માનેછે બીજા કેટલાકતો પૂજન ઉત્સવાદિ કર્મકાળ સબન્ધ (કર્મકાળ–મધ્યરાત્રિ)ને મુખ્ય નિમિત્ત માનેછે ॥૧૨॥ કેટલાક વિદ્વાન્ વિપ્રો અષ્ટમીના યોગની અપેક્ષા નહિજ રાખીને, રોહિણીના યોગથીજ આ વ્રતનુ અનુષ્ઠાન કરેછે તેથી અષ્ટમી સપ્તમીના વેધવાળી છે કે નહિ? એવો વિચાર કરવામા એમની પ્રવૃત્તિજ નથી ॥૧૩॥ વળી નક્ષત્રનેજ વ્રતનિમિત્ત કહેનારા, રોહિણીને કૃત્તિકાવેધનો આદર કરવો અને ન કરવો એવા મતભેદથી વિવાદ કરનારા વિવિધ વાદીઓ છે તો આ વ્રતમા બહુવિધ વાદો આવા આવા પ્રવર્તે છે, તે આ સર્વ વાદો તેતે આર્ષ વાક્યોને અવલબીને તેતે વિદ્વાનોએ નિબન્ધદ્વારાપણ પ્રખ્યાપન કરેલા પ્રસિદ્ધ છે ॥૧૪॥ પ્રમાણ વચનોનુ પ્રાધાન્ય અપ્રાધાન્ય ઉત્સર્ગાપવાદાદિન્યાયના આશ્રયણની વિલક્ષણતાને લીધે થતો આ સમગ્ર મતભેદ પ્રમાણપૂર્વકજ પ્રવર્તે છે પરતુ તેમા જે પક્ષ શિષ્ટજનો (જેમના આચારને જનો અનુવર્તતા હોય અને જેઓ ધર્મવિદ્અેસરપણે પ્રસિદ્ધ હોય તે શિષ્ટ કહ્યા છે)ને અભિમત છે તે પક્ષ હમણા તમોને કહુછુ કે જેથી તમારો સર્વ સશય (વાદીઓના વિવિધ વાદથી થએલો) વિનાશ થઈ જાય ॥૧૫॥ તેમા નક્ષત્રયોગમાત્રથી જે પક્ષ છે તેતો આદરણીય નથી, કિંતુ તિથિયોગથી જે પક્ષ છે એજ આદરણીય છે તેમા આ વિશેષ છે–શુદ્ધજ અષ્ટમી વ્રતમા લેવી પણ વિદ્ધા લેવી નહિ તેમા આ અપવાદ છે કે–રોહિણી અને બુધવાર આ બનેના યોગવાળી અષ્ટમી જે પૂર્વદિને (સપ્તમી) અર્ધ રાત્રિએ સબન્ધ ધરાવતી હોય અને પરદિને (અષ્ટમી)

निशीथगाष्टमी सम्यक् नोत्तरा तु निशीथगा ॥१६॥ तदा विद्धाऽपि सप्तम्या ग्रहीतव्याष्टमी व्रते । परेद्युः पारणा कार्या तिथ्यन्ते व्रतचारिभिः ॥१७॥ प्रोक्ता योगविशेषेण सप्तमीसहिताष्टमी । आग्नेय्यग्निपुराणादौ नान्यथा केवलाष्टमी ॥१८॥ पूर्वेद्युरेव योगश्च प्रागुक्तः सकलो यदि । भवेदथ परेद्युस्तु निशीथे केवलाष्टमी ॥१९॥ उपवासद्वयं कुर्यात्तदा शक्तस्तु पुरुषः । उपवासमशक्तस्तु कुर्यादेकं परेऽहनि ॥२०॥ बुधाष्टमीरोहिणीनां निशीथे योगमन्तरा ।

મધ્યરાત્રિએ જો શુદ્ધા અષ્ટમી સંબન્ધ ધરાવતી ન હોયતો પૂર્વનીજ અષ્ટમી વિદ્ધાપણ ગ્રહણ કરવી પણ પરદિનની અર્ધરાત્રિએ સંબન્ધ નહિ ધરાવતી શુદ્ધા પણ ગ્રહણ કરવી નહિ. પારણાંતો વ્રત કરનારાઓએ બીજે દિવસે અષ્ટમી તિથિને અંતે કરવાં પણ પ્રાતઃકાળમાંજ ન કરી લેવાં. ( જો પરદિને અષ્ટમી અર્ધરાત્રિને સંબન્ધ પામી રહી હોય ત્યારે તો અર્ધરાત્રિએ ભોજનનો પ્રમાણાંતરથી પ્રતિષેધ હોવાથી પરદિનેપણ ઉપવાસજ કરવો, એમ હમણાંજ આગળ કહેશે ) આવા યોગવિશેષને લીધેજ સપ્તમીના વેધવાળી અષ્ટમી વ્રતમાં લેવાની અગ્નિપુરાણાદિકમાં કહી છે. અન્યથા કેવળ ( રોહિણી બુધવારે વર્જીત, સપ્તમીએ મધ્યરાત્ર વ્યાપિની ) અષ્ટમી વ્રતમાં ગ્રહણ કરવી નહિ. તે આ અપવાદવચન અગ્નિપુરાણાદિકમાં પ્રસિદ્ધ છે—'सप्तमीसंयुताष्टम्यां निशीथे रोहिणी यदि । सबुधा साष्टमी पुण्या यावच्चन्द्रदिवाकरौ' इति ॥१६-१८॥ પૂર્વોક્ત સમગ્ર યોગવિશેષે સહિત અષ્ટમીયોગ જો પૂર્વ દિવસ ( સપ્તમી )ની મધ્યરાત્રિએજ હોય અને તે બન્ને યોગે રહિત કેવળ શુદ્ધા અષ્ટમી પરદિને ( અષ્ટમી ) મધ્યરાત્રિને સંબન્ધ પામી રહી હોય, ત્યારે તો વ્રતોત્સવ દિવસ હોવાથી પૂર્વ દિવસે ( સપ્તમીએ ) અને અર્ધરાત્રિ સુધી અષ્ટમીયોગ વર્તે છે માટે પારણાંનો અવકાશ નહિ હોવાથી પરદિવસે ( અષ્ટમીએ ) એમ બે દિવસ ઉપવાસ કરવો. અશક્તે તો ( પૂર્વ દિવસે વ્રતોત્સવાદિ અર્ધરાત્રે કરીને ) પરદિવસે ( અષ્ટમીએ ) એક ઉપવાસ કરવો ॥૧૯-૨૦॥ બુધવાર અષ્ટમી અને રોહિણી, આ ત્રણનો યોગ મધ્યરાત્રિએ જો હોય તોજ સપ્તમીવેધનો અપવાદ કરી શકે છે,

पूर्वविद्धा न कर्तव्या बुधैर्जन्माष्टमी क्वचित् ॥२१॥ बुधवारो न चेत्तर्हि रोहिणीसहितामपि । पूर्वविद्धां विहायैव शुद्धा ग्राह्याष्टमी मता ॥२२॥ विना ऋक्षेणापि कार्या नवमीसंयुताष्टमी । सऋक्षापि न कर्तव्या सप्तमीसंयुताष्टमी ॥२३॥ पलं घटीं मुहूर्तं वा यदा कृष्णाष्टमी ततः । नवमी सैव ग्राह्या स्यात्सप्तमीसंयुता न तु ॥२४॥ विद्धायाश्च क्षयः स्याच्चेत्सप्तमीसंयुताष्टमी । तदा परा ग्रहीतव्या

અન્યથા નહિ. મધ્યરાત્રથકી અન્ય સમયમાં તેનો યોગ હોય તોપણ સપ્તમીના વેધવાળી તે અષ્ટમી ત્યાજ્યજ છે તો અર્ધરાત્રિએ ઉક્ત ત્રણના યોગ વિના બુધ જનોએ સપ્તમીવિદ્ધા જન્માષ્ટમી ક્યારેયપણ ન કરવી ॥૨૧॥ એરીતે અષ્ટમીએ બુધવાર અને રોહિણી આ બન્નેનો યોગજ સપ્તમી-વેધનો અપવાદ કરેછે પણ એકમાત્રનો યોગ નહિ–કેવળ રોહિણીયોગ કે કેવળ બુધવારયોગ નહિ. માટે આમાંથી એક એકનો યોગ હોય તોપણ વિદ્ધા ત્યાજ્યજ છે. શુદ્ધાજ પરદિવસની મધ્યરાત્રિ સાથે સંબન્ધ ધરાવતી અષ્ટમી ગ્રહણ કરવી, 'वर्जनीया प्रयत्नेन सप्तमीसंयुताष्टमी । सऋक्षापि न कर्तव्या सप्तमीसंयुताष्टमी' એમ બ્રહ્મવૈવર્તપુરાણમાં કહ્યું છે ॥૨૨॥ અર્ધી રાત્રિએ રોહિણીનક્ષત્રયોગમાત્રથી સપ્તમીના વેધવાળી અષ્ટમીનું ગ્રહણ નજ કરવું. જો નક્ષત્રયોગે રહિત અષ્ટમી શુદ્ધા ( સપ્તમીવેધરહિત ) હોય અને તે ભલે નવમીએ યુક્ત હોય તોપણ તેનુજ ગ્રહણ કરવું. 'जन्माष्टमीं पूर्वविद्धां सऋक्षां सकलामपि । विहाय नवमीं शुद्धामुपोष्य व्रतमाचरेत्' એમ વ્યાસ કહેછે ॥૨૩॥ શુદ્ધા અષ્ટમી યદ્યપિ અર્ધરાત્રિના સંબન્ધે રહિત મુહૂર્તમાત્ર કે ઘટિકામાત્ર કે પળમાત્ર વર્તતી હોય અને તેને ભલે નવમીનો યોગ હોય તોપણ તેજ વ્રતમાં ગ્રહણ કરવી, પણ અર્ધરાત્રિએ યોગમાત્રથી પળમાત્રપણ સપ્તમીના વેધવાળી વ્રતમાં ગ્રહણ કરવી નહિ ॥૨૪॥ પળમાત્રપણ બીજે દિવસે અષ્ટમી ન હોય અને પહેલે દિવસે સપ્તમીના વેધવાળી તે અષ્ટમી ક્ષય પામી જતી હોય, ત્યારે શુદ્ધા અષ્ટમીના અલાભને લીધે વિદ્ધાજ વ્રતમાં લેવી પડે ? એમ કોઈ કહે તો તેમ નથી. ત્યારેતો પ્રભુની 'જન્મતિથિ વ્રતમાં પરા–કેવળ નવમીજ

व्रते जन्मतिथिः प्रभोः ॥२५॥ शुद्धाऽधिकाष्टमी यर्हि तदापि नवमीयुजेः । प्राशस्त्यादुत्तरा ग्राह्येत्यूचुः केचन वैष्णवाः ॥२६॥ बहुकालव्यापकत्वाद्वेधाभावाच्च सर्वथा । पूर्वा ग्राह्येति गोस्वामिमतं तद्ग्राह्यमस्ति नः ॥२७॥ इति सङ्क्षेपतो ह्येष सर्वसारो निरूपितः । निश्चिलैतन्मतं ज्ञेयो जन्माष्टम्यास्तु निर्णयः ॥२८॥ व्रतं करिष्यन्पुरुषः सप्तम्यां लघुभुग्भवेत् । जितेन्द्रियः स्वपेद्रात्रौ कृष्णमेव विचिन्तयन् ॥२९॥ ब्राह्मे मुहूर्ते उत्थाय कृत्वा नित्यविधिं ततः । मध्याह्ने च नदीं गत्वा विधिना स्नानमाचरेत् ॥३०॥ कृत्वापामार्गसमिधा दन्तधावनमादितः । तिलामलककल्केन स्नायान्मृत्स्नान-

ગ્રહણ કરવી પણ વિદ્ધા અષ્ટમી લેવી નહિ ॥૨૫॥ જો શુદ્ધા અષ્ટમીની વૃદ્ધિ હોય (પ્રથમ દિવસે અષ્ટમી સાઠ ઘડી પરિમિત હોય અને બીજે દિવસે સૂર્યોદય સમયે એક બે કે ત્રણ ઘડી પરિમિત સંબન્ધ ધરાવતી હોય) ત્યારે બીજે દિવસે સંબન્ધ ધરાવતી અષ્ટમી નવમીયોગને લીધે વ્રતમાં પ્રશસ્ત હોવાથી બીજી અષ્ટમી ગ્રહણ કરવી એમ કેટલાક વૈષ્ણવો કહેછે, ગોસ્વામી તો જ્યારે બે અષ્ટમી હોય ત્યારે પૂર્વા શુદ્ધ અષ્ટમીનો જન્મોત્સવસમયે યોગ હોવાથી આખો દિવસ તેની વ્યાપ્તિ છે અને તે વ્યાપ્તિનું આહુલ્ય છે, તેમ સર્વ પ્રકારે સપ્તમીના વેધનો અભાવ છે માટે પ્રથમનીજ અષ્ટમી વ્રતમાં ગ્રહણ કરવી એમ કહેછે. તે ગોસ્વામીનો મતજ આપણનેપણ અભિમત છે ॥૨૬-૨૭॥ આ પ્રકારે સંક્ષેપમાં સર્વ વિધિવચનનો આ સારાંશ હમણાં મેં નિરૂપણ કર્યો. તો આ વિધાનથીજ જન્માષ્ટમી મહોત્સવનો નિર્ણય તમારે જાણવો ॥૨૮॥

હવે વ્રતનો વિધિ કહુંછું—વ્રતને કરનારો પુરૂષ પૂર્વ દિવસે સપ્તમીએ મિતાહારી થઈ, ઇન્દ્રિયોને નિયમમા કરીને રાત્રિએ કૃષ્ણનુજ વિચિંતન કરતો થકો સુઈ રહે ॥૨૯॥ પછી બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને પ્રાતઃ સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ કરીને, નદી કે તલાવ જળાશયને પામીને અપામાર્ગ (અઘેડો)ના કાષ્ઠથી દાતણ કરીને, તીર્થાદિકની મૃત્તિકાથી પ્રથમ સ્નાન કરીને, તિલ અને આમળી ફળના ચૂર્ણથી અંગમર્દન કરીને સ્નાન કરે

पूर्वकम् ॥३१॥ ततो माध्याह्निकं कृत्वा गृहमेत्य शुचिर्व्रती । मण्डपं कारयेद्रम्यं कदलीस्तम्भशोभितम् ॥३२॥ विचित्रवस्त्रैः पुष्पैश्च मण्डितं चाम्रपल्लवैः । शुभैर्नानाविधै रङ्गैस्तत्र तत्र सुचित्रितम् ॥३३॥ सितैः पीतैस्तथा रक्तैः कर्बुरैर्हरितैरपि । वासोभिः शोभितं कुर्यात्समन्तात्कलशैर्नवैः ॥३४॥ पत्रैः फलैरनेकैश्च दीपालिभिरितस्ततः । पुष्पमालाविचित्रं च चन्दनागुरुधूपितम् ॥३५॥ तन्मध्ये सूतिकागारं देवक्या विदधीत च । धात्रीं कुर्यात्तत्र चैकां नालच्छेदनकर्तरीम् ॥३६॥ तन्मध्ये मञ्चके रम्ये स्थापयेद्देवकीं ततः । तदुत्सङ्गे बालकृष्णं स्थापयेच्च स्तनन्धयम् ॥३७॥ यशोदां तत्र चैकस्मिन्प्रदेशे सूतिकागृहे । स्थापयेद्गोकुले तद्वत्प्रसूतवरकन्यकाम् ॥३८॥ नन्दश्च वसुदेवश्च गोपा गोप्यश्च धेनवः । बाललीला

॥३०-३१॥ તેપછી મધ્યાહ્ન સંધ્યાદિક કર્મ કરીને, બાહ્ય આભ્યંતર શુદ્ધિએ સંપન્ન એવો વ્રતકર્તા પુરૂષ ઘરને પામીને કેળના થાંભલાવડે સુશોભિત મનોહર મંડપ કરાવે ॥૩૨॥ તે મંડપને શ્વેત પીત રક્ત નીલ કર્બુર વિગેરે વિચિત્ર વસ્ત્રો, વિવિધ પુષ્પો અને આંબાના પલ્લવોવડે સમલંકૃત કરે તથા શુભ નાનાવિધ રંગોવડે તે તે પ્રદેશમાં અત્યંત ચિત્રિત કરે અને ચોમેર નવીન કળશોવડે સુશોભિત કરે તથા આસોપાલવ વિગેરેનાં વિવિધ પત્રો, લીંબુ વિગેરે ફલો અને દીપપંક્તિઓ વડે અહીંતહીં સમલંકૃત કરે તથા પુષ્પમાળાઓ ચંદન અને અગરૂ ધૂપવડે ચોમેર સુગન્ધિમાન્ કરે ॥૩૩-૩૫॥ તે મંડપના મધ્ય પ્રદેશમાં દેવકીનું સૂતિકાગૃહ કલ્પે તેમાં એક ધાત્રી (ઉપમાતા) અને એક નાળ છેદન કરનારીને કલ્પે તેપછી તે સૂતિકાગૃહને મધ્યે રમણીય પર્યંકમાં દેવકીની સ્થાપના કરે તે દેવકીના ખોળામાં સ્તનપાન કરતા બાળકૃષ્ણની સ્થાપના કરે ॥૩૬-૩૭॥ તેજ મંડપના એક ભાગમાં ગોકુળમાં બીજું સૂતિકાગૃહ કલ્પીને તેમાં દેવકીજીની પેઠે યશોદાજીની અને તેણીએ પ્રસવેલી કન્યાને સ્થાપન કરે ॥૩૮॥ તેમાં નંદ વસુદેવ ઉપનંદાદિ ગોપો, રાધિકાદિ ગોપીઓ, ગાયો અને કૃષ્ણના જે બાળલીલોચિત બીજા ઉપકરણો, આ સર્વ યથોચિત

च कृष्णस्य तत्र कल्प्या यथोचितम् ॥३९॥ रोहिणी बलदेवश्च षष्ठी-देवी वसुन्धरा । ब्रह्मा च रोहिणीऋक्षं तथा कृष्णाष्टमी तिथिः ॥४०॥ मार्कण्डेयो बलिर्व्यासो हनुमांश्च विभीषणः । कृपः परशुरामश्च सप्तैते चिरजीविनः ॥४१॥ नृत्यन्तश्चाप्सरोवृन्दैर्गन्धर्वा गीततत्पराः । लेपनीयाश्च तत्रैव कालियो यमुनाह्रदे ॥४२॥ इत्येवमादि यत्किञ्चिद्यथाशक्ति यथामति । लेखयित्वा प्रयत्नेन पूजयेद्भक्तितत्परः ॥४३॥ यथाशक्ति प्रकर्तव्याः कृष्णादीनां तु मूर्तयः । सौवर्ण्याद्याश्च तत्पूजा कर्तव्या निशि भक्तितः ॥४४॥ उपहारैर्यथालब्धैः शुद्धैः श्रीकृष्णमर्चयेत् । सहाङ्गदेवतं मन्त्रैर्व्रतग्रन्थोदितैः पुमान् ॥४५॥ देवक्यादियुतं कृष्णं गीतवाद्यसमन्वितम् । सम्पूज्य विधिना भक्तः पार्षदांस्तस्य चार्चयेत् ॥४६॥ सम्पूज्य सर्वदेवांश्च प्रणम्य दण्डवत् भुवि । ब्राह्मणान् पूजयित्वाथ तेभ्यो दद्याच्च

કલ્પવા ॥૩૯॥ રોહિણી (રામમાતા) બળદેવ ષષ્ઠીદેવી પૃથ્વી બ્રહ્મા રોહિણી નક્ષત્ર કૃષ્ણાષ્ટમીતિથિ તથા માર્કંડેય બલિ વ્યાસ હનૂમાન્ વિભીષણ કૃપાચાર્ય પરશુરામ આ સાત ચિરંજીવિઓ તથા અપ્સરાઓના વૃંદો સાથે નૃત્ય કરતા ગાનતત્પર ગન્ધર્વો, યમુનાનો ધરો, કાળીનાગ અને બીજાપણ ભગવાનના બાળચરિતાનુબંધી ઉપકરણો તે મંડપમાં ચિત્રરૂપે ચિતરવા ઈત્યાદિ યત્કિંચિત્ યથાશક્તિ યથામતિ ચિતરીને પછી વ્રતી નર ભક્તિતત્પર થઈ પ્રયત્નથી પૂજનનો પ્રારંભ કરે ॥૪૦-૪૩॥ બાળકૃષ્ણાદિકની અર્ચામૂર્તિઓ તો સુવર્ણ કે રજત કે બીજા ધાતુથી યથાસંપત્તિ કરાવીને પ્રતિષ્ઠાપન કરવી પ્રતિષ્ઠાપેલી તે મૂર્તિઓની રાત્રિએ ભક્તિથી પૂજા કરવી ॥૪૪॥ વ્રતકર્તા પુરૂષ શુદ્ધ—આશ્રયદોષ—નિમિત્તદોષ—ભાવદોષાદિકે રહિત યથાલબ્ધ ઉપહારોવડે વ્રતગ્રંથમાં કહેલા મંત્રો બોલવાપૂર્વક અંગદેવતાઓએ સહિત શ્રીકૃષ્ણનું અર્ચન કરે ॥૪૫॥ દેવકી આદિકે સહિત શ્રીકૃષ્ણનું ગીત વાદ્ય પૂર્વક સમર્ચન કરીને તેમના પાર્ષદોનું યથાવિધિ અર્ચન કરે ॥૪૬॥ શ્રીકૃષ્ણના અંગભૂત સર્વ દેવોનું સંપૂજન કરીને (પૂજાને અંતે) અંગસહિત તે શ્રીકૃષ્ણને દંડવત્ પ્રણામ કરીને, બ્રાહ્મણોનું પૂજન કરીને તેમને દક્ષિણા યથા-

दक्षिणाम् ॥४७॥ ततो मुहूर्तं दोलायां बालकृष्णं तमादरात् । सम्पूज्य नीराजयित्वा शनैरान्दोलयेत्पुमान् ॥४८॥ कथां च जन्माध्यायोक्तां शृणुयाद्भक्तिभावतः । ततः कुशासने स्थित्वा कुर्याज्जागरणं व्रती ॥४९॥ प्रातः कुर्यान्मूर्तिदानं कृत्वैवोत्तरपूजनम् । ब्राह्मणान्भोजयित्वाथ स्वयं कुर्वीत पारणाम् ॥५०॥ सर्वेष्वेवोपवासेषु दिवा पारणमिष्यते । न रात्रौ पारणं कुर्याद्दद्यात् पञ्चामृतं हरेः ॥५१॥ एतेनैव विधानेन प्रतिमासं च यः पुमान् । कृष्णाष्टमीव्रतं कुर्यात्प्राप्नुयात्स्वेप्सितं हि सः ॥५२॥ एवं संवत्सरं पूर्णं व्रतं कृत्वा जितेन्द्रियः । महापूजां विधायान्ते दद्याच्छय्यां च गाः पुमान् ॥५३॥

---

શક્તિ આપે ॥૪૭॥ તેપછી વ્રતકર્તા નર મુહૂર્તમાત્ર પારણામા બાળકૃષ્ણને આદરથી પધરાવીને પૂજન કરીને આરતી ઉતારીને ધીમેધીમે હિંદોળે ॥૪૮॥ વ્રતી પુરૂષ શ્રીમદ્ભાગવતના દશમ સ્કધમાં રહેલો જે જન્માધ્યાય તેમા કહેલી ભગવાન્ શ્રીકૃષ્ણની દિવ્ય કથાને દર્ભાસનમા બેસીને ભક્તિભાવથી સાભળે તેપછી દર્ભાસનમા રહીને જાગરણ કરે કેમકે આતો વ્રત છે, અન્યથાતો વ્રતભગ થાય ॥૪૯॥ પ્રાત કાળમા ઉઠીને (નિત્યકર્મ કરીને) પ્રથમ દિવસે સ્થાપીને પૂજેલી તે શ્રીકૃષ્ણ પ્રતિમાનુ ઉત્તરપૂજન કરીને તેનુ બ્રાહ્મણને દાન કરે પછી બ્રાહ્મણોને જમાડીને સ્વય વ્રતી પારણા કરે ॥૫૦॥ સર્વકોઈ ઉપવાસોમા પારણા પરદિને દિવસેજ કરે, પણ 'ઉત્સવને અતે પારણા કહ્યા છે' એમ માનીને રાત્રિએ નજ કરે રાત્રિએ પૂજાને અતે પૂજા કરતા બાકી રહેલુ, પચામૃતરૂપ ભગવત્પાદોદકનુ કિંચિત્ પાનમાત્ર કરે તેટલામાત્રથી ઉત્સવને અતે પારણાની નિષ્પત્તિ થાય છે, એમ થવાથીજ અર્ધરાત્રિએ જે ભોજનનો નિષેધ કર્યો છે તેનુપણ ઉલ્લઘન થતુ નથી ॥૫૧॥ આ સાવત્સરિક જન્માષ્ટમી ઉત્સવ વ્રતવિશેષ કહ્યો આ મેં કહેલા વિધાનથીજ પ્રતિમાસ જે જન કૃષ્ણાષ્ટમીનુ વ્રત કરે તે ઇપ્સિત ઐહિક પારલૌકિક સમગ્ર ફળને પામે ॥૫૨॥ એરીતે વ્રતી પુરૂષ સપૂર્ણ એક વર્ષ પર્યંત જીતેન્દ્રિય થઈ વ્રત કરીને સંવત્સરને અતે મહાપૂજા કરીને, વ્રતના સાદ્ગુણ્ય માટે શય્યા ધેનુ આદિકનુ દાન કરે, અર્થાત્ ઉદ્યાપન કરે ॥૫૩॥

आदावन्तेऽथवा मध्ये कुर्यादुद्यापनं व्रती। तेन साङ्गं व्रतं सर्वान्कामान् फलति निश्चितम् ॥५४॥ वार्षिकं तु व्रतं कार्यं प्रतिवर्षं यथाविधि। कृष्णः प्रसन्नो भवति व्रतिभ्यस्तेन निश्चितम् ॥५५॥ उद्यापनं व्रतस्यास्य कथयामि समासतः। मण्डलं सर्वतोभद्रं कर्तव्यं मण्डपोत्तमे ॥५६॥ तस्योपरि प्रतिष्ठाप्य ताम्रकुम्भं जलान्वितम्। वेष्टयेच्छ्वेतवस्त्रेण नवरत्नसमन्वितम् ॥५७॥ पञ्चपल्लवसंयुक्तं पूर्णपात्रसमन्वितम्। कार्यः सुवर्णनैकेन देवकीसहितो हरिः ॥५८॥ अशक्तस्तु तदर्धेन कुर्यात्प्रतिकृतिं हरेः। रोहिण्या सहितं चेन्दुं रौप्यं कृत्वार्चयेद्व्रती ॥५९॥ चतुर्विंशतिसङ्ख्याकाः स्थालीः पायससम्भृताः। निवेदयित्वा हरये दद्याद्विप्रेभ्य एव ताः ॥६०॥ दीपमाला घृतेनैव कर्तव्या हरिमन्दिरे। होमः पुरुषसूक्तेन

व्रतकर्ता જન તે વ્રતનું ઉદ્યાપન વ્રતના આરંભસમયે કે વ્રતના મધ્યભાગમાં કે વ્રતની સમાપ્તિસમયે કરે. તે ઉદ્યાપન કરવાથી તે વ્રત સાંગ સંપૂર્ણતાને પામે છે અને સર્વ કામોને નિશ્ચે સંપાદન કરેછે ॥૫૪॥ તે આ વાર્ષિક જન્માષ્ટમી વ્રત પ્રતિવર્ષ યથાવિધિ શક્ત પુરૂષ કરે, તેણે કરીને કૃષ્ણ ભગવાન્ તે વ્રતીઓ ઉપર નિશ્ચે પ્રસન્ન થાયછે ॥૫૫॥

હવે આ વ્રતનો ઉદ્યાપનપ્રકાર સંક્ષેપમાં કહુંછું તેને સાંભળો. રમણીય મંડપ કરાવીને તેમાં સર્વતોભદ્રમંડળ કરીને, તે મડળના મધ્યમાં સ્વચ્છ જળ ભરેલો, નવ સંખ્યાનાં રત્નોએ સહિત, આમ્રાદિ પાંચ પલ્લવોએ સમલંકૃત, પૂર્ણપાત્રે સહિત એવો તામ્રકુંભ પ્રતિષ્ઠાપન કરીને તેને શ્વેત વસ્ત્રથી વીંટી દે. એક સુવર્ણપરિમિત સુવર્ણથી દેવકીસહિત શ્રીહરિની મૂર્તિ સોનીપાસે કરાવે (સોળ માષાનો એક સુવર્ણ કહેવાય) ॥૫૬–૫૮॥ અશક્ત વ્રતીતો અર્ધ સુવર્ણ (આઠ માષા) પરિમિત સુવર્ણથી હરિપ્રતિમા કરાવે. રોહિણીનક્ષત્રે સહિત ચંદ્રમા રજતથી કરાવે. અનંતર તેમના અર્ચનનો આરંભ કરે ॥૫૯॥ ચોવીશ થાળીઓમાં પાયસાન્ન (દુધપાક) ભરીને ભગવાનને નિવેદન કરીને તે પાયસપરિપૂર્ણ થાળીઓ વિપ્રોને આપે ॥૬૦॥ હરિના મંદિરમાં ઘૃતથીજ દીપમાળા કરે. પુરૂષ-

कार्यो वा नाममन्त्रतः ॥६१॥ चतुर्विंशतिसङ्ख्याकान्ब्राह्मणान्भोजयेत्ततः । यथाशक्त्यर्चयेत्तांश्च गन्धवस्त्रविभूषणैः ॥६२॥ सोपस्करं ताम्रकुम्भं सुवर्णं गाश्च शक्तितः । यथाविधि ब्राह्मणेभ्यो दद्याच्छ्रीकृष्णतुष्टये ॥६३॥ घृतपात्रं तिलपात्रं मुद्रिकां च कमण्डलुम् । उपानहौ च वस्त्राणि शय्यां दद्याद्विशेषतः ॥६४॥ श्राद्धे दाने तथा होमे तीर्थयात्राव्रतेषु च । वित्तशाठ्यं न कुर्वीत यदीच्छेद्विपुलं धनम् ॥६५॥ पानेषु धर्मकार्येषु वित्तशाठ्यं करोति यः । सर्वधर्मविनिर्मुक्तो नरके स निमज्जति ॥६६॥ सर्वव्रतेषु सामान्या ब्रह्मचर्यादयो यमाः । पालनीयाः प्रयत्नेन स्त्रीभिः पुम्भिश्च सर्वशः ॥६७॥ व्रतं प्रोक्तमिदं पुण्यं श्रीहरेर्मथुराभुवः । कामदं रुक्मिणीभर्तुः सर्वेषां

સૂક્તથી અથવા નામમત્ર-મૂળમત્રથી યથાધિકાર હોમ કરવો ॥૬૧॥ તેપછી ચોવીશ બ્રાહ્મણોને જમાડે અને યથાશક્તિ વસ્ત્ર વિભૂષણોવડે તેઓનુ પૂજન કરે ॥૬૨॥ ઉપસ્કરે સહિત તાંમ્રકુભ, સુવર્ણ અને ગાય યથાવિધિ યથાશક્તિ બ્રાહ્મણોને શ્રીકૃષ્ણની પ્રસન્નતા માટે (ભગવાનની પ્રસન્નતાનીજ એક કામના રાખીને) આપે ॥૬૩॥ ઘૃતપાત્ર તિલપાત્ર સુવર્ણાદિમુદ્રા કમડળુ પગરખા વસ્ત્રો અને શય્યા વિશેષપણે આપે ॥૬૪॥ જે વિત્ત હોય તો શ્રાદ્ધ દાન હોમ તીર્થયાત્રા અને વ્રતાદિકમા વિત્તશાઠ્ય (ધનસકોચરૂપ) નજ કરે જો કરે તો શ્રાદ્ધાદિકના ધન સમૃદ્ધિરૂપ ફળને કે બીજા કોઈ અર્થને ન પામે ॥૬૫॥ કેવળ ફળથી પ્રચ્યુત થાય એટલુજ નહિ કિંતુ સત્પાત્રમા અને ધર્મકાર્યોમા કરેલા વિત્ત શાઠ્યથી સર્વ ધર્મથકી પ્રચ્યુત થઈ અધર્મથી અભિભૂત થતા નરકમાપણ પડેછે માટે ઉદ્યાપનાદિ ધર્મકાર્યમા ધનશાઠ્ય ન કરવુ ॥૬૬॥ સર્વવ્રતોમા સાધારણ બ્રહ્મચર્યાદિ યમો સર્વ પુરૂષોએ અને સ્ત્રીઓએ પ્રયત્નથી પાળવા ॥૬૭॥ આ વ્રત મથુરામા પ્રાદુર્ભાવ પામેલા દ્વારકાધીશ રૂક્મિણીકાંત શ્રીહરિને પરમપ્રિય, સર્વકામપ્રદ અને મહત્પુણ્ય છે (જેમ મથુરામા 'આ મારૂ પ્રાદુર્ભાવનુ સ્થાન છે' એમ માનીને ભગવાનને સ્નેહાનુબન્ધ વર્તે છે જેમ દ્વારિકામા 'આ મારૂ સામાન્યસ્થાન છે' એમ માનીને સ્નેહાનુબન્ધ

द्वारिकापतेः ॥६८॥ श्रीकृष्णजन्मदिवसे यश्च भुङ्क्ते नराधमः । स भवेन्मातृगामी च ब्रह्महत्यां लभेत च ॥६९॥ उपवासासमर्थश्चेत् फलाहारादिना व्रतम् । यथाशक्ति प्रकुर्वीत हापयेच्च त्विदं कचित् ॥७०॥ इति प्रोक्तो मया भक्ता! युष्मभ्यं हि समासतः । जन्माष्टमीव्रतविधिः कर्तव्यो यो मदाश्रितैः ॥७१॥ य इति शृणुयाद्भक्त्या पठेद्वापि समाहितः । पुमान् सोऽपि व्रतफलं प्राप्नुयान्नात्र संशयः ॥७२॥ सुव्रत उवाच—इत्यादिश्य निजान्भक्तान्प्रहृष्टैस्तैः स वन्दितः । स्वावासं पुनरागच्छत्स्वस्थानं ययुर्जनाः ॥७३॥ सान्ध्यं विधिं

વર્તે છે. જેમ રૂક્મિણીમાં 'આ મારી અસાધારણ મહિષી છે' એમ માનીને પ્રેમવિશેષ વર્તે છે. તેમ ઉક્ત વ્રતમાં નિષ્ઠાવાળા પોતાના ભક્તો ઉપર તે આ ભગવાનને સ્નેહાનુબન્ધ વર્તે છે. સમસ્ત પાપનું નિવારક હોવાથી આ વ્રત સર્વોત્કૃષ્ટ પુણ્ય છે અને સમગ્ર ફળને આપનારૂં હોવાથી મહત્ પુણ્ય છે) ॥૬૮॥ જે પુરૂષ શ્રીકૃષ્ણ જન્મદિવસે વ્રતનો અનાદર કરીને અન્નને જમે છે તે નરાધમ હોઇને માતૃગમન અને બ્રહ્મહત્યારૂપ મહાપાતકથકી નહિ ન્યૂન પાતકને પામેછે ॥૬૯॥ જો ઉપવાસમાં અસમર્થ હોય તો ફળાહારાદિ કરીને યથાશક્તિ આ વ્રતનું અનુષ્ઠાન કરે. ક્યારેયપણ આ વ્રતનો નજ પરિત્યાગ કરે ॥૭૦॥ હે ભક્તા ! આ પ્રકારે મેં તમોને સંક્ષેપમાં જન્માષ્ટમી વ્રતનો અનુષ્ઠાનપ્રકાર કહ્યો. ઉપદેશને અનુસારે આ વ્રત અમારા આશ્રિત સર્વેએ અનુષ્ઠાન કરવુ ॥૭૧॥ જે પુરૂષ આ મેં કહેલા વ્રતવિધિને સાવધાન થઈ સાંભળે કે ભક્તિથી પાઠ કરે તેપણ આ વ્રતના ફળને પામેછે એમાં સંશય નથી, અર્થાત્ આમાં અનસૂયા શ્રદ્ધા અને પ્રીતિને લીધે કાળે કરીને અનુષ્ઠાનતત્પર થઇને અનુષ્ઠાનફળને પામેછે અથવા અનુષ્ઠાનફળથી શ્રવણ પઠનની આ સ્તુતિ કરીછે ॥૭૨॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! એરીતે ભગવાન્ શ્રીહરિ પોતાના ભક્તોને ઉપદેશ કરીને તેમણે ભક્તિથી વંદન કર્યાં થકા ફરી સ્વસ્થાનમાં પધાર્યા અને હરિજનો ભગવદુપદેશથી સંતૃપ્ત થઇને સ્વસ્વસ્થાનને પામ્યા ॥૭૩॥ હે નરેન્દ્ર ! સ્વસ્થાનને પામેલા ભગવાન્ સંધ્યામાં કરવાનો સર્વ વિધિ યથાવિધિ કરીને, શ્રીકૃષ્ણનામોને

तत्र विधाय सर्वं श्रीकृष्णनामानि पठन्मुखेन । समास्तृतायां भुवि मध्ययामद्वये स सुष्वाप निशो नरेन्द्र ! ॥७४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे सारङ्गपुरे जन्माष्टम्युत्सवे व्रतविधिनिरूपणनामैकादशोऽध्यायः ॥११॥

सुव्रत उवाच—उषस्युत्थाय भगवानष्टम्यामाह्निकं नृप ! । कृत्वा चकार स्वाचार्यसमर्चनमहोत्सवम् ॥१॥ उद्धवस्वामिनं पूजां समाप्याभ्यर्च्य वर्णिनः । ततः स मण्डपं रम्यं बन्धयामास पार्षदैः ॥२॥ विचित्रवस्त्रशोभाढ्ये कदलीस्तम्भमण्डिते । तस्मिंश्च देवता

મુખથી ઉચ્ચારતા થકા વ્રતસમુચિત તૃણાસન ( સાદડી ) આદિકથી આચ્છાદન કરેલી પૃથ્વી ઉપર સપ્તમી રાત્રિના મધ્યમ બે પહોરપર્યંત સુઈ રહ્યા રાત્રિના વચલા બે પહોર નિદ્રા કરવાનુ અને વ્રતના પૂર્વ દિવસાદિકમા ભુમિશયન કરવાનુ સ્મૃતિવાક્યોએ કહેલુ છે, માટે ભગવાને તેમ કર્યું ॥૭૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે સારંગપુરે જન્માષ્ટમ્યુત્સવે વ્રતવિધિનિરૂપણનામૈકાદશોઽધ્યાય. ॥૧૧॥

## [1]અધ્યાય ૧૨ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! ભગવાન્ શ્રીહરિએ જન્માષ્ટમી દિવસે ઉષ કાળ ( પાચ ઘડી રાત્રિ બાકી રહે તે કાળ )મા ઉઠીને નિત્યકર્મ કરીને પોતાના આચાર્ય શ્રીરામાનદસ્વામીના સમર્ચનનો મહોત્સવ કર્યા, કેમકે આજ તિથિએ પ્રાત-કાળે પૂજ્ય ગુરુનો જન્મ સમય હતો ॥૧॥ ઉદ્ધવના અવતારભૂત શ્રીરામાનદસ્વામીની પૂજા પરિસમાપ્ત કરીને નૈષ્ઠિક વર્ણિઓની યથોચિત પૂજા કરીને એક રમણીય મડપ તેના નિર્માણમા નિપુણ પાર્ષદો પાસે કરાવ્યો ॥૨॥ વિચિત્ર વસ્ત્રો અને કેળના થાભલાવડે સુશોભિત તે મડપમા શ્રીકૃષ્ણ અને તેમના અગદેવોનો પીઠ ( દેવસ્થાપનને યોગ્ય

[1] આ અધ્યાયમા સારગપુરમા ભગવાને કરેલો જન્માષ્ટમીમહોત્સવ અને ભક્તોને આપેલા સદુપદેશાદિકનો અનુવાદ કર્યો છે

९३५५६



पीठं कारयामास शोभनम् ॥३॥ सर्वैर्भक्तजनैः साकं निराहारः स तद्दिने । प्रतिमाः कारयामास हैमीः पूजयितुं निशि ॥४॥ दिनं तु सकलं निन्ये कृष्णकीर्तनगायनैः । निशि स्नात्वा महापूजां पूर्वोक्तविधिनाकरोत् ॥५॥ कृष्णं च देवकीं नन्दं यशोदाद्याश्च देवताः । पञ्चामृतेन संस्नाप्य सोऽभ्यषिञ्चत्सदम्बुभिः ॥६॥ महाभिषेकं कृत्वैव नवीनैर्वस्त्रभूषणैः । सुगन्धिना चन्दनेन कौङ्कुमेनाक्षतैः शुभैः ॥७॥ नानाविधैः सुरभिभिः पुष्पैश्च तुलसीदलैः । दूर्वया विल्वपत्रैश्च पूजयामास केतकैः ॥८॥ उच्चारयन्नाममन्त्रं प्रतिपत्रं स वैष्णवम् । कृष्णमानर्च रुचिरैः सहस्रतुलसीदलैः ॥९॥ धूपं दीपं ततः कृत्वा नैवेद्यं स चतुर्विधम् । समर्प्य फलताम्बूलदक्षिणाभिरपूजयत् ॥१०॥ महानीराजनं कृत्वा दत्त्वा पुष्पाञ्जलिं ततः । नत्वाभ्यर्च्य ब्राह्मणांश्च स पूजां तां समापयत् ॥११॥ कृष्णमान्दो-

---

આસન ) સુશોભિત કરાવ્યો ॥૩॥ ભગવાને તે જન્માષ્ટમી દિવસે સર્વ ભક્તજનો સાથે સ્વય નિરાહાર રહીને, રાત્રિએ પૂજા કરવા રમણીય શ્રીકૃષ્ણાદિક પ્રતિમાઓ કાંચનમયી કરાવી ॥૪॥ તે આખો દિવસ તો ભગવદ્ગુણકીર્તન ગાયનવડે નિર્ગમન કર્યો. પછી રાત્રિએ નિર્મળ ફલ્ગુનદીના જળથી સ્નાન કરી યથાવિધિ મહાપૂજા કરી ॥૫॥ કૃષ્ણ વસુદેવ દેવકી નંદ યશોદા અને બીજી તેમના અંગભૂત દેવતાઓને પંચામૃતથી સ્નાન કરાવી, પાવન સુગન્ધિ શીતળ જળવડે અભિષેક કર્યો ॥૬॥ મહાભિષેક કરીને, તદનતર નવીન વસ્ત્ર વિભૂષણો, સુગન્ધિ કુંકુમયુક્ત ચંદન, શુભ અક્ષત, નાનાવિધ સુરભિ પુષ્પો, તુલસીદળ, દુર્વા બિલ્વપત્ર અને કેવડો વિગેરેવડે પૂજા કરી ॥૭-૮॥ અનતર એક એક વૈષ્ણવ નામમત્રને એક એક તુલસીદળના અર્પણ સમયે ઉચ્ચારતા થકા સુદર સહસ્ર તુલસીદળવડે શ્રીકૃષ્ણની પૂજા કરી ॥૯॥ તેપછી ભગવાને ધૂપ દીપ સમર્પીને, ભક્ષ્ય ભોજ્યાદિ ચાર પ્રકારનું નૈવેદ્ય નિવેદન કરીને, ફળ તાંબૂળ દક્ષિણાદિવડે પૂજા કરી ॥૧૦॥ તેપછી મહાઆરતી ઉતારીને પુષ્પાંજળિ સમર્પીને સાષ્ટાંગ પ્રણામ કરીને, અને પૂજાના અંગભૂત વિપ્રપૂજન કરીને તે મહાપૂજાની સમાપ્તિ કરી ॥૧૧॥

लयन् प्रेङ्खे तज्जन्मचरितं स च । शृण्वन्भागवतप्रोक्तं निनाय रजनीं तु ताम् ॥१२॥ प्रातः पुनर्नित्यकृत्यं विधायोत्तरपूजनम् । कृत्वा मूर्तीर्ब्राह्मणाय दत्त्वा विप्रानभोजयत् ॥१३॥ स्वं दृष्ट्वा पारणां कर्तुमीहमानेभ्य आत्मनः । भक्तेभ्यो दर्शनं दत्त्वा ततश्चक्रे स पारणाम् ॥१४॥ अपराह्णे सभायां च नदीतीरे सुशोभने । स्थितः परिवृतो भक्तैः सद्धर्मांस्तानशिक्षयत् ॥१५॥ प्रश्नोत्तरैरनेकैश्च भक्तानां विदुषामपि । उदच्छिनत्संशयांश्च प्रथयन्स्वं यशोऽमलम् ॥१६॥ सर्वेऽपि तं भक्तजना पूजयन्ति स्म सादरम् । सितैः पीतैस्तथा रक्तैर्वस्त्रैर्हैमैर्विभूषणैः ॥१७॥ चन्दनैः पुष्पहारैश्च मुक्तांशेखरपङ्क्तिभिः । उपहारैर्बहुविधैस्तं सम्पूज्य ववन्दिरे ॥१८॥ पौराः सर्वेऽपि तं भक्त्या सेवमानाश्च तज्जनान् । प्रभुं सन्तोषयामासु

અનંતર બાળકૃષ્ણને પારણામાં પધરાવીને હિંડોળતા થકા, તેમના ભાગવતમાં કહેલા દિવ્ય જન્મચરિત્રને સાંભળતા થકા તે રાત્રિ જાગરણથી નિર્ગમન કરી ॥૧૨॥ નવમીના પ્રાતઃકાળમાં સંધ્યાદિ નિત્યકર્મ કરીને, ફરીથી ઉત્તરપૂજન કરીને, તે કાંચનમયી પ્રતિમાઓ વિપ્રને આપીને બહુ બ્રાહ્મણોને શુભાન્નથી તૃપ્ત કર્યા ॥૧૩॥ ત્યારપછી પોતાના ચરણના દર્શન કરીનેજ પછીથી જમવાના નિશ્ચયવાળા ભક્તોને પોતાનું દર્શન આપીને પછીથી પોતે પારણાં કર્યાં ॥૧૪॥ અપરાહ્ણે (દિવસનો ચોથો કાળ) ફલ્ગુનદીના તટમાં સુશોભન સ્થાનમાં સભાની બેઠક બનાવીને પોતે સિંહાસનમાં સરાજમાન થઈ ભક્તોથી વીંટાયાથકા તે ભક્તોને ભાગવતધર્મનો ઉપદેશ આપ્યો ॥૧૫॥ સભામાં જે જીજ્ઞાસુ ભક્તો કે પંડિતો હતા તેમણે પુછેલા અનેક પ્રશ્નોના સદુત્તરો આપવાવડે તેમના સંશયોને ટાળવાથી પોતાનું નિર્મળ યશ પ્રખ્યાપન કર્યું ॥૧૬॥ તે સમયે સમસ્ત ભક્તજનોએ તે ભગવાન્ શ્રીહરિની આદરથી પૂજા કરી (પૂજા પદાર્થોને કહેછે-) શ્વેત પીત રક્ત વસ્ત્રો, સુવર્ણમય વિભૂષણો, ચંદન, પુષ્પહારો, મોતીના તોરાઓની પંક્તિઓ અને અન્ય અનેક આરતી આદિક ઉપહારોવડે ભગવાનની પૂજા કરીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં ॥૧૭-૧૮॥ સારંગપુરવાસી સર્વે સ્ત્રીપુરુષ ભક્તજનો દંભાદિ દોષે રહિત

सस्त्रियो दम्भवर्जिताः ॥१९॥ देशान्तरीयाः शतशो जनास्तं भक्तवत्सलम् । मुनिभिः पार्षदैः साकं सम्भोजयितुमार्थयन् ॥२०॥ ततस्तेषां स भगवान्पूर्णं कर्तुं मनोरथम् । इच्छंस्तत्प्रार्थनां राजंस्तदानीमन्वमोदत ॥२१॥ ततः क्रमेण धनिका भक्तास्तं मुनिभिः सह । पार्षदाद्यैश्च भक्त्यैव भोजयन्ति स्म तेऽन्वहम् ॥२२॥ एवं निवसतस्तस्य भक्तानन्दनिधेर्हरेः । व्यतीयाय नभोमासः प्राप्ता च ऋषिपञ्चमी ॥२३॥ सप्तर्षिपूजासहितं स तत्तु स्त्रीः कारयामास व्रतं च सर्वाः । तासां रजोदूषणमब्दजातं संशोधयन् निर्मलधर्मपोप्ता ॥२४॥ इति श्रीम० ना० च० ध० शा० चतुर्थप्रकरणे सारङ्गपुरे जन्माष्टम्युत्सवे व्रताचरणनिरूपणनामा द्वादशोऽध्यायः ॥१२॥

થઈ શ્રદ્ધા અને આદરથી ભગવાન અને તેમના અનન્ય ભક્તોની સેવા કરતા થકા તે પ્રભુને બહુ સંતુષ્ટ કરી દીધા ॥૧૯॥ તે સમયે દેશાંતરના હરિજનો સોએસો ભેગા મળીને, તે ભક્તવત્સળ ભગવાનને અને તેમના મુનિપાર્ષદાદિકને જમાડવાની પ્રાર્થના કરવા લાગ્યા ॥૨૦॥ હે રાજન્ ! તેપછી તે ભગવાને તેમનો મનોરથ પરિપૂર્ણ કરવા તેમની પ્રાર્થના તેજ સમયે સ્વીકાર કરી ॥૨૧॥ તેપછી ભગવાનની આજ્ઞા પામેલા ધનાઢ્ય તે ભક્તોએ અનુક્રમે પ્રતિદિન ભગવાન અને તેમના સાધુ પાર્ષદાદિકને ભક્તિથીજ (સ્વાદુ પાવન વિવિધ ઉત્તમ ભોજ્યાન્નવડે) અત્યત તૃપ્ત કર્યા ॥૨૨॥ એરીતે અનેક અનન્યભક્તોએ અનુદિન સેવા કરાતા, તે ભક્તોને અત્યત આનદ આપતા, સારંગ નગરમાં નિવાસ કરી રહેલા તે ભગવાન શ્રીહરિને શ્રાવણમાસ વીતિ ગયો અને ઋષિપંચમી (ભાદ્રશુકલ પંચમી) આવી પહોંચી ॥૨૩॥ તે પચમીએ નિર્મળ ધર્મમાર્ગના સંરક્ષક આ ભગવાને સ્રીયોના આખા વર્ષમાં રજસ્વળાપણુ આવતાં થતા દોષના નિવારણ માટે તે ઋષિપંચમી નામનું વ્રત સપ્તર્ષિ પૂજાએ સહિત તે સમસ્ત સ્રીયો પાસે કરાવ્યું 'સ્રીયો પાસે કરાવ્યું' એમ કહેવાથી આ વ્રત સ્રીયોએજ અવશ્ય કરવાનું જાણવું ॥૨૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે સારંગપુરે જન્માષ્ટમ્યુત્સવે વ્રતાચરણનિરૂપણનામા દ્વાદશોઽધ્યાયઃ ॥૧૨॥

सुव्रत उवाच—अथ राधाष्टमी प्राप्ता तस्यां कृष्णं च राधिकाम् । पूजयित्वोत्सवं चक्रे मध्याह्ने नृपते ! प्रभुः ॥१॥ भोजयित्वा ततो विप्रान् भगवान्स सहस्रशः । भुक्त्वा भक्तजनैः सार्कं न्यषीदत्पीठ उत्तमे ॥२॥ तस्मिन्पुरे तदीक्षार्थं कार्यायननिवासिनः । भक्तास्तस्य प्रतिदिनमाजग्मुश्च पुनर्ययुः ॥३॥ नित्यं ते प्रार्थयन्ति स्म स्वग्रामागमनाय तम् । आगमिष्यामि वो ग्राममित्युवाच च तान्प्रभुः ॥४॥ एकचित्ताः प्रभुं नेतुं स्वग्रामं दृढनिश्चयाः । तद्ग्राममुख्या आजग्मुस्तद्दिने तत्र पत्तने ॥५॥ क्षत्रवीरो वास्तुनामा तत्पत्नी च सिता मिधा । अन्या तत्स्त्री स्वमर्याख्या मानशूरश्च तत्सुतः ॥६॥ वेलाख्य

## [1]અધ્યાય ૧૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપતે ! ત્યારપછી રાધાઅષ્ટમી આવી તે દિવસે ભગવાને રાધિકા અને કૃષ્ણની યથાવિધિ પૂજા કરીને મધ્યાહ્ને તેનો મહોત્સવ કર્યો ॥૧॥ તેપછી હજારોહજાર વિપ્રોને જમાડીને પોતેપણ જમીને, ભક્તજનોથી વીંટાઇને સમુત્તત સુંદર સિંહાસનમા સરાજમાન થયા ॥૨॥ તે સારગપુરમા કારીયાણી ગામના હરિભક્તો ભગવાનના ચરણકમળના દર્શન કરવા પ્રતિદિન આવતા હતા અને પાછા જતા હતા, તે આ હરિભક્તો પોતાને ગામે પધારવા માટે શ્રીહરિની પ્રતિદિન પ્રાર્થના કરતા હતા પ્રભુ શ્રીહરિએ તેમની પ્રાર્થના સ્વીકારીને 'પ્રાર્થનાને અનુસારે તમારે ગામ હું આવીશ' એમ તેમને કહ્યુ ॥૩-૪॥ તે રાધાઅષ્ટમી દિવસે કારીયાણી ગામના નિવાસી મુખ્ય મુખ્ય ભક્તો એકમતવાળા થઇને ભગવાનને પોતાને ગામે તેડી જવાનો દૃઢ નિશ્ચય કરીને તે સારગપત્તનમાં આવ્યા ॥૫॥ તેમને નામથી કહેછે—ક્ષત્રિયોમા મહાશૂર વાસ્તુનામે, તેમની સિતા અને સ્વમરી નામની બે ભાર્યાઓ, માનશૂર નામનો તેમનો પુત્ર, વેલો નામનો બીજો એક ક્ષત્રિય, વીર કામ રાઘવ આ ત્રણ વૈશ્યો, આ

१ આ અ યાયમા ભગવાનનો ભક્તપ્રાર્થનાથી કારીયાણીમા થએલો નિવાસો- ત્સવ નિરૂપણ કર્યો છે

क्षत्रियश्चान्यो वीरः कामश्च राघवः । एते चैदयास्तथैतेषां भगिनी देविकाभिधा ॥७॥ कर्णो देवादयश्चान्ये भक्ता भगवतो दृढम् । तत्रैत्य प्रार्थमायासुर्भगवन् ! ग्राममेहि नः ॥८॥ तेषां निष्कपटं भावं दृष्ट्वोवाच हरिः स तान् । यूयं मदीया भो भक्ता ! ग्रामो वोऽपि ममैव हि ॥९॥ युष्माकं प्रीतये तत्र सह मुन्यादिभिः किल । आगमिष्याम्यहं प्रातर्यूयमद्यैव गच्छथ ॥१०॥ इत्युक्तास्तेऽतिसंहृष्टा जग्मुः स्वं ग्राममुत्सुकाः । तदर्थं यच्च साहित्यं तत्तु तैः प्रागुपार्जितम् ॥११॥ ततो नवम्यामखिलैः परीतः स्वभक्तसङ्घैर्हरिरप्ययासीत् । नंनम्यमानोऽश्रुकलाकुलाक्षैः पौरैः स कार्यायनमाप शीघ्रम् ॥१२॥ वादित्रनिध्वाननिनादिताशास्तं वास्तुमुख्या हरिमभ्युपेत्य । भक्ताश्च

त्रणनी देविका नामनी भगिनी, कर्ण देव आदिक बीजा भक्तो, ते आ सर्वे भगवानना दृढ भक्तो त्यां आवीने 'हे भगवन् ! अमारा गामने आप पधारीने समलंकृत करो' एम प्रार्थना करवा लाग्या ॥६-८॥ तेमनो निष्कपट भाव जाणीने भगवाने तेमने प्रीतिथी एम कह्यु के-हे भक्तो ! तमो अमाराज छो तेथी तमारु गामपण अमारुज छे ( एमां प्रार्थनानी ज रुर नथी ) तो हु तमारी प्रसन्नता माटे मुनि विगेरेनी साथे त्यां प्रात काळे निश्चे आवीश तमो तो आजज आगळ जाव ॥९-१०॥ हे राजन् ! आ प्रकारे भगवाने प्रेमपूर्वक कहेला ते भक्तो संतुष्ट थइने, भगवान पधारवाना निश्चयथी समुत्साह पामीने पोताने गामे गया भगवान पधारे त्यारे तेमनी सेवामाटे जे साहित्य जोइए ते तो तेमणे प्रथमथीज तैयार करी राख्यु हतुं ॥११॥ अनंतर भगवान् स्वामिनारायणपण भाद्रपदमासनी शुक्ल नवमीए पोताना समग्र भक्तसंघोथी वींटाइने, पोतानो विरह नहि सहन थवाना स्वभाववाळा होवाथी अश्रुधाराथी परिपूर्ण नेत्रवाळा सारंगपुर निवासी भक्तोए वारेवारे प्रणाम कर्या थका त्यांथी नीकळ्या ते जलदी कारीयाणी गामने पाम्या ॥१२॥ वास्तुप्रमुख भक्तो स्त्री पुत्रादिकने साथे लइने विविध वाजीत्रोना शब्दोवडे दश दिशाओने गजावी मुकताथका, पोताने गामे पधारेला भगवानने सन्मुख जइने, प्रणाम करीने ते आत्मनाथ

सस्त्रीतनया. प्रणम्य ग्रामं नयन्ति स्म तमात्मनाथम् ॥१३॥ वास्तो गृहे स भगवानुत्ततार सपार्षदः। भक्तानन्यान् यथायोग्यमुदतारयदात्मन ॥१४॥ उत्सवोऽभून्महांस्तेषां ग्रामस्थानां गृहे गृहे। भक्तांस्तान्सेवमानानां तत्र निष्कपटात्मनाम् ॥१५॥ ये ये भक्ता यत्र यत्र ह्युत्तीर्णास्तत्र तत्र ते। आसन् गृहेशा गृहिणस्त्वागन्तुकसमा बभुः ॥१६॥ पत्नीभ्यां सह वास्तुश्च स्वगृहं सपरिच्छदम्। समर्प्य हरये तस्थौ स्वयमागन्तुको यथा ॥१७॥ दूरदेशस्थलोकेभ्यः पाकदानाज्ञया प्रभोः। लेभिरे नावकाशं वै तत्कर्तुं ग्रामवासिन ॥१८॥ न्यवसद्भगवांस्तत्र मुनिभिः सह सर्वेश। आरभ्य भाद्रनवमी प्रबोधन्युत्सवावधि ॥१९॥ स च तत्रापि निवसन्प्रत्यहं भक्तसंसदि।

શ્રીહરિને પોતાના ગામમા પધરાવ્યા ॥૧૩॥ ગામમા પધારેલા ભગવાને સૌમ સુરાદિ પાર્ષદો સાથે વસ્તાખાચરના ઘરમા ઉતારો કર્યો અન્ય આત્મીય ભક્તોને અન્યત્ર યથાયોગ્ય ઉતાર્યા ॥૧૪॥ તે સમયે શ્રીહરિની સાથે આવીને પોતપોતાના ગૃહમા નિવાસ કરી રહેલા ભક્તોની, શ્રીહરિપ્રસન્નતાના ઉદ્દેશથી યથાયોગ્ય અકપટ અતરથી સેવા કરતા તે કારીયાણીના હરિભક્તોને ઘેરોઘેર મહાન્ આનદ ઉત્સવ થયો હતો ॥૧૫॥ ભગવાનના જેજે સાધુપ્રમુખ ભક્તો જ્યા જ્યા ઉતર્યા હતા તેતે ઘરના તેતે ધણીઓતો આગતુક (મેમાન પરોણા) જેવા જણાતા હતા અને આતો ઘરના ધણીઓ હોય એમ જણાતા હતા (પોતાનુ ઘરજ જેમ એમ એમનુ ઘર યથેષ્ટ વિનિયોગને યોગ્ય થયુ હતુ) ॥૧૬॥ સપત્નીક વાસ્તુ નૃપતિ પોતાનુ ઘર ઉપસ્કરે સહિત ભગવાન્ શ્રીહરિને ઉતારાસારે સમર્પીને, પોતે તો આગન્તુક-મેમાન જેવા થઈ રહ્યા (સમગ્ર સ્વામીપણુ ભગવાનને સોંપી દીધુ) ॥૧૭॥ તે ગામમા દૂરદેશથી આવેલા, મુનિમડળસહિત શ્રીહરિને જમાડવા ઇચ્છતા ભક્તજનો પ્રાર્થના કરતા ભગવાનની આજ્ઞા પામીને વિવિધ ભક્ષ્ય ભોજ્યાદિ પાકસામગ્રી (રસોઈ) આપવાનો અવકાશ પામ્યા તેથી ગામવાસીઓનેતો તેનો અવકાશ આવ્યોજ નહિ ॥૧૮॥ ભગવાન્ ભક્તાધીન હોવાથી ભાદ્રશુક્લ નવમીને આરભીને મુનિમડળ સાથે પ્રબોધનીના ઉત્સવ

दिव्यमासनमारूढः सद्वार्तां बहुशोऽकरोत् ॥२०॥ सतां धर्मानशेषेण योगं चाष्टाङ्गमप्यसौ । कथयामास सर्वं च ज्ञानमात्मपरात्मनोः ॥२१॥ श्रीभाष्येण सहैवासौ व्याससूत्राणि तत्र च । अपराह्णेऽन्वहं राजन् ! शुश्राव परया मुदा ॥२२॥ रामानुजाचार्यकृतिं प्रशंसंस्तत्कथां हरिः । तिथौ धनत्रयोदश्यां समाप्याऽऽर्चच्च वाचकम् ॥२३॥ दीपोत्सवं ततश्चक्रे तत्र दुर्गपुरे यथा । अन्नकूटोत्सवं चेशः प्रबोधिन्युत्सवं तथा ॥२४॥ तमार्चिचन् भक्तजनाश्च सर्वे वस्त्रैरनर्घ्यैर्विविधैश्च हैमैः। विभूषणैश्चन्दनपुष्पहारैरापीडवर्यैश्च महोपदाभिः ॥२५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे भगवतः कार्यायनग्रामे संस्थित्युत्सवनिरूपणनामा त्रयोदशोऽध्यायः ॥१३॥

---

પર્યંત ત્યાં નિવાસ કરી રહ્યા ॥૧૯॥ કારીયાણી ગામમાં રહેલા ભગવાન્ શ્રીહરિએ ભક્તોની સભામાં સ્થાપેલા દિવ્ય સિંહાસનમાં વિરાજમાન થઈ પ્રતિદિન સદ્વાર્તા–નિઃશ્રેયસમાંજ એક ઉપયોગી વાર્તાઓ બહુ કરી (સદ્ઉપદેશ કર્યાં, જેથી કલ્યાણનો લાભ થાય) ॥૨૦॥ આ શ્રીહરિએ સંતોના ધર્મો–પારમૈકાંતિકધર્મો, અષ્ટાંગયોગ અને આત્માપરમાત્માના વિવેકજ્ઞાનનો સમગ્રપણે ઉપદેશ કર્યો ॥૨૧॥ હે રાજન્! આ ભગવાન્ શ્રીહરિ કારીયાણી ગામમાં પ્રતિદિન અપરાહ્ન સમયે શ્રીમદ્રામાનુજાચાર્યવિરચિત શ્રીભાષ્યે સહિત વ્યાસસૂત્રો પરમહર્ષથી સાંભળવાપર થયા ॥૨૨॥ શ્રીમાન્ રામાનુજાચાર્યની કૃતિને વખાણતાથકા ધનત્રયોદશીએ તેની કથા સમાપ્ત કરી અને પ્રવક્તા મુક્તાનંદમુનિની યથાયોગ્ય પૂજા કરી ॥૨૩॥ તેપછી ભગવાને કારીયાણીમાં દીપોત્સવ, અન્નકૂટોત્સવ અને પ્રબોધન્યુત્સવ દુર્ગપુરમાંજ જેમ એમ વિસ્તારથી કર્યો ॥૨૪॥ તે સમયે સમસ્ત ભક્તજનોએ અમૂલ્ય અનેકવિધ વસ્ત્રો, સુવર્ણમય આભરણો, ચદન, પુષ્પહારો, ઉત્તમ તોરાઓ અને શ્રેષ્ઠ ભેટચોવડે તે ભગવાનની ભારે પૂજા કરી ॥૨૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ભગવતઃ કાર્યાયનગ્રામે સંસ્થિત્યુત્સવનિરૂપણનામા ત્રયોદશોऽધ્યાયઃ ॥૧૩॥

सुव्रत उवाच—प्रबोधिन्या निशि हरिर्महत्यां भक्तसंसदि। शुश्राव जागरं कुर्वन्प्रबोधिन्याः कथां नृप ! ॥१॥ कथान्ते बहुधा चक्रे सत्कर्मातिप्रशंसनम् । स्वीयानां शिक्षणायैव सचासत्कर्मगर्हणाम् ॥२॥ तमुत्तमो नरपतिः प्रणम्य विनयान्वितः। बद्धाञ्जलिपुटोऽप्राक्षीत्प्रश्नावसरवित्तदा ॥३॥ राजोवाच—देहिनामत्र भगवन् ! प्रवृत्तिः कर्मसु ध्रुवम्। सर्वेषां दृश्यते लोके व्यवहारक्रियात्मनाम् ॥४॥ नरकाप्तिर्भवेत्तत्र कर्मभि कै क्रियावताम् । स्वर्गप्राप्तिर्भवेत्कैश्च तन्मे त्व वक्तुमर्हसि ॥५॥ सुव्रत उवाच—इति पृष्टो नरेन्द्रेण

## [1]અધ્યાય ૧૪ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! ભગવાન્ શ્રીહરિએ પ્રબોધનીની રાત્રિએ જાગરણ કરતા ભક્તોથી ભરપુર મહાસભામા પ્રબોધનીની કથા સાભળી ॥૧॥ કથાશ્રવણને અતે સત્કર્મની અતિશય પ્રશસા અને અસત્કર્મની અતિશય ગર્હણા પોતાના ભક્તજનોના શિક્ષણ માટેજ બહુધા કરી ॥૨॥ તે સમયે પ્રશ્નાવસરને જાણુનારા ઉત્તમ નરપતિએ ભગવાનને પ્રણામ કરીને બહુ વિનયયુક્ત થઈ બે હાથ જોડીને એમ પુછ્યુ ॥૩॥ ઉત્તમરાજા પુછેછે—હે ભગવન્! આ માનુષ લોકમા દેહી—પ્રારબ્ધયોગથી દેહયોગને પામેલા સર્વ કોઇને જ્યાસુધી દેહયોગ હોય ત્યાસુધી નાનાવિધ ક્રિયાઓમા નિયમથી પ્રવૃત્તિ હોય છેજ, કેમકે આ દેહીઓ વ્યવહારક્રિયાત્મા—પ્રિયનો પરિગ્રહ અપ્રિયનો પરિત્યાગ વિગેરેરૂપ વ્યાવહારિક ક્રિયામાજ એક નિષ્ઠા વાળા છે ॥૪॥ તો એરીતે હિતાહિતનો ભેદ નહિ જાણતા, પ્રિયાપ્રિય દૃષ્ટિથી જ્યા ત્યા દોડ્યા કરતા ક્રિયામય દેહિઓને તે કર્મોએ કરીને ગતિ સ્વર્ગમા કે નરકમા થાય છે તેમા ક્યા કર્મો કરવાથી સ્વર્ગપ્રાપ્તિ થાય? અને કયા કર્મો કરવાથી નરકપ્રાપ્તિ થાય? તે ભેદ મને તમો કહેવાને યોગ્ય છો ॥૫॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે બુદ્ધિશાળી તે

૧ આ અધ્યાયમા ભગવાને સ્વર્ગગામી અને નરકગામી નરોના લક્ષણભેદ સવિસ્તર નિરૂપણ કર્યોછે

तेन बुद्धिमता प्रभुः । द्विविधान्यपि कर्माणि प्रोवाच सफलानि सः ॥६॥ श्रीनारायणमुनिरुवाच-परदारामिहर्तारः परदाराभिमर्शिनः । परदारप्रयोक्तारो ये ते निरयगा मताः ॥७॥ ये परस्वापहर्तारः परस्वानां च नाशकाः । सूचकाश्च परेषां ये ते वै निरयगा मताः ॥८॥ प्रपाणां च सभानां च सङ्क्रमाणां च भूपते ! । अगाराणां च भेत्तारो नरा निरयगा मताः ॥९॥ अनाथां प्रमदां बालां वृद्धां भीतां तपस्विनीम् । वञ्चयन्ति नरा ये च ते वै निरयगा मताः ॥१०॥ वृत्तिच्छेदं गृहच्छेदं दारच्छेदं च ये नराः । मित्रच्छेदं तथा कुर्युस्ते वै

ઉત્તમ નરેંદ્રે પુછેલા પ્રભુ શ્રીહરિએ સ્વર્ગનરક પ્રાપ્તિરૂપ ફળે સહિત બન્નેય પ્રકારના કર્મોનો વિભાગ વિસ્તારથી કહી સંભળાવ્યો ॥૬॥

શ્રીનારાયણમુનિ કહેછે—જે પરદારાનું અપહરણ કરેછે, જે પરદારાને બળાત્કારથી પામેછે (જાર) અને જે પરદારાને પ્રલોભાવીને પરની સાથે જોડી આપેછે (દૂતાદિ કર્મને કરનારા) તે આ ત્રણેય નરો પારદાર્ય પ્રસંગથી નરકને પામેછે ॥૭॥ જે પરધનને અપહરે છે, જે પરધનને અગ્નિ મુકવો વિગેરેવડે વિનાશ કરેછે, જે પરદોષને સૂચવે છે (ચાડીયા) તે આ ત્રણેય નરો નિશ્ચે નરકને પામેછે ॥૮॥ જે પ્રપા–પાનીયશાળાને ભેદનારા, સભાસ્થાનોને ભેદનારા તથા જે સેતુઓ (પાળ–પાજ) અને ગૃહોને ભેદનારા છે તે આ ચારેય નરો નિરયગામી માન્યા છે ॥૯॥ જે જનોને છેતરે છે, તેમાંપણ જે સ્ત્રીને છેતરે છે, તેમાંપણ જે અનાથા કે બાળા કે વૃદ્ધા સ્ત્રીને છેતરે છે તથા જે ભીતા–ભયાતુર સ્ત્રીને છેતરે છે અને જે તપસ્વિની–દીન કે તપ પરા સ્ત્રીને છેતરે છે (તેના ધનધર્માદિ લોપથી) તે આ નરો નરકગામી માન્યાછે તે આ નરો ઉત્તરોત્તર પ્રબળ પાપિષ્ઠ જાણવા–સામાન્ય ઠગની અપેક્ષાએ સ્ત્રીને ઠગનારો મોટો પાપી છે, તેની અપેક્ષાએ અનાથા (જેનો કોઈ પતિ આદિક રક્ષક નથી) બાળા વૃદ્ધાને ઠગનારો મોટો પાપી છે, તેની અપેક્ષાએ ભીતાને ઠગનારો અધિક પાપી છે, તેની અપેક્ષાએ તપસ્વિની સ્ત્રીને ઠગનારો મોટો પાપી છે ॥૧૦॥ જેતો વૃત્તિચ્છેદ–બ્રાહ્મણાદિકની જીવિકામા હેતુભુત ક્ષેત્ર વિગેરેનો વિનાશ

निरयगा मता ॥११॥ सूचकाः सन्धिभेत्तारः परवृत्त्युपजीवकाः । अकृतज्ञाश्च मित्राणां ते वै निरयगा मता ॥१२॥ पाषण्डा दूषकाश्चैव समयानां च दूषका । ये प्रत्यवसिताश्चैव ते वै नि० ॥१३॥

કરેછે, જેતો ગૃહચ્છેદ–ગૃહસ્થાશ્રમમા ઉપયોગી વસ્તુઓનો વિચ્છેદ કરેછે, જેતો દારચ્છેદ–વિવાહવિભેદ કરેછે અને જેતો મિત્રચ્છેદ–પરસ્પર એકજ પ્રાણવાળા મિત્રોને પરસ્પર વિપરીત સમઝાવીને જુદા પાડેછે તે આ ચારેય નરો નરકના અધિકારી થાયછે તે આ નરો ઉત્તરોત્તર અધિક પાપી જાણવા–વૃત્તિચ્છેદકની અપેક્ષાએ ગૃહચ્છેદક અધિક પાપી છે ગૃહચ્છેદકની અપેક્ષાએ દારચ્છેદક મહા પાપી છે દારચ્છેદકની અપેક્ષાએ મિત્રચ્છેદક મોટો પાપી છે વૃત્તિ વિછિન્ન થઈ ગઈ હોય પણ જો ગૃહ હોય તો ગૃહમા દારા સાથે રહીને જેમતેમ દરરોજ દેહયાત્રાને પામે, ગૃહ વિચ્છિન્ન થઈ ગયુ હોય પણ જો દારા હોય તો દારાસાથે ધર્મશાળામા કે વૃક્ષમૂળમા રહીને ધર્માનુકૂળા વૃત્તિને પામે, દારા વિછિન્ન થઈ ગઈ હોય પણ જો મિત્ર હોય તો તેની સાથે રહેતા સર્વ વ્યથાએ રહિત થઈ સુખેથી જીવે, માટે 'ઉત્તરોત્તર અધિક પાપી છે' એમ જે કહ્યુ તે યુક્તજ કહ્યુંછે ॥૧૧॥ જે પરના છિદ્રો શત્રુઓને કે રાજપુરૂષોને સૂચવે છે, જે વાદિપ્રતિવાદીનો કલહોપશાંતિરૂપ સજ્જનોએ કરાતો સંધિ ભેદી નાખેછે, જે પરની વૃત્તિથીજ ઉપજીવેછે–લાચ લેવી આદિક અન્યાય માર્ગથી મેળવેલા પર ધનથીજ જીવેછે અને જે મિત્રોનાપણ અકૃતજ્ઞ–મિત્રે કરેલો ઉપકાર નહિ ગણીને ઉલટો તેનો અપકાર કરેછે (કૃતઘ્ની) તે આ ઉત્તરોત્તર અધિક પાપિઓ હોઇને નરકને પામેછે ॥૧૨॥ જે પાખંડ–વેદવિનિંદક છે, જે વૈદિકોના દૂષક છે, જે વૈદિક ધર્મજ્ઞોએ કરેલા ધર્મસમયના દૂષક છે (પ્રમાણ (વેદ)ની અપેક્ષાએ પ્રમાતા (વૈદિક)નુ અને તેમની અપેક્ષાએ તેમણે કરેલા સમય (ધર્મસંકેત)નુ પ્રાબલ્ય કહેવાની ઇચ્છા હોવાથી ઉત્તરોત્તર અધિક પણુ જાણવુ અથવા સમયના દૂષકો, સંતોના દૂષકો અને પાખંડો, એમ અન્વય કરીએ તો પાખંડોનુ બીજાઓની અપેક્ષાએ અધિક પાપિપણુ કહેવા ઇચ્છયુ છે) અને જે પ્રત્યવસિત–અવસિત–અધ્યવસાય, તે પ્રતિકૂળ જેનો

विषमव्यवहाराश्च विषमाश्चैव वृद्धिषु । लाभेषु विषमाश्चैव ते वै नि० ॥१४॥ द्यूतसंव्यवहाराश्च निष्परीक्षाश्च मानवाः । प्राणिहिंसाप्रवृत्ताश्च ते वै नि० ॥१५॥ कृताशं कृतनिर्देशं कृतभक्तं कृतश्रमम् । भेदैर्ये व्यपकर्षन्ति ते वै नि० ॥१६॥ पर्यश्नन्ति च ये दारानग्निभृ-

છે તે પ્રત્યવસિત કહેવાય, અર્થાત્ અનુકૂળમાંપણ પ્રતિકૂળ અધ્યવસાયવાળા. અથવા વેદથકી વૈદિકથકી અને તેમના સમયાચારથકી પ્રત્યવસિત-વિરૂદ્ધ અધ્યવસાયવાળા છે, (પ્રકરણને લીધે આ અર્થ કર્યોછે) દૂષકોતો દૂષણમાત્રમાં પ્રવર્તેલા હોયછે, આતો વિરૂદ્ધ અધ્યવસાય સ્વભાવવાળા છે, માટે એનો પૂર્વની અપેક્ષાએ વિશેષ જાણવો. તે આ ચારેય નરો નરકને પામેછે ॥૧૩॥ જેના વ્યવહારો વિષમ-ત્રણ કરણથી સમ નથી, મનમાં કાંઇક હોય અને બોલે ત્યારે કાંઇક અને કરે ત્યારે કાંઇક; એમ જુદુ જુદુ હોય અને જે વૃદ્ધિમાં વિષમ-દ્વિગુણાદિ વ્યાજ લઇને કરજદારનું સર્વસ્વ અપહરી લેવામાં પ્રવર્ત્યા હોય અને જે લાભમાં વિષમ-મૂળ ધનથકી બમણો લાભ લેનારા છે; એટલે એક રૂપીયાએ વેચાતું લીધેલું કે મળેલું અન્નાદિ વસ્તુ પાંચ કે દશ કે વીશ રૂપીયાનો લાભ મળતાં વેચી દે છે, તે આ ત્રણેય નરો નરકના ભાગી થાયછે ॥૧૪॥ જે માનવો જુગાર રમવાના ધંધાથી મેળવેલા ધનથીજ દેહયાત્રાદિ સર્વ વ્યવહારને કરેછે અને જે ગુણદોષની પરીક્ષા કર્યા વિના માન આપે છે કે અપમાન કરેછે. અથવા અપરાધની પરીક્ષા કર્યા વિના દંડ કરેછે અને જે પ્રાણિપીડામાંજ એક પ્રવર્તનારા છે તે આ સર્વે નરકના ભાગી થાયછે ॥૧૫॥ 'આ પ્રતિદિન ઉપસેવન કરવાથી કાંઇપણ આપશે' એમ આશા રાખી રહેલો, (દાસ કે યાચક) 'આટલું આ તને હું આપીશ' એમ ધણીએ જેને નિર્દેશ-પ્રતિજ્ઞા કર્યો હોય, મૂલ્ય લઇને બતાવેલું કાર્ય કરનારો અને કાંઇપણ આશાથી જેણે પરિશ્રમ કર્યો હોય, આ ચાર જણને જે નરો ધણીના કાનમાં આડુઅવળું સમજાવીને ભેદ ઉપાયોવડે તેના થકી નિરાશપણે જુદા પાડી દેછે તે નરો નરકને પામેછે ॥૧૬॥ જે નરો દારા (પોતાની પત્ની)ને પણ છેતરીને જમેછે તથા જે અગ્નિ ભૃત્ય અતિથીને અતિલંઘન કરીને જમેછે અને જે દેવ

त्यातिथींस्तथा । उत्सन्नपितृदेवेज्यास्ते वै नि० ॥१७॥ वेदविक्रयिणश्चैव वेदानां चैव दूषकाः । वेदानां लेखकाश्चैव ते वै नि० ॥१८॥ केशविक्रयका राजन्विषविक्रयकाश्च ये । विकर्मभिर्ये जीवन्ति ते वै नि० ॥१९॥ शस्त्रविक्रयिकाश्चैव शस्त्राणां कर्तृकास्तथा । शल्यानां धनुषां ये च ते वै नि० ॥२०॥ शिलाभिः शङ्कुभिर्वापि श्वभ्रैर्वा तीक्ष्णकण्टकैः । ये मार्गमनुरुन्धन्ति ते वै नि० ॥२१॥ उपाध्यायांश्च भृत्यांश्च भक्तांश्च स्वसमाश्रितान् । ये त्यजन्त्यत्र निर्दोषांस्ते वै नि० ॥२२॥ अदान्तदमकाश्चैव नसानां वेधकाश्च ये । बन्धकाश्च पशूनां

પિત્રિઓનું તર્પણ નહિ કરીને જમેછે તે આ નરો નરકને પામનારા માન્યાછે ॥૧૭॥ જે નરો વેદવિક્રયી–મૂલ્ય લઇને વેદપારાયણનું ફળ મૂલ્ય દાતાને આપે છે અથવા મૂલ્ય લઇને વેદ ભણાવે છે, જે ત્રૈગુણ્ય વિષયવાળા વેદોને તેનુ તાત્પર્ય જાણ્યા વિના 'રજતમથી અભિભૂત અને રાગદ્વેષથી ભરપુર એવા જનોને તેમના તેમના અભિલષિત અર્થના ઉપાયોને બોધ કરનારો આ વેદ કેમ પ્રમાણ કોટીમા પ્રવેશને યોગ્ય છે'? (અપ્રમાણ છે) એમ દૂષણ આપેછે, જે વેદોને મૂલ્ય લઇને લખેછે અથવા વેદોનુ અશુદ્ધ પુસ્તક લખેછે, તે આ ત્રણેય નરો નિરયના અધિકારી છે ॥૧૮॥ હે રાજન્! જેમની ચામર કબળ વિગેરે વાળ વેચવા, સોમલ વત્સનાગ વિગેરે વિષ વેચવું, તરવાર વિગેરે પ્રાણાપહારી આયુધ વેચવાં, બાણ અને ધનુષ વેચવા તથા શસ્ત્રો બનાવવાં અને વિકર્મ–પોતપોતાના વર્ણાશ્રમવિરુદ્ધ કર્મ કરવુ, આ બધુ આજીવિકા હોય તે આ નરો નરકના નિવાસી માન્યા છે ॥૧૯–૨૦॥ જે નરો પથ્થર નાંખીને કે ખીલા ઘાલીને કે ખાડો ખોદીને કે તીક્ષ્ણ બાવળીયા આદિકના કાંટા નાંખીને જવાના માર્ગને રોકેછે–આતરેછે તે પણ નરકના અધિકારી માન્યાછે ॥૨૧॥ લોકમાં જે નરો લોભાદિદોષે વર્તત, પોતાનો સમાશ્રય કરી રહેલા ઉપાધ્યાય–વિદ્યાપાઠકોને ત્યાગ કરી દેછે અને જે કામાદિદોષે વર્તત, પોતાનો સમાશ્રય કરી રહેલા ભૃત્ય–ચાકરોને ત્યાગ કરી દેછે અને જે કપટાદિદોષે વર્તત, પોતાનો સમાશ્રય કરી રહેલા ભક્ત–નોકરોને ત્યાગ કરી દેછે. તે આ ત્રણેય નરો નરકને પામનારા માન્યાછે કુળપરંપરાગત હોય

ये ते वै नि० ॥२३॥ अगोप्तारश्च राजानो बलिषड्भागतस्कराः । समर्थाश्चाप्यदातारस्ते वै नि० ॥२४॥ क्षान्तान्दान्तांस्तथा प्राज्ञान्दीर्घकालं सहोषितान् । त्यजन्ति कृतकृत्यान् ये ते वै नि० ॥२५॥ एते निरयगाः प्रोक्ता नरा दुष्कृतकारिणः । भागिनः स्वर्गलोकस्य ये तान् वच्म्यथ भूपते ! ॥२६॥ दानेन तपसा चैव सत्येन श्रद्धयापि च । ये धर्ममनुवर्तन्ते ते नराः स्वर्गगामिनः ॥२७॥ शुश्रूषाभिस्तपोभिश्च विद्यामादाय वा धनैः । ये प्रतिग्रहनिःस्नेहास्ते नराः० ॥२८॥ भयाल्लोभात्तथा क्रोधाद्दारिद्र्याद्व्याधिधर्षणात् । सत्कृत्यं न विमुञ्चन्ति

---

તે ભૃત્ય અને પોતે નવો રાખ્યો હોય તે ભક્ત એવો ભેદ સમજવો ॥૨૨॥ જે નરો નહિ દમન કરવા યોગ્ય વત્સોને વૃષણવિચ્છેદ વિગેરેવડે દમન કરેછે અને જે નાસિકાવેધથી દમેછે અને જે પશુઓને અસમયમા (સમય વિના) કે અસ્થાનમા બાંધી રાખેછે-રોકી રાખેછે, તે આ ત્રણેય નરો નરકે જાય છે ॥૨૩॥ જે રાજાઓ પ્રજાઓના રક્ષણ થકી વિમુખજ હોઈને છઠા ભાગરૂપ કરને કેવળ અપહરે છે અને જે પોતે ધનાઢ્ય હોઈ ને પણ દીન જનોને આપતા નથી, તે આ પણ નરો નરકે જનારા માન્યા છે ॥૨૪॥ શમદમાદિગુણે સંપન્ન, પ્રજ્ઞાશાળી, બહુકાળ પોતા સાથેજ રહેલા, પ્રયોજનની અપેક્ષા નહિ રાખીને ઉપકાર કરનારા એવા પુરૂષોને જે નરો અસમયમા ત્યાગ કરી દેછે તે આ પણ નરકના નિવાસી માન્યા છે ॥૨૫॥

હે ભૂપતે ! એરીતે નરકભાગી દુષ્કૃતકારી આ નરો કહ્યા, હવે સ્વર્ગભાગી સુકૃતકારી જે નરો છે તે તમોને કહુંછુ તેને સાભળો ॥૨૬॥ આ નરો સ્વર્ગના ભાગી છે—જે નરો દાન તપ સત્ય અને શ્રદ્ધાથી પણ ધર્મને અનુવર્તે છે-દાનાદિ ધર્મપાદોને પાલનથી પોષણ કરેછે તે સ્વર્ગને પામેછે ॥૨૭॥ જેઓ ગુરૂની પરિચર્યા કરીને કે વિદ્યાર્થને ઉચિત તપશ્ચર્યા કરીને કે ગુરૂને પુષ્કળ ધન આપીને તેમને રાજી કરીને તેમના થકી વિદ્યા મેળવીને પ્રતિગ્રહથી પરાઙ્મુખ રહેછે-પ્રતિગ્રહ કરતા નથી, તે નરો સ્વર્ગના અધિકારી છે ॥૨૮॥ જે નરો કોઇના ભયને લીધે કે ક્રોધનોપને લીધે કે લોભનોપને લીધે કે દારિદ્ર્યદુખને લીધે કે વ્યાધિપરાભવને લીધે પણ

ते नरा ० ॥२९॥ क्षमावन्तश्च धीराश्च धर्मकार्येषु चोत्थिता । मङ्गलाचारसम्पन्नास्ते नरा ० ॥३०॥ निवृत्ता सर्वमांसेभ्य परदारेभ्य एव च । सुराभ्यो ये च मद्येभ्यस्त नरा ० ॥३१॥ आश्रमाणां च पातार कुलसत्कर्मणां तथा । देशानां नगराणां च ते न०॥३२॥ सर्वहिंसानिवृत्ताश्च नरा सर्वसहाश्च ये । सर्वस्याश्रयभूताश्च ते न० ॥३३॥ मातर पितर चैव शुश्रूषन्ति गुरूंश्च ये । जितेन्द्रिया मिताहारास्ते न० ॥३४॥ आढ्याश्च बलवन्तश्च यौवनस्था अपीह ये । भवन्ति

સત્કુલને ત્યાગ કરતા નથી તેઓ સ્વર્ગને પામનારા છે ॥૨૯॥ જે અપરાધિઓવિષેપણ ક્ષમાશીલ છે, જે આપત્તિમા પણ ધૈર્યશાળી છે, જે ધર્મકાર્યમા નિત્ય ઉદ્યમી છે અને જે સર્વનુ મગળ કરવામા તત્પર છે, અથવા 'अद्रोह प्राणिमात्रस्य वर्जन चानृतस्य च । प्रशस्ताचरण नित्य यत्तन्मङ्गलमुच्यते' આ સ્મૃતિમા કહેલા લક્ષણવાળા મગળના આચરણે સપન્ન છે, એવા નરો સ્વર્ગના ભાગી છે ॥૩૦॥ જે સર્વવિધ માસ થકી નિવૃત્તિ પામેલા છે, (યજ્ઞશેષ માસ થકી પણ નિવૃત્ત થએલા, કેમકે આજ પરમ મત કહ્યુ છે) જે પરદારાને ચક્ષુપથીપણ જોતા નથી જે ત્રણ પ્રકારની સુરા થકી નિવૃત્ત થએલા છે (સૌત્રામણીમાપણ સુરા ગ્રહણ થકી નિવૃત્ત થએલા છે) અને જે અગીયાર પ્રકારના મદ્ય થકી નિવૃત્ત થયાછે તે નરો સ્વર્ગના નિવાસી છે ॥૩૧॥ જેઓ વિહિતના આચરણથી અને નિષિદ્ધના વર્જનથી આશ્રમોનુ રૂડીરીતે રક્ષણ કરેછે તથા જે કુળપરપરાગત સત્કર્મોને આચરણથી રક્ષણ કરેછે તથા જે પોતાના નગરને કે પોતાના દેશને અનિષ્ટનિવારણથી અને ઇષ્ટપ્રાપણથી રક્ષણ કરેછે તે નરો સ્વર્ગના અધિકારી કહ્યા છે ॥૩૨॥ જે નરો સર્વ હિસાથકી નિવૃત્ત થએલા છે, (અગ્નીષોમીય પશુહનન થકી પણ નિવૃત્ત થએલા) જે સર્વસહ-પોતાના પરિદ્રોહનેપણ સહન કરેછે અને જે સર્વેના આશ્રયભૂત-જાતિ વિદ્યા વૃત્તની વિષમતા નહિ ગણીને સર્વ દીનજનોને વૃત્તિદાનાદિકથી આશ્રયભૂત થાયછે તે નરો સ્વર્ગને પામેછે ॥૩૩॥ જે માતા પિતા અને ગુરૂની સેવાપરાયણ છે અને જે મિત-અલ્પ શુદ્ધ સુદર અન્નના સેવનવડે

निर्मदा नित्यं ते न० ॥३५॥ अपराद्धेषु सस्नेहा मृदवो मृदुवत्सलाः। आराधनसुखाश्चापि पुरुषाः स्वर्गगामिनः ॥३६॥ सहस्रपरिवेष्टारस्तथैव च सहस्रदाः । त्रातारश्च सहस्राणां ते नराः स्वर्गगामिनः ॥३७॥ सुवर्णस्य च दातारो गवां च नृपसत्तम। । अन्नाम्बुवाहनानां च ते न० ॥३८॥ वैवाहिकानां द्रव्याणामन्नानां च यथोचितम् । दातारो वाससां चैव पुरुषाः स्वर्गगामिनः ॥३९॥ विहारावसथोद्यानकूपारामसभाप्रपाः । कारयन्ति स्वशक्त्या ये ते न० ॥४०॥ निवेशनानां क्षेत्राणां वसतीनां च भूपते ।। दातारः प्रार्थितानां च ते न० ॥४१॥ सर्वभूतदयावन्तो विश्वास्याः सर्वदेहिनाम् । त्यक्तहिं-

જીતેન્દ્રિય છે તે નરો સ્વર્ગને પામેછે ॥૩૪॥ જેઓ આ લોકમાં બળ યૌવન ધનસંપત્તિનો સમુદાય સતે પણ સદા તેના તેના ગર્વે રહિત છે. ('यौवनं धनसम्पत्तिः प्रभुत्वमविवेकिता । एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयं' એવો લોકમાં પ્રવાદ છે ) તે નરો સ્વર્ગને પામનારા માન્યા છે ॥૩૫॥ જેઓ મહાપરાધિઓ વિષેપણ સ્નેહશીલ છે, પ્રકૃતિથી મૃદુ-બીજાના દુઃખદર્શન માત્રથી દ્રવિત હૃદયવાળા છે, મૃદુજનો વિષે વત્સળતાવાળા છે અને નિષ્કારણ પરિચરણથી બીજાઓને સુખીજ કરેછે ( પરપ્રીણન પરાયણ છે ) તે નરો સ્વર્ગના ભાગી છે ॥૩૬॥ જેઓ સહસ્રાવધિ સાધુ બ્રાહ્મણોને શુશ્રૂષાવડે પ્રીતિથી સંતૃપ્ત કરેછે, જેઓ સહસ્ર જનોને કે સહસ્ર રૂપ્યમુદ્રા સત્પાત્રોને આપેછે અને જે સહસ્રાવધિ મનુષ્યોના અનિષ્ટનિવારણ ઇષ્ટપ્રાપણથી રક્ષણ કરનારા છે તે નરો સ્વર્ગને પામેછે ॥૩૭॥ હે નૃપસત્તમ! જે નરો સુવર્ણ ધેનુ વાહન અન્ન અને જળનું સત્પાત્ર વિપ્રોને પ્રદાન કરેછે, જેઓ વિવાહોપયોગી ધન અન્ન વસ્ત્રોનું યથોચિત દાન કરેછે તે સ્વર્ગને પામેછે ॥૩૮-૩૯॥ જે વિહાર ( અગ્નિહોત્રશાળા ) ગૃહ બગીચો કુવો ઉપવન સભાસ્થાન અને પાનીયશાળાને યથાશક્તિ ધર્માર્થે કરાવે છે તે સ્વર્ગના અધિકારી કહ્યાછે ॥૪૦॥ હે ભૂપતે! જેઓ વટેમાર્ગુને ઉતરવાનાં સ્થાનો, ક્ષેત્રો અને ઉપસ્કરે સહિત ગૃહો ધર્માર્થે આપેછે અને તેતે અર્થીઓને પ્રાર્થિત પદાર્થો આપેછે તે સ્વર્ગને પામેછે ॥૪૧॥ જે સર્વ ભૂતોવિષે દયાશીલ

सासमाचारास्ते न० ॥४२॥ परस्वे निर्ममा नित्यं परदारविवर्जिताः। धर्मलब्धान्नभोक्तारस्ते न० ॥४३॥ मातृवत्स्वसृवच्चैव नित्यं दुहितृवच्च ये । परदारेषु वर्तन्ते ते न० ॥४४॥ स्तैन्यान्निवृत्ताः सततं सन्तुष्टाः स्वधनेन च। स्वभाग्यान्युपजीवन्ति ते न० ॥४५॥ परदारेषु ये नित्यं चरितावृत्तलोचना । जितेन्द्रियाः शीलपरास्ते न० ॥४६॥ श्लक्ष्णां वाणीं निराबाधां मधुरां दोषवर्जिताम्। स्वागतेनाभिभाषन्ते ते न० ॥४७॥ परुषं ये न भाषन्ते कटुकं निष्ठुरं तथा। अपैशुन्यरताः सन्तस्ते न० ॥४८॥ पिशुनां ये न भाषन्ते मित्रभेदकरीं गिरम्। ऋतं मैत्रं तु भाषन्ते ते न० ॥४९॥ ये वर्जयन्ति पारुष्यं परद्रोहं च ये नराः।

છે, પરપીડાથકી પરાઙ્મુખ છે, માટેજ સર્વ દેહિઓને વિશ્વાસ કરવા યોગ્ય છે ( જેનાથી પ્રાણિમાત્ર ઉદ્વેગ પામતા નથી ) તે નરો સ્વર્ગગામી માન્યાછે ॥૪૨॥ જે નરો નિત્ય પરધન પરદારાથકી પરાઙ્મુખ છે અને જે ધર્મથી પ્રાપ્ત થએલા અન્નથી દેહપોષણ કરનારા સતુષ્ટ છે તે સ્વર્ગને પામેછે ॥૪૩॥ જેઓ માતા બેન દીકરીને વિષેજ જેમ એમ પરદારાવિષે ભક્તિ સ્નેહથી નિત્ય અનુવર્તે છે તેઓ સ્વર્ગને પામેછે ॥૪૪॥ જેઓ ચોરકર્મ થકી નિવૃત્ત થયાછે, જેઓ પોતાના ભાગ્યને અનુસારે મળેલા ધનથી નિત્ય સંતુષ્ટ રહેછે તેઓ સ્વર્ગને પામેછે ॥૪૫॥ જેઓ જીતેન્દ્રિય, બ્રહ્મચર્યાદિ સદ્વૃત્ત પરાયણ થઇને પરસ્ત્રી થકી નિત્ય નેત્રવૃત્તિને પાછી વાળી લેનારા છે તેઓ સ્વર્ગના ભાગી થાયછે ॥૪૬॥ જે નરો પોતાને ત્યા આવેલાને સ્વાગત (સુખેથી આવ્યા)થી બોલાવે છે અને તેમની સાથે દોષવર્જીત-પર દોષપ્રકાશનાદિરૂપ દોષે વર્જીત, મધુરા-પ્રકૃતિથી અને પ્રિયૈકપરતાથી માધુર્યે સપન્ન, નિરાબાધા-કોઇનેપણ પીડા ન થાય એવી, શ્લક્ષ્ણા-સુકુમાર ગુથણીવાળી વાણીને બોલેછે તેઓ સ્વર્ગના અધિકારી થાયછે ॥૪૭॥ જેઓ ચાડીયાપણાએ રહિત થઈ, પરૂષ-સ્નેહ વિનાનુ લુખુ, કટુક-કર્ણકઠોર અને નિષ્ઠુર-અતિવાદે યુક્ત એવું વચન ક્યારેયપણ ઉચ્ચારતા નથી તેઓ સ્વર્ગને પામેછે ॥૪૮॥ જે નરો પિશુના-ખળતાવાળી અને મિત્રોને પરસ્પર ભેદ કરનારી વાણીને બોલતા નથી કિંતુ ઋત-સત્ય પ્રિય

सर्वभूतसमा दान्तास्ते न० ॥५०॥ न कोपाद्व्याहरन्ते ये वाचं हृदयदारिणीम् । सान्त्वं वदन्त्यपि क्रुद्धास्ते न० ॥५१॥ ग्रामे गृहे वा यद्द्रव्यं पारक्यं विजने स्थितम् । नाभिनन्दन्ति ये नित्यं ते न० ॥५२॥ तथैव परदारान् ये कामवृत्तान् रहोगतान् । मनसापि नहीच्छन्ति ते न० ॥५३॥ शत्रुं मित्रं च ये नित्यं तुल्येन मनसा नराः । भजन्ति मैत्राः सङ्गम्य ते न० ॥५४॥ श्रुतवन्तो दयावन्तः शुचयः सत्यसङ्गराः । स्वैरर्थैः परिसन्तुष्टास्ते न० ॥५५॥ श्रद्धावन्तो मैत्रवन्तश्चोक्षाश्चोक्षजनप्रियाः । धर्माधर्मविदो नित्यं ते न० ॥५६॥ न्यायोपेता

મિત્રભાવવાળી વાણીનેજ બોલે છે તે સ્વર્ગના ભાગી છે ॥૪૯॥ જે નરો ચતુર હોઇને પારૂષ્ય-પરદ્રોહાદિકે વર્જીત અને સર્વ ભૂતોમાં સમ-સમબુદ્ધિવાળા છે તે સ્વર્ગના ભાગી છે ॥૫૦॥ જે નરો ક્રોધ ઉપજે એવી વાણીને સુંણીનેપણ પરજનના હૃદયને વિદારણ કરનારી વાણીને એકવારપણ ઉચ્ચારતા નથી તથા કોઈ નિમિત્તયોગથી કોપ પામીનેપણ સાંત્વ વચન બોલેછે તે સ્વર્ગને પામેછે ॥૫૧॥ જેઓ પોતાના ગામમાં કે ગૃહમાં કે માર્ગમાં કે જનવર્જીત પ્રદેશમાં પડી રહેલા પારકા દ્રવ્યને સદૈવ અભિનંદન કરતા નથી-'અહો ! ! આ ધન મળ્યું' એમ હર્ષ પામતા નથી ( ઈચ્છતા નથી ) તેઓ સ્વર્ગને પામેછે ॥૫૨॥ તેમજ જે નરો કામકલુષિત ચિત્તવાળી, તેને માટે જ્યાં ત્યાં રઝળનારી, એકાંતમાં આવી મળેલી પણ પરનારીઓનો પ્રસંગ મનથીપણ નહિ કરીને દૂર ખશી જાયછે તે સ્વર્ગને પામેછે ॥૫૩॥ જે જનો સર્વત્ર મિત્રભાવે યુક્ત થઇને, શત્રુનેપણ પામીને મિત્રની પેઠે નિત્ય પ્રીતિપૂર્ણ મનથી ભજેછે-સેવેછે તે સ્વર્ગને પામેછે ॥૫૪॥ જે નરો શ્રુત ( શાસ્ત્રાધ્યયન ) શૌચ દયા સત્યાદિશીલ છે અને યાચના કર્યા વિના પ્રાપ્ત થએલા અર્થોથી સંતુષ્ટ વર્તેછે તે સ્વર્ગના અધિકારી છે ॥૫૫॥ જેઓ સર્વદા શ્રદ્ધા મૈત્રીએ સંપન્ન છે, ત્રણેય કરણમાં શુદ્ધ છે, ( જેવું મનમાં હોય એવુંજ બોલે અને એવીજ ક્રિયા કરે ) તેવા શુદ્ધ જનોજ જેમને પ્રિય હોય છે અને ધર્માધર્મના વિવેચનમાં એક તત્પર છે તેઓ સ્વર્ગના ભાગી છે ॥૫૬॥ જે નરો ન્યાયયુક્ત હોય, સદ્‌ગુણ સંયુક્ત હોય, સદા દેવ દ્વિજની પરિચર્યાપરાયણ હોય અને દેહયાત્રામાત્રને સમુચિત

गुणोपेता देवद्विजपरा सदा। यथोचितोद्योगपरास्ते नरा स्वर्ग गामिन ॥५७॥ एव सत्कर्मसस्था ये भवन्ति पुरुषा इह। स्वर्ग यान्ति त एवेति जानीहि नृपसत्तम! ॥५८॥ मानुष्यं दुर्लभ प्राप्य सत्कर्माण्येव ये नरा। हित्वेतराणि कुर्वन्ति ते धन्या सन्ति भूतले ॥५९॥ सुव्रत उवाच—इत्याश्रुत्य प्रभोर्वाक्य स राजा मुदितो नृप!। अन्येऽपि भक्ता सकला संहृष्टास्त ववन्दिरे ॥६०॥ ततो द्वितीये दिवसे ब्राह्मणान्स सहस्रश। भोजयामास भगवास्तदि ष्टैर्मिष्टभोजनै ॥६१॥ दूरदेशागतॉल्लोकान् व्यसृजत्स तत प्रभु। शतक्रोशीयलोकास्तु प्रायशो न ययुस्तत ॥६२॥ श्रवणं गुणकी र्तनं हरे स्मरण चार्चनवन्दने तथा। सतत नृप! कुर्वता ययु क्षणसाम्येन दिनानि तन्नृणाम् ॥६३॥ इति श्रीस० जी० ना० ध० च० प्र० कार्यायनग्रामे स्वर्गनरकगामिपुरुषलक्षणनिरूपणनामा चतुर्दशोऽध्याय ॥१४॥

---

પ્રયત્નશીલ હોય તે આ સર્વે નરો સ્વર્ગને પામેછે ॥૫૭॥ હે નૃપસત્તમ! એરીતે આ લોકમા જે પુરૂષો સત્કર્મોમા નિષ્ઠાવાળા થાયછે તેજ પુરૂષો નિશ્ચે સ્વર્ગને પામેછે એમ તમો જાણો ॥૫૮॥ જેઓ આ દુર્લભ માનુષ જન્મને પામીને અસત્કર્મોને પરિત્યાગ કરીને સત્કર્મોનેજ કરેછે તેજ પુરૂષો ભૂતળમા ધન્યભાગી છે ॥૫૯॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! આવુ ભગવાને કહેલુ વચન ઉત્તમરાજા અને બીજા પણ બધા ભક્તો સાભળીને પરમ હર્ષ પામીને ભગવાનને સ્તુતિપૂર્વક નમસ્કાર કરવા લાગ્યા ॥૬૦॥ તેપછી દ્વાદશી દિવસે ભગવાને હજારો હજાર બ્રાહ્મણોને તદિષ્ટ મિષ્ટ શ્રેષ્ઠ ભોજનોવડે જમાડ્યા ॥૬૧॥ તેપછી પ્રભુ શ્રીહરિએ બહુ દૂર દેશો થકી દર્શનાર્થે આવેલા પોતાના ભક્તજનોને તેમના તેમના દેશપ્રતિ જવાની આજ્ઞા આપી સો ગઉ પરિમિત દેશ થકી આવેલા ભક્તોતો બહુધાપણે ત્યાથી ગયા નહિ તેમનાજ સન્નિધિમા રહ્યા ॥૬૨॥ હે નૃપ! ત્યા પરા ભક્તિથી ભગવાનનુ ચરિત્રશ્રવણ તથા ગુણકીર્તન તથા સ્મરણ અર્ચન વદનાદિકને પ્રતિદિન કરતા તે ભક્તજનોને દિવસો ક્ષણવત્ વીતિ ગયા ॥૬૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે કાર્યાયનગ્રામે સ્વર્ગ-નરકગામિપુરૂષલક્ષણનિરૂપણનામા ચતુર્દશોઽધ્યાયઃ ॥૧૪॥

सुव्रत उवाच—प्रबोधिन्युत्सवेऽतीते ततो देशं निजं निजम् । दूरदेशीयलोकेषु गच्छत्स्वेवाज्ञया प्रभोः ॥१॥ हेमन्तसिंहो नृपतिर्भक्तवात्सल्यमीशितुः । तत्र दृष्ट्वा निजगृहे व्यधित्सत्तादृशोत्सवम् ॥२॥ सह स्वदेशीयजनैः परिवारेण चात्मनः । तत्रैवोवास नगरं निनीषुः स निजं हरिम् ॥३॥ वास्तोरेव गृहे सख्युर्वसंस्तेनातिमानितः प्रार्थनावसरं पश्यन् व्यत्यक्रामद्दिनत्रयम् ॥४॥ गङ्गाख्या तस्य माता च भार्या जवहराभिधा । भ्राता चानूपसिंहाख्यस्तद्भार्या प्राणसंज्ञिका ॥५॥ अदितिर्भगिनी तस्य मोटिन्याख्या च बन्धुजा । इत्यादिभिश्च स्वजनैः सहितः स नराधिपः ॥६॥ मयरामप्रभृतिभिस्तद्देशीयैश्च पूरुषैः। लाडिनीप्रमुखाभिश्च तद्देशस्त्रीभिरन्वितः ॥७॥ चतुर्थे दिवसे प्रातः सभायामास्थितं प्रभुम् ।

## [1]અધ્યાય ૧૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ રાજન્! પ્રબોધિનીનો ઉત્સવ વ્યતીત થયો અને ભગવાનની આજ્ઞાથી દૂર દેશીય લોકો કારીયાણી ગ્રામથકી પોતપોતાને દેશ જવા ઉદ્યમી થયા. ત્યારે હેમતસિંહ (જીણોભાઈ) રાજા ત્યાં ભગવાનનું ભક્તવાત્સલ્ય ભાળીને પોતાને ઘેર તેવો ઉત્સવ કરવાનો મનોરથ ધારીને, ભગવાનને પોતાને નગર (જુનાગઢ) તેડી જવાની વાંછાથી પોતાના દેશના હરિજનો અને પોતાના પરિવાર જનોની સાથે ત્યાંજ રહ્યા ॥૧-૩॥ તે આ રાજા ગગા નામની પોતાની માતા, જવહરા નામની ભાર્યા, અનુપસિંહ નામના ભ્રાતા, પ્રાણસંજ્ઞાની તેમની ભાર્યા, અદિતિ નામની પોતાની ભગિની, મોટિની નામની બન્ધુજા, ( પિતૃવ્યબાંધવસુતા ) ઈત્યાદિ સ્વજનો તથા મયારામપ્રમુખ સ્વદેશીય પુરૂષો અને લાડિનીપ્રમુખ સ્વદેશીય સ્ત્રીયોએ સહિત સખા વાસ્તુ નૃપનાજ ગૃહમાં રહેતાં તેમણે બહુ સન્માન કર્યા થકા પ્રાર્થનાવસરની રાહ જોતાં ત્રણ દિવસ ત્યાંજ રહ્યા

[1] આ અધ્યાયમાં હેમંતસિંહ અને સુરાભક્તના આમંત્રણથી ભગવાને તેમના પુરપ્રતિ જવાનું કરેલું સંમંત્રણ ( ખાનગી વિચાર ) નિરૂપણ કર્યું છે.

प्रणम्य प्रार्थयामास प्रसन्नं समवेक्ष्य तम् ॥८॥ हेमन्तसिंह उवाच—भगवन्सर्वलोकेश ! भक्तवत्सल ! सत्पते ! । दासे मयि कृपां कर्तुं त्वत्पदैकाश्रयेऽर्हसि ॥९॥ उत्सवोऽत्र यथा स्वामिन् ! कृतस्तद्वन्ममालये । कर्तव्यो भवता भूमन्सद्धर्माध्वप्रवर्तक ! ॥१०॥ भक्तप्रियस्य ते नाथ ! स्वभक्तेष्वखिलेष्वपि । समाना वृत्तिरेवास्ति निर्धनेषु धनिष्वपि ॥११॥ अस्मद्देशीयलोकास्तु जीर्णदुर्गागमं तव भृशमिच्छन्ति भगवन्वृद्धेयं जननी च मे ॥१२॥ तदा बद्धाञ्जलिपुटो मयरामद्विजोऽब्रवीत् । भगवन्नेवमेव त्वं कर्तुमर्हसि सर्वथा ॥१३॥

॥४-८॥ ચોથે દિવસે પ્રાતઃકાળે સભામાં બિરાજમાન ભગવાનને પ્રસન્ન વદનારવિંદવાળા જોઈને ( પ્રાર્થનાનો અવસર જાણી ) પ્રણામ કરીને એમ પ્રાર્થના કરવા લાગ્યા કે ॥૮॥ હે ભગવન્ ! આપ સંતોના પતિ અને સર્વ લોકના ઈશ છો તેવા આપના ચરણની પરિચર્યા થકી બીજો કયો પુરૂષાર્થ પુરૂષને છે ? કોઈ પણ નથી. તો તેનીજ એક કામનાવાળો, આપના પદના એક સમાશ્રયવાળો દાસ મારી ઉપર કૃપા કરવાને યોગ્ય છો, તમો ભક્તવત્સળ છો ॥૯॥ આ મારી પ્રાર્થના છે–હે સ્વામિન્ ! હે ભૂમન્ ! જેમ આપે કારીયાણીમાં ઉત્સવ કર્યો તેમજ દાસના ઘરને ચરણરજથી અલંકૃત કરીને ત્યાં ઉત્સવ કરવો તમો સદ્ધર્મ માર્ગના પ્રવર્તક છો. આપ નાથની ભક્તો વિષે પ્રીતિ અત્યધિક વર્તેછે. તમારે ભક્તો મધ્યે જાતિથી કે વિદ્યાથી કે ધનથી કોઈ અત્યધિક કે કોઈ ન્યૂનપણુ નથી, કેમકે ભક્તપ્રિય તમારે બધાય પોતાના ભક્તો વિષે સમાન વૃત્તિજ છે. ( તો અકિંચન મંદ એવાપણ અમારી ઉપર કૃપા કરો ) વળી હે ભગવન્ ! આ અમારા દેશની પ્રજાઓ આપનું જુનાગઢપુરપ્રતિ આવવું ઇચ્છે છે. વળી આ મારી વૃદ્ધ માતાતો વિશેષપણે વાંછેછે ॥૧૦-૧૧॥ હે રાજન્ ! તે સમયે મયારામ વિપ્ર બે હાથ જોડીને એમ બોલ્યા કે–હે ભગવન્ ! આ હેમંતસિંહની પ્રાર્થના અવશ્યજ આપ પરિપૂર્ણ કરવાને યોગ્ય છો ॥૧૨॥ હે હરે ! કેવળ અમારીજ આ મનોરથ છે એમ નહિ, કિંતુ અમારા દેશના સર્વકોઈ જનોનો આ મનોરથ છે. સર્વજનો બહુ દિવસથી આપના આગમનની રાહ જોઈ

प्रतीक्षन्ते जनाः सर्वे देशेऽस्माकं तवागमम् । भक्तकल्पद्रुमस्तेषां पूरय त्वं मनोरथम् ॥१४॥ त्वदर्थमेव सम्भाराः सम्भृताः सन्त्यनेन च । राज्ञातोऽस्य प्रभो ! तूर्णं कुरु पूर्णं मनोरथम् ॥१५॥ इत्यर्थितस्तेन राज्ञा वृद्धभट्टेन तेन च । तन्निष्कपटभावज्ञः प्रीतो भूपावदत्प्रभुः ॥१६॥ आगमिष्यामि नृपते ! त्वत्पुरं मुनिभिः सह । तव निष्कपटं भावमहं जानामि निश्चितम् ॥१७॥ इत्थं वदत्येव हरौ नागटङ्कपुराधिपः । सूरो बद्धाञ्जलिपुटस्तत्रागच्छत्त्वरान्वितः ॥१८॥ नाम्ना सातिश्च तत्पत्नी धन्या वल्लुश्च तत्सुते । नाथाख्यस्तत्सुतश्चैते तत्पश्चादाययुर्द्रुतम् ॥१९॥ तत्पुराधिकृतो वैश्यो नाम्ना सिंहः सभार्यकः । सोऽप्यागतोऽथ तैः सार्कं नत्वा सूरोऽब्रवीद्धरिम् ॥२०॥ भगवन्स्वपुरं नेतुं त्वामहं समुपागतः । बहून्यहा-

રહ્યાછે તો ભક્તકલ્પદ્રુમરૂપ આપ તે સર્વેનો મનોરથ પૂરણ કરવાને યોગ્ય છો ॥૧૩॥ હે પ્રભો ! આ રાજાએ આપના ચરણની પરિચર્યા માટે અપેક્ષિત સમગ્ર સામગ્રીઓ બહુ વખતથી લાવીને ભેગી કરી મુકી છે, તો એમનો મનોરથ આપ જલદીજ પરિપૂર્ણ કરો ॥૧૪॥ હે ભૂપ ! આ પ્રકારે તે રાજા હેમતસિંહે પ્રાર્થના કરેલા અને વૃદ્ધ ભટ્ટ મયારામે પ્રાર્થના કરેલા ભગવાન્ તેમનો નિષ્કપટ ભાવ જાણીને પ્રીતિથી તેમના પ્રતિ બોલ્યા કે– ॥૧૫॥ હે નૃપતે ! તમારા પુરપ્રતિ મુનિઓની સાથે હું આવીશ તમારો મારે વિષે જે નિષ્કપટ ભાવ (નિરૂપધિ પ્રેમરસરૂપ) છે તેને હુ નિશ્ચયથી જાણુછુ ॥૧૬॥ હે રાજન્ ! એમ ભગવાન્ કહેછે એજ અવસરે નાગડકાપુરના અધિપતિ સૂરાખાચર બે હાથ જોડીને ત્વરાથી ત્યા આવી પહોંચ્યા ॥૧૭॥ તેમની સાતિ નામની પત્ની, ધન્યા અને વલુ નામની બે પુત્રીઓ અને નાથો નામનો પુત્ર, આ સર્વે સબન્ધિ જનો તેમની પાછળ સત્વર આવી પહોંચ્યા ॥૧૮॥ નાગડકાપુરમા પ્રધાન, (મુખી) વૈશ્ય જાતિનો, જેનુ સિંહ નામ છે, એવો પટેલપણ તેજસ્વતી નામની ભાર્યા સાથે ત્યા આવી પહોંચ્યો ॥૧૯॥ તેપછી તે આ અનુયાયી જનો સાથે તે સૂર રાજા ભગવાનને પ્રણામ કરીને એમ બોલ્યા ॥૨૦॥ હે ભગવન્ ! આપને મારા પુરપ્રતિ તેડી જવાના

न्यतीतानि स्थितस्यात्र मम स्वकैः ॥२१॥ तस्मिन्मयि कृपां कर्तुं त्वमर्हसि निजाश्रिते । इति सम्प्रार्थयन्तं तं दृष्ट्वा सोऽचिन्तयद्धृदि ॥२२॥ उभावेतावपि दृढं भक्तौ निष्कपटौ मम । सह प्रार्थयतश्च द्वौ प्रेष्ठौ चोभौ समौ मम ॥२३॥ अवश्यमेव हि मया प्रियं कार्यं द्वयोरपि । आदौ कस्य पुरं यामि भेदो न स्याद्यथोभयोः ॥२४॥ चिन्तयन्निति तिष्ठ त्वं विचार्य कथयामि ते । इत्युक्त्वा वासभवनं जगाम सत्वरं हरिः ॥२५॥ मन्त्रमास्थाय तत्प्रष्टुं सर्वज्ञोऽपि नृनाट्यधृत् । ब्रह्मानन्दं मुनिं नित्यानन्दं चाऽऽह्वास्त सोऽनघ ! ॥२६॥उपविश्य रहःस्थाने साकं ताभ्यां स ईश्वरः । पप्रच्छ तौ

સમયની રાહ જોયા કરતા, આપની સન્નિધિમા સબન્ધિ જનો સાથે રહેતા મને બહુ દિવસો વીતિ ગયા છે ॥૨૧॥ તો બહુ દિવસથી રાહ જોયા કરતા, આપનાજ એક આશ્રયવાળા તે મારી ઉપર આપ કૃપા (મારે પુરે પધારવાની) કરવાને યોગ્ય છો ॥૨૨॥ હે રાજન્! આ પ્રકારે સપ્રાર્થના કરતા તે સુરાભક્તને જોઇને ભગવાન્ શ્રીહરિ પોતાના મનમા વિચાર કરવા લાગ્યા કે–॥૨૩॥ આ (સુર-હેમતસિંહ) બન્નેપણ નિષ્કપટ ભાવવાળા અને નિષ્કારણ પ્રેમરસથી ભીના હૃદયવાળા છે માટેજ મારે પ્રિયતમ અને સમ છે–એમાં એક અભ્યધિક કે ન્યૂન નથી (ભક્તિજ એક પ્રિય જેને છે એવા ભગવાનને ભક્તો વિષે કોણ ન્યૂન કે અભ્યધિક હોય?) બન્નેપણ એક સાથેજ મને પોતપોતાને પુરે લઈ જવાની પ્રાર્થના કરેછે, તો બન્નેનુ પણ મારે પ્રિય અવશ્યજ કરવુ, તો એમ ગને કેને પુરે પ્રથમ જઉકે જેથી તે બન્નેને પરસ્પર ભેદ–'આ મારાથી ભગવાનને અધિક પ્રિય છે' એવો ભેદગ્રહ ન થાય ॥૨૪॥ હે રાજન્! એમ મનમા વિચારીને, 'તમો અહીંજ બેસો, વિચાર કરીને તમને કહુછુ' એમ સૂરનૃપને કહીને ભગવાન્ પોતાને નિવાસ ભવને જલદી પધાર્યા ॥૨૫॥ હે નિર્દોષ નૃપતે! ત્યા મચ ઉપર બેસીને સ્વયં સર્વજ્ઞ છે છતા નરનાટ્યનુ અનુકરણ કરતા થકા સંમત્રણ કરવા બ્રહ્માનંદ અને નિત્યાનંદ મુનિને બોલાવ્યા ॥૨૬॥ આવેલા તેમની સાથે એકાતમા બેસીને મહામતી-કર્તવ્ય કાર્યમા સાધુ અસાધુ વિવેચનમા ઉપયોગી

चरीयांसौ निजभक्तौ महामती ॥२७॥ युवां प्रेष्ठतमौ मे स्थो नेत्रे एव हि सद्धियौ । अतीव निपुणौ सर्वकार्याकार्यावबोधने ॥२८॥ अतः पृच्छामि वामद्य जातं संशयमात्मनः । सूरहेमन्तयोर्मध्ये प्राग्गम्यं कस्य वा पुरम् ॥२९॥ गते त्वेकस्य नगरं द्वितीयाप्रियता भवेत् । गन्तव्यं तु ममावश्यमतो युक्तमिहोच्यताम् ॥३०॥ इत्थं त्रिलोकीगुरुणा सर्वज्ञेनापि मुग्धवत् । सम्पृष्टौ तौ स्वहृदये विचारं चक्रतुर्मुनी ॥३१॥ अयं हि भगवन् ! साक्षान्मानुष्यमनुशीलयन् । अनुग्रहं करोत्येव सम्पृच्छनमिषेण नौ ॥३२॥ देवा ब्रह्मादयोऽप्यत्र दूरादेवास्य दर्शनम् । लाभन्ते क्वापि न क्वापि स नौ पृच्छत्यहो रहः ॥३३॥ गमनस्य निषेधस्तु कर्तुं शक्योऽस्य नाधुना । उत्कण्ठितो

बुद्धिએ સંપન્ન, પોતાના ચરણનાજ અનન્યભક્ત તે શ્રેષ્ઠ મુનિને પુછ્યુ કે- ॥૨૭॥ તમો મને અતિશય પ્રિય છો, સદ્બુદ્ધિસંપન્ન છો, માટેજ સર્વ કાર્ય અકાર્યના જ્ઞાનમાં અત્યત નિપુણ, નેત્રવત્ સર્વાર્થના સદ્દર્શક છો ॥૨૮॥ માટે આજ મને ઉપજેલો સંશય છેદવા તમોને પુછુછું આ સૂર હેમત ભક્ત એક સાથે પ્રાર્થના કરેછે તો કેના પુરપ્રતિ પ્રથમ અમો જઇએ, જો એકના પુરપ્રતિ પ્રથમ જઇએ તો બીજાને અસતોષ રહે. 'એકપણ પુરમાં ન જવું' એમ ઉચિત નથી, કેમકે આ બન્ને બહુ દિવસથી અમારી આવવાની રાહ જોઈ રહ્યા છે, માટે મારે એમના પુરમાં જવું તો અવશ્યજ છે. તો આમાં જે યુક્ત હોય તે કહો ? ॥૨૯-૩૦॥ હે રાજન્ ! એરીતે ત્રિલોકીના ગુરૂ સર્વજ્ઞ એવાપણ તે ભગવાને અજ્ઞજનવત્ પુછેલા તે બન્ને મહામુનિઓ મનમાં વિચાર કરવા લાગ્યા કે- ॥૩૧॥ આ શ્રીહરિ સાક્ષાત્ ભગવાન છે તથાપિ કેવળ મનુષ્યલીલાને અનુકરણ કરતા થકા પ્રશ્ન પુછવાના મિષથી આપણી ઉપર કેવળ અનુગ્રહ કરેછે. આ ભગવાનનું દર્શન ભવ બ્રહ્માદિ દેવોપણ દૂરથીજ ક્યારેક પામેછે અને ક્યારેક નથી પણ પામતા, તે આ સર્વેશ્વરેશ્વર શ્રીહરિ આપણને એકાંતમાં બેસારીને પુછેછે, આતો અહો ! !-આશ્ચર્ય છે ॥૩૨-૩૩॥ નિર્ધારેલા ગમનનો નિષેધ કરવો તો હમણાં ઉચિત નથીજ, કારણ કે આ ભગ-

यतोऽस्त्येप गन्तुं नूनं स्वतः प्रभुः ॥३४॥ निषेधस्यावयोर्युक्तीर्मंस्यते नेप साम्प्रतम्। अतोऽनुमोद्य गमनं कार्यं प्रश्नोत्तरं किल ॥३५॥ इति निश्चित्य मनसा ब्रुवाते स्म तमीश्वरम्। यत्पृष्टं भवता स्वामिंस्तत्रेत्थं भाति नौ किल ॥३६॥ उभौ भक्तौ समानौ ते प्रियं कार्यं द्वयोरपि। सूरं सम्भाव्य गन्तव्यं जीर्णदुर्गं प्रति त्वया ॥३७॥ पुरं सूरस्य मार्गेऽस्ति तदुल्लङ्घ्य त्वया प्रभो! । जीर्णदुर्गं कथं गन्तुं शक्येत च कदध्वना ॥३८॥ तत आदौ नागटङ्कं गन्तव्यमिति नौ मतिः। अत.परं यादृशीच्छा भवेत्तव तथा कुरु ॥३९॥ सुव्रत उवाच—इति तयोर्वचनानि निशम्य तौ मतिमतां प्रवरौ स सभाजयन्। मुदितमानस एत्य महासभां हरिरुपाविशदासन आत्मनः

વાન્ ભક્તજનૈકપ્રિય હોવાથી પોતેજ જવા માટે નિશ્ચે ઉત્કઠાવાળા છે આ શ્રીહરિ નિષેધની આપણી યુક્તિઓને હમણા નહિજ માનશે તો નિષેધ નહિ કરતા ગમનપક્ષનેજ અનુમોદન આપીને તેમના પ્રશ્નનો યુક્ત ઉત્તર આપવો ॥૩૪-૩૫॥ હે રાજન્! આવો મનથી નિશ્ચય કરીને તે મુનિઓ બોલ્યા કે–હે સ્વામિન્! તમો સર્વેશ્વર છો અથાપિ અમારી ઉપર અનુગ્રહ કરવાજ પુછો છો તેમા અમને એમ જણાય છે કે–તમારે બન્ને ભક્તો સમાન છે, તો બન્નેનુ પણ પ્રિય અવશ્ય કરવુ, સૂર નૃપને પ્રથમ માર્ગમા સભાવના કરીને પછી જીર્ણદુર્ગ ( જુનાગઢ ) પ્રતિ તમારે જવુ કેમકે હે પ્રભો! જીર્ણદુર્ગના માર્ગમા જતા સૂરનુ પુર આવેછે માર્ગવશાત્ આવતા તે પુરને ઉલ્લઘીને જીર્ણદુર્ગપુર કેમ જઈ શકાય? જે બીજો માર્ગ છે તે તો હાલમા કાળ દેશાદિકની વિગુણતાને લીધે કુત્સિત માર્ગ થઈ ગયો છે આવી સ્થિતિ છે તો જીર્ણદુર્ગપ્રતિ જવા નીકળેલા આપે પ્રથમ નાગડકાપુરપ્રતિ જવુ, એવો અમારો મત છે અત પર આપ ઈશ્વર જે ઉચિત માનતા હો તેમ કરો ॥૩૬-૩૯॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! ભગવાન્ તે મુનિઓનુ આવુ વચન સાભળીને તેમની ઉત્તમ બુદ્ધિમત્તાની શ્લાઘા કરતા થકા મનમા બહુ હર્ષ પામીને, બહાર મહાસભામા આવીને પોતાના આસનમા વિરાજમાન

॥४०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्र धर्मशास्त्रे चतुर्थप्रकरणे कार्यायनग्रामे हेमन्तसिंहसूरामन्त्रणे तत्पुरगमनसम्मन्त्रणनिरूपणनामा पञ्चदशोऽध्याय ॥१५॥

सुव्रत उवाच—हेमन्तसिंहं सोऽथाह स्वदेशीयजनै सह । स्वपुर गच्छ तत्राहमायामि पृष्ठतो हि ते ॥१॥ इत्युक्त स तदा हृष्टो गन्तु सज्जोऽभवन्नृप ! । तत. सूर हरि प्राह गच्छ त्व स्वपुर द्रुतम् ॥२॥ आयास्यामि प्रातरहं तत्र श्वो नात्र संशय । कारयित्वा द्विजै पाक कुर्या ह्यस्मत्प्रतीक्षणम् ॥३॥ इत्युक्त सोऽतिसंहृष्ट सह स्वै स्वपुर ययौ । वृत्तान्तमेत सकल जयामचकथद्रति ॥४॥ ससम्भ्रमं समु-

थया ॥४०॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે કાર્યાયનગ્રામે હેમંતસિંહસૂરામંત્રણે તત્પુરગમનસંમંત્રણનિરૂપણનામા પંચદશોઽધ્યાયઃ ॥૧૫॥

## [1]અધ્યાય ૧૬ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! સભામા બેઠા પછી શ્રીહરિ ભગવાને હેમતસિંહને એમ કહ્યુ કે–હે નૃપ! તમે તમારા દેશના જનો સાથે તમારા પુરપ્રતિ જાવ હુ પણ અવિલબથી, જતા તમારી પાછળ નિશ્ચે ત્યા આવીશ ॥૧॥ હે નૃપ! આ પ્રકારે ભગવાને કહેલા તે હેમતસિંહ બહુ હર્ષ પામીને તેજ સમયે પોતાને પુર જવા તૈયાર થયા ॥૨॥ અનતર શ્રીહરિએ સુરા ભગ્નને કહ્યુ કે–તમો તમારા પુરપ્રતિ જલદી જાવ હુ આવતે દિવસે પ્રાત કાળેજ તમારે પુરે આવીશ એમા સશય નથી તો ત્યા બ્રાહ્મણો પાસે રસોઈ કરાવીને અમારી આવવાની રાહ જોઈ રહેશો ॥૩॥ હે રાજન્! આ પ્રકારે ભગવાને કહ્યુ એટલે તે સૂર રાજાતો સહર્ષ પામીને સ્વજનો સાથે પોતાના પુરપ્રતિ ગયા આ સમગ્ર વૃત્તાત (ભગવાન્ શ્રીહરિનુ સૂર–હેમતસિંહના પુરપ્રતિ જવારૂપ) રતિ નામની નારીએ જયાને જણાવી દીધુ ॥૪॥ તે સમયે જયા લલિતાની સાથેજ સભ્રમથી

[1] આ અધ્યાયમા ભગવાનને પોતાને પુર તેડી જવાની ઇચ્છાવાળા હેમત સિંહરાજા અને તેનો પ્રતિષેધ કરતા ઉત્તરાજાનો પરસ્પર સવાદ નિરૂપણ કર્યો છે

रथाय तदा ललितया सह। स्नात्वा नित्यं प्रकुर्वन्तमुत्तमं प्राह सत्वरम् ॥५॥ दिनाद्ययामोऽपि गतो दीर्घसूत्रो भवान्किमु। घण्टां वाद्यतेऽद्यापि सर्वस्वं ह्रियते हि नः ॥६॥ किं किं कथं कथमिति वदन्तं तमुवाच सा। नारायणमुनिर्याति जीर्णदुर्गं सहर्षिभिः ॥७॥ गतस्तत्र स्निग्धभक्तैरतिप्रेम्णा ह्यनुक्षणम्। सेव्यमानः पुनर्भ्रातः! कस्मान्नः पुरमेष्यति ॥८॥ सर्वेऽपि भक्ताः सन्त्यस्य समानाः सम-

એકદમ ઉઠીને, સ્નાન કરી નિત્યકર્મ કર્યા કરતા તે પોતાના ભાઈ ઉત્તમ નૃપને ત્વરાથી પામીને એમ બોલ્યાં કે ॥૫॥ હે ભ્રાતા ઉત્તમ! દિવસનો આ પહેલો પહોર પણ વીતિ ગયો છે. આવા આજ દીર્ઘસૂત્રી કેમ વર્તો છે? હજીસુધી પણ ઘંટાને (પૂજાના અંગભૂત) શું વગાડ્યા કરો છે! આપણું સર્વસ્વ (સર્વાર્થરૂપ શ્રીહરિ) તો હરાઈ જાયછે, તમો તો તે જાણતાજ નથી ॥૬॥ આવું વચન સાંભળીને ઉત્તમ રાજા સંભ્રમથી શું શું? કેમ કેમ? એમ બોલ્યા. ત્યારે તે જયાએ જણાવ્યું કે-હે ભ્રાતઃ! આપણા સર્વસ્વભૂત નારાયણમુનિ મુનિમંડળ સાથે જીર્ણદુર્ગે પુરપ્રતિ પધારે છે. ભક્તપ્રાર્થનાથી ત્યાં જો હમણાં જશે તો પાછા નહિજ આવશે. તે પ્રેમી ભક્તોએ વેળાવેળાએ પ્રતિદિન પરમ પ્રેમથી પરિચર્યા કરતાં પ્રેમીજન પરવશ ભગવાન્ તે પરમ ભક્તોને પરિત્યાગ કરીને કેમ આપણા પુરમાં પાછા આવશે? ॥૭-૮॥ ભાવિક ભક્તોની પ્રાર્થનાથી તેમનો મનોરથ પુરવા પ્રવર્તેલા ભગવાન્ આપણું પ્રતિષેધવચન કેમ સ્વીકારે? (નજ સ્વીકારે) એમ સમજશો નહિ. કારણ કે સમદર્શી તે આ શ્રીહરિને બધાય ભક્તો અનુગ્રહ કરવામાં સમાન છે. જુવો એક સાથે પ્રાર્થના કરતા હેમંતસિંહ-સુર નૃપને સરખા પ્રેમથી જોઈને તે બન્નેનો મનોરથ એક સાથે પરિપૂરણ કરવાના નિશ્ચયવાળા આ ભગવાન્ થયા છે. તો તમો જો ભક્તિથી તમારૂ અભિલષિત નિવેદન કરશો તો ભક્તવત્સળ ભગવાન્ ભક્તનો મનોરથ નહિજ નિષ્ફળ કરે. કેમકે ભગવાન તો ભક્તમનોરથના પરિપૂરણમાં ફક્ત ભક્તપ્રાર્થનાનીજ રાહ જોઈ રહે છે (કેવળ પ્રાર્થનાની અપેક્ષા રાખે છે) જો તમારૂ અભિલષિત નહિજ નિવેદન કરો તો તમારો મનોરથ કેમ પુરે!

दर्शिनः। तस्मात्सम्प्रार्थ्य नत्वा तं निवारय व्रज द्रुतम् ॥९॥ इत्युक्तः स द्रुतं प्रायादनुष्णीपः प्रभोः पुरः। हेमन्तसिंहोऽद्राक्षीत्तं तावदायान्तमध्वनि ॥१०॥ हेमन्त उवाच—सखे! क यास्यनुष्णीपो धावन्नेव ससम्भ्रमम्। आमन्त्रयितुमायामि त्वत्समीपमहं किल ॥११॥ भगवान्मुनिभिः साकं जीर्णदुर्गमुपैष्यति। तेन साकं त्वयाऽऽगम्यं तत्र पोष्यैर्निजैः सह ॥१२॥ इत्याश्रुत्य स तद्वाक्यं बुद्ध्योद्धवसमो नृपः। हरियाननिषेधोक्तियुक्तिभिस्तमुवाच ह ॥१३॥ उत्तम उवाच—बुद्धिमानसि सुज्ञोऽसि भ्रातस्त्वं लोकसम्मतः॥त्वद्बुद्धिमवलम्ब्यैव

(નજ પુરે) તો તમો જલદી ભગવાનપાસે જાવ અને તેમને પ્રણામ કરી પ્રાર્થના કરી જવાથકી નિવારણ કરો ॥૯॥ આ પ્રકારે જયા લલિતાએ પ્રેરેલા ઉત્તમ રાજા તત્ક્ષણ મસ્તકે વસ્ત્રાદિ બાંધ્યા વિના (ઉઘાડેજ મસ્તકે) ભગવાનને સમીપે જવા ત્યાંથી નીકળ્યા. તે સમયે આવતા તે ઉત્તમ નૃપને હેમંતસિંહ નૃપે માર્ગમા જોયા ॥૧૦॥ સંભ્રમથી આવતા મિત્ર ઉત્તમ નૃપને જોઇને હેમંતસિંહ એમ બોલ્યા કે–હે સખે! મસ્તકે વસ્ત્ર બાંધ્યા વિનાજ ઉઘાડે માથે સંભ્રમસહિત ધોડતા ધોડતા તમો ક્યાં જાઓ છો? તમોને આમન્ત્રણ આપવા હમણાંજ હું તમારી પાસેજ આવું છું ॥૧૧॥ ભગવાન્ શ્રીહરિ મારી પ્રાર્થના સ્વીકારીને મારી ઉપર પ્રસન્ન થઇને મુનિમંડળ સાથે જીર્ણદુર્ગપુરે પધારશે; તો તેમની સાથે તમારે પણ સંબન્ધિજનો સાથે ત્યાં અવશ્ય આવવું ॥૧૨॥ હે રાજન્! આવું હેમંતસિંહનું વચન સાંભળીને, બુદ્ધિ અને ભગવાનમાં ભક્તિએ કરીને ઉદ્ધવજીને તુલ્ય એવા તે ઉત્તમ નૃપ ભગવાનના પ્રયાણનો પ્રતિષેધ કરનારી, યુક્તિયુક્ત વાણી તે હેમતસિંહના પ્રતિ બોલ્યા ॥૧૩॥

ઉત્તમ રાજા કહેછે—હે સખે! તમો બુદ્ધિમાન્ અને સુજ્ઞ-દેશકાલાદિકને અનુગુણ વિવેકે સંપન્ન છો, માટેજ સર્વેકોઇએ પણ સંમત બહુ છો, કેવળ વ્યવહારમાં છો એટલુંજ નહિ, કિંતુ ધર્મમાં પણ તમારાજ મતને સર્વ માનવો અનુસરે છે, પરં હાલમાં તમોએ સ્નેહાતિશયથી ભગવાનને તમારા પુરપ્રતિ તેડી જવાની જે પ્રાર્થના કરી

धर्मे तिष्ठन्ति मानवाः ॥१४॥ आमन्त्रितस्त्वया स्वामी स्वपुरं नेतुमद्य यत् । अविचार्यैव तन्नूनं कृतमित्येव भाति मे ॥१५॥ शीतकालोऽधुना प्राप्तो देहिनां त्वग्विदारणः । नीशारं प्रावृतस्यापि हिमं गेहेऽपि दुःसहम् ॥१६॥ भूरिवाते पथि प्रातर्हरिणा दुःसहं न किम् । तथासत्युपहास्या ते भविता प्रेमभक्तता ॥१७॥ अनाद्रियन्तः स्वाः कन्था अप्येते योगकोमलाः । सन्तो मार्गे भविष्यन्ति हेमन्ते हिमपी-

તેતો બરોબર વિચાર નહિ કરીનેજ કરી છે એમ મને નિશ્ચયથી જણાય છે ॥૧૪॥ કારણ કે-આ શીતકાળ (શિયાળો) દારૂણ હોવાથી દેહિઓની ત્વચાને વિદારણ કરનારો હમણાં વર્તે છે જેમા રૂ ભરેલી ડગલી પહેરી રહેલા, શરીરને સંકુચિત કરીને (ટુટીયુ વાળીને) બેસી રહેલા જનનેપણ વાયુસચાર ન થાય એવા ઘરમાં પણ હિમપીડા સહન થઈ શકતી નથી આવા વિશેષ હિમવાયુવાળા માર્ગમાં, તેમાપણ પ્રાત - કાળમા, તેમા પણ પ્રતિદિન, તેમા પણ પાદને લાંબા રાખીને અશ્વ ઉપર વિરાજેલા એવા ભગવાનને હિમબાધા દુ સહ કેમ નહિ થશે? થશેજ આવા શીત સમયમા શ્રીહરિને તેડી જશો તો તમારી જે ભગવાનમાં અનન્ય ભક્તતા છે તે વિવેકી પ્રેમી લોકોએ ઉપહાસ્ય થશે "અહો! આમનો ભગવાન વિષે ભકત્યુત્કર્ષ અસમયમા પ્રવૃદ્ધિ પામતાં ભગવાનના અપરાધ માટેજ થનાર છે" એમ તમારા વિવેકને જેતે લોકો ઉપહસશેજ, આ મહાદોષ થશે ॥૧૫-૧૭॥ વળી જે મુક્તાનદ ગોપાળાનદ અખડાનદ આદિક સાધુઓ ભગવાનના અનુ ચર (સાથે આવનારા) છે તે સર્વે તપશ્ચર્યારૂપ યોગને લીધે કોમળ કૃશ કાયાવાળા વર્તે છે તેઓ તપોનિષ્ઠ હોવાથી પોતાની કથાનો આદર નહિ કરીને માર્ગવિષે આ હેમત ઋતુમા ચાલતાં હિમથી પીડા પામશેજ. (યદ્યપિ આ સાધુઓ શીતોષ્ણાદિ દ્વન્દ્વના સહનશીલ છે, એટલા માત્રથી શીતોષ્ણાદિકની પીડાજ એમને ન થાય એમ સમજવું નહિ, પીડાતો થાયજ, 'मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः । आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत' ॥' એમ ગીતામા કહ્યુ છે ) તો એમ

डिताः ॥१८॥ अल्पाहाराश्च विधवा भक्तियोगमुपाश्रिताः । अनुपानत्पदा योषाश्चलिप्यन्ति कथं पथि ॥१९॥ प्रातः शीताम्भसा स्नात्वा चलतो हिमवेपितान् । दृष्ट्वा हरिजनान्मार्गे त्वां शप्स्यन्त्यल्पका अपि ॥२०॥ कर्मणानेन ते भ्रातः ! संज्ञाऽन्वर्थास्तु मा क्वचित् । उष्णकाले तु सम्प्राप्ते सुखेनातः प्रभुं नयेः ॥२१॥ तावत्कालं त्वया बन्धो ! स्वदेशीयजनैः सह । स्थित्वा दुर्गपुरे कार्यं नित्यं श्रीहरिदर्शनम् ॥२२॥ भोजनीया हि मुनयः पक्वान्नैस्तत्र च त्वया । सम्यक्च पूजनं तेषां कर्तव्यं हरिणा सह ॥२३॥ को वा विशेषः स्वगृहं हरौ नीतेऽप्यतः

થતાં વિવેકી તમારૂં આ બીજુંપણ ઉપહાસાસ્પદ થશે ॥૧૮॥ વળી જે વિધવા વનિતાઓ તપશ્ચર્યામાં નિષ્ઠાવાળી અને ભગવદ્‌ભક્તિયોગપરાયણ હોવાથી અલ્પ આહારને કરનારી છે તે હિમમય માર્ગમાં પગરખાં પહેર્યા વિના (ઉઘાડે પગે) ચાલતાં પગલાં મુકવાના દુઃખને કેમ સહન કરી શકશે? આ તમારૂં ત્રીજું ઉપહાસાસ્પદ થશે ॥૧૯॥ વળી પ્રાતઃકાળે પ્રતિદિન અતિશીતળ જળવાળા જે કોઈ સરોવરમાં સ્નાન કરીને રસ્તામાં ચાલતાં હિમને લીધે થર થર કંપતા અંગવાળા હરિજનોને જોઇને વયથી અને જાતિથી અલ્પ એવાપણ જનો 'આવા શીતકાળમાં આમને પ્રવાસ કરાવનારાને ધિક્કાર છે' એમ તમારીજ અતિગર્હા કરશે ॥૨૦॥ હે ભ્રાતઃ! શ્રીહરિને આ દુ:સહ હિમદુઃખ દેવારૂપ કર્મથી જે તમારી હેમંત સંજ્ઞા છે તે હેમંત ૠતુનીજ જેમ એમ સાર્થક ક્યારેયપણ નજ થાવ. હિમથી પ્રાણિઓને હન્તિ–પીડે છે; એવા અર્થમાં હેમંતશબ્દ નિષ્પન્ન થયો છે, તેમાંપણ બહુ બલિષ્ટ હોવાથી સિંહસદૃશ છે માટે હેમંતસિંહ એવી સંજ્ઞા તમારી યથાર્થ ન થાય. તો શીતસમય વ્યતીત થતાં તો મહાપ્રભુને સુખેથી તમારા પુરમાં તમો તેડી જજો ॥૨૧॥ હે બન્ધો! ઉષ્ણ સમય આવતા સુધી તમારે તમારા બન્ધુજનો અને દેશીયજનો સાથે દુર્ગપુરમાં રહીને શ્રીહરિનું દર્શન નિત્ય કરવું ॥૨૨॥ અભિલષિત ભગવત્પરિચર્યા તો દુર્ગપુરમાંજ રહીને કરવી. ભગવાન તથા તેમના ભક્ત મુનિઆદિકનું પૂજન અને પકવાન્નથી સંતર્પણ યથેષ્ટ રૂડી રીતે કરવું. પોતાને ઘેર શ્રીહરિને

परः । न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ॥२४॥ सौधेऽपि सा न चेत्तर्हि सोऽरण्यमिति कीर्तितः । सा तु यत्र भवेत्तत्र गृहस्थाश्रम ईरितः ॥२५॥ भ्रातृजायास्मदीयात्र वर्ततेऽस्तस्तया सह । हरिं सम्पूज्य बहुधा गार्हस्थ्यफलमाप्नुहि ॥२६॥ न मित्रगेहं स्वगृहादन्यच्छास्त्रे च कथ्यते । अतो वसन्मम गृहे प्रभुं प्रीणय सादरम् ॥२७॥ स्नेहादेतन्मया प्रोक्तमतःपरमुदारधीः । हिताहिते विचार्य त्वं कर्तुमर्हसि यद्धितम् ॥२८॥ सुव्रत उवाच—इत्युत्तमवचः श्रुत्वा

---

લઈ જઈને પણ તેમની પરિચર્યામાં આથી બીજો કશો વિશેષ (આધિક્ય) જણાતો નથી. જો પોતાને ઘેરજ શ્રીહરિ આદિકના સંતર્પણાદિકનો આગ્રહ હોય તો તેમાં હું કહું છુ કે- હે ભ્રાતઃ! ગૃહસ્થને ઇંટો કાષ્ઠાદિમય ગૃહથી વિશેષ નથી, કિંતુ ગૃહશબ્દવાચ્ય ગૃહિણી–પત્નીએ કરીનેજ વિશેષ છે, માટેજ 'ગૃહસ્થ' શબ્દથી કહેવાય છે, કેમકે ધર્મસંપત્તિ તેજ ગૃહશબ્દ દ્વારાએ કરીનેજ વર્તે છે જો ગૃહિણીનો યોગ ન હોય તો સાત માળની હવેલીપણ અરણ્યજ છે. જો તેનો યોગ હોય તો અરણ્યપણ ગૃહજ છે. 'न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते । गृहे तु गृहिणी न स्याद्वनस्य सदृशं गृहं' એવી સ્મૃતિ છે. ભાર્યાનો યોગ તો અહીં તમારે છેજ, કેમકે તમારી ધર્મપત્ની અહીં સાથેજ વર્તે છે. તો તેની સાથેજ શ્રીહરિનું બહુવિધ ઉપચારોવડે સંપૂજન કરીને સંપૂર્ણ ગૃહસ્થાશ્રમ ધર્મના ફળને પામો ॥૨૩–૨૬॥ વળી આ ઘર બીજા કોઇનું નહિ કિંતુ મિત્રનું ઘર છે, મિત્રનું ઘરતો પોતાનુંજ ઘર છે. આ અર્થ શાસ્ત્રસંમત છે પણ કલ્પિત નથી. તો મારાજ ઘરમાં રહીને તમો મહાપ્રભુને આદરથી પ્રસન્ન કરો ॥૨૭॥ હે સખે! મેં આ બધું તમારે વિષે સ્નેહને લીધે કહ્યુ છે, કેમકે મિત્રે મિત્રનું હિત સમય આવતાં કહેવું જોઇએ. આ હું કાંઈ આદેશ (આજ્ઞા) કરતો નથી કિંતુ મિત્રસ્નેહથી કહુંછું. તમો મહા ઉદારબુદ્ધિવાળા છો તો અત પર હિતાહિતનો વિચાર કરી જે તમારૂં હિત હોય તે કરવાને યોગ્ય છો ॥૨૮॥

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ! આવું ઉત્તમ નૃપતિનું વચન સાંભળીને, તેમનો આશય સ્પષ્ટ સમઝી જઇને યુક્તિગર્ભિત ગંભીર વચન-

युक्तिवाक्यविशारदः। बुद्ध्या विदुरतुल्योऽसौ प्राह तद्भावविन्नृप ! ॥२९॥ हेमन्तसिंह उवाच—सम्यगेवोच्यते भ्रातस्त्वया स्वार्थे सुरक्षता। कनीयसोऽपि बुद्धिस्ते वृद्धधीभ्योऽतिरिच्यते॥३०॥ परोपकारशीलानां सतां नित्यं समागमम्। कुर्वन्नपि भवानेतां स्वार्थबुद्धिं कुतोऽध्यगात् ॥३१॥ शीतेन हेतुना भद्र ! जीर्णदुर्गागमः प्रभोः। निषिध्यते युक्तिविदा त्वया तन्नोत्तरं ब्रुवे॥३२॥ निवातात्पगृहाभेऽहं नरयाने हरिं सखे ! । उपवेश्यैव नेष्यामि शीतबाधा न तद्भवेत् ॥३३॥ तपस्विन्योऽखिला योषा रथेषु शकटेषु ताः। गर्भागारेष्विवाऽऽस्थाप्य नेष्यामि सुखमध्वनि॥३४॥ यामार्धे आद्ये-

પ્રયોગમાં પ્રવીણ અને વિદુરવત્ નીતિનિપુણ હેમંતસિંહ રાજા બોલ્યા ॥૨૯॥ હેમંતસિંહ કહેછે—હે ભ્રાત.! તમોએ બહુ સારૂં કહ્યું, બુદ્ધિમાને સ્વાર્થનું સંરક્ષણ કરવું જોઇએ. (આ ભગવાનના સંશ્લેષરૂપ સ્વાર્થતો સ્વીકારવા યોગ્ય છે. વૈષયિક સંશ્લેષની પેઠે ત્યાગ કરવા યોગ્ય નથી)તો અતિશયપણે સ્વીકારવા લાયક સ્વાર્થનું સંરક્ષણ કરતા તમોએ જે કહ્યું તે બહુ સારૂજ કહ્યું. અવસ્થાએ કરીને કનિષ્ઠ છો તથાપિ તમારી બુદ્ધિતો વૃદ્ધોની બુદ્ધિ થકી પણ અત્યધિક વર્તેછે ॥૩૦॥ તમારે સંતોનો સમાગમતો નિરંતર વર્તેછે, તેઓ સદૈવ પરોપકાર કરવાના સ્વભાવવાળા છે. તેવાનો સમાગમ અહર્નિશ કરવા છતાંપણ પરાર્થનો ઉપરોધ કરીને પણ સ્વાર્થ સંરક્ષણની બુદ્ધિ તમને ક્યાંથી ઉત્પન્ન થઈ? પરોપકારી સંતોનો સાચો સમાગમ કરનારને આવી સ્વાર્થબુદ્ધિના ઉદયનો સંભવ નથી ॥૩૧॥ હે ભદ્ર! તમે જે શીતબાધાને આગળ ધરી ધરીને પ્રભુના જુનાગઢપ્રતિ આગમનને પ્રતિષેધ કરવા પ્રવર્ત્યા છો તેતો તમારો કેવળ યુક્તિવાદજ છે. તેનો ઉત્તર કહુંછું તે સાંભળો ॥૩૨॥ હે સખે! અંદરના અલ્પ ઘર જેવા વાયુપ્રસારે રહિત નરયાન (મેનો)માં ભગવાનને બેસારીનેજ લઈ જઈશ. તો અલ્પપણ શીતબાધા શ્રીહરિને નહીંજ થાય ॥૩૩॥ તપસ્વિની જે નારીઓ છે તે સર્વને નિવાસગૃહમાંજ જેમ એમ શીત વાયુના પ્રસારે રહિત એવા રથોમાં કે ગાડીઓમાં બેસારીને માર્ગમાં સુખેથી

प्रतिक्रान्ते सन्तः सर्वे च वर्त्मनि। चलिष्यन्ति सुखेनैव नास्त्यातपभयं यतः ॥३५॥ घर्मकालस्तु पान्थानां प्राणहा विषवायुना । किं विचार्य त्वया श्रेष्ठ प्रोच्यते शीतकालतः ॥३६॥ गृहस्थधर्मसाफल्यं यत्त्वयोक्तं च युक्तिभिः । तत्तथैव त्वया कार्यं जीर्णं दुर्गमुपेत्य वै ॥३७॥ अब्दा व्यतीता बहवो हरिं प्रार्थयतो मम । तदेदानीं स मामाह ह्यायाता त्वत्पुरं त्विति ॥३८॥ फलोन्मुखस्य मेऽद्यैव मनोरथमहातरोः । उन्मूलके त्वयीदानीमपूर्वं स्नेहलक्षणम् ॥३९॥ तत्र याते भगवति जनास्तं कोटिशः पथि । संवीक्ष्य नरदेहस्य सद्य

---

હુ લઈ જઈશ ॥૩૪॥ સમસ્ત મુનિઓ તો દિવસના પ્રથમ પ્રહરનો અર્ધો ભાગ અતીત થવાથી ( ચાર ઘડી દિવસ ચઢવાથી ) હિમનો વિરામ થતા, સમુચિત સુખોપસેવ્ય સૂર્યકિરણોના પ્રસારવાળા, માટે સુખેથી પાદસ્પર્શ થાય એવા માર્ગમાં સુખેથીજ ચાલશે ॥૩૫॥ તમો શીતકાળની અપેક્ષાએ ઘર્મકાળને શ્રેષ્ઠ શુ વિચારીને કહોછો ? કેમકે ઉષ્ણ કાળતો વિષવાયુથી પાન્થ-વટેમાર્ગુ જનોના પ્રાણને હરનારો છે ॥૩૬॥ જે તમે ગૃહસ્થધર્મનુ સાફલ્ય યુક્તિથી નિરૂપણ કર્યું તેમાં તો તમોનેજ હું તેવી રીતે કહું છુ- તમોજ મારા મનોરથને અનુવર્તનારા થઈ પણી સાથે જીર્ણદુર્ગ પુર આવીને ભગવાનની સેવાને નિરંતર કરીને ગૃહસ્થાશ્રમનુ સાફલ્ય સંપાદન કરો ॥૩૭॥ ભગવાનને મારે નગર તેડી જવાની તેને સમયે પ્રાર્થના કરતા જ્યારે બહુ વર્ષ વીતિ ગયાં ત્યારે હમણાજ ભગવાને પ્રસન્ન થઈને 'તમારે પુરે પધારીશ' એમ મારે પુરે પધારવાની પ્રતિજ્ઞા કરી ॥૩૮॥ એરીતે મારો મનોરથરૂપ મહાવૃક્ષ બહુકાળે હમણાં જ્યારે ફળની સન્મુખતાને પામ્યો ત્યારે તમો હમણા કોઈપણ રીતે મૂળમાથી ઉપાડી નાખનારા મિત્ર મળ્યા શુ આ મિત્ર સ્નેહનુ લક્ષણ છે ? આતો તમારે વિષે અપૂર્વજ મિત્ર લક્ષણ જણાય છે આવી મિત્રતા પૂર્વે કોઈ દિવસે દેખી ન હતી આટલા દિવસ સુધી સંતાડી રાખેલી તે હાલમા તમોએ પ્રકાશ કરી હોય એમ મને જણાય છે ॥૩૯॥ મારા એકલાનેજ આ લાભ છે એમ નહિ કિંતુ ભગવાન મારી પ્રાર્થનાથી જુનાગઢ પધારશે તો માર્ગમાં ગામોગામ કોટિજનો ભગ

प्राप्स्यन्ति वै फलम्॥४०॥वीक्षामात्रेण पापघ्नान्सतश्चापि सहस्रशः। वीक्ष्यानेके ग्राम्यजना अपि मोक्ष्यन्ति संसृतेः ॥४१॥ ईदृक्पुण्यो-त्पत्तिकालेऽप्युत्कृष्टज्ञानवान्भवान्। तन्निषेधेन लोकेषु माभूदन्वर्थ-संज्ञक ॥४२॥ उपभोग्यं समं ह्यत्र भ्रातृभिः पैतृकं सुखम्। एक एव चिरं तत्त्वं जुषमाणो ब्रवीषि किम्? ॥४३॥ स्वयमेव विभज्यैके भुञ्जते सुखबन्धवः। पित्राऽन्यस्मै दीयमानं त्वं निषेधन्न लज्जसे ॥४४॥ भगवन्तं गृहीत्वेव विनापि प्रेरणं मम। त्वया मत्पुरमागम्यमेतत्सौ-हार्दलक्षणम् ॥४५॥ कराविव शरीरस्य नेत्रयोरिव पक्ष्मणी। अग्रे-

વાનના ચરણારવિંદના દર્શન પામીને નરદેહના લાભને તત્ક્ષણજ પામશે વળી દર્શનમાત્રથી પાપમાત્રને નાશ કરનારા સો એ સો સાધુજનોનાં પણ દર્શન પામીને અનેક ગ્રામ્ય જનોપણ મનુષ્ય જન્મની સફળતા પામીને સંસારથકી મુક્તિને પામશે ॥૪૦-૪૧॥ આ બધો પરમ લાભ ભગવત્પ્રયાણના અનુમોદનમા થશે આવા પુણ્યોત્પત્તિ કાળમા ઉત્તમ-ઉત્કૃષ્ટ જ્ઞાનવાળા છતા તમો જો પ્રતિષેધ માટે પ્રયત્ન કરશો તો લોકમા ઉત્-ઉત્કૃષ્ટ તમ-અજ્ઞાનવાળા હોઇને ઉત્તમ એવી સાર્થક સંજ્ઞાને પા મશો તમારી તેવી અવળી પૃથા ન થાવ એમ હું ચાહુછુ ॥૪૨॥ લોકમા ભ્રાતૃભાવને અનુસરેલાઓએ પિતાસબન્ધિ સુખ સરખી રીતેજ વહેંચીને અનુભવવુ જોઇએ એવી સ્થિતિ છતા તમોતો તે સુખને એકલાજ લાબા કાળથી સેવતા થકા હમણા એમ કેમ બોલો છો ? ( આવુ બોલવુ બીલકુલ યુક્ત નથી ) ॥૪૩॥ કેટલાક સુખ બન્ધુજનો પિતાની પ્રેરણા વિનાપણ પોતેજ પિતાસબન્ધિ સુખનો સરખી રીતે વિભાગ કરીને તેને ભોગવે છે તમો તો મને પિતાએ પ્રસન્ન થઇને વિભાગ કરીને આપવા માંડેલા અને અનુભવવા માડેલાપણ સુખનો પ્રતિરોધ કરોછો આ ભગવાનજ સર્વના નિરૂપાધિક પિતા છે, તે પોતે ભક્તોને પિતા પુત્રોનેજ જેમ એમ વિભાગ કરીને પોતાના અનુભવાનંદસુખને આપેછે તેનો ઉપરોધ કરતા તમને લાજ કેમ નથી આવતી ? ॥૪૪॥ ખરૂ જોતા તો મારી પ્રેરણા વિના તમારે પોતેજ ભગવાનને પ્રોત્સાહન આપી તેમને સાથે તેડી લાવીને મારે પુરે

रितं हितं कुर्यात्तद्धि मित्रं प्रचक्षते॥४६॥नित्यं षण्ढत्वमेवास्तु त्वयि मित्रपदस्य भो । पुंस्त्वं तु कर्हिचिन्मास्तु साहाय्यं कुरु मे सखे! ॥४७॥ सुव्रत उवाच—इत्युक्तस्तेन स हसन्नुवाचोत्तमभूपतिः । यादृशीच्छा भगवतो भविष्यति तथाऽखिलम् ॥४८॥ इत्युक्त्वा स हरेः पार्श्वं जगाम नृपतिः स च। स्वावासं समुपेत्येत्थं विचारमकरोद्धृदि ॥४९॥ श्रेयांसि बहुविघ्नानीत्येषा वाग्विदुषामृता । यतितव्यं यथा बुद्धि तत्फलं दास्यति प्रभुः ॥५०॥ विचार्येति नृपो राजन्कृष्णं विप्रे

આવીને તમારે રહેવુ જોઇએ, આજ સૌહૃદનુ લક્ષણ છે ॥૪૫॥ જેમ હાથ પ્રેરણા વિનાજ શરીરનુ હિતજ કરેછે, જેમ પાપણો પ્રેરણા વિનાજ નેત્રનુ હિતજ કરેછે (હાથ મછરમાત્રને પણ શરીરથકી ઉડાડી મુકેછે પાપણ રજ કણુપાતથકીપણ ચક્ષુની રક્ષા કરેછે) એમ પ્રેરણા કર્યા વિનાપણ હિતને જે કરે તે સાચો મિત્ર કહ્યોછે ॥૪૬॥ માટે હે સખે! તમારે વિષે સર્વદા મિત્રશબ્દ નપુસકલિંગે વર્તતોજ પ્રવર્તો પણ ક્યારેય પુલિંગે વર્તતો પ્રવર્તોજ નહિ કેમકે પુલિંગે વર્તતો મિત્રશબ્દ તો સૂર્યનો વાચક છે (સુહૃદ્વાચક મિત્રશબ્દ નિત્ય નપુસકલિંગે વર્તેછે, પુલિંગે વર્તતો મિત્રશબ્દતો સૂર્યનો વાચક છે, તો સૂર્યની પેઠ તમારે વિષે તાપગુણ યોગ ન થાવ કિંતુ આહ્લાદ દેવારૂપ સુહૃદ્ભાવજ રહો એવો ગૂઢ આશય છે) માટે બીજી બધી બાબતો બાજુ ઉપર મુકીને શ્રીહરિને મારા પુરમા પધારવાનો પ્રોત્સાહ આપવાની સહાયતાજ કરો ॥૪૭॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આરીતે હેમતાસિંહે કહ્યુ એટલે ઉત્તમરાજા 'જેવી ભગવાનની ઇચ્છા હશે તેમ બધુય થશે મેંતો કેવળ કાળની વિષમતા સૂચવી છે' એમ હસતા હસતા કહીને ભગવાન શ્રીહરિનીજ સમીપે ગયા અને હેમતાસિંહ રાજા પોતાને ઉતારે આવીને હૃદયમા એવો વિચાર કરવા લાગ્યા કે–॥૪૮–૪૯॥ 'શ્રેયાંસિ બહુવિઘ્નાનિ' –શ્રેયના કાર્યમા બહુ વિઘ્નો આવેછે, એવી જે વિદ્વાનોની વાણી વર્તેછે તે સત્યભૂતજ છે તથાપિ તેના નિવારણ માટે યાવદ્બુદ્ધિબલોદય પ્રયત્ન કરવો પ્રયત્નનુ ફળ એજ ભગવાન્ આપશે ॥૫૦॥ હે પ્રતાપસિંહ રાજન્! આવો

शरूपिणम् । स्वकार्यविघ्नशान्त्यर्थं प्रार्थयामास सादरम् ॥५१॥ आगामिन्यां चतुर्थ्यां त्वां गणेश ! गुडलड्डुकैः । यक्ष्ये च दूर्वासिन्दूरैर्मत्कार्ये विघ्नहृद्भव ॥५२॥ इति सम्प्रार्थ्य विघ्नेशं स्वदेशीयाञ्जनांस्तथा । स्वजनान् स्वपुरं सर्वान्प्रेषयन्नत्वगात्स्वयम् ॥५३॥ ततो नृपोऽसौ नृप ! सत्यवाक्यतां हरेर्विदंस्तस्य च भक्तवश्यताम् । तदन्तिकाद्द्रुतमित्रशङ्कितः पुनश्च तत्पार्श्वमुपेत्य तस्थौ ॥५४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे कार्यायनग्रामे भगवद्याने हेमन्तसिंहोत्तमयोः परस्परोक्तियुक्तिनिरूपणनामा षोडशोऽध्यायः ॥१६॥

सुव्रत उवाच—अथ यानाय पेटासु पुस्तिका दृढबन्धनाः । शुक-

વિચાર કરીને ભગવાનુંજ એક શરણ જેમને છે એવા હેમંતસિંહ નૃપે ભગવાન શ્રીકૃષ્ણનેજ વિઘ્નેશ્વરરૂપ સમઝીને પોતાના શુભ કાર્યમાં આવેલા વિઘ્નની શાંતિ કરવા તેમની ભાવપૂર્વક પ્રાર્થના કરી કે-॥૫૧॥ હે ગણેશ ! આવતી કાર્તિક કૃષ્ણચતુર્થી તિથિએ ગોળના લાડુઓ, દુર્વાના અંકુરો અને સિંદૂરવડે તમારૂં પૂજન કરીશ. તો મારા શ્રેયઃ કાર્યમાં અચાનક આવી પડેલા આ અંતરાયને હરનારા આપ થાવ ॥૫૨॥ હે રાજન્! એરીતે વિઘ્નેશની પ્રાર્થના કરીને, પોતાના દેશના સર્વે હરિજનોને તથા સર્વે સ્વજનોને પોતાને પુર મોકલી દીધા. પોતે તો અંતરાયની આશંકા આવવાથી ગયા નહિ ॥૫૩॥ કિંતુ હે નૃપ ! ભગવાનની ભક્તવત્સળતા અને સત્યવચનતાને જાણતા પણ આ હેમંતસિંહ નૃપ, ત્વરાથી ભગવાનની સમીપે ઝટ ગએલા મિત્ર ઉત્તમ નૃપથકી નિવારણની શંકા પામીને ફરીથીપણ ભગવાનની પાસે જઇને પૂર્વની પેઠે બેઠા ॥૫૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... ચતુર્થપ્રકરણે કાર્યાયનગ્રામે ભગવદ્યાને હેમંતસિંહોત્તમયોઃ પરસ્પરોક્તિયુક્તિનિરૂપણનામા ષોડશોઽધ્યાયઃ ॥૧૬॥

## [1]અધ્યાય ૧૭ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! અનંતર પ્રયાણની તૈયારી કરતાં જ-

[1] આ અધ્યાયમાં ભગવાને લોયા ગ્રામમાં તથા નાગડકા પુરમાં કરેલું આગમન તથા ત્યાંના ભક્તોને આપેલા પરમાનંદનું નિરૂપણ કર્યું છે.

पिंणा धापयन्तं हरिं प्रापोत्तमो नृप ॥१॥ तथ्यमेव प्रयाणस्य विदित्वा निश्चयं प्रभोः । शनकैः प्रहसन्नूचे भक्त एकान्तिकः स तम् ॥२॥ उत्तम उवाच—प्रयाणनिश्चयं स्वामिंस्तव श्रुत्वा जयादयः । योषितो हृदि खिद्यन्ते शीतग्लानेस्तवाध्वनि ॥३॥ श्रीनारायणमुनिरुवाच—हिमाचलोपस्यकैव जन्मभूमिर्ममास्त्यतः । अस्ति शीतसहिष्णुत्वं देहे स्वाभाविको गुणः ॥४॥ अतश्चिन्ता न कार्येति मृहितास्त्वं नराधिप ! । इत्युक्तः सोऽभवत्तूर्ष्णीं तत्स्वातन्त्र्यं विदन्नृप । ॥५॥ निश्चिकाय ततो राजा भगिनीभ्यां सहैव तम् । स्वपुरं पुनरानेतुं गम्य तेन सहेति सः ॥६॥ अथ द्विजेन्द्रैः कृतमङ्गलाशीर्हर्यी

રૂરી પુસ્તકોને આધણાવડે દૃઢ બાંધીને પેટીઓમાં શુકાનંદમુનિ પાસે ગોઠવીને ભરાવતા શ્રીહરિની સમીપે ઉત્તમરાજા સત્વર આવી પહોંચ્યા ॥૧॥ પ્રભુના પ્રયાણની બધી તૈયારી જોઇને અને પ્રયાણનો સત્યજ નિશ્ચય જાણીને તે આ એકાંતિક ભક્ત ઉત્તમરાજા ભગવાનપ્રતિ હસતા હસતા ધીમેથી એમ બોલ્યા કે–॥૨॥ હે ભગવન્ ! આપનો પ્રયાણનિશ્ચય સાંભળીને જયા આદિક આપની અનન્યભક્ત અબળાઓ રસ્તામાં શીતબાધા અસહ્ય થશે એવી આશંકા લાવીને શ્રીમાન્ આપના દિવ્ય સુકુમાર શરીરમાં ગ્લાનિ થવાની સંભાવનાથી હૃદયમાં બહુ ખેદ કરેછે ॥૩॥ આનું ઉત્તમ નૃપતિનું વચન સાંભળીને ભગવાન બોલ્યા કે–હે ઉત્તમ રાજન્ ! અમારા શરીરમાં શીતબાધાની સહનશીલતારૂપ ગુણ પ્રકૃતિથીજ છે, કેમકે અમારી જન્મભૂમિજ હિમાચલની સમીપની ભૂમિ છે ॥૪॥ હે નરાધિપ ! માટે મારી હિમપીડાની પ્રાપ્તિરૂપ ચિંતા તમારે નજ કરવી, એમ તમો જયા આદિક અબળાઓને કહો હે પ્રતાપસિંહ નૃપતે ! આ પ્રકારે શ્રીહરિએ કહેલા ઉત્તમ નૃપતિ તેમનું સ્વાતંત્ર્ય સમજી જતા, તેમને રોકવા માટે સ્વયં અસમર્થ હોઇને પછીથી કિંચિત્ પણ નજ બોલ્યા ॥૫॥ અનંતર ઉત્તમ રાજાએ જયા લલિતા બ્હેનો સાથે મળીને વિચાર કરીને એવો નિશ્ચય કર્યો કે–ભગવાનને આપણા પુરપ્રતિ પાછા તેડી લાવવા સારૂ અવશ્યજ આપણે તેમની સાથેજ પ્રયાણ કરવું ॥૬॥ તદનંતર ભગવાન્ પ્રસ્થાનસમયે ભેગા થએલા પ્રેમપરવશ

समारुह्य च तज्जिनाख्याम् । सार्कं मुनीन्द्रैर्निजपार्षदैश्च वृतः प्रयाति स स नागटङ्कम् ॥७॥ तमन्वयुर्वास्तुनृपप्रधानाः सत्कुन्तहस्ता वहवोऽश्ववाराः । हेमन्तसिंहो नृप उत्तमश्च योषा जयाद्याः स्वरथाधिरूढाः ॥८॥ निधाय पेटा भृतपुस्तकाश्च स्वनस्सु सर्वाग्रचरं समं तैः । शुकं मुनिं सोऽथ हरिर्व्यतीत्य सहाश्ववारैः प्रचचाल शीघ्रम् ॥९॥ पृष्ठे विधायाखिलसादिवृन्दं मनोजवायाः स्वहयीवरायाः । पुरश्चलन्त्या अपि सोऽग्रयानान् दृष्ट्वा मुनीन्द्रानहसत्सचित्रम् ॥१०॥ यूथानि भूयांसि महामुनीनां हरेः पुरस्तादथ पृष्ठतश्च । तदा व्यदृश्यन्त च पार्श्वयुग्मे तस्मिंस्तु दीर्घेऽध्वनि सर्वतश्च ॥११॥ स सङ्गवान्ते भगवानवाप ग्रामं तु सूरस्य च लोहसंज्ञम् । सूरोऽपि

मयारामभट्टादि ब्राह्मणोએ 'જયજય' એવો મંગળ આશીર્વાદ આપતા, તાજણ નામની ઘોડી ઉપર બેસીને, પરમહંસોથી પરિવિંટાઇને પોતાના પાર્ષદોએ પાછળ ગતિ કર્યા થકા નાગડકા પુરપ્રતિ જવા માટે ચાલી નીકળ્યા ॥૭॥ હેમતાસિંહનૃપ ઉત્તમનૃપ વાસ્તુનૃપ આદિક અનેક અશ્વવારો રૂડા ભાલાઓ હાથમા લઇને ભગવાનની પાછળ ગયા જયા વિગેરે વનિતાઓ રથમા બેસીને પાછળ ગઇઓ ॥૮॥ અનંતર શ્રીહરિ શોભન સુદૃઢ ગાડાઓમા પુસ્તકથી ભરેલી પેટીઓ મુકીને તે સર્વ ગાડાઓની સાથે પ્રથમથીજ નીકળીને માર્ગમા પણ સર્વની આગળ ચાલતા શુકમુનિનેપણ ઉલ્લઘન કરીને વેગથી અશ્વારોની સાથે આગળ ચાલ્યા ॥૯॥ વેગાતિશયથી સમસ્ત અશ્વવારવૃંદને પાછળ કરીને, તીવ્ર વેગથી સર્વની આગળ ચાલતી, મનના જેવા વેગ વાળી પોતાની શ્રેષ્ઠ ઘોડીથકીપણ આગળ ચાલતા નિષ્કુલાનંદાદિ મુનિમંડળને જોઇને શ્રીહરિ વિસ્મયથી કિંચિત્ હસવા લાગ્યા ॥૧૦॥ તે સમયે તે લાબા માર્ગમા ભગવાનની આગળ અને બન્ને બાજુમા ચોગરદમ મહામુનિઓના ઘણા મંડળો જનોના જોવામા આવ્યા હતા ॥૧૧॥ ભગવાન્ શ્રીહરિ સગવ સમયને અંતે ( મધ્યાહ્નકાળના આરંભમા ) સૂરવર્માના લોયા નામના ગામને પામ્યા જે ગામમાં સૂરવર્માપણ કારીયાણી ગ્રામથકી પ્રથમજ આવીને પવિત્ર વિપ્રો પાસે સમુનિમંડળ સપાર્ષદ સભક્તવૃંદ શ્રીહરિના સત્કારસારૂ

यत्रैत्य हरेः प्रतीक्षां करोति पाकं स विधाप्य विप्रैः ॥१२॥ श्रुत्वा-गतं तं स उपेत्य नेमुर्ग्राम्याश्च पौराश्च जनाः सहर्षम् । ग्राम्याः प्रभुं ग्राममुदारभावा वादित्रघोषैः स ततश्च निन्युः ॥१३॥ तत्र मुख्यः सिंहसंज्ञः पट्टलोऽन्ये च ये विशः । ते सर्वे सह सूरेण समुनिं तं सिषेविरे ॥१४॥ दिनानि कतिचित्तत्र ग्राम्यानानन्दयन्प्रभुः । तैरर्च्यमानो न्यवसद्वस्त्रालङ्कारभोजनैः ॥१५॥ सभायां प्रत्यहं तत्र धर्मान्वर्णाश्रमोचितान् । जनेभ्यः कथयामास भक्तिज्ञानोपबृंहितान् ॥१६॥ सूरसिंहादिभिर्भक्तैरनर्घ्याण्यंशुकानि च । स्वस्मै दत्तानि स ददौ भ्रातृभ्यां तत्र संसदि ॥१७॥ ग्रामे तस्मि-

સમુચિત રસોઈ કરાવીને તેમની રાહ જોઈ રહ્યા હતા ॥૧૨॥ ભગવાનને પધારેલા સાંભળીને સૂરવર્મા લોયા ગામના તથા દર્શનાર્થે આવેલા નાગડકા પુરના હરિજનો સર્વે પ્રહર્ષતરંગોએ પ્રેર્યાથકા સત્વર સન્મુખ જઈને દંડવત્ પ્રણામ કરીને વિવિધ વાજીત્રોના ઘોષથી સમસ્ત દિશાને પુરી દેતા થકા પરમ પ્રીતિથી પોતાના ગામની અંદર શ્રીહરિને લઈ આવ્યા ॥૧૩॥ લોયા ગામમાં સિંહ નામનો મુખ્ય (મુખી) પટેલ તથા બીજા જે વૈશ્ય જાતિના ભક્તો હતા તે સર્વે સૂરવર્માની સાથે મળીને મુનિમંડળસહિત શ્રીહરિની ભક્તિથી સેવા કરવા લાગ્યા ॥૧૪॥ તે ગામના હરિભક્તોએ વિવિધ વસ્ત્રો વિભૂષણો અને સુસ્વાદુ પાવન ભોજ્યાંવડે આરાધના કરેલા પ્રભુ શ્રીહરિ તે સર્વે હરિજનોને સદુપદેશાદિવડે આનંદ આપતા થકા કેટલાક દિવસો (પોષશુક્લ તૃતીયા પર્યંત) ત્યાં સુખેથી રહ્યા ॥૧૫॥ તે ગામમાં પ્રતિદિન સભામાં ભગવાન્ ભક્તિ જ્ઞાનથી સુસંસ્કૃત (અતિશય વિશેષને પમાડેલા) વર્ણાશ્રમોચિત ધર્મોનો મુનિપ્રમુખ આશ્રિત જનોને ઉપદેશ આપી રહ્યા હતા ॥૧૬॥ સભામાં સૂર સિંહ આદિક ભક્તોએ પોતાને પૂજામાં પ્રીતિથી અર્પેલા અમૂલ્ય વસ્ત્રો તથા આભરણો ભગવાને ભ્રાતા રામપ્રતાપ તથા ઇચ્છારામને આપ્યાં ॥૧૭॥ તેમાં જે ગ્રામ્ય જનો હતા તેઓ પરમપુરુષ શ્રીહરિની પૂજા પરમ અનુરાગથી કરતા, પોતાને સુલભ ઘૃતાક આદિકના બહુ શાક વાડીઓથકી

न्वाटिकाभ्यो वृन्ताकादीनि भूरिश । ग्रामीणा आहरन्ति स्म तस्मै शाकानि चान्वहम् ॥१८॥ तेषां संस्कारचातुर्यं पाचकेभ्य. प्रदर्शयन् । संस्कृत्य भूरिणाज्येन पपाचापि स्वयं प्रभु' ॥१९॥ सन्धुक्ष्योद्यान-केऽग्निं तदुपरि पृथुलं सत्कटाहं निधाय क्षिप्त्वाज्यं भूरि तस्मिन्नतिकडकडिते चारुवृन्ताकशाकम् । क्षिप्त्वा छुंकारकारी करकमललसद्दस्तको वीक्षमाण पीतापीतांशुक स्मान्प्रहसितवदनान्सो-

પ્રીતિથી પ્રતિદિન લાવીને શ્રીહરિને સમર્પતા હતા ભક્તિથીજ ભગવાન્ સતુષ્ટ થાય છે પણ વસ્તુવિલક્ષણતાથી નહિ ભક્તોપણ ભગવાનને ભક્તિરસભરેલુજ ભેટ કરેછે પણ ભક્તિરસ રહિત મધુરરસ ભરેલુ પણ ભેટ ધરતા નથી ॥૧૮॥ ભગવાનપણ માનુષ ભાવનેજ અનુકરણ કરતા, રસોઈ કરવી પીરસવુ વિગેરેવડે ભક્તોને અત્યધિક આનદ આપવા લાગ્યા આ ભગવાન પોતેજ તે શાકાનો સસ્કાર (વઘાર) કરવામા પોતાની ચાતુરી રસોયાઓને પ્રદર્શાવતા થકા ઘણા ઘૃતથી તેને વઘારીને પકવ કરવા લાગ્યા આશ્રિતો ઉપર ભગવાનનો જે પ્રેમાતિશય છે તે માનુષભાવમા સુલભતાને સૂચવે છે ભગવાન્ સર્વગન્ધમય અને સર્વ રસમય છે એમના હસ્તતળના સ્પર્શમાત્રથી સૌરભ્યનો અતિશય અને રસનો અતિશય અપૂર્વજ પાકમા આવે, માટેજ પોતેજ પાક બનાવા લાગ્યા (શ્રીહરિની આ લીલાતો પોતાના ભક્તજનોને તે સમયની શ્રીમૂર્તિની શોભાના ચિંતન અર્થે અને ભગવદ્ભક્તોએ હરિહરિજનોની સેવામા આ રીતે પ્રવર્તવુ જોઇએ એમ જણાવા માટે સમઝવી) ॥૧૯॥ સ્વય શ્રીહરિ રસોયા બન્યા તે સમયની શોભાને હવે વર્ણવે છે—ચુલમા પ્રથમ અગ્નિને પ્રજ્જ્વાળીને તેની ઉપર ચડાવેલા વિશાલ દૃઢ કઢાયામા ઘણુ ઘૃત પુરીને અગ્નિના તાપથી અત્યત કડકડ શબ્દવાળા તે ઘૃતમા બીજ વિનાના કોમળ વૃતાકશાકને નાખીને છુકાર શબ્દ કરાવા પૂર્વક પકવતા તેને વારેવારે ફેરવવા વાસ્તે કરકમળમા કાષ્ઠનો શોભાયમાન હાથલો ધારી રહેલા, ખોબેખોબે શાકમા હલદળ નાખીને તેવાળા હાથને પોતે પહેરેલા વસ્ત્રમા ઘસીને સાફ કરતા, વારવાર તેમ કરવાથી પીતપ્રાય થઈ ગયુ છે પહેરેલુ વસ્ત્ર જેમનુ, (માટેજ પીત વસ્ત્રથી

ऽच्युतस्मेरवक्त्रः ॥२०॥ शाकं संस्कृत्य भक्तान् क्रमरचितमहापङ्क्ति-
भिश्चोपवेश्य प्रीत्या पात्रेषु तेषां चपलतरमसौ सन्ददच्चारुदर्व्या ।
पृच्छंस्तत्स्वादमार्यानतिसुरसतया चाश्नतो भूरि भक्तान् शृण्वंस्तस्य
प्रशंसां प्रभुरतिमुमुदे सञ्चरन्पङ्क्तिमध्ये ॥२१॥ इत्थं नृनाट्यचरितै-
र्भक्तानानन्दयन्प्रभुः । नागटङ्कं ततः प्रायात्पुरं परिवृतो निजैः ॥२२॥
स्वावासं तत्र सूरस्य गृहे चक्रे स चापरान् । पुर्यामावासयामास

विराजमान) तेवी मनोहर पोतानी श्रीमूर्तिना निरीक्षणथी प्रहसित मुखवाळा पोताना भक्तजनोने मंदहासवडे मधुर मुखारविंदथी अतिशय आनंद आपता स्वयं श्रीहरि ते समये अतिशय शोभ्या हता ॥२०॥ प्रभु श्रीहरि वृंताक शाकने संस्कारपूर्वक बरोबर चढवीने, मुनिप्रमुख भक्तजनोने अनुक्रमे महापंक्तिबंध यथायोग्य बेसारी दइने, तेमना भोजनपात्रमां ते शाक सुंदर दर्वी ( कडछी-डंको ) वडे प्रीतिपूर्वक झटझट पीरसी देतां, अति आस्वादथी बहु जमता भक्तोप्रति तेनी मिष्टताने पुछतां तेमणे 'हे भगवन्! रसमूर्ति रसपोषक होइने रसथीज रांधनारा रसथीज पीरसनारा आपे अनुग्रहथी आपेला रसरूप महाप्रासादिक आ शाकनो उत्कर्ष अमो शुं कही शकीए' एरीते करेली रसप्रशंसाने सांभळता अने पंक्तिमध्ये गज चालथी चालता थका भक्तजनोने ते थएला अत्यानंदथी पोते अत्यानंदने पाम्या. भगवान् भक्तप्रिय होवाथी भक्तजनोना आनंदथीज आनंदी रहेछे, जे भगवाने आर्त अर्थार्थी ( सकाम ) देवोने प्रार्थनामात्रथी आत्मीयपणे मानीने शरीरमां बळमात्रनेज धारण करनारी सुधानुं पान कराव्युं हतुं. तेज आ भगवाने प्रयोजन निरपेक्ष ( निष्काम ) पोताना अनन्य भक्तोने अमृतथीपण अतिश्रेष्ठ, पोतान हस्ततळथी संस्कार करेलुं होवाथी निर्गुणताने पमाडेलुं, मननी विशुद्धि करनारुं शाक पोते प्रीतिथी पंक्तिमां पीरसीने जमाड्युं ॥२१॥

एरीते भगवान् नरनाट्यनां विचित्र दिव्य चरित्रोवडे लोया गामना हरिभक्तोने बहु आनंद आपीने, त्यांथी पोताना मुनिप्रमुख भक्तजनोथी विटाइने नागडका पुरे पधार्या ॥२२॥ ते पुरमां भगवाने सूर राजना घरमां

भक्तान्सर्वान् यथोचितम् ॥२३॥ सभार्यः ससुतः सूरस्तस्य तेषां यथोचितम् । आतिथ्यमकरोद्भक्त्या श्रद्धया चाप्युदारधीः ॥२४॥ पूजां चकार महतीं भक्त्या राजा निजप्रभोः । वस्त्रैराभरणैः शक्त्या रूप्यमुद्रार्पणेन च ॥२५॥ चन्दनैः पुष्पहारैश्च सद्वस्त्रैः श्रद्धयान्वितः । स पुपूज सतः सर्वान्भोज्यैर्नानाविधैरपि ॥२६॥ तेनातिमानितो भक्त्या भगवान् दिनपञ्चकम् । उवासानन्दयन्भक्तान्स्थापयन्धर्ममेव सः ॥२७॥ चतुर्थे दिवसे तत्र सभायामास्थितः प्रभुः । उवाच भक्तान् सकलान् गृहिणस्त्यागिनस्तथा ॥२८॥ श्रीनारायणमुनिरुवाच— भक्ताः ! शृणुत सर्वेऽपि श्वो भवत्युत्तरायणम् । स्नानं दानं यथाशक्ति कर्तव्यं तत्र सर्वथा ॥२९॥ चत्वारिंशत्तु घटिका मकरेऽर्कस्य सङ्क्रमात् । उत्तरः पुण्यकालोऽत्र ज्ञेयः स्नानादिकर्मसु ॥३०॥ माघ

પોતાનો ઉતારો કર્યો બીજા બધા ભક્તોનો યથોચિત પુરીમા ઉતારો કરાવ્યો ॥૨૩॥ અનતર સાતિ નામની ભાર્યાએ સહિત, નાથો નામના સુતે સહિત, દાનશૂર સૂરવર્માએ ભક્તિથી શ્રદ્ધાપૂર્વક તે ભગવાનનુ અને તેમની સાથે આવેલા મુનિમડળાદિ ભક્તોનુ યથોચિત આતિથ્ય કર્યું ॥૨૪॥ સૂરભૂપે ભક્તિથી પોતાના પ્રભુની ચદન પુષ્પાદિવડે તથા વિવિધ બહુમૂલ્ય વસ્ત્રો આભરણોવડે અને યથાશક્તિ ધનાર્પણવડે મહાપૂજા કરી તેપછી શ્રદ્ધાસપન્ન સૂરવર્માએ સર્વ સાધુઓની ચદન પુષ્પ વસ્ત્રાદિકવડે પૂજા કરી અને તેમને નાનાવિધ ભોજ્યાન્નવડે તૃપ્ત કર્યા ॥૨૫-૨૬॥ એરીતે આ રાજાએ પરા ભક્તિથી અતિસન્માન કરેલા ભગવાન્ તેજ નાગડકા નગરમા પોતાના ભક્તોને આનદ આપતા થકા અને ધર્મનુ સ્થાપન કરતા થકાજ પાચ દિવસ રહ્યા ॥૨૭॥ તેમા ચોથે દિવસે સભામા વિરાજેલા ભગવાન્ ગૃહસ્થો તથા ત્યાગી સમસ્ત ભક્તોપ્રત્યે એમ બોલ્યા ॥૨૮॥

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે ભક્તો ! તમો તમામ સાવધ મન રાખી સાભળો આવતી કાલે ઉત્તમ ઉત્તરાયણ નામનુ પર્વ આવે છે તેમા સ્નાન દાનાદિ યથાશક્તિ યથાધિકાર સર્વેએ સર્વથા કરવુ ॥૨૯॥ મકર રાશિમા સૂર્યના સક્રમને સમારભીને ઉત્તરની ચાળીશ ઘટિકાપર્યંત પુણ્યકાળ

स्नानस्य चारम्भः पौष्यामनाखिलैर्जनैः । कर्तव्यस्तत्र मुख्यं तु तिलदानं प्रकीर्तितम् ॥३१॥ चान्द्रायणव्रतं चात्र माघमासे विशेषतः । कर्तव्यमुदितं भक्ताः ! सर्वपातकशोधनम् ॥३२॥ कृच्छ्रव्रतेषु सकलेष्वपि पुम्भिरेतत् स्त्रीभिस्तथा सुकरमस्ति बृहत्फलं च । प्रोक्तं ततो निजशरीरविशुद्धिहेतोः कार्यं तपः प्रियरमापतितुष्टये वा ॥३३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे भगवतो लोहग्रामनागटङ्कपुरागमननिरूपणनामा सप्तदशोऽध्यायः ॥१७॥

सुव्रत उवाच—इति नारायणमुनेः स्वामिनो वचनं नृप ! । श्रुत्वा

समजवो ते आ स्नान दानादि सत्कर्म करवानो समय मान्यो छे ॥३०॥ आ मकरमां पौषी पूर्णिमाए माघस्नान नामना व्रतनो आरंभ करवो आमा सर्वकोई अधिकारी छे माटे सर्व जनोए करवो ते व्रतमा तिलदान मुख्य मान्यु छे ॥३१॥ हे भक्तो ! विशेषपणे आ माघमासमा चाद्रायण व्रत करवु, केमके ते व्रत विशेषपणे समस्त पातकने प्रणाश करनारु कह्युछे (पूर्णिमात अने अमावास्यात एरीते मास बे प्रकारना छे, तेमा आ माघस्नानमा पूर्णिमात मासपक्ष लेवो, एम सर्व निबन्धकारो कहेछे ॥३२॥ मासोपवास पाराक आदिक तमाम कृच्छ्र व्रतोने मध्ये आ चाद्रायण कृच्छ्र व्रतज नरोए तथा नारीओए सुखेथी थई शके एवु छे अने एनु फळ पापनिवारणरूप मोटु छे तो पोताना शरीरनी शुद्धिनी कामनावाळाए अवश्य आनु अनुष्ठान करवु कोई कामना न होय तो तप प्रिय रमापति भगवाननी प्रसन्नतानी कामनाथी आनु अनुष्ठान करवु ॥३३॥ इति श्रीसत्संगिजीवने चतुर्थप्रकरणे भगवतो लोहगामनागटंकपुरागमननिरूपणनामा सप्तदशोऽध्यायः ॥१७॥

## [1]अध्याय १८ मो.

सुव्रतऋषि कहेछे—हे नृप ! भगवान् नारायणमुनिनु आवुं वचन साभळीने शुकानंदमुनि तेमने प्रणाम करीने विनयथी एम पुछवा लाग्या

[1] आ अध्यायमा भगवाने माघस्नानना विधिनुं निरुपण कर्यु छे.

शुकानन्दमुनिस्तं नत्वा प्रश्रितोऽब्रवीत् ॥१॥ शुकानन्द उवाच— माघस्नानविधिं स्वामिन्! श्रोतुमिच्छाम्यहं प्रभो!। चान्द्रायणव्रतस्यापि विधिं मे वक्तुमर्हसि ॥२॥ सुव्रत उवाच—इत्थं तपस्विना तेन मुनिना पृष्ट आदरात्। जगादानन्दयन्भक्तान्सर्वांस्तं च स सर्ववित् ॥३॥ श्रीनारायणमुनिरुवाच—माघस्नानविधिं तुभ्यं कथयामि मुने! शृणु। तीर्थ एव विशेषेण माघस्नानं विधीयते ॥४॥ यस्य हस्तौ च पादौ च वाङ्मनश्च सुसंयतम्। विद्या तपश्च कीर्तिश्च स

॥१॥ શુકાનંદ કહેછે—હે સ્વામિન્! હું માઘસ્નાનનો વિધિ અને ચાંદ્રાયણ વ્રતનો વિધિ સાંભળવા ઈચ્છુંછું. તો હે પ્રભો! તેનો પ્રકાર મને આપ કહેવાને યોગ્ય છો ॥૨॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આ પ્રકારે તપસ્વી મુનિ શુકાનંદજીએ આદરથી પુછેલા સર્વજ્ઞ ભગવાન્ તે મુનિને અને બીજા બધા ભક્તોને આનંદ આપતા થકા બોલ્યા ॥૩॥ શ્રીનારાયણમુનિ કહેછે—હે મુને! માઘસ્નાનનો વિધિ સાંભળવા વાંછતા તમને કહુંછું, તેને એકાગ્ર મનથી સાંભળો. માઘસ્નાનતો તીર્થમાંજ વિશેષપણે કરવાના વિધિવાળું વર્તેછે ॥૪॥ માઘસ્નાનને તીર્થમાં કરનારો જે નર આ નિયમોને અનુસરે તેજ તીર્થફળને પામેછે, ઈતર નર પામતો નથી. તે આ નિયમો—જે જનના હાથ સંયમમાં હોય, પાદ સંયમમાં હોય, વાણી સંયમમાં હોય, મન સંયમમાં હોય, વિદ્યા સંયમમાં હોય, તપ સંયમમાં હોય અને કીર્તિ સંયમમાં હોય તે જન તીર્થફળને પામેછે. તેમાં દુષ્પરિગ્રહ અને પરપીડાથકી જે નિવૃત્તિ તે હસ્તસંયમ સમઝવો. દૃષ્ટિથી પવિત્ર પ્રદેશમાં પાદ મુકવો તે પાદસંયમ જાણવો. સ્વપર દ્રોહે વર્જીત વાણીનું ઉચ્ચારણ તે વાણીસંયમ જાણવો. પરનું અનિષ્ટ ન ચિંતન કરવું તે મનનો સંયમ સમઝવો. અભિચારાદિકે રહિતપણું તે વિદ્યાસંયમ જાણવો. દંભે રહિતપણું તે તપનો સંયમ માન્યો છે, પાપકીર્તિએ રહિતપણું તે કીર્તિનો સંયમ જાણવો. અથવા આ શ્લોકનો અર્થ એવો કરવો કે—જેને હસ્ત પાદ વાણી મન આદિક ઈન્દ્રિયોનું વિહિત વિષયોથકી વ્યતિરિક્ત વિષયો થકી નિવર્તનરૂપ સંયમન હોય, ચાંદ્રાયણાદિરૂપ તપ હોય, આત્મવિદ્યાની અભ્યાસપરતા હોય અને સદાચારસંપન્નપણારૂપ પૃથા

तीर्थफलमश्नुते ॥५॥ अश्रद्दधानः पापात्मा नास्तिकोऽच्छिन्नसंशयः। हेतुनिन्दारतश्चैते न तीर्थफलभागिनः ॥६॥ प्रयागं पुष्करं प्राप्य कुरुक्षेत्रमथापि वा । यत्र तत्र च वा स्नायान्माघे नित्यमिति स्थितिः ॥७॥ त्रिरात्रफलदा नद्यो याः काश्चिदसमुद्रगाः । समुद्रगास्तु पक्षस्य माघस्य सरितां पतिः ॥८॥ अरुणोदयमारभ्य प्रातःकालावधि ध्रुवम् । माघस्नानस्य कालो हि पुण्यदो मुनिभिः स्मृतः ॥९॥ उत्तमं तु सनक्षत्रं लुप्ततारं तु मध्यमम् । सवितर्युदिते स्नानं ततो हीनं प्रकीर्तितम् ॥१०॥ वृथैवोष्णोदकस्नानं वृथा जप्य-

---

હોય, ઈત્યાદિ નિયમો હોય તે તીર્થના ફળને પામે છે ॥૫॥ જે તીર્થફળની પ્રાપ્તિમાં સંશયિત મનવાળો હોય, જે નાસ્તિક–વેદ અને તેમા કહેલા અર્થમા પ્રામાણ્ય બુદ્ધિએ રહિત હોય, જે શ્રદ્ધાએ રહિત હોય, જે હેતુવાદપર (સચ્છાસ્ત્રોક્ત સત્કર્મોમાં કુતર્કોવડે સંદેહ ઉપજાવનારો) હોય, જે પરનિંદાપર હોય, જે પાપપ્રસક્ત ચિત્તવાળો હોય તે આ છ જણાઓ તીર્થફળને નથીજ પામતા ॥૬॥ જે આ નિષિદ્ધથકી નિવૃત્ત થઈ વિહિત નિયમવાળો થાય તે પ્રયાગ પુષ્કર કુરૂક્ષેત્ર આદિકને મધ્યે હરકોઈ તીર્થવિષે માઘમાસમાં નિત્ય સ્નાન કરે એવી સ્થિતિ–શાસ્ત્રમર્યાદા છે ॥૭॥ જે કોઈ સમુદ્રને સાક્ષાત્ મળનારી નથી તે નદીઓ માઘમાસમાં એક દિવસ સ્નાનથી ત્રણ દિવસ સ્નાનફળને આપેછે જેતો સમુદ્રને સાક્ષાત્ પામનારી નદીઓ છે તેતો એક દિન સ્નાનથી પક્ષસ્નાન ફળને આપેછે. નદીઓનો પતિ સમુદ્ર તો માઘમાં એક દિવસ સ્નાનથી માસ સ્નાનનું જે ફળ તેને આપેછે. એરીને સમુદ્રમાં અને તેને પામનારી નહિ પામનારી નદીઓના સ્નાનમા ફળનું તારતમ્ય જાણવું ॥૮॥ અરૂણોદય સમયને આરંભીને પ્રાતઃકાળ સુધી માઘસ્નાનનો સમય છે. તે આ સમય મુનિઓએ પુણ્યદાયક કહ્યોછે (पञ्चपञ्च उष कालः सप्तपञ्चारुणोदयः । अष्टपञ्च भवेत्प्रातः शेष सूर्योदय. स्मृत· ॥ એવી સ્મૃતિ છે) ॥૯॥ તેમા તારાઓ પ્રકાશના હોય ત્યારે જે સ્નાન તે ઉત્તમ માન્યું છે તારાઓ પ્રલોપ પામતાં જે સ્નાન છે તે મધ્યમ માન્યુ છે સૂર્ય ઉદય પામતાં તે સ્નાન છે તે અધમ કહ્યુછે ॥૧૦॥

मवैदिकम् । अश्रोत्रिये वृथा दानं वृथा भुक्तमसाक्षिकम् ॥११॥ ब्रह्मक्षत्रविशां चैव मन्त्रवत्स्नानमिष्यते । तूष्णीमेव तु शूद्राणां स्त्रीणां च मुनिसत्तम ! ॥१२॥ पौर्णमासीं तु पौषस्य प्रारभ्य स्नानमाचरेत् । त्रिंशत्त्वहानि पुण्यानि मकरस्थे दिवाकरे ॥१३॥ अपावृतशरीरस्तु यः साक्षात्स्नानमाचरेत् । पदे पदेऽश्वमेधस्य फलमाप्नोति मानवः ॥१४॥ ततः स्नात्वा शुभे तीर्थे दत्त्वा शिरसि वै

જેમ અવૈદિક ( વેદ પુરાણ આગમાદિકમાં રહેલા મંત્રોથકી અન્ય ) મંત્રનો જપ વ્યર્થ છે. જેમ દાન અશ્રોત્રિય–વેદાધ્યયનાદિકે વર્જીત વિપ્રને આપેલું વ્યર્થ છે. જેમ वृथा भुक्तमसाक्षिकं–અતિથિ અભ્યાગત આદિકની સાક્ષિએ રહિત ભોજન વૃથા છે ( અતિથિ આદિકને જમાડીને પોતે જમવું. નહિ તો વ્યર્થ છે ) અથવા જેમ કોઈ વસ્તુનો ભોગવટો બહુકાળથી ચાલ્યો આવતો હોય પણ જો તે સાક્ષિએ રહિત હોય તો વ્યવહારપદમાં ( દાવામાં ) પોતાનું માલકીપણું સિદ્ધ કરવા સમર્થ થતો નથી. તેમ ઉષ્ણ જળથી માઘમાસમાં જે સ્નાન છે તે વૃથા–વ્રતફળને આપવા સમર્થ નથી ॥૧૧॥ હે મુનિસત્તમ! તેમાં જેમને વેદમાં અધિકાર છે એવા બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યોએ મંત્રોચ્ચારણે સહિત સ્નાન કરવું. જેમને વેદમાં અધિકાર નથી એવા શૂદ્રોએ અને સ્ત્રીયોએ તો કેવળ ( મંત્ર વિના ) સ્નાન કરવું ( વેદના અધિકારીઓએ મંત્ર વિનાનું સ્નાન ન કરવું એવો નિયમ જાણવો ) આમાં સર્વસાધારણ મંત્ર પદ્મપુરાણમાં કહેલો તે નિર્ણયસિંધુમાં સંગ્રહ્યો છે—'दुःखदारिद्र्यनाशाय श्रीविष्णोस्तोषणाय च । प्रातःस्नानं करोम्यद्य माघे पापविनाशनम् । मकरस्थे रवौ माघे गोविन्दाच्युत! माधव ! । स्नानेनानेन मे देव! यथोक्तफलदो भव । इमं मन्त्रं समुच्चार्य स्नायान्मौनसमन्वितः ॥' ઇતિ ॥૧૨॥ પૌષ માસની પૌર્ણમાસીને આરંભીને મકર રાશિમાં રવિ વર્તતે સતે ત્રીશ દિવસો પવિત્ર માઘ સ્નાનવ્રતમાં યોગ્ય કહ્યા છે ( કોઈ સ્થળે પૌષશુકલ એકાદશી કે દ્વાદશીને આરંભીનેપણ માઘસ્નાન કહ્યું છે ) ॥૧૩॥ જે માનવ ઘરથકી વસ્ત્રાદિકવડે શરીરને નહિ ઢાંકીને ( ઉઘાડે શરીરે ) સાક્ષાત્ સ્નાન કરવા નદીએ જાય અને તેના જળમાં સ્નાન કરી ભીને વસ્ત્રેજ પાછો ઘેર આવે તે માનવ પગલે

मृदम् । वेदोक्तविधिना ब्रह्मन् ! सूर्यायार्घ्यं निवेदयेत् ॥१५॥ पितॄन्सन्तर्पयेत्तत्स्थः समुत्तीर्य ततो जलात् । इष्टदेवं नमस्कृत्य पूजयेत्पुरुषोत्तमम् ॥१६॥ भूशायी ब्रह्मचारी च शक्तः स्नानं समाचरेत् । अशक्तो नियमाचारे स्नानमात्रं समाचरेत् ॥१७॥ यथाकथञ्चित्कर्तव्यं माघस्नानमिति स्मृतिः । अतिरुग्णाश्चातिवृद्धाः स्नायुरुष्णेन वारिणा ॥१८॥ तिलस्नायी तिलोद्वर्ती तिलहोमी तिलोदकी । तिलभुक् तिलदाता च षट्तिलाः पापनाशनाः ॥१९॥ सरित्तोयाद्यभावे तु नवकुम्भस्थितं जलम् । वायुना ताडितं रात्रौ गङ्गातोयसमं विदुः ॥२०॥ तन्नास्ति पातकं लोके यन्न स्नानाद्दिन-

પગલે અશ્વમેધ યજ્ઞના ફળને નિશ્ચે પામેછે ॥૧૪॥ સ્નાન સમયે કરવાનો વિધિ હવે કહુંછું—હે બ્રહ્મન્ ! સ્નાન સમયે મસ્તકે તીર્થમૃત્તિકા લીંપીને શુભ તીર્થમાં સ્નાન કરી વેદોક્ત વિધિથી સૂર્યદેવને અર્ઘ્ય આપે ॥૧૫॥ અનંતર જળમાજ રહીને પિતૃતર્પણ કરે પછીથી જળથકી બહાર આવીને ઇષ્ટદેવ પુરૂષોત્તમને પ્રણામ કરીને તેમનુ પૂજન કરે ॥૧૬॥ જે શક્ત હોય તે કેવળ ભૂમિ ઉપર શયન કરનારો થઈ, બ્રહ્મચર્યાદિ નિયમોએ યુક્ત થઈ સ્નાનવ્રત કરે જેતો અશક્ત હોય તે ભૂમિશયનાદિ નિયમોએ રહિત કેવળ બ્રહ્મચર્યવ્રતે સંપન્ન થઈ સ્નાન કરે ॥૧૭॥ જેઓ અતિરોગી હોય કે અતિવૃદ્ધ હોય તેમણે તો તે વ્રત ઉષ્ણ જળસ્નાનથીજ સિદ્ધ કરવુ, પણ અશક્તપણાની બુદ્ધિથી વ્રતનો ત્યાગ ન કરવો જે કોઇપણ પ્રકારે માઘસ્નાન કરવું એમ સ્મૃતિકારો સમરે છે ॥૧૮॥ તેમા તલ લઇને સ્નાન કરે, તલ લઇને સ્નાન કરનારો, તલના ચૂર્ણથી અંગમર્દન કરનારો, અગ્નિમાં તલનો હોમ કરનારો, તલથી પિતૃતર્પણ કરનારો, તલનુ ભક્ષણ કરનારો, વિપ્રોને તલનુ દાન કરનારો, એરીતે સ્નાનાદિ ષટ્ કાર્યમા ઉપયોગી થએલા તલો સમગ્ર પાપને નાશ કરનારા શ્રેષ્ઠ માન્યાછે ॥૧૯॥ જે દેશમા નદી તળાવ આદિક જળાશય નથી ત્યા તો મૃત્તિકામય નવીન (કોરા) ઘડામા ભરીને રાત્રિએ આવરણવર્જિત સ્થળમાં મુકતા વાયુએ વેગથી અફાળતાં બહુ ઠંડુ થએલુ જળ ગંગાજળ સમાન સમજવુ અર્થાત્ આવા જળથી જે સ્નાન તે ગંગા

श्यति । मासोपवासादधिकं माघस्नानं मुने ! ध्रुवम् ॥२१॥ जीवता भुज्यते दुःखं मृतो दुःखं न पश्यति । एतस्मात्करणाद्भूमौ माघस्नानं विशिष्यते ॥२२॥ अहन्यहनि दातव्यास्तिलाः शर्करयान्विताः । त्रयो भागास्तिलानां हि चतुर्थः शार्करो मतः ॥२३॥ माघावसाने रुचिरान् षड्रसान्सम्प्रदापयेत् । दम्पत्योर्वाससी सूक्ष्मे सप्तधान्यसमन्विते ॥२४॥ त्रिंशत्तु मोदका देयाः शर्करातिलसंयुताः । ताम्रपात्राणि दद्याच्च तिलोपेतानि शक्तितः ॥२५॥ कम्बलाजिनवस्त्राणि नानारत्नानि शक्तितः । चोलकानि तु दिव्यानि प्रच्छादनपटांस्तथा

જળ સ્નાનને સમાન છે એમ મુનિઓ કહેછે ॥૨૦॥ હે શુકાનંદમુને ! જગતમાં જે પાપ પૂર્વોક્ત પ્રકારે માઘસ્નાન કરવાથી ન નાશ પામે એવું એક પણ પાપ નથી. માઘસ્નાનથી તમામ પાપો નાશ થાયછે. તેથી આ વ્રત માસોપવાસવ્રતથકીપણ નિશ્ચે અધિક ફળ આપનારૂં માન્યું છે ॥૨૧॥ યદ્યપિ આમાં શીતબાધા સહનરૂપ મહાદુઃખ રહેલું છે પરંતુ તે દુઃખ જીવતાંજ અહીં ભોગવઈ જાય છે. પછીથી પરલોકમાં ગએલાને તો તે દુઃખ ભોગવવું પડતું નથી, કેમકે માઘસ્નાનથી પાપનો પ્રક્ષય થઈ ગયો છે. અન્યથા તો પરલોકમાં દુરંત દુઃખ અવશ્ય ભોગવવું પડે. આવા કારણને લીધેજ ભૂમિમાં માઘસ્નાન વ્રત સર્વથી સમધિક માન્યું છે ॥૨૨॥ આ વ્રતમાં નિષ્ઠાવાળાએ સાકરે સહિત તલનું પ્રતિદિન દાન દેવું તેમાં તલના ત્રણ ભાગ અને સાકરનો એક ભાગ લેવો. આવા માપથી તલ સાકરનું દાન કરવું ॥૨૩॥ માઘસ્નાનની સમાપ્તિમાં સુંદર મધુરાદિ ષટ્ પ્રકારના રસો ( તેતે રસવાળા પદાર્થો ગોળ આદિક )નું યથાશક્તિ દાન કરે. દંપતી ( સ્ત્રી પુરૂષ )ને ઉચિત સૂક્ષ્મ વસ્ત્રોનું દાન આપે. સાત ધાન્ય ( જવ ઘઉ ડાંગર તલ કાંગ શ્યામો ચીણો )નું દાન કરે ॥૨૪॥ તલ સાકરથી બનાવેલા લાડવા ત્રીશ દાનમાં આપે. યથાશક્તિ તલ ભરેલાં તામ્રપાત્રો આપે. યથાશક્તિ કામળીઓ મૃગચર્મો વસ્ત્રો વિગેરેને આપે. વૈભવ હોય તો વિવિધ રત્નોપણ યથાશક્તિ દાનમાં આપે. સુંદર ચોલક ( ડગલા અંગરખાં વિગેરે ) તથા ચાદરો આદિકનું દાન કરે. તથા કાંટા

॥२६॥ उपानहौ पादगुप्ते मोचकौ पापमोचकौ । तथान्यदपि यत्किञ्चिन्माघे स्वस्य प्रियं भवेत् ॥२७॥ तन्माघस्नायिनां देयं विप्राणां भूतिमिच्छता । स्वल्पेऽपि दाने वक्तव्यं माधवः प्रीयतामिति ॥२८॥ नदीतडागप्रहिवापिकादौ गृहेऽपि वा शीतजलेन माघे । स्नानं विधेयं रविदर्शनात्प्राक्मदाश्रितैर्ब्रह्मकृपेऽनुघस्रम् ॥२९॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे नागटङ्कपुरे माघस्नानविधिनिरूपणनामाष्टादशोऽध्यायः ॥१८॥

श्रीनारायणमुनिरुवाच—चान्द्रायणव्रतस्याथ विधिं शुक ! वदामि ते । वैष्णवादिपुराणेषु यत्प्रोक्तं पापशुद्धये ॥१॥ शुक्लपक्षे चतुर्दश्यां

---

તાપ આદિક થકી પાદની રક્ષા કરનારાં પગરખાં અને દાતાના પાપને નાશ કરનારા મોજા આદિક આપે. તથા જે બીજું પોતાને પ્રિય હોય તે બધાં પદાર્થોનું માઘમાસમાં સ્નાન કરનારા વિપ્રોને પોતાના ઉદયની ઇચ્છાવાળો આપે અલ્પદાનમાં પણ 'ભગવાન્ પ્રસન્ન થાવ' એમ કહેવું. એટલે આ બધાં દાનો ભગવત્પ્રીત્યર્થેજ કરવાં ॥૨૫–૨૮॥ હે મુને ! મારા આશ્રિત સર્વેએ માઘમાસમાં નદીમાં કે તલાવમાં કે વાવ્યમાં કે કુવામાં ( આમાં પૂર્વપૂર્વનો પ્રકર્ષ સમજવો. પૂર્વપૂર્વના અલાભમાં ઉત્તરોત્તરનો આશ્રય કરવો ) કે અંતે ઘેર પણ ઠંડા જળથી સૂર્યોદય પહેલાંજ પ્રતિદિન સ્નાન કરવું ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે નાગટંકપુરે માઘસ્નાનવિધિનિયમનિરૂપણનામાષ્ટાદશોઽધ્યાયઃ ॥૧૮॥

## [1]અધ્યાય ૧૯ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે શુકાનંદમુને ! હવે ચાંદ્રાયણવ્રતનો વિધિ તમને તત્વથી કહુંછું, જે વ્રત વૈષ્ણવાદિ પુરાણોમાં પાપશુદ્ધિ સારૂ કરવાનું કહ્યુંછે ॥૧॥ પૌષમાસના શુક્લપક્ષની ચતુર્દશીએ વ્રતકર્તા નર સાવધાન થઈ સર્વ પાપને નાશ કરનારૂં ચાંદ્રાયણવ્રત એક માસપર્યંત કરવાનો નિયમ

---

૧ આ અધ્યાયમાં ભગવાને ચાંદ્રાયણવ્રતનો વિધિ નિરૂપણ કર્યો છે.

पौषमासे समाहितः । चान्द्रायणव्रतं मासं गृह्णीयात् सर्वपापजित् ॥२॥ भूशय्या ब्रह्मचर्यं च त्रिकालं स्नानमन्वहम् । लक्ष्मीनारायणस्यार्चा कार्याऽखण्डश्च दीपकः ॥३॥ आज्येन तर्पयेद्वह्निं सर्वपापोपशान्तये । चरुं भैक्षं तथा सक्तून् कणान् यावकमेव च ॥४॥ शाकं क्षीरं दधि घृतं फलमूलोदकानि च । हुतशिष्टं तु वा पश्चात्माशयेदन्नमादरात् ॥५॥ धात्रीफलोपमान् ग्रासान् पौर्णमास्यां तु भक्षयेत् । द्व्यान् पञ्चदशैवाथ ह्रासयेच्च दिने दिने ॥६॥ विंशत्या सहितं येन कृष्णपक्षे भवेच्छतम् । अमावास्यादिने चैव द्विजश्चोपवसेत्ततः ॥७॥

ग्रहण करे ॥२॥ आ व्रतना अगपणे प्रतिदिन केवळ भूमि उपर शयन करवुं, ब्रह्मचर्यव्रत पाळवुं, त्रिकाळ स्नान करवुं विगेरे नियमोनुं अनुपालन करे. अने लक्ष्मीनारायणनी पूजा व्रतना साद्‌गुण्य सारु अवश्य करवी अने भगवाननी सन्निधिमां अखंड घृतदीपक करवो ॥३॥ घृतथी अग्निने यथाविधि तृप्त करे, केमके ते आ होम पापमात्रने प्रणाश करनारो छे आ व्रतमां निष्ठावाळा नरे भक्षण करवा योग्य अन्न आज छे—चरु–ओसाव्या विनानो भात, भैक्ष–भिक्षाप्राप्त जे कांई पण नहि दूषित अन्न, साथनो, चोखा आदिकना कण, ( कणकी ) यावक, ( जव संबन्धि ) शाक, दुग्ध, दधि, घृत, फळ, मूळ अने जळने भक्षण करे आमां उत्तरोत्तर प्रशस्त समजवुं अथवा होमतां अवशेष रहेलु अन्न होमने अंते आदरथी जमे ॥४–५॥ आ व्रत चद्रकळानी पेठे ह्रास अने वृद्धिवडे थायछे माटे तेनी 'चांद्रायण' एवी संज्ञा सार्थक छे. तेमां यवमध्य अने पिपीलिकामध्य एवा भेदथी चांद्रायण बे प्रकारनुं छे, तेमां अहीं पिपीलिकामध्यनो प्रकार कह्युं. तेमां पौषपूर्णिमाए लीला मोटा आंमळा जेवडा प्रिय कोळीया पंदरज जमे. पछी दिनदिन ओछो करे एटले पूर्णिमाए पदर, पडवाए चौद, द्वितीयाए तेर, एरीते एकएक न्यून करीने जमे. आमावास्या दिवसे तो उपवास करे. एम करतां कृष्णपक्षमां बधा मळीने एकसो वीश ग्रास जमवामां आवे. तेपछी माघशुक्ल पडवाने प्रारम्भीने प्रतिदिन एक एक कोळीयाना वृद्धिक्रमथी चंद्रकळानी वृद्धिने अनुसारे फरीपण एकसो वीश 'कोळीया' जमे.

शुक्ला पक्षतिमारभ्य चन्द्रवृद्धिक्रमेण च । विंशत्या सहितं भूयो ग्रासानां स्याच्छतं तथा ॥८॥ एकस्य प्रणवो मन्त्रो भूर्द्वयोश्च भवे दिह । भुवस्त्रयाणां स्वश्चापि चतुर्णां मह एव च ॥९॥ भवेदथ च पञ्चानां षण्णा जन उदाहृत । सप्तानां तु तप सत्यमष्टानां परिकीर्तितम् ॥१०॥ ऊर्ध्वानां भवेदिद्र च दशानां मन्त्र एव च । एकादशानामोजश्च तेजश्चात पर भवेत् ॥११॥ त्रयोदशानां पुरुषस्ततो धर्म प्रकीर्तित । शिव पञ्चदशानां च ग्रासानां मन्त्र उच्यते ॥१२॥ स्वाहाकारनमस्कारयुक्तैर्मन्त्रै पृथक् पृथक् । अभिमन्त्र्य

એટલે માઘશુક્લ પડવાએ એક, દ્વિતીયાએ બે, તૃતીયાએ ત્રણ એરીતે એકએક ગ્રાસ પ્રતિદિન વધારતા પૂર્ણિમા સુધીમા એકસો વીશ ગ્રાસ થાય આ પ્રકારે એક માસમા બસો ચાળીશ કોળીયા જમવાનો નિયમ જાણવો ॥૬-૮॥ તેમા ગ્રાસના અભિમનણ મનો કહુછુ—ચાદ્રાયણવ્રતમા એક- પ્રથમ ગ્રાસનો પ્રણવ ( ૐકાર ) મન્ત્ર છે, તે નમ સ્વાહા શબ્દની સાથે જો ડતા ગ્રાસ જમવામા ઉપયોગી મન્ત્ર થાયછે, એટલે 'ૐનમ સ્વાહા' એમ અભિમનણ કરવા પૂર્વક પ્રથમ કોળીયાને જમે બે ગ્રાસનો 'ભૂ' એવો મન્ત્ર છે, એટલે 'ભૂર્નમ સ્વાહા' એમ અભિમન્ત્રણ કરવાપૂર્વક બે ગ્રાસને જમે ત્રણ ગ્રાસનો 'भुव' એવો મન્ત્ર છે, એટલે 'भुवो नम स्वाहा' એરીતે અભિમનણ કરવાપૂર્વક ત્રણ ગ્રાસને જમે આજ રીતે આગળ પણ જાણી લેવુ ચાર ગ્રાસનો 'स्व' એવો મન્ત્ર કહ્યોછે પાચ ગ્રાસનો મન્ત્ર 'मह' એવો માન્યોછે, છ ગ્રાસનો 'जन' એવો મન કહ્યોછે સાત ગ્રાસનો મન 'तप' એવો માન્યોછે આઠ ગ્રાસનો મન 'सत्य' એવો કહ્યોછે નવ ગ્રાસનો 'ऊर्ध्वं नम स्वाहा' એવો મન માન્યોછે દશ ગ્રાસનો 'इन्द' એવો મન્ત્ર છે અગીયાર ગ્રાસનો મન 'ओज' એવો છે બાર ગ્રાસનો મન્ત્ર 'तेज' એવો છે તેર ગ્રાસનો મન 'पुरुष' એવો કહ્યોછે તેથીપર ચૌદ ગ્રાસનો 'धर्म' એવો મન્ત્ર માન્યોછે પદર ગ્રાસનો 'शिव' એવો મન્ત્ર કહ્યોછે એરીતે સ્વાહાકાર અને નમસ્કારે યુક્ત એવા તેતે ૐકારાદિ મન્ત્રોવડે તેતે સખ્યાના ગ્રાસોને જુદા જુદા અભિમન્ત્રણ કરવાપૂર્વક દિવસ

ग्रसेद्ग्रासान् दिनसङ्ख्याक्रमेण च ॥१३॥ समाप्ते तु व्रते दद्याद्गां वृषं च द्विजातये । चान्द्रायणेन चैकेन सर्वपापक्षयो भवेत् ॥१४॥ उद्यापनेन सहितं कृत्वेदं व्रतमाप्नुयात् । इह लोके धनारोग्यं सुखं सौभाग्यसम्पदम् ॥१५॥ प्राप्नुयात्परलोके च शक्रस्य सदने स्थितिम् । विष्णुप्रीत्यै कृते त्वस्मिन् प्राप्नुयाद्धाम वैष्णवम् ॥१६॥ चान्द्रायणं व्रतमिति प्रोक्तं तुभ्यं मया मुने ! । प्रायश्चित्तव्रतेष्वेतत्प्रायो मुख्यतया मतम् ॥१७॥ सुव्रत उवाच—इत्याश्रुत्य प्रभोर्वाक्यं शुकानन्दस्तथेतरे । हृष्टा बभूवुर्नृपते ! प्रणेमुश्च तमीश्वरम् ॥१८॥ ततः प्रभाते भगवान् पर्वस्नानं तिलोदकैः । कृत्वा ददौ ब्राह्मणेभ्यस्तिलपात्राणि काञ्चनम् ॥१९॥ सहस्रशः कम्बलांश्च नीशारांश्च सहस्रशः ।

સઙ્ખ્યાના અનુક્રમથી જમે ॥૯-૧૩॥ ચાંદ્રાયણવ્રતની સમાપ્તિમાં તો ગાય અને વૃષભનું વિપ્રને દાન આપે. એકજ ચાંદ્રાયણવ્રત કરવાથી સર્વ પાપનો પ્રક્ષય થાય ( આથી ચાંદ્રાયણની પ્રશસા કરેલી જાણવી ) ॥૧૪॥ વ્રતને અંતે ઉદ્યાપન કરે. તેનાથીજ તેના ફળની સિદ્ધિ થાય આ વ્રતના અનુષ્ઠાનથી આ લોકમાં ધન આરોગ્ય સુખ અને સૌભાગ્ય સંપદાને પામે ॥૧૫॥ અને પરલોક સ્વર્ગમાં દેવોની સાથે ઇન્દ્રના ભવનમાં સ્થિતિસુખને પામે. આ વ્રત ફળકામનાનો પરિત્યાગ કરી વિષ્ણુપ્રીત્યર્થે કરવામાં આવે તો અંતઃકરણના મળની વિશુદ્ધિદ્વારા જ્ઞાનોદય પામીને વિષ્ણુના ગોલોકાદિ પરમ ધામને પામે ॥૧૬॥ હે મુને ! આવા પ્રકારવાળું ચાંદ્રાયણવ્રત મેં તમો જીજ્ઞાસુને કહી સંભળાવ્યું. આ વ્રત પ્રાયશ્ચિત્તોમાં પ્રાય પ્રધાનપણે સ્મૃતિકારોએ માન્યુછે ॥૧૭॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપતે ! આવું મહાપ્રભુનું વચન શુકાનંદમુનિ તથા બીજા બધા ભક્તો સાંભળીને બહુ હર્ષ પામ્યા અને તે સર્વેએ સર્વેશ્વર શ્રીહરિને સાષ્ટાંગ પ્રણામ કર્યો ॥૧૮॥ તેપછી પ્રભાત સમયે ભગવાને ધર્મને પ્રવર્તાવા તિલમિશ્રિત શીતળ જળવડે ઉત્તરાયણ પર્વનિમિત્તનું સ્નાન યથાવિધિ કરીને, તિલપાત્રો અને સુવર્ણનું દાન બ્રાહ્મણોને દીધું ॥૧૯॥ તથા હજારો હજાર કાંમળાઓ, પીંજેલા રૂથી ભરેલા હજારો હજાર નીશારો ( ડગલાઓ ) અને હજારો હજાર અંગરખાં બ્રાહ્મણોને

सतूलान् कञ्चुकांश्चादात् ब्राह्मणेभ्यः सहस्रश ॥२०॥ ब्राह्मणान् भोजयामास तदिष्टैर्भोजनैर्बहून् । प्रादाच्च दक्षिणास्तेभ्यो भगवान् धर्मरक्षक ॥२१॥ सन्तर्प्य धार्मिश्च मुनीन् सदन्नैर्भ्रातुर्निवासे स्वयमप्यभुक्त । रात्रौ सदःस्थ स उपादिशत्स्वान् स्वसम्मतां श्रीऋषभोक्तशिक्षाम् ॥२२॥ इति श्रीसत्स० नारायणचरित्रे धर्मशास्त्रे नागटङ्कपुरे चान्द्रायणव्रतविधिनिरूपणनामैकोनविंशोऽध्याय ॥१९॥

सुव्रत उवाच—दिनानि पञ्चैव स नागटङ्क एवं पुरेऽसौ भगवान् पित्वा । सूरेण भक्तैश्च वृतोऽखिले स्वैर्हेमन्तसिंहस्य पुर प्रतस्थे ॥१॥ त सोऽध्वनि प्राह नृप सदीशस्त्वद्ग्राममादो नय नस्ततस्ते । पुर

આપ્યા ॥૨૦॥ તથા ધર્મરક્ષક ભગવાને બહુ બ્રાહ્મણોને ઇષ્ટ મિષ્ટાન્નોવડે તૃપ્ત કર્યા અને તેમને વિશેષપણે દક્ષિણા આપી ॥૨૧॥ ત્યારપછી ધર્મપુત્ર શ્રીહરિ મુનિઓને અભિવાંછિત મોદકાદિ ઉત્તમાન્નવડે અતિતૃપ્ત કરીને, પોતે પણ ભ્રાતા ઈચ્છારામના નિવાસ ઘરમા જમ્યા રાત્રિએ સભામા વિરાજમાન થઇને પોતાના સમસ્ત ભક્તજનોને પોતે અતિમાન્ય કરેલા ( શ્રીમદ્ ભાગવતના પચમસ્કધના પાચમા અધ્યાયમા રહેલાં ) શ્રીઋષભદેવે કહેલા શિક્ષાવચનોનો અવબોધ આપ્યો (એરીતે ધર્મપ્રવર્તન પ્રયોજને પૃથ્વી ઉપર પ્રાદુર્ભવેલા ભગવાન્ શ્રીહરિ સમયસમયે ધર્મ તથા જ્ઞાનને પ્રવર્તાવતાથકા વિરાજતા હતા ) ॥૨૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવનને ચતુર્થપ્રકરણે નાગઢંકપુરે ચાંદ્રાયણવ્રતવિધિનિરૂપણનામૈકોનવિંશોઽધ્યાય: ॥૧૯॥

## [1]અધ્યાય ૨૦ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! ભગવાન્ શ્રીહરિ એરીતે ધર્મ જ્ઞાનને પ્રવર્તાવતા થકા નાગડકા પુરમા પાચજ દિવસો રહીને, સૂરવમાપ્રમુખ પોતાના સમગ્ર ભક્તોથી વિંટાઇને હેમતાસિંહના જુનાગઢપુર પ્રતિ જવા માટે પોષશુક્લ દશમીએ ત્યાંથી ચાલી નીકળ્યા ॥૧॥ સતાપતિ શ્રીહરિએ

[1] ૧ આ અધ્યાયમાં પાચાળા ગામમા ભક્તોને સતોષ પમાડતા ભગવાને કરેલા દોલોત્સવનું નિરૂપણ કર્યુ છે

व्रजिष्याम इति प्रभूक्तं तथेति शीर्ष्णा स उरीचकार ॥२॥ षष्ठेऽह्नि स ग्राममवाप तस्य पञ्चालसंज्ञं द्रुमराजिरम्यम् । श्रुत्वा तमायातमनूपसिंहो ग्राम्यैः समं सन्मुखमाजगाम ॥३॥ ते तं प्रणम्याच्युतमादरेण हेमन्तसिंहं च समेत्य सर्वे । वादित्रनादैः सममेव निन्युर्ग्रामं सभक्तं तमुदारकीर्तिम् ॥४॥ हेमन्तसिंहोऽथ निजे गृहे तं निवासयामास सपार्षदं च । यथोचितं वासयति स्म सर्वानन्यांश्च भक्तानपि भूपवर्य ! ॥५॥ हरेर्भागवतानां च स्त्रीपुंसानां स भूपतिः । यथोचितं यथावित्त चकारातिथ्यमादरात् ॥६॥ सर्वेस-

માર્ગમા જતાં હેમતસિંહ નૃપને કહ્યુ કે–હે રાજન્! પ્રથમ અમને તમારા પચાળા ગામે લઈ જાવ તેપછી તમારા જીર્ણદુર્ગપુર પ્રતિ આપણે સર્વે જઇશુ આવું શ્રીહરિનુ વચન હેમતસિંહે 'તથાસ્તુ' એમ કહીને મસ્તકે અગીકાર કર્યું ॥૨॥ છઠે દિવસે (પૌષશુક્લ પૂર્ણિમા દિને) વિવિધવૃક્ષ પક્તિઓવડે રમણીય પચાળા નામના તેમના ગામને પામ્યા પોતાને ગામે આવેલા શ્રીહરિને સાભળીને અનૂપસિંહ (હેમતસિંહના નાના ભાઈ) પોતાના ગામના ભક્તલોકોને સાથે લઇને સન્મુખ આવ્યા ॥૩॥ સામા આવેલા તે સમસ્ત ભક્તો ભગવાનના દર્શન કરીને તત્ક્ષણ દડવત્ પ્રણામ કરીને શ્રીહરિ સાથે આવેલા પોતાના ગ્રામના અધિપતિ હેમતસિંહને પામીને, પરમાનદ પામીને મહાકીર્તિશાળી તે ભગવાનને ભક્તમડળ સાથે વિવિધવાદિત્રનાદોવડે દિશાઓને પુરી દેતાથકા આદરથી પોતાના ગ્રામમા પધરાવ્યા ॥૪॥ હે ભૂપવર્ય! હેમતસિંહ ભૂપે પોતાના ભવનમાં ભગવાનને સોમવર્માદિ પાર્ષદવર્ગની સાથે નિવાસ કરાવ્યો બીજા બધા ભક્તોનેપણ યથોચિત નિવાસ કરાવ્યો (ઉત્તમાદિકને પોતાના ઘરમા, બીજા ગૃહસ્થ ભક્તોને પોતાના ગામના લોકાના ઘરોમા, મુનિઓને ગામની ભાગોળમા રહેલા ખાખરાના વનમા બનાવેલી પર્ણશાળાઓમા, એરીતે યથોચિત પદનો અર્થ સમજવો) ॥૫॥ તેપછી હેમતસિંહ ભૂપતિએ શ્રીહરિ અને તેમનાજ એક સમાશ્રયવાળા મુનિજનો તથા હરિજન નરનારીઓનુ આદરથી યથોચિત યથાધન આતિથ્ય કર્યું ॥૬॥ આ રાજાનો ભગવાન વિષે વર્તતો આદર

म्पत्समृद्ध स्वं गृहं च सपरिच्छदम् । प्रभोरधीन कृत्वेव तस्थाव तिथिवन्नृप ॥७॥ निवृत्तिधर्मिवासार्हं ग्राम तं वीक्ष्य स प्रभु । पूर्दो पान्शुचित्यादीन् विदन्नाह नराधिपम् ॥८॥ श्रीनारायणमुनिरुवाच— अय ग्राम समीचीन सतां वासाय सम्मत । जीर्णदुर्गपुरावासो न सद्भ्यो रोचते किल ॥९॥ ग्रामस्तवायं प्राचीनस्तत्पुर च तवैव हि। विशेष नैव पश्यामि जीर्णदुर्गे ततस्त्वत ॥१०॥ नयेथा यदि तत्रा स्मास्तर्हि द्वित्रास्तु वासरान् । वत्स्यामोऽत्र तु राजर्षे ! द्वित्रान्मा

---

हुं शु कही शकु ? अवाच्य छे जे आ नृप सर्वे सपदाओे समृद्ध सर्व उपकरणोए सहित पोतानु घर भगवानने अधीन करी दइने पोते अतिथिनी पेठे तदधीन वृत्तिवाळा थई रह्या ॥७॥ एक दिवसे प्रभु श्रीहरिए ते ग्रामने जनप्रचार विरल होवाथी, विविध वृक्षसमुदाय समधिक होवाथी अने वनप्रदेशनी पेठे विशेष रमणीय होवाथी निवृत्तिधर्ममा रसिक त्यागिजनोना निवासने लायक जोइने अने अपवित्रपणु आदिक नगरना दोषोने विचारीने हेमतसिंहने कह्यु ॥८॥ **श्रीनारायणमुनि** कहेछे—हे राजन्! बहुधापणे वनमा वासज अमने रुचेछे धर्मना प्रवर्तकोने श्रद्धाळु जनोना समागमनी आकाक्षाथी अने तेमनी प्रार्थनाथी जनसमुदायमा यद्यपि रहेवु पडे छे तथापि तेवा सतोने ग्रामनिवासमाज रुचि रहेछे तेमापण आ ग्रामतो स्थळ जळ तरु लता विगेरेवडे विशेष रमणीय होवाथी अने सत्त्वप्रधान परिमित जनोथी विंटाएलु होवाथी सतोना वास माटे विशेषपणे समत छे एम सते जीर्णदुर्गपुरमां वास सतोने रुचिकर केम थाय ? नज थाय तो आ ग्रामपण तमारु प्राचीन छे अने जुनागढपुरपण तमारुंज पुरातन छे तमारी प्रार्थनाथी तमारा देशमां अमो आव्या छीए आवीने तमारो मनोरथतो अमोए परिपूरण कर्यो छे हवे अमने नगरमा तेडी जवामा तमने शो विशेष छे ? अहींथी त्या कशो विशेष हु जोतोज नथी ॥९-१०॥ जो तमारे त्याना जनोनु हित करवानो अत्याग्रह होय तो तमारी प्रार्थनाने वश थइने अमो त्यां आवीशु पण त्या बे के त्रण दिवस सुधीज रहीशु आ ग्राममा तो बे त्रण मास पर्यंतपण रहीशु तमो राजर्षि-

सानपि ध्रुवम् ॥११॥ इत्युक्तः स नृपो भूम्ना प्रीतः प्रोवाच तं प्रभो ! । यत्रेच्छा ते भवेत्तत्र सद्भिः सह सुखं वस ॥१२॥ ममापि न विशेषोऽस्ति पुरे ग्रामात्तु कश्चन । पौरास्त्वद्दर्शनं कर्तुमत्रायास्यन्ति सर्वशः ॥१३॥ तत्रोवास ततः स्वामी भक्तैः सह मुदान्वितः । भक्तानानन्दयन् सर्वान्सकुटुम्बं नृपं च तम् ॥१४॥ यथोत्तमस्य नृपतेर्गृहं दुर्गपुरे प्रभोः । स्वकीयमेवास्ति तथा गृहं तस्याप्यभूत्किल ॥१५॥ सकुटुम्बस्य नृपतेस्तस्य भक्त्या वशीकृतः । सार्धमासं सुखेनैव न्यवसत्तत्र स प्रभुः ॥१६॥ तद्दर्शनार्थमाजग्मुर्जीर्णदुर्गनिवासिनः ।

નિવૃત્ત નગરમાં નિવાસ કરવામાં રૂચિવાળા અને એકાંત વાસમાં પ્રીતિવાળાજ છો એમ હું માનુંછું ॥૧૧॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાન્ શ્રીહરિએ કહ્યું એટલે આ રાજા ભગવાનના વચનથી અત્યંત સંતુષ્ટ થઇને પ્રીતિથી બોલ્યા કે–હે પ્રભો ! અમારા અને સર્વેના આપ પ્રભુ છો, અમે તો આપના દાસ છીએ. આપને બેમાંથી જ્યાં રહેવાની ઇચ્છા થાય ત્યાંજ સાધુઓ સાથે સુખેથી રહો આપના ચરણની પરિચર્યા મળે એજ અમને ફળ છે, તેતો અમને સર્વત્ર સમાન છે ॥૧૨॥ હે હરે ! મારેપણ ગ્રામથકી પુરમાં કશો વિશેષ નથી. પૌર જનોનું હિત કરવું એટલું તો મારૂં અભિલષિત છે, તેતો અહીંજ સંપન્ન થશે, કેમકે તે નગરનિવાસી નરનારી સર્વ ભક્તો બહુધા આપ ભગવાનના દર્શન કરવા અહીંજ આવશે ॥૧૩॥ એરીતે તેમણે વિનયથી કહેલા ભગવાન્ પોતાના ચરણના પરિચર સપરિવાર હેમતસિંહ રાજાને આનંદ આપતા થકા અને બીજા બધા ભક્તોને દર્શન સંભાષણાદિકવડે આનંદ આપતા થકા, તેમના આનંદથી પોતે આનંદપરિપૂર્ણ થઈ ભક્તોની સાથે સુખેથી ત્યાં રહ્યા ॥૧૪॥ દુર્ગપુરમાં ઉત્તમનૃપતિનું ઘર જેમ પ્રભુએ પોતાનુજ કરી માન્યુ હતું તેમ આ રાજાનુંપણ ઘર સર્વ પ્રકારે પોતાનુંજ–યથેષ્ટ વિનિયોગને યોગ્ય માન્યું ॥૧૫॥ પ્રભુ શ્રીહરિ સકુટુંબ તે નૃપની ભક્તિએ વશ કરી લેવાથી તે પચાળા ગામમાં તેમના ભવનમાં દોઢ માસ પર્યંત સુખેથી રહ્યા ॥૧૬॥ તે ભગવાનનાં દર્શન કરવા જુનાગઢના નિવાસી, શ્રીહરિ વિષે બહુ સ્નેહવાળા, તેમના ભક્ત સ્ત્રીપુરૂષો

पुरुषाश्च स्त्रियः सर्वास्तद्भक्ताः स्निग्धचेतसः ॥१७॥ ग्रामान्तरेभ्योऽपि जनास्तत्राजग्मुः सहस्रशः । मानितास्ते भगवता न्यवसन् दर्शनोत्सुकाः ॥१८॥ उत्सवः शिवरात्र्यां च तत्राऽऽदावभवन्महान् । उपवासं हरिश्चक्रे तदा भक्तजनैः सह ॥१९॥ महारुद्राभिषेकं च ब्राह्मणैः शङ्करोपरि । कारयित्वा ददौ तेभ्यो दक्षिणां प्रचुरां ततः ॥२०॥ द्वितीये दिवसे विप्रान् भोजयित्वा सहस्रशः । चकार पारणां स्वामी धर्माध्वपरिरक्षकः ॥२१॥ प्रत्यहं च सभासंस्थो निजभक्तान् स ईशिता । ब्रह्मविद्याप्रकारांश्च वेदोक्तानप्यबूबुधत् ॥२२॥ जन्मोत्सवं भगवतो नरनारायणस्य च । फाल्गुने फल्गुनीऋक्षे महान्तमकरोत्प्रभुः ॥२३॥ वृत्तालये यथा पूर्वं स चकार महोत्सवम् ।

સર્વે સોએ સો પચાળા ગામમા આવ્યા તથા ગ્રામાંતરથકીપણ હજારો હજાર, તેમના ચરણકમળના દર્શનની આકાંક્ષાવાળા હરિભક્તજનો ત્યા આવ્યા આવેલા તે સર્વે ભક્તો ભગવાને સત્કાર કર્યા થકા તેમના દર્શનની ઉત્કંઠાથી ત્યા સુખેથી રહ્યા ॥૧૭-૧૮॥ ત્યા આવેલી શિવરાત્રિના પ્રસગથી તેનો મોટો ઉત્સવ થયો તે સમયે ભક્તજનો સાથે ભગવાને ઉપવાસ કર્યો કેમકે ધર્મપ્રવર્તનમાટે દીક્ષા ધારી રહેલા ભગવાનનો આજ વિશેષ છે ॥૧૯॥ તેપછી રાત્રિએ શ્રીહરિએ બ્રાહ્મણો પાસે શકર ઉપર મહારૂદ્ર અભિષેક કરાવ્યો અને પછી તે બ્રાહ્મણોને બહુ દક્ષિણા દીધી ॥૨૦॥ સ્વામીશ્રીએ બીજે દિવસે હજારોહજાર બ્રાહ્મણોને જમાડીને પોતે પારણા કર્યાં સ્વય સર્વ વ્રતોવડે સમારાધ્ય છે તથાપિ ધર્મમાર્ગના રક્ષણ માટે પ્રાદુર્ભાવ પામીને માનુષ ભાવને અનુવર્તતા હોવાથી પોતે આ સર્વ યથાવિધિ કર્યું ॥૨૧॥ ભગવાન્ શ્રીહરિ પ્રતિદિન સભામા વિરાજમાન થઈ સર્વ સમાશ્રિતોને યથાધિકાર ઉપનિષદોમાં કહેલા, સદ્વિદ્યા દહરવિદ્યા આદિક બ્રહ્મવિદ્યાના પ્રકારભેદોનો તત્ત્વથી બોધ કરી રહ્યા હતા ॥૨૨॥ તેપછી પ્રભુએ ફાલ્ગુન માસમા ઉત્તરાફલ્ગુની નક્ષત્રમા ભગવાન નરનારાયણના અવતારનો મહોત્સવ કરાવ્યો ॥૨૩॥ જેમ પૂર્વ ભગવાને વૃત્તાલયપુરમા આ મહોત્સવ જે મહાસમારંભથી કર્યો હતો તેમજ અહીંપણ એવાજ મહાસમારંભથી સર્વ

तथैवात्रापि भगवांश्चकारानन्दयन्निजान् ॥२४॥ नानादेशागता लोका भक्त्याऽऽनर्चुस्तमीश्वरम् । उपचारैर्बहुविधैरनेकैश्चाप्युपायनैः ॥२५॥ हेमन्तसिंहस्तु नृपः प्रत्यहं तस्य पूजनम् । चकार च विशेषेण दिने तस्मिन्निजैः सह ॥२६॥ नानाविधानि वस्त्राणि श्वेतपीतारुणानि सः । अलङ्कारान् बहून् हैमान् ददौ तस्मै च भक्तितः ॥२७॥ काश्मीरकेसरोपेतचन्दनेन सुगन्धिना । अखण्डैरक्षतैः श्वेतैः पौष्पैर्हारैश्च शेखरैः ॥२८॥ अबीरेण गुलालेन महानीराजनेन च । सम्पूज्य पुष्पाञ्जलिना साष्टाङ्गं प्रणनाम सः ॥२९॥ ततो रामप्रतापं च सानुजं समपूजयत् । अमूल्यवस्त्राभरणैर्गन्धमाल्याक्षतादिभिः ॥३०॥ गङ्गादित्यादयो योषास्तं पुपूजुः सतां पतिम् ।

જનોના મનનેત્રને આહ્લાદ આપનારો તે આ નરનારાયણ જન્મઉત્સવ કર્યો હતો ॥૨૪॥ તે સમયે નાના દેશોથકી આવેલા ભક્ત લોકોએ તે સર્વેશ્વર શ્રીહરિની પરા ભક્તિથી ચંદન પુષ્પાદિ બહુવિધ ઉપચારોવડે અને સ્થાળમાં ભરેલી રૂપામહોરો વિગેરે અનેકવિધ ભેટોવડે પણ પૂજા કરી ॥૨૫॥ હેમંતસિંહનૃપે તો ભગવાનનું પ્રતિદિન કરાતું જે સમર્ચન તેથકી પણ સમધિક સમર્ચન તે દોલોત્સવ દિવસે પોતાના કુટુંબી જનો સાથે કર્યું ॥૨૬॥ નાનાવિધ મહામૂલ્ય શ્વેત પીત રક્તાદિ વિવિધ વર્ણનાં વસ્ત્રો અને કાંચનમય અનેક અલંકારો ભક્તિથી ભગવાનને સમર્પણ કર્યા ॥૨૭॥ કુંકુમ કેસરથી સુસંસ્કૃત સુગન્ધિ ચંદન, શ્વેત અખંડ અક્ષતો, નાનાવિધ પુષ્પોના બનાવેલા મનોહર હાર તોરાઓ, અબીર, ગુલાલ, મહા આરતી અને પુષ્પાંજલિ આદિક ઉપચારોવડે ભગવાનની પૂજા કરીને સાષ્ટાંગ પ્રણામ કર્યો ॥૨૮-૨૯॥ તેપછી રાજાએ ભગવાનના ભ્રાતા રામપ્રતાપજી તથા ઇચ્છારામજીની ચંદન પુષ્પહાર અક્ષત અમૂલ્ય વસ્ત્ર આભરણ આદિક ઉપચારોવડે પૂજા કરી ॥૩૦॥ ત્યારપછી ગંગા (હેમંતસિંહની માતા) અદિતિ (તેમની બ્હેન) આદિક પરમભક્ત સ્ત્રિયોએ ભક્તિ વિનયથી અવનત ગાત્રવાળી થઈ તે સતાંપતિ શ્રીહરિની પૂજા કરી. બીજાપણ જુનાગઢથી આવેલા નાગરિક જનોએ તથા પંચાલા ગામના જનોએ અત્યાદરથી ભક્તિપૂર્વક યથાયોગ્ય

अन्येऽपि पौरा भक्त्येव ग्राम्याश्चार्चंस्तमादरात् ॥३१॥ सभ्रातृक स राजाथ मुनीन्सर्वांश्च भक्तितः। चन्दनाक्षतपुष्पाद्यैर्वसनैः सद्भिरार्चयत् ॥३२॥ सिताज्यमिश्रैः पक्वान्नैर्भक्ष्यैर्भोज्यैश्च भूरिशः। सन्तर्पयामास स तान्नराधिप उदारधीः ॥३३॥ तस्मिन्महोत्सवे रात्रौ महत्यां भक्तसंसदि। स सत्सिंहासनारूढः शशी ऋक्षेष्विवाऽऽबभौ ॥३४॥ तत्पर्यो गृहस्थाश्च सधवा विधवा स्त्रियः। वीक्षमाणास्तमेवैकं निषेदुर्निखिला अपि ॥३५॥ तानुवाच हरिर्भक्तान्संशयः कस्यचिद्यदि। कश्चिद्धृदि भवेत्तर्हि पृच्छतेति नराधिप! ॥३६॥ सत्प्रेरणेनाथ सतामखण्डानन्दस्तदा वर्णिवरः प्रणम्य।

પૂજા કરી ॥૩૧॥ અનંતર રાજા હેમતસિંહે નાના ભાઈ અનુપસિંહની સાથે મળીને સમસ્ત મુનિઓની ભક્તિપૂર્વક ચંદન અક્ષત પુષ્પાદિકવડે અને ઉત્તમ વસ્ત્રોવડે પૂજા કરી ॥૩૨॥ વળી ઉદારબુદ્ધિ તે રાજાએ તે તમામ મુનિઓને સાકર ઘૃતથી પરિપૂર્ણ બહુ પકવાન્ન ભક્ષ્ય ભોજ્યાદિકવડે સંતૃપ્ત કર્યા ॥૩૩॥ તે પુષ્પદોલ મહોત્સવમાં રાત્રિએ થએલી મોટી ભક્તસભામાં સમુન્નત દિવ્ય સિંહાસનમાં સરાજમાન થએલા ભગવાન્ શ્રીહરિ નક્ષત્ર મંડળના મધ્યમાં ચંદ્રમાજ જેમ એમ શોભ્યા હતા ॥૩૪॥ તે મહાસભામાં સમસ્ત મુનિજનો, ગૃહસ્થજનો અને સધવા વિધવા સ્ત્રીજનોપણ ભગવાનના વદનારવિંદમાંથી નીકળતા વચનરૂપ મકરંદના પાનમાં પ્રલોભાઇને તેમના મુખકમળ સન્મુખજ એકાગ્ર દૃષ્ટિ રાખીને સભામાં મર્યાદામુજબ બેઠા ॥૩૫॥ હે નરાધિપ! ભગવાન્ તે બધા ભક્તોને ભાળીને એમ બોલ્યા કે-જો તમારા મન વિષે ધર્મવિષયમાં કે તત્ત્વવિષયમાં કોઈ સંશય હોય તો સુખેથી પુછો અમે તેનો નિર્ણયપ્રકાર જણાવીશું ॥૩૬॥ તે સમયે ભગવાનનું વચન જેમણે સાંભળ્યું છે એવા મુક્તાનંદાદિ સંતોએ સપ્રેરણા કરેલા વર્ણિવર્ય અખંડાનંદજીએ ભગવાનને પ્રણામ કરી, બે હાથ જોડીને ભગવાનની આગળ બેસીને વિનયથી સર્વજ્ઞ તેમને પ્રશ્ન પુછયો, જે સર્વેશ ભગવાનના પ્રત્યુત્તરથી સભામાં બેઠેલા સર્વકોઈના સંશયની સંનિવૃત્તિ થઈ

बद्धाञ्जलिस्तत्पुरतो निषण्णः पप्रच्छ तं सर्वविदं विनीतः ॥२७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पञ्चालग्रामे दोलोत्सवनिरूपणनामा विंशोऽध्यायः ॥२०॥

अखण्डानन्द उवाच—भगवन्! ब्रह्मविद्यायाः सम्यग्वेत्ता प्रवर्तकः। एक एव त्वमेवासि यत्र मुह्यन्ति सूरयः ॥१॥ पृच्छाम्यतो महर्षीणामेषां प्रष्टुमभीष्टकम्। प्रश्नमेकं हि तं श्रुत्वा ब्रूहि तस्योत्तरं प्रभो! ॥२॥ एकमेवाद्वितीयं वै ब्रह्मेति वदति श्रुतिः। ब्रह्मैव

જય ॥૨૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે પંચાલગ્રામે દોલોત્સવનિરૂપણનામા વિંશોઽધ્યાયઃ ॥૨૦॥

## [1]અધ્યાય ૨૧ મો.

અખંડાનંદવર્ણી કહેછે—હે ભગવન્! બ્રહ્મવિદ્યાના યથાર્થપણે વેત્તા—જાણનારા અને પ્રવર્તાવનારા આપ એકજ છો. બીજો તમારે સમાન કે અભ્યધિક કોઈ નથી જે બ્રહ્મવિદ્યામાં સૂરિઓ (શુદ્ધ પરંપરાથી તેના પરમાર્થને જાણનારા મુનિવરો)પણ મોહ પામેછે ॥૧॥ હે પ્રભો! માટે હું આ મુક્તાનંદાદિ સમસ્ત મહર્ષિઓને મહાભીષ્ટ એક પ્રશ્ન પુછુંછું. જેમાં અમારી સર્વકોઈની જીજ્ઞાસા વર્તેછે તે આ પ્રશ્નને સાંભળીને તેનો ઉત્તર આપવાને આપજ એક અર્હ છો ॥૨॥ 'एकमेवाद्वितीयं' 'सर्वं खल्विदं ब्रह्म' 'तत्त्वमसि श्वेतकेतो' 'अहमेवाधस्तादहमुपरिष्टात् अहं पश्चात् अहं दक्षिणतोऽहमुत्तरत अहमेवेदं सर्वं 'यस्मिन् सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः। तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः' 'योऽसावसौ पुरुषः सोऽहमस्मि' 'यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह। मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति' 'मनसैवेदमाप्तव्य नेह नानाऽस्ति किञ्चन। मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति' 'यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति। यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्' 'तद्वैत-

१ આ અધ્યાયમાં સ્વયં ભગવાને દ્વૈતાદ્વૈત–ભેદાભેદ શ્રુતિઓનો નિર્વાહ પ્રકાર નિરૂપણ કર્યો છે.

धुरैर्वाक्यैः सद संस्थान्हर्षीश्च तम् ॥७॥ श्रीनारायणमुनिरुवाच—मुनय. ! शृणुत त्वं चाखण्डानन्द ! महामते ! । द्वैताद्वैते वदन्तीनां श्रुतीनामाशयं ब्रुवे ॥८॥ ब्रह्मशब्दो मुख्यतया कृष्ण एव

---

मुक्तानंदादि मुनिओ अने अखंडानंद वर्णीने मधुर वचनामृतोवडे प्रहर्ष पमाडता थका बोल्या ॥७॥

**श्रीनारायणमुनि** कहेछे—हे मुनिओ ! तमो सर्व एकाग्र मनथी सांभळो हे महामते ! अखंडानंद वर्णी तमेपण सांभळो द्वैत अद्वैतने कहेती श्रुतिओनो आशय-भाव हुं स्पष्ट कहुंछु ॥८॥ जे विद्या कर्मबंधने नाश करे अने परम निःश्रेयसने पमाडे ते विद्या उपनिषद् नामथी विख्यात छे अने तेज ब्रह्मविद्या कहेवाय छे ते विद्यानो अवबोध आपता वेदांतो परब्रह्म परविद्यावेद्यने जणावे छे अने ते विद्यावेद्य वस्तुने ब्रह्मशब्दथी निर्देश करेछे आ ब्रह्मशब्द अर्थशून्य केवळ संज्ञामात्र नथी, जो संज्ञामात्र होय तो ब्रह्मशब्दथी नहि कहेतां जे कोइपण डित्थ कपित्थादिक सदृश शब्दथीपण तेनो निर्देश थई शकत माटे जेम 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजास्यशेषत । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभि ॥ शुद्धे महाविभूत्याख्ये परे ब्रह्मणि शब्द्यते । मैत्रेय ! भगवच्छब्द सर्वकारणकारणे' आ वचनने अनुसारे भगवत् शब्द ज्ञानादि षाड्गुण्य योगथी परब्रह्ममा प्रधानपणे प्रवर्ते छे, तेम आ ब्रह्मशब्दपण कोई स्वार्थगुणयोगथीज ते परब्रह्म श्रीकृष्ण परमात्मामा मुख्यपणे प्रवर्ते छे एम निश्चयथी जाणो ते प्रवृत्तिनु निमित्त बृहत्पणुं (मोटापणुं) छे, तेतो अल्पपणाना विरोधिरूप छे भगवान् स्वरूपथी अने स्वभावथी स्वल्प नथी, तो पोताथकी इतर समस्त चिदचित् वस्तुथी विलक्षण पणु जणावाद्वाराज आ ब्रह्मशब्द परविद्यावेद्य वस्तुने जणावे छे माटे 'निर्विशेष ज्ञानमात्र ब्रह्म छे' एवो जे वाद छे ते वेदांतने अभिमत नथी केमके तेम कहेता ब्रह्मशब्दनी प्रवृत्तिनु जे द्वार तेनो उपरोध थई जायछे जे काळथी देशथी अने स्वरूपथी परिच्छिन्न होय ते अधुय अल्प कहेवाय आतो बृहत्पणारूप मुख्यार्थना योगने लीधे अनल्प अने देशकाळादिक-

प्रवर्तते । भगवच्छन्दवद्विद्विन्निति जानीहि निश्चितम् ॥९॥ स्वरूपेण गुणैश्चापि निरवध्यतिशायिता । तस्यैवास्तीति ब्रह्माख्यामन्वर्थां श्रुतयो विदु. ॥१०॥ ततोऽन्यत्र तु विज्ञेया तद्ध्यानोपासनेन

वडे अपरिच्छिन्न छे एम जणाय छे एम कहेवाथी जे भेदने मिथ्या कहेनारा छे तेना वादनु खडन थई गयु केमके जे सर्व काळमा अने सर्व देशमा अनुस्यूतपणु छे ते काळभेद अने देशभेदनी सत्ताने जणावेज छे जो काळदेशभेदनी सत्ता न होय तो अल्प वस्तुओथकी अनल्पपणा रूप जे व्यावृत्ति ( जुदु पाडवुं ते ) ते केम सिद्ध थाय ? तो हवे जे स्वरूपे करीने अने गुणे करीने अनवधिकातिशय, त्रिविधपरिच्छेदरहित, परब्रह्म वेदांततात्पर्यगोचर छे ते श्रीकृष्णज छे, केमके एमा आनदमय पणारूप असाधारण गुणनो योग छे आ उपरथी 'ब्रह्मतो आनदमात्र छे पण आनदी नथी' एवा वादनु खडन थई गयु आथी 'आनदमयथी पण उपर ब्रह्म छे' एवा वादनु पण निराकरण थई गयु जे आनदमय छे एज ब्रह्म छे, तेनाथी परब्रह्म जुदु नथी जे आनंदमय ब्रह्म छे ते श्रीकृष्णज छे, माटे तेनी ब्रह्मसज्ञा सार्थकज श्रुतिओ कहेछे ॥९-१०॥ ते श्रीकृष्ण थकी अन्य अक्षरपुरुषादिकमा प्रयोजातो ब्रह्मशब्द तो मुख्य नथी किंतु गौण छे अपहतपाप्मा आदिक साधर्म्य योगमात्रथी आपेक्षिक ( अमुकनी अपेक्षाए ) बृहतपणु छे एवा अभिप्रायथी तेवो प्रयोग छे, एटले 'निरञ्जन परम साम्यमुपैति' 'इद ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागता' आ वचनने अनुसारे जेओ परमात्मानी साथे साधर्म्यने पाम्या छे तेमनामा साधर्म्यने नहि पामेलाओनी अपेक्षाए बृहत्पणु छे एम मानीने तेमा अपेक्षाबुद्धिथी साधर्म्य गुणयोगने लीधे ब्रह्मसज्ञा वपराय छे ते आ साधर्म्यतो अनुरागपूर्वक करेला भगवानना ध्यानरूप उपासनविशेषथी प्राप्य छे जड प्रधानमा जे ब्रह्म शब्दनो प्रयोग छे तेमातो साधर्म्य संभवतु नथी, माटे प्रधान ब्रह्मनु कार्य छे अने ब्रह्मात्मक छे ( ब्रह्म जेना आत्मा छे ) अने महदादि व्यक्तनी अपेक्षाए बृहत् छे माटे गौणपणे प्रवर्ते छे मुख्यपणेतो श्रीकृष्णने विषेज

खल्विद सर्वमित्यपि श्रुतिशासनम् ॥३॥ एतन्मतमुपाश्रित्य जीवेश्वरजगन्त्यपि । मायामयानि मिथ्येति प्राहु केचन पण्डिता ॥४॥ नित्यानां नित्य इत्याद्या' श्रुतीरालम्ब्य केचन । जीवेश्वराणा

पश्यन् ऋषिर्वामदेव प्रतिपेदे अह मनुरभव सूर्यश्चेति' 'अथ योऽन्या देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद' 'ब्रह्म त परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद × × × इद ब्रह्मेद क्षत्रमिमे लोका इमे देवा इमानि भूतानीद सर्वं यदयमात्मा' ઇત્યાદિ બહુ શ્રુતિવાક્યો છે તે આ વાક્યોને અવલંબીને કેટલાક પંડિતો (માયાવદી) જે બ્રહ્માદિ ઈશ્વરભેદ છે, જે દેવ મનુષ્યાદિ જીવભેદ છે, જે મહદાદિ પૃથવ્યત પ્રાકૃતભેદ છે, તે બધોય ભેદ માયાકલ્પિત (અવિદ્યાકલ્પિત) માટે મિથ્યાભૂત છે નિર્વિશેષ ચિન્માત્ર બ્રહ્મજ એક પરમાર્થ છે એમ કહેછે ॥૩–૪॥ 'नित्यो नित्यानां चेतनश्चेतनाना एको बहूनां यो विदधाति कामान्' 'ऋत पिबन्तौ सुकृतस्य लोके गुहा प्रविष्टौ परमे परार्धे। छायातपौ ब्रह्मविदो वदन्ति पञ्चाग्नयो ये च त्रिणाचिकेता' 'द्वा सुपर्णा सयुजा सखाया समान वृक्ष परिषस्वजाते । तयोरन्य पिप्पल स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति' 'समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमान । जुष्ट यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोक' 'यदा पश्य पश्यते रुक्मवर्णं कर्तारमीश पुरुष ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जन परम साम्यमुपैति' 'अङ्गुष्ठमात्र पुरुषो मध्य आत्मनि तिष्ठति । ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते' 'अङ्गुष्ठमात्र पुरुषो ज्योतिरिवाधूमक । ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्व' 'भयादस्याग्निस्तपति भयात्तपति सूर्य । भयादिन्द्रश्चाग्निश्च मृत्युर्धावति पञ्चम' 'यथा पादोदरस्त्वचा विनिर्मुच्यते एव वै स पाप्मना विनिर्मुक्त स सामभिरुन्नीयते ब्रह्मलोक स एतस्माज्जीवघनात्परात्पर पुरिशय पुरुषमीक्षते' 'य सर्वज्ञ सर्वविद्यस्य ज्ञानमय तप । तस्मादेतद्ब्रह्म नामरूपमन्न च जायते' 'य इम मध्वद वेद आत्मान जीवमन्तिकात् । ईशान भूतभव्यस्य न ततो विजुगुप्सते' 'एष हि द्रष्टा श्रोता घ्राता रसयिता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुष । स परेऽक्षरे सम्प्रतिष्ठते' 'य सर्वज्ञ सर्वविद्यस्यैष महिमा भुवि । दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम

नित्यत्वं विद्वांसोऽत्र वदन्ति हि ॥५॥ एतयोर्मतयोः स्वामिन् ! निर्णयं वक्तुमर्हसि । उभे सत्ये किमथवा तयोरेकमृतं मतम् ॥६॥ सुव्रत उवाच—इति श्रुत्वा वचस्तस्य प्रोवाच स जगद्गुरुः । हर्षयन्म-

---

न्यात्मा प्रतिष्ठितः' 'स वाऽयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानां राजा तद्यथा रथनाभौ रथनेमौ चाराः समर्पिता एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणाः सर्वे आत्मानः समर्पिताः' 'एवमेवायं पुरुषः प्राज्ञेनात्मना सम्परिष्वक्तः' 'ज्ञाज्ञौ द्वावजावीशनीशौ' 'क्षरं प्रधानममृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः' 'अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः । मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्' अङ्गुष्ठमात्रो रवितुल्यरूपः सङ्कल्पाहङ्कारसमन्वितो यः । बुद्धेर्गुणेनात्मगुणेन चैव आराग्रमात्रो ह्यवरोऽपि दृष्टः' 'वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः स चानन्त्याय कल्पते' 'तमीश्वराणां परमं महेश्वरं तं दैवतानां परमं च दैवतम् । पतिं पतीनां परमं परस्ताद्विदाम देवं भुवनेशमीड्यम् । न तस्य कार्यं करणं च विद्यते न तत्समश्चाभ्यधिकश्च दृश्यते । पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च' ઇત્યાદિ શ્રુતિવચનોને અવલંબીને કેટલાક વિદ્વાનો ( આચાર્યો ) તો જીવેશ્વરાદિ ભેદનું સત્યત્વ, ( અકાલ્પનિકપણું ) માટેજ તેનું નિત્યપણું કહેછે ॥૫॥ હે સ્વામિન્ ! એરીતે વાદિપ્રતિવાદિનાં વચનોવડે મધ્યસ્થને વિપ્રતિપત્તિ (સંશય) થાયછે. તેનું મૂળતો શ્રુતિમાં જે મતભેદ એજ છે, જેવો કે-ક્વચિત્ ભેદવાદ છે તો ક્વચિત્ અભેદવાદ છે. તો આ શ્રુતિમાં શ્રવણ થતા ભેદાભેદવાદનો નિર્ણય-તાત્પર્યનિર્ણય કહેવાને યોગ્ય છો અને શ્રુતિપ્રોક્ત ભેદાભેદવાદ સત્ય-પારમાર્થિક વિષયના અવબોધનપર છે ? કે તેમાં એક-અભેદવાદમાત્રજ સત્ય-પારમાર્થિક વિષયના અવબોધનપર છે ? અને અન્ય ભેદવાદતો અપારમાર્થિક વ્યવહારમાત્ર વિષયાર્થતા અવલમ્બવાળો છે ? જો બન્નેનું પણ પારમાર્થિકપણું હોય તો તેના નિર્વાહનો ( સંગમનનો ) પ્રકાર કેવી રીતે છે ? ॥૬॥ સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! એરીતે અખંડાનંદવર્ણિએ પુછેલા જગદ્ગુરૂ ભગવાન્ સભામાં બેઠેલા

धुरैर्वाक्यैः सदःसंस्थान्प्रीणयन्नाह तम् ॥७॥ श्रीनारायणमुनिरुवाच—मुनयः ! शृणुत त्वं चाखण्डानन्द ! महामते ! । द्वैताद्वैते वदन्तीनां श्रुतीनामाशयं ब्रुवे ॥८॥ ब्रह्मशब्दो मुख्यतया कृष्ण एव

મુક્તાનંદાદિ મુનિઓ અને અખંડાનંદ વર્ણીને મધુર વચનામૃતોવડે પ્રહર્ષ પમાડતા થકા બોલ્યા ॥૭॥

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુનિઓ ! તમો સર્વે એકાગ્ર મનથી સાંભળો હે મહામતે ! અખંડાનંદ વર્ણી તમેપણ સાંભળો દ્વૈત અદ્વૈતને કહેતી શ્રુતિઓનો આશય-ભાવ હું સ્પષ્ટ કહુંછુ ॥૮॥ જે વિદ્યા કર્મબંધને નાશ કરે અને પરમ નિ શ્રેયસને પમાડે તે વિદ્યા ઉપનિષદ્ નામથી વિખ્યાત છે અને તેજ બ્રહ્મવિદ્યા કહેવાય છે તે વિદ્યાનો અવબોધ આપતા વેદાંતો પરબ્રહ્મ પરવિદ્યાવેદ્યને જણાવે છે અને તે વિદ્યાવેદ્ય વસ્તુને બ્રહ્મશબ્દથી નિર્દેશ કરેછે આ બ્રહ્મશબ્દ અર્થશૂન્ય કેવળ સંજ્ઞામાત્ર નથી, જો સંજ્ઞામાત્ર હોય તો બ્રહ્મશબ્દથી નહિ કહેતા જે કોઇપણ ડિત્થ કપિત્થાદિક સદૃશ શબ્દથીપણ તેનો નિર્દેશ થઈ શકત માટે જેમ 'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषत । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभि ॥ शुद्धे महाविभूत्याख्ये परे ब्रह्मणि शब्द्यते । मैत्रेय ' भगवच्छब्द सर्वकारणकारणे' આ વચનને અનુસારે ભગવત્ શબ્દ જ્ઞાનાદિ ષાડ્ગુણ્ય યોગથી પરબ્રહ્મમા પ્રધાનપણે પ્રવર્તે છે, તેમ આ બ્રહ્મશબ્દપણ કોઈ સ્વાર્થગુણયોગથીજ તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્મામા મુખ્યપણે પ્રવર્તે છે એમ નિશ્ચયથી જાણો તે પ્રવૃત્તિનુ નિમિત્ત બૃહત્પણ (મોટાપણુ) છે, તેતો અલ્પપણાના વિરોધિરૂપ છે ભગવાન્ સ્વરૂપથી અને સ્વભાવથી સ્વલ્પ નથી, તો પોતાથકી ઇતર સમસ્ત ચિદચિત્ વસ્તુથી વિલક્ષણપણું જણાવાદ્વારાજ આ બ્રહ્મશબ્દ પરવિદ્યાવેદ્ય વસ્તુને જણાવે છે. માટે 'નિર્વિશેષ જ્ઞાનમાત્ર બ્રહ્મ છે' એવો જે વાદ છે તે વેદાંતને અભિમત નથી, કેમકે તેમ કહેતા બ્રહ્મશબ્દની પ્રવૃત્તિનુ જે દ્વાર તેનો ઉપરોધ થઈ જાયછે જે કાળથી દેશથી અને સ્વરૂપથી પરિચ્છિન્ન હોય તે અધ્રુવ અલ્પ કહેવાય આતો બૃહત્પણારૂપ મુખ્યાર્થના યોગને લીધે અનલ્પ અને દેશકાળાદિક-

प्रवर्तते । भगवच्छन्दवद्विद्धन्निति जानीहि निश्चितम् ॥९॥ स्वरूपेण गुणैश्चापि निरवध्यतिशायिता । तस्यैवास्तीति ब्रह्माख्यामन्वर्थां श्रुतयो विदुः ॥१०॥ ततोऽन्यत्र तु विज्ञेया तद्ध्यानोपासनेन

વડે અપરિચ્છિન્ન છે એમ જણાય છે. એમ કહેવાથી જે ભેદને મિથ્યા કહેનારા છે તેના વાદનું ખંડન થઈ ગયું. કેમકે જે સર્વ કાળમાં અને સર્વ દેશમાં અનુસ્યૂતપણું છે તે કાળભેદ અને દેશભેદની સત્તાને જણાવેજ છે. જો કાળદેશભેદની સત્તા ન હોય તો અલ્પ વસ્તુઓથકી અનલ્પપણારૂપ જે વ્યાવૃત્તિ ( જુદુ પાડવું તે ) તે કેમ સિદ્ધ થાય? તો હવે જે સ્વરૂપે કરીને અને ગુણે કરીને અનવધિકાતિશય, ત્રિવિધપરિચ્છેદરહિત, પરંબ્રહ્મ વેદાંતતાત્પર્યગોચર છે તે શ્રીકૃષ્ણજ છે, કેમકે એમાં આનંદમયપણારૂપ અસાધારણ ગુણનો યોગ છે. આ ઉપરથી 'બ્રહ્મતો આનંદમાત્ર છે પણ આનંદી નથી' એવા વાદનું ખંડન થઈ ગયું. આથી 'આનંદમયથી પણ ઉપર બ્રહ્મ છે' એવા વાદનું પણ નિરાકરણ થઈ ગયું. જે આનંદમય છે એજ બ્રહ્મ છે; તેનાથી પરબ્રહ્મ જુદું નથી. જે આનંદમય બ્રહ્મ છે તે શ્રીકૃષ્ણજ છે, માટે તેની બ્રહ્મસંજ્ઞા સાર્થકજ શ્રુતિઓ કહેછે ॥૯–૧૦॥ તે શ્રીકૃષ્ણ થકી અન્ય અક્ષરપુરૂષાદિકમાં પ્રયોજાતો બ્રહ્મશબ્દ તો મુખ્ય નથી કિંતુ ગૌણ છે. અપહતપાપ્મા આદિક સાધર્મ્ય યોગમાત્રથી આપેક્ષિક ( અમુકની અપેક્ષાએ ) બૃહતપણું છે એવા અભિપ્રાયથી તેનો પ્રયોગ છે, એટલે 'निरञ्जनः परमं साम्यमुपैति' 'इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः' આ વચનને અનુસારે જેઓ પરમાત્માની સાથે સાધર્મ્યને પામ્યા છે તેમનામાં સાધર્મ્યને નહિ પામેલાઓની અપેક્ષાએ બૃહત્પણું છે એમ માનીને તેમાં અપેક્ષાબુદ્ધિથી સાધર્મ્ય ગુણયોગને લીધે બ્રહ્મસંજ્ઞા વપરાય છે. તે આ સાધર્મ્યતો અનુરાગપૂર્વક કરેલા ભગવાનના ધ્યાનરૂપ ઉપાસનવિશેષથી પ્રાપ્ય છે. જડ પ્રધાનમાં જે બ્રહ્મશબ્દનો પ્રયોગ છે તેમાંતો સાધર્મ્ય સંભવતું નથી, માટે પ્રધાન બ્રહ્મનું કાર્ય છે અને બ્રહ્માત્મક છે ( બ્રહ્મ જેના આત્મા છે ) અને મહદાદિ વ્યક્તની અપેક્ષાએ બૃહત્ છે માટે ગૌણપણે પ્રવર્તે છે. મુખ્યપણેતો શ્રીકૃષ્ણને વિષેજ

वै । तत्साधर्म्यात्तदात्मत्वाद्ब्रह्मसंज्ञानुरागतः ॥११॥ स्वरूपं च स्वभावश्च विभूतिश्च तथा गुणाः । नित्याः सन्ति हरौ ह्येतेऽन्यत्र त्वागन्तुका मताः ॥१२॥ सत्यं ज्ञानमनन्तं च यः सर्वज्ञश्च सर्ववित् । इत्याद्याः श्रुतयोऽतस्तं तादृशं वर्णयन्ति हि ॥१३॥ ईदृग्ब्रह्माभिधः कृष्णो लये ह्यात्यन्तिकेऽक्षरे । विलाप्य पुम्प्रकृत्यादि

બ્રહ્મશબ્દ પ્રવર્તે છે ॥૧૧॥ તે પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ પરમાત્માનું જે જ્ઞાનાનંદમય સ્વરૂપ છે, જે જ્ઞાન શક્તિ બલાદિ સ્વભાવ છે, જે નિત્યમુક્તાદિ પરિજનાદિ દિવ્ય સંપત્તિ છે, જે વાત્સલ્ય સૌશીલ્ય આદિક ગુણો છે, તે આ બધુંય તે પરંબ્રહ્મ શ્રીહરિ વિષે નિત્ય સ્વાભાવિક વર્તે છે, બીજાઓમાં તો આગતુક વર્તેછે. આગતુકતાતો ભગવદુપાસનથી યથાસંભવ સમજવી ॥૧૨॥ માટે 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' જે બ્રહ્મ સત્યસ્વરૂપ જ્ઞાનસ્વરૂપ અને અનંત-ત્રિવિધ પરિચ્છેદે રહિત છે. 'यः सर्वज्ञः सर्ववित्' જે સર્વજ્ઞ અને સર્વવિત્ છે. 'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च'–એમની શક્તિ પરા વિવિધજ સંભળાય છે એમની જ્ઞાન બળ ક્રિયા સ્વાભાવિક છે. ઈત્યાદિ શ્રુતિઓ સ્વરૂપ સ્વભાવ વિભૂતિ ગુણ વિગેરેથી વિશિષ્ટ શ્રીકૃષ્ણને વર્ણવે છે (પણ નિર્વિશેષ નહિ) ॥૧૩॥ જે આ 'एकमेवाद्वितीयं' શ્રુતિ છે તે સૃષ્ટિથકી પૂર્વકાળસંબન્ધી સ્થિતિને જણાવે છે, એટલામાત્રથી દ્વિતીયનો આત્યતિક પ્રતિષેધ સિદ્ધ થતો નથી, જેથી બ્રહ્મવ્યતિરિક્તનું અપરમાર્થપણું અંગીકાર કરાય. 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं' એવું તો તે શ્રુતિવાક્ય છે. 'अग्रे' આ પદથી સૃષ્ટિનો પૂર્વ કાળ કહેવા ઈચ્છયો છે તે પૂર્વકાળમાં (આત્યંતિક પ્રલય સમયે) પૂર્વોક્ત અપાર મહિમાવાળા, પરંબ્રહ્મશબ્દવાચ્ય ભગવાન્ શ્રીકૃષ્ણ આ સમસ્ત પું પ્રકૃત્યાદિ–ચેતનાચેતનાત્મક આ જગતને 'पृथिव्यप्सु प्रलीयते' આ શ્રુતિમા કહેલી પ્રક્રિયા પ્રમાણે સર્વના મૂળભુત તમમાં વિલય પમાડીને, તે અનેક ક્ષેત્રજ્ઞગર્ભિત તમને અક્ષરબ્રહ્મ નામના સ્વધામપ્રકાશમાં લય (પૃથક્ પ્રતિપત્તિને અયોગ્ય સંશ્લેષવિશેષરૂપ) પમાડીને પોતે એકજ અવશેષ રહેછે. માટે શ્રુતિ કારણાવસ્થામાં રહેલા તે એક અદ્વિતીય, સમસ્ત હેયવિરોધી (નિર્ગુણ)

शिष्यते एक एव सः ॥१४॥ तमेकं चाद्वितीयं च वदन्ति श्रुतयो द्विज ! । स्थितं दिव्ये ब्रह्मपुरे निर्गुणं चेश्वरेश्वरम् ॥१५॥ उपासनेन यस्तस्य प्राप्त आत्यन्तिकं लयम् । निर्विकल्पस्थितौ तं स

સર્વેશ્વરેશ્વર, દિવ્ય બ્રહ્મપુર ધામમાં નિત્યમુક્તો સાથે સદા રહેલા, શ્રીકૃષ્ણને કહેછે. એટલામાત્રથી પરબ્રહ્મ થકી વ્યતિરિક્ત વસ્તુમાત્રનો પ્રતિષેધ થઈ શકતો નથી. તેવી શ્રુતિઓ છે-'ऋचो अक्षरे परमे व्योमन्यस्मिन्देवा अधिविश्वे निषेदुः' 'स एकाकी न रमते' 'यः स्वभक्तेभ्यो रमते स मे सर्वस्वं' 'दिव्ये ब्रह्मपुरे ह्येष स व्योऽयात्मा प्रतिष्ठितः' 'साक्षी चेता केवलो निर्गुणश्च' 'तमीश्वराणां परमं महेश्वरम्' ઇત્યાદિ ॥૧૪-૧૫॥ જે આ 'ब्रह्मविद्ब्रह्मैव भवति' એવી શ્રુતિ છે તે બ્રહ્મજ્ઞાનીનું બ્રહ્મસ્વરૂપની સાથે એકપણું જણાવા માટે પ્રવૃત્તિ નથી, કેમકે બ્રહ્મજ્ઞાનીનું બ્રહ્મસ્વરૂપપણું ક્યારેય પણ બની શકે નહિ. એજ એ હોય તો એનું સ્વરૂપ સાથે એકપણું સર્વદા છેજ, એટલે બ્રહ્મવિદનું બ્રહ્મસ્વરૂપ સાથે એકપણું જે વેદનમૂલક અવબોધ કરવામાં આવે છે તેની જરૂરજ નહિ. એટલે 'બ્રહ્મને જાણે તે બ્રહ્મ થાય' એવા અવબોધની જરૂર નથી. શંકા-વેદન (જ્ઞાન)થી આ અવિદ્યાની નિવૃત્તિ થતાં કલ્પિત બ્રહ્મભેદની નિવૃત્તિ થવાથી નિવૃત્ત ભેદવાળો થાયછે, એમાં આ શ્રુતિનું તાત્પર્ય છે એમ જો કહેવામાં આવે તો 'ભેદાધ્યાસ નિવૃત્ત થાયછે' એટલુંજ એનું તાત્પર્ય નીકળે છે. એમ કહેતાં જે વાચ્યાર્થ (શબ્દાર્થ) છે તેનો પરિત્યાગ થાયછે. (બ્રહ્મને જાણે તે બ્રહ્મ થાય એવો તો વાચ્યાર્થ છે) શંકા-તમો કહો છો તે સત્ય છે, પણ વાચ્યાર્થની અપેક્ષાએ તાત્પર્યવૃત્તિથી ગમ્ય જે અર્થ છે તેનુંજ વચનમાં પ્રાબલ્ય છે. એમ જો કહો તો સર્વત્ર સમસ્ત શ્રુતિઓના તાત્પર્યને અનુકૂળજ અર્થ ગ્રહણ કરવો પડશે. ભેદશ્રુતિઓવડે ચેતનભેદતો પારમાર્થિકજ સિદ્ધ થએલો છે, તો આજ અર્થ આ શ્રુતિનો સમુચિત છે-જે બ્રહ્મને જાણે-એટલે અત્યર્થ પ્રીતિપૂર્વક ઉપાસન કરે તે આ ઉપાસક ઉપાસનાના પરિપાકથી બ્રહ્મનો અપરોક્ષ (પ્રત્યક્ષ) ભાવ પામતાં તે બ્રહ્મને વિષે આત્યંતિક લય (બ્રહ્મથકી ઇતર પુરુષ પ્રકૃતિ વિભાગાદિકના અદર્શનરૂપ) ને પામીને પોતાના આત્માનેપણ

योगी पश्यति कैवलम् ॥१६॥ ब्रह्मैव ब्रह्मविदिति श्रुतिवर्ण्यः स योगिराट् । महामुक्त इति प्रोक्तस्तत्त्वविद्भिर्द्विजोत्तम ! ॥१७॥ स सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति पश्यति । शान्त आनन्दरूपं च सं-

નહિ જોતો, માટેજ બ્રહ્મથકી બીજા સમસ્ત વિકલ્પે રહિત જે બ્રહ્મૈકવૃત્તિ તેમય સમાધિવિશેષમાં અને ફળદશામાં-તેવા અપરોક્ષ અનુભવના સમયમાં બ્રહ્માત્મદૃષ્ટિથકી વિરુદ્ધ ભેદદૃષ્ટિ ટળી જતાં બ્રહ્મૈકાત્મક અપરોક્ષ ભાવે સંપન્ન થાયછે. માટેજ 'બ્રહ્મૈવ ભવતિ' બ્રહ્મજ થાયછે એમ શ્રુતિ કહેછે. સમાધિના ઉત્કર્ષની સીમાભૂત અને યથાવસ્થિત તત્ત્વદૃષ્ટિની સીમાભૂત આ યોગિરાજ છે. હે મુને! તત્ત્વજ્ઞાનીઓ આવા સમાધિવિશેષે સંપન્ન યોગીને 'મહામુક્ત' એવા નામથી કહેછે ॥૧૬-૧૭॥ શંકા-આતો કામુક કામિનીન્યાયનું અનુસરણ આમાં થાય છે? (જેમ કામુક નર કામિનીના અનુસ્મરણથી તન્મય થઈ રહેછે) ભલે થાયછે પરંતુ દૃષ્ટિમાં મોટું વૈષમ્ય છે, કેમકે કામુકતો પોતાને કામિનીથકી અત્યંત ભિન્ન અને દૂર પ્રદેશમાં રહેલો જોઇને અને કામિનીનેપણ પોતાથકી અત્યંત ભિન્ન અને દૂર પ્રદેશમાં રહેલી જોઇને તેનું અનુચિંતન કરેછે, આ ઉપાસકતો તેવી રીતે નહિ, ઉપાસ્ય બ્રહ્મને પોતાના આત્મારૂપ સમઝીને અને પોતાને તદાત્મક તત્ત્વથી સમઝીને અનુચિંતન કરેછે, માટે તત્ત્વદૃષ્ટિમાં વૈષમ્ય છે, એવા આશયથી 'स सर्वं खल्विदं' એમ હવે કહેછે. જે હેતુમાટે આ સમસ્ત જગત્ બ્રહ્મથીજ ઉત્પન્ન થાયછે, બ્રહ્મમાંજ લય પામેછે અને બ્રહ્મેજ રક્ષા કરાય છે માટે આ સર્વ જગત્ બ્રહ્મૈવ-બ્રહ્માત્મકજ છે. જેના થકી જગતનો જન્મ સ્થિતિ લય થાયછે તે ઉપાદાન કારણ કહેવાય, જે ઉપાદેય (કાર્ય) હોય તે ઉપાદાનાત્મકજ હોવું જોઇએ એવો નિયમ છે. માટે જે આ (જગત) અને જે આ હું, ઈત્યાદિ બધુય બ્રહ્મૈવ-બ્રહ્માત્મકજ છે. ઉપાદાન ઉપાદેયનું અનન્યપણું (અભિન્નપણું) જોઇએ તેતો વિશિષ્ટ બ્રહ્મનુંજ અવસ્થાભેદથી છે (સૂક્ષ્મ ચિત્ અચિત્ વિશિષ્ટ એવું બ્રહ્મ કારણ છે અને સ્થૂળ ચિત્ અચિત્ વિશિષ્ટ બ્રહ્મ કાર્ય છે, એ રીતે ચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મનું કાર્ય કારણરૂપ અવસ્થાભેદથી અનન્યપણું કહ્યુંછે) માટે

शुद्धं ब्रह्मवित्तदा ॥१८॥ विना ब्रह्मस्वरूपं स नोर्ध्वं नाधो न चान्तरे । न विश्वं नेश्वरं नैव जीवान् किञ्चिदपीक्षते ॥१९ ईदक्स्थितिं प्रापयितुं तीव्रवैराग्यवेगिनम् । गुरुर्ध्येकमिति श्रुत्वा शिष्यं बोध-

આ ઉપાસક આ શ્રુતિમાં કહેલા પ્રકાર પ્રમાણે પરંબ્રહ્મને પોતાના આત્મભૂતપણે અને પોતાને તદાત્મકપણે જુવેછે. એરીતે જોતો આ મહાયોગી ભેદબુદ્ધિ ટળી જતાં શત્રુમિત્રાદિભાવે રહિત થઈ, બધાયને બ્રહ્માત્મક સમઝતાં અનુકૂળપણે જોઇને શાંત થઈ, તે આનંદરૂપ શુદ્ધ બ્રહ્મને અનન્ય પ્રેમપૂર્વક અનુચિંતન કરતાં તદેકવૃત્તિ થતાં તે શ્રીકૃષ્ણનેજ એક જુવેછે, માટે આ તત્ત્વવિદોમા અગ્રેસર કહ્યોછે. તે આ યોગિને અનુચિંતનીયમાં મહદ્ દૃષ્ટિવૈષમ્ય કામુક થકી છે. આ વ્યાખ્યાનથી 'सर्वं खल्विदं ब्रह्म' આ શ્રુતિનો અર્થપણ વ્યાખ્યાન કર્યો જાણવો. તે આ બ્રહ્મદર્શી બ્રહ્મસ્વરૂપ વિના ઉર્ધ્વ પ્રદેશમા કે અધઃ પ્રદેશમાં કે મધ્ય પ્રદેશમા કાંઈપણ જોતો નથી, તથા આ વર્તમાન વિશ્વનેપણ જોતો નથી, બ્રહ્માદિ ઇશ્વરને પણ નથીજ જોતો, દેવ મનુષ્યાદિ યોનિભેદને પામેલા જીવોનેપણ જોતો નથી. એક બ્રહ્મ (શ્રીકૃષ્ણ) વિના કાંઈપણ જોતોજ નથી, એટલે તદનાત્મક (તે બ્રહ્મ જેના આત્મા ન હોય એવાને) જોતો નથી એવું તાત્પર્ય જાણવું. તદનાત્મક કાઈપણ છેજ નહિ, બધુય બ્રહ્માત્મકજ છે. આજ અર્થ શ્રુતિમા વર્ણવ્યો છે—'स एवाधस्तात् स उपरिष्टात् स पश्चात्स दक्षिणत. स उत्तरतः स एवेदं सर्वं' ઇતિ. 'अथातोऽहंकारादेशः—अहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमुत्तरत.' ઇતિ. 'अथात आत्मादेशः—आत्मैवाधस्तादात्मोपरिष्टादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदं सर्वं' ઇત્યાદિ. આમ કહેવાથી આ શ્રુતિઓ અબ્રહ્માત્મક વસ્તુનો અભાવ હોવાને લીધે બ્રહ્માત્મકપણે સર્વના ગ્રહણને સંભળાવે છે. માટે દ્વૈતભગનો (બીજુ વસ્તુજ નથી) અવસર નથી એમ જણાવ્યું છે ॥૧૮–૧૯॥ આટલું તો જાણવું સ્પષ્ટ જરૂરનું છે–ચેતન અચેતન અને પરમાત્માના યથાવસ્થિત વિલક્ષણપણાના ઉપદેશમાત્રથી નિઃશ્રેયસમાર્ગનો અવબોધ થતો નથી, કેમકે કાણાદ કાપિલ આદિક, પ્રકૃતિ પુરુષ ઇશ્વરને વિલક્ષણ માનીને પણ

यते विदम् ॥२०॥ एकं ब्रह्मास्तीति वर्णिन्नेवं श्रुतिभिरुच्यते । नित्यानां नित्य इत्येवं यथोक्तं तच्च वच्मि च. ॥२१॥ सेश्वराणां हि जीवानां लये प्राकृतिके तथा । आत्यन्तिकेऽपि नैवास्ति स्वरूपस्य

તેમનો અબ્રહ્માત્મકપણે (સ્વતંત્રપણે) અવબોધ આપી રહ્યા છે, તેથી અન્યથાપ્રતિપત્તિનો અવકાશ છે બ્રહ્માત્મકપણાના ઉપદેશથી તો 'આ બધુ બ્રહ્માત્મક છે' એમ સર્વત્ર એકાત્માપણાની પ્રતિપત્તિથી રાગદ્વેષાદિકના મૂળભૂત જે દ્વૈતદૃષ્ટિ તેની નિવૃત્તિ થતા તીવ્ર વૈરાગ્યને પામીને 'આ બધુ બ્રહ્માત્મક છે' એમ અનુચિંતન કરતા થએલી જે અખંડિત બ્રહ્મૈકભાવના તેનાથી થએલા બ્રહ્મૈકધ્યાનમા બ્રહ્મસ્વરૂપના અપરોક્ષરૂપ નિર્વિકલ્પ સ્થિતિને પામેછે તેવી આ સ્થિતિને પમાડવા માટે ગુરૂશિષ્યના સંવાદરૂપ, એકત્વપણાને બોધ કરનારી શ્રુતિઓ સભળાય છે આમ કહેવાથી બધી અદ્વૈત શ્રુતિનુ વ્યાખ્યાન થઈ ગયુ ॥૨૦॥

હે વર્ણિન્ ! એરીતે 'एकमेवाद्वितीय' ઈત્યાદિ અદ્વૈત શ્રુતિઓનુ તાત્પર્ય ઉપવર્ણન કર્યું, હવે 'नित्यो नित्याना चेतनश्चेतनानां' ઈત્યાદિ દ્વૈત શ્રુતિઓનો આશય નિરૂપણ કરૂંછુ ॥૨૧॥ વૈરાજપુરૂષાદિ જે ઈશ્વરો છે અને જે દેવ મનુષ્યાદિ જીવો છે (આ ભેદનિર્દેશ બ્રાહ્મણવસિષ્ઠન્યાયથી જાણવો એટલે બ્રાહ્મણો વસિષ્ઠ સાથે આવ્યા એમ કહેતા વસિષ્ઠ પણ બ્રાહ્મણ છે છતા વસિષ્ઠનો બીજાની અપેક્ષાએ ઉત્કર્ષ કહેવા ભેદનિર્દેશ છે) યદ્યપિ પરમાત્માથકી અન્ય આત્માઓ 'જીવાત્માઓ' એમ પોતે અધિષ્ઠાન કરેલા દેહને જીવાડવારૂપ ગુણયોગથી નિર્દેશ કરાય છે અથાપિ અહી તે જીવોમાજ ઈશ્વરપણારૂપ અને અનીશ્વરપણારૂપ ભેદને અવલબીને 'सेश्वराणा हि जीवानां' એવો નિર્દેશ કર્યો છે. તે આ સમસ્ત જીવોનુ સ્વરૂપ પ્રાકૃત પ્રલયમા તથા આત્યતિક પ્રલયમા પણ નથીજ નાશ થતું માટે તેઓ નિત્ય છે તો આત્મભેદ તાત્વિક હોઇને સ્થિર છે એમ જણાવ્યું છે આમ કહેવાથી—આકારાંતરથી જણાય છે પણ વિલય થતા સમુદ્રની સાથે એક ભાવને પામતા તરંગોજ જેમ એમ આ પૃથક્ જણાતા ચેતનોનો પ્રલય થતા પરબ્રહ્મ સ્વરૂપની સાથે એકીભાવ થઈ જાય છે એમ કોઈ કહેછે તેનુ ખડન થઈ ગયુ, કેમકે

विनाशनम् ॥२२॥ लये प्राकृतिके देहौ विराट्सूत्रात्मसंज्ञितौ । ईश्वरस्य विलीयेते द्वावेव वर्णिसत्तम ! ॥२३॥ अव्याकृतेन देहेन स आस्ते प्रकृतौ तदा । स्थूलसूक्ष्मौ तथा देहौ जीवानामपि नश्यतः ॥२४॥ तिरोभवन्ति प्रकृतौ ते कारणशरीरिणः । प्रधानसंज्ञा वर्णीन्द्र ! सा तु प्रकृतिरुच्यते ॥२५॥ तिरोभवति सा मूलप्रकृतौ च सपूरुषा । नतु स्वरूपतो नाशो ह्येतेषां भवति क्वचित् ॥२६॥ आत्यन्तिके च प्रलये प्रकृतिः सापि पूरुषे । तिरोभवति

જીવાત્માઓ અવિનાશી છે ॥૨૨॥ કોઈ શંકા કરે કે–પ્રાકૃત પ્રલયમા ઈશ્વરસહિત જીવોનો નાશ થઈ જાય છે ? તો એમ નથી, પ્રાકૃત લયમા જીવોના તેતે મનુષ્યાદિ દેહોનો વિનાશ થાયછે પણ તેમના સ્વરૂપનો વિનાશ નથી થતો પ્રાકૃત લયમા તે ઈશ્વરના જે વિરાટ અને સૂત્રાત્મા સંજ્ઞાના દેહો છે તેનો વિલય થઈ જાય છે તે સમયે પ્રધાનરૂપ અવ્યાકૃત દેહ સાથે યોગને પામેલા તે ઈશ્વરતો રહેછેજ જે જીવો છે તેપણ નાશ પામતા નથી કિંતુ તેમના જે સ્થૂળ સૂક્ષ્મ દેહ છે તેજ નાશ પામેછે પ્રકૃતિમા તેનો તે સમયે પોતાના કારણ ભૂતાદિ ક્રમથી વિલય થાયછે તે સમયે તેઓ નામરૂપની નિવૃત્તિ થતા સર્વે વિકારના કારણભૂત પ્રકૃતિમા નિમગ્ન થઈને, માટેજ કારણશરીરી હોઇને તિરોહિત રહેછે, માટે તે જીવોપણ નાશ પામતા નથી, કારણ કે તેમના સ્વરૂપમા લેશથીપણ અન્યથાભાવ થતો નથી હે વર્ણીન્દ્ર ! તે આ સર્વવિકાર લયના સ્થાનભૂત, જેમા સેશ્વર સકળ જીવાત્મવર્ગ લય પામી રહ્યો છે એવી માયા પ્રધાનસંજ્ઞાથી અને પ્રકૃતિસંજ્ઞાથી વ્યપદેશ કરાય છે ॥૨૩–૨૫॥ તે આ પ્રધાનરૂપ અવ્યક્ત પુરુષ સાથે મહામાયાશબ્દવાચ્ય મૂળ પ્રકૃતિમા તિરોહિત થાયછે. તે આ જીવેશ્વરાદિકના સ્વરૂપનો વિનાશ ક્યારેયપણ થતો નથી ॥૨૬॥ આત્યંતિક પ્રલયમા તો તે મૂળપ્રકૃતિ સૂર્યના પ્રકાશમા રાત્રિજ જેમ એમ મહાપુરુષમા તિરોહિત થઈ રહેછે આ સ્થળે તિરોભાવતો પ્રથક્પ્રતિપત્તિને અયોગ્યરૂપ જાણવો, ( જુદુ પડી શકે નહિ ) તે મહાપુરુષ મહામાયાની સાથે અક્ષરબ્રહ્મના પ્રકાશના એક દેશમા સુઈ રહેછે, એટલે પોતાના બધા વ્યાપારથી વિરામ પામીને રહેછે ત્યારે નામ

यत्ते विदम् ॥२०॥ एकं ब्रह्मास्तीति वर्णिन्नेवं श्रुतिभिरुच्यते । नित्यानां नित्य इत्येवं यथोक्तं तच्च वच्मि च. ॥२१॥ सेश्वराणां हि जीवानां लये प्राकृतिके तथा । आत्यन्तिकेऽपि नैवास्ति स्वरूपस्य

તેમનો અબ્રહ્માત્મકપણે (સ્વતન્ત્રપણે) અવબોધ આપી રહ્યા છે, તેથી અન્યથાપ્રતિપત્તિનો અવકાશ છે. બ્રહ્માત્મકપણાના ઉપદેશથી તો 'આ બધુ બ્રહ્માત્મક છે' એમ સર્વત્ર એકાત્માપણાની પ્રતિપત્તિથી રાગદ્વેષાદિકના મૂળભૂત જે દ્વૈતદૃષ્ટિ તેની નિવૃત્તિ થતા તીવ્ર વૈરાગ્યને પામીને 'આ બધુ બ્રહ્માત્મક છે' એમ અનુચિંતન કરતા થએલી જે અખડિત બ્રહ્મૈક ભાવના તેનાથી થએલા બ્રહ્મૈકધ્યાનમા બ્રહ્મસ્વરૂપના અપરોક્ષરૂપ નિર્વિકલ્પ સ્થિતિને પામેછે તેવી આ સ્થિતિને પમાડવા માટે ગુરુશિષ્યના સવાદરૂપ, એકત્વપણાને બોધ કરનારી શ્રુતિઓ સભળાય છે આમ કહેવાથી બધી અદ્વૈત શ્રુતિનુ વ્યાખ્યાન થઈ ગયું ॥૨૦॥

હે વર્ણિન્ ! એરીતે 'एकमेवाद्वितीय' ઈત્યાદિ અદ્વૈત શ્રુતિઓનુ તાત્પર્ય ઉપવર્ણન કર્યું, હવે 'नित्यो नित्यानां चेतनश्चेतनानां' ઈત્યાદિ દ્વૈત શ્રુતિઓનો આશય નિરૂપણ કરૂંછુ ॥૨૧॥ વૈરાજપુરૂષાદિ જે ઈશ્વરો છે અને જે દેવ મનુષ્યાદિ જીવો છે (આ ભેદનિર્દેશ બ્રાહ્મણવસિષ્ઠન્યાયથી જાણવો એટલે બ્રાહ્મણો વસિષ્ઠ સાથે આવ્યા એમ કહેતા વસિષ્ઠ પણ બ્રાહ્મણ છે છતા વસિષ્ઠનો બીજાની અપેક્ષાએ ઉત્કર્ષ કહેવા ભેદનિર્દેશ છે) યદ્યપિ પરમાત્માથકી અન્ય આત્માઓ 'જીવાત્માઓ' એમ પોતે અધિષ્ઠાન કરેલા દેહને જીવાડવારૂપ ગુણયોગથી નિર્દેશ કરાય છે તથાપિ અહી તે જીવોમાજ ઈશ્વરપણારૂપ અને અનીશ્વરપણારૂપ ભેદને અવલબીને 'सेश्वराणा हि जीवानां' એવો નિર્દેશ કર્યો છે. તે આ સમસ્ત જીવોનુ સ્વરૂપ પ્રાકૃત પ્રલયમા તથા આત્યન્તિક પ્રલયમાં પણ નથીજ નાશ થતું માટે તેઓ નિત્ય છે તો આત્મભેદ તાત્ત્વિક હોઇને સ્થિર છે એમ જણાવ્યું છે આમ કહેવાથી–આકારાંતરથી જણાય છે પણ વિલય થતા સમુદ્રની સાથે એક ભાવને પામતા તરગોજ જેમ એમ આ પૃથક્ જણાતા ચેતનોનો પ્રલય થતા પરબ્રહ્મ સ્વરૂપની સાથે એકીભાવ થઈ જાય છે એમ કોઈ કહેછે તેનુ ખડન થઈ ગયું, કેમકે

विनाशनम् ॥२२॥ लये प्राकृतिके देहौ विराट्सूत्रात्मसंज्ञितौ । ईश्वरस्य विलीयेते द्वावेव वर्णिसत्तम ! ॥२३॥ अव्याकृतेन देहेन स आस्ते प्रकृतौ तदा । स्थूलसूक्ष्मौ तथा देहौ जीवानामपि नश्यतः ॥२४॥ तिरोभवन्ति प्रकृतौ ते कारणशरीरिणः । प्रधानसंज्ञा वर्णीन्द्र ! सा तु प्रकृतिरुच्यते ॥२५॥ तिरोभवति सा मूलप्रकृतौ च सपूरुषा । नतु स्वरूपतो नाशो ह्येतेषां भवति क्वचित् ॥२६॥ आत्यन्तिके च प्रलये प्रकृतिः सापि पूरुषे । तिरोभवति

જીવાત્માઓ અવિનાશી છે ॥૨૨॥ કોઈ શંકા કરે કે-પ્રાકૃત પ્રલયમાં ઈશ્વરસહિત જીવોનો નાશ થઈ જાય છે ? તો એમ નથી, પ્રાકૃત લયમાં જીવોના તેતે મનુષ્યાદિ દેહોનો વિનાશ થાયછે પણ તેમના સ્વરૂપનો વિનાશ નથી થતો. પ્રાકૃત લયમાં તે ઈશ્વરના જે વિરાટ અને સૂત્રાત્મા સંજ્ઞાના દેહો છે તેનો વિલય થઈ જાય છે. તે સમયે પ્રધાનરૂપ અવ્યાકૃત દેહ સાથે યોગને પામેલા તે ઈશ્વરતો રહેછેજ. જે જીવો છે તેપણ નાશ પામતા નથી કિંતુ તેમના જે સ્થૂળ સૂક્ષ્મ દેહ છે તેજ નાશ પામેછે. પ્રકૃતિમાં તેનો તે સમયે પોતાના કારણ ભૂતાદિ ક્રમથી વિલય થાયછે. તે સમયે તેઓ નામરૂપની નિવૃત્તિ થતાં સર્વ વિકારના કારણભૂત પ્રકૃતિમાં નિમગ્ન થઇને, માટેજ કારણશરીરી હોઇને તિરોહિત રહેછે, માટે તે જીવોપણ નાશ પામતા નથી, કારણ કે તેમના સ્વરૂપમાં લેશથીપણ અન્યથાભાવ થતો નથી. હે વર્ણીન્દ્ર ! તે આ સર્વવિકાર લયના સ્થાનભૂત, જેમાં સેશ્વર સકળ જીવાત્મવર્ગ લય પામી રહ્યો છે એવી માયા પ્રધાનસંજ્ઞાથી અનેપ્રકૃતિસંજ્ઞાથી વ્યપદેશ કરાય છે ॥૨૩-૨૫॥ તે આ પ્રધાનરૂપ અવ્યક્ત પુરૂષ સાથે મહામાયાશબ્દવાચ્ય મૂળ પ્રકૃતિમાં તિરોહિત થાયછે. તે આ જીવેશ્વરાદિકના સ્વરૂપનો વિનાશ ક્યારેયપણ થતો નથી ॥૨૬॥ આત્યંતિક પ્રલયમાં તો તે મૂળપ્રકૃતિ સૂર્યના પ્રકાશમાં રાત્રિજ જેમ એમ મહાપુરૂષમાં તિરોહિત થઈ રહેછે. આ સ્થળે તિરોભાવતો પ્રથક્પ્રત્તિપતિને અયોગ્યરૂપ જાણવો, ( જુદુ પડી શકે નહિ ) તે મહાપુરૂષ મહામાયાની સાથે અક્ષરબ્રહ્મના પ્રકાશના એક દેશમાં સુઈ રહેછે, એટલે પોતાના બધા વ્યાપારથી વિરામ પામીને રહેછે. ત્યારે નામ

सूर्यस्य प्रकाशे रजनी यथा ॥२७॥ स महान्पुरुषः सार्कं महत्या मायया तया । शेतेऽक्षरस्य प्रकाशे तदैकः कृष्ण एव हि ॥२८॥ नष्टकारणदेहा ये मुक्ता ध्यानबलेन तु । कृष्णस्य दिव्यदेहैस्ते ब्रह्मण्येवासतेऽक्षरे ॥२९॥ लयद्वयेऽपि नैतेषां स्वरूपेण विनाशनम् । भवतीति श्रुतिः सर्वान्नित्यानाह महामते ! ॥३०॥ उत्पत्तिकाले सर्वेऽपि पुंप्रकृत्यादयः पुनः । आविर्भवन्त्यमी विप्र ! यथापूर्वं तदिच्छया ॥३१॥ अप्राकृतशरीरा ये मुक्तास्ते तु निजेच्छया ।

રૂપનો વિભાગ રહેતો નથી તેથી પરબ્રહ્મશબ્દવાચ્ય એક શ્રીકૃષ્ણજ રહેછે એમ શ્રુતિઓમાં નિર્દેશ થાય છે. એટલામાત્રથી આત્મપરમાત્મ સ્વરૂપના ભેદનો પ્રતિષેધ ન સમજવો ॥૨૭-૨૮॥ મુક્તિદશામાંપણ તે જીવોનું પરબ્રહ્મ સ્વરૂપ સાથે એકપણું નથી, ત્યારેપણ તેઓ કૃષ્ણોપાસન બળે કરીને કર્મબીજ પ્રણષ્ટ થવાથી પ્રકૃતિસંસર્ગરૂપ કારણ દેહનો યોગ વિનિવૃત્ત (પ્રકૃતિથી વિમુક્ત) થતાં સ્વપ્રકાશ દિવ્ય દેહને પામીને પરબ્રહ્મના દિવ્ય ધામભૂત અક્ષરબ્રહ્મમાં પરબ્રહ્મના પરમાનંદાનુભવરૂપ નિઃશ્રેયસને પામીને વર્તે છે ॥૨૯॥ હે મહામતે ! એરીતે મુક્તિમાં અને લયમાંપણ તેમનું સ્વરૂપ નહિ નાશ થતાં એકરૂપજ રહેછે, માટે 'नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्' આ શ્રુતિ તે સર્વેને નિત્ય કહેછે અને તે આ નિત્ય ચેતનોને સમગ્ર કામ આપનારા, તેમનાથી અન્ય અદ્વિતીય પરમચેતન પરમાત્મા છે એમપણ બોધ કરેછે ॥૩૦॥ હે વિપ્ર ! ફરીથી આ પુરૂષ પ્રકૃતિ જીવ ઈશ્વર આદિક સર્વેપણ ઉત્પત્તિસમય આવતાં તેજ શ્રીકૃષ્ણ પરબ્રહ્મના સંકલ્પથી યથાપૂર્વ આવિર્ભાવ પામેછે. પ્રલયાવસ્થામાં અવ્યક્ત સ્વરૂપથી હતા તે ઉત્પત્તિ સમયે વ્યક્તનામરૂપવાળા થાયછે. એરીતે જે આવિર્ભાવ તિરોભાવ એજ એમનો જન્મ નાશ સમજવો. માટે તેઓ નિત્યજ છે ॥૩૧॥ જેતો સમગ્ર કર્મ બન્ધને રહિત થઈ, અપ્રાકૃત દિવ્ય દેહને પામીને અક્ષરધામમાં રહ્યાછે તે મુક્તો તો કદાચિત્ પોતાના સ્વામી પરમાત્મા શ્રીકૃષ્ણની ઈચ્છાથી-લોકાનુગ્રહની ઇચ્છાથી પ્રેરણા કરતાં આ લોકમાં લોકકલ્યાણકારણે પોતે એકલા અવતરે છે. અથવા કદાચિત્

आविर्भवन्ति तथया तेनावतरता सह ॥३२॥ नित्यानेतान्श्रुतिप्रोक्तान्ज्ञानिमुक्ता विदन्ति हि । कृष्णोपास्तिबलेनापि वीक्षन्ते च यथातथम् ॥३३॥ योगिनस्ते तु सम्पन्ना भक्तिज्ञानविरक्तिभिः । समाधिं सविकल्पं हि प्राप्ता इत्यवगम्यताम् ॥३४॥ मेरौ स्थिता यथा तस्मादवरान्पर्वतान्नराः । वीक्षन्ते च द्रुमान्सर्वांस्तदाधारं च भूतलम् ॥३५॥ सविकल्पसमाधिस्था ज्ञानिमुक्तास्तथेश्वरम् । मायां जीवांश्च वीक्षन्ते ब्रह्म चेति पृथक् पृथक् ॥३६॥ लोकालो-

પોતેજ ભક્તરક્ષાર્થે અવતરતા તે પરમાત્માની સાથે અવતરે છે ॥૩૨॥ તે જ્ઞાનીઓ મુક્તપ્રાય છે, તે યોગીઓ 'नित्यो नित्यानां' આ શ્રુતિએ નિત્યપણે કહેલા પૂર્વોક્ત જીવેશ્વરાદિ સર્વેને યથાવસ્થિત જાણે છે તથા શ્રીકૃષ્ણની ઉપાસનાના બળથી સમાધિદૃષ્ટિ પામતા યથાવસ્થિત જુવેછે ॥૩૩॥ બે પ્રકારના નિષ્પન્ન સમાધિવાળા છે, એક સવિકલ્પ સમાધિવાળા અને બીજા નિર્વિકલ્પ સમાધિવાળા, તેમા આ સવિકલ્પ સમાધિવાળા જાણવા જે હેતુમાટે સમાધિમા સર્વાન્તરાત્મા પરમાત્માને તથા તેમનાજ એક વિશેષણપણે રહેલા પોતાના આત્માને તથા અન્ય આત્માઓને સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યના ઉત્કર્ષથી અભિવૃદ્ધિ પામેલા ભક્તિયોગના અભ્યાસમહિમાથી સાક્ષાત્ કરેછે માટે તે આ જ્ઞાનિમુક્ત યોગિઓ સવિકલ્પ સમાધિને પામેલા છે એમ જાણવું ॥૩૪॥ જ્ઞાનિમુક્તો નિત્ય એવા તે જીવેશ્વરાદિકને યથાસ્થિત જુવેછે. મહામુક્તો નિત્ય એવાપણ એ જીવેશ્વરાદિકને જોતા નથી કિંતુ કેવળ શ્રીકૃષ્ણનેજ જુવેછે એમ કહ્યુ તે આ બે બાબતોને બે દૃષ્ટાંતથી હવે કહેછે—જેમ મેરૂ પર્વત ઉપર રહેલા પુરૂષો મેરૂથકી નીચે વર્તતા સર્વ પર્વતો સર્વ વૃક્ષો અને તેના આધારભૂત ભૂતળને પૃથક્ પૃથક્ જુવેછે અને મેરૂથકી ઉર્ધ્વ વર્તતા સૂર્યાદિક સર્વનેપણ જુદા જુદા જુવેછે તેમ સવિકલ્પ સમાધિમા રહેલા નિષ્પન્ન જ્ઞાનયોગીઓ ઈશ્વર માયા જીવો અને અક્ષરબ્રહ્મ આ સર્વ પરમાત્મા પરબ્રહ્મના વિશેષણભૂત છે પણ તેના તેના અસાધારણ પ્રકારથી પ્રત્યેકને પૃથક્ પૃથક્ રૂપથી જુવેછે ॥૩૫-૩૬॥ હે દ્વિજ! જેમ લોકાલોકાચળ ઉપર રહેલા પુરૂષો સરખીરીતે જણાતા એક કેવળ ભૂતળનેજ જુવેછે પણ

काचलस्थाश्च यथा वा पुरुषा द्विज ! । पश्यन्त्येकं भूतलं नो सर्वानपि नगान् द्रुमान् ॥३७॥ तथैव ते महामुक्ता निर्विकल्पसमाधयः । ब्रह्मैकमेव वीक्षन्ते जीवेशादींस्तु पृथक् ॥३८॥ कृष्णोपास्तिबलस्याथ तारतम्यवशादमी । त्रिविधा भुवि कथ्यन्ते निर्विकल्पसमाधयः ॥३९॥ सुषुप्ताविह जीवस्य बुद्धीन्द्रियमनोलयात् । सुखं चोपशमो यादृग्वर्तते वर्णिसत्तम ! ॥४०॥ साक्षात्कृष्णे यस्य पुंसो बुद्धीन्द्रियमनोलयात् । तादृक् सुखं चोपशमो जाग्रति स्यात्स आदिमः ॥४१॥ सुषुप्तौ प्रलयाख्यायां ब्रह्माण्डस्वामिमानिनः । लयात्रिलोक्या ईशस्य सुखं यादृक् शान्तता ॥४२॥ साक्षा-

તેથી ઓરા સર્વ પર્વતો તથા સર્વ વૃક્ષાદિકનેપણ પૃથક્ પૃથક્ જોતા નથી. તેમજ નિર્વિકલ્પ સમાધિમાં રહેલા તે મહામુક્તો સર્વના અંતરાત્માભૂત પરમાત્મા પરબ્રહ્મનેજ પોતાથકી ઇતર સમસ્ત પ્રકારવાળું સાક્ષાત્ એકજ સમાધિમાં જુવેછે. વસ્તુતાએ તેથી પૃથક્પણે રહેલા જીવેશ્વરાદિકને નથીજ જોતા ॥૩૭-૩૮॥ હવે શ્રીકૃષ્ણની ઉપાસનાના તારતમ્યથી પ્રથમ મધ્યમ ઉત્તમ એવા નામથી નિર્વિકલ્પ સમાધિવાળાપણ ત્રણ પ્રકારના કહેછે—તે આ નિર્વિકલ્પ સમાધિવાળા મહામુક્તો કૃષ્ણોપાસનાના ન્યૂનાધિક ભાવવશાત્ ત્રણ પ્રકારના ભૂમિમાં કહેવાય છે ॥૩૯॥ હે વર્ણિવર્ય ! આ જગતમાં જીવને ( દેવ મનુષ્યાદિ ભાવને પામેલા ) સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિ ઇન્દ્રિય મનના લયને લીધે થએલી જે સર્વ વ્યાપારની ઉપરતિ તેણે કરીને દેવ મનુષ્યાદિકના અભિમાનરૂપ આવરણની નિવૃત્તિ થતાં શાંતતા અને સ્વાત્મસુખનો અવિર્ભાવ જેવો થાયછે, જે મહામુક્ત યોગિપુરૂષને સમાધિવડે સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાનમાં બુદ્ધિ ઇન્દ્રિયો અને મનનો વિલય થતાં તેવી શાંતતા અને સુખાવિર્ભાવ જાગ્રત્ અવસ્થામાંજ વર્તે તે પ્રથમનો મહામુક્ત કહ્યોછે ॥૪૦-૪૧॥ બ્રહ્માંડાભિમાની ઇશ્વરને રાત્રિપ્રલય નામની સુષુપ્તિમાં ભૂરાદિ ત્રણ લોકનો લય થવાથી સર્વ વ્યાપારની ઉપરતિ થતાં, તદનુગુણ વર્તતા બ્રહ્માંડાભિમાનની નિવૃત્તિ થતાં જેવી શાંતતા અને સ્વાત્મસુખાવિર્ભાવ થાયછે. જે યોગિને સાક્ષાત્ કૃષ્ણમાં બુદ્ધિ ઇન્દ્રિયો

त्कृष्णे यस्य पुंसो बुद्धीन्द्रियमनोलयात्। तादृक् सुखं चोपशमो जाग्रति स्यात्स मध्यमः ॥४३॥ विराट्तत्कारणैः साकं प्रधानस्य लयाद्यथा। प्रकृतौ प्राकृतलये सुखं पुंसश्च शान्तता ॥४४॥ साक्षात्कृष्णे यस्य पुंसो बुद्धीन्द्रियमनोलयात्। तथा सुखं चोपशमो जाग्रति स्यात्स चान्तिमः ॥४५॥ कृष्णसम्बन्धि सौख्यं यत्सर्वसौख्याधिकं हि तत्। दृष्टान्तमात्रमेतत्तु सुषुप्त्यादि समीरितम् ॥४६॥ इत्थं हि ते महामुक्ता भवन्ति त्रिविधा द्विज!। उत्तरोत्तरतः श्रेष्ठाः कथ्यन्ते स्थितिवेदिभिः ॥४७॥ निर्विकल्पस्थितिबलादुन्मत्ता ब्रह्मदृष्टयः। जीवेशान्कल्पितान्प्राहुरिति जानीहि निश्चितम् ॥४८॥ एकत्वमेवं वर्णीन्द्र! पृथक्त्वं चावगम्यताम्। श्रुति-

મનનો વિલય થતાં તેવી શાંતતા અને સુખાવિર્ભાવ જાગ્રત્‌દશામાંજ થાય તે મહામુક્ત મધ્યમ કહ્યોછે ॥૪૨-૪૩॥ પ્રાકૃત પ્રલયમાં વિરાટ્દેહ અને તેના કારણભૂત મહદાદિ તત્ત્વો તથા પ્રધાનનો લય થતાં તેના અધિષ્ઠાતા પુરૂષને સર્વ પ્રવૃત્તિનો વિરામ થતાં તદનુગુણ વર્તતા અભિમાનની નિવૃત્તિ થવાથી જેવી શાંતતા અને સુખ થાયછે, જે યોગિને સાક્ષાત્ કૃષ્ણમાં બુદ્ધિ ઇન્દ્રિયો મનનો વિલય થતાં તેવી શાંતતા અને સુખ જાગ્રત્ અવસ્થામાંજ વર્તે તે મહામુક્ત ઉત્તમ કહ્યોછે ॥૪૪-૪૫॥ યદ્યપિ જીવાદિકને સુષુપ્તિ આદિકમાં જે સુખ આવેછે તે કૃષ્ણાનુભવજન્ય સુખથી અત્યલ્પ છે. તથાપિ યોગિઓમાં પરસ્પર તરતમતા જણાવામાટે આતો દૃષ્ટાંતપણે ગ્રહણ કર્યુંછે. માટે તેના સામ્યથી આ પરબ્રહ્મ સુખની અલ્પપણાની શંકા ન કરવી. કૃષ્ણ સંબન્ધિ સુખતો સર્વ સુખોથી સમધિક છે. 'एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति' એવી શ્રુતિ છે ॥૪૬॥ હે દ્વિજ! આ પ્રકારે મહામુક્તો ત્રણ પ્રકારના છે. નિર્વિકલ્પ સમાધિના પ્રકારને જાણનારાઓએ ઉત્તરોત્તર શ્રેષ્ઠ કહ્યાછે ॥૪૭॥ તે આ નિર્વિકલ્પ સમાધિમાં રહેલાઓ પરબ્રહ્મ એકનેજ સાક્ષાત્કાર કરતાં કોઈપણ પ્રારબ્ધ પરિપાકથી ઉન્માદને પામીને બ્રહ્મના પ્રકારભૂત જીવ માયાદિ સ્વરૂપને કોઈપણ પ્રકારે નહિ જોતાં તેમના ભેદને કલ્પિત કહેછે એમ તમો નિશ્ચયથી જાણો ॥૪૮॥ હે વર્ણીંદ્ર! વસ્તુતાએતો

प्रामाण्यतो विद्धि सत्यमेव मतद्वयम् ॥४९॥ ये तु नैवं स्थितिं प्राप्ता ब्रह्मैक्यं शास्त्रमात्रतः । बुद्ध्वा यथेष्टाचरणं कुर्वते ते पतन्त्यधः ॥५०॥ तादृशाः स्वकृतं पापं स्वशिष्याणां च पातकम् । आर्तनादं प्रकुर्वन्तो वोभुज्यन्ते यमालये ॥५१॥ ब्रह्मशब्दद्वयं यत्र प्रोक्तं

અમોએ કહેલા પ્રકારથી પોતાથકી ઇતિર સમસ્ત ચિત્ અચિત્ વસ્તુઓ બ્રહ્મના પ્રકાર છે, તેના પ્રકારી બ્રહ્મનુ અદ્વિતીયપણુ હોવાથી એકત્વપણુ અને એક વિશેષણ અને એક વિશેષ્ય એવા ભાવે કરેલુ સર્વ જીવેશ્વરાદિકનુ પૃથક્પણુ આ રીતે જાણો માટે શ્રુતિમાં શ્રવણ થતા એ દ્વૈત અદ્વૈત મત સત્યજ સમજો પણ પરસ્પર બાધ્ય બાધક ભાવથી ન જાણો, એટલે એક બાધ્ય છે અને એક બાધક છે એમ ન જાણવું, એમ જાણે તો શ્રુતિ નિત્ય નિર્દોષ હોવાથી જે તેનુ સર્વાંશથી પ્રામાણ્ય છે તેનો ભગ થાય, કેમકે એમા અભેદશ્રુતિઓએ ભેદશ્રુતિઓનો બાધ કરાય છે, માટે પરસ્પર બાધ્ય બાધક ભાવથી દ્વૈત અદ્વૈત શ્રુતિઓનો જે નિર્વાહ પ્રકાર છે તે ન માનવો શ્રુતિઓ નિત્ય નિર્દોષ હોઇને તેનુ સર્વાંશે પ્રામાણ્ય છે, તેમા એકને બાધ્ય કહેવી અને એકને બાધક કહેવી તે યુક્તિયુક્ત નથી ॥૪૯॥ જે પુરૂષોતો ઉક્ત લક્ષણવાળી નિર્વિકલ્પ સમાધિ નિષ્ઠાને પામ્યા નથી (સર્વાત્મભૂત બ્રહ્મૈક-સાક્ષાત્કારે રહિત છે) કેવળ વેદાદિ શાસ્ત્રના શ્રવણપઠનમાત્રથી સર્વને બ્રહ્માત્મક જાણીને, તેવા બ્રહ્માત્મકપણારૂપ ઐક્ય જ્ઞાનથી બાહ્ય વર્ણ ભેદાદિને તિરસ્કાર કરીને અને વિધિનિષેધનેપણ ઉલ્લઘન કરીને યથેષ્ટાચરણમા પ્રવર્તે છે તેઓ સસારમા અધો અધો ગતિને પામેછે ॥૫૦॥ તેવા પુરૂષો પોતે કરેલા યથેષ્ટાચરણરૂપ પાપના ફળને અને પોતે અવબોધ આપેલા શિષ્ય જનોએ કરેલા યથેષ્ટાચરણરૂપ પાપના ફળને 'હાય હાય હુ મરી ગયો' 'મારી રક્ષા કરો' એવા આર્તનાદને કરવાની સાથે યમાલયમાં અતિશયપણે ભોગવે છે ॥૫૧॥ જ્યા બે બ્રહ્મશબ્દ કહ્યા હોય, જેમકે-મુડકોપનિષદમા તૃતીય મુડકના બીજા ખડમાં 'स वेदैतत्परम ब्रह्मधाम' એવું અને 'स यो ह वै तत्परम ब्रह्म' એવુ વચન છે તેમા પ્રથમનો બ્રહ્મશબ્દ અક્ષર નામના બ્રહ્મ ધામપર જાણવો અને બીજેતો જે આ 'अक्षरात्परतः परः' પર અક્ષરથકી

स्यात्तत्र तु द्विज! । आद्यं तु भगवद्धाम ज्ञानत्वं बृहदक्षरम् ॥५२॥ द्वितीयं तु स्वयं कृष्ण. सर्वकारणकारणम् । अक्षरात्पर इत्युक्तो दिव्याङ्गश्चेति बुध्यताम् ॥५३॥ भेदो हि वास्तवो नूनं जीवेशात्र-क्षराणां हरेः । नित्यानां नित्य इत्यादिश्रुतिभिः प्रतिपादितः ॥५४॥ ब्रह्मवित्परमाप्नोतीत्येषा श्रुतिरपि स्फुटम् । प्राह ब्रह्मविदां सेव्यं

પરપણે શ્રુતિએ કહેલા છે તે સર્વકારણ દિવ્યમૂર્તિ ભગવાન્સ્વયં શ્રીકૃષ્ણજ જાણવા 'अक्षरे परमे व्योमन्' આ શ્રુતિએ ભગવદ્ધામ કહેલ છે અહીંપણ 'ब्रह्मधाम' એવી શ્રુતિ છે 'गुहामन्थिभ्यो विमुक्तोऽमृतो भवति' એમ દ્વિતીય બ્રહ્મશબ્દવાચ્ય પરમાત્મામા નિષ્ઠાવાળાને અમૃતપણારૂપ ફળપણ શ્રુતિ કહેછે આ સ્થળે આટલું જાણવું જરૂરનુ છે—આ શ્લોકથી બે બ્રહ્મશબ્દ જે વાક્યમા કે પ્રકરણમા શ્રવણ થાયછે ત્યા પ્રથમના બ્રહ્મશબ્દનો આ અર્થ છે અને બીજા બ્રહ્મશબ્દનો આ અર્થ છે એવો સર્વત્ર નિયમ કરાતો નથી, કેમકે તે ઘટતું આવતું નથી, ક્રિયા કારક ( કર્તા કર્મ વિગેરે ) ભાવ ભેદથી એક અર્થનો ફરીથી સબન્ધ યુક્ત છે જેમકે-'ब्रह्मविदाप्नोति परम्' બ્રહ્મને જાણનારો પરબ્રહ્મને પામેછે 'सत्य ज्ञानमनन्त ब्रह्म' બ્રહ્મ સત્યસ્વરૂપ જ્ઞાનસ્વરૂપ અને અનંત છે, એવુ સમીપમાજ વચન છે 'ब्रह्म वेद ब्रह्मैव भवति' બ્રહ્મને જાણે તે બ્રહ્મજ થાયછે એવુપણ વચન છે, એટલે કોઈ સ્થળે બ્રહ્મને કર્તાપણે કહ્યુ હોય તો કોઈ સ્થળે કર્મપણે કહ્યુ હોય, માટે શ્રુતિમા ત્યા ત્યા શ્રવણ થતો બ્રહ્મશબ્દ એક અર્થવાળો નથી, ક્વચિત્ પરબ્રહ્મના ધામભૂત અક્ષરમા પણ બ્રહ્મશબ્દનો પ્રયોગ હોય છે તો વ્યાપ્તિ વિગેરેના શ્રવણમાત્રથી બ્રહ્મશબ્દ પરમાત્મપર છે એમ ભ્રમ પામવો નહિ, કેમકે પરમાત્માતો પર અક્ષરથકી પર શ્રુતિએ કહ્યાછે, આજ અર્થમા શ્લોકનુ તાત્પર્ય જાણવુ ॥૫૨-૫૩॥ આત્મા પરમાત્માનો ભેદ ( સ્વરૂપથીજ પરસ્પર પૃથક્પણુ ) વાસ્તવિકજ છે એમ 'नित्यो नित्याना चेतनश्चेतनानामेको बहूना यो विदधाति कामान्' ઈત્યાદિ શ્રુતિઓ સ્પષ્ટપણે પ્રતિપાદન કરેછે ॥૫૪॥ હે સન્મતે! 'ब्रह्मविदाप्नोति पर'-બ્રહ્મને જાણનારો પરબ્રહ્મને પામેછે આ શ્રુતિ 'બ્રહ્મવિદોએ સેવ્ય

परंब्रह्मेति सन्मते ! ॥५५॥ आत्मा शरीरं यस्यास्ति नैवात्मा वेत्ति यं तथा । य आन्तरो यमयति ह्यात्मानममृतः प्रभुः ॥५६॥ शरीरमक्षरं यस्य नैव यं वेत्ति चाक्षरम् । आन्तरो यो यमयति ह्यक्षरं सोऽमृतः प्रभुः ॥५७॥ इत्याद्यर्थाः श्रुतिगणास्त्वक्षरब्रह्मणोऽपि च । प्राहुः कृष्णशरीरत्वं तद्भिन्नत्वं तथा स्फुटम् ॥५८॥ अक्षरस्यापि चेन्नास्ति ब्रह्मणः कृष्णरूपता । कुतस्तरां तदेशस्य जीवस्य तु कुतस्तमाम् ॥५९॥ ततो निःसंशयो भूत्वा मुमुक्षुः सर्वथा हरिम् ।

---

પરંબ્રહ્મ છે અને તેમની પ્રાપ્તિરૂપ ફળ સેવકને મળેછે' એમ ઉપાસ્ય ઉપાસકનો ભેદ જે સેવ્યસેવકભાવગર્ભિત છે તેને સ્વયં સ્ફુટપણે કહી સંભળાવે છે ॥૫૫॥ જે સર્વાન્તર્યામિપણું છે તે પરમાત્માનું અસાધારણ ઐશ્વર્ય છે. તેમાં 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृत.' અર્થઃ—જે આત્માને વિષે રહ્યાછે, જે આત્માની અંદર પ્રવેશ કરીને તેને નિયમમાં કરેછે, જેને આત્મા જાણતો નથી, જેનું આત્મા શરીર છે, તે તારા અંતર્યામી આત્મા અમૃત છે. આત્માની અંદર પ્રવેશ કરીને નિયમન અને તે વ્યાપ્ય આત્માએ ન જાણવાપણું કહ્યું. આથી પરમાત્માનો અતિશય જણાવ્યો છે. એરીતે અક્ષરાંતર્યામિપણુંપણ કહ્યું છે તેમાં 'योऽक्षरमन्तरे सञ्चरन् यस्याक्षरं शरीरं यमक्षरं न वेद...एष सर्वभूतान्तरात्मा' એવી શ્રુતિ છે. અર્થ—જે અક્ષરની અંદર સંચરે છે, જેનું અક્ષર શરીર છે, જેને અક્ષર જાણતું નથી, તે આ સર્વ ભૂતોના અંતરાત્મા છે. ઈત્યાદિ અર્થને બોધ કરનારા શ્રુતિસમૂહો શરીર શરીરીભાવનો અવબોધ આપેછે, તો અક્ષર બ્રહ્મથકી પરબ્રહ્મનું ભિન્નપણું સ્પષ્ટજ જણાય છે. અક્ષરની અપેક્ષાએ અંતર્યામિપણું સિદ્ધ થતાં તેથી ઓરા જે દેવાદિ જીવસમૂહો છે અને બ્રહ્માદિ ઈશ્વરો છે તેમની અપેક્ષાએ પરબ્રહ્મનું અતર્યામિપણું સુસિદ્ધજ છે તો તેમના થકી પરબ્રહ્મનો ભેદ સિદ્ધ થાયછે. માટે જ્યારે અક્ષર બ્રહ્મનીપણ કૃષ્ણરૂપતા નથી તો તેથી ઓરા વૈરાજાદિ ઈશ્વરની ક્યાંથીજ હોય અને તેથી ઓરા જીવોની તો કૃષ્ણરૂપતા કોઈપણ પ્રકારે ક્યાંથી હોયજ. 'न तत्समश्चाभ्यधिकश्च दृश्यते' એવી શ્રુતિ

यो भजेत स मुक्तः स्यादितरः संसृतिं व्रजेत् ॥६०॥ श्रीमद्रामानुजाचार्यैरयमर्थः सविस्तरम्। निर्णीतोऽस्ति महाभाष्ये सङ्क्षेपात्स मयोदितः ॥६१॥ सुमत उवाच—इत्युक्तं श्रुतिसिद्धान्तं हरिणा स नराधिप ! । वर्णी च साधवः श्रुत्वा तं नेमुर्नष्टसंशयाः ॥६२॥ स्वस्वस्थानं ततो गन्तुं तानाज्ञाप्याखिलाद्विजान् । प्रभुः स्वयं निजावासमाजगाम दयानिधिः ॥६३॥ इत्थं हरिस्तत्र स वाग्विलासैरानन्दयन्नन्वहमेव भक्तान्। हेमन्तसिंहस्य मनोरथं च सम्पूरयन्भक्तगणैरुवास ॥६४॥ इति श्रीस० नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे पञ्चालग्रामे द्वैताद्वैतप्रतिपादकश्रुत्यर्थनिर्णयनिरूपणनामैकविंशोऽध्याय ॥२१॥

---

છે ॥૫૬-૫૯॥ તો હું સર્વે વેદાંતના સારભૂત આ અર્થ કહુંછું કે—જે મુમુક્ષુ પૂર્વોક્ત પ્રકારે સર્વાંતર્યામી, સર્વથકી પરતર, સમસ્ત કલ્યાણ ગુણ પરિપૂર્ણ, ભગવાન્ શ્રીકૃષ્ણને નિઃસંશય જાણીને સર્વે પ્રકારે પરા ભક્તિથી અનન્ય ભાવપૂર્વક ભજે છે તે સંસૃતિથકી મુક્ત થાયછે. બીજો તો સંસૃતિસાગરમાં સંમગ્ન થાયછે ॥૬૦॥ આ બધો શ્રુતિસિદ્ધાંતરૂપ અર્થ શ્રીભાષ્યમાં શ્રીમાન્ રામાનુજાચાર્યે વિસ્તારથી નિરૂપણ કર્યો છે તે તેથકી જાણવો, તે અર્થ મેં તો સંક્ષેપમાં અહીં કહ્યોછે ॥૬૧॥ સુવ્રતઋષિ કહેછે—હે નરાધિપ ! એરીતે ભગવાન્ શ્રીહરિએ નિરૂપણ કરેલું વેદાંતગણોનું ગુહ્ય તાત્પર્ય વર્ણીન્દ્ર અખંડાનંદજી અને બીજા બધા વર્ણીઓ તથા સાધુઓ સાંભળીને સંશયરહિત થઇને પરા ભક્તિથી તે ભગવાનને પ્રણામ કરવા લાગ્યા ॥૬૨॥ ત્યાર પછી દયાનિધિ ભગવાનપણ તે પોતાના સર્વે ભક્તોને પોતપોતાને નિવાસસ્થાને જવાની અનુજ્ઞા આપીને પોતે પોતાના વાસસ્થાનમાં પધાર્યા ॥૬૩॥ ભગવાન્ શ્રીહરિ આ પ્રકારે પ્રતિદિન તે પંચાળા ગામમાં સદુપદેશરૂપ વાણીવિલાસોવડે સર્વે ભક્તોને આનંદ આપતા થકા અને હેમંતસિંહ રાજાના મનોરથનેપણ પરિપૂર્ણ કરતા થકાજ ભક્તગણોની સાથે ત્યાં સુખેથી રહ્યા ॥૬૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે પંચાળગ્રામે દ્વૈતાદ્વૈતપ્રતિપાદકશ્રુત્યર્થનિર્ણયનિરૂપણનામૈકવિંશોઽધ્યાયઃ ॥૨૧॥

सुव्रत उवाच—तस्माद्ग्रामात्पश्चिमायां दिशि किंशुककानने । उटजाः कारिता राज्ञा मुनीनामभवन्शुभाः ॥१॥ एकदा पापमोचन्यामेकादश्यां निशि प्रभुः । जगाम कतिभिश्चित्स्वैः पार्षदैः सह तत्र सः ॥२॥ उत्तमेन च सोमेन हेमन्तेन सबन्धुना । अन्वितश्च मुकुन्देन तथा रत्नजिदादिभिः ॥३॥ ददर्श तत्र स मुनीन्कुर्वतो व्रतजागरम् । हल्लीषकेण गीतेन तालीवाद्येन यूथशः ॥४॥ तेऽपि तं वीक्ष्य संहृष्टा नत्वा सत्वरमुत्तमम् । वटान्तिके ददुः पीठं न्यषीदत्तत्र सोऽच्युतः ॥५॥ तदाज्ञया पुनश्चक्रुस्ते च

## [1]અધ્યાય ૨૨ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! તે પચાળા ગામથકી પશ્ચિમ દિશામા આવેલા ખાખરાના વૃક્ષોના વનમા મુનિમંડળને રહેવા માટે હેમતસિંહ રાજાએ શોભાયમાન પર્ણશાળાઓ (માંડવા) કરાવી હતી ॥૧॥ એક સમયે પાપમોચની નામની એકાદશીની (ફાલ્ગુન કૃષ્ણ એકાદશી) રાત્રિએ પ્રભુ શ્રીહરિ કેટલાક પોતાના પાર્ષદો જેવા કે-મુકુંદાનંદ વર્ણી, ઉત્તમ રાજા, ખોટાદના સોમવર્મા, અનુપસિંહના નામના સહોદરે સહિત હેમતસિંહ રાજા, તથા રતનજીપ્રમુખ પાર્ષદોને સાથે લઇને ત્યા પધાર્યા ॥૨-૩॥ પર્ણશાળાના આંગણામા એકાદશીવ્રતના અગભૂત જાગરણને કરતા તાલી પાડવાની સાથે હલ્લીષક (બહુ જણાની સાથે ગોળ મંડળાકારે ફરવારૂપ) નામના ભગવદ્ગુણ ગાયનથી (આવા શુભ પ્રસગથી) જાગરણ વ્રતને સફળ કરતા, સઘથી રહેલા મુનિજનોને ભગવાને જોયા ॥૪॥ તે મુનિઓએપણ પોતાપાસે પધારેલા ભગવાનને ભાળીને હર્ષપ્રકર્ષથી પ્રણામ કરીને સત્વર ઉત્તમ સિંહાસન વડવૃક્ષની સમીપે કરી આપ્યુ, તેમા તે ભગવાન્ વિરાજમાન થયા ॥૫॥ તેપછી ભગવાને આજ્ઞા આપેલા તે મુનિઓ જેમા ભગવાન્ વિરાજ્યા છે એવા સિંહાસનની

૧ આ અધ્યાયમા ભગવાને પોતાના અનન્યભક્તોને કૃપાથી આપેલા, ધર્મદેવા દિકે ઉપસેવેલા પોતાના દિવ્ય સ્વરૂપના દર્શનનું અનુવર્ણન કર્યુ છે

हल्लीषकं ततः। सिंहासनं तदभितो भ्रमन्तस्तन्मुखेक्षणाः ॥६॥ विचित्रपद्यगीतैस्तं हासयन्तः स्मिताननम् । अचिकीर्तन् गुणांस्तस्य निशीथोऽथाभ्यपद्यत ॥७॥ श्रान्तास्तदानीं मुनयो निषेदुस्ते हरेः पुरः । प्रसन्नं तन्मुखं प्रीत्या वीक्षमाणाः स्थिरासनाः ॥८॥ अथ तत्रेच्छया तस्य ददृशुः सहसैव ते। सहोत्थकोटिसूर्येन्दुतुल्यं श्वेतं महन्महः ॥९॥ श्वैत्यं तेन च ते सर्वे प्रापुर्भूः खं दिशोऽष्ट च । तत्रापश्यन्महःपुञ्जे स्वेशं ते दिव्यदर्शनम् ॥१०॥ दिव्यसिंहासनारूढं नवीनजलदासितम् । सुधांशुकोटिसंकाशं दिव्याभरणभूषि-

ચોગરદમ ગોળાકાર ફરતા થકા, તેમના મુખારવિંદસન્મુખ એકાગ્ર દૃષ્ટિ રાખીને ફરીથીપણ હલ્લીષક નામનું ગીત ( રાસ ગરબો ) ગાવા મંડ્યા ॥૬॥ મંદહાસવડે મધુર મુખારવિંદ જેમનું છે એવા ભગવાનને મુનિઓ વિચિત્ર પદ્ય ગીતોવડે બહુ હસાવતાથકા તેમના દિવ્ય ગુણગણોને ગાવા લાગ્યા, તે ગાતાં ગાતાં અર્ધ રાત્રિનો સમય થઈ ગયો ॥૭॥ અનંતર તે મુનિઓ હલ્લીષક ગીતથી ( ગરબો ) થાકી જતાં, તે ભગવાનના પ્રસન્ન મુખકમળને પ્રીતિથી નિહાળતાથકા સ્થિર આસનથી તેમની આગળ બેઠા ॥૮॥ અનંતર ભગવાને તે સમયે કૃપાતિશયથી પોતાના દિવ્ય સ્વરૂપનો તેમને સાક્ષાત્કાર કરાવાનો કોઈપણ સંકલ્પ કર્યો. સંકલ્પ સમ સમયમાં તે સર્વ કોઈ મુનિઓ તથા પાર્ષદોએ તત્ક્ષણજ એક સાથે ઉદય પામેલા અનેક કોટી સૂર્યચંદ્રના પ્રભાપુંજને તુલ્ય કોઈપણ મહત્ ઉજ્જ્વળ તેજ જોયું ॥૯॥ તે તેજ-પુંજથી તે સર્વે મુનિઓ, સર્વ પૃથિવી, આકાશ અને આઠ દિશાઓ, આ બધુંય બહુ શ્વેતપણાને પામી ગયું. તેવા તેજોમંડળના મધ્યમાં રહેલા દિવ્ય સિંહાસનમાં સંરાજમાન, દિવ્યદર્શન તે આ પોતાના સ્વામી સર્વેના સ્વામી શ્રીહરિ તે મુનિઓએ તથા પાર્ષદોએ જોયા ॥૧૦॥ તે દિવ્યસ્વરૂપ શ્રીહરિને સાત શ્લોકોથી વિશેષણ આપેછે—નવીન મેઘ સમાન શ્યામ, ( આથી તાપને હરવાપણું જણાવ્યું ) અમૃતમય કિરણો જેના છે એવા કોટી ચંદ્રમાને સદૃશ, (આથી સર્વ ઇન્દ્રિયોમાં આહ્લાદ આપવાપણું અને ત્રિવિધ તાપથી તપેલા સમસ્ત જનોનું સમુજ્જીવન કરવાપણું જણાવ્યું ) દિવ્ય આભરણો-

तम् ॥११॥ दिव्यपीताम्बरधरं दिव्यगन्धानुलेपनम् । दिव्यैः सुरभिभिः पौष्पैः शोभितं हारतोरणैः ॥१२॥ सुभ्रूलतं सुनासं च पद्मपत्रायतेक्षणम् । स्निग्धबिम्बफलाभोष्ठं सस्मिताननपङ्कजम् ॥१३॥ अनर्घ्यमौक्तिकसमदन्तावलिविराजितम् । धृत्वा कराभ्यां मुरलीं वादयन्तं मनोहरम् ॥१४॥ दधतं कौस्तुभं कण्ठे वनमालां च शोभनाम् । विशालहृदयद्योतच्छ्रीवत्सं सुकिरीटिनम् ॥१५॥ कर्णयुग्मोल्लसद्दिव्यमकराकृतिकुण्डलम् । अकलङ्कितचन्द्राभनखपङ्क्तिविराजितम् ॥१६॥ श्रीदामविष्वक्सेनाद्यैः पार्षदप्रवरैर्निजैः । सेवितं राजचिह्नैश्च छत्रव्यजनचामरैः ॥१७॥ तस्यापश्यन् वामभागे लक्ष्मीं

---

વડે આભૂષિત અથવા દિવ્ય આભૂષણોને પોતાના અંગલાવણ્યથી આભૂષિત કરનારા, દિવ્ય સુગન્ધિ પુષ્પનિર્મિત હાર તોરાઓવડે સુશોભિત, (તે આ નિત્યમુક્તોએ સેવનીય જે દિવ્ય અલંકાર શોભા છે તે સમગ્ર મુક્તજનોના મનનયનને હરનારી છે) રૂડી ભ્રુકુટિલતા જેમની છે, દીપશિખાસદૃશ શોભન નાસિકા જેમની છે, કમળદળ જેવા વિશાળ વિલોચન જેમનાં છે, પરિપાકને લીધે સ્નિગ્ધ ભાવને પામેલું જે બિંબફળ (પાકું ઘીલોડું) તેના જેવા રક્ત બે હોઠ જેમના છે, મંદહાસવડે મધુર મુખારવિંદ જેમનું છે, અમૂલ્ય મોતીને સમાન દંતપંક્તિવડે વિરાજીત, બે હાથવડે મુરલીને પોતાના અધરોષ્ઠ ઉપર ધારીને મનોહર વગાડતા, કૌસ્તુભમણિવડે અલંકૃત છે વક્ષ સ્થળ જેમનું, વનમાળાવડે શોભમાન દિવ્ય કંઠ જેમનો છે, શ્રીવત્સના ચિહ્નવડે ચિહ્નિત વિશાળ હૃદય જેમનું છે, મકરાકાર કુંડળવડે અવકૃત છે દિવ્ય કર્ણ જેમના, દિવ્ય મુકુટથી અલંકૃત છે મસ્તક જેમનું, નિષ્કલંક ચંદ્રમાના જેવી પ્રકાશમાન નખપંક્તિવડે વિરાજીત, શ્રીદામા વિષ્વક્સેન આદિક પોતાના પરમ પાર્ષદોએ રાજચિહ્ન છત્ર વીંજણો ચામરાદિકવડે સેવા કરાતા, એવા તે ભગવાન શ્રીહરિ જોયા ॥૧૧-૧૭॥ અનંતર તે મુનિઓએ તે શ્વેત તેજોમંડળના મધ્યમાં નિહાળાતા શ્રીનારાયણમુનિના વામ ભાગમાં કરકમળમાં કમળને ધારી રહેલા લક્ષ્મીજી જોયા કેવા તો-ગૌર અંગવાળા, કસુંબલ વસ્ત્રોને ધારી રહેલા, સર્વે આભરણોવડે સમલંકૃત, પારિજાત

पद्मकरां च ते। कौसुम्भवाससं गौरीं सर्वाभरणभूषिताम् ॥१८॥ मन्दारपुष्पकवरीं दिव्यसीमन्तभूषणाम्। शरत्पूर्णेन्दुवदनां पीनोन्नतपयोधराम् ॥१९॥ सुनासां सुदतीं सुभ्रूलतां चारुविलोचनाम्। पादोल्लसद्धंसकयुग्मरत्ननूपुरशिञ्जिताम् ॥२०॥ विशालभालविलसद्दिव्यकाश्मीरपत्रिकाम्। सुकपोलां निष्ककण्ठीं स्वेशवक्त्रैकवीक्षणाम् ॥२१॥ रत्नदण्डेन लघुना चामरेणातिभावतः। वीजयन्तीं निजपतिं तादृशीं राधिकां तथा ॥२२॥ दक्षिणेऽथ हरेर्धर्मं ददृशुस्तेऽतिभासुरम्। श्वेताङ्गं श्वेतवसनं दिव्यालङ्कारशोभितम् ॥२३॥ धर्मस्य वामभोगेऽथ भक्तिं मूर्तिमतीं च ते। ददृशुः

પુષ્પોવડે બહુ સુગન્ધવાળી કબરી (ચોટલાની લટ) જેમની છે, દિવ્ય સીમંત (સેંથાને અલંકૃત કરનારા) ભૂષણને ધારી રહેલાં, શરદ પૂર્ણિમાના ચંદ્રમાને સમાન આહ્લાદકારી મુખારવિંદવાળાં, સ્થૂળ સમુન્નત સ્તનવાળાં, સુશોભિત નાસિકાવાળાં, દાડમબીજ જેવી સુંદર દંતપક્તિવાળાં, સુશોભિત ભ્રુકુટિલતાવાળાં, કમળદળ સદૃશ સુંદર વિશાળ લોચનવાળાં, રત્નમય હંસક (પગનાં કડાં–સાંકળાં) તથા ઝાંઝરવડે સમલંકૃત દિવ્ય ચરણારવિંદવાળાં, દિવ્ય કાશ્મીરપત્રિકા (મંગળ માટે કુંકુમથીજ લલાટમાં પત્રને આકારે રેખા કરવામાં આવેછે તે)વડે સુશોભિત વિશાળ ભાલ સ્થળવાળાં, સુંદર કપોળ (ગાલ)વાળાં, નિષ્ક (વક્ષઃસ્થળને અલંકૃત કરનાર આભરણ)ને કંઠમાં ધારી રહેલાં, પોતાના પતિ ભગવાનના મુખકમળ સન્મુખ એકાગ્ર દૃષ્ટિ રાખી રહેલાં, એવાં લક્ષ્મીજી જોયાં. તથા રત્નજડિત દાંડાવાળા નાના ચામરવડે પરમ પ્રેમપૂર્વક પોતાના પતિ ભગવાનને સેવતાં (ચામર ઢોળતાં) અને લક્ષ્મીસમાન વિશેષણોએ યુક્ત એવાં રાધિકાજી લક્ષ્મીજીની પેઠે શ્રીહરિના વામ ભાગમાં મુનિઓએ જોયાં ॥૧૮–૨૨॥ અનંતર મુનિઓએ આવા શ્રીહરિના દક્ષિણ ભાગમાં અતિપ્રકાશમાન દિવ્ય દેહને ધારી રહેલા, શ્વેત અંગકાંતિવાળા, શ્વેત દિવ્ય વસ્ત્રોને ધારી રહેલા, દિવ્ય અલંકારોવડે સુશોભિત એવા ધર્મદેવને જોયા ॥૨૩॥ અનંતર મુનિઓએ તેવા ધર્મદેવના વામ ભાગમાં સુવર્ણના જેવા ગૌર શરીરવાળાં, દિવ્ય વસ્ત્ર વિભૂષણોને ધારી

स्वर्णगौराङ्गीं दिव्यवस्त्रविभूषणाम् ॥२४॥ अन्याश्च दिव्यवपुषो दिव्यालङ्कारवाससः । श्रद्धाद्या योषितस्तस्य दिव्याङ्गांस्तत्सुतां स्तथा ॥२५॥ ततः प्रणम्य तान् सर्वान् मुनयस्ते निजेश्वरम् । प्रत्यूचुर्हृष्टमनसः पुलकाञ्चितविग्रहा ॥२६॥ नमो नमोऽस्तु कृष्णाय वासुदेवाय ते प्रभो ! । नारायणाय मुनये स्वामिने धर्मसूनवे ॥२७॥ भगवन् ! दृष्टपूर्वोऽसि त्वमतस्त्वां तु विद्महे । योऽस्म त्स्वामी स एवासि कृष्णो राधारमायुत ॥२८॥ ये त्वेते तव पार्श्वस्था देवा देव्यश्च सन्ति तान् । न जानीमो वयं स्वामिन् ! मनोनयननन्दनान् ॥२९॥ श्रुत्वेति तेषां वचनं प्रोवाच भगवान्

રહેલા એવા મૂર્તિમતી ભક્તિદેવીને જોયા ॥૨૪॥ વળી દિવ્ય દેહવાળી, દિવ્ય વસ્ત્ર આભરણોને ધારી રહેલી, બીજી શ્રદ્ધાપ્રમુખ ધર્મની પત્નીઓ તથા તે શ્રદ્ધાદિકના દિવ્ય દેહવાળા શુભાદિ પુત્રોને જોયા ॥૨૫॥ તદનંતર મુનિઓ તે પોતાના ઈશ્વર શ્રીહરિ અને તે ધર્માદિ સર્વને પ્રણામ કરીને, મનમા બહુ હર્ષ પામતા રોમાંચિત શરીરવાળા થઈ, તે ભગવાન પ્રતિ એમ બોલ્યા કે-॥૨૬॥ હે પ્રભો ! વાસુદેવ કૃષ્ણ નારાયણ મુનિ ધર્મસુત સ્વામી એવા તમને વારંવાર નમસ્કાર છે—તમેજ ભગવાન પર વાસુદેવ કૃષ્ણ અને વસુદેવસુત કૃષ્ણ છો અને નારાયણ મુનિ છો તે તમો હમણા ધર્મના પુત્રપણે પ્રાદુર્ભાવ પામીને અમારા સ્વામીપણે વિરાજોછો તેવા તમને અમો વારવાર નમસ્કાર કરીએ છીએ ॥૨૭॥ હે ભગવન્! હમણા આ તેજ પુન્જમા જે વિરાજો છો તે તમનેતો વ્યક્તપણે અમો જાણીએ છીએ કેમકે પૂર્વે અમોએ દર્શન કરેલા આ રૂપથીજ વિરાજોછો જે આપ અમારા સ્વામી શ્રીહરિ છો તેજ તમો રાધારમાએ યુક્ત સાક્ષાત્ કૃષ્ણસ્વરૂપે છો ॥૨૮॥ હે સ્વામિન્! આપના દક્ષિણ ભાગમા જે આ દેવ દેવીઓ રહેલી છે, અમારા મન નેત્રને આનંદ આપનારા તેમને તો અમો જાણતા (ઓળખતા) નથી માટે અમને જણાવો ॥૨૯॥ હે રાજન્! આવુ મુનિઓનુ વચન સાભળીને ભગવાન્ દિવ્યાકૃતિ શ્રીહરિ તેમના પ્રતિ બોલ્યા કે-હે મુનિઓ! આ સાક્ષાત્ ધર્મદેવ (અમારા પિતા) છે અને આ સાક્ષાત્

स तान्। धर्मदेवो ह्ययं साक्षाद्भक्तिरेषाऽस्य च प्रिया ॥३०॥ एताश्च धर्मपत्न्योऽन्याः श्रद्धामैत्रीदयादयः। शुभप्रसादप्रमुखा आसां पुत्रा इमेऽनघाः ! ॥३१॥ दिव्यदेहा इमे नित्यं वर्तन्ते हि मदन्तिके। ईदृग्मद्दर्शनमिव दुर्लभं ह्येतदीक्षणम् ॥३२॥ एकान्तिकास्तु ये भक्तास्ते क्वचित्तु मदिच्छया। पश्यन्त्येतान् हि मुनयो ! न तु सर्वे निजेच्छया ॥३३॥ युष्माभिरेकादशिकाव्रतं जागरणान्वितम्। क्रियतेऽथ च पाल्यन्ते धर्मा एकान्तिनामपि ॥३४॥ अतोऽहमेभिः सह वै प्रसन्नोऽस्मीति दर्शनम्। दत्तमीदृग्विधमथो मदेभ्यो व्रियतां वरः ॥३५॥ इत्थं स्वस्वामिना तेन वरार्थं प्रेरितास्तु ते। प्रणम्य तं वरान् वव्रुरात्माभीष्टान् महर्षयः ॥३६॥ यदि प्रसन्नो भगवंस्तर्हि ते मानुषाकृतेः। नानाविधचरित्रेषु मा मोहोऽस्तु कदापि

તેમની પ્રિયા-પત્ની (અમારી માતા) ભક્તિદેવી છે ॥30॥ હે નિર્દોષ મુનિઓ! આ શ્રદ્ધા મૈત્રી દયા આદિક બીજી ધર્મપત્નીઓ (અમારી અપર માતાઓ) છે. આ શુભ પ્રસાદપ્રમુખ એમના પ્રિય પુત્રો છે ॥31॥ આ ધર્માદિક નિત્ય અમારીજ પાસે બીજાઓના લક્ષમાં ન આવે એવા દિવ્ય દેહથી રહેછે આવું મારૂં દર્શનજ જેમ એમ એમનુંપણ દર્શન નિશ્ચે દુર્લભ છે ॥32॥ હે મુનિઓ! જેતો મારા એકાંતિક ભક્તો છે તેજ મારા અનુગ્રહથી કદાચિત્ તે ધર્માદિકને પ્રત્યક્ષ જુવે છે. પણ સર્વકોઈ સ્વેચ્છામાત્રથી નથીજ જોતા ॥33॥ તમો આ એકાદશીવ્રત જાગરણવ્રતની સાથે મારેવિષે ભક્તિથી કરી રહ્યાછો અને એકાંતિક ભક્તોના ધર્મોનુંપણ રૂડીરીતે અનુષ્ઠાન કરી રહ્યા છો, માટે મેં પ્રસન્ન થઇને ધર્માદિકની સાથે આવું મારૂં દિવ્ય દર્શન આપ્યું છે. તે પ્રસન્ન થએલા મારાથકી અને આ ધર્માદિકથકી તમો વાંછિત વર માગો ॥34-35॥ હે રાજન્! એરીતે પોતાના સ્વામી શ્રીહરિએ વર-વાસ્તે પ્રેરણા કરેલા તે મુનિઓએ તેમને પ્રણામ કરીને સ્વાભીષ્ટ વરો માગ્યા ॥36॥ હે ભગવન્! જો આપ પ્રસન્ન થયા હો તો આટલુંજ અમારૂં પ્રાર્થિત પરિપૂર્ણ કરો. આપ ધર્મરક્ષણ માટે તેતે સમયે ભલે અવતરોછો અને તે સમયે કરેલી દિવ્ય વિવિધ નરાકારલીલાઓ દેવાદિકોએ ભક્તિથી સેવનીય

नः ॥३७॥ साम्प्रतं यादृशो भावस्त्वय्यस्त्यस्माकमीश्वर ! । तादृगेवास्तु सततं नराकृतिधरे त्वयि॥३८॥लक्ष्म्या इव च नो भक्तिस्त्वयि स्यादिति देहि नः । इत्यर्थितः स तैर्भक्तैस्तथास्त्विति वरान्ददौ ॥३९॥ धर्मादींस्ते ततः प्रोचुर्मुनयो विनयानताः । यदि प्रसन्ना यूयं स्थ वसतास्मासु तत्सदा ॥४०॥ कामात्क्रोधाच्च लोभादेः सर्गादस्मान्नधर्मजात् । यूयं सदा रक्षतेति दत्त नो विबुधोत्तमाः ! ॥४१॥ सुव्रत उवाच—इति तैः प्रार्थितास्तेऽपि प्रीतास्तेभ्यस्तथास्त्विति । वरान् ददुस्ततः स्वामी सार्कं तैरास पूर्ववत् ॥४२॥ ततोऽतिविस्मिता सर्वे तं प्रणेमुर्नराकृतिम् । सुखयित्वा प्रभुस्तांश्च स्वावास-

પણ ભલે છે પરતુ તેની અપેક્ષાએ આજ દિવ્ય રૂપ અને આજ દિવ્યાવતારચરિત્ર અમને પરમ પ્રિય છે, તો અમને તેમા મોહ આરોપણ ન થાય એમાજ પ્રીતિ સદાકાળ વર્તે હે ઇશ્વર ! હમણા દિવ્ય નરાકૃતિ ધારી રહેલા તમારે વિષે અમારે સર્વને જેવો પ્રેમવિશેષ વર્તે છે તેવોજ નિરતર અનુવર્તો ॥૩૭॥૩૮॥ જેમ લક્ષ્મીજીને આપને વિષે અનન્યભક્તિ વર્તે છે તેવી ભક્તિ અમારે તમારેવિષે નિરંતર અનુવર્તે, આ વરો અમને આપ આપો હે રાજન્ ! એ પ્રકારે અનન્યભક્ત મુનિઓએ વરમાટે પ્રાર્થના કરેલા ભગવાને તથાસ્તુ કહીને વર આપ્યા ॥૩૯॥ ત્યારપછી તે મુનિઓ વિનયયુક્ત થઇને તે ધર્માદિક પ્રતિ બોલ્યા કે-હે વિબુધોત્તમા ! જો તમે અમારી ઉપર પ્રસન્ન થયા હો તો અમારે વિષે અંશથી નિત્ય નિવાસ કરી રહો અને કામ ક્રોધ લોભ આદિક અધર્મસર્ગ થકી અમારી તમો નિત્ય રક્ષા કરો આવા વરો અમને આપો ॥૪૦-૪૧॥ સુવ્રતઋષિ કહેછે— હે રાજન્ ! આ પ્રકારે ભક્ત મુનિઓએ પ્રાર્થના કરેલા ધર્માદિકોએ પણ પ્રસન્ન થઇને તથાસ્તુ કહીને તેમને માગેલા વરો આપ્યા ત્યારપછી ભગવાન્ શ્રીહરિ ધર્માદિક સાથે પૂર્વના જેવા થઇ ગયા એટલે શ્રીહરિતો તેવા દિવ્ય દર્શનનો ઉપસહાર કરીને મનુષ્યભાવથી દૃશ્ય થયા ધર્માદિકતો અદૃશ્ય થઇ ગયા ॥૪૨॥ હે નૃપ ! તે પછી અતિવિસ્મય પામેલા સર્વ મુનિઓએ નરાકૃતિ શ્રીહરિને પ્રણામ કર્યો. એ રીતે ભગવાન્ શ્રીહરિ તે

भगमन्नृप ! ॥४३॥ एकादशीजागरणं कुर्वंस्तत्र स ईश्वरः । वृतस्तैः पार्षदाग्र्यैश्च चतुष्पद्यामुपाविशत् ॥४४॥ हेमन्तोत्तमसोमाद्याः साश्चर्यास्तस्य च प्रभोः । दिव्यरूपेक्षणात् नत्वा तमूचुः सस्मिताननम् ॥४५॥ कोट्यर्केन्दुप्रकाशस्य राधालक्ष्मीयुतस्य ते । ईक्षणं भक्तिधर्मादेश्चात्यन्तं दुर्लभं नृणाम् ॥४६॥ अहो तदपि नो जातं धन्याः स्मो भाग्यशालिनः । इत्युक्त्वा गद्गदगिरः प्रेम्णाऽऽसन् साश्रवश्च ते ॥४७॥ तदा तानाह भगवान्प्रसन्नः पार्षदान्निजान् । सर्वे शृणुत यूयं मे भो भक्तप्रवरा ! वचः ॥४८॥ अनन्यभक्तिर्येषां स्याद्वासुदेवे नराकृतौ । ईदृशं दर्शनं तेषां दुर्लभं नैव निश्चितम्

સર્વ મુનિવિગેરેને પોતાના દિવ્ય સ્વરૂપના દર્શનદાનાદિકવડે સુખીયા કરીને, હેમંતસિંહભૂપના ભવનમા વર્તતા પોતાના નિવાસસ્થળે પાછા પધાર્યા પોતાના નિવાસસ્થળમા પ્રવેશ કરીને એકાદશીનુ જાગરણ કરતા તે ભગવાન્ શ્રીહરિ પોતાસાથે આવેલા ઉત્તમાદિ ઉત્તમ પાર્ષદોથી વીંટાઇને ચતુષ્પદી-ઉંચા ચાર પાયાવાળા ઉત્તમ આસનવિશેષમા વિરાજ્યા ॥૪૩-૪૪॥ હેમંતસિંહ ઉત્તમરાજા સોમવર્મા આદિક પાર્ષદો તે ભગવાનના દિવ્ય સ્વરૂપના દર્શનથી આશ્ચર્ય પામીને, હાસસહિત મુખકમળ વાળા તેમને નમસ્કાર કરીને એમ હર્ષથી બોલ્યા કે-॥૪૫॥ હે સ્વામિન્ ! જે તમારૂ કોટિ સૂર્યચંદ્રના જેવુ પ્રકાશમાન, રાધાલક્ષ્મીએ યુક્ત, પ્રકટ દિવ્ય સ્વરૂપનુ દર્શન અને દિવ્ય ભક્તિ ધર્માદિકનુ દર્શન સર્વકોઇ નરોને અત્યત દુર્લભ છે તેપણ દર્શન મુનિસમુદાયના પ્રસંગથી અમને પણ થયુ તે આપની કૃપાનુજ એક કાર્ય છે અહો ! ! અમારૂ પરમ ભાગ્ય છે, જેથી અમો ધન્ય-કૃતાર્થ થઇ ગયા હે રાજન્ ! એમ કહીને તેઓ ગદ્ગદવાણીવાળા અને પ્રેમના અશ્રુઓથી પરિપૂર્ણ નેત્રવાળા થઇ ગયા ॥૪૬-૪૭॥ તે સમયે ભગવાન્ પોતાના અનન્યભક્ત, પોતાના ચરણની સેવામાજ એક પ્રીતિવાળા પાર્ષદો ઉપર બહુ પ્રસન્ન થઇને બોલ્યા કે-હે ભક્તશ્રેષ્ઠો ! તમે સર્વે મારૂં વચન સાભળો ॥૪૮॥ જે જનોને નરનાટ્યને ધારી રહેલા ભગવાન્ વાસુદેવમા અનન્ય ભક્તિ થાય તેમને આવુ દર્શન

॥४९॥ भारते भगवद्गीतास्वेतदेव निरूपितम् । विश्वरूपं दर्शयित्वा श्रीकृष्णेनार्जुनं प्रति ॥५०॥ सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम । देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥५१॥ नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५२॥ भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन । । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ! ॥५३॥ तथा सनत्सुजातीयेऽप्यन्त्येऽध्याये पुनः पुनः । भक्तियोगवतामेव दर्शनं स्यादितीरितम् ॥५४॥ भयाच्च कालयमयोर्वन्धनात्कर्ममाययोः । भक्त्या च मुच्यते जीवः

---

દુર્લભ છેજ નહિ આજ અર્થ પૂર્વે કૌરવયુદ્ધના પ્રસગમા યુદ્ધપ્રોત્સાહન મિષથી પોતાના અનન્યભક્ત અર્જુનને વિશ્વરૂપ પ્રદર્શાવતાં ભગવાન્ વાસુદેવે કહ્યો છે એનો અનુવાદ ગીતામા તથા ભારતમા વ્યાસમુનિએ કર્યો છે ॥૪૯-૫૦॥ તે આ વચન 'સુદુર્દર્શમિદ રૂપં' ઇત્યાદિ છે હે અર્જુન! હાલમાં જે મારા સમસ્ત ચરાચરના આશ્રયભૂત વિશ્વરૂપનાં દર્શન તમો અનાયાસથી કરી રહ્યા છો તે આ રૂપ કોઈનાથી પણ સાક્ષાત્ કરી શકાય એવુ નથી તે આ રૂપના દર્શનની આકાક્ષા કરતા દેવો-દેવયોનિમા અવતરેલા ઇન્દ્રાદિકો પણ તપ જ્ઞાન આદિક અનેક સાધનો કરતા થકા પણ તેને નહિ પામીને પ્રતિદિન કેવળ આકાક્ષા કરી રહ્યા છે તમોએ તો મારેવિષે નિત્ય પ્રવર્તતી અનન્ય ભક્તિથી આ રૂપના દર્શન પામ્યા છે ॥૫૧॥ વિશ્વરૂપ મને તમો હાલમાં જેમ જુવો છો તેમ વેદાભ્યાસ, તપ, દાન અને યોગવડે તેવો હું જોઈ શકાતો નથી કિંતુ હે પરંતપ અર્જુન! અનન્યભક્તિથી હું આવો તત્ત્વથી જાણી શકાઉં છું અને તત્ત્વથી સાક્ષાત્ કરી શકાઉંછું અને તત્ત્વથી પ્રવેશ કરી શકાઉં છું ॥૫૨-૫૩॥ હે પાર્ષદો! તેજ પ્રકારે મહાભારતના ઉદ્યોગપર્વમાં આવેલા સનત્સુજાતીય ઉપાખ્યાનના અંતિમ અધ્યાયમાં પણ 'એકાંતિક ભક્તિયોગમાં નિષ્ઠાવાળાઓનેજ આવું મારા સ્વરૂપનુ દર્શન થાય' એમ વારંવાર કહ્યું છે ॥૫૪॥ કર્મ-પૂર્વપૂર્વકર્મ થકી, તેમાં મૂળભૂત અવિદ્યારૂપ માયા થકી, તે મૂળ જેમા છે એવો જે કાલપરિપાક તેરૂપ જન્મ જરા મરણાદિક થકી અને દુષ્કૃત કર્મના

सतां निश्छद्मसेवया ॥५५॥ वर्णाश्रमेतरेषां च धर्मो यस्त्यागिनामपि । स्वनुष्ठितस्य तस्यैषा भक्तिरेवाक्षयं फलम् ॥५६॥ यज्ञदानव्रतजपस्वाध्यायतपसामपि । तीर्थदेवोपासनानां पूर्तानां साङ्ख्ययोगयोः ॥५७॥ फलं च नियमादीनां भक्तिरेवाक्षयं मतम् । अन्यथा तु क्षयिष्ण्वेव ज्ञेयं तत्तत्क्रियाफलम् ॥५८॥ सेतिहासपुराणानामस्ति तात्पर्यमत्र वै । श्रीमद्भागवतस्यापि तेषां सारस्य सर्वथा ॥५९॥ सास्त्येव भवतां तस्माद्धर्मादिसहितस्य मे । सञ्जातं दर्शनं दिव्य-

પરિપાકરૂપ યમશાસન થકી આવેલો જે ભય તેથકી આ જીવ ભગવાનની અનન્ય ભક્તિથીજ મુક્ત થાય છે તે અનન્યભક્તિ તો સતોની નિષ્કપટ સેવાથી નિષ્પન્ન થાય છે. માટે સતોની સેવા અને ભગવાનમા ભક્તિ, આ બે મોક્ષમા મુખ્ય સાધન છે ॥૫૫॥ જે વર્ણાશ્રમના ધર્મો કહ્યા છે અને જે ત્યાગિઓના વિશેષ ધર્મો કહ્યા છે, નિષ્કામપણે અનુષ્ઠાન કરેલા તે સર્વે ધર્મોનુ ભગવાનવિષે આ ભક્તિ થવી એજ અક્ષય ફળ માન્યુ છે કામથી કરેલા કર્મનુ ફલ તો નશ્વરજ થાય છે, આતો અમૃત માટે થાય છે ॥૫૬॥ આજ બાબતને અન્વય વ્યતિરેકવડે ફરીથી દૃઢ કરી આપુ છુ- યજ્ઞ દાન વ્રત જપ સ્વાધ્યાય તપ આદિક સમગ્ર ક્રિયાઓ, સ્નાનાદિ નિયમો, તીર્થયાત્રા સધ્યામા સૂર્યાદિ દેવોની ઉપાસના, વાવ્ય કુવા આગ વિગેરે પૂર્તકર્મો, પ્રકૃતિપુરૂષના વિવેકરૂપ સાખ્યજ્ઞાન, અષ્ટાગયોગનો અભ્યાસ, આ સર્વે સત્કર્મોનુ અક્ષય ફળ ભગવાનમા ભક્તિજ માની છે, કેમકે ભક્તિથીજ અમૃતપણાની પ્રાપ્તિ થાય છે તો નિષ્કામપણે અનુષ્ઠાન કરેલા તે ધર્મો અને ભગવત્પ્રેમરસપૂર્વક જ્ઞાન તથા યોગાભ્યાસથી ભક્તિ સિદ્ધ થાય છે અન્યથા-ભક્તિએ રહિતપણુ સતે તો તે તે ધર્મ યજ્ઞાદિક ક્રિયાનુ મળતું સમગ્ર અણિમાદિસિદ્ધિ સુધીનુ પણ ફળ કાળે કરીને નશ્વરજ જાણવુ ॥૫૭-૫૮॥ ઇતિહાસ મહાભારતે સહિત બ્રાહ્માદિ પુરાણોનુ અને સકળ પુરાણોના સારભૂત શ્રીમદ્ભાગવતનુ પણ આ ભગવદ્ભક્તિમાજ પરમ તાત્પર્ય વર્તે છે ॥૫૯॥ હે પાર્ષદો ! તે આ પરા ભક્તિ તમારેવિષે વર્તે છે માંટેજ ધર્મદેવાદિકે સહિત મારા દિવ્ય સ્વરૂપનુ દર્શન તમને થયું છે

मिति जानीत पार्षदा ! ॥६०॥ सुव्रत उवाच—इत्युक्तास्ते भगवता त प्रणम्य मुदान्विता । आत्मान मेनिरे धन्य तत्पदेकदृढाश्रया ६१ द्वादश्या नैत्यकं कृत्वा भोजयित्वा द्विजान्बहून् । चकार पारणां स्वामी सह स्वै. पार्षदादिभि ॥६२॥ अथोत्तमेन जयया सार्क ललितया भृशम् । प्रार्थितो भगवानैच्छत्प्रयातुं दुर्गपत्तनम् ॥६३॥ ज्ञात्वा हरेर्जिगमिषा नृपते ! तदानीं हेमन्तसिंहनृपतिस्तमुपेत्य नत्वा । प्रेमाश्रुनेत्रयुगल पुलकाङ्किताङ्गस्तुष्टाव बद्धकरसम्पुट ईश्वरं तम् ॥६४॥ इति श्रीसत्स० ना० ध० च० पञ्चालग्रामे धर्मादिसहितनिजदिव्यस्वरूपदर्शनादिनिरूपणनामा द्वाविंशोऽध्याय ॥२२॥

हेमन्तसिंह उवाच—देवाधिदेवाय दयालयाय तम परायाखिल-

એમ જાણો ( માટે તમારે આવી પરમા ભક્તિ મારેવિષે પ્રતિદિન ઉપ સેવન કરવીજ ) ॥૬૦॥ સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! એ રીતે ભગવાને કહેલા તે પાર્ષદો પ્રહર્ષ પામીને તેમને પ્રણામ કરીને, તેમના ચરણ સરોજના સમાશ્રયબળથી પોતાને બહુ ધન્યશાળી માનવા લાગ્યા ॥૬૧॥ તે પછી ભગવાને દ્વાદશીતિથિએ નિત્યકર્મ કરીને બહુ બ્રાહ્મણોને ભોજન કરાવીને પોતાના પાર્ષદો સાથે પોતે પણ પારણા કર્યા ॥૬૨॥ અનંતર એક સમયે જયા લલિતા બ્હેનોએ સહિત ઉત્તમ રાજાએ પોતાના પુરપ્રતિ પધારવાની અત્યત પ્રાર્થના કરતા ભગવાને દુર્ગપત્તન પ્રયાણની ઇચ્છા કરી ॥૬૩॥ હે નૃપતે ! તે સમયે હેમતસિંહ નૃપતિ શ્રીહરિની દુર્ગપુર જવાની ઇચ્છા જાણીને, તેમની પાસે જઇને પ્રણામ કરીને, પ્રેમના આસુ ઓથી પરિપૂર્ણ નેત્રવાળા અને રોમાચિત ગાત્રવાળા થઇ બે હાથ જોડીને તે સર્વેશ્વર શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યા ॥૬૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે પંચાલગ્રામે ધર્માદિસહિતનિજદિવ્યદર્શનાદિનિરૂપણનામા દ્વાવિંશોઽધ્યાયઃ ॥૨૨॥

## [1]અધ્યાય ૨૩ મો.

હેમંતસિંહ સ્તુતિ કરે છે—હે ઇશ ! તું આપ નારાયણને નમસ્કાર

[1] આ અધ્યાયમા ભગવાનનું દુર્ગપુરમા ગમન અને ત્યાથી દુર્ગપુર પ્રત્યાગમન નિરૂપણ કર્યુ છે

कारणाय । भक्तप्रियायाद्भुतलक्षणाय नारायणायेश! नमोऽस्तु तुभ्यम् ॥१॥ प्रसन्नवक्राय सिताम्बराय सत्पुष्पहाराय मनोहराय । लम्बत्सुपुष्पोत्तमशेखराय नारा० ॥२॥ ब्रह्माख्यसद्धामनिकेतनाय मुक्तैः सभक्तैः परिषेविताय । सुश्वेततेजोनिधिमध्यगाय नारा० ॥३॥ शान्ताय दान्ताय तपःप्रियाय शुद्धाय सिद्धाय गुणातिगाय । एकान्तधर्मप्रतिपादकाय नारा० ॥४॥ निष्कामनामव्रत-

કરું છું. તમો તમ ( માયાના ગાઢ અંધકાર ) થકી પર વર્તો છો. સમસ્ત જગતના એક કારણ છો. અને દેવોના અધિદેવ છો. તેવા પણ તમો દયાનિધિ અને ભક્તપ્રિય છો. માટેજ સંસારસાગરમાં સંમગ્ન એવા ચેતનો ઉપર દયા લાવીને તેમના ઉદ્ધાર અર્થે આ લોકમાં અવતર્યા છો. અને ભક્તોવિષે વર્તતા પ્રીત્યતિશયથી ભક્તજનોના સંશ્લેષ ( ભેટવું ) માટે અહીં અવતર્યા છો. અને અદ્ભુત તેજ દિવ્યલક્ષણ ( અસાધારણ દયાદિ ધર્મ )થી અવતર્યા છો. તેવા તમને નમસ્કાર છે ॥૧॥ *પ્રસન્નવક્રાય*–ભક્તજનોના સંશ્લેષમાં વર્તતા પ્રેમપ્રકર્ષથી સર્વદા પ્રસન્ન વદનારવિંદવાળા છો. અથવા આશ્રય કરવા સન્મુખ થએલાઓને પોતાનું અભિમુખપણું જણાવનારા મંદહાસવડે મધુર મુખારવિંદવાળા છો. તેવા પ્રસન્નમુખવાળા, દિવ્ય શ્વેતાંબરને ધારી રહેલા, સુગન્ધિ ઉત્તમ પુષ્પહારોવડે સમલંકૃત વક્ષઃસ્થવાળા, સુગન્ધિ પુષ્પોના લાંબા લટકતા ઉત્તમ તોરાઓવડે સમલંકૃત મસ્તકવાળા, આવા મનોહરમૂર્તિ તમને નારાયણમુનિને નમસ્કાર છે ॥૨॥ અક્ષર બ્રહ્મપુર નામના સર્વોત્તમ સ્થાનમાં નિત્ય નિવાસ કરી રહેલા, મુક્તોએ અને ભક્તોએ નિરંતર પરિચર્યા કરાતું છે ચરણકમળયુગળ જેમનું, અતિશ્વેત તેજઃપુંજના મધ્યમાં સદા વર્તતા એવા આપ નારાયણને નમસ્કાર છે ॥૩॥ સ્વયં સદા શાંત અને દાંત–જે નૈષ્ઠિકાશ્રમ લોકોના અનુગ્રહ અર્થે અંગીકાર કર્યો તેને શમ દમવડે પ્રખ્યાપન કરી રહેલા, તપઃપ્રિય, સ્વતઃ શુદ્ધ અને સિદ્ધ, ગુણાતીત, એકાંત ધર્મનો અવબોધ આપવામાં તત્પર, એવા નારાયણ તમને નમસ્કાર છે ॥૪॥ લોકોના અનુગ્રહ અર્થે સ્વયં નિષ્કામ નામના વ્રતને આદર કરી રહેલા, સર્વત્ર નિષ્કામ નામના વ્રતને પ્રવર્તાવતા, નિષ્કામ

पालकाय निष्कामनामव्रतचारकाय । निष्कामनामव्रतलम्भनाय नारा० ॥५॥ अशेषदुःखौघविनाशकाय प्रकाशकायातिसुखप्रदाय । निःशेषपापप्रशमाभिधाय नारा० ॥६॥ नरोत्तमायाखिलधारणाय प्रपन्नजीवार्तिनिवारणाय । ब्रह्मण्यदेवाय महेश्वराय नारा० ॥७॥ महामुनिव्रातनिषेविताय श्रद्धादयाक्षान्तिपरायणाय । नित्याय जीवोद्धरणोद्यताय नारा० ॥८॥ भगवंश्चिरकालीनो हृत्स्थो मम मनोरथः । त्वयेहागत्य कृपया कृतः पूर्णोऽद्य सर्वथा ॥९॥ इतोऽस्ति नातिदूरे वै जीर्णदुर्गपुरं मम । तत् पावय त्वमिति मे प्रार्थितं

---

નામના વ્રતમા નિષ્ઠાવાળા જનોએજ એક પ્રાપ્ય એવા નારાયણમુનિ તમને નમસ્કાર છે ॥૫॥ હે ભગવન્ ! તમો આશ્રિતોના દુ ખસમૂહોને નિ શેષપણે વિનાશ કરનારા છો અજ્ઞાન અધકારને અપહરણ કરીને, વિજ્ઞાન પ્રકાશનો પ્રસાર કરીને આશ્રિતોને તત્ત્વનો પ્રકાશ કરી આપનારા છો અને પરમાનંદરૂપ નિ શ્રેયસસુખને આપનારા છો આપનું નામમાત્ર પણ ઉચ્ચારણ કર્યું થકુ સમગ્ર પાપને તત્કાળ હરનારૂ થાય છે, તેવા તમો નારાયણને નમસ્કાર છે ॥૬॥ તમો પુરૂષોત્તમ છો સમસ્ત ચેતન અચેતન પ્રપચના અતરાત્માપણે ધારક છો શરણાગત જીવોની અધ્યાત્માદિક પીડાના પ્રશામક છો અને બ્રહ્મણ્યદેવ–બ્રાહ્મણોનુ હિત કરનારા, મહેશ્વર–ઇશ્વરોના પણ ઇશ્વર છો એવા તમો નારાયણને નમસ્કાર છે ॥૭॥ હે ઇશ ! મુક્તાનંદાદિ મહામુનિઓએ અક્ષરમાજ જેમ શ્વેતદ્વીપમાજ જેમ બદરીવનમાંજ જેમ એમ અહીં પણ નિરંતર પરિચર્યા કરાતા છો અને આશ્રિત જનોનુ સરક્ષણ કરવાની તથા ધર્મનુ પ્રતિષ્ઠાપન કરવાની શ્રદ્ધાએ સપન્ન છો તથા દયા ક્ષમા આદિક કલ્યાણગુણના નિધિ પણ છો અને સસારી જીવોના સમુદ્ધારનો સંકલ્પ કરી રહ્યા છો એવા નિત્ય નારાયણ તમને હું નમસ્કાર કરૂં છુ ॥૮॥ હે ભગવન્ ! બહુ કાળથી જે મારો મનોરથ હૃદયમા અનુવર્તતો હતો તેનો આપે અહીં પધારીને, મેં કરેલી પરિચર્યા કૃપાથી સ્વીકારીને આજ સર્વથા પરિપૂર્ણ કર્યો ॥૯॥ હે પ્રભો ! હવે આ બીજું મારૂં પ્રાર્થન છે–મારૂં જીર્ણદુર્ગપુર અહીંથી અતિ દૂર નથી તો ત્યાં પધારીને આપના ચરણકમળના રજથી

भवति प्रभो ! ॥१०॥ सहस्रशः पौरजनास्तव सन्दर्शनादिना । प्राप्स्यन्ति जन्मसाफल्यमित्युक्तो हरिरब्रवीत् ॥११॥ एवं चेत्तर्हि भूपाल ! यायामाद्यैव तत्पुरम् । त्वदिच्छा तेन पूर्णा स्यात्तीर्थयात्रापि नो भवेत् ॥१२॥ इत्युक्तः सोऽतिमुदितस्तदैव सह बन्धुभिः । योजयित्वा स्वयानानि सज्जोऽभूत्सत्वरक्रियः ॥१३॥ ततो हरिस्तेन नृपेण भक्तैरन्यैस्तथा तत्पुरसङ्घतैश्च । वृतोऽश्ववारैस्तुरगाधिरूढो ययौ नराधीश ! सहर्षिरीशः ॥१४॥ प्रतिग्रामं भक्तजनै रध्यमाणोऽपि वर्त्मनि । आवासं नाकरोत्क्वापि दृष्ट्या तान् सुखयन् ययौ ॥१५॥ तस्मिन्नेव दिने राजन् ! जीर्णदुर्गं निशामुखे । स प्राप्यावा-

પાવન કરો ॥૧૦॥ હે ભગવન્ ! જુનાગઢપુરના નિવાસી હજારો હજાર જનો આપના ચરણારવિંદના દર્શનાદિ લાભથી મનુષ્યજન્મના પરમ લાભને પામશે. હે રાજન્ ! એ રીતે હેમંતસિંહે પ્રાર્થના કરેલા ભગવાન્ તેમના પ્રતિ બોલ્યા ॥૧૧॥ હે ભૂપાળ ! જો એમજ હોય તો આજજ તે પુરપ્રતિ આપણે જઇએ. વિલંબ કરવો નહિ અમારા આવવાથી તમારો મનોરથ પણ અલ્પ કાલમાં પરિપૂર્ણ થાય અને અમારે તીર્થયાત્રા પણ સ્વલ્પ સમયમાં સંપન્ન થાય ॥૧૨॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહેલા હેમંતસિંહ રાજા અત્યંત આનંદ પામીને, તેજ સમયે રથાદિ વાહનોને જોડાવીને બંધુઓની સાથે ત્યાંનું સમગ્ર કાર્ય જલદી કરી લઇને તૈયાર થઇ ગયા ॥૧૩॥ હે નરાધીશ ! ત્યાર પછી શ્રીહરિ હેમંતસિંહ નૃપ, બીજા ઉત્તમ જયા લલિતાદિ ભક્તજનો, જુનાગઢ થકી આવેલા ભક્તજનો, સોમવર્મા સૂરવર્મા વિગેરે અશ્વવારો, રામપ્રતાપ ઇચ્છારામ બન્ધુજનો અને મુક્તાનંદાદિ મુનિજનોથી વિંટાઇને અશ્વેન્દ્ર ઉપર બેસીને જુનાગઢ જવા ચાલી નીકળ્યા ॥૧૪॥ માર્ગમાં પ્રતિગ્રામ તે તે ગામના જનોએ રહેવા માટે પ્રાર્થના કરેલા પણ શ્રીહરિ કોઇ ગામમાં પણ નહિ નિવાસ કરતાં, તેતે ગામના સર્વ જનોને કૃપા પ્રેમપ્રસાદપરિપૂર્ણ દૃષ્ટિથીજ અભિનંદન આપતા થકા પરવર્યા ॥૧૫॥ હે રાજન્ ! પંચાલા ગામથી ચાલ્યા તેજ દિવસે સાયંસમયે જીર્ણદુર્ગપુરને પામીને હેમંતનુંજ ભવન (મેડી) કે જે પાપીની ભાવશુદ્ધિથી

समकरोद्धेमन्तस्यालये शुभे ॥१६॥ सभ्राता धाविताश्वोऽसौ
शीघ्रमेत्य पुरं स्वकम् । हरेः शुश्रूषणपरो हेमन्तोऽभूत्सबान्धवः
॥१७॥ ब्राह्मणा रामजिच्चाम्बाशङ्करो रूपशङ्करः । परिचेरुस्तमन्ये-
ऽपि गोकुलश्चोद्धवादयः ॥१८॥ ते पौरभक्तैः सहितस्तदातिथ्यं
यथोचितम् । चकार नृपतिर्भक्त्या मन्यमानः कृतार्थताम् ॥१९॥
तीर्थयात्रां चकारासावमावास्यादिने ततः । प्रशंसन् रैवतगिरिं
देवभूमिरियं त्विति ॥२०॥ स्नात्वा गोमुखगङ्गायां कुण्डे दामोद-
राह्वये । महादानानि स ददौ यथाविधि हरिर्नृप ! ॥२१॥ ततो
दामोदरस्येशो पूजनं च चकार सः । भवेश्वरस्य च ततो महादेवस्य
भक्तितः ॥२२॥ ब्राह्मणान् भोजयामास शतशश्च सहस्रशः ।
तेभ्यश्च दक्षिणां प्रादात् तुतुषुस्तेन तेऽखिलाः ॥२३॥ नागरा

---

અત્યત શુભ હતું તેમા શ્રીહરિએ ઉતારો કર્યો ॥૧૬॥ હેમતસિહ તો ભ્રાતાની
સાથે ઘોડાને તીવ્રવેગથી દોડાવીને ભગવાનના પધારવા પહેલા જ જીર્ણદુર્ગને
પામીને, જલદી તેમના ઉતારા આદિકને સમુચિત સ્થાનની ગોઠવણ આદિક
સર્વ સાધન સપાદન કરીને, શ્રીહરિની સેવામા સ્વજનો સાથે તત્પર થઇ
રહ્યા ॥૧૭॥ રામજી અબાશકર રૂપશકર આદિક બ્રાહ્મણો, ગોકુળ ઉદ્ધવ
આદિક બીજા પણ ભક્તો તે ભગવાનની ભક્તિથી પરિચર્યા કરવા લાગ્યા
॥૧૮॥ તે સમયે હેમતસિંહ રાજા પોતાને ભગવત્સેવાથી કૃતાર્થ માનતા થકા
તે પૌરભક્તોની સાથે મળીને મુનિમડળાદિસહિત ભગવાનનુ યથોચિત
આતિથ્ય ભક્તિથી કરવા લાગ્યા ॥૧૯॥ તે પછી આ શ્રીહરિ રૈવતાચળને
'આતો દેવસાન્નિધ્યને સમુચિત ભૂમિ છે ' એમ પ્રશસા કરતા થકા અમા-
વાસ્યાને દિને તીર્થયાત્રામા તત્પર થયા ॥૨૦॥ હે નૃપ ! ભગવાને પ્રથમ
દામોદરકુડ નામના તીર્થમા સ્નાન કરી ગોમુખગગામા સ્નાન કરીને, યથા-
વિધિ વિપ્રોને મહાદાનો દીધા ॥૨૧॥ ત્યારપછી દામોદર ભગવાનના દર્શન
પૂજન ભક્તિથી કરીને, ભવેશ્વર મહાદેવના દર્શન પૂજન ભક્તિથી કર્યા ॥૨૨॥
ત્યારપછી ભગવાને સોએસો હજારોહજાર બ્રાહ્મણોને જમાડ્યા અને તેમને
દક્ષિણા આપી તે ભોજન દક્ષિણાના લાભથી બધા બ્રાહ્મણો બહુ સંતુષ્ટ

ब्राह्मणास्तस्य यद्वचश्चकुराश्रयम्। तैरर्थ्यमानो न्यवसत् तत्र चैत्र्यवधि प्रभुः ॥२४॥ संवत्सरप्रतिपदि पौरास्तस्य समर्चनम्। चक्रुश्चन्दनपुष्पैश्च नूतवासोधनादिभिः ॥२५॥ भक्तवर्यः स भूपस्तु तज्जन्मतिथिवित्रृप!। नवम्यां पूजनं तस्य चकार परया मुदा ॥२६॥ सितैरनर्घ्यैर्वसनैर्हैमै रम्यैर्विभूषणैः। सच्चन्दनाङ्गरागेण कुङ्कुमाक्तैस्तथाक्षतैः ॥२७॥ मल्लिकादामभी रम्यैर्नानाकेसरराजिभिः। धूपैर्दीपैश्च विविधैः खाद्यैः स्वादुफलैश्च सः ॥२८॥ रूप्यमुद्राभृतस्थालं निधाय पुरतोऽस्य च। नीराजयामास मुदा षट्पदीं स पठन्निमाम् ॥२९॥ जय देव! जय देव! जय मङ्गलकर्ता २ नारायण ऋषिभर्ता

થયા ॥૨૩॥ અનેક નાગર-નગરનિવાસી કે નાગર જ્ઞાતિના બ્રાહ્મણોએ ભગવાનનું અમાનુષચરિત્ર જાણીને શ્રદ્ધાભક્તિએ સંપન્ન થઇ તેમના ચરણકમળનો સમાશ્રય કર્યો નાગર બ્રાહ્મણોએ પોતાના નગરમાં નિવાસ માટે પ્રાર્થના કરેલા પ્રભુ ચૈત્રશુક્લ પૂર્ણિમાપર્યંત જીર્ણદુર્ગપુરમાં રહ્યા ॥૨૪॥ સંવત્સરસમારંભરૂપ ચૈત્રશુક્લ પ્રતિપદાએ પુરવાસી ભક્તોએ ચદન પુષ્પ નવીન વસ્ત્ર ધન આદિકવડે યથાયોગ્ય ભગવાનનું સમર્ચન પરા ભક્તિથી કર્યું ॥૨૫॥ હે નૃપ! ભક્તાગ્રેસર હેમતસિંહ ભૂપે તો ભગવાનના પ્રાદુર્ભાવોત્સવની તિથિ જાણીને તે ચૈત્રશુક્લ નવમી તિથિએ પરા પ્રીતિથી તેમની પૂજા વિશેષપણે કરી ॥૨૬॥ ( પૂજાપદાર્થોને કહે છે-) શ્વેત અમૂલ્ય ઉત્તમ વસ્ત્રો, સુવર્ણમય રમણીય વિવિધ વિભૂષણો, શોભન સુગન્ધ અગરૂચદનનો અગરાગ, કુંકુમમિશ્રિત અક્ષતો, મોગરાના પુષ્પમય સુદર હારો, નાનાવિધ પુષ્પમય તોરાઓની પક્તિઓ, ધૂપ, દીપ, પેંડા બરફી વિગેરે વિવિધ ખાદ્યો, સ્વાદુ ફળો, ઇત્યાદિ ઉપચારોવડે ભગવાનનું અર્ચન કર્યું ॥૨૭-૨૮॥ અર્ચનને અતે રૂપ્યમુદ્રા ( રૂપીયા )થી ભરેલો થાળ ભગવાનની આગળ મૂકીને, આ ષટ્પદીને બોલતા થકા હર્ષથી આરતી ઉતારવા લાગ્યા ॥૨૯॥ ( તે ષટ્પદીને કહે છે ) હે દેવ! તમે જય પામો-સ્વય સર્વોત્કર્ષથી વર્તો છો તથાપિ તમારો બીજા બધા પ્રાદુર્ભાવોની અપેક્ષાએ વિલક્ષણ આ જે પ્રાદુર્ભાવ છે તે આ પ્રાદુર્ભાવસ્વરૂપથી અમારા સન્નિધિમાં સર્વોત્કર્ષ-

कलिमलभयहर्ता ॥ ध्रुवपदम् ॥ तेजःसञ्चयराजत्सिततरतनुकान्ते ! २ नानामुक्तसमर्चित ! २ सुखकर ! बहुशान्ते ! ! सुरगणवन्दितचरणः करुणानिधिरात्मा २ परमं ब्रह्म परात्पर ! २ निर्गुण ! पर-

પણે સદા સ્થિતિ કરો એમ અમો ઇચ્છીએ છીએ. આદરાતિશય બતાવા સારૂ 'હે દેવ ! જય' એમ બીજીવાર કહ્યું છે. તમો અમારા કળિમળ ભયને હરવા માટે પ્રકટ થયા છો. જો એમ ન હોય તો સંસારસાગરમાં ડુબકાં ખાતા અને કળિમળ કામાદિ દોષથી પરાભવ પામતા જનોને સમુત્તરણનો પ્રસંગ ક્યાંથી હોય ? આપને અનુકૂળજ એક વૃત્તિવાળા આ ઋષિઓ ( મુક્તાનંદાદિ મુનિઓ ) ને પ્રિયતમ પોતાના દિવ્ય રૂપનો સાક્ષાત્કાર સંપાદન કરાવીને આ લોક પરલોકમાં તેમનું ભરણ સંરક્ષણ તમો કરો છે. આ પૃથ્વી ઉપર પ્રાદુર્ભાવ પામીને નારાયણ એવા નામથી વિખ્યાત થયા છો. સર્વ જગતનું મંગળ કરનારા તમો છો. આત્માપણે, પરંબ્રહ્મપણે, પરાત્પરપણે, નિર્ગુણપણે અને પરમાત્મપણે શ્રુતિઓમાં પ્રખ્યાપન થતા આપજ છો. તેમાં 'तत्सत्यं स आत्मा' 'आत्मन आकाशः सम्भूतः' 'अणोरणीयान् महतो महीयानात्माऽस्य जन्तोर्निहितो गुहायाम्' 'महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति' 'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन' 'आत्मा वाऽरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः' 'तान् होवाचैतावदेवैतत्परं ब्रह्म वेद' 'स यो ह वैतत्परमं ब्रह्म वेद' 'ब्रह्मविदाप्नोति परम्' 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म' 'अक्षरात्परतः परः' 'परात्परं पुरुषमुपैति दिव्यम्' 'निर्गुणं निरञ्जनम्' 'तस्याः शिखायाः मध्ये परमात्मा व्यवस्थितः' ઇત્યાદિ શ્રુતિઓ છે. એ રીતે ઉપનિષદ્ગણોએ ગાન કરાતા તમો તેજઃપુંજરૂપ અક્ષરધામના મધ્યમાં અતિ શ્વેત (ઉજ્જ્વળ) શોભાયમાન દિવ્ય દેહ કાંતિવાળા અને અનેકવિધ મુક્તજનોએ સદા સેવાના દિવ્ય ચરણારવિંદવાળા વિરાજો છો. અને તે સમસ્ત નિત્યમુક્તોને પોતાના આનંદમય સ્વરૂપનો અનુભવ આપીને આનંદ આપનારા આપ છો. 'एष ह्येवानन्दयाति' એવી શ્રુતિ છે. તે આપના ચરણના આશ્રયથી અપરિમિત શાંતિ થાય છે, તેવા બહુ શાંતિવાળા છો. બ્રહ્માદિ દેવગણોએ વંદના કરેલા

मातमा ॥ जय० ॥३०॥ भूमौ देवसपत्नैः शातिततनुगेहं २ पातुं सात्वतधर्मं २ प्रकटितनरदेहम् । धर्मात्मज ! निजनन्दन ! नन्दितवृषसर्ग २ वन्दे नैष्ठिकवर्यं २ त्वामितमुनिवर्गम् ॥ जय० ॥३१॥ मद्यासिषपरवनितानिरतासुरवारं २ महसा स्वेन निरस्यं २ स्तम इव सविताऽरम् । पापण्डाध्वसुरक्षितनिजजनभयहारी २ मनसिजदर्पविमोचन ! २ कुपथक्षयकारी ॥ जय० ॥३२॥ वरमभयं च कराभ्यां ददतं सितवसनं २ श्यामं सितमुपवीतं २ दधतं सितहसनम् ।

---

तेज तमो आ लोकमा अमारा साक्षात् लोचनगोचर थया छो हन्त ! (हर्षमा) आपनी कृपा अनवधिकातिशय छे एवा हे देव ! तमो जय पामो ॥३०॥ हे भगवन् ! भूमि उपर नृपरूपथी अने गुरुरूपथी प्रकटेला असुरोए नाश करेला धर्मनी जे तनु (स्वरूप) अने जे गेह, (निवासगृहभूत साधुजन) ते बन्नेना सवर्धनवडे सात्वतधर्म ( भागवतधर्म )ने फरी रक्षण करवा पृथिवी उपर धर्मदेवना नंदनरूपे स्वेच्छाथी नरनाट्यने प्रकट करी रह्या छो. अने प्रतिदिन ज्ञानादि धर्मसर्गने सदुपदेश सदाचरणादिवडे परिपोषण करी रह्या छो ते तमने अगणित मुनिगणोए सेवेला नैष्ठिकेन्द्रने हुं वदन करु छु ॥३१॥ हे भगवन् ! तमो कामदेवना जगज्जयरूप महागर्वने हरनारा छो आपना आश्रितोना आश्रितोमापण ते पोतानु बळ बतावा समर्थ थतो नथी माटेज कळिबळने लीधे चोमेर प्रसरता कौळ कुडादि कुमार्गनो क्षय करनारा छो सूर्यदेव उदय पामीने पोताना तेजथी तमनेज जेम तत्क्षण नाश करे छे तेम तमो पोताना असाधारण प्रतापातिशयथी मद्यपान मासभक्षण परागनासग आदिक कुकर्ममा अत्यासक्त एवा असुरसमूहने ( महामोह प्रकृतिने ) सहरोछो अने पाखडमार्गरूप पाप थकी पोताना चरणाश्रित जनोनी रक्षा करो छो अने तेमनो सर्व भय ( ससार दावानळथी थएलो पण ) टाळो छो तेवा तमो जय पामो ॥३२॥ शरदृतुना पूर्णचंद्र जेवु सर्वना मन नयनने आह्लाद आपनारुं दिव्य वदन जेमनु छे, सकळ सतापने सहरनारा मदहासवडे मधुर मुख जेमनु छे, वरदानमुद्रा अने अभयदानमुद्रावडे सुशोभित हस्ततळ युगळ जेमनु छे,

शारदपूर्णसुधाकरबिम्बद्युतिवदनं २ हृदि कुर्वे च भवन्तं २ शुभगुणगणसदनम् ॥ जय० ॥३३॥ तिलकं कैसरमलिके दधतं दृशिलोभं साक्षतकुङ्कुमचन्द्रक २ रुचिरं बहुशोभम् । चन्दनकौसुमशेखर- बहुविधशुभहारै २ त्वामहमर्चितमीडे २ निजजनपरिवारैः ॥ जय० ॥३४॥ प्रेमवतीतनुजे त्वयि जलरुहदलनयने २ रमतां मम धीरनिशं २ निजनिजपदनयने । पाहि सदा पुरुषोत्तम ! धार्मिकवर ! विष्णो ! २ त्वच्छरणागतजीवं २ कृष्ण ! हरे ! जिष्णो ! ॥ जय० ॥३५॥ एवं नीराजयित्वाऽसौ हरेः कृत्वा प्रदक्षिणाम् । प्रणम्य

શ્વેત ઉપવીતવડે વિરાજમાન, બહુધા શ્વેત વસ્ત્રોને ધારી રહેલા, સકળ કલ્યાણ ગુણગણના નિધિરૂપ એવા દિવ્ય ઘનશ્યામમૂર્તિ તમને સદાય હૃદયમા ધારણ કરૂં છુ ॥૩૩॥ જોનારા જનોનાં નેત્રોને આકર્ષણ કરનારૂ, અક્ષતસહિત કુંકુમચન્દ્રકવડે બહુ મનોહર, અતિશય શોભાવાળુ, એવું કેસરીયુ જે ઊર્ધ્વપુડ્ તિલક તેનાથી સમલકૃત છે દિવ્ય ભાલસ્થળ જેમનુ અને પોતાના ભક્તજનરૂપ પરિજનોએ સુગન્ધિ ચદન, પુષ્પમય બહુવિધ ઉત્તમ હાર તોરા વિગેરેવડે યથાવિધિ પૂજા કરેલા એવા આપની હું સ્તુતિ કરૂ છું ॥૩૪॥ હે ભગવન્ ! દિવ્યાકારથી પ્રેમવતીના પુત્રરૂપે પ્રકટ થએલા અને કમળદળ જેવા વિશાળ વિલોચનવાળા, એવા તમારે વિષે મારી બુદ્ધિ સર્વદા રમો–ક્રીડા કરો આથી બીજુ પ્રાર્થનીય મારે નથી, જે નિ શ્રેયસ છે તેતો તમારેજ કરવાનુ છે, એમા અમારી પ્રવૃત્તિની અપેક્ષા નથી, કેમકે તમે નિજજનોને નિજપદ પ્રતિ લઇ જવાનો સકલ્પ ધારી રહેલા છો તો તેવા તમારેવિષે મારી બુદ્ધિ રમણ કરો એટલી તો પ્રાર્થના કરવાની ઠરૂ છુ પ્રાર્થના કરવા યોગ્ય તો ભગવાનમા રતિજ એક છે, સ્થાનવિશેષમા કોઈ વિશેષ નથી હે પુરૂષોત્તમ ! હે વિષ્ણો ! હે કૃષ્ણ ! હે હરે ! હે જીષ્ણો ! હે ધર્મપ્રવર્તકાચેસર ! તમારે શરણે આવેલા આ જીવની (અથવા આ જીવવર્ગની) સદા રક્ષા કરો જે ઉદાર હૃદયવાળો હોય તેને પોતાના ઉજ્જીવનની અપેક્ષાએ પરનુ ઉજ્જીવનજ પ્રથમ અભિલષિત હોય છે તેથી આ રાજર્ષિ જીવવર્ગની રક્ષા કરવાની પ્રાર્થના કરે છે એવો અર્થ લેવો ॥૩૫॥ આ રીતે

दण्डवद्राजा तस्थौ प्राञ्जलिरग्रतः ॥३६॥ स्वकण्ठाद्धरिरुत्तार्य तुष्टस्तस्मै ददौ स्रजः। महाप्रसाद इत्युक्त्वा स गृहीत्वा मुमोद ह ॥३७॥ वासांसि च धनं भूपा ब्राह्मणेभ्यो ददौ तदा। उदारबुद्धिर्भगवान् पौरान् विस्मापयन् जनान् ॥३८॥ प्रायशो धर्मशास्त्रस्य वार्ताः सदसि सोऽन्वहम्। चकारानन्दयन् विप्रान् कृष्णभक्त्युपबृंहिताः ॥३९॥ द्वादश्यां पौर्णमास्यां च ब्राह्मणान् स सहस्रशः। तदिष्टभक्ष्यभोज्यैश्च तर्पयामास सत्पतिः ॥४०॥ द्वादश्यामेव च स्वामी सोऽपराह्णे सदःस्थितः। माहात्म्यं द्वारिकायास्तु सर्वानचकथन्निजान् ॥४१॥ रामप्रतापेच्छारामौ तच्छ्रुत्वा हरिमूचतुः। कुर्याव द्वारिकायात्रामाज्ञा चेत्तव साम्प्रतम् ॥४२॥ इत्याश्रुत्य स तद्वाक्यं

આ રાજા મુખથી સ્તુતિ કરવાપૂર્વક આરતી કરીને શ્રીહરિની પ્રદક્ષિણા કરીને દંડવત્ પ્રણામ કરીને, બે હાથ જોડીને ભગવાનની આગળ ઉભા રહ્યા ॥૩૬॥ અનંતર ભગવાને તેમના ભક્તિપ્રકર્ષથી પરિતુષ્ટ થઇને પુષ્પહારો પોતાના કંઠમાંથી કાઢીને તે હેમંતસિંહ રાજાને આપ્યા. રાજાએ પણ 'અહો ! આ મહાપ્રસાદ પ્રાપ્ત થયો' એમ કહીને આનંદના અશ્રુઓથી પરિપૂર્ણ નેત્રવાળા થઇ તે પુષ્પહારો સ્વીકાર કર્યા ॥૩૭॥ તે સમયે ભગવાને ઉદાર હૃદયથી વસ્ત્ર વિભૂષણ અને ધન બહુ બ્રાહ્મણોને પૌરજનોને વિસ્મય પમાડતા થકા આપ્યું ॥૩૮॥ તે આ ભગવાન્ પ્રતિદિન સભામાં તે તે સમયે ભગવદ્ભક્તિની અભિવૃદ્ધિ કરનારી શાસ્ત્રતાત્પર્યાનુસારી ધર્મવાર્તાઓ વિપ્રોને આનંદ પમાડતા થકા બહુધા કરતા હતા ॥૩૯॥ સતાંપતિ શ્રીહરિએ ચૈત્રશુકલ દ્વાદશીએ અને ચૈત્ર પૂર્ણિમાએ બહુ બ્રાહ્મણોને યથેષ્ટ શ્રેષ્ઠ ભક્ષ્યભોજ્યાદિ મિષ્ટાન્નો વડે સંતૃપ્ત કર્યા હતા ॥૪૦॥ તેજ દ્વાદશીદિવસે અપરાહ્ન સમયે સભામાં વિરાજમાન થઇ ભગવાને દ્વારિકાનું અધિક માહાત્મ્ય પોતાના સર્વે ભક્તો પ્રતિ કહ્યું ॥૪૧॥ રામપ્રતાપજી તથા ઇચ્છારામજી ભગવાનના મુખ થકી તે દ્વારિકામાહાત્મ્ય ઉપસાંભળીને દ્વારિકાંની યાત્રામાં ઉત્સાહવાળા થઇને ભગવાન શ્રીહરિ પ્રતિ એમ બોલ્યા કે–આપની જો આજ્ઞા થાય તો હમણાંજ અમો દ્વારિકાયાત્રા કરી આવીએ ॥૪૨॥ હે રાજન્ !'

तयोः सद्धर्मनिष्ठताम् । ज्ञात्वान्वमोदत तथा पाथेयं चाप्यकारयत् ॥४३॥ ततस्तौ प्रेषयामास त्रयोदश्यां कुशस्थलीम् । दत्वा धनं च विपुलमश्वौ च शकटद्वयम् ॥४४॥ प्रेषयत्सह ताभ्यां च मयराम-द्विजोत्तमम् । तद्देशमार्गादिविदं पत्तीन् शस्त्रभृतश्च सः ॥४५॥ तदाऽऽतपस्य बाहुल्यात्कौसल्यानितरांस्तु सः । ताभ्यां साकं गन्तु-मुत्कान्यषेधद्देशकालवित् ॥४६॥ प्रतिपदि ततः साकं स्वीयानुगैः कृतभोजनः सपदि निरगाद्धेमन्तादीननुव्रजतो निजान् । निजवि-रहतः खेदं यातो निवर्त्य बलाद्धरिः पथि स सुखयन्स्वीयानाया-न्नृपोत्तमपत्तनम् ॥४७॥ एतां कथां भगवतो भजनीयमूर्तेर्भक्त्या शृणोति पठति प्रयतः पुमान् यः । प्राप्नोति भक्तिममलां स तु

આવુ સહોદરનુ વચન સુણીને, સદ્ધર્મમા તેમની રૂચિ જાણીને 'તથાસ્તુ' એમ કહીને અનુમોદન આપ્યુ અને તેમને પાથેય (ભાતુ) પણ તુરત તૈયાર કરાવી આપ્યુ ॥૪૩॥ તે પછી ત્રયોદશીએ પુષ્કળ ધન, બે ઘોડા, બે ગાડા આપીને તેમને દ્વારકાપ્રતિ મોકલ્યા ॥૪૪॥ તેમની સાથે તે દેશના માર્ગાદિકને જાણનારા (ભોંમીયા) દ્વિજોત્તમ મયારામને તથા શસ્ત્રધારી રાઠોડ કૃષ્ણભક્ત આદિક પોતાના પદાતિઓને મોકલ્યા ॥૪૫॥ તે અવસરે તેમની સાથે દ્વારિકાયાત્રામાટે પ્રવર્તેલા બીજા કૌસલ્ય-કોસળ દેશ થકી આવેલા પોતાના ભ્રાતૃપુત્રાદિકને તો દેશકાળના વિભાગને જાણતા ભગવાને તાપની ઉગ્રતાને લીધે અશક્ત જાણીને નિવારણ કર્યા ॥૪૬॥ હે નૃપ ! ત્યાર પછી પડવાને દિવસે ભગવાન્ અનુયાયી જનો સાથે ભોજન કરીને તત્ક્ષણજ દુર્ગપુર જવા માટે જુનાગઢથી ચાલી નિકળતા, પોતાના વિરહની વેદનાથી વ્યાકુળ થએલા, પોતાને વળાવા માટે પાછળ આવેલા હેમંત સિંહાદિ પોતાના ભક્તોને બળાત્ હિતાવબોધનાદિકવડે પાછા વાળીને, પોતાના અનુયાયી જનોસાથે વિંટાઇને માર્ગમા તેતે ભક્તોને સુખ આપતા થકા ઉત્તમ નૃપના પત્તન દુર્ગપુરને પામ્યા ॥૪૭॥ ભજનીયમૂર્તિ ભગવાન્ શ્રીહરિની આ દુર્ગપુરથી નીકળ્યા તેને આરભીને દુર્ગપુર પાછા પધાર્યા ત્યા પર્યંતની દિવ્ય કથાને જે પુરૂષ નિયમતત્પર થઇ ભક્તિથી પાઠ

वासुदेवे मुक्तो भवत्यखिलसंसृतिबन्धनेभ्यः ॥४८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे जीर्णदुर्गगमनदुर्गपुरप्रत्यागमननिरूपणनामा त्रयोविंशोऽध्यायः ॥२३॥

सुव्रत उवाच—निवसंस्तत्र भगवानेकदा विजने स्थितः । व्यचिन्तयत्स मनसा स्वावतारप्रयोजनम् ॥१॥ कलेः प्राप्य वलं भूमावधर्मः सान्वयोऽसुरैः । वर्धितो नितरां तेन धर्मोऽतिक्षीणतां गतः ॥२॥ सन्तः कष्टं भृशं प्रापुर्देवता ऋषयस्तथा । भूमिश्च पापिनां भारं सहितुं न शशाक च ॥३॥ शापव्याजेन विप्रर्षेः प्रादुर्भूय ततो

કરે કે સાંભળે તે પુરૂષ વાસુદેવ શ્રીહરિમાં અચળ ( નિષ્કામ ) ભક્તિને પામીને સમસ્ત સંસૃતિ બન્ધનમાંથી મુક્ત થઇ જાયછે ॥૪૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે જીર્ણદુર્ગગમન-દુર્ગપુરપ્રત્યાગમનનિરૂપણનામા ત્રયોવિંશોઽધ્યાય: ॥૨૩॥

## [1]અધ્યાય ૨૪ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! દુર્ગપત્તનમાં નિવાસ કરી રહેલા ભગવાને એક સમયે એકાંત સ્થળમાં બેસીને મનથી પોતાના પ્રાદુર્ભાવના પ્રયોજનનો ( મેં ધર્મરક્ષણ માટે પૃથ્વી ઉપર પ્રકટ થઇને કયું કયું ધર્મસંસ્થાપન કર્યું અને હવે કયું કયું કર્તવ્ય બાકી રહ્યું છે એમ ) વિચાર કર્યો ॥૧॥ કળિકાળના બળને પામીને ભૂમિમાં જે સપરિવાર અધર્મ, અસુરાંશ ગુરૂનૃપનામધારી પાપોએ અતિશય વૃદ્ધિ પમાડ્યો હતો. અસુરાંશનું બળ પામેલા જે અધર્મે સપરિવાર ધર્મ અતિશય ક્ષીણતાને પમાડ્યો હતો અને સાધુઓ દેવતાઓ તથા ઋષિઓ મહાકલેશને પમાડ્યા હતા અને ભૂમિ જે અધર્મે વધારેલા પાપિઓના ભારને સહન કરવા સમર્થ રહી ન હતી. તે આ અધર્મ વિપ્રર્ષિ દુર્વાસાના શાપમિષથી પૃથ્વી ઉપર ધર્મભક્તિ થકી પ્રાદુર્ભાવ પામીને મેં પ્રાયઃ પ્રશમાવી દીધો છે અને સર્વે

૧ આ અધ્યાયમાં ધર્મરક્ષણ માટે પ્રકટ થએલા ભગવાને કરેલો ગૂઢ સંકલ્પ જે પારમૈકાંતિક ધર્મના પ્રતિષ્ઠાપનમાં ઉપયોગી અને પોતાના પ્રાદુર્ભાવના પરમ પ્રયોજનભૂત છે તેનો અનુવાદ કર્યો છે.

भुवि । उन्मूलिता मया सर्वे स्वप्रतापेन तेऽसुराः ॥४॥ धर्मो भक्त्या सह परां पुष्टिं च गमितोऽधुना । सन्तो देवाश्च मुनयः प्रापिताः परमं सुखम् ॥५॥ अधर्मः सान्वयः क्वापि नेक्ष्यते भूतलेऽधुना । चातुर्वर्ण्यजनाः सर्वे स्वधर्मस्था भजन्ति माम् ॥६॥ धृत्वावतारं यत्कार्यं तत्कृतं सकलं किल । तथापि भाविनां नृणां कार्यं किञ्चिद्धितं मया ॥७॥ अन्तर्हिते मयि भुवो भक्ता एते च मच्छ्रिताः । निरालम्बा भविष्यन्ति कार्यं किञ्चिच्च तत्कृते ॥८॥ एवं विचार्य भगवान् सर्वेषां स नृणां भुवि । व्यचिन्तयद्धितं त्रेधा दयावात्सल्यवारिधिः ॥९॥ कारयित्वा मन्दिराणि तत्र स्वप्रतिमा अहम् । स्थापयेय ततस्ताश्च सेविष्यन्ते हि मानवाः ॥१०॥ स्वधर्मे वर्तमा-

---

અસુરો મારા પ્રતાપથીજ સમૂળ નાશ થઇ ગયા છે અને ધર્મ ભક્તિસાથે પરા પુષ્ટિને હમણા મેં પમાડ્યો છે અને સાધુઓ દેવતાઓ તથા મુનિઓ મેં પરમ સુખને પમાડ્યા છે ॥૨-૫॥ વંશસહિત અધર્મતો મારો પ્રતાપ નહિ સહન થવાથી પોતેજ કોઇ સ્થળે સતાઇ ગયો છે તે ભૂમિ ઉપર હમણા દૃષ્ટિએ પડતોજ નથી, સર્વે કોઇ જનો પોતપોતાના વર્ણાશ્રમધર્મને અનુષ્ઠાન કરતા થકા મને ભગવાનને ભજે છે ॥૬॥ અવતાર ધારીને મારે જે કાર્ય કરવાનુ હતું તે સર્વે સપૂર્ણ કરી દીધુ છે, તથાપિ ભાવિ-ભવિષ્યમા જન્મનારા નરોના હિતમાટે મારે કાંઈ પણ હમણા અવશ્ય કરવુજ ॥૭॥ વળી હું ભૂતળથી અતર્ધાન થતા તે આ મારા ચરણના સમાશ્રયવાળા ભક્તજનો નિરાલબ-ધ્યાનોપાસનાદિકમા આલબે રહિત થઈ જશે તેથી એમની ભક્તિલતા કદાચિત્ શુકાઈ પણ જાય માટે એમના અને ભાવિ જનોના હિતમાટે મારે કાંઇ પણ કરવુ ખરૂં ॥૮॥ હે રાજન્ ! દયાનિધિ વાત્સલ્યનિધિ ભગવાને આવો વિચાર કરી, ભૂમિમા સર્વ જનોના હિતને કરનારા ત્રણ સકલ્પો કર્યા ॥૯॥ ( તેને હવે કહે છે ) તેને દેશમા મહા મદિરો કરાવીને, તેમાં મારી અર્ચામૂર્તિઓ સ્થાપન કરૂં પછી સર્વ કોઇ માનવો સ્વધર્માનુપાલનપૂર્વક તે પ્રતિમાઓની સેવા કરવાથી ભક્તિવૃદ્ધિ પામતા એયને પામશે કેવું એયતો-ધર્મ અર્થ કામ કે મોક્ષ જે અભિલષિત

नानां पुंसां तत्सेवनादिह । सिद्धिमेष्यति सर्वेषां पुरुषार्थचतुष्टयम् ॥११॥ भक्तिमार्गस्य पुष्ट्यर्थं मन्त्रदीक्षाप्यपेक्ष्यते । अतो धर्मान्वये शुद्धे गुरुतां स्थापयेय च ॥१२॥ धर्मज्ञानविरक्तीनां भक्तेश्चावगमाय तु । ग्रन्थं कर्ता शतानन्दो मच्चरित्रोपबृंहितम् ॥१३॥ सिद्धान्तं सर्वशास्त्राणां तेन ज्ञास्यन्ति मच्छ्रिताः । एवमेव ततः कृत्वा यायां धाम स्वकं भुवः ॥१४॥ सुव्रत उवाच—स एवं गूढसङ्कल्पो निवसंस्तत्र पत्तने । लेखयामास सर्वाणि सच्छास्त्राणि सुलेखकैः ॥१५॥ अर्चीकरद्भूमिपते ! महान्तं चैत्रासितैकादशिकोत्सवं सः । सन्तर्पयामास मुनींश्च विप्रान्सहस्रशो द्वादशिकादिने च ॥१६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे भगवद्गूढसङ्कल्पनिरूपणनामा चतुर्विंशोऽध्यायः ॥२४॥

હશે તેને યથેચ્છ પામશે ॥૧૦-૧૧॥ વળી ભાવિ માનવોને ભક્તિમાર્ગની પરિપુષ્ટિ માટે પારમૈકાતિક મન્ત્રદીક્ષાવિશેષની પણ અપેક્ષા છે, કેમકે સદાચાર્યપરપરાથી પ્રાપ્ત થએલી દીક્ષાવડે અંતઃકરણ પ્રસન્નતાને પામેછે, માટે શુદ્ધ ધર્મવશમા ગુરુપદ સ્થાપન કરૂ (જે ગુરૂએ દીક્ષા આપેલા જનો ભગવદ્ભક્તિપર થાય) ॥૧૨॥ વળી મારી અસન્નિધિમા સકળ સચ્છાસ્ત્રના સારસક્ષેપરૂપ સદુપદેશપ્રધાન જે શાસ્ત્રે કરીને મારા આશ્રિતો પોતાના હિતને કરનારૂ ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિનુ સ્વરૂપ યથાર્થપણે જાણી શકે એવો એક મહાગ્રથ મારા દિવ્યચરિત્રોએ ભરપુર શતાનંદ મહામુનિ કરશે માટે એ રીતે આ ત્રણ કાર્ય કરીને ભૂતળ થકી મારા ધામ પ્રતિ જઉં (એવો સકલ્પ કર્યો) ॥૧૩-૧૪॥ હે રાજન્! તે આ ભગવાન્ એ રીતે દયાવાત્સલ્યવશાત્ ગૂઢ સકલ્પ કરીને, અનુપદ દુર્ગનગરમાં રહીને સર્વ સચ્છાસ્ત્ર શ્રીમદ્ભાગવતાદિકને શુદ્ધ શોભન સ્પષ્ટ અક્ષર લખનારા સચ્ચિદાનંદ નિર્ગુણાનંદ અદ્ભુતાનંદ વૃદ્ધ પ્રજ્ઞાનંદ આદિક લેખકો (લૈયા) પાસે લખાવા લાગ્યા ॥૧૫॥ હે ભૂમિપતે! તે દુર્ગપત્તનમા ભગવાને ચૈત્રમાસના કૃષ્ણપક્ષની એકાદશીનો મહોત્સવ કર્યો અને આ દ્વાદશીદિને બહુ બ્રાહ્મણોને તથા મુનિઓને મિષ્ટાન્ન જમાડીને સતૃપ્ત કર્યા ॥૧૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ભગવદ્ગૂઢસંકલ્પનિરૂપણનામા ચતુર્વિંશોઽધ્યાય: ॥૨૪॥

सुव्रत उवाच—देशान्तरात् समायातो हरिर्दुर्गपुरे नृप ! । नवमे मास इत्येवं श्रुत्वा देशान्तरस्थिताः ॥१॥ तद्दर्शनार्थमाजग्मुर्भक्तास्तत्र सहस्रशः । कृत्वा ते दर्शनं तस्य द्वादश्यां लेभिरे मुदम् ॥२॥ सन्मानितास्ते हरिणा तत्रोपुर्वासराष्टकम् । हरिश्चन्दनयात्रायाश्चकार च महोत्सवम् ॥३॥ उत्सवान्ते तमासीनं भक्ता श्रीनगरौकसः । बद्धाञ्जलिपुटा राजन् ! प्रार्थयामासुरादरात् ॥४॥ भगवन् ! पुरमस्माकं कृपयाऽऽयातुमर्हसि । विधातुं मन्दिरं तत्र सर्वेषामस्ति मानसम् ॥५॥ गवेन्द्रदत्ताधिकृतिस्तत्रत्यो धरणीपतिः । अनुमो-

## [1]અધ્યાય ૨૫ મો.

સુવ્રતમુનિ કહે છે—હે નૃપ ! અનતર દેશાતરમા રહેલા ભક્તો, નવમે માસે દેશાતર થકી પાછા દુર્ગપુર પધારેલા ભગવાન સ્વામિનારાયણને સાભળીને, બહુકાળથી નહિ દર્શન કરેલા તેમના દર્શન કરવાની ઇચ્છાથી તે દુર્ગપુરમા હજારોહજાર આવીને, દ્વાદશીએ તેમના દર્શન પામીને પરમ આનંદને પામ્યા ॥૧-૨॥ આવેલા તે ભક્તો ભગવાને પ્રેમપૂર્વક અભિનંદન કર્યા થકા આઠ દિવસપર્યંત ત્યાજ રહ્યા તે સમયમા આવેલી અક્ષયતૃતીયા તિથિએ ચદનયાત્રાનો મહોત્સવ ભગવાને કર્યો ॥૩॥ હે રાજન્ ! ઉત્સવને અતે દિવ્ય સિંહાસનમા સ્વસ્થપણે વિરાજેલા તે ભગવાનની, ત્યા આવેલા શ્રીનગર (અમદાવાદ)ના નિવાસી ભક્તજનો બે હાથ જોડીને આદરથી પ્રાર્થના કરવા લાગ્યા (આમા પ્રાર્થનાબીજતો મદિરો કરાવીને તેમા પોતાની મૂર્તિઓની સ્થાપના કરવા ઇચ્છતા શ્રીહરિની તેમના હૃદયમા સપ્રેરણા છે એમ સમજવુ) ॥૪॥ હે ભગવન્ ! આપ અમારી ઉપર કૃપા કરીને અમારે પુરે પધારવાને યોગ્ય છો, કેમકે અમારા સર્વેનો અમારા પુરમા ભગવન્મદિર કરાવવુ એવો મનોરથ વર્તે છે ॥૫॥ સાર્વભૌમ અગ્રેજ રાજાના ગવર્નરે જેમને ગુજરાત પ્રાતનો રાજ્યાધિકાર આપ્યો છે એવા

[1] આ અધ્યાયમા ભગવાને શ્રીનગરમા કરેલા નરનારાયણદેવપ્રતિમાના પ્રતિષ્ઠાપનનુ ઉપવર્ણન કર્યુ છે

दत यतद्धि प्रीतिमांस्त्वयि सोऽस्ति च ॥६॥ एतं मनोरथं तस्मादस्माकं प्रतिपूरय । करिष्यामो हि शुश्रूषां मुनिभिः सहितस्य ते ॥७॥ इति तैः प्रार्थितो भक्तैर्भक्तिधर्मप्रपोषकः । नारायणस्तथेत्याह ते च हर्षं प्रपेदिरे ॥८॥ आनन्दानन्दनामानं मुनिं प्राह ततो हरिः । एभिः सह श्रीनगरं गच्छ त्वं साम्प्रतं मुने ! ॥९॥ तत्रत्यो नृपतिर्भूमिं दास्यते मन्दिराय नः । कारयेर्मन्दिरं तस्यां शिल्पशास्त्रानुसारतः ॥१०॥ जाते हि मन्दिरे तत्र प्रेषयेर्दूतमत्र च । तत्रैत्य स्थापयिष्यामि नरनारायणं ह्यहम् ॥११॥ इत्युक्तः स तथेत्याह ते च भक्ताः प्रणम्य तम् । त्वयाऽऽगम्यमवश्यं हीत्युक्त्वा समुनयो ययुः ॥१२॥ प्राप्य श्रीनगरं तत्र स्वावासोचितवेश्मनि । स्वमण्ड-

અહીં હમણાં વર્તતા રાજા ( કલેક્ટર ) આપને વિષે અતીવ ભક્તિમાન્ વર્તે છે. જેથી અમોએ મંદિર કરવાનું પુછતાં અતિપ્રહર્ષ પામીને 'સુખેથી જલદી કરો' એમ આ મંદિરનિર્માણને હર્ષથી અનુમોદન આપે છે ॥૬॥ તો અમારો આ મનોરથ આપ પરિપૂર્ણ કરવાને યોગ્ય છો. મુનિમંડળે સહિત ત્યાં પધારેલા આપની શુશ્રૂષા કરીને આ નરજન્મને અમો કૃતાર્થ કરીશું ॥૭॥ હે રાજન્ ! એ રીતે શ્રીનગરના સત્સંગિજનોએ પ્રાર્થના કરેલા ભગવાન શ્રીનારાયણમુનિ સ્વયં ભક્તિધર્મના પરિપોષણમાં પ્રવર્તેલા હોવાથી 'તથાસ્તુ' એમ બોલ્યા. ભગવાનનું તે પ્રતિવચન સાંભળીને સર્વે તે હરિભક્તો મહાહર્ષને પામ્યા ॥૮॥ તે પછી ભગવાન શ્રીહરિએ આનંદાનંદ નામના મુનિને કહ્યું કે–હે મુને ! હાલમાં તમો આ હરિભક્તો સાથે શ્રીનગર જાવ, ત્યાંના જે નૃપપ્રતિનિધિ છે તે મંદિર કરવા અપેક્ષિત ભૂમિપ્રદેશ ( જમીન ) આપણને આપશે. તેમણે આપેલા તે ભૂમિસ્થાનમાં શિલ્પિઓ પાસે યથાશાસ્ત્ર સુંદર મંદિર કરાવજ્યો ॥૯-૧૦॥ ત્યાં મંદિર તૈયાર થતાં અહીં દૂત મોકલજ્યો. હું ત્યાં તત્કાળ આવીને નરનારાયણની પ્રતિષ્ઠા કરીશ ॥૧૧॥ હે રાજન્ ! એ રીતે ભગવાને કહ્યું એટલે આનંદાનંદ મુનિએ તે આજ્ઞા માથે ચઢાવી. તે પછી તે હરિભક્તો તે મુનિની સાથે પ્રહર્ષ પામીને, તે ભગવાનને પ્રણામ કરીને 'યથાપ્રતિજ્ઞા આપે અવશ્ય આવવું' એમ

लेन सहित उत्तताार मुनिः स च ॥१३॥ पौरा यथोचितं तस्य परिचर्यामकुर्वत । तत्रत्यो नृपतिस्तस्य दर्शनार्थमुपागमत् ॥१४॥ स चाह तं मुने ! भूमिर्यावती या तवेप्सिता । तावतीं तां गृहाणाद्य प्रतिरोद्धा न कोऽपि ते ॥१५॥ ततो मुनिः स्वेप्सितायां दत्तायां तेन भूमुजा । मन्दिरं कारयामास भुवि रम्यं दृढं महत् ॥१६॥ चतुरैः शिल्पिभिस्तच्च कारयामास शोभनम् । तदपेक्षितवस्तूनि पौरा आजह्रुरादरात् ॥१७॥ देवप्रतिष्ठायोग्ये च जाते तस्मिन्मुनिः स तु । आपृच्छ्य गणकांश्चक्रे प्रतिष्ठाक्षणनिश्चयम् ॥१८॥ प्रेषयामास स ततः साधू द्वौ दुर्गपत्तनम् । हरिमानेतुमृपिराट् वृत्तं

ફરી પ્રાર્થના કરીને પોતાને પુરે જવા માટે દુર્ગપુર થકી નિકળ્યા ॥૧૨॥ તે હરિજનો સાથે આનંદાનંદમુનિએ શ્રીનગરને પામીને પોતાના નિવાસને સમુચિત એવા ઘરમાં પોતાના મંડળ સાથે ઉતારો કર્યો ॥૧૩॥ તે પુરવાસી હરિજનો સમંડળ આનંદાનંદ મુનિની પરિચર્યા યથોચિત ભક્તિથી કરવા લાગ્યા ત્યાંના નરપતિ ( કલેક્ટર ) તે મુનિનાં દર્શન કરવા તેમને ઉતારે આવ્યા ॥૧૪॥ આવીને મુનિને નમસ્કાર કરીને મુનિએ અભિનંદન આપ્યા પછી બોલ્યા કે–હે મુને ! મંદિર કરવા માટે જેટલો જેવો ભૂમિભાગ અપેક્ષિત હોય તેટલો ભાગ સુખેથી ગ્રહણ કરો હમણાં કોઇ પણ તમને રોકનારો નથી ॥૧૫॥ હે રાજન્ ! એ રીતે રાજાએ કહેલા મુનિ પોતાને મંદિર માટે અપેક્ષિત ભૂવિભાગ રાજાએ આપેલો પામીને તે પ્રદેશમાં રમ્ય–જોનારા જનોના મન નયનને આનંદ વધારનારૂં, દૃઢ મહત્–બહુ લંબાઇ પહોળાઇ ઉંચાઇવાળું મંદિર ચતુર શિલ્પિઓ પાસે સુશોભિત કરાવા મંડ્યા. તેમાં અપેક્ષિત ઇંટો ચુનો પાષાણ આદિક સર્વ પદાર્થો પુરવાસી ભક્તો આદરથી લાવી આપવા લાગ્યા ॥૧૬-૧૭॥ કેટલેક દિવસે તે મંદિર દેવપ્રતિષ્ઠાને યોગ્ય થતાં આનંદાનંદ મુનિરાજે મુહૂર્તને જાણનારા જોષિઓને પુછીને પ્રતિષ્ઠામુહૂર્તનો નિશ્ચય કરીને, ભગવાનને આ સર્વ સંદેશો પહોંચાડવા માટે અને તેમને તેડી લાવવા માટે બે સાધુઓને દુર્ગપત્તન પ્રતિ મોકલ્યા ॥૧૮-૧૯॥

तत्र निवेदितुम् ॥१९॥ हरिस्तु तत्र निवसन्नार्षं रामायणं नृप !। भ्रातृभ्यां सह शुश्रूषुः प्रत्यैक्षत तदागमम् ॥२०॥ तिथौ दशहरा-ख्यायां गङ्गार्चनमहोत्सवम्। भानौ गगनमध्यस्थे कृत्वा विप्रानभो-जयत् ॥२१॥ भ्रातृजायान्तिके यावद्भोक्तुं याति स्ववासतः। हरि-स्तावत्तु तौ तत्राऽऽजग्मतुर्द्वारिकापुरात् ॥२२॥ तीर्थं गत्वा च आग-च्छेत्तत्प्रत्युद्गमने विदन्। पुण्यं महत्तावभ्येत्य परिरेभे स साद-रम् ॥२३॥ ज्येष्ठं स्वयं नमस्कृत्य कनिष्ठेन नमस्कृतः। पृष्ट्वा तत्स्वा-गतादीनि क्षणं व्यश्रमयच्च तौ ॥२४॥ स्नात्वा ततः सहैवाभ्यां बुभुजे प्रीणयन् स तौ। श्रीरामचरितं श्रोतुं प्रारम्भत् परेऽहनि ॥२५॥ एकादश्या निर्जलाया आरभ्य प्रतिवासरम्। ताभ्यां सह स

---

( શ્રીનગરમા આનદાનદ મુનિને મોકલ્યા પછી દુર્ગપુરમા રહેલા શ્રીહરિનુ ચરિત્ર હવે કહું છુ—) હે નૃપ ! શ્રીહરિતો દુર્ગપુરમા રહીને આર્ષ ( વાલ્મીકિમુનિપ્રણીત ) રામાયણને સહોદરો સાથે સાભળવાની ઇચ્છાથી દ્વારિકાયાત્રાર્થે ગએલા તેઓની પાછુ આવવાની રાહ જોઇ રહ્યા ॥૨૦॥ શ્રીહરિએ 'દશહરા' નામથી પ્રસિદ્ધ જ્યેષ્ઠ શુકલ દશમી તિથિએ સૂર્ય ગગનતળના મધ્યમાં આવતા ( મધ્યાહ્નસમયે ) ગગાર્ચન મહોત્સવ કરીને વિપ્રોને જમાડ્યા ॥૨૧॥ સ્વય શ્રીહરિ જમવા માટે પોતાના નિવાસભવન થકી ભ્રાતાની ભાર્યાના ( ભાભી ) ભવન પ્રતિ જવા જેટલાકમાં નીકળે છે તેટલાકમાજ ભ્રાતાઓનુ દ્વારિકાપુર થકી દુર્ગપુર પાછુ આવવુ સાભળીને, 'તીર્થયાત્રા કરીને પાછા આવેલા જનની સન્મુખ જવામા મહત્ પુણ્ય છે' એમ જાણતા હોવાથી યાત્રા કરીને પાછા આવેલા તે ભ્રાતાઓને સન્મુખ જઇને આદરથી મળ્યા ( ભેટ્યા ) ॥૨૨-૨૩॥ સ્વય જ્યેષ્ઠ ભ્રાતા રામ પ્રતાપને નમસ્કાર કરીને અને કનિષ્ઠ ભ્રાતા ઇચ્છારામે નમસ્કાર કર્યા થકા તેમનુ સ્વાગતાદિ ત્યાનુ સમસ્ત વૃત્તાત પુછીને તેમને થોડી વાર વિશ્રાતિ આપી ॥૨૪॥ તે પછી ભગવાન્ ભોજનનિમિત્તનુ સ્નાન કરીને તે ભ્રાતાઓ સાથેજ તેમને વિનોદવચનોવડે પ્રમોદ પમાડતા થકા જમ્યા તે થકી બીજે દિવસે શ્રીરામચરિત સહોદરો સાથે સાભળવાનો સમારભ

शुश्राव वाल्मीकीयं यथाविधि ॥२६॥ पौषस्य शुक्लैकादश्यां तत्स
मास्तिमचीकरत् । वाचकं तोषयामास वासोभूषाधनादिभिः ॥२७॥
माघस्नानं चकाराथ नद्यां भक्तजनैः प्रगे । पौष्या आरभ्य माघ्यन्तं
कुर्वंश्चान्द्रायणव्रतम् ॥२८॥ व्रतान्ते ब्राह्मणान्साधूंस्तर्पयित्वा
सहस्रशः । स्वयं च पारणां कृत्वा निषसादासने सुखम् ॥२९॥
तावच्छ्रीनगरात्साधू तावुपेत्य प्रणम्य तम् । पुरतस्तस्थतू राजन् !
मानयामास तौ स च ॥३०॥ आदौ तौ भोजयित्वा तद्वृत्तं पप्रच्छ
स प्रभुः । यथावत्तौ जगदतुस्तच्छ्रुत्वा सोऽन्वमोदत ॥३१॥ तपः
स्याद्यतृतीयाया देवसंस्थापनक्षणम् । स ज्ञात्वा तत्पुरं गन्तुमादि
देशात्मनोऽनुगान् ॥३२॥ निषिषेध स योषास्तु जयाद्या आगमो

---

કર્યો ॥૨૫॥ સંવત્ ૧૮૭૭ ના જ્યેષ્ઠશુકલ નિર્જળા એકાદશીને આરંભીને પ્રતિદિન વાલ્મીકીયરામાયણ યથાવિધિ સહોદરો સાથે સાંભળતા, પૌષશુકલ એકાદશીએ તેના શ્રવણની સમાપ્તિ કરીને, પ્રવક્તા પ્રયાગજીત્ વિપ્રને વસ્ત્ર વિભૂષણ વિત્ત વિગેરેવડે પરિતુષ્ટ કર્યા ॥૨૬-૨૭॥ અનંતર શ્રીહરિએ પૌષીપૂર્ણિમાને આરંભીને માઘપૂર્ણિમાપર્યંત માઘસ્નાન પ્રાત કાળે ઉન્મત્ત ગંગા નદીમાં યથાવિધિ ભક્તજનોની સાથે કરતા થકા ચાંદ્રાયણવ્રત કર્યું ॥૨૮॥ આ વ્રતની સમાપ્તિમાં બહુ બ્રાહ્મણોને અને સાધુઓને સંતૃપ્ત કરીને પોતે પારણા કરીને સુખેથી આસનમાં બેઠા ॥૨૯॥

હે રાજન્ ! આવા અવસરમાં શ્રીનગર થકી આનંદાનંદ મુનિએ મોકલેલા બે મુનિઓ નારાયણમુનિપાસે આવીને દંડવત્ પ્રણામ કરીને તેમની પાસે બેઠા. શ્રીહરિએ તે આવેલા સાધુઓનો સ્વાગત પ્રશ્નાદિકવડે સત્કાર કર્યો ॥૩૦॥ રસ્તામાં થાકી ગએલા તે સાધુઓને પ્રથમ જમાડ્યા અને પછી તેમનું વૃત્તાંત પુછ્યું મહાપ્રભુએ પુછેલા તેઓએ શ્રીનગરનું સર્વ વૃત્તાંત યથાસ્થિત કહી સંભળાવ્યું તેને સાંભળતાં બહુ હર્ષ પામીને તેમના પ્રાર્થિતને અનુમોદન આપ્યું ॥૩૧॥ ફાલ્ગુન શુક્લ તૃતીયા તિથિએ ભગવત્પ્રતિમાના પ્રતિષ્ઠાપનનું શુભ મુહૂર્ત નિશ્ચય કરેલું સાંભળીને, સ્વયં શ્રીપુરપ્રતિ પ્રયાણનો સંકલ્પ કરીને, પોતાના અનુયાયી સોમાદિ પાર્ષદોને 'તમો ત્યાં

व्रताः । जनसम्मर्दबाहुल्यात् पुरे तत्र व्रतस्थिताः ॥३३॥ आयास्यामो वयं शीघ्रमिहेत्याश्वास्य ता हरिः । क्षणे मौहूर्तिकैर्दत्ते सप्तम्यां निर्ययौ ततः ॥३४॥ उत्तमेन क्षितिभुजा सह स्वीयैश्च पार्षदैः । सहस्रशोऽश्ववारैश्च वृतः क्षत्रियपुङ्गवैः ॥३५॥ आरूढो जविनं चाश्वं सोदराभ्यां सहैव सः । मुनिभिश्च ययौ स्वामी ततः श्रीनगरं नृप ! ॥३६॥ तत्र तत्रार्च्यमानोऽसौ पथि भक्तव्रजैः प्रभुः । पञ्चमेऽहनि तत्प्रापत्स्वानुगैः सह पत्तनम् ॥३७॥ पुरोपकण्ठे स्वावासं तडागमभितोऽकरोत् । कार्कराख्यं तत्र पौरा एत्य सेवामकुर्वत ॥३८॥ नथ्थुर्हेमन्तरामश्च गणपत्यादयो द्विजाः । भक्ता भग-

तैयार थाव' એમ આજ્ઞા કરી ॥૩૨॥ તે સમયે પોતા સાથે આવવાનો ઉદ્યમ કરી રહેલી જયા આદિક અબળાઓનેતો અષ્ટધા પુરૂષપ્રસંગ પરિત્યાગરૂપ બ્રહ્મચર્યવ્રતમાં નિષ્ઠાવાળી હોવાથી પૌર જનોની બહુ ભીડ્યને લીધે પુરમાં વ્રતભગ થવાનો સંભવ સમઝીને તેમને આવવાનો ભગવાને નિષેધ કર્યો ॥૩૩॥ પોતાના ચરણની પરિચર્યાપરાયણ તે વનિતાઓની 'અમો અહીં જલદીજ પાછા આવીશુ' એવા વચનામૃતવડે આશ્વાસના કરીને, શ્રીહરિ મુહૂર્તવેદી મયારામાદિ મહાજ્યોતિષિઓએ પ્રદર્શાવેલા મુહૂર્તમા માઘ માસના કૃષ્ણપક્ષની સપ્તમી તિથિએ દુર્ગપુર થકી નીકળ્યા ॥૩૪॥ હે નૃપ ! પોતાના રતનજી ભૂગજી પ્રમુખ અનેક પાર્ષદો, ઉત્તમ રાજા અને ક્ષત્રિયોત્તમ સોએસો સોમ સૂરાદિ અશ્વવારોથી વીંટાએલા સ્વય ભગવાન શ્રીસ્વામિનારાયણ બહુ વેગવાળા ઉત્તમ ધોળા ઘોડા ઉપર બેસીને ભ્રાતાઓ અને મુનિઓ સાથેજ દુર્ગનગર થકી શ્રીનગર તરફ ચાલી નીકળ્યા ॥૩૫-૩૬॥ માર્ગમાં આવતાં તેતે ગામોમાં તેતે ભક્તસંઘોએ પૂજા કરાતા પ્રભુ શ્રીહરિ પોતાના અનુયાયિજનો સાથે પાચમે દિવસે એકાદશીએ તે પત્તને પહોંચ્યા ॥૩૭॥ શ્રીપુરના સમીપ પ્રદેશમાં વર્તતા, કાંકરીયા નામના મહાસરોવરની ચોરગદમ પોતાનો અને પોતાના અનુયાયી જનોનો ઉતારો કરાવ્યો શ્રીપુરવાસી સમસ્ત શ્રીહરિભક્તો ત્યાં આવીને સપરિવાર તેમની પરિચર્યામાં તત્પર થઇ રહ્યા ॥૩૮॥ નથ્થુરામ હેમતરામ ગણપતરામ પ્રમુખ

चतः सेवामकुर्वत मुदान्विताः ॥३९॥ हीरचन्द्रो बर्हिचरो लालगुप्तश्च माणिकः । दामोदरादयो वैश्या भक्ता पर्यचरंश्च तम् ॥४०॥ गङ्गा रेवा च दीपालिर्लक्ष्मीः श्यामा शिवादय. । योषितो भक्तिमत्यस्तमसेवन्त यथोचितम् ॥४१॥ अन्ये सहस्रशः पौरास्तद्दर्शनसमुत्सुकाः । बहिरभ्येत्य तं दृष्ट्वा प्रापु. परमनिर्वृतिम् ॥४२॥ आतिथ्यं विदधुस्तस्य यथार्हं सानुगस्य ते । तमुपेत्यानन्दमुनिर्नत्वा स्वं वृत्तमाह च ॥४३॥ द्वादश्यां पारणां कृत्वा प्रविवेश पुरं हरिः । प्रार्थ्यमान. पौरभक्तैरश्वमारुह्य भूषितम् ॥४४॥ पुरत पार्श्वतस्तस्य पृष्ठतश्च सहस्रशः । शतशो यूथशश्चेरुस्तदा भक्तजना नृप ! ॥४५॥ नेदुर्दुन्दुभयस्तत्र वाद्यानि विविधानि च । गायकाश्च जगुर्हृष्टा

ભક્ત બ્રાહ્મણો બહુ હર્ષથી ભગવાનની સાક્ષાત્ સેવાપરાયણ થઇ રહ્યા ॥૩૯॥ હીરાચંદ બેચરદાસ લાલદાસ માણકલાલ દામોદરદાસ વિગેરે વૈશ્યવર્ણના હરિભક્તો યથોચિત ભગવાનની પરિચર્યાપરાયણ થઇ રહ્યા ॥૪૦॥ ગંગા રેવા દીવાળી લક્ષ્મી શ્યામા શિવા આદિક અબળાઓ યથામર્યાદ ભક્તિથી ભગવાનની સેવામા તત્પર થઇ રહી ॥૪૧॥ તેથકી બીજા હજારો હજાર પુરવાસી લોકો ભગવાનના દર્શન કરવામા ઉત્કટ ઉત્કંઠા પામીને, પુરથકી બહાર વર્તતા તેમના નિવાસસ્થાને આવીને તેમનાં ભાવથી દર્શન કરી પ્રણામ કરી પરમ આનંદ પામ્યા ॥૪૨॥ પુરવાસી સર્વકોઈ હરિભક્તો અનુયાયિજનોએ સહિત શ્રીહરિનુ યથોચિત આતિથ્ય કરવા લાગ્યા આનંદાનંદમુનિએ શ્રીહરિની સમીપે આવીને સાષ્ટાંગ પ્રણામ કરીને પોતાનુ સમસ્ત વૃત્તાંત નિવેદન કર્યું ॥૪૩॥ અનંતર શ્રીનગરનિવાસી ભક્તજનોએ પ્રાર્થના કરેલા ભગવાન્ શ્રીહરિએ દ્વાદશીએ પારણા કરીને, નૂપુરાદિ નાના વિધ આભરણોવડે અલંકૃત કરેલા અશ્વઉપર બેસીને ગુર્જરદેશની રાજધાની શ્રીનગરીમા પ્રવેશ કર્યો ॥૪૪॥ હે નૃપ ! તે સમયે હજારોહજાર હરિજનો તે શ્રીહરિની આગળ પાછળ અને બન્ને બાજુએ સંઘથી હિંડતા હતા ॥૪૫॥ તે અવસરમા ત્યા દુન્દુભિઓ (નગારાં) વાજતી હતી તથા તાસાં વિગેરે વિવિધ વાજીત્રો વાજતા હતા. ઉત્તમ ગાયકો પ્રહર્ષ પામીને તે ભગ

गुणांस्तस्यैव सुस्वरम् ॥४६॥ सहस्रशो यान्त्रिकाश्च वन्धुकीभूष्कृतीर्मुहुः । कुर्वन्तः पुरतश्चेरुर्बद्धनानाविधायुधाः ॥४७॥ निशम्य पौरास्तमुदारकीर्तिं पुरं प्रविष्टं सह भक्तसङ्घैः । ससम्भ्रमं त्यक्तसमस्तकार्या द्राग्निःसरन्ति स्म बहिर्गृहेभ्यः ॥४८॥ तद्दर्शनात्युत्सुकमानसास्ते विहाय मार्गं कृतपङ्क्तिवन्धाः । परस्परांसार्पितवाहवस्तं प्रतीक्षमाणा अभवन्नरेश ! ॥४९॥ निशम्य वादित्रनिनादमुच्चैस्तदागमाशैकनिवद्धनेत्राः । प्रदर्शयन्तः करसंज्ञयेशं दूरादपि प्राञ्जलयः प्रणेमुः ॥५०॥ सितातपत्रेण च चामराभ्यां स राजचिह्नेन विराजमानः । पुरं ददर्शाद्भुतभूरिशोभं हरिर्हरन् नागरमानसानि ॥५१॥ सुगन्धितोयैश्च मदैर्गजानां संसिक्तघण्टापथचत्वरं च । समङ्गल-

વાનના ગુણોને મધુર સ્વરથી ગાતા હતા ॥૪૬॥ પોતાને શરીરે અનેકવિધ શક્તિ આદિક આયુધો બાંધી રહેલા અને યન્ત્રમય બંધુક આદિકને ધારી રહેલા રાજભટો બન્ધુકોના બહુ બહારો વારવાર કરતા થકા ભગવાનની આગળ ચાલતા હતા ॥૪૭॥ પુરવાસી લોકો તે ઉદારકીર્તિ શ્રીહરિને ભક્તજનસમાજ સાથે પુરમા પ્રવિષ્ટ થએલા સાભળીને, સત્વર સર્વ કાર્યનો આરભ પરિત્યાગ કરી દઇને જલદી પોત પોતાના ઘરો થકી બહાર નીકળી આવ્યા ॥૪૮॥ હે નરેશ ! તેઓ બહાર નીકળીને ફક્ત ભગવાનને જવાનો માર્ગ નહિ રોકીને, માર્ગની બન્નેય બાજુમા પક્તિબંધ ઉભા રહીને, ભગવાનના દર્શન કરવામા બહુ ઉત્સાહવાળા મન હોવાથી એક બીજાના ખભા ઉપર હાથ મુકીને પુરમા પધારતા ભગવાનના દર્શનનીજ એક રાહ જોઇ ઉભા રહ્યા ॥૪૯॥ તે આ પુરજનો વાજીત્રોનો ઘણો ઘાટો મોટો ઘોષ થતો સાંભળીને, ભગવાનને આવવાની દિશા તરફજ એકાગ્ર નેત્રવૃત્તિ જોડી દઇને, પોતપોતાના હસ્તની સંજ્ઞાથીજ આવતા ભગવાનને પરસ્પર પ્રદર્શાવતા થકા દૂરથીજ બે હાથ જોડીને પ્રણામ કરવા લાગ્યા ॥૫૦॥ અનંતર તેતે પરિજનોએ પરિચર્યા કરાતા, રાજચિહ્ન શ્વેત છત્ર અને ચામરોવડે વિરાજમાન, જોનારા નાગરિક લોકોના મનને પોતાના દિવ્ય તેજોવૈભવથી આકર્ષણ કરતા એવા શ્રીહરિ ભગવાને અદ્ભુત અધિક શોભાએ સંપૂર્ણ

द्रव्यसुवर्णकुम्भरम्भादिभिः प्राङ्गणदर्शनीयम् ॥५२॥ अर्कांशुचञ्चत्पृथुसौधपङ्क्तिश्रियैव नाकभ्रमकृत्सुराणाम् । विराजितं चागुरुधूपदीपैर्ध्वजैः पताकाभिरिवाह्वयत्स्वम् ॥५३॥ तं सम्प्रविष्टं सुमनोहराङ्गं पूर्णेन्दुकान्तं मितहासवक्त्रम् । स्वर्णातपत्रेण च चामराभ्यां राजश्रियं सन्ददृशुर्जनास्ते ॥५४॥ आरुह्य हर्म्याणि पुराङ्गनाश्च त्यक्तान्यकार्याः सहसातिहर्षात् । व्यत्यस्तवस्त्रा-

એવું શ્રીનગર ( અમદાવાદ ) જોયું ॥૫૧॥ ( શ્રીનગરને વર્ણવે છે—) તે સમયે તે નગર ભગવાનના નગરપ્રવેશ મહોત્સવની સંભાવના કરતા નગરજનોએ અતિશય અલંકૃત કર્યું હતું. જેમાં રાજમાર્ગો અને ચત્વરો-ચોક આંગણાં ગંધોદકવડે અને મત્ત ગજના મદજળવડે છાંટી દીધાં હતાં. તથા નાલીયેર આમ્રપલ્લવ આદિક મંગળદ્રવ્યોએ યુક્ત એવા સુવર્ણકળશો અને કેળના થાંભલા વિગેરેવડે સમલંકૃત કરેલાં ભવનનાં આંગણાં દર્શનીય બનાવ્યાં હતાં. એ રીતે પોતાના પુરપ્રવેશ મહોત્સવસમયે સમલંકૃત તે શ્રીપુર શ્રીહરિએ જોયું ॥૫૨॥ વળી સૂર્યના કિરણોવડે ચળકતી ઉન્નત હવેલીઓની લાઇનોની અતિશય શોભાને લીધે દેવોને પણ 'આ આપણો સ્વર્ગલોક છે કે શું !' એવી ભ્રાંતિને ઉપજાવનારૂં, ચોમેર અગરૂ-ધૂપો અને દીપો આરોપેલા હોવાથી બહુ સુરભિ અને સમુજ્જ્વળપણે વિરાજમાન, મહાધ્વજ મહાપતાકાઓવડે તેના અંચળો ( છેડાના ભાગો ) પવને હલાવેલા હોવાથી જાણે પોતાને બોલાવતું હોય ને શું ? એમ રહેલું તે શ્રીનગર શ્રીહરિએ જોયું ॥૫૩॥ આવા પુરમાં પ્રવિષ્ટ થએલા, સર્વના મનોનયનને હરનારા દિવ્ય અવયવોના દેખાવવાળા, પૂર્ણચંદ્રવત્ સર્વજનોને આહ્લાદ આપનારા, મંદહાસવડે મધુર મુખકમળવાળા, સુવર્ણમય છત્ર ( તે ક્ષણમાં રાજાએ મોકલેલા ) અને ચામરોવડે મહારાજની શોભાને પામી રહેલા એવા તે ભગવાનનાં તે સર્વે કોઇ નગરજનોએ આનંદથી દર્શન કર્યાં ॥૫૪॥ તે સમયે નગરની નારીઓ બીજાં બધાં કાર્યોનો તત્ક્ષણ ત્યાગ કરીને, ભગવાનના દર્શનની તીવ્ર ત્વરાને લીધે વસ્ત્ર વિભૂષણોને વિપરીતપણે જેમનેમ પહેરી લઇને, પ્રહર્ષવેગથી હવેલીઓના ઉપલા માળ

भरणा गवाक्षस्थिरेक्षणैस्तं पपुरानमन्त्यः ॥५५॥ नानोपहारैर्वणिजोऽतिहर्षात्सम्माननं तस्य च तत्र तत्र । समाचरन्नुज्झितपण्यकार्या भावेन भक्ता इव भक्तिनम्राः ॥५६॥ विप्राश्च तं साक्षतचन्दनेन पुष्पैः सहारैरभिवादनैश्च । समर्चयामासुरुदारभावा उच्चैश्च सामानि जगुः सुकण्ठाः ॥५७॥ सम्मानयन् पौरजनान् यथार्हं बद्धाञ्जलीन् स्वाननदत्तनेत्रान् । स्वामी नवावासमुपेत्य राजंस्ततः शनैरुत्तरति स वाहात् ॥५८॥ गृहीत्वाथानन्दमुनेः पाणिं पाणौ स सर्वतः । अपश्यन्मन्दिरं नूत्नं शिल्पिनः प्रशशंस च ॥५९॥ ततो

ઉપર ચઢીને જાળીયામાં નિશ્ચળ નેત્રવૃત્તિવાળી થઇને, તે નેત્રોથી બહુ નમતી થકી તે ભગવાનને પાન કરવા લાગી, એટલે ભક્તિભાવને જણાવનારા નેત્રોથી ભગવાનને નમતી ( નમ્ર ભાવવાળી ) હોય એમ તેમના દિવ્ય અવયવોની શોભાને અનુભવ કરવા લાગી. અથવા હાથ જોડીને નમસ્કાર કરતી થકી નેત્રોવડે ભગવાનને પાન કરવા લાગી. અથવા હવેલીઓ બહુ ઉંચી હોવાથી નીચી નમીને નેત્રોવડે જોવા લાગી ॥૫૫॥ રસ્તામા તેતે બજારોમાં વ્યાપારીઓએ પોતાનો વેચાતું લેવા દેવાનો બધો વ્યાપાર પરિત્યાગ કરીને ( હડતાળ પાડીને ) નાનાવિધ ઉપચારોવડે ભક્તિપૂર્વક પ્રહર્ષથી તે ભગવાનનુ ભારે સન્માન, બહુકાળથી તેમના ચરણનો સમાશ્રય પામી રહેલા જનોજ જેમ કરે એમ કર્યું ॥૫૬॥ વળી વિપ્રોએ તે સમયે ભગવાનવિષે મહાભાવવાળા થઈ ઉચ્ચ મધુર સ્વરથી બૃહદ્રથતરાદિ સામોને ગાતા થકા અક્ષતસહિત ચદન, પુષ્પહાર અને પ્રણામાદિક ઉપચારોવડે તે ભગવાનની ભારે પૂજા કરી ॥૫૭॥ પછી સર્વસ્વામી શ્રીહરિ એ હાથ જોડીને ઉભા રહેલા, પોતાના મુખકમળની સન્મુખ એકાગ્ર દૃષ્ટિ રાખી રહેલા, ભક્તિભારથી અતિનમ્ર ગાત્રવાળા એવા તે પુરવાસી જનોને યથાયોગ્ય સન્માન કરતા થકા નવાવાસ નામની પોળને ( શેરી ) પામીને ઘોડા થકી ધીમે રહીને ઉતર્યા ॥૫૮॥ અનંતર આનંદાનદમુનિના હસ્તને પોતાના હસ્તથી ઝાલીને ભગવાને તે નવીન મદિર ચોમેર ફરીને જોયું. જોઇને

मुहूर्तं तत्रासौ न्यपीदद्भक्तमण्डले। प्राहेहेदृग्मन्दिरं तु जातं नारायणेच्छया ॥६०॥ प्रतिष्ठाविधिनिष्णातान् विप्रान् पृष्ट्वाथ सर्वदाः। आहारयामास शुभानुपहारांश्च नागरैः ॥६१॥ ततः स्वस्थानमभ्येत्य निपसादोच्च आसने। तद्दर्शनार्थमाजग्मुः सायाह्ने च पुरौकसः ॥६२॥ दर्शनं तस्य कर्तुं च प्रत्यहं तत्पुराधिपः। आयाच्च प्राञ्जलिस्तस्थौ पुरतस्तस्य दासवत् ॥६३॥ नृपं स मानयामास यथार्हं सोऽपि तं तथा। भूमिदानगुणं तस्य प्रशशंस हरिस्तदा ॥६४॥ यत्ते कार्यं भवेत्तन्मे वाच्यं दासोऽस्मि ते प्रभो!। इत्युक्त्वा च तमानम्य नृपतिः स्वालयं ययौ ॥६५॥ नामसङ्कीर्तनं कृत्वा ततः

---

પ્રસન્ન થઈને શિલ્પિઓની બહુ પ્રશંસા કરી ॥૫૯॥ તે પછી શ્રીહરિ મંદિરના સમીપ પ્રદેશમાંજ ભક્તજનમંડળના મધ્યમાં મુહૂર્તમાત્ર બેસીને એમ બોલ્યા કે–આ શ્રીનગરમાં આવું રમણીય મંદિરતો શ્રીનારાયણના સંકલ્પથીજ થયું છે (નહિ તો ન થાય) ॥૬૦॥ એમ કહીને ભગવાને ભગવત્પ્રતિષ્ઠાવિધિમાં પ્રવીણ એવા પ્રાણગોવિંદ પ્રમુખ વિપ્રોને પુછીને તેમણે કહેલી પ્રતિષ્ઠોપયોગી ઉત્તમ સમગ્ર સામગ્રી તે નાગરિક ભક્તલોકો પાસે મગાવરાવી ॥૬૧॥ ત્યાર પછી ભગવાન્ શ્રીહરિ નગરથી બહાર વર્તતા પોતાના નિવાસસ્થાનને પામીને અત્યુન્નત આસન (પાટ) ઉપર બેઠા દ્વાદશીના સાયાહ્નસમયે તેમનાં દર્શન કરવા પુરવાસી જનો (હાથમાં વિવિધ ભેટ સામગ્રી લઈને) આવ્યા ॥૬૨॥ તે પુરના અધિપ (કલેક્ટર) પણ તેમનાં દર્શન કરવા સાયસમયે આવ્યા. આવીને પ્રણામ કરીને તેમની આગળ હાથ જોડીને દાસની પેઠે ઉભા રહ્યા ॥૬૩॥ પછી તે ભગવાને તે નૃપતિને યથાયોગ્ય માન આપ્યું અને તેમના મંદિરમાટે ભૂમિઅર્પણરૂપ ઉપકારની પ્રશંસા કરી તે નૃપતિએ પણ તે ભગવાનને યથાયોગ્ય માન આપવાપૂર્વક કહ્યું કે–આપને જે કાંઇપણ કામકાજ હોય તે મને આજ્ઞા કરવી તે હું કરવા તૈયાર છું. હે પ્રભો! 'આ આપનો દાસ છે' એમ આપે જાણવું. એમ કહીને તે રાજા ભગવાનને પ્રણામ કરીને પોતાને ઉતારે ગયા ॥૬૪-૬૫॥ પછી સતાપતિ શ્રીહરિએ ભગવાનનું નામસંકીર્તન કરીને, સર્વ પુરજનોને

कृष्णस्य सत्पति । पौरान् विसृज्य स्वावासे विधिं सान्ध्यं समाचरत् ॥६६॥ सभायां प्रत्यहं तस्य माहात्म्यं पूर्तकर्मण । वदतस्तत्र षट् घस्रा व्यतीयुर्नृपसत्तम ! ॥६७॥ वादित्रघोषैर्विविधैश्च गीतै सकौतुकं स्वस्वगृहांश्च नीत्वा । पौरा प्रभुं तं विविधोपचारैः सम्पूजयामासुरवाप्तकामा ॥६८॥ सन्तोषयन्सर्वजनान् हरिश्च तदर्पितं पत्रमपि स्वदोष्णा । गृह्णन् स वै स्वाश्रितजीववृन्दं संस्थापयामास च धर्ममार्गे ॥६९॥ नानाग्रामपुरेभ्यश्च पुंसां स्त्रीणां च सर्वत । आजग्मुस्तत्र यूथानि द्रष्टुं तमनुवासरम् ॥७०॥ द्वितीयायां तु भगवान् प्रतिष्ठाविधिसिद्धये । पूर्वावासे नवावासे स्वावासमकरोत्पुरे ॥७१॥ विविज्ञा ब्राह्मणास्तत्र स्वस्ति

---

નગરમા જવાની આજ્ઞા આપીને, પોતાના ઉતારામા આવીને પોતે સાયસધ્યોચિત વિધિ કર્યો ॥૬૬॥ હે નૃપસત્તમ ! સભામા ભગવન્મદિરાદિ કરાવવારૂપ પૂર્તકર્મનુ માહાત્મ્ય પ્રતિદિન વિશેષપણે નિરૂપણ કરતા તે ભગવાનને છ દિવસો ત્યા (પુર થકી બહાર નિવાસમા) વીતિ ગયા ॥૬૭॥ તેજ દિવસોમા ભગવાનને વિવિધ વાજીત્રઘોષો અને વિવિધ ગીતોની સાથે (વાજતે ગાજતે) બહુ ઉત્સાહથી પૌરભક્તો પોતપોતાને ઘેર પધરાવીને, નાનાવિધ ઉપચારોવડે પરા ભક્તિથી તેમનુ પૂજન કરીને સપૂર્ણ મનોરથ વાળા થયા ॥૬૮॥ ત્યારે ભગવાન પણ 'આ સધન છે, આ નિર્ધન છે' એવો વિભાગ કર્યા વિના જે ભાવભીના હૃદયવાળા હતા તે સર્વકોઇને આનંદિત કરવા તેમણે અર્પેલા પત્રને પણ સાક્ષાત્ હાથવડે પ્રેમથી સ્વીકારતા થકા સર્વકોઇને ધર્મમાર્ગમા સસ્થાપન કરવાપરાયણ થયા ॥૬૯॥ નાનાગ્રામો થકી તથા નાનાનગરો થકી ભગવાનના ચરણકમળના દર્શન કરવાની ઉત્કટ ઉત્કંઠાથી પુરૂષો અને સ્ત્રીઓના વૃદો પ્રતિદિન શ્રીનગરમા આવતા હતા ॥૭૦॥ ભગવાન શ્રીહરિએ દ્વિતીયાને દિવસે તો આવને દિવસે કરવામા આવનાર દેવપ્રતિષ્ઠાવિધિની સિદ્ધિ માટે પોતે પૂર્વે જ્યા નિવાસ કર્યો હતો એવા, પુરની અદર વર્તતા નવાવાસમા નિવાસ કર્યો ॥૭૧॥ અનંતર વિધિજ્ઞ વિપ્રોએ ભગવાનની અનુજ્ઞાથી પ્રતિષ્ઠાને પૂર્વદિનેજ સ્વસ્તિવાચનપૂર્વક

वाचनपूर्वकम् । कृत्वा ग्रहमखं चनुः पूर्वेऽङ्गभूतेवाधिवासनम् ॥७२॥ तृतीयायां मण्डलेषु दर्शनीयेषु वेदिका । अङ्गप्रधानदेवानामर्चनं तमकारयन् ॥७३॥ नरनारायणस्याथ प्रतिष्ठां ते यथाविधि । कारयित्वा महापूजां वेदमन्त्रैरकारयन् ॥७४॥ गीतवादित्रनिर्घोषो द्विजानां ब्रह्मघोषयुक् । सकलां व्यानशे काष्ठास्तालिकाध्वनिना तदा ॥७५॥ नीराजनं हरिः कृत्वा नरनारायणस्य च । मुहूर्तमीक्षमाणस्तं तस्थौ तत्पुरतः स्थिरः ॥७६॥ तन्मूर्तियुगलं तर्हि भूरि तेजोमयं जनाः । सर्वेऽपि दृष्ट्वा परमं विस्मयं लेभिरे नृप ! ॥७७॥ तं नत्वा बहिरेत्याथ हविर्भिः सकलान् सुरान् । तर्पयित्वा

ग्रहमख करीने, प्रतिष्ठाना अंगभूत अधिवासनादि कर्म पण कर्युं ॥७२॥ पछी संवत १८७८ ना फाल्गुन शुकल तृतीया तिथिए प्रात काळे वैदिक प्राणगोविंदप्रमुख विप्रोए रमणीय मंडळोमा यथाविधि अंगदेवताओ अने प्रधानदेवताओनु अर्चन श्रीहरिपासे कराव्यु ॥७३॥ ते पछी ते वैदिक विप्रोए नरनारायणनी प्रतिष्ठा यथाविधि करावीने पछी तेमनी महापूजा वैदिक मंत्रोवडे श्रीहरिपासे करावी ॥७४॥ ते समये वैदिक विप्रोए उच्चारण करेला वेदमंत्रोना घोषे सहित अने भक्तजनोए करेला हस्तताळना ध्वनिए सहित एवो गीतवादित्रोनो घणो घोष समस्त दिशाओमा व्यापी गयो ॥७५॥ पछी भगवान् श्रीहरि प्रतिष्ठा करेला ते श्रीनरनारायणनी स्वयं महाआरती करीने, मुहूर्तपर्यंत एकाग्र दृष्टिथी ते अर्चारूप नरनारायणने निरीक्षण करताथका स्थिरवृत्तिवाळा थइ तेमनी सन्मुख उभा रह्या ॥७६॥ हे नृप! ते समये ते बन्ने अर्चामूर्तिओ साक्षात् पोताना रूपथी प्रादुर्भवी होय एम निरवधि तेजोमय निहाळीने सर्वकोइ पण जनो परम विस्मय पामी गया ॥७७॥ ए रीते भगवान् स्वस्वरूपनु सान्निध्य जे तेजोविशेष लक्षणथी लक्ष थायछे तेने तेमा आविर्भाव करावीने ते पछी ते प्रतिमारूप श्रीनरनारायणदेवने साष्टांग प्रणाम करीने, मंदिर थकी बहार मंडपमा आवीने ते वरेला विप्रोपासे प्रतिष्ठाविधिना अंगभूत सर्व देवोने घृतादि हुतद्रव्योवडे तृप्त (अग्निमा ते ते देवना

द्विजवरैः पूर्णाहुतिमजूहवत् ॥७८॥ कर्माचार्याय च ततो दक्षिणां तदभीप्सिताम् । ऋत्विग्भ्यश्च हरिः प्रादाद्विप्रेभ्यो भूयसीमपि ॥७९॥ तत आरुह्योच्चपीठं जनसङ्घाननेकशः । किञ्चिद्विवक्षुरकरोत् तूर्ष्णीं तान् करसंज्ञया ॥८०॥ तदैव मौनमालम्ब्य स्वाननार्पितदृष्टिषु । स्थितेषु तेषु सर्वेषु स ऊर्ध्वैककरोऽब्रवीत् ॥८१॥ श्रीनारायणमुनिरुवाच—सर्वे शृण्वन्तु मद्वाक्यं जना ! वच्मि हितं हि वः । अस्माकमिष्टदेवोऽस्ति श्रीकृष्णः पुरुषोत्तमः ॥८२॥ तेजोमण्डलमध्यस्थो गोलोके यः स एव हि । श्रेयसे सर्वभूतानां प्रादुर्भूतोऽस्ति भूतले ॥८३॥ धर्मदेवेन मूर्त्या च ध्यातोऽतिदृढभक्तितः । प्रादुर्भूतस्तयोरङ्गाद्द्विरूपो वर्णिवेषधृत् ॥८४॥

નામથી આહુતિ આપવાવડે અતિતૃપ્ત ) કરીને, ભગવાને પૂર્ણાહુતિ કરાવી ॥૭૮॥ પછી પ્રતિષ્ઠાકર્મમા આચાર્યપદવિષે રહેલા પ્રાણગોવિંદ વિપ્રને તેની ઇચ્છા મુજબ દક્ષિણા અને ઋત્વિજોને કરેલા ઠરાવ મુજબ દક્ષિણા અને બીજા પણ બહુ બ્રાહ્મણોને ઘણી દક્ષિણા ભગવાને આપી ॥૭૯॥ તદનતર સ્વય મહામૂલ્ય સમુન્નત સિંહાસનમા સરાજમાન થઇ કાઇપણ કહેવાની ઇચ્છાથી, પ્રતિષ્ઠોત્સવના પ્રહર્ષને લીધે પરસ્પર બોલતા અનેક જનસંઘોનો ચોમેર પ્રવૃદ્ધિ પામેલો જે કોલાહલશબ્દ તેને પ્રશમાવા માટે હસ્તસજ્ઞાવડે સર્વને મૌનધારી કરી દીધા ॥૮૦॥ તેજ ક્ષણમાં સર્વકોઇ જનો મૌનને અવલબીને પોતાના મુખકમળ સન્મુખજ એકાગ્ર દૃષ્ટિ રાખીને સાવધાન થઇને બેસી જતાં, ભગવાન શ્રીહરિ એક કરકમળ ઉંચો કરીને બોલ્યા॥૮૧॥

શ્રીનારાયણમુનિ કહે છે—હે જનો ! તમો સર્વકોઇ આ મારૂ વચન સાવધ મન રાખી સાંભળો, કેમકે આ તમારા તમામનુ હિત હું કહું છું ગોલોકમાં અક્ષરનામના તેજોમડળના મધ્યમા જે શ્રીકૃષ્ણ પુરુષોત્તમ આપણા ઇષ્ટદેવ વિરાજે છે તેજ પોતે ભૂતળઉપર સર્વ ભૂતોના શ્રેય-માટે ધર્મપ્રજાપતિ અને તેમની મૂર્તિ નામની પત્નીએ અતિદૃઢ ભક્તિ-પૂર્વક ધ્યાન કરતા તેમની ઉપર પ્રસન્ન થઇને તેમના અગ થકી પ્રાદુર્ભાવ પામતા નરનારાયણ એવાં બન્ને રૂપ ધારીને વર્ણિવેષરમણીય ધરાતળમા

वरदानेन सन्तोष्य तौ ततः श्रेयसे नृणाम् । नरनारायणाख्योऽसौ बदरीवनमागमत् ॥८५॥ कर्मभूमौ भारतेऽत्र मनुष्याणां स्वसंश्रयम् । प्राप्तानां भुक्तिमुक्त्यर्थं तपः कुर्वन्विराजते ॥८६॥ भूमेर्भारापनुत्यर्थं ब्रह्माद्यैः प्रार्थितः स तु । श्रीकृष्णो यादवकुले कृपयाऽऽविर्बभूव ह ॥८७॥ नरोऽर्जुनाख्यया जातः कुरुवंशे सखा हरेः । तेनार्जुनेन युक्तोऽसौ नरनारायणः स्मृतः ॥८८॥ नरनारायणः सोऽयमत्र सुस्थापितो मया । भक्त्यैतस्य नृणां श्रेयो भविष्यति न संशयः ॥८९॥ नियमेन करिष्यन्ति प्रत्यहं येऽस्य दर्शनम् । ते प्राप्स्यन्ति जना नूनं भुक्तिं मुक्तिं च वाञ्छिताम् ॥९०॥ सेवनादस्य पुत्रार्थी पुत्रं प्राप्स्यति निश्चितम् । धनं धनार्थी

---

વિરાજે છે ॥૮૨-૮૪॥ તે ધર્મ મૂર્તિને વાછિત વરદાનથી સતોષ પમાડીને પછી નરોના નિ શ્રેયસ માટે નરનારાયણ ભગવાન્ બદરીવનમા પધાર્યા ॥૮૫॥ કર્મોનુ વિલબ વિના ફળ આપનારા આ ભરતખડમા પોતાના ચરણના સમાશ્રયને પામેલા મનુષ્યોના ભોગમોક્ષની સિદ્ધિમાટે સ્વય તપશ્ચર્યા આચરતા થકા અદ્યાપિ બદરીકાશ્રમમા વિરાજે છે ॥૮૬॥ હે જના ! એજ બદરીપતિ નારાયણરૂપ ધારી રહેલા ગોલોકાક્ષરધામવાસી શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ ભગવાન્ બ્રહ્માદિ દેવોએ પ્રાર્થના કરતા ભૂમિનો ભાર ઉતારવા યાદવકુળમા કૃપાથી આવિર્ભાવ પામ્યા ॥૮૭॥ અને નારાયણના સખા તે નર કુરૂઓના વશમા અર્જુનનામથી પ્રકટ થયા માટેજ તે અર્જુને યુક્ત આ યદુનદન શ્રીકૃષ્ણ નરનારાયણ નામથી કહ્યા છે ॥૮૮॥ તે આ નરનારાયણ (પ્રતિમારૂપ) મે હાલમા આ મદિરમા પધરાવ્યા છે એમનેવિષે અનન્ય ભક્તિ કરવાથી સર્વે જનોનુ શ્રેય થશે એમા સશય નથી 'આ તો અર્ચા મૂર્તિ છે' એમ જાણીને તેમના થકી તેમનો ભેદ ન સમઝવો, કેમકે એજ આમા પોતાના રૂપથી વિરાજમાન છે ॥૮૯॥ જે જનો આ શ્રીનરનારાયણના દર્શન પ્રતિદિન નિયમથી કરશે તેઓ આ લોકમા ભોગસુખને પામીને પર લોકમા નિશ્ચે નિ શ્રેયસસુખને પામશે ॥૯૦॥ આ શ્રીનરનારાયણના ભક્તિ પૂર્વક કરેલા સેવનથી પુત્રાર્થી પુત્રને, ધનાર્થી ધનને, વિદ્યાર્થી વિદ્યાને

विद्यार्थी विद्यां कामं च कामुकः ॥९१॥ एतस्याराधनादिच्छा सर्वा पूर्णा भविष्यति। निष्कामाः सेवनादस्य तरिष्यन्ति भवाम्बुधिम् ॥९२॥ श्रीमद्भागवतादीनां सच्छास्त्राणां तु ये बुधाः। करिष्यन्ति पुरश्चर्यां गायत्र्या वास्य मन्दिरे ॥९३॥ सर्वे मनोरथास्तेषां सफला भाविनः किल । इह लोके परस्मिन्वा तेषां न्यूनं न किञ्चन ॥९४॥ उत्तराफल्गुनीऋक्षे फाल्गुने मासि दर्शनम्। देशान्तरस्थैरप्येत्य कार्यमस्याखिलार्थदम् ॥९५॥ सुव्रत उवाच—इत्याकर्ण्य हरेर्वाक्यं जनाः प्राञ्जलयो नृप ! । तथेति जगृहुः सर्वे चक्रुः कृष्णेक्षणं ततः ॥९६॥ विप्रांश्च भोज्यैः स सहस्रशोऽथ तदीप्सितैस्तोषयति स्म तत्र । दानैरनेकैरपि दक्षिणाभिर्ब्रह्मण्यदेवो भगवानुदारः ॥९७॥ अनेक-

અને કામાર્થી કામને નિશ્ચે પામશે, (જેને જે ઇચ્છે તે તેને પામશે) ॥૯૧॥ એમનાજ આરાધનથી સર્વ સંકલ્પ સંપૂર્ણ થશે સર્વ કામોને ત્યાગ કરીને અનન્યભક્તિથી એમનુ સેવન કરનારા જનો સંસારસાગરને તરી જશે ॥૯૨॥ જે બુધજનો શ્રીમદ્ભાગવતાદિ સચ્છાસ્ત્રની અથવા ગાયત્રી આદિકની પુરશ્ચર્યાને આ મંદિરમા કરશે તેમનું અખિલ અભીષ્ટ આલોક પરલોકમાં 'જલદી નિશ્ચે સિદ્ધ થશે. તેમને મનોરથોમાં કાઇપણ ન્યૂન રહેશે નહિ' ॥૯૩-૯૪॥ ફાલ્ગુન માસમાં ઉત્તરાફલ્ગુની નક્ષત્રમાં (કરવાના પુષ્પદોલોત્સવને દિવસે ) દેશાંતરમાં રહેનાર પણ જનોએ અહીં આવીને આ નરનારાયણનુ દર્શન કરવુ તેથી અખિલ અર્થની સિદ્ધિ થાય ॥૯૫॥

સુવ્રતઋષિ કહે છે—હે નૃપ ! આવું ભગવાનનુ તે વચન સાંભળીને સર્વ ભક્તજનો બે હાથ જોડીને 'જેમ તમો કહો છો તેમ અમો કરીશું' એમ કહીને તેઓએ તેમનુ વચન મસ્તકે પ્રતિગ્રહ કર્યું. એમ તેમનું વચન પ્રતિગ્રહ કરીને શ્રીનરનારાયણ અર્ચારૂપ કૃષ્ણના દર્શન ભક્તિથી કર્યાં ॥૯૬॥ અનંતર તે દિવસે પ્રતિષ્ઠામહોત્સવને અંતે હજારોહજાર બ્રાહ્મણોને તેમને ઇપ્સિત ભોજનોવડે, વિવિધ દાનોવડે અને પૂર્ણ દક્ષિણાઓવડે તે આ મહોદાર બ્રહ્મણ્યદેવ (બ્રાહ્મણોના હિતપરાયણ દેવ) ભગવાન્ શ્રીહરિએ

देशेभ्य उपागतानां वृन्दैर्नराणामपि योषितां च। वादित्रगीतध्वनिनादिताशैः सुसङ्कुलं तन्नगरं तदासीत् ॥९८॥ स्वावासमेत्य स ततो नगरोपकण्ठे स्नात्वा स्वसोदरनिवेशन आश रात्रौ। चक्रे ततश्चतुरशीतिमपि द्विजानां ज्ञातींश्च भोजयितुमेव मनो महात्मा ॥९९॥ ततोऽपरेद्युः सकलान् स पौरानागन्तुकांश्चाखिलविप्रसङ्घान्। सुभोजयामास पुराद्बहिस्तत्सरोवरं चाभित आशुकारी ॥१००॥ यथेष्टसर्पिर्ग्रहनोदितानां घृतप्रियाणां नृप ! गौर्जराणाम्। तत्रोत्सवोऽभूत्सुमहान् द्विजानां सयोषितां भूरि मुदाश्नतां वै ॥१०१॥ तान्भोजयित्वाथ च दक्षिणाभिः स तोषयित्वा च गृहान्विसृज्य।

---

संतुष्ट कर्या ॥९७॥ ते समये अनेक देशो थकी आवेला नरोना वादित्र घोषोथी अने नारीओना मधुर गीतध्वनिओथी ते नगर व्याप्त थई गयु अने ते नरनारीओना संघोए करीने ते नगर अतिसंकुळ (भारे भीड वाळु) थई गयु हतुं ॥९८॥

ते पछी श्रीहरि नगर थकी बहार नजीकमाज वर्तता पोताना उतारने पामीने, स्नान करीने पोताना सहोदरना उतारामां रात्रिए जम्या पछी ते आ उदार हृदयवाळा भगवाने ब्राह्मणोना चोराशी ज्ञातिभेदने पण जमाडवानो संकल्प कर्यो ॥९९॥ संकल्पने अनुसारे बीजेज दिवसे तेटला विप्रोना भोजनमा पर्याप्त समग्र भोज्य सामग्री जलदी तैयार करी ते आ जलदी कार्यकारी (भगवानने संकल्प थकी बीजो लेश विलंबज नथी) भगवाने सर्व पुरवासी विप्रो अने ग्रामांतरथी आवेला विप्र संघोने त्याज कांकरीया सरोवरनी चोगरदम जमाड्या ॥१००॥ हे नृप ! ते समये 'यथेष्ट आ घृत ग्रहण करो ग्रहण करो' एम श्रीहरिए प्रेरणा करेला, पुष्कळ घृतभक्षणमा प्रीतिवाळा, गुजरात देशना विप्रोने स्त्रीजनो साथे अत्यानंदथी गळापर्यंत जमता अतिमहान् उत्सव (भोजनानंद) थयो हतो ॥१०१॥ ते सर्व विप्रोने बहु जमाडीने पछी दक्षिणाओवडे संतोष पमाडीने ते सर्वेने पोतपोताने घेर जवानी अनुज्ञा आपीने स्वयं भगवान् आमलीओना वृक्षोनी पंक्तिओवडे चोमेर व्याप्त एवा बहारना

सतिन्तिडीराजिपरिश्रिते स्वे सुखं न्यषीदद्धरिरुच्चपीठे ॥१०२॥ एकस्मिन्नेव दिवसे पौराश्चान्ये सहस्रशः । ब्राह्मणा भोजितास्तेने-त्याश्चर्यमभवन्नृणाम् ॥१०३॥ सर्वेषामपि लोकानां तदानन्दो महानभूत् । आबालवृद्धं हि जना जगुस्तस्यैव तद्यशः ॥१०४॥ पूजोत्सवव्यवस्थां च सम्प्रदायानुसारतः । पञ्चम्यां कारयामास नरनारायणस्य सः ॥१०५॥ तस्मिन्नेव दिने भुक्त्वापराह्णे सानुगस्ततः । नरनारायणं नत्वा निर्ययौ स सतां पतिः ॥१०६॥ आनन्दितान् स्वेन मुदानुयातो निवर्तयित्वा पुरवासिनोऽसौ । सार्कं स्वकीयानुचरैरथायान्नारायणो दुर्गपुरं नरेश ! ॥१०७॥ सङ्गतान्बहुश आत्मसंश्रितान् पुष्पदोलमहदर्शनाय च । वीक्षणेन

પ્રદેશમા સસ્થાપેલા પોતાના સમુન્નત સિંહાસનમા સુખેથી વિરાજમાન થયા ॥૧૦૨॥ ભગવાન્ સ્વામિનારાયણે એકજ દિવસે હજારોહજાર પુરવાસી વિપ્રો અને આગતુક અગણિત વિપ્રો જમાડી દીધા, એમ આ તો સર્વ કોઇ જનોને અત્યાશ્ચર્યકારી લાગ્યું કેમકે પૂર્વે તેવુ ક્યારેયપણ બન્યુ ન હતુ તે સમયે સર્વ કોઇ જનોને આથી મહાન્ આનદ ઉપજ્યો હતો આબાલવૃદ્ધ બધાય જનો તે ભગવાન્ સ્વામીનારાયણનુ તે યશ (નરનારાયણની પ્રતિષ્ઠા કરી અને એકજ દિવસે અનત બ્રાહ્મણો જમાડ્યા તેરૂપ કીર્તિ) માર્ગે માર્ગે સર્વ કાળ ગાવા લાગ્યા ॥૧૦૩-૧૦૪॥ અનતર ભગવાને પંચમી તિથિએ પ્રતિદિન કરવાનો નરનારાયણનો પૂજાપ્રકાર અને ઉત્સવપ્રકારની વ્યવસ્થા પોતાના ઉદ્ધવ સમ્પ્રદાયને અનુસારે કરાવી ॥૧૦૫॥ તેજ દિવસે જમીને અપરાહ્ન સમયે તે સતાપતિ શ્રીહરિ નરનારાયણદેવને નમસ્કાર કરીને (ઉત્થાન પછી) પોતાના અનુયાયિવર્ગની સાથે અમદાવાદ થકી ચાલી નીકળ્યા ॥૧૦૬॥ હે નરેશ! સ્વય શ્રીનારાયણમુનિ પોતે દર્શનદાન મેવાસ્વીકાર વિગેરેવડે આનદ પમાડેલા, હર્ષવેગથી પોતાની પાછળ વળાવા આવેલા અમદાવાદવાસી સર્વ સત્સગિસમાજને સદુપદેશ અભિનદનાદિકવડે જેમ તેમ પાછા વાળીને, પોતાના ઉત્તમ સોમ સૂરાદિ અનુચરવર્ગની સાથે દુર્ગપુરને પામ્યા ॥૧૦૭॥ ત્યા પુષ્પદોલોત્સવના દર્શન

पुरि तत्र नन्दयन्नेत्य स स्ववसतिं मुपाविशत् ॥१०८॥ योषितस्त मग्लोक्य सादरं वीततद्विरहवेदनास्तदा । एत्य तं च निकषा वचन्दिरे लेभिरे बहुमुदं जयादयः ॥१०९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे श्रीनरनारायणप्रतिष्ठानिरूपणनामा पञ्चविंशोऽध्यायः ॥२५॥

सुव्रत उवाच—प्रागेवागमनात्तस्य तत्राभूवन् नृपाऽऽगताः । भुजङ्गपुर्या गाङ्गेयमुख्या भक्तास्तदीक्षकाः ॥१॥ तं दृष्ट्वा परमानन्दं प्राप्तास्ते तत्र चावसन् । सन्मानिता उत्तमेन हरिणा च कृतादराः ॥२॥ दोलोत्सवोऽथ हरिणा महांस्तत्र स कार्यते । तदन्ते स्वस्य

કરવા દેશાંતર થકી આવેલા અનેક આત્મીય ભક્તોને વીક્ષણ-પોતાના ચરણકમળના દર્શનદાનથી આનંદ આપતા અથવા કૃપાપ્રેમગર્ભિત નિરીક્ષણથી આનંદ આપતા ભગવાન્ શ્રીહરિ ઉત્તમ નૃપના દરબારમાં વર્તતા પોતાના નિવાસ ભવનને પામીને પોતાના પર્યંકમાં સુખેથી વિરાજમાન થયા ॥૧૦૮॥ તે સમયે જયાપ્રમુખ પરમભક્ત વનિતાઓ ભગવાનને આદરથી અવલોકીને, તેમના વિરહની વેદનાએ વિરહિત થઇ, તેમની નજીકમાં આવી પગાગ પ્રણામ કરી પરમ આનંદને પામી ॥૧૦૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે શ્રીનગરે શ્રીનરનારાયણપ્રતિષ્ઠા-નિરૂપણનામા પંચવિંશોऽધ્યાયઃ ॥૨૫॥

## [1]અધ્યાય ૨૬ મો.

સુવ્રતઋષિ કહે છે—હે પ્રતાપસિંહ નૃપ ! શ્રીનગર થકી ભગવાનના પધારવા પહેલાંજ તે દુર્ગનગરમાં ભુજગનગરથકી ગંગારામ મલ્લપ્રમુખ ભક્તજનો ભગવાનના દર્શન કરવા આવીને રહ્યા હતા ॥૧॥ ત્યાં પધારેલા તે ભગવાનના દર્શન કરીને તેમની પરિચર્યાની પ્રાપ્તિથી પરમાનંદ પામેલા તેઓ તે શ્રીહરિએ આદરપૂર્વક અવલોક્યા થકા અને ઉત્તમ નૃપતિએ

१ આ અધ્યાયમાં ભગવાને ભુજનગરમાં કરેલી નરનારાયણની પ્રતિષ્ઠાનો અનુવાદ કર્યો છે

मासीनं नत्वा गाङ्गेय आह तम् ॥३॥ भगवन् ! नगरेऽस्माकं नर-
नारायणालयम् । कारय त्वं वयं सेवां करिष्यामो धनादिना ॥४॥
मनोरथोऽयं सर्वेषां पौराणां भवति प्रभो ! । त पूरय समर्थोऽसि
त्वदीयाः स्मो वयं यत ॥५॥ इत्थ तेनेतरैश्चापि प्रार्थ्यमानो निजा
श्रितैः । स्वचिकीर्षितमेवेति तत्तथेत्यन्वमोदत ॥६॥ ततश्च वैष्ण
वानन्दं मुनिं नारायणोऽब्रवीत् । भुजङ्गनगरं गच्छ त्वं सहैतैः
समण्डलः ॥७॥ तत्र देवालयं रम्यं कारयोत्तमशिल्पिभि । जाते
देवप्रतिष्ठार्थमहमेष्यामि तत्र वै ॥८॥ एवमुक्तस्तथेत्याह स मुनि
प्राञ्जलि प्रभुम् । हर्षमापुश्च ते सर्वे भुजङ्गनगरौकसः ॥९॥ सम-

સન્માન કર્યાં થકા ત્યાંજ સુખેથી રહ્યા ॥૨॥ ત્યાં ભગવાને મહાન્ હોલોત્સવ કરાવ્યો, તે ઉત્સવને અંતે સ્વસ્થપણે બેઠેલા ભગવાનને નમસ્કાર કરીને ગગારામપ્રમુખ ભક્તો બોલ્યા ॥૩॥ હે ભગવન્ ! અમારા નગરમા નર નારાયણનુ મંદિર કરાવાને આપ યોગ્ય છો અમો તેમા ધનાદિવડે અપેક્ષિત સમસ્ત સેવા કરીને ધનને સાર્થક કરવા ઇચ્છીએ છીએ, કેમકે ધનનુ ધર્મજ એક ફળ માન્યુ છે ॥૪॥ હે પ્રભો ! વળી આ મનોરથ અમારા એકલાનોજ નથી પરંતુ પુરવાસી સર્વ કોઇનો વર્તે છે અમારે આપજ એક શરણ છો, તો આપનાજ એક શરણને પામેલા અમારો આ મનોરથ પરિપૂરણ કરવાને આપ યોગ્ય છો ॥૫॥ હે રાજન્ ! આ પ્રકારે તે ગગારામે અને બીજા સુંદરજી હીરજી આદિક નિજાશ્રિતોએ પ્રાર્થના કરેલા ભગવાને 'આ તો મેં કરવા ધારેલુંજ છે' એમ કહીને 'તથાસ્તુ' એમ તેને અનુ મોદન આપ્યુ ॥૬॥ ત્યારપછી નારાયણમુનિએ વૈષ્ણવાનંદમુનિને કહ્યુ કે- હે મુને ! તમે મંડળસહિત આ ભક્તોસાથે ભુજનગર જાવ ॥૭॥ ત્યાં ઉત્તમ શિલ્પિ( કારીગરો )ઓ પાસે રમણીય દેવાલય કરાવો હુ તો મંદિર નિષ્પન્ન થતા દેવપ્રતિષ્ઠાર્થે તે સમયે ત્યાં આવીશ ॥૮॥ હે રાજન્ ! એ રીતે શ્રીહરિએ કહેલું વચન વૈષ્ણવાનંદમુનિ સાભળીને બે હાથ જોડીને હર્ષથી 'જેમ તમો કહો છો તેમ હું કરીશ' એમ પ્રભુપ્રતિ બોલ્યા આથી ભુજ નગરના નિવાસી તે સર્વે ભક્તજનો પરમ હર્ષ પામ્યા ॥૯॥ અનંતર તે

षडलेन मुनिना सह तेनाथ ते हरिम्। प्रणम्य जग्मु' स्वपुरं चिन्तयन्तस्तमेव हि ॥१०॥ स मुनिः कारयामास मन्दिरं तत्र शोभनम्। शिल्पशास्त्रानुसारेण वर्षेणैकेन भूपते ! ॥११॥ दुर्गपत्तनसंस्थोऽथ नारायणमुनिस्तु सः। श्रोतुमारम्भयामास महाभारतमादितः ॥१२॥ चैत्रस्य शुक्लपञ्चम्या आरभ्यापरचैत्रिके। हरी रामनवम्यां तन्निर्विघ्नेन समापयत् ॥१३॥ श्रुत्वा यथाविधानं तद्वाचकाय तु दक्षिणाम्। यथेष्टं प्रददौ स्वामी वासोभूषाश्च भूरिशः ॥१४॥ ब्राह्मणान्भोजयामास दशम्यां स सहस्रशः। ततोऽन्यस्मिंस्तु दिवसे विमलोत्सवमाचरत् ॥१५॥ तन्मासपौर्णमास्यां च भुजङ्गनगराद्धरिम्। दूत एत्याऽऽहाहिपुरे निष्पन्नं मन्दिरं प्रभो ! ॥१६॥ प्रतिष्ठापय तत्रैत्य नरनारायणं हरे !। इत्यस्ति प्रार्थितं नृणां भुजङ्गपु

ભક્તો ભગવાનની આજ્ઞા થતા સમડળ મુનિની સાથે ભગવાનને પ્રણામ કરીને તેમનેજ હૃદયમા સભારતા થકા પોતાને પુરે ગયા ॥૧૦॥ હે ભૂપતે! તે વૈષ્ણવાનદમુનિએ ભુજનગરમા શોભાયમાન મદિર યથાશાસ્ત્ર કુશળ શિલ્પિઓ પાસે એક વર્ષમા તૈયાર કરાવ્યુ ॥૧૧॥ વૈષ્ણવાનદમુનિને ભુજનગર મોકલ્યા પછી નારાયણમુનિએ તો દુર્ગપત્તનમા રહીને મહાભારત સર્વને આદિપર્વથી આરભીને સંભળાવવા પોતે સાભળવાનો આરભ કર્યો ભગવાનની સમગ્ર પણ ધર્માચરણમા જે પ્રવૃત્તિ છે તે બીજાઓને તેમા પ્રવર્તાવવા માટેજ છે ॥૧૨॥ સવત્ ૧૮૭૮ ની ચૈત્રશુકલ પચમી તિથિએ આરંભેલા તે ભારત શ્રવણની બીજા ચૈત્રમાસની (સવત ૧૮૭૯ ના) શુકલ નવમીએ (શ્રીરામનવમી) નિર્વિઘ્ન સમાપ્તિ કરી ॥૧૩॥ ભગવાને એ રીતે મહાભારત યથાવિધાન સાભળીને તેના વક્તા પ્રયાગજીત્ વિપ્રને યથેષ્ટ દક્ષિણા વસ્ત્ર આભરણાદિ બહુ આપ્યુ ॥૧૪॥ દશમીએ ભારતશ્રવણ સમાપ્તિના અગપણે હજારોહજાર બ્રાહ્મણોને જમાડ્યા તે થકી બીજે દિવસે (એકાદશીએ) શ્રીહરિએ વિમલા એકાદશીનો મહોત્સવ કર્યો ॥૧૫॥ તે પછી તેજ માસ (ચૈત્ર) ની પૂર્ણિમા તિથિએ ભુજનગર થકી મોકલેલો દૂત આવીને શ્રીહરિ પ્રત્યે બોલ્યો કે—હે પ્રભો! મદિર સુદર તૈયાર થઇ ગયુ છે ॥૧૬॥ તો હે હરે!

रवासिनाम् ॥१७॥ इति दूतगिरं श्रुत्वा हरिर्दैवज्ञसत्तमम् । आहूय निश्चिकायादौ प्रतिष्ठाक्षणमुत्तमम् ॥१८॥ वैशाखशुक्लपञ्चम्यां तन्निश्चित्य स्वयं ततः । द्वितीयायां निरगमत्तत्रानुज्ञाप्य चोत्तमम् ॥१९॥ मार्गे स्वभक्तग्रामेषु वसंस्तत्पुरमाययौ । चैत्रकृष्णत्रयोदश्यां हयारूढः सहानुगः ॥२०॥ प्रत्युद्गतः पौरजनैः प्रेमसास्रविलोचनैः । प्रविश्य तत्पुरं तत्र मन्दिरान्तिक आवसत् ॥२१॥ पौराः शुश्रूषणं तस्य चक्रुः सर्वेऽपि सादरम् । आहारयामास देवप्रतिष्ठोपस्करान् हरिः ॥२२॥ यथाकालं ततश्चक्रे नरनारायणस्य सः । मन्दिरे स्थापनं तस्मिन् यथा श्रीनगरे तथा ॥२३॥ महद्भिरेव सम्भारैः शास्त्रोक्तविधिना नृप ! । चकार दुष्करं भूपैः स प्रतिष्ठामहोत्सवम् ॥२४॥ ब्राह्मणान् सकलान् पौरानन्यांश्चागन्तुकानपि । यथेष्टं

આપ ત્યાં પધારીને નરનારાયણની પ્રતિષ્ઠા કરવાને યોગ્ય છો. આવી સર્વે કોઇ ભુજગનગર નિવાસી હરિજનોની પ્રાર્થના છે ॥૧૭॥ હે રાજન્ ! આવી દૂતની વાણી સુણીને ભગવાને શ્રેષ્ઠ જ્યોતિષી મયારામભટ્ટને બોલાવીને તેદ્વારા શુભ પ્રતિષ્ઠા મુહૂર્તનો વૈશાખશુક્લ પચમી તિથિએ નિશ્ચય કરીને, ઉત્તમ નૃપને 'તમારે તો અહીંજ રહેવુ' એમ અનુજ્ઞા કરીને, પોતે અશ્વ-ઉપર બેસીને અનુયાયી જનોથી વીંટાઇને ચૈત્ર કૃષ્ણ દ્વિતીયાએ દુર્ગપત્તન થકી ભુજગપત્તન જવા માટે નીકળ્યા. તેતે ભક્તગ્રામોમાં માર્ગવિશ્રાતિ માટે અને નિત્યકર્મ કરવા માટે રહેતા રહેતા ચૈત્રકૃષ્ણત્રયોદશીએ અનુ-યાયી જનો સાથે ભુજગપુરને પામ્યા ॥૧૮–૨૦॥ આનદના આસુઓથી વ્યાસ વિલોચનવાળા પૌર જનો સામૈયુ લઇને સામા આવ્યા. તેમની સાથે શ્રીહરિ વાજતે ગાજતે તે પુરમા પ્રવેશ કરીને મદિરની નજીકમાંજ નિવાસ કર્યો ॥૨૧॥ અનતર સર્વે પુરજનો શ્રીહરિની શુશ્રૂષા આદરપૂર્વક ભક્તિથી કરવા લાગ્યા. ભગવાને દેવપ્રતિષ્ઠામાં ઉપયોગી સમગ્ર સામગ્રી મગાવરાવી ॥૨૨॥ ત્યારપછી હે નૃપ ! ભગવાને તે મદિરમા યથાકાળ–સંવત્ ૧૮૭૯ ના વૈશાખ શુક્લ પચમી તિથિએ શુભ મુહૂર્તમાં શ્રીનરનારાયણની પ્રતિ-ષ્ઠાનો મહોત્સવ શ્રીનગરમાંજ જેમ એમ મોટી સામગ્રીઓવડે શાસ્ત્રોક્ત

भोजयामास ददौ तेभ्यश्च दक्षिणाम् ॥२५॥ कृष्णार्चनोत्सवादीनां व्यवस्थां च यथोचितम् । सम्प्रदायानुसारेण सप्तम्यां विदधौ हरि ॥२६॥ अष्टम्यां भोजनं कृत्वा निर्ययौ नगरात्ततः । परावर्त्याश्रुन यनाननुयात. पुरौकस ॥२७॥ स्वस्वग्रामं नीत आत्मीयभक्तैर्मार्गे भक्त्या पूजितस्तत्र तत्र । धर्मं भक्तिं पोषयन्सानुगोऽसौ मासे नाऽऽयात् पत्तनं दुर्गसंज्ञम् ॥२८॥ प्रत्युद्यातः पौरभक्तैश्च राज्ञा वाद्यध्वानोद्घोषिताशैः सहर्षम् । सार्कं विष्ट्वा तै पुर तत्र च स्वे स्थाने स्वामी चारुपीठे न्यषीदत् ॥२९॥ इति श्रीसत्सङ्गिजीवने नाराय णचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे भुजङ्गपुरे श्रीनरनारायणप्रतिष्ठानिरूपणनामा षड्विंशोऽध्याय ॥२६॥

विधिने अनुसारे मोटा भूपोએ પણ ન થઇ શકે એવો પોતેજ કર્યો ॥૨૩–૨૪॥ પછીથી ભગવાને પુરવાસી સમગ્ર બ્રાહ્મણો તથા બીજા આગંતુક સમગ્ર બ્રાહ્મણો પણ યથેષ્ટ જમાડ્યા અને તેમને ઘણી દક્ષિણા દીધી ॥૨૫॥ પછી ભગવાને સપ્તમી તિથિએ તે નરનારાયણના પૂજોત્સવાદિકની વ્યવસ્થા યથોચિત યથાસંપ્રદાય કરાવી ॥૨૬॥ અષ્ટમીએ ભોજન કરીને પ્રયાણ કરતા વિરહવ્યથાથી આવેલા આંસુથી વ્યાપ્ત નેત્રવાળા, પાછળ વળાવા આવેલા પુરવાસી ભક્તજનોને જેમ તેમ કરીને પાછા વાળીને, પોતે અનુયાયી જનો સાથે ભુજનગર થકી દુર્ગનગર જવા માટે નીકળ્યા ॥૨૭॥ માર્ગમા તેતે પોતાના ભક્તજનોએ પોતપોતાના ગામમાં પધરાવીને પરા પ્રીતિથી નાના ઉપચારોવડે પૂજા કરેલા આ ભગવાન્ ત્યા ત્યા ધર્મ તથા ભક્તિને સદુપદેશાદિવડે સપોષણ કરતા થકા અનુયાયી જનો સાથે એક માસે દુર્ગપત્તન આવ્યા ॥૨૮॥ આવેલા ભગવાનને સાંભળીને ઉત્તમ રાજા અને દુર્ગપુરવાસી ભક્તજનો પરા ભક્તિથી વિવિધવાદિત્રના ઘોષપૂર્વક સામૈયુ લઇને સામા આવ્યા તેમની સાથે ભગવાન શ્રીહરિ પુરમા વાજતે ગાજતે પ્રવેશ કરીને પોતાના નિવાસભવનમા સમુન્નત સુન્દર સિંહાસનમા સરાજમાન થયા ॥૨૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને . ચતુર્થપ્રકરણે ભુજંગપુરે શ્રીનરનારાયણપ્રતિષ્ઠાનિરૂપણનામા ષડ્વિંશોઽધ્યાયઃ ॥૨૬॥

सुव्रत उवाच—एकादश्यां निर्जलायां वृत्तालयपुरौकसः । कुबेरप्रमुखा भक्तास्तत्राऽऽयंस्तद्दिदृक्षवः ॥१॥ विधाय दर्शनं तस्य लेभिरे ते परं सुखम् । सम्भावयामास च तानुत्तमश्च यथोचितम् ॥२॥ एकादश्युत्सवे वृत्ते द्वादश्यां कृतपारणम् । सुखासीनं हरिं नत्वा ते प्राञ्जलय ऊचिरे ॥३॥ अस्मद्विज्ञापनां स्वामिन् ! शृणु त्वं भक्तवत्सलः । यन्निवेदयितुं सर्वे वयमत्र समागताः ॥४॥ मन्दिरं कारयास्माकं पुरे कृष्णस्य सुन्दरम् । सर्वेषामपि पौराणां भवत्येष मनोरथः ॥५॥ यावत्यपेक्षिता भूमिस्तदर्थं तव तावती । प्रदत्ताऽस्माभिरद्यैवेत्यवगच्छ न संशयः ॥६॥ धनादिना च शुश्रूषां करि-

## [1]અધ્યાય ૨૭ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! જ્યેષ્ઠમાસના શુક્લપક્ષની નિર્જળા એકાદશીને દિવસે વૃત્તાલયપુરનિવાસી કુબેરભાઇપ્રમુખ હરિભક્તો ભગવાનના ચરણકમળનાં દર્શન કરવાની ઇચ્છાથી દુર્ગપુરમાં આવ્યા ॥૧॥ ત્યાં આવેલા તેઓ ભગવાનના ચરણારવિંદનાં દર્શન કરીને પરમ સુખને પામ્યા. તે સર્વેની ઉત્તમ રાજાએ યથોચિત ( આવાસ ભોજન શયનાદિકમાં ) સંભાવના કરી ॥૨॥ એકાદશીનો ઉત્સવ પરિપૂર્ણ થતાં દ્વાદશીએ પારણાં કરીને સુખેથી બેઠેલા શ્રીહરિને પ્રણામ કરીને વૃત્તાલયવાસી તે ભક્તો બે હાથ જોડીને બોલ્યા કે–॥૩॥ હે સ્વામિન્ ! અમારી આ વિજ્ઞાપનાને આપ સાંભળવાને યોગ્ય છો, કેમકે આપ ભક્તવત્સળ છો. અમો સર્વે જે વિજ્ઞાપનાને નિવેદન કરવા આપના ચરણની સન્નિધિમાં આવ્યા છીએ. ( તેને સાંભળો ) ॥૪॥ અમારા પુરમાં આપ કૃષ્ણનું મંદિર સુંદર કરાવાને યોગ્ય છો. સર્વ કોઇ વૃત્તાલય પુરવાસિઓનો આ મનોરથ વર્તે છે ॥૫॥ મંદિર કરવામાં જેટલી જમીન આપને અપેક્ષિત હોય તેટલી જમીન હમણાંજ અમોએ યાવચ્ચન્દ્રદિવાકર આપી દીધીજ છે એમજ તમો જાણો. એમાં

[1] આ અધ્યાયમાં ભગવાને વૃત્તાલયપુરમાં કરેલી લક્ષ્મીનારાયણાદિક પોતાની મૂર્તિઓની પ્રતિષ્ઠાનું ઉપવર્ણન કર્યું છે.

प्यामो वयं हरे ! । अस्मन्मनोरथं ह्येतं पूर्णं कर्तुं त्वमर्हसि ॥७॥ इति तैः प्रार्थितो भक्तैः प्रसन्नो हरिराह तान् । एवमेव करिष्यामि भक्ता ! यूयं मम स्थ यत् ॥८॥ इत्युक्त्वा तांस्ततः प्राहाक्षरानन्दमुनिं हरिः । वृत्तालयपुरं गच्छ सहैतैः सस्वमण्डलः ॥९॥ स देशोऽस्ति मम प्रेष्ठो वृन्दावनमिवानघ ! । अतस्त्वं कारयेस्तत्र कृष्णमन्दिरमुत्तमम् ॥१०॥ जाते हि मन्दिरे तस्मिन्नहमेत्य शुभे क्षणे । रुक्मिण्या सहितं कृष्णं स्थापयिष्यामि निश्चितम् ॥११॥ इत्युक्तः स तथेत्याह मुनिस्तत्कार्यनैपुणः । प्रसन्नाश्च बभूवुस्ते भक्ताः पौरास्तदा नृप ! ॥१२॥ स्नानयात्रावधि स्थित्वा तत्र ते मुनिना

---

સશય કરશો નહિ ॥૬॥ વળી હે હરે! મદિરનિર્માણ-ભગવત્પ્રતિષ્ઠા આદિકમા જે બીજુ અપેક્ષિત ધનાદિક હશે તે પણ અમો સમર્પણ કરવા તૈયાર છીએ તો આ અમારા મનોરથને પરિપૂર્ણ કરવા આપ યોગ્ય છો ॥૭॥ હે રાજન્! આ પ્રકારે તે કુબેરાદિ ભક્તોએ પ્રાર્થના કરેલા શ્રીહરિ પ્રસન્ન થઇને તેમના પ્રતિ બોલ્યા કે-હે ભક્તા ! તમારા મનોરથને અનુસારે હુ કરીશ, એમા સશય કરશો નહિ કેમકે તમો મારા એકાતિક ભક્તો છો ભક્તમનોરથ પરિપૂરણ થકી બીજુ મહત્તર કાર્ય મારે શુ છે? કાઇપણ નથી ॥૮॥ હે રાજન્! એમ તેમને કહીને પછી શ્રીહરિએ અક્ષરાનદમુનિને એમ કહ્યુ કે—હે મુને! તમે તમારા મડળસાથે આ કુબેરાદિ ભક્તજનો સાથે વૃત્તાલય પુરપ્રતિ જાવ ॥૯॥ હે નિષ્પાપ મુને! ત્યા જઇને કૃષ્ણમદિર સર્વ થકી ઉત્તમ કરાવો, કેમકે તે વૃત્તાલય પુરની ચોમેર વર્તતો ચરોત્તર દેશ વૃદાવન જેવો મને પ્રિયતમ છે તે મદિર તૈયાર થશે એટલે હુ ત્યાં આવીને શુભ મુહૂર્તમા રૂક્મિણીએ સહિત કૃષ્ણને નિશ્ચે પ્રતિષ્ઠાપન કરીશ ॥૧૦-૧૧॥ હે નૃપ! એ રીતે શ્રીહરિએ કહ્યુ એટલે તે મદિરનિર્માણના કાર્યમા નિપુણ એવા અક્ષરાનદમુનિએ 'જેમ આપ કહો છો તેમ હુ કરીશ' એમ ઉત્સાહથી કહ્યુ તે સમયે વૃત્તાલય પુરવાસી તે હરિભક્તો હૃદયમા બહુ હર્ષ પામ્યા ॥૧૨॥ જ્યેષ્ઠમાસમા સૂર્યોદયસમયે વર્તતા જ્યેષ્ઠાનક્ષત્રમા કરવાનો જે સ્નાનયાત્રોત્સવ તે ઉત્સવપર્યંત

सह। ततो जग्मुः स्वनगरमाज्ञप्ता हरिणाखिलाः ॥१३॥ पञ्चमेऽहनि ते प्रापुः पुरं तदथ तं मुनिम्। सुस्थाने वासयामासुः पौराः पर्यचरंश्च तम् ॥१४॥ मन्दिरापेक्षितां भूमिं विशालां ते ततो मुदा। कृष्णार्पणं ददुः सर्वे हरिसम्प्रीणनोत्सुकाः ॥१५॥ आह्वाय्य शिल्पिनो दक्षान् स मुनिर्वटपत्तनात्। मन्दिरं कारयामास विशालं च मनोहरम् ॥१६॥ तत्कार्ये निरता आसन् पौरास्तदनुवर्तिनः। वत्सरेण सपादेन निष्पन्नं मन्दिरं त्वभूत् ॥१७॥ ततो देवप्रतिष्ठार्थमानेतुं दुर्गपत्तनात्। हरिं पौरास्तु जूपाख्यं प्रैषयन्भक्तमुत्तमम् ॥१८॥ हरिश्चाथाक्षरानन्दं प्रेष्य वृत्तालयं नृप!। सर्वोपनिषदः श्रोतुं सभाष्या उद्यतोऽभवत् ॥१९॥ आनयित्वा सभाष्यास्ता रथयात्रा-

તે વૃત્તાલયવાસી સમસ્ત ભક્તો ત્યાંજ રહીને, પછી ભગવાનની આજ્ઞા મળતા પોતાના પુરપ્રતિ જવા માટે સમડળ તે મુનિ સાથે ત્યાથી નીકળીને પાચમે દિવસે વૃત્તાલયને સુખેથી પામ્યા પામીને તે મુનિને તેમના નિવાસને યોગ્ય પાવન સ્થાનમા ઉતારીને તેમની તે સર્વે ભક્તો પ્રીતિથી પરિચર્યા કરવા લાગ્યા ॥૧૩-૧૪॥ તે પછી તે બધા કુબેરાદિ ભક્તોએ મદિર કરવામા જેટલી ભૂમિની અપેક્ષા હતી તેટલી ( પર્યાપ્ત ) વિશાળ ભૂમિ મહાહર્ષથી શ્રીકૃષ્ણાર્પણ નિશ્ચયપૂર્વક એક ભગવત્પ્રસન્નતારૂપ પરમ પ્રયોજન બુદ્ધિથી આપી ॥૧૫॥ તે પછી અક્ષરાનદમુનિએ વટપત્તન થકી મદિર કરવામા કુશળ પુરૂષોત્તમ મોતીરામ હીરજી વિગેરે શિલ્પિઓ ( સલાટો ) ને બોલાવીને તેમની પાસે વિશાળ મનોહર મદિર કરાવ્યુ ॥૧૬॥ સર્વે પુરવાસી ભક્તો મુનિની આજ્ઞાને અનુસારે વર્તતા થકા મદિર કરાવાના કાર્યમા નિત્ય તત્પર થયા જેથી તે મદિર તો સવા વર્ષમા ( પન્નર માસમા ) તૈયાર થઇ ગયુ ॥૧૭॥ પછી પૌરજનોએ તે ભગવાનને મદિરમા દેવપ્રતિષ્ઠા કરવા માટે દુર્ગપત્તન થકી વડતાલ તેડી લાવવા માટે જૂષો નામના ઉત્તમ ભક્તને મોકલ્યો ॥૧૮॥

હે નૃપ ! અક્ષરાનંદમુનિને વૃત્તાલય મોકલ્યા પછી દુર્ગપત્તનમા રહેલા ભગવાન્ શ્રીહરિતો, સભાષ્ય ( રામાનુજાચાર્યના સિદ્ધાંતને અનુસરનારા

दिने स्वयम् । समाप्त उत्सवे श्रोतुं प्रारम्भन्निजाश्रमे ॥२०॥
आश्विने शुक्लपक्षेऽसौ कोजागरदिने च ताः । समाप्य तोषयामास
भूरिद्रव्येण वाचकम् ॥२१॥ ब्राह्मणान्भोजयामास तद्दिने च सहस्रशः । दक्षिणां च ददौ तेभ्यो नारायणमुनिर्मुदा ॥२२॥ कार्तिकस्नानमारेभे तस्मिन्नेवाह्नि सानुगः । अन्नकूटोत्सवं चक्रे महान्तं
तत्र च प्रभुः ॥२३॥ परेऽह्नि जूप आगत्य तं प्रणम्य कृताञ्जलिः ।
प्राह वृत्तालये स्वामिन्मन्दिरं जातमुत्तमम् ॥२४॥ तत्रागत्य प्रतिष्ठां
त्वं श्रीकृष्णस्य कुरु प्रभो ! । त्वदागमं प्रतीक्षन्ते पौराः सर्वेऽपि
मानवाः ॥२५॥ इति तद्वचनं श्रुत्वा चक्रे जिगमिषां हरिः । ततः
कृष्णप्रतिष्ठायाः पप्रच्छ गणकं क्षणम् ॥२६॥ ऊर्जस्य शुक्लद्वादश्यां

---

ભાષ્યેસહિત ) સર્વે ઉપનિષદોને સાંભળવા સારૂ તત્પર થયા ॥૧૯॥ પછી સભાષ્ય ઉપનિષદોનું પુસ્તક પદ્મનાભાનંદ સંન્યાસીપાસે લવરાવીને, રથયાત્રાને દિવસે ઉત્સવ સમાપ્ત થતાં, પોતાના આશ્રમમાં સાંભળવાનો સ્વયં સમારંભ કર્યો ॥૨૦॥ આશ્વિન પૂર્ણિમાએ સભાષ્ય ઉપનિષદ્શ્રવણને પરિસમાપ્ત કરીને, બહુ દ્રવ્યવડે વાચક વિપ્ર પ્રયાગજીતને પરિતુષ્ટ કર્યા ॥૨૧॥ તે દિવસે નારાયણમુનિએ હજારોહજાર બ્રાહ્મણો જમાડીને તેમને હર્ષથી બહુ દક્ષિણા આપી ॥૨૨॥ તેજ દિવસે ભગવાને અનુયાયી ભક્તજનોસાથે કાર્તિકસ્નાન કરવાનો આરંભ કર્યો. અને ત્યાં મોટો અન્નકૂટોત્સવ કર્યો ॥૨૩॥ તે થકી બીજે દિવસે વૃત્તાલય પુરવાસી ભક્તજનોએ મોકલેલો જૂપ નામનો દૂત આવીને તે ભગવાનને પ્રણામ કરીને બે હાથ જોડીને વિનયથી બોલ્યો કે-હે સ્વામિન્! વૃત્તાલયમાં ભગવાનનું મંદિર ઉત્તમ તૈયાર થઇ ગયું છે. તો હે પ્રભો! આપ ત્યાં પધારીને શ્રીકૃષ્ણની પ્રતિષ્ઠા કરવાને યોગ્ય છો. વૃત્તાલય પુરવાસી સમસ્ત ભક્તજનો આપની આવવાની વાટ જોઇ રહ્યા છે ॥૨૪-૨૫॥ હે રાજન્! આવું દૂતનું વચન સાંભળીને શ્રીહરિએ વૃત્તાલય જવાની ઇચ્છા કરી. પછી જ્યોતિષી મયારામભટ્ટને કૃષ્ણપ્રતિષ્ઠાનું શુભ મુહૂર્ત પુછ્યું ॥૨૬॥ તે જ્યોતિષીએ કાર્તિકશુક્લ દ્વાદશીએ બતાવેલા ભગવત્પ્રતિષ્ઠા મુહૂર્તને નિશ્ચય કરીને, શ્રીહરિએ

दत्तस्तेन च तत्क्षणः । ततः स्वान् श्वोऽस्ति गन्तव्यं सज्जाः स्यातेत्यजिज्ञपत् ॥२७॥ आहूयाथोत्तमं प्राह सकुटुम्बो भवानपि । वृत्तालयं समायातु निर्गन्तव्यं श्व एव च ॥२८॥ श्वोऽस्ति भ्रातृद्वितीयात्र गृहिभिर्भगिनीगृहे । भोक्तव्यं च धनं वासः स्वस्रे देयमिति स्थितिः ॥२९॥ यमो यमुनयात्र प्राग्भोजितस्तेन सापि च । मानिता धनवस्त्राद्यैः प्रवृत्तैषा ततो भुवि ॥३०॥ त्वं च सङ्गव एव श्वो भुक्त्वा पाञ्चालिकागृहे । चतसृभ्योऽपि स्वसृभ्यो दद्या वासोधनं पृथक् ॥३१॥ ततस्ताभिः सहैव त्वं सज्जः स्याश्च सभार्यकः । इत्युक्तः स तथेत्युक्त्वा तत्तथैवाकरोन्नृप ! ॥३२॥ पूर्वाह्ण

'આવતી કાલેજ અહીંથી નીકળવાનુ છે તો તમો સર્વે તૈયાર થાવ' એમ પોતાના સર્વે સોમાદિ પાર્ષદોને આજ્ઞા આપી ॥૨૭॥ પછી શ્રીહરિએ ઉત્તમ ભૂપને બોલાવીને કહ્યુ કે–તમો પણ સકુટુંબ વૃત્તાલયપ્રતિ મારી સાથે આવો આવતી કાલેજ અહીંથી નિકળવાનુ છે ॥૨૮॥ આવતી કાલેતો ભ્રાતૃદ્વિતીયા (ભાઇબીજ) છે, આ તિથિએ ભ્રાતાએ ભગિનીના ભવનમા ભોજન કરીને તે ભગિનીને ધન વસ્ત્ર યથાશક્તિ આપવું. એવી ગૃહસ્થ જનોની મર્યાદા છે ॥૨૯॥ કેમકે આ તિથિએ પૂર્વે યમુનાએ પોતાના ભાઇ યમને પોતાને ઘેર મિષ્ટાન્નથી જમાડ્યા હતા અને યમે બ્હેન યમુનાને પણ પોતાના ઘરમાં જમાડી હતી અને તેનો ધન વસ્ત્ર વિગેરેવડે સત્કાર કર્યો હતો, માટે ભૂમિમા તે દિવસને આરભીને આ 'ભ્રાતૃદ્વિતીયા' (ભાઇબીજ) એમ આ તિથિ પ્રસિદ્ધ થઇ છે તે ભવિષ્યપુરાણમા–'कार्त्तिके शुक्लपक्षस्य द्वितीयायां युधिष्ठिर ! । यमो यमुनया पूर्वं भोजित स्वगृहेऽर्चित.' ઇત્યાદિથી કહ્યું છે ॥૩૦॥ માટે તમે આવતી કાલે સંગવસમયેજ પાંચાળી બ્હેનના ઘરમા જમીને ચારેય બ્હેનોને પૃથક્પૃથક્ વસ્ત્ર ધન આપીને, તે જયા લલિતા આદિક ચારેય બ્હેનો સાથે અને ભાર્યા સાથે તમે તૈયાર થજ્યો હે નૃપ ! એમ ભગવાને કહેવા તે ઉત્તમરાજા 'તથાસ્તુ' એમ ભગવાનના વચનને આદરથી ગ્રહણ કરીને ભગવાનની આજ્ઞાને અનુસારે સત્વર તૈયાર થઇ ગયા ॥૩૧-૩૨॥ પછી ભગવાન પણ કાર્તિકશુક્લ

एवाथ हरिरामध्याह्नात्क्रिया निजाः । कृत्वा भुक्त्वा द्वितीयायां मध्याह्ने निर्ययौ ततः ॥३३॥ भक्तग्रामेषु निवसन् पञ्चम्यां प्रातरेव सः । प्राप वृत्तालयं स्वामी हयारूढः ससोदरः ॥३४॥ वादित्रनादैरभ्येत्य नीत उत्कैर्निजैः पुरम् । स्वावासं तु हरिश्चक्रे रथकारस्य वेश्मनि ॥३५॥ सोदरौ सान्वयौ स्वस्य सकुटुम्बं तथोत्तमम् । मुनीन् पदान् पार्षदांश्च यथार्हमुदतारयत् ॥३६॥ पौराः शुश्रूषणं चक्रुः सानुगस्य हरेर्मुदा । तन्मन्दिरमुपागत्य सर्वतोऽसौ व्यलोकयत् ॥३७॥ संलग्नं शोभनं तत्र पूर्वास्यं मन्दिरत्रयम् । मण्डपं धर्मशालां च दृष्ट्वा तुष्टोऽभवद्धरिः ॥३८॥ शिल्पिमुख्याय तर्ह्येव

દ્વિતીયાને દિવસે મધ્યાહ્નસુધીમાં પોતાને કરવાની સ્નાનસંધ્યાદિ સર્વ ક્રિયાઓને પૂર્વાહ્નમાંજ યથાવિધિ કરી પરવારીને, ઇચ્છારામના ઘરમાં જમીને, મધ્યાહ્નસમયે અશ્વ ઉપર બેસીને સપરિવાર સહોદરસહિત દુર્ગપુર થકી ચાલી નીકળ્યા. તે માર્ગમાં ભક્તજનોનાં ગામોમાં રહેતા રહેતા પચમીએ પ્રાતઃકાળેજ વૃત્તાલયને પામ્યા ॥૩૩-૩૪॥

બહુ ઉત્સાહવાળા પોતાના વૃત્તાલયપુરવાસી ભક્તજનોએ સન્મુખ આવીને વિવિધવાદિત્રનાદ અને જયધ્વનિપૂર્વક પ્રહર્ષથી પુરમાં પધરાવેલા ભગવાન શ્રીહરિએ પોતાના ભક્ત વાસણ સુતારના ઘરમાં ઉતારો કર્યો ॥૩૫॥ પોતાના સપરિવાર સહોદરને તથા સકુટુંબ ઉત્તમ નૃપતિને તથા સર્વ સાધુઓને તથા રતનજીપ્રમુખ પદાતિઓને અને સોમવર્માદિ અશ્વવારોને યથાયોગ્ય પૃથક્પૃથક્ સ્થાનમાં શ્રીહરિએ ઉતાર્યા ॥૩૬॥ પછી અનુયાયિજનોએ સહિત શ્રીહરિની શુશ્રૂષા સર્વ પુરવાસી કુબેરાદિ ભક્તો પરા પ્રીતિથી કરવા લાગ્યા. આ શ્રીહરિએ અક્ષરાનંદમુનિએ કરાવેલા મંદિરને પામીને તેને ચારેતરફ ફરીને નિહાળીને જોયું ॥૩૭॥ તેમા પૂર્વાભિમુખ દ્વારવાળાં શોભાયમાન ત્રણ મંદિરો (અંદરના ત્રણ ભાગ) પરસ્પર સંલગ્ન (મળેલાં) જોઇને તથા મંડપ (ઘુમટનો ભાગ) અને ધર્મશાળાને જોઇને બહુ પ્રસન્ન થયા ॥૩૮॥ તેજ સમયે શિલ્પકળાની કુશળતાથી પ્રસન્ન થએલા ભગવાને મુખ્ય શિલ્પિ (સલાટ) પુર

सोऽनर्घ्ये वाससी ददौ । प्रशशंसाक्षरानन्दं भक्तान्नागरिकांस्तथा ॥३९॥ उदुम्बरपुराद्विप्रान् वैदिकान्वैष्णवांश्च सः । हरिशर्ममुखान् सद्यो दूतैराजूहवन्नृप ! ॥४०॥ देशान्तरेभ्यस्तत्राऽऽययन्नरा नार्यश्च यूथशः । मण्डलानि मुनीनां च तदुत्सवदिदृक्षवः ॥४१॥ हरिर्विधिज्ञविप्रोक्तानुपहारानसाधयत् । सर्वान्विष्णुप्रतिष्ठार्हांस्तथा सर्पिःसितादिकान् ॥४२॥ प्रतिष्ठाविधिवेत्तारो विप्राः कुण्डं च मण्डपम् । पीठानि देवतानां च यथाशास्त्रमकारयन् ॥४३॥ विधिं कृष्णप्रतिष्ठायाः स्वस्तिवाचनपूर्वकम् । अकारयन् हरिं विप्रा वासरद्वितयेन ते ॥४४॥ द्वादश्यां स्थापयामास मध्यमे मन्दिरे हरिः । रुक्मिण्या सहितं कृष्णं चक्रे तस्यार्चनं महत् ॥४५॥ तत उत्तरत-

षोत्तमने अमूल्य वस्त्रो ( शेलु पाघडी ) आप्या अने ते कार्य करावनार अक्षरानंदमुनिनी विशेषपणे प्रशसा करी तथा मदिर माटे श्रद्धा भक्तिपूर्वक भूमि द्रव्य आपनारा पौरभक्तोनी प्रशसा करी ॥३९॥ हे नृप ! अनतर श्रीहरिए उदुबर ( उमरेठ ) थकी हरिशर्मा पुरुषोत्तम कृपाशकर प्रमुख वैदिक वैष्णव विप्रोने तत्क्षणज दूतद्वारा बोलाव्या ॥४०॥ ते समये ते प्रतिष्ठोत्सवना दर्शन करवा देशातर थकी मुनिजनो पोतपोताना मडळो साथे त्या आव्या. तथा नरनारी हरिजनो हजारोहजार देशातर थकी त्या आव्या ॥४१॥ भगवाने कृष्णप्रतिष्ठाना उपकरणभूत समग्र सामग्री विप्रोना कह्या मुजब तैयार करावी तथा घृत साकर घउनो लोट आदिक भोजनसामग्री अपरिमित तैयार करावी ॥४२॥ प्रतिष्ठाविधिमां प्रवीण विप्रोए यथाशास्त्र कुड मडप देवतापीठ आदिक कराव्यु ॥४३॥ ते विप्रोए कृष्णप्रतिष्ठानो विधि स्वस्तिवाचनपूर्वक बे दिवसे करीने श्रीहरिपासे कराव्यो ॥४४॥ सवत् १८८१ ना कार्तिकमासना शुक्ल पक्षनी द्वादशीतिथिए मध्यम मदिरमा रुक्मिणीरूप लक्ष्मीए सहित एवा कृष्ण ( नारायणजेमनु अपर नाम छे ) भगवाननी प्रतिष्ठापना करी. ते थकी उत्तर मदिरमा भक्ति धर्मे सहित पोतानी मूर्तिनी ( वासुदेव ) भक्तोनी प्रीतिमाटे प्रतिष्ठापना करी. मध्यमदिरथकी दक्षिणमदिरमा राधासहित

स्तस्मान्मन्दिरे मूर्तिमात्मनः । उपेतां भक्तिधर्माभ्यां भक्तप्रीत्या अतिष्ठिपत् ॥४६॥ समर्चनं विधायास्यास्ततो दक्षिणमन्दिरे। राधया सहितं कृष्णं स्थापयित्वा समार्चयत् ॥४७॥ तदन्तिकेऽपि स स्वस्य

શ્રીકૃષ્ણમૂર્તિની પ્રતિષ્ઠાપના કરી. તેતે મંદિરમાં પ્રતિષ્ઠા કર્યા પછીજ પોતે તે તે મૂર્તિઓની મહાપૂજા કરી. (શ્રીભક્તિધર્મની સમીપે પોતાની મૂર્તિ સ્થાપવામાં શ્રીહરિનો આ અભિપ્રાય જણાય છે– સર્વત્ર સચ્છાસ્ત્રોમાં ભક્તિધર્મનું સાહચર્ય કહ્યું છે. તેઓ પુરૂષોત્તમ શ્રીહરિ પોતા વિના ક્ષણમાત્ર પણ રહી શકતાં નથી. તેમના વિના પોતે પણ ક્ષણ રહી શકતા નથી. માટે 'જ્યાં ભક્તિ ધર્મ છે ત્યાં હું છું અને જ્યાં હું છું ત્યાં તે ભક્તિ ધર્મ છે' એમ જણાવીને પોતાના ભક્તોને પ્રસન્ન કરવા, તેમની સમીપે શ્રીકૃષ્ણ નામની પોતાની મૂર્તિનું સ્થાપન તેમણે કર્યું છે) ॥૪૫-૪૭॥ સતાંપતિ શ્રીહરિએ રાધાકૃષ્ણ મૂર્તિની સમીપમાં પણ રૂડાં લક્ષણોએ લક્ષિત હોવાથી શુભ પોતાની મૂર્તિ (હરિકૃષ્ણ નામની) પોતાના એકાંતિક ભક્તોની પ્રસન્નતા માટે પ્રતિષ્ઠાપન કરી. પ્રતિષ્ઠાને અંતે સ્વયં ચ પૂજયામાસ–પોતે પણ પુજાયા, એટલે જેમ ભક્તો પ્રસન્ન થયા તેમ પોતે પણ 'મારા થકી આ અન્ય સ્વરૂપ નથી, કિંતુ એકજ સ્વરૂપ છે' એવા અનુધ્યાનથી પ્રસન્ન થયા. અથવા 'निजप्रीत्यै पूजयामास' એવો અન્વય કરવો. પોતાના આત્માને પોતે પ્રસન્ન કરવા પોતે પોતાના આત્માની પૂજા કરી. અર્થાત્ સ્વસ્વરૂપને પોતે પૂજીને પોતે ખુશી થયા, એવો અર્થ લેવો. શ્રીવૃન્દાવનવિહારી નામના રાધાકૃષ્ણની અર્ચાસમીપે પોતાની અર્ચા સ્થાપવામાં શ્રીહરિનો આ અભિપ્રાય જણાય છે–અક્ષરધામાધિપતિ, અનંત અક્ષરમુક્તોએ ઉપાસના કરાતું છે ચરણકમળ જેમનું, રાધા રમાદિ અનંત શક્તિઓએ પૂજાતું છે પાદપદ્મ જેમનું, શ્રીદામાદિ પાર્ષદોએ યથાસમય છત્ર ચામરાદિ મહારાજોપકરણોવડે પરિચર્યા કરાતા, સમસ્ત અવતારોના એક કારણરૂપ, સદા દિવ્ય કિશોર વયમાં વર્તતા, રૂપને અનુરૂપ અવયવવાળા, કાળ માયા મહાપુરૂષાદિ અનંત મહાશક્તિઓના પ્રેરક, સર્વાંતરાત્મા પુરૂષોત્તમ એવો જે હું તે મારે વરાહાદિ અનેક અવતારોની

मूर्तिमस्थापयच्छुभाम् । निजप्रीत्यै ततस्तां च पूजयामास सत्पतिः ॥४८॥ गीतिकानां च वाद्यानां घोषस्तत्र महानभूत् । वेदघोषेण विप्राणां मिश्रोऽसौ व्यानशे दिशः ॥४९॥ महानीराजनं कृत्वा मूर्तीस्ताः स पृथक् पृथक् । निर्निमेषस्थिराक्षिभ्यां पश्यंस्तस्थौ घटीद्वयम् ॥५०॥ तदानीं ता बभुर्भूप ! मूर्तयो भूरितेजसः । ता दृष्ट्वा विस्मयं प्रापुर्जनाः सर्वे तदीक्षकाः ॥५१॥ पूर्णाहुतिं ततो हुत्वा ऋत्विग्भ्यो दक्षिणां ददौ । अन्येभ्यश्चापि विप्रेभ्यो भूयसीं धर्म-

અપેક્ષાએ વૃંદાવનવિહારી શ્રીકૃષ્ણમાં અતિશયિત પ્રીતિ વર્તે છે અને તેમને મારેવિષે ગાઢ અનુરાગ વર્તે છે, આ અર્થ આત્મીય જનોને જણાવા તેમની પ્રતિમાની પાસે પોતાની પ્રતિમાનું સ્થાપન કર્યું છે. આ અર્થ સ્પષ્ટપણે સુધાસિંધુમાં ૧૨૨ તરંગમાં કહ્યો છે. યદ્યપિ કૃષ્ણમૂર્તિ પણ પોતાનીજ છે, માટે આથી તેમાં કશો વિશેષ નથી. તથાપિ સમગ્ર મનુષ્યોના નયનવિષયતાને પમાડેલુ આ જે નરનાટ્યને અનુકરણ કરી રહ્યું છે તે પોતાની મૂર્તિ છે એમ આથી કહ્યું છે અને જે કૃષ્ણની મૂર્તિ છે તે તો અસાધારણ પોતાનુંજ ધામવિશેષમાં રહેલું રૂપ છે, માટે 'કૃષ્ણની મૂર્તિ' એમ પૃથક્પણે કહ્યું છે, અર્થાત્ એક ધામસ્થરૂપ અને એક ભૂમિસ્થરૂપની અભિન્નતા જણાવામાટે બન્નેની સાથે સ્થાપના કરી છે ॥૪૮॥ મહાપૂજનસમયે વૈદિક વિપ્રોનો વેદઘોષ વાજતાં વિવિધ મંગળ વાજીંત્રોના મહાઘોષની સાથે અને ભક્તજનોનાં મંગળગીતોના મહાધ્વનિની સાથે મિશ્રિત થઇને દશ દિશામાં વ્યાપી ગયો હતો ॥૪૯॥ અનંતર ભગવાન્ પોતે મહાનીરાજન (આરતી) કરીને તે તે મૂર્તિઓને નિર્નિમેષ સ્થિર દૃષ્ટિથી બે ઘડીપર્યંત પૃથક્ પૃથક્ નિરીક્ષણ કરતા થકા ઉભા રહ્યા ॥૫૦॥ હે નૃપ ! તે સમયે ભગવાને આવિષ્કાર કરેલા દિવ્ય તેજવાળી તે મૂર્તિઓ સર્વથી વિલક્ષણ દિવ્ય તેજથી વિરાજતી હતી. તે તેજોવિશેષનું સાન્નિધ્ય સર્વજનો જોઇને આશ્ચર્ય પામી ગયા ॥૫૧॥ ત્યાર પછી ધર્મજ્ઞ શ્રીહરિએ પૂર્ણાહુતિ કરીને ઋત્વિજોને દક્ષિણા નિયત (નક્કી કરેલી) અને બીજા બ્રાહ્મણોને ઘણી દક્ષિણા દીધી ॥૫૨॥

विद्वरिः ॥५२॥ उच्चासनस्थितोऽथाऽऽह जनानूर्ध्वैकदोः स च । शृण्वन्तु सर्वेऽपि जनाः ! सादरं वचनं मम ॥५३॥ मध्यमे मन्दिरे ह्येष लक्ष्मीनारायणो मया । स्थापितोऽस्तीति जानीत द्वारिकाधीश्वरः स्वयम् ॥५४॥ दक्षिणे मन्दिरे त्वत्र श्रीकृष्णो राधया सह । वृन्दावनविहार्येष मया सुस्थापितोऽस्ति हि ॥५५॥ तदन्तिके तु मे मूर्तिरस्ति स्वीयप्रसत्तये । धर्मभक्तियुता चास्ति मन्दिरे तूत्तरे मम ॥५६॥ लक्ष्मीनारायणादीनां स्वरूपाणां तु दर्शनम् । प्रत्यहं ये करिष्यन्ति ते मोक्ष्यन्त्येव संसृतेः ॥५७॥ पौर्णमास्यां पौर्णमास्यां ये च ग्रामान्तरादपि । एत्यैषां दर्शनं भक्त्या करिष्यन्त्यत्र मानवाः ॥५८॥ सर्वे मनोरथास्तेषां सिद्धिमेष्यन्ति निश्चितम् । भुक्तिं तथे-

¹ તે પછી ભગવાન્ ઉંચા આસનમા (મંચ ઉપર) બેસીને સર્વ જનોને સંબોધીને એક હાથ ઉંચો કરીને એમ બોલ્યા કે—હે જનો ! તમો સર્વે આદર રાખીને આ મારૂં વચન સાંભળો જે આ મધ્યમ મંદિરમાં લક્ષ્મી-નારાયણદેવ મેં સ્થાપન કર્યા છે તે આ સાક્ષાત્ શ્રીદ્વારિકાધીશ્વર જાણવા દક્ષિણમંદિરમાં રાધાએ સહિત સ્થાપન કરેલા જે આ છે તે વૃન્દાવનવિહારી શ્રીકૃષ્ણ જાણવા, આમના સ્વરૂપમા ભેદ નથી એકજ ભગવાન કૃષ્ણ તે લક્ષ્મીના યોગથી લક્ષ્મીનારાયણ અને રાધાના યોગથી રાધાકૃષ્ણ વૃન્દાવન-વિહારરસિક કહેવાય છે ॥૫૩-૫૫॥ રાધાકૃષ્ણના સમીપમા જે આ મૂર્તિ સ્થાપન કરી છે તે સાક્ષાત્ મારીજ સાધુરક્ષણ માટે પ્રકટતાને પામેલાની મૂર્તિ છે, તે મારા એકાંતિક ભક્તજનોના મનની પ્રસન્નતા માટે મેંજ જેમા સાન્નિધ્ય કર્યું છે એવી જાણવી ઉત્તર મંદિરમા ધર્મ ભક્તિ સાથે મારી મૂર્તિ મારા આવિર્ભાવના પ્રકારને જણાવા (ધર્મ ભક્તિથી પ્રકટ થયો છુ એમ) સ્થાપન કરી છે ॥૫૬॥ તે આ લક્ષ્મીનારાયણાદિ સ્વરૂપોનું જેઓ પ્રતિદિન પ્રેમથી દર્શન નિયમથી કરશે તે જનો સંસારબન્ધનથકી મુક્ત થઈજ જશે વળી જે જનો પ્રત્યેક પૂર્ણિમાએ ગ્રામાંતર પુરાંતર થકી પણ શ્રદ્ધાભક્તિપૂર્વક અહીં આવીને આ સ્વરૂપોનુ દર્શન કરશે તેમના સર્વ મનોરથોની નિશ્ચે સિદ્ધિ થશે.-એટલે, તેઓ આ લોકમાં ઇપ્સિત

प्सितां मुक्तिं प्राप्स्यन्त्येषां प्रसादतः ॥५९॥ श्रीकृष्णस्यास्य पुरतो जपं होमं च ये जनाः । पुरश्चर्यां करिष्यन्ति ते प्राप्स्यन्तीप्सितं फलम् ॥६०॥ यस्तु श्रीद्वारिकाधीशो लक्ष्मीनारायणः स हि । भेदोऽत्र नैव विज्ञेयः सत्यं हि वचनं मम ॥६१॥ संशयोऽत्रापि यच्चित्ते सम्भवेत्तमपि स्वयम् । कालेनाल्पेन भगवानेष एवापनेष्यति ॥६२॥ सुव्रत उवाच—इत्युक्त्वा स जनान् धार्मिस्तूष्णीमासीन्नराधिप ! । तेऽपि सर्वे वचस्तस्य जगृहुः शिरसा मुदा ॥६३॥ अभोजयद्धरिर्विप्रांस्तद्दिनात्पूर्णिमावधि । तेभ्यश्च दक्षिणां प्रादाद्विद्वद्भ्यस्तु विशेषतः ॥६४॥ साधूंश्च तर्पयामास भोज्यैर्नानाविधैरपि । प्रत्यहं स्वयमेवासौ मुहुः संपरिवेषयन् ॥६५॥ कृष्णसेवोत्स-

सुखने पामीने परलोकमा नि श्रेयसने पण एमना अनुग्रह थकी पामशे, एमा संशय नथी ॥५७-५९॥ जे जप होम पुरश्चर्या आदिक क्रियाओ फळसाधनपणे करवानी शास्त्रोमा कही छे ते आ श्रीकृष्णनी सन्निधिमा करता अतिशय वीर्यवाळी थईने ते ते क्रियाओने करनारा जनोने वांछित फळ जलदी सिद्ध करी आपेछे ॥६०॥ जे श्रीद्वारिकाधीश भगवान श्रीकृष्ण छे तेज आ लक्ष्मीनारायण छे एमना स्वरूपमा भेद नज जाणवो जेओ भेदने मानेछे तेतो अज्ञ छे मारु आ वचन सत्यज छे एमा संशय करवो नहि ॥६१॥ आ परम सत्यरूप एवा पण मारा वचनमा जेना चित्तविषे संशय रहेतो हशे तेने पण अल्प काळमा भगवान–समस्त ऐश्वर्ये संपन्न आ स्वयं श्रीलक्ष्मीनारायणज निवारण करशे ॥६२॥

सुव्रतमुनि कहेछे—हे नराधिप ! आ प्रकारे धर्मपुत्र श्रीहरि जनोने कहीने मौन रह्या ते सर्वे जनोए पण ते आ भगवाननु वचन परमानंदथी पोतपोताने मस्तके ग्रहण कर्युं ( शिर प्रणामपूर्वक स्वीकार कर्यु ) ॥६३॥ भगवान् श्रीहरिए ते प्रतिपदादिवसने प्रारंभीने पूर्णिमापर्यंत सर्वे विप्रोने जमाड्या अने तेमने दक्षिणा आपी विद्वान् विप्रोने तो विशेषपणे दक्षिणा आपी ॥६४॥ अने साधुओने पण नानाविध भोज्यान्न वडे पोतेज प्रेमोत्कर्षथी वारेवारे प्रतिदिन पिरसीने संतृप्त कर्या ॥६५॥

वादीनां व्यवस्थां स यथोचितम् । विधाय प्रतिपद्येव चक्रे जिगमिषां ततः ॥६६॥ नाथजित्प्रमुखा भक्तास्तावद्वटपुरौकसः । तमेत्य प्रार्थयामासुर्नत्वा प्राञ्जलयः प्रभुम् ॥६७॥ भगवन्नगरेऽस्माकं बहवो मतवादिनः । विवदन्ते शास्त्रवादैरस्माभिर्नृपसंसदि ॥६८॥ प्रत्यक्षभगवत्प्राप्त्या श्रेय आत्यन्तिकं भवेत् । इत्यस्माकं मतं त्वार्ष-

ત્યારપછી ભગવાને તે મંદિરમા પ્રતિદિન પ્રવર્તાવવાના શ્રીકૃષ્ણના નિત્યોત્સવો, નૈમિત્તિકોત્સવો આદિકની તથા સેવાક્રમની વ્યવસ્થા યથોચિત-સંપ્રદાયને અનુસારે કરીને, કાર્તિક કૃષ્ણ પ્રતિપદાએજ વૃત્તાલય પુરથકી દુર્ગપુર જવાની ઈચ્છા કરી ॥૬૬॥

તે અવસરમા નાથજીતપ્રમુખ વટપુરવાસી ભક્તજનોએ ત્યા આવીને ભગવાનને પ્રણામ કરીને બે હાથ જોડીને પ્રાર્થનાપૂર્વક વિજ્ઞાપના કરી કે-હે ભગવન્! અમારા નગરમા પંડિતપણાના અભિમાનવાળા, વિવિધ મતાવલંબી બહુ જનો શાસ્ત્રાભ્યાસથી વાદમાત્રમા કુશળતાને પામીને કેવળ વાદોવડે અમારી સાથે રાજસભામા વિવાદ કરેછે 'પ્રત્યક્ષ ભગવાનની પ્રાપ્તિએ કરીને આત્યંતિક શ્રેય થાય' આવો અમારો જે મત તેને તેઓ આર્ષ-ઋષિપ્રોક્ત વચનોવડે તેના અવળા અર્થો કરીને દૂષણ આપેછે આ અભિપ્રાય છે-યમ નિયમ આસન પ્રાણાયામ અને પ્રત્યાહારની નિયમથી જેમા અપેક્ષા છે અને ઉપનિષદ્ગમ્ય પરોક્ષસ્વરૂપના પ્રણિધાન (ચિત્તની એકાગ્રતા)રૂપ જે છે એવી જે ધારણા ધ્યાન સમાધિની સંપત્તિ તે અનેક પ્રમાદગર્ભિત (તેમા બહુ પ્રમાદો આવેછે) હોવાથી અને અનેક જન્મના વ્યવધાનરૂપ અધિક ક્લેશવાળી (બહુ જન્મે સિદ્ધ થાય) હોવાથી દુઃસાધ્ય છે તે આ દુઃસાધ્ય ધારણા-ધ્યાન-સમાધિની સંપત્તિની અપેક્ષાએ, કેવળ કૃપાએ કરીને સાધુજનોના પરિરક્ષણ માટે પૃથ્વીઉપર પ્રકટ થએલા, ઉપનિષદ્પ્રતિપાદ્ય, વાત્સલ્ય સૌશીલ્ય ઔદાર્ય આદિક સકળ કલ્યાણ ગુણના નિધિ તેજ પુરુષોત્તમ ભગવાનના ચરણનો જે સમાશ્રય તે નિઃશ્રેયસપ્રાપ્તિમા પરમ સાધન છે, આવો જે અમારો મત છે તેને તેના સ્વરૂપને યથાર્થપણે નહિ જાણનારા તે વાદિઓ દૂષણ આપેછે માટે

र्वचनैर्दूषयन्ति ते ॥६९॥ अत आर्षवचोभिस्तत्पक्षखण्डनपाटवम् । कञ्चिन्मुनिं पुरेऽस्माकं त्वं प्रेषयितुमर्हसि ॥७०॥ नास्माकं संशयः कोऽपि तद्वाक्यैर्हृदि जायते । किन्तु तद्दर्पशमनं स्यादितीप्सितमस्ति नः ॥७१॥ इति तैः प्रार्थितः स्वामी तत्कार्यैकोद्यमः सदा । मुक्तानन्दमुनिं प्रोचे विद्वांसं स्वाग्रतः स्थितम् ॥७२॥ एतैर्वटपुरं गच्छ सह त्वं मुनिसत्तम ! । तत्रास्ति धार्मिको राजा सिंहजिन्नीतिशास्त्रवित् ॥७३॥ न्याय्यमेव स पक्षं हि ग्रहीष्यति न चेतरम् । तस्मान्न्याय्यैः शास्त्रवाक्यैर्देया वादिभ्य उत्तरम् ॥७४॥ धर्मो जयति नाधर्म इत्यस्ति निश्चयः सताम् । अतस्त्वं धर्मविद्गच्छ धर्मं स्थापय तत्र च ॥७५॥ इत्युक्तः सोऽतिहृष्टस्तं प्रणम्याऽऽह प्रभो-

તેમના વાદને સત્તર્કસહાયથી જેનો અર્થ યથાર્થ જાણ્યો હોય એવા આર્ષ વચનોએ કરીને ખંડન કરવા મહા સમર્થ હોય એવા કોઈ મુનિને અમારા પુરપ્રતિ આપ મોકલવાને યોગ્ય છો ॥૬૭–૭૦॥ અમારા સર્વેનો આજ મનોરથ છે કે–તે પંડિતમાનીઓનો ચઢી ગએલો ગર્વ ઝટ ઉતરી જાય તે વાદિઓના વચનોથી અમારા હૃદયમા તો કોઈ પણ સંશય થતો નથી અમે તો આપના થકી સદુપદેશ પામીને અલક્ષ ભગવાનના યથાર્થસ્વરૂપનો નિશ્ચય કરી રહ્યા છીએ ॥૭૧॥ હે રાજન્! એરીતે વટપત્તનવાસી હરિજનોએ પ્રાર્થના કરેલા ભગવાન્ સ્વામિનારાયણે ધર્મનાજ એક પરિરક્ષણ માટે અવતરીને તદેકકાર્યમા સદા તત્પર હોવાથી પોતાની આગળ બેઠેલા વિદ્વદ્વર મુક્તાનંદમુનિને કહ્યુ કે–હે મહામુને! આ ભક્તોસાથે તમે સમઙળ વટપત્તન જાવ ત્યા ધર્મૈકપરાયણ નીતિશાસ્ત્રનિપુણ સયાજી નામના રાજા વર્તે છે તે મહારાજા વાદમા ન્યાયયુક્તજ પક્ષને ગ્રહણ કરશે અન્યાયપક્ષને નહિ ગ્રહણ કરે માટે ન્યાયનેજ અનુસરનારા, શાસ્ત્રૈકવિષયવાળા વાક્યોવડે તે વાદિઓને ઉત્તર આપજ્યો જેમા ધર્મજ છે એજ પક્ષ જયને પામે છે, બીજો જયને પામતો નથી, એવો સત્પુરૂષોનો નિશ્ચય પ્રસિદ્ધજ છે, માટે ધર્મતત્ત્વજ્ઞ તમે ત્યા જઈને ધર્મને સ્થાપન કરો ॥૭૨–૭૫॥ હે રાજન્! એરીતે તે શ્રીહરિએ કહ્યુ એટલે

ऽद्य हि । तत्र गत्वा स्थापयामि सद्धर्मं त्वत्प्रसादतः ॥७६॥ इत्युक्त्वा तं प्रणम्यासौ जगाम वटपत्तनम् । पौरैः सह द्वितीयेऽह्नि प्राप्य तत्रावसत्सुखम् ॥७७॥ हरिरथ निजदर्शनागतान्स्वाश्रितजनिजदेशगमाय नृन्विसृज्य । प्रतिपदि सहितो निजानुयातैर्नृपवर ! दुर्गपुरं ततो जगाम ॥७८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वृत्तालयमाहात्म्ये श्रीलक्ष्मीनारायणादिप्रतिष्ठानिरूपणनामा सप्तविंशोऽध्यायः ॥२७॥

सुव्रत उवाच—अथ तत्र वसन् पुर्यां नारायणमुनिर्नृप ! । सर्वत्र कृष्णसेवायाः प्रवृत्तिं कर्तुमैहत ॥१॥ लेख्यार्चाश्चेत्तदा तु स्यात्कृ-

---

मुक्तानंदमुनि बहु हर्ष पामीने तेमने प्रणाम करीने बोल्या के–हे भगवन् ! हमणांज वटोदरपुर जइने आपना प्रसादबळथी त्यांना वादिओने जितीने सद्धर्मने संस्थापन करीश. हे राजन् ! एम कहीने मुक्तानंदमुनि श्रीहरिने प्रणाम करीने तेमनी आज्ञा पामतां नाथजीत् आदिक वडोदराना भक्तजनो साथे वटपुरप्रति जवा नीकळ्या ते बीजेज दिवसे ते पुरने पामीने त्यां सुखेथी रह्या ॥७६-७७॥ हे नृपवर ! मुक्तानंदमुनिने मोकल्या पछी भगवानतो प्रतिष्ठोत्सवनां दर्शन करवा आवेला पोताना भक्तजनोने पोतपोताने गामे जवानी अनुज्ञा आपीने पोते प्रतिपदाए पोताना अनुयायी जनो साथे वृत्तालय पुरथकी दुर्गपुर पधार्या ॥७८॥ इति श्रीसत्संगिजीवने...चतुर्थप्रकरणे वृत्तालयमाहात्म्ये श्रीलक्ष्मीनारायणादिप्रतिष्ठानिरूपणनामा सप्तविंशोऽध्यायः ॥२७॥

## [१]अध्याय २८ मो.

सुव्रतऋषि कहेछे—हे नृप ! त्यारपछी नारायणमुनिए दुर्गपुरीमां रहीने कृष्णअर्चाना अर्चननो प्रवृत्तिविशेष करवानो संकल्प एवो कर्यो के–

---

१ आ अध्यायमा सर्वत्र कृष्णसेवानी विशेष प्रवृत्ति करवा इच्छता भगवाने करावेलु श्रीकृष्णनी चित्रप्रतिमारूप अर्चाविशेषनुं विधान अने नंदरामादिकने द्वारिकापुरप्रेषणनुं विधान वर्णव्यु छे.

ष्णस्य प्रतिमानवम् । ईक्षार्चादिप्रवृत्तिर्वै कार्येय ततोऽत्र ताः ॥२॥ इत्थं विचार्य भक्तं स्वं नारायणजिदाह्वयम् । जीर्णदुर्गात्समानाय्य त्वधारं तमुवाच सः ॥३॥ मूर्तिचित्रेऽतिदक्षोऽसि मयात्राऽऽकारितोऽस्यतः । कृष्णस्य प्रतिमामुद्रां कुरु त्वं मम चानघ ! ॥४॥ इत्युक्तः स तथेत्याह निपुणो मूर्तिकर्मणि । चकार मुद्राद्वितयं दर्शनीयं मनोहरम् ॥५॥ एका मुद्रा कृता तेन वृन्दावनविहारिणः । कृष्णस्य राधया जुष्टा तेन चोपाश्रितोत्तमा ॥६॥ नारायणमुनेस्तस्य भक्तिधर्मान्विताऽपरा । मुद्रा तेन कृता ते द्वे दृष्ट्वा तुष्टोऽभवद्धरिः ॥७॥ नरनारायणस्याथ मुद्रां हरिरचीकरत् । मासद्वयेन तेनैतत्कृतं मुद्रात्रयं नृप ! ॥८॥ तस्मै ददौ ततः स्वामी विपुलं द्रविणं तथा । वासांसि

અષ્ટ પ્રકારની પ્રતિમાઓમાં જો ચિત્રપ્રતિમા હોય તો લોકમાં પ્રતિજન કૃષ્ણના દર્શન પૂજનાદિકનું સૌકર્ય થાય, માટે ચિત્રઅર્ચાનોજ પૃથિવી ઉપર પ્રચાર કરાવવો ॥૧-૨॥ એવો સંકલ્પ કરીને ભગવાને નારાયણજી નામના પોતાના ભક્ત સુથારને જુનાગઢથકી દૂતદ્વારા જલદી બોલાવીને, આવેલા તેમના પ્રતિ કહ્યું કે-તમે ભગવન્મૂર્તિનું ચિત્ર કરવામાં બહુ ચતુર છો. એમ જાણીને મેં અહીં તમને બોલાવ્યા છે. તો હે અનઘ ! તમો કૃષ્ણ-શ્રીરાધિકાવૃંદાવનવિહારી અને મારી પ્રતિમામુદ્રા ( છાપ ) કરો ॥૩-૪॥ હે રાજન્ ! એ રીતે શ્રીહરિએ કહ્યું એટલે મુદ્રામૂર્તિના નિર્માણમાં નિપુણ નારાયણજીભાઇએ 'એમ કરીશ' એમ કહીને દર્શનીય મનોહર બે મુદ્રામૂર્તિઓ ( છાપો ) કરી ॥૫॥ તેમાં એક વૃંદાવનવિહારી કૃષ્ણની મુદ્રામૂર્તિ રાધાસહિત અને નારાયણમુનિસહિત ઉત્તમ કરી. બીજી ભક્તિધર્મે સહિત તે નારાયણમુનિની મુદ્રામૂર્તિ કરી. નારાયણજીભાઇએ કરેલી તે બન્ને મુદ્રાઓને જોઇને ભગવાન્ બહુ હર્ષ પામ્યા ॥૬-૭॥ હે નૃપ ! ત્યારપછી ભગવાને નરનારાયણની મુદ્રામૂર્તિ કરાવી. તે આ ત્રણેય મુદ્રામૂર્તિઓ નારાયણજીભાઇએ બે માસમા તૈયાર કરી હતી ॥૮॥ હે નૃપ ! ત્યારપછી ભગવાને મૂર્તિકાર નારાયણજીતને બહુ દ્રવ્ય, અમૂલ્ય વસ્ત્રો અને કાંચનમય કડાં પારિતોષિક ( ઇનામ.)પણે આપ્યાં ॥૯॥ તે પછી

यद्दुमूल्यानि हैमे च वलये नृप ! ॥९॥ आधारानन्दमुनिना ततस्ता भिरचिन्नयत् । मुद्राभिः कागदेष्वेव प्रतिमाः स सहस्रशः ॥१०॥ रामप्रतापेच्छारामौ हरेरथ सहोदरौ । यावज्जीवं स्थातुकामावास्तां तस्यैव सन्निधौ ॥११॥ नन्दरामं च गोपालं ज्येष्ठावेतौ सुतौ ततः । हर्याज्ञया पुरं गन्तुं स्वीयमादिशतः स तौ ॥१२॥ तदा तावूचतु स्वीयौ पितरौ प्रति भूपते ! । गमिष्यामो वयं दृत्वा वसन्तोत्स वदर्शनम् ॥१३॥ प्राप्ताथ माघमासस्य धवला पञ्चमी तदा । हरिश्च कार कृष्णस्य वसन्ततर्वङ्गमर्चनम् ॥१४॥ तत्र देशान्तरेभ्योऽस्य शिष्या वासन्तिकोत्सवे । त्यागिनो गृहिणश्चापि समाजग्मुश्च योषितः ॥१५॥ उपचारैर्बहुविधैः केसरैरंशुकैर्हरि । श्रीराधास हितं कृष्णं समानर्च यथाविधि ॥१६॥ महानिवेदनं कृत्वा महानी-

ભગવાને આધારાનંદમુનિપાસે તે ત્રણ મૂર્તિમુદ્રાઓ (છાપો)એ કરીને કાગળના કટકા ઉપર હજારોહજાર પ્રતિમાઓ છપાવી (પછી તે પ્રતિમાઓ પ્રતિભક્ત પોતે આપી) ॥૧૦॥ અનંતર શ્રીહરિના જે આ સહોદર રામપ્રતાપજી તથા ઇચ્છારામજી હતા તેમણે ભગવાનની સન્નિધિમાજ યાવજ્જીવ રહેવાનો નિશ્ચય કર્યો ॥૧૧॥ એટલે તેઓએ નંદરામ ગોપાળરામ આ બે જ્યેષ્ઠ પુત્રોને શ્રીહરિની આજ્ઞાથી પોતાના પુર અયોધ્યા પ્રતિ જવાની આજ્ઞા કરી ॥૧૨॥ હે ભૂપતે ! તે સમયે તે બન્ને પુત્રોએ 'સમીપમા આવતા વસતોત્સવના દર્શન કરીને અમે જઇશુ' એમ પોતપોતાના પિતાપ્રતિ કહ્યુ ॥૧૩॥ અનંતર આવી પહોચેલી માઘમાસના શુકલપક્ષની પચમીએ શ્રીહરિએ વસતોત્સવના અગભૂત શ્રીકૃષ્ણપૂજન યથાવિધિ કર્યું ('માઘાદ્યા પઞ્ચ વસન્તા' આ પાક્ષિક વચનને અનુસારે તે આ માઘશુકલપચમી વસતપચમી જાણવી પણ વસતઋતુના સબન્ધથી નહિ) ॥૧૪॥ ત્યા દેશાતર થકી વાસન્તિકોત્સવના દર્શન કરવા શ્રીહરિના શિષ્ય ત્યાગિજનો અને ગૃહસ્થ નરનારી જનો શ્રદ્ધાથી આવ્યા ॥૧૫॥ તે ઉત્સવમા શ્રીહરિએ ચદન પુષ્પ આમ્રપુષ્પ (મોર) અબીર ગુલાલ આદિક અનેક પ્રકારના ઉપચારોવડે અને કેસરીયા રગથી રગેલા નવીન સૂક્ષ્મ વસ્ત્રોવડે

राजन्ं तत । नानारङ्गैर्गुलालैश्च चिक्रीड स्वाश्रितैः सह ॥१७॥ तर्पयित्वा तत. सर्वान्मुनीन्विप्रांश्च भूरिश. । प्रचुराज्यसितैर्भो ज्यैर्बुभुजेऽथ स्वयं हरि. ॥१८॥ अथापराह्णे तत्राभूत्सभा विततमण्डपे। उपाविशन्मुनीन्द्रोऽसौ तत्र स्वामी महासने ॥१९॥ निषेदुस्तस्य पुरतस्त्यागिनो निर्मलान्तरा । वैदिका शास्त्रिणो विप्रा पुराणज्ञाश्च भूरिश ॥२०॥ बृहद्व्रता वर्णिनश्च गृहिणश्च सहस्रश । यथोचितं निषेदुस्ते वीक्षमाणास्तदाननम् ॥२१॥ अयोध्यावासिन स्तस्य भ्रातृभ्रातृसुतादय' । सम्बन्धिनो निषेदुश्च तदासनसमीपत' ॥२२॥ तारागणे परिवृतश्चन्द्रमा इव स स्वकै' । बभौ शिष्यै रभिवृतस्तत्र सत्सदसीश्वर ॥२३॥ अथावलोकयन् दृष्ट्या स कार

રમારાધાસહિત શ્રીકૃષ્ણની પૂજા યથાવિધિ કરી ॥૧૬॥ પછી મહાનિવેદન અને મહાનીરાજન કરીને, પછીથી પોતાના ચરણના સમાશ્રિત મુનિઓ સાથે રક્તપીતાદિ રગથી સમિશ્રિત જળ અને ગુલાલવડે તે ઉત્સવના અગભૂત ક્રીડા કરી (રગ રમ્યા) ॥૧૭॥ ત્યારપછી સર્વ મુનિઓ બ્રાહ્મણો અને પાર્ષદાદિકને ઘૃત સાકરમય બહુવિધ ભોજ્યાન્નવડે તૃપ્ત કરીને પછી સ્વય શ્રીહરિ ભ્રાતાના ભવનમા જમ્યા ॥૧૮॥ અનંતર અપરાહ્નસમયે શ્રીવાસુદેવના મદિર સમીપે વસતોત્સવ ખેલવા માટે કરાવેલા વિશાળ મડપમા થએલી સભાને સમલકૃત કરતા મુનિપતિ શ્રીસહજાનંદસ્વામી સમુન્નત સિંહાસનમા સ્વય વિરાજમાન થયા ॥૧૯॥ તેમની આગળ તેમના ચરણનાજ એક સમાશ્રયવાળા, નિર્મળમનવાળા સાધુઓ, બૃહદ્વ્રતધારી વર્ણિઓ તથા વેદ શાસ્ત્ર પુરાણના રહસ્યને જાણનારા બહુ વિદ્વાન્ વિપ્રો અને બીજા હજારોહજાર ગૃહસ્થ ભક્તજનો તેમના મુખકમળ સન્મુખજ એકાગ્ર દૃષ્ટિ રાખીને યથાયોગ્ય સભામા બેઠા જે અયોધ્યાવાસિઓ તેમના ભ્રાતા ભ્રાતૃપુત્ર આદિક સબન્ધિઓ હતા તેપણ તે ભગવાનના સિંહાસનના સમીપ પ્રદેશમા બેઠા ॥૨૦-૨૨॥ સર્વેશ્વર શ્રીહરિ તે શોભાયમાન સભામા પોતાના શિષ્યમડળની સાથે ચોમેર વિંટાઇને, તારાગણોથી વિંટાએલો ચદ્રમાજ જેમ એમ વિરાજતા હતા ॥૨૩॥ અનંતર સર્વ શાસ્ત્રરહસ્યને જાણતા

ण्यसुधार्द्रया । भक्तानानन्दयन्नूचे सर्वशास्त्ररहस्यवित् ॥२४॥
श्रीनारायणमुनिरुवाच—औद्धवे सम्प्रदाये ये वैष्णवा पुरुषा भुवि ।
भवेयुस्तैस्तु भो भक्ता ! कार्यं तीर्थनिषेवणम् ॥२५॥ प्रायशो भग
वद्भक्तास्तीर्थेष्वेव मिलन्ति हि । रामकृष्णादिमूर्तीनां दर्शनं चैषु
जायते ॥२६॥ मार्कण्डेयेन धौम्येन लोमशप्रमुखैस्तथा । सेव्यन्ते
ब्रह्मऋषिभिस्तीर्थानि परमादरात् ॥२७॥ राजर्षिभिर्धर्मनिष्ठैर्युधि
ष्ठिरमुखैरपि । सेवितान्यत्र भूयांसि तीर्थानि प्रीतये हरे ॥२८॥
अतोऽत्र भगवद्भक्तैर्मच्छिष्यैः पुरुषैः सदा । भक्त्या तीर्थानि
सेव्यानि गङ्गादीनि स्वशक्तित ॥२९॥ स्नानं दानं हरेः पूजां विप्र
वैष्णवतर्पणम् । तीर्थेषु शक्त्या कुर्युर्ये मुच्येरंस्तेऽखिलैनस ॥३०॥

તે ભગવાન તે સમયે કરુણામૃતરસથી ભીની દૃષ્ટિવડે સભામા બેઠેલા સર્વ ભક્તજનોને નિહાળીને આનંદ આપતા થકા તેમના પ્રતિ બોલ્યા ॥૨૪॥

શ્રીનારાયણમુનિ કહેછે—હો ભક્તો ! તમો સાંભળો જે અમારા ચરણના સમાશ્રયવાળા જનો આ ઉદ્ધવ સંપ્રદાયમા વર્તે છે તેમણે સર્વેએ પૃથ્વીઉપર રહેલા તીર્થોનુ સેવન કરવુ ( તીર્થયાત્રા કરવી ) ॥૨૫॥ (તેમા કારણ કહે છે ) દેશવિશેષરૂપ અને જળવિશેષરૂપ જડ તે તીર્થોએ કરીને શુ ? એમ ન માનવુ કેમકે બહુધાપણે ભગવદ્ભક્તોનો સમાગમ કે જે સમસ્ત શ્રેયના મૂળભૂત છે તે તીર્થોમાજ મળેછે અને રામકૃષ્ણાદિ ભગવદવતારમૂર્તિઓના દર્શન તે તીર્થોમાજ થાયછે અર્ચામૂર્તિઓમા પણ સ્વયં સન્નિધિ કરી રહેલા ભગવાન તેજ તીર્થદેશોમાં વર્તે છે ॥૨૬॥ ( તેમા સદાચાર બતાવેછે ) માર્કંડેય ધૌમ્ય લોમશ પ્રમુખ બ્રહ્મર્ષિઓએ પરમ આદરથી તેતે તીર્થો સેવેલા છે ॥૨૭॥ તથા યુધિષ્ઠિરપ્રમુખ ધર્મકનિષ્ઠ રાજર્ષિઓએ પણ પૂર્વે બહુ તીર્થો હરિપ્રીત્યર્થ સેવેલા છે ॥૨૮॥ માટે મારા શિષ્ય ભગવદ્ભક્ત સર્વ જનોએ ભૂમિમા ગગાદિ તીર્થો યથાશક્તિ આદરથી સદાય સેવવા ( તીર્થયાત્રા કરવી ) ॥૨૯॥ તીર્થયાત્રામા પ્રવર્તેલા જનોએ તે તીર્થોમા સ્નાન દાન ભગવત્પૂજન વૈષ્ણવ બ્રાહ્મણસતર્પણ આદિક યથાશક્તિ કરવુ, તેણે કરીને સર્વ પાપો થકી મુક્ત થાયછે ॥૩૦॥

तीर्थानामपि सर्वेषां देशेऽस्मिंस्तीर्थमुत्तमम् । श्रीद्वारिकापुरीसंज्ञं वर्तते वाञ्छितार्थदम् ॥३१॥ अत्र श्रीरुक्मिणीकान्तो नित्यमेव हि वर्तते । त्वष्ट्रा विरचिते रम्ये कनकोत्तममन्दिरे ॥३२॥ हत्वा यदुकुलं यर्हि प्रभासेऽन्तर्दधेऽच्युतः । तदा कृष्णालयं त्यक्त्वा समुद्रोऽप्लावयत्पुरीम् ॥३३॥ संहृत्य स्वकुलं तत्र जनादृश्यः स ईश्वरः । तन्निजं मन्दिरं सद्यः प्राप्त आस्ते हिताय नः ॥३४॥ अतो मुक्तिपुरीमेतां पुरीं द्वारावतीं विदुः । नैतादृशं परं तीर्थं श्रेयस्कृद्धि कलौ युगे ॥३५॥ तद्यात्रातः प्रकर्तव्या गृहिभिस्त्यागिभिस्तथा । तत्रत्यश्च विधिः कार्यः स्वाधिकारानुसारतः ॥३६॥ गृहस्थानां विशेषेण पुण्यक्षेत्रेषु सद्व्ययः । कर्तव्यो विहितो भक्ताः । सतां

તીર્થોમાં સર્વ થકી સમધિક શ્રીદ્વારિકાપુરી નામનું તીર્થ આ દેશમાં વર્તેછે, કેમકે તે તીર્થ સમસ્ત વાંછિત અર્થને આપનારૂં છે ॥૩૧॥ આ દ્વારિકાપુરીમાં સ્વય વિશ્વકર્માએ વિરચેલા રમણીય કનકમય દિવ્ય ભવનમાં શ્રીરૂક્મિણીકાંત કૃષ્ણ નિરાંત સન્નિધિ પામી રહ્યા છે ॥૩૨॥ જ્યારે તે અચ્યુત–ત્રિકાળમાં પણ અખંડિત ઐશ્વર્યશાળી કૃષ્ણ ભગવાન્ સર્વ યદુકુળને પ્રભાસમાં સંહરીને સ્વય અતર્ધાન થયા ત્યારે સમુદ્રે તે દ્વારાવતીપુરી તે શ્રીકૃષ્ણના દિવ્ય ભવન વિના બધી બોળી દીધી ॥૩૩॥ તે સર્વેશ્વર શ્રીકૃષ્ણ ભગવાન્ ભૂમિના ભારભૂત સર્વ પોતાના કુળને પ્રભાસમાં સંહરીને તત્ક્ષણ અંતર્ધાનમિષથી સ્વયં અદૃશ્ય દિવ્યરૂપ થઈને તેજ દિવ્ય પોતાના ભવનને પામીને આપણા સર્વેના હિતાર્થે સદા સન્નિધિ પામી રહ્યા છે. આ બધો અર્થ શ્રીમદ્‌ભાગવતમા 'द्वारिकां हरिणा त्यक्तां' ઇત્યાદિ વચનથી કહ્યો છે ॥૩૪॥ માટેજ આ દ્વારાવતી પુરીને મુક્તિપુરી કહેછે. આ કલિયુગમાં આવું કલ્યાણકારક તીર્થ બીજુ કોઈ છેજ નહિ ॥૩૫॥ માટે અમારા આશ્રિત ત્યાગિઓએ તથા ગૃહિઓએ અવશ્ય દ્વારિકા તીર્થયાત્રા કરવી. અને તે તીર્થમાં જે સ્નાનદાનાદિરૂપ તીર્થવિધિ કરવાનો કહ્યો છે તે સર્વ યથાશક્તિ યથાધિકાર કરવો ॥૩૬॥ હે ભક્તાઃ ! ગૃહસ્થોએતો વિશેષપણે તીર્થોમાં સદ્વ્યય (ન્યાયોપાર્જીત વિત્તનો તીર્થાદિ-

शुश्रूषणं तथा ॥३७॥ इत्युक्त्वा सकलान्भक्तान्सद्गुरुः स ततो निजान् । सम्बन्धिनश्चालुलोके कोसलान् गन्तुमुद्यतान् ॥३८॥ ज्येष्ठौ द्वौ भ्रातृपुत्रौ च मातुलेयमुवाच सः । कृत्वैव द्वारिकायात्रां यूयं यात स्वकं पुरम् ॥३९॥ अवश्यमेव कर्तव्या यात्रैषा तूद्धवाश्रितैः । कर्तव्यं दर्शनं तत्र श्रीमतो द्वारिकापतेः ॥४०॥ स्नातव्यं गोमतीतोये दानं देयं स्वशक्तितः । कृष्णायुधैः कारणीयं निजवाह्वद्व्याङ्कनम् ॥४१॥ तत्रत्या ब्राह्मणाः सन्तो भोजनीयाश्च शक्तितः । आज्ञावाक्यमिति श्रुत्वा हरेस्तेऽथ तमब्रुवन् ॥४२॥ गमिष्यामो वयं सत्यं स्वामिन् ! द्वारावतीं पुरीम् । तैर्थिकं च विधिं तत्र करिष्यामः स्वशक्तितः ॥४३॥ किन्तु विद्मो वयं नैव दूरदेशागता हरे ! । तद्वर्त्म च निवासार्हान् पथि ग्रामान् पुराणि वा ॥४४॥

કમાં તીર્થદેવમહાપૂજા સાધુબ્રાહ્મણસંતર્પણ આદિક ખર્ચે ) કરવો. તથા સાચા સાધુપુરૂષોની શુશ્રૂષા કરવી ॥૩૭॥ હે રાજન્ ! એ રીતે દ્વારિકાતીર્થયાત્રાનો મહિમા તે સઘળા ભક્તજનોને ઉપદેશીને, પછી સદ્‌ગુરૂ શ્રીહરિએ કોસળ દેશપ્રતિ જવા માટે ઉદ્યમી થએલા પોતાના સંબન્ધિજનોને જોયા ॥૩૮॥ જોઇને શ્રીહરિ મોટા અને ભ્રાતૃપુત્ર નંદરામ ગોપાલરામ અને માતુળપુત્ર માનસારામ પ્રતિ બોલ્યા કે-તમો દ્વારિકાયાત્રાને કરીનેજ તમારે પુરે જાવ ॥૩૯॥ ઉદ્ધવમાર્ગમાં રહેલા જનોએ આ દ્વારિકાયાત્રાતો અવશ્ય કરવીજ. તેમાં શ્રીમાન્-રૂક્મિણીસહિત દ્વારિકાધીશ શ્રીકૃષ્ણનું દર્શન કરવું, ગોમતીમાં સ્નાન કરી યથાશક્તિ દાન દેવું. ત્યાં ભગવાનનાં તપાવેલાં શંખ ચક્રઆદિક આયુધોવડે પોતાના બે બાહુમાં અંકન કરાવવું, ( છાપો લેવી ) ત્યાંના બ્રાહ્મણો અને સાધુઓને યથાશક્તિ ભોજનથી તૃપ્ત કરવા. હે રાજન્ ! આવું ભગવાનનું આજ્ઞાવચન સાંભળીને પછી તે ભ્રાતૃપુત્ર તેમના પ્રતિ બોલ્યા ॥૪૦-૪૨॥ હે સ્વામિન્ ! અમે આપના આદેશથી દ્વારાવતી પુરી પ્રતિ જવા નિશ્ચે સમુત્સુક છીએ અને ત્યાં તૈર્થિક વિધિ યથાશક્તિ કરીશું. કિંતુ હે હરે ! વિદેશવાસી અમે દ્વારિકાનો માર્ગ જાણતાજ નથી અને માર્ગમાં રહેવા યોગ્ય ગ્રામ કે

यदि तद्विद्भवेत्तर्हि साकं तेन तवाज्ञया । यात्रां वयं कुशस्थल्याः कर्तुमद्य व्रजेम वै ॥४५॥ इति तद्वाक्यमाकर्ण्य स स्वामी सर्ववित्तदा । सदःस्थितेषु भक्तेषु तादृशं मुनिमैक्षत ॥४६॥ सच्चिदानन्दनामानमथ तं वीक्ष्य सोऽब्रवीत् । समाधिनिष्ठं निर्भीकमार्षभं भरतं यथा ॥४७॥ साधो! त्वं कृष्णभक्तोऽसि पूज्योऽसीह सतामपि। एतन्मार्गादिभिज्ञोऽसि तदेतान् द्वारिकां नय ॥४८॥ अन्येऽपि सन्ति सन्तोऽत्र नैके यात्रां चिकीर्षवः । शीतकाले व्यतीते ते तत्रायास्यन्ति निश्चितम् ॥४९॥ अयोध्यावासिभिः साकं गन्तुमद्य त्वमर्हसि । वत्सरेऽस्मिन् यत इमे प्रेष्याः सन्ति निजान् गृहान् ॥५०॥ कृत्वा श्रीद्वारिकायात्रां कारयित्वा च सत्वरम् । इहायाहि महाबुद्धे ! त्वमेतान् सुखयन् पथि ॥५१॥ यदेच्छा वासुदेवस्य

નગરને જાણતાજ નથી, જો તેના માર્ગાદિકને જાણનારા સહાયી કોઇ હોય તો દ્વારિકાની યાત્રા કરવા હમણાજ અમો જઇએ ॥૪૩-૪૫॥ હે રાજન્! આવુ નદરામાદિકનુ વચન સાભળીને, તે સમયે સર્વજ્ઞ સર્વસ્વામી શ્રીહરિએ સભામા વર્તતા ભક્તોમધ્યે 'આ કાર્યમા કોણ સમર્થ છે' એમ વિચારતા સચ્ચિદાનંદ નામના મુનિવરને નિશ્ચિત કર્યા પછી તેમને સમાધિ નિષ્ઠાએ કરીને ઋષભદેવના પુત્ર જડભરત સદૃશ નિર્ભય જોઇને ભગવાને એમ કહ્યુ કે-॥૪૬-૪૭॥ હે સાધો ! તમે કૃષ્ણભક્ત છો, માટે સતોએ પણ સપૂજ્ય છો દ્વારિકાના માર્ગાદિકના તમો જાણનારા છો માટે આ નંદરામાદિકને દ્વારકા પ્રતિ લઇ જાવ યદ્યપિ અહીં બીજા પણ બહુ સાધુઓ દ્વારિકાયાત્રામા ઉત્સાહવાળા વર્તેછે તથાપિ આ શીતકાળ યાત્રામા પ્રતિ કૂળ છે, તો શીતસમય વ્યતીત થતા તે સર્વે યાત્રાને નિશ્ચે કરશે આ અયોધ્યાવાસીઓને તો જલદી આજ વર્ષમા પોતાના અયોધ્યાપુરપ્રતિ મોકલવાના છે માટે તમે હમણાજ આ અયોધ્યાવાસિઓની સાથે દ્વારાવતી પ્રત્યે જવાને યોગ્ય છો ॥૪૮-૫૦॥ તો તમો જલદી દ્વારિકાયાત્રા આ નંદરામાદિકને કરાવતા અને માર્ગમા ઉતારા આદિકની સાનુકૂળતા સપાદન કરવાવડે સુખી કરતા થકા ઝટ અહીં આવજ્યો તમે બુદ્ધિમાન્

भविष्यति तदा मुने!। अहमप्यागमिष्यामि साकमेतैर्हि साधुभिः ॥५२॥ इत्युक्तः स महायोगी हरिणा तन्निदेशकृत्। बद्धाञ्जलिपुटो नत्वा विनयेन तमूचिवान् ॥५३॥ आज्ञां ते पालयिष्यामि यथोक्तां प्रीतये तव। पाथेयादि गृहीत्वैव यान्तु सज्जा भवन्त्विमे ॥५४॥ इत्युक्तस्तेन स स्वामी मयरामाभिधं द्विजम्। यात्रामुहूर्तमेतेषां पश्येत्याहाग्रतः स्थितम् ॥५५॥ ततः स ब्राह्मणो वृद्धो दीर्घं पञ्चाङ्गपत्रकम्। सद्यो निष्कासयामास शिरःस्थस्थूलवेष्टनात्॥५६॥ यात्रार्हं तत्र लग्नं स दृष्ट्वा चंद्रबलं तथा। मुहूर्तोऽस्ति शुभः स्वामिन्नवम्यामित्युवाच तम् ॥५७॥ ततः श्रीहरिणादिष्टाः स्वस्व-

છો, જેથી હવે તમને અધિક કહેવાની જરૂર રહેતી નથી ॥૫૧॥ હે મુને! વળી જ્યારે વાસુદેવની ઇચ્છા થશે ત્યારે અમે પણ આ મુનિજનો સાથે આવીશું ॥૫૨॥ હે રાજન્! એ રીતે શ્રીહરિએ કહેલા મહાયોગી સચ્ચિદાનંદમુનિ તેમની અનુજ્ઞાના અનુપાળનમાં અતિશય આદરવાળા થઇ બે હાથ જોડીને તેમને નમસ્કાર કરીને વિનયથી એમ બોલ્યા કે–હે ભગવન્! આપની આજ્ઞાને મસ્તકે ગ્રહણ કરીને આપની પ્રીતિમાટે યથોક્તરીતે પરિપાલન કરીશ. ( યદ્યપિ આપે 'સાધુઓએ એકાકી વિચરવું નહિ' એમ નિષેધ કર્યો છે તેને અનુસારે હુંપણ વર્તુછું, તથાપિ આ આપની આવશ્યકી આજ્ઞા અનુપાળવા એકલો પણ આપના સંબન્ધિઓ સાથે જઇશ ) આ નંદરામાદિકતો ભાતુઆદિક લઇનેજ દ્વારિકાપુર જવા તૈયાર થાવ ॥૫૩–૫૪॥ હે રાજન્! એ રીતે સચ્ચિદાનંદ સાધુએ કહેલા ભગવાન્ શ્રીહરિએ પોતાની આગળજ બેઠેલા મયારામભટ્ટને કહ્યું કે–હે વિપ્રવર! આ નંદરામાદિકને યાત્રામુહૂર્તનું આનુકૂલ્ય જોઇ આપો ॥૫૫॥ તે પછી ભગવાને આજ્ઞા કરેલા તે વૃદ્ધ વિપ્ર માથે રહેલી જબરી જાડી પાઘડીમાંથી લાંબુ પંચાંગપત્ર તત્ક્ષણ કાઢીને તેમાં જોઇને યાત્રાયોગ્ય લગ્નશુદ્ધિ અને ચંદ્રબળને બરોબર વિચારીને બોલ્યા કે–હે સ્વામિન્! માઘશુક્લ નવમીતિથિએ મુહૂર્ત ઉત્તમ શુભ છે ॥૫૬–૫૭॥ ત્યારપછી તે ભગવાને જવાની આજ્ઞા કરતાં સભામાં બેઠેલા બધા ભક્તો તીર્થયાત્રા

स्थानं ययुर्जनाः। शिरसादाय तद्वाक्यं स्वयं स्वावासमागमत् ॥५८॥ ततो भगवताज्ञप्तास्ते शुक्लनवमीदिने । सज्जा बभूवुस्तं नत्वा स्मरन्तो द्वारिकापतिम् ॥५९॥ दत्त्वा स तेभ्योऽपि धनं च वाहानानांसि पद्गांश्च सहेतिपाणीन् । प्रस्थापयामास शुभे मुहूर्ते तान् द्वारिकां भूमिपते ! मुनीशः ॥६०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वृत्तालयमाहात्म्ये चित्रप्रतिमाविधापननन्दरामादिद्वारिकाप्रेपणनिरूपणनामा अष्टाविंशोऽध्यायः ॥२८॥

सुव्रत उवाच—मार्गे व्रजन्तस्त्वरितं ते कृष्णेक्षासमुत्सुकाः । माघकृष्णप्रतिपदि गोमतीं प्रतिपेदिरे ॥१॥ गुग्गुल्याख्यास्तु तत्रत्या

કરવારૂપ તેમનું વચન મસ્તકે ચઢાવીને પોતપોતાને વાસસ્થાને ગયા અને ભગવાન્ પણ પોતાના વાસસ્થાને પધાર્યા ॥૫૮॥ તે પછી નવમીએ, ભગવાને આજ્ઞા આપેલા નંદરામાદિક સંબન્ધિઓ તેમને પ્રણામ કરીને દ્વારિકાધીશનું સ્મરણ કરતા થકા યાત્રામાટે તૈયાર થયા ॥૫૯॥ હે ભૂમિપતે ! સતાંપતિ શ્રીહરિએ તેમને યાત્રોપયોગી ધન આપીને, બેસવા માટે અશ્વો, ભાર ભરવા માટે ગાડાં અને હસ્તમાં આયુધધારી પદાતિઓ, આ બધું યાત્રાની અનુકૂળતા માટે આપીને શુભ મુહૂર્તમાં તેમને દ્વારિકાંપ્રતિ વિદાય કર્યા ॥૬૦॥ ઇતિશ્રી સત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે વૃત્તાલયમાહાત્મ્યે ચિત્રપ્રતિમાવિધાપન–નંદરામાદિદ્વારિકાપ્રેપણનિરૂપણનામા અષ્ટાવિંશોઽધ્યાયઃ ॥૨૮॥

## [1]અધ્યાય ૨૯ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! તે આ નંદરામાદિક વિપ્રો ભગવાન્ શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની ઉત્કટ ઉત્કંઠાને લીધે ત્વરાથી માર્ગમાં ચાલતાં માઘ માસના કૃષ્ણપક્ષની પડવાતિથિએ જુની દ્વારિકાને પામીને ત્યાં રહેલા

૧ આ અધ્યાયમાં આરાવણ નામના ગામમા તીર્થયાત્રાર્થે આવેલા જનો થકી ધનને તપ્તમુદ્રાના શુલ્ક (કર–જગાત) પણે બળાત્ અપહરણ કરતા તીર્થવાસિઓનું નિર્દયપણું નિરૂપણ કર્યું છે.

धनमात्रप्रिया द्विजा । स्नानं तत्र ददुर्नैतान् वित्तग्रहणमन्तरा ॥२॥ तदा तु गृहिणो दत्त्वा द्रव्यं तेभ्यस्तदीप्सितम् । नन्दरामाद्यश्च कुर्गोमत्यां स्नानमादरात् ॥३॥ निष्किञ्चनस्य तीर्थे स्यात्प्रतिबन्धो न कुत्रचित् । इति ते सच्चिदानन्दमपृष्ट्वा स्नानमाचरन् ॥४॥ स गोमर्ती प्राप्य मुनिर्व्रजति स्म शने शने. । कृष्णक्रीडास्थानवीक्षा स्मृततन्मूर्तिलीनहृत् ॥५॥ तं त्यागिराजमपरिग्रहमात्मनिष्ठं यान्तं गजेन्द्रमिव विस्मृतदेहभावम् । निष्किञ्चनं मुनिमपि क्षितिदत्तपिण्डं ध्वाङ्क्षा इव क्षितिपतेऽर्थिजना. प्रवव्रु. ॥६॥ सङ्कृष्यमाणवस

ગોમતી નામના તીર્થને પામ્યા ॥૧॥ ત્યા જે તીર્થવાસી ગુગળી નામના બ્રાહ્મણો ધનેલુબ્ધ હતા તેમણે વિત્તગ્રહણ વિના ગોમતીમા સ્નાન કરવાનો અવકાશ નજ આપ્યો (સ્નાન કરતા અટકાવ્યા) ॥૨॥ તે સમયે નંદરામાદિક વિપ્રોએ ગૃહસ્થાશ્રમી હોવાથી દ્રવ્ય તેમની ઈચ્છાને અનુસારે તેમને આપીને ગોમતીમા સ્નાન આદરથી કર્યું ॥૩॥ 'નિષ્કિંચન ત્યાગધર્મનિષ્ઠ સાધુઓ પાસેથી આ ધન લેવાનો આગ્રહ કોઈ પણ તીર્થમા સ્નાન માટે નજ હોય' એમ પોતાની મેળેજ પોતાના મનમા તેઓ નિશ્ચય કરીને સચ્ચિદાનંદ સાધુને પુછ્યા વિનાજ (વિત્ત વિના એમને સ્નાન શી રીતે થશે ? આ શુ કરશે ? એમ નહિ વિચારીનેજ) સ્વય તે સર્વેએ સ્નાન કર્યું ॥૪॥ તે આ મુનિ તો ગોમતીતીરને પામીને ભગવાન્ શ્રીકૃષ્ણના તે તે વિહાર સ્થાનોના દર્શન કરતા, એકદમ સ્મૃતિ માર્ગમા ચડી આવેલી કૃષ્ણની દિવ્ય મૂર્તિમા વિલીન ચિત્તવૃત્તિવાળા, માટેજ શિથિલ ઇન્દ્રિયોવાળા થતા મદમદગતિથી માર્ગમા ચાલતા થયા (ગોમતીમા સ્નાન કરવા તેના તીરમા ફરવા લાગ્યા) ॥૫॥ હે ક્ષિતિપતે ! તે આ પદાર્થમાત્રના પરિગ્રહે રહિત, આત્મામાજ એક નિષ્ઠાવાળા, માટેજ અતરારામ હોવાથી બાહ્ય દેહિકાદિકના અભિમાને રહિત, ગજેન્દ્રની પેઠે જતા ત્યાગિરાજ સચ્ચિદાનદ સાધુને જોઇને ધન માગવાનાજ એક સ્વભાવવાળા બ્રાહ્મણાદિ ભિક્ષુક જનો, ભૂતળ ઉપર મુકેલા પિંડની ચોમેર કાગડાઓજ જેમ અથવા તીર્થમાં શ્રાદ્ધ કરીને દર્ભચટુ ઉપર પિતાદિ પિંડને આરોપણ કરનારા પુરુષની ચોમેર

नोऽपि यदा स किञ्चिन्न क्षोभमाप शिशुकैस्तरुणैश्च वृद्धैः। तं तर्हि केचिदविदन् कपटोपधर्ममुन्मत्तमेव कतिचित्कतिचिच्च मत्तम् ॥७॥ हित्वा तं ते ततस्तूर्णं स्नातोऽयोध्यानिवासिनः। तान् दृष्ट्वाऽभ्यापतन् दूरात्तैर्थिका दक्षिणार्थिनः ॥८॥ अशक्तः सोऽथ चलितुं निषसाद तदाध्वनि। अवस्थात्रयमुल्लङ्घ्य समाधिं ब्रह्मणि ह्यगात् ॥९॥ स्नात्वा ते कोसला दत्त्वा विप्रेभ्यो दक्षिणादि च। साधोस्तस्यान्तिकं तूर्णमागत्य ददृशुश्च तम् ॥१०॥ समाधिस्थं तमालक्ष्य तत्स्वरूपविदो हि ते। क्षणं विचिन्त्य तं मार्गादुत्तोल्यान्यत्र सन्न्यधुः

તીર્થના કાગડાજ જેમ એમ મુનિનીપણ ચોમેર વીંટાઈ વળ્યા ॥૬॥ તેમને વીંટાઈ વળીને તે બાળકો યુવાનો અને વૃદ્ધો સરખીજ રીતે ધનૈકલુબ્ધ હોવાથી 'આપો આપો' એમ પીડા કરતા થકા વસ્ત્રને અહીંતહીં ખેંચવા મંડી પડ્યા. પોતાના વસ્ત્રને ચોમેર ખેંચાખેંચ કરે છે તથાપિ આ મુનિ જ્યારે કિંચિત્ પણ ક્ષોભને પામ્યા નહિ ત્યારે તેમને કોઈ અર્થી જનોએ 'આ કોઈ કપટથી પાખંડ વેષધારી છે' એમ જાણ્યા, તો કોઈ અર્થી જનોએ 'આ કોઈ ઉન્મત્ત–રોગાદિકથી વિક્ષિપ્ત ચિત્તવાળો છે' એમ જાણ્યા તો કોઈ અર્થિજનોએ 'આ કોઈ મત્ત–ગાંજો ભાંગ્ય આદિકથી વિક્ષિપ્ત ચિત્તવાળો છે' એમ જાણ્યા ॥૭॥ એમ જાણીને પછી તે તીર્થવાસિઓ તે મુનિને પડતા મુકીને તે નંદરામાદિકને સ્નાન કરતા દૂરથી દેખીને દક્ષિણાની આશાથી તત્કાળ પાસે આવીને વીંટાઈ વળ્યા ॥૮॥ અનંતર સચ્ચિદાનંદમુનિ ચાલવા માટે અશક્ત થતાં ગોમતી જવાના માર્ગમાંજ બેસી ગયા. તેજ ક્ષણમાં જાગ્રતાદિ ત્રણ અવસ્થાઓને અતિક્રમ કરીને (અતીત) સમાધિલક્ષણવાળી શ્રીકૃષ્ણાખ્ય પરબ્રહ્મસ્વરૂપમાં લીનતાને પામી ગયા ॥૯॥ તે નંદરામાદિક વિપ્રો ગોમતીમાં સ્નાન કરી તે ગુગળીપ્રમુખ તીર્થવાસી યાચક જનોને દક્ષિણાદિ આપીને, તત્કાળ તે સાધુની સમીપે આવ્યા. તેમને તેવા જોઇને ક્ષણ વિચાર કરીને તેમના સ્વરૂપને જાણતા તેઓ 'તે આ મુનિ હમણાં સમાધિને પામેલા વર્તે છે' એમ વિનિશ્ચય કરીને, 'એમની માર્ગમાં સ્થિતિ ઉચિત નથી' એમ માનીને તેમને ત્યાંથી ઉપાડીને અન્યત્ર સ્થાપન કર્યા

॥११॥ गोपालो नन्दरामाख्यं भ्रातरं तमथाब्रवीत् । अतः परं किं विधेयमस्माभिस्तीर्थचारिभिः ॥१२॥ तदा तु मानसारामः प्राहैनं साधुमध्वनि । वयं कथं नु नेष्यामो हित्वा गच्छेम वा कथम् ॥१३॥ तस्मादिहैव स्थातव्यमस्माभिरिति भाति मे । गोपालस्तं तदा प्राह साधुमेनमवैम्यहम् ॥१४॥ महान्समाधिनिष्ठोऽयं स्थितिरस्यास्ति भूयसी । कचिद्दिनानां नितयं पञ्चकं दशकं च वा ॥१५॥ समाधौ तिष्ठति कापि दिनानि दश पञ्च च । इत्थं समाधेर्नियमो नास्त्यस्येत्येव वेद्म्यहम् ॥१६॥ नन्दरामस्तदोवाच यात्रां कृत्वा वयं द्रुतम् । अष्टभिर्नवभिर्वाऽत्र ह्यायास्याम: पुनर्दिनैः ॥१७॥ तीर्थेषु नास्ति साधूनां चिन्ता कुत्रापि भूतले । तीर्थमेव गृहं यस्मात्तेषा

॥१०-११॥ અનંતર ગોપાળરામ તે નંદરામ નામના ભ્રાતા પ્રતિ બોલ્યા કે—આ સાધુ સમાધિને પામ્યા છે તે ક્યારે સમાધિ થકી ઉઠશે, એતો અનિશ્ચિત છે, તો અત પર તીર્થયાત્રામા પ્રવર્તેલા આપણે શુ કરવુ ? ॥૧૨॥ તે સમયે શ્રીહરિના મામાના પુત્ર માનસારામ વૃદ્ધ હોવાથી પુછ્યા વિના પણ બોલ્યા કે—આપણે માર્ગમા આવા આ સાધુને સાથે શી રીતે લઈ જઇ શકીશુ ? અથવા અહીં એમને પડ્યા મુકીને પણ આપણાથી કેમ જવાય ? એમને પડ્યા મુકીને જવુ તે ઉચિત નથી, માટે આ સમાધિમાથી ઉઠે ત્યા સુધી અહીંજ આપણે રહેવુ એમ મને જણાય છે હે રાજન્ ! તે સમયે ગોપાળરામ માનસારામ પ્રતિ બોલ્યા કે—આ સાધુનો મહિમા હું જાણુ છુ, આ તો મહાન્ છે, સમાધિમા એમની સ્થિતિ બહુ આરૂઢ છે, આ સાધુ ક્યારેક ત્રણ દિવસપર્યંત, તો ક્યારેક પચદિનપર્યંત તો કદાચિત્ દશદિન પર્યંત, તો કદાચિત્ પદરદિવસપર્યંત સમાધિસપન્ન રહેછે (તેમાથી ઉઠે નહિ) ॥૧૩-૧૫॥ તો ફેરીને એમને સમાધિસ્થિતિ થકી બહાર આવવાના દિવસનો નિયમ છેજ નહિ એમના આ મહિમાને હુ જાણું છુ ॥૧૬॥ તે અવસરે નંદરામ બોલ્યા કે—જો એમજ હોય તો આપણે યાત્રા કરીને આઠ કે નવ દિવસમા વહેલા અહીં પાછા આવતા રહીશુ સાધુઓને તીર્થોમા કે ભૂતળમા ક્યારેય પણ કાંઈ પણ ભયસ્થાન નથી, કેમકે

प्राहुः पुरातनाः ॥१८॥ इति तद्वाक्यमाकर्ण्य तथेत्युक्त्वा च तावुभौ । उषित्वा तद्दिने तत्र परेद्यु प्रययुस्तत. ॥१९॥ धनमारा वणग्रामे दत्त्वा ते तत्समुद्रिकाः । गृहीत्वा प्रययु' शीघ्रं शङ्खोद्धारं हरे. प्रियम् ॥२०॥ तैर्थिकेभ्यो धनं दत्त्वा तत्र श्रीद्वारिकापते' । चक्रुस्ते दर्शनं भक्त्या तत्पूजां च स्वशक्तितः ॥२१॥ स्ववित्तस्यानु सारेण तैर्थिकं सकलं विधिम् । कुर्वन्तो न्यवसंस्तत्र ते दिनानां तु पञ्चकम् ॥२२॥ ततस्तमेव हृदये चिन्तयन्तो दिवानिशम् । सन्तं तूर्णमुपाजग्मुर्गोमतीं कोसलद्विजा. ॥२३॥ अथासौ सच्चिदा नन्दो मुनिः कोसलवासिषु । शङ्खोद्धार गतेष्वेव तद्दिने व्युत्थि तोऽभवत् ॥२४॥ विदित्वा तान् गतान्सर्वान् गोमतीं स्नातुमभ्य-

તેઓને 'તીર્થ એજ ગૃહ છે' એમ પૂર્વના વિબુધો કહેછે ॥૧૭-૧૮॥ હે રાજન્! આવુ નંદરામનુ વચન સુણીને તે બન્ને ગોપાળરામ માનસારામ 'તારે એમજ કરીએ' એમ કહીને તે દિવસે ત્યાજ રહીને બીજે દિવસે ત્યાથી ત્રણેય જણા ચાલી નીકળ્યા ॥૧૯॥ ચાલી નીકળેલા તેઓ આરાવણ ગામને પામીને ત્યા ધન આપીને તપ્તમુદ્રા લઇને, ભગવાનને પ્રિય શખો દ્ધાર (સમુદ્રની ખાડી ઉતરીને) ગયા ॥૨૦॥ ત્યા તીર્થવાસી વિપ્રોને તેઓ એ વિત્ત આપીને શ્રીદ્વારિકાપતિનુ દર્શન ભક્તિથી કર્યુ અને તેમની મહા પૂજા યથાશક્તિ કરી ॥૨૧॥ તેઓ યથાધન તીર્થોચિત સર્વ વિધિ કરતા થકા શખોદ્ધારમા પાચ દિવસ રહ્યા ॥૨૨॥ તે પછી તે મુનિનુજ અહર્નિશ હૃદયમા ચિંતવન 'કેવી સ્થિતિ થઈ હશે એમ' કરતા તે અયોધ્યાવાસી વિપ્રો તીર્થવિધિ સમાપ્ત થતા જલદી ત્યાથી નીકળીને ગોમતી પ્રતિ આવ્યા ॥૨૩॥ (હવે મુનિનુ વૃત્તાત કહેછે) સમાધિને પામેલા સચ્ચિદાનદમુનિ તો અયોધ્યાવાસી વિપ્રો જે દિવસે શખોદ્ધાર ગયા તે દિવસેજ સમાધિ માથી બહાર આવ્યા ॥૨૪॥ બહાર આવેલા મુનિ તે સર્વ નદરામાદિકને શખોદ્ધાર (બેટ) ગએલા જાણીને, પોતે સ્નાન કરવા ગોમતીતીરે ગયા, પણ ત્યા રહેલા ગુગળી દ્વિજોએ તો આ મુનિને સ્નાન માટે ગોમતીમા અવકાશ નજ આપ્યો કારણ કે તેમને અકિંચન આ મુનિ થકી કશુ ધન

गात् । स्नातुं न दत्तं तत्रत्यैर्द्रव्याभावाद्द्विजादिभिः ॥२५॥ अधनं चास्पृशन्तं स्त्रीः स्वामिशिष्यमवेत्य तम् । कोऽप्यन्नमपि न प्रादा दीर्ष्यया तैर्थिकः पुमान् ॥२६॥ अनादृतशरीरश्च प्रत्यग्वृत्तिरसा वपि । आहारार्थं मुनिर्नान्नं तत्रायाचत कञ्चन ॥२७॥ तत. स गोमतीतीरे दिनत्रयमुपोषितः । तस्थौ तथापि न स्नातुं दत्तं तैर्निर्दया त्मभि. ॥२८॥ ततः स प्रययौ जानन् हरेरिच्छां हि तादृशीम् । जितक्रोधो जिताहार. प्रापदाराचणं नृप ! ॥२९॥ ततमुद्राप्तये तत्र समन्तान्निर्धनाञ्जनान् । क्षुधार्तान् रुदतो वीक्ष्य तन्नामान्वर्थमप्य-

મળ્યું નહિ ધનલુબ્ધી શું ન કરે ? સર્વ અકાર્યને કરે ॥૨૫॥ તે મુનિને સ્ત્રી દ્રવ્યના પ્રસગથી અત્યત વિમુખ હોવાથી 'આ સ્વામિનારાયણનો શિષ્ય સાધુ છે' એમ જાણતા અસૂયાને લીધે તે તીર્થવાસી વિપ્રાદિક કોઇએ પણ તેમને અન્નમાત્ર પણ નજ આપ્યુ તે આ તીર્થવાસીઓ તો ખરેખર શોચ નીયજ છે, જેમને પરોત્કર્ષમા અસૂયા વર્તેછે, તેમા પણ લોકાનુગ્રહ માટે અવતરેલા ભગવાન્ સ્વામી નારાયણના દિવ્ય ઐશ્વર્યમા અત્યસૂયા વર્તેછે, આસુરોની આવીજ પ્રકૃતિ હોય છે અસુરોજ ઘણુ કરીને તીર્થનુ ગૌરવ ખડન કરવા વિપ્રાદિવિષથી આવિર્ભવેછે ॥૨૬॥ જ્યારે કોઇએ પણ અન્ન આપ્યુ નહિ ત્યારે આ પણ મુનિવર સદા બ્રહ્મનિષ્ઠ હોવાથી અતર સન્મુખ વૃત્તિ રાખતા, ક્ષુધાપિપાસાદિ આદ્ય શારીર વૃત્તિનો અનાદર કરીને દેહધાર ણમાત્રમા ઉપયોગમા આવતા અન્નને પણ કોઈ પણ જન થકી નહિ માગ વાથી ત્રણ દિવસ ઉપવાસી રહીને, તેજ ગોમતીતીરમા સ્નાન કરવા બેઠા તથાપિ તે નિર્દય હૃદયના તૈર્થિકોએ અતે સ્નાન કરવાનો અવકાશ નજ આપ્યો તો પણ તે નિર્દયોવિષે દોષને લેશપણ નહિ ચિંતવન કરતા થકા 'શ્રીહરિની ઈચ્છાજ આવી છે' એમ માનીને આ જીતક્રોધ જીતાહાર મુનિ ત્યાથી ચાલી નીકળીને આરાવણ ગામને પામ્યા ॥૨૭-૨૯॥ ત્યા તપ્તમુદ્રા લેવા માટે ભેગા થએલા, અકિંચન, (જેમની પાસે કાઈ પણ નથી) માટે તપ્તમુદ્રા આપનારા ધનલુબ્ધીને ધન આપવા અસમર્થ, માટેજ તપ્તચ-ક્રાકનને નહિ પામેલા, ક્ષુધાતર, પણ અન્નને નહિ પામેલા, માટેજ ક્ષુધા-

वेत् ॥३०॥ द्व्यहोपवासान्कतिचित्स तत्र त्र्यहोपवासान्कतिचिच्च पुंसः । कांश्चिच्च पञ्चाहनिरन्नदेहानपश्यदेकान्पडहोपवासान् ॥३१॥ वृद्धांश्च बालान् रुदतश्च दीनान् क्षुत्क्षामतुन्दांश्च विवर्णवक्त्रान् । स्त्रीश्च क्षुधा पृष्ठविलग्नतुन्दाः श्वासावशेषाः पतिता विचेष्टाः ॥३२॥ मार्गे वने तस्करलुण्ठितस्वान् क्षुत्क्षीणदेहान्कतिचिच्च विप्रान् । साधूंश्च वित्तातय आर्यमानान् स तप्तमुद्राधिकृतैर्लुलोके ॥३३॥ उपोषणास्पष्टविलम्बिवाचः प्रकुर्वतोऽलं शपथांश्च भूयः । स

બાધા નહિ સહન થવાથી બહુ રોદન કરતા એવા જનોને જોઇને આ મુનિએ તે સ્થાનનું 'આરાવણ' એવું નામ પણ સાર્થક જાણ્યું (આ–સમન્તાત્–સઘળે ઠેકાણે રાવણ–જનોનું આક્રદન અધિક જેમાં છે, આવા યોગાર્થથી સાર્થક નામ જાણ્યું) ॥૩૦॥ (મુનિએ જોએલા જનોને વિશેષણ આપીને તે સ્થાનનું આરાવણપણું સ્પષ્ટ કરી આપેછે) ત્યાં અન્ન નહિ મળવાથી અને તપ્તમુદ્રા નહિ મળવાથી કેટલાકને એક દિવસના ઉપવાસી, તો કેટલાકને બે દિવસના ઉપવાસી, તો કોઈકને ત્રણ દિવસના ઉપવાસી, તો કેટલાકને પાંચ દિનના ઉપવાસી, તો કોઈકને છ દિવસના ઉપવાસી દીનદીન જનોને આ મુનિએ જોયા ॥૩૧॥ વળી રડતા બાળકો અને દીન વૃદ્ધોને ક્ષુધાવડે આતુર, કૃશ, માટેજ કૃશ ઉદરવાળા અને મ્લાનમુખવાળા જોયા. વળી ત્યાં સ્ત્રિયોને ખાવાનું નહિ મળવાથી પૃષ્ઠભાગસાથે ઉંડાં ચોટી ગયાં છે પેટ જેમનાં, માટેજ શ્વાસજ એક અવશેષ જેમાં રહ્યો છે, ભૂતળઉપર કરપાદાદિકની ચેષ્ટાએ રહિત થઈ શબવત્ છતાપાટ પડી રહેલી એવીને મુનિએ જોઈ ॥૩૨॥ વળી વનમાં કે માર્ગમાં ચોરોએ બળાત્ ચોરી લીધાં છે ધન જેમનાં અને અન્ન નહિ મળવાથી ક્ષીણ શરીરવાળા કેટલાક વિપ્રોને અને બીજા વેરાગી વિગેરે કેટલાક સાધુઓને તપ્તમુદ્રા આપવાના અધિકારમાં રહેલા જનોએ ધનપ્રાપ્તિમાટે બહુ પીડા પમાડાતા એવાને મુનિએ જોયા ॥૩૩॥ વળી કેટલાક નિર્ધન, અનેક ઉપવાસ થવાથી સ્પષ્ટ બોલવામાટે પણ અસમર્થ, 'અમારી પાસે ધન નથી, ક્યાંથી આપીએ, જો હોય તો અમારો એકનો એક છોકરો મરી જાય' એમ

निर्धनानप्यतिगालिदानैर्भ्रचष्ट चान्यैरपि भर्त्स्यमानान् ॥३४॥
फाश्चिच साधूञ्म्रियमाणदेहान्क्षुदग्निदग्धानवगत्य नि स्वान्। रुषा
ऽऽत्तमुद्रैरतिदाह्यमानान् दृष्ट्वा स योगी दयया चकम्पे ॥३५॥
तत स तत्र विचरंस्तप्तमुद्राप्रदान्तिकम् । गत्वाऽब्रवीत्कृष्ण
भक्ता ! कुरुताचाङ्कन मम ॥३६॥ हसंस्तदाब्रवीत्कश्चिदङ्कयताम्
पशो ह्ययम्। अन्य प्राह तदा धूर्ता आयान्त्येतादृशा कुत ॥३७॥
केचित्तं साधुमवदन् धन दत्त्वाङ्कितो भव। धन नारीं च न वय
स्पृशाम इति सोऽब्रवीत् ॥३८॥ त ऊचुस्तव कन्थाया रूप्यमुद्रा

વારે વારે અત્યત સોગન ખાતા દીન જનોને બીજાપણ ( અધિકારી નહિ ) ધનેકપર બ્રાહ્મણાભાસ પાપીઓએ બહુ ગાળીદાનાદિવડે તિરસ્કાર કરાતા એવાને મુનિએ જોયા ॥૩૪॥ વળી તપ્તમુદ્રા લેવામા પરા શ્રદ્ધાએ સપન્ન પણ તે નહિ મળવાથી બહુદીન, જઠરાગ્નિથી પ્રદીપ્ત અગવાળા, (ક્ષુધાતુર) માટેજ મૃતપ્રાય શરીરવાળા કેટલાક વેરાગી સાધુઓને બરોબર પરીક્ષા કરવાથી આ નિર્ધન છે એમ નિશ્ચય કરીને દ્રવ્ય નહિ મળવાથી ઉપજેલા ક્રોધથી તે તપ્તમુદ્રાના અધિકારીઓએ તીવ્ર તપાવેલી તપ્તમુદ્રાવડે નિર્દયપણે બહુ ભારદેવાપૂર્વક દઝાડેલા એવાને જોઇને આ મુનિ દયાવશાત્ થરથર કપવા લાગ્યા ॥૩૫॥ ત્યારપછી તે આ મુનિવર તે આરાવણ ગામમા વિચરતા થકા તપ્તમુદ્રા આપનાર જનની પાસે જઇને બોલ્યા કે–હે કૃષ્ણ ભક્તો ! શ્રીકૃષ્ણના દર્શનનીજ એક લાલસાવાળા યાત્રાર્થી મને સાધુને આજ તપ્તમુદ્રા આપો ॥૩૬॥ ત્યારે કોઈ અધિકારી હસતો હસતો બોલ્યો કે–આ અપૂર્વ કોઈ વૃષભ આવ્યો છે તેને આકો ત્યારે વળી બીજો કોઈ અધિકારી બોલ્યો કે–આવા ધૂર્તો ક્યાથી અહીં આવેછે ॥૩૭॥ ત્યારે વળી બીજા કોઈ મુનિપાસે આવીને બોલ્યા કે–ધન આપીને અકિત થાવ ( છાપ લ્યો ) શુ સ્તબ્ધ થઈ રહ્યા છો ત્યારે મુનિવર બોલ્યા કે–અમારી પાસે ધન ક્યાથી હોય ? અમે તો નારીનો અને ધનનો સ્પર્શજ કરતા નથી ત્યારે તે તપ્તમુદ્રા આપનારા બોલ્યા કે–સાધુવેષધારી તારી કન્થામા ( ગોદડીમા ) દ્રવ્ય હોયજ ત્યારે તેઓની

भवन्ति वै । तदा स तु ददौ कन्थां ते व्यचिन्वंश्च तां ततः ॥३९॥ अदृष्ट्वा तत्र ते वित्तं दूरे तां चिक्षिपुर्नराः । तदाह चारणः कश्चित्कौपीनेऽस्य भवेद्धनम् ॥४०॥ रक्षन्ति प्रायशस्तत्र सन्तो वित्तं जटास्वपि । कौपीनात्सीवितं ह्यस्तन्मया निष्कालितं सतः ॥४१॥ निष्कास्यमाने कौपीने तैः स साधुरुवाच तान् । स्वामिनारायणीयानां कौपीने तन्न सम्भवेत् ॥४२॥ क्रोधात्तदोचुः श्रुत्वा तां स्वामिनारायणाभिधाम् । लक्षशो रूपकाः सन्ति त्वद्गुरोरन्तिके किल ॥४३॥ गत्वाऽऽनय भृशं वित्तं यदि ते धार्यमङ्कनम् । त्वां तु नैवाङ्कयिष्यामो ह्यगृहीत्वेप्सितं धनम् ॥४४॥ गच्छ गच्छाऽऽश्वितो दूरमित्युक्त स तु योगिराट् । उपाविशत्तदोपेत्य दीर्घा

શકા ટાળવા મુનિએતો તેમના હાથમા પોતાની કથા આપી તે પછી તે નરોએ 'કન્થામા ધન હશે' એમ માનીને તેમા બહુ ખોળ્યુ ખોળતા તેમા ધન નહિ જોઇને તે કથાને દૂર ફેંકી દીધી ત્યારે વળી કોઈ ચારણ જ્ઞાતીનો ત્યાનો બીજો અધિકારી બોલ્યો કે–આ મુનિના કૌપીનમા ધન હોવુજ જોઇએ સાધુવેષધારી વેરાગીઓ જટામા અને કૌપીનમા પણ બહુધા ધન રાખેછે ગઈ કાલેજ મેં કોઈ વેરાગીના કૌપીન થકી તેમા સીવીને સતાડેલુ ધન કાઢ્યુ હતુ ॥૩૯–૪૧॥ તે ચારણનુ વચન સાભળીને તેઓએ મુનિનુ કૌપીનપટ કાઢવા માડતા મુનિવર બોલ્યા કે–સ્વામિનારાયણીયોને તે સભવેજ નહિ કૌપીનમા ધન રાખનારા તો તે બીજા છે અમે તો શ્રીસ્વામિનારાયણના ચરણકમળના સમાશ્રયવાળા ત્યાગીઓ એમના ચરણૈકધનવાળા છીએ ॥૪૨॥ તે સમયે તેઓ તે સ્વામિનારાયણનામ સાભળતાજ તીવ્ર કોપવેગાવિષ્ટ થઇને બોલ્યા કે–હે મુને! તારા ગુરૂ સ્વામિનારાયણ પાસે તો લાખો રૂપીયા નિશ્ચે છે ॥૪૩॥ તો ત્યા જઇને ઘણું ધન લઈ આવ્ય પછી અમે તને તપ્તમુદ્રા આપીશુ અમારી ઇચ્છાપર્યાપ્ત ધન જો લાવીને નહિ આપુ તો તને સ્વામિનારાયણીયાને તો તપ્ત મુદ્રા નહિજ મળશે માટે 'અહીંથી જલદી દૂર જતો રહે' એમ તેઓએ વારવાર તિરસ્કાર પૂર્વક કહેતા તે યોગીન્દ્ર મુનિ તો તે સમયે ત્યાથી

लवणवेदिकाम् ॥४५॥ अद्य श्वो वा परश्वो वा तप्तमुद्राङ्कनं मम । एते कर्तार इत्येव तत्र निश्चित्य सोऽवसत् ॥४६॥ लभमानान् जनान्दीनानार्तनादाश्च कुर्वत. । पश्यंस्तद्ग्रामनैर्घृण्यं क्रूरेभ्योऽप्यधिक ह्यवेत् ॥४७॥ ददाति तत्र यो वित्तं तप्तमुद्रां स एव हि । प्राप्नोतीतीक्षमाणोऽसावेतदद्भुतमैक्षत ॥४८॥ एक कश्चन दीर्घधूसरजटागुम्फोल्लसन्मस्तक शोणव्यात्तकराललोचनयुग व्याल्लक्ष्यभङ्गामद । भस्मोद्धूलनमञ्जनाचलनिभे गात्रे दधत्तुङ्ग हृत् सत्साप्यथिपिटं करेण च दधत्कार्ष्णायसं सनगात् ॥४९॥ आक्रोशन्नतिदीर्घघर्घररवै श्रीद्वारिकाधीश्वर मार्कों लिङ्गपर्टी च

ખસીને દીર્ઘ-લાબી લઘનવેદિકા (લાધણચોરો)ને પામીને ત્યા બેઠા ॥૪૪-૪૫॥ ત્યા બેસીને 'યદ્યપિ હમણા મને એમણે કાઢી મુક્યોછે પણ આજ કે કાલે કે પરમ દિવસે મને એનાએજ તપ્તમુદ્રા આપશેજ' એમ મનમા ધારીને આ મુનિ ત્યાજ રહ્યા (બીજે સ્થળે ગયા નહિ) ॥૪૬॥ ખાવાનુ નહિ મળવાને લીધે દીન અને ધનના અભાવને લીધે અને પોતાના મનોરથની સિદ્ધિ નહિ થવાથી અતિશય આક્રદન કરતા એવા જનોને જોઇને દયાળુ મુનિએ તે ગામના વાસિઓનુ નિર્દયપણુ ક્રૂર-હિંસક વ્યાઘ્રાદિ મૃગોથકી પણ અત્યધિક જાણ્યુ ॥૪૭॥ આરાવણુ ગામમા જે જન ધનને આપેછે તેજ તપ્તમુદ્રાને પામેછે, બીજો નહિ, તે આ બાબતને ક્ષણે ક્ષણે પ્રત્યક્ષપણે અનુભવ કરતા આ મુનિએ ત્યા એક અદ્ભુત જોયુ ॥૪૮॥ (તેનેજ હવે કહે છે) આવા અવસરમા કોઇ-લાબા ભુખરા ગુથેલા જટા મડળને મસ્તકે ધારી રહેલો, લાલચોળ ફાડેલા વિકરાળ લોચનયુગળવડે સ્પષ્ટ દેખાતો છે ભાગ્યપાનનો મદ જેનો, (ભાગ્ય પિવાથી લાલચોળ નેત્ર વાળો) કાજળના પર્વત જેવા અતિકાળા પ્રૌઢ શરીરમા અધેય ધોળી ભસ્મ ચોળી રહેલો, ઉન્નત ઉર સ્થળ જેનુ છે, ભયકર આકારવાળો, કાળા લોખડનો અતિલાબો કડાવાળો ચીપિઓ હાથમા ધારી રહેલો આવો એક ખાખી નામનો વેરાગી સાધુ તપ્તમુદ્રા લેવા ત્યા આવ્યો ॥૪૯॥ વળી ભક્ત્યતિશયને જણાવતો હોય એમ અતિદીર્ઘ ઘોઘરા ઘોષવડે વારંવાર 'જય

लोहरचितं कट्यां दधच्छृङ्खलम् । तिर्यक्प्रेक्षणभीपितार्भकगणः स्तूर्णकम' श्मश्रुलस्तत्रैत्याह स निर्भयोऽङ्कयत मामचेति मुद्राप्रदान् ॥५०॥ निर्भयं भाषमाणं तं दूरं गच्छेति वादिनः । अभर्त्सयन्राजभृत्या न चचाल तथापि सः ॥५१॥ स्वाननादृत्य तिष्ठन्तम ङ्क्यमानजनान्तरे । क्रोधरक्तेक्षणा दधुर्वलिष्ठा राजपूरुषाः ॥५२॥ वलित्वाद्दुर्धरोऽप्यन्यैर्धृत्वा स प्रसभं च तैः । तूर्णं निष्कासितो दूरे मुष्टिकूर्परताडनैः ॥५३॥ वह्नन् पराभावयितुं वलिष्ठोऽपि न शक्नुवन् । स तान्प्राहास्म्यहं साधुस्त्यागी चाप्यपरिग्रहः ॥५४॥

श्रीद्वारिकाधीश्वर' એવા નામને આક્રોશપૂર્વક ઉચ્ચારતો, કટિમા ત્રણ સેરીની જાડી મુંજની મેખળા અને લોખડની સાકળને ધારી રહેલો, લિંગનુ આચ્છાદન થાય એટલાજ કૌપીનના કટકામાત્રને ધારી રહેલો, (નગ્નપ્રાય) વાકા પ્રસારેલા ક્રૂરનિરીક્ષણથી બાળકવર્ગને બહુ બીવરાવતો, સત્વર ગતિવાળો, ભયકર લાબા મુખ કેશવાળો આવો તે ખાખી તપ્તમુદ્રા આપનાર અધિકારી પુરૂષપાસે આવીને નિર્ભયપણે (આજ્ઞા કરતો હોય એમ) હમણાજ મને તપ્તમુદ્રા આપો એમ તેમના પ્રતિ બોલ્યો ॥૫૦॥ તે સમયે નિર્ભય બોલતા તે ખાખીને રાજભૃત્યોએ 'દૂર જા દૂર જા' એમ બોલતા થકા બહુ તિરસ્કાર કર્યા તથાપિ તે ખાખી ત્યાથી ખશ્યોજ નહિ ॥૫૧॥ તે સમયે પોતાને નહિ ગણીને તપ્તમુદ્રા આપવા બેસારેલા જનોના મધ્યમા પેશીને બેસી ગએલા તે ખાખીને, પોતાની અવગણના કરવાથી થએલા કોપાવેશથી લાલચોળ લોચનવાળા તે બહુ બલિષ્ટ રાજપુરૂષોએ ભેગા થઈ તેને પકડ્યો ॥૫૨॥ બહુ બળવાન્ હોવાથી બીજાઓએ ન પકડી શકાય એવા પણ તે ખાખીને તે રાજભટોએ હઠાત્ પકડીને મુષ્ટિપ્રહાર અને કોણીના પ્રહારવડે (મુચીયાટી કુણીયાટીને) તરતજ બહુ દૂર કાઢી મુક્યો ॥૫૩॥ તે આ ખાખી પોતે બલિષ્ટ હતો પણ એકાકી હોવાથી તે બહુ રાજકિંકરોને પરાભવ કરવા અસમર્થ થતા, અગતિ (બીજી ગતિ જેને નથી) અને વ્યર્થ બળવાળો થઇ ગયો પછી નમ્ર થઈ રાજકીય પુરૂષોપ્રતિ બોલ્યો કે-હુ દ્રવ્યાદિ પરિગ્રહે રહિત, ત્યાગધર્મશીલ સાધુ છુ તો તપ્તમુદ્રા લેવા શ્રદ્ધાથી આ

तप्तमुद्रार्थमायातं निष्कासयथ मां कुतः । त ऊचुर्द्रविणं दत्त्वा गृह्यतां तप्तमुद्रिकाः ॥५५॥ स प्राह मत्समीपे तु द्रव्यं नास्त्येव किञ्चन । लोहशृङ्खलमेकं हि कटिलम्बि तु वर्तते ॥५६॥ जटाभारं तस्य कश्चिदकृक्षच्चारणः शनैः । तावदेका हेममुद्रा निपपात ततो भुवि ॥५७॥ तावत्ते चारणाद्यास्तं वल्गमाना इतस्ततः । पातयामासुरुन्मत्तास्तज्जटां व्यकिरन्भुवि ॥५८॥ चतस्रोऽन्या हेममुद्रा जटाया निःसृताः पुनः । ता राजकीया जगृहुर्मुमुचुस्तं ततश्च ते ॥५९॥ मृतप्रायः सोऽपि खङ्गो न गृहीत्वैव मुद्रिकाः । स्वस्थानं शनकैः प्रागात् शपंस्तांस्तैर्थिकान्मुहुः ॥६०॥ एतत्सर्वं स तु मुनिरदृष्टचरमद्भुतम् । दृष्ट्वा वित्तैकसाध्यं तन्मेने कृष्णायुधाङ्कनम् ॥६१॥ हस-

વેલા મને કેમ કાઢી મુકોછો? ત્યારે તે રાજભૃત્યો બોલ્યા કે–રે ખંખ! દ્રવ્ય આપીને તપ્તમુદ્રાને ગ્રહણ કર્ય ॥૫૪–૫૫॥ એરીતે રાજભટોએ કહેલો ખાખી બોલ્યો કે–મારી પાસે તો કિંચિત પણ ધન છેજ નહિ. આ એક કટિલંબી લોહસાંકળજ છે ॥૫૬॥ એમ બોલતા તે ખાખીનો જટાભાર કોઈ ચારણ જાતિના રાજભૃત્યે ધીમે રહીને ખેંચ્યો. એટલે તેમાંથી એક સોનામહોર ભૂમિઉપર પડી ॥૫૭॥ તેટલાકમાંજ અધિકારમદોદ્ધત તે ચારણાદિ બધા રાજભૃત્યો ચોમેર તેને વળગી પડીને પૃથ્વી ઉપર પાડીને તેની જટાને વિખેરી નાંખીને તેમાં જોવા મંડ્યા ॥૫૮॥ ત્યારે બીજી પણ ચાર સોનામહોરો જટામાંથી નીકળી. તે રાજપુરૂષોએ લઈ લીધી. પછીથી તે ખાખીને તેઓએ મુકી દીધો ॥૫૯॥ અનંતર આ ખાખી પણ મૃતપ્રાય થઇને પ્રાણભયભીતિને લીધે તપ્તમુદ્રા લીધા વિનાજ તે તીર્થવાસી રાજકીય જનોને વારંવાર ગાળો દેવાનો આક્રોશ કરતો થકો અંગભંગ થએલો હોવાથી ધીમે ધીમે ત્યાંથી સ્વસ્થાને ગયો ॥૬૦॥ આ સચ્ચિદાનંદ સાધુ તો પૂર્વે કોઈ પણ સ્થળે નહિ દેખેલું આ બધું આશ્ચર્ય (ત્યાગિવેષધારીયો થકી ધનનું નિકળવું અને તીર્થવાસિઓનું નિર્દયપણું) દેખીને તે કૃષ્ણાયુધનું અંકન (છાપ) વિત્તૈકસાધ્ય છે (વિત્ત વિના મળે તેમ નથી) એમ માનવા લાગ્યા ॥૬૧॥ ત્યારે કેટલાક ચારણો ધનપ્રાપ્તિની અભિલા-

न्तश्चारणा केचिन्मुनिमूचुर्धनेप्सव । साधो! साधुसमीपे स्या
द्रव्यं नैवात्र संशय ॥६२॥ प्रत्यक्षमेव भवता दृष्टमेभिर्भटै सत ।
धन निष्कासितमिति कर्तारस्त्वां वयं तथा ॥६३॥ स उवाच तदा
साधुर्नास्ति शीर्ष्णि जटा मम । कन्था तु कश्चिच्चोरोऽपि नाग्रही-
ज्जीर्णचीवराम् ॥६४॥ नवीनमेकं कौपीन ममास्ति द्वादशाङ्गुलम् ।
तस्मिन् गृहीते मुद्राश्चेद्दास्यथाद्यैव नीयताम् ॥६५॥ इत्युक्ता प्रह-
सन्तस्ते ययुरन्यत्र चारणा । सोऽपि तस्थौ निराहारो निर्भय स
स्मरन् हरिम् ॥६६॥ स्वा व्यथा गणयन्नैव स तूपोष्य दिनत्रयम् ।
परार्तिमक्षमो द्रष्टु शङ्खोद्धार ततो ययौ ॥६७॥ न साधवोऽन्यस्य
रुजं विलोकितुं कचिन्नरेशात्र तु शक्नुवन्ति हि । तदीयमुक्तं नव

પાથી તે મુનિની સમીપે આવીને તેમનો ઉપહાસ કરતા થકા બોલ્યા કે–
હે સાધો! સાધુવેષધારીઓ પાસે ધન હોયજ એમા સશય નથી ॥૬૨॥
આ અમે રાજભૃત્યોએ બાખી સાધુની જટા થકી ધન શોધી કાઢયુ આ
તો તમે પ્રત્યક્ષજ જોયુ તો તમે જો ધન નહિ આપો તો તમારી પણ આ
બાખીના જેવીજ દશા ક્ષણમા કરીશુ ॥૬૩॥ ત્યારે તે સાધુ તેમના પ્રતિ
બોલ્યા કે—મારે મસ્તકે જટાજ નથી કે જેમા વિત્ત ગુપ્ત હોઈ શકે
મારી આ કથા જીર્ણવસ્ત્રના કટકાથી બનાવેલી છે તેને તો માર્ગમા કોઈ
ચોર પણ હરી ગયો નથી પર એક કૌપીન બાર આગળ પહોળુ નવીન
મારી પાસેછે તે લઈને તસમુદ્રા જો તમે આપતા હો તો હમણાજ સુખેથી
ગ્રહણ કરો ॥૬૪–૬૫॥ એરીતે મુનિએ કહેલા તે ચારણો હસતા હસતા
ત્યાથી અન્યત્ર ચાલ્યા ગયા આ મુનિ પણ નિર્ભય નિરાહાર થઈ શ્રીહરિનુ
સ્મરણ કરતા થકા ત્યાજ પોતાની વ્યથાને નહિ ગણીનેજ ત્રણ દિવસ ઉપ
વાસીજ રહ્યા પર પરપીડાને પેખવા અસમર્થ હોઇને ત્યાથી નીકળીને
શખોદ્ધાર (બેટ) પ્રત્યે ગયા ॥૬૬–૬૭॥ (તેમના પરપીડાના દર્શનની
અસહનતામા સદાચારનુ પ્રમાણ આપેછે) હે નરેશ! જે હેતુમાટે
સાધુજનોનુ દયાપૂર્ણ હૃદય માખણ જેવુ કોમળ પુરાણમા કહ્યુ છે, માટે
લોકમા તેઓ પરપીડાને જોઈ શકવા સમર્થ ક્યારેય થતાજ નથી (સ્વય

नीतकोमलं यतः पुराणे हृदयं दयाभृतम् ॥६८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वृत्तालयमाहात्म्ये आरावणग्रामे तसमुद्राप्रदनिर्दयत्वनिरूपणनामा एकोनत्रिंशोऽध्याय ॥२९॥

सुव्रत उवाच—यदा तु मन्दिरं प्राप द्वारिकाधीश्वरस्य स । तस्मिन्नेव क्षणे याता कौसला गोमतीं तत. ॥१॥ श्रीकृष्णदर्शनोत्कण्ठो मन्दिरद्वारमेत्य स'। यावदन्तर्विवेशेत्तावद्धा स्थैर्निष्कासितो नृप ! ॥२॥ कोऽसि कोऽसि कुतो यासि नैव दत्त्वा धनं व्रजन् । अनाप्तसोऽनङ्कितश्च व्रज दूरमितो द्रुतम् ॥३॥ विद्रावितो द्वारपा

व्रतो કરવામાં કઠિન અને પોતાના ચારિત્ર્યના સરક્ષણુમા દૃઢ ચિત્તવાળા એવા પણ સાધુઓનુ તેજ (કઠણ અને દૃઢ) ચિત્ત પરપીડાપ્રેક્ષણુ સમયે તો નવનીત થકી પણ અતિકોમળ દ્રવિત થઈ જાયછે) ॥૬૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે વૃત્તાલયમાહાત્મ્યે આરાવણગ્રામે તસમુદ્રાપ્રદનિર્દયત્વનિરૂપણનામા એકોનત્રિંશોઽધ્યાયઃ ॥૨૯॥

## [1]અધ્યાય ૩૦ મો.

સુવ્રતમુનિ કહે છે—હે રાજન્! આ સચ્ચિદાનંદમુનિ દ્વારિકાધીશના દર્શન કરવા નિકળ્યા તેજ ક્ષણમા કોસળદેશવાસી નંદરામાદિ વિપ્રો દ્વારિકાધીશના દર્શન કરીને તે શખોદ્ધાર થકી ગોમતીજી જવા ચાલી નીકળ્યા ॥૧॥ હે નૃપ! આ મુનિતો શખોદ્ધારને પામીને દ્વારિકાધીશ્વરના દર્શન કરવા ઉત્સાહથી જ્યારે મદિરદ્વારમા પેસવા જાયછે તેજસમયે ત્યા રહેલા દ્વારપાળોએ–તું કોણ છુ કોણ છુ? ક્યાથી આવ્યો છુ? અહીંથી દૂર જ઼ ચાલ્યો જા? અહીં આપવાનુ ધન આપ્યા વિનાજ અને તસમુદ્રાનુ ચિહ્ન (છાપ) પામ્યા વિના અને અમારી આજ્ઞા મેળ યા વિના તું એકદમ દોડીને કેમ અદર પેશી જઉ છુ? એમ કહીને ત્યાથી દૂર કાઢી મુક્યા ॥૨–૩॥ એરીતે કાઢેલા લાલચોળ નેત્રવાળા દ્વારપાળોએ કઠોર ભાષણથી ત્યાથી

[1] આ અધ્યાયમા સચ્ચિદાનંદમુનિને દ્વારિકાધીશના દર્શનમા તીર્થવાસી ગુગળી વિગેરેએ કરેલો દુસ્સહ પ્રતિરોધ નિરૂપણ કર્યો છે

लेर्व्यान्तशोणेक्षणेः स तु । विपण्यां निषसादैको मन्दिरद्वारसन्मुखम् ॥४॥ ततः स गग्गुलीन् विप्रांश्चरतः प्राह भो द्विजाः ! । दिनेऽत्र मां कारयत द्वारिकानाथदर्शनम् ॥५॥ ब्राह्मणानां हि हृदयं प्रोक्तं शास्त्रेषु कोमलम् । ततो मयि कृपां कर्तुं यूयमर्हथ सत्तमाः ! ॥६॥ त ऊचुर्ब्रूहि नः सत्यं कियदस्ति तवान्तिके । धनं हैमं च वा रौप्यं कन्थाकौपीनगोपितम् ॥७॥ स प्राह नास्ति मत्पार्श्वे धनं किमपि निश्चितम् । अस्मि साधुरहं त्यागी त्यागिनां स्यात्कुतो धनम् ॥८॥ तत्रापि सहजानन्दस्वामिशिष्योऽस्म्यहं द्विजाः ! । अतः कुतो मे द्रव्यं स्याद्दूराद्धि स्त्रीधनत्यजः ॥९॥ त

કાઢી મુકેલા આ મુનિવરતો એકાકીજ મદિરદ્વારની સમુખ રહેલા કોઈ ઉજડ હાટ (દુકાન)ની વેદીકા (ઓટલી) ઉપર બેઠા ॥૪॥ તેપછી આ મુનિએ માર્ગમા વિચરતા ગુગળી નામના વિપ્રોને કહ્યુ કે–હે વિપ્રા ! આ દિવસે મને દ્વારિકાધીશના દર્શન કરાવો હુ બહુ દિવસનો ઉપવાસી અને બહુ દિવસથી દ્વારિકાનાથના દર્શનની સમુત્કઠાને લીધે મનમા ગ્લાનિ પામી રહ્યો છુ આવા મારી ઉપર કૃપા કરવાને યોગ્ય છો બ્રાહ્મણોનુ હૃદય સ્વભાવથીજ કોમળ હોય છે એમ સર્વ શાસ્ત્ર કહેછે તેમા પણ તમો તીર્થવાસી બ્રાહ્મણો તો સત્તમ–અતિશ્રેષ્ઠ છો તો તમો અનુકપા કરીને આજ દ્વારિકાનાથના દર્શન કરાવો ॥૫–૬॥ ત્યારે તે બ્રાહ્મણો બોલ્યા કે–હે સાધો ! અમને સત્યજ કહો તમારી પાસે સુવર્ણમય કે રૂપ્યમય ધન કેટલુ છે ? પ્રાય કથામા કે કૌપીનમા ગુપ્તપણે રાખેલુ હોવુજ જોઇએ તે સાચેસાચુ કહો ॥૭॥ ત્યારે તે સાધુ બોલ્યા કે–હે દ્વિજ ! મારીપાસે કિંચિત્ પણ ધન નિશ્ચે નથી કેમકે હુ ત્યાગી સાધુ છુ તે ત્યાગીઓ પાસે ધન કેમ ઘટે ? (આ તો ધર્મવિરૂદ્ધ ભાષણ કહેવાય) હે દ્વિજ ! તેમા પણ હુ તો ધર્મરક્ષણમાટે પ્રકટતાને પામેલા ભગવાન્ સહજાનંદસ્વામીનો શિષ્ય છુ માટે તે ધનસ્રીના સગથકી સર્પસહવાસ થકીજ જેમ એમ બહુ ભય પામનારા મારીપાસે દ્રવ્યનો સબન્ધ હોયજ ક્યાથી ? નજ હોય ॥૮–૯॥ ત્યારે મુનિના વચન શ્રવણમાત્રથી કોપ પામેલા તે વિપ્રો બોલ્યા

ऊचुस्तर्हिं तु भवान् यद्यप्यत्र मरिष्यति । तथापि द्वारिकाधीशद र्शनं न भविष्यति ॥१०॥ वयं तु सहजानन्दशिष्याणामन्तका किल । पुरप्रवेश नो दद्मो दूरेऽस्तु कृष्णदर्शनम् ॥११॥ गुरुस्तवैव कृष्णोऽस्ति किमर्थं भ्राम्यसि क्षितौ । वयं न यावन्मिलितास्त तावद्गर्जता स च ॥१२॥ एवमुक्त्वा गतास्ते तु तावदन्ये तमब्रुवन् । दत्त्वा द्रव्यं कुरु हरेर्दर्शनं किन्नु लङ्घसे ॥१३॥ केचित्त भर्त्सयामासुर्वाक्शल्यै परस्परपि । केचिच्छठोऽयमित्यूचुर्धूर्तोऽयमिति चापरे ॥१४॥ आतिथ्यं तस्य दूरेऽस्तु किं तु न कोऽपि

કે-તર્હિ-તુ સહજાનંદનો શિષ્ય છુ તો તુ યદ્યપિ અહીં ઉપવાસ કરીને મરી જઈશ તથાપિ તને દ્વારિકાધીશનુ દર્શન નહિજ થશે કેમકે અમે તો તારા જેવા સહજાનંદના શિષ્યોના અંતકભૂત (ઘાતક) છીએ તે તને પુર પ્રવેશનો અવકાશપણ ન આપીએ તો દ્વારિકાધીશના દર્શનની તો વાતજ શી કરવી? ॥૧૦-૧૧॥ (ત્યારે પ્રથમ તૈર્થિકજનો થકી સાંભળેલા કૃષ્ણાવતાર સ્વામિનારાયણને હૃદયમા સંભારીને તેને નહિ સહન કરતા થકા તે બ્રાહ્મણો મૈણ મારવાપૂર્વક સગર્વ બોલ્યા કે-) તારા જે ગુરૂ છે તેજ કૃષ્ણ કહેવાય છે તો પૃથ્વીઉપર અહીં યાત્રાર્થે કેમ ભમુ છુ? અમે દ્વારિકાવાસી ગુગળીઓ જ્યા સુધી તેમને મળ્યા નથી (ભેગા થયા નથી) ત્યા સુધી તે 'હુ શ્રીકૃષ્ણ છુ' એવી ભલે ગર્જના કર્યા કરે ॥૧૨॥ હે રાજન્! આ પ્રકારે તે ગુગળી દ્વિજો તો કહીને ચાલ્યા ગયા તેટલાકમા બીજા કોઈ જનો આવીને મુનિને કહેવા લાગ્યા કે-ધન આપીને શ્રીદ્વારિકાનાથના દર્શન કરો શામાટે લઘન કરોછો ઉપવાસ કરવા એતો દુરાગ્રહનુ કૃત્ય છે, એથી તમારૂં કશુ અહીં વળવાનુ નથી ॥૧૩॥ પછી કોઈ જનો મુનિને બાણ જેવા તીક્ષ્ણ વચનોવડે તિરસ્કાર કરવા લાગ્યા કોઈ જનો આ કોઈ શઠ મૂર્ખ છે એમ બોલ્યા બીજા કોઈ જનો આ કોઈ ધૂર્ત-ઠગારો છે' એમ બોલ્યા એરીતે આ મુનિનુ અનેક જનો અપમાન કરવા લાગ્યા ॥૧૪॥ તે પુરમાં તે મુનિવરને 'અહો આ સાધુપુરુષ છે' એવી શુભ વાણીવડે પણ કોઈ પણ પુરુષે સ્વામિનારાયણ ભગવાન્ ઉપર ઇર્ષ્યાને લીધે બોલાવ્યાજ નહિ તો

पूरपः। वाचापि शुभया तत्र भावयामास नेर्प्यया ॥१५॥ निराहारः स तु मुनिर्द्वारमेव विलोकयन् । द्वारिकाधीशितुस्तत्र दृढासन उपाविशत् ॥१६॥ विशतां यात्रिकाणां च द्रव्यं दत्त्वैव मन्दिरे । स्त्रीपुंसानां सुसङ्घर्षं स दृष्ट्वा मुनिरत्रसत् ॥१७॥ तत्रत्यानां निर्दयत्वं दृष्ट्वा चाऽऽरावणादपि । अधिकं निश्चिकायैतच्छ्रीमदाधिक्यमप्यसौ ॥१८॥ एवं स्थितवतस्तस्य ययावस्ताचलं रविः । निशायामथ जातायां चिन्तयामास सोऽन्तरे ॥१९॥ अहोऽतिनिर्दयं स्थानमायातोऽस्मीश्वरेच्छया । अत परं किं कर्तव्यं कथं स्यात्कृष्णदर्शनम् ॥२०॥ आयास्यन्ति सतीर्थ्याश्चेत्त्यागिनोऽत्राज्ञया प्रभोः । तर्हि तेषां गतिः का वा भविष्यति महात्मनाम् ॥२१॥ दर्शनं द्वारिकेशस्य कृत्वाऽऽयाहीति मे हरेः । आज्ञाऽस्ति तामस-

તેમના આતિથ્યની તો વાતજ શી કરવી ? ॥૧૫॥ આ નિરાહાર મુનિ તો દ્વારિકાધીશના મંદિરના દ્વારસમીપે આવીને તે દ્વારમાં બનતું બધું વૃત્તાંત જોવા માટે દૃઢ આસનથી ત્યાં બેઠા ॥૧૬॥ ત્યાં દ્રવ્ય આપી આપીને 'હું પહેલો હું પહેલો જઉં' એવા તીવ્ર વેગથી દેવદર્શન માટે દ્વારમાં પ્રવેશ કરતા યાત્રિક સ્ત્રીપુરૂષોના પરસ્પર થતા અત્યંત સંઘર્ષ ( ભીડયને લીધે થતી ધકાધકી )ને ઉન્મર્યાદિત જોઇને પોતે સદ્ધર્મવિલોપના અવલોકનથી ત્રાસજ પામી ગયા ॥૧૭॥ વળી આ મુનિવર્ય આરાવણ ગ્રામ થકી પણ અધિક આ શંખોદ્ધારવાસી જનોનું નિર્દયપણું અને શ્રીમદાધપણું પણ જોઈ નિશ્ચય કરીને ધર્મલોપને લીધે ખિન્નખિન્ન થઈ ગયા ॥૧૮॥ એરીતે ઉંડા વિચારમાં પડી ગએલા તે મુનિને ત્યાંજ રહેતા સૂર્યપણ અસ્તા ચળને પામ્યો અનંતર રાત્રિ પડતા મુનિ મનમાં એવો વિચાર કરવા લાગ્યા કે-॥૧૯॥ અહો ! આ અતિનિર્દય સ્થાનપ્રત્યે હું આવી ચઢયો છુ અથવા આવી ઇશ્વરની ઇચ્છા છે અત પર મારે શું કરવું, કૃષ્ણદર્શન મને શીરીતે થાય ? ॥૨૦॥ મારા સતીર્થ્ય ( ગુરૂભાઈ ) મુક્તાનંદાદિ મહાસાધુઓ મહાપ્રભુ શ્રીહરિની આજ્ઞાથી આ તીર્થમાં આવશે તો તે મહાત્મા ત્યાગિઓની શી ગતિ થશે ? ॥૨૧॥ 'દ્વારિકાધીશ શ્રીકૃષ્ણના દર્શન કરીને

म्पाद्य कथं यायां तदन्तिकम् ॥२२॥ यः साक्षाद्भगवान् कृष्णः स तु दुर्गपुरे स्वयम् । विराजते हरिः सोऽत्र वर्तते हि चतुर्भुजः ॥२३॥ भक्तप्रियः स कृष्णोऽसौ सर्वाभिप्रायवित्प्रभुः । द्वारिकाधीश्वरो मह्यं दास्यत्येव स्वदर्शनम् ॥२४॥ इति निश्चित्य मनसा स योगी तं स्वकं गुरुम् । प्रणम्य हृदये कृष्णं ध्यायन् प्राय उपाविशत् ॥२५॥ उपविष्टस्य तस्येत्थं चत्वारो दिवसा ययुः । त्यक्तोदकस्यापि मुनेर्दृढनिश्चयशालिनः ॥२६॥ कृष्णं समाधावपि वीक्षमाणः प्रत्यक्षतद्दर्शनमेष इच्छन् । धीरो मुनिः पञ्चमवासरे तं स्तोत्रेण चानेन नुनाव राजन् ! ॥२७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वृत्तालयमाहात्म्ये द्वारिकानाथदर्शनप्रतिबन्धनिरूपणनामा त्रिंशोऽध्यायः ॥३०॥

---

આવવું' એવી ભગવાન્ શ્રીહરિની આજ્ઞા મને થએલી છે. તે આજ્ઞા મુજબ કૃષ્ણદર્શન નહિ પામીને તેમની સમીપે મારાથી કેમ જવાય ? કેમકે ભગવાનની આજ્ઞા તો મોટામાં મોટી છે, તેનુ ઉલ્લઘન તો નજ ઘટે ॥૨૨॥ જે સાક્ષાત્ ભગવાન કૃષ્ણ હરિ છે તેતો સ્વય દુર્ગપુરમાં વસેછે તેજ સાક્ષાત્ હરિકૃષ્ણ આ પુરીમા ચતુર્ભુજ બિરાજેછે. તે આ ભક્તપ્રિય સર્વાંતર્યામી સર્વાભિપ્રાયાભિજ્ઞ પ્રભુ શ્રીદ્વારિકાધીશ્વર કૃષ્ણ મને પોતાનુ દર્શન આપશેજ ॥૨૩-૨૪॥ હે રાજન્ ! મહાયોગી સચ્ચિદાનંદમુનિ આવો મનમા નિશ્ચય કરીને, તેજ પોતાના ગુરૂને મનથી પ્રણામ કરીને, તદનન્ય (તેથી જુદા નહિ) કૃષ્ણનું હૃદયમાં ધ્યાન કરતા થકા દર્શનના અલાભમાં મરણાંત અનશન વ્રત ધારીને ત્યાંજ બેઠા ॥૨૫॥ એરીતે અનશનવ્રત લઇને બેઠેલા, જળનો પણ જેમણે ત્યાગ કર્યોછે અને દૃઢ નિશ્ચયશાળી એવા તે મુનિને ચાર દિવસો વીતી ગયા ॥૨૬॥ હે રાજન્ ! સમાધિમાં કૃષ્ણને સાક્ષાત્ નિરીક્ષણ કરતા પણ આ સચ્ચિદાનંદમુનિ જાગ્રત્ અવસ્થામાં આજ બાહ્ય લોચનથી તેમનાં પ્રત્યક્ષ દર્શન કરવાની લાલસાથી મહાધૈર્યયુક્ત થઇને પાચમે દિવસે આ ( આગળ કહેશે ) સ્તોત્રવડે તે શ્રીકૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા ॥૨૭॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે વૃત્તાલયમાહાત્મ્યે દ્વારિકાનાથદર્શનપ્રતિબન્ધનિરૂપણનામા ત્રિંશોઽધ્યાયઃ ॥૩૦॥

सच्चिदानन्दमुनिरुवाच—श्रीरुक्मिणीरमण ! रम्यमुखारविन्द ! श्रीकृष्ण ! शङ्करविधीन्द्रसुरादिवन्द्य ! । सद्धर्मभक्तिपरमाश्रय ! पुण्यकीर्ते ! श्रीद्वारिकेश ! वरदो भव मे प्रसन्नः ॥१॥ त्वं भक्तसद्ममवितुं स्वकमासुरेभ्यो दोर्भिर्दधद्दरगदारिसरोरुहाणि । नित्यं

## [1]અધ્યાય ૩૧ મો.

અથ સચ્ચિદાનંદમુનિ સ્તુતિ કરેછે—હે ભગવન્! તમે સર્વેશ્વરેશ્વર છો, કેમકે તમો શંકર બ્રહ્માપ્રમુખ સુરેશ્વરોએ સદા વંદના કરાઓ છો. '**तमीश्वराणां परमं महेश्वरम्**' એવી શ્રુતિ છે. તેવા પણ તમો સંતોનો ધર્મ અને ભક્તિરૂપ પરમ ધર્મના લોકમાં સંસ્થાપન માટે ભૂમિમાં ધૃતાવતાર છો, તેથી તમેજ તેમના પરમાશ્રય છો. (અથવા સદ્ધર્મ–પારમૈકાંતિક ધર્મ અને ભક્તિના આપજ પરમાશ્રય-પ્રધાન વિષય છો) વળી પુણ્યકીર્તિ–જે તમારી કીર્તિ-ગોવર્ધનોદ્ધારણાદિ અમાનુષ વ્યાપારથી ઉદ્ભવેલી છે તે સ્મરણ કીર્તન શ્રવણાદિવડે સર્વે પાપને પ્રશમાવીને સર્વમંગળને કરે છે. વ્રજવાસી આત્મીય જનો અને મથુરાપુરવાસી જનોને દિવ્ય બાળલીલાઓવડે પરમાનંદ પમાડીને, પોતાના સામ્રાજ્યને અસાધારણ દ્વારિકા નામનું દિવ્ય નગર અમાનુષ સર્વ વૈભવવાળુ નિર્માણ કરીને, તેમાં નિત્યસાન્નિધ્ય કરી રહેલા હોવાથી 'દ્વારિકેશ' નામથી તમો ખ્યાતિ પામી રહ્યા છો. તે તમો દ્વારિકાધીશ શ્રીકૃષ્ણવિષે સાક્ષાત્ લક્ષ્મી શ્રીરૂક્મિણીરૂપથી રમે છે. વળી તમે રમ્યમુખારવિંદ–મુખારવિંદ સૌન્દર્યવડે સમસ્ત આશ્રિતોનો સંતાપ નિવારીને અમૃતાભિષેકથીજ શું? એમ તેમને આનંદ આપોછો. (અથવા જે તમારૂં સુંદર મુખારવિંદ રૂક્મિણીને રમણરૂપ છે) તેવા તમો તમારાજ એક શરણને પામેલા મારી ઉપર પ્રસન્ન થઇને વાંછિત વર આપનારા થાવ ॥૧॥ વળી હે ભગવન્! આપના પ્રત્યક્ષ દર્શનમાં અતરાયભૂત આસુરો થકી મારી રક્ષા કરવાને યોગ્ય છો, કેમકે તમે પોતાના ભક્તસંઘને આસુર સંઘથકી સંરક્ષણ કરવા શખ ચક્ર ગદા આદિક દિવ્ય આયુધને ચાર

૧ આ અધ્યાયમાં સચ્ચિદાનંદમુનિએ કરેલી શ્રીકૃષ્ણની સ્તુતિ અને તેમની ઉપર પ્રસન્ન થએલા પ્રત્યક્ષ શ્રીકૃષ્ણે આપેલા વરદાનનો અનુવાદ કર્યો છે.

विराजस इहाखिलशक्तिनाथ ! श्री० ॥२॥ वस्त्राहतौ द्रुपदपुत्रि कया स्मृतस्त्व श्रीमच्चमाशु परिहाय च तामुपेत्य। दत्त्वांशुकानि बहुधा ह्रियमाविथास्या श्री० ॥३॥ तस्या अनन्यनिजभक्तिजुष सभाया वैशाग्रह दुरकृत च न मृष्यमाण । तत्स्त्रीहतेशपरिमुक्त कचाश्रकर्थ श्री० ॥४॥ दुर्वाससो विपदि पाण्डुसुतानिमग्नानुद्धर्तु

ભુજવડે ધારીને નિત્ય આ દ્વારિકાપુરીમા વિરાજોછો વળી સમસ્ત શક્તિઓના નાથ તમો છો 'पराऽस्य शक्तिर्विविधैव श्रूयते' એવી શ્રુતિ છે (અથવા જે બ્રહ્માદિકની શક્તિઓ છે તેના પણ તમોજ એક નાથ છો એટલે આપે આવેશિત શક્તિવાળા તે સવ છે ) માટે તેવા મહાસમર્થ તમારે મારા અતરાયના નિવારણમા કશો પ્રયાસ છેજ નહિ ॥૨॥ વળી અકિંચન અન ન્યગતિ શ ણાગતો ઉપર આપની અનુકપા અપરિમિત વર્તેછે, પૂર્વે રાજ સભામા દુરાત્મા દુ શાસને વસ્ત્રો ખેંચવા માડ્યા ત્યારે પ્રાણભગ થકી પણ અધિક માનભગને પામેલા દુરત દુ ખી દ્રૌપદીજીએ અકિંચન અનન્યગતિ થઈ સ્મ ન્ રણમાનમા તમો રૂકિમણીરૂપ શ્રીએ સમલકૃત પર્યંકને પણ એકદમ પરિત્યાગ કરીને અદ્રશ્ય રૂપથી તેમની સન્નિધિને પામીને વિવિધ મહામૂલ્ય વસ્ત્રો આપીને આપે તે દ્રૌપદીજીની તે મહાપદા થકી લાજ રાખવારૂપ રક્ષા કરી હતી આવા દયાનિધિ આશ્રિતજનવત્સળ તે આપને દિવ્ય સ્વ ન દર્શનમાત્રની પ્રાર્થના કરતો અકિંચન એવો હુ તે મારો મનોરથ પા પૂર્ણ કરવો તે દુષ્કર કેમ થાય ? દુષ્કર છેજ નહિ ॥૩॥ વળી આપન ન મળનાજ એક સમાશ્રયવાળા તે દ્રૌપદીજીના દ્યૂતસભામા કૌરવોની અનુમતિથી દુર્બુદ્ધિ દુ શાસને કરેલા કેશાકર્ષણને નહિ સહન કરતા તમોએ અર્જુનનુ સારથિપણુ સ્વીકારીને તે સર્વ કૌરવોનો સહાર કરીને તમની વિધવા વનિતાઓને મુડિતમસ્તકકેશવાળી કરી દીધી આવા ભક્ત ! મળ મહાસમર્થ આપને અશક્ય શુ છે ? ॥૪॥ વળી દુરાત્મા દુર્યાધને પ્રા ગ્ હન આપવાથી અસમયે શિષ્યમડળ સાથે આતિથ્ય સ્વીકારવા ( જમન ) આવેના દુર્વાસા ઋષિનુ આતિથ્ય કરવા અન્નના અભાવને લીધે અસમર્થ અને દુર્વાસાના શાપાગ્નિપ્રસગ થકી બહુ ભય પામી

मास्तु निरुपानदगा अरण्यम् । भक्तप्रियस्य तव तस्य भवामि दासः श्री० ॥५॥ भामामनोरथमपि प्रतिपूरयंस्त्वं जित्वा सुरेन्द्रममरैः सह नाकलोकात् । पुर्यामिहानयिथ नाथितपारिजातं श्री० ॥६॥ वैरावबद्धकुटिलभ्रुकुटीक्षमाणान् शस्त्रैर्घ्नतोऽपि शपतो बहुधातिदुष्टान् । दैत्यानपि त्वमनयः स्वपदं दयालो ! श्री० ॥७॥ सम्प्राप्यते धनिभिरेव न रङ्कपुंभिस्त्वन्मूर्तिदर्शनसुधेति न चक्रमर्दम् ।

ગએલા પાંડવોની રક્ષા કરવા દ્રૌપદીજીએ સંભારવામાત્રમાં એકદમ પાદુકાને પણ નહિ સ્વીકારીને રૂક્મિણીજીએ કરકમળથી સેવાતા ( ચંપાતા ) ચરણતળથી સ્વયં ચાલીને વનભૂમિમાં તેમના આશ્રમપ્રતિ આપ પધાર્યા. પછી શાકાન્નના ભક્ષણમાત્રથી તેમની આપદા ટાળી નાંખી. એરીતે ભક્તપ્રિય તે તમારો હું દાસ છું ॥૫॥ વળી સત્યભામાનો મનોરથ પણ પરિપૂર્ણ કરવા તમે સ્વર્ગલોકમાં જઇને મદાંધ, માટેજ યુદ્ધમાટે પ્રવર્તેલા સુરસમાજસહિત સુરેન્દ્રને જીતીને સત્યભામાએ યાચેલો પારિજાત વૃક્ષ આ દ્વારાપુરીમાં લાવ્યા હતા. તે તમારો દાસભૂત હું તે મારો મનોરથ પરિપૂર્ણ કરવાને આપ યોગ્ય છો ॥૬॥ મર્યાદા મુકીને ચોમેર વેગથી ઉછળતા આપના દયાપૂરનો ભૂમિમાં કોઈ પણ જન અગોચર નથી, સર્વકોઈ પણ ઉપર આપની નિરૂપધિ નિરવધિ દયા વર્તે છે. દ્વેષીઉપર પણ આપની દયા પ્રવહે છે. જે કોઈ પાપી આસુરો સર્વના સાચા સુહૃદ, સર્વના સાચા પિતા અને પ્રેમરસપરિપૂર્ણ દૃષ્ટિવડે નિરીક્ષણીય છો તે તમને કોપવેગવડે ઉદ્ધત ભયંકર કુટિલ ભ્રુકુટિ ચઢાવાપૂર્વક દ્વેષાગ્નિના તણખાને ચોમેર વેરતી દૃષ્ટિવડે જોતા હતા. કેવળ એવી દ્વેષદૃષ્ટિથી જોતા હતા એટલુંજ નહિ પણ અનેક પ્રકારે ગાળીદાનનો આક્રોશ પણ અતિશય કરતા હતા. કેવળ ગાળીદાનજ નહિ પણ વિવિધ આયુધો વડે પોતાને પ્રહાર કરતા હતા. આવા પણ અતિદુષ્ટ શિશુપાળપ્રમુખ દૈત્યોને પરમ કૃપાએ કરીને તેમના વિપરીત વાસનાના મૂળભૂત પ્રકૃતિબન્ધને આત્યંતિક ભેદી નાંખીને પોતાના પરમ પદ પ્રતિ પમાડ્યા. તે તમે પ્રેમપૂર્ણ મારેવિષે કેમ વિલંબને કરો છો ? મારી ઉપર પ્રસન્ન થાવ ॥૭॥ આ આસુરાંશો તો અતિશોચ્ય

निष्किञ्चनप्रिय इति प्रथिते त्वयीश ! श्री० ॥८॥ सद्धर्मवर्त्मपरिपातुमिह त्वमीश ! दैत्यांशभूपगुरुविक्षतमद्य भूमौ । दिव्यां दधन्नरतनुं हि विराजमानः श्री० ॥९॥ अन्तःस्फुरत्कलिमलामरमर्त्यदैत्य दूरस्थितेरनुगतत्रियुगाभिधान ! । संसारतप्तशरणागतजीवनाथ ! श्री० ॥१०॥ सुव्रत उवाच—इति स्तुवन्नतिप्रेम्णा कृष्णलीनमना मुनिः । तिस्रोऽवस्था व्यतीत्यैव तुरीयं पदमभ्यगात् ॥११॥ भगवान् द्वारिकानाथो भक्तवत्सल ईश्वरः । तद्भाववित्सुप्रसन्नो ददौ तस्मै स्वदर्श

છે જેઓ આપની 'નિષ્કિંચનજનપ્રિય' એવી પ્રથાને નહિ ગણીને તેને અન્યથા કરવાનો અત્યંત યત્ન કરી રહ્યા છે આપની મૂર્તિના દર્શનરૂપ અમૃત 'ધનિઓનેજ પ્રાપ્ત થાય અને નિર્ધનોને ન થાય' એમ નિષ્કિંચન જનપ્રિય આપને વિષે કહેવું બીલકુલ ઉચિત નથી, કેમકે આતો અત્યંત વિપરીત છે તો એરીતે આપની 'નિષ્કિંચનજનપ્રિય' એવી ખ્યાતિથકી વિપરીત વૃત્તિવાળાઓને પ્રશમાવી દ્યો અને હે ઈશ ! મારી ઉપર આપ પ્રસન્ન થાવ ॥૮॥ હે ઈશ ! આ કળિકાળમા અસુરાંશ રાજાઓ અને ગુરુઓએ ખોદી નાખેલા સદ્ધર્મમાર્ગના સંરક્ષણ માટે દિવ્ય નરતનુને ધારીને ધર્મનંદનરૂપે આપ વિરાજો છો ॥૯॥ જેમના મનમા કળિમળ રાગદ્વેષાદિ સંસ્કુરેછે તે સુર અસુર નરો થકી તમો દૂર રહો છો, (તેમને અગમ્ય છો) આ કારણથી તમો 'ત્રિયુગ' એવી અભિખ્યા (નામ)થી ખ્યાતિ પામ્યા છો સંસારરૂપ દાવાનળથી દગ્ધ થએલા એવા જનોના તેના નિવારણાર્થ તમેજ એક પરમ શરણ છો એવા હે શ્રીદ્વારિકેશ ! તમે મારી ઉપર પ્રસન્ન થઇને વર આપનારા થાવ ॥૧૦॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! આ રીતે પરા ભક્તિથી સ્તુતિ કરતા સચ્ચિદાનંદમુનિ ભગવાન્ શ્રીકૃષ્ણવિષે નિમગ્ન મનવાળા થઈ, જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓને અતિક્રમ કરીને તુરીય પદ—બ્રહ્માત્મક સ્વાત્મસ્વરૂપમાં સ્થિતિરૂપ સમાધિને પામી ગયા ॥૧૧॥ અનંતર સર્વેશ્વર ભક્તવત્સળ ભગવાન્ શ્રીદ્વારિકાનાથે અત્યંત પ્રસન્ન થઇને મુનિના હૃદ્ગત અભિપ્રાયને અનુસારે તેમને સ્વસ્વરૂપનુ દર્શન આપ્યુ વિજયા નામની માઘકૃષ્ણ એકાદ

नम् ॥१२॥ निशायां विजयाख्याया एकादश्या यदूद्वह । तदन्तिक-मुपेयाय तुरीयप्रहरे हसन् ॥१३॥ आविर्बभूव हृत्पद्मे प्रथमं तस्य योगिनः । लक्ष्मीभामार्जुनोपेत· सात्यक्युद्धवसंयुतः ॥१४॥ सहसा स्फुरितं तं च कोटिसूर्याधिकप्रभम् । आश्चर्यदर्शनं वीक्ष्य प्रेम्णा स विवशोऽभवत् ॥१५॥ सहसान्तर्दधे तत्र भगवान् व्युत्थितोऽथ स· । ससम्भ्रमो बहिः साक्षात्तमेवैक्षत संस्थितम् ॥१६॥ उद्यन्नी रदनीलरम्यवपुषं विद्युत्प्रभं बिभ्रत वासोऽनेकविभूषणं सुमुकुटं सत्पद्मपत्रेक्षणम् । नानामौक्तिकपुष्पहारविलसत्कण्ठं प्रसन्नाननं

શીની રાત્રિએ ચોથા પહોરમા મંદહાસવડે મધુર મુખારવિંદવાળા શ્રીકૃષ્ણ ભગવાન્ મુનિની સમીપે આવિર્ભાવ પામ્યા ॥૧૨-૧૩॥ ( આવિર્ભાવનો પ્રકાર કહેછે- ) પ્રથમ તો તે યોગિરાજના હૃદયારવિંદમા રૂક્મિણીરૂપ લક્ષ્મીએ સહિત સત્યભામા, સાત્યકિ યાદવ અને ઉદ્ધવજીએ સમલંકૃત છે પાર્શ્વભાગ જેમનો અને અર્જુને સેવા કરાતા એવા શ્રીકૃષ્ણ પ્રાદુર્ભાવ પામ્યા ॥૧૪॥ તે સમયે આ સચ્ચિદાનંદમુનિ એકદમ સ્ફુરણાયમાન થએલા, એક સાથે ઉદય પામેલા કોટિસૂર્ય થકી પણ અધિક કાંતિવાળા, માટેજ આશ્ચર્ય દર્શન તે શ્રીકૃષ્ણના દર્શન પામીને પ્રેમપ્રકર્ષને લીધે પરવશ ( અસ્વાધીન ચિત્તવાળા ) થઈગયા ॥૧૫॥ તે ભગવાન્ ત્યાંજ અકસ્માત્ અંતર્ધાન થઇ જતા આ મુનિ તેમને હૃદયકમળમા નહિ નિભાળીને સંભ્રમસહિત સમાધિથકી બહાર આવતા પોતાની દૃષ્ટિ આગળ તેવાજ પ્રાદુર્ભાવ પામેલા તેજ પ્રત્યક્ષ ભગવાનના દર્શન પામ્યા ॥૧૬॥ ( પ્રત્યક્ષ થએલા શ્રીકૃષ્ણને ત્રણ શ્લોકથી વર્ણવેછે ) નવીન મેઘ સમાન શ્યામ દિવ્ય સુંદર વિગ્રહ જેમનો છે, વિજળીની પ્રભા જેવા પીત વસ્ત્ર ( પીતાંબર )ને ધારી રહેલા, કડા બાજુબંધ નૂપુર આદિક અનેક દિવ્ય વિભૂષણોવડે વિભૂષિત, રત્નમય દિવ્ય મુકુટથી અલંકૃત છે મસ્તક જેમનુ, પદ્મપત્ર જેવા વિશાળ સુંદર નેત્ર જેમના છે, નાનાવિધ મુક્તામય હારો અને પુષ્પમય હારોવડે સમલંકૃત છે દિવ્ય કંઠ જેમનો, મંદહાસવડે પ્રસન્ન મુખકમળ જેમનુ છે, પાંચજન્યશંખ કૌમોદકીગદા સુદર્શનચક્ર અને

**दोर्भिः शङ्खगदासुदर्शनसरोजानि स्फुटं बिभ्रतम् ॥१७॥ लक्ष्म्या दिव्यविभूषणाम्बरधृता पद्मं च सद्बीजनं बिभ्रत्या च भुजद्वयेन सुरुचा प्रेम्णेक्ष्यमाणं प्रभुम् । लावण्यातिशयातिरूपवपुषा हैमं च भृङ्गारकं बिभ्रत्यैव कटाक्षवीक्षितमुखं पार्श्वस्थया भामया ॥१८॥ धृत्वा चामरमुद्धवेन विनयात्संवीजितं दक्षिणे वामे सात्यकिना च चामरधृता राजाधिराजश्रियम् । पृष्ठे स्वातपवारणं च दधता संमानितं जिष्णुना वीक्ष्य श्रीरमणं मुनिः स सहसा चक्रे नतिं दण्डवत् ॥१९॥ तं प्रेमाश्रुकलावरुद्धनयनं रोमाञ्चिताङ्गं मुनिं सन्त्यज्यादशवासरं जलमपि स्वं संस्मरन्तं हृदा । विप्राद्यैरतिनि-**

કમળને સ્પષ્ટપણે ધારવાવડે શોભાયમાન છે દિવ્ય ચાર ભુજ જેમના ॥૧૭॥ વળી એક કરથી કમળ અને અન્ય કરથી સુંદર વીંજણાને ધારી રહેલા, દિવ્ય વિવિધ વિભૂષણો વસ્ત્રોને ધારી રહેલા, સુંદર કાંતિવાળા, એવા રૂક્મિણીરૂપ લક્ષ્મીએ પ્રેમરસપરિપૂર્ણ દૃષ્ટિવડે નિરીક્ષણ કરાતા, વળી સુવર્ણમય ઝારીને (ભગવાનને શીત જળ પાન કરવા) ધારી રહેલા, સર્વાંગમા દિવ્ય લાવણ્ય શોભાવાળા, ભગવાનના સમીપ પ્રદેશમા રહેલા, એવા સત્યભામાએ નિરતિશય અનુરાગગર્ભિત કટાક્ષવડે પાન કરાતું છે દિવ્ય મુખસૌન્દર્ય જેમનુ ॥૧૮॥ વળી દક્ષિણ ભાગમા ચામર લઇને ઉદ્ધવજીએ તથા વામભાગમા ચામર લઇને સાત્યકિએ વિનયથી પરિચર્યા કરાતા અને પૃષ્ઠભાગમા શોભન સુવર્ણમય છત્રને ધારી રહેલા અર્જુને સન્માન કરાતા, એરીતે રાજાધિરાજ શોભાએ સંપન્ન એવા તે રૂક્મિણીરમણ ભગવાન શ્રીકૃષ્ણના સાક્ષાત્ દર્શન પામીને, પરમાનંદપરિપૂર્ણ થએલા આ સચ્ચિદાનંદમુનિ તેમને એકદમ સાષ્ટાંગ પ્રણામ કરવા મળ્યા ॥૧૯॥ દશ દિવસના કોરા ઉપવાસી, (જળ પણ નહિ લીધેલુ) માટેજ શિથિલ અવયવવાળા, હૃદયમા પોતાનુજ સંસ્મરણ કરતા, પોતાના સાક્ષાત્કારના સહર્ષથી રોમાંચિત શરીરવાળા, પ્રેમાશ્રુથી પરિપૂર્ણ નેત્રવાળા, અતિનિર્દય દ્વારપાળ વિપ્રનિગેરેએ નિવારણ કર્યો છે પોતાના દ્વારિકાક્ષેત્રનો દર્શનાદિ યાત્રાવિધિ જેમનો, દડવત્ પાદમા પડીને પ્રણામ કરતા એવા

र्दैः प्रतिहतान्यक्षेमयाथाविधि त्यक्त्वा शार्ङ्गमरिं हरिस्त्वतिमुदोत्थाप्याऽऽश्लिषत्सत्वरम् ॥२०॥ तन्मूर्धांसउरःस्थले च भगवान् पाणिं निजं भ्रामयन् प्राह प्रेमपरिप्लुतं मुनिवरं धन्योऽसि भक्तोत्तम !। तुष्टोऽस्म्यद्य ततो मनोभिलषितं याचस्व मत्तो वरं नादेयं मम किञ्चिदत्रभवते तुभ्यं त्रिलोक्यामपि ॥२१॥ इत्थं श्रीरमणेन तेन परया प्रीत्या वरार्थं मुनिर्भक्तः प्रेरित आह तत्करतलस्पर्शाद्धृतक्षुद्व्यथः । तत्कारुण्यशरण्यतादिगुणसंवीक्षान्तरप्रस्फुरत्प्रेमोद्रेकदृगश्रुगद्गदगलो बद्धाञ्जलिश्चानतः ॥२२॥ सच्चिदानन्दमुनिरुवाच —नमो नमो मङ्गलमूर्तये ते नमो नमो यादवभूषणाय । अपार-

ने સચ્ચિદાનંદમુનિને સ્વય ભગવાને શખ ચક્ર દિવ્યાયુધને ત્યાગ કરીને બન્ને હાથવડે ઉત્થાપન કરીને અત્યત હર્ષથી સત્વર આલિંગન કર્યું ॥૨૦॥ પછી ભગવાન્ પોતાવિષે ગાઢ અનુરાગને પામેલા તે મુનિવરના મસ્તક ખભા અને વક્ષસ્થળમા સમસ્ત જગતના ક્ષેમને કરનારા અમૃતસ્પર્શવાળા પોતાના હસ્તતળને ફેરવતા થકા તેમના પ્રતિ સ્વય એમ બોલ્યા કે–તમે ધન્ય છો અને મારા ભક્તામા ઉત્તમ છો ને તમારી ઉપર હુ આજ પ્રસન્ન થયો છુ તો મનોવાછિત વર માગ થકી માગો સર્વલોકપૂજ્ય તમને ત્રણેય લોકમા ન આપવા યોગ્ય મારે કાઈ પણ નથી, કિંતુ સર્વ પણ આપવાજ યોગ્ય છે ॥૨૧॥ હે રાજન્ ! આ પ્રકારે રુક્મિણીરમણ તે શ્રીકૃષ્ણ ભગવાને પરા પ્રીતિથી 'વર માગો' એમ પ્રેરણા કરેલા અને તેમના હસ્તતળના સ્પર્શથી નિવૃત્ત થઈ છે ક્ષુધાતૃષાની વ્યથા જેમની અને તેમના કારુણ્ય વાત્સલ્ય સૌશીલ્ય ઔદાર્ય વિગેરે ગુણાતિશયના સદર્શનથી અતરમાં સમુદ્ભવેલા પ્રેમપ્રકર્ષને લીધે આવી ગએલા જે આનન્દના આસુ તેણે કરીને રોકાઈ ગઈ છે દૃષ્ટિ જેમની અને ગદગદ થઈ ગયુ છે ગળુ જેમનુ એવા થઇને તે ભક્તોત્તમ મુનિ બે હાથ જોડીને પ્રણામ કરીને બોલ્યા ॥૨૨॥

( હવે વર માટે પ્રેરણા કરેલા મુનિ તેમા પોતાને માટે અનપેક્ષતા અને અન્યાર્થે તેની સાપેક્ષતા નિવેદન કરશે એવા થકા પ્રથમ શ્રીકૃષ્ણની સ્તુતિ કરેછે– ) મર્યાદા મુકીને ચોમેર પ્રસરતા પરમાનંદથી પોતાના અસા-

कारुण्यसुधासमुद्र ! श्रीद्वारिकाधीश ! नमोऽस्तु तुभ्यम् ॥२३॥
निःशेषपापौघविनाशनाय भक्तप्रियायाखिलकारणाय । श्रीसत्य-

ધારણ નમ્રીભાવને અનુસ્મરણ કરતા થકા અને તેમની દિવ્ય મંગળમૂર્તિના ગુણવિશેષરૂપ અમૃતરસનો આસ્વાદ લેતા થકા વારેવારે 'નમોનમ.' ઇત્યાદિ કહેછે—હે ભગવન્! કૃષ્ણ તમેજ મગળમૂર્તિ છો. આનંદમય આપના થકી અન્ય કોણ મગળમૂર્તિ છે? કોઇપણ નથી. સ્વય અનવધિકાતિશય આનંદસ્વરૂપ હોઇને આત્મીય જનોને પણ આનદ પમાડો છો, માટેપણ આપ મગળમૂર્તિ છો જે તમારી મૂર્તિની સેવા કરવાથી મગળ થાય છે તે આ મગળમૂર્તિ તમને વારંવાર નમસ્કાર છે તેવા તમો સાક્ષાત્ પોતાનાજ દિવ્ય રૂપથી યદુકુળમાં અવતરીને તેને વિભૂષિત કરી રહ્યા હતા જેના વક્ષ સ્થળનું કૌસ્તુભ મણિ અને શ્રી વિભૂષણ છે તે યદુકુળના ભૂષણ થયા એવો વિશેષ છે. એવા યાદવભૂષણ તમને નમસ્કાર છે. વળી આપનો કરુણારસ અનવધિક છે, જેથી આ લોકમાં ભક્તજનોના અનુગ્રહ અર્થે દ્વારિકામા નિત્ય સાન્નિધ્ય કરી રહ્યા છો, પોતાની સમગ્ર સ્થિતિ પૂજકપરાધીન સ્વીકારીને પણ અર્ચારૂપથી સતત સકળ જનોના કલ્યાણ માટે સન્નિધિ કરી રહ્યા છો, આ બધું કરુણાપ્રવાહનું કાર્ય છે. સુધાજ જેમ એમ ભવદાવાગ્નિવડે દગ્ધ થએલા જનોનેપણ આપની કૃપા સમુજ્જીવન કરેછે, માટે તમે કરુણાસુધાસમુદ્ર પણ છો. એવા તમને વારંવાર નમસ્કાર છે. આપ સ્વામીના ચરણમા જે પ્રહ્વીભાવ (નમ્રભાવ) છે તેજ અમારે પુરુષાર્થ છે ॥૨૩॥ હે નારાયણ ! હે દેવ ! પાપના કે પાપોના કે પાપપુંજોના પ્રણાશકપણે સ્મૃત્યાદિકમા વિવિધ ધર્મો છે, તેના અનુષ્ઠાનથી નિ શેષ ( બાકી રહેજ નહિ ) પાપૌઘનો વિનાશ થતો નથી. વળી પુણ્યમિષથી ભોગાભાસને આપનારા છે પણ અતે તો દુ:ખનેજ દેનારા છે, માટે 'स्वर्गकामो यजेत' ઇત્યાદિ સર્વે વિધિગોચર ધર્મો પાપજ છે. જે વિદ્યા ( જ્ઞાન ) છે તે સંપન્ન થતાં પ્રારબ્ધ થકી બીજા સંચિતાદિ કર્મનેજ નાશ કરે છે, ( પ્રારબ્ધને તો નહિ ) માટે તે વિદ્યા પણ નિ શેષ પાપૌઘને વિનાશ કરનારી નથી તમે તો પ્રસન્ન થતાં પ્રારબ્ધને પણ નાશ કરો છો,

भामारमणाय नित्यं नमोऽस्तु नारायण! देव! तुभ्यम् ॥२४॥ कृष्णाय जिष्णुप्रियकारणाय वृष्णिप्रवीराय च विष्णवे ते। नमोऽस्तु नानाविधराजकन्यामनोमिलापप्रतिपूरकाय ॥२५॥ भूमारराजन्यदवानलाय सद्धर्मसाधुप्रतिपालकाय । श्रीदामदारिद्र्यवि-

માટે નિ શેષ પાપૌઘ વિનાશક તો આપજ એક છો. આવા આપ ભગવાનની પ્રસન્નતા મેળવવામાં બાર વર્ષસુધીના પ્રાયશ્ચિત્તાદિકમાં જેમ ક્લેશ છે તેમ કશો ક્લેશ પણ નથી. કેવળ પ્રેમથીજ આપ પ્રસન્ન થાવ છો. કેમકે તમે ભક્તપ્રિય છો. તે તમને સત્યભામારમણને નિત્ય નમસ્કાર છે. નિત્ય સહચારિણી દિવ્ય મહિષી (પત્ની) લક્ષ્મી થકી પણ સત્યભામા જેમ પ્રિયતમા છે તેમ નિત્યમુક્તથકી પણ ભક્તજન તમને પ્રિયતમ છે. એરીતે સર્વકારણ તમને નમસ્કાર છે ॥૨૪॥ હે ભગવન્! ભક્તપરવશતાને લીધે અર્જુનનું હિત કરવા આપે સારથિપણું પણ સ્વીકાર્યું હતું, માટે તમો જીષ્ણુ–અર્જુનપ્રિયકર છો. વૃષ્ણિઓના પ્રવીર થઇને પણ પાર્થ (અર્જુન)-નું પ્રિય કરવા સારથિપણું સ્વીકાર્યું, માટે સર્વોપરી છતાં સુલભપણું તમારૂ અનુપમ છે. માટેજ ભક્તજનોના મનોરથો પરિપૂરણ કરવાનુંજ એક વ્રત ધારી રહેલા હોવાથી અનેક રાજન્યકન્યાઓના મનોરથનું પરિપૂરણ કે જે અસાધારણ પ્રેમના ફળભૂત છે તે તમોએ કર્યું હતું. એવા વિષ્ણુ શ્રીકૃષ્ણ તમને નમસ્કાર છે ॥૨૫॥ ભૂમિના ભારભૂત કંસ જરાસંધ શિશુપાળ પ્રમુખ આસુરાંશ રાજાઓનો તમોએ સંહાર કર્યો છે અને તેમના સંહારપૂર્વક સંતોનો ધર્મ અને સંતોની રક્ષા કરી છે. (તેવા મહાસમર્થ તમને તમારાં દર્શન કરવામાં અંતરાયભૂત આસુરપ્રકૃતિવાળા જનોનો પરાભવ કરવો અને આપનાં દર્શન કરવાં એજ એક પરમ પ્રયોજનવાળા અનન્યમનવાળા સંતો અને તમારા ભજનાદિલક્ષણ ધર્મનું સંરક્ષણ શું અસાધ્ય છે?) વળી તમો પરમોદાર છો, કેમકે તમો અપેક્ષિત અનપેક્ષિત આશ્રિતોને આપીને તેમને આ લોક પરલોકનું નિરવધિ સુખ સંપાદન કરોછો. જેથી તમે અનન્યાશ્રય શ્રીદામા વિપ્રને આ લોક પરલોકમાં સર્વોત્તમ સમૃદ્ધિ આપી હતી. વળી ઉદ્ધવપ્રમુખ જ્ઞાનિઓવિષે પરા પ્રીતિને રાખો છો,

नाशनाय नमोऽस्तु ते चोद्धवबल्लभाय ॥२६॥ श्रीमन्महाराज! विकुण्ठनाथ! श्रीदेवकीनन्दन! चक्रपाणे!। द्वारावतीनायक! वासुदेव! नित्यं प्रसन्नो भव रुक्मिणीश! ॥२७॥ दयानिधे! महाराज! भक्तेषु करुणेदृशी। त्वय्येव राजते नित्यं नह्यन्यत्र तु कुत्रचित् ॥२८॥ मनोरथो मे सफलः कृतोऽद्य भवता प्रभो!। पूर्णकामोऽस्म्यहं नूनं दर्शनादेव तेऽधुना ॥२९॥ साक्षात्त्वच्चरणाम्भोजमशेषानन्दसंश्रयम्। सम्प्राप्यातः परं किंतु वृणोमि त्वत्त

'ज्ञानी त्वात्मैव मे मत' એમ આપેજ ગાયુ છે એવા આપને નમસ્કાર છે ॥૨૬॥ હે ભગવન્! આપનો પ્રસાદજ અમારે પરમ પ્રયોજન છે દાસભૂતને સ્વામિના પ્રસાદ થકી અપર પ્રયોજન હોયજ નહિ માટે અમે 'નિત્ય પ્રસન્ન થાવ' એમજ પ્રાર્થના કરીએ છીએ, પ્રસન્નતાનો ઉપાય પણ આજ અમોએ આશર્યો છે–હે શ્રીમન્મહારાજ! હે વિકુંઠનાથ! હે શ્રીદેવકીનંદન! હે ચક્રપાણે! હે દ્વારાવતીનાયક! હે વાસુદેવ! હે રૂક્મિણીશ! એરીતે પરમ પ્રેમપૂર્વક આપના નામામૃતોનો આસ્વાદ લેવો ઉપાય પણ અમૃતાસ્વાદન છે, ઉપેય (પ્રાપ્ય) પણ આનંદમયપ્રસાદ છે તો આ અસાધારણ ઉપાય ઉપેયભાવ કેને સ્વાદ માટે ન થાય? થાયજ ॥૨૭॥ હે દયાનિધે! મહારાજ! ભક્તો ઉપર આવી–ક્ષણપણ આશ્રિતોની પીડા ન સહન થવારૂપ કરૂણા એક આપને વિષેજ સર્વદા વર્તે છે અન્ય કોઈપણ જનનેવિષે નથીજ વર્તતી (જેથી તમે મારી પીડા ટાળવા માટે બ્રહ્માદિકોએ પણ સાક્ષાત્કરવા અશક્ય એવુ સ્વસ્વરૂપ મારા લોચનગોચર કરીને મને પરમાનંદ પમાડ્યો) ॥૨૮॥ હે પ્રભો! આપે મારો મનોરથ આજ સંપૂર્ણ સફળ કર્યો હું આપના દર્શનથીજ આજ પૂર્ણકામ થઇ ગયો છુ હે ઇશ્વર! સમસ્ત આનંદના એક આધારભૂત, સકળ મુનિજનોએ સર્વદા સેવનીય એવા ચરણારવિંદને સાક્ષાત્ પામેલો હું તે મારે અત પર આપના થકી શુ વરણીય છે? કશુ પણ નથી, કેમકે આજ (સાક્ષાત્ દર્શન) પરમ પુરૂષાર્થ માન્યોછે આમા બધા મનોરથો અતર્ગત થઇ જાય છે 'अस्मिन् कामा समाहिता...यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन् समाहितम्'

ईश्वर ! ॥३०॥ अस्त्येकं याचितव्यं तच्छ्रुत्वा वितर मे प्रभो ! । भक्तप्रियस्य सततं तवाशक्यं न किञ्चन ॥३१॥ आज्ञा तवैवास्ति हरेस्त्यागिनां गृहिणां तथा । यात्रा कार्या द्वारिकाया इति साम्प्रतमच्युत ! ॥३२॥ तत्र ये धनिनस्तेषां दुष्करा नैव सा किल । सर्वथा दुष्करैवास्ति निर्धनानां नृणां प्रभो ! ॥३३॥ औद्धवीयाः साधुजना ये सन्ति भुवि सत्पते ! । तेषां तु दुष्करतरा यात्रैषास्ति विशेषतः ॥३४॥ न जातं गोमतीस्नानं तप्तमुद्राङ्कनं न च । कष्टैर्दशाह्नोपवासैर्जातं मेऽद्य त्वदीक्षणम् ॥३५॥ एवंविधेऽत्र देशे तु यात्रा तेषां सतां कथम् । भवेत्कथं च भगवंस्त्वदाज्ञापरिपालनम् ॥३६॥ यथा त्वद्दर्शनं तेषां भवेत्त्वत्पादचेतसाम् । तथा कुरु

---

એવી શ્રુતિ છે ॥૨૯-૩૦॥ હે પ્રભો ! યદ્યપિ મારા માટે પ્રાર્થનીય કશુંય નથી તથાપિ પરાર્થે એક પ્રાર્થનીય છે. તમે સતત ભક્તપ્રિય છો તો મારૂં પ્રાર્થનીય સાંભળીને તેને પરિપૂરણ કરવાને યોગ્ય છો. કાંઈ પણ અશક્ય સર્વશક્ત આપને નથી ॥૩૧॥ (પ્રાર્થનીય સહેતુક કહેછે–) હે અચ્યુત ! ધર્મરક્ષણમાટે હાલમાં નરનાટ્ય ધારી રહેલા શ્રીહરિ આપનીજ હમણાં એવી આજ્ઞા થઈ છે કે–ત્યાગી ગૃહી સર્વેએ દ્વારિકાયાત્રા અવશ્ય કરવી ॥૩૨॥ હે પ્રભો ! તેમાં જે ધનાઢ્ય નરો છે તેમનેજ આ દ્વારિકાયાત્રા સુકર છે, અકિંચન નરોને તો સર્વથા દુષ્કરજ છે ॥૩૩॥ હે સત્પતે ! આવી સ્થિતિ છે તો જે ઉદ્ધવ સંપ્રદાયના સમાશ્રિત સાધુજનો છે તે અકિંચનોને (સર્વ પરિગ્રહનો પરિત્યાગ કરનારા) તો આ યાત્રા વિશેષપણે દુઃકર થકી પણ અતિદુષ્કર છે ॥૩૪॥ (આજ બાબતને પોતાના અનુભવથી બતાવે છે) મને ગોમતીમાં સ્નાન નજ થયું. તપ્તમુદ્રા ન મળી. અતિકષ્ટદાયી દશ ઉપવાસો થયા ત્યારે આજ કેવળ આપનીજ અનુકંપાથી આપનું દર્શન થયું. આ સર્વ સુગમ નથી ॥૩૫॥ હે ભગવન્ ! આવા નિર્દય ધનૈકલુબ્ધ આ દેશમાં તે સાધુજનોને આ યાત્રા તો શી રીતે થાય ? અને હાલમાં પ્રકટતાને પામેલા શ્રીહરિ આપની આજ્ઞાનું અનુપાલન શી રીતે થાય ? સર્વથા અહીં નહિજ થશે ॥૩૬॥ તો જે રીતે આપના ચરણમાંજ એક ચિત્તવાળા તે

त्वं कृपया ममेत्येतद्धि याचितम् ॥३७॥ सुव्रत उवाच—इति स्तुत प्रार्थितश्च मुनिना तेन स प्रभुः । प्रीणयस्तमुवाचेदं नृपते ! भक्तवत्सल ॥३८॥ श्रीभगवानुवाच—त्वया यत्प्रार्थितं भद्र ! तत्करिष्याम्यसंशयम् । मद्दर्शनं सतां तेषामिह न स्यादिति ध्रुवम् ॥३९॥ अत्रातिनिर्दया सन्ति तैर्थिका धनलोलुपा । द्रुह्यन्ति मम भक्तेभ्यस्तेभ्यो जानामि निश्चितम् ॥४०॥ अतो वृत्तालयपुरे लक्ष्मीनारायणस्य मे । मूर्तिर्भवति या तस्यामेत्य दास्ये स्वदर्शनम् ॥४१॥ ददामि दर्शनं यद्वदिह तत्र तथैव हि । दास्ये स्वदर्शनं तेभ्यो लक्ष्मीनारायणाख्यया ॥४२॥ ततश्च द्वारिकायात्रा तेषा तत्रैव

સાધુઓને આપના દર્શન થાય અને તે આ યાત્રા પરિનિષ્પન્ન થાય તેવી કૃપા કરવાને આપ યોગ્ય છો આજ મારે વરણીય વર છે ॥૩૭॥ સુવ્રત ઋષિ કહેછે—હે નૃપતે ! તે સચ્ચિદાનંદ મુનિએ એરીતે સ્તુતિપૂર્વક પ્રાર્થના કરેલા ભક્તવત્સળ ભગવાન્ શ્રીકૃષ્ણ મુનિને પ્રસન્ન કરતા થકા બોલ્યા ॥૩૮॥

**શ્રીભગવાન્ કહેછે**—હે ભદ્ર ! તમારી જે પ્રાર્થના દ્વારિકાયાત્રાની સિદ્ધિરૂપ છે તેને હું નિ સશય સપાદન કરીશ પરં મારી અર્ચાનુ દર્શન અહીં તે સતોને નિશ્ચે નહિજ સિદ્ધ થાય ॥૩૯॥ (તેમા કારણ કહેછે) આ ક્ષેત્રમા અતિનિર્દય આસુરાશો તૈર્થિક ગુગળી આદિકના રૂપથી ધનેક્લુબ્ધો રહ્યા છે તેઓનો તો સાધુજનોનો દ્રોહ કરવો એજ એક અધ્યવસાય છે, તેઓ મારા ભક્તોનો દ્રોહ કરેછે તેને હું નિશ્ચયથી જાણુછુ (તે દ્વેષી ક્રૂર નરાધમ અશુભોને હુ નિરતર જન્મ જરા મરણાદિરૂપથી પરિવર્તન પામતા સસારમા, તેમા પણ આસુરીજ યોનિયોમા નાખુછુ) ॥૪૦॥ માટે હું વૃત્તાલય પુરમા જે લક્ષ્મીનારાયણની મારી અર્ચામૂર્તિ છે તેમા સન્નિધિ આપીને મારૂ દર્શન આપીશ ॥૪૧॥ આ પુરીમા જેમ મારૂ દર્શન થાય છે તેમજ વૃત્તાલય પુરીમા 'લક્ષ્મીનારાયણ' એવા કેવળ અન્ય નામથી સ્વસ્વરૂપના દર્શન તે સાધુઓને આપીશ ॥૪૨॥ તેથી વૃત્તાલય પુરમાજ તે સાધુઓને દ્વારિકાયાત્રાની સિદ્ધિ થશે આ મારા વચનમા તમને સદેહ નજ રહો કેમકે જે સ્થળમા હું રૂક્મિણીકાંત દ્વારિકાધીશ રહું ત્યાજ તે દ્વારિકાપુરી વર્તેછે (મારા સબન્ધથીજ દ્વારિકાનુ દ્વારિકાપણ

सेत्स्यति । अत्र ते मास्तु सन्देहो यत्राहं तत्र सा यतः ॥४३॥ अद्य गच्छ त्वमायामीत्युक्त्वा सोऽन्तर्दधे प्रभुः । सोऽप्यद्भुतं तदालक्ष्य विस्मितोऽस्थात्क्षणं नृप ! ॥४४॥ लीलैव स्वप्रभोरेषा भवतीत्यवधार्य सः । कस्मैचिदपि तद्वार्तां न ब्रुवन्निरगात्ततः ॥४५॥ पुरुधृतिरतिभक्तिमान्स साक्षाद्यदुपतिवीक्षणलब्धभूरिमोदः । गजवरगमनो मुनिः स्मरंस्तं झटिति जगाम पुनश्च गोमतीं ताम् ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वृत्तालयमाहात्म्ये द्वारिकानाथदर्शनतद्वरप्राप्तिनिरूपणनामैकत्रिंशोऽध्यायः ॥३१॥

सुव्रत उवाच—अथ ये कौसला याताः शङ्खोद्धारात्तु गोमतीम् । आगत्य ते तु तं साधुं तत्तीरेऽभ्यगवेषयन् ॥१॥ तमदृष्ट्वा तु ते तत्र

---

છે) ॥૪૩॥ હે મુને! માટે તમે હમણાંજ જાવ. હું તો કહ્યા મુજબ આવીશ. એમ કહીને ભગવાન શ્રીકૃષ્ણ અંતર્ધાન થઈ ગયા. આ સચ્ચિદાનંદમુનિ પણ આવું અદ્‌ભુત જોઇને ક્ષણકાળમાત્ર વિસ્મય પામી રહ્યા ॥૪૪॥ અનંતર આ મુનિ મનમાં ભગવાન્ ધર્મનંદન મારા પ્રભુનીજ આ બધી લીલા છે એમ નિશ્ચય કરીને, તે વાર્તા કોઇને પણ નહિ નિવેદન કરતાં મૌનવ્રત ધારીનેજ શંખોદ્ધાર થકી ચાલી નીકળ્યા ॥૪૫॥ અધિક ધૃતિ અને અનન્ય ભક્તિએ યુક્ત, સાક્ષાત્ શ્રીકૃષ્ણનાં દર્શન પામેલા, માટેજ પરમાનંદપરિપૂર્ણ આ મુનિવર ગજેન્દ્રગતિવાળા થઇ માર્ગમાં તે શ્રીકૃષ્ણનેજ ચિત્તથી વારંવાર અનુસ્મરણ કરતા થકા ત્વરાથી ફરી તેજ ગોમતીને પામ્યા ॥૪૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે વૃત્તાલયમાહાત્મ્યે દ્વારિકાનાથદર્શનતદ્વરપ્રાપ્તિનિરૂપણનામૈકત્રિંશોઽધ્યાયઃ ॥૩૧॥

## [1]અધ્યાય ૩૨ મો.

સુવ્રતઋષિ કહે છે—(હવે અયોધ્યાવાસી વિપ્રોનું ગોમતી આવ્યા પછીનું વૃત્તાંત કહેછે) જે નંદરામાદિ વિપ્રો શંખોદ્ધાર થકી ગોમતીને પામ્યા હતા તેઓ ત્યાં તે મુનિવરને નહિ પામતાં તેના તીરમાં તેમને

---

૧ આ અધ્યાયમાં દ્વારિકાનાથ દ્વારિકાથકી શ્રીવૃત્તાલયપ્રતિ ભક્તમનોરથના પરિપૂરણમાટે વરદાનને અનુસારે પધાર્યા, તે નિમિત્તના ઉત્સવનું ઉપવર્ણન કર્યું છે.

सचिन्ता गोमतीतटे । साश्रुनेत्रा म्लानवक्त्रा निःश्वसन्तो व्यतर्कयन् ॥२॥ अहो किमेतत्सञ्जातं दैवयोगेन दुष्कृतम् । दयालुः स महान् साधुः क्व गतोऽतिप्रियो हरेः ॥३॥ कथं वयं गमिष्यामो विना तं दुर्गपत्तनम् । स्वमुखं दर्शयिष्यामः स्वामिनः पुरतः कथम् ॥४॥ तत्र वा किं वदिष्यामो वयं दैवहता ननु । नृपोपालम्भवाचश्च श्रोष्यामोऽरुन्तुदाः कथम् ॥५॥ तदाह मानसारामो मया तु कथितं पुरा । त्यक्त्वा तं नैव गन्तव्यमिति तत्कोऽपि नाश्रृणोत् ॥६॥ गोपालस्तमथोवाच ज्येष्ठभ्रातुर्वचो मया । कथमुल्लङ्घनीयं स्यादेष पित्रा समो यतः ॥७॥ नन्दरामस्तदोवाच समाधेर्द्द्यमस्य तु ।

શોધના મળ્યા ॥૧॥ તેઓ તે ગોમતીતટમા સર્વત્ર શોધતા પણ તે મુનિને નહિ પામતા ચિંતાતુર, અશ્રુપૂર્ણ નેત્રવાળા, મ્લાનમુખવાળા અને નિ સ્વાસોને મુકતા થકા બહુધા તર્ક કરવા લાગ્યા ॥૨॥ અહો ! આ દૈવયોગથી શુ બની ગયુ ? અરે ! તીર્થયાત્રામા પ્રવર્તેલા આપણું આ શુ દુષ્કૃત ફળ હશે ? તે આ દયૈકનિધિ મુનિ ભગવાનને અતિપ્રિય મહાન્ સાધુ છે તે અહીંથી ક્યા ગયા હશે ? તેમને લીધા વિના હવે આપણાથી દુર્ગપુર શી રીતે જવાશે ? જો મહાકષ્ટે ત્યા જઇશુ પણ સ્વામી શ્રીહરિની આગળ પોતાનુ મુખ શી રીતે બતાવીશુ ? ( આ મહાન્ ધર્મવ્યતિક્રમ થઇ ગયો છે ) યદ્યપિ મુખ બતાવીશુ પણ ભગવાનની આગળ 'તે મુનિવર ક્યાં ગયા ? એમ પુછતા ભાગ્યહીન આપણે શુ કહીશુ ? વળી ઉત્તમ રાજાના ઠબકાના વચનો મર્મભેદક શી રીતે સહન કરીશુ ? ॥૩-૫॥ હે રાજન્ ! તે સમયે ચિંતાક્રાત તેઓ મધ્યે એક માનસારામ બોલ્યા કે—'મુનિને પડતા મુકીને આપણે નજ જવુ' એમ મેં પ્રથમથીજ તે વખતે કહ્યુ હતું પણ આપણામાથી કોઇએ પણ મારૂ વચન સાભળ્યુજ નહિ મારા વચનનો અનાદર કર્યો તેનુ આ ફળ હવે અનુભવાય છે ॥૬॥ અનંતર ગોપાળરામ તેમના પ્રતિ બોલ્યા કે–હું શુ કરૂં ? જ્યેષ્ઠભ્રાતા નંદરામનુ વચન ( આ મુનિ જેટલાકમા સમાધિ થકી ઉઠશે તેટલાકમા શખોદ્ધાર જઇને આપણે આઠ નવ દિવસમા પાછા આવીશુ એવુ ) મારાથી કેમ ઉલ્લંઘન થાય ? કેમકે જ્યેષ્ઠ ભ્રાતાતો પિતાતુલ્ય કહ્યોછે પિતાનુ વચન જેમ ન ઉલ્

आदावेव त्वया प्रोक्तं वृथा मां शपसे किमु ॥८॥ अथाह मानसारामो भावि यत्तद्भवेद्ध्रुवम् । वृथा चिन्ता न कर्तव्या स्मर्तव्यो दुःखहा हरिः ॥९॥ यद्दर्शनार्थमायाता वयं श्रीस्वाम्यनुज्ञया । स एव द्वारिकाधीशः शं विधास्यति नः किल ॥१०॥ दयानिधिर्मुनिरसौ भक्तो भगवतो महान् । हित्वास्मान् सर्वथा नैव गच्छेद्दुर्गपुरं किल ॥११॥ शङ्खोद्धारं गतो नूनमेष इत्येव भाति मे । आगमिष्यत्यथात्रैव स्थेयमस्माभिरत्र तत् ॥१२॥ इति तद्वचनं श्रुत्वा तौ तथेत्यूचतुस्ततः । स्मरन्तो द्वारिकाधीशं तत्रोषुस्ते हरिं नृप ! ॥१३॥ गोमत्यां प्रातरा-

ઘન થાય તેમ મોટા ભાઇનું વચન પણ ન ઉલ્લંઘન થાય ॥૭॥ ત્યારે નંદરામ બોલ્યા કે-હે ગોપાળ ! આ મુનિની સમાધિનું દીર્ઘપણું તો 'ક્યારેક ત્રણ દિવસપર્યંત તો ક્યારેક પાંચ દિવસપર્યંત તો ક્યારેક દશ દિવસપર્યંત તો ક્યારેક પંચદશ દિવસપર્યંત પણ સમાધિમાં રહેછે એમ' તમેજ પ્રથમ કહ્યું તો હવે મને વૃથાજ કેમ શાપ આપો છો ? ॥૮॥ અનંતર માનસારામ બોલ્યા કે-વિવાદ કરવાથી કે ચિંતા કરવાથી શું વળવાનું છે ? જે ભાવિ હોય તે રોકવા છતાં પણ નિશ્ચે થાયજ. તેમાં 'આપણે કશો પુરુષપ્રયત્ન ન કર્યો તેથી આમ થયું' એવી ચિંતા કરવી વૃથા છે. તો હવે સર્વ દુઃખને હરનારા હરિનુંજ સ્મરણ કરવું. તેમાં 'हरिस्मृतिः सर्वविपद्विमोक्षणम्' એવું ભાગવત વચન છે ॥૯॥ આપણે શ્રીસ્વામિની આજ્ઞાથી જેનાં દર્શન કરવા આદરથી અહીં આવ્યા છીએ તેજ દ્વારિકાધીશ સ્મરણ કરવાથી આપણું શિવ નિશ્ચે કરશેજ ॥૧૦॥ આ મુનિવર તો ભગવાનના મહાન્ ભક્ત દયાનિધિ છે તે આપણો ત્યાગ કરીને સર્વથા દુર્ગપુર નજ જાય ॥૧૧॥ હું તો એમજ માનું છું કે-તે આ મુનિ શંખોદ્ધાર અહુધા તો ગયા હોવા જોઇએ. તે આવતી કાલે કે પરમદિવસે અહીંજ આવશે. માટે આપણે તેમના આવવાની રાહ જોઇને અહીંજ રહેવું ॥૧૨॥ હે નૃપ ! આવું માનસારામનું વચન સુણીને તે બધા 'તથાસ્તુ' એમ કહીને પછી ત્રણેય જણા દ્વારિકાધીશ શ્રીહરિનું સ્મરણ કરતા થકા ત્યાંજ રહ્યા ॥૧૩॥ અનંતર તેઓ પ્રતિદિન પ્રાતઃકાળે ગોમતીમાં સ્નાન કરી, બીજે નિત્યવિધિ

प्लुत्य कृत्वा नित्यविधिं च ते । तत्रत्यद्वारिकेशस्य चक्रुः प्रत्यहमीक्षणम् ॥१४॥ सचिन्तास्ते चतुर्थेऽह्नि कृत्वैकादश्युपोषणम् । पाकं विधाय द्वादश्यां चक्रुस्तत्साधुचिन्तनम् ॥१५॥ अहो ईदृक्कुतो भाग्यमस्माकं कुधियां भवेत् । यदत्र स महायोगी कुर्यादागत्य पारणाम् ॥१६॥ नन्दरामस्तावदाह दक्षः स्फुरति मत्करः । मानसाराम आहाथ दक्षं मेऽक्षि स्फुरत्यपि ॥१७॥ गोपाल आह स्वप्नेऽद्य मया प्रातः स ईक्षितः । आयाति द्वारिकाधीशं हृदि धृत्वेति निश्चितम् ॥१८॥ शुभानीत्थं निमित्तानि वदन्तस्ते परस्परम् । आयान्तं ददृशुर्दूराद्गजेन्द्रमिव तं मुनिम् ॥१९॥ एह्येह्यहो अहो स्वामिन्निति प्लुतगिरस्त्रयः । अभ्यद्रवंस्ते विप्रास्तं प्राणाः प्राणमिवादरात् ॥२०॥ अथालिङ्ग्य चिरं दोर्भ्यां हसन्तस्ते परस्परम् ।

કરી, ત્યાં વિરાજમાન દ્વારિકાધીશના દિવ્ય મૂર્તિસ્વરૂપનું દર્શન કરવા તત્પર થઈ રહ્યા ॥૧૪॥ અનંતર તેઓ ચોથે દિવસે (ફરી ગોમતી પ્રાપ્તિને આરંભીને) આવેલી એકાદશીનો ઉપવાસ કરી દ્વાદશીએ પ્રાતઃકાળે પાક કરીને, મુનિના વિયોગથી ઘણી ચિંતા પામતાં તે સાધુનીજ આલોચના કરવા લાગ્યા ॥૧૫॥ તે એવી રીતે કે–અહો ! ભાઇઓ ! આપણું એવું ભાગ્ય ક્યાંથી હોય ? કેમકે આપણે તો કુબુદ્ધિ છીએ. જે ભાગ્યને લીધે તે મહાયોગી આજ અહીં આવીને પારણાં કરે, આ તો મહત્ સૌભાગ્ય કહેવાય ॥૧૬॥ ત્યારે નંદરામ બોલ્યા કે–અહો ! આજ મારો જમણો હાથ ફરકેછે. અનંતર માનસારામ બોલ્યા કે–મારી જમણી આંખ્ય આજ ફરકેછે. ત્યારે ગોપાળરામ બોલ્યા કે–આજજ ઉષઃકાળમાં મેં સ્વપ્નમાં તે મુનિવર દ્વારિકાધીશને હૃદયમાં સંભારતાથકા શંખોદ્ધારથકી અહીં આવતા સાક્ષાત્ જોયા છે ॥૧૭-૧૮॥ હે રાજન્ ! એ રીતે તેઓ પરસ્પર પોત પોતે અનુભવેલાં શુભ શકુનોને કહેછે એટલાકમાંજ ગજેન્દ્રની પેઠે આવતા તે મુનિવર દૂરથી તેઓના લોચનગોચર થયા (દેખવામાં આવ્યા) ॥૧૯॥ તેજ ક્ષણમાં ત્રણેય વિપ્રો અહો ! અહો ! સ્વામિન્ ! 'અહીં આવો અહીં આવો' એમ ઉચ્ચ સ્વરથી બોલાવતા થકા તે મુનિવરને શ્રોત્રાદિ પ્રાણો (ઇન્દ્રિયો) આવેલા

स्वावासमेत्य चान्योन्यं पप्रच्छुः कुशलं ततः ॥२१॥ स्नापयित्वा भोजयित्वा विप्रास्ते तं महामुनिम् । स्वयं भुक्त्वा स्ववृत्तान्तं कथयन्तोऽनयन् दिनम् ॥२२॥ उषित्वा तां निशां तत्र प्रातस्ते निर्ययुस्ततः । शुक्लषष्ठ्यां तपस्यस्य लेभिरे दुर्गपत्तनम् ॥२३ यत्र यत्रोषिता मार्गे तत्र तत्र च ते निशि । स्वप्नेऽपश्यन्सहायान्तं सश्रियं द्वारिकेश्वरम् ॥२४॥ सम्प्राप्य ते दुर्गपुरं सभायामास्थितं हरिम् । प्रणेमुर्दण्डवद्भक्त्या मानयामास सोऽपि तान् ॥२५॥ वृत्तान्तमखिलं स्वस्य विना श्रीकृष्णदर्शनम् । स मुनिः प्राह तत्रत्यं स्नानाङ्केक्षावरोधनम् ॥२६॥ तच्छ्रुत्वा साधवः सर्वे खेदमापुर्भृशं हृदि । स्वेषां हि द्वारिकायात्रा न स्यादित्याप्तनिश्चयाः ॥२७॥

મુખ્ય પ્રાણનેજ જેમ એમ આદરથી એકદમ અભિમુખ દોડ્યા ॥૨૦॥ અનંતર તે સર્વે વિપ્રો તે મુનિને બે બાહુમાં ઘાલીને બહુવેળા આલીંગીને, પરસ્પર પ્રહર્ષથી હસતા થકા પોતાના ઉતારાને પામીને, પછી પરસ્પર કુશળ પુછવા લાગ્યા ॥૨૧॥ પછી તે વિપ્રોએ મહામુનિ સચ્ચિદાનંદજીને સ્નાન કરાવી ભોજન કરાવીને અને પોતે જમીને પોતાનું વૃત્તાંત તેમને કહેતા થકા તે દ્વાદશીનો દિવસ નિર્ગમન કર્યો ॥૨૨॥ તે દ્વાદશીની રાત્રિ ત્યાંજ રહીને ત્યાંથી પ્રાતઃકાળે નીકળીને તે સર્વે નંદરામાદિ વિપ્રો ફાલ્ગુન માસના શુક્લપક્ષની ષષ્ઠીતિથિએ દુર્ગપત્તનને પામ્યા ॥૨૩॥ તેઓ માર્ગમાં જ્યાં જ્યાં રહ્યા ત્યાં ત્યાં રાત્રિએ નિદ્રા પામતાં સ્વપ્નમાં પોતાની સાથે દ્વારિકા થકી રૂક્મિણી સાથેજ પધારતા દ્વારિકાધીશને દેખતા હતા ૨૪॥ તેઓ દુર્ગપુરને પામીને સભામાં દિવ્ય સિંહાસનમાં વિરાજમાન ભગવાન્ શ્રીહરિનાં દર્શન કરીને ભક્તિથી દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. ભગવાને પણ યાત્રા કરીને આવેલા તેઓને યથાયોગ્ય સ્વાગતાદિવડે સન્માન આપ્યું ॥૨૫॥ અનંતર તે સચ્ચિદાનંદમુનિએ શ્રીકૃષ્ણદર્શન વિનાનું પોતાનું દ્વારિકાદિકમાં થએલું ગોમતીસ્નાનનો પ્રતિબન્ધ, તપ્તમુદ્રાનો પ્રતિરોધ અને ભગવદ્દર્શનનો ઉપરોધ વિગેરે સમસ્ત વૃત્તાંત સભામાં કહી સંભળાવ્યું. તે ઉપરોધ વૃત્તાંતને સાંભળીને સર્વે સાધુઓ 'અમને ત્યાગિઓને દ્વારિકાયાત્રા

इति तान् खिन्नमनसो वीक्ष्योवाच पुनः स च। स्वस्य कृष्णेक्षणं तस्माद्वरप्राप्तिं च तत्त्वतः ॥२८॥ तदाकर्ण्यातिसंहृष्टाः साधवस्तं ववन्दिरे। प्रशशंसुश्च बहुधा लेभिरे निर्वृतिं पराम् ॥२९॥ स्वयं च मुनिराट् स्वामी तं प्रशंसन् पुनःपुनः। अवीवदत्तद्देवासौ भक्तानानन्दयन्निजान् ॥३०॥ तत्रत्यं सोऽपि वृत्तान्तं कथयित्वाखिलं मुनिः। प्राह सर्वः प्रसादोऽयं त्वत्कृपाया इति ध्रुवम् ॥३१॥ उत्सवं द्वारिकेशस्य दोलाख्यं मासि फाल्गुने। सद्यः प्राप्तं कर्तुमैच्छत्ततो वृत्तालये हरिः ॥३२॥ त्यागिभिर्गृहिभिः साकं योषाभिश्च स सहरुः। वृत्तालयं गन्तुमिच्छन् सर्वानाज्ञापयत्ततः ॥३३॥ लिखित्वा पत्रिका दूतान्प्रेषयित्वा च सर्वतः। देशान्तरेभ्यः

---

નહિજ થાય' એવો નિશ્ચય થવાથી અતિખિન્ન મનવાળા થઈ ગયા. એરીતે અતિખિન્નમનવાળા તે સાધુઓને જોઇને તે મુનિએ પછીથી પોતાને થએલું સાક્ષાત્ શ્રીકૃષ્ણદર્શન અને તેમના થકી પ્રાપ્ત થએલું વૃત્તાલય આવવારૂપ વરદાન તત્ત્વથી કહી સંભળાવ્યું ॥૨૬-૨૮॥ તેને સાંભળીને સર્વે સાધુઓ પરમ મહર્ષ પામીને તે મુનિને નમસ્કાર કરીને, તેમની બહુધા પ્રશંસા કરીને, પરમ સુખને પામ્યા ॥૨૯॥ આ મુનિરાજ ભગવાન્ સ્વામિનારાયણ સ્વયં સર્વ વૃત્તાંતને જાણે છે તથાપિ ભક્તોને આનંદ આપવા તે મુનિવરનાં વખાણ કરતા થકા તેનું તેજ શ્રીકૃષ્ણદર્શનનું વૃત્તાંત તેમના મુખથી વારેવારે સભામાં તેમણે કહેવરાવ્યું (ભગવાને પ્રેરણા કરેલા મુનિવરે પણ પોતાને થએલું કૃષ્ણદર્શન વરપ્રાપ્તિ વિગેરે બધું વૃત્તાંત સભામાં વારેવારે કહ્યું) ॥૩૦॥ અનંતર આ મુનિવર ત્યાંનું તમામ વૃત્તાંત ભગવાનને નિવેદન કરીને 'આ સર્વ પ્રસાદ આપની અપાર અનુકંપાનોજ નિશ્ચે છે' એમ કહ્યું ॥૩૧॥

હે રાજન્! ત્યારપછી શ્રીહરિએ વૃત્તાલયપુરમાં ફાગણ માસમાં શ્રીદ્વારિકેશનો સમયપ્રાપ્ત ઉત્સવ કરવાની ઇચ્છા કરી ॥૩૨॥ તે પછી સતાં ગુરુ શ્રીહરિએ ત્યાગી ગૃહી નરનારી ભક્તજનો સાથેજ વૃત્તાલય જવાની ઇચ્છાથી તે સર્વેને વૃત્તાલય જવાની આજ્ઞા આપી ॥૩૩॥ વળી બહુ મંગળપત્રિકાઓ પોતાના લેખક નિર્ગુણાનંદમુનિપાસે લખાવીને, તેને પહોંચાડનારા દૂતોને તે

स्वान्भक्तानाह्वयामास सत्वरम् ॥३४॥ तस्यां निशायां सुप्तास्ते सन्त. सर्वेऽप्यचक्षत । स्वप्ने वृत्तालयं यान्तं सश्रियं द्वारिकेश्वरम् ॥३५॥ प्रातरुत्थाय ते प्रोचुः स्वप्नवृत्तं हरेः पुरः । स उवाच तदा स्वामी सत्यमेतन्न संशय. ॥३६॥ सप्तम्यां स ततः सर्वैः सार्कं भक्तै. सहस्रशः । स्वामी श्रीसहजानन्दो निर्ययो दुर्गपत्तनात् ॥३७॥ समारूढो वाहं जविनमरुणं मञ्जुलगतिं दधद्वल्गां वामे करकमलकोशेऽतिमृदुले । परे वेत्रं चासौ सितसकलवासाः परिवृतो हयारूढैः सोमप्रमुखनिजभक्तैः पथि ययौ ॥३८॥ एकादशीदिने सायं प्राप वृत्तालयं स च । नानाग्रामपुरेभ्यश्च तत्रेयुर्यूथशो जनाः ॥३९॥

---

તે દેશોમા મોકલીને ત્યાથી સર્વ ભક્તોને મહોત્સવના દર્શન કરવા સત્વર બોલાવ્યા ॥૩૪॥ તે રાત્રિએ (ફાલ્ગુન શુકલ ષષ્ટી તિથિની) નિદ્રાને પામેલા તે સર્વ કોઈ સતોએ પણ દ્વારિકાથકી વૃત્તાલય પધારતા રૂક્મિણીસહિત દ્વારિકાધીશ સ્વપ્નમા જોયા ॥૩૫॥ જોનારા તે સર્વ સાધુઓએ સપ્તમીના પ્રાત કાળમા ઉઠીને અદ્ભુત સ્વપ્નવૃત્તાત શ્રીસ્વામિને નિવેદન કર્યું તેને સાભળીને સ્વામિશ્રી બોલ્યા કે—આ બધુ સત્યજ છે દ્વારિકાધીશ લક્ષ્મી સાથે વૃત્તાલય પ્રતિ આવેજછે ભગવાન્ પોતાનુ કાર્ય ભક્તોને સ્વપ્નમા પ્રકાશ કરેછે આમા તમને સશય નજ રહો ॥૩૬॥ એમ કહીને સ્વામી શ્રીસહજાનંદજી મહારાજ સર્વ કોઈ ભક્તો સાથે સપ્તમીએ દુર્ગપુર થકી વૃત્તાલયપુર જવા ચાલી નીકળ્યા ॥૩૭॥ (દુર્ગપુર થકી નીકળ્યા તે સમયની શ્રીહરિની શોભાને અત્યાનંદથી અનુવર્ણવે છે-) તે સમયે સકળ જનોના મનને હરનારી દિવ્યાકૃતિથી શોભમાન ભગવાન્ મનોહર ચિચિન ચાલવાળા બહુવેગવાળા રાતા વર્ણના અશ્વવર ઉપર બેસીને, કમળના ડોડા જેવા કોમળ વામ કરતળમા લગામને ધારીને અને બીજા જમણા કરકમળમા ચાબકને ધારીને, શ્વેતવસ્ત્રોવડે સમલકૃત થઈ, અશ્વોઉપર બેઠેલા સોમવર્મા પ્રમુખ પોતાના ભક્તોથી વિંટાઇને માર્ગમા ચાલ્યા ॥૩૮॥ એરીતે માર્ગમા ચાલતા અને તેતે ગામોમા તેતે ભક્તજનોને આનંદ આપતા શ્રીહરિ ધાત્રી એકાદશીને દિવસે (ફાલ્ગુન શુ ૧૧) સાયસમયે વૃત્તાલય પહોચ્યા

मुक्तानन्दोऽपि तत्राऽऽगान्मुनिराड्वटपत्तनात् । विजित्य वादिन सर्वान् साकं पौरजनैर्नृप ! ॥४०॥ द्वारिकाधीश्वर कृष्णं लक्ष्मीनारायणाख्यया । त स्थितं वीक्ष्य ते सर्वे भक्ता' प्रापु परां मुदम् ॥४१॥ तत्रागता ये गृहिणस्तेऽपि त्यागिजना इव । प्रायशो ददृशु- स्वप्ने द्वारिकाधीशमागतम् ॥४२॥ ततोऽतिविस्मिता लोका सर्वे त दृढनिश्चया । पुपूजु परया भक्त्या स्वाधिकारानुसारत ॥४३॥ एव स्वयं स भगवान् स्वस्यैवागमनादिकम् । लीलया दर्शयामास नातो ज्ञेया तयोर्भिदा ॥४४॥ स्वामी च सकलै शिष्यैस्ततो दोलामहोत्सवम् । कारयामास सम्भारैर्महद्भिर्द्वारिकेशितु ॥४५॥

---

તે સમયે ત્યા નાનાદેશો થકી ભક્તજનો હજારોહજાર આવ્યા હતા ॥૩૯॥ હે નૃપ ! તે સમયે પ્રથમ વટપત્તન પ્રતિ મોકલેલા મુક્તાનંદ મુનીન્દ્ર પણ વાદિવૃંદને વિજીતિને વટપત્તનથકી વૃત્તાલય પુરે પૌરજનો સાથે સમકાળ આવ્યા ॥૪૦॥ આવેલા તે સર્વે ભક્તો વરદાનને અનુસારે દ્વારિકાથકી શ્રીસાથે પધારેલા, લક્ષ્મીનારાયણ નામથી રહેલા (લક્ષ્મીનારાયણની અર્ચામા સાન્નિધ્ય કરી રહેલા) દ્વારિકાધીશ્વર શ્રીકૃષ્ણના સાક્ષાત્ દર્શન કરીને નિરવધિક આનંદને પામ્યા ॥૪૧॥ વળી તેજ રાત્રિએ ત્યાથી ત્યાથી વૃત્તાલય આવેલા ગૃહસ્થજનો પણ વૃત્તાલય પધારેલા દ્વારિકાધીશના ત્યાગિજનોની પેઠે સ્વપ્નમા બહુધા દર્શન પામ્યા ॥૪૨॥ તે પછી અત્યત વિસ્મય પામેલા તે સર્વે ભક્તલોકોએ લક્ષ્મીનારાયણની અર્ચામૂર્તિમા સન્નિધિ પામી રહેલા દ્વારિકાધીશનો વિનિશ્ચય કરીને દૃઢ નિશ્ચયવાળા થઈ પરા ભક્તિથી યથાધિકાર તેમની પૂજા કરી ॥૪૩॥ હે રાજન્ ! આ પ્રકારે તે આ નરનાટ્ય પ્રકટ કરી રહેલા સ્વય ભગવાન્ દ્વારિકાધીશ્વર શ્રીહરિ ભક્તપરવશતાને લીધે પોતાનુ સાક્ષાત્ આગમનાદિક લીલાએ કરીનેજ સર્વ ભક્તોને પ્રદર્શાવ્યુ માટે ભગવાન પ્રકટતાને પામેલા શ્રીહરિ અને દ્વારિકાધીશ શ્રીકૃષ્ણનો ભેદ નજ જાણવો કિંતુ બન્ને પ્રકારે દેખાય છે પણ એકજ જાણવા ॥૪૪॥ તદનંતર ભગવાન્ સહજાનંદસ્વામીએ સકળ શિષ્યોપાસે મહાસંભારોએ કરીને દ્વારિકાધીશ (લક્ષ્મીનારાયણ)નો પુષ્પદોલોત્સવ મહાઉત્સાહથી

स भक्ष्यभोज्यैर्बहुभिश्च लेह्यैश्चोष्यैश्च साधून् सकलान्नरेश! । अतर्पयत्सम्परिवेपयन् स्वान् परिभ्रमन् पङ्क्तिषु भूरिकृत्वः ॥४६॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वृत्तालयमाहात्म्ये द्वारिकापुराच्छ्रीकृष्णागमनोत्सवनिरूपणनामा द्वात्रिंशोऽध्यायः ॥३२॥

सुव्रत उवाच—यदा स भगवांस्तत्र समायतो दयानिधिः । तदानीं तस्य सकलः परिवारोऽप्युपाययौ ॥१॥ द्वारिका पुररूपेण सरोरूपेण गोमती । तस्थौ तत्र समागत्य तीर्थवृन्दमितस्ततः ॥२॥ ततो लीलानरवपुः श्रीहरिर्द्वारिकेश्वरः । सतीर्थपरिवारोऽत्र समायात

કરાવ્યો ॥૪૫॥ હે નરેશ! ઉત્સવને અંતે ભગવાન્ શ્રીહરિએ બહુ પ્રકારનાં ઉત્તમ ભક્ષ્ય ભોજ્ય લેહ્ય ચોષ્ય ભોજનોવડે પંક્તિમાં વિચરીને સારીરીતે પોતેજ બહુવાર પીરસીને પોતાના સર્વે સાધુઓને અત્યંત તૃપ્ત કર્યા ॥૪૬॥
ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે વૃત્તાલયમાહાત્મ્યે દ્વારિકાપુરાત્ શ્રીકૃષ્ણાગમનોત્સવનિરૂપણનામા દ્વાત્રિંશોઽધ્યાયઃ ॥૩૨॥

## [1]અધ્યાય ૩૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! જ્યારે તે ભગવાન્ દયાનિધિ દ્વારિકેશ વૃત્તાલયપુરમાં પધાર્યા ત્યારેજ તેમનો તમામ પરિવાર (દ્વારિકાપુર ગોમતી વિગેરે) પણ તેમની સાથેજ આવી ગયો જાણવો ॥૧॥ આવેલા પરિવારમાં દ્વારિકા સાક્ષાત્ વૃત્તાલયપુરરૂપે સાન્નિધ્ય કરીને રહી. અને ગોમતીજી સરોવરરૂપે (શ્રીલક્ષ્મીનારાયણ મંદિર થકી વાયુકોણમાં રહેલા) સાન્નિધ્ય કરીને રહી. ભગવાનનું સાન્નિધ્ય થવાથી બીજાં પણ બધાં ગંગા યમુના આદિક તીર્થો અહીંથી તહીંથી આવીને આજ ગોમતીતીર્થમાં યોગ-રહમ સાન્નિધ્ય કરીને રહ્યાં ॥૨॥ ત્યારપછી તે આ નરનાટ્ય ધારી રહેલા શ્રીહરિએ 'દ્વારિકેશ્વર સમસ્ત તીર્થ પરિવાર સાથેજ સાક્ષાત્ પોતે વરતાલમાંજ હમણાં સન્નિધિ કરી રહ્યા છે' એમ ભક્તોને કહેવાપૂર્વક તપ્ત-

૧ આ અધ્યાયમાં સ્વયં ભગવાને વૃત્તાલય પુરનું માહાત્મ્ય અને તીર્થમાં કરવા યોગ્ય વિધિનું નિરૂપણ કર્યું છે.

इति ब्रुवन् ॥३॥ द्वारिकायामिवात्रापि तप्तमुद्राभिरङ्कनम् । सर्वानचीकरद्भक्तांस्तत्फलं भूरि वर्णयन् ॥४॥ त्यागिनस्तेऽथ तं सर्वे दृष्ट्वा श्रीद्वारिकेश्वरम् । सम्पूज्य च यथायोग्यमासंल्लब्धमनोरथाः ॥५॥ स्नात्वा सरसि गोमत्यां जगृहुस्तप्तमुद्रिकाः । सम्पूर्णां द्वारिकायात्रां मेनिरे कृपया हरेः ॥६॥ निशि तत्र सभा चासीन्महती कृष्णमन्दिरे । उपाविशंस्तत्र भक्ताः पुमांसश्च स्त्रियोऽखिलाः ॥७॥ स्थित उच्चासने तत्र हरिस्तानब्रवीद्वचः । यूयं शृणुत सर्वेऽपि जना ! मद्वचनं हितम् ॥८॥ अत्र श्रीद्वारिकाधीशः कृष्णः स्वयमुपागतः । इति तु ज्ञातमेवाद्य सर्वैः प्रत्यक्षदर्शनात् ॥९॥ वसेद्यत्रैष तत्रैव परिवारोऽस्य सर्वशः । वसेदित्येव जानीत नृपस्यानुचरा इव ॥१०॥ तस्मादेतां पुरीं वित्त द्वारिकामेव तत्पुरीम् । तडागं

મુદ્રા ધારણનુ ફળ અતિશય વર્ણન કરતાથકા દ્વારિકાની પેઠેજ વૃત્તાલય પુરમા પણ સુદર્શનાદિ તપાવેલા કૃષ્ણાયુધોવડે ચિહ્ન (છાપો) સર્વે ભક્તોને કરાવ્યું (છાપો લેવરાવી) ॥૩-૪॥ અનંતર તે સર્વે ત્યાગીઓ સાક્ષાત્ સરાજમાન તે દ્વારિકેશનાં દર્શન કરીને તેમનુ યથોચિત પૂજન કરીને પરિપૂર્ણ મનોરથવાળા થઈગયા ॥૫॥ ગોમતી સરોવરમા સ્નાન કરી, તપ્ત મુદ્રા પામીને શ્રીહરિની અનુકપાથી તેમણે દ્વારિકાયાત્રા સપૂર્ણ થઈ માની ॥૬॥ અનતર ફાલ્ગુન કૃષ્ણપક્ષના પડવાની રાત્રિએ દ્વારિકાધીશ શ્રીલક્ષ્મીનારાયણના મદિર આગળ મોટી સભા થઈ તેમા સર્વ નરનારી ભક્તો યથાયોગ્ય બેસી ગયા ॥૭॥ ભગવાન્ તે સભામા રહેલા ઉંચા આસનમાં બેસીને સર્વ ભક્તોપ્રતિ એવુ વચન બોલ્યા કે—હે જના ! તમે સર્વે પણ આ મારૂ હિતવચન સાવધ મન રાખી સાભળો ॥૮॥

(હિતવચન કહે છે) આ વૃત્તાલયપુરમા શ્રીદ્વારિકાધીશ સ્વય શ્રીકૃષ્ણ ભગવાન્ તમારી સર્વેની ઉપર પરમ કૃપા કરીને સાક્ષાત્ પધાર્યા છે આ તો તમે સર્વેએ પ્રત્યક્ષ દર્શન થવાથીજ હમણાં જાણ્યુજ છે આ ભગવાન્ જે સ્થાનમા નિવાસ કરી રહે ત્યાજ એમનો બધોય પરિવાર પણ વસીજ રહે, એમ નૃપાનુચરન્યાયથી (જેમ રાજા મંત્રીઆદિક અનુચરો સાથેજ રહેછે

गोमतीं वित्त तत्र तीर्थानि सर्वशः ॥११॥ स्नानं येऽत्र करिष्यन्ति ते मोक्ष्यन्त्यघसङ्घतः। तर्पयिष्यन्ति ये पितॄंस्तृप्तिस्तेषां च भूयसी ॥१२॥ मुण्डनं चोपवासश्च श्राद्धं ब्राह्मणभोजनम्। ब्रह्मचर्यमहिंसा च सर्वतीर्थेष्वयं विधिः ॥१३॥ पिण्डदानयुतं श्राद्धं कर्तव्यमिह पूरुषैः। भविष्यत्यक्षया तृप्तिस्तत्पितॄणां तु तेन वै ॥१४॥ चातुर्मास्ये कार्तिके वा मार्गे वा माघमासि ये। स्नास्यन्ति नियमात् प्रातस्ते प्राप्स्यन्तीप्सितं फलम् ॥१५॥ कृष्णस्य मन्दिरे चात्र करिष्यन्ति जपं तु ये। शीघ्रमेव हि तेषां च फलसिद्धिर्भविष्यति ॥१६॥ श्रीमद्भागवतादीनां पुरश्चर्यां च ये द्विजाः। करिष्यन्त्यत्र ते भुक्तिं

તેમ ) તમારે જાણવું ॥૯-૧૦॥ માટે આ વૃત્તાલયપુરીને દ્વારિકાપુરીજ જાણો અને પૂર્વોક્ત સરોવરને સર્વ તીર્થોથી ચોમેર વીંટાએલી ગોમતી જાણો ॥૧૧॥ જે જનો આ ગોમતીતલાવમાં સ્નાન કરશે તે પાપસંચય થકી વિમુક્ત થઈજ જશે, એમાં સંશય નથી. અને જે જનો આ તીર્થમાં પોતાના પૂર્વજોને ઉદ્દેશીને સતર્પણ શ્રાદ્ધકર્મથી તૃપ્ત કરશે તે પિત્રિઓને અતિશયિત તૃપ્તિ થશે ॥૧૨॥ જે આ મુડન, ( શિખાવર્જીત દાઢી મુછે સહિત મસ્તકના કેશ મુડાવવા તે ) ઉપવાસ, શ્રાદ્ધ, બ્રાહ્મણભોજન, સાધુસંતર્પણ, બ્રહ્મચર્ય અહિંસા આદિક તીર્થ વિધિ કહ્યોછે તે અધોય અહીં પણ અવશ્ય કરવો ॥૧૩॥ આ ગોમતીમાં પુરૂષોએ પિંડપ્રદાને સહિત શ્રાદ્ધ કરવું. તેણે કરીને તેના પિત્રિઓને અક્ષયા તૃપ્તિ થશે. (આથી-અહીં પિંડપ્રદાને વર્જીત કેવળ આમશ્રાદ્ધ ( કાચા અન્નથી ) કે સુવર્ણાદિ શ્રાદ્ધ ન કરવું કિંતુ પિંડપ્રદાને સહિતજ કરવું, એમ સૂચવ્યું છે ) ॥૧૪॥ જે જનો ચાતુર્માસમાં કે કાર્તિક માર્ગશીર્ષ કે માઘમાસમાં ( વૈશાખમાં પણ ) નિયમપૂર્વક પ્રાતઃકાળે આ ગોમતીમાં સ્નાન કરશે. તેઓ આ લોક પરલોકમાં ઇપ્સિત ફળને પામશે ॥૧૫॥ જેઓ આ લક્ષ્મીનારાયણના મદિરમાં જપ ( સ્તોત્રપાઠ અષ્ટાક્ષરાદિમંત્રનું આવર્તન ) કરશે તેમને જપફળપ્રાપ્તિ જલદીજ થશે ॥૧૬॥ જે દ્વિજો આ શ્રીલક્ષ્મીનારાયણના મંદિરમાં શ્રીમદ્ભાગવતાદિકની પુરશ્ચર્યાને કરશે તેઓ આ લોક પરલોકમાં વાંછિત ભોગોને

मुक्तिं चाप्स्यन्ति वाञ्छिताम् ॥१७॥ यः पठिष्यत्युपोष्यात्र श्रीमद्भागवतं द्विजः । पाठेनैकेन सोऽपीष्टं फलं प्राप्स्यति निश्चितम ॥१८॥ लक्ष्मीनारायणादीनां महापूजां नरोऽत्र ये । करिष्यन्ति त आप्स्यन्ति गोलोके परमं सुखम् ॥१९॥ लघुपूजां करिष्यन्ति ये च कृष्णस्य दुर्बलाः । अक्षयं सुकृतं तेषां धाम चाप्स्यन्ति ते हरेः ॥२०॥ साधूंश्च ब्राह्मणान् येऽत्र भोजयिष्यन्ति शक्तितः । ते प्राप्स्यन्ति परं सौख्यमिहामुत्र च मानवाः ॥२१॥ ये गोमतीतडागे च स्नात्वाऽस्यां पुरि मानवाः । तप्तमुद्रा ग्रहीष्यन्ति तेषां नास्ति यमाद्भयम् ॥२२॥ येऽत्रागत्य करिष्यन्ति शक्त्या तीर्थविधिं जनाः । तेषां श्रीद्वारिकायात्रा सम्पूर्णैव भविष्यति ॥२३॥ सुव्रत उवाच— एवमुक्ता भगवता जनास्ते सकला अपि । जाताः प्रसन्नमनसस्तं

લોગવીને મુક્તિને પણ પામશે ૧૭॥ જે દ્વિજ ઉપવાસવ્રત કરીને અત્ર મંદિરમાં એકવાર શ્રીમદ્ભાગવતનો પાઠ કરશે તે તે એકજ પાઠથી પણ ઇષ્ટ ફળને નિશ્ચે પામશે ॥૧૮॥ જે નરો અત્ર મંદિરમાં લક્ષ્મીનારાયણાદિક મૂર્તિઓની મહાપૂજા ( નવીન વસ્ત્ર મહાનૈવેદ્ય આદિકે યુક્ત પાંચ વખત પૂજા–તેતે સામગ્રીનું દાન )ને કરાવશે તેઓ ગોલોકમાં પરમ સુખ ( મુક્તિપ્રાપ્ય )ને પામશે ॥૧૯॥ જે અશક્ત નરો પરા પ્રીતિથી લક્ષ્મીનારાયણાદિ મૂર્તિઓની લઘુપૂજા ( એક કાળ પૂજાપર્યાપ્ત સામગ્રીપ્રદાન )ને પણ કરશે તેઓ પરમ અક્ષય સુકૃતને પામીને અને સુકૃતફળને અનુભવીને અંતે ભગવાનના ધામને પામશે ॥૨૦॥ જે માનવો આ વૃત્તાલયપુરીમાં સાધુ બ્રાહ્મણોને યથાશક્તિ જમાડશે તેઓ આ લોક પરલોકમાં પરમ સુખને પામશે ॥૨૧॥ વળી જે માનવો આ પુરીમાં ગોમતીતલાવમાં સ્નાન કરી તપ્તમુદ્રાને ગ્રહણ કરશે તેમને યમરાજ થકી ભય ક્યારેય પણ નહિ થાય. પાપિઓનેજ યમભયનો સંભવ છે. આના ધારણથી પાપનો નાશ થાયછે. એટલે યમભય પ્રસંગ નથી ॥૨૨॥ જે જનો આ વૃત્તપુરીમાં દેશાંતર થકી શ્રદ્ધાથી આવીને યથાશક્તિ આ મેં કહેલો તીર્થયાત્રાવિધિ આદરથી કરશે તેમને દ્વારિકાયાત્રાનું ફળ સંપૂર્ણ સિદ્ધ થશેજ એમાં સંશય નથી ॥૨૩॥

प्रणेमुश्च भूपते ! ॥२४॥ प्रातः स्नात्वाथ गोमत्यां गृहीत्वा तप्तमुद्रिकाः । तद्दर्शनार्थमाजग्मुः प्रतिजग्मुश्च यूथशः ॥२५॥ तेषां तु भक्तिं दृष्ट्वा तां भृशं तुष्टोऽभवद्धरिः । उवास मासमेकं च तत्र भक्तजनैः सह ॥२६॥ कृत्वा रामनवम्यां स कृष्णार्चनमहोत्सवम् । भक्तानाज्ञापयत्सर्वान् गन्तुं देशं निजं निजम् ॥२७॥ देशान्तरागता भक्ता नन्दरामादयश्च ते । स्वं स्वं देशं ततो जग्मुर्गायन्तस्तद्यशोऽमलम् ॥२८॥ स्वयं तु पारणां कृत्वा द्वादश्यां द्वारिकेश्वरम् । प्रणम्योपाययौ स्वामी पाश्चात्यैर्दुर्गपत्तनम् ॥२९॥ इत्थं श्रीद्वारिकाधीशो निजसद्भक्ततुष्टये । वृत्तालयमुपेयाय धात्र्येकादशिकादिने ॥३०॥ द्वारिकाया इव भुवि तद्दिनात्प्रथितं महत् । वृत्तालयस्य

સુવ્રતઋષિ કહે છે—હે ભૂપતે ! એરીતે ભગવાને પ્રતિબોધ દીધેલા તે બધાય ભક્તજનો મનમાં બહુ પ્રસન્ન થઇને તેમને પ્રણામ કરવા લાગ્યા ॥૨૪॥ અનંતર દ્વિતીયા તિથિના પ્રાતઃકાળમાં સર્વે ભક્તો ગોમતીમાં સ્નાન કરી તપ્તમુદ્રા ( છાપો ) લઇને, ભગવાનના ચરણકમળનાં દર્શન કરવા તેમની સન્નિધિમાં સંઘથી આવીને તેમના ચરણારવિંદના દર્શનનો મહાલાભ પામીને પરિપૂર્ણ મનોરથવાળા થઈ, પોતપોતાના ઉતારા પ્રતિ ગયા ॥૨૫॥ ભગવાનતો તે જનોની તેવી ભક્તિ ભાળીને તેમની ઉપર બહુ પ્રસન્ન થયા અને વૃત્તાલય પુરમાંજ ભક્તજનો સાથે એક માસ સુધી રહ્યા ॥૨૬॥ આવેલી રામનવમીએ શ્રીહરિએ શ્રીકૃષ્ણપૂજનમહોત્સવ કરીને સર્વ ભક્તોને પોતપોતાને દેશે જવાની અનુજ્ઞા આપી ॥૨૭॥ તેથી દેશાંતર થકી આવેલા ભક્તો અને પ્રથમ સ્વદેશે જવા શ્રીહરિએ આજ્ઞા આપેલા તે નંદરામાદિકો તે ભગવાનનું અતિનિર્મળ યશ ગાતાગાતા પોતપોતાને દેશે ગયા ॥૨૮॥ સ્વયં સ્વામિનારાયણ ભગવાન તો દ્વાદશીએ પારણાં કરીને દ્વારિકેશ્વર ( લક્ષ્મીનારાયણ )ને પ્રણામ કરીને પશ્ચિમદેશ થકી આવેલા ઉત્તમ સોમ સૂર આદિક અનુયાયી જનો સાથે ત્યાંથી નીકળીને દુર્ગપત્તનપ્રત્યે પધાર્યા ॥૨૯॥ હે રાજન્ ! આ પ્રકારે શ્રીદ્વારિકાધીશ પોતાના અનન્ય ભક્તજનોની પ્રસન્નતા માટે સંવત્ ૧૮૮૧ ના ફાલ્ગુન માસના શુક્લપક્ષની

माहात्म्यं नृपते! मङ्गलप्रदम् ॥३१॥ चरित्रमेतत्परमस्य पुंसः पठिष्यति श्रोष्यति चापि यस्तु। सौख्यं स लब्ध्वाऽत्र यशस्ततोऽन्ते तद्धाम सम्प्राप्स्यति देववन्द्यम् ॥३२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वृत्तालयमाहात्म्ये तत्तीर्थकर्तव्यविधिनिरूपणनामा त्रयस्त्रिंशोऽध्यायः ॥३३॥

राजोवाच—मुक्तानन्दो भगवता प्रेषितो वटपत्तनम्। स मुने! वादिनो जित्वा वृत्तालयमुपागतः ॥१॥ इति श्रुतं मया त्वत्तः कथं तेन जितास्तु ते। गुरो! एतन्निगदितुं सर्वज्ञो हि त्वमर्हसि ॥२॥ सुव्रत उवाच—आसीद्वटपुरे राजन्! रामचन्द्राभिधो द्विजः।

धात्री नामनी એકાદશીને દિવસે વૃત્તાલયનગર પ્રતિ પધાર્યા ॥૩૦॥ હે નૃપતે! તે દિવસને આરંભીને દ્વારિકા જેવું જ સર્વ મંગળ આપનારૂં વૃત્તાલયનું અતિશય માહાત્મ્ય પૃથિવીમાં પ્રખ્યાત થયું ॥૩૧॥ પરમપુરૂષ ભગવાન્ શ્રીહરિના તે આ દિવ્ય ચરિત્રને ( ૭ અધ્યાયમાં વર્ણવેલ ) જે જન પ્રીતિથી પાઠ કરશે કે સાંભળશે તે જન આ લોકમાં સર્વ સુખ અને યશને પામીને, દેહાંતે સકળદેવોએ વંદનીય ભગવદ્ધામને ( ગોલોકપદને ) પામશે ॥૩૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ..ચતુર્થપ્રકરણે વૃત્તાલયમાહાત્મ્યે તત્તીર્થકર્તવ્યવિધિનિરૂપણનામા ત્રયસ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૩॥

## [1]અધ્યાય ૩૪ મો.

પ્રતાપસિંહ રાજા પુછેછે—હે સુવ્રતમુને! 'પ્રથમ ભગવાને મોકલેલા મુક્તાનંદ મહામુનિ વટપત્તનને પામીને ત્યાંના વાદિઓને જીતીને વરતાલમાં આવ્યા' એમ તમોએ જે ( ૩૨ અધ્યાયમાં ) કહ્યુ તેમાં હે ગુરો! મારે મહતી શુશ્રૂષા વર્તે છે. તે મુનિએ કયા પ્રકારે કયા કયા વાદિઓ જીત્યા તે તમે મને કહેવાને યોગ્ય છો શ્રીહરિના પ્રતાપથી સર્વ અર્થને જાણનારા તમને અવિદિત કશુય નથી ॥૧-૨॥ એરીતે પ્રતાપસિંહ રાજાએ

૧ આ અધ્યાયમાં વટપત્તનમાં મુક્તાનંદમુનિની સમીપે જીતવાની ઈચ્છાથી આવેલા વાદિઓનો સમાગમ નિરૂપણ કર્યો છે.

तद्भ्राता च हरिश्चन्द्र उभावेतौ महामती ॥३॥ बहुश्रुतौ विशेषेण वैद्यशास्त्रविशारदौ । राजमान्यौ धर्मनिष्ठावास्तिको च विवेकिनौ ॥४॥ शोभारामाभिधश्चान्यो द्विजस्तत्राभवच्छुचिः । वेदशास्त्रार्थनिपुण आस्तिको राजमानितः ॥५॥ नारुपन्ताभिधश्चान्यो राजामात्यो बहुश्रुतः । तथा चिन्मयरावाख्यः क्षत्रवीरश्च तादृशः ॥६॥ मुमुक्षवो हि पञ्चैते स्निग्धाश्चाऽऽसन् परस्परम् । बहुशास्त्रश्रुतेर्नापुः स्वोपास्यैकेशनिश्चयम् ॥७॥ तत्रस्थं दाक्षिणात्यं ते बहुशास्त्रविदं द्विजम् । नाम्ना हरिहराचार्यमपृच्छन्नेकदा नृप ! ॥८॥ आचार्यवर्य! पृच्छामो वयं त्वां बहुवित्तमम् । तच्छ्रुत्वैव यथावत्त्वमुत्तरं दातुमर्हसि ॥९॥ गोलोकेऽथ च वैकुण्ठे भगवान् ब्रह्मपत्तने । अस्तीति श्रूयते

પુછેલા મુનિ સુવ્રત બોલ્યા—હે રાજન્ ! વટપત્તનમા રામચન્દ્રનામે વિપ્ર અને તેના ભ્રાતા હરિશ્ચંદ્ર નામે હતા આ બન્ને બહુ બુદ્ધિશાળી, બહુશ્રુત, વિશેષપણે વૈદ્યશાસ્ત્રમા નિષ્ણાત, ધર્મનિષ્ઠ, આસ્તિક, વિવેકસંપન્ન અને રાજમાન્ય હતા બીજા શોભારામ નામના વિપ્ર સ્વાચારશુદ્ધ, વેદવેદાંગના અર્થને જાણનારા, આસ્તિકાગ્રેસર, રાજમાનિત વટપત્તનમા હતા. બીજા નારૂપત નામના દાક્ષિણાત્ય બ્રાહ્મણ, સયાજીરાવ રાજાના અમાત્ય બહુશ્રુત હતા તથા તેમના જેવાજ બીજા ચિન્મયરામ નામના ક્ષત્રવીર ત્યા હતા ॥૩-૬॥ આ રામચદ્રાદિ પાચેય મુમુક્ષુઓ પરસ્પર મિત્રો હતા. તેઓ વિવિધ શાસ્ત્રાર્થો સાભળેલા હોવાથી પોતાને ઉપાસ્ય એક દેવતા કોણ છે ? તેનો નિશ્ચય પામ્યા ન હતા ॥૭॥ હે નૃપ ! તે આ પાચેય મુમુક્ષુઓ તેના વિનિશ્ચય વાસ્તે વટપત્તનમાજ રહેલા, બહુ શાસ્ત્રને જાણનારા, દાક્ષિણાત્ય, હરિહરાચાર્ય નામના દ્વિજને એક સમયે પામીને પુછવા લાગ્યા કે—॥૮॥ હે આચાર્યવર્ય ! તમને અમે ઉપાસ્ય દેવતા જાણવાની ઇચ્છાથી પુછીએ છીએ તો અમારા વચનને સાભળીને તેનો ઉત્તર યથાર્થ પણેજ અમને આપવાને તમે યોગ્ય છો કેમકે તમે સકળ શાસ્ત્ર રહસ્યને જાણો છો ॥૯॥ ( તેમણે કરેલો પ્રશ્ન કહેછે ) મુમુક્ષુ જનોએ સેવનીય ભગવાન્ ગોલોકમા વિરાજે છે, વૈકુંઠમા વિરાજે છે, બ્રહ્મપુરમાં વિરાજે છે,

लोके तथैव क्षीरसागरे ॥१०॥ चतुर्भुजश्चाष्टभुजो द्विभुजश्चापि सोऽच्युतः । श्रूयतेऽतस्त्वमाख्याहि को वा ध्येयो मुमुक्षुभिः ॥११॥ रामं कृष्णं नृसिंहं च भक्ताः केचिदुपासते । अतस्त्वं भगवद्भक्तो ब्रूहि नः सुविनिश्चितम् ॥१२॥ सुव्रत उवाच—इति पृष्टः स तद्विप्रो भूरिदम्भविचक्षणः । राजकीयैः सेव्यमानस्तर्कबुद्धिरुवाच तान् ॥१३॥ द्विजाः ! शृणुत मद्वाक्यं यूयं हि स्थ मुमुक्षवः । अतो हितं हि युष्माकं कथयामि सुनिश्चितम् ॥१४॥ य ईश्वरोऽस्ति भगवान् गोलोकादिषु धामसु । शास्त्रेषूक्तः स तु कलौ

---

क्षीरसागरमा (श्वेतद्वीपमा) विराजे छे. अने ते आ भगवान् चतुर्भुज अष्टभुज द्विभुज छे एवा विविध शास्त्रवादो श्रवण थाय छे वळी कोइक भक्तो रामने तो कोइक भक्तो कृष्णने तो कोइक भक्तो नरसिंहने उपासे छे, माटे आमा मुमुक्षुओए उपास्य कोण छे ? ते भगवद्भक्त तमे जेवो निश्चय कर्यो होय तेने अनुसारे अमने कहेवाने योग्य छो ॥१०-१२॥ सुव्रत ऋषि कहेछे—हे राजन्! एरीते रामचंद्रादिके पुछेलो ते हरिहर नामनो विप्र के जे केवळ दांभिक व्यापारना प्रख्यापनमा प्रवीण, केवळ कुतर्कोमा कुशळ बुद्धिवाळो (शास्त्रसिद्धांतने लेशथी नहि जाणनारो तेम साक्षात् भगवानना भक्तोना समागमवाळो पण नहि) अने केटलाक राज सभासद मनुष्योए सेवेलो हतो तेणे तेमने एवो उत्तर आप्यो के-॥१३॥ हे द्विज ! मुमुक्षु मानवोना हितने माटेज मारी तो प्रवृत्ति छे अने तमे मुमुक्षुओ छो हितने माटे जे थाय तेज हमणा तमने कहुंछु, केमके तमो मुमुक्षुओ हितोपदेशना परम पात्र छो वळी जीज्ञासा पण तमारे समधिक वर्तेछे, माटे रुडीरीते निश्चय करेलु आ मारुं हितवचन चित्तावधानथी तमो सांभळो ॥१४॥ जे आ भगवान् अक्षरधाम गोलोकमा छे तेज सर्वेश्वरेश्वर सर्वसेव्य परमात्मा भक्तोना मनोरथो परिपूरण करवा तेते वैकुंठादि धाममा अन्य अन्य दिव्याकृतिथी देखाय छे, तेमनुं स्वरूप तो शास्त्रैकगम्य होवाथी आ कलिकाळमा कोइए पण साक्षात् प्राप्य नथीज—तेमनो साक्षात्कार कळिमा नज थाय (साक्षात्कार बे प्रकारनो छे—अष्टांग

साक्षात् प्राप्यो न कस्यचित् ॥१५॥ तस्मात्तस्यैव सततं नामसङ्कीर्तनं द्विजाः ! । यूयं कुरुत तेनैव भुक्तिं मुक्तिं च यास्यथ ॥१६॥ कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः । द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात् ॥१७॥ इति भागवतोक्तेश्च भक्तिर्नान्या कलौ ततः । तपो योगश्च नियमाः कलौ साध्या न वै नृभिः ॥१८॥ त्रियु-

યોગના અભ્યાસથી એકાગ્ર મનવાળાઓને ધ્યાનોત્કર્ષથી થનારો સાક્ષાત્કારરૂપ એક છે અને બીજો તેજ ભગવાનનો સ્વેચ્છાકૃત સાધુપરિત્રાણ પ્રયોજનવાળો, પ્રાદુર્ભાવ કારણવાળો ચાક્ષુષ સાક્ષાત્કારરૂપ છે. (ભગવાન જ્યારે સ્વેચ્છાથી સાધુરક્ષણાર્થે પ્રાદુર્ભવેછે ત્યારે ચક્ષુથી થતો સાક્ષાત્કાર) આ બન્ને પ્રકારનો સાક્ષાત્કાર કલિયુગમાં દુર્ઘટ છે. કારણ કે કોઇ પણ જન યોગાભ્યાસમાં સમર્થ થતો નથી અને કલિયુગમાં સાધુરક્ષણાર્થે ભગવાન્ પ્રાદુર્ભવતા નથી) માટે (કળિમાં પ્રત્યક્ષ ભગવાનની પ્રાપ્તિનો અભાવ છે) હે દ્વિજ. ! તમો તે ભગવાનનું નામકીર્તનજ સતત ભક્તિપૂર્વક કરો, તે ભગવન્નામસંકીર્તનથીજ ભુક્તિ અને મુક્તિને નિશ્ચે પામશો ॥૧૫-૧૬॥ અપરોક્ષલક્ષણ ધ્યાનયોગથી જે ફળ થાય તે નામસંકીર્તનરૂપ અલ્પ ઉપાયથી કેમ સિદ્ધ થાય ? એવી આશંકા ન કરવી, કેમકે શ્રીભાગવતમાં નામસંકીર્તનમાત્રનુ તેવું ઐશ્વર્ય સ્પષ્ટપણે 'कृते यद्ध्यायतो विष्णुं त्रेतायां यजतो मखैः । द्वापरे परिचर्यायां कलौ तद्धरिकीर्तनात्' ઇત્યાદિકથી સંભળાવ્યું છે. અર્થ–સત્યયુગમાં ભગવાનનું ધ્યાનયોગથી ઉપાસન કરનારાને જે ફળ થાય છે, ત્રેતાયુગમાં યજ્ઞોવડે વિષ્ણુનું આરાધન કરનારાને જે ફળ થાય છે, દ્વાપરયુગમાં પંચરાત્ર તન્ત્રમાં કહેલી ભગવત્પરિચર્યા કરવાથી જે ફળ થાય છે તે સર્વે ફળ કળિયુગમાં ભગવાનના નામોચ્ચારણમાત્રથીજ થાય છે ॥૧૭॥ તો આ ભાગવતવચનથી કલિયુગમાં નામકીર્તન થકી બીજો કોઈ પણ ભક્તિપ્રકાર અધિક નથીજ એમ સ્પષ્ટ જણાયછે. અને જે કૃચ્છ્રાદિ તપશ્ચર્યા છે, જે શૌચાદિ નિયમો છે, જે એ આદિ ઉપકરણવાળો અષ્ટાંગયોગ છે, તે આ સાધનો કલિયુગમાં નરોથી સિદ્ધ થઇ શકે એવા નથીજ ॥૧૮॥ વળી જે હેતુમાટે તે સર્વેશ્વર ભગવાન્ 'ત્રિયુગ' એવી આખ્યાથી

गत्वात्तथा विष्णोर्नावतारोऽत्र तस्य च । अतोऽपरोक्षानुभवः कथामात्रं न वस्तुतः ॥१९॥ सुव्रत उवाच—एवमुक्ता द्विजास्तेन ते तद्वाक्यप्रतीतयः । कलौ केवलनाम्नैव निश्चिक्यु' श्रेय आत्मन· ॥२०॥ ततो विवादं चक्रुस्ते तत्र तत्र च शास्त्रिभि· । स्वमतं स्थापयन्ति स्म सभासु बहुयुक्तिभिः ॥२१॥ विदुषो युक्तिनिपुणान् राजमान्यांश्च तान्नृप ! । जेतुं शशाक न ह्यपि सभायां कोऽपि पूरुष· ॥२२॥ भक्तानां तु हरे प्राय उपहासं त आचरन् । प्रत्यक्षभगवत्प्राप्त्या श्रेय' स्यादिति वादिनाम् ॥२३॥ अथ ते नाथजि

ખ્યાતિ પામેલા છે, (સત્યાદિ ત્રણજ યુગોમા આવિર્ભાવ જેમનો છે તે ત્રિયુગ કહેવાય) માટેજ ભગવાનનો સાધુપરિરક્ષણાર્થે કલિમા પ્રાદુર્ભાવ થતોજ નથી તો ભગવાનના સાક્ષાત્ અનુભવનો પ્રસગજ કયા છે ? તેનો જે ક્વચિત્ વાદ છે તેતો કથામાત્ર છે પણ વસ્તુતાએ નથી ॥૧૯॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ !, એરીતે તે હરિહરાચાર્ય વિપ્રે કહેલા તે રામચદ્રાદિ દ્વિજો તેના વચનમા વિશ્વાસ આવતા પોતાનુ આત્યતિક મુક્તિરૂપ શ્રેય કળિમા કેવળ ભગવન્નામસકીર્તનથીજ થાય એવા વિનિશ્ચય ઉપર આવી ગયા ॥૨૦॥ તે પછી તેઓ ત્યા ત્યા પડિતો સાથે વિવાદ કરવા મડ્યા વિવાદ કરીને કળિમા નામસકીર્તનથકી અન્ય ઉપાયના ખડનનો સ્વપક્ષ સભામા બહુ યુક્તિઓવડે સ્થાપન કરવા લાગ્યા ॥૨૧॥ હે નૃપ ! તે આ વિદ્વાનોને યુક્તિવાદમા નિપુણ હોવાથી સભામા કોઇ પણ પડિત જન જીતવા સમર્થ થયોજ નહિ વળી રાજાના માનિતા હોવાથી સમર્થ પણ પડિત સભામા તેમના પક્ષના ખડનમા સમર્થ થયોજ નહિ ॥૨૨॥ તે આ રામચદ્રાદિ દ્વિજો 'પ્રત્યક્ષ ભગવત્પ્રાપ્તિથી (પ્રત્યક્ષ-પ્રકટતાને પામેલા ભગવાન્ શ્રીહરિકૃષ્ણના સમાશ્રયથી) આ લોક પરલોકમા શ્રેય થાય' એમ કહેતા હરિભક્તોનો તો ઉપહાસ અતિશય કરવા લાગ્યા (ભગવાન્ ત્રિયુગ કહ્યા છે તો તેમનો કળિમા પ્રાદુર્ભાવ કેમ થાય ? અને આ વાદ ઘટતો કેમ આવે ? અને એમનુ શ્રેય શુ થનાર છે ? ઇત્યાદિ ઉપહાસ કરવા લાગ્યા) ॥૨૩॥ અનતર કોઇ સમયે તે આ દ્વિજો પ્રથમથી ત્યાથ

द्धक्तगृहे शुश्रुवुरागतम् । मुक्तानन्दं हरेर्भक्तमुख्यं प्राक्श्रुतसद्गुणम् ॥२४॥ ततः संहत्य पञ्चापि तद्दर्शनमिषेण ते । आजग्मुस्तस्य निकटं स्थितस्य जनसंसदि ॥२५॥ मानितास्तेन मुनिना तं प्रणम्य च तत्पुरः । निषेदुः प्रहसद्वक्त्रा विनीता इव साधवः ॥२६॥ पौराणिकाः शास्त्रिणश्च बहवो वैष्णवास्तथा । तत्राजग्मुः शाम्भवाश्च प्रेक्षकाश्चेतरे जनाः ॥२७॥ ततः सभायां जनसङ्कुलायां तान्प्रष्टुमुत्कान् स्फुरदोष्ठयुग्मान् । सरन्स्वचित्ते हरिमेव मुक्तानन्दो जगाद क्षितिपाल ! पूर्वम् ॥२८॥ इति सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्रियुगशब्दार्थनिर्णये वादिप्रतिवादिसमागमनिरूपणनामा चतुस्त्रिंशोऽध्यायः ॥३४॥

જીત આદિક સત્સંગિજનોના મુખથી સાંભળ્યા છે સદ્‌ગુણો જેમના એવા ભક્તાગ્રેસર મુક્તાનંદનામના મહામુનિને નાથજીત્ નામના હરિભક્તને ઘેર આવેલા સાંભળીને, તે પાંચેય જણા ભેગા મળીને તેમના દર્શનના મિષથી જનસભામાં રહેલા મુક્તાનંદમુનિની સમીપે આવ્યા ॥૨૪-૨૫॥ તે મુનિએ 'પોતાની સન્નિધિ પ્રત્યે આવ્યા' એટલામાત્રમાંજ ઉદાર હૃદયથી સન્માન કરેલા તેઓ તે મુનિને નમસ્કાર કરીને વિદ્વત્તાના અભિમાનથી કિંચિત્ મુખથી હસતા હસતા, સાધુઓના જેવી ઉપરથી વિનયસંપત્તિને પ્રદર્શાવતા થકા તેમની આગળ બેઠા ॥૨૬॥ તે સભામા (વાદશ્રવણના કુતૂહળથી) કેટલાક લક્ષ્મીરામ વિગેરે અનેક પૌરાણિકો, કેટલાક રઘુનાથ આદિક શાસ્ત્રિઓ, કેટલાક દેવશંકરપ્રમુખ વૈષ્ણવો, કેટલાક જયશંકર પ્રમુખ શૈવો અને બીજા કેટલાક સભાદર્શનના કુતૂહળવાળા જનો આવીને બેઠા ॥૨૭॥ હે ક્ષિતિપાળ ! તે પછી તે આ બહુ જનોની ભારે ભીડવાળી સભામાં જીતવાની વાંછાથી પ્રશ્ન કરવા માટે મનમાં અતિશય ઉત્સાહવાળા, માટેજ ફફડતા છે બે હોઠ જેમના એવા તે રામચંદ્રાદિકના પ્રતિ તેમનો આશય જાણવા તે આ મુક્તાનંદમુનિએ સ્વેષ્ટદેવ શ્રીહરિના ચરણકમળનું મનથી અનુસ્મરણ કરીને પોતે પ્રથમજ કહેવાનો આરંભ કર્યો ॥૨૮॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ત્રિયુગશબ્દાર્થનિર્ણયે વાદિપ્રતિવાદિસમાગમનિરૂપણનામા ચતુસ્ત્રિંશોઽધ્યાયઃ ॥૩૪॥

शुक्तानन्द उवाच—प्रष्टव्यं यदि किञ्चित्स्याद्युष्माकं हृदये द्विजाः ।। तर्हि पृच्छत मामद्य यूयं शास्त्रानुसारतः ॥१॥ सुव्रत उवाच—इत्युक्ता मुनिना ते तु जिज्ञासुजनवन्नृप ।। गूढाशयास्तं पप्रच्छु' सर्वेषां शृण्वतां नृणाम् ॥२॥ वादिन ऊचु—श्रेय आत्यन्तिकं नृणामिह

---

## [1]અધ્યાય ૩૫ મો.

શુક્તાનંદમુનિ કહેછે—હે દ્વિજ ! (આકૃતિથી તમારી પુછવાની ઇચ્છા વાળાઓના જેવી પ્રવૃત્તિ જણાય છે ) જો તમારા હૃદયમા કિંચિત્ પૃષ્ટવ્ય બહુ કાળથી રૂઢ થયુ હોય તો મને તમે નિ શક થઇને હમણા પુછો પરતુ શાસ્ત્રને અનુસારે પુછો-શાસ્ત્રને ઉલ્લઘીને જે હેતુવાદપ્રશ્ન તેતો તમારે નજ કરવો ॥૧॥ સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! એરીતે મુનિએ કહેલા તે દ્વિજો જીજ્ઞાસુ હોય એમ બહારથી બતાવતા થકા પોતાનો આક્ષેપ કર વાનો આશય અતરમા નિગૂઢ રાખીને ( ભગવાનના પ્રાકટ્યના ખડન તત્પર થઇ ) સર્વ જનોને સાભળતા—આ પ્રગ'ભ પડિતો છે તો કોઇ પણ ગભીર પ્રશ્નજ પુછશે એમ માનીને સર્વજનો સાભળવામા સાવધ મનવાળા થતા, એમજ મુનિને પૂછવા લાગ્યા ॥૨॥ વાદિઓ પુછેછે—હે મુને ! નરોના આત્યતિક શ્રેયનુ સાધન આ કળિયુગમા શુ ઘટતુ આવે ? તે યથાશાસ્ત્ર અને જે રીતે અમો જીજ્ઞાસુઓને નિશ્ચિત થાય-સંશયોચ્છેદ થાય તે રીતે હમણા તમો કહો, કળિવડે કલુષિત ચિત્તવાળાઓને મનોનિગ્રહનો સભવ કયા છે ? તેમ અષ્ટાગયોગનો સભવ કયા છે ? તે ન હોય તો પરમાત્માનો અપરોક્ષાનુભવ કયાથી થાય ? તેવા અનુભવનો અસભવ હોય તો કર્મોનો ક્ષય નજ થાય તો 'द्रष्टव्य श्रोतव्यो निदिध्यासितव्य ' આ શ્રુતિવિહિત સાધનનો કળિમા અવસરજ નથી એવી સ્થિતિ છે તો કળિમા નિ શ્રેયસનુ સાધન દુર્લભ જેવુ અમને જણાય છે વળી સત્યાદિ યુગમાજ જેમ એમ આ કળિયુગમા ભગવાન્ સ્વય આવિર્ભાવ પામી સમગ્ર જનોના લોચન

---

૧ આ અધ્યાયમા ત્રિયુગ શબ્દાર્થના નિર્ણયમા કલિયુગમા પણ ભગવાનના પ્રાદુર્ભાવના સભવનુ નિરૂપણ સપ્રમાણ સયુક્તિ રૂડીરીતે કર્યુ છે

केन भवेन्मुने ! । तत्साधनं यथाशास्त्रं निश्चितं ब्रूहि नोऽधुना ॥३॥ इति पृष्टः स तैः प्रश्नं सर्वसंशयनाशनः । तदाशयबुभुत्सुस्तान्प्रोवाच मुनिसत्तमः ॥४॥ मुक्तानन्द उवाच—एतावत्कालपर्यन्तं भवद्भिः किन्नु निश्चितम् । स्वश्रेयःसाधनं तन्मे यूयं वदत सुव्रताः ! ॥५॥ वादिन ऊचुः—नामसङ्कीर्तनं विष्णोः कलिकल्मषनाशनम् । निःश्रेयसकरं नूनमित्यस्माभिर्विनिश्चितम् ॥६॥ मुक्तानन्द उवाच—हृदये भगवन्मूर्तिं यथादृष्टां विभावयन् । यः कीर्तयति नामानि स नाम-

ગોચર ( પ્રત્યક્ષ ) થઇ, પોતાના દિવ્ય સન્નિધિ બળથી સમગ્ર ઇન્દ્રિયોને વિષયોથકી પાછાં વાળી સ્વસ્વરૂપમાં નિમગ્ન કરીને, સર્વને નિઃશ્રેયસના માર્ગમાં ચઢાવી દે એમ પણ નથી. આવો નિગૂઢ પ્રશ્નાશય છે ॥૩॥ હે રાજન્ ! એરીતે રામચંદ્રાદિ વાદિઓએ પ્રશ્ન પુછતાં, સર્વ સંશયોને ટાળવામાં સમર્થ મુનિવર્ય મુક્તાનંદજી તેમનો આશય જાણવાની ઇચ્છાથી તેમના પ્રતિ બોલ્યા ॥૪॥ મુક્તાનંદમુનિ કહેછે—હે સુવ્રતાઃ ! તમે પંડિતો અને બહુશ્રુત છો. તેથી આટલા કાળપર્યંત આ વિષયમાં વિચાર નથીજ કર્યો એમ તો કહેવું બીલકુલ ઘટે નહિ. તો તમોએ આ વિષયમાં વિચારીને નિશ્ચય કહેલું શ્રેય.સાધન જે હોય તે મને તમે સત્યપણે કહો ॥૫॥ એરીતે મુનિએ પુછેલા તે વાદિઓ કહેછે—હે મુને ! ભગવાનનું નામસંકીર્તન કળિમળને નાશ કરનાર જે છે તેજ કળિયુગમાં નિ શ્રેયસનું સાધન છે બીજું કોઇ નથી. એવો અમોએ વિનિશ્ચય કર્યો છે ॥૬॥

એરીતે તે વાદિઓએ કહેલા મુક્તાનંદમુનિ 'કેવળ ભગવન્નામોચ્ચારણમાત્રથી કલ્યાણ ન થાય, કિંતુ પ્રત્યક્ષ ભગવાનના શરણને પામીને તેમની મૂર્તિના ધ્યાનપૂર્વક કરેલા નામોચ્ચારણથીજ કલ્યાણ થાય' આ અભિપ્રાય પોતાના હૃદયમાં રહેલો હવે કહેછે—હે દ્વિજાઃ ! ભગવન્નામસંકીર્તન જો ભાવનાવિહીન હોય તો ફળને માટે થાય નહિ. જે જન ભગવાનની હૃદયમાં સતત ભાવના કરતો થકો ભગવાનના નામનું સંકીર્તન કરેછે તેજ નામસંકીર્તનના ફળને પામે છે, બીજો પામતો નથી. ( ક્ષણે ક્ષણે અનુભવાતા અનેક શબ્દાદિ વિષયોની ભાવનાથી ભરપુર એવા હૃદયમાં શ્રવણરૂપ

फलमाप्नुयात् ॥७॥ मनो यस्य तु विभ्रान्तं धावत्येव समन्ततः । सांसारिकपदार्थेषु तस्य किं? हरिनामभिः ॥८॥ नारायणस्य ध्येयस्य विना प्रत्यक्षदर्शनम् । नामकीर्तनवेलायां कुतः स्यात्तस्य दर्शनम् ॥९॥ दृष्टान् ग्राम्यान् पदार्थांश्च हृदये ध्यायतोऽनिशम् । नामकीर्तनमात्रेण मोक्षो भवति दुर्लभः ॥१०॥ नाममात्रेण मोक्षश्चेत्त्रिकाण्डविषयास्तदा । व्यर्था भवेयुर्निगमाः साधनानि च सर्वशः ॥११॥

જે ભગવત્પરોક્ષાનુભવ તેમાત્રથી અખંડિત ભાવના નજ થાય ) તો ભગવાનની દિવ્ય મૂર્તિને પ્રત્યક્ષપણે રૂડીરીને અનુભવીને, અનુભવને અનુસારે તેમની મૂર્તિનું અનુધ્યાન કરવા પૂર્વક કરવામા આવતું નામસંકીર્તન તો ફળને માટે કલ્પાય છે. જેનું મન તો વિવિધ વિષયવાસનાવડે વિભ્રાંત થઇને જ્યા ત્યા ચોમેર દોડ્યા કરેછે તેને હરિનામસંકીર્તન કે જે વાગિન્દ્રિયમાત્રસાધ્ય છે તેનાથી કશુય ફળ ન થાય ॥૭-૮॥ ( પરોક્ષાનુભવ અને અપરોક્ષાનુભવને મધ્યે અપરોક્ષનુ પ્રાબલ્ય હોવાથી પરોક્ષવ્યાપારરૂપ જે નામસંકીર્તન તેના સમયમા બહુવાર સાક્ષાત્ કરેલા શબ્દાદિ વિષયોનુંજ અનુસ્મરણ અખંડ અનુવર્તે ) જો ધ્યેયમૂર્તિ નારાયણની પ્રત્યક્ષ પથગોચરતા હોય તો તે દૃઢતર પ્રત્યક્ષવડે નામસંકીર્તનવેળાએ તેમનુ અનુસ્મરણ અનુવર્તે, નારાયણના પ્રત્યક્ષ અનુભવ વિના તો પરોક્ષલક્ષણ નામસંકીર્તનના સમયમા ચિત્તવિષે તેમનુ દર્શન—સ્પષ્ટ અવભાસ ક્યાથી થાય? માટે વાણીવ્યાપારમાત્રરૂપ નામકીર્તનનો પરાભવ કરીને હૃદયમા સમુદ્ભવતુ નિરંતર જાગ્રત્ અવસ્થામા દેખેલા ગ્રામ્ય પદાર્થોનુ અનુસ્મરણ ઉલટુ અનર્થ માટે થાય તેથી મોક્ષનો પ્રસંગજ ક્યા છે? દુર્લભજ છે માટે 'નામસંકીર્તનમાત્ર મોક્ષનુ સાધન છે' એવુ વર્ણન નજ ઘટે ॥૯–૧૦॥ વળી જો ભગવાનના કેવળ નામકીર્તનથીજ મોક્ષ માનવામાં આવે તો શ્રૌત કર્મ જ્ઞાન ઉપાસનાના વિધિઓ સર્વ વ્યર્થ થઇ જાય અને સર્વ શમ દમાદિ સાધનો વેદોક્ત વ્યર્થ થઈ જાય જો શ્રૌત વિધિઓનું વ્યર્થપણુ સ્વીકારવામા આવે તો તમારો પક્ષ અવૈદિકજ કહેવાય. અમે તો વેદપ્રતિપાદ્ય અપરોક્ષાનુભવનેજ મોક્ષમા હેતુ માનીએ છીએ, ભગવાનના અપરોક્ષા

तथासति तु युष्माकं वेदबाह्यं मतं भवेत् । मोक्षेऽपरोक्षानुभवो हेतुर्नो नैगमो मतः ॥१२॥ कीर्तनेन हरेर्नाम्ना स्यात्पुण्यं चाघसंक्षयः । सद्यः संसृतिमोक्षस्तु स्यात्तत्प्रत्यक्षदर्शनात् ॥१३॥ तस्माद्भवद्भिर्दृष्टोऽस्ति साक्षान्नारायणो न वा । दृष्टश्चेत्सिद्धिमाप्ता स्थ न चेत्तत्कुरुतोद्यमम् ॥१४॥ वादिन ऊचु —धर्मभक्त्यवबोधाख्यं वैदिकं साधनं तु यत् । क्षणभङ्गुरदेहैस्तद्दुष्करं हि कलौ नृभिः ॥१५॥ नाममात्रेण कल्याणमस्माभिस्तन्मतं हरेः । घोरे कलियुगे

नुभव ( साक्षात् ज्ञान )थीज सर्व कर्मनो प्रक्षय श्रुतिए संभळाव्यो छे 'क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे' एवी श्रुति छे माटेज 'ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन् । यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशय ॥' एम गीतामा कह्युछे जो एम न होय तो 'यो व्याहरति' एटलुंज पर्याप्त हतु 'अनुस्मरन्' एम कहेवानी जरूर न हती जे अपरोक्षानुभवमा विषय थाय तेनुज अनुस्मरण थायछे माटेज भगवान् ध्यान उपासनादिकनी सुकरता संपादन करवा ते ते समये प्रादुर्भवेछे अन्यथा आलंबनना अलाभने लीधे ध्यानादिक घटे नहि नामसंकीर्तनमात्रथी मोक्ष मानवामा आ बधो दोष आवेछे, माटे तेटलामात्रथी मोक्ष दुर्लभ छे ॥११ १२॥ एम सते भगवन्नामसंकीर्तन वृथाज थशे ? तो एम नथी हरिनामसंकीर्तनथी पापनो प्रणाश अने पुण्यनो संचय थाय, पण पुण्यपापरूप सर्व कर्मनो प्रक्षय न थाय ते तो भगवानना प्रत्यक्ष दर्शन अपरोक्षानुभवथीज थाय ॥१३॥ माटे ते ध्येयमूर्ति नारायण तमारी अपरोक्षपदवीने न पाम्या होय तो तेना लाभमाटे प्रयत्न करो ॥१४॥

एरीते मुनिए कहेला वादिओ कलियुगमा तेमणे कहेला साधनोनी दुःसाध्यता दर्शावता थका अने नामोच्चारणमात्रथी कल्याणनी प्राप्तिमा अजामिलने दृष्टांतपणे कहेता थका हवे कहेछे—हे मुने ! वेदबोधित कर्म ज्ञान उपासनानु साधनपण अमे खंडन करता नथी किंतु क्षणभंगुर देहथी कळिमा तेनु साधन दुष्कर होवाथी सुकर साधनान्तरनो समुपाश्रय करीए छीए कळिमा नामसंकीर्तनमात्रनो तेवो महिमा छे के—भगवानना

तस्य कुत प्रत्यक्षदर्शनम् ॥१६॥ अजामिलो महापापी नामोच्चारणमानत । नारायणस्य सम्प्राप मुक्तिं त्वमपि वेत्सि तत् ॥१७॥ मुक्तानन्द उवाच--नाममात्रेण या मुक्ति सा तु ज्ञेयाऽघसञ्चयात् । यमपाशाच्च वेत्युक्तं श्रीमद्भागवते द्विजा ! ॥१८॥ नामोच्चारणमाहात्म्यं हरेः पश्यत पुत्रका ! । अजामिलोऽपि येनैव मृत्युपाशादमुच्यत ॥१९॥ तस्मात्सङ्कीर्तनं विष्णोर्जगन्मङ्गलमंहसाम् । महतामपि कौरव्य विद्ध्येकान्तिकनिष्कृतम् ॥२०॥ अजामिलो नाममात्रान्मुक्तिं प्रापेति चेन्मतम् । गङ्गाद्वारे कुतस्तर्हि स योगाभ्यास

અપરોક્ષાનુભવ વિના પરમ નિશ્રેયસનુ સાધન થાય આ ઘોર કળિયુગમા અપરોક્ષાનુભવતો દુર્લભજ છે, માટે અમોએ હરિનામકીર્તનમાત્રથી કલ્યાણ માન્યુ છે ॥૧૫-૧૬॥ અજામિલ મહાપાપી પણ નારાયણના નામોચ્ચારણમાત્રથી મોક્ષને પામી ગયો એવી સ્મૃતિ છે 'આ અર્થ સર્વવિદિત છે તેને તમે પણ જાણો છો ॥૧૭॥

આવુ વાદિઓનુ વચન સાંભળીને મુક્તાનંદમુનિ બોલ્યા કે–હે દ્વિજ ! નામોચ્ચારણમાત્રથી જે મુક્તિ કહી છે તે સર્વ કર્મબન્ધથી નહિ, કિંતુ પાપસચય થકી જાણવી જે પાપથી તત્કાળ યમપાશ વશવર્તિતા થાય માટેજ 'યમપાશબંધન થકી તેની મુક્તિ થઇ' એમ ભાગવતમા કહ્યુ છે ॥૧૮॥ આ બે ભાગવતના શ્લોકો છે–'હે પુત્રકા–દૂતો ! હરિના નામોચ્ચારણનો મહિમા તો તમો જુવો, જે નામોચ્ચારણથીજ અજામિલ મહાપાપી પણ યમપાશથકી વિમુક્ત થઈ ગયો (આ સ્વદૂતો પ્રતિ સૂર્યપુત્ર ધર્મરાજનુ વચન છે) હે પરીક્ષિત્ રાજન્ ! માટે જગતના મગળને કરનારૂ વિષ્ણુનુ નામોચ્ચારણ મોટા પણ પાપોનુ એકાતિક પ્રાયશ્ચિત્ત (નિવર્તક) છે એમ જાણો (આ પરીક્ષિતના પ્રતિ શુકદેવનુ વચન છે) આમા 'મૃત્યુપાશાદમુચ્યત' અને 'મહતામપ્યંહસામેકાન્તિકનિષ્કૃત' એવો શબ્દ છે આ વચનથી અત્યુગ્ર પાપને ભગવન્નામોચ્ચારણ નાશ કરેછે એટલજ તાત્પર્ય જણાય છે ॥૧૯–૨૦॥ જો ધ્યાનાદિ સાધનની અપેક્ષા વિના નામ સંકીર્તનમાત્રની અજામિલના મોક્ષમા હેતુતા માનવામાં આવે, તો તે

माचरत् ॥२१॥ अतः स तु हरेर्नाम्ना मुक्तोऽघेभ्यस्तथा यमात् । मुक्तिं तु विष्णुभृत्यानां दृष्ट्या प्रापेति वच्म्यहम् ॥२२॥ कलौ युगे न प्रत्यक्षो हरिः स्यादिति यद्वचः । सत्पुंसा तन्न केनापि कथ्यते वेदवेदिना ॥२३॥ नारायणावतारोऽत्र हरिरस्ति गुरुर्हि नः । सहस्रशो जनैस्तस्य मया चैश्वर्यमीक्षितम् ॥२४॥ सहजानन्दनाम्ना स प्रसिद्धो वर्ततेऽधुना । असदेव मतं तस्माद्भवद्भिर्यदुदीरितम् ॥२५॥ प्रमाणेभ्यो हि सर्वेभ्यः प्रत्यक्षं बलवत्तरम् । अनुमानादिभिस्तस्य

અજામિલે ગંગાદ્વારમાં કરેલા અષ્ટાંગયોગના અભ્યાસની નિરર્થકતા થઈ જાય ॥૨૧॥ માટે તે અજામિલ હરિના નામોચ્ચારણમાત્રથી તો પ્રબળ પાપ કે જે નરકસંપાદક છે તેના થકી મુક્ત થયો. અને મુક્તિ તો વિષ્ણુપાર્ષદોની દયાર્દ્ર દૃષ્ટિથી અનુક્રમે પામ્યો, એમ હું કહુંછું ॥૨૨॥ આ ઘોર કળિયુગમાં નારાયણ પ્રત્યક્ષગોચર નજ થવાને યોગ્ય છે, આ તો તમારૂં અસંબદ્ધ વચન છે. આવું વચન વેદાર્થવેદી કોઈ પણ સજ્જન નજ કહી શકે. અપરોક્ષ બે પ્રકારનો–માનસ અપરોક્ષ અને ચાક્ષુષ અપરોક્ષ એમ છે. તેમાં પ્રથમ તો શાસ્ત્રદૃષ્ટ તેમના દિવ્ય આલબન (મૂર્તિ)ના અનુચિંતનનો અભ્યાસ મૂળ જેમાં છે એવા ધ્યાનથી લભ્ય અને જેમાં અષ્ટાંગ યોગના અભ્યાસની અપેક્ષા છે એવો છે. બીજો સ્વેચ્છાથી જગતના કલ્યાણકારણે ભગવાન્ પ્રકટતાને પામે છે ત્યારે સુલભ છે. આ ચાક્ષુષ અપરોક્ષ તો સત્યાદિ યુગમાંજ જેમ એમ કળિયુગમાં પણ થાયજ. કિં બહુના—આ કળિમાં ભગવાન્ સર્વેશ્વરેશ્વર પરમાત્મા નારાયણ પોતાનાજ સાક્ષાત્ રૂપથી પ્રાદુર્ભવેલા પ્રકાશેછે, તે પ્રકટ અમારા ગુરૂ શ્રીહરિ છે, તેમનું અસાધારણ ઐશ્વર્ય મેં અને બીજા હજારોહજાર જનોએ પ્રત્યક્ષ નિરીક્ષણ કર્યું છે ॥૨૩-૨૪॥ તે હરિ હમણાં 'સહજાનંદ' એવા નામથી ભૂતળમાં વિખ્યાત વર્તે છે. માટે 'કલિયુગમાં ભગવાનના પ્રત્યક્ષ અનુભવનો સંભવ નથી' એવો જે તમારો મત છે તે અસતજ (નિર્મૂળ) છે ॥૨૫॥ પ્રત્યક્ષ પ્રમાણથી ભગવાનનો પ્રાદુર્ભાવ સિદ્ધ થાય છે તો અનુમાનાદિકથી તેનો બાધ કરવો અસંગત છે. કેમકે સર્વ પ્રમાણોની અપેક્ષાએ પ્રત્યક્ષ પ્રમાણ પ્રબળ છે ॥૨૬॥

बाधः कर्तुं न शक्यते ॥२६॥ शृणु तान्यच्च वक्ष्यामि रहस्यं शास्त्रसम्मतम् । हेतुर्हर्यवतारस्य ज्ञेयः सच्छास्त्रतो बुधैः ॥२७॥ धर्मग्लानिर्यदा भूमौ जायते दुर्जनैः कृता । तदाऽवतारं गृह्णाति हरिः शास्त्रेष्वितीर्यते ॥२८॥ दैत्या हिंसानुरक्ताश्च अवध्याः सुरसत्तमैः । राक्षसाश्चापि लोकेऽस्मिन् यदोत्पद्यन्ति दारुणाः ॥२९॥ तदाहं सम्प्रसूयामि गृहेषु शुभकर्मणाम् । प्रविष्टो मानुषं देहं सर्वं प्रशमयाम्यहम् ॥३०॥ इत्थं हि भारते प्राह मार्कण्डेयं जनार्दनः । वदामि भगवद्गीतावाक्यं वोऽथ शुचिस्मिताः ! ॥३१॥ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ! । अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्

ભગવાનનું ઐશ્વર્ય પ્રકટ કરેલું જે તમારા જેવાઓએ ન અનુભવ્યું હોય તેવાઓના પ્રતિ આ બીજું કહુંછું તેને સાંભળો. પરમાત્માના પ્રાદુર્ભાવનો હેતુ સચ્છાસ્ત્રથકી બુધ જનોએ જાણવો. તે હેતુ દેશવિશેષ કે કાળવિશેષ કહ્યો નથી, ( અમુક દેશમાં કે અમુક કાળમાં થાય એમ ) કિંતુ ધર્મગ્લાનિજ કહ્યો છે. તો જ્યારે ભૂમિ ઉપર ધર્મગ્લાનિ આસુર જનોએ કરેલી અત્યધિક થાય છે ત્યારે ભગવાન્ અવતારને ધારણ કરેછે. આજ પ્રાદુર્ભાવના નિમિત્તમાં રહસ્ય સચ્છાસ્ત્રસંમત કહ્યું છે ॥૨૭-૨૮॥ તેમાં પ્રથમ મહાભારતના વનપર્વમાં કહેલા બે શ્લોકો પ્રમાણમાટે કહુંછું–પ્રાણિપીડામાં પ્રીતિવાળા, અતિક્રૂર સ્વભાવવાળા, દેવેન્દ્રાદિકોએ ન વધ કરી શકાય એવા દૈત્યો અને રાક્ષસો પણ આ લોકમાં જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે હું શુભકર્મા–મારો વિરહ ન સહન કરી શકે એવા મારા એકાંતિક ભક્તોના ઘરમાં પ્રાદુર્ભવું છું. માનુષ દેહમાં પ્રવેશ કરીને–મનુષ્યભાવથી વર્તતો થકો સર્વ-અધર્મપ્રવૃત્તિમાં હેતુભૂત દૈત્ય રાક્ષસાદિકનો વિનાશ કરવાપૂર્વક ધર્મને પ્રવર્તાવું છું ॥૨૯-૩૦॥ હે શુચિસ્મિતાઃ ! આ પ્રકારે ભારતમાં જનાર્દન ભગવાને માર્કંડેય મુનિના પ્રત્યે વચન કહ્યું છે. હવે ભગવદ્ગીતાનું વચન તમને કહુંછું ॥૩૧॥ હે અર્જુન ! જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મની અભિવૃદ્ધિ થાય છે ત્યારે હું મારા આત્માને સર્જું છું. સાધુઓના રક્ષણમાટે અને દુષ્કર્મિઓના વિનાશમાટે

॥३२॥ परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् । धर्मसंस्थापनार्थाय सम्भवामि युगे युगे ॥३३॥ इति श्रीमगवद्गीतावाक्यं जानीत सुव्रता ! । प्रमाणानां प्रमाणं हि गीता भागवती मता ॥३४॥ श्रीमद्भागवतं चापि प्रमाणं बलवत्तरम् । वेदशास्त्रपुराणानां सारभूतं यतोऽस्ति तत् ॥३५॥ यर्हा ह्यधर्मेण तमोधियो नृपा जीवन्ति तत्रैष हि सत्त्वतः किल । धत्ते भगं सत्यमृतं दयां यशो भवाय रूपाणि दधद्युगे युगे ॥३६॥ यो नः सपत्नैर्भृशमर्द्यमानान् देवर्षितिर्यङ्नृषु नित्य एव । कृतावतारस्तनुभिः स्वमायया कृत्वात्मसात्पाति युगे युगे च ॥३७॥ इत्यादीनि च वाक्यानि श्रीमद्भागवता-

અને ધર્મના સસ્થાપન માટે યુગયુગમાં પ્રાદુર્ભવુછુ ॥૩૨-૩૩॥ હે સુવ્રતા ! આવું શ્રીભગવદ્ગીતાવાક્ય જાણો શ્રીકૃષ્ણ ભગવાને કહેલી ગીતા સર્વ પ્રમાણોને મધ્યે અતિપ્રમાણરૂપ સર્વેએ માનેલી છે॥૩૪॥ શ્રીમદ્ભાગવત પુરાણ પણ પ્રબળ પ્રમાણ છે, કેમકે તે સર્વ વેદ શાસ્ત્ર પુરાણોના સારભૂત છે. તેના બે શ્લોકો પ્રમાણપણે કહુ છુ–જ્યારે તમ પ્રધાન મતિવાળા આસુર રાજાઓ કેવળ અધર્મપ્રવર્તનપૂર્વક અધર્માચરણથીજ જીવન ગાળેછે ત્યારેજ આ ભગવાન્ શ્રીકૃષ્ણ દુષ્કર્મી રાજાઓના નાશપૂર્વક ધર્મ પ્રવૃત્તિપૂર્વક સાધુઓના ઉદય અર્થે યુગયુગમા પારમૈશ્વર્યાદિ પોતાના સ્વભાવને નહિ ત્યાગ કરિનેજ (સાથે લઇનેજ) અવતારરૂપોને ધારણ કરીને, ભગ–ઐશ્વર્ય સત્ય ઋત–પુણ્યકર્મ દયા યશને ધારણ કરેછે એટલે સ્વાભાવિક ભગાદિ ગુણોએ યુક્તજ રહેછે ભગવાન્ નિત્યસિદ્ધ દિવ્યાકૃતિ હોઇ તેજ પોતાના સકલ્પથીજ યુગયુગમા દેવ ઋષિ જળચર અને મનુષ્યોમા વામન-પર્શુરામ-મત્સ્ય રામચદ્રાદિ મૂર્તિઓથી પ્રાદુર્ભાવ પામીનેજ અમારા શત્રુ દૈત્યોએ અતિશય પીડા પમાડેલા અમો દેવોને આત્મીય કરીને રક્ષણ કરેછે ॥૩૫-૩૭॥ ઇત્યાદિ બહુ વચનો શ્રીમદ્ભાગવત પુરાણમા છે, તે આ સર્વે વચનો પણ સારીરીતે પર્યાલોચન કરવાં તમારા જેવા દીર્ઘદૃષ્ટિવાળાઓને તો વિશેષપણે વિચારણીય છે. આ સર્વ પ્રમાણોમા ભગવાનના પ્રાદુર્ભાવમાં નિમિત્ત અધર્માભિવૃદ્ધિ, ધર્મગ્લાનિ અને સાધુઓનું સરક્ષણ કહ્યુ

सिद्धे। पुराणे शतशः सन्ति चिन्तनीयानि तान्यपि ॥३८॥ अधर्मवृद्धिर्नास्त्येव कलौ युष्मन्मतेऽत्र किम्। धर्म एवास्ति किं पुष्टो नावतारो यतो हरे ॥३९॥ अन्यच्च भक्ता ! शृणुत मद्वाक्यं वो हितावहम्। येऽवतारः कलौ विष्णोर्नेत्यूचुस्तान् हि पृच्छत ॥४०॥ भारतं पञ्चमो वेदस्तत्र भागवते तथा। नरनारायणस्यास्ति कथा कृष्णार्जुनाकृते ॥४१॥ कलावेव तयोर्जन्म तथा बुद्धस्य कल्किन। यदुच्यते पुराणादौ तत्किं सत्यमुतानृतम् ॥४२॥ धर्मप्रवर्तकाश्चान्ये आचार्या कलिसम्भवा। अवतारा हरेः शिष्टै कथ्यन्ते तच्च किं मृषा? ॥४३॥ अतः कलौ न मन्यन्ते येऽवतारं हरेर्जना। तेषां

છે દેશકાળવિશેષની અપેક્ષા રાખી નથી કિંતુ 'युगेयुगे' એમ કળિમા અવિરોધ પણ જણાવ્યો છે ॥૩૮॥ આવી સત્ય સ્થિતિ છે તો 'કળિમા ભગવાનનો પ્રાદુર્ભાવ નથી' એમ કહેતા તમોએ 'કળિમા અધર્મની અભિવૃદ્ધિ છેજ નહિ' એમ માન્યુ છે કેશુ ? અને 'કળિમા ધર્મની પુષ્ટિજ વર્તે છે' એમ અભિમાન્યુ છે કે શુ ? અમોએતો અધર્મની વૃદ્ધિ અને ધર્મની અતિક્ષીણતા જોઇને અધર્મોચ્છેદપૂર્વક ધર્મપુષ્ટયર્થે ભગવાનનો અવતાર કળિમા થાય એમ ઉક્ત શાસ્ત્રવચનોથી નિર્ણય કર્યો છે ॥૩૯॥ હે ભક્તો ! તમારા હિતને કરનારૂ બીજુ મારૂ વાક્ય સાભળો 'કળિમા વિષ્ણુનો અવતાર નજ થાય' એમ જે જનો કહેતા હોય તેમને તમે પુછો કે-'भारत पञ्चमो वेद' આ વચનને અનુસારે પાચમા વેદપણે પ્રસિદ્ધિ પામેલા ભારતનિબન્ધમા અને સર્વ પુરાણાદિકના સારભૂત શ્રીમદ્ભાગવતમા કૃષ્ણ અર્જુનની આકૃતિ ધારી રહેલા નરનારાયણની કથા વર્તેછે તે ઉપરથી તેમનો જન્મ કાળમાજ ( દ્વાપરને અંતે-દ્વાપાર કળિના સધિમા ) કહેલો જણાય છે તથા ભગવાનના અવતારભૂત બુધ કલ્કિનો જન્મ પુરાણાદિકમા કળિયુગમાજ કહ્યો છે તો તેમના જન્મનુ કથન સત્ય છે કે અસત્ય ? વળી બીજા કેટલાક ધર્મપ્રવર્તક આચાર્યો તે તે સમયમા નિષ્ઠાવાળા શિષ્ટ જનોએ ભગવાનના અવતારભૂત કળિમા પ્રાદુર્ભવ્યા છે એમ કહેછે તે શુ મિથ્યાજ છે ? ॥૪૦-૪૩॥ માટે કળિમા ભગવાનનો પ્રાદુર્ભાવ થતો નથી

शास्त्ररहस्यस्य ज्ञानं नास्तीति निश्चयः ॥४४॥ पूर्वापरविरोधं च स्ववाक्येप्वपि ते जनाः । न विदुर्मन्दमतयो धनार्थं जनवञ्चकाः ॥४५॥ यं निषेधन्ति च कलौ तत्कथामेव कुर्वते । तथापि तं न जानन्ति कृष्णो जातः कदेति ते ॥४६॥ मार्गः संसारिणामन्यो ह्यन्य एव मुमुक्षताम् । मुमुक्षुभिर्मुमुक्षूणामध्वा सेव्यो न चापरः ॥४७॥ ये ये मुमुक्षवो जातास्ते ते सत्सङ्गतो भुवि । सम्प्रापुः परमां सिद्धिं भ्रष्टाश्चासन् कुसङ्गतः ॥४८॥ हरिर्न स्याद्यदि कलौ प्रत्यक्षो भूतले क्वचित् । सन्तः कुतस्तदात्र स्युः श्रयणीया मुमुक्षुभिः॥४९॥

એમ જે જનો માનેછે તેઓ ઉક્ત શાસ્ત્રરહસ્યને નથીજ જાણતા, એવો નિશ્ચયજ છે ॥૪૪॥ મંદમતિવાળા તે જનો ધનેકલુબ્ધ હોઇને જેમ તેમ શાસ્ત્રનું વ્યાખ્યાન કરતાં પોતાનાં વાક્યોમાં પૂર્વાપર વિરોધ આવેછે તેને પણ નથીજ જાણતા ॥૪૫॥ વળી જે કૃષ્ણને કળિમાં 'તેમનો અવતાર નથી' એમ નિષેધ કરેછે તે કૃષ્ણની કથાને પ્રતિદિન સભામાં કર્યા કરે છે તથાપિ તે કૃષ્ણ ભગવાન્ ક્યારે પ્રકટ થયા, એમ તેમના પ્રાકટ્યકાળને તેઓ જાણતા નથી ॥૪૬॥ સંસારી (ભવમાર્ગમાં ભટકતા) જનોનો માર્ગ જુદો છે અને મુમુક્ષુ જનોનો માર્ગ જુદો છે, (એમાં અત્યંત અંતર છે) તેમાં મુમુક્ષુઓએ મુમુક્ષુના માર્ગનુ સેવન કરવું, બીજા સંસારી માર્ગનું સેવન નજ કરવું તેમાં શ્રુતિ છે–'अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषं सिनीतः। तयोः श्रेय आददानस्य भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते। श्रेयश्च प्रेयश्च मनुष्यमेतः तौ सम्परीत्य विविनक्ति धीरः ॥' इति ॥૪૭॥ પૃથ્વી ઉપર જે જે મુમુક્ષુઓ હતા તેતે તો સત્સમાગમથી પરમ સિદ્ધિ (મોક્ષ) ને પામ્યા. અને જે બીજા હતા તેઓ કુસંગદોષથી ભ્રષ્ટ થયા માટે જેઓ સત્સમાગમે રહિત છે તેઓનોજ આ કુતર્ક 'કળિમાં ભગવાનનો પ્રાદુર્ભાવ નથી એવો' છે ॥૪૮॥

હવે ઉક્તાર્થના દૃઢીકાર માટે નાનાવિધ યુક્તિઓને કહેવાપૂર્વક કળિમાં ભગવાનના અવતારનું વિદ્યમાનપણુંજ ફરી દૃઢ કરેછે—જે કળિમાં ભૂતળ વિષે કોઈ પણ સ્થાનમાં હરિ પ્રત્યક્ષગોચર નજ થાય તો લોકમા મુમુક્ષુ-

अपरोक्षपरब्रह्मसाक्षात्कारो हि लक्षणम् । सतां मुख्यतया प्रोक्तं कुतः स्यात्तद्धरिं विना ॥५०॥ यस्य यस्य पुरा मुक्तिर्जाता संसृतिबन्धनात् । हरेर्हरिजनानां वा सङ्गेनैवोदितास्ति सा ॥५१॥ कलौ तु नास्ति भगवांस्तं विना च न तज्जनाः । किमर्थं तर्हि मोक्षाशा कर्तव्यात्र मुमुक्षुभिः ॥५२॥ शास्त्रेषु नरदेहो हि मोक्षसाधनमुच्यते । तं प्राप्यापि न यो मुक्तः स चात्मघ्नोऽपि कथ्यते ॥५३॥ नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् । मयानुकू-

ઓએ આશ્રયણીય સંતો ક્યાંથી હોય? ॥૪૯॥ પ્રત્યક્ષ પરબ્રહ્મ ભગવાનનો જે સાક્ષાત્કાર એજ સંતોનું લક્ષણ મુખ્યપણે કહ્યું છે, તો હરિના પ્રાકટ્ય વિના તે લક્ષણ ક્યાથી હોય? ક્યારેયપણ નજ હોય. પૂર્વે પણ જેની જેની સંસારબંધન થકી મુક્તિ થઈ છે તેને તેને હરિનો સાક્ષાત્કાર કે તેને સંપાદન કરનારો સંતોનો સમાગમ થયોજ હતો ॥૫૦-૫૧॥ કળિયુગમાં જો પરમાત્માનો પ્રાદુર્ભાવ નજ થતો હોય તો તેમના સાક્ષાત્કારે સંપન્ન (બ્રહ્મદર્શી) તેમના સાધુજનો નજ હોય તો તેમના અભાવમાં કળિયુગમા મુમુક્ષુઓએ મોક્ષની આકાંક્ષા શા માટે કરવી? તેનો ક્યારેય પ્રસંગજ નથી ॥૫૨॥ વળી આ માનુષ દેહ શાસ્ત્રોમાં મોક્ષસાધન કહ્યોછે, તેને પામીને પણ જે નર મુક્ત ન થાય તે આત્મહંતા કહ્યો છે. તેમાં શ્રુતિ છે-'असूर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः । तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥' ઇતિ ॥૫૩॥ તેમા વળી ભાગવતવચનનું પ્રમાણ આપુછુ-આ નરદેહ શ્રેયનાં સાધનોમાં પ્રથમ છે, કેમકે પશ્વાદિ યોનિભેદોમા શ્રેયના સાધનોની સંપત્તિ નથી. જે દેવાદિ યોનિભેદ છે તેતો ફક્ત સુકૃતના ફળરૂપ ઉત્કૃષ્ટ ભોગ ભોગવવા પુરતો છે. શ્રેયના સાધનો જે કર્મ જ્ઞાનાદિક છે તેમાં અધિકાર નરદેહનો સબન્ધ સતેજ છે, માટે શ્રેય સાધનોમાં આ નરદેહ આદ્ય-મુખ્ય છે. વળી તે આ નરશરીર સંસારસાગરના સંતરણનું સાધન હોવાથી પ્લવના (વહાણના) સાદૃશ્યને લીધે પ્લવ કહ્યો છે. તે આ નરશરીરરૂપ પ્લવ સુદુર્લભ-અસખ્યાત પશુ પક્ષી સ્થાવરાદિ યોનિભેદો વિદ્યમાન સતે તે સર્વેને ઉલ્લઘીને નરશરીરમાં પ્રવેશ થવો સુગમ નથી

लेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥५४॥ इत्यादिभिर्हि शतशो हरिवाक्यैर्नृदेहभाक्। अमुक्तः संसृतेर्योऽसावात्महेत्युच्यते बुधैः ॥५५॥ नरदेहं विना नैव देहेनान्येन कर्हिचित्। ज्ञानं स्यात्स्वात्मपरयोर्मुक्तिर्ज्ञानादृते न च ॥५६॥ दुर्लभो मानुषो

વળી લબ્ધ થએલો આ નરદેહ શ્રેયના માર્ગમા પ્રવર્તનારાને શ્રેય અને તેનુ સાધન સુખેથી પમાડેછે માટે ફળથી સુલભ છે (સાધનમાં સાધ્ય ગુણનો ઉપચાર છે. એટલે યદ્યપિ દેહ દુર્લભ છે પણ તેનાથી મોક્ષરૂપ ફળ સુલભ છે, માટે દેહ સાધનમા સાધ્ય મોક્ષફળનો ઉપચાર કર્યો છે) દેવાદિકો નિત્ય યૌવનસંપન્ન અને પોતાના અધિકારમદથી અંધ અને ઉત્કૃષ્ટ ભોગ ભોગવવામાજ અતિપ્રીતિવાળા હોવાથી સુખેથી શ્રેયના સાધનમા સમર્થ થતા નથી તેમની અપેક્ષાએ નરદેહનો આ (સુખેથી શ્રેય સાધનમાં પ્રવૃતિરૂપ) વિશેષ છે વળી આ સુકલ્પ–અતિસમર્થ છે, આ નરદેહરૂપ પ્લવથી દુસ્તર એવો પણ ભવાબ્ધિ સુખેથી તરી શકાય છે. વળી જો કર્ણધાર (નાવિક) અવિવેકી હોય તો સુકલ્પ એવા પણ પ્લવથી કશો લાભ ન થતા ઉલટો અનર્થજ થાય, તો ગુરૂ–બ્રહ્મદર્શી કર્ણધારે પ્રેરેલો આ નરદેહપ્લવ (નૌકા) ભવાસિંધુ સતરવા માટે સમર્થ થાય છે. ગુરૂરૂપ કર્ણધાર હોય પણ જો પવન પ્રતિકૂળ હોય તો સંતરવા સમર્થ થવાય નહિ.

देह इति सर्वैरुदीर्यते । अनेकसम्भवान्ते च सोऽतिपुण्यैरवाप्यते ॥५७॥ सोऽस्माकमद्य सम्प्राप्तस्तदा त्वस्ति कलिर्महान् । अदर्शनं हरेरेव यत्र लोकैरुदीर्यते ॥५८॥ यदा युगं हि सत्यादि भवेदत्र तदा तु नः । पश्वादिरूपता स्याचेत्तर्हि कुर्यात्कृतादि किम् ॥५९॥ बहून्यतीतान्यस्माकं सत्यादीनि युगानि वै । तत्रापि न हरिः क्वापि श्रित इत्येव वेद्म्यहम् ॥६०॥ हर्याश्रयो यदि कृतो भवेदस्माभिरे-कदा । मलमांसमये पिण्डे तर्हि स्यात्पतनं कुतः ॥६१॥ तस्माद्यदा मनुष्यत्वमस्माकं स्यात्तदा भुवि । हरेरप्यवतारोऽत्र भवेदित्यव-धार्यताम् ॥६२॥ अन्यथा नात्महन्तृत्वं जीवस्योच्येत सज्जनैः ।

અને અતિપુણ્યબળે કરીને પ્રાપ્ત થાય છે. તે શ્રીભાગવતમા કહ્યુ છે-'दुर्लभो मानुषो देहो देहिनां क्षणभङ्गुरः' 'लब्ध्वा सुदुर्लभमिदं बहुसम्भवान्ते' 'अहो अमीषां किमकारि शोभनं प्रसन्न एषां स्विदुत स्वयं हरिः' ઈત્યાદિ ॥૫૭॥ આવો દુર્લભ મનુષ્યદેહ બહુજન્મને અંતે હમણાં આપણને જ્યારે પ્રાપ્ત થયો ત્યારે તો હાલમાં મહાન્ કલિયુગ વર્તે છે, કળિમાં તો હરિનું દર્શન નથી એમ તો તમારો મત છે, હરિદર્શન વિના મુક્તિનો સંભવ નથી જ્યારેતો ભૂલોકમા સત્યાદિક યુગ કે જેમા ભગવાનનો પ્રાદુર્ભાવ હતો તે વર્તતો હતો ત્યારે આપણે જો પશ્વાદિ યોનિમાં રહ્યા હોત તો તે સત્યાદિ યુગે કરીને આપણને શું ફળ થાત ? કશુંય ફળ થાત નહિ ॥૫૮-૫૯॥ આપણને ભવમાર્ગમા પરિવર્તન પામતાં બહુસત્યાદિ યુગો વ્યતીત થઈ ગયા છે, પર તેમાં ક્યારેય હરિનો આશ્રય આપણે કર્યો નથી એમ માનવું પડશે. જો આપણે ક્યારેય હરિનો આશ્રય કર્યો હોય તો ફરી મળમાંસમય આ પિંડમા પડવાનો પ્રસંગજ ક્યાથી હોય ? કેમકે હરિના આશ્રિતો ભગવાનના ધામને પામે છે. પછીથી તેમના પતનનો સંભવ નથી 'न स पुनरावर्तते' 'यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम' એવી શ્રુતિ સ્મૃતિ છે ॥૬૦-૬૧॥ માટે (ઉક્ત પ્રકારે સર્વદા ભગવદવતારનું સત્ત્વ છે તો) જ્યારે ભૂમિઉપર આપણું મનુષ્યજન્મ હોય ત્યારે આપણા સંતરણ માટે કૃપાનિધિ ભગવાનનો પ્રાદુર્ભાવ પણ અહીં હોયજ એમ જાણો ॥૬૨॥ અન્યથા (મનુષ્ય દેહને

ततः कलावपि हरिर्भुवि स्यादित्यवैत वै ॥६३॥ हरेः समागमो न स्यात्कलौ चेन्मुक्तिसाधनम् । युगान्तरे जनास्तर्हि जन्मेच्छन्ति कुतः कलौ ॥६४॥ कृतादिषु प्रजा राजन् ! कलाविच्छन्ति सम्भवम् । कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः ॥६५॥ इति योगेश्वराः प्राहुर्जनकं नृपतिं पुरा । यदि नारायणो न स्यात्कुतः स्युस्तत्परा जनाः ॥६६॥ तस्मान्नारायणो नूनं सर्वदैव भवेद्भुवि । तं प्राप्य भक्तिः कर्तव्या भक्तैर्नवविधा ततः ॥६७॥ इति प्रोक्तं मया भक्ता ! शास्त्रानुभवसम्मतम् । अत्र चेत्संशयः कश्चित्पुनः प्रश्नो विधीयताम् ॥६८॥ सुव्रत उवाच—सच्छास्त्रार्थैर्गुम्फितां तस्य वाचं श्रुत्वा ते वै वादिनस्तज्जयाशाम् । नष्टप्रायां मेनिरेऽथेक्षकास्तां नष्टामेव

પામેલો જન હરિનો સાક્ષાત્કાર જો ન કરે તો) જીવ આત્મહત્યારો છે એમ સજ્જનોથી ન કહી શકાય. માટે કળિમાં પણ ભગવાન્ આ ભૂમિ ઉપર પ્રાદુર્ભવ્યા છે એમજ જાણો ॥૬૩॥ મુક્તિનું સાધન હરિનું દર્શન કળિમાં જો ન હોય તો કળિયુગમાં જન્મને યુગાંતરમાં વર્તતા જનો પણ ઈચ્છેછે તે કેમ ઘટતું આવે ? ॥૬૪॥ તેમાં શ્રીભાગવતવચનનું પ્રમાણ છે– હે પરીક્ષિત્ રાજન્! સત્યાદિ યુગમાં વર્તતી પણ પ્રજાઓ કળિયુગમાં જન્મને ઈચ્છેછે. કેમકે કળિમાં નારાયણપરાયણ બહુ જનો થશે ॥૬૫॥ આ પ્રકારે પૂર્વે નવ યોગેશ્વરોએ જનકરાજાને કહ્યુંછે. જો નારાયણ કળિમાં ન પ્રાદુર્ભવે તો નારાયણપરાયણ જનો ક્યાંથી હોય ? નજ હોય ॥૬૬॥ માટે નારાયણ સદૈવ ભૂમિ ઉપર પ્રત્યક્ષ નિશ્ચે હોયજ, પરં સંતોનો સમાગમ કરીને તેમની પ્રાપ્તિમાં (મેળવવામાં) પ્રયત્ન કરવો. અને તેમને સાક્ષાત્ પામીને ભક્તોએ નવધા ભક્તિ તેમને વિષે કરવી ॥૬૭॥ હે ભક્તાઃ! આ રીતે મેં શાસ્ત્રસંમત અને અનુભવસંમત વચન કહ્યું. આમાં જો કોઈ સંશય રહી ગયો હોય તો ફરીથી પણ સુખેથી પ્રશ્ન પુછો ॥૬૮॥ હે પ્રતાપસિંહ રાજન્! અનંતર તે રામચંદ્રાદિ વાદિઓ મુક્તાનંદમુનિની સચ્છાસ્ત્રાર્થોથી ગુંથાએલી વાણીને સુણીને તેમના જયની આશાને નષ્ટપ્રાય માનતા થયા અને તેથી બીજા જે શાસ્ત્રિપ્રમુખ સભાસદ પ્રેક્ષક જનો હતા તેતો તેમના

क्षोणिपालेतरे तु ॥६९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्रियुगशब्दार्थनिर्णये कलियुगेऽपि भगवदवतारसत्त्वनिरूपणनामा पञ्चत्रिंशोऽध्याय ॥३५॥

सुव्रत उवाच—तेषां मध्ये हरिश्चन्द्रो वादिनां कोमलान्तरः । अवतारं हरेर्भूमो निश्चिकाय कलावपि ॥१॥ नारुपन्तोऽपि तद्वाक्य श्रद्धया बहमन्यत । उक्तिप्रत्युक्तिनिपुणो रामचन्द्रस्तमब्रवीत् ॥२॥ रामचन्द्र उवाच—महर्षे ! यत्त्वया प्रोक्तं तच्छ्रद्दध्मो वयं किल ।

જયની આશાને સમગ્રપણે નષ્ટજ માનતા થયા ॥૬૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. ચતુર્થપ્રકરણે ત્રિયુગશબ્દાર્થનિર્ણયે કલિયુગેઽપિ ભગવદવતારસત્ત્વનિરૂપણનામા પંચત્રિંશોઽધ્યાયઃ ॥૩૫॥

## [1]અધ્યાય ૩૬ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! તે રામચદ્રાદિ વાદિઓને મધ્યે કોમળ અતરવાળા (સત્ત્વગુણ અધિક હોવાથી આર્દ્ર હૃદયવાળા) હરિશ્ચદ્ર દ્વિજે 'કળિમા પણ ભૂમિઉપર ભગવાનનો પ્રાદુર્ભાવ હોયજ' એમ નિશ્ચય કર્યો ॥૧॥ નારૂપતે પણ મુનિનુ વાક્ય શ્રદ્ધાથી બહુ (સત્ય) માન્યુ પર ઉક્તિપ્રત્યુક્તિમા (ઉક્તિ-જેનાપ્રત્યે પ્રશ્ન કરાય તેનાથી જેમ તેનો ઉત્તર ન થાય તેવી કળાથી પ્રશ્ન કરવો તે પ્રત્યુક્તિ-તેણે કરેલા ઉત્તરનુ કળાવડે અપ્રામાણ્ય પ્રતિપાદન કરવુ તે) પ્રવીણ રામચદ્રતો તે મુક્તાનંદ મુનિ પ્રતિ એમ બોલ્યા ॥૨॥ રામચંદ્ર કહે છે—હે મહામુને ! તમે જે વચન કહ્યુ તેને અમે સત્ય માનીએ છીએ, કેમકે તમે ગુરુભક્ત છો (તેથી ગુરુનેજ પરમદેવ નિશ્ચય કરીને તેમનેવિષેજ હરિબુદ્ધિ રાખવી, અને તેમનુ ભજનાદિ કરવુ તે સર્વ યુક્તજ છે) તેથી સત્યવાદી અને અમારા હિતકારી છો ગુરુમા તેવી પ્રતિપત્તિ કરવી તે શાસ્ત્રસમત પણ છે તેમા 'गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वर । गुरुरेव पर ब्रह्म' અર્થ—પોતાના ગુરુજ

[1] આ અધ્યાયમા ત્રિયુગશબ્દાર્થના વિનિર્ણયમા આસુરીસપદાવાળા જીવો ભગવાનના અવતારોને નથી જાણતા એમ સયુક્તિ નિરૂપણ કર્યુ છે

यतस्त्वं गुरुभक्तोऽसि सत्यवाग्घितकृच्च नः ॥३॥ गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः। गुरुरेव परंब्रह्मेत्यस्ति स्कान्दोदितापि वाक् ॥४॥ साक्षाद्विष्णोस्तु जननं चतुर्ष्वपि युगेषु चेत्। कथं त्रियुगनामासौ पुराणादिषु कथ्यते ॥५॥ एत मे संशयं विद्वंस्त्वमेव छेत्तुमर्हसि। न त्वादृशमहं लोके वीक्षे संशयभेदनम् ॥६॥ इति पृष्टो युक्तिविदा मुनिस्तेन महामतिः। सर्वशास्त्ररहस्यज्ञस्तं प्रोवाच नराधिप! ॥७॥ मुक्तानन्द उवाच—गुरावीश्वरधीर्या सा शिष्यैरारोपिता द्विज!। पत्यौ साध्व्या स्त्रियेवास्ति न तु सा वास्तवी खलु ॥८॥ अहं तु साक्षाच्छ्रीविष्णोरवतारं कलावपि। श्रेयसे श्रितजीवानां जातं भुवि वदामि वः ॥९॥ यत्तु त्रियुगनाम्नाऽस्य प्रादुर्भावः

બ્રહ્મા-બ્રહ્મભાવથી પૂજ્ય છે, ગુરૂજ વિષ્ણુ-વિષ્ણુભાવથી પૂજ્ય છે, ગુરૂજ મહેશ્વર-મહાદેવભાવથી પૂજનીય છે, ગુરૂજ પરબ્રહ્મ-પરબ્રહ્મભાવથી પણ પૂજનીય છે, આવુ સ્કાદવચન પણ પ્રમાણ છે ॥૩-૪॥ હે મુને! જો ચારેય યુગમા વિષ્ણુનો પ્રાદુર્ભવ અભિમત હોય તો પુરાણાદિકમા 'ત્રિયુગ' એવુ તેમનુ નામ કહ્યુ છે તે કેમ ઘટે? 'ત્રણજ યુગમા પ્રાદુર્ભવે છે' તેથી તેમનુ 'ત્રિયુગ' એવુ નામ પ્રખ્યાત થયુ છે ॥૫॥ હે વિદ્વન્! આ મારા સશયને આપજ છેદવાને યોગ્ય છો તમારા જેવો સંશય ટાળવામા સમર્થ બીજો કોઈ મેં અદ્યાપિ લોકમા દેખ્યો નથી ॥૬॥ હે નરાધિપ! એરીતે યુક્તિનિપુણ રામચદ્રે પુછેલા, મહામતિ, સર્વ શાસ્ત્ર રહસ્યાભિજ્ઞ મુક્તાનંદમુનિ તેમના પ્રતિ બોલ્યા ॥૭॥

મુક્તાનંદમુનિ કહે છે—હે દ્વિજ! ગુરૂનેવિષે જે ઈશ્વરબુદ્ધિ તેતો પતિમા પતિવ્રતા પત્નીએજ જેમ એમ શિષ્યોએ આરોપેલી છે તેવી ભાવના કરીને કરેલુ ભજન શ્રેયને માટે કહ્યુ છે આ બુદ્ધિતો કલ્પિત છે પણ વાસ્તવી નથી ॥૮॥ હુ તો કળિમા પણ ભૂમિઉપર ભગવાનનો સાક્ષાત્ પ્રાદુર્ભાવ શરણાગત જીવોના આત્યતિક શ્રેય માટે થયો છે એમ તમનેસત્ય કહુ છુ ॥૯॥ જે કેટલાકો તો 'કળિમા ભગવાનનો પ્રાદુર્ભાવ સ્વીકારવામા આવે તો ત્રિયુગ એવુ તેમનુ નામં ન ઘટે' એમ માનેછે તેમા હવે હુ ઉત્તર

कलौ युगे । नास्तीत्यस्ति मतं तत्र वदामि श्रव्यमादरात् ॥१०॥ युगशब्दो युग्मवाची भगशब्दाभिधानि तु । त्रीणि तान्यस्य सन्तीति त्रियुगो भगवान्मतः ॥११॥ उत्पत्तिं प्रलयं चैव भूतानामागतिं गतिम् । वेत्ति विद्यामविद्यां यः स वाच्यो भगवानिति ॥१२॥ अथवा ध्याननिष्ठत्वात्सर्वेषां हि कृते युगे । नारायणो यज्ञरूपी नास्तीति त्रियुगो हरिः ॥१३॥ यद्वार्थो युगशब्दस्य ग्रहीतव्यो

આપું છું તેને તમે આદરથી સાંભળો ॥૧૦॥ યુગશબ્દ યુગ્મપર (જોડલાવાચી) લેવો, 'युगं युग्मे कृतादिषु' એમ અમરમાં કહ્યું છે. યુગ્મ તો ભગશબ્દવાચ્ય ઐશ્વર્યનું જાણવું, તે યુગ્મ ત્રણ જેનાં છે તે આ ત્રિયુગ કહેવાય, તો આથી ભગવત્ શબ્દની પ્રવૃત્તિનો યોગ પ્રદર્શાવ્યો. તેથી ભગશબ્દવાચ્ય ઉત્પત્ત્યાદિક છ ઐશ્વર્યના સંબન્ધથી ભગવાનનું ત્રિયુગપણું છે પણ ત્રણ *યુગમાં ઉત્પન્ન થવાપણાથી નહિ એટલું તાત્પર્ય થયું. છ ઐશ્વર્યનો યોગ જે* ભગવચ્છબ્દવાચ્ય છે તે વિષ્ણુપુરાણમાં કહ્યો છે. તે આ વચન છે—જે ભૂતોની ઉત્પત્તિનો પ્રકાર અને પ્રલયનો પ્રકાર તથા આગતિ–તેમનો સંસારમાં આવવાનો પ્રકાર અને ગતિ–તેમનો તેથી વિમુક્તિનો પ્રકાર તથા વિદ્યા–તેમના મોક્ષહેતુ જ્ઞાનોપદેશનો પ્રકાર અને અવિદ્યા–તેમના બન્ધહેતુ દેહઇન્દ્રિયાદિરૂપ આવરણનો પ્રકાર, આ છને જાણે તે ભગવાન્ કહ્યા છે, અર્થાત્ આ ભગશબ્દવાચ્ય ઉત્પત્ત્યાદિક ત્રણ યુગળજ્ઞાનના સંબન્ધથી ભગવાન્ કહ્યા છે, એટલે ત્રિયુગ શબ્દનો અને ભગવત્ શબ્દનો એકજ અર્થ થયો. વિષ્ણુપુરાણમાં ભગવચ્છબ્દવાચ્ય બીજા પણ છ ગુણો કહ્યા છે–'ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥' ઇતિ ॥૧૧-૧૨॥ અથવા (બીજો પક્ષ કહું છું-) પ્રથમ સત્યયુગમાં સર્વે કોઈ જનો ધ્યાનપરાયણજ હતા, ત્યારે યજ્ઞપ્રવૃત્તિ ન હતી, યજ્ઞરૂપી નારાયણના સત્યયુગમાં અભાવને લીધે અને દ્વાપરાદિ ત્રણ્ય યુગમાં તેમના વિદ્યમાનપણાને લીધે હરિ ત્રિયુગ કહ્યા છે. આ અર્થ પણ ભાગવતના નવમસ્કંધમાં ચૌદમા અધ્યાયમાં 'पुरुरव स एवासीत्' આ શ્લોકના વ્યાખ્યાનમાં શ્રીધરસ્વામીએ કર્યોછે ॥૧૩॥ અથવા (પક્ષાં-

यथाश्रुतः । ग्रहीतव्यानि तत्रापि स्वान्तराणि युगानि तु ॥१४॥ युगानि द्विविधान्याहुर्बाह्यान्याभ्यन्तराणि च । बाह्यानि तु प्रसिद्धानि व्यवहारोऽस्ति यैर्भुवि ॥१५॥ आन्तराणि प्रवक्ष्यामि चत्वार्यपि युगानि ते । परीक्षितं नृपं प्राह यानि प्राग्बादरायणिः ॥१६॥ सत्त्वं रजस्तम इति दृश्यन्ते पुरुषे गुणाः । कालसंनोदितास्ते वै परिवर्तन्त आत्मनि ॥१७॥ प्रभवन्ति यदा सत्त्वं मनोबुद्धीन्द्रियाणि च । तदा कृतयुगं विद्याज्ज्ञाने तपसि यद्रुचिः ॥१८॥ यदा कर्मसु काम्येषु भक्तिर्भवति देहिनाम् । तदा त्रेता रजोवृत्तिरिति जानीहि बुद्धिमन् ! ॥१९॥ यदा लोभस्त्वसन्तोषो मानो दम्भोऽथ मत्सरः ।

तर કહેછે–) યુગશબ્દનો અર્થ તમારા માનવા મુજબ સત્ય ત્રેતા દ્વાપરાદિ યુગભેદજ ભલે રહો, પરંતુ તેમાં સત્યયુગ કયો ત્રેતાયુગ કયો દ્વાપારયુગ કયો કલિયુગ કયો ? એતો વિચારણીય છે. તેમાં બાહ્ય આભ્યંતર એવા ભેદથી યુગો બે પ્રકારના છે. તે બેમાં અહીં આભ્યતરજ યુગો લેવા પણ બાહ્ય લેવા નહિ. તેમાં બાહ્ય યુગોતો પ્રસિદ્ધ છે, જેણે કરીને લોકમાં વ્યવહાર ચાલેછે ॥૧૪-૧૫॥ પૂર્વે શ્રીશુકદેવે પરીક્ષિત નૃપપ્રત્યે કહેલો આભ્યંતર યુગભેદનો વિવેચનપ્રકાર તમને હું કહુંછું ॥૧૬॥ ( શ્રીમદ્ભાગવતના દ્વાદશસ્કંધના ત્રીજા અધ્યાયમાં શુકદેવે કહેલા તેજ શ્લોકોને કહેછે–) સત્વ રજ તમ આ ત્રણ ગુણો કાળનામની ઈશ્વરશક્તિએ કર્માનુસારે પ્રેર્યા થકા ક્યારેક ઉદ્ભવ તો ક્યારેક અભિભવ એવા ભેદથી સર્વ કોઈ જનમાં વિપરિવર્તતા ( પોતાનું કાર્ય કરતા ) દેખાય છે ॥૧૭॥ જ્યારે મન બુદ્ધિ-ઇન્દ્રિઓ અધિક સત્ત્વગુણપ્રધાન થાયછે ત્યારે સત્યયુગ ( આભ્યતર ) સમજવો, જે સત્યયુગની પ્રવૃત્તિને લીધે જ્ઞાન તપ શમ દમ આદિક સત્ત્વગુણકાર્યમાં ત્યારે રૂચિ થાય છે. ( જ્ઞાનાદિ કાર્યવિશેષથીજ સત્યાદિ કાળવિશેષનું અનુમાન કરી લેવું ) ॥૧૮॥ હે બુદ્ધિમન્ ! જ્યારે ફળાનુસંધાનપૂર્વક વિહિત યજ્ઞાદિ કામ્ય કર્મોમાં જનોને રાગ થાયછે ત્યારે રજોગુણવૃત્તિપ્રધાન ત્રેતાયુગ વર્તે છે એમ જાણો ॥૧૯॥ જ્યારે લોભ અસંતોષ માન દંભ મત્સરનો ઉદય થાય અને કામ્ય કર્મોમાં અભિરૂચિ વર્તે ત્યારે

कर्मणां चापि काम्यानां द्वापरं तद्रजस्तमः ॥२०॥ यदा मायाऽनृतं तन्द्रा निद्रा हिंसा विषादनम् । शोको मोहो भयं दैन्यं स कलिस्तामसः स्मृतः ॥२१॥ एतैः शुकेन कथितैर्विस्पष्टैर्युगलक्षणैः । वर्तमानं स्वहृदये परीक्षेत युगं बुधः ॥२२॥ यदा कलियुगं स्वस्य वर्तमानं भवेद्धृदि । तदा तत्र हरिर्न स्याद्बाह्ये सत्ययुगेऽपि वै ॥२३॥ यदा स्वस्मिन्सत्ययुगं तदा बाह्ये कलावपि । दर्शनं स्याद्भगवतो नात्र कार्या विचारणा ॥२४॥ नैव बाह्यः कलिः किञ्चिद्धरिं पीडयितुं क्षमः । यतः स एव सर्वेषां युगानां कारणं मतः ॥२५॥ अपि बाह्ये कलियुगे धर्मान्सत्यस्य स प्रभुः । प्रवर्तयितुमीशोऽस्ति

---

તમોગુણમિશ્રિત રજઃપ્રધાન દ્વાપરયુગ છે એમ જાણો. (દંભાદિ દોષોમાં રૂચિરૂપ તમોધર્મ અને કામ્યકર્મમાં રૂચિરૂપ રજોધર્મ, આ બન્નેધર્માત્મક દ્વાપરયુગ જાણો) ॥૨૦॥ જ્યારે માયા અનૃત આલસ્ય નિદ્રા હિંસા વિષાદ શોક મોહ ભય દૈન્ય, આ દોષોનો અભ્યુદય થાય ત્યારે કેવળ તમઃપ્રધાન કળિ વર્તે છે એમ જાણો ॥૨૧॥ હે દ્વિજ ! આ રીતે શુકદેવે કહેલાં સ્પષ્ટ યુગલક્ષણોએ કરીને પોતાના હૃદયમાંજ વર્તતો યુગભેદ વિવેકી પુરૂષે પરીક્ષા કરી લેવો ॥૨૨॥ જ્યારે પોતાના હૃદયમાં કળિ વર્તતો હોય ત્યારે બાહ્ય સત્યયુગ વર્તતો હોય તોપણ હૃદયમાં ભગવાનતો નજ આવિર્ભવે ॥૨૩॥ જ્યારે તો પોતાના હૃદયમાં સત્યયુગનો આવિર્ભાવ હોય ત્યારે બહાર કળિયુગ વર્તતો હોય તોપણ પ્રાદુર્ભવેલા ભગવાન તેને દર્શન આપેજ. આ મેં કહેલા અર્થમાં વિચારણા (સંશયવિચાર) નજ કરવી. આ સંબન્ધમાં વીરરાઘવાચાર્યે ભાગવત દ્વાદશ સ્કંધના ત્રીજા અધ્યાયના શ્લોકના વ્યાખ્યાનમાં અર્થાંતરનું વચન પ્રમાણપણે ગ્રહણ કર્યુંછે–'कलौ कृतयुगं तस्य कलिस्तस्य कृते युगे । यस्य चेतसि गोविन्दो हृदि यस्य न केशवः ॥' ઇતિ ॥૨૪॥ બાહ્ય કળિ ભગવાનને પ્રાદુર્ભાવ પામતાં પ્રતિરોધ કરવા કિંચિત્ પણ સમર્થ છેજ નહિ, કેમકે તે ભગવાનજ સર્વ યુગોની વ્યવસ્થાના મુખ્ય કારણ છે. માટે સર્વહેતુ પરમેશ્વરના કળિભયથી તે યુગમાં પ્રાદુર્ભાવના અભાવનો તર્ક નજ કરવો ॥૨૫॥ માટે તે પ્રાદુર્ભવેલા

यतः स परमेश्वरः ॥२६॥ कालस्यापि हि तं कालं वेदो वदति सन्मते ।। अतः कलिभयात्काचिच्छङ्का कार्या न वै हरौ ॥२७॥ भीष्मोऽपि भारते प्राह राजानं हि युधिष्ठिरम् । कालस्य कारणं राजा न तु कालोऽस्य कारणम् ॥२८॥ कालचालनशक्तिश्चेन्नृपतावपि मानुषे । कुतस्तर्हि जनाः शङ्कां कुर्वते जगदीश्वरे ॥२९॥ सर्वस्वामी स एकोऽस्ति तस्मात्रियुगशब्दतः । कलौ तदवतारे त्वं शङ्कां मा कर्तुमर्हसि ॥३०॥ एवं त्रियुगशब्दार्थो बोद्धव्योऽत्र मुमुक्षुणा । न तु नास्तिकवज्ज्ञेयं हरिर्नास्ति कलाविति ॥३१॥ अत एव

ભગવાન્ બહાર કલિયુગ વર્તતો હોય તોપણ સત્યયુગના ધર્મો જ્ઞાન વૈરાગ્ય તપ આદિકને પ્રજાઓના હૃદયમાં પ્રવર્તાવવા મહાસમર્થ છે, કેમકે તે પોતે પરમેશ્વર છે અને વળી કૃપાનિધિ છે 'तमीश्वराणां परमं महेश्वरम्' એવી શ્રુતિ છે ॥૨૬॥ હે સન્મતે ! વળી તે ભગવાન્ 'કાળના પણ કાળ છે' એમ વેદ વદે છે, 'ज्ञः कालकालः' એવી શ્રુતિ છે. તો કળિભયથી તેમના પ્રાદુર્ભાવમાં કાંઈ પણ શંકા નજ કરવી ॥૨૭॥ કાળનું કારણ રાજાજ છે પણ રાજાનું કારણ કાળ નથીજ એમ ભીષ્મ પિતામહે પણ યુધિષ્ઠિર રાજા પ્રત્યે કહ્યુ છે. 'कालो वा कारणं राज्ञो राजा वा कालकारणम् । इति ते संशयो माभूद्राजा कालस्य कारणम्' એમ મહાભારતમાં યુધિષ્ઠિર પ્રતિ ભીષ્મે કહ્યું છે. ( રાજા પ્રશાસનથી પ્રજાઓમાં ધર્મોને અનુવર્તાવતો થકો સત્યયુગને અનુવર્તાવવા સમર્થ થાય છે ) ॥૨૮॥ માનુષ એવા પણ રાજાની આવી કાળચાલન શક્તિ જ્યારે છે તો જગદીશ્વરમાં જનો શા માટે શંકા કરેછે ? આ અર્થમાં શંકાજ લેશ યુક્ત નથી ॥૨૯॥ માટે ત્રિયુગ શબ્દના શ્રવણમાત્રથી નિરૂપાધિક સર્વસ્વામી તે ભગવાનના પ્રાદુર્ભાવમાં કળિકૃત શંકાને કરવાને તમો યોગ્ય નથી ॥૩૦॥ એરીતે ત્રિયુગશબ્દનો અર્થ બાહ્ય આભ્યંતર યુગભેદથી કે છ ઐશ્વર્યસંપત્તિના નિમિત્તથી કે સત્યયુગવર્જીત ત્રેતાદિત્રિયુગપ્રાદુર્ભાવ નિમિત્તથી મુમુક્ષુ જને જાણવો પણ કળિમાં હરિ નથી અવતરતા એમ નાસ્તિકવત્ ન સમજવું ॥૩૧॥

ભગવાનનું કળિમાં પ્રત્યક્ષ વિદ્યમાનપણુ છે, માટેજ પ્રહ્લાદજીએ

हि प्रह्लादस्त्रियुगत्वं हरेर्वदन् । कलौ छन्न इति प्राह न तु नास्तीति सोऽवदत् ॥३२॥ इत्थं नृतिर्यगृषिदेवझषावतारैर्लोकान्विभावयसि हंसि जगत्प्रतीपान् । धर्मं महापुरुष ! पासि युगानुवृत्तं छन्नः कलौ यदभवस्त्रियुगोऽथ स त्वम् ॥३३॥ अस्मिन् प्रह्लादवचने छन्नत्वं यद्धरेः कलौ । उक्तं तस्यार्थमपि ते कथयामि स्फुटं द्विज ! ॥३४॥ आविष्कृत्यापि परमं निजैश्वर्यं क्षणान्तरे । नृनाट्येन छादयति तदिति छन्नता हरेः ॥३५॥ यथा कृष्णावतारेऽसौ देवकीवसुदेवयोः । आदौ स्वस्मिन्नीशभावं नृनाट्येन ह्यजूगुपत् ॥३६॥ यशो-

હરિનું ત્રિયુગપણું કહેતાં કળિમાં છન્ન ( છાંના ) રહેછે એમજ કહ્યું પણ ભગવાન વિદ્યમાન નથી એમ કહ્યું નહિ ॥૩૨॥ આ તે પ્રહ્લાદજીનું વચન-હે મહાપુરૂષ નૃસિંહ ભગવન્! એરીતે ત્રિયુગ-ષડૈશ્વર્યસંપન્ન અજન્મા પણ જે તમે સુર-નર-ઋષી-પશુ-મીન આદિક તે તે સંસ્થાન ( અવયવોની ગોઠવણી )ને સજાતીય સંસ્થાનવાળા તેજ દિવ્ય રૂપથી વામન-રામચંદ્ર-પરશુરામ-યજ્ઞવરાહ-અદ્દ્ભુત મત્સ્ય આદિક અવતારોથી આ પૃથ્વી ઉપર પ્રાદુર્ભવીને જગત્પ્રતિકૂળ અસુરોનો સંહાર કરી લોકોનું સંરક્ષણ કરો છો. અને યુગાનુરૂપ ધર્મનું રક્ષણ કરોછો. પરં કળિમાં પ્રાદુર્ભાવ પામીને પણ છન્ન-પોતાના માયારૂપ પડદાથી છન્ન ( છાંનુ ) દિવ્ય રૂપ હોઇને સર્વને પ્રકાશતા નથી ॥૩૩॥ હે દ્વિજ ! આ પ્રહ્લાદવચનમાં જે છન્નશબ્દ છે તેના અર્થનું વિવેચન પણ હમણાં હું કરૂં છું તેને તમે સાંભળો ॥૩૪॥ પોતાનું અસાધારણ ઐશ્વર્ય પ્રકટ કરીને પણ ક્ષણમાં માનુષનાટ્યથી તેને છુપાવી દેછે, તેથી આવા રૂપની હરિની છન્નતા સમજવી ॥૩૫॥ જેમ કૃષ્ણાવતારમાં આ ભગવાને દેવકી વસુદેવને પ્રથમ પોતાનો અસાધારણ ચતુર્ભુજાદિ પરમેશ્વરભાવ પ્રાદુર્ભવસમયેજ પ્રદર્શાવીને ક્ષણમાં તેને નરબાળભાવના અનુકરણથી ગુપ્ત કરી દીધો. એટલે સાક્ષાત્કરેલું પણ અદ્દ્ભુત ઐશ્વર્ય ભુલી જઇને 'તે આ મારા બાળ છે' એવીજ ભાવના જેરીતે થાય એમ માયારૂપ પડદાથી પોતાનું દિવ્ય રૂપ સંતાડી દીધું ॥૩૬॥ તથા યશોદા માતાને મૃત્તિકાભક્ષણ લીલાપ્રસંગે પોતાના સ્વલ્પ મુખમાં

दायै विश्वरूपं दर्शयित्वा क्षणान्तरे । पुत्रभावं नृनाट्येन पुनर्दृढमकारयत् ॥३७॥ नन्दादिभ्योऽथ गोपेभ्यो वैकुण्ठं धाम चात्मनः । दर्शयित्वा नृनाट्येन छादयामास तत्पुनः ॥३८॥ देवैरवध्यान् हत्वापि दैत्यान्ब्रह्मादिदेवताः । कुर्वाणाः स्वस्तुतिमपि नृनाट्येन ह्यमूमुहत् ॥३९॥ अक्रूरायाद्भुतं स्वीयमैश्वर्यं यमुनाह्रदे । दर्शयित्वा पुनस्तच्च चच्छाद नरलीलया ॥४०॥ इत्थं सहस्रशो वारान् भगवान्नरलीलया । प्रदर्शितस्वैश्वर्योऽपि छन्न एवाभवद्भुवि ॥४१॥ अत एव कुरुक्षेत्रयात्रायां च महर्षिभिः । उक्तं हि तत्स्वरूपज्ञैरेतच्छ्लोकद्वयं शृणु ॥४२॥ नमस्तस्मै भगवते कृष्णायाकुण्ठमेधसे । स्वयोगमायया छन्नमहिम्ने परमात्मने ॥४३॥ न यं विदन्त्यमी भूपा एका-

વિશ્વરૂપ પ્રદર્શાવીને ક્ષણાંતરમાં ફરી નરનાટ્યથી તેને ઉપસંહારીને પુત્રભાવજ સ્થિર કરી દીધો ॥૩૭॥ વળી એ શ્રીકૃષ્ણ ભગવાને નંદાદિ ગોપોને પોતાનું વૈકુંઠ ધામ બતાવીને ક્ષણમાં તે ઐશ્વર્ય આચ્છાદન કરી દીધું ॥૩૮॥ દેવોએ અવધ્ય એવા પણ દૈત્યોને નાશ કરીને રહેલા ભગવાન્ શ્રીકૃષ્ણે પોતાનું દિવ્ય ઐશ્વર્ય દેખીને સ્તુતિ કરતા બ્રહ્માદિ દેવોને પણ નૃનાટ્યથી મોહિત કરી દીધા (આ કથા હરિવંશમાં છે) ॥૩૯॥ તથા યમુનાજીના ધરામાં અક્રૂરજીને અસાધારણ અદ્‌ભુત ઐશ્વર્ય દર્શાવીને પણ ફરી ક્ષણમાં નરલીલાવડે તે ઢાંકી દીધું ॥૪૦॥ આ રીતે ભગવાન્ શ્રીકૃષ્ણ તે તે જનોને હજારોવાર પોતાનું ઐશ્વર્ય પ્રદર્શાવીને પણ ફરી ક્ષણમાં નરાનુકરણથી ભૂમિમાં છન્નસ્વરૂપજ થઈ રહેતા ॥૪૧॥ માટેજ કુરૂક્ષેત્ર યાત્રામાં તેમના સ્વરૂપને જાણનારા મહર્ષિઓએ ઉદાહરેલા આ બે શ્લોકો કહું છું તેને સાંભળો—કોઈપણ સ્થળમાં નથી કુંઠિત થતી મતિ જેમની અને પોતાની યોગમાયાએ કરીને છાનો રાખ્યો છે મહિમા–ઐશ્વર્ય જેમણે એવા પરમાત્મા ભગવાન્ તે શ્રીકૃષ્ણને નમસ્કાર છે ॥ આ રાજાઓ અને એકજ સ્થાનમાં આરામ જેમનો છે એવા યાદવો માયાજવનિકાથી ગુપ્ત રહેલા સર્વકારણ સર્વનિયંતા પરમાત્મા જે શ્રીકૃષ્ણને જાણતાજ નથી. આ બે શ્લોકમાં 'स्वयोगमायया छन्नमहिम्ने' 'मायायवनिकाच्छन्नं' આ બે પદ શ્રવણ થાય છે.

रामाद्य वृष्णयः। मायायवनिकाच्छन्नमात्मानं कालमीश्वरम् ॥४४॥ छन्नत्वमपि यत्तस्य स्वेच्छयैव जगत्प्रभोः। भयात्तु कलेर्नैवेति जानीहि निश्चितम् ॥४५॥ तत्रापि कारणं चास्ति व्यामोहः कपटात्मनाम्। धर्मद्रुहां हि दैत्यानां कलौ बलमुपेयुषाम् ॥४६॥ असुराः प्रायशो भूमौ नराद्याकृतिभिः कलौ। छन्नस्वाकृतयो लोकव्यामोहाय चरन्ति हि ॥४७॥ तादृशानामपि हरिर्व्यामोहाय नराकृतिः। छन्नो भवत्यत्र कलौ स्वयं मोहकमोहनः ॥४८॥ प्रोक्ता वायुपुराणे च कलौ कृष्णस्य छन्नता। प्रविष्टो मानुषीं योनिं प्रच्छन्नश्चरते महीम् ॥४९॥ विहारार्थं मनुष्येषु सान्दीपनिपुरःसरः।

માટે ભગવાન ઐશ્વર્યને પ્રકટ કરીને પછી તેને ક્ષણમા આચ્છાદન કરી દે છે એટલેજ અર્થ જણાય છે પણ કળિમાં પ્રાદુર્ભવતા નથી એમ નથી ॥૪૨-૪૪॥ હે બ્રહ્મન્! જગત્પ્રભુ હરિનુ જે છન્નપણું છે તેપણ કળિના ભયથી નહિજ, કિંતુ સ્વેચ્છાથીજ છે એમ નિશ્ચયથી જાણો ॥૪૫॥

છન્નપણામાં આ પણ નિમિત્ત છે-શું? તો જે ધર્મદ્રોહી, કાપટ્યૈકપરાયણ અને કળિમાં પ્રાબલ્યને પામેલા દૈત્યો છે તેમને વિમોહ પમાડવો ॥૪૬॥ (તે કહેછે-) કળિમા અસુરો બહુધા નરાદિ આકૃતિથી પોતાનુ આસુર સ્વરૂપ છુપાવીને લોકોના ઉપદ્રવાર્થે ભૂમિમાં ભટકે છે ત્યારે ભગવાન તો મોહકમોહન-સકળ જનોને મોહ ઉપજાવનારા અસુરસમાજને મહામોહ ઉત્પન્ન કરાવનારા હોઇને તેવાઓને વિમોહિત કરવા આ કળિમા નરાકૃતિ ધારીને પોતાનુ ઐશ્વર્ય છાનુ રાખીને અહીં વિચરેછે ॥૪૭-૪૮॥ માટેજ વાયુપુરાણમા કલિયુગમા કૃષ્ણની છન્નતા કહી છે-'प्रविष्टो मानुषीं योनिं प्रच्छन्नश्चरते महीम्। विहारार्थं मनुष्येषु सान्दीपनिपुर सर। दैत्यान् मानुषदेहस्थान् हन्ति' અર્થ-માનુષી યોનિમા પ્રવિષ્ટ થએલા ભગવાન્ ઐશ્વર્યને પ્રચ્છાદન કરીને પૃથ્વીમાં વિચરેછે વિહારવાસ્તે મનુષ્યોમા પોતાનો આવિર્ભાવ પ્રકટ કરીને, સાન્દીપતિ નામના ગુરુથકી પ્રાપ્ત થએલી સકળ શસ્ત્ર અસ્ત્રના પ્રયોગની કળાના પારગત થઇને, નરાકાર ધારી રહેલા દૈત્યોને સંહાર કરવા વિચરેછે હે દ્વિજસત્તમ! એમ વાયુ-

दैत्यान्मानुषदेहस्थान् हन्तीति द्विजसत्तम ! ॥५०॥ तत्रापि छादितस्वाङ्गा दैत्यास्त्वासुरसम्पदाम् । सङ्गोपने ह्यशक्यत्वात्प्रकटाः सन्ति सर्वदा ॥५१॥ भगवांस्तु स्वतन्त्रोऽस्ति ततस्तैरसुरैर्भुवि । ज्ञातुं न शक्यते क्वापि चरित्रैरप्यमानुषैः ॥५२॥ अखिलानि चरित्राणि सन्ति दिव्यानि वै प्रभोः । असुरा एव मुह्यन्ति तत्र भक्ता न तु कचित् ॥५३॥ अतो ब्रह्मपुराणेऽस्य दैत्यमोहकतोच्यते । निर्दोषत्वं स्वतश्चेति तद्वाक्यं कथयामि ते ॥५४॥ अज्ञत्वं पारवश्यत्वं विधिभेदादिकं तथा । तथा प्राकृतदेहत्वं देहत्यागादिकं तथा ॥५५॥ असुराणां विमोहाय दोषा विष्णौ न हि कचित् । ब्रह्माण्डाख्यपुराणेऽपि दैत्यमोहकतोच्यते ॥५६॥ अमोहनत्वं भक्तानां

પુરાણમાં કહ્યું છે ॥૪૯–૫૦॥ દૈત્યો તો નરાકૃતિથી પોતાનું રૂપ પ્રચ્છાદન કરીને પ્રાદુર્ભવ્યાછે પણ સહજ આસુર ભાવને તમોવશતાને લીધે છુપાવી દેવા સમર્થ થતા નથી. આસુર સ્વભાવ પ્રકટ થઇજ જાય છે ॥૫૧॥ ભગવાન તો સર્વશક્ત સત્યસંકલ્પ હોઇને પોતાની માયા પોતે વશ કરેલી હોવાથી તે દૈવી માયાએ કરીને બીજાઓને મોહ પમાડતા થકા અસાધારણ ઐશ્વર્યને પ્રકટ કરેછે તથાપિ અન્ય તે અસુરો ભૂમિમાં 'આ ભગવાન છે' એમ તત્ત્વથી ક્યારેય જાણી શકતા નથી ॥૫૨॥ જે વિભુ પ્રભુનાં સમસ્ત ચરિત્રો દિવ્ય છે તેને અસુરજનો તત્ત્વથી જાણતા નથી કિંતુ વિમોહ પામી જાય છે. તેમાં ભક્તો તો ભગવાનની કૃપાના પાત્રભૂત હોઇને ક્યારેય પણ મોહ પામતા નથી, કિંતુ તત્ત્વથી જાણીને તેમને ભજે છે ॥૫૩॥ માટે આ ભગવાનની દૈત્યવિમોહકતા અને સ્વતઃ નિત્યનિર્દોષતા બ્રહ્મપુરાણમાં નિરૂપણ કરી છે. તે આ વચન તમને ઉદાહરૂછું–સાધુરક્ષણાર્થે સ્વેચ્છાથી પ્રાદુર્ભવેલા ભગવાન્ પોતાને અજ્ઞાની જેવા, પરવેશ જેવા, વિધિનિષેદવશવર્તી જેવા, પ્રાકૃતદેહયુક્ત જેવા અને ત્યક્તદેહવાળા જેવા પ્રકાશેછે. તે આ સર્વે અસુર જનોના વિમોહવાસ્તેજ છે, પણ તેમને પ્રાકૃતપુરૂષની પેઠે દોષલેશ પણ ક્યારેય પણ નથી. તથા બ્રહ્માંડપુરાણમાં પણ 'अमोहाय गुणा विष्णोः' ઈત્યાદિ સંદર્ભથી ભગવાનનું દૈત્યોને

निर्दोषत्वेन चेक्षणम् । नारायणस्य चरिते त्विति विद्धि द्विजोत्तम ! ॥५७॥ अत एव हि कंसाद्या जरासन्धादयोऽसुराः । भुवि दृसन्नृपाकारा न विदुश्चावजानते ॥५८॥ अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् । परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥५९॥ मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः । राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥६०॥ न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः । माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥६१॥ आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि । मामप्राप्यैव कौन्तेय ! ततो

મોહ પમાડવાપણું કહ્યું છે ॥૫૪–૫૬॥ હે દ્વિજોત્તમ ! માટે અવતરેલા હરિ નારાયણના ચરિત્રમાં પૂર્વોક્ત પ્રકારે દૈત્ય વિમોહકતા છે, તોપણ ભક્તોને તો અવિમોહકતા અને નિત્ય નિર્દોષતા છે એમ જાણો ॥૫૭॥ માટેજ ભૂમિમાં કંસાદિ અને જરાસંધાદિ ઉદ્ધત દૈત્યાંશો ભગવાનનું દિવ્ય ઐશ્વર્ય સાક્ષાત્ અનુભવ કરવા છતાં પણ તેમને તત્ત્વથી 'આ સાક્ષાત્ ભગવાન્ છે' એમ જાણતા નથી, કિંતુ ઉલટા અવજ્ઞા કરે છે ॥૫૮॥ આ અર્થ ભગવાને ગીતામાં કહ્યો છે–મૂઢ–આસુરી પ્રકૃતિથી વિમોહિત ચિત્તવાળા જનો જગદુપકારાર્થે મનુષ્યસદૃશ તનુને આશરેલો અને સર્વ ભૂતોના મહેશ્વરપણારૂપ પરંભાવને તે તે સમયે પ્રકાશ કરતા પણ મને તત્ત્વથી નહિ જાણીને અવજ્ઞા કરેછે. તે આ રાક્ષસી આસુરી મોહપ્રધાન પ્રકૃતિને આશરેલા હોવાથી નિષ્ફળ જ્ઞાનવાળા નિષ્ફળ આશાવાળા અને નિષ્ફળ કર્મવાળા થાય છે, એટલે જે જાણેછે જે ઇચ્છેછે અને જે યત્ન કરેછે તે સર્વે વિફળ થાય છે, કેમકે વિપરીત ભાવને લીધે વિમોહિત થએલા છે, માટેજ વિચેતસ–વિનષ્ટચિત્ત થાયછે, અર્થાત્ ચિત્તના કાર્યનું વિપરીતપણું થાય છે માટે સચિત્ત છે પણ વિચિત્તજ જાણવા. જેઓ મૂઢ છે, જેઓ નરાધમ છે, જેઓ માયાથી હરાઈ ગયું છે જ્ઞાન જેમનું એવા છે અને જેઓ આસુર ભાવને આશરેલા છે તે આ ચાર જણાઓ ઉત્તરોત્તર અધિક દુષ્કૃતવાળા હોવાથી મારા શરણને પામતા નથી. હે કૌંતેય ! આસુરી યોનિને પામેલા તે આ જનો જન્મોજન્મ મોહાધિક્ય

यान्त्यधमां गतिम् ॥६२॥ इत्यादि बहुधा प्राह गीतायामर्जुनं हरिः। अतोऽसुरमते नास्ति हरिर्भुव्यस्ति सन्मते ॥६३॥ इति त्रियुगश-व्दार्थो मया ते समुदीरितः। अन्यश्च संशयः कश्चित्तर्हि मां पृच्छ सन्मते ! ॥६४॥ सुनत उवाच—मुक्तानन्देनोक्तमेतत्तु वाक्यं श्रुत्वा जह्रे रामचन्द्रस्तु शान्तः। शोभारामः शास्त्रवेत्ता ततस्तं पप्रच्छेत्थं संशयं भूमिपाल ! ॥६५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्रियुगशब्दार्थनिर्णये आसुरजीवानां भगवदवतारानभिज्ञत्वनिरूपण-नामा षट्त्रिंशोऽध्यायः ॥३६॥

शोभाराम उवाच—मुनिराज ! त्वया सम्यक्कथितं तेन नो महान्।

ने पामतां मने नहिज पामीने अधम गतिने पामे छे ॥५९-६२॥ हे द्विज ! ईत्यादि गीतामां श्रीकृष्णे अर्जुनने बहुधा कह्युं छे. तो आ गीता-वचनना तात्पर्यने अवधारण करनारा संतोने मते भगवान् भूमिमां प्रकट विराजमान छेज. असंत असुरोने मते तो नथी ॥६३॥ आ प्रकारे हालमां में त्रियुगशब्दार्थनुं निरुपण रूडीरीते तमारी आगळ कर्युं. जो बीजो कोई संशय होय तो मने पुछो. तमे सन्मति-में कहेला सारना ग्रहणमां समुचित शोभन मतिवाळा छो ॥६४॥ हे भूमिपाळ ! मुक्तानंद महामुनिए कहेलुं आवुं वचन सांभळीने रामचंद्र तो प्रशांतसंशय थई गया. अनंतर शास्त्रविज्ञानसंपन्न शोभाराम शास्त्रीए पोतानो संशय टाळवा मुनिने एम पुछ्युं ॥६५॥ इति श्रीसत्संगिजीवने...चतुर्थ-प्रकरणे त्रियुगशब्दार्थनिर्णये आसुरजीवानां भगवदवतारान-भिज्ञत्वनिरूपणनामा षट्त्रिंशोऽध्याय: ॥३६॥

## [1]अध्याय ३७ मो.

शोभाराम शास्त्री पुछेछे—हे मुनिराज ! तमे बहु सारुं कह्युं. तमारा वचनथी अमारे त्रियुगशब्दार्थमां जे महान् संशय बहु काळथी

१ आ अध्यायमा त्रियुगशब्दार्थना निर्णयमां भगवानना अवतारोनी असं-ख्यातता अने तेमनां असाधारण लक्षणो सच्छास्त्रवचनोवडे निरुपण कर्या छे.

**संशयो बहुकालीनो नष्टस्त्रियुगशब्दजः ॥१॥ अतःपरं त्वामपरं पृच्छाम्यनघ ! संशयम् । प्रष्टव्यः संशयो यस्मात्संशयात्मा विनश्यति ॥२॥ अवतारा भगवतो दशैवेत्यखिला जनाः । वदन्त्यत्रापि विद्वांसो न मूर्खा एव केवलम् ॥३॥ गुरुस्ते सहजानन्दस्वामी यः साम्प्रतं भुवि । अवतारस्त्वया विष्णोः प्रोक्तः किंनामको ह्यसौ ॥४॥ एतावदेव मे पृच्छा भवति प्रभुवल्लभ ! । तदुत्तरं यथावत्त्वं वक्तुमर्हसि साम्प्रतम् ॥५॥ इति पृष्टः शास्त्रविदा हरिभक्तः स उत्स्मयन् । शान्तवादरयं प्रोचे तं पुनः शास्त्रसम्मतम् ॥६॥** मुक्तानन्द उवाच— **अवतारा दशैवेति नियमो नास्ति मानद ! । यतः सर्वनियन्तासौ**

અનુવર્તતો હતો તે હવે નિવૃત્ત થઈ ગયો ॥૧॥ હે અનઘ ! અત.પર અપર કોઈ સંશય છે, તે સશય ટાળવામાટે આપને પુછુંછું. કેમકે 'संशयात्मा विनश्यति' સંશયાક્રાંત ચિત્તવાળાને અનર્થ થાય છે. તે ભગવદ્ગીતામાં કહ્યું છે–'अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति । नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ।' ઇતિ ॥૨॥ ભગવાનના અવતારો દશજ છે એમ લોકમાં બહુ વિદ્વાન્ જનો કહેછે, કેવળ મૂર્ખોજ કહેતા નથી. કેમકે શ્રીમદ્ભાગવતમા અક્રૂરસ્તુતિમાં તેમ જણાય છે ॥૩॥ તમે તો તમારા ગુરૂ સહજાનંદસ્વામી ભૂમિ ઉપર ધર્મસ્થાપન માટે હાલમાં પ્રકટ થએલા ભગવાનજ છે એમ કહો છો. તે દશને મધ્યે વિષ્ણુના કયા અવતાર જાણવા ? ॥૪॥ આટલોજ અમારો પ્રશ્ન છે, તમો તે પ્રભુને પરમ પ્રિય છો. તેથી તમે અવતારનું યથાર્થપણુ તત્ત્વથી જાણો છો. તો તમે આનો યથાસ્થિત ઉત્તર આપવાને હમણાં યોગ્ય છો ॥૫॥ હે રાજન્ ! આ પ્રકારે શોભારામ શાસ્ત્રીએ પુછેલા તે શ્રીહરિના ભક્તોત્તમ મુક્તાનંદમુનિ તેમને પ્રશાંતવાદવેગવાળા અને જીજ્ઞાસુ જાણીને કિંચિત્ હસતા થકા તેમના પ્રતિ શાસ્ત્રસંમત વચન ફરીથી બોલ્યા ॥૬॥

મુક્તાનંદમુનિ કહેછે—હે માનદ ! ભગવાનના અવતારો દશજ છે એવો નિયમ છેજ નહિ, કેમકે સર્વનિયંતા સર્વસ્વામી ભગવાન્ સ્વતંત્ર છે. (સ્વેચ્છાથી અવતરતાને રોકનાર કોણ છે ? કે જેથી સંખ્યાનિયમ

स्वतन्त्रोऽस्ति जगत्प्रभुः ॥७॥ बहुवाक्यविरोधोऽस्ति दशेति वदतां मते । कस्मिंश्चिदपि सद्ग्रन्थे सङ्ख्या नास्त्यजजन्मनाम् ॥८॥ अवताराः कति हरेरिति जन्मेजयो नृप । पप्रच्छ हरिवंशे तं वैशपायन ऊचिवान् ॥९॥ आहुर्वेदविदो विप्रा यं यज्ञे शाश्वतं विभुम् । तस्य विष्णोः सुरेशस्य श्रीवत्साङ्कस्य धीमतः ॥१०॥ प्रादुर्भावसहस्राणि अतीतानि न संशयः । भूयश्चैव भविष्यन्तीत्येवमाह प्रजापतिः ॥११॥ हितार्थं सुरमर्त्यानां लोकानां प्रभवाय च । बहुशः सर्वभूतात्मा प्रादुर्भवति कार्यतः ॥१२॥ यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ! । धर्मसंस्थापनार्थाय तदा सम्भवति प्रभुः ॥१३॥ श्रीमद्भागवते पूर्वं कतिचित्तु समीरिताः । तत प्रोक्ता अस-

હોઇ શકે એમની ઈચ્છાપણ ધર્મસ્થાપનદ્વારા જગતના ક્ષેમ માટે છે) ॥૭॥ ભગવાનના દશજ અવતારો છે એમ કહેનારાઓના મતમા બહુ આર્ષ વચનોનો વિરોધ દુષ્પરિહર છે (તેનુ હમણાજ નિરૂપણ કરૂ છુ) ભગવદવતારની સખ્યાનો નિયમ કોઈપણ સચ્છાસ્ત્રમા દેખાતો નથી, કેમકે તે અજ-અજન્મા છે તથાપિ સ્વેચ્છાથી અવતરેછે 'अजायमानो बहुधा विजायते' એવી શ્રુતિ છે ॥૮॥ હરિવશમા જન્મેજય-વૈશપાયનનો સવાદ છે તેમા 'હરિના અવતારો કેટલા?' એમ જન્મેજય રાજાએ પુછેલા વૈશપાયનમુનિએ એમ કહ્યુ છે કે-(એજ હરિવશના ચાર શ્લોકોને કહેછે) વેદવેદી વિપ્રોએ શાશ્વતપણે વિભુ-સર્વાન્તર્યામિપણે અને સર્વ યજ્ઞસમારાધ્યપણે પ્રતિપાદન કરેલા, સર્વ સુરોના ઈશ્વર, શ્રીવત્સના ચિહ્ન વાળા ધીમાન્-સતોના રક્ષણમાટે સકલ્પ કરી રહેલા વિષ્ણુ ભગવાનના અવતારો હજારોહજાર થઈ ગયા છે અને ફરી પણ હજારોહજાર થશે, એમા સશય નથી એમ પૂર્વે પ્રજાપતિએ કહ્યુ હતુ સર્વ ભૂતોના અત રાત્મા તે ભગવાન્ સુર નરોના હિતાર્થે અને લોકોના પ્રકર્ષથી ભવન-અભ્યુદય નિ શ્રેયસને સિદ્ધ કરનારા ધર્મમાર્ગમા સ્થિતિ માટે દુષ્ટનિગ્રહરૂપ કાર્યને નિમિત્ત કરીને બહુવાર પ્રાદુર્ભવે છે હે જન્મેજય! તે આ અકર્મ વશ્ય ભગવાન્ જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ત્યારે ધર્મના

ह्याता आविर्भावा हरेः किल ॥१४॥ अवतारा ह्यसङ्ख्याता हरेः सत्त्वनिधेर्द्विजाः ! । यथाऽविदासिनः कुल्याः सरसः स्युः सहस्रशः ॥१५॥ इत्युक्तं प्रथमे स्कन्धे द्वितीये ब्रह्मणापि च । उक्त्वाऽवतारान् बहुशस्ततः प्रोक्तमिदं वचः ॥१६॥ नान्तं विदाम्यहममी मुनयोऽग्रजास्ते मायाबलस्य पुरुषस्य कुतोऽपरे ये । गायन् गुणान् दशशताननं आदिदेवः शेषोऽद्युनापि समवस्यति नास्य पारम् ॥१७॥ दशमे स्तुवता कृष्णमुक्तं वै ब्रह्मणा पुनः । हेतुमुक्त्वाऽव-

સંસ્થાપન માટે પ્રાદુર્ભાવને પામે છે ॥૯–૧૩॥ શ્રીમદ્‌ભાગવતમાં પણ પ્રથમ તો કેટલાક અવતારો 'પહેલો–બીજો' ઇત્યાદિ કહેવાપૂર્વક નિર્દેશ કરીને અને નિરૂપણ કરીને, પછીથી હરિના અવતારો અસંખ્યાત છે એમ કહ્યુ છે ॥૧૪॥ તે આ તેમાં રહેલું સૂતવચન–હે મુનિઓ ! ક્યારેય પણ ન ખુટી જાય એવા મહા જળાશય થકી કુલ્યા–નાની નાની નહેરો જેમ હજારોહજાર નીકળે છે તેમ હરિના અવતારો અસંખ્યાત થાય છે, કેમકે આ ભગવાન્ સત્ત્વનિધિ–ગુણમય આ પ્રપંચમાં સત્ત્વના પ્રવર્તક છે. (પ્રવર્તકપણાને લીધે આ નિધિ કહ્યા છે) ॥૧૫॥ એમ પ્રથમ સ્કંધમાં કહ્યું છે. તેજ શ્રીમદ્‌ભાગવતના દ્વિતીય સ્કંધમાં પણ બ્રહ્માએ પોતાના સુત નારદજીપ્રત્યે બહુ અવતારો ઉપવર્ણવીને અંતે એવું વચન કહ્યું કે–હે ભગવન્ ! માયાબળ–માયાશબ્દથી કહેલું જ્ઞાન એજ એક બળ જેમને છે, અર્થાત્ સત્યસંકલ્પ એવા અને પુરુષ–તેતે પુરુષને સજાતીય રૂપથી પ્રાદુર્ભવતા આપના અવતારોનો અંત (આટલાજ અવતારો છે એવો અવતારનો પરિચ્છેદ) હું કે જે આપના અનુગ્રહબળથી સર્ગનું સામર્થ્ય પામ્યો છું તેવો પણ હું નથી જાણતો. અને જે આ તમારા અગ્રજ–સર્ગના આદિભાગમાં થએલા સનકાદિક મુનિઓ છે તેપણ નથીજ જાણતા. તો બીજા પાછળના જે છે તે ન જાણે એમાં કહેવુંજ શું ? કિં બહુના અનંત અવતારી આપના તે તે અવતારના અસાધારણ ગુણવિશેષોને અહર્નિશ ગાયન કરતા સહસ્રમુખ આદિદેવ શેષપણ આટલા કાળપર્યંત પણ તે ગુણોના પારને પામ્યાજ નથી ॥૧૬–૧૭॥ હે દ્વિજ ! ફરી પણ શ્રીમદ્‌ભા-

ताराणां तस्यासन्निग्रहादिकम् ॥१८॥ को वेत्ति भूमन्! भगवन्! परात्मन्! योगेश्वरोतीर्भवतस्त्रिलोक्याम्। काहो कथं वा कति वा कदेति विस्तारयन् क्रीडसि योगमायाम् ॥१९॥ स्वयं कृष्णेन चाप्युक्तं मुचुकुन्दं नृपं प्रति। आनन्त्यं स्वावताराणां तच्छ्लोकत्रयमुच्यते ॥२०॥ जन्मकर्माभिधानानि सन्ति मेऽङ्ग! सहस्रशः। न शक्यन्तेऽनुसङ्ख्यातुमनन्तत्वान्मयापि हि ॥२१॥ क्वचिद्रजांसि विममे पार्थिवान्युरुजन्मभिः। गुणकर्माभिधानानि न मे जन्मानि

ગવતના દશમસ્કંધમાં કૃષ્ણની વત્સાહરણમાં સ્તુતિ કરતાં બ્રહ્માએ ભગવદવતાર ધારણમાં અસન્નિગ્રહાદિકનું હેતુપણું કહીને પછી એમ કહ્યું કે- હે ભગવન્-જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય અને તેજના નિધિ અને હેય ગુણના વિરોધિ, હે પરાત્મન્-સર્વના પણ અંતરાત્મા હોવાથી પરમાત્મા, હે યોગેશ્વર-અણિમાદિ સકળ યોગના ઈશ્વર, હે ભૂમન્! નિરતિશય બૃહત્પણારૂપ (સ્વરૂપ સ્વભાવથી મોટાપણું) યોગે સંપન્ન એવા તમે યોગમાયા-સંકલ્પમાત્રથી યથાસંકલ્પ પોતાના સ્વભાવને નહિજ ત્યાગ કરીને (સાથેજ લઈને) તે તે સુર નરાદિને સજાતીય આકૃતિયોગને કરનારી સર્વને વિમોહ કરનારી પોતાની અસાધારણ વિચિત્ર શક્તિને દ્યુલોક ભૂલોકમાં વિસ્તારતા થકા તેમની તેમની સાથે ક્રીડા કરો છો ક્રીડા કરતા તે તમારા આશ્ચર્યરૂપ દિવ્ય વિવિધ લીલાવ્યાપારો કયા સ્થાનમાં થઈ ગયા અને કયા સ્થાનમાં થશે તથા કયા પ્રકારે થયા અને કયે પ્રકારે થશે તથા કયા કાળમાં થયા અને કયા કાળમાં થશે, એમ ત્રિલોકીમાં તેને કોણ પુરૂષ જાણેછે? કોઈ પણ નથીજ જાણતો ॥૧૮-૧૯॥ હે દ્વિજ! તથા ભગવાન્ શ્રીકૃષ્ણે પોતેજ પોતાના અવતારોનું અનંતપણું મુચુકુંદ નૃપના પ્રતિ કહ્યું છે તે શ્રીમદ્ભાગવતના દશમસ્કંધમાં રહેલા ત્રણ શ્લોકો પ્રમાણમાટે હવે કહુંછું-હે રાજન્! અજન્મા છતા લોકાનુગ્રહાર્થે અવતરેલો હું તે મારાં જન્મ કર્મ અને નામો હજારોહજાર છે. અનંત હોવાથી તે મારાથી પણ ગણના કરી શકાતી નથી કદાચિત્ કોઈ પૃથ્વીસંબન્ધી રજ કણોને કોટિજન્મે કરીને ગણીપણ શકે પણ મારા જન્મ ગુણ કર્મ નામોને

कर्हिचित् ॥२२॥ कालत्रयोपपन्नानि जन्मकर्माणि मेऽनघ ! । अनुक्रमन्तो नैवान्तं गच्छन्ति परमर्षयः ॥२३॥ गीतायामपि स प्राह भगवानर्जुनं प्रति । बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन! ॥२४॥ न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः । न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥२५॥ इत्यादिभिर्हि वचनैः प्रबलैः शतशोऽनघ ! । सङ्ख्या ह्यवताराणां साक्रोशं हि निषिध्यते ॥२६॥ दशसङ्ख्याभ्रमं त्यक्त्वा ततः स्वस्थेन चेतसा । कृतावतारो भगवान् श्रयणीयो मुमुक्षुणा ॥२७॥ हरिं विना च प्रत्यक्षमनेकभवसम्भवः ।

ગણવા માટે ક્યારેય નજ સમર્થ થાય ॥ હે અનઘ! મારા ભૂતકાળના ભવિષ્યકાળનાં અને વર્તમાનકાળના દિવ્ય જન્મ કર્મોને અનુક્રમે ગણવામાટે નારદાદિ પરમર્ષિઓ પણ તેનો પાર પામવા સમર્થ નથી ॥૨૦-૨૩॥ હે દ્વિજ ! ગીતામા પણ ભગવાન્ શ્રીકૃષ્ણે અર્જુનના પ્રત્યે કહ્યું છે કે-હે અર્જુન ! અજન્મા એવો પણ હું તે મારાં ધર્મરક્ષણમાટે વિજયમાન ( અવતાર આખ્યાથી વિખ્યાત ) એવાં જન્મો બહુ વ્યતીત થઈ ગયા છે. હું હાલમાં યદુકુળમા પ્રાદુર્ભવીને સર્વના લક્ષમાં આવતો ક્યારેય પણ પૂર્વે 'ન નાસમ્-પ્રાદુર્ભવ્યો ન હતો એમ નહિ કિંતુ પ્રાદુર્ભવ્યોજ હતો કર્મવશવર્તી તું પૂર્વે ન જન્મ્યો હતો એમ નહિ કિંતુ જન્મ્યોજ હતો. આ કર્મપરતત્ર રાજાઓ પૂર્વે ન જન્મ્યા હતા એમ નહિ કિંતુ જન્મ્યાજ હતા આપણે સર્વે અત પર ન હોઇશુ એમ નહિ, હોઈશુજ. કર્મવશવર્તી સર્વકોઈ કર્મચક્રમાં ચઢીને ત્રણેય કાળમાં આ જગતમાં પરિવર્તન પામ્યા કરેછે-ર્યા કરે છે ( હું તો એમના પરિભ્રમણ ક્લેશને ટાળવા વારેવારે પ્રાદુર્ભવું છું, એમ પણ કહ્યું ) ॥૨૪-૨૫॥ હે અનઘ દ્વિજ ! 'આહુર્વેદવિદો વિપ્રા' ઈત્યાદિ બહુ પ્રબળવચનો ભગવાનના અવતારોની દશાદિ સંખ્યાને ઉદ્ઘોષીને નિષેધ કરેછે ॥૨૬॥ માટે 'ભગવાનના દશજ અવતારો છે' એવા સંખ્યાનિયમના ભ્રમને ત્યાગ કરીને પ્રશાંત મનથી સ્વેચ્છાથી હમણાં ધૃતાવતાર ભગવાન અવશ્ય મુમુક્ષુએ આશ્રયણીય છે ॥૨૭॥ અપાર અનુકંપાથી પ્રત્યક્ષગોચરતાને પામેલા હરિ વિના અનાદિકાળથી અનુવર્તતો મહા

नैव नश्येन्महामोहः सेवनीयस्ततो हि स ॥२८॥ ब्रह्मज्ञानं न मुक्त्यर्थं प्रत्यक्षं स्याद्विना हरिम्। अत एव सुबोधिन्यां प्रोक्तं श्रीवल्लभेन च ॥२९॥ भक्तानामेव निस्तारः कृतः कृष्णेन संसृते.। अतो निरोधो भक्तानां प्रपञ्चस्येति निश्चयः ॥३०॥ यावद्वहि स्थितो वह्नि प्रकटोऽन्तर्विशेन्नहि। तावदन्तःस्थितोऽप्येष न दारुदहनक्षमः ॥३१॥ एवं सर्वगतो विष्णुः प्रकटश्चेन्न तद्विशेत्। तावन्न

---

મોહ નજ નાશ પામે માટે તે પ્રત્યક્ષ ભગવાન્ અવશ્ય સેવનીય છે ॥૨૮॥ પ્રકટતાને પામેલા પરબ્રહ્મ હરિના પ્રત્યક્ષ વિજ્ઞાન વિના પરોક્ષરૂપ પરબ્રહ્મ જ્ઞાન મુક્તિમાટે સમર્થ થતુજ નથી માટેજ સુબોધિની સજ્ઞાની ભાગવત ટીકામા શ્રીવલ્લભાચાર્યે ત્રણ શ્લોકથી એમ કહ્યુ છે કે-સમસ્ત સુર નર પશ્વાદિકના લોચનગોચરતાને પામેલા ભગવાન્ શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાવિષે અનન્યમનવાળા પરમ ભક્તોનોજ સસાર થકી નિસ્તાર કર્યો છે માટે સમગ્ર પ્રપચના ઉપરામરૂપ મોક્ષ ભક્તોનોજ થાય છે બીજાઓનો નહિ એવો નિશ્ચય કરેલો છે યદ્યપિ પરબ્રહ્મ પરમાત્મા સર્વાંતર્યામી હોઇને સર્વના હૃદયમા સદા સન્નિધિ પામી રહ્યા છે, (વ્યાપી રહ્યા છે) તેવા સન્નિધાનમાત્રથી કોઇને નિ શ્રેયસનો લાભ થતો નથી તેમ તેમના જ્ઞાન માત્રથી થતો નથી, કેમકે તે પરબ્રહ્મ પરમાત્મા પરોક્ષ છે, તેમનુ પ્રત્યક્ષપણુ પણ સુઘટ નથી માટે તેજ સર્વાંતર્યામી આનદમય ભગવાન્ યદુકુળમા પ્રાદુર્ભવીને પ્રત્યક્ષતાને પામીને, પરાનુરાગરૂપ ભક્તિરસને ભક્તોને પોતાના દિવ્ય રૂપનો સશ્લેશ સપાદન કરવાપણે વિસ્તારવાવાસ્તે તેમના હૃદયતળમા પ્રવિષ્ટ રહી સમસ્ત કિલ્બિષને વિનાશીને તેમને પરમ નિશ્રેયસ પમાડેછે આજ અર્થ સદૃષ્ટાત નિરૂપણ કરેછે કાષ્ઠથકી બહાર પ્રકટતાને પામીને રહેલો અગ્નિ જ્યાસુધી સન્નિધિમા રહેલા કાષ્ઠમા ન પ્રવેશ કરે ત્યાસુધી કાષ્ઠની અદર સદા સૂક્ષ્મ રહેલો પણ અગ્નિ તેને બાળવા માટે નજ સમર્થ થાય એજ અગ્નિ બહાર પ્રકટ થઈ કાષ્ઠની અદર પ્રવેશ કરીને તેને બાળી દેછે તેવીજ રીતે આ સર્વગત એવાપણ વિષ્ણુ (સર્વાંતર્યામી પણ) બહાર પ્રકટ તાને પામીને (અવતરીને) નેત્રમાર્ગને ગોચર થઈ જ્યાસુધી તેમના હૃદયની

लीयते सर्वमिति कृष्णसमुद्यम ॥३२॥ इत्युक्तस्तेन शास्त्री स सद्योऽभून्नष्टसंशय । त्रयोऽन्येऽपि च निश्चिक्युर्हरिरत्र भवेदिति ॥३३॥ तदा चिन्मयराचस्तु कलावपि हरिर्भुवि । भवेदिति तु वेत्ति स्म प्रमाणप्रवलत्वत ॥३४॥ किन्तु विष्ण्वतारत्वे तद्गुरो प्राप्तसंशय । अपच्छ तं मुनिवरं बुद्धिमन्तं स बुद्धिमान् ॥३५॥ नारायण स्यावतारा स्यु कलावपि भूतले । इति त्वया यदुक्तं तत्सत्य मन्यामहे मुने ! ॥३६॥ नराकृति स भगवानसाधारणलक्षणै । कैर्विशेयो भुवि चरस्तन्नो ब्रूहि महामते ! ॥३७॥ न धृत पर्वतो

આભ્યતર ન અનુપ્રવેશ કરે ત્યાસુધી હૃદયમા રહેલુ સકળ કલ્મષ નજ લય પામે માટેજ પરમાત્માએ યદુકુળમા શ્રીકૃષ્ણરૂપે પ્રકટીને ભક્તોના આત્યતિક કલ્યાણાર્થે ઉદ્યમ કર્યો છે ॥૨૯-૩૨॥ હે પ્રતાપસિંહ ! આ પ્રકારે મુક્તાનંદમુનિએ કહેલા તે શાસ્ત્રી શોભારામ તત્ક્ષણજ સશયરહિત થઈ ગયા બીજા હરિશ્ચદ્ર નારૂપત અને રામચદ્ર આ ત્રણ જણાઓએ પણ આ લોકમા કળિયુગમાં પણ ભગવાનનો પ્રાદુર્ભાવ થાયજ એમ નિશ્ચય કર્યો ॥૩૩॥

તે સમયે ચિમનરાવતો બુદ્ધિમાન હોવાથી પ્રબળ પ્રમાણના શ્રવણથી કલિમા પણ હરિનો પ્રાદુર્ભાવ પૃથ્વીઉપર થાય એમ નિશ્ચય કરીને પણ તેમના ગુરૂ શ્રીહરિ વિષ્ણુના અવતાર છે એ વિષયમા સંશય પામતા તે બુદ્ધિમાન્ મુનિવરને પુછવા લાગ્યા ॥૩૪-૩૫॥ હે મુને ! નારાયણના અવતારો કળિમા પણ ભૂતળ ઉપર થાય એમ જે તમે કહ્યુ તેને અમે સત્ય અનુમાનીએ છીએ હે મહામતે ! કિંતુ તમારા ગુરૂ નરાકારથી ભૂમિમા વિચરતા આ નારાયણ ભગવાન અવતર્યા છે એમ કયા અસાધારણ લક્ષણોએ કરીને જાણવા તે અમને યથાર્થપણે તમે કહો જો ગોવર્ધનોદ્ધારણ સજાતીય ગિરિધારણાદિ અમાનુષ ચરિત્ર પ્રકટ કર્યું હોય કે અઘાસુર અથવા સુર કસહનનાદિ સજાતીય અસુરસંહારાદિ અતિમાનુષ ચરિત્ર પ્રકટ કર્યું હોય તો તે આ ઇશ્વર છે' એમ વિનિશ્ચય થાય જેમણે ગિરિનુ ઉદ્ધરણ કર્યું નથી અને અસુરનો સહાર કર્યો નથી તે તમારા ગુરૂ 'પરમેશ્વર છે એમ શી રીતે જાણીએ તે તમે અમને કહો ॥૩૬ ૩૮॥

येन न हताश्चासुरा अपि । तादृशोऽपीश्वरो यः स्यात्स ज्ञेयश्च कथं वद ॥३८॥ मुक्तानन्द उवाच—नराकृतिरपि स्वामी चरित्रैः सोऽतिमानुषैः । तद्भक्तलक्षणैश्चापि ज्ञातुं शक्यो मुमुक्षुभिः ॥३९॥ लक्षणानि हरेस्तस्य धर्मं प्राह पुरावनिः । तानि वोऽहं प्रवक्ष्यामि यान्यसाधारणानि हि ॥४०॥ सत्यं शौचं दया क्षान्तिस्त्यागः सन्तोष आर्जवम् । शमो दमस्तपः साम्यं तितिक्षोपरतिः श्रुतम्

---

આવુ વચન સાભળીને મુક્તાનદમુનિ બોલ્યા–હે ક્ષત્રવીર ! તે અમારા ગુરૂ સ્વામિનારાયણ નરાકૃતિથી દૃશ્યમાન છે પણ મનુષ્યોમાં ન સભવે એવા સહજમા સમાધિ કરાવવી વિગેરે દિવ્ય ચરિત્રોવડે અને તેમના ભક્તોના કળિમા અનન્યસાધ્ય નિષ્કામાદિ લક્ષણોએ કરીને 'તે આ સાક્ષાત્ નારાયણ છે' એમ મુમુક્ષુઓએ જાણી શકાય છે ( સત્ત્વપ્રધાન મુમુક્ષુઓને તે ભગવાન્ શ્રીહરિ સુગમસ્વરૂપ છે, રજસ્તમ પ્રધાન જનોને નથી એવો અભિપ્રાય છે ) ॥૩૯॥ પૂર્વે ગોરૂપે રહેલી પૃથ્વીએ વૃષરૂપે રહેલા ધર્મપ્રજાપતિ પ્રતિ ભૂમિઉપર નરાકૃતિથી પ્રકટ થએલા હરિના જે અસાધારણ લક્ષણો કહ્યા છે તે હુ તમને કહુ છુ ॥૪૦॥ સત્ય–સર્વ ભૂતોનુ હિતકારી યથાર્થ વચન શૌચ–માનસિક વાચિક કાયિક શુદ્ધિ દયા–પરપીડા અસહનપૂર્વક તેના નિવારણની ત્વરા ક્ષાંતિ–પરાપરાધ સહન કરવારૂપ અથવા ક્રોધનિમિત્ત છતાં પણ ચિત્તને નિયમમા રાખવુ ત્યાગ–પૂર્ણકામ હોવાથી માયિક વસ્તુમાત્રમા અનાદર અથવા અર્થિઓ માટે છુટો હાથ રાખવો સંતોષ–પોતાના આનંદથી પરિપૂરણતા અથવા કદાપિ કલેશે રહિતતા આર્જવ–મન વાણી કાયની એક રૂપતા, જેને સરલતા કહે છે. શમ–વિષયો થકી મનનું નિયમન દમ–વિષયો થકી બાહ્ય ઇન્દ્રિયોનુ નિયમન તપ–પ્રકૃતિથીજ કૃચ્છ્રાદિવ્રતાચરણપરતા સામ્ય–રમ્ય અરમ્ય વિષયોમા અનાદર હોવાથી તુલ્યતા તિતિક્ષા–સુખ દુ ખાદિ દ્વદ્વથી અપરાભવતા ઉપરતિ–વૃથા વ્યાપારનો વિરામ શ્રુત–સમસ્ત શાસ્ત્રાર્થનુ યથાર્થ જાણવાપણું જ્ઞાન–જીવાત્મા અને ક્ષરાક્ષરાતીત સ્વસ્વરૂપનુ યથાર્થ જાણવાપણું વિરક્તિ–વિષયોમા નિ સ્પૃહપણું ઐશ્વર્ય–સર્વનું

॥४१॥ ज्ञानं विरक्तिरैश्वर्यं शौर्यं तेजो बलं स्मृतिः । स्वातन्त्र्यं कौशलं कान्तिर्धैर्यं मार्दवमेव च ॥४२॥ प्रागल्भ्यं प्रश्रयः शीलं सह ओजो बलं भगः । गाम्भीर्यं स्थैर्यमास्तिक्यं कीर्तिर्मानोऽनहङ्कृतिः ॥४३॥ ब्रह्मण्यत्वशरण्यत्वाद्योऽन्येऽपि गुणाः प्रभौ । नित्याः सन्तीति जानीत प्रार्थ्या अन्यैरनेकशः ॥४४॥ कृपया यस्य सहसा प्राकृतोऽपि जनो भुवि । जाग्रत्स्वप्नसुषुप्तिभ्यः स्थानं परमवाप्नुयात् ॥४५॥ वशीकर्तुमशक्यं यद्ब्रह्मादिभिरतन्द्रितैः । तन्मनो यो वशे

નિયતાપણુ. શૌર્ય-સ્વભાવનો વિજય તેજ-ક્રોધથી ન પરાભવ થવાપણુ બળ-સર્વની પ્રાણવૃત્તિઓને નિયમમાં કરવાનું સામર્થ્ય સ્મૃતિ-કર્તવ્યાર્થનુ અનુસધાન સ્વાતંત્ર્ય-અન્યની નિરપેક્ષતા અથવા અપરાધીનતા કૌશલ-સર્વ ક્રિયામા નિપુણતા. કાંતિ-સર્વજનોના મન નયનને હરનારૂં સ્વાભાવિક નિરવધિ સૌન્દર્ય ધૈર્ય-વિષમ દેશકાળાદિકમા વ્યાકુળતાએ વિહીનપણુ માર્દવ-પરપણુ સતેપણુ સર્વેએ સુખેથી ઉપસેવ્યપણુ પ્રાગલ્ભ્ય-નવા-નવા તર્ક કરવામા કુશળબુદ્ધિ. પ્રશ્રય-મોટાઓ સમક્ષ વિનય શીલ-સારો સ્વભાવ અથવા સદ્‌વૃત્તિ સહ-મનની પ્રવીણતા ઓજ-જ્ઞાનેન્દ્રિયોની ચતુરતા બળ-કર્મેન્દ્રિયોની પ્રવીણુતા ભગ-જ્ઞાનાદિકનો ઉત્કર્ષ ગાંભીર્ય-અભિપ્રાય ન જાણી શકાય તે સ્થૈર્ય-ચચળતાએ રહિતપણું આસ્તિક્ય-સચ્છાસ્ત્રોમાં કહેલા અર્થોમા વિશ્વાસ કીર્તિ-યશની ખ્યાતિ માન-સમુન્નત ચિત્તપણુ અનહંકૃતિ-ગર્વે રહિતપણુ બ્રહ્મણ્યત્વ-બ્રાહ્મણહિતૈકપરાયણતા. શરણ્યત્વ-શરણાગત સંરક્ષણૈકપરાયણતા. ઇત્યાદિ અને બીજાપણુ અગણિત ગુણો સર્વ બ્રહ્માદિકોએ પ્રાર્થના કરવા યોગ્ય નિત્ય સ્વાભાવિક અમારા ગુરૂ શ્રીસ્વામિનારાયણવિષે વર્તે છે, માટે એમને પુરૂષોત્તમ જાણો ॥૪૧-૪૪॥ વળી જેમની પરમ કૃપાથી પામરપણુ-શાસ્ત્રાર્થજ્ઞાને રહિત અને અષ્ટાંગયોગના અભ્યાસે રહિત એવો પણ જન અકસ્માત જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ આ ત્રણ અવસ્થા થકી અતીત, આત્માના અપરોક્ષરૂપ સ્થિતિને પામી જાય છે ॥૪૫॥ જે મન આળસતાએ રહિત ભવબ્રહ્માદિ દેવોએ પણ મહાપ્રયાસથીપણ વશ કરી શકાતું નથી, કેમકે તે

कुर्यात्स्वाश्रितानां च स प्रभुः ॥४६॥ अष्टाङ्गयोगाभ्यसनं विनापि कृपयैव च । यस्य नृणां भवेत्सद्यः स्वस्वरूपेऽचला स्थितिः ॥४७॥ दर्शनं यस्य मूर्तीनां गोलोकादिषु धामसु । भवेच्च सोऽत्र विज्ञेयो भगवान्मानुषाकृतिः ॥४८॥ यस्य भक्ता जितक्रोधा जितकामाश्च निःस्पृहाः । जितस्वादाश्च निर्लोभा निर्मानाः स्युः स वै हरिः ॥४९॥ एतत्सङ्क्षेपतः प्रोक्तमसाधारणलक्षणम् । समं सर्वावतारेषु मया नारायणस्य हि ॥५०॥ अन्यच्चत्तस्य चरितं तत्तु कार्यवशाद्धनु ।

પ્રકૃતિથીજ ચચળ પ્રમાથિ બળવત્ દૃઢ છે. આવા પણ મનને જે શ્રીહરિ પોતાની સન્નિધિમાત્રથી પોતાના આશ્રિત જનોને વશવર્તિ કરી આપે છે તે પરમેશ્વરજ જાણવા (અમારા સ્વામીના કૃપાપાત્રભૂત જે થાય છે તેઓ તેમના સન્નિધિમહિમાથીજ નિષ્પન્ન ધારણાવાળા થાય છે) ॥૪૬॥ જેના સમાશ્રયમાત્રથી અષ્ટાંગ યોગના અભ્યાસ વિનાજ નરોને પ્રકૃતિ-વિલક્ષણ જ્ઞાનૈકઘન સ્વાત્મસ્વરૂપમાં તેના અપરોક્ષરૂપ સ્થિર સ્થિતિ સત્વર સિદ્ધ થાયછે ॥૪૭॥ જેમની અનુકંપામાત્રથી નિષ્પન્ન સમાધિ-વાળા જેમના આશ્રિતોને ગોલોકાદિ ધામોમા જેમનાજ દિવ્ય મૂર્તિ-વિશેષોનો સાક્ષાત્કાર થાય છે તે અમારા ગુરુ સ્વામિનારાયણ આ માનુષ લોકમાં ધર્મરક્ષણાર્થે પુરૂષાકૃતિથી પ્રકટ થએલા ભગવાનજ છે એમ જાણવા ॥૪૮॥ વળી જેના ભક્તો જીતક્રોધ અને જીતકામ છે–કામ અને ક્રોધ આ બે નિત્ય વૈરી સન્નિધિમાં રહેલા છે. 'काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम्' એમ ગીતામાં કહ્યું છે. આવા દુર્જયપણ તે કામ ક્રોધ જેના આશ્રયબળથી જેમણે જીતી લીધા છે. નિઃસ્પૃહ–દેહ અને દેહાનુબન્ધિમાં અહકાર મમકારે રહિત હોવાથી સ્પૃહાએ રહિત છે જીતસ્વાદ–જે રસમય ભગવાનના આસ્વાદથી બાહ્ય સ્વાદાભાસો જીત્યા છે (આત્મસ્વરૂનો સ્વાદ પણ જેમણે જીત્યો છે) માટેજ જેઓ નિર્લોભ નિર્માન થઇ રહ્યા છે. તે અમારા સ્વામી સાક્ષાત્ હરિજ પ્રાદુર્ભવેલા છે ॥૪૯॥ આ લક્ષણ નારાયણના સર્વે અવતારોમાં સાધારણ મેં સંક્ષેપમાં કહ્યું ॥૫૦॥ 'न हतो दर्वतो येन' ઇત્યાદિ જે કહ્યું

भक्तानां गायनार्थं वा नत्वीशत्वस्य सूचकम् ॥५१॥ गोवर्धनोद्धारणादि चरितं तस्य यत्प्रभोः । इन्द्रादिदर्पनुत्यै तन्न त्वीशत्वस्य सूचकम् ॥५२॥ हिरण्याक्षादयो दैत्याः सकलैरपि पर्वतैः । दधुः समग्रां पृथिवीं तावता ते किमीश्वराः ॥५३॥ तस्माल्लक्षणमीशस्य त्वज्ञानाज्जीवमोक्षणम् । सद्धर्मद्रोहिदैत्यानां वधश्चेत्येव निश्चितम् ॥५४॥ असुरा द्विविधा ज्ञेयास्तत्रैके शस्त्रपाणयः । भीषणाकृतयोऽन्ये तु साधुवेषाश्च दुष्क्रियाः ॥५५॥ वधोऽपि द्विविधस्तेषां

હતું તેનો હવે ઉત્તર આપું છુ-ભગવાનનું બીજું જે તે તે અવતારોમા કાળીયદમનાદિરૂપ ચરિત્ર છે તેતો યમુનાનું જળ નિર્વિષ કરવું વિગેરે કાર્યવશાત્ કરેલું છે. (પ્રાસંગિક પ્રયોજનવશાત્) પણ તદેકાંત (મુખ્ય) સર્વેશ્વરપણાનું સૂચક નથી. વળી કેવળ પોતાના ભક્તોને પોતાના લીલાવ્યાપારોના ગાયનની સુકરતા સારૂ તે છે. સર્વેશ્વરપણાને સૂચવનારૂ તો મુખ્ય લક્ષણ પ્રથમ કહ્યુ એજ છે ॥૫૧॥ જે ગોવર્ધનોદ્ધરણાદિ ચરિત્ર ભગવાને કર્યું છે તે ઇન્દ્રાદિ દેવોનો ગર્વ ઉતારવો એજ એક ફળવાળું છે. તે ભગવાનની દિવ્ય લીલા છે તેને ગાયન કરનારાઓને મગળ કરનારી છે એમાં કોઇને વિવાદ નથી. પરંતુ તેજ પરમેશ્વરપણામાં મુખ્ય જ્ઞાપક નથી કેમકે હિરણ્યાક્ષાદિ દૈત્યો પૂર્વે અનેક પર્વતોએ સહિત આ સમગ્ર પૃથ્વીને બાહુઓવડે ઉપાડીને મસ્તકે ધારીને રસાતળમાં પ્રવેશ કરી ગયા હતા. તેટલામાત્રથી તેઓ શું પરમેશ્વરો છે ? નથી જ ॥૫૨-૫૩॥ માટે અસાધારણ પરમેશ્વરપ્રાદુર્ભાવનું લક્ષણ તો અજ્ઞ જીવોના જનનમરણ ચંક્રભ્રમણ થકી વિમુક્તિ કરવી અને તદેકાંત ધર્મના દ્રોહી દૈત્યોનો વધ કરવો, એટલુંજ નિશ્ચિત કર્યું છે. માટે બીજું ઇશ્વરપણાનું સૂચક લક્ષણ છેજ નહિ ॥૫૪॥ (અસુરવધની રીતિ બે પ્રકારે પ્રદર્શાવતા થકા પ્રથમ અસુરની દ્વિવિધતા કહે છે-) અસુરો બે પ્રકારના જાણવા. તેમાં પ્રથમના સ્વસ્વરૂપનો આવિષ્કાર કરી રહેલા, આકૃતિથીજ ભયંકર અને નિરંતર હાથમાં ધનુષ્યાદિ આયુધો ઉગામી રહ્યા છે. બીજાતો સ્વસ્વરૂપનું આચ્છાદન કરી રહેલા, વીતરાગી વિગેરે સાધુવેષને ધારી રહેલા અને છાની

शस्त्रेणाशस्त्रतस्तथा । शिरच्छेदः शस्त्रवधोऽपरस्तज्जीविकाहृतिः ॥५६॥ देवानां जीविका दैवी सम्पत्प्रोक्ता मनीषिभिः । आसुरी त्वसुराणां ते गीतायां हरिणोदिते ॥५७॥ अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः । दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम्

દુષ્ટ ક્રિયાવાળા છે ॥૫૫॥ તે બન્ને અસુરોનો વધ પણ તરવાર વિગેરે શસ્ત્રથી અને અશસ્ત્રથી (શસ્ત્ર વિના) એમ બે પ્રકારનો છે, તેમાં જેઓ શસ્ત્રહસ્ત છે તેમનો શસ્ત્રથી મસ્તક છેદરૂપ વધ છે અને જે સાધુવેષવાળા હોઇને અંતરમાં સ્ફૂરતા આસુરભાવવાળા છે તેમની જે જીવિકા-દંભાદિ આસુર સંપત્તિ છે તેનું જે આહરણ તે અશસ્ત્રવધ કહ્યો છે ॥૫૬॥ કઇ તે આસુરી સંપત્તિ ? જે અંતરમા સતત સમુદ્‌ભૂત વર્તે છે ? ગીતામાં ભગવાને દૈવ આસુર સંપત્તિનો વિભાગ કર્યો છે. તેમાં જે દૈવી સંપત્ અભયાદિ કહી છે તેજ દૈવોની જીવિકા છે અને જેતો આસુરી સંપત દંભાદિ કહી છે તેતો આસુરી જીવિકા છે. તે બન્નેના અનુવાદથી હવે હું નિરૂપણ કરૂં છુ ॥૫૭॥ 'अभयं सत्त्वसंशुद्धि.' ઇત્યાદિ દૈવી સંપત્ છે-અભય-પ્રતિકૂળ શકાને લીધે બીજા થકી જે દુ:ખની સંભાવના તે ભય કહેવાય; તેણે રહિતપણું તે અભય કહેવાય ( પ્રાણિમાત્રમા પ્રતિકૂળ બુદ્ધિએ રહિતપણું એ અભયમાં મૂળ છે ) અથવા શાસ્ત્રથકી નિવૃત્તિ તે ભય કહેવાય, તેની અનુવૃત્તિ તે અભય કહેવાય **सत्त्वसंशुद्धिः**-અંતઃકરણની સંશુદ્ધિ જે રજ તમ ભાવથી નહિ પરાભવ પામવાપણું. **ज्ञानयोगव्यवस्थितिः**-આત્માવલોકનરૂપ જ્ઞાનયોગમા તદેકોદ્યમતારૂપ વ્યવસ્થિતિ અથવા જ્ઞાન-આત્મા પરમાત્માનું યથાર્થ વેદન અને યોગ-ચિત્તની એકાગ્રતાથી તે બન્નેનું અનુધ્યાન, તે બેમાં વ્યવસ્થિતિ-સતત નિષ્ઠા રાખવી તે. **દાન**-ન્યાયાર્જીત ધનની પરાર્થતા કરવી **દમ**-શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો નિગ્રહ. **યજ્ઞ**-નિષ્કામ દેવપૂજન **સ્વાધ્યાય**-વેદાભ્યાસપરતા. **તપ**-શાસ્ત્રવિહિત ભોગનો પણ સંકોચ કરવો. **આર્જવ**-પરનેવિષે માનસિક વાચિક કાયિક પ્રવૃત્તિઓનું એકરૂપપણું (સરલપણું) **અહિંસા**-પ્રાણિપીડનમાત્રથકી નિવૃત્તિ. **સત્ય**-ભૂતોનો ઉપઘાત ન થાય એ રીતે જેવું દેખ્યુ હોય તેવું

॥५८॥ अहिंसा सत्यमक्रोधस्त्याग शान्तिरपैशुनम् । दया भूते ष्वलोलुत्व मार्दव ह्रीरचापलम् ॥५९॥ तेज क्षमा धृति शौचम द्रोहो नातिमानिता । भवन्ति सम्पद दैवीमभिजातस्य भारत ! । ॥६०॥ दम्भो दर्पोऽभिमानश्च क्रोध पारुष्यमेव च । अज्ञान चाभि जातस्य पार्थ ! सम्पदमासुरीम् ॥६१॥ दैवी सम्पद्विमोक्षाय निब

બોલવુ અક્રોધ-ક્રોધ થવાનુ નિમિત્ત હોવા છતા પણ તેણે રહિતપણુ ત્યાગ-ગૃહક્ષેત્રાદિકમા મમત્વનો પરિત્યાગ શાતિ-વિષયો થકી મનનો ઉપશમ અપૈશુન-પરને અનર્થ થાય એવુ વચન ન ઉચ્ચારવુ તે (ચાડી ચાપણુ ન કરવુ તે ) દયા-પારકુ દુ ખ ન દેખી શકાય તે અલોલુત્વ-વિષયોમા લોલુપતાએ રહિતપણુ માર્દવ-ચિત્તની અકઠિનતા હ્રી-અકાર્ય કરણમા લાજ અચાપળ-ઉત્તમ વિષયોની સન્નિધિમા પણ અચપળ ચિત્તપણુ તેજ-પરથી નહિ પરાભવ પામવાપણુ ક્ષમા-બીજાએ પીડા પમાડવા છતાપણ તેનાપ્રતિ અવિકૃત ચિત્તપણુ ધૃતિ-મહાપત્કાળમા પણ ધૈર્યનો ત્યાગ ન કરવો શૌચ બાહ્ય આભ્યતર એ પ્રકારનુ અદ્રોહ-પરનુ અનિષ્ટ ન ઇચ્છવુ નાતિમાનિતા પૂજ્યમા ગર્વ એ અતિમાનિતા કહે વાય તેણે રહિતપણુ હે ભારત ! આ સર્વે ગુણો દૈવી સપદાને અભિમુખ કરીને જન્મેલાને ઉપજે છે (આ ગુણો તેને અનુગુણ થાય છે) ॥૫૮-૬૦॥ આસુરી સપદાને અભિમુખ કરીને જન્મેલાને તો દભ દર્પ ઇત્યાદિ દોષો ઉપજે છે તેમા દભ-ધાર્મિકપણાના પ્રખ્યાપન માટે ધર્મકર્મમા પ્રવૃત્તિ દર્પ-પરાપમાનનેકરનારો ગર્વ અતિમાન હુ સર્વની અપેક્ષાએ અત્યુત્કૃષ્ટ છુ એવો અધ્યવસાય (અતિમાન પરાભવનુ મુખ છે એવી શતપથ શ્રુતિ છે-'देवाश्च वा असुराश्चोभये प्राजापत्या पस्पृधिरे । ततोऽसुरा अतिमानेनैव कस्मिन्नु वय जुहुयामेति स्वेष्वेवास्येषु जुह्वतश्चेरुस्तेऽतिमानेनैव पराबभूवुस्तस्मान्नातिमन्येत पराभवस्य हैतन्मुख यदतिमान ' ઇતિ) ક્રોધ-પરના પ્રતિ અનર્થ કરે એવી અતરમા અતિદાહરૂપ ચિત્તવિકાર પારુષ્ય-સજ્જનોને ઉદ્વેગ કરે એવુ વાણીનુ કઠિનપણુ અજ્ઞાન-કૃત્યાકૃત્ય વિવેકની વિહીનતા અથવા વસ્તુનુ યથાર્થ જ્ઞાન નહિ તે હે પાર્થ! આ દોષો આસુરી

न्धायासुरी मता। मा शुचः सम्पदं दैवीमभिजातोऽसि पाण्डव! ॥६२॥ द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च। दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ! मे शृणु ॥६३॥ प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः। न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥६४॥ असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्। अपरस्परसम्भूतं किमन्यत्कामहैतुकम् ॥६५॥ एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः। प्रभव-

સંપદાને અભિમુખ કરીને જન્મેલાને ઉદ્ભવેછે ॥૬૧॥ તે બે સંપદામાં દૈવી સંપદા મોક્ષમાટે અને આસુરીતો બંધન માટે માની છે હે પાંડવ! તું શોક કરીશ નહિ. તું દૈવી સંપદાને અભિમુખ કરીને ઉત્પન્ન થએલોછું (દેવીસંપદાને પ્રવર્તનથી વધારવા ઉત્પન્ન થયો છું) ॥૬૨॥ આ લોકમાં બે ભૂતસર્ગ દૈવ આસુર એવા ભેદથી વર્તે છે. હે પાર્થ! દૈવ સર્ગ આટલા નિબંધથી વિસ્તારપૂર્વક કહ્યો. હવે આસુર સર્ગ કહુંછું તેને મારાથકી સાંભળ ॥૬૩॥ જે પ્રવૃત્તિ ધર્મ અભ્યુદય (આ લોકનું ફળ) ના સાધનભૂત છે અને જે નિવૃત્તિધર્મ નિ શ્રેયસના સાધનભૂત છે તેને તે આસુર જનો નથીજ જાણતા (તેથી તેમને નિ શ્રેયસનો લાભ અને અભ્યુદયનો લાભ થતો નથી) તેઓવિષે દ્વિવિધ શૌચ, વર્ણાશ્રમોચિત આચાર અને સત્ય આદિક ગુણો વર્તતા નથી તે આ આસુરો આ જગતને અસત્ય કહેછે– સત્યૈકમૂળક નથી એમ કહેછે (જે સત્યશબ્દવાચ્ય પરબ્રહ્મ છે તેમણે આરંભેલું નથી એમ કહેછે) અને અપ્રતિષ્ઠ–પ્રતિષ્ઠાએ રહિત કહેછે (આ જગતનુ સતને વિષે પ્રતિષ્ઠાપણુ નથી એમ કહેછે, એકેજ આરંભવાપણુ અને એકમાંજ પ્રતિષ્ઠાપણુ નથી એમ કહેછે) અને અનીશ્વર–ઇશ્વરાધિષ્ઠિત પણ નથી એમ કહેછે. આ સર્વે ભૂતમાત્ર કામહેતુક–કામકૃત જે મિથુનસંયોગ તે મૂળ જેમા છે એવું છે. જગતમા સ્ત્રીપુરૂષના પરસ્પર સંબંધ વિના ઉત્પન્ન થએલુ શું બીજું છે? બધુ તેમજ છે, એમ કહે છે ॥૬૪–૬૫॥ આવી દુર્દૃષ્ટિને અવલંબીને પ્રવર્તતા તે અસુરો પ્રણષ્ટ ચિત્તવાળા, મંદમતિવાળા, પોતાનુ પારકુ અહિત કરવાનીજ એક પ્રવૃત્તિવાળા, ક્રૂર કર્મ કરનારા થઇ જગતના નાશ માટેજ ઉત્પન્ન થાય

न्त्युग्रकर्माण क्षयाय जगतोऽहिता ॥६६॥ काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः । मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रता ॥६७॥ चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिता । कामोपभोगपरमा एतावदितिनिश्चया ॥६८॥ आशापाशशतैर्बद्धा कामक्रोधपरायणा । ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसञ्चयान् ॥६९॥ इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् । इदमस्तीदमपि मे भवि

છે ॥૬૬॥ દુષ્પૂર-કલ્પપર્યંતપણ વિષયભોગવડે ન પૂરી શકાય એવી ક્ષુદ્ર વિષયભોગની કામનાને આશરીને મોહ-અજ્ઞાનથી ( વિહિત અવિહિત વિવેકના અભાવને લીધે થએલા અન્યથાજ્ઞાનથી ) અસદ્ગ્રાહ-'આ કર્મથી આ સાધીશ' એમ અનુપાયમા ઉપાયપણાના દુરાગ્રહોને સ્વીકારીને, ( અશાસ્ત્રવિહિત, દુરાસાધ્ય દેવતારાધનરૂપ, પોતાની બુદ્ધિથી ઉત્પ્રેક્ષેલા પશુહનનાદિકને ઉપાયપણે નિશ્ચય કરીને ) માટેજ અશુચિવ્રત-રાજસ તામસ દેવને નિવેદિત કરેલુ મદ્યમાસભક્ષણ અસ્નાન આદિક અપવિત્ર વ્રતવાળા થઇ, દભ માન-ઉત્કૃષ્ટપણાનુ અભિમાન મદ-પરાપમાનપર્યવસાયી તેણે યુક્ત થઇને તેતે પોતપોતાના કામના સાધનમા પ્રવર્તેછે ॥૬૭॥ વળી તેઓ અપરિમેય-પુત્ર પૌત્ર કળત્ર ક્ષેત્ર આદિક અનેકના યોગક્ષેમની આશાવાળા હોવાથી ન માપ થઇ શકે એવી પ્રલયાત-પ્રળયાત કાળથીપણ ચિંતન કરેલા અર્થની સિદ્ધિ નહિ થવાથી મરણપર્યંત અનુવર્તતી ચિંતા-પરધન પરક્ષેત્ર આદિકના અપહરણાદિકની ચિંતાને ઉપાશ્રીને, કામોપભોગજ માનુષ જન્મનુ પરમ પ્રયોજન છે એમ માનીને, આટલોજ પુરૂષાર્થ છે એમ નિશ્ચય કરીને, ન છુટી શકે એવા સોએસો આશાપાસોથી બંધાઇને, નિરંતર કામક્રોધપરાયણ પ્રવૃત્તિવાળા થઇ, કામભોગૈકપ્રયોજનમાટે અન્યાયથી અર્થ સંપાદનમાટે પ્રવર્તેછે ॥૬૮-૬૯॥ વળી તે આ આસુરો માનમદથી અંધ થઇ દૈવ બુદ્ધિએ રહિત થઇ પોતાના પૌરૂષ બળથી સર્વ સિદ્ધિને અભિમાનતા થકા, આ ક્ષેત્ર પુત્રાદિક સર્વ મેં મારા સામર્થ્યથીજ હાલમા મેળવ્યુ છે, ( અદૃષ્ટાદિકથી નહિ ) વળી આ મનોરથને હુંજ મારા સામર્થ્યથી સંપાદન કરીશ, આ

प्यति पुनर्धनम् ॥७०॥ असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि । ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान् सुखी ॥७१॥ आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया । यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥७२॥ अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः । प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥७३॥ आत्मसम्भाविताः स्तब्धा धनमानमदान्विताः । यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥७४॥ अहङ्कारं बलं दर्पं कामं क्रोधं च

બધું ધન મારે મારા સામર્થ્યથીજ વર્તે છે, આ ધન મને ફરી પણ મારા બળથીજ ઉત્પન્ન થશે, મેં સમર્થે આ શત્રુ હમણાં હણી નાખ્યો અને બીજાઓને પણ હણી નાંખીશ, હું આ ગ્રામ કે નગર કે દેશ કે લોકનો ઇશ્વર છું, ( નિયમન કરવાનું સામર્થ્ય મારૂં જ છે એમ માનનારો ) હું ભોગી-સ્વતઃ સર્વભોગસંપન્ન છું. હું સિદ્ધ-સર્વસિદ્ધિસંપન્ન છું. હુંજ સર્વથી બલિષ્ઠ છું. અવિચ્છિન્ન સુખ મારેજ છે હુંજ આઢ્ય અને અભિજનવાન છું-ધનથી અને કુળથી ગરિષ્ઠ હુંજ છું. આ જગતમાં મારા જેવો બીજો કોણ છે ? કોઇ પણ નથી. હુંજ યજન કરીશ. (ભદ્રકાળી કે ભૈરવનું) હું દાન આપીશ ( મારી કામના પુરનારાઓને ) હુંજ પ્રમોદ પામીશ ( વિષયભોગથી ) એ રીતે વિવિધ અજ્ઞાને કરીને મોહ પામેલા, અદૃષ્ટ ઇશ્વરાદિકની સહાય વિના પોતાથીજ બધું કરી શકાય છે એમ માનીને 'એમ કરૂં આ કરૂં બીજું કરૂં' એવા અનેક સંકલ્પવેગથી વિક્ષિપ્ત ચિત્તવાળા, ઉક્ત પ્રકારના મોહરૂપ જાળથી મત્સ્યની પેઠે આવરિત થએલા, કામોપભોગમાં અત્યત અનુરાગવાળા તે આ આસુરો અતિ અપવિત્ર ઘોર નરકમાં પડેછે ॥૭૦-૭૩॥ તે આ આસુરો પોતાની મેળેજ પોતાને સંભાવિત સમજનારા પણ બીજા કોઇએ નહિ. માટેજ સ્તબ્ધ-સ્વતત્ર સંપૂર્ણ માનીને નહિ નમનારા અને ધન માન મદે યુક્ત થઇને નામયજ્ઞોએ કરીને યજન કરે છે-'આ યજન કરે છે' એવી પોતાના નામની ખ્યાતિ સંપાદન કરવા યજ્ઞમાટે પ્રવર્તે છે. તે પણ દંભથીજ પણ શ્રદ્ધાથી નહિ. તે પણ વિધિપૂર્વક નહિ પણ વિધિને ઉલ્લઘીને યજ્ઞ કરે છે ॥૭૪॥ વળી 'હું

संश्रिता । मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयका ॥७५॥ इति देवीमासुरीं च सम्पद च तयो फलम् । कृष्ण सविस्तर प्राह विविच्येवार्जुनं प्रति ॥७६॥ यदा दैत्या शस्त्रभृतो जायन्ते भुवि दुष्क्रिया । तदाविर्भूय भगवान् शस्त्रपाणिर्निहन्ति तान् ॥७७॥ यदा ते साधुवेषा स्युर्दुराचारास्तदा प्रभु । अशस्त्रो हन्ति तान् हत्वा कामक्रोधादिजीविकाम् ॥७८॥ तेषा सम्पदि नष्टायामासुर्यां हरिशक्तित । नश्यत्येवाऽऽसुरत्व हि देवत्व समुदेति च ॥७९॥

એક નિરપેક્ષ સર્વ અર્થને સાધવા સમર્થ છુ ' એવો અહકાર, અતુળ બળ સપન્ન મારે અસાધ્ય શુ છે ? એવુ આત્મબળ, 'મારે તુલ્ય આ ભુવનમા કોઇપણ નથી' એવો ગર્વ, 'મને કામના થતા શુ અસાધ્ય છે એવો કામ અને 'મારા ક્રોધાગ્નિના કણને પણ કોણ સહન કરવા સમર્થ છે' એવા ક્રોધને સ્વાભિલષિત કાર્યના સાધનમા પર્યાપ્ત સાધનપણે સમવલબીને પ્રવર્તતા તે આ આસુરો મને સર્વકારણ સર્વથકી પરતર, સર્વ સત્તાના સપ્રેરક, સર્વકર્મસમારાધ્ય સર્વના અતર્યામી સ્વદેહમા અને પરદેહમા વર્તતા પ્રેરયિતાને સતોએ કે શાસ્ત્રોએ બોધ કર્યા છતા પણ નહિ જાણીને અભ્યસૂયાને લીધે મારો વિદ્વેષ કરેછે ॥૭૫॥ હે ચિન્મયરાવ ! આ પ્રકારે કૃષ્ણે અર્જુનપ્રતિ દૈવી આસુરી સપત્તિનો વિભાગ અને તેનુ રૂપ વિવેચન કરીને વિસ્તારથી કહ્યુ છે ॥૭૬॥ જ્યારે દૈત્યો ઉક્ત આસુરી સપદાને સમવલબીને આયુધધારી, હિંસાદિ દુષ્કૃતકારી થઇ ભૂમિઉપર ઉત્પન્ન થાય છે ત્યારે ભગવાન્ પ્રકટીને શસ્ત્રધારી થઇ તેઓને સાક્ષાત્ હણે છે ॥૭૭॥ જ્યારે તો તેઓ સાધુવેષથી ઢકાઇને દુરાચાર-પરદ્રવ્ય પરદારાનુ અપહરણ આદિક અસદ્ આચારવાળા ચોમેર થાય છે ત્યારે ભગવાન્ આવિર્ભવીને તેમને શસ્ત્ર ધાર્યા વિનાજ તેમના કામ ક્રોધાદિરૂપ આસુર ભાવને સમૂળ ઉન્મૂલન કરીને (બળરહિત કરીને) નાશ કરેછે (તેમની કામ ક્રોધાદિ જીવિકા હરવી એજ એમનો નાશ જાણવો) ॥૭૮॥ ત્યારે પ્રાદુર્ભવેલા ભગવાનના પ્રભાવથીજ આસુરી સપદા વિનષ્ટ થતા તેઓ દૈવી સપદાને તે હરિના કૃપાબળથી પામીને સમુજ્જીવિત થાય છે ॥૭૯॥

लोका अन्ये च साश्चर्यं तान्वदन्त्यखिला अपि । देवदत्ता इमे नूला न तु ते प्राक्तना इति ॥८०॥ येन केनाप्युपायेन सद्धर्मं भगवान्भुवि । स्थापयन्स्वाश्रितान्सद्यो मोचयत्येव बन्धनात् ॥८१॥ तदाश्रयेण जीवानां महापातकिनामपि । कल्याणं स्यादतो भक्त्याऽऽश्रयणीयः स वै नृभिः ॥८२॥ असद्गुरुश्च सकलैरैश्वरैर्लक्षणैरिह । सम्पन्नोऽस्तीति तं वच्मि भगवन्तं न गौरवात् ॥८३॥ सहस्रशो दुराचाराः पुमांसोऽपि तदाश्रयात् । मुक्तासुरक्रियाः सन्ति प्रसिद्धास्ते च भूतले ॥८४॥ योगाभ्यासं विनैवात्र शतशश्च सहस्रशः । जनाः समाधिं यान्तीति प्रत्यक्षं दृश्यतेऽखिलैः ॥८५॥ अन्त-

તે સમયે બીજા લોકો તેમને સન્માર્ગમા પ્રવર્તેલા જોઇને આશ્ચર્યથી 'આ જનો બીજાજ થઇ ગયા છે, કેમકે એમનામા અપૂર્વ દેવત્વ આદુર્ભવ્યુ છે, પ્રથમ આવા ન હતા' એમ કહેછે ॥૮૦॥ અનવધિ અનુકંપાથી આવિર્ભવેલા ભગવાન્ જે કોઇ પણ ઉપાયથી ( હસ્તમા શસ્ત્ર ધારીને કે નહિ ધારીને, નિગ્રહથી કે અનુગ્રહથી, વધથી કે સદુપદેશથી યથાયોગ્ય ) ભૂતળમા સદ્ધર્મને સસ્થાપતા થકા નિજાશ્રિત જનોને સસૃતિબંધન થકી તત્ક્ષણ છોડાવીજ દેછે ॥૮૧॥ મહાપાતકી જીવોનુ પણ પ્રત્યક્ષ ભગવાનના આશ્રયમાત્રથી કલ્યાણ થાયજ માટે શ્રેયની સ્પૃહાવાળા સર્વ નરોએ તે પ્રત્યક્ષ ભગવાનજ ભક્તિથી અવશ્ય આશ્રયણીય છે ॥૮૨॥ સમસ્ત જગતમા પ્રસિદ્ધ સ્વામિનારાયણ નામના અમારા ગુરૂ આ લોકમા વર્તે છે પણ તે સકળ પારમેશ્વર લક્ષણોએ સપન્ન છે, માટે તેમને હું પ્રત્યક્ષ ભગવાન કહું છુ કેવળ 'ગુરુર્બ્રહ્મા' એની પેઠે ગુરૂપણાના ગૌરવથી કહેતો નથી ॥૮૩॥ જેઓ આસુરભાવે સપન્ન દુરાચારી હતા તે પણ હજારોહજાર પુરૂષો તે પ્રત્યક્ષ હરિ ભગવાનનો સમાશ્રય કરીને તે આસુર ભાવથકી મુક્ત થઇને ( સતોના મડળમા ) ભૂતળઉપર પ્રખ્યાતપણે વર્તે છે ॥૮૪॥ વળી લોકમા યોગાભ્યાસ વિનાજ સૌએસો હજારોહજાર જનો સમાશ્રયણ બળ માત્રથી સમાધિને પામી જાય છે, આ ઐશ્વર્ય સર્વે જનો પ્રત્યક્ષ નિરીક્ષણ કરે છે ॥૮૫॥ તેમના ચરણકમળના સમાશ્રયવાળા પરમ ભક્તોને અત

काले च तद्भक्तान् नेतुं तत्पार्षदा अपि । आयान्तीतीक्ष्यते भक्तैर भक्तैश्च क्वचित्क्वचित् ॥८६॥ ईश्वरोऽत स एवेति सुधैर्निश्चीयते जनै । अत्र चेत्संशय कश्चित्पृच्छतोत्तरदोऽस्म्यहम् ॥८७॥ सुव्रत उवाच—इति तस्य मुनेर्निशम्य वाचं गलिताभ्यन्तरसर्वसंश यास्ते । स्वमतं परिहाय त प्रणेमु श्रुतपूर्वं विविदुर्हरिं च विष्णुम् ॥८८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्रियुगश ब्दार्थनिर्णये भगवदवतारासाधारणलक्षणनिरूपणनामा सप्तत्रिंशोऽध्याय ॥३७॥

सुव्रत उवाच—ततो बद्धाञ्जलिपुटास्त ऊचुर्नृप ! त मुनिम् । अ

કાળે દિવ્ય લોકમા લઇ જવા માટે તે અક્ષરાધિપતિના અમાનવ પાર્ષદો આવે છે આ અત્યાશ્ચર્ય ઐશ્વર્ય ભક્ત અભક્ત સર્વેએ ક્વચિત્ ક્વચિત્ પ્રત્યક્ષ નિરીક્ષણ કરીએ છીએ ॥૮૬॥ માટે અમારા સ્વામી તે શ્રીહરિ સર્વેશ્વરજ છે એમ સુરા—અભ્યસૂયાદિ આસુર સ્વભાવે રહિત સાત્વિક જનો સારી રીતે નિશ્ચય કરેછે જો આ વિષયમા બીજો કોઇ સશય હોય તો સુખેથી પુછો હુ ઉત્તર આપવા તત્પરજ થઇ બેઠો છુ ॥૮૭॥ હે રાજન્ ! આવી મુક્તાનંદમુનિની વાણી સુંણીને જેમના અતરમાથી સર્વ સશયો છેદાઇ ગયા છે એવા તે રામચદ્રાદિ પાચેય જણાઓ પોતાનો પ્રાચીન મત જે પરમેશ્વરના પ્રાદુર્ભાવના અભાવપર હતો તેનો ત્યાગ કરીને, પૂર્વે તેમના જનો થકી સાભળ્યા છે દિવ્ય ગુણો જેમના એવા તે હરિને ભગવાન વિષ્ણુપણે નિશ્ચય કરીને, તે ભગવાનના પરમ પ્રિય તે મુનિવરને પ્રેમથી પ્રણામ કરવા લાગ્યા ॥૮૮॥ **ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે ત્રિયુગશબ્દાર્થનિર્ણયે ભગવદવતારાસાધારણલક્ષણ નિરૂપણનામા સપ્તત્રિંશોઽધ્યાય ॥૩૭॥**

## [1]અધ્યાય ૩૮ મો.

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! ત્યારપછી તે વાદિઓ બે હાથ જોડીને

[1] આ અધ્યાયમા નિ સશય થએલા વાદિઓએ શ્રદ્ધા ભક્તિપૂર્વક કરેલો ભગવાનનો સમાશ્રય મુક્તાનદમુનિને થએલો રાજાનો સમાગમ તેમણે કરેલી ભગવદાશ્રયણની પ્રાર્થના અને તે મુનિનો વટપત્તનમા નૃપાદિકના સન્માન સાથે નો નિવાસ વર્ણવ્યો છે

सार्कं संशयाः सर्वे विनष्टा मुनिपुङ्गव !॥१॥ त्वादृशाः साधवोऽस्माभिर्यथाशास्त्रार्थबोधकाः । निजानुभवसिद्धाश्च नैव दृष्टा हि भूतले ॥२॥ सन्तः सन्त्यत्र ये ते तु दम्भवञ्चितमानवाः । स्त्रीद्रव्यरससंसक्ता विद्वांसोऽप्यबुधा इव ॥३॥ स्वामिनारायणोऽस्माभिस्तत्सन्तश्च श्रुताः खलु । माहात्म्यं त्वीदृशं तस्य स्फुटं केनापि नोदितम् ॥४॥ गुणेषु दोषानारोप्य सन्तोऽत्रत्यास्तु मायिकम् । तमाहुर्न तु कोऽप्याह मायापाशविमोचकम् ॥५॥ वयं महान्तो धूर्ताः स्मो विद्वांसमपि संसदि । क्षणात्परास्तं कुर्मोऽत्र प्रणमामो न कञ्चन

તે મુનિપ્રત્યે બોલ્યા કે–હે મુનિવર્ય ! અમારા સર્વે સંશયો સંછિન્ન થયા ॥૧॥ તમારા જેવા સાધુઓ અમે ભૂતળમાં ભાળ્યાજ નથી. સાધુવેષધારી સાધુસમાનઆચારવાળા બહુ ભૂતળમાં છે, કિંતુ શાસ્ત્રતાત્પર્યને જાણનારા અને પોતાના યોગમહિમાથી આત્મપરમાત્મ તત્ત્વને યથાર્થ સાક્ષાત્ કરી રહેલા સુદુર્લભ છે. તમે તો શાસ્ત્રતત્ત્વને યથાસ્થિત જાણોછો અને ભગવત્કૃપાથી પ્રાપ્ત થએલા યોગમહિમાથી સિદ્ધ થએલા સ્વાનુભવસહાયથી તે તત્વને સાક્ષાત્ કરી રહ્યા છો ॥૨॥ જેતો અહીં 'સંત' એવું પોતાનું નામ કેવળ પ્રખ્યાપન કરનારા વર્તે છે તેઓ દંભથી મનુષ્યોને ઠગતા થકા માનપૂજાદિપરાયણ છે. જે વિદ્વાનો છે તે પણ અબુધ-અવિવેકી હોય એમ પરદ્રવ્ય પરવનિતા પરાન્નરસમાં લોલુપતાવાળા વર્તે છે. ( અથવા સંત નામથી પ્રખ્યાતિ પામેલા જે અહીં વિદ્વાંસો–શાસ્ત્ર ભણેલા છે તેઓ પણ દંભથી માનવોને ઠગીને સ્ત્રીદ્રવ્ય રસમાં આસક્ત થઈ રહ્યા છે માટે અબુધજ જેવા છે, એવો એક અન્વય કરવો ) ॥૩॥ સ્વામિનારાયણ અને તેમના ચરણના સમાશ્રયવાળા સંતોનું વૃત્તાંત તે તે જનો થકી અમોએ સાંભળ્યું હતું ખરું, પરંતુ કોઇએ પણ આવું તેમનું માહાત્મ્ય તમે જેમ કહ્યું તેમ સારીરીતે સ્પષ્ટ કહ્યુંજ ન હતું ॥૪॥ અહીંના જે સાધુઓ છે તે તો તેમના ગુણોમાં દોષોને આરોપીને તેમને માયિક–પ્રાકૃત ઈતર પુરૂષ જેવા માયાવશવર્તી કહેછે. પણ દર્શન સ્મરણાદિવડે માયાપાશબંધન થકી મુકાવનાર છે એમ કોઈ પણ કહેતો નથી ॥૫॥ તમારા ગુરૂ પરમેશ્વર

॥६॥ गुरो प्रसादादद्यैव त्वया मूका कृता वयम् । अत. स ईशो विज्ञातोऽन्यथास्मान् क पराजयेत् ॥७॥ अद्यप्रभृति तस्य स इति जानीहि निश्चितम् । अतो मुमुक्षूनस्मांस्त्वं तत्पार्श्वं नेतुमर्हसि ॥८॥ सुव्रत उवाच—तेषामिति वच. श्रुत्वा प्रसन्न. स मुनिर्नृप ! । निश्चिकाय मुमुक्षूंस्तांस्त्यक्तदम्भानुवाच च ॥९॥ समीचीना मति वोऽस्ति यूय खलु मुमुक्षव । स्वामिवार्ता मनसि व प्रविशेत्कथ मन्यथा ॥१०॥ अत्रागत्य प्रतिदिन श्रव्यास्तस्य गुणा द्विजा ! । तेन दु सङ्गजास्तर्का नङ्क्ष्यन्ति सकला अपि ॥११॥ सत्सङ्गेनेव

છે એમા અમારે તો આજ પ્રત્યક્ષ પ્રમાણ છે—જે અમે આ પુરમા મહા ધૂર્તો મહાસભામા મહાવિદ્વાનને પણ ક્ષણમા જીતવા સમર્થ હતા અને કોઇને અમે નજ નમતા હતા તે અમને પણ આપે આજ ગુરૂપ્રસાદ-બળથી જીતી લઇને મુગા કરી દીધા માટે આપના ગુરૂ પરમેશ્વર છે એમાં અમને લેશપણ સશય રહ્યો નથી, અન્યથા અમારો કોણ બીજો પરાજય કરી શકે ? કોઈ પણ નહિ તો આ દિવસને આરભીને તેમના અમે દાસ છીએ એમ નિશ્ચયથી જાણો માટે અમને મુમુક્ષુઓને તે ભગવાનની સન્નિધિમા લઈ જવાને આપ યોગ્ય છો ॥૬-૮॥

સુવ્રતઋષિ કહેછે—હે નૃપ ! આવુ રામચદ્રાદિ દ્વિજોનુ વચન સુણીને મુક્તાનંદમુનિ મનમા પ્રસન્ન થઇને તેમને દભરહિત અને મોક્ષમા રૂચિ વાળા નિશ્ચય કરીને હર્ષથી એમ બોલ્યા કે- ॥૯॥ હે દ્વિજો ! તમને આ અધ્યવસાય અતિશય સમીચીન થયો છે મુમુક્ષા વિના આ અધ્યવસાય કેમ થાય ? નજ થાય અને શ્રીસ્વામિના ગુણચરિત્રની વાર્તા તમારા મનમા અનુકૂળ થઈ કેમ પ્રવેશ કરે ? નજ કરે માટે તમે મહામુમુક્ષુ છો ॥૧૦॥ હે દ્વિજો ! પ્રતિદિન મારી પાસે આવીને તે ભગવાનના દિવ્ય ગુણચરિત્રાદિ મારા મુખથકી સાભળો તેથી બહુકાળથી આરૂઢ થએલા દુ સગકૃત કુતર્કો સઘળા સમૂળ વિનાશ થઈ થશે ॥૧૧॥ ભગવાનનુ માહાત્મ્ય પ્રથમ સતો થકી સારીરીતે સમઝીને ભગવાનની સન્નિધિમા સમુત્સાહથી જનારાઓને તેમનુ તે સમયે દર્શન પરમ સુખ માટે થાય છે

माहात्म्यमादौ बुद्धा तु तस्य ये । कुर्वन्ति दर्शनं तेषां जायतेऽतिसुखाय तत् ॥१२॥ युष्माकं हृदये सम्यग्जाते तन्निश्चये वयम् । तदन्तिकं गमिष्यामः महिता नात्र संशयः ॥१३॥ इत्याश्रुत्य मुनेर्वाक्यं प्रसन्नमनसो हि ते । तं प्रणम्य निजं स्थानं जग्मुः साश्चर्यचेतसः ॥१४॥ ये त्वन्य आगतास्तत्र ते दृष्ट्वा तत्पराजयम् । त्रस्ताश्च विस्मिताः किञ्चिन्नोक्त्वा तूर्णीं ययुर्गृहान् ॥१५॥ सैव वार्ता प्रतिगृहं बभूव नगरे ततः । ये ये मुमुक्षवस्ते ते तं मुनिं शरणं ययुः ॥१६॥ स मुनिर्वादिनो जित्वा नाप किञ्चन विस्मयम् । हरेः प्रतापं तं जानन् निजहृत्पद्मसंस्थितेः ॥१७॥ ये जनाः स्वान्तिकं प्रापुर्बोधयित्वा स तानपि । हरेरेवाश्रयं सम्यक्कारया-

તેથી મનનો પ્રસાદ અને તે મૂળ જેમાં છે એવો સમુત્કર્ષવિશેષ સાક્ષાત્કારમાં શ્રેય કરે છે ॥૧૨॥ તાત્કાળિક અમારા પ્રતિદિન સમાગમથી નિષ્કલંક થએલા મનમાં તેમના ભગવાનપણાનો દૃઢ નિશ્ચય થતાં, પછીથી તમને તે ભગવાનની સમીપે હું લઈ જઈશ, એમાં સંશય નથી ॥૧૩॥ હે રાજન્! આવું મુક્તાનંદ મુનીન્દ્રનું વચન સાંભળીને મનમાં બહુ પ્રસન્ન થએલા તેઓ તેમને પ્રણામ કરીને, તેમની આજ્ઞા મળતાં પોતપોતાને સ્થાને વિસ્મયાવિષ્ટ ચિત્તવાળા થઈને ગયા ॥૧૪॥ તે સભામાં તેમની સાથે જે બીજા આવ્યા હતા તે સર્વે તો તેમનો પરાજય જોઈને, પોતે વિવાદથી વિત્રાસ પામીને અને તે મુનિની વચનશૈલીથી વિસ્મય પામીને કિંચિત્ પણ ન કહેતાં મૌનવ્રતધારી થઈ પોતપોતાને ઘેર ગયા ॥૧૫॥ તદનંતર તે નગરમાં પ્રતિગૃહ પ્રતિદિન તેજ વાર્તા—તે આ ભગવાન્ સ્વામિનારાયણ નરનારાયથી જગતના કલ્યાણ માટે પ્રાદુર્ભવ્યા છે, આવી વાર્તા થવા લાગી તેને સાંભળીને જેજે મુમુક્ષુઓ હતા તેતે તે મુનિના શરણને પામ્યા ॥૧૬॥ આ મુક્તાનંદમુનિ તે સર્વ વાદિઓને જિતીને પણ લેશથી પણ વિસ્મયને નજ પામ્યા. 'આ સર્વ મારા હૃદયતળમાં રહેલા તે ભગવાન્ શ્રીહરિનોજ પ્રતાપ છે' એમ નિશ્ચય કરીને પ્રશાંતચિત્ત થઈ રહ્યા ॥૧૭॥ હે ભૂમિપ! જે જે પોતાપાસે મુમુક્ષુજનો આવ્યા તે સર્વેને પણ સદ્બોધ આપીને

मास भूमिप ! ॥१८॥ रामचन्द्रादयस्तेऽपि तदन्तिकमुपेत्य च । प्रत्यहं भगवद्वार्ता आदरेणैव शुश्रुवुः ॥१९॥ दिने दिने रतिस्तेषामवर्धत हरौ ततः । माहात्म्यश्रवणात्तस्य तद्दिदृक्षा महत्यभूत् ॥२०॥ तेषां भगवति श्रद्धां दृष्ट्वाथाह मुनिः स तान् । ध्यानं कुरुत तस्यास दास्यते दर्शनं हि सः ॥२१॥ सिताम्बरं घनश्यामं वर्णिवेषं मनोहरम् । तं ध्यायथेति तेनोक्तास्तेऽपि तत्र तथाऽऽचरन् ॥२२॥ स्वस्तिकासनमासीनास्तद्वाक्यात्प्रतीतयः । ध्यायन्तस्ते हरिं साक्षाद्ददृशुः स्वय आत्मनि ॥२३॥ सितप्रकाशमध्यस्थं तं दृष्ट्वातिमनोह-

તે શ્રીહરિનાજ ચરણકમળનો સમાશ્રય સારીરીતે કરાવ્યો ॥૧૮॥ રામચંદ્ર વિગેરે તે વાદિ દ્વિજો પણ પ્રતિદિન તે મુનિની સમીપે જઇને પરમાદરથી તે ભગવાન્ સહજાનંદસ્વામીનાં દિવ્ય ગુણચરિત્રોને જણાવનારી વાર્તાઓ સાંભળવા લાગ્યા ॥૧૯॥ એરીતે પ્રતિદિવસ પ્રેમથી ભગવદ્વાર્તાને સાંભળતા તે રામચંદ્રાદિકને તેમના માહાત્મ્યવિજ્ઞાનથી તે ભગવાનમાં પરા પ્રીતિ પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી ગઇ. તેથી તેમના ચરણારવિંદના દર્શનની ઇચ્છા અતિશય થઇ ॥૨૦॥ અનંતર તેઓની ભગવાન્ શ્રીહરિવિષે પરા શ્રદ્ધા (દર્શનત્વરા) જોઇને મુનિએ તેમને કહ્યુ કે–મારા કહ્યા પ્રમાણે તે ભગવાનનું ધ્યાન કરો. તે ભક્તવત્સળ ભગવાન્ પોતાનું દર્શન અહીંજ નિશ્ચે આપશે ॥૨૧॥ આ તેમના ધ્યાનનો પ્રકાર–શ્વેતાંબર ધારી રહેલા, ઘનશ્યામ, વર્ણિવેષરમણીય, જોનારા સર્વના મનનેત્રને હરનારા તે શ્રીહરિનું ધ્યાન ધરો–પ્રેમરસપરિપૂર્ણ એકાગ્ર મનથી વિજાતીય ભાવે રહિત થઇ સ્મરણ કરો હે રાજન્! એરીતે મુનિએ કહેલા તેઓએ પણ ત્યાં તેવીજ રીતે કર્યું ॥૨૨॥ તે મુનિના વચનમાં મહાવિશ્વાસને લીધે તેઓ સ્વસ્તિકાસને બેસીને તે ભગવાનનું મુનિના કહ્યાપ્રમાણે પરમ પ્રીતિપૂર્વક અનુસ્મરણ કરતાં, તત્ક્ષણજ પોતપોતાના હૃદયમાં પ્રાદુર્ભવેલા તે ભગવાનને ધ્યાનદૃષ્ટિથી તેમણે સાક્ષાત્ જોયા. (તે આ ભક્તપરવશ ભગવાન્ પોતેજ તેમના હૃદયાંધકારને પોતાના તેજથી ટાળી નાખીને તેમના હૃદયકમળમાં પ્રાદુર્ભૂત થયા) તેરીતે પ્રાદુર્ભવેલા તેમને શ્વેત પ્રકાશના મધ્યમાં વિરાજ-

रम् । आनन्दं परमं प्रापुः समाधेरुत्थितास्ततः ॥२४॥ विनष्टसंशयास्तास्तद्दर्शनमहामुदः । भक्तिं तस्य ततो नित्यं विदधुर्मुन्यनुज्ञया ॥२५॥ स्वाश्रितांश्च स्वविश्वासांस्ततः प्रोचुर्जनांश्च ते । श्रेयइच्छा भवेदेषां ते यान्तु शरणं मुनिम् ॥२६॥ तेषां तं निश्चयं दृष्ट्वा पौरा लोकाः सहस्रशः । हरेः समाश्रयं चक्रुस्तदीयाश्चाखिला जनाः ॥२७॥ नारुपन्तः सिंहजितं भूमिपालमशेषतः । वृत्तं तत्कथयामास स तच्छ्रुत्वाप विस्मयम् ॥२८॥ ततो वसन्तपञ्चम्यां सैन्येन महता वृतः । स तत्समीपमागत्य प्रणनाम महामतिः

માન, મનોહર દિવ્યાકૃતિ દેખીને પરમ આનંદને પામ્યા અનંતર સમાધિથકી બહાર આવેલા તેઓ સકળ સશયોએ રહિત થઇ તેમના દર્શનથી પરમાનંદ પામી, મુનિની અનુજ્ઞાથી પ્રતિદિન તે ભગવાનના ભક્તિપૂર્વક ધ્યાનપરાયણ થઈ રહ્યા ॥૨૩-૨૫॥ અનંતર તે રામચંદ્રાદિ દ્વિજો (ભગવાનના સુદૃઢ આશ્રયવાળા અને ભગવત્સ્વરૂપને સાક્ષાત્ કરી રહેલા) પોતાના સબન્ધી આદિક આશ્રિતોને અને પોતાના વચનમા અસાધારણ વિશ્વાસવાળા મોક્ષાકાક્ષી જનોને એમ કહેવા લાગ્યા કે-જો તમારે શ્રેયની ઇચ્છા હોય તો મુનિ મુક્તાનંદજીના શરણને પામો તે તમને પરમ નિ શ્રેયસના સાધનભૂત ભગવદ્દર્શનને કરાવશે ॥૨૬॥ તેઓનો તેવો સુદૃઢ નિશ્ચય હજારોહજાર પુરવાસી લોકો જાણીને અને તેમના આશ્રિત બધા લોકો જાણીને તે મુનિના શરણને પામીને તે સર્વેએ તે શ્રીહરિનો સમાશ્રય કર્યો ॥૨૭॥

અનંતર કોઈસમયે નારૂપત નામના અમાત્યે પોતાના સયાજીરાવ રાજાને તે વૃત્તાંત સમગ્રપણે નિવેદન કર્યું તે રાજા પણ તેને સાંભળીને બહુ વિસ્મય પામ્યા ॥૨૮॥ પછી તે રાજાએ વસતપંચમી તિથિએ મહાસૈન્યથી વીંટાઇને તે મુનિના સમીપને પામીને તેમને ભક્તિથી પ્રણામ કર્યો. તે આ મહારાજા મહામતિ-સદસતના વિવેચનમાં સમર્થ મોટી તેમની મતિ છે ઘણુ કરીને રાજાઓ ઐશ્વર્યમદથી મત્ત હોવાથી તેમને સતોના સમાગમમાં રૂચિ હોતી નથી. અને સત્ અસત્ આત્મા અનાત્માનો વિવેકપણ હોતો નથી આ રાજા તો તેવા નથી. સ્વય મહારાજા હોઇને

॥२९॥ आदृतो मुनिना तेन पृष्टश्चानामयं नृपः । उपविष्टस्तत्समीपे प्रार्थयामास तं ततः ॥३०॥ साधूनां भवतामेव प्रसादादस्ति मे सुखम् । अधुना तु विशेषेण सुखितोऽस्मि त्वदीक्षणात् ॥३१॥ अत्र त्वया कृपां कृत्वा यथा दत्तं स्वदर्शनम् । तथा त्वद्गुरुणा देयमिति तं प्रार्थयेद्भवान् ॥३२॥ दिदृक्षा महती चित्ते वर्तते तस्य मेऽ-

પણ મહામતિ છે ॥૨૯॥ તે પછી તે મુનિએ યથાયોગ્ય આદર આપેલા અને અનામય (આરોગ્ય) પ્રત્યે પુછેલા તે રાજાએ તેમની અભ્યનુજ્ઞાથી તેમની સમીપે વિનયથી બેસીને તે મુનિપ્રત્યે એવી પ્રાર્થના કરી કે- ॥૩૦॥ હે મુનીંદ્ર ! જે આ લોકમાં કાંઈપણ સુખ મારે વર્તે છે તે આપના જેવા સાધુજનોના પ્રસાદથીજ છે. (અજ્ઞાનિઓતો પશુ પુત્ર ક્ષેત્ર ઉપવન ભવન આદિકનું સુખ કે જે સંતોના પ્રસાદથી મળેલું છે તેને તેમનો પ્રભાવ નહિ જાણીને પોતાના પૌરૂષથી મળેલું માને છે. હું તો એમ માનું છું કે-જે આ રથ હાથી અશ્વ આદિકરૂપ માનુષ સુખ છે તે સર્વે તમારા જેવા મહાસાધુજનના પ્રસાદથી પ્રાપ્ત થયું છે) હાલમાં તો આપ મુનીંદ્રનાં દર્શન થવાથી વિશેષપણે સુખી થયો છું. (કેમકે તમે કળિમળના પ્રક્ષાલન માટે પ્રાદુર્ભવેલા ભગવાનના સાક્ષાત્ પ્રીતિપાત્ર અને તેમના ચરણકમળમાં રસિક અને સન્નિધિમાત્રથી સર્વેને મંગળ કરનારા છો. તેવા આપના દર્શનથી હું વિશેષ સુખી થયો છું) ॥૩૧॥ જેમ મારા જેવા જનના કલ્યાણમાટે આ નગરને સમલંકૃત કરીને કૃપાથી આપે મને દર્શન આપ્યું તેમ તમારા ગુરૂ ભગવાન્ કૃપા કરીને અહીં પધારીને અને દર્શન આપે એવી મારી પ્રાર્થના છે. તે આ મારી અભ્યર્થના પરિપૂરણ કરવા આપે મારા અર્થે તે ગુરૂની અભ્યર્થના કરવી. સાક્ષાત્ તમારી પ્રાર્થનાને તે ભગવાન અતિલંઘન નહિ કરે, કેમકે ભગવાન્ ગુરુરહિત એવા પણ આશ્રિતસંબન્ધિસબન્ધી જનો ઉપર આશ્રિતપરવશતાને લીધે અનુગ્રહ કરે છે ॥૩૨॥ મારા મનમાં તો તે ભગવાનના ચરણકમળનાં દર્શન કરવાની ઇચ્છા મોટી વર્તે છે. તે આ મનોરથને પરિપૂર્ણ કરવા કોઈ પણ સમર્થ નથી. અનઘ-નિષ્પાપોનેજ ભગવાનનું દર્શન થટે ? એમ જો કહેતા

नघ !। अत एतत्त्वया कार्यमिति त्वां प्रार्थयाम्यहम् ॥३३॥ मुक्तानन्द उवाच—समीचीनं त्वया राजन्नेतद्व्यवसितं हृदि । स्वतन्त्रोऽस्ति स तु स्वामी प्रार्थयिष्ये तथाप्यहम् ॥३४॥ त्वं हि सुज्ञोऽसि भूपाल ! सदसद्व्यक्तिवित्सुधीः । व्यावहारिककार्याणि तव सन्ति बहूनि च ॥३५॥ तत्राप्यानीयावकाशं कर्तव्यं हरिचिन्तनम् । तदेव परलोकेऽस्ति सुखदं नेतरत् खलु ॥३६॥ निपुणमतिमतां गुणाश्च

હો તો તે સત્ય છે. ભલે અઘાધિક્ય હોય તોપણ અનઘોની અનુકંપાએ કરીને શું અસાધ્ય છે? કશું પણ નથી તમે અનઘ છો તો આ મારૂ પ્રાર્થિત તમારેજ કરવુ એમ હું તમારી પ્રાર્થના કરૂં છુ ॥૩૩॥

મુક્તાનંદમુનિ કહેછે—હે રાજન્ ! આ વ્યવસાય આપનો સર્વાધિક સમીચીન છે. વિવિધ વિષયવાસનાથી વ્યાકુળ હૃદયમાં વિકલ્પતરંગો ઉછળ્યા કરે છે આ વ્યવસાય તો સકળ વિકલ્પને દબાવી દેનારો છે. વિકલ્પતરંગ પ્રશાંત થતાં નર આત્યંતિક સુખને પામે છે ભગવાન તો સ્વતન્ત્ર છે—આશ્રિતોમા વિશેષ જોતા નથી, ભલે ભૂપ હોય કે ભિક્ષુક હોય, ભલે બ્રાહ્મણ હોય કે શૂદ્ર હોય, જે આશ્રિતને પ્રિયતમ પણે વરેછે તેને તે સ્વસ્વરૂપ એકદમ પ્રદર્શાવેછે, 'यमेवैष वृणुते तेन लभ्यः' એવી શ્રુતિ છે અથાપિ આપની શ્રદ્ધા ભક્તિ હું નિવેદન કરીશ અને તેના નિવેદનપૂર્વક હું તેમની પ્રાર્થના કરીશ ॥૩૪॥ એરીતે નૃપપ્રાર્થિત અર્થનું અનુમોદન કરી, હવે તેમના હિતનો ઉપદેશ કરેછે-હે ભૂપાળ ! તમે સુજ્ઞ છો, કેમકે સત્ અસતના વિભાગના અભિજ્ઞ છો માટેજ સુધી—સમીચીન અધ્યવસાયશાળી છો, માટે તમને અધિક મારે કહેવાનું રહેતું નથી. તથાપિ અલ્પ કહું છું-રાજાઓને વ્યાવહારિક કર્મમાં વ્યાપૃતિ વિશેષ હોવાને લીધે પરમ નિ શ્રેયસસંપાદક પારલૌકિક કર્મમાં પ્રવર્તવાનો અવકાશ દુર્લભ છે. તોપણ જેમ તેમ કરીને પણ અવકાશ આણીને પરમ સુખસાધક એવું હરિના ચરણકમળનુ ચિંતન પ્રતિદિન કરવું, કેમકે તેનાથીજ પરલોકમા આત્યંતિક સુખની સિદ્ધિ થાયછે, બીજા કોઈ સાધનથી થતી નથી ॥૩૫-૩૬॥ હે નરેન્દ્ર ! સદસતના વિવેચનમા

ये स्युः शमदमशीलदयादयो हि तेषाम् । फलमिदमुदितं नरेन्द्र ! शास्त्रे भगवत एव पदाम्बुजे रतिर्या ॥३७॥ यदि हरिचरणाम्बुजे स्वचित्तं दृढतरसंस्थितिमाप्नुयान्न भक्त्या । इतरगुणगणेन किं तदानीं भवजलधिभ्रमहेतुना फलं स्यात् ॥३८॥ भवदवशिखिदग्धमानसानां निरवधि शैत्यसुखं विचिन्वतां वै । हरिचरणसरो-

निपुणमतिमान् (શાસ્ત્રથી અને ઉપપત્તિથી અર્થાનર્થના વિવેકને પામેલા) મનુષ્યોના જે વિષયોમાં અલ્પત્વ અસ્થિરત્વ આદિક દોષના પર્યાલોચનથી શમ દમાદિ ગુણો મેળવ્યા હોય અને પરોપકરણાદિ શીલો સંતોએ માનનીય મેળવ્યા હોય તે સર્વેનું શાસ્ત્રદૃષ્ટ ફળ (પ્રયોજન) ભગવાનના પાદપદ્મમાં પરાનુરાગ થવો એજ કહ્યું છે. ભક્તિયોગના અંગપણેજ શમાદિકનું સાર્થક્ય છે. અન્યથા તો તે બધું વ્યર્થ છે. વિષયમાં વિદ્વેષમાત્રથી કૃતકૃત્યતા થઈ જતી નથી આનંદમય પરમાત્મામાં પરાનુરાગજ નિશ્રેયસનું સાધન છે. અન્યથા હરિચરણારવિંદમાં પોતાનું મન અતિદૃઢપણે આસક્ત ન થાય તેમને વિષે મનોવિલય ન થાય તો તેમનો સાક્ષાત્કાર ન થાય. તેમનો સાક્ષાત્કાર ન થાય તો કર્મનો ક્ષય ન થાય કર્મનો પ્રક્ષય ન થતાં નિશ્રેયસની સિદ્ધિ ન થાય, કિંતુ જનન મરણનો ત્રાસ અવર્જનીય આવી પડે. માટેજ ભગવાને ગીતામાં કહ્યું છે કે—'भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ! । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ! ॥' ઇતિ. શમ દમાદિકની ભક્તિયોગાંગતાજ છે પણ સાક્ષાત્ પ્રયોજનતા નથી એમ શ્રુતિ કહે છે–'शान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्यात्मानं पश्येत्' ઇતિ. (આત્મનિ–પોતાના અંતરમાં આત્માન–પરમાત્માને પશ્યેત્–ધ્યાનયોગથી સાક્ષાત્ કરે, એવો આ શ્રુતિનો અર્થ છે) માટે જે પોતાનું મન હરિવર પદારવિંદમાં ભક્તિથી દૃઢતર સ્થિતિને ન પામે તો ભવાબ્ધિમાં ભ્રમણના કારણભૂત ઇતર ગુણગણે કરીને શું ફળ થાય ? કશું પણ નજ થાય ॥૩૭-૩૮॥ ભવદવાનળથી દગ્ધ મનવાળા, (ત્રણતાપથી તપી ગએલા) માટેજ તેની ઉપશાંતિ માટે નિરવધિ શીતળતા સુખને ખોળતા એવા જનોને એક હરિચરણસરોજજ તેવા સુખનું મૂળ છે. જે સરોજ (કમળ)

जमेकमेव श्रुतिगदिताखिलसौख्यमूलमस्ति ॥३९॥ पद्मकमलसमीक्षणेन साक्षात्प्रभवति सौख्यमिति ध्रुवं न चित्रम् । अपि भव-

છે તે સુરભિ સુકુમાર સુશીતળ હોઇને તાપટાળક છે, આમાં તાપ તો ભવદહન થકી છે, તેને ટાળવામાં મહાસમર્થ તો હરિનું ચરણસરોજજ છે, हरतीति हरिः-આશ્રિત સંતાપને હરેછે તેથી હરિ કહેવાય છે 'हरणात्सर्वदु:खानां हरिरित्यभिधीयते' એવી નિરૂક્તિ છે. જેમના ચરણસરોજમાંથી નિકળેલી ગંગા પ્રસન્ન ગભીર શીતળ હોઇને ત્રિલોકીને પાવન કરે છે તેમનું તે ચરણસરોજ પ્રસિદ્ધ છે. (બીજા કોઈ ક્ષુદ્રનું નહિ) વળી આ જે દાહક છે તે સાધારણ દીપશિખાનો અગ્નિ નથી કિંતુ દવદહન (વનને બાળનારો મહા અગ્નિ) છે, તે પણ અત્યત વિલક્ષણ ભવદવદહન છે, તે હજારો વર્ષે કરીને પણ સ્વય ઉપશાંતિને પામે નહિ, આ તો નિરંતર અનુવર્તતો રહે છે, વળી આ દવાગ્નિ બાહ્ય હસ્ત પાદાદિકને બાળતો નથી કિંતુ માનસ-અંતરંગ જે સર્વથી પ્રધાન છે તેને બાળે છે, માટેજ નિરવધિ ટાલ્સ ખોળે છે. વળી આ દવાગ્નિ કુંભમાં ભરેલા અલ્પ જળના સિંચનથી પ્રશાંતિ પામે નહિ, તેમ આ ભવદવદહન પણ ઈતર દહનની પેઠે સતત વિશેષ વર્ષતા મેઘમંડળથી પણ ઉપશમે એવો નથી, કેમકે આ તો તેથી વિલક્ષણ છે, આધ્યાત્મિક આધિભૌતિક આધિદૈવિક ભેદથી ભિન્ન ત્રિવિધ તાપરૂપ આ તો છે. તે આ ભવદવાનળના પ્રશમનમાં અપેક્ષિત નિરવધિ શૈત્ય તો ઈતર થકી વિલક્ષણ આનંદમયના સશ્લેષરૂપજ છે, તેતો હરિચરણ સરોજના સશ્લેષ (ભેટ) થકી અન્ય નથી, કેમકે તે હરિજ આનંદમય છે, તેજ પોતાવિષે આસક્તોને આનંદ આપેછે 'एष ह्येवानन्दयाति' એવી શ્રુતિ છે. માટે આ હરિચરણસરોજજ સમગ્ર સુખનું મૂળ છે, આ ઉપાસકને જે અહીં છે અને જે નથી તે સર્વ આ પરમાત્મામાં અંતર્ગત છે. (નિરવધિ સુખનું મૂળ છે) 'अस्मिन् कामाः समाहिताः' એવી શ્રુતિ છે. આ હરિચરણસરોજનું તેવાપણું શ્રુતિપ્રોક્ત છે. આ અર્થ 'रसो वै सः रसं ह्येवायं लब्ध्वानन्दी भवति' આ શ્રુતિ કહેછે ॥૩૯॥ જે હરિના ગુણગણના શ્રવણમાત્રથીજ ભવપરિતાપ પ્રશમી જાયછે તે હરિના

परितापितोऽन्तरात्मा हरिगुणसंश्रवणेन शान्तिमेति ॥४०॥ अघभरहरणेऽत्र भक्तिभाजां प्रभवति नाम हरेर्हि तत्र चित्रम् । अपि विवशजनैरुदीरितं यद्दुरितचयं विनिहन्ति सद्य एव ॥४१॥ समवति परितोऽन्यदुर्निवार्याद्विजजनमान्तरबाह्यवैरिसङ्घात् । क्षणमपि च न विस्मरत्यमुं यज्जगति ततः प्रभुनाम तस्य सार्थम् ॥४२॥ स्थिरचरतनुधारिणा स आत्मा वपुरसुधीन्द्रियपाशसंवृतानाम् । हृदयसरसिजेऽस्ति दिव्यमूर्तिर्भुवि सदनुग्रहतः स लभ्यते

---

સાક્ષાત્ ચરણકમળના દર્શનથી તેનો ઉપશમ થવાની સાથે નિત્યસુખ પ્રાપ્ત થાય એમા શુ આશ્ચર્ય છે? નથીજ અર્થાત્ જેનુ ગુણશ્રવણજ જ્યારે ત્રિવિધ તાપને ટાળનારૂં છે તો સાક્ષાત્ તેમના પાદપદ્મનો આશ્રય કરનારાને તે થાય એ તો કૈમુતિકન્યાયથી અર્થસિદ્ધ છે ॥૪૦॥ હે નરેશ! જે હરિનુ નામ પરવશ જનોએ અનિચ્છાથી પણ ઉચ્ચારણ કરતા તત્ક્ષણજ અઘૌઘને વિનાશ કરેછે તે આ હરિનુ નામ સાક્ષાત્ પ્રેમપૂર્વક ઉચ્ચારણ કર્યું થકુ અઘભરના હરણમા સમર્થ થાય એમા કાઈ આશ્ચર્ય છેજ નહિ ॥૪૧॥ જે આ પ્રભુ એકવાર પોતાના ચરણના શરણને પામેલા અનન્યગતિ નિજજનને ચોમેર પ્રવૃદ્ધિ પામતા અન્ય દુર્નિવાર્ય બાહ્ય આતર વૈરિસઘ થકી (ભાગવતૈકદ્રોહપરાયણ બાહ્ય આસુરો અને કામાદિક આતર વૈરિઓ થકી) સરક્ષણ કરેછે અને તેનુ શ્રેય અનુક્ષણ અનુચિતન કરે છે અને ક્ષણ પણ તેને વિસ્મરતા નથી પ્રયાણ કાળે સ્મૃતિશૂન્ય એવા પણ એને સ્વય સ્મરણ કરીને શ્રેય પમાડે છે માટે એજ સર્વેશ પ્રભુ છે, જગતમા તેમનુજ પ્રભુનામ સાર્થ છે (આશ્રિતનુ સરક્ષણ કરવુ એજ પ્રભુનુ અસાધારણ લક્ષણ છે) ॥૪૨॥ હે ભૂપાળ! જે હરિ તરૂ ગુલ્મ લતાદિ સ્થાવર તનુધારીના અને સુરનરાદિ જગમ તનુધારી જીવોના અતરાત્મા છે, 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमयति' એવી શ્રુતિ છે વળી જે સ્વયપ્રકાશૈકરસ જ્ઞાનઘન સ્વય છે પણ યથાકર્મ શરીર પ્રાણ ઇન્દ્રિયોરૂપ પાશોના અનુબન્ધથી આવરિત થએલા દેહિઓની અનુકૂળતા

च ॥४३॥ चरणकमलमेतदीयमेव प्लवमिह ये विबुधाः श्रयन्ति तूर्णम् । पृथुभवजलधिं त एव नूनं सपदि तरन्त्यपरास्त्वपरन्ति नमाः ॥४४॥ सुव्रत उवाच—एवमुक्तः स मुनिना हृष्टो राजा घटीद्वयम् । तत्र स्थित्वा प्रणम्याथ तं ययौ निजकेतनम् ॥४५॥ हरेः समाश्रयं नित्यं कारयन् बहुशो जनान् । सार्धमासत्रयं तत्र मुनिः स न्यवसन्नृप ॥४६॥ ततो जिगमिषां चक्रे दर्शनार्थं हरेस्ततः । तावद्दूत उपेत्याह तस्य वृत्तालयागमम् ॥४७॥ ततो नाथजिता·

---

માટે સદાય તેમના હૃદયારવિંદમાં સન્નિધિ કરી રહ્યા છે 'अङ्गुष्ठमात्रः पुरुषः सदा जनानां हृदये सन्निविष्टः' એવી શ્રુતિ છે. તે આ હરિ હાલમાં લોક કલ્યાણ માટે કૃપાથી ભૂમિ ઉપર દિવ્ય નરનાટ્ય ધારીને પ્રકાશે છે તે આ પ્રત્યક્ષ હરિ યથાવસ્થિતસ્વરૂપે સંતોના અનુગ્રહથીજ મળે છે. અર્થાત્ પ્રત્યક્ષ ભગવાનના આશ્રિત સાધુજનના અનુગ્રહથી 'આજ સાક્ષાત્ ભગવાન છે' એવા યથાર્થ નિશ્ચયપૂર્વક આશ્રય કરાયછે ॥૪૩॥ જે સુજ્ઞજનો આ હરિના ચરણકમળરૂપ નૌકાનોજ સમાશ્રય કરે છે, તેજ તત્કાળ અપાર સંસારસાગરને નિશ્ચે તરેછે જેતો તે નૌકાનો અનાદર કરીને આશ્રય કરતા નથી તેઓ તે અપાર ભવસિંધુમાં પડીને તેમાં વર્તતા કામ ક્રોધાદિરૂપ ગ્રાહોએ (મગર ગ્રુડ વિગેરે) ગ્રહણ કર્યા થકા તરત નાશ થઈ જાય છે માટે તમે પણ મહાસુખની પ્રાપ્તિ માટે સાક્ષાત્ શ્રીહરિનો આશ્રય કરો ॥૪૪॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! એરીતે મુનિએ કહેલા સયાજીરાવ રાજા રાજી થઇને બે ઘડી ત્યાં સત્કથા શ્રવણથી નિર્ગમન કરીને, તે મુનિને પ્રણામ કરીને પછી પોતાને રાજભવને ગયા ॥૪૫॥ હે નૃપ! તે મુક્તાનંદમુનિ આરીતે પ્રતિદિન બહુજનોને શ્રીહરિનો સમાશ્રય કરાવતાથકા વટપત્તનમાં સાડા ત્રણ માસ સુખેથી રહ્યા ॥૪૬॥ અનંતર તે મુનિને ભગવદ્દર્શનાર્થે ત્યાંથી જવાની ઇચ્છા થઇ તેજ અવસરમાં દુર્ગપુરથી શ્રીહરિએ મોકલેલા કોઈ દૂતે ત્યાં આવીને શ્રીહરિના વૃત્તાલય પધાર્યાના સમાચાર નિવેદન કર્યા ॥૪૭॥ તે પછી દૂતવચન સાંભળીને તે મુનિ નાથજી-

अस्ति धौरेयपुर्यां यद्विधाप्यं मन्दिरं त्वया ॥१६॥ एवं शुभाभ्यां भक्ताभ्यामर्थ्यमानो हरिर्हसन् । उवाच मानयंस्तौ च भक्तेच्छाप रिपूरक. ॥१७॥ युवाभ्यां शुद्धबुद्धिभ्यामिदं सम्यग्विचारितम् । चिकीर्षितं ममाप्येतद्वर्तते खलु सुव्रतौ ! ॥१८॥ मन्दिरे कारयिष्यामि पुर्योर्वामुभयोरपि । तत्र च स्थापयिष्यामि श्रीकृष्णमहमेत्य वै ॥१९॥ एवमुक्त्वा स तौ भक्तौ ब्रह्मानन्दमुवाच च । सह हेमन्तसिंहेन जीर्णदुर्गं व्रजानघ ! ॥२०॥ मन्दिरं शोभनं तत्र कारयेरादमनं दृढम् । कृष्णप्रतिष्ठासमये तत्रायास्याम्यहं मुने ! ॥२१॥ इत्युक्त ओमिति प्राह स मुनि प्राञ्जलिर्हरिम् । ततोऽसावद्भुता

ભક્તવત્સલ આપ પરિપૂર્ણ કરો ॥૧૫-૧૬॥ હે રાજન્ ! એ રીતે બન્ને ભક્તોએ એક સાથેજ પ્રાર્થના કરેલા ભગવાન્ પોતાનો પ્રસાદ જણાવનારો મંદમંદ હાસ કરતાથકા ભક્તેચ્છાપરિપૂરણૈક પ્રકૃતિવાળા હોવાથી તે બન્નેને બહુ માન આપવાપૂર્વક એમ બોલ્યા કે-સુવ્રતો ! તમારી બુદ્ધિ બહુ શુદ્ધ છે, જેથી આ બહુ સારો વિચાર કર્યો છે—આ અધ્યવસાય અતિ સમચીન છે, કેમકે આ અધ્યવસાય સમસ્ત જનોના શ્રેયના મૂળભૂત છે, પ્રકૃતિ પ્રાય સંપન્ન મનુષ્યનેપણ ઉપભોગના ઉપકરણભૂત હવેલી બાગ આદિકના નિર્માણમાજ પ્રેરેછે, તેથી આ અધ્યવસાય (નિશ્ચય) તમારો સતોએ સમાદરણીય છે, મેં પણ આ કરવા નિશ્ચે ધારેલુ છે, કેમકે આ તો સકળ જનોના શ્રેયના મૂળભૂત છે તો હુ તમારા મનોરથને અનુસારે બન્ને પુરીમા પણ મદિર કરાવીશ ત્યા મદિર નિષ્પન્ન થતા હુ પોતે આવીને યથાવિધિ શ્રીકૃષ્ણપ્રતિષ્ઠાને કરીશ ॥૧૭-૧૯॥ આ પ્રકારે બન્ને ભક્ત ભૂપતિને કહીને ભગવાને પોતાની પાસે બેઠેલા બ્રહ્માનંદમુનિને કહ્યુ કે-હે અનઘ ! હેમતાસિંહની સાથે તમે જીર્ણદુર્ગપુરે સમડળ જાવ ॥૨૦॥ હે મુને ! ત્યા જઇને રમણીય પાષાણમય દૃઢ મદિર કરાવો મદિર તૈયાર થતા હુ સાક્ષાત્ આવીને કૃષ્ણપ્રતિમાની પ્રતિષ્ઠા કરીશ ॥૨૧॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહેલા બ્રહ્માનંદ મુનિએ બે હાથ જોડીને ઓમ્-એમ હુ કરાવીશ એમ તેમની આજ્ઞા સ્વીકારી પછી

नन्दमुनिमाह्याग्रतः स्थितम् ॥२२॥ मुने ! पुञ्जजिता सार्कं धौरेयं त्वं पुरं व्रज । मन्दिरं तत्र कृष्णस्य कारयेरतिशोभनम् ॥२३॥ एवमुक्तो मुनिः सोऽपि तथेत्याह ततश्च ते । सर्वेऽपि तत्र न्यवसन्नृसिंहोत्सवावधि ॥२४॥ तदुत्सवसमाप्तौ तौ हर्याज्ञसौ स्वकं स्वकम् । नगरं जग्मतुर्भूपौ समुनी हर्षनिर्भृतौ ॥२५॥ ब्रह्मानन्दोऽतिचतुरैः शिल्पिभिर्मन्दिरं महत् । कारयामास पौराश्च तदुक्तार्थानुपाहरन् ॥२६॥ तथा स चाद्भुतानन्दो धौरेये मन्दिरं शुभम् । शिल्पिभिः कारयामास पौराश्चनु्स्तदीरितम् ॥२७॥ हरिस्तद्गमनादूर्ध्वं ब्रह्मवैवर्तसंज्ञकम् । पुराणं श्रोतुमारेभे पञ्चम्यां सह सोदरः ॥२८॥ समाप्तिं कारयामास तस्यासौ भाद्रनामनि । मासे शुक्लच-

ભગવાને પોતાની સન્નિધિમા બેઠેલા અદ્‌ભુતાનંદ મુનિને કહ્યુ કે-હે મુને ! તમે આ પુંજજીત રાજાની સાથે ધોળેરા પુરમા સમકાળ જઇને અતિ રમણીય ભગવન્મદિર કરાવો ॥૨૨-૨૩॥ હે રાજન્ ! આ પ્રકારે કહેલા અદ્‌ભુતાનંદમુનિએ પણ તથાસ્તુ એમ તેમની આજ્ઞા મસ્તકે સ્વીકારી તે પછી તે સર્વે પણ નૃસિંહપ્રાદુર્ભાવ મહોત્સવસુધી ત્યાજ સુખેથી રહ્યા ॥૨૪॥ તે ઉત્સવની સમાપ્તિ થતા, ભગવાને જવાની આજ્ઞા આપેલા તે બન્ને ભૂપો પ્રહર્ષપૂર્ણ અત કરણવાળા થઈ તે મુનિઓને સાથે લઇને પોતપોતાને નગરે ગયા ॥૨૫॥ બ્રહ્માનંદમુનિએ અતિચતુર રત્નો જેઠો આદિક શિલ્પિઓપાસે ભગવાનની આજ્ઞાને અનુસારે મહત્ મદિર કરાવાનો આરભ કર્યો જુનાગઢવાસી હેમતસિંહપ્રમુખ સત્સગિજનો મદિરનિર્માણમા ઉપયોગી તેતે પદાર્થો મુનિના કહ્યામુજબ લાવી આપવા લાગ્યા ॥૨૬॥ તેજ પ્રકારે અદ્‌ભુતાનંદમુનિએ ધોલેરા નગરમા દયારામ ભૂષણ વિગેરે કારીગરો પાસે સુદર મદિર કરાવાનો આરભ કર્યો તેમા અપેક્ષિત તેતે પદાર્થને તે પુરના ભક્તો તે તે સમયે લાવી આપવા લાગ્યા ॥૨૭॥ ભગવાને તો હેમત સિંહ પુંજજીત રાજા પોતાને પુરે પરવર્યા પછી વૈશાખ કૃષ્ણ પચમી તિથિએ ભ્રાતાઓ સાથે બ્રહ્મવૈવર્ત પુરાણના અર્થસહિત શ્રવણનો આરભ કર્યો ॥૨૮॥ પુરાણશ્રોતા શ્રીહરિએ સવત્ ૧૮૮૨ ના ભાદ્રપદ માસની શુક્લ

यैश्च रामचन्द्रादिभिः सह । वृत्तालयमुपेयायाऽऽमलक्येकादशीदिने ॥४८॥ ते हरेर्दर्शनं चक्रू रामचन्द्रादयस्तदा । समाधिदृष्टमेवैनं दृष्ट्वापुः परमां मुदम् ॥४९॥ तत्रत्यमखिलं वृत्तं मुक्तानन्द उवाच तम् । तच्छ्रुत्वा स प्रसन्नस्तं प्रशशंस च सादरम् ॥५०॥ इत्येतत्ते निगदितं यत्पृष्टं भवतानघ ! । मुक्तानन्दः कथं जिग्ये वटपत्तनवादिनः ॥५१॥ इत्थं हरेर्भगवतो भवति प्रतापो देशान्तरेऽपि ननु येन समाधिसिद्धिः । सद्यो भवत्यकृतयौगिकसाधनानां नृणामपि प्रचुरयोगजुषां दुरापा ॥५२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्रियुगशब्दार्थनिर्णये वादिपराजयतत्कृतहरिसमाश्रयनिरूपणनामाष्टत्रिंशोऽध्यायः ॥३८॥

---

દાદિ અને રામચંદ્રાદિ હરિજનો સાથે ફાલ્ગુન શુક્લ આમલકી એકાદશીને દિવસે વૃત્તાલય આવ્યા ॥૪૮॥ તે સમયે ત્યાં તે રામચંદ્રાદિકે પ્રથમ સમાધિમાં જેવા આકારવાળા ભગવાન્ સાક્ષાત્કર્યા હતા તેવાજ આકારવાળા તે ભગવાન્ શ્રીહરિનાં સાક્ષાત્ દર્શન કરીને તેઓ પરમ પ્રમોદને પામ્યા ॥૪૯॥ પછીથી મુક્તાનંદમુનિએ વટપત્તનમાં થએલું સમગ્ર વૃત્તાંત ભગવાનને નિવેદન કર્યું. તેને સાંભળીને પ્રસન્ન થએલા શ્રીહરિએ આદરથી તે મુનિની બહુ પ્રશંસા કરી ॥૫૦॥ હે નિષ્પાપ રાજન્ ! 'મુક્તાનંદમુનિએ વટપત્તનના વાદિઓ શી રીતે જીત્યા હતા' એમ જે તમે પુછ્યું, તેમાં કહેવાનું સર્વ મેં સાંભળવા ઇચ્છતા તમને આ રીતે સંક્ષેપમાં કહ્યું ॥૫૧॥ હે પ્રતાપસિંહ રાજન્ ! આ અનન્યસામાન્ય ભગવાન્ શ્રીહરિનો પ્રતાપ છે, જે પ્રતાપે કરીને દેશાંતરમાં રહેલા, યોગસાધનોનો અભ્યાસ નહિ કરેલા પણ જનોને જેમની અનુકંપાથી તત્ક્ષણજ સમાધિસિદ્ધિ થાય છે. જે સમાધિસિદ્ધિ બહુકાળ યોગાભ્યાસ કરનારાઓને પણ દુર્લભ છે ॥૫૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ત્રિયુગશબ્દાર્થનિર્ણયે વાદિપરાજયતત્કૃતહરિસમાશ્રયનિરૂપણનામાઅષ્ટત્રિંશોઽધ્યાયઃ ॥૩૮॥

राजोवाच—हरेः कथामृतं पीत्वा तृप्तिर्नास्ति मुने ! मम । पाययातस्तदेव त्वं करुणानिभृतो ह्यसि ॥१॥ एत्य दुर्गपुरं स्वामी वृत्तालयपुरात्स्वयम् । किं किं चकार तन्मे त्वं वद शुश्रूषवेऽखिलम् ॥२॥ सुव्रत उवाच—शृणु त्वं राजशार्दूल ! रसज्ञोऽसि विशु-

## [1]અધ્યાય ૩૯ મો.

પ્રતાપસિંહ રાજા પુછેછે—હે સુવ્રત મુને ! હરિના કથામૃતને પાન કરતાં મને લેશ તૃપ્તિ થતીજ નથી, માટે તેજ અમૃતનું પાન મને ફરી કરાવો. તમે કરૂણાનિધિ છો–પોતાના પ્રયોજનની અપેક્ષા નહિ રાખીને પરપીડા ટાળવાનીજ એક પ્રવૃત્તિવાળા છો. ( ભવદવાનળથી દગ્ધ દુઃખી વ્યાકુળ એવો હું અમૃત અસાધારણને આકાંક્ષુ છું, ભગવત્કથામૃત થકી અન્ય કોઇ ઉજ્જીવન નથી, તેમ તે અમૃતને પાન કરાવનાર તમારા થકી બીજો કોઇ કરૂણાનિધિ નથી. માટે તમેજ પાન કરાવો ) ॥૧॥ હે ભગવન્મુને ! વૃત્તાલયપુર થકી દુર્ગપુર પધારીને સ્વય ભગવાને શું શું ચરિત્ર કર્યું તે સર્વ મને શુશ્રૂષુને તમે કહો ॥૨॥ એ રીતે રાજાએ પુછેલા **સુવ્રતમુનિ** કહે છે—હે રાજન્ ! તમે વિશુદ્ધબુદ્ધિ છો, અનાદિ પાપવાસનાથી કલુષિત ચિત્તવાળા જનો વિષયવિષના આસ્વાદમાંજ અભિમુખ થઇને દોડે છે, તેઓને ભગવત્કથાની શુશ્રૂષા નજ થાય. ઇન્દ્રિયારામ તેઓને ઇન્દ્રિયાર્થકથા (વિષયકથા )ના શ્રવણમાં તો સમધિક રૂચિ વર્તે છે. તમેતો તેવા નથી, માટેજ નિર્મળ અંતઃકરણવાળા હોઇને રસજ્ઞ છો. આનંદમય ભગવાન થકી બીજું બધુંય રસાભાસજ છે, રસતો આ આનંદમયજ છે, 'रसो वै सः' એવી શ્રુતિ છે, માટે તમે રસજ્ઞ–રસને તત્ત્વથી જાણો છો. માટે તમે રાજાઓમધ્યે શાર્દૂળ–શ્રેષ્ઠ છો, બહુધા રાજાઓ ભોગોપકરણ અધિક હોવાથી પ્રકૃતિથી ભોગમાં લાલસાવાળા હોય છે, તમે

૧ આ અધ્યાયમાં વૃત્તાલયપુરપ્રતિ ભગવાનનું પુનઃ પધારવું. તથા હેમંતસિંહ રાજા તથા પુંજાજીત રાજાનું અભીષ્ટ કરવાથી તેમના મનોરથનું કરેલું પરિપૂરણ તથા ધર્મજન્મનો મહોત્સવ કહ્યો છે.

द्धधीः । कथयाम्यन्यदपि ते चरितं धर्मजन्मनः ॥३॥ भक्तग्रामेषु निवसन् हरिर्वृत्तालयात् पथि । राधशुक्लप्रतिपदि प्रापदुर्गपुरं प्रगे ॥४॥ स्नात्वा कृत्वाह्निकं चक्रे कूर्मजन्मोत्सवं ततः । साधून्विप्रान्वर्णिनश्च भोजयामास सादरम् ॥५॥ तस्मिन्नेव दिने जीर्णदुर्गात्त्रायर्यौ नृपः । हेमन्तसिंहो धौरेयात् पुञ्जजिच्च नृपः पुरात् ॥६॥ एककालमुपायातौ गोपुरं तौ परस्परम् । मिलित्वानामयं पृष्ट्वा हरेरन्तिकमीयतुः ॥७॥ सुखासीनं हरिं तौ च प्रणम्य तदनुज्ञया । निषेदतुस्तत्पुरतो मानयामास तौ स च ॥८॥ वेश्मन्युत्तमभूपस्य

तो लोकविमुख होइने परमानंदमय भगवानना कथामृत श्रवणमां सभधिक रुचिवाळा छो, ते तमने रसज्ञ शुश्रूषुने बीजुं पण धर्मनंदन भगवाननुं दिव्य चरित्र कहुं छु, तेने तमे सावध मनथी सांभळो ॥३॥

हवे ३७मा अध्यायने अंते 'स्वयं नु पारणां कृत्वा द्वादश्यां द्वारिकेश्वरम् । प्रणम्योपाययौ स्वामी पार्श्वदैर्दुर्गपत्तनम् ॥ एम जे कह्युं तेना अनुवादपूर्वक वृत्तालय थकी नीकळ्या पछी मार्गमां आवतां भक्तग्रामोमां थएली श्रीहरिलीलाने संक्षेपथी कहेता थका श्रीहरिनी दुर्गपुरप्राप्ति कहेवापूर्वक तेमनुं बीजुं चरित्र कहे छे–) हे राजन् ! भगवान् श्रीहरि वृत्तालय नगरथकी नीकळीने यथाक्रमे प्राप्त थएला भक्तग्रामोमां रहेता रहेता वैशाख शुक्ल प्रतिपदाए प्रात काळे दुर्गपुरे पहोंच्या ॥४॥ ते पछी स्नान करी नित्यकर्म करी परवारी, ते दिवसे करवानो कूर्मावतार महोत्सव करीने, भगवाने वर्णी साधु विप्रोने आदरथी मिष्टान्नवडे जमाड्या ॥५॥ हे राजन् ! तेज दिवसे जीर्णदुर्ग (जुनागढ) थकी हेमंतसिंह नृप अने धौरेय (धोलेरा) पुरथी पुंजजीत् नृप दुर्गपुर आव्या ॥६॥ ते बन्ने राजाओ समसमयमां उत्तमनृपना दरबारना द्वारमां परस्पर भेगा थइ जतां अन्योन्य अनामय पुछीने, साथे मळीनेज भगवाननी सन्निधिमां आव्या ॥७॥ त्यां निजासनमां सुखेथी बेठेला श्रीहरिने प्रणाम करीने, तेमणे अभ्यनुज्ञा आपतां ते बन्ने नृपो तेमनी आगळ बेठा एटले श्रीहरिए तेमने कुशळप्रश्नादिवडे यथायोग्य मान आप्युं अने उतारो करवानी अनुज्ञा आपी. एटले श्रीह-

स्वावासं चक्रतुस्ततः । सादरं मानितौ तेन हरीक्षाप्तमहामुदौ ॥९॥ ततश्चन्दनयात्राया उत्सवान्ते च तौ हरिम् । पीठे निषण्णं स्वावासे नत्वाग्रेऽस्य निषेदतुः ॥१०॥ विज्ञापनावकाशं तं दृष्ट्वा प्राञ्जलिराह तम् । हेमन्तसिंहो नृपतिर्भगवन् ! शृणु मे वचः ॥११॥ मन्दिरं जीर्णदुर्गे त्वं राधाकृष्णस्य कारय । ममान्येषां च भक्तानां पौराणां प्रियमस्त्यदः ॥१२॥ अस्मद्देशस्याधिपतिर्वर्तते यवनेश्वरः । नाम्ना बहादरः सोऽपि ह्येतदेवानुमोदते ॥१३॥ एतं मनोरथं स्वामिन्नस्माकं प्रतिपूरय । पूर्यन्त ईदृशा ह्यद्य त्वया भक्तमनोरथाः ॥१४॥ इत्युक्त्वा विररामासौ पुञ्जजिन्नृपतिस्ततः । प्राञ्जलिर्भगवन्तं तं तद्वदेवावदन्नृप ! ॥१५॥ मनोरथो ममाप्येष मदीयानां च सर्वशः ।

રિના દર્શનથી પરમાનંદ પામેલા તે બન્નેએ ઉત્તમ ભૂપના ભવનમાં તેમણે યથાયોગ્ય આદરથી સન્માન કર્યાથકા ઉતારો કર્યો ॥૮-૯॥ તે પછી વૈશાખ શુક્લ અક્ષયતૃતીયા તિથિએ કરવાનો ચંદનયાત્રાનો મહોત્સવ પરિપૂર્ણ થઈ રહેતાં, પોતાના ઉતારામાં દિવ્ય સિંહાસનવિષે વિરાજમાન ભગવાનને પ્રણામ કરીને તે બન્ને રાજાઓ તે ભગવાનની આજ્ઞાથી તેમની આગળ બેઠા ॥૧૦॥ તે સમયે હેમંતસિંહ રાજા નિજનિવાસમાં સ્થિતિરૂપ વિજ્ઞાપનાઅવકાશ પામતાં બે હાથ જોડીને શ્રીહરિપ્રતિ એમ બોલ્યા કે-હે ભગવન્ ! મારૂં વચન સાંભળો. જીર્ણદુર્ગ નગરમાં તમે રાધાકૃષ્ણનું મંદિર કરાવાને યોગ્ય છો. તે આ મને અને પુરવાસી ભક્તજનોને પરમ પ્રિય છે. વળી આ કાર્યને જીર્ણદુર્ગપુરના અધીશ, બહાદર નામના યવનેશ્વર પણ અનુમોદન આપેછે. તમે ભક્તવત્સળ છો તો હે સ્વામિન્ ! તે આ અમારા મનોરથને તમે પરિપૂર્ણ કરો, કેમકે હમણાં તમો આવા મનોરથો ભક્તકલ્યાણમાટે પરિપૂરણ કરો છો ॥૧૧-૧૪॥ હે નૃપ ! આ પ્રકારે કહીને હેમંતસિંહ વિરામ પામતાં, પુંજજીત રાજા બે કર જોડીને તેમના પ્રતિ એમ બોલ્યા કે-હે ભગવન્ ! ધોલેરા પુરમાં આપે અમારા શ્રેયસારૂ ભગવન્મંદિર કરાવવું, કેમકે આ મનોરથ મારો અને ત્યાંના તમામ ભક્તોનો બહુ કાળથી અનુવર્તે છે. તેને

अस्ति धौरेयपुर्यां यद्विधाप्यं मन्दिरं त्वया ॥१६॥ एवं द्युभाभ्या
भक्ताभ्यामर्थ्यमानो हरिर्हसन् । उवाच मानयंस्तौ च भक्तेच्छाप
रिपूरक ॥१७॥ युवाभ्यां शुद्धबुद्धिभ्यामिदं सम्यग्विचारितम् ।
चिकीर्षितं ममाप्येतद्वर्तते खलु सुव्रतौ ! ॥१८॥ मन्दिरे कारयि
प्यामि पुर्योर्वामुभयोरपि । तत्र च स्थापयिष्यामि श्रीकृष्णमह
मेत्य वै ॥१९॥ एवमुक्त्वा स तौ भक्तौ ब्रह्मानन्दमुवाच च । सह
हेमन्तसिंहेन जीर्णदुर्गं व्रजानघ ! ॥२०॥ मन्दिरं शोभनं तत्र कार
येरश्मन दृढम् । कृष्णप्रतिष्ठासमये तत्रायास्याम्यहं मुने ! ॥२१॥
इत्युक्त ओमिति प्राह स मुनि प्राञ्जलिर्हरिम् । ततोऽसावद्भुता

ભક્તવત્સલ આપ પરિપૂર્ણ કરો ॥૧૫-૧૬॥ હે રાજન્ ! એ રીતે બન્ને
ભક્તોએ એક સાથેજ પ્રાર્થના કરેલા ભગવાન્ પોતાનો પ્રસાદ જણાવ
નારો મંદમંદ હાસ કરતાથકા ભક્તેચ્છાપરિપૂરણૈક પ્રકૃતિવાળા હોવાથી
તે બન્નેને બહુ માન આપવાપૂર્વક એમ બોલ્યા કે-સુવ્રતો ! તમારી
બુદ્ધિ બહુ શુદ્ધ છે, જેથી આ બહુ સારો વિચાર કર્યો છે-આ અધ્ય
વસાય અતિ સમચીન છે કેમકે આ અધ્યવસાય સમસ્ત જનોના શ્રેયના
મૂળભૂત છે, પ્રકૃતિ પ્રાય સંપન્ન મનુષ્યનેપણ ઉપભોગના ઉપકરણભૂત
હવેલી બાગ આદિકના નિર્માણમાજ પ્રેરેછે, તેથી આ અધ્યવસાય (નિશ્ચય)
તમારો સતોએ સમાદરણીય છે, મેં પણ આ કરવા નિશ્ચે ધારેલુ છે,
કેમકે આ તો સકળ જનોના શ્રેયના મૂળભૂત છે તો હું તમારા મનો
રથને અનુસારે બન્ને પુરીમા પણ મંદિર કરાવીશ ત્યા મંદિર નિષ્પન્ન
થતા હું પોતે આવીને યથાવિધિ શ્રીકૃષ્ણપ્રતિષ્ઠાને કરીશ ॥૧૭-૧૯॥ આ
પ્રકારે બન્ને ભક્ત ભૂપતિને કહીને ભગવાને પોતાની પાસે બેઠેલા બ્રહ્મા
નંદમુનિને કહ્યુ કે-હે અનઘ ! હેમંતસિંહની સાથે તમે જીર્ણદુર્ગપુરે સમડળ
જાવ ॥૨૦॥ હે મુને ! ત્યા જઇને રમણીય પાષાણમય દૃઢ મંદિર કરાવો
મંદિર તૈયાર થતા હું સાક્ષાત્ આવીને કૃષ્ણપ્રતિમાની પ્રતિષ્ઠા કરીશ
॥૨૧॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહેલા બ્રહ્માનંદ મુનિએ બે હાથ
જોડીને ઓમ્-એમ હું કરાવીશ એમ તેમની આજ્ઞા સ્વીકારી. પછી

नन्दमुनिमाह्यग्रतः स्थितम् ॥२२॥ मुने ! पुञ्जजिता साकं धौरेयं त्वं पुरं व्रज । मन्दिरं तत्र कृष्णस्य कारयेरतिशोभनम् ॥२३॥ एवमुक्तो मुनिः सोऽपि तथेत्याह ततश्च ते । सर्वेऽपि तत्र न्यवसन्नसिंहोत्सवावधि ॥२४॥ तदुत्सवसमाप्तौ तौ हर्याज्ञप्तौ स्वकं स्वकम् । नगरं जग्मतुर्भूपौ समुनी हर्षनिर्भृतौ ॥२५॥ ब्रह्मानन्दोऽतिचतुरैः शिल्पिभिर्मन्दिरं महत् । कारयामास पौराश्च तदुक्तार्थानुपाहरन् ॥२६॥ तथा स चाद्भुतानन्दो धौरेये मन्दिरं शुभम् । शिल्पिभिः कारयामास पौराश्चक्रुस्तदीरितम् ॥२७॥ हरिस्तद्गमनादूर्ध्वं ब्रह्मवैवर्तसंज्ञकम् । पुराणं श्रोतुमारेभे पञ्चम्यां सह सोदरः ॥२८॥ समाप्तिं कारयामास तस्यासौ भाद्रनामनि । मासे शुक्लच-

ભગવાને પોતાની સન્નિધિમાં બેઠેલા અદ્‌ભુતાનંદ મુનિને કહ્યું કે-હે મુને ! તમે આ પુંજાજીત રાજાની સાથે ધોળેરા પુરમાં સમડળ જઇને અતિ રમણીય ભગવન્મદિર કરાવો ॥૨૨-૨૩॥ હે રાજન્ ! આ પ્રકારે કહેલા અદ્‌ભુતાનંદમુનિએ પણ તથાસ્તુ એમ તેમની આજ્ઞા મસ્તકે સ્વીકારી. તે પછી તે સર્વે પણ નૃસિંહપ્રાદુર્ભાવ મહોત્સવસુધી ત્યાંજ સુખેથી રહ્યા ॥૨૪॥ તે ઉત્સવની સમાપ્તિ થતાં, ભગવાને જવાની આજ્ઞા આપેલા તે બન્ને ભૂપો પ્રહર્ષપૂર્ણ અંતઃકરણવાળા થઈ તે મુનિઓને સાથે લઇને પોતપોતાને નગરે ગયા ॥૨૫॥ બ્રહ્માનંદમુનિએ અતિચતુર રત્નો જેઠી આદિક શિલ્પિ ઓપાસે ભગવાનની આજ્ઞાને અનુસારે મહત્ મદિર કરાવાનો આરંભ કર્યો. જુનાગઢવાસી હેમતસિંહપ્રમુખ સત્સંગિજનો મદિરનિર્માણમાં ઉપયોગી તેતે પદાર્થો મુનિના કહ્યામુજબ લાવી આપવા લાગ્યા ॥૨૬॥ તેજ પ્રકારે અદ્‌ભુતાનંદમુનિએ ધોલેરા નગરમાં દયારામ ભૂષણ વિગેરે કારીગરો પાસે સુદર મદિર કરાવાનો આરંભ કર્યો. તેમાં અપેક્ષિત તેતે પદાર્થને તે પુરના ભક્તો તે તે સમયે લાવી આપવા લાગ્યા ॥૨૭॥ ભગવાને તો હેમતસિંહ પુંજાજીત રાજા પોતાને પુરે પરવર્યા પછી વૈશાખ કૃષ્ણ પચમી તિથિએ ભ્રાતાઓ સાથે બ્રહ્મવૈવર્ત પુરાણના અર્થસહિત શ્રવણનો આરંભ કર્યો ॥૨૮॥ પુરાણશ્રોતા શ્રીહરિએ સવત્ ૧૮૮૨ ના ભાદ્રપદ માસની શુકલ

तुर्थ्यां स विनायकजनुस्तिथौ ॥२९॥ तस्यां तिथौ मृन्मयरम्यमूर्तिं गणेशमानर्च महोत्सवेन । प्राज्याज्यमिश्रान् गुडलड्डुकांश्च तत्प्री तयेऽभोजयदग्रजातान् ॥३०॥ स्कन्ध तत पञ्चममेव नित्य प्रीत्येव शुश्राव समापयत्तत् । कामस्य तिथ्या धनपूर्विकायां सन्तोपयामास च वाचक स ॥३१॥ ततोऽपरेद्युर्महतोत्सवेन हरिर्हनूमन्तमपूजयच्च । शास्त्रोक्तरीत्याथ स तस्य तुष्ट्यै समर्चयामास च नैष्ठिकान्स्वान् ॥३२॥ कृत्वा च दीपोत्सवमन्नकूट जन्मोत्सव कर्तुमथ स्वपित्रो । वृत्तालय दुर्गपुरादुपागात् स कार्तिकस्याद्यचतुर्थिकायाम् ॥३३॥ रामप्रतापप्रमुखास्तदानीं तद्बन्धुवर्गा अपि सस्त्रियस्तम् । पौरा सयोपा द्रुतमन्वयु स्वै सहोत्तमश्चापि वसुन्धरेश ॥३४॥ समर्च्यमान पथि भक्तवृन्दैर्वाहाधिरूढ स च वाजिवारै ।

ચતુર્થી ગણપતિપ્રાદુર્ભાવ તિથિએ તે પુરાણશ્રવણની સમાપ્તિ કરાવી ॥૨૯॥ તેજ વિનાયકપ્રાદુર્ભાવ તિથિએ મૃત્તિકામથી રમણીય ગણેશમૂર્તિ સસ્થાપીને તે ગણેશની યથાવિધિ મહોત્સવથી પૂજા કરી પૂજાને અતે તેમની પ્રસન્નતા માટે બ્રાહ્મણોને પુષ્કળ ઘૃતમિશ્રિત ગોળના મોદકો જમાડ્યા ॥૩૦॥ અનંતર શ્રીમદ્‌ભાગવતના પચમસ્કધને પ્રતિદિન પૌરાણિક મુખથી પ્રીતિપૂર્વક સાભળતા ભગવાને ધનત્રયોદશીએ તેની સમાપ્તિ કરી અને પૌરાણિક પ્રયાગજીતને વસ્ત્ર વિભૂષણ વિગેરેના દાનથી સતુષ્ટ કર્યા ॥૩૧॥ તે થકી બીજે દિવસે કાળીચૌદશે શ્રીહરિએ યથાવિધિ મહોત્સવથી સગવસમયે હનુમાનજીની પૂજા કરીને પૂજાને અતે તેમની પ્રસન્નતા માટે પોતાના એકાતિક ભક્ત મુકુદાનંદાદિ નૈષ્ઠિક વર્ણીન્દ્રોની યથાયોગ્ય પૂજા કરી ॥૩૨॥ તે પછી દીપોત્સવ અન્નકૂટોત્સવ ત્યા કરીને માતા પિતા ભક્તિ ધર્મનો જન્મોત્સવ વૃત્તાલયપુરમા કરવા દુર્ગપુર થકી કાર્તિક શુકલ ચતુર્થી તિથિએ ચાલી નીકળ્યા ॥૩૩॥ તે સમયે સપત્નીક રામપ્રતાપપ્રમુખ શ્રીહરિના બન્ધુજનો સમ ધુપરિજન ઉત્તમ રાજા અને સપત્નીક દુર્ગપુર વાસી હરિજનો સત્વર શ્રીહરિની પાછળ પરવર્યા ॥૩૪॥ અપરિમિત અશ્વ વારોથી વીંટાએલા માર્ગમાં તે તે ગામના સત્સંગિસમાજે સમર્ચન કરેલા,

सहस्रशोऽनुद्रुत आप गोपाष्टम्यां पुरं तच्च मयामुहूर्ते ॥३५॥ पौरैरथो यात्रिकभक्तसङ्घैरभ्यागतो मङ्गलवाद्यघोषैः । प्रविश्य तत्प्रेमभरेण लक्ष्मीनारायणस्याशु चकार वीक्षाम् ॥३६॥ स्वावास उत्तीर्य पृथग्गृहेषु निवेशयित्वा च यथोचितं स्वान् । सम्भारमाहारयदुत्सवार्थं पुरान्तरेभ्योऽपि नियोज्य दूतान् ॥३७॥ अह्नि द्वितीयेऽथ कृतादितिथ्यां गवादिदानानि ददौ द्विजेभ्यः । विप्रान् परेऽह्न्याब्दिक आत्ममातुः सहस्रशोऽभोजयदिष्टभोज्यम् ॥३८॥ एकादशीदिन उदारमनाः स धर्मजन्मोत्सवं नृपतिराडिव वाद्यघोषैः । साकं महार्चनविधानत एव चक्रे विप्रान् पुपूज च सदंशुकदक्षिणाभिः ॥३९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे

દિવ્ય અશ્વ ઉપર વિરાજેલા ભગવાન્ કાર્તિક માસના શુકલપક્ષની ગોપાષ્ટમી તિથિએ દિવસના ચોથા મુહૂર્તમાં વૃત્તાલયપુરને પામ્યા ॥૩૫॥ પોતાને પુરે પધારેલા ભગવાનને જાણીને પુરવાસી સમસ્ત ભક્તો અને યાત્રાપ્રસંગને લીધે ત્યાં પ્રથમથી આવેલા ભક્તસંઘો મંગળ વાદિત્રઘોષની સાથે સન્મુખ આવ્યા તેમની સાથે પુરમાં પ્રવેશ કરીને ભગવાને પ્રથમ પ્રેમભરપૂર્વક શ્રીલક્ષ્મીનારાયણદેવના સત્વર દર્શન કર્યાં ॥૩૬॥ પછી શ્રીહરિએ મંદિરથી નૈર્ઋત કોણમાં રહેલા હરિમંડપ નામના નૈરતરીય નિવાસ સ્થાનમાં પોતે ઉતારો કરીને, પોતાના તે તે અનુયાયિજનોને તેમને તેમને ઉચિત પૃથક્પૃથક્ ઘરોમાં ઉતારો કરાવીને, ઉત્સવોપયોગી સામગ્રી દૂતો મોકલીને પુરાંતર થકી પણ મંગાવી તૈયાર કરી ॥૩૭॥ તે પછી શ્રીહરિએ બીજે દિવસે આવેલી સત્યયુગની આદ્યતિથિ કાર્તિક શુકલ નવમીએ દ્વિજોને ગવાદિ દાનો દીધાં તેથકી પરદિન દશમી તિથિએ પોતાની માતા ભક્તિના સાંવત્સરિક શ્રાદ્ધમાં બહુ બ્રાહ્મણોને ઇષ્ટ મિષ્ટાન્નવડે જમાડ્યા ॥૩૮॥ હે રાજન્ ! અનંતર મહોદાર શ્રીહરિએ એકાદશીદિવસે ( સંવત્ ૧૮૮૨ ના કાર્તિક શુકલ ) પિતા ધર્મદેવનો જન્મોત્સવ મહારાજાની પેઠે વિવિધવાદ્યઘોષપૂર્વક મહાપૂજાવિધાનથી કર્યો અને ઉત્તમ વસ્ત્ર વિભૂષણદક્ષિણાવડે વિપ્રોની પૂજા કરી ॥૩૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ..ચતુર્થ-

चतुर्थप्रकरणे पुनर्वृत्तालयागमनश्रीधर्मदेवजन्मोत्सवनिरूपणनामैकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥

सुव्रत उवाच—लक्ष्मीनारायणस्याथ मन्दिरप्राङ्गणे सभा। अपराह्णे महत्यासीत्सुधर्मेव सुरालये ॥१॥ तत्र भक्तजना सर्वे योपितश्च यथोचितम्। आगत्योपाविशन् राजन्भगवांश्च महासने ॥२॥ रामप्रताप ससुत इच्छारामश्च सात्मज। तत्रागत्याग्रतस्तस्य निषेदतुरुभावपि ॥३॥ मुकुन्दानन्दनामाद्यो जयानन्दश्च वर्णिराट्।

પ્રકરણે પુનર્વૃત્તાલયાગમન-શ્રીધર્મદેવજન્મોત્સવનિરૂપણનામૈકોનચત્વારિંશોઽધ્યાયઃ ॥૩૯॥

## [1]અધ્યાય ૪૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! શ્રીધર્મદેવની મહાપૂજા પરિપૂર્ણ થયા પછી તેજ દિવસે અપરાહ્નસમયે લક્ષ્મીનારાયણના આગણામા સુરાલય (સ્વર્ગ)મા થતી સુધર્મા નામની સુરસભા જેવી મોટી સભા થઈ આ દૃષ્ટાત તો ફ્ક્ત તેનુ પ્રશસ્તપણુ જણાવા પુરતુ હોઇને લોકોની બુદ્ધિમા ઉતારવા માટે છે, વસ્તુતાએ તો તેનાથી પણ આમા આધિક્ય છે સ્વર્ગ તો સુરોનો આલય છે અને આતો સુરોના અધિનાથનો આલય (નિવાસસ્થાન) છે, તે સભા તો કેવળ નામથી સુધર્મા છે, આતો સભા ધર્મ રક્ષણાર્થે ધૃતાવતાર ભગવાને સાક્ષાત્ અધિષ્ઠિત છે, માટેજ આ સભાની સકળધર્મપ્રવૃત્તિનુ મૂળ હોવાથી અને પારમૈકાન્તિક ધર્મનુ પ્રાધાન્ય હોવાથી સુધર્મતા મુખ્ય (સાર્થક) છે ॥૧॥ હે રાજન્! તે સભાના નરનારી ભક્તજનો સર્વે આવીને યથાયોગ્ય પોતપોતાને સ્થાને બેઠા ભગવાનતો તે સભાને સમલકૃત કરતા થકા તેના મધ્યમાં રહેલા દિવ્ય સિંહાસનમા વિરાજમાન થયા ॥૨॥ (સંક્ષેપમા કહેલા અર્થને વિસ્તારથી કહેછે-) ભગવાનના ભ્રાતા રામપ્રતાપ તથા ઇચ્છારામ પોતપોતાના પુત્રો સાથે આવીને તે સભામા ભગવાનની આગળ બેઠા મુકુદાનં० જયાનંદ વાસુદેવા

[1] આ અધ્યાયમા ભગવાને કરેલુ આચાર્યસ્થાપન તેમને આપેલો દ્વિતોય દેશાદિ અને ભક્તિદેવીનો પ્રાદુર્ભાવમહો સવ કહ્યો છે



घृत्तालयमा मंदिरपाळ्ळ सभामा श्रीहरि अयोध्याप्रसाद-रघुवीरजीने दत्तपुत्र करी पट्टाभिषेक करेछे

चतुर्थप्रकरणे पुनर्वृत्तालयागमनश्रीधर्मदेवजन्मोत्सवनिरूपणनामैकोनचत्वारिंशोऽध्याय ॥३९॥

सुव्रत उवाच—लक्ष्मीनारायणस्याथ मन्दिरप्राङ्गणे सभा। अपराह्णे महत्यासीत्सुधर्मेव सुरालये ॥१॥ तत्र भक्तजना सर्वे योषितश्च यथोचितम्। आगत्योपाविशन् राजन्भगवांश्च महासने ॥२॥ रामप्रताप ससुत इच्छारामश्च सात्मज। तत्रागत्याग्रतस्तस्य निषेदतुरुभावपि ॥३॥ मुकुन्दानन्दनामाद्यो जयानन्दश्च वर्णिराट्।

પ્રકરણે પુનર્વૃત્તાલયાગમન-શ્રીધર્મદેવજન્મોત્સવનિરૂપણનામૈકોનચત્વારિંશોઽધ્યાય: ॥૩૯॥

## [1]અધ્યાય ૪૦ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! શ્રીધર્મદેવની મહાપૂજા પરિપૂર્ણ થયા પછી તેજ દિવસે અપરાહ્ણસમયે લક્ષ્મીનારાયણના આગણામા સુરાલય (સ્વર્ગ)મા થતી સુધર્મા નામની સુરસભા જેવી મોટી સભા થઈ આ દૃષ્ટાત તો ફક્ત તેનુ પ્રશસ્તપણુ જણાવા પુરતુ હોઇને લોકોની બુદ્ધિમા ઉતારવા માટે છે, વસ્તુતાએ તો તેનાથી પણ આમા આધિક્ય છે, સ્વર્ગ તો સુરોનો આલય છે અને આતો સુરોના અધિનાથનો આલય (નિવાસસ્થાન) છે, તે સભા તો કેવળ નામથી સુધર્મા છે, આતો સભા ધર્મ રક્ષણાર્થે ધૃતાવતાર ભગવાને સાક્ષાત્ અધિષ્ઠિત છે, માટેજ આ સભાની સકળધર્મપ્રવૃત્તિનુ મૂળ હોવાથી અને પારમૈકાતિક ધર્મનુ પ્રાધાન્ય હોવાથી સુધર્મતા મુખ્ય (સાર્થક) છે ॥૧॥ હે રાજન્! તે સભામા નરનારી ભક્તજનો સર્વે આવીને યથાયોગ્ય પોતપોતાને સ્થાને બેઠા ભગવાનતો તે સભાને સમલકૃત કરતા થકા તેના મધ્યમાં રહેલા દિવ્ય સિંહાસનમાં વિરાજમાન થયા ॥૨॥ (સક્ષેપમા કહેલા અર્થને વિસ્તારથી કહેછે-) ભગવાનના ભ્રાતા રામપ્રતાપ તથા ઇચ્છારામ પોતપોતાના પુત્રો સાથે આવીને તે સભામા ભગવાનની આગળ બેઠા મુકુદાનંદ જયાનંદ વાસુદેવા

[1] આ અધ્યાયમા ભગવાને કરેલુ આચાર્યસ્થાપન, તેમને આપેલા દિનાપ દેશાદિ અને ભક્તિદેવીનો પ્રાદુર્ભાવમહોત્સવ કહ્યો છે



वृत्तालयमा मंदिरपाछळ सभामा श्रीहरि अयोध्याप्रसाद-रघुवीरजिने दत्तपुत्र करी पट्टाभिषेक करेछे



वृत्तालयमां मंदिरपाछळ सभामां श्रीहरि अयोध्याप्रसाद-रघुवीरजिने दत्तपुत्र करी पट्टाभिषेक करेछे.

वासुदेवानन्दमुख्याः सर्वेऽन्ये ब्रह्मचारिणः ॥४॥ मुक्तानन्दस्तथा ब्रह्मानन्दः साधुषु सत्तमः। गोपालानन्दनामा च नित्यानन्दादयोऽखिलाः ॥५॥ निषेदुः साधवस्तत्र ब्राह्मणाश्च नराधिप!। शिवरामो मयारामो दीनानाथादयो विदः ॥६॥ वास्तुसूरोत्तमा पुञ्जजिच्च काकुभयो नृपाः। सोमो हेमन्तसिंहाद्या निषेदुस्तत्र संसदि ॥७॥ भृगुजिद्रतजिद्वीरोऽलयाद्याः क्षत्रसत्तमाः। गोविन्दो रणछोडश्च नाथजित्प्रमुखा विशः ॥८॥ जया रमा च ललिता पुञ्जिका चामरी तथा। गङ्गा रेवा द्वितीया सा मोघामुख्याश्च योषितः ॥९॥ उपविष्टेषु सर्वेषु तत्र स्वभ्रातरौ हरिः। उवाच स्वां धर्मधुरां धातुकामो वृषान्वये ॥१०॥ शृणुतं भ्रातरौ! वाचं मम लोकहितावहाम्। अर्थं सुनिश्चितं चित्ते सत्यमेव वदाम्यहम् ॥११॥

---

नंदप्रमुख सर्वे वर्णीन्द्रो तथा मुक्तानंद ब्रह्मानंद गोपाळानंद नित्यानंद प्रमुख सर्वे मुनीन्द्रो तथा शिवराम मयाराम दीनानाथ विगेरे विद्वान् विप्रो तथा वास्तु सूर उत्तम पुंजजीत् काकुभय (रोजकाना) सोम हेमतसिंह आदिक क्षत्रियोत्तम राजाओ तथा भृगुजी रतनजी वीरो अलयो आदिक क्षत्रियोत्तमो तथा गोविंदभाई (सुरतना) रणछोडभाई (वडतालना) नाथजीत (वडोदराना) विगेरे वैश्यो यथायोग्य यथास्थान ते सभामा बेठा ॥३-८॥ जया रमा ललिता पुंजीका अमरी गंगा रेवा बीजीरेवा मोघा अमला रति अमृता आदिक अबळाओ त्या यथामर्यादा बेठी ॥९॥

सभामा सर्वकोई जनो यथायोग्य बेसी गया पछी भगवान् श्रीहरि पोतेधारण करी राखेली धर्मरक्षणरूप धर्मधुरा (आचार्यकृत्य) धर्मवंशमा धारण करवानी इच्छाथी पोताना भ्राता रामप्रताप इच्छाराम प्रति बोल्या के-॥१०॥ हे भ्रातरौ! मारी आ वाणीने तमो सांभळो हु स्वार्थसारु आ कहेतो नथी किंतु लोकहित-भवदवानळथी दग्ध थएला लोकोनु हित-अनवधिक विलक्षण अमृतथी उपशांति करवा इच्छितो हु आ कहु छु मे बहु वखतथी चित्तमा विचारीने जे अर्थ सारीरीते निश्चय कर्यो छे ते आ कहु छु प्ररोचना माटे आ कहेतो नथी किंतु सत्यज कहु छु ॥११॥

योऽयं जनगुरुत्वेऽप्यधिकारो वर्तते मम । न्यस्तोऽस्ति स बलादेव श्रीस्वामिचरणैर्मयि ॥१२॥ गुर्वाज्ञा पालनीयेति बुद्ध्योढा धर्मधूर्मया । एतावत्कालपर्यन्तं भक्तिधर्मौ पुपुक्षता ॥१३॥ साम्प्रतं पञ्चमस्कन्धभूयोभूयःश्रुतेरहम् । निवृत्तौ स्थातुमुत्कोऽस्मि यथा भरतो जडः ॥१४॥ त्यक्तप्रवृत्तिकार्योऽहं दशमस्कन्धमन्वहम् । पठन् शृण्वन्करिष्यामि भक्तिं कृष्णस्य नेतरत् ॥१५॥ तस्माद्धर्मान्ववाये तां निदध्यामधुनेति मे । इच्छास्त्यतोऽहं वां याचे पुत्रौ द्वावीप्सितौ मम ॥१६॥ सुव्रत उवाच—इत्याकर्ण्य हरेर्वाचं जगादादौ तद-

જન-જનિમાન્ દેહિઓનું જનન મરણાદિરૂપ-દુઃખચક્રને દૂર કરવામાંજ એક ઉપયોગી જે આ ગુરૂપદ છે તેમાં હું અધિકૃત થયો છું. તે આ અધિકાર મને અતિપ્રિય ન હતો તથાપિ શ્રીરામાનંદસ્વામિચરણોએ મારેવિષે બળાત્કારથીજ આરોપણ કરેલો છે. તે આ ધર્મભક્તિના સંરક્ષણરૂપ છે પણ આત્મામાં એક આરામ જેને છે અને એકાંત સ્થળજ જેમને પ્રિય છે એવા મુનિવૃત્તિવાળા મારા જેવાને તો ભારભૂતજ છે. તથાપિ ગુરૂની આજ્ઞા અવશ્ય અનુપાળવી જોઇએ એવી બુદ્ધિથી આટલા કાળપર્યંત તે ધર્મભાર મસ્તકે વહન કર્યો છે ॥૧૨-૧૩॥ જે મારી સ્વાભાવિકી રૂચિ નિવૃત્તિમાર્ગમાં વર્તતી હતી તે હાલમાં પ્રતિદિન શ્રીમદ્ભાગવતના પંચમસ્કંધના વારેવારે શ્રવણથી વિશેષપણે સમુદ્દીપન થતાં મને નિવૃત્તિમાર્ગમાં રહેવાની તીવ્ર ત્વરા કરાવે છે, માટે હું હવે જડભરતની પેઠે નિવૃત્તિમાર્ગમાં રહેવા સમુત્સાહી છું ॥૧૪॥ હું આ પ્રવૃત્તિમય કાર્યભારને ત્યાગ કરીને (વિજન સ્થાનમાં વસીને) પ્રતિદિન શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધના પઠનશ્રવણથી કૃષ્ણમાં મન અખંડિત જોડી દઈને તેમના ભક્તિરસામૃતના પાનમાં પરમ પ્રીતિવાળો થઈ રહું, એવોજ મારે દૃઢ અધ્યવસાય હાલમાં સમુદ્ભવ્યો છે ॥૧૫॥ માટે હાલમાં આ ધર્મધુર ધર્માન્વયમાં ધારણ કરૂં એવી મને તીવ્ર વાંછા થઈ છે. માટે તેવી ધર્મધુર વહન કરવામાં સમર્થ અભીપ્સિત બે પુત્રો તમારી પાસે માગું છું ॥૧૬॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! આવી ભગવાનની વાણી મુનિને

ग्रजः । त्रयः सन्ति हि पुत्रा मे तत्रेष्टो यः स गृह्यताम् ॥१७॥ ततः कनीयांस्तं प्राह तनयाः सन्ति पञ्च मे । तत्र यस्य जिघृक्षा ते भवेत्सोऽद्यैव गृह्यताम् ॥१८॥ तयोरिति वचः श्रुत्वा प्रसन्नो हरिराह तौ । देह्ययोध्याप्रसादाख्यं सुतमेतं त्वमग्रज ! ॥१९॥ त्वमिच्छाराम ! मे देहि रघुवीराभिधं सुतम् । इत्युक्ते तेन तौ दातुं सद्य एवोत्थितौ सुतौ ॥२०॥ ततो हरिर्वैदिकविप्रवर्यैः शास्त्रोदितं दत्तविधिं विधाय । वादित्रगीतध्वनिमङ्गलाढ्यं जग्राह तौ सर्वजनानुरागौ ॥२१॥ आस्थाप्य तावात्मन एव पीठे वस्त्रैरनर्घ्यैः सुविभूषणैश्च । सम्मान्य सर्वैर्निजभक्तपुम्भिस्तयोर्मुदार्चीकरदर्चनं सः ॥२२॥ अथ तावाह भगवान् पुत्रौ ! मे शृणुतं वचः । अस्माकमि-

પ્રથમ તેમના મોટાભાઈ રામપ્રતાપજી 'મારે પુત્રો ત્રણ છે તેમાંથી એક જે તમને પ્રિય હોય તેને ગ્રહણ કરો' એમ બોલ્યા. તે પછી નાનાભાઈ ઇચ્છારામજી 'મારે પુત્રો પાંચ છે તેમાંથી જે સમુચિત હોય તે એક હમણાંજ ગ્રહણ કરો' એમ બોલ્યા ॥૧૭-૧૮॥ હે રાજન્! આવું ભ્રાતાઓનું વચન સાંભળીને પ્રસન્ન થએલા શ્રીહરિએ તેમને કહ્યુ કે-હે જ્યેષ્ઠબન્ધુ રામપ્રતાપ ! જે આ અયોધ્યાપ્રસાદ નામનો તમારો પુત્ર છે (તે ધર્મધુર વહન કરવાને લાયક છે) તેને તમે આપો. હે ઇચ્છારામ ! રઘુવીર નામનો આ તમારો પુત્ર મને આપો. હે રાજન્ ! આ પ્રકારે શ્રીહરિ ભગવાને કહેલા તે બન્ને ભ્રાતાઓ પોતપોતાનો પુત્ર શ્રીહરિને સમર્પવા તત્ક્ષણજ ઉભા થયા ॥૧૯-૨૦॥ ત્યાર પછી ભગવાને વાદિત્રગીતાદિ મંગળધ્વનિપૂર્વક શાસ્ત્રોક્ત દત્તવિધિ હરિશર્માવિગેરે વૈદિક વિપ્રવર્યો પાસે કરાવીને, જેમનેવિષે સર્વ જનોને અનુરાગ વર્તેછે એવા તે અયોધ્યાપ્રસાદ અને રઘુવીરજીને પોતાના પુત્રપણે પ્રતિગ્રહ કર્યો ॥૨૧॥ પછી ભગવાને તેમને પોતાનાજ આસનમાં બેસારીને, મહામૂલ્ય વસ્ત્ર વિભૂષણ આદિકવડે સન્માન કરીને, સર્વ નિજભક્તોપાસે મહાનંદથી તેમની ચંદન પુષ્પાદિવડે પૂજા કરાવી ॥૨૨॥ અનંતર ભગવાન્ શ્રીહરિ તે પુત્રો પ્રતિ એમ બોલ્યા કે-હે પુત્રો ! આતો તમારે સદા અવધારવા યોગ્ય છે, તો અવધાનથી મારૂં

ष्टदेवोऽस्ति श्रीकृष्णो भगवान् स्वयम् ॥२३॥ तन्मन्दिराण्यनेकानि कारितानि मया भुवि । तद्वृत्तयश्च सर्वत्र कारिता सन्ति पुत्रकौ ! ॥२४॥ तत्राप्याद्ये मन्दिरे द्वे एक श्रीनगरेऽस्ति यत् । नरनारायण स्यात्र लक्ष्मीनारायणस्य च ॥२५॥ तयोर्मध्यविभागेन खण्डोऽयं भारताह्वय । कल्पितोऽस्ति मया द्वेधा तत्तन्नाम्ना स उच्यते ॥२६॥ धर्मदत्त जनैर्यद्यद्धनधान्यांशुकादिकम् । खण्डेऽत्र दक्षिणे तत्तल्लक्ष्मीनारायणस्य हि ॥२७॥ एवमुत्तरखण्डेऽपि धर्मदत्तं जनैस्तु यत् । नरनारायणस्यैव तदित्थ कल्पित मया ॥२८॥ एकैकखण्डे गुरुता स्वाश्रिताना नृणां मया । पृथक्पृथग्युवाभ्या तु दीयते धर्मगुप्तये ॥२९॥ इत्युक्त्वासौ पत्रिके द्वे शुकानन्दाख्यसाधुना ।

---

આ વચન સાભળો ભગવાન્ શ્રીકૃષ્ણ આપણા ઇષ્ટ દેવ છે, તે સ્વય ભગવાન્ છે ॥૨૩॥ હે પુત્રો ! તેમના મદિરો અનેક ભૂમિઉપર લોકકલ્યાણ માટે મેં કરાવ્યા છે, તે તે મદિરની વૃત્તિઓ–નિત્ય નૈમિત્તિક સમગ્ર પૂજા પ્રવાહમા પર્યાપ્ત ક્ષેત્ર આરામાદિ સપત્તિઓ તેના તેના પ્રાત પ્રદેશમા કરાવી છે ॥૨૪॥ તે સર્વ મદિરો મધ્યે બે મદિરો મુખ્ય છે, તેમા એક શ્રીનગરમા નરનારાયણનુ અને બીજુ તો અહીં લક્ષ્મીનારાયણનુ છે તે તે મદિરના મધ્ય વિભાગથી ( પૂર્વે કલકત્તાપુર અને પશ્ચિમે શખોદ્ધાર નામનુ દ્વારિકાપુરસુધી સમસૂત્રરેખામા અતર્ગત પુરગ્રામ લખવાપૂર્વ-અતર્વિભાગ કરીને ) આ ભારત નામનો ખડ બે પ્રકારે વિભાગ કર્યો છે, તે 'આ નરનારાયણદેશ અને આ લક્ષ્મીનારાયણદેશ એવા નામથી કહેવાશે ॥૨૫ ૨૬॥ આ દક્ષિણ ખડમા જનોએ જે જે ધન ધાન્ય વસ્ત્રાદિ ધર્માર્થે આપ્યુ હોય તે તે લક્ષ્મીનારાયણનુજ છે એજરીતે ઉત્તર ખડમા પણ લોકોએ જેજે ધન ધાન્યાદિક વસ્તુ ધર્માદા આપ્યુ હોય તે નરનારાયણનુજ છે એરીતે ધાર્મિક દ્રવ્ય વિભાગની વ્યવસ્થા મેં બાંધી છે ॥૨૭–૨૮॥ હે પુત્રો ! એરીતે દેશવિભાગથી એક એક ખડમા મદાશ્રિત જનોના નિ શ્રેયસમા સમુપયોગી ગુરૂપદ પૃથક્ પૃથક્ હુ તમને ધર્મસરક્ષણ માટે આપુ છુ ॥૨૯॥ હે રાજન્ ! આ પ્રકારે શ્રીહરિએ પોતાના પુત્રો પ્રત્યે કહીને પછી સભા

अलेखयत्सभामध्ये कृतस्वोक्तार्थविस्तरे ॥३०॥ ते गृहीत्वा स्वकरयोस्ताबुवाच महामनाः । एकैकामेतयोः पत्रीं गृह्णीतमिति भूपते ! ॥३१॥ तदैकैकां जगृहतुः पत्रिकां तौ पृथक् पृथक् । गृहीत्वा तत्र कृष्णस्य नामैक्षेतामनाकुलौ ॥३२॥ प्रापासीद्रघुवीरेण लक्ष्मीनारायणस्य तु । पत्र्ययोध्याप्रसादेन नरनारायणस्य च ॥३३॥ तद्दृष्ट्वा हरिरूचे स्वानाश्रितान् सकलान् जनान् । युष्माकमेतौ हि

મધ્યે પોતે કહેલો અર્થ અને કહેવામાં આવશે એવા અર્થના વિસ્તારને જણાવનારી બે પત્રિકાઓ એક નરનારાયણ નામથી અંકિત અને બીજી લક્ષ્મીનારાયણ નામથી અંકિત ( ગુજરાતી ભાષામાં ) શુકાનંદમુનિપાસે સ્પષ્ટ અક્ષરથી લખાવી. ( યદ્યપિ અહીં સભામધ્યે શુકાનંદસાધુપાસે પોતે કહેલા અર્થના વિસ્તારવાળી બે પત્રિકાઓ લખાવી એમ કહ્યું છે, અથાપિ એટલો અહીં વિશેષ સમઝવો–સંવત્ ૧૮૮૨ના કાર્તિક શુકલ એકાદશીએ વૃત્તાલયમાં સભામધ્યે ઉક્તાર્થ અને વક્ષ્યમાણાર્થના અલ્પ વિસ્તારવાળી બે પત્રિકા શુકાનંદમુનિ પાસે લખાવીને યથોક્ત રીતિ ચલાવી. તે પછી સંવત્ ૧૮૮૩ ના માર્ગશીર્ષ માસની પૂર્ણિમાએ દુર્ગપુરમાં આના સવિસ્તર અર્થવાળી મોટી બે પત્રિકાઓ ફરી શુકાનંદસાધુ પાસે લખાવીને તે બન્નેમાં બન્ને પુત્રોપાસે પરસ્પર હસ્તાક્ષરથી તેમનો તેમનો મતવિન્યાસ ( અનુમતિની સહી ) કરાવીને એક એક પત્રિકા એક એકને સ્વયં શ્રીહરિએ આપી ) ॥૩૦॥ હે ભૂપતે ! મહા ઉદાર મનના શ્રીહરિએ તે બન્ને પત્રિકાઓને અંજળિપણાને પમાડેલા કરકમળમાં ગ્રહણ કરીને 'આમાંથી એક એક પત્રિકાને ગ્રહણ કરો' એમ તે અયોધ્યાપ્રસાદ તથા રઘુવીરજીને કહ્યું ॥૩૧॥ તે સમયે તેમણે ભગવાનની આજ્ઞામુજબ એક એક પત્ર લઇને વિના વ્યાકુળતાએ તેની અંદર લખેલું કૃષ્ણનું–નરનારાયણ અને લક્ષ્મીનારાયણનું નામ પૃથક્ પૃથક્ જોયું ॥૩૨॥ તેમાં લક્ષ્મીનારાયણ નામથી ચિહ્નિત લેખ રઘુવીરજીના ભાગમાં આવ્યો અને અયોધ્યાપ્રસાદજીને તો નરનારાયણ નામથી ચિહ્નિત લેખ ભાગમાં આવ્યો ॥૩૩॥

તે ભાગમાં આવેલી પત્રીને જોઇને ભગવાન્ પોતાના સમગ્ર આશ્રિત

गुरू कृतावद्यदिनान्मया ॥३४॥ नरनारायणस्य स्युः खण्डे ये मदु-
पाश्रिताः । ते त्वयोध्याप्रसादस्य शिष्या इत्यवधार्यताम् ॥३५॥
लक्ष्मीनारायणस्याथ खण्डे स्युर्ये मदाश्रिताः। रघुवीरस्य ते शिष्याः
सर्वे इत्यवधार्यताम् ॥३६॥ स्त्रीणां खण्डद्वयस्थानामेतयोर्योषितौ
गुरू । एवमेव हि युक्तत्वान्मर्यादा स्थापिता मया ॥३७॥ उभावेतौ
धर्मवंश्यौ युष्माभिर्धर्मदेववत् । मान्यौ सेव्यौ स्वशक्त्यान्नवस्त्रभू-
षाधनादिभिः ॥३८॥ एतयोश्चैतद्वंश्यानां करिष्यन्ति य आश्रयम् ।
तान् कृष्णो भगवान् धाम देहान्ते नेष्यति स्वकम् ॥३९॥ इत्यु-
क्त्वा तान् पुनः पुत्रावुवाच स हरिर्नृप ! । युवाभ्यां स्वस्वखण्डस्थाः
शिष्याः कार्या न चेतरे ॥४०॥ तद्दत्तं चान्नवस्त्रादि ग्राह्यं नान्यस्य

---

જનો પ્રત્યે બોલ્યા કે–હે જના. । આ દિવસને આરંભીને મેં આ અયો-
ધ્યાપ્રસાદ અને રઘુવીરને તમારા ગુરૂ-કર્યા છે.–નરનારાયણના ખંડમાં જે
મારા આશ્રિતો હોય તે અયોધ્યાપ્રસાદજીના શિષ્યો જાણવા ( તેમના ગુરૂ
અયોધ્યાપ્રસાદ છે ) અને જે લક્ષ્મીનારાયણના ખંડમા મારા આશ્રિત
જનો હોય તે રઘુવીરજીના શિષ્યો જાણવા ( તે સર્વેના ગુરૂ રઘુવીર છે )
॥૩૪–૩૬॥ આ અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજીની સુનંદા વિરજા
નામની જે ધર્મપત્નીયો છે તે બન્ને ખંડનેવિષે રહેલી હરિભક્તસ્ત્રીયોનાં દેશ-
ભેદ ક્રમને અનુસારે ગુરૂ કર્યાં છે વિચાર કરતાં સ્ત્રીયોનું ગુરૂપણું આચા-
ર્યપત્નીનેજ યોગ્ય જાણીને મેં આ મર્યાદા સ્થાપી છે તે સર્વેએ અનુપાળવી
॥૩૭॥ તમારે આ આચાર્યપદમાં સ્થાપેલા ધર્મવંશીય બન્ને– મારા પુત્રો
ધર્મદેવની પેઠે માનવા અને યથાશક્તિ અન્ન વસ્ત્ર વિભૂષણ વિત્ત વિગેરેવડે
સારીરીતે સેવવા ॥૩૮॥ જે જનો આ બન્ને આચાર્યો અને એમના વંશમાં
થનારા આચાર્યોનો આશ્રય કરશે તેમને ભગવાન્ શ્રીકૃષ્ણ દેહાવસાન સમયે
પોતાના ગોલોક ધામપ્રતિ તેડી જશે ॥૩૯॥

હે નૃપ ! આ પ્રકારે શ્રીહરિ ભક્તજનો પ્રતિ કહીને ફરીથી પુત્રો
પ્રત્યે બોલ્યા કે–તમારે પોતપોતાના દેશના જનોને શિષ્યો કરવા પણ
એક બીજાના દેશના નજ કરવા ॥૪૦॥ અને પોતપોતાના ખંડના ભક્ત-

**तु कचित् । साधवो वर्णिनः पद्मा ये स्युस्ते तूभयोः समाः ॥४१॥ अपक्षपाताः कर्तारस्ते सेवां युवयोर्द्वयोः । ये पक्षपातिनः स्युस्ते भ्रष्टा यास्यन्त्यधोगतिम् ॥४२॥ युवयोः शिष्यवित्तार्थविवादस्य तु निर्णये । द्वौ द्वौ गृहस्थौ धर्मस्थौ कार्यौ नैते तु कर्हिचित् ॥४३॥ स्त्रीभ्यां वां स्वाश्रितस्त्र्यर्थविवादस्य च निर्णये । कार्ये सभर्तृके द्वे**

જનોએ આપેલુ અન્નવસ્ત્રાદિ તમારે ગ્રહણ કરવુ. પણ એક બીજાના દેશના જનોએ આપેલું નજ ગ્રહણ કરવુ એટલે લક્ષ્મીનારાયણ દેશના આચાર્યે નરનારાયણ દેશના જનોએ અર્પેલુ અન્ન ધન વસ્ત્રાદિ ન લેવું, તેમ નરનારાયણ દેશના આચાર્યે લક્ષ્મીનારાયણ દેશના જનોએ આપેલુ અન્નવસ્ત્રાદિ ન લેવું (સાધુ પાળા આદિક અનુયાયી જનોએ સહિત પોતાના ભોજન પર્યાપ્ત અન્નના ગ્રહણમાં તો પરસ્પર બાધ નથી એમ જાણવું આથી અધિક અજાણથી લીધુ હોય તો એક બીજાએ પાછુ મોકલી દેવુ. લક્ષ્મીનારાયણ ખંડના જને નરનારાયણાદિ પ્રતિમાની આગળ અર્પેલુ તેમજ નરનારાયણ ખંડના જને લક્ષ્મીનારાયણાદિ પ્રતિમા આગળ અર્પેલુ ધનાદિક બન્ને આચાર્યોએ પરસ્પર પાછુ ન મોકલવું, તેતો ગ્રહણ કરવું, આટલો વિશેષ અર્થ અહી જાણવો) જે સાધુઓ બ્રહ્મચારીઓ અને પાળાઓ છે તેતો તમારે બન્નેને શિષ્યભાવમા સમ છે (એમને પૂજ્યપણે તમે તુલ્ય છો) ॥૪૧॥ (સમતાને કહેછે–) તે આ સાધુપ્રમુખ ત્યાગીઓ પક્ષપાત વિના તમારી બન્નેની સેવા કરવાને યોગ્ય છે. જેઓ પક્ષપાત કરશે તેઓતો સ્વધર્મ થકી ભ્રષ્ટ થઇને સંસૃતિરૂપ અધોગતિ (કુગતિ)ને પામશે ॥૪૨॥ જો કદાચિત્ કાળ દેશના વૈષમ્યયોગથી શિષ્યનિમિત્તે કે તેણે આપેલા ધનાદિનિમિત્તે વિવાદ થાય તો તેના નિવારણરૂપ નિર્ણયમા ધર્મનિષ્ઠ હોવાથી પક્ષપાતે રહિત એવા બે બે ગૃહસ્થો (બે લક્ષ્મીનારાયણદેશના અને બે નરનારાયણદેશના) કરવા, એટલે કર્તવ્યાર્થનો નિર્ણય તેમને સોંપવો. પરંતુ આ સાધુ આદિક ત્યાગીઓને તો ક્યારેય પણ વિવાદાર્થના નિર્ણયમા જોડવા નહિ ॥૪૩॥ તથા તમારી ભાર્યાઓએ શિષ્યભાવને પામેલી સ્ત્રિયોનિમિત્તે કે

द्वे योपे रण्डास्तु न कचित् ॥४४॥ गृहीतरा यत्र नरा गृहिकार्यस्य निर्णये । रण्डाश्च स्युर्न तत्सिद्ध्येत्कार्यध्वंसो भवेत् खलु ॥४५॥ युवाभ्यां मन्मतान् ग्रन्थानष्टावाश्रित्य नित्यदा । वृत्तं शिष्या वर्तनीया सम्प्रदायानुसारत ॥४६॥ यच्चैतद्वां मया दत्तं तदस्ति स्वभुजार्जितम् । स्वत्वं कस्याप्यतो नात्र पितुर्भ्रात्रोश्च वै तयो. ॥४७॥ तपस्विनमिवर्षिं मां जानीतं वदरीपतिम् । स्वेच्छागतं स्वधाम्नोऽत्र गन्तार तत्र वै पुन. ॥४८॥ यस्मै दित्सा ममैवासीत्तस्मै स्वातन्त्र्यतो मया । दत्तमेतत्स्वकं सर्वं नातो भागोऽत्र कस्यचित् ॥४९॥ युवयो.

---

તેણીએ અપાતા ધનાદિનિમિત્તે વિવાદ થાય તો તેના નિર્ણયમા બે બે ધર્મનિષ્ઠ સધવા સ્ત્રિયો કરવી, એટલે તેમને વિવાદાર્થનો નિર્ણય કરવા સોંપવો પણ રડાઓને તો ક્યારેય પણ તેના નિર્ણયમા નિયોજવી નહિ ॥૪૪॥ (ત્યાગીઓને તથા રંડાઓને તેમા નહિ નિયોજવામા નિમિત્ત કહે છે) વ્યાવહારિક કાર્યમા ગૃહસ્થોનો સબન્ધજ મગળદાયી થાય, પણ તેથી બીજા ત્યાગાશ્રમનિષ્ઠોનો તથા વિધવાપણાને પામેલી વનિતાઓનો સબન્ધ મગળદાયી નજ થાય, ગૃહિકાર્યના નિર્ણયમા તે બન્નેનો જો સબન્ધ થાય તો તે કાર્ય સિદ્ધ ન થતા નિશ્ચે નાશજ થાય ॥૪૫॥ વળી તમારે મેં માન્ય કરેલા વેદ વ્યાસસૂત્રાદિ આઠ ગ્રથોને અનુસરીનેજ પ્રતિદિન વર્તવુ અને તેમજ આશ્રિત જનોને સપ્રદાયને અનુસારે વર્તાવવા ॥૪૬॥ મેં તમને જે આ મદિરાદિ આપ્યુ છે તે મેં પોતેજ બાહુબળથી સપાદન કરેલુ છે, માટે એમા મારા પિતા ધર્મદેવનુ કે આ મારા ભાઈ રામપ્રતાપ ઈચ્છારામને મધ્યે કોઈનુ પણ સ્વત્વ (હક) લેશપણ છેજ નહિ ॥૪૭॥ વળી આ સર્વના શ્રેયસારૂ સ્પષ્ટ કહૂં છુ કે-મને બદરીપતિ તપસ્વી નારાયણ ઋષિની પેઠે અકર્મવશ્ય લોકાનુગ્રહ માટે ભૂમિઉપર નરનાટ્યને પ્રકટ કરી રહેલા, સ્વેચ્છાથી સ્વધામ અક્ષરથી આ લોકમા આવેલા અને અવતરણકૃત્ય સમાપ્ત થતા ફરી પણ સ્વધામ પ્રતિજ જનારા એવાને નિશ્ચયથી તમે જાણો ॥૪૮॥ બહુ ભ્રાતૃપુત્રો મધ્યે મને જેનેજ આપવાની ઇચ્છા થઈ તેનેજ સ્વતંત્રપણે મેં આ સર્વસ્વ આપ્યુ છે માટે આમા તમારા ભ્રાતાદિ કોઈ પણ

पुत्रबाहुल्ये जातेऽपि गुरुतासने । एकः स्थाप्यो गुणी पुत्रो न ज्येष्ठनियमोऽत्र तु ॥५०॥ जनानुरागो यस्मिन् स्याच्छिष्यधर्मावनक्षमः । स्वसम्प्रदायधर्मस्थो यश्च स्यात्स गुरुर्भवेत् ॥५१॥ तादृक् पुत्रो न चेत्स्वस्य तदान्यं धर्मवंशजम् । गृहीत्वा दत्तविधिना स्थाप्यो मद्वन्न सोऽङ्गजः ॥५२॥ इत्याज्ञा पालनीया मे सर्वैरपि यथायथम् । वर्तिष्यतेऽन्यथा यस्तु स मच्छिष्यबहिष्कृतः ॥५३॥ सुव्रत उवाच—इति तस्य वचो निशम्य सर्वे प्रणतास्तज्जगृहुर्मुदा शिरोभिः । गुरुभावमितौ च तौ प्रणम्य प्रभुमित्थं तमुदारमूचतुर्द्वौ ॥५४॥ त्वं साक्षादीश्वरोऽसि प्रकटितमहिमा स्वेच्छया

જનનો ભાગપ્રસંગ લેશથી પણ નથી ॥૪૯॥ તમારે બહુ પુત્રો થાય તો પણ એકજ ગુણવાન્ પુત્રને ગુરૂપદમાં સ્થાપન કરવો. આમાં જ્યેષ્ઠ પુત્રનેજ સ્થાપન કરવો એવો નિયમતો છેજ નહિ. કિંતુ પુત્રોમાં જે ગુણી હોય તેજ સ્થાપન કરવો ॥૫૦॥ (ગુરૂપદ સ્થાપનને યોગ્ય પુત્રના ગુણોને કહેછે–) જે પુત્રમાં ગુણોએ કરીને ધર્મનિષ્ઠ જનોને અનુરાગ થાય અને જે શિષ્યોના ધર્મના રક્ષણમાં (અથવા શિષ્યોના અને ધર્મના રક્ષણમાં) સમર્થ હોય અને જે પોતાના સંપ્રદાયસિદ્ધ ધર્મોમાં નિષ્ઠાવાળો હોય તેજ પુત્ર ગુરૂપદમાં સ્થાપન કરવાને લાયક છે, બીજો નહિ ॥૫૧॥ તેવા સદ્ગુણે સંપન્ન સુત જો પોતાને ન હોય તો ધર્મવંશના બીજાને દત્તવિધિથી પુત્ર પણે પરિગ્રહ કરીને મેંજ જેમ એમ આ આચાર્યપદમાં તમારે સ્થાપન કરવો. સાક્ષાત્ ઔરસ હોય પણ જો ગુણહીન હોય તો નજ સ્થાપન કરવો ॥૫૨॥ આ મારી આજ્ઞા મારા આશ્રિત તમારે સર્વેએ પણ (આચાર્યોએ અને સર્વ સત્સંગિઓએ) યથાવિભાગ અનુપાળવી. જેતો અન્યથા વર્તશે તે મારા ચરણાશ્રિત સમાજથકી બહિષ્કૃત જાણવો ॥૫૩॥

હે રાજન્! આવું ભગવાન્ શ્રીસહજાનંદસ્વામિનું વચન સાંભળીને પૂર્વોક્ત સર્વેએ ભક્તિથી નમ્ર મસ્તકે હર્ષથી ગ્રહણ કર્યું. ગુરૂભાવને પામેલા તે બન્ને પુત્રો મહોદાર મહાપ્રભુને પ્રણામ કરીને એમ બોલ્યા કે– ॥૫૪॥ હે ભગવન્! તમે સાક્ષાત્ સર્વેશ્વરેશ્વર, સ્વેચ્છાથી નૃનાટ્યને

मात्तवाभ. सेव्यो नृणा च नारायणऋषिरिति नौ निश्चयोऽस्त्येव चित्ते । आज्ञायां तिष्ठतोर्नौ तव भुवि भगवन्धर्महानि कदाचि देहेऽहन्ता तदीयेषु च पुरुममता माऽस्तु साऽस्तु त्वदङ्घ्रौ ॥५५॥ इति तयोर्वचन स निशम्य तावचनतावभिनन्द्य सदाशिषा । अकृत जागरणं गुणकीर्तनैर्भगवत. सह भक्तजनैर्निजै ॥५६॥ द्वादश्यां बहुविधभक्ष्यभोज्यलेह्यै. सन्तर्प्य द्विजगणसाधुमण्डलानि । अनार्थानितरजनांश्च मानपूर्वं भ्रात्राद्यै. सह विदधेऽथ पारणां स ॥५७॥ सम्भारान् दिनयुगलेन साधयित्वा राकायामकृत महो-

સ્વીકારી રહેલા, પોતાનો અસાધારણ મહિમા પ્રકટ કરી રહેલા, સમગ્ર જનોએ સેવનીય, સર્વના સાક્ષાત્ દૃષ્ટા નારાયણજ છો એવો અમારા ચિત્તમા દૃઢ નિશ્ચય થયો છે આપની આજ્ઞાનુ જે અનુવર્તન છે તેજ અમને અનુરૂપ, પરમ નિ શ્રેયસના મૂળભૂત પરમ ધર્મ છે, આવા આપની આજ્ઞાના અનુવર્તનરૂપ ધર્મમા વર્તતા એવા અમારે ભૂમિમા ધર્મની હાનિ ક્યારેય પણ નજ થાય અને તેના મૂળભૂત દેહ દૈહિકમા અહભાવ મમભાવ નજ થાય આ ભૂમિમા કર્મગતિની વિચિત્રતાને લીધે કે સગની વિચિત્રતાને લીધે મોટાઓને પણ પ્રામાદિક ધર્મભગ થાયજ માટે તે પ્રામાદિક એવો પણ ધર્મભગ અમારે નજ થાય એવી આર્થના કરીએ છીએ કિંતુ અમે એજ વારેવારે માગીએ છીએ કે–આપના ચર ણારવિંદમાજ પ્રીતિ સર્વદા અનુવર્તો ॥૫૫॥ હે રાજન્ ! એરીતે વિજ્ઞાપના કરીને ચરણમા પ્રણામ કરતા તે પુત્રોને તેમનુ વચન સાભળીને પ્રસન્ન થએલા ભગવાને શુભ આશિર્વચનથી અભિનંદન કરીને, તે રાત્રિએ પોતાના ભક્તજનોની સાથે જાગરણમત ભગવદ્ગુણ કીર્તનાદિવડે કર્યુ ॥૫૬॥ અનંતર દ્વાદશીએ બહુવિધ ભક્ષ્ય ભોજ્ય લેહ્ય ચોષ્યે સહિત મિષ્ટાન્નવડે બહુ બ્રાહ્મણો અને વર્ણિ સાધુમડળોને માનપૂર્વક સતૃપ્ત કરીને બીજા પણ બધા અનાર્થિજનોને સતૃપ્ત કરીને, પછીથી પોતે ભ્રાતાદિકની સાથે પારણા કર્યાં ॥૫૭॥ તે પછી ભગવાને બે દિવસમા (ત્રયોદશી ચતુર્દશીરૂપ) ઉત્સવો પયોગી સમગ્ર સામગ્રી સપાદન કરી પૂર્ણિમાએ માતા ભક્તિદેવીનો શ્રાદ્ધ-

त्सवं स भक्तेः । यं श्रुत्वा नृपतिवरा अपि क्ष्मायां साश्चर्यं स्वसदसि सादरं शशंसुः ॥५८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे आचार्यस्थापनतच्छिक्षाश्रीभक्तिदेवीजन्मोत्सवनिरूपणनामा चत्वारिंशोऽध्यायः ॥४०॥

सुव्रत उवाच—अथ तत्र सुखासीनमुत्सवान्ते हरिं नृप ! । नारुपन्त उपेयाय ससादी वटपत्तनात् ॥१॥ प्रणमन्तं नृपामात्यं स्वभक्तं च तमागतम् । मानयामास भगवान् यथार्हं स्वागतादिभिः ॥२॥ तदन्तिके निषण्णोऽसौ बद्धाञ्जलिरुवाच तम् । स्वामिन् ! सिंहजितो राज्ञः स्वीकार्या प्रणतिर्भृशम् ॥३॥ तेनाहं प्रेषितोऽस्म्यत्र

र्लवनिमित्तनो महोत्सव महा संभ्रमथी कर्यो. जे भगवाने करेला उत्सवप्रकारने सांभळीने पृथ्वीउपर महाराजाओ पण आश्चर्य पामीने पोतपोतानी सभामां तेमनुं यश आदरथी विशेषपणे वखाणवा लाग्या ॥५८॥ इति श्रीसत्संगिजीवने...चतुर्थप्रकरणे आचार्यस्थापन-तच्छिक्षा-श्रीभक्तिदेवीजन्मोत्सवनिरूपणनामा चत्वारिंशोऽध्यायः ॥४०॥

## [1]अध्याय ४१ मो.

सुव्रतऋषि कहेछे—हे नृप ! अनंतर भक्तिदेवीना उत्सवने अंते लक्ष्मीनारायणमंदिरमां थएली समितिमां सुखेथी बेठेला भगवाननी समीपे नारुपंत नामना, सयाजीराव राजाना मंत्री वटपत्तनथकी अश्ववारेसहित वृत्तालयमां आव्या ॥१॥ आवीने भगवानने भावभरथी प्रणाम करवा लाग्या. प्रणाम करता ते पोताना चरणभक्त नृपामात्य नारुपंतने भगवाने यथायोग्य स्वागतादिवडे सन्मान कर्युं ॥२॥ तेमनी सन्निधिमां बेठेला आ नारुपंत बे हाथ जोडीने एम बोल्या के–हे स्वामिन् ! सयाजीराव महाराजनो आ प्रणाम में आणेलो आप स्वीकार करो. तेमना मनमां आपना चरणकमळनां दर्शन करवानी तीव्र वांछा वर्ते छे. जेमणे

१ आ अध्यायमां भगवाननुं वटपत्तनमां पधारवुं अने तेथी त्यांना भक्तोने थएलो महाआनंद निरूपण कर्यो छे.

नेतुं त्वां वटपत्तनम् । त्वद्दर्शनेच्छा महती वर्तते हृदि तस्य वै ॥४॥ यस्मिन् दिने कृत तेन मुक्तानन्दस्य दर्शनम् । तत आरभ्य नित्यं त्वा हृदि चिन्तयति प्रभो ! ॥५॥ अतो मनोरथस्तस्य पूर्णः कार्यस्त्वयाधुना । मुक्तानन्दस्तदा प्राह कार्यमेतत्तु सर्वथा ॥६॥ ततो हरिर्नारुपन्तमुवाचानन्दयन्वचः । वेद्म्यहं नृपतेस्तस्य भाव निष्कपटं मयि ॥७॥ एतत्प्रागेव कथितं मुक्तानन्देन मेऽनघ ! । अतस्तत्राहमेष्यामि मान्यत्वाद्वचसोऽपि ते ॥८॥ एवमुक्त स हरिणा प्रसन्न प्रणनाम तम् । ततस्तस्मै ददौ राज्ञा प्रेषितामुपदां नृप ! ॥९॥ वासांसि बहुमूल्यानि फलानि विविधानि च । समर्प्य हरिणात्तः स निजावासमाययौ ॥१०॥ महार्घ्ये प्रावरणे मुक्ता

---

તમને વટપત્તન તેડી લાવવા માટે મને મોકલવાથી હુ આપની સન્નિધિમા આવ્યો છુ હે પ્રભો ! જે દિને તેમને મુક્તાનંદમુનિનો સમાગમ થયો છે તે દિનને આરભીને તેમના ચિત્તમા સતત આપના ચરણકમળનુ અનુસ્મરણ અનુવર્તે છે ॥૩-૫॥ તો અવશ્ય તે રાજાનો મનોરથ આપે કૃપા કરી હાલમા પરિપૂરણ કરવો તે સમયે મુક્તાનંદમુનિ પણ બોલ્યા કે-છે હરે ! આ તો અવશ્ય કરવા યોગ્યજ છે ॥૬॥ હે રાજન્ ! પછી ભગવાને નારૂપતને આનદ આપતા થકા એવુ વચન કહ્યુ કે-તે ભૂપતિનો ભાવ મારેવિષે નિષ્કપટ પ્રેમાનુબંધપરિપૂર્ણ છે તેને હુ જાણુ છુ હે અનઘ ! મુક્તાનંદ મુનિએ તમારા કહેવા પહેલુજ આ સર્વ મને નિવેદન કર્યું હતું વળી મારા ભક્ત માનનીય તમે નિવેદન કરો છો માટે તમારૂ વચન અનુપા ળવા હુ અવશ્ય વટપત્તન આવીશ ॥૭-૮॥ હે નૃપ ! એ રીતે શ્રીહરિએ કહ્યુ એટલે પ્રસન્ન થએલા નારૂપતે શ્રીહરિને પ્રણામ કરીને સયાજીરાવ મહારાજાએ મોકલેલી અમૂલ્ય વિવિધ વસ્ત્ર ભૂષણ ફળાદિક ભેટ અર્પણ કરી ભગવાને પણ તે ભેટ પ્રેમથી પ્રતિગ્રહ કરી તેમને ઉતારે જવાની અનુજ્ઞા કરી એટલે અનુજ્ઞા આપેલા નારૂપત ભગવાને બતાવેલા પોતાના ઉતારા પ્રતિ ગયા ॥૯-૧૦॥ તે સમયે ભગવાન્ ઓઢવાલાયક મહાવસ્ત્ર મુક્તાનંદમુનિને સમર્પીને અને ફળો સર્વ સાધુઓને સમર્પીને સ્વય

नन्दाय तर्हि सः । दत्त्वा फलानि चर्पिभ्यः स्वावासं हरिराययौ ॥११॥ आहूय नारुपन्तं च प्रातः प्राह हरिस्ततः । अद्य भुक्त्वाग्रतो गच्छ वद भूपं मदागमम् ॥१२॥ एष्यामि तत्र पञ्चम्यां सानुगोऽहं न संशयः । इत्युक्तः स तमानम्य भुक्त्वागाद्वटपत्तनम् ॥१३॥ उपेत्य तत्र राजानं सर्वं तद्वृत्तमूचिवान् । हृष्टः सोऽथ तदावासं मस्तुवाट्यामकारयत् ॥१४॥ हरिश्चतुर्थ्यां कृतभुक्तिरश्वमारुह्य साकं नृप ! सादिवर्यैः । अनुद्रुतः पत्तिगणैः स्वकीयैर्ययौ सहर्षिर्वटपत्तनं च ॥१५॥ समर्च्यमानः पथि भक्तवृन्दैरन्यैश्च साश्चर्यमवेक्ष्यमाणः । महीं समुत्तीर्य स साकरादे ग्रामे निवासं विदधे सह स्वैः ॥१६॥ भक्तैर्गणेशादिभिरादरेण कृतोचितातिथ्य उवास

સ્વનિવાસ સ્થળે પધાર્યા ॥૧૧॥ તે પછી બીજે દિવસે પ્રાતઃકાળે ઉઠીને નિત્યકર્મ કરી પરવારીને, ભગવાને તે નારૂપંતને બોલાવીને એમ કહ્યું કે-તમે આજ જમીને આગળ જાવ. અને અમારી આવવાની વાર્તા રાજાને નિવેદન કરો. હું અનુયાયિ જનોએ સહિત ત્યાં કાર્તિક કૃષ્ણ પંચમીએ આવીશ, એમાં સંશય નથી. હે રાજન્ ! આવું ભગવાનનું વચન સાંભળીને પ્રહર્ષ પામેલા નારૂપંત તેમને પ્રણામ કરી ભોજન કરી વટપત્તન ગયા ॥૧૨-૧૩॥ ત્યાં ગએલા નારૂપંતે મહારાજા પાસે જઇને ભગવાનનો સર્વ સંદેશો કહ્યો, તેને સાંભળીને બહુ હર્ષ પામેલા તે રાજાએ તે ભગવાનના ઉતારાને યોગ્ય સ્થાન મસ્તુબાગમાં કરાવ્યું ॥૧૪॥ ભગવાન તો ચતુર્થી તિથિએ ભોજન કરી મધ્યાહ્ન પછી પોતે અશ્વઉપર બેસીને, પોતાના અનુચર અશ્વાર સોમવર્માદિકે પાછળ ગતિ કર્યા થકા અને પોતાના ચરણપરાયણ પદાતિવર્ગથી વિંટાયા થકા, મુનિમંડળની સાથે વટપત્તનપ્રતિ પ્રયાણ કરતાં, માર્ગમા તે તે ભક્તજનોએ સમર્ચન કર્યા થકા અને અન્ય જનોએ આશ્ચર્યથી અવલોકન કર્યા થકા મહી નામની નદીને ઉતરીને સાયંસમયે સાંકરદા ગ્રામને પામીને ત્યા અનુયાયી જનો સાથે રહ્યા ॥૧૫-૧૬॥ તે ગામમાં વર્તતા ગણેશજીપ્રમુખ સેવક જનોએ આદરથી આતિથ્ય જેમનું કર્યું છે એવા શ્રીહરિ રાત્રિ ત્યાં રહીને, પ્રાત કાળે ઉઠી

रानिम् । कृताह्निकः प्रातरथाश्ववर्यमारुह्य सस्वो निरगात्ततः सः ॥१७॥ उद्घोष आसीद्वटपत्तनेऽथो तदागमस्य प्रतिगेहमेव । तद्द्वेपिणस्तत्र तु ये जनास्ते प्रापुर्न निद्रां निशि लब्धतापाः ॥१८॥ केचित्तु वादं सह तेन कर्तुं वादार्थपट्टान् गुणितानकार्षुः । केचिच्च योद्धुं सह तेन सज्जा आसन् कृतास्त्राः सममात्मवर्ग्यैः ॥१९॥ ये सद्धियस्तत्र च ते तु तस्य समीक्षणोत्काः श्रुतसद्गुणस्य । आसन् परे कौतुकवीक्षणार्थाः केचिच्च मायाभयतो विलीनाः ॥२०॥ राजाथ तद्दर्शनभूरितृष्णः प्रातः स्वकीयां चतुरङ्गसेनाम् । सर्वां समर्प्यैव

---

नित्यविधि करी परवारीने, पछी पोताना अनुयायी जनोथी विंटायाथका अश्ववर उपर बेसीने ते ग्राममांथी नीकळ्या ॥१७॥ अनंतर ते समये वटपत्तनमां प्रहर्षपूरना उछळता तरंगोवाळो घेरोघेर भगवान् स्वामिनारायण पधारवानी वार्तानोज उद्घोष उद्भव्यो त्यां जे जनो ते भगवानविषे आसुरी प्रकृतिने लीधे वैर बांधी रहेला हता तेतो तेमनी वार्ताना श्रवणथी संताप पामतां निशाए निद्राने नज पाम्या ॥१८॥ तेमां केटलाक विद्वेषिओ वादवडे विजयनी वांछाथी वादार्थोने संभारी संभारीने अनुक्रमे लखीने, ( पूर्वपक्षना पाना तैयार करीने ) लखेला ते वादार्थोनी सभामां तेने समये झट झट स्फुर्तिमा लाववा माटे वारंवार अभ्यास करवा लाग्या ( खुब गोखवा मंड्या ) बीजा केटलाकतो भगवान् श्रीहरिने युद्धथी जीतवानी इच्छाथी पोतपोतानां अस्त्रोने सज्जी तैयार करीने पोताना आप्तवर्गनी साथे ( युद्ध माटे ) तैयार थइ रह्या ॥१९॥ जेतो दैवी संपदाए संपन्न हता तेतो प्रथम सांभळेला तेमना सद्गुणोनुं अनुस्मरण करीने तेमना दर्शननी उत्कंठाथी उत्तरंगित चित्तवाळा थया बीजा (द्वेष प्रेमे रहित ) केटलाकतो भगवान पधारवाना भावि महोत्सवनां दर्शन करवाना कौतुकथी व्याप्त हृदयवाळा थया' बीजा केटलाक तेमनो महिमा नहि जाणनाराओ 'आ स्वामिनारायण कोइ पण मायावी छे ते मायाथी आपणने मोह पमाडी देशे' एवा भयथी भगवानना दृष्टिमार्गनो परिहार करीने एकांतमां संताइ गया ॥२०॥ अनंतर बहु दिवसथी जेम

स नारुपन्तं तत्सन्मुखं प्रैषयदायनार्थम् ॥२१॥ स योजने तन्नगरात्तमीशमायान्तमारादवलोक्य सद्यः । उत्तीर्य वाहात्प्रणनाम सोऽपि सम्प्राप्य तं मानमदाद्यथार्हम् ॥२२॥ ततो गजेन्द्रं सुकुथं तदर्थमम्बालिकाढ्यं प्रहितं नृपेण ।,आरोहयामास हरिं ततोऽन्यान्मुनींश्च नानाविधवाहनानि ॥२३॥ कांश्चिद्गजान्कांश्चन वाजिवर्यानारोहयामास रथांश्च कांश्चित् । कांश्चिच्च मैनाञ्छिबिकाश्च कांश्चिन्महारथान् पुष्परथांश्च कांश्चित् ॥२४॥ हरेः स पृष्ठेऽथ निषद्य राजंस्तं वीजयामास सुचामरेण । सर्वाणि वाद्यानि तदा निनेदुर्ज-

वानना दर्शनथी तीव्र तृष्णावाळा ( पोताना मनोरथनी सिद्धिनो समय मळवाथी अत्यंत आनंद पामेला ) ते सयाजीराव राजाए प्रात समये पोतानी सर्व चतुरंग सेनाए सहित नारूपंत मंत्रीने भगवानने पोताने राजभवने तेडी लाववा माटे सन्मुख मोकल्या ॥२१॥ मोकलेला ते नारूपंत मंत्री नगरथकी चार गउ दूर मार्गमा ( छाणी गामना सीमाडामा ) आवता भगवानने दूरथी देखीने तत्क्षणज अश्व उपरथी उतरीने समीपे जईने साष्टांग प्रणाम करवा लाग्या भगवाने पण नारूपंतने पामीने यथायोग्य सत्कार कर्यो ॥२२॥ त्यारपछी नारूपंत मंत्रीए भगवानने बहु सभ्रमथी पुरमा प्रवेश करावता राजाए भगवानने बेसवा माटे मोकलेला, शोभायमान झुले सहित, सुवर्णमय मणिजडित अबाडीयेए सहित गजेन्द्र उपर भगवानने स्वहस्तावलंब देवापूर्वक बेसार्या ते पछी बीजा मुक्तानंदादि मुनिओने नानाविध वाहनोमा बेसार्या ॥२३॥ ( एज अर्थने सुस्पष्ट कहे छे–) कोइ मुनिओने गज-उपर, कोइने उत्तम अश्वउपर, कोइने रथमा, कोइने मेनामा, कोइने शिबिकामा, ( पालखीमा ) कोइने माफामा, कोइ मुनिओने पुष्परथोमा, एम विविध वाहनोमा यथायोग्य बेसार्या ॥२४॥ हे राजन्! ते पछी राजाना मंत्री नारूपंत पोते गजेन्द्र उपर विराजमान भगवाननी पाछळ बेसीने तेमनी उपर रमणीय चामर ढोळवा लाग्या ते समये दुंदुभि विगेरे विविध वादित्रोनो नाद अने अतिमहान् जयध्वनि चोमेर गाजी

यध्वनिश्चातिमहान्बभूव ॥२५॥ ततः समेता नगरं ययुस्ते तावद्धरिं पौरजना अभीयुः । वर्त्मापुरात्तज्जनसङ्घसान्द्रं गजाधिरूढो हरिरालुलोके ॥२६॥ द्योतद्दिव्याङ्गकान्तिः स्मितमधुरमुखः सूक्ष्मशुक्लांशुकश्रीः कूर्दद्वाह्यनुयातप्रचलगजघटान्तश्चरन्नागराजः । नानावाद्यौघभूरिध्वनिमिलितजयध्यानसम्पादिताशं राजेन्द्रश्रीरनेके-

२ह्यो ॥२५॥ ત્યારપછી તે સર્વે રાજાના અનુયાયી અને ભગવાનના અનુયાયી જનો યથાયોગ્ય ભેગા થઇ મળીને, ગજરાજઉપર વિરાજમાન ભગવાનને મધ્યે કરીને આગળ પાછળ ચાલતાં જેટલામા પુરપ્રતિ પરવરે છે તેટલામાં પુરવાસી જનો ભગવાનના દર્શન કરવાના કુતૂહળથી તેમની સન્મુખ આવ્યા. કરિવર ઉપર વિરાજેલા ભગવાને પોતાને નિકળવાના પ્રદેશને પ્રારંભીને પુરમધ્યપર્યંત અપરિમિત જનોના સંઘોથી ભારે ભીડ્યવાળો ઘાટો તે રાજમાર્ગ જોયો ॥૨૬॥ પુરમાં પ્રવેશ કરતા ભગવાનની દિવ્ય શોભાને અનુવર્ણવેછે-**દ્યોતદ્દિવ્યાંગકાંતિઃ**-સ્વત દેદીપ્યનાન છે દિવ્ય દેહકાંતિ જેમની, ( અથવા સ્વાભાવિકી જે દિવ્ય દેહકાંતિ છે તે પુરપ્રવેશને સમુચિત વિચિત્ર વિભૂષણોવડે કે પ્રેમી જનના પ્રેક્ષણથી ઉપજેલા પ્રહર્ષપ્રકર્ષથી વિશેષપણે દીપેછે માટે 'દ્યોતદ્દિવ્યાગકાંતિ' એમ કહેછે, એવો અર્થ કરવો ) **સ્મિતમધુરમુખઃ**-પોતાને અભિમુખ થએલા સર્વ જનોવિષે પોતાના અસાધારણ પ્રેમરસને સૂચવનારા, સર્વ જનોના મન નેત્રને આહ્લાદ આપનારા મદહાસવડે શોભાયમાન મુખારવિંદ જેમનું છે, **સૂક્ષ્મશુક્લાંશુકશ્રીઃ**—સૂક્ષ્મ શુક્લ મહામૂલ્ય સર્વ વસ્ત્રોવડે વિશેષપણે પ્રકાશમાન દિવ્ય અગકાંતિ જેમની છે, પ્લુત નામની ચાલવિશેષથી અશ્વારોએ ચલાવેલા અશ્વો જેની પાછળ ચાલે છે એવા પોતાની ચાલવિશેષથી ચાલતા ગજસમૂહોના મધ્યમાં ચાલતા મહાનાગેન્દ્ર ઉપર વિરાજમાન થએલા, રાજેન્દ્રના જેવી શોભાને પામેલા, એવા ભગવાન્ શ્રીહરિ વિવિધ અનેક વાજીંત્રોના બહુ નાદને લીધે દ્વિગુણ થએલા જયધ્વનિથી પુરાઈ ગયું છે દશેય દિશાઓનુ મુખ જેમા અને અપરિમિત પ્રેક્ષક જનોની ભારે ભીડ્યવાળા ( ન પ્રવેશ થઈ શકે એવું ) તે વટપત્તનમાં

क्षकजननिविडं तत्पुरं प्राविशत्सः ॥२७॥ साश्चर्यं वीक्ष्यमाणं प्रतिविशिखमथो यूथशः पौरलोकैः श्रुत्वाऽऽयान्तं हरिं तं नृपतिरपि तदाऽभ्याययौ भूरिहर्षः । दृष्ट्वा नत्वा च तेनादृत उरु सदनं तेन साकं स्वमागान्नागादुत्तार्य हर्षाद्बहुतरविनयः सस्वजे तं च राजन् ! ॥२८॥ इति श्रीमत्सत्संगिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वटपत्तनागमननिरूपणनामैकचत्वारिंशोऽध्यायः ॥४१॥

सुव्रत उवाच—प्रणम्य तं करं तस्य गृहीत्वा पाणिना ततः । प्राविशत्स निजं सौधं दर्शनीयं महीभुजाम् ॥१॥ सिंहासने मनोज्ञे तमुपावेश्य तदग्रतः । तिष्ठन्स दासवत्प्राह प्राञ्जलिर्धरणीपतिः ॥२॥

---

પ્રવિષ્ટ થયા ॥૨૭॥ હે રાજન્ ! મહાગજ ઉપર બેસીને પધારતા, પ્રત્યેક પ્રતોળી (નગરનો મધ્યમાર્ગ)માં સંઘથી પૌર જનોએ વિસ્મયથી દર્શન કરાતા ભગવાનને સાંભળીને, સ્વયં નૃપતિ પણ તત્કાળ સહર્ષ સંમુખ આવીને તેમનાં દર્શન કરીને આદરથી પ્રણામ કરીને, તે ભગવાને અધિક સત્કાર કર્યાથકા પોતાના રાજભવનને (દેવગઢ) ભગવાન સાથે પામીને, ગજેન્દ્રથકી પોતાનો હાથ આપવાપૂર્વક ઉતારીને બહુવિનયપૂર્વક તે ભગવાનને ભાવભરથી ભેટ્યા ॥૨૮॥ इति श्रीसत्संगिजीवने...चतुर्थप्रकरणे वटपत्तनागमननिरूपणनामैकचत्वारिंशोऽध्यायः ॥४१॥

## [1]અધ્યાય ૪૨ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! તે પછી તે સયાજીરાવ રાજા તે ભગવાનને પ્રણામ કરીને, તેમના હસ્તકમળને પોતાના હાથથી પકડીને સમગ્ર મહીપતિમંડળના મનને હરનારી પોતાની હવેલીમાં પ્રવિષ્ટ થયા ॥૧॥ અનંતર રાજા અતિસુંદર સિંહાસનમાં ભગવાનને બેસારીને દાસની પેઠે તેમની આગળ બે હાથ જોડી ઉભા રહીને એમ બોલ્યા કે—॥૨॥ હે

---

૧ આ અધ્યાયમાં સયાજીરાવ મહારાજાએ કરેલું ભગવાનનું ભારે સન્માન અને ભગવાને તે રાજાને કરેલો સદ્‌ઉપદેશ વર્ણવ્યો છે.

स्वामिन्मनोरथो मेऽद्य फलितोऽत्र तवागमात् । कृपया पावितोऽद्याहं त्वया लोकहितैषिणा ॥३॥ त्वदङ्घ्रिपद्मसंस्पर्शात्पूतेयं च धरा मम । अद्यप्रभृति ते स्वामिन्नाज्ञावर्ती भवाम्यहम् ॥४॥ इत्युक्त्वा सह तेनाथ सानुगेन महीपतिः । ससैन्यो वाहनारूढ उपाययौ मस्तुवाटिकाम् ॥५॥ तदागमात्पूर्वमेव कारितेषु च तत्र स. । पटमण्डपवर्येषु सानुगं तमवासयत् ॥६॥ स स्वानुरूपतश्चक्रे तस्यातिथ्यं नराधिपः । नाथजिद्रामचन्द्राद्या भक्ता पर्यचरंश्च तम् ॥७॥ द्वितीयेऽह्नि ततः पौरा भक्ता सर्वे तमार्चयन् । नानाविधैः सुवसनैर्गन्धपुष्पधनादिभिः ॥८॥ तृतीयेऽहनि राजापि कृतभुक्तिं हरिं

સ્વામિન્! આજ આપના અહીં પધારવાથી મારો મનોરથતરુ ફલિત થયો સકળ લોકોના હિતૈષી આપે મને આજ અનુકૃપા કરી સર્વથા પવિત્ર કર્યો ॥૩॥ અને વળી આ મારી પૃથ્વી આપના ચરણકમળના સસ્પર્શથી અતિ પવિત્ર થઈ હે સ્વામિન્! આ દિવસને આરભીને હું ધર્મ્ય માર્ગમા આપની આજ્ઞાને વશવર્તીજ થઇ રહીશ, તો મારા હિતનો ઉપદેશ આપ આપો ॥૪॥ હે રાજન્! એમ કહીને પછીથી રાજા સેના સાથે વાહનમા બેસીને અનુયાયી જનોએ સહિત શ્રીહરિની સાથે મસ્તુબાગમા ઉતારો આપવા આવ્યા શ્રીહરિના પધારવા પહેલાજ રાજાએ મસ્તુવાડીમા કરાવેલા શ્રેષ્ઠ પટમડપમા ( દેરા તબુઓમા ) તે ભગવાનને અનુયાયીવર્ગ સહિત ઉતારો કરાવ્યો ॥૫-૬॥ ત્યા તે ભગવાનનુ તે નરપતિએ પોતાની યોગ્યતાને અનુસારે ઉત્તમ આતિથ્ય કર્યું અને નાથજીત્ રામચદ્ર નારૂપત શોભારામ હરિશ્ચદ્ર સદાશિવ લક્ષ્મીરામ રઘુનાથ ચિમનરાવ રણછોડ પ્રેમાનદ પ્રભુદાસ દયારામપ્રમુખ ભક્તજનો ભગવાનની પરિચર્યાપરાયણ થઈ રહ્યા ॥૭॥ તે પછી બીજે દિવસે નગરનિવાસી સમસ્ત સત્સગિજનોએ ચદન પુષ્પ વસ્ત્ર વિત્ત વિગેરેવડે ભગવાનની ભાવપૂર્વક પૂજા કરી ॥૮॥ ત્રીજે દિવસે સયાજીરાવ મહારાજાએ પણ ભોજન કર્યા પછી ભગવાનને નગરપ્રવેશ સમયમાજ જેમ એમ સન્માન પૂર્વક ગજરાજ ઉપર બેસારીને, પોતાના અમાત્યાદિ મડળે જેમની પાછળ ગતિ કરી છે એવા તે

निजम् । आनिनाय पुनः सौधं गजारूढं यथा पुरा ॥९॥ महासन उपावेश्य तं तदग्र उपाविशत् । उपावीविशदन्यांश्च तदीयान्स यथोचितम् ॥१०॥ ततस्तं विनयानम्रं बद्धाञ्जलिपुटं नृपम् । उवाच प्रीणयन्वाच सर्वदु खहरो हरि ॥११॥ *श्रीनारायणमुनिरुवाच*—शृणु राजन्मनो दत्त्वा हितं तव वदाम्यहम् । धारणीयं स्वहृदये वचनं मम सर्वथा ॥१२॥ नृदेहो दुर्लभो नूनं देवानामपि भूपते ! । तत्प्राप्तेस्तु फलं ज्ञेयमपुनर्भवसाधनम् ॥१३॥ सांसारिकं सुखं यत्त त्सर्वयोनिषु वर्तते । यदर्थं यतते लोको दुर्लभं तन्न देहिनाम् ॥१४॥

ભગવાનને પોતાની હવેલીમા ફરીથી પધરાવ્યા ॥૯॥ પછી શ્રીહરિને મહા સિહાસનમા બેસારીને અને બીજા સહાનુયાયી મુક્તાનદાદિ જનોને યથા યોગ્ય બેસારીને, પછી પોતે શ્રીહરિની આગળ તેમની આજ્ઞાથી બેઠા ॥૧૦॥ પછી સર્વ દુ ખને હરનારા શ્રીહરિ વિનયવિનમ્ર બે હાથ જોડી રહેલા તે રાજાને રાજી કરવા તેમનુ આત્યતિક હિત પોતેજ કહેવા લાગ્યા ॥૧૧॥

**શ્રીનારાયણમુનિ કહેછે**—હે રાજન્ ! તમારૂ હિત હમણા હુ કિંચિત્ કહું છુ, જે તમારે સદાય હૃદયતળમા ધારી રાખવા યોગ્ય છે, તેને મન દઇને સાભળો ॥૧૨॥ હે ભૂપતે ! આ નરદેહ અપાર ભવસાગર તરવામા કોઈ પણ નૌકા છે, દેવોને પણ આ દુર્લભ છે, (જે દેવયોનિ છે તે તો સુકૃતના ફળભૂત જે ઉત્કૃષ્ટ વિષયભોગ એજ એક પ્રધાન જેમા છે એવી છે, જે ભોગપરાયણો છે તેઓને નિ શ્રેયસના સાધનમા પ્રવૃત્તિ દુર્ઘટ છે, માટેજ દેવો પણ સતોનો સમાગમ મેળવનાર માનવ દેહનેજ ચાહે છે) તો જે આ મનુષ્યદેહ પ્રાપ્ત થયો છે તેનુ ખરૂ ફળ તો જેનાથી પુનર્ભવની નિવૃત્તિ થાય એવુ નિ શ્રેયસસબન્ધિ સુખનુ સાધન સપાદન કરી લેવુ એજ જાણવુ ॥૧૩॥ દેવદુર્લભ માનુષ જન્મને પામીને પણ આ લોક અવિવેકને લીધે જે સસારસબન્ધિ સુખ મેળવવા માટે મહા મહેનત કરે છે તે સુખ નરદેહયોગમાત્રથી સુગમ છે એમ કેવળ નથી, પશુપક્ષ્યાદિ સર્વ યોનિઓમા પણ તે સુખ તો સુગમ વર્તે છે (પ્રાર્થના કર્યા વિનાજ સર્વ યોનિયોમા મળેછે માટે તે દુર્લભ છેજ નહિ) તો પશ્વાદિ કરતા

सुखं च दुःखसम्मिश्रं निर्दुःखं तन्न दृश्यते । यस्य यावत्सुखं तस्य तावद्दुःखं हि देहिनः ॥१५॥ राजानं सुखिनं सर्वे जानन्ति नृपते ! जनाः । अतिदुःखिनमेवाहं तु जानामि सर्वथा ॥१६॥ चोरशत्रुस्वदायादप्रतिक्षणविशङ्किनः । भूरिलोभाभिभूतस्य सुखं तस्य कुतो भवेत् ॥१७॥ निर्दुःखं तु सुखं राजन्भगवत्येव वर्तते । सच्चिदानन्दरूपोऽसौ स्वतन्त्रोऽस्ति यतः सदा ॥१८॥ तदुपासनया भक्ता सुखिनस्तस्य सन्ति च । न तत्सुखस्यास्ति लेशस्त्रैलोक्याधिपतेरपि ॥१९॥ ज्वलत्सु भुवि लोकेषु कामलोभादिवह्निना ।

માનુષ દેહમા તે સુખ અધિક નથી ॥૧૪॥ જે દેહીને જેટલું વૈષયિક સુખ તેટલું દુખ પણ અવર્જનીય દેખાય છે માટે સર્વ યોનિઓમા વૈષયિક સુખ તો દુખબહુળજ દેખાય છે, કોઈ પણ સ્થળે દુખલેશે વર્જીત સુખ જણાતું નથી ॥૧૫॥ હે નૃપતે! સર્વ કોઈ જનો તો રાજાને સર્વથી સમધિક સુખીજ સમજે છે, હુ તો લોકમા સર્વથા સમધિક દુખીજ માનુ છુ કેમકે તે રાજાઓ ચોરો વૈરીઓ અને પોતાના પિતાના ધનના ભાગીદાર વારસોથકી ક્ષણે ક્ષણે ભયની શકાવાળા અને તેના નિવારણના ઉપાયેજપરાયણ વર્તે છે વળી રાજ્યલક્ષ્મી લોભનેજ ક્ષણે ક્ષણે વધારેછે, તો અધિક રાજ્યલોભથી પરાભવ પામેલા રાજાઓને સુખ ક્યાથી હોય ? માટે રાજાઓ પણ દુખવર્જીત સુખશાળી નથીજ ॥૧૬-૧૭॥ હે રાજન્! દુખલવે વર્જીત સુખ તો ભગવાન્ શ્રીકૃષ્ણવિષેજ વર્તે છે, કારણ કે તે આ ભગવાન્ સત્ ચિત્ આનદમય છે, જે આનંદથી મનસહિત વાણી તેનો પાર નહિ પામતા નિવૃત્ત થઈ જાયછે, (અનવધિ છે) વળી તે સદૈવ સ્વતંત્ર છે ॥૧૮॥ આવા આનંદમય ભગવાનની ઉપાસનાથી નિષ્પન્ન ભક્તિયોગવાળા જે જનો છે તેઓજ તેવા સુખશાળી છે, અર્થાત્ ભગવદનુભવમા પ્રવર્તેલાનેજ દુખગધવર્જીત સુખ પ્રાપ્ત થાય છે, ત્રિલોકીના અધિપતિને પણ ભગવદનુભવથી ઉપજતા સુખનો લેશ પણ નથીજ વર્તતો, તો મનુષ્યની તો વાતજ શી કરવી ? ॥૧૯॥ ભૂમિમા સર્વ કોઈ લોકો કામ ક્રોધ લોભાદિરૂપ અગ્નિથી પ્રજ્વળે છે પણ વિષ્ણુભક્તિ

तप्यन्ते वैष्णवा नैव गङ्गाम्बुस्था गजा इव ॥२०॥ बुद्धिमानसि भूपाल ! त्वमत. स्वहिताय हि । कुरु कृष्णाश्रय तेन भुक्ति मुक्ति च लप्स्यसे ॥२१॥ स्थित्वैव निजधर्मेषु यावद्देहस्मृतिर्नृप ! । भज नीय सदा कृष्ण श्रीत्यैवेत्यस्ति मे मतम् ॥२२॥ सुव्रत उवाच— इत्युक्तो हरिणा राजा त प्रणम्य जगाद स । भगवस्त्वामह जाने कृष्णमेव न संशय ॥२३॥ त्वामह शरण यातस्त्वदीयोऽस्मि कृपा मयि । कुर्यास्त्व सर्वदा स्वामिन्कश्चित्काल वसात्र च ॥२४॥ श्रीहरि रुवाच—पुराणश्रवणे चित्तं साम्प्रत लुब्धमस्ति मे । स्थातुमत्र न

રસમા નિમગ્ન થએલા જનો ગંગાજળમા નિમગ્ન થએલા હાથીઓજ જેમ એમ નથીજ સતાપને પામતા એક ભગવત્સ્વરૂપસુખમાજ સમગ્ન થએલા તે એકાતિક ભક્તો કામાદિકથી સતપ્ત થતા નથી ॥૨૦॥ હે ભૂપાળ ! તમે સદસતના વિવેચનમા સમર્થ એવી બુદ્ધિએ સપન્ન છો, માટે તમારા હિતાર્થે કૃષ્ણાશ્રયપરાયણ થાવ તેમના આશ્રયબળથી આ લોક પરલોકમા નિરવધિ સુખને તમે પામશો ॥૨૧॥ હે નરેશ ! વેદ વિહિત વર્ણાશ્રમોચિત નિજધર્મોમા રહીનેજ ભગવાન શ્રીકૃષ્ણમા ભક્તિ પ્રતિદિન પ્રવૃદ્ધિ પમાડવી સ્વવર્ણાશ્રમ ધર્મને અતિલઘન કરીને વર્તનારા ઓને તો ભગવાનમા ભક્તિયોગ સિદ્ધ થાય નહિ એમા 'क्रियावानेष ब्रह्म विदा वरिष्ठ' એવી શ્રુતિ છે માટે જ્યાસુધી દેહસ્મૃતિ રહે-એટલે દેહ દેહાનુબન્ધિ ક્રિયાઓમા ચિત્ત જ્યાસુધી પ્રસરતુ હોય ત્યાસુધી નિજકર્મનુ અનુષ્ઠાન કરવુજ ભક્તિમા પ્રવર્તેલાને કર્મ કરવાની શી જરૂર છે ? એમ અભિમાનીને કર્મનો ત્યાગ ન કરવો એવો અમારો મત છે॥૨૨॥

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્ ! ભગવાનનુ આવુ હિતવચન પ્રશાત મનથી સાભળીને રાજા તેમને પ્રણામ કરીને બોલ્યા કે-હે ભગવન્ ! હુ આપનેજ જગતના અનુગ્રહાર્થે પ્રકટ થએલા કૃષ્ણજ નિશ્ચે જાણુ છુ માટે આપનાજ શરણને હુ દાસભાવથી પામ્યો છુ તો હે સ્વામિન્ ! મારી ઉપર સર્વદા કૃપા કરો અને કેટલોક કાળ આ મારા પુરમા મારાજ અનુ ગ્રહાર્થે આપ નિવાસ કરો ॥૨૩-૨૪॥ એરીતે સર્વથા શુદ્ધ અત કરણ

शक्नोमि दिनमेकमपि ध्रुवम् ॥२५॥ भावं मयि विशुद्धं ते ज्ञात्वा-त्राहमुपागतः। नो चेन्न साम्प्रतं यायां सम्राङ्गेहं हि निःस्पृहः॥२६॥ इत्युक्त्वा भगवद्भक्तेः रीतिं तस्मा उपादिशत्। तदुक्तिं सकलां सोऽपि हृदयेऽधारयन्नृपः ॥२७॥ ततस्तस्याकरोत्पूजां महतीं परया मुदा। अनर्घ्यैर्नूतनैर्वस्त्रैः सरत्नैर्हेमभूषणैः ॥२८॥ चन्दनाक्षतपुष्पाद्यैरुपहारैर्यथाविधि। पूजयित्वा तमीशानं प्रणनाम स दण्डवत् ॥२९॥ ततस्तदीयान् पुत्रादीन् मुनींश्चापि यथोचितम्। वासोधनसुगन्धाद्यैरानर्च बहुभावतः ॥३०॥ धर्मे स्थातुं तमाज्ञाप्य सद्य उत्त-

વાળા, પોતામાં પરમ પ્રીતિવાળા નૃપતિએ જેજે કહ્યું તેને અનુમોદન આપવા છતાં પણ 'તમે અહીં વસો' એમ જે તેમણે કહ્યું તેને નહિ અભિનંદન આપતા થકા શ્રીહરિ કહે છે—હે નરપતે! તમે શ્રદ્ધાભક્તિસંપન્ન છો અને પ્રાર્થના કરો છો. પરંતુ હાલમાં મારૂં ચિત્ત શ્રીમદ્‌ભાગવતાદિ પુરાણ શ્રવણપરાયણજ વર્તે છે, તેથી અહીં એક પણ દિન રહેવા માટે હું સમર્થ નથી ॥૨૫॥ તમારો મારેવિષે આરૂઢ શુદ્ધ ભાવ વર્તે છે તેને જાણીનેજ નિવૃત્તિપરાયણ એવો પણ હું હાલમાં તમારે નગરે આવ્યો છું. જો આવો ભાવ ન હોય તો સાર્વભૌમ ભૂપના ભવનમાં પણ નિઃસ્પૃહ મારો સમાગમ-પ્રસંગજ હમણાં ન થાય ॥૨૬॥ હે રાજન્! એમ કહીને તે રાજેન્દ્રને ભગવાને ભગવાનના ભજનના સર્વ પ્રકારનો ઉપદેશ કર્યો. તે રાજાએ પણ ભગવાને ઉપદેશેલો સર્વ અર્થ હૃદયમાં અવધારણ કર્યો ॥૨૭॥ ત્યારપછી તે રાજાએ ચંદન પુષ્પ અક્ષત અને નવીન અમૂલ્ય વસ્ત્રો તથા રત્નજડિત સુવર્ણમય ભૂષણો વિગેરે રાજોચિત ઉપચારોવડે યથાવિધિ તે ભગવાન શ્રીહરિની મહાપૂજા પરા ભક્તિથી કરીને તેમને દંડવત્ પ્રણામ કર્યો ॥૨૮–૨૯॥ તે પછી ભગવાનના સંબન્ધી અયોધ્યાપ્રસાદ રઘુવીર આદિકની અને મુક્તાનંદાદિ મુનિઓની પણ યથાયોગ્ય ભાવપૂર્વક ચંદન પુષ્પ વસ્ત્ર ધનાદિક ઉપચારોવડે પૂજા કરી ॥૩૦॥ પછી તે રાજાને 'धर्मान्न प्रमदितव्यम्'–ધર્મથી ક્યારેય પ્રમાદ પામવો નહિ એમ અનુજ્ઞા આપીને તત્ક્ષણજ ઉઠેલા તે ભગવાનને અવશ્ય જવાની ઈચ્છાવાળા જાણીને રાજાએ

स्थिवान् हरिः। गन्तुकामं तमाज्ञाय राजा सैन्यमसज्जयत् ॥३१॥ ततो व्रजन्तं हरिमन्वगच्छत् पद्भ्यां नृपस्तं स निवर्तयित्वा। गजेन्द्रमध्यारुहदात्तहर्षैः पौरैर्जनैर्भूमिप! नम्यमानः ॥३२॥ ये वैरिणस्तस्य पुरेऽभवंस्ते दृष्ट्वा प्रतापातिशयं तदीयम्। कर्तुं न शेकुः किमपि प्रभुं तं तथैव तस्थुर्ज्वलदन्तरङ्गाः ॥३३॥ यथा प्रविष्टः स पुरं तथैव राजश्रिया तन्निरगाद्बहिश्च। निवर्तयामास ततोऽनुयातः पौरांश्च भक्तान्नृपतेश्च सैन्यम् ॥३४॥ आरुह्य वाहं जविनं स्वकीयं निजानुयातैरखिलैः सभक्तैः। सहाययौ भूरियशोवदातो वृत्तालयं पोपितधर्मवर्त्मा ॥३५॥ इति श्रीस० ना० घ० च० सिंहजिन्नृपकृतश्रीहरिसन्माननिरूपणनामा द्विचत्वारिंशोऽध्यायः ॥४२॥

પોતાની ચતુરંગી (પદાતિ અશ્વ રથ હાથીએ યુક્ત) સેના તૈયાર કરાવી ॥૩૧॥ હે ભૂમિપ! તે પછી રાજા પોતાના રાજભવનથકી પધારતા તે ભગવાનને વળાવાવાસ્તે પગે ચાલીનેજ પાછળ ગયા. ભગવાન્ શ્રીહરિ તેવીરીતે પાછળ આવતા તે મહારાજાને બળાત્ પાછા વાળીને, સ્વયં ગજેન્દ્ર ઉપર પ્રહર્ષપરિપૂર્ણ પૌર જનોએ આદરથી નમસ્કાર કર્યાથકા વિરાજમાન થયા ॥૩૨॥ વડોદરપુરમાં તે ભગવાનના જે કેટલાક વૈરી પૌરજનો હતા તેતો તેમનો તે આ પ્રતાપાતિશયને જોઇને, તેનો પ્રતિરોધ કરવા લેશપણ નહિ સમર્થ થવાથી પ્રજ્જ્વળિત અંતઃકરણવાળા હોઇને પોતાના દુર્વિચારો પોતાના મનમાંજ જે પ્રકારે રહે તેજપ્રકારે થઈ રહ્યા ॥૩૩॥ જે રાજશ્રીથી નગરમાં પ્રવેશ કર્યો હતો તેથી નહિ ન્યૂન તેજ રાજશ્રીથી નગરથકી બહાર નીકળેલા ભગવાને નગરની સીમાભૂમિને ઉલ્લંઘતાં તે રાજસૈન્યને અને પાછળ વળાવા આવેલા વટપુરવાસી ભક્તોને પાછા વાળ્યા ॥૩૪॥ એરીતે એકાંતિક ધર્મમાર્ગનું પરિપોષણ કરતા અને પોતાના શુદ્ધ યશોરાશિને સર્વત્ર પ્રસારતા તે ભગવાન્ શ્રીસ્વામિનારાયણ પોતાના તીવ્રવેગવાળા અશ્વવર ઉપર બેસીને પોતાના અનુયાયી સર્વ ભક્તોની સાથે વૃત્તાલય પ્રતિ આવ્યા ॥૩૫॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે સિંહજીન્નૃપકૃતશ્રીહરિસન્માનનિરૂપણનામા દ્વિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૨॥

सुव्रत उवाच—वसंस्तत्र निजावासे हरिर्दुःखहराभिधः । प्रशंसां भूपतेस्तस्य चकार स्वीयसंसदि ॥१॥ वटपत्तनसम्प्राप्तं वासोभूषाधनादि यत् । रघुवीराय तत्सर्वं ददाति स्म स भूपते ! ॥२॥ ततः स दशमस्कन्धं शुश्रूषुः सुस्थचेतसा । उत्तमादीन् दुर्गपुरं प्रेषयिष्यन्नुवाच तान् ॥३॥ राजन् ! दुर्गपुरं याहि स्वकीयैः सह साम्प्रतम् । यूयं च सुहृदः ! सर्वे यातानेन सहैव च ॥४॥ श्रुत्वात्र दशमस्कन्धं तत्रायास्याम्यहं ध्रुवम् । इति मे रोचते तस्माद्यूयं सर्वेऽपि

## [1]અધ્યાય ૪૩ મો.

સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ રાજન્! સમાશ્રિતોનાં સમસ્ત દુઃખોને હરનાર હોવાથી હરિ એવી યોગરૂઢ સમાખ્યાથી (સાર્થક નામથી) પ્રખ્યાતિ પામેલા ભગવાન્ સહજાનંદસ્વામીએ વૃત્તાલયમાં નિજનિવાસ સ્થાનમાં રહીને પોતાના ભક્તસમાજથી ભરપુર મહાસભામાં તે સયાજીરાવ ભૂપતિની બહુ પ્રશંસા કરી ॥૧॥ હે ભૂપતે ! વટપત્તનમાં નૃપપ્રમુખજનોએ પૂજામાં સમર્પેલું વસ્ત્ર વિભૂષણ વિત્ત વિગેરે સર્વ દત્તપુત્ર રઘુવીર આચાર્યને આપ્યું. (કેમકે લક્ષ્મીનારાયણખંડમાં મળેલી માલમત્તાના વારસ રઘુવીરજીને ઠરાવ્યા છે) ॥૨॥ ત્યારપછી સુસ્થ મનથી શ્રીમદ્ભાગવતના દશમ સ્કંધને સાંભળવા વાંછતા તે આ ભગવાને ઉત્તમ રાજા આદિકને દુર્ગપુરે મોકલવામાટે તેમને કહ્યું કે–હે ઉત્તમ રાજન્! હાલમાં તમે જયા લલિતાદિ સંબન્ધિજનો સાથે દુર્ગપુર જાવ. હે રામપ્રતાપાદિ સુહૃદો! તમે પણ સર્વે ઉત્તમ નૃપની સાથે જ દુર્ગપુર જાવ. (કેમકે તે સ્વનગર થકી નિકળેલા તમને કાળ પણ મહાન્ વ્યતીત થઈગયો છે) મારો વિયોગ નહિ સહન કરી શકવાના તમારા સ્વભાવને હું જાણું છું ॥૩–૪॥ હું અહીં દશમસ્કંધ કે જે શ્રીકૃષ્ણના ચરિત્રામૃતે ગર્ભિત છે તેને સાંભળીને દુર્ગપુરમાં નિશ્ચે જલદી આવીશ. એવી મને રૂચિ થઈ છે તો

[1] આ અધ્યાયમાં વૃત્તાલયમાં સ્થિતિ કરી રહેલા ભગવાને કરેલું દશમ પંચમસ્કંધનું શ્રવણ અને ભગવાનની શિક્ષાપત્રી લેખનમાં સહેતુક પ્રવૃત્તિ નિરૂપણ કરીછે.

गच्छत ॥५॥ इत्युक्तास्ते तु हरिणा विजने स्थातुमिच्छता । अनिच्छन्तोऽपि तद्वाक्यमान्यत्वात्स्वपुरं ययुः ॥६॥ परिवारेण सहितः स्वकीयेनोत्तमो नृपः । रामप्रतापमुख्याश्च हरेः सम्बन्धिनोऽखिलाः ॥७॥ पाश्चात्या भाल्लदेशीया ये चान्ये तत्र सङ्गताः । सर्वे ते हरिणाज्ञप्ताः स्वं स्वं ग्रामं पुरं ययुः ॥८॥ नानादेशस्थलोकानां बोधनाय मुनीनपि । सर्वानाज्ञापयामास ते च जग्मुस्तदाज्ञया ॥९॥ एकादश्याः स आरभ्य दशमस्कन्धमादितः । सार्धमासेन शुश्राव सादरं विजने ततः ॥१०॥ स्कन्धः स एव भूपाल ! भृशं तस्मा अरोचत । प्रशंसां तस्य बहुधा चकार च स आदरात् ॥११॥ ततः स पञ्चमस्कन्धं वसन्तायदिनावधि । शुश्राव सादरं तं च प्रशशंस च संसदि ॥१२॥ श्रीमद्भागवताख्यस्य पुराणस्यातिव-

तमे सर्वे पण हमणा जाव ॥५॥ हे राजन्! विजन देशमा निवासने वाछता भगवाने एरीते कहेला ते उत्तमादि अने रामप्रतापादि भगवाननो विरह नहि सहन थवाने लीधे जवानी इच्छावाळा नथी तथापि तेमनी आज्ञाने वश वर्तनारा होवाथी ते सर्वे पोताने पुरे परवर्या ॥६॥ (एज अर्थने सुस्पष्ट कहेछे–) स्वजनसहित उत्तम नृप, श्रीहरिना रामप्रतापप्रमुख सर्वे सबन्धि जनो, वृत्तालयमा प्रबोधनी उत्सव उपर आवेला पश्चिमदेशनिवासी तथा भाल्लदेशनिवासी तथा बीजा तेते तमाम भक्तजनो भगवाने आज्ञा आपता पोतपोताने देशे गया ॥७-८॥ ते पछी भगवाने पोताना चरणाश्रित मुक्तानन्दादि समस्त मुनिजनोने पण ते ते देशोमा सद्‌बोध देवाद्वारा जनोनु हित करवानी आज्ञा करी एटले तेओ यथाज्ञा तेते देशमा गया ॥९॥ अनंतर भगवाने कार्तिक कृष्ण एकादशीने आरंभीने दशमस्कधने आदिथी आरभीने आदरपूर्वक एकात स्थळमा रहीने दोढ मासे करीने साभळ्यो ॥१०॥ हे भूपाळ! एज स्कध भक्तिरसथी भरपुर होवाथी भगवानने बीजानी अपेक्षाए अभ्यधिक रुचिकर थयो, तेथी तेनीज प्रशसा वारेवारे आदरथी करवा लाग्या ॥११॥ तदनंतर भगवाने माघ शुक्ल पचमीपर्यंत पचम स्कध प्रीतिथी साभळ्यो तेपण स्कध भगवानने

लभौ । स्कन्धावनभूतां ज्ञावेतौ तस्य नारायणस्य हि ॥१३॥ पौराणिकं ततः सम्यग्वस्त्रभूषाधनादिभिः । तोषयित्वाथ मध्याह्ने वसन्तोत्सवमाचरत् ॥१४॥ लक्ष्मीनारायणस्यासौ महापूजामकारयत् । गीतवादित्रनिनदैरुपेतां वर्णिसत्तमैः ॥१५॥ ब्राह्मणान् भोजयामास सहस्रं तद्दिने हरिः । तेभ्यश्च दक्षिणां प्रादात्पुस्पर्शान्कम्बलानपि ॥१६॥ भक्तास्तदानीं बहुशः समीपग्रामवासिनः । तद्दर्शनार्थमाजग्मुः प्रतिजग्मुश्च ते पुनः ॥१७॥ अपराह्णे ततः स्वामी विजनस्थो हितं नृणाम् । चिन्तयन् पत्रिकां तेभ्यो लिखितुं निश्चिकाय सः ॥१८॥ सकलेष्वपि देशेषु धर्मशिक्षार्थपत्रिकाम् । लिखामि तेन मद्भक्ता वर्तिष्यन्ते तथैव हि ॥१९॥ ममाशयो याद-

અત્યંત રૂચિકર થયો, તેથી તેની પણ સભામાં બહુ પ્રશંસા કરી ॥૧૨॥ શ્રીમદ્ભાગવત પુરાણના તે આ બંને સ્કંધો તે શ્રીનારાયણમુનિને વિશેષ વહાલા લાગ્યા ॥૧૩॥ તે પછી તેના પ્રવક્તા પૌરાણિક પ્રયાગજીતને વસ્ત્ર આભરણ ધનાદિવડે સારીરીતે સંતુષ્ટ કર્યા પછી મધ્યાહ્નસમયે શ્રીહરિએ ભગવાનનો વસંતપંચમીનો ઉત્સવ કર્યો અને લક્ષ્મીનારાયણની મહાપૂજા ગીતવાદિત્રપૂર્વક નારાયણાનંદ વિગેરે વર્ણિવર્યો પાસે યથાવિધિ કરાવી ॥૧૪-૧૫॥ પૂજા કર્યા પછી આ શ્રીહરિએ વસંતપંચમીને દિવસે એક હજાર બ્રાહ્મણો જમાડ્યા પછી તેમને દક્ષિણા અને કોમળ કામળાદિક પણ આપ્યું ॥૧૬॥ તે સમયે તે ઉત્સવના દર્શન કરવા સમીપ ગામના નિવાસી બહુ ભક્તો આવ્યા હતા તે ભગવાનના દર્શનથી પરમાનંદ પામીને જેમ આવ્યા હતા તેમ પાછા ગયા ॥૧૭॥ તેપછી અપરાહ્ન સમયે સહજાનંદસ્વામીએ એકાંત સ્થળમાં (પોતે એકાકી) બેસીને 'સમગ્ર જનોનું હિત કાંઈપણ કરવું' એવો વિચાર કરતા સર્વ ભક્તોપ્રતિ કોઈ પણ પત્રિકા લખવાનો નિશ્ચય કર્યો–સર્વજનોના શિક્ષણગર્ભિત પત્ર લખવાનો સંકલ્પ કર્યો ॥૧૮॥ (પત્રિકા લેખનમાં હેતુભૂત વિચારને કહેછે) આ ધર્માવબોધનમાત્ર ઉપયોગી લેખથી (શિક્ષાપત્રી) ધર્મમાર્ગને યથાસ્થિત જાણતા સર્વે મારા ભક્તો ધર્મ માર્ગમાં વર્તતાથકા ભક્તિપરાયણ થઈ નિશ્રેયસને પામશે. આ પત્રિકાના સદૈવ અનુવર્તનથી સર્વ દેશમાં રહેલા હમણા

शोऽस्ति तादृशं चापि तेऽखिलाः । तथैवावगमिष्यन्ति भविष्यन्त्यप्यसंशयाः ॥२०॥ अन्तर्हिते मयि भुवो मदीयानां च सर्वशः । स्फुटमद्वाक्यरूपा सा भविन्यालम्बनं भुवि ॥२१॥ एवं विचार्य धर्मात्मा काकुदं खटिकां च सः । आनयामास भृत्येन लेखिनीं च सुशोभनाम् ॥२२॥ सच्छास्त्राणां स सर्वेषां सारमाकृष्य सद्धिया । लिलेख पत्रिकां स्वामी सद्धर्मं स्थापयन्भुवि ॥२३॥ उरौ दक्षे पट्टकं काकुदस्य कृत्वा धृत्वा वामदोष्णा नतास्यः । दक्षे पाणौ लेखिनीं कुञ्चिताग्रे बिभ्रत् पत्रीं सोऽलिखद्भूमिपेत्थम् ॥२४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे भगवतो वृत्तालयावासनिरूपणनामा त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥

---

વર્તતા અને ભવિષ્યમાં વર્તનારા સર્વે જનો મારે અભિમુખ થઈ, મારો જેવો આશય છે તેવો સ્પષ્ટ જાણીને, સંશયરહિત થઈ સુખને પામશે ॥૧૯-૨૦॥ હું અહીંથી અંતર્ધાન થતાં, ભૂમિઉપર મારા આશ્રિત સમસ્ત જનોને મોક્ષમાર્ગમાં પ્રવર્તનારાઓને આ સ્પષ્ટ મારાં વાક્યોના સંદોહરૂપ પત્રિકાજ આલંબનભૂત થશે ॥૨૧॥ હે રાજન્ ! આ રીતે સંકલ્પ કરીને ધર્માત્મા શ્રીહરિએ સદા સ્વસેવામાં રહેનારા શુકાનંદ મુનિપાસે કાગળ ખડીયો અને કલમ મંગાવી ॥૨૨॥ પછી તે આ સર્વેના સ્વામી શ્રીહરિએ સદ્ધર્મને ભૂમિવિષે સ્થાપન કરવા સકળ સચ્છાસ્ત્રોના સારાંશને (સમીચીન ન્યાયથી પરિષ્કાર કરેલા અર્થને) દધિથકી માખણજ જેમ એમ સન્મતિથી સમુદ્ધરીને (સંગ્રહથી) શિક્ષાપત્રી લખવાનો આરંભ કર્યો ॥૨૩॥ (શ્રીહરિની પત્રિકાલેખન સમયની શોભાને કહેછે–) હે ભૂમિપ ! ભગવાન્ શ્રીસહજાનંદસ્વામીએ જમણા સાથળ ઉપર કાગળ મુકવાની પાટીએ સહિત કાગળને સંસ્થાપીને, તેને ડાબા કરકમળથી પકડીને, કલમ લીધેલી હોવાથી સંકુચિત અગ્રભાગવાળી આંગળીઓવાળા જમણા હાથમાં કલમને લઇને, કિંચિત્ નમ્ર મુખ રાખીને આગળ કહેશે એ પ્રકારે શિક્ષાપત્રી લખી ॥૨૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ભગવતો વૃત્તાલયાવાસનિરૂપણનામા ત્રિચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૩॥

वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि । वृन्दावनविहारं तं श्रीकृष्णं हृदि चिन्तये ॥१॥ लिखामि सहजानन्दस्वामी

## [2]અધ્યાય ૪૪ મો.

यो भागवतधर्मोक्ष्या शिक्षापत्रीमुपादिशत् ।
सद्धर्ममवितु स्वाना स मेऽस्तु श्रेयसे हरि ॥१॥

શિક્ષાપત્રીને લખવા ઇચ્છતા ભગવાન્ શ્રીસહજાનદસ્વામી સ્વયં અખિલ મગળમૂર્તિ છે પણ 'આરભવા ધારેલા પ્રબન્ધની પરિસમાપ્તિ અને સર્વત્ર પ્રચાર મગળથી થાય' એમ લોકોને જણાવતાથકા આરભમા શિષ્ટાચાર પ્રાપ્ત ઇષ્ટદેવતાસ્મરણરૂપ મગળનુ અનુકરણ કરેછે—જેમનો વામભાગ રાધાથી સમલકૃત છે, જેમનુ વક્ષ સ્થળ અદૃશ્ય દિવ્યરૂપ શ્રી લક્ષ્મીથી સમલકૃત છે, દિવ્ય વૃદાવનવિષે વિહાર કરવામાં રસિક ( ક્ષરાક્ષરવિલક્ષણ પુરૂષોત્તમ ) એવા શ્રીકૃષ્ણ ભગવાનનુ યોગકળાવડે રૂડિરીતે ઉઘાડેલા હૃદયારવિંદમા સન્નિધિ પામેલાનુ પ્રીતપૂર્વક ચિંતન કરૂ છુ ॥૧॥

શ્રોતાઓના ચિત્તની એકાગ્રતા કરવા પ્રથમ કરવા ઇચ્છેલાની પ્રતિજ્ઞા 'लिखामि' આ શ્લોકથી કરેછે–કરવા ઇચ્છેલાની જો પ્રતિજ્ઞા ન કરે તો 'આ અર્થ કાઇ અપેક્ષિત નથી' એવી સંભાવનાને લીધે શ્રોતાઓ ઉદાસીન થઈ રહે શંકા–પ્રતિજ્ઞામાત્રથી લાભ શો ? પ્રતિજ્ઞામાત્રથી કાકદતની પરીક્ષાને સાભળવા કોઇ પણ પ્રેક્ષાવાન્ સાવધચિત્તવાળો થતો નથી, તો આ પ્રબન્ધ પ્રયોજનવાળા અર્થનેજ અવબોધે છે એમ પ્રથમ જાણવુ જોઇએ ? આવી આશકાને ટાળતા થકા 'शिक्षापत्रीं लिखामि' એમ કહે છે ધર્મશિક્ષણજ આનો વિષય હોવાથી યથાશિક્ષણ ધર્મોનુ અનુષ્ઠાન કરતા શ્રેયને પામે, એમ હિતાવબોધકપણાનુ જ્ઞાન થતા શ્રોતાઓના ચિત્તની એકાગ્રતા થાય શંકા–ગુણમય આ પ્રપચમા પ્રકૃતિથીજ જેઓ ઇન્દ્રિયારામો છે તેઓને

१ 'चिन्तये हृदा' इति पाठान्तरम् ।

૨ ભગવાનના મુખારવિંદમાથી નીકળેલા વચન સદોહરૂપ શિક્ષાપત્રી નામથી પ્રખ્યાતિ પામેલા અપરાદર્શ ભગવાન્ શતાનદમુનિએ આ પોતાના નિબન્ધ સત્સગિજીવનમા આ ૪૪ મા અધ્યાયરૂપે સયોજ્યો છે

**सर्वान्निजाश्रितान् । नानादेशस्थितान् शिक्षापत्रीं वृत्तालयस्थित.**

દૃષ્ટ વિષયો અનત વિદ્યમાન સતે ધર્મોદેશના શ્રવણમા ત્વરા ક્યાથી થાય ? કે જેથી અવહિતચિત્તવાળા થાય ? એમ કહેતા હો તો તે સત્ય છે તેવા ઇન્દ્રિયારામોના પ્રતિ આ શિક્ષાપત્રી લખવાનો પ્રયત્ન નથી, કિંતુ જેઓ દૈવી સપદાએ સપન્ન છે તેમનાજ પ્રત્યે આ આયાસ છે એમ જણાવા 'सर्वान्निजाश्रितान्' સર્વે નિજાશ્રિતો પ્રત્યે લખુછુ એમ કહેછે શંકા–ત્યા ત્યા સન્નિધિ આપીને આપે તેમને તેમને ધર્મ ગ્રહણ કરાવ્યો છે, તો હાલમા આ યત્ન તમારો વ્યર્થ છે ? એમ જો કહેતા હો તો કહુ છુ કે–'नानादेश स्थितान्' નાના દેશમા રહેલા જનો પ્રતિ શિક્ષાપત્રી લખુ છુ આ કાળના અનંતપણાનુ પણ ઉપલક્ષણ છે, દેશો બહુ છે અને કાળપણ ભાવી બહુ છે તો દેશથી દૂર રહેલા અને કાળથી દૂર રહેલા ( દૂર દેશ કાળમા રહેલા ) ઓને સન્નિધિ આપીને અવબોધ આપવો દુર્ઘટ છે, માટે સર્વ દેશ સર્વ કાળમા વ્યાપિને સમુચિત શિક્ષાપત્રી ઉલ્લેખનનો વ્યાપારજ સમુચિત છે શંકા આપ ભગવાન વાસુદેવને દૂર દેશ કયો ? ( દૂર દેશ છેજ નહિ ) તો સર્વત્ર એક સાથે સન્નિધિ આપીને સાક્ષાત્ ઉપદેશથી તેતે જનોનુ સમુજ્જીવન કરો, આ લેખની શી જરૂર ? એવી આશકામા કહેછે કે–'वृत्तालयस्थित' હુ હાલમા માનુષસાજાત્યભાવનાથી લોકાનુગ્રહમાટે સંકલ્પ ધારીને ગુજરાત દેશમા આવેલા વૃત્તાલય નામના પુરમા રહ્યો છુ તો અવ તરણ સંકલ્પના ભગનો આ અવસર નથી શંકા–આ રીતે પરને હિતનો અવબોધ આપવાથી તમને શો લોભ ? એમ કહેતા હો તો કહુછુ કે–હુ તો 'सहजानन्द' છુ જે સહજાનંદ હોય તેને અન્ય થકી અર્થનો આશ્રય કોઇ નથી ( કશા અર્થની એને અપેક્ષા નથી ) અપૂર્ણ અપ્રાપ્તાનદ અલ્પાનંદને પરના આશ્રયથી તેના સપાદનની અપેક્ષા રહે હુ સહજાનદ છુ અથાપિ સ્વામી છુ સ્વામીએ સ્વીય જનોનુ શ્રેય સપાદન કરવુ જોઇએ, નહિતો સ્વામિપણુ નિરર્થક થાય, 'આ તો મારા સ્વામીનો આદેશ છે' એના ભાવથી આદરણીય છે, સ્વામી પણ સહજાનદ છે, તો તેમનો આદેશ વિશેષપણે આદરણીય છે અને વળી આદેશ કરવામા આવનારો અર્થ ધર્મશિક્ષણ

॥२॥ भ्रात्रो रामप्रतापेच्छारामयोर्धर्मजन्मनोः । यावयोध्याप्रसादा-
ख्यरघुवीराभिधौ सुतौ ॥३॥ मुकुन्दानन्दमुख्याश्च नैष्ठिका ब्रह्मचा-
रिणः । गृहस्थाश्च मयारामभट्टाद्या ये मदाश्रयाः ॥४॥ सधवा विधवा
योषा याश्च मच्छिष्यतां गताः । मुक्तानन्दादयो ये स्युः साधव-
श्चाखिला अपि ॥५॥ स्वधर्मरक्षिका मे तैः सर्वैर्वाच्याः सदाशिषः ।

---

માંજ એક પર્યવસાયી છે તો વિષયોત્કર્ષની દૃષ્ટિથી વિશેષપણે આદરણીય છે. અહીં શિક્ષાશબ્દથી હિતતમ ધર્મતત્ત્વ વિષય કહ્યો છે, તેથીજ હિતજ્ઞાન મેળવવું એ પ્રયોજન કહ્યું છે, 'નિજાશ્રિતાન્' આથી અધિકારી કહ્યા છે, સંબન્ધતો લેખ અને અર્થનો વાચ્યવાચક ભાવ સ્ફુટ છે, એરીતે આ શ્લોકમાં અનુબંધચતુષ્ટય ઉક્તપ્રાય છે. 'સહજાનન્દસ્વામી' આ પદથી કર્તા ( વક્તા ) ની વિલક્ષણતા જણાવી છે, 'શિક્ષાપત્રીં' આ પદથી વિષયની વિલક્ષણતા જણાવી છે, તો ભગવત્પરોએ આ લેખ અત્યાદરણીય છે એમ જણાવ્યું છે. અપરિમિત દાસવર્ગ છતાં પણ 'હું લખું છું' એમ લખવામાં પણ પોતાનું સાક્ષાત્ કર્તાપણું કહ્યું છે તેથી આશ્રિતો ઉપર પ્રેમાતિશય સૂચવ્યો છે ॥૨॥

પ્રતિપાદન કરવા ધારેલા ભિન્નભિન્ન ધર્મમાં જેજે ભિન્નભિન્ન અધિકારિપણે અભિપ્રાય કરેલા છે તેમનો અધિકારભેદને અનુસારે નિર્દેશ કરતાથકા તેમને સદુપદેશશ્રવણમાં ઉપયોગી સદ્બુદ્ધિની આશંસારૂપ આશીર્વચનથી અનુગ્રહ કરેછે—ધર્મદેવથકી જન્મ જેમનો છે એવા રામપ્રતાપ ઇચ્છારામ નામના જે અમારા મોટા નાના ભાઇઓ છે તેમના જે આ પુત્રો અયોધ્યાપ્રસાદ રઘુવીર નામના આચાર્યપદમાં સ્થાપન કર્યા છે, તથા જે મારા આશ્રિત મુકુંદાનંદપ્રમુખ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ છે તથા જે મદાશ્રિત મુક્તાનંદાદિ સમસ્ત સાધુઓ છે તથા મારા આશ્રયને પામેલા જે મયારામભટ્ટપ્રમુખ ગૃહસ્થો છે તથા મારા શિષ્યભાવને પામેલી જે સધવા વિધવા વનિતાઓ છે, તે આ સર્વેએ મેં પ્રેરેલી આશિષો વાંચવી. ( આશીર્વાદો અંગીકાર કરવા ) અમે પ્રેરેલી આશિષો વ્યવહારમાર્ગને અભિમત નથી, કિંતુ શાસ્ત્રાભિમત છે. જે ધન ધાન્યાદિકની આશિષો છે તેતો

श्रीमन्नारायणस्मृत्या सहिताः शास्त्रसम्मताः ॥६॥ एकाग्रेणैव मनसा पत्रीलेखः सहेतुकः । अवधार्योऽयमखिलैः सर्वजीवहितावहः ॥७॥ ये पालयन्ति मनुजाः सच्छास्त्रप्रतिपादितान् । सदा-

વ્યવહારમાર્ગનાજ એક વિષયવાળી છે, જેતો ધર્મજ્ઞાનની અભિવૃદ્ધિના અવલંબનવાળી છે તેતો શાસ્ત્રસંમત કહેવાય, માટેજ તે સદાશિવ ગણાય, કેમકે ધર્મજ્ઞાનની અભિવૃદ્ધિથી નિઃશ્રેયસની સિદ્ધિ થાય છે. આ રીતે મેં પ્રેરેલી સ્વધર્મમાં રૂચિજનક હોવાથી સ્વધર્મનું રક્ષણ કરનારી શાસ્ત્રસંમત સદાશિષો શ્રીમન્નારાયણની સ્મૃતિપૂર્વક અવધારવી. આથી સકળ આશિષોને પરિપૂર્ણ કરનારા શ્રીમન્નારાયણનું અનુસ્મરણ કરીને પ્રેરેલી આ શિષો ફળ વિનાની નજ હોય એમ જણાવ્યું છે. એરીતે પ્રથમ પરમ હિતેચ્છુ ભગવાને આશ્રિતો ઉપર સદાશિષથી અનુગ્રહ કર્યો ॥૩-૬॥

એરીતે સર્વ સમાશ્રિતોને સદાશિષ આપીને, લેખાર્થની આદરણીયતા જણાવા તેની અવધાર્યતાનો ઉપદેશ કરેછે–આ પત્રીલેખ-પત્રીમાં લખેલો અર્થ અવધારવો. આ લેખાર્થના અવધારણથી અમને લાભ શો ? તો આથી પરલાભ થાય છે, કેમકે આ લેખ હિતને કરે છે, પ્રિય હિત આ બેમાં હિતજ ઉત્કૃષ્ટ ઉપાદેય છે, *'श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते'* એવી શ્રુતિ છે, તો આ પ્રિયકારકની અપેક્ષાએ ઉત્કૃષ્ટ હિતકારક લેખ અવશ્ય અવધારવા લાયક છે, વર્ણથી વર હોય કે અવર હોય સર્વકોઇ જીવોના હિતને આ લેખાર્થ-સંપાદન કરેછે, માટે સર્વકોઇએ અવધારવા યોગ્ય છે, આમાં જેજે અર્થ લખેલો છે તે સર્વ નિર્મૂળ નથી, બધોય અર્થ સહેતુક–સપ્રમાણજ છે. આનું અવધારણ અવહિત મનથી કરવું, મનની જે એકાગ્રતા તે અવધાનતા જાણવી ॥૭॥

લેખાર્થને અવધારીને લેખને અનુસારેજ સર્વેએ વર્તવું, જેના અનુપાલનમાં મહત્ સુખ મળે છે અને જેના અતિલંઘનમાં મહત્ દુઃખ મળેછે એવો તે સચ્છાસ્ત્રસાર આમાં નિરૂપણ કરૂંછું એમ કહેછે—સચ્છાસ્ત્ર-સત્ત્વ પ્રધાનોએ પ્રવર્તાવેલું અથવા સત્ત્વપ્રધાનોને અધિકાર કરીને પ્રવર્તેલું જે શાસ્ત્ર તેના પરમ તાત્પર્યવિષયભૂત એવા અહિંસાદિ સદાચારોને સદાય જે

चारान् सदा तेऽत्र परत्र च महासुखाः ॥८॥ तानुल्लङ्घ्यात्र वर्तन्ते ये तु स्वैरं कुबुद्धयः । त इहामुत्र च महल्लभन्ते कष्टमेव हि ॥९॥ अतो भवद्भिर्मच्छिष्यैः सावधानतयाऽखिलैः । प्रीत्यैतामनुसृत्यैव वर्तितव्यं निरन्तरम् ॥१०॥ कस्यापि प्राणिनो हिंसा नैव कार्यात्र

મનુષ્યો પાલન કરેછે તેઓ આ લોક પરલોકમાં મહત્સુખને પામેછે. લોકમાં જે મનુષ્યો તો તે સદાચારોને ઉલ્લંઘન કરીને યથેચ્છ વર્તેછે, કુબુદ્ધિ તે મનુષ્યો આ લોક પરલોકમાં મહત્ દુઃખને અનુભવેછે. તો આ સચ્છાસ્ત્રસારનો અવબોધ આપનારા શિક્ષાપત્રીલેખને અનુસરીનેજ મારા આશ્રયણપરાયણ તમારે સર્વેએ પ્રીતિથીજ સાવધાનપણે નિરંતર વર્તવું ॥૮-૧૦॥

એરીતે મંગળાચરણાદિ શાસ્ત્રાવતરણ કરીને, હવે સદાચારોને કહેતાં દુરાચારથકી નિવૃત્તિને પ્રથમ ઉપદેશ કરેછે. શ્રુતિ પણ જ્ઞાનના સાધનનો ઉપદેશ કરતાં પ્રથમ 'નાવિરતો દુશ્ચરિતાત્' એમ દુઃશ્ચરિતથકી નિવૃત્તિનોજ ઉપદેશ આપેછે. (નાવિરતો દુશ્ચરિતાન્નાશાન્તો નાસમાહિતઃ । નાશાન્તમાનસો વાપિ પ્રજ્ઞાનેનૈનમાપ્નુયાત્' આ શ્રુતિ છે) વિહિતનું આચરણ નહિ કરવાની અપેક્ષાએ નિષિદ્ધનું આચરણ સમધિક પાપ અત્યંત વિરોધિ છે, તેમાં પણ પ્રાણિહિંસારૂપ ક્રૂરકર્મ મહાનર્થકારી હોવાથી તેનાથકી નિવૃત્તિનો પ્રથમ ઉપદેશ આપેછે—અત્ર-પ્રાણિવર્ગમાં કોઈપણ પ્રાણિની હિંસા નજ કરવી. શંકા-જૂ માંકણ આદિક અતિક્ષુદ્ર જીવોને પીડવામાં અનર્થ શો? (કશો નથી) તો એમ નથી, પ્રાણ તો સર્વેકોઈને પ્રિયતમ છે, તેના ઉપઘાતથકી થતું દુઃખ મહત્તર સર્વેકોઈને તુલ્યજ છે, તો હાથી હોય કે મચ્છર હોય મનુષ્ય હોય કે માંકણ હોય કોઈ પણ પ્રાણિની હિંસા નજ કરવી. જો કોઈ સર્વભૂતસુહૃદ્ સર્વેશરણ્ય મારા આ આદેશને અતિલંઘન કરીને પાપાચરણ કરે તો તે મામક-મારો છેજ નહિ, મારા આશ્રયથકી ભ્રષ્ટજ થાય છે, તો મદાશ્રયણપરાયણોએ તે હિંસા નજ કરવી. સૂક્ષ્મતર જુ માંકણ લીખ મચ્છર આદિક અલ્પપ્રાણ વૃત્તિવાળાઓનું અંગ ફેરવવામાં કે શયન અટનાદિ ક્રિયામાં ઈચ્છા ન હોય તોપણ ઉપમર્દન (હિંસા) થાયજ, તેનો અહીં પ્રતિષેધ નથી,

मामकैः । सूक्ष्मयूकामत्कुणादेरपि बुद्ध्या कदाचन ॥११॥ देवता-

પરંતુ બુદ્ધિથી-જાણી જોઇને કદાપિ-તેઓ પોતાને નિદ્રાદિકમાં ઉપઘાત કરે તોપણ ન કરવી. 'मा हिंस्यात्सर्वा भूतानि' એવી શ્રુતિ છે ॥૧૧॥

જે 'अग्नीषोमीयं पशुमालभेत' આ વિધિપ્રાપ્ત પશુહનન તેથકી પણ નિવૃત્તિ પામવી એજ પરમ ધર્મ હોવાથી મહાશ્રિતોએ તેથકી નિવૃત્તિપરજ રહેવું એમ હવે કહે છે—જેમ સ્વર્ગ સુખાભાસ છે તેમ તેના સાધનકોટિમાં ગણાતું પશુહનન ભલે વેદે 'કરવું હોય તો કરો' એમ અભ્યનુજ્ઞા આપેલું હોય પણ ધર્માભાસજ છે, તેથકી પણ નિવૃત્તિજ પામવી એતો પરમ ધર્મ છે, આજ અહિંસાવ્રતરૂપ પ્રકૃષ્ટ ધર્મ પારમૈકાંતિકધર્મપ્રધાન સચ્છાસ્ત્રોમાં કહ્યો છે, તો મહાશ્રિતોએ આજ મહાન્ ધર્મ આશ્રય કરવા યોગ્ય છે, માટે દેવતા પિત્રિઓના યાગમાંપણ અજાદિ પશુની હિંસા ન કરવી. 'अहिंसा परमो धर्मः' 'अहिंसा सर्वभूतेभ्यो धर्मेभ्यो ज्यायसी मता' 'न भूतानामहिंसाया ज्यायान् धर्मोऽस्ति कश्चन' એવી સ્મૃતિ છે.

અહિંસા સમસ્ત સચ્છાસ્ત્રનો સારાર્થ છે, તેનું ભાષ્યમાં સ્પષ્ટ વિસ્તૃત નિરૂપણ કર્યું છે. તેને સંક્ષેપમા સુજ્ઞનોના મન પ્રસાદ માટે યથામતિ નિરૂપણ કરૂં છું—શંકા-'अग्नीषोमीयं पशुमालभेत' ઈત્યાદિ જે વેદવિહિત હિંસા તે હિંસાજ ન કહેવાય, (ધર્મ કહેવાય) તો તેનો પ્રતિષેધ કેમ થઇ શકે ? સમાધાન-ભલે વેદવિધિબોધિત છે પણ એમા હિંસાપણુ જતું રહ્યુ નથી, (અધર્મ છે) માટે નિષેધ કરાયછે શંકા-ભલે હિંસા છે પણ તેનુ ધર્મત્વ જતું રહેતું નથી, કેમકે તેમા 'अग्नीषोमीयं पशुमालभेत' ઇત્યાદિ વેદવિધિનો અન્વય છે. સમાધાન-વેદવિધિ બોધિત જે અર્થ છે તે ધર્મ છે એમ વૈદિકો કહેછે. 'मा हिंस्यात् सर्वा भूतानि' ઇત્યાદિ નિવર્તનાલક્ષણ જે અર્થ છે તે અધર્મ છે એમ વૈદિકો કહે છે. આ હિંસા નિવર્તનાલક્ષણા છે (અધર્મ છે) માટે પ્રતિષેધ કરાયછે. શંકા-'मा हिंस्यात् सर्वा भूतानि' આ સામાન્યપણે પ્રાપ્ત થતા પ્રતિષેધવચનોની 'अग्नीषोमीयं पशुमालभेत' આ વિશેષવિધિ સંસ્પૃષ્ટથકી અન્યત્ર ગતિ સ્વરસા છે, તો 'मा हिंस्यात् सर्वा भूतानि' આ હિંસાનિષેધક સામાન્ય શ્રુતિ 'अग्नीषोमी-

पितृयागार्थमप्यजादेश्च हिंसनम् । न कर्तव्यमहिंसैव धर्मः प्रोक्तो·

यं पशुमालमेत' આ વિશેષવચનથી પ્રાપ્ત થતી હિંસાનો પ્રતિષેધ કરવા યોગ્ય નથી. જે સામાન્ય શાસ્ત્ર છે તે પોતાનો વિશેષ શાસ્ત્રથી ઉપમર્દ પ્રાપ્ત થતાં પોતે વિષયાતરમાં અવકાશ લઇને ખસી જાય છે. તો અહીં 'न हिंस्यात्' આ સામાન્ય શાસ્ત્ર 'अग्नीषोमीयं पशुमालभेत' આ વિશેષ વિધિની સાથે વિરોધ આવતા અગ્નીષોમીયવ્યતિરિક્ત હિંસાને અવલબેછે. એટલે 'मा हिंस्यात्' આ શ્રુતિ અગ્નીષોમીયપશુહિંસા થકી અન્ય હિંસાનો નિષેધ કરેછે. **સમાધાન**–તમે કહો છો તે સત્ય છે, જો ઉત્સર્ગશાસ્ત્ર (સામાન્ય શાસ્ત્ર) ને અપવાદ શાસ્ત્ર હોય તો તેની તેવી ગતિ થાય પ્રકૃતમાં આ બન્ને શાસ્ત્રોને ઉત્સર્ગપણુ અપવાદપણુ છેજ નહિ એટલે ઉત્સર્ગાપવાદ ન્યાયનો અહીં અવકાશજ નથી જો વિરોધ હોય તો તેનો અવકાશ આવે 'मा हिंस्यात्' આ નિષેધ શાસ્ત્રથી અનર્થહેતુના (પ્રત્યવાય જનકતા) જણાવી છે અને 'अग्नीषोमीयं पशुमालभेत' આ વિધિ શાસ્ત્રથી ક્રતૂપકારકતા જણાવી છે એરીતે ભિન્ન ભિન્ન વિષય છે માટે આ બન્ને શાસ્ત્રને પરસ્પર વિરોધજ નથી જો એકજ બાબત અનર્થમાં હેતુ થાય અને તેના અભાવમાં પણ હેતુ થાય તો બન્ને વિરૂદ્ધ કહેવાય, પણ અનર્થ-હેતુત્વ અને ક્રતૂપકારકત્વ પરસ્પર વિરૂદ્ધ નથી વિધિબળાત્ જો ન કરે તો યાગ નિષ્પન્ન થાય નહિ, માટે અગ્નીષોમીય પશુની હિંસા યજ્ઞમાં ઉપકારક થઇને સ્વર્ગપ્રયોજક પણ થાય અને 'मा हिंस्यात्' આ નિષેધ વચનમાં વિષય થાય છે માટે અનર્થહેતુ (પાપજનક) પણ થાય માટે ક્રતુમાં ઉપકારક છે એટલામાત્રથી અનર્થહેતુ ન થાય એમ કહી શકાય નહિ **આથી** જે અનર્થ હોય તેનાથી ક્રતુમાં કશો ઉપકાર થાય નહિ કિંતુ અપ-કારજ થાય, એવી શંકાનો અવકાશ નથી શંકા–જો યાગીય હિંસા 'मा हिंस्यात्' આ નિષેધમાં વિષય થઇને પ્રત્યવાયજનક છે એમ જાણવામાં આવે તો યાગમા કોઈ જન પ્રવર્તેજ નહિ ? તેથી વિધિશાસ્ત્રની નિરર્થકતા થઈ જાય સમાધાન–જો આ અનર્થસાધન છે એટલુંજ જાણે તો તેમાં ન પ્રવર્તે, આ અર્થસાધન છે એમ પણ જાણે તો અર્થમાં અત્યધિક રૂચિને

ऽस्ति यन्महान् ॥१२॥ स्त्रिया धनस्य वा प्राप्त्यै साम्राज्यस्यापि वा

સીધે તેમાં કેમ ન પ્રવર્તે ? પ્રવર્તેજ. જેને મહાસુખ સ્વર્ગફળમાં ઉત્કટ રાગ થાય તે અલ્પપાપ પશુહનન સાધનમાં પણ પ્રવર્તે. પ્રબળ ફળની લાલસાથી તેના સાધનમાં પ્રયત્ન કરતા બુધજનો મધ્યે મધ્યે આવી પડતાં અવર્જનીય દુઃખોને સહન કરે છે, આ અર્થ લોકપ્રસિદ્ધ છે. જેને પશુહનન જન્ય દુઃખમાં ઉત્કટ દ્વેષ થાય તે સ્વર્ગને સમધિક સુખ જાણતો હોય તો પણ તેવા યાગમાં ન પ્રવર્તે. જેઓ સત્ત્વપ્રકૃતિવાળા હોઇને અલ્પ પણ પાપમાં ભયશીલ હોય તેઓને તેનાથકી નિવૃત્ત કરવા આ ( અહિંસામય ) મહાન્ ધર્મ કહ્યો છે વસ્તુતાએ તો-'अग्नीषोमीयं पशुमालभेत' આ વિધિપ્રાપ્ત જે હિંસા તેથકી અન્ય હિંસાજ 'मा हिंस्यात्सर्वा भूतानि' આ હિંસાપ્રતિષેધ શ્રુતિનું પદ છે. 'देवतापितृयागार्थं' આ વચનમા વિધિપ્રાપ્ત હિંસાનું ખંડન કર્યું નથી, કિંતુ હિંસામાત્ર થકી નિવૃત્તિ પામવારૂપ જે ઉત્તમ ધર્મ છે તેનું વિધાન પ્રકૃષ્ટ સત્ત્વગુણી આત્મીય જનોને અધિકાર કરીને કર્યું છે બીજું તો ભાષ્યથકી જાણવું ॥૧૨॥

પશુની હિંસાનો પ્રતિષેધ કર્યો, હવે તેથી અધિક અનર્થ આપનારી મનુષ્યહિંસાનો પ્રતિષેધ કરેછે—અદૃષ્ટ ફળ ( સ્વર્ગ ) પ્રાપ્ત્યર્થે થતી પશુહિંસાનો પ્રતિષેધ કર્યો, હવે દૃષ્ટ ફળ ( સ્ત્રી ધન રાજ્યાદિ ) પ્રાપ્ત્યર્થે થતી મનુષ્યહિંસા જે પશુહિંસાથકી પણ ક્રૂર છે તેનો પ્રતિષેધ કરેછે—પ્રબળ સુખને આપનારી અને અલ્પ દુઃખને દેનારી હિંસાનો પ્રથમ પ્રતિષેધ કર્યો, હવે અલ્પ સુખ આપનારી અને પ્રબળ દુઃખને દેનારી મનુષ્યહિંસાનો પ્રતિષેધ કરેછે—યદ્યપિ-મનુષ્યનો ઘાત ન કરવો, અજાદિ પશુનો ઘાત ન કરવો, જૂ માકણ આદિકનો પણ ઘાત ન કરવો, આવા અનુક્રમથી કરેલો નિષેધ સંગત થાય છે જૂ માંકણ આદિકનો ઉપઘાત ન કરવો, અજાદિ પશુનો ઉપઘાત ન કરવો, મનુષ્યનો ઉપઘાત ન કરવો, આવા ક્રમથી અહીં કરેલો નિષેધ તો સંગત થતો નથી, કેમકે માંકણ આદિકની હિંસાના નિષેધથીજ દૃષ્ટાર્થ મનુષ્યહિંસાનો કૈમુતિક ન્યાયથી ( માંકણ આદિકની હિંસા ન થાય તો મનુષ્યની તો થાયજ

१ 'साम्राज्यस्य च वा' इति पाठान्तरम् ।

क्वचित् । मनुष्यस्य तु कस्यापि हिंसा कार्या न सर्वथा ॥१३॥ आत्म

કેમ ?) પ્રતિષેધ સિદ્ધ થઇ જાય છે અથાપિ રજસ્તમ પ્રધાન રાગા ન્ધોની સ્ત્રીધન રાજ્યાદિ વિવિધ કામનાતિશયને લીધે થતી પ્રાણિમારણની પ્રવૃત્તિની વિચિત્રતાને જણાવતા થકા તેથકી કામનાધિક્યને દૂર કરવા નિવૃત્ત કરેછે મનુષ્ય તો સમ્ળ પ્રાણિવર્ગને મધ્યે શ્રેય માધનમા યોગ્ય ઉત્કૃષ્ટ જન્મ હોવાથી તેની હિંસા નજ કરવી સ્ત્રીધનાદિ ક્ષુલ્લક વિષયોપભોગ માટે પ્રવર્તતા રાગાન્ધજનો તે વિષયોપભોગમા વિરોધ કરનારાઓનો પશુની પેઠે ઘાત કરે છે જેમ કામુક નરો કામિનીના ઉપભોગમાટે તેમા વિરોધ કરનારાઓનો વિનાશ કરે છે ધનલુબ્ધ ચોર લોકો તેની પ્રાપ્તિમા વિરોધ કરનારાઓનો નાશ કરે છે વિત્ત વનિતા વિગેરે વિવિધ વિષયોપ ભોગના અર્થી રાજાનુચરો રાજાને નાશ કરેછે તો આવા અતિક્ષુદ્ર વિષય સુખભોગ માટે નિઃશ્રેયસમા અત્યત ઉપયોગી માનુષ જન્મની સંપત્તિવા ળાનો ઘાત નજ કરવો વયથી કે વર્ણથી કે અન્ય જે કોઈ થકી અવર કે વર કોઇ પણ મનુષ્યની તો હિંસા ન કરવી તે આ હિંસા ક્વચિત્ મહા પરાધ સતે પણ ન કરવી અથવા કદાચિદપિ કોઇ પણ નિમિત્તે ન કરવી આથીપણ અન્ય અભિમતતમ હોય તેપણ નિમિત્ત ન કરવી તે હિંસા **સર્વથા ન કરવી**—સર્વ પ્રકારે તે થકી નિવૃત્ત થવુ ઇતર હિંસાથકી મનુષ્યહિંસા અત્યત અનર્થહેતુ છે તેમા નિમિત્તભૂત એના જન્મની વિલક્ષણતા (ઉત્કૃષ્ટતા) તુશબ્દથી જણાવી છે તેતો 'दुर्लभो मानुषो देहो' 'देहोऽयं मानुषो राजन्' पुरुषसाखिलार्थद । अतस्तस्य वधो वीर' सर्वार्थवध उच्यते ॥' ઇત્યાદિ વચનમા સુપ્રસિદ્ધ છે ॥૧૩॥

મનુષ્યવધની અત્યત અનર્થહેતુતા કહી હવે તેના પ્રસગથી આત્મ વધની તેથીપણ અત્યત અનર્થહેતુતા આ શ્લોકથી કહેછે—ધનાદિલુબ્ધો પોતાના ધણીને કે બીજા કોઇ ધનાઢ્યને હણીને અભિલષિત ઐહિક અર્થા ભાસનેપણ પામે છે જેતો કોપવેગાદિકને લીધે વિવેકવિભ્રષ્ટ થઇને આત્માનોજ ઘાત કરે છે તેતો ઐહિક પારલૌકિક સમગ્ર ભોગના સાધન ભૂત શરીરના નાશથી ઐહિક સુખાભાસ થકી પણ ભ્રષ્ટ થઇને અતે

घातस्तु तीर्थेऽपि न कर्तव्यश्च न क्रुधा। अयोग्याचरणात्क्वापि न विषोद्बन्धनादिना ॥१४॥ न भक्ष्यं सर्वथा मांसं यज्ञशिष्टमपि

અંધતમ નરકમાં પણ પ્રવેશ કરે છે, આવો વિશેષ 'आत्मघातस्तु' આ તુશબ્દથી જણાવ્યો છે. કેટલાએક અવિવેકિઓ પોતાના પ્રાણપરિત્યાગમાં સ્વાતંત્ર્ય પોતાનું સમઝીને, પ્રત્યવાયાતિશયને નહિ વિચારીને, કોપવેગને લીધે કે કોઇ અયોગ્ય કર્માચરણજન્ય લજ્જાતિશયને લીધે વિષભક્ષણ-કંઠપાશ-કૂપપતનાદિકે કરીને આત્મઘાત માટે પ્રયત્ન કરે છે તેતો અત્યત અનર્થમા હેતુ છે, જીવતો નર પ્રાણિપીડનપ્રાપ્ત પ્રત્યવાયને પ્રાયશ્ચિત્તના અનુષ્ઠાનથી પરિહાર કરવા સમર્થ થાય અને કદાચિત્ નિર્વેદ પામતાં નિઃશ્રેયસ માટે પણ યત્ન કરે. તો આત્મઘાત નજ કરવો કદાપિ–વ્યાધિ વિગેરે અનિવાર્ય દુ ખના નિવારણને નિમિત્તે પણ પર્વતશિખરપતન અગ્નિ-પતનાદિકમાં પ્રવૃત્તિ પણ તેવીજ અનર્થહેતુ હોવાથી નજ કરવી. વળી જે સ્વર્ગાદિ સુખની લીપ્સાથી ગગાદિ તીર્થમાં મહર્ષિઅનુમત આત્મઘાત છે તે પણ નજ કરવો સ્વર્ગનું સુખ અતિ અલ્પ છે, નિ શ્રેયસના સાધન-ભૂત શરીરનો વિનાશ કરવાથી થતો અનર્થતો પ્રબળ છે, સ્વર્ગનુ સાધન સુકર ઉત્તર કાળમાં દુ ખ ન આપે એવું જપ હોમાદિ શું નથી? છેજ. તો અલ્પફળની આકાક્ષામા આત્મઘાત વિના ઉપાયાંતરનું અનુષ્ઠાનજ શ્રેષ્ઠ છે. અલ્પ નિમિત્ત માટે આત્મઘાતતો કોદરાકણમાટે નિધિત્યાગ જેવો અત્યત અનુચિત છે. માટેજ 'तस्मादुह न पुरायुषः स्वःकामी प्रेयात्' એમ શ્રુતિ કહે છે. આત્મઘાતની અત્યત અનર્થહેતુતા સ્મૃતિમાં કહી છે–'क्रोधात्प्रायं विषं वह्निं शस्त्रमुद्बन्धनं जलम्। गिरिवृक्षप्रपातं च ये कुर्वन्ति नराधमाः। महापातकिनो ये च पतितास्ते प्रकीर्तिताः॥' ઇતિ ॥૧૪॥

સર્વ દેશ સર્વ કાળાદિકમાં વ્યાપ્ત અહિંસાવ્રતનો ઉપદેશ પ્રથમ કર્યો, હવે તેવો માંસાદિ અનશનવ્રતનો આત્મીય જનો પ્રતિ ઉપદેશ આપે છે—મારા આશ્રિતોએ 'હુ સર્વથા માંસ ખાઇશ નહિ' એવા સંકલ્પ-પૂર્વક માંસભક્ષણથકી સર્વથા નિવૃત્તિપરજ થવું. 'सर्वथा न भक्ष्यं' આથી પ્રાણપ્રયાણમાં અનુમત પણ માંસભક્ષણથકી નિવૃત્તિનો આદેશ

क्वचित्। न पेयं च सुरामद्यमपि देवनिवेदितम् ॥१५॥ अकार्याचरणे

कर्यो छे. क्वचिदपि-देवतायागमा के पितृयागमा कोई पण स्थळे यज्ञशिष्टमपि-यज्ञावशेषपण 'देवान् पितॄन् समभ्यर्च्य खादन् मांसं न दोषभाक्' एम अनुमति आपेलुं पण मांस मदाश्रितोए न भक्षण करवुं आज धर्म पारमैकांतिकोए समाश्रयणीय सर्वभूतसौहार्दनी सीमाभूमि छे ए रीते सर्वथा मांसनिवृत्तिरूप धर्मविशेषनो आदेश करीने, सर्वथा सुराथकी निवृत्तिरूप धर्मविशेषनो आदेश करेछे—सौत्रामणी यागमा के अन्यत्र कोई काळीभैरवादि देवने निवेदन करेलु पण सुरामद्य नज पिवु मद्यमांसादि थकी निवृत्त थवुं एज सर्वने नहि उद्वेग करनारो परम धर्म छे आज शास्त्रनो परम तात्पर्यार्थ छे. तेवी स्मृति छे–'यो यजेताश्वमेधेन मासि मासि यतव्रत । वर्जयेन्मधु मांसं च सममेतद्युधिष्ठिर ' ॥ न भक्षयति यो मांसं न हन्यान्न च घातयेत् । तन्मित्रं सर्वभूतानां मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ ददाति यजते चापि तपस्वी च भवत्यपि । मधुमांसनिवृत्त्येति प्राह चैवं बृहस्पतिः ॥' इत्यादि ॥१५॥

परन्तु तथा पोतानु हनन न करवुं एम कह्युं, हवे परना तथा पोताना कर चरण कर्ण नासा शिश्नादिरूप अवयवनो उच्छेद न करवो एम कहे छे—क्वापि–कोई पण देश के समयमा अथवा काम के क्रोध निमित्त सते बीजाए जो पोतानु अकार्य–केशग्रहण पादप्रहारादि कर्यु होय तो एकदम क्रोधथी तेना कर चरणादि अंगनो विच्छेद छरी आदिक शस्त्रादिके करीने नज करवो तथा पोताथी कदाचित् प्रमादथी के अप्रमादथी अकार्य–परदार परद्रव्यादिकनो स्पर्श थई गये सते लज्जावेगथी के क्रोधवेगथी पोताना अंगनो च्छेद शस्त्रादिके करीने नज करवो अथवा–'कस्यापि प्राणिनो हिंसा नैव कार्या' इत्यादि वचनथी 'सर्व प्रकारे कीटादिकनी पण हिंसा न करवी' एम जे कह्यु ते सत्य छे, परंतु सर्प वींछीआदिक जे परने पीडा करनारा जंतु छे तेना दाढआदिक एक अंगनो उच्छेदतो लोक उपकार माटे थाय छे? एवी आशंकामा कहे छे के—अंगच्छेद पण न करवो 'आ सर्प वींछी बहु लोकोने करडे छे' एवा

**क्वापि जाते स्वस्य परस्य वा । अङ्गच्छेदो न कर्तव्यः शस्त्राद्यैश्च क्रुधापि वा ॥१६॥ स्तेनकर्म न कर्तव्यं धर्मार्थमपि केनचित् । स्वस्वामि**

ક્રોધથી તેના શસ્ત્રાદિવડે વિઘાવયવનું વિચ્છેદન પણ ન કરવુ અગચ્છેદ પણ પ્રાણિપીડાજ કહેવાય, પરને દુ ખ દેવુ તે પીડાજ કહેવાય, એજ હિંસાશબ્દનો અર્થ છે, પ્રાણવિયોગને અનુકૂળપણે કે નહિ અનુકૂળપણે પરને દુઃખ કરનારો જે વ્યાપાર તે હિંસાજ ગણાય, માટે અગવિચ્છેદપણ હિંસાજ કહેવાય, આ હિંસા પણ 'મા હિસ્યાત્' આ નિષેધમા વિષય થાય છે માટે તે પણ અનુચિત છે. એ રીતે પાઠક્રમની અપેક્ષાએ અર્થક્રમ પ્રબળ હોવાથી ઉત્તરાર્ધની પ્રથમ યોજના કરીને હવે પૂર્વાર્ધની યોજના કરે છે—**ક્વાપિ**–કોઈ પણ નિમિત્તથી **અકાર્યાચરણ**–પરપરિચર્યાદિ અધર્મે ભૃત્ય ભાર્યાદિકથી થઈ જતાં, **સ્વસ્ય**–પોતાના ભૃત્ય ભાર્યાદિક કે **પરસ્ય**–જેના સંસર્ગથી સ્વીય ભૃત્યાદિકના ધર્મની ભગશકા આવી હોય તેના કર્ણ નાસાદિ અગનો છેદતો નજ કરવો હિંસક સર્પાદિકના દાંત પાડવા વિગેરે પણ હિંસાજ છે એમ જ્યારે નિશ્ચય થાય છે તો અન્યત્ર (પુરૂષાદિકમાં) અગચ્છેદ હિંસાજ છે તેમાં કહેવુંજ શું ? આ તો અત્યત અનર્થ અતિ દૂર પરિહરણીય છે, તો ધર્મભગના પ્રસંગથી સ્વીયજનોના કે ધર્મભંગ કરવાની શકાથી પરજનોના કર્ણ નાસાદિ અગનો છેદતો નજ કરવો. **અથવા**–અકાર્યાચરણના પ્રસંગ વિનાપણ પરજને કહેલા દુર્વચનથી ઉપજેલા ક્રોધવેગથી પોતાના કે પરના અંગનો ચ્છેદ શસ્ત્રાદિકે કરીને ન કરવો. પ્રાણોપઘાતજ જેમ એમ અગોપઘાત પણ હિંસા જ છે. હિંસાનોતો નિષેધ કર્યો છે ॥૧૬॥

પરને પીડા કરવાના વ્યાપાર થકી નિવૃત્તિ પામવારૂપ પરમ ધર્મનો ઉપદેશ આપવા પ્રવર્તેલા ભગવાને પ્રથમ પ્રાણિમારણ અને તેના અગછેદરૂપ પીડન વ્યાપાર થકી નિવૃત્તિનો ઉપદેશ આપ્યો, હવે પરદ્રવ્યના અપહરણરૂપ પરપીડન વ્યાપારથકી નિવૃત્તિનો ઉપદેશ આપે છે—**સ્તેનકર્મ**–ચોરકર્મ જે ઠગાઇથી પરધનહરણ તે ન કરવું આ આચાંડાળ સાધારણ

१ 'स्तेयकर्म' इति पाठान्तरम् ।

काष्ठपुष्पादि न ग्राह्यं तदनाज्ञया ॥१७॥ व्यभिचारो न कर्तव्यः

ધર્મ છે, માટે કેનચિત્-કેનાપિ-વર્ણની અંતર્ગત કે નહિ અંતર્ગત ચાંડાળાદિ કોઇએ પણ ન કરવું. અથવા કેનાપિ-કોઈ પણ પ્રાણધારણાદિ નિમિત્તેપણ ન કરવું. 'न हर्तव्यं परधनमिति धर्मः सनातनः' એમ મોક્ષધર્મમાં કહ્યું છે. કોઇ એવી શંકા કરે કે-ધર્મકપ્રયોજને કરેલું ચોરકર્મ તો સુકૃતમાટે થાય છે ? તો તેમ નથી. ન્યાયોપાર્જીત દ્રવ્યવડેજ ધર્મનું અનુષ્ઠાન કહ્યું છે. '*स्ववृत्त्या लब्धवित्तेन न्याय्येन वृषमाचरेत्*' એવી સ્મૃતિ છે. માટે ધર્માર્થેપણ ચોરીનું કર્મ નજ કરવું. તથા જે કાષ્ઠ ફળ પુષ્પ પત્રાદિ કોઇના બાગમાં ચોમેર પડેલું સર્વસુલભ હોય તે પણ તેના ધણીની આજ્ઞા વિના ( પુછ્યા વિના ) ન ગ્રહણ કરવું, કેમ કે તેમાં પણ પરનું સ્વામિપણું સરખુંજ હોવાથી તેનું ઉપહરણ પણ અપહરણજ ગણાય, ( ચોરીજ કહેવાય ) 'तृणं वा यदि वा काष्ठं पुष्पं वा यदि वा फलम् । अनापृच्छन् हि गृह्णानो हस्तच्छेदनमर्हति' એમ સ્મૃતિમાં નિષેધ કર્યો છે. અથવા-અનુમતિ વિના પણ સ્વામિની સમક્ષ કે અસમક્ષ ઉત્તમને નીચ નિર્ગુણ થકી યજ્ઞમાં અપેક્ષિત કેટલાક દ્રવ્યના આહરણની ઇચ્છા હોય તો કરો' એવી અનુજ્ઞા 'यज्ञश्चेत्प्रतिरुद्धः स्यादेकेनाङ्गेन यज्वनः' ઇત્યાદિ વચનથી આપી છે. તેમજ દેવ અગ્નિ ગાય આદિક અર્થે પુષ્પ કાષ્ઠ તૃણાદિનું સર્વ થકી પોતાનું હોય એમજ વિના શંકા આહરણની 'द्विजस्तृणैधःपुष्पाणि सर्वतः स्ववदाहरेत्' ઇત્યાદિ વચનથી અનુજ્ઞા આપી છે, તે થકી પણ નિવૃત્તિ પામવારૂપ ધર્મવિશેષનો ઉપદેશ આ શ્લોકથી ભગવાને આપ્યો છે. કેનચિત્-ઉત્તમ જને પણ સ્તેનકર્મ-પરદ્રવ્યનું અપહરણ ધર્માર્થમપિ-યજ્ઞાદિ ધર્મ નિમિત્તેપણ ધણીની સમક્ષ કે અસમક્ષ ન કરવું. જે અલ્પ કાષ્ઠ પુષ્પાદિ તે પણ પારકું ધર્માર્થે-દેવાદિ માટે પણ ન ગ્રહણ કરવું. ધણીને પુછીનેજ ગ્રહણ કરવું. અનુજ્ઞા આપેલા પણ તેથકી નિવૃત્તિ પામવી એજ નિઃશ્રેયસમાં સાધનભૂત છે, માટે તે આ સર્વથા અસ્તેયવ્રત મુમુક્ષુ મારા આશ્રિતોએ ઉપસેવન કરવું. જેમ ઠગંઇગર્ભિત ચોરીથકી નિવૃત્તિ આવશ્યકી છે, જેમ બલાત્કારગર્ભિત સાહસથકી નિવૃત્તિ આવશ્યકી

**पुम्भिः स्त्रीभिश्च मां श्रितैः । द्यूतादि व्यसनं त्याज्यं नाद्यं भङ्गादि मादकम् ॥१८॥ अग्राह्यान्नेन पक्वं यदन्नं तदुदकं च न । जगन्नाथ-**

છે તેમ અસ્તેયવ્રત ( સર્વ દેશ કાળમાં ચોરી ન કરવી ) માં નિષ્ઠાવાળા મુમુક્ષુને ધર્માર્થપણ પરદ્રવ્યહરણ થકી નિવૃત્તિ આવશ્યકી છે. આવુંજ અસ્તેયવ્રત યોગના અંગપણે શાસ્ત્રમાં ગણ્યું છે ॥૧૭॥

દુશ્ચરિત થકી નિવૃત્તિનો ઉત્તમ ઉપદેશ આપતા ભગવાને પરપીડનરૂપ દુશ્ચરિતનિવૃત્તિ આટલા નિબંધથી ઉપદેશ કરી. હવે પરપત્નીપરિગ્રહાદિરૂપ દુશ્ચરિત થકી નિવૃત્તિનો આદેશ આ શ્લોકથી કરે છે—मां श्रितैः-મુમુક્ષુ પુરૂષોએ તથા સ્ત્રિયોએ વ્યભિચાર (પરાંગનાસંગ પરપુરૂષસંગ) નજ કરવો. દુશ્ચરિત થકી જે નિવૃત્તિ છે તે ઉપાસનાનું અગ હોવાથી મુમુક્ષુઓપ્રતિ વિશેષપણે તેનો ઉપદેશ યુક્ત છે. **'परदारा न गन्तव्याः सर्ववर्णेषु कर्हिचित्' 'व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम्'** એવી સ્મૃતિ છે. તથા દ્યૂતાદિ વ્યસનો થકી વિમુખ થવું. **'नाक्षैः क्रीडेत्कदाचन'** એવી સ્મૃતિ છે. આદિશબ્દથી વેશ્યોપસેવન વિગેરે વ્યસનોનો સંગ્રહ સમજવો. જે માદક ભાંગ્ય આદિક તેનું પણ સેવન ન કરવું. આદિશબ્દથી ગાંજો અફીણ આદિકનું ગ્રહણ કરવું. **'न भक्ष्यं मादकं किञ्चित्'** એવી સ્મૃતિ છે ॥૧૮॥

'नाद्यं भंगादि' આ ખાદ્યપણાનો નિષધપ્રસંગ પ્રાપ્ત થતાં તેના પ્રસંગથી ખાદ્યનિષેધાંતર કહે છે—જેઓએ રાધેલું અન્ન અગ્રાહ્ય-અભોજ્ય હોય તેવા નીચ જાતીય જનોએ રાંધેલું અન્ન નજ જમવું. ભલે તે કૃષ્ણનિવેદિત હોય તોપણ કૃષ્ણપ્રસાદબુદ્ધિથી નજ ખાવું. પરં 'આ ભગવત્પ્રસાદ છે' એવા માનમાત્રને યોગ્ય છે. એટલે તેમાં અજળિમાત્ર ઉચિત છે. વર્ણાદિ મર્યાદા ભગવાને બાંધેલી હોવાથી તેનું ઉલ્લઘન તેના આશ્રિતોને યોગ્ય નથી. એ રીતે જેનું અન્ન અભોજ્ય હોય તેના પાત્રમાં રહેલું જળ કૃષ્ણનિવેદિત પણ નજ પીવું. શૂદ્રાદિકની અભોજ્યાન્નતા અને તેના પાત્રમાં રહેલા પાની-યની સાક્ષાત્ અપેયતા **'नाद्याच्छूद्रस्य पक्वान्नं'** ઇત્યાદિ વચનથી જાણવી.

१ 'जगन्नाथपुरोऽन्यत्र' इति पाठान्तरम् ।

पुरं हित्वा ग्राह्यं कृष्णप्रसादपि ॥१९॥ मिथ्यापवादः कस्मिंश्चिदपि स्वार्थस्य सिद्धये । नारोप्यो नापशब्दाश्च भाषणीया कदाचन ॥२०॥

જગન્નાથપુરમા તો આનો અપવાદ છે, ત્યાનો તેવો પણ ભગવત્પ્રસાદ ભોજ્ય છે તે સ્થળમા તેવો ભગવાનનો મહિમા પુરાણમા વર્ણવેલો સ્પષ્ટ છે ॥૧૯॥

મિથ્યાપવાદનુ આરોપણુ પણ પરપીડનપ્રાય હોવાથી તેનાથકી નિવૃત્તિનો આદેશ હવે કરે છે—મિથ્યાપવાદ (આણે આ અયુક્ત કર્યું એમ) નજ આરોપણ કરવો कस्मिंश्चिदपि-વિદ્યા વૃત્ત વિગેરેવડે ઉત્તમ કે નીચ કોઇની પણ ઉપર અથવા શત્રુ કે અશત્રુ કોઇની પણ ઉપર ન આરોપવો ભલે કદાચિત્ પરની ઉપર મિથ્યાપવાદના આરોપણુથી મહાન્ સ્વાર્થ સિદ્ધ થતો હોય તથાપિ તે નજ આરોપવો મિથ્યાપવાદથી સ્વાર્થ સિદ્ધ કરતા થએલા પરદ્રોહથી થતા દ્વિગુણ પ્રત્યવાયની વેદના અસહ્ય થાય છે તે યાજ્ઞવલ્ક્યમુનિએ કહ્યુ છે–'मिथ्याभिशसिनो दोषो द्वि समो भूतवादिन । मिथ्याभिशस्तदोष च समादत्ते मृषा वदन्' ઇતિ स्वार्थस्य सिद्धयेऽपि-આથી જેઓ તો સ્વાર્થ વિના પરોત્કર્ષ નહિ સહન થવામાત્રથી મિથ્યાપવાદને આરોપેછે તેઓની અત્યત ક્રૂરતા સૂચવી છે યદ્યપિ અર્થવિશેષ માટે અલ્પ અનર્થ પણ સહન થાય છે, પરાપવાદથી પ્રાપ્ત થતો અનર્થ અતિ પ્રબળ હોવાથી કોઈપણ અર્થાકાક્ષાથી સહન થાય એવો નથી, ગૃહ આરામ ક્ષેત્ર કળત્ર આદિકના સબન્ધથી પ્રાપ્ત થતા પણ સુખની અપેક્ષાએ આ અતિદારુણ મિથ્યાવાદજન્ય પારલૌકિક દુ ખ થાય છે, માટેજ કહેછે કે–સ્વાર્થની સિદ્ધિ માટે પણ ન આરોપવો, એવો પણ ભાવ છે અથવા-મિથ્યાપવાદ આરોપનારાને સ્વાર્થલાભબુદ્ધિથી તાત્કાલિક કોઈ આસ્વાદ અદર ગુપ્તવિષવાળા મધમાજ જેમ એમ આવે છે, જેતો કોપવેગથી 'તું માતૃગામી છુ' ઇત્યાદિ દુર્વચનો બોલે છે તેતો કેવળ એક અનર્થનેજ પામે છે, તાત્કાલિક અર્થાસ્વાદ આભાસને પણ પામતો નથી, આવી વિષમતા જણાવા માટે 'स्वार्थस्य सिद्धये' એમ કહ્યુ છે તથા પર હૃદયમા ખેદ કરનારા અપશબ્દો કઠોરભાષણાદિરૂપ કદાચન–સ્વય અન્ય અપકારિએ અતિક્લેશ પમાડતા પણ તે સમયેપણ નજ બોલવા કોપવેગ સહનજ કરવો એવો ભાવાર્થ છે ॥૨૦॥

देवतातीर्थविप्राणां साध्वीनां च सतामपि । वेदानां च न कर्तव्या

'અપશબ્દ ન બોલવા' આ અપશબ્દનિષેધના પ્રસંગથી નિંદાની વિષયવિશેષમાં અત્યત અનર્થહેતુતા જણાવા કહે છે—પ્રથમ પ્રતિષેધ કરેલો અપશબ્દ કોપમૂળક છે અને નિષેધ કરાતી આ નિંદા અસૂયામૂળક છે એવો ભેદ જાણનો. અગ્નિ આદિત્ય આદિક દેવતાઓ ઉપાસના કરતાં અભ્યુદય આપનારી છે, ભાગીરથ્યાદિ તીર્થો તથા વિપ્રો પણ તેવાજ છે. ઉપાસ્ય એમની નિંદાતો અત્યત અનર્થકારી છે, માટે તે નજ કરવી. આ ત્રણનો ઉત્કર્ષ જન્મસિદ્ધ હોવાથી તેમાં સમતાના અભિપ્રાયથી 'દેવતાતીર્થવિપ્રાણાં' એમ એક સાથે નિર્દેશ કર્યો છે. સાધ્વી સંતો આદિકનું તો વૃત્ત વિજ્ઞાનાદિકૃત ઉત્કર્ષથી વિલક્ષણપણુ હોવાથી આ વર્ગથી વિલક્ષણતા જણાવાજ એમા તેમનો સંગ્રહ નહિ કરીને પૃથક્ નિર્દેશ કર્યો છે. એટલે દેવતા તીર્થ વિપ્રોની અપેક્ષાએ સાધ્વીઓનો અને દેવતા તીર્થ વિપ્ર સાધ્વીઓની અપેક્ષાએ સંતોનો અને તે બધાની અપેક્ષાએ વેદોનો ઉત્કર્ષ છે, એવા અભિપ્રાયથી ઉત્તરોત્તર તેમનો શ્લોકમા નિર્દેશ કર્યો છે. સાધ્વી સ્ત્રિયો અગ્નિશિખાજ જેમ એમ પ્રમાદથી પણ પરાભવ કરતાં બાળી દે છે. કેવળ પરાભવ કરનારાનેજ નહિ કિંતુ કુળને પણ બાળી દે છે. માટે તેણીઓની નિંદા નજ કરવી. અગ્નિઆદિક દેવો પણ પતિવ્રતાના વચનથી પોતાનું દાહાદિસામર્થ્ય સંકેલી લે છે, આ અર્થ સુપ્રસિદ્ધ છે. વિપ્રતો પતિવ્રતા વિષયમા ક્ષુદ્રતેજવાળો છે આ અર્થ ભિક્ષાર્થે કોઈ ગૃહસ્થના ગૃહપ્રતિ આવેલા કૌશિક નામના વિપ્રના અને પ્રારંભેલી પતિપરિચર્યાને પરિસમાપ્ત કરીને ભિક્ષા આપવા આવેલી પતિવ્રતાના સંવાદમાં સ્પષ્ટ છે. તો જડ તીર્થ થકી પતિવ્રતાના ઉત્કર્ષમા કાંઇ કહેવાનું રહેતું નથી. 'असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत् । अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः' એ રીતે બ્રહ્મજ્ઞાનસંપત્તિને લીધે સચ્છબ્દવાચ્ય જે બ્રહ્મવિદો છે તેમનું પતિવ્રતાઓની અપેક્ષાએ શ્રેષ્ઠપણુ છે એમાં કોઇ કહેવાનુંજ નથી. સર્વ થકી શ્રેષ્ઠ બ્રહ્મદર્શી સંતોના પ્રસાદથી સકળ ઉપતાપની ઉપશાંતિ થાય

निन्दा श्रव्या न च क्वचित् ॥२१॥ देवतायै भवेद्यस्यै सुरा·
છે અને નિગ્રહથી સહસ્રસુકૃતે કરીને પણ ન નિવારણ થાય એવો નરકપાત થાય છે. માટે એમની નિંદા નજ કરવી. વેદો સર્વ ધર્મમાં મૂળ હોવાથી તેની નિંદા ધર્મમાત્રની નિંદારૂપ છે તો તે સર્વથા નજ કરવી. જેના અર્થજ્ઞાનથી તે સંતો બ્રહ્મજ્ઞાની થાય છે તે સ્વતઃપ્રમાણભૂત, સર્વદા તેઓએ પણ ઉપસેવ્ય, વાચ્ય પરબ્રહ્મજ જેમ એમ પોતેપણ અપરિચ્છિન્ન એવા વેદો સંતોની અપેક્ષાએ અતિશ્રેષ્ઠ હોય એમાં કહેવાનું રહેતું નથી. આ ઉત્તરોત્તર ઉત્તમોની નિંદા અત્યંત અનર્થહેતુ હોવાથી પોતે નજ કરવી. અને કોઈ દુર્જન કરતો હોય તો તે નિંદા ક્યારેય ન સાંભળવી. 'देववेदद्विजातीनां साधुतीर्थमहात्मनाम् । गुरोः पतिव्रतानां च तथा यज्वितपस्विनाम् ॥ परिवादं न कुर्वीत परिहासेऽपि पुत्रक ! । कुर्वतामविनीतानां न श्रोतव्यः कथञ्चन ॥' એમ માર્કંડેય પુરાણમાં કહ્યું છે. આ 'देवतातीर्थं' શ્લોકથી દેવતાદિકની નિંદા કરનારા દુર્જનોના પ્રસંગમાં મારા આશ્રિતોએ ન રહેવું, એમ નિજજનોને શિક્ષણ આપ્યું છે ॥૨૧॥

'आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः । स्मृतिलाभे सर्वग्रन्थीनां विप्रमोक्षः ॥' આ શ્રુતિ સાત્વિક આહારનું સેવનજ સત્વગુણની વિવૃદ્ધિ સંપાદન કરવા દ્વારા મોક્ષોપાયભૂત ઉપાસનને નિષ્પાદન કરવાનું કહે છે, તો મુમુક્ષુઓએ સાત્વિક આહારનુંજ સેવન કરવું એમ જણાવા, જેનો તામસ સ્વામી હોય તેજ જેમ એમ જેનો દેવ તામસ હોય તે અન્નાદિ પણ આશ્રયદૂષિત હોવાથી પરિત્યાજ્ય છે એમ કહે છે— ચંડિકા આદિક જે તામસ દેવતાઓ છે તેમને નિવેદન કરેલું ભલે જાતિથી ખાવાયોગ્ય પણ અન્નફળાદિ નજ ખાવું. તામસ દેવતાના સંબન્ધથી તેને નિવેદન કરેલું અન્નાદિપણ દૂષિત થાય છે. તામસ ફળમાત્રને આપે છે, તામસવૃત્તિવાળાઓએ આરાધના કરાય છે, તામસ પ્રક્રિયાવડે આરાધના કરાયછે માટે તે દેવતાઓનું તામસપણું જાણવું. વસ્તુતાએ તો જે મૂર્તિની તાંત્રિક તામસ પ્રક્રિયા સુરામાંસાદિપ્રધાનથી પૂજા થતી હોય તે ચંડિકા હોય કે બીજી કોઈ હોય તેને નિવેદન કરેલું અન્ન ફળાદિ પણ

मांसनिवेदनम् । यत्पुरोऽजादिहिंसा च न भक्ष्यं तन्निवेदितम् ॥२२॥ दृष्ट्वा शिवालयादीनि देवागाराणि वर्त्मनि । प्रणम्यं[1] तानि

न ભક્ષણ કરવું. માટેજ ચંડિકાદિકનો નામથી નિર્દેશ નહિ કરતાં 'देवतायै भवेद्यस्यै' એમ સામાન્યપણે નિર્દેશ કર્યો છે. તે ચંડિકા આદિક દેવતાઓનું તામસપણું 'देवतायै भवेद्यस्यै सुरामांसनिवेदनम्' આથી સ્પષ્ટ કર્યું છે. જે ચંડિકાઆદિક દેવતાને સુરામાંસાદિકનું નિવેદન થતું હોય, જે ચંડિકા-આદિકની અર્ચા આગળ મેષ મહિષાદિ પશુઓની હિંસા થતી હોય, તેમને નિવેદન કરેલું ન ખાવું. 'न भक्ष्यं सर्वथा मांसं' આ વચનથી માંસ-નિવૃત્તિતો પ્રથમથીજ પ્રાપ્ત છે. તો સામાન્યબોધક એવો પણ આ શબ્દ માંસ થકી બીજા જાતિથી અદૂષિત ફલાદિકનોજ બોધ કરે છે. તેવી દેવતાને નિવેદન કરેલું ફલાદિકપણ ન ખાવું એવો અર્થ કરવો. તામસનો સંસર્ગ સાત્વિકોએ ત્યાગ કરવો. તામસના સંસર્ગ થકી અન્ન દુષ્ટ થાય છે, માટે તે ન ખાવું. તેમાં 'तर्प्यन्ते तामसैर्मांसैश्चण्डाद्या यास्तु देवताः । ताभ्यो निवेदितं किञ्चिदपि ग्राह्यं न सात्त्विकैः ॥' એવું પાંચરાત્રમાં વચન છે ॥૨૨॥

તામસદેવતાના પ્રસંગથકી 'શિવાદિ તામસ દેવ છે' એવી દૃષ્ટિથી તેમને વિષે આવતા અનાદરાદિ પ્રસંગનો પરિહાર કરે છે—કેટલાકો તમ-પ્રવર્તક રૂદ્ર તામસ દેવ છે એવી દૃષ્ટિથી માર્ગમાં આવતા તેમના મંદિરને તથા તેમના દર્શનને અતિલંઘીને ચાલ્યા જાય છે, તે અત્યંત અનર્થ આપનાર છે. તો ભગવાનના એકાંતિક ભક્ત મુમુક્ષુઓએ પણ જે શિવા-લયાદિ દેવમંદિરો હોય તેમને જવાના માર્ગમાં જોઇને ' આ દેવમંદિર છે' એવી ભાવનાથી અવશ્ય પ્રણામ કરવો તથા તે મંદિરમાં દૃશ્યમાન શિવાદિ-દેવનું પણ દર્શન આદરથી કરવું. 'वार्त्मनि दृष्ट्वा' એમ કહ્યું છે, તેથી ભગ-વન્મંદિરપ્રતિ પ્રતિદિન જવાનું વિધાન કર્યું છે તેની પેઠે અહીં પ્રતિદિન જવાનું ન જાણવું, આ અર્થ જણાવ્યો છે. યદ્યપિ પરમપુરૂષ મોક્ષપ્રદ ભગવાનજ મુમુક્ષુ જનોએ ઉપાસ્ય છે તથાપિ તેમના ભક્તકોટિમાં પ્રવિષ્ટ

१ 'प्रणम्य' इति पाठान्तरम् ।

तद्देवदर्शन कार्यमादरात् ॥२३॥ स्ववर्णाश्रमधर्मो य. स ह्यातव्यो न केनचित् । परधर्मो न चाचर्यो न च पाषण्डकल्पित. ॥२४॥ कृष्ण

શિવાદિકમા આદર પ્રણામનુ અતિલઘન મહા અનર્થ અર્થ થાય, તો અવશ્ય તેમા આદર કરવો આદર ન કરે તો દેવહેલનદોષનો પ્રસગ પ્રાપ્ત થાય, તે અનર્થકર છે એમ સ્મૃતિમા કહ્યુ છે–देवताप्रतिमा दृष्ट्वा यतिं दृष्ट्वा च योगिनम् । नमस्कार न य कुर्यात्प्रायश्चित्तीयते हि स ॥' 'देव देवालय दृष्ट्वा वृद्ध विप्र तपस्विनम् । गुरु प्रव्रजित साध्वीं प्रणमेत्सद्य आद रात् ॥' ઇત્યાદિ માટેજ ભાગવતમા દેવહેલનદોષ થકી રક્ષણની પ્રાર્થના શ્રીહ યગ્રીવ ભગવાનથકી કરી છે–'हयशीर्षा मां पथि देवहेलनात्' ઇતિ ॥૨૩॥

મુમુક્ષામાત્રથી કર્મની પરિત્યાજ્યતા ભ્રમને ટાળવા માટે કહે છે—જે વર્ણ નિમિત્તથી પ્રવર્તતો અને જે આશ્રમનિમિત્તથી પ્રવર્તતો અને જે બન્ને નિમિત્તથી પ્રવર્તતો ધર્મ છે તે કેનાપિ–અમુમુક્ષુ કે મુમુક્ષુ કોઇએ પણ ત્યાગ કરવો નહિ તેમા–'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छत समा ' એવી શ્રુતિ છે તો 'યજ્ઞ દાન તપ આદિક કર્મ બંધક હોવાથી મુમુક્ષુએ ન કરવુ' એમ ભરમાવુ નહિ ફળસગ–કર્તૃત્વ ત્યાગપૂર્વક કરેલું જે કર્મ (નિષ્કામ) તેજ ઉપાસનમા ઉપકારક થાય છે, માટે મુમુક્ષુએ ધર્મકર્મનો ત્યાગ ન કરવો તથા શ્રૌત સ્માર્ત ધર્મ પણ પોતપોતાના વર્ણને અનુગુણજ અનુ ષ્ઠાન કરવો, પણ પરને અનુગુણ નહિ એટલે વિપ્રાદિકે ક્ષત્રિયાદિ ધર્મનુ અનુષ્ઠાન ન કરવુ તે મનુએ કહ્યુ છે–'वर स्वधर्मो विगुणो न पारक्य स्वनुष्ठित । परधर्मेणयाजीवन् सद्य पतति जातित ॥' ઇતિ તથા पाखण्ड कल्पित–પાશબ્દથી કહેલા વેદધર્મને ખડન–નિષ્ફળ કરનારા જે બૌદ્ધ જૈનાદિકો તેમણે કલ્પેલા ધર્મનુ આચરણ તે કરવુ તેવી નિરૂક્તિ કરી છે–'पाल्नाच त्रयीधर्म पाशब्देन निगद्यते । खण्डयन्ति तु त यस्मात् पाखण्ड स्तेन कीर्तित ॥' ઇતિ ॥૨૪॥

પાખડના પ્રસંગથી તેના જેવાજ વૈદિકાભાસો અને બ્રહ્માભાસોના

१ 'पाखण्डकल्पित ' इति पाठान्तरम् ।

भक्ते॰ स्वधर्मोद्वा पतनं यस्य वान्यत । स्यात्तन्मुखान्न वै श्रव्या कथा वार्ताश्च वा प्रभो ॥२५॥ स्वपरद्रोहजननं सत्यं भाष्यं न

પ્રસગની પરિહાર્યતા જણાવા કહે છે—જેઓ વેદમા શ્રદ્ધાએ રહિત હોય અને જેઓ ઉપરથી ભક્તિનો આટાટોપ બતાવતા હોઇને અતરમા તો વિષયવાસનાથી પરિપૂર્ણ હોય, તેઓ વસ્તુત ધર્મ જ્ઞાન ભક્તિથી વિમુખ હોવાથી પાખડી જેવાજ છે તેવાઓના વાક્યશ્રવણથી ધર્મ ભક્તિ થકી પ્રચ્યુતિ થાયજ વારેવારે તેઓની સાથે કરેલો વાણીપ્રસગ કદાચિત્ ચિત્તને કલુષિત કરીજ દે માટે તેવાઓના મુખથકી ભગવાનની પણ કથા વાર્તા નજ સાભળવી કેમકે તેઓ અતરમા વિષયરાગથી ભરપુર હોવાથી કૃષ્ણ કથા પ્રવચનના મિષથી શ્રોતાઓના હૃદયને સ્ફટિકમણિ જેવા સ્વચ્છને પણ પોતાના હૃદયમા રહેલા વિષયરાગથી ચોમેર રગી નાખે તેને લીધે ધર્મ તથા ભક્તિથી ભ્રષ્ટ થાયજ, માટે તેવા કૃષ્ણભક્તિ સ્વધર્મ વિમુખોનો પ્રસગ બહુ દૂરથીજ પરહરવો તે હરિભક્તિવિલાસમા કહ્યુ છે-'येषा गुरौ च जप्ये च विष्णौ च परमात्मनि । नास्ति भक्ति सदा तेषा वचन परिवर्जयेत् ॥' ઇતિ પુરાણમૂળક હોય તે ક॰ [illegible] કર્ણાકર્ણિકામાનથી સાભળેલા જે ચરિત્રવિશેષો તે વાર્તા જાણવી ॥૨૫॥

સત્યાસત્ય સ્વરૂપના વિવેકે રહિત કેટલાક મદમતિઓ જેવુ જોયુ હોય તેવુજ બોલવુ એજ સત્ય છે એમ માનીને દ્રોહકારકપણ વચનને વદે છે યથાર્થ નહિ કહેવામા અધર્મ થાય એવી આશકાને લીધે તેવુ પોતાને કે પરને પીડા કરનાર વચન कदाचिदपि-સકટમા પણ ન બોલવુ ભૂતોનુ હિત થાય એવુ યથાદૃષ્ટાર્થ વચનજ सत्यशब्दની પ્રવૃત્તિનુ નિમિત્ત છે ધર્મતા ભૂતોના ઉપકારકપણેજ માની છે પણ ભૂતોના ઉપઘાતકપણે માની નથી યથાદૃષ્ટાર્થ હોય પણ જો તે ભૂતોના ઉપઘાતને કરનાર થાય તો તે ધર્મકોટિમા સમાવેશને યોગ્ય કેમ થાય ? નજ થાય માટેજ નારદજીએ 'सत्यस्य वचन श्रेय सत्यज्ञान तु दुष्करम् । यद्भूतहितमत्यन्त मेतत्सत्यस्य लक्षणम्' એવુ સત્યનુ લક્ષણ કહ્યુ છે વચનાતર પણ છે-'दृष्ट

कर्हिचित् । कृतघ्नसङ्गस्त्यक्तव्यो लुञ्चा ग्राह्या न कस्यचित् ॥२६॥
चोरपापिव्यसनिनां सङ्गः पापण्डिना[1] तथा । कामिनां च न कर्तव्यो

श्रुत चानुमित स्वानुभूत यथार्थत । कथन सत्यमित्युक्त परपीडाविवर्जितम् ॥ सत्यां वाचमहिंसा च वदेदनपवादिनीम् । कल्कापेतामपरुषाम नृशंसामपैशुनाम् ॥' 'वर्जयेदुशर्ती वाच हिंसायुक्ता मनस्तुदाम्' ઇત્યાદિ યોગસૂત્રભાષ્યમા વ્યાસદેવે આ અર્થનુ સમર્થન કર્યું છે તથા ભારતમા કર્યું છે વિસ્તારતો શિક્ષાપત્રીભાષ્ય થકી જાણવો

તથા कृत-ઉપકારને घ्नन्ति-અપકારથી જે નાશ કરે તે કૃતઘ્ન કહેવાય, તેમનો સંગ દ્રોહમા પ્રવર્તક હોવાથી સર્વથા ત્યાગ કરવો તેમા વચન છે-'शरणागतदीनस्त्रीहिंसकान् सवसेन्न तु । चीर्णव्रतानपि सदा कृतघ्नसहितानिमान् ॥ बाल्घ्नाश्च कृतघ्नाश्च विशुद्धानपि धर्मत । शरणागतहन्तॄंश्च स्त्रीहर्तॄंश्च न सवसेत् ॥' ઇતિ ભારતમા કૃતઘ્નોપાખ્યાનમા સર્વ દુષ્ટોની અપેક્ષાએ કૃતઘ્નની અધમતા કહી છે-'ये च दोपसमायुक्ता नरा प्रोक्ता मयानघ ! । तेपामप्यधमा राजन् ' कृतघ्ना मित्रघातका ॥' ઇતિ કૃતઘ્નનુ લક્ષણ વિદુરનીતિમા કહ્યુ છે-'सत्कृताश्च कृतार्थाश्च मित्राणा न भवन्ति ये । तान् मृतानपि क्रव्यादा कृतघ्ना नोपभुञ्जते ॥' ઇતિ તથા लुचा-'આટલુ ધન તુ અમને આપ્ય, નહિ તો આ દાવામા તારૂ પ્રાતિકૂલ્ય થશે' એમ એકાતમા બીક બતાવીને લાચથી અપહરણ થતું જે દ્રવ્ય તે कस्यापि-અધાર્મિકનુ પણ નજ લેવુ આણે અન્યાયથી મેળવ્યુ છે, ભલે આપણને આપે, એવી દુરાલોચના ન કરવી આ લાચ લેનારને દેશપાર કરવાનુ યાજ્ઞવલ્ક્યમુનિ કહે છે-'उत्कोचजीविनो द्रव्यहीनान् कृत्वा विवासयेत्' ઇતિ આ પણ પરપીડનનો વ્યાપારવિશેષ છે માટે પીડનમાત્ર થકી નિવૃત્તિ કરતા ભગવાને આ અર્થનો અહીં ઉપદેશ આપ્યો છે ॥२६॥

કૃતઘ્નસગના પરિત્યાગ પ્રસગથી સગાતરની પરિત્યાજ્યતા બે શ્લોકથી

१ 'पाखण्डिना' इति पाठान्तरम् ।

जनवचनकर्मणाम् ॥२७॥ भक्तिं वा ज्ञानमालम्ब्य स्त्रीद्रव्यरसलोलुभा.। पापे प्रवर्तमाना. स्यु. कार्यस्तेषां न सङ्गम. ॥२८॥

કહે છે—જેમ કૃતઘ્નીનો સગ ત્યાજ્ય છે તેમ ચોરાદિકનો સગ ત્યાજ્ય છે જેઓ ચોર હોય, જેઓ પાપી-બીજા પાપાચરણશીલ હોય, જેઓ દ્યૂતાદિ અષ્ટાદશ વ્યસનશીલ હોય, જેઓ પાખડી–વૈદિકધર્મવિદ્વેષી હોય, જેઓ કામી–વિષયોપભોગમા તીવ્ર રાગી હોય અને જેઓ જનોને છેતરીનેજ જીવન ઇચ્છતા હોય, ઈત્યાદિ દુ શીલોનો સગ-મૈત્રી અને સહસ્થિત્યાદિ નજ કરવો તેવાઓનો સંગ નિર્મળ એવા પણ મનને કલુષિત કરી દે દુ સગની દૂષકતા વાસુદેવમાહાત્મ્યમા કહી છે–'यादृशा यस्य सङ्ग स्यात् शास्त्राणा वा नृणामपि। बुद्धि स्यात् तादृशी तस्य कार्योऽतो नासता हि स ॥' ઇતિ ॥૨૭॥

જેઓ શાસ્ત્રાધ્યયનજન્ય આત્મપરમાત્મ તત્ત્વનુ યથાર્થ જ્ઞાન જે પરોક્ષરૂપ છે તેનાથીજ 'હુ જ્ઞાનનિષ્ઠ છુ' એમ પોતાને જ્ઞાની માનીને તથા પરાનુરાગરહિત શ્રવણ કીર્તનાદિરૂપ ભક્ત્યાભાસથીજ 'હુ ભક્તિનિષ્ઠ છુ' એમ પોતાને ભક્ત માનીને 'કર્મ કરવાનુ આપણે શુ પ્રયોજન છે ?' એમ સમજીને વિહિતનુ અતિલઘન કરનારા અને નિષિદ્ધનુ આચરણ કરનારા જે સ્ત્રીદ્રવ્યરસમા અત્યત લોભીયા જનો છે તેઓના જ્ઞાનાભાસથી અને ભક્ત્યાભાસથી ભરમાવુ નહિ તેમનો સગ બહુ દૂરથી પરિત્યાગ કરવો અથવા-જ્ઞાનનિષ્ઠ કે ભક્તિનિષ્ઠોએ પોતાનુ જ્ઞાનબળ કે ભક્તિબળ પ્રબળ અવલબીને, 'વિષયસગિઓનો સગ આપણને શો અનર્થ કરનાર છે એવા અનાદરથી તેઓએ તેવાઓનો સગ ન કરવો એમ કહે છે—જેઓ સ્ત્રી દ્રવ્ય રસાસ્વાદમાં અત્યત લુબ્ધ હોઇને પરસ્ત્રીસગાદિ પાપમા પ્રવર્તેલા હોય તેમનો સગ પોતાને જ્ઞાનનિષ્ઠા તથા ભક્તિનિષ્ઠા પ્રબળ હોય તોપણ ન કરવો, કારણ કે વિષયસગિઓનો સગ પરિનિષ્પન્ન એવા પણ જ્ઞાનભક્ત્યાદિક થકી પુરુષને ભ્રષ્ટ કરેજ માટેજ ભાગવતમા 'तस्मात्सङ्गो न कर्तव्य स्त्रीषु स्त्रैणेषु चेन्द्रियै । विदुषा चाप्यविस्रब्ध षड्वर्ग किमु मादृशाम् ॥' એમ કહ્યુ છે ॥૨૮॥

कृष्णकृष्णावताराणां खण्डनं यत्र युक्तिभिः । कृतं स्यात्तानि शास्त्राणि न मान्यानि कदाचन ॥२९॥ अगालितं न पातव्यं पानीयं च पय

પાપી પાખંડી પ્રમુખ અસતોના સંગનો પ્રતિષેધ કર્યો હવે અસચ્છાસ્ત્રોના સંગનો પ્રતિષેધ કરે છે—कृष्णस्य-સકળવેદાંતવેદ્ય, સમસ્ત જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ લીલા જેમની છે પરબ્રહ્મ અક્ષરધામાધિપતિ પુરૂષો ત્તમનું તથા તેમના સાધુસંરક્ષાર્થે થતા રામ કૃષ્ણ વરાહાદિ અવતારોનું તથા તેમની વિભૂતિ વિગેરેનું જેમાં खण्डन- સર્વેશ્વર કોઈ છેજ નહિ, ભલે સર્વેશ્વર કોઈ હોય પણ તે કૃષ્ણ તો નહિજ, ભલે કૃષ્ણ સર્વેશ્વર હોય પણ પરંબ્રહ્મતો તેમનાથી પણ ઉપરી, ઐશ્વરભાવે રહિત માટેજ નિર્ગુણ નિરાકાર છે' એ રીતે પરંબ્રહ્મ કૃષ્ણના ઐશ્વર્યનું ખંડન તેમજ પરં બ્રહ્મ કૃષ્ણ નથીજ અવતરતા, ભલે પરમેશ્વર પરબ્રહ્મ કૃષ્ણ અવતરેછે પણ માયિક રૂપથીજ અવતરે છે એમ તેમના અવતારના ઐશ્વર્યનું ખંડન युक्तिभिः-પોતાની મતિમાનથી ઉત્પ્રેક્ષા કરેલી ( પ્રમાણમૂળક નહિ ) અસતી યુક્તિઓએ કરીને કર્યું હોય તે શાસ્ત્રો ( પરદૃષ્ટિથી ) कदाचन- ખંડન અવસરમાં પણ न मान्यानि-તેમાં રહેલી યુક્તિજાળને જોઈને પણ શ્લાઘાલાયક નથીજ સર્વથા અસાર અતિતુચ્છ હોવાથી દૂરથી ત્યાજ્ય છે તેવા અસચ્છાસ્ત્રો ( વસ્તુદૃષ્ટિથી ) વેદબાહ્ય ચાર્વાક બૌધ જૈનાદિકના છે તથા વૈદિકોમાં પણ કાપિલ જૈમિનીય શુષ્કવેદાન્ત વિગેરેના છે આ સર્વે પ્રકારભેદથી કૃષ્ણ અને કૃષ્ણાવતારોનું યુક્ત્યાભાસથી ખંડન કરનારા છે, માટે અનાદરણીય છે યાજ્ઞવલ્ક્યમુનિએ ચાર્વાકાદિ અસચ્છા સ્ત્રાધિગમને ઉપપાતકમાં ગણ્યું છે—'असच्छास्त्राधिगमनमाकरेष्वधिका रिता । भार्याया विक्रयश्चैषामेकैकमुपपातकम् ॥' ઇતિ ॥૨૯॥

ઘણું કરીને જળાદિ પાનીય પદાર્થોમાં ઝીણા જંતુઓ અદૃશ્યપણે રહેલા હોવાથી તેને ગાળ્યા વિના પાન કરનારાને અવશ્ય મહાદોષ સૂક્ષ્મ જંતુભક્ષણરૂપ થાય છે તો તેના પરિહાર માટે વિશેષપણે ઉપદેશ કરે છે—વસ્ત્રવડે ગાળ્યા વિનાનું જળ તથા દુધ નજ પિવું તેવું વચન પણ છે– वस्त्रपूतं जलं पिबेत् ઇતિ ( पयस्‌શબ્દથી ઘૃતતૈલાદિકનું ઉપલક્ષણ

स्तथा। स्नानादि नैव कर्तव्यं सूक्ष्मजन्तुमयाम्भसा ॥३०॥ यदौषधं च सुरया संस्पृक्तं पललेन वा। अज्ञातवृत्तवैद्येन दत्तं चाद्यं न तत्क्वचित् ॥३१॥ स्थानेषु लोकशास्त्राभ्यां निषिद्धेषु कदाचन। मल-

કરી લેવું, એટલે તે પણ ન ખાવું ) આ પ્રતિષેધ તેમાં સૂક્ષ્મ જંતુઓના ભક્ષણની સંભાવના હોવાથી તેના પરિહાર માટે છે. તેવું વચન છે— 'अपूतजलपाने हि मांसभक्षणसम्भवात्। पुराणे दोष इत्युक्तः पेयं तद्गालितं जलम्॥' ઇતિ. તથા જેમાં ઝીણા જંતુઓ ઝાઝા હોય એવા જળથી સ્નાનાદિ કર્મ પણ નજ કરવું. 'स्नानादि' આ આદિશબ્દથી જળસાધ્ય લૌકિક અલૌકિક કર્મનો સંગ્રહ સમઝવો, કારણ કે તેવા જળમાં સ્નાન કરવાથી અશુદ્ધિ ટળતી નથી અને અતિસૂક્ષ્મ જંતુઓની હિંસા થાય છે. આ બન્ને નિષેધો દૃષ્ટ અદૃષ્ટ અનર્થના પરિહાર માટે છે એમ જાણવું ॥૩૦॥

જે ઔષધમાં સુરાદિ સંસર્ગ જણાતો હોય કે તેવી શંકા આવતી હોય, એવા તેને નજ ખાય એમ કહે છે—યદ્યપિ ઔષધિમાંથી બનાવેલું હોવાથી જાતિએ કરીને અદુષ્ટ એવું પણ જે ઔષધ વ્યાધિહરપણ હોય તથાપિ તે જો લેશથી પણ માંસ કે મદિરાથી મિશ્રિત હોય તો તે ક્યારેય ન ખાવું. માટેજ જેનો અપરિચયને લીધે આચાર ન જાણવામાં આવતો હોય એવા વૈદ્યે આપેલું જે ઔષધ તેમાં પણ ક્વચિત્ અલક્ષ્ય મદ્યમાંસાદિ અપવિત્ર પદાર્થની મેળવણીનો સંભવ હોવાથી તે પણ ક્યારેય ન ભક્ષણ કરવું. તેવા ઔષધના ભક્ષણમાં અનર્થ કહ્યો છે–'अज्ञानात्प्राश्य विण्मूत्रं सुरासंसृष्टमेव वा। पुनःसंस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः॥' 'मांसमिश्रागदप्राशे तप्तकृच्छ्रं विशोधनम्' એવી સ્મૃતિ છે. જેતો ઔષધાંતરથી ન નિવારણ થાય એવા વ્યાધિ વિગેરેના પ્રશમન માટે માંસમિશ્રિત ઔષધની અભ્યનુજ્ઞા ક્વચિત્ સ્મૃતિમાં આપી છે તે કાળભેદ-અધિકારિભેદ ( યુગભેદ અને અમુમુક્ષુ અધિકારી ) વિષયવાળી હોવાથી ઉત્તમાધિકારી (મુમુક્ષુ)ઓને માટે ધર્મ-પદને યોગ્ય નથી. ઉત્તમાધિકારિઓને માટે તો તેની નિવૃત્તિજ પરમ ધર્મ હોવાથી તે પક્ષ મદાશ્રિતોએ આદરણીય નથી ॥૩૧॥

१ 'संसृष्टं' इति पाठान्तरम्।

मूत्रोत्सर्जनं च न कार्यं ष्ठीवनं तथा ॥३२॥ अद्वारेण न निर्गम्यं प्रवेष्टव्यं न तेन च । स्थाने सस्वामिके वासः कार्योऽपृष्ट्वा न तत्प-

જે સ્થળમાં મળોત્સર્ગ કરતાં લૌકિક અનર્થ રાજદંડાદિ થાય કે અલૌકિક અનર્થ નરકાદિ થાય, ત્યાં તે ન કરવો એમ હવે કહે છે—'અહીં મળમૂત્રનો ત્યાગ ન કરવો' એમ લોક-રાજાદિકે નિષિદ્ધ રાજકીય-સ્થાન, રાજમાર્ગ, ચોક, પરગૃહનું આંગણું આદિક અને 'न गोव्रजे न वल्मीके नोदके न च भस्मनि । न गर्तेषु ससत्त्वेषु न तिष्ठन्न च वर्त्मनि ॥' ઇત્યાદિ શાસ્ત્રે નિષિદ્ધ એવાં સ્થાનોમાં મળમૂત્રનો ત્યાગ ક્યારેય ન કરવો. તથા ષ્ઠીવન—નાસામળાદિકનો પણ ત્યાગ ન કરવો. યદ્યપિ ષ્ઠીવન પણ મળત્યાગરૂપ હોવાથી 'ष्ठीवनं तथा' એવો જુદો નિર્દેશ વ્યર્થ છે તથાપિ સ્થળવિશેષને જાણનારાને પણ પ્રમાદને લીધે એકદમ સર્વત્ર ષ્ઠીવનનો પ્રસંગ બહુવાર આવતો હોવાથી તેના પરિહાર માટે તેનો પૃથક્ પ્રતિષેધ કર્યો છે. ઉક્તસ્થાનથકી ભિન્ન સ્થાનમાં તેને કરે ॥૩૨॥

અદ્વારથી જે પ્રવેશાદિ છે તે દૃષ્ટ અનર્થ છે, તે થવાની સંભાવના પદેપદે વિદ્વાનોને પણ અવર્જનીય હોવાથી વિશેષપણે તેનો નિષેધ કરે છે—અદ્વાર-અલ્પ એવું દ્વાર જે ક્વચિત્ આપત્કાળમાં ગુપ્તપણે નીકળી જવા આવવા માટે ઘરમાં મુકેલું તેનાથી અથવા—અદ્વાર દ્વારવ્યતિરિક્ત વાડ કોટ ભીંત આદિકના ઉલ્લંઘનથી કે જાળીયું બારીના છિદ્રાદિકથી પર-ગૃહમાં પ્રવેશ ન કરવો અને તેવા અદ્વારથી પરગૃહથકી બહાર નિકળવું પણ નહિ. 'नाचक्षीत धयन्तीं गां नाद्वारेण विशेत्क्वचित्' એવી યાજ્ઞ-વલ્ક્યસ્મૃતિ છે. 'अद्वारेण न चातीयात् ग्रामं वा वेश्म वा वृतम् । रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ॥' એવી મનુસ્મૃતિ છે. આપત્કાળ વિનાતો ઘરના ધણીએ પોતાના ઘરમાં પણ અદ્વારથી પ્રવેશ અને તેથી નિર્ગમનનો ત્યાગ કરવો. તે કાશીખંડમાં કહ્યું છે-'अद्वारेण न गन्तव्यं स्ववेश्मपरवेश्मनोः' ઇતિ. એમજ ધણીની આજ્ઞા વિના ક્ષણપણ તેના

१ 'अमार्गेण' इति पाठान्तरम् । २ 'वाऽऽसः' इति पाठान्तरम् ।

तिम् ॥३३॥ ज्ञानवार्ताश्रुतिर्नार्या मुखात्कार्या न पूरुषैः । न विवादः स्त्रिया कार्यो न राज्ञा न च तज्जनैः ॥३४॥ अपमानो न कर्तव्यो

ઘરમાં વિશ્રાંતિ નિમિત્તેપણ વાસ ન કરવો એમ કહે છે—જેનો રક્ષક ધણી હોય એવું સ્થાન–ઘર કે બીજું બગીચો વિગેરે કે ધર્મશાળા વિગેરે કોઈપણ બેસવા યોગ્ય જે સ્થળમાત્ર તેમાં તેના ધણીને આસનાદિ અવકાશ પુછ્યા વિના કે લોકથી તેના ધણીનું સ્વરૂપ પુછી જાણ્યા વિના એકરાત્ર પણ વાસ ન કરવો. ધણીની આસનાદિકની અનુજ્ઞા લીધા વિના ઉતારો કરે તો તેનો ધણી કોપ પામીને તિરસ્કાર કરે કે કાઢી મુકે તો પોતાને પણ કોપ ઉત્પન્ન થતાં મહાન્ કલેશ થાય. અને જો ધણીનું જાત્યાદિ સ્વરૂપ જાણ્યા વિના ઉતારો કરતાં તેનો ધણી જો નીચ જાતિનો હોય તો પોતાને દોષપ્રસંગ આવે માટે તેના ધણીને પુછીને તેમજ તેની જાત્યાદિ જાણીનેજ નિવાસ કરવો. તેમાં 'परशय्यासनोद्यानगृहयानानि वर्जयेत् । अदत्तानि' એવું યાજ્ઞવલ્ક્યસ્મૃતિનું વચન છે ॥૩૩॥

જ્ઞાનવાદપણ સ્ત્રિયોથકી ન સાંભળવો, સાંભળે તો તેના સંગથી અનર્થની પ્રાપ્તિ થાય, એવા અભિપ્રાયથી કહે છે—**જ્ઞાન** આત્મપરમાત્મતત્ત્વને બોધ આપનારૂં વચન અને **વાર્તા**–લૌકિક વૃત્તાંત તે બન્નેનું શ્રવણ નારીના મુખથકી નરોએ નજ કરવું. આ સ્થળે વાર્તાનું ગ્રહણ દૃષ્ટાંત માટે જાણવું. જેમ લોકવાર્તાનું શ્રવણ નારીમુખથી અનર્થકારક છે તેમ જ્ઞાનશ્રવણપણ અનર્થ અર્થેજ થાય છે, માટે તે પણ તેણીના મુખ થકી નજ કરવું. 'આ તો તત્ત્વાવબોધક છે' એમ કહેવાથી કશો વિશેષ નથી, કેમકે બન્નેમાં સંગદોષ સરખોજ છે. સગદોષોમાં આ સ્ત્રીસંગ પ્રબળ મોહક હોવાથી તેતો દૂરથીજ ત્યાગ કરવો. તથા જે કોઈપણ સ્ત્રિયોની સાથે તથા રાજા અને તેના પરિજનો સાથે વિવાદ પુરૂષોએ નજ કરવો. રાજાસાથે વિવાદજ જેમ એમ નારી સાથે વિવાદપણ અત્યંત અનર્થકર છે. ઉક્ત અર્થમાં સ્મૃતિવચનો છે–'न गायेरसह नारीभिर्न स्वपेचाध्वनि व्रजेत् । ताभ्यः कथा न शृणुयात् श्रावयेत्ता न चैकलाः ॥' 'स्त्रीभी राज्ञा च तत्पुम्भिः पोष्यैश्चातिथिमातुलैः । वृद्धबाला-तुराचार्यवैद्यैर्न विवदेत् क्रुधा ॥' ઇત્યાદિ ॥૩૪॥

गुरूणां च वरीयसाम्। लोके प्रतिष्ठितानां च विदुषां शस्त्रधारिणाम् ॥३५॥ कार्यं न सहसा किञ्चित्कार्यो धर्मस्तु सत्वरम्। पाठनी

આ લોક પરલોકમા અનર્થકર હોવાથી ગુર્વાદિકનુ અપમાન ન કરવુ એમ કહે છે—જે गुरव —'आचार्यश्च पिता ज्येष्ठो भ्राता चैव महीपतिः। मातुलः श्वशुरस्त्राता मातामहपितामहौ। वर्णश्रेष्ठः पितृव्यश्च पुंस्येते गुरवो मता ॥' આ સ્મૃતિએ કહેલા આચાર્ય આદિક તથા જે वरीयस –વય વિદ્યા વૃત્ત વિગેરેવડે વરિષ્ઠ તથા લોકમા જે प्रतिष्ठिता –ધનાદિકવડે પ્રતિષ્ઠાને પામેલા રાજપરિજનાદિક તથા જે विदुष –વેદાર્થવિજ્ઞાનસપન્ન તથા જે शस्त्रधारी રાજભટાદિક, આ સર્વેનો અપમાન–માનભગ આ લોકમા કે પરલોકમા કે બન્ને લોકમા યથાસભવ અનર્થ માટે થાય છે, માટે તે નજ કરવો તે શ્રીભાગવતમા કહ્યુ છે–'यस्त्विह वा आत्मसम्भावनेन स्वयमधमो जन्मतपोविद्याचारवर्णाश्रमतो वरीयसो न बहु मन्येत स मृतक एव मृत्वा क्षारकर्दमे निरयेऽवाक्शिरा निपतति ततो दुरन्ता यातना ह्यश्नुते ॥' ઇતિ ॥૩૫॥

જે લૌકિક યત્કિંચિત કાર્ય તે સહસા–વિચાર્યા વિના નજ કરવુ પોતાની બુદ્ધિથી સારીરીતે વિચારીને કે સત્પુરૂષોને પુછીનેજ કરવુ પણ અકસ્માત ન કરવુ અન્યથા મહા અનર્થપ્રસગ આવે છે ધર્મકાર્યતો સકલ્પેલુ શ્રેય સાધનતાનો એક દેશ હોવાથી सत्वर–સક્લ્પોદય થાય એજ સમયમા કરવુ કેમકે વિલબ કરવા જાય તો ધર્મમા ઉપજેલી શ્રદ્ધાનો વિરામ પ્રસગ છે 'धर्मस्य त्वरिता गतिः' એવુ વચન છે અને ક્ષણાતરમા વિપરીત બુદ્ધિના ઉદયનો સભવ છે તો ધર્મકાર્ય સહસા કરાય તો પણ કશી હાનિ નથી માટેજ 'अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च साधयेत्। गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत्' એમ સ્મૃતિ કહે છે તથા પોતે જે વેદાદિ વિદ્યા ભણી હોય તે પ્રયોજનનિરપેક્ષ ભણાવવી જે અધ્યયન છે તે અધ્યાપન માટેજ છે, આ અધ્યાપન જીવીકા નથી, આ તો બ્રાહ્મણનો ધર્મ છે, માટે ભણેલી વેદાદિ વિદ્યા પાત્રમા આપવી, પાત્રમા ન આપે તો નિરર્થક થાય

याऽधीतविद्या कार्यः सङ्गोऽन्वहं सताम् ॥३६॥ गुरुदेवनृपेक्षार्थं न गम्यं रिक्तपाणिभिः । विश्वासघातो नो कार्यः स्वश्लाघा स्वमुखेन

છે. વિદ્યાદાન અતિદાન કહ્યું છે, 'त्रीण्याहुरतिदानानि गावः पृथ्वी सरस्वती' એવી સ્મૃતિ છે. બહુવિધ વિદ્યાઓને મધ્યે બ્રહ્મવિદ્યા મુખ્ય કહી છે- 'विद्यानां च परा विद्या ब्रह्मविद्या समीरिता । अतस्तद्दानतो राजन् ! सर्वदानफलं भवेत्' એવી સ્મૃતિ છે. તથા સતાં-ભગવાનના એકાંતિક ભક્ત સાધુઓનો સંગ-દર્શન-પૂજન-વંદન-વાક્યાવધારણાદિરૂપ સમાગમ પ્રતિદિન અવશ્ય કરવો. આજ સર્વથી ઉત્તમ શ્રેયોમાર્ગ છે. તેમાં વચન છે-'सतां प्रसङ्गान्मम वीर्यसंविदो भवन्ति हृत्कर्णरसायनाः कथाः । तज्जोषणादाश्वपवर्गवर्त्मनि श्रद्धा रतिर्भक्तिरनुक्रमिष्यति ॥' 'ततो दुःसङ्गमुत्सृज्य सत्सु सज्जेत बुद्धिमान् । सन्त एवास्य छिन्दन्ति मनोव्यासङ्गमुक्तिभिः ॥' ઈત્યાદિ ॥૩૬॥

ગુરૂ દેવ અને રાજાનાં દર્શન કરવા જવું ત્યારે ઠાલે હાથે તેમની સમીપે નજ જવું. યથાશક્તિ કિંચિત્ ફળાદિ ભેટ લઇનેજ જવું. 'गुरुदेवनृपसन्निधौ' એમ નહિ કહીને 'गुरुदेवनृपेक्षार्थं' 'દર્શન કરવા' એમ કહ્યું છે, તેથી તે ગુરૂ દેવ રાજા થકી ફળવિશેષની વાંછા નહિ રાખીને ફક્ત દર્શન માત્રનેજ ઈચ્છતા પણ જને ફળાદિ ઉપહાર હાથમાં લઇને જવું એવો અભિપ્રાય થાય છે, તો બીજા ફળવિશેષની આકાંક્ષાવાળાએ તો ફળાદિ ભેટ લઇનેજ જવું જોઇએ, એમાં કાંઇ કહેવાનું રહેતું નથી. માટેજ શ્રુતિ 'समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्' એમ કહે છે. સ્મૃતિ પણ रिक्तपाणिर्न गच्छेत्तु राजानं दैवतं गुरुम्' એમ કહેછે. તથા વિશ્વાસઘાત ન કરવો- 'તારૂં કાર્ય અવશ્ય કરીશ' એમ સ્વય કોઇને વિશ્વાસ આપીને, પછી તેનો ઘાત-જે તે થકી વિરૂદ્ધાચરણ તે નજ કરવું. વિશ્વાસ આપીને તેનો ભગ કરવો તે મહાપાતક છે એમ સ્મૃતિ કહેછે-'स महापातकी भूमौ यो विश्वास्यान्यमर्दयेत्' ઇતિ. 'विश्वस्तघातिनां चैव कृतघ्नानां नरेश्वर ! । शूद्रस्त्रीसङ्गिनां चैव निष्कृतिर्नास्ति कुत्रचित्' ॥ એવી પણ સ્મૃતિ છે. તથા પોતાની શ્લાઘા પોતાના મુખે કરીને નજ કરવી. चकारात् 'પરનિંદા

च ॥३७॥ यस्मिन् परिहितेऽपि स्युर्दृश्यान्यङ्गानि चात्मन । तद्दृश्यं वसनं नैव परिधार्यं मदाश्रितै ॥३८॥ धर्मेण रहिता कृष्णभक्ति

પણ ન કરવી' આ અર્થ જણાવ્યો છે 'निन्दाऽन्यस्यात्मन श्लाघा द्वय सुकृतनाशनम्' એવુ વ્યાસવચન છે યદ્યપિ 'સ્વશ્લાઘા ન કરવી' એમ કહેવાથીજ 'સ્વમુખે ન કરવી' આ અર્થ તો અર્થથીજ આવી જાય છે, (શ્લાઘા તો મુખથીજ થાય, અન્ય અગથી નહિ) તો 'स्वमुखेन' એમ કહેવાની જરૂર નથી તથાપિ અહીં 'स्वमुखेन' એમ કહ્યુ છે તો-જે મુખથી પરશ્લાઘા કરવી જોઇએ તેજ સ્વમુખથી સ્વશ્લાઘા અને પરનિંદા કરાય આતો કોઈ મહાન્ મુખનો દુષ્ટ વ્યાધિ કહેવાય, આ વિશેષ અર્થ જણાવ્યો છે ॥૩૭॥

જે વસ્ત્ર ધારવા છતા પણ પોતાના અગપ્રત્યગો પણ દૃશ્ય-ઈતર જનના નયનવિષય થાય તે શિષ્ટોએ દૂષણીય, અગપ્રત્યગને સતાડવામાં અસમર્થ સૂક્ષ્મ વસ્ત્ર નજ ધારવુ, કારણ કે વસ્ત્રનુ કાર્ય તો ગોપ્ય અવયવોનુ આવરણ કરવુ એજ માન્યુ છે, તે જો સિદ્ધ ન થાય તો તે વસ્ત્ર વ્યર્થ છે કોણે તેવુ વસ્ત્ર ન ધારવુ ? તો मदाश्रितै —સાત્ત્વિક મારા આશ્રિત નરનારીઓએ ન ધારવુ તેવો વેષતો કેવળ રજોગુણી વિલાસ વિભ્રાતોનો છે સાત્ત્વિકોને તો તેવા સૂક્ષ્મ વસ્ત્રનુ ધારણ અનુચિત છે 'अतिसूक्ष्म च दृश्याङ्ग स्फाटित जाल्सन्निभम् । न धार्यं मलिन वासो धार्यं शुचि घन च तत् ॥' એમ સદાચારદીપમા કહ્યુ છે ॥૩૮॥

ધર્મનુ ભક્તિમા અગપણુ કહેતા થકા મહાભય નિમિત્તમા પણ ભક્તિની અત્યાજ્યતાને કહેછે—મુમુક્ષાને લીધે ભક્તિયોગમા પ્રવર્તેલાઓએ અવશ્ય ધર્મપૂર્વકજ તેનુ અનુષ્ઠાન કરવુ આ સ્થળે ધર્મ પોતપોતાના વર્ણાશ્રમને ઉચિત વિધિનિષેધરૂપ કર્મવિશેષ જાણવો તેના વિના તો તે ભક્તિયોગ ન કરવો ધર્મના અનુષ્ઠાન વિના ભક્તિની સિદ્ધિ થતી નથી માટે તેમાં યત્ન ન કરવો આ ધર્મભક્તિને અગાગિભાવ 'विद्यां चाविद्यां च यस्तद्वेदोभय सह । अविद्यया मृत्यु तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥' 'तमेत वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन' 'क्रियावानेष ब्रह्मविदां

कार्या न सर्वथा । अज्ञनिन्दाभयान्नैव त्याज्यं श्रीकृष्णसेवनम् ॥३९॥ उत्सवाहेषु नित्यं च कृष्णमन्दिरमागतैः । पुम्भिः स्पृश्या न वनि-

वरिष्ट.' ઈત્યાદિ શ્રુતિશતથી સિદ્ધ થએલો છે. સૂત્રકાર પણ કહેછે--, 'अग्नयाणात्तत्रापि हि दृष्टम्' 'सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत्' 'सहकारित्वेन' ઇતિ. શંકા–જ્ઞાનકર્મને અંગાંગિભાવ ભલે હોય, ભક્તિને તો તેની અપેક્ષા નથી, એમ કહેતા હોતો તેમ નથી. જ્ઞાનનો જે પરિપાક એજ ભક્તિયોગ છે, તો જ્ઞાનનેજ જેમ એમ ભક્તિયોગને ધર્મનું અંગપણુ છેજ. 'धर्मो मद्भक्तिकृत् प्रोक्तः' 'यद्भक्तियोगोऽभयदः स्वधर्ममनुतिष्ठताम्' 'भक्तिः सिध्यति धर्मेण' ઈત્યાદિ વચનો છે. તો ભક્તિશબ્દવાચ્ય ધ્યાનવિશેષ કે જે સમગ્ર ઇન્દ્રિયોના વ્યાપારની નિવૃત્તિથીજ એક સાધ્ય છે તેમાં કર્મ કે જે સમગ્ર ઇન્દ્રિયોની પ્રવૃત્તિરૂપ છે તેનું વિરોધિપણું છે એમ માનીને ધર્મકર્મનો પરિત્યાગ કરીને ભક્તિમાત્રમાં પ્રવૃત્તિ સર્વથા ન કરવી, ધર્મે સહિતજ કરવી. તથા અજ્ઞ–ભગવાન અને તેમના ભક્ત અને તેમના ધર્મનું માહાત્મ્ય નહિ જાણનારા જનોએ કરેલી પોતાની નિંદાના ભય થકી કે પરોપદ્રવ ભય થકી સર્વથા પ્રાણસંશય પ્રસંગમાં પણ ભગવાનની ભક્તિનો ત્યાગ નજ કરવો. સંસૃતિભય થકી બીજો મહાભય કોઈ નથી, એને પણ પ્રશમાવનારા સર્વાનંદમય શ્રીકૃષ્ણનું સેવન કરતાં કશો ભય છેજ નહિ, તો પામરદૃષ્ટિથી ભયપણે જણાતો વપુવિપત્તિપર્યંત પણ ક્લેશ ઉપસ્થિત થતાં કૃષ્ણાનુસ્મરણનો પરિત્યાગ ન કરવો. બહુ બહુ ભય પમાડતા પણ બાળ પ્રહ્લાદે ભગવદ્ભક્તિનો ત્યાગ કર્યો નહિ. 'यस्य त्राता चक्रपाणिर्दुर्जनस्तं करोति किम् । ततो न तद्भयाद्भक्तिं जह्याद्विष्णोर्नरः सुधीः ॥ रोरूयमाणान् बहुशो यथा क्रोष्टून् मृगाधिपः । तृणवन्मन्यते धीरो विष्णुभक्तस्तथाऽबुधान् ॥' એમ વિષ્ણુધર્મોત્તરમાં કહ્યું છે. અહીં ભક્તિધર્મનું સાહચર્ય કહ્યું છે તો જેમ અસત્કૃત નિંદાદિકના ભયને લીધે ભક્તિનો ત્યાગ ન કરવો તેમ ધર્મનો પણ ત્યાગ ન કરવો, એમ પણ જાણવું ॥૩૯॥

ભક્તિમાં નિયમવિશેષ કહીને, ભક્તોને ભગવન્મંદિરમાં કદાચિત્ સંભાવિત પ્રામાદિક વિક્ષોભક સ્પર્શવિશેષનો નિષેધ કરેછે—નરોએ નારીઓનો

तास्तत्र तामिश्च पूरुषाः ॥४०॥ कृष्णदीक्षां गुरोः प्राप्तैस्तुलसीमा-

અને નારીઓએ નરોનો સ્પર્શ ન કરવો. જ્યાં જનોનો સંમર્દપ્રસંગ હોય ત્યાં પુરૂષોએ તથા સ્ત્રિઓએ પરસ્પર અંગસ્પર્શનો પરિહાર કરીને વર્તવું, કેમકે તેવો સ્પર્શ હૃદયમાં વિક્ષોભ કરનારો છે. દર્શનાર્થે કૃષ્ણમંદિરપ્રતિ આવેલા પુરૂષોએ તથા વનિતાઓએ તો સર્વથા તે પરસ્પર અંગસંગ પરિત્યાગ કરવો. જ્યાં પ્રશાંતમાનસ રહેવું જોઇએ ત્યાં ઇન્દ્રિયવિક્ષોભ થાય તે તો અત્યંત અનર્થ અર્થે થાય. નિત્યજ ભગવાનની સમીપે ભગવત્સેવાના અવસરમાં જનસંમર્દ ( ભીડય ) હોયજ, જન્માષ્ટમ્યાદિ ઉત્સવ દિવસોમાં તો વિશેષપણે તે સંમર્દ હોયજ, તો તેવા સમયમાં ભગવન્મંદિર પ્રતિ આવેલા સ્ત્રી પુરૂષોએ ત્યાં પરસ્પર અંગસ્પર્શ અસ્પૃશ્ય ચાંડાળાદિ સ્પર્શવત્ બહુ દૂરથી પરિત્યાગ કરવો ॥૪૦॥

આટલા નિબન્ધથી નિષેધરૂપ ધર્મવિશેષોનો આદેશ કરીને, હવે વિધિરૂપ ધર્મવિશેષોનો આદેશ કરેછે. તેમાં સત્સંપ્રદાયસિદ્ધ, સાત્વિકશાસ્ત્રાવબોધ્ય દીક્ષાવિશેષની મુમુક્ષુઓએ પ્રાપ્યતા અને દીક્ષિતના નિયમવિશેષને કહેછે—कृष्णदीक्षा—જે દીક્ષામાં ઇષ્ટદેવ કૃષ્ણજ સમુપાસ્ય છે અને તેમનો મન્ત્રજ જપ્ય છે તે આ કૃષ્ણદીક્ષા કહીછે. દીક્ષાતો ગુરૂમુખથકી નિયમવિશેષે યુક્ત મન્ત્રવિશેષના ગ્રહણાદિરૂપ છે. જે વિમળ જ્ઞાનને આપે અને સર્વ પાપનો ક્ષય કરે તે આ 'દીક્ષા' એવું સાર્થક નામ નિરૂક્તિગમ્ય છે. 'दीयते विमलं ज्ञानं क्षीयते कर्मवासना । तेन दीक्षेति सा प्रोक्ता मुनिभिस्तत्त्ववेदिभिः ॥' એવી નિરૂક્તિ છે. કૃષ્ણસંબન્ધિનીનુંજ તેવું દીક્ષાપણું ઘટે છે, કેમકે શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે, પરબ્રહ્મ પુરૂષોત્તમના સમાશ્રયણથકી બીજાનું ( રૂદ્રાદિકનું ) સકળ પાપને હરવાપણું અને વિમળ જ્ઞાનને આપવાપણું નથી. તો મુમુક્ષુઓએ કૃષ્ણદીક્ષા અવશ્ય પામવી 'ભગવાન થકી આ; તેમના થકી આ' એવી પરંપરાથી ગુરૂપદને પામેલા બ્રહ્મદર્શી આચાર્યથકી તે દીક્ષા પામવી. દીક્ષાધારણની આવશ્યકતા સ્મૃતિમાં કહીછે-'अवश्यं वैष्णवो दीक्षां प्रविशेत्सर्वयत्नतः। दीक्षिताय विशेषेण प्रसीदेन्नान्यथा हरिः ॥' 'सम्प्राप्य वैष्णवीं दीक्षां विष्णुं भुवि भजन्ति ये । ते

लिके गले । धार्यं नित्यं चोर्ध्वपुण्ड्रं ललाटादौ द्विजातिभिः ॥४१॥
तत्तु गोपीचन्दनेन चन्दनेनाथवा हरेः । कार्यं पूजावशिष्टेन केस-

कृतार्था मनुष्या वै भारभूता भुवोऽपरे ॥' ઇત્યાદિ. દીક્ષાવિધિતો પાંચરાત્રોક્ત પ્રકારવાળો સત્સંગિજીવનથકી જાણવો. તે દીક્ષાને પામેલાઓએ તે દીક્ષાના અંગભૂત તુલસીમાળાયુગળનું ગળામાં ધારણ અવશ્ય કરવું. તે પણ નિત્ય ધારવું, તેથી ઉપવીત આપેલા વિપ્રને યજ્ઞોપવીતનીપેઠે સદા ધારવાપણું કહ્યું. તેવી સ્મૃતિ છે-'धारणीया कण्ठदेशे तुलसीकाष्ठमालिका । वैष्णवेन विशेषेण भगवत्प्रीतिवर्धनी ॥' 'यज्ञोपवीतवद्धार्या तुलसीकाष्ठमालिका' ઇત્યાદિ. તથા ઊર્ધ્વપુંડ્ર તિલક લલાટાદિકમાં નિત્ય ધારવું. 'દ્વિજોને વૈદિક કર્મમાંજ અધિકાર છે, આવી દીક્ષાઓમાં નથી' એવો અજ્ઞાનિઓનો જે પ્રવાદ છે તેના ખંડનમાટે 'द्विजातिभिः' એમ કહ્યું છે. માટેજ સ્મૃતિકારોએ સર્વ કર્મમાં તેના ધારણની આવશ્યકતા કહી છે-'पूजाकाले जपे होमे सायं प्रातः समाहितः । नामान्युच्चार्य विधिना धारयेदूर्ध्वपुण्ड्रकम् ॥' 'स्नानं दानं जपो होमः सन्ध्या स्वाध्यायकर्म च । ऊर्ध्वपुण्ड्रविहीनेन तत्सर्वं निष्फलं भवेत् ॥' 'यज्ञो दानं जपो होमः स्वाध्यायः पितृकर्म च । वृथा भवति विप्रेन्द्र! ऊर्ध्वपुण्ड्रं विना कृतम् ॥' ઇત્યાદિ. ચકારાત્ તપ્તમુદ્રાધારણ પણ વૈષ્ણવોને નિત્ય હોવાથી જાણી લેવું. તે પદ્મપુરાણમાં કહ્યું છે-'अग्निहोत्रं यथा नित्यं वेदस्याध्ययनं यथा । ब्राह्मणस्य तथैवेदं तप्तमुद्रादिधारणम् ॥' ઇતિ. તથા આચારદીપમાં કહ્યું છે-'उपवीतादिवद्धार्याः शङ्खचक्रगदादयः । ब्राह्मणस्य विशेषेण वैष्णवस्य विशेषतः ॥' ઇતિ. તથા કાશીખંડમાં કહ્યું છે-'ब्राह्मणः क्षत्रियो वैश्यः शूद्रो वा यदि वेतरः । शङ्खचक्राङ्कितत्तनुस्तुलसीमालिकाधरः । गोपीचन्दनलिप्ताङ्गो दृष्टश्चेत्तदघं कुतः ॥' ઇત્યાદિ ॥૪૧॥

હવે કૃષ્ણદીક્ષાને પામેલાને ધાર્યપણે કહેલા ઊર્ધ્વપુંડ્રમાં અપેક્ષિત દ્રવ્યવિશેષને કહેછે—કૃષ્ણદીક્ષાને પામેલાએ ધારવાનું ઊર્ધ્વપુંડ્ર તો ગોપીચંદનથી કરવું. એમ કહેવાથી દીક્ષાંતરમાં અભ્યનુજ્ઞાત દ્રવ્યાંતરની નિવૃત્તિ કરીછે. ગોપીચંદનથી ઊર્ધ્વપુંડ્રધારણ શ્રુતિસ્મૃતિસિદ્ધ છે. 'अथ गोपीचन्दनं नमस्कृत्योद्धृत्य गोपीचन्दन पापघ्न इत्यारभ्य तस्मादूर्ध्वपुण्ड्रं धारयेत्' એવી

रादियुतेन च ॥४२॥ तन्मध्य एव कर्तव्य पुण्ड्रद्रव्येण चन्द्रक ।

श्रुति છે 'आचम्य तिलक कुर्याद्गोपीचन्दनमृत्स्नया । ऊर्ध्वपुण्ड्र ऋजु सौम्य दण्डाकार प्रकल्पयेत् ॥' એવી સ્મૃતિ છે પક્ષાતર કહેછે–અથવા કૃષ્ણપૂજા કરતા અવશેષ રહેલા (પ્રસાદભૂત) ચદનથી તે કરવુ પ્રશસ્તપણામા નિમિત્તભૂત ભગવાનનો અગસબન્ધ બન્નેમા મુખ્ય છે માટે ગોપીચદનની સાથે ચદનનો વિક પ જાણવો વિકલ્પ પણ સમ જાણવો સમ વિકલ્પમા રૂચિજ નિયામિકા છે (રૂચિ હોય તે પક્ષ ગ્રહણ કરે) અથવા લાભાલાભકૃત વ્યવસ્થિત વિકલ્પ લેવો વ્યવસ્થા તો ગોપીચન્દનના અલાભમા પૂજાવશિષ્ટ ચન્દન લેવુ લાભમા તો ગોપીચદનજ લેવુ તેમા પ્રમાણ છે 'शालग्रामशिला लग्न कुङ्कुम चन्दन वा यस्तु धारयते स मुक्तो भवति' 'तिलक तु द्विज कुर्याच्चन्दनेन यदृच्छया। एव तदीया विप्राश्च क्षत्रिया वैश्यजातय । मृदैव वा चन्दनेन कल्पितैरूर्ध्वपुण्ड्रकै ॥' ઈત્યાદિ પક્ષાતર કહેછે–અથવા કેસર કુકુમાદિકે યુક્ત હરિપૂજાવશિષ્ટ ચદનથી કરવુ યદ્યપિ આ પક્ષમા દ્રવ્યાતરનુ વિધાન નથી દ્રવ્યતો એનુ એજ છે તથાપિ વિશેષણભેદ માત્રથી વિકલ્પ કોઈપ્રકારે નિર્વાહ કરવો (ગુણવિધિ જાણવો) અથવા કેસરાદિયુતેન આ પક્ષાતર નથી કિંતુ વિશેષણમાત્ર છે હરિપૂજાવશિષ્ટ ચન્દનમા કેસરાદિ સુગન્ધિ દ્રવ્યત્વે યુક્તપણ ગુણાતર લાવવા માટે ઘટતુ નથી કેમકે પૂજાવશિષ્ટપણાથકી અધિક કાઇ પણ ગુણસપાદક જગતમા છેજ નહિ કિંતુ પૂજામા ઉપકરણભૂત ચદન કેસરાદિ સુગન્ધિ દ્રવ્ય સંયુક્ત હોવુ જોઇએ, એમ ચન્દનના સ્વરૂપના ઉત્કીર્તનમાત્રમા તાત્પર્ય છે, તો આ પક્ષાતર નહિ સમજતા ચદનનુ કેસરાદિયુતેન આ વિશેષણમાત્ર જાણવુ એટલે આ ત્રીજો વિકલ્પ નથી ॥૪૨॥

પુડ્રમા કરવાનો બીજો વિશેષ કહે છે—ઊર્ધ્વપુડ્રના મધ્ય ભાગમા (ઉપર કે નીચે નહિ) જેનાથી ઊર્ધ્વપુડ્ર કર્યું હોય તેજ ગોપીચન્દનાદિ દ્રવ્યથી ચન્દ્ર જેવો ગોળ ચદ્રક નિયમથી કરવોજ અથવા રાધા લક્ષ્મીની પૂજા કરતા અવશેષ રહેલા પ્રસાદભૂત કુકુમથી તે ચદ્રક કરવોજ આ ચદ્રકની પરિકલ્પના પુડ્રમા લક્ષ્મીસહિત હરિનુ સાનિધ્ય જણાવવાના

**कुङ्कुमेनाथचा वृत्तो राधालक्ष्मीप्रसादिना ॥४३॥ सच्छूद्राः कृष्णभक्ता ये तैस्तु मालोर्ध्वपुण्ड्रके । द्विजातिवद्धारणीये निजधर्मेषु संस्थितैः ॥४४॥ भक्तैस्तदितरैर्माले चन्दनादीन्धनोद्भवे । धार्ये कण्ठे**

અભિપ્રાયથી છે. તેવું વચન છે-'निवसत्यूर्ध्वपुण्ड्रे तु श्रिया सह हरिः स्वयम्' ઇતિ. તથા 'हारिद्रेण तु चूर्णेन कुङ्कुमेन सुगन्धिना । ऊर्ध्वपुण्ड्रस्य मध्ये तु लक्ष्मीस्थानं प्रकल्पयेत् ॥ ऊर्ध्वपुण्ड्रस्य मध्ये तु हरिद्राचूर्णकुङ्कुमम् । धारयेद्वैष्णवो नित्यं कमलाप्रीतये नृप !॥' ઇત્યાદિ વચનો છે. 'ऊर्ध्वपुण्ड्रं सचन्द्रकम्' એમ દીક્ષાવિધિમાં કહ્યું છે. ભગવાનના અંગસંગવાળા પ્રસાદભૂત ચંદનાદિકવડે અથવા રાધા રમાના પ્રસાદભૂત કુંકુમવડે ચંદ્રક કરવો. આ બે પૈકી એકમાં વિશેષ ન હોવાથી સમ વિકલ્પ સમજવો. સમ વિકલ્પમાં રૂચિજ નિયામિકા છે-રૂચિ હોય તે કરવું ॥૪૩॥

દ્વિજો માટે દીક્ષાંગપણે કહેલા ઊર્ધ્વપુંડ્રધારણાદિકનો સચ્છૂદ્રોમાં પણ અતિદેશ કરે છે—જે 'विशुद्धान्वयसञ्जातो निवृत्तो मद्यमांसतः । द्विजभक्तो वणिग्वृत्तिः सच्छूद्रः स प्रकीर्त्यते ॥' આ સ્મૃતિએ કહેલા લક્ષણવાળા સચ્છૂદ્રો ગોપ નાપિત કુલાલાદિ કૃષ્ણભક્ત હોવાથીજ કૃષ્ણદીક્ષાને પામેલા હોય, પોતાના ધર્મમાં રૂડી રીતે વર્તતા તેઓએ તો દ્વિજાતિની પેઠે તુલસીમાળાધારણ અને ઊર્ધ્વપુંડ્રધારણ કરવું. 'कृष्णभक्ता.' આથી દીક્ષામાં અધિકાર જણાવ્યો છે. 'निजधर्मेषु संस्थितैः' આ વિશેષણથી દ્વિજોની પેઠે કર્મવિશેષમાં અધિકાર જણાવ્યો છે. તેનો વિશેષ શૂદ્રકમળાકરમાં પ્રપંચ કર્યો છે. 'ब्राह्मणाः क्षत्रिया वैश्याः सच्छूद्राश्च मुमुक्षवः । वृन्दाखगूर्ध्वपुण्ड्राङ्का गृह्णीयुर्वैष्णवं मनुम् ॥ दीक्षावान् शूद्रवर्णोऽपि कृतोर्ध्वतिलको भवेत्' ઇત્યાદિ નારદપંચરાત્રમાં કહ્યું છે. 'शूद्रे तु वर्तुलं प्रोक्तं' આ સ્મૃતિને અનુસારે દીક્ષાંગપણે સામાન્યતઃ પ્રાપ્ત થતા ગોળાકારપણાના નિવારણ માટે આ અતિદેશ સચ્છૂદ્રોમાં કર્યો છે ॥૪૪॥

હવે અસચ્છૂદ્રો માટે તો સામાન્યતઃ પ્રાપ્ત ગોળાકારજ પુંડ્ર દીક્ષાંગભાવને યોગ્ય છે, એવા અભિપ્રાયથી કહે છે—સચ્છૂદ્રો થકી ઇતર અસચ્છૂદ્રો અને વર્ણબાહ્ય ભક્તોએ કેવળ ચંદ્રક-લલાટમાં ઊર્ધ્વ આકાર વિના

ललाटेऽथ कार्यः केवलचन्द्रकः ॥४५॥ त्रिपुण्ड्ररुद्राक्षधृतिर्येषां स्यात्स्वकुलागता। तैस्तु विप्रादिभिः क्वापि न त्याज्या सा मदाश्रितैः ॥४६॥ ऐकात्म्यमेव विज्ञेयं नारायणमहेशयोः । उभयोर्ब्रह्मरूपेण

કરેલું ગોળાકારજ પુંડ્રક ધારવું. તુળસીમાળાના સ્થાનભૂત ગળામાં તો ચંદન આમળી આદિક કાષ્ઠથી બનાવેલી બેવડી માળા ધારવી ॥૪૫॥

એ રીતે દીક્ષાંગપણે ઊર્ધ્વપુંડ્ર તુલસીમાળા ધારણનો નિયમ કહીને, સ્વયં ઉદાર ભગવાન્ પોતાના આશ્રયણમાં અભિમુખ થએલા સર્વ જનોના સમુજ્જીવન માટે ત્રિપુંડ્રધારણાદિકની પોતાના આશ્રયણમાં પ્રતિકૂળ પણાની શંકાને ટાળતા થકા, ત્રિપુંડ્રરુદ્રાક્ષધારણાદિકની અભ્યનુજ્ઞા આપે છે—જે વિપ્રવિગેરેને પોતાના કુળપારંપર્યક્રમથી ધારવાપણે પ્રાપ્ત થએલું ત્રિપુંડ્રરુદ્રાક્ષનું ધારણ ( દીક્ષાવિશેષના અંગપણે નહિ ) તે મારા આશ્રયણને ઉન્મુખ થએલા તે વિપ્રાદિકોએ क्वापि–કોઈપણ સમયે (મારી સન્નિધિપ્રતિ સમાગમ સમયે પણ ) त्याज्येति न–ત્યાગ કરીનેજ આવવું જોઇએ એવો નિયમ નથી. ત્યાગ કરો અથવા ધારો ભાવની ઉન્મુખતા માત્રથી અનુકૂળ થએલો હું તેવાઓનેપણ દીક્ષાગ્રહણનિરપેક્ષ અનુગ્રાહ્ય કોટિમા પરિગણીને તેમના અંતઃકરણની સંશુદ્ધિને સંપાદન કરૂં છુ. એમાં શંકા નથી. આ સ્થળે વિશેષતો ભાષ્ય થકી જાણવો ॥૪૬॥

ત્રિપુંડ્ રુદ્રાક્ષના ધારણમાં અવિદ્વેષ નિરૂપણ કર્યો, હવે તેના પ્રસંગથી વૈષ્ણવોને શિવવિષે અવિદ્વેષને સંપાદન કરવા આદેશ કરે છે—જે નારાયણ અને જે મહેશ તેમનું ઐકાત્મ્ય–એક સમસ્ત જગતના કારણભૂત પરંબ્રહ્મ, સ્થિતિ સંહારના નિર્વાહ માટે તેતે રૂપે અવતરીને અનુપ્રવેશ કરી રહેલા હોવાથી એકાત્મપણુંજ જાણવું. આ સ્થળે નારાયણશબ્દથી બ્રહ્માદિ ત્રિમૂર્તિમાંથી એક વિષ્ણુઅવતાર કહેવા ઇચ્છયો છે આ ત્રણેય મૂર્તિઓ જગતની ઉત્પત્તિ સ્થિતિ પ્રલયરૂપ લીલા જેમની છે એવા પરબ્રહ્મને બ્રહ્માંડની અંતર્ગત વ્યષ્ટિ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ લય કરવામાં દ્વારભૂત છે માટેજ વેદોમા પરબ્રહ્મના રૂપ–અસાધારણ સ્વભાવ જે જગત્કારણત્વાદિક તેનાથી વિષ્ણુ અને રુદ્રનું પ્રતિપાદન કર્યું છે તો એ રીતે પરબ્રહ્મના અવ-

वेदेषु प्रतिपादनात् ॥४७॥ शास्त्रोक्त आपद्धर्मो यः स त्वल्पापदि कर्हिचित् । मदाश्रितैर्मुख्यतया ग्रहीतव्यो न मानवैः ॥४८॥ प्रत्यहं

તાદરૂપ શિવમાં પ્રત્યગાત્મવ્યક્તિ સ્વરૂપનો ભેદ સતેપણ વિષ્ણુમાંજ જેમ એમ પ્રીતિ કરવી, ( ઉદાસીનતા ન રાખવી ) એવો ભાવ છે. વસ્તુતાએ બન્નેને મધ્યે પરબ્રહ્મતા કેની? એમ કહેતા હો તો તે 'स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः' એમ આગળ કહેશે. માટે સ્વરૂપૈક્યપરપણે વ્યાખ્યાન કરવામાં તો ભગવાનનું હાર્દ નથી. અન્યત્ર એ બન્નેના પ્રત્યગાત્મભેદનું નિરૂપણ ભગવાનેજ કર્યું છે. આ સ્થળે વિશેષ ભાષ્યથકી જાણવો ॥૪૭॥

એ રીતે પ્રાસંગિકનો ઉપદેશ આપીને, હવે આશ્રિતોને પ્રતિદિન કર્તવ્ય-વિશેષનો આદેશ આપતાં, પ્રથમ ભગવાનના આશ્રિતોએ પણ ધર્મકર્મની અવશ્ય કર્તવ્યતા જણાવા માટે આપદ્ધર્મની ગૌણતા અને પ્રાણપ્રયાણ સમયમાત્રમાં ઉપયોગિતાનો અવબોધ આપે છે—મન્વાદિ શાસ્ત્રોમાં 'अजीवंस्तु यथोक्तेन ब्राह्मणः स्वेन कर्मणा । जीवेत् क्षत्रियधर्मेण स ह्यस्य प्रत्यनन्तर ॥ उभाभ्यामप्यजीवस्तु कथं स्यादिति चेद्भवेत् । कृषिगोरक्षमास्थाय जीवेद्वैश्यस्य जीविकाम् ॥' 'आर्तो ब्रताहेऽप्यश्नीयादन्नं विष्णुनिवेदितम्' 'जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः । आकाशमिव पङ्केन न स पापेन लिप्यते ॥' ઇત્યાદિ વચનથી જે આ આપદામાં ગૌણપક્ષપણે અભ્યનુજ્ઞા આપેલો ધર્મ જે વૃત્ત્યતરના આશ્રયરૂપ કે સર્વાન્નભક્ષણાદિરૂપ છે તેજ આપદા વિના કે અલ્પ આપદામા મુખ્યપક્ષપણે कर्हिचित्-કદાપિ-વિદ્યાસપત્તિ સતેપણ મદાશ્રિત માનવોએપણ ન આશ્રય કરવો. પ્રાણપરિરક્ષણ માટે કદાચિત્ આશર્યો હોય પણ તે પ્રાણલાભને પામીને તત્કાળ પરિત્યાગજ કરવો ॥ ॥૪૮॥

સર્વ કોઈ આશ્રિતોએ સરખી રીતે અનુદિન અનુષ્ઠાન કરવાના ધર્મવિશેષોનો આદેશ ( આહ્નિક ) ૭ શ્લોકોવડે કહે છે—પ્રતિદિન 'पञ्चपञ्च उष.काल. सप्तपञ्चारुणोदयः । अष्टपञ्च भवेत्प्रातः शेषः सूर्योदय. स्मृतः ॥' આ સ્મૃતિએ કહેલા લક્ષણવાળા રવિના ઉદયકાળ પહેલાંજ ( રાત્રિના અંતિમ બ્રાહ્મ નામના મુહૂર્તમાં ) જાગીને કૃષ્ણસ્મરણ અવશ્ય

तु प्रबोद्धव्यं पूर्वमेवोदयाद्रवेः । विधाय कृष्णस्मरणं कार्यः शौच-
કરવુજ આજ અહીં આશ્રિતોપ્રતિ પ્રવર્તતો વિશેષ વિધિ છે, કારણ કે બ્રાહ્મ મુહૂર્તમા જાગવાનુ તો સામાન્યપણે પ્રમાણાંતરથીજ પ્રાપ્તજ છે. અને ઉઠીને ધર્માર્થચિંતનમાત્ર અન્યત્ર કહ્યુ છે 'ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ-चानुचिन्तयेत्' એવી સ્મૃતિ છે યદ્યપિ વિધાય-કરીને, એમ અનુવાદસદૃશ નિર્દેશ છે, शौचविधि कार्य –શૌચવિધિ કરવો, આ સાક્ષાત્ વિધિ છે અથાપિ પ્રાપ્ત અપ્રાપ્તની પર્યાલોચના કરીને કૃષ્ણસ્મરણમા વિધિની યોજના કરવી અપ્રાપ્ત અર્થમા વિધિ છે કૃષ્ણસ્મરણ પ્રમાણાંતરથી પ્રાપ્ત નથી તે પછી શૌચ-મળોત્સર્ગ કર્યા પછી ગુદા લિંગ હસ્ત પાદની મૃત્તિકા જળાદિકવડે શુદ્ધિ કરવાનો પ્રકાર યથાવિધિ કરીને, પછી 'न तिष्ठन्न व्रजन्नु-र्वाश्च स्वपन् दन्तधावनम्' એવી સ્મૃતિ છે, માટે એક સ્થાનમા બેસીનેજ (દંતધાવનમા આ નિયમ જાણવો) મૌન રહીને દંતધાવન-દાતની શુદ્ધિ વિહિત કાષ્ઠજળવડે કરીને, પછી शुच्यम्बुना–શુદ્ધ જળવડે–અહીં શુદ્ધિ દૃષ્ટ પ્રકારથી અને અદૃષ્ટ પ્રકારથી કહેવા ઇચ્છી છે, કૃમિ કર્દમાદિ દૂષિત જળથી સ્નાન ન કરે તેમ નિર્મળ હોય પણ જો ચડાળાદિદૂષિત હોય તો એવા જળથી સ્નાન ન કરે, સ્નાનમાત્રથી પાપને ટાળવાપણારૂપ પાવનપણુપણ શુચિ શબ્દથી કહેવા ઇચ્છયુ છે, એથી તીર્થોદક કહેવામા તાત્પર્ય નિકળેછે, તીર્થતા તો મહાત્માઓના ચરણરજના સસર્ગથી છે અને કવચિત્ જન્મ સિદ્ધ પણ છે તીર્થતાદિ ગુણવિશેષનો લાભ ન થાય તોપણ દોષાભાવનીતો અવશ્ય અપેક્ષા છે, તો શુદ્ધ–કૃમિ કર્દમાદિથી નહિ દૂષિત, ચડાળાદિથી નહિ દૂષિત તીર્થોદકવડે યથાસભવ 'प्रातः स्नानाद्यतोऽर्हः स्याद्दैवे पित्र्ये च कर्मणि । मन प्रसन्नताहेतु तत्कुर्यादन्वहं तत ॥' ઇત્યાદિ સ્મૃતિએ કહેલ સ્નાન કરીને, પછી ધોએલા वाससी–વસ્ત્રધારણમા 'होमदेवार्चनाद्यासु क्रियासु पठने तथा । नैकवस्त्र प्रवर्तेत द्विजो नाचमने जपे ॥ एकवस्त्रो न भुञ्जीत न कुर्याद्देवतार्चनम् । विकच्छोऽनुत्तरीयश्च नग्नश्चावस्त्र एव च ॥ श्रौतं स्मार्तं तथा कर्म न नग्नश्चिन्तयेदपि ॥' ઇત્યાદિ વચનો છે અને એમ 'नोत्तरीयमध कुर्यान्नोपर्यध स्यमम्बरम् । नान्तर्वासो विना जातु निवसेद्वसन

विधिस्ततः ॥४९॥ उपविश्यैव चैकत्र कर्तव्यं दन्तधावनम् । स्नात्वा शुच्यम्बुना धौते परिधार्ये च वाससी ॥५०॥ उपविश्य ततः शुद्ध आसने शुचिभूतले । असङ्कीर्णे उपस्पृश्यं प्राङ्मुखं चोत्तरामुखम्

बुधः ॥' એવો વિશેષ કહ્યો છે, માટે આવા નિયમથી અધોવસ્ત્ર અને ઉત્તરીય વસ્ત્રને ધારીને, પછી શુચિભૂતલે-વાળીને કે જળ છાંટીને કે લીંપીને શુદ્ધ કરેલા તથા ચંડાળાદિકવડે નહિ દૂષિત તથા સ્વતઃ પાવન એવા ભૂભાગમાં ( દેવમંદિરાદિકમાં ) નાંખેલા અને અસંકીર્ણે-'आसनान्तरसंस्पृष्टं दीर्घं द्विज्ञासनोचितम् । स्वस्य देवस्य चैकं यत्तत्सङ्कीर्णं नृपासनम्' આ વિષ્ણુધર્મોત્તરમાં કહેલું જે સંકીર્ણ તેથકી ભિન્ન અસંકીર્ણ ( પોતાનેજ સુખેથી બેસી શકાય એવું પૃથક્ પરિકલ્પેલું ) અને શુદ્ધ-અપવિત્ર પદાર્થના સ્પર્શે રહિત એવા આસનમાં-'कौशेयं कम्बलं चैव अजिनं पटमुत्तमम् । दारजं पत्रजं कौशमासनं परिकल्पयेत्' આ વ્યાસસ્મૃતિમાં કહેલા કંબલાદિ જે કોઈ આસનમાં પૂર્વાભિમુખે કે ઉત્તરાભિમુખે બેસીનેજ યથાવિધિ આચમન કરીને, પછી ઊર્ધ્વપુંડ્ર તિલક ચંદ્રક સહિત કરવું. એ રીતે સામાન્યતઃ પ્રાપ્ત શૌચાદિકનો અનુવાદ કરીને, ઊર્ધ્વપુંડ્રધારણનું વિધાન કર્યું, તેમાં દંતધાવનમાં 'બેસીનેજ કરવું' એવો નિયમ, સ્નાનમાં 'પવિત્રજળવડે કરવું' એવો કરણનિયમ, વસ્ત્રના વિધારણમાં ધોવાપણારૂપ અને ઉત્તરીયસહિતપણારૂપ વિશેષણનિયમ અને આચમનમાં 'બેસીનેજ કરવું' એવો વિશેષણનિયમ પ્રતિપાદન કર્યો. આ ઊર્ધ્વપુંડ્રધારણ પુરુષોએજ કરવું બીજાએ નહિ. યદ્યપિ ઊર્ધ્વપુંડ્રધારણ 'कृष्णदीक्षां गुरोः प्राप्तैः' આ શ્લોકમાં વિહિત છે. તથાપિ આગળ કૃષ્ણપૂજા કહેવામાં આવશે તેમાં તેની અવશ્ય અપેક્ષિતતા દૃઢ કરવા અહીં ફરી અનુવાદ કર્યો છે. **શંકા**-પુરુષોની પેઠે સ્ત્રીઓને પણ આગળ જપપૂજાદિ કરવાનું કહેશે તેમાં અંગપણે પુંડ્ર અપેક્ષિત છે ? એવી શંકામાં સધવા નારીઓએ કેવળ કુંકુમનો ગોળ ચંદ્રક કરવો ( પણ ઊર્ધ્વપુંડ્ર નહિ ) તે ભાલમાત્રમાં કરવો પણ પુરુષોની પેઠે વક્ષઃસ્થળપ્રમુખ સ્થાનાંતરમાં પણ ન કરવો. ભાવ એવો છે કે-સ્ત્રીઓને જપપૂજાના અંગપણે

॥५१॥ कर्तव्यमूर्ध्वपुण्ड्रं च पुम्भिरेव सचन्द्रकम्। कार्य सधवनारीभिर्भाले कुङ्कुमचन्द्रकः ॥५२॥ पुण्ड्रं वा चन्द्रको भाले न कार्यो मृतनाथया। मनसा पूजनं कार्यं ततः कृष्णस्य चाखिलैः ॥५३॥

પુડની અપેક્ષા નથી, તેણીઓના પ્રતિ પુડ્રનો કવચિત્ પણ વિધિ નથી સધવા સ્ત્રીઓને માટે 'ललाटे कुङ्कुमं नासाभूषणं करकङ्कणम्। कण्ठसूत्रं च सधवा दूरयेन्न कदाचन ॥' આ સ્મૃતિએ કુકુમનુ વિધાન કર્યું છે, તો તેજ કુકુમ તેણીઓએ ધારતા ગોળાકાર ધારવુ પણ ત્રિપુડની પેઠે આડુ ન ધારવુ' આ વિશેષજ છે તે આગળ કહેવામા આવનારી કૃષ્ણપૂજા આદિકમા અગપણે અપેક્ષિત છે કેમકે આડે આકારતો શૈવોનુ ચિહ્ન છે વિધવા વનિતાઓને તો કુકુમનોજ પ્રસગ નહિ હોવાથી તેના આકારવિશેષનિયમનો પ્રસગ પણ નથી માટેજ વિધવા નારીએ ભાલમા ઊર્ધ્વપુડ્ર અને કુકુમાદિવડે ચદ્રક નજ કરવો એટલે ઊર્ધ્વપુડ્રનો સ્ત્રીમાત્રમા પ્રસગ નથી અને કુકુમનો વિધવાઓમા પ્રસગ નથી માટે તેણીઓએ શૂન્ય ભાલ વાળીજ રહેવુ

ઊર્ધ્વપુડ્રધારણ પછી અખિલૈ -પુરૂષો સ્ત્રીઓ બ્રાહ્મણો અને બીજા સર્વ કોઇ પણ અમારા આશ્રિતોએ પ્રતિદિન પૂર્વોક્ત પ્રકારે સ્નાનાદિ કરીને પોતપોતાની મર્યાદ નહિ ઉલઘન કરીને અવશ્યપણે કૃષ્ણપૂજન કરવુ તેમા પ્રથમ મનથીજ યથાદૃષ્ટ યથાશ્રુત ધ્યાન કરેલા કૃષ્ણનુ મન કલ્પિત અર્ધ્યાદિ ઉપચારોવડે (માનસ) પૂજન કરવુ, માનસપૂજન કર્યા પછી તેજ મનમા ધ્યાન કરેલા ભગવાન્ બહાર અર્ચામા સન્નિધિ પામી રહ્યા છે એવી ભાવના કરીને ગુરૂએ આપેલી રાધાકૃષ્ણની ચિત્રમયી પ્રતિમાનુ બાહ્ય ઉપચારોવડે આદરથી પૂજન કરીને સાષ્ટાગ પ્રણામ કરવો આ સ્થળે જે ચિત્રઅર્ચા કહી છે તે મનવિશેષનિરપેક્ષ સર્વસાધારણપણે પૂજાની સુગમતા સારૂ છે ચિત્રપ્રતિમામા સ્નાન અનુલેપ આદિક ઉપચાર ભાવમાત્રથી જાણવો પણ બાહ્ય નહિ બાહ્ય પૂજા કર્યા પછી આચાર્યે આપેલા અષ્ટાક્ષર કૃષ્ણમત્રનો યથાશક્તિ અવશ્ય જપ કરવો 'यज्ञानां जपयज्ञोऽस्मि' એમ ભગવાને જપયજ્ઞનુ શ્રેષ્ઠપણુ ગીતામા વર્ણવ્યુ છે તેમા

१ 'मानसं' इति पाठान्तरम्।

प्रणम्य राधाकृष्णस्य लेख्यार्चां तत आदरात् । शक्त्या जपित्वा तन्मन्त्रं कर्तव्यं व्यावहारिकम् ॥५४॥ ये त्वम्बरीषवद्भक्ताः स्युरि-

પણ વળી કૃષ્ણમન્ત્ર સકળ ફળમાં સાધન છે, સર્વથા ઉત્તમ છે અને મુમુક્ષુઓએ ગ્રહણ કરવા યોગ્ય છે માટે અવશ્ય જપવો. તેપછી પોતાની વૃત્તિને સમુચિત વ્યાવહારિક કર્મ કરવું. દેહધારણમાં ઉપયોગી દ્રવ્યાર્જનાદિકમાં અને ધર્મમાં નહિ વિરોધી એવા અર્થ કામમાં જે પ્રવૃત્તિ તે વ્યાવહારિક શબ્દથી કહી છે. વ્યાવહારિક કર્મમાં અભ્યનુજ્ઞા (ઇચ્છા હોય તો કરો) છે પણ વિધિ નથી, કેમકે તેતો રાગથી પ્રાપ્ત છે. અપ્રાપ્ત અર્થમાં વિધિ છે. મંત્રજપપર્યંતનું ઉક્ત કર્મનું અનુષ્ઠાન કર્યા વિના વ્યાવહારિક કર્મ ન કરવું, એમાં ભગવાનનું હાર્દ છે. શંકા-નિત્યકર્મ સંધ્યાદિક અહીં કેમ ન કહ્યું ? તો તે સત્ય છે. તે તો દ્વિજોના પ્રતિ સ્મૃતિમાં વિહિત હોવાથી તે થકીજ પ્રાપ્ત છે. માટે સર્વ આશ્રિતોના પ્રતિ સાધારણપણે કહેવા યોગ્ય અને પારમૈકાંતિક ધર્મ હોવાથી વિશિષ્ટપણે વિધિ કરવા યોગ્ય જે માનસપૂજનાદિ તેમાત્ર અહીં કહ્યું છે ॥૪૯-૫૪॥

જે જનોતો આત્મા આત્મીય સર્વ પોતાના સ્વામી પરમાત્મા સર્વશરણ્ય ભગવાનને સમર્પીને સ્વય સમસ્ત ભારે રહિત થઇ શરણ્ય સ્વામિની પરિચર્યૈકરૂપ સર્વ વૃત્તિવાળા છે, તે આત્મનિવેદિઓના પ્રતિ કર્તવ્ય આહ્નિકમાં વિશેષ છ શ્લોકથી કહે છે—इह અમારા આશ્રિતોને મધ્યે જેતો અંબરીષ નૃપતિની પેઠે આત્મનિવેદી ભક્તો હોય, એટલે 'આત્મા પરમાત્માનો એક દાસભૂતજ છે' એવું આત્માનું યથાર્થ સ્વરૂપ સમઝતાં સ્વતંત્રપણાના અભિમાને રહિત થઇ, પોતાના પરિરક્ષણમાં પોતાની પ્રવૃત્તિથકી પરાઙ્મુખ થઇ, 'તમામ શાસ્ત્રવિહિત અને અભ્યનુજ્ઞાત કર્મ સ્વામિની પરિચર્યારૂપજ છે' એવો નિશ્ચય કરીને તેને કરનારા છે તેમણેપણ માનસપૂજનપર્યંત સર્વ કર્મ પૂર્વોક્ત ક્રમથી કરવુંજ. એટલે અંબરીષ રાજાની પેઠે આત્માને ભગવાનના એક દાસભૂત જાણીને ભક્તિયોગમાં પ્રવર્તેલાએ બીજા વ્યાવહારિક કર્મનો પરિત્યાગ કરીને માનસપૂજાપર્યંતનું પૂર્વ વિહિત કર્મનું અનુષ્ઠાન કરવુંજ. 'ये तु' આ તુશબ્દથી પૂર્વોક્ત ભક્તો થકી આમનું

१ 'जप्त्वाऽथ' इति पाठान्तरम् ।

हात्मनिवेदिन । तैश्च मानसपूजान्त कार्यमुक्तक्रमेण वै ॥५५॥
शैली वा धातुजा मूर्तिं शालग्रामोऽर्च्य एव ते । द्रव्यैर्यथाप्ते

સુકૃતગૌરવરૂપ વિલક્ષણપણુ કહ્યુ છે સુકૃતગૌરવને લીધેજ ભગવદેક-પરાયણતા અને ભગવત્પ્રાપ્તિમા ત્વરાવિશેષ થાય છે અબરીષ નરેશ પૂર્વે આત્મા આત્મીય સર્વ ભગવાનના શેષભૂત સમઝીને, સમસ્ત ઇન્દ્રિઓ વડે સર્વદા ભગવાનનેજ સેવતા થકા પરા ભક્તિને પામ્યા હતા આ તેમનુ આત્મનિવેદિવર્તન ભાગવતના નવમસ્કધમા 'स वै मन कृष्णपदारविन्द योर्वचासि वैकुण्ठगुणानुवर्णने । करौ हरेर्मन्दिरमार्जनादिषु श्रुतिं चकाराच्युतसत्कथोदये ॥' ઇત્યાદિ વચનથી કહ્યુ છે ॥૫૫॥

'कृष्णसेवापरै मीत्या भवितव्य च तै सदा આવો વિધિ છે તો બાહ્ય ઇન્દ્રિયોનો ભગવદર્થે વિનિયોગ કરવા અવશ્ય અર્ચાનો આશ્રય કરવોજ એવા અભિપ્રાયથી शैली वा धातुजा मूर्तिं ' એમ કહે છે જો અર્ચાનો આશ્રય ન કરે તો બાહ્ય ઇન્દ્રિઓને અગોચર એવા ભગવાનમા બાહ્ય ઇન્દ્રિયોની વિનિયોજના નજ ઘટે, જ્યાસુધી તેવો વિનિયોગ ભગવાનમા ન થાય ત્યાસુધી પ્રેમપૂર્વક સ્મૃતિનો અભ્યાસપણ ન થાય જ્યાસુધી સ્મૃત્યાભ્યાસ ન થાય ત્યાસુધી ભક્તિયોગની પણ નિષ્પત્તિ ન થાય જ્યાસુધી તે ન નિષ્પન્ન થાય ત્યાસુધી સસૃતિજ થયા કરે માટેજ ભગવાન કરૂણાનિધિ આશ્રિતોના મનોરથને અનુસારે કોઈ અર્ચાવિશેષમા સ્વય સનિધિ કરે છે તો તેઓએ અષ્ટ પ્રકારની પ્રતિમાઓ મધ્યે શિલામયી કે સુવર્ણાદિધાતુમયી સ્વરૂપમૂર્તિની અથવા શાળગ્રામનીજ અનન્ય મન થઇ જેવા મળી આવે એવા ચ નાદિ ઉપહાર પદાર્થોવડે પૂજા કરવી ચિનાર્ચાની અપેક્ષાએ શૈલી આદિકમા સકલભોગાર્પણરૂપ પરિપૂર્ણ પરિચર્યાવૃત્તિની અનુકૂળતાના અભિપ્રાયથી શૈલીઆદિકનુ ગ્રહણ કર્યુ છે આવાહનની અપેક્ષા વિના ભગવાનના સાનિધ્યવિશેષના અભિપ્રાયથી જુદો શાળગ્રામનો નિર્દેશ કર્યો છે જેવા મળે એવા ઉપચારો એમ કહ્યુ છે જેથી સુવર્ણાદિકમયજ કાઇ પણ પૂજોપકરણ તૈયાર કરવા જોઇએ એવો નિયમ નથી પત્ર કે પુષ્પ કે ફળ કે જળ જે કાઇ પણ વસ્તુ ભલે હોય, એમા ભાવઅન્યની

कृष्णस्य जप्योऽथाष्टाक्षरो मनुः ॥५६॥ स्तोत्रादेरथ कृष्णस्य पाठः कार्यः स्वशक्तितः। तथानधीतगीर्वाणैः कार्यं तन्नामकीर्तनम् ॥५७॥ हरेर्विधाय नैवेद्यं भोज्यं प्रासादिकं ततः। कृष्णसेवापरैः प्रीत्या

અપેક્ષા છે આ પ્રતિમાપૂજાવિધાનથી આદ્ય ઇન્દ્રિયોની યથાસંભવ ભગવત્પરતાનો આદેશ કર્યો અર્ચાના અર્ચન અનંતર કૃષ્ણના અષ્ટાક્ષર મન્ત્રનો જપ યથાવિધિ યથાશક્તિ કરવો ॥૫૬॥

મન્ત્રજપ કર્યા પછી કૃષ્ણસંબન્ધિ વિષ્ણુસહસ્રનામ નારાયણકવચ સ્તોત્ર આદિકનો પાઠ યથાશક્તિ કરવો જેઓએ સંસ્કૃતનો અભ્યાસ ન કર્યો હોય તેમણે તો ભગવાનના ગોવિંદ નારાયણ વાસુદેવાદિક નામોનું સંકીર્તન સ્તોત્રાદિ પાઠની પેઠે નિયમથી કરવું **આથી** વાગિન્દ્રિયનો ભગવત્કર્મમાં વિનિયોગનો આદેશ કર્યો આ પણ મનોવૃત્તિએ સહિત સમજવો, કેમકે અર્થાનુસંધાને યુક્ત છે, જપ સ્તોત્રાદિકમાં અર્થાનુસંધાનની પ્રાય અપેક્ષા છે 'ગીર્વાણ વાણી નહિ ભણેલાએ નામસંકીર્તન કરવું' એમ કહેવાથી જપસ્તોત્રાદિકમાં અર્થજ્ઞાનની અપેક્ષા સૂચવી છે, અન્યથા ગીર્વાણ નહિ ભણેલાને પણ સ્તોત્રપઠનમાત્રનો સંભવ છે, નામકીર્તન તો ગીર્વાણ ભણેલાએ પણ કર્તવ્યજ છે, તો સંસ્કૃત નહિ ભણેલા, માટેજ અર્થજ્ઞાનવિહીનોએ નામકીર્તન વા કરવું, એવુંજ તાત્પર્ય છે અર્થાત્ અર્થજ્ઞાને સહિત સ્તોત્રપાઠાદિ કરવું 'तद्गुणकीर्तनं' એવો પાઠ હોય તો- પ્રાકૃતભાષાબદ્ધ, શ્રીકૃષ્ણગુણવર્ણનરૂપ ગદ્યપદ્યનો પાઠ કરવો, એવો અર્થ કરવો 'स्तवैरुच्चावचैः स्तोत्रैः पौराणैः प्राकृतैरपि । स्तुत्वा प्रसीद भगवन्निति वन्देत दण्डवत् ॥' એમ ભાગવતમાં કહ્યું છે ॥૫૭॥

જે દેહધારણ માટે કરાતું દ્રવ્યાર્જન અન્નભક્ષણાદિ તેપણ આણે સ્વાર્થ સારૂ ન અનુષ્ઠાન કરવું, કિંતુ તે ભગવદર્થ કર્મના શેષપણેજ કરવું, એમ હવે કહે છે—દેહધારણમાં સમુચિત દ્રવ્યાર્જનાદિ પાકાંત કર્મ 'ભગવાનના યાગમાટેજ છે' એમ સમઝીને પ્રેમપૂર્વક કરવું કરીને ભગવાનને પૂજા સમયે તેનું નિવેદન કરીને પછી તેમના પ્રસાદભૂત ( શેષભૂત ) તે અન્નાદિકજ 'આ જમવાથી ભગવાનમાં ભક્તિની વૃદ્ધિ થશે' એવી બુદ્ધિથી

१ 'तद्गुणकीर्तनम्' इति पाठान्तरम्। २ 'निवेद्य हरयेऽथाय' इति पाठान्तरम्।

**भवितव्यं च तैः सदा ॥५८॥ प्रोक्तास्ते निर्गुणा भक्ता निर्गुणस्य हरेर्यतः । सम्बन्धात्तत्क्रियाः सर्वा भवन्त्येव हि निर्गुणाः ॥५९॥**

જમતું. એ રીતે તમામ આ દ્રવ્યાર્જન ભોજનાદિકનો ભગવત્પ્રીણન કર્મમાં અંતર્ભાવ કરવો, દેહયાત્રામાં ઉપયોગી જે વ્યાવહારિક કર્મ પ્રથમ આશ્રિતમાત્રમાં અભ્યનુજ્ઞાત છે તેમાં આત્મનિવેદી પ્રત્યે આ વિશેષ ઉપદેશ કર્યો છે દેહયાત્રાના શેષભૂત (અંગભૂત) એવી પણ જે સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓ તે ભગવદારાધનના શેષભૂતપણેજ કરી દેવી એટલું તાત્પર્ય છે. આવાજ અભિપ્રાયથી સારથી સંગ્રહ કરીને કહે છે કે–તે આત્મનિવેદીઓએ સદા–પ્રબોધને આરંભીને સ્વાપપર્યંત વિહિત અને અભ્યનુજ્ઞાત આદિક સકલ કાર્યના કરણસમયે પ્રીતિથી કૃષ્ણસેવાપરજ થતું. એટલે સર્વ કર્મ અત્યંત પ્રીતિપૂર્વક કૃષ્ણસેવારૂપજ કરતું. આવા ક્રમથી સર્વ ઇન્દ્રિયોનો ભગવદર્થે કર્મમા સદા વિનિયોગ કરવો આત્મનિવેદિઓના આવા ધર્મો ભગવાનેજ ભાગવતના એકાદશ સ્કંધમાં 'श्रद्धामृतकथायां मे शश्वन्मदनुकीर्तनम्' આને આરંભીને 'एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् । मयि सञ्जायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ॥' ઇત્યંત વચનથી કહ્યા છે ॥૫૮॥

તે આ આત્મનિવેદિઓની સ્થિતિ ગુણાતીતજ જાણવી, એમ આ શ્લોકથી કહે છે—નિષ્પન્નસમાધિવાળા હોઇને બ્રહ્મમાં લીન થએલાજ જેમ એમ આ ભક્તો નિર્ગુણજ જાણવા. કેમકે તેમના સ્વરૂપને જાણનારાઓએ તેઓને તેમજ કહ્યા છે જ્ઞાનપરિપાકની અપેક્ષાએ આ ભક્તિનો પરિપાક પ્રકૃષ્ટ છે, જે હેતુમાટે આ ભક્તો પરમ પ્રેમલક્ષણ પરમ સમાધિએ સંપન્ન હોઇને તે પરમાત્મા થકી અન્યપણે આત્માને પણ જોતા નથી અને તેમને વિષેજ સદા રમે છે. વળી એમની જે સર્વ ક્રિયાઓ છે તે નિર્ગુણ આરાધ્ય શ્રીહરિને વિષેજ સંબંધ ધરાવતી હોવાથી નિર્ગુણ–ગુણવિરોધિ પરમ નિઃશ્રેયરૂપ કાર્યને કરનારી થાય છે શ્રીભાગવતમાં સ્વયં ભગવાનેજ તેવા ભક્તનું નિર્ગુણપણું 'सात्त्विकः कारकोऽसङ्गी रागान्धो राजसः स्मृतः । तामसः स्मृतिविभ्रष्टो निर्गुणो मदपाश्रयः ॥' ઇત્યાદિ વચનથી

**भक्तैरेतैस्तु कृष्णायानर्पितं वार्यपि कचित् । न पेयं नैव भक्ष्यं च पत्रकन्दफलाद्यपि ॥६०॥ सर्वैरशक्तौ वार्धक्याद्गरीयस्यापदाथवा ।**

કહ્યું છે. નિર્ગુણ હરિના સંબન્ધથી તેમના ભક્તોની ક્રિયાઓનું પણ નિર્ગુણપણુ વિષ્ણુધર્મોત્તરમાં કહ્યું છે—'यथा गङ्गाम्बुनो योगान्नथ्यावार्यपि गाङ्गताम् । याति निर्गुणतामेवं क्रिया गुणमयी हरेः ॥' ઇતિ ॥૫૯॥

એ રીતે પરમાત્મામાં પરમ પ્રેમપૂર્વક અખંડિત અનુસ્મૃતિ માટે યત્કિંચિત્ કર્મ ભગવદર્થપણે કરનારાઓએ તેમને નહિ નિવેદન કરેલું પત્ર કંદ મૂળ ફળાદિક પણ પરહરવું, એમ આ શ્લોકથી કહે છે—આ આત્મનિવેદી ભક્તોએ તો ભગવાનને નહિ નિવેદન કરેલું જળ પણ (અપિશબ્દથી દુગ્ધાદિકની તો વાતજ શી કરવી?) ક્યારેય પણ આપદામાં પણ નજ પીવું. તથા ભગવાનને નહિ અર્પણ કરેલું પત્ર કદ ફળાદિક પણ નજ ભક્ષણ કરવું. (અપિશબ્દથી અન્નની તો વાતજ શી કરવી?) ભગવાનને અનિવેદિત અન્નાદિકના સેવનથી કદાચિત્ સત્ત્વોન્મેષનો હ્રાસપ્રસંગ છે. 'आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृति.' આ શ્રુતિએ ધ્રુવા સ્મૃતિ માટે આહારની શુદ્ધિ પણ પ્રતિપાદન કરી છે. આહારશુદ્ધિતો ભગવાનના એકાંતિક ભક્તને ભગવાનને અનિવેદિત અન્નાદિક થકી નિવૃત્તિ મુખ્યતમ માની છે. માટેજ સ્મૃતિ 'पत्रं पुष्पं फलं तोयमन्नपानादिकं हरेः । अनिवेद्य न भुञ्जीत विष्णुभक्तः कदाचन ॥' એમ કહે છે. વચનાંતરો છે—'इक्षुदण्डफलापूपाः खाद्यानि विविधानि च । गन्धो मृगमदश्चैव कर्पूरं तैलमञ्जनम् ॥ रत्नाभरणजातं च वस्त्रं सकलवाहनम् । प्रसादमेव भोक्तव्यमन्यथा दोषभाग्भवेत् ॥' 'सर्वेलाभोपहरणं दास्येनात्मनिवेदनम्' ઇત્યાદિ. આ સ્થળે આટલું જાણવું—કૃષ્ણદીક્ષા બે પ્રકારની સામાન્યદીક્ષા મહાદીક્ષા એવા ભેદથી કહી છે. તેમાં સામાન્યદીક્ષા મુમુક્ષામાત્ર નિમિત્તવાળી છે અને મહાદીક્ષા જ્ઞાનવૃત્તાદિકના ઉત્કર્ષવિશેષની સંપત્તિ નિમિત્તવાળી છે. તેમાં દ્વિતીયદીક્ષામાં નિષ્ઠાવાળા આત્મનિવેદી કહ્યા છે. આજ 'ये त्वश्वरीषवद्भक्ताः' આ વચનમાં નિર્દેશ કર્યો છે. તો પ્રથમ સામાન્યદીક્ષાનિષ્ઠોના પ્રતિ નિયમવિશેષ ૭ શ્લોકથી કહીને,

१ 'वृद्धत्वात्' इति पाठान्तरम् ।

भवितव्यं च ते सदा ॥५८॥ प्रोक्तास्ते निर्गुणा भक्ता निर्गुणस्य हरेर्यत । सम्बन्धात्तत्क्रिया सर्वा भवन्त्येव हि निर्गुणा ॥५९॥

જમવુ એ રીતે તમામ આ દ્રવ્યાર્જન ભોજનાદિકનો ભગવત્પ્રીત્યર્થ કર્મમા અતર્ભાવ કરવો દેહયાત્રામા ઉપયોગી જે વ્યાવહારિક કર્મ પ્રથમ આશ્રિતમાત્રમા અભ્યનુજ્ઞાત છે તેમા આત્મનિવેદી પ્રત્યે આ વિશેષ ઉપદેશ કર્યો છે દેહયાત્રાના શેષભૂત (અગભૂત) એવી પણ જે સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓ તે ભગવદારાધનના શેષભૂતપણેજ કરી દેવી એવુ તાત્પર્ય છે આવાજ અભિપ્રાયથી સારથી સગ્રહ કરીને કહે છે કે—તે આત્મનિવેદીઓએ સદા–પ્રબોધને પ્રારભીને સ્વાપપર્યંત વિહિત અને અભ્યનુજ્ઞાત આદિક સકલ કાર્યના કરણસમયે પ્રીતિથી કૃષ્ણસેવાપરજ થવુ એટલે સર્વ કર્મ અત્યત પ્રીતિપૂર્વક કૃષ્ણસેવારૂપજ કરવુ આવા ક્રમથી સર્વ ઇન્દ્રિયોનો ભગવદર્થ કર્મમા સદા વિનિયોગ કરવો આત્મ નિવેદિઓના આવા ધર્મો ભગવાનેજ ભાગવતના એકાદશ સ્કધમા 'श्रद्धामृतकथायां मे शश्वन्मदनुकीर्तनम्' આને આરભીને 'एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् । मयि सञ्जायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ॥' ઇત્યત વચનથી કહ્યા છે ॥૫૮॥

તે આ આત્મનિવેદિઓની સ્થિતિ ગુણાતીતજ જાણવી, એમ આ શ્લોકથી કહે છે—નિષ્પન્નસમાધિવાળા હોઇને બ્રહ્મમા લીન થએલાજ જેમ એમ આ ભક્તો નિર્ગુણજ જાણવા કેમકે તેમના સ્વરૂપને જાણનારાઓએ તેઓને તેમજ કહ્યા છે જ્ઞાનપરિપાકની અપેક્ષાએ આ ભક્તિનો પરિપાક પ્રકૃષ્ટ છે, જે હેતુમાટે આ ભક્તો પરમ પ્રેમલક્ષણ પરમ સમાધિએ સપન્ન હોઇને તે પરમાત્મા થકી અન્યપણે આત્માને પણ જોતા નથી અને તેમને વિષેજ સદા રમે છે વળી એમની જે સર્વ ક્રિયાઓ છે તે નિર્ગુણ આરાધ્ય શ્રીહરિને વિષેજ સબધ ધરાવતી હોવાથી નિર્ગુણા–ગુણવિરોધિ પરમ નિઃશ્રેયરૂપ કાર્યને કરનારી થાય છે શ્રીભાગવતમાં સ્વય ભગવાનેજ તેવા ભક્તનુ નિર્ગુણપણુ 'सात्त्विकः कारकोऽसङ्गी रागान्धो राजसः स्मृतः । तामसः स्मृतिविभ्रष्टो निर्गुणो मदपाश्रयः ॥' ઇત્યાદિ વચનથી

**भक्तैरेतैस्तु कृष्णायानर्पितं वार्यपि क्वचित् । न पेयं नैव भक्ष्यं च पत्रकन्दफलाद्यपि ॥६०॥ सर्वैरशक्तौ वार्धक्याद्गरीयस्यापदाथवा ।**

કહ્યું છે. નિર્ગુણ હરિના સંબન્ધથી તેમના ભક્તોની ક્રિયાઓનું પણ નિર્ગુણપણુ વિષ્ણુધર્મોત્તરમાં કહ્યું છે—'यथा गङ्गाम्बुनो योगाद्रथ्यावार्यपि गाङ्गताम् । याति निर्गुणतामेवं क्रिया गुणमयी हरेः ॥' ઇતિ ॥૫૯॥

એ રીતે પરમાત્મામાં પરમ પ્રેમપૂર્વક અખંડિત અનુસ્મૃતિ માટે યત્કિંચિત્ કર્મ ભગવદર્થપણે કરનારાઓએ તેમને નહિ નિવેદન કરેલુ પત્ર કંદ મૂળ ફળાદિક પણ પરહરવું, એમ આ શ્લોકથી કહે છે—આ આત્મનિવેદી ભક્તોએ તો ભગવાનને નહિ નિવેદન કરેલુ જળ પણ (અપિશબ્દથી દુગ્ધાદિકની તો વાતજ શી કરવી?) ક્યારેય પણ આપદામાં પણ નજ પીવું. તથા ભગવાનને નહિ અર્પણ કરેલું પત્ર કદ ફળાદિક પણ નજ ભક્ષણ કરવું. (અપિશબ્દથી અન્નની તો વાતજ શી કરવી?) ભગવાનને અનિવેદિત અન્નાદિકના સેવનથી કદાચિત્ સત્ત્વોન્મેષનો હ્રાસપ્રસંગ છે. 'आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृति' આ શ્રુતિએ ધ્રુવા સ્મૃતિ માટે આહારની શુદ્ધિ પણ પ્રતિપાદન કરી છે. આહારશુદ્ધિતો ભગવાનના એકાંતિક ભક્તને ભગવાનને અનિવેદિત અન્નાદિક થકી નિવૃત્તિ મુખ્યતમ માની છે. માટેજ સ્મૃતિ 'पत्रं पुष्पं फलं तोयमन्नपानादिकं हरे । अनिवेद्य न भुञ्जीत विष्णुभक्तः कदाचन ॥' એમ કહે છે વચનાંતરો છે—'इक्षुदण्डफलापूपाः खाद्यानि विविधानि च । गन्धो मृगमदश्चैव कर्पूरं तैलमञ्जनम् ॥ रत्नाभरणजातं च वस्त्रं सकलवाहनम् । प्रसादमेव भोक्तव्यमन्यथा दोषभाग्भवेत् ॥' 'सर्वलाभोपहरणं दास्येनात्मनिवेदनम्' ઇત્યાદિ **આ સ્થળે આટલું જાણવું**—કૃષ્ણદીક્ષા બે પ્રકારની સામાન્યદીક્ષા મહાદીક્ષા એવા ભેદથી કહી છે. તેમાં સામાન્યદીક્ષા મુમુક્ષામાત્ર નિમિત્તવાળી છે અને મહાદીક્ષા જ્ઞાનવૃત્તાદિકના ઉત્કર્ષવિશેષની સંપત્તિ નિમિત્તવાળી છે. તેમાં દ્વિતીયદીક્ષામાં નિષ્ઠાવાળા આત્મનિવેદી કહ્યા છે. આજ 'ये त्वम्बरीषवद्भक्ताः' આ વચનમાં નિર્દેશ કર્યો છે. તો પ્રથમ સામાન્યદીક્ષાનિષ્ઠોના પ્રતિ નિયમવિશેષ છ શ્લોકથી કહીને,

१ 'वृद्धत्वात्' इति पाठान्तरम् ।

भक्ताय कृष्णमन्यस्मै दत्त्वा बृत्यं यथाबलम् ॥६१॥ आचार्येणैव

પછી આત્મનિવેદિઓનો વિશેષ 'शैली वा' ઇત્યાદિ પાંચ શ્લોકથી કહ્યો વિશેષ અન્યથકી જાણવો ॥૬૦॥

જે અનુદિન આરાધન કરાતી અર્ચા તે બાહ્ય અર્ચનમા જરાને લીધે કે આપદાને લીધે અશક્ત બનેલા જને ઉપેક્ષા કરવા યોગ્ય નથી, કિંતુ સમુચિત પાત્રમા સમર્પણ કરવા યોગ્ય છે, એમ હવે કહે છે—सर्वे - સામાન્યદીક્ષાનિષ્ઠ કે વિશેષદીક્ષાનિષ્ઠ સર્વે કોઈ ભક્તોએ વૃદ્ધ વયનિમિત્તથી થએલી ઇન્દ્રિયોની શિથિલતાને લીધે કે રોગનિમિત્તથી થએલી શિથિલતાને લીધે કે અતિમોટી દેશભગાદિ આપદાને લીધે બાહ્યપૂજા વિધાનમા અસામર્થ્ય પ્રાપ્ત થતા અનુદિન આરાધન કરાતુ અર્ચારૂપ કૃષ્ણસ્વરૂપ અને શાળગ્રામ અન્ય અનુકૂળતાવાળા ભક્તને આપીને, (ફરી પૂજાની અનુકૂળતાની સભાવના ન હોય તો આપીજ દઇને અને અનુકૂળતા હોય તો થાપણવિશેષરૂપે તેને આધીન કરીને) યથામનોબળ વર્તવુ એટલે બાહ્યઇન્દ્રિયોની શિથિલતા સતેપણ જો મનનુ બળ હોય તો માનસપૂજન સમગ્રપણે કરવુ, જો તેમા પણ અન્તિમસમયને લીધે કિંચિત્ વિકળતા વર્તે તો ભગવાનનુ ચિંતનમાત્ર કરવુ શુભાશ્રય ભગવાનનુ પ્રેમપૂર્વક અનુચિંતન જો અતિમસમયે પણ થાય તો આત્યતિક શ્રેય માટે થાય છે તો જ્યાસુધી મનોબળ હોય ત્યાસુધી ભગવત્સ્મરણાદિરૂપ માનસારાધનપર વર્તવુ 'आपत्काले वैष्णवानां विहितं मानसार्चनम्। एकमेव न बाह्यं तु द्वितीयं शक्त्यभावतः ॥' એમ લઘુહારીત સ્મૃતિમા કહ્યુ છે ॥૬૧॥

અહીં પ્રસગાત્ અર્ચામૂર્તિમા વિશેષ કહે છે—જે અર્ચારૂપ કૃષ્ણસ્વરૂપ આચાર્યેજ પ્રતિષ્ઠા કર્યુ હોય અને પ્રાર્થના કરવાથી આચાર્યે પ્રતિદિન પૂજવામાટે પોતાને જે આપ્યુ હોય તેજ સેવવુ બીજુતો કૃષ્ણસ્વરૂપ પણ કેવળ ભગવદ્રૂપ હોવાથી વદનીય છે પણ ધ્યાનાવલબપણે ગ્રાહ્ય નથી આચાર્યે ઉપદેશ કરેલોજ મત્ર જેમ ધ્યાનમા કરણપણે આલબન થાય છે તેમ ધ્યેયસ્વરૂપપણ તેમણે વિષયપણે નિર્દેશ કરેલુ ધ્યાનાવલબન થવાને યોગ્ય છે જેમ વેદનો અધ્યયનરૂપ સંસ્કાર છે, જેમ મત્રનો ગુરુ-

दत्तं यद्यच्च तेन प्रतिष्ठितम् । कृष्णस्वरूपं तत्सेव्यं वन्द्यमेवेतरत्तु यत् ॥६२॥ भगवन्मन्दिरं सर्वैः सायं गन्तव्यमन्वहम् । नामसङ्कीर्तनं कार्यं तत्रोच्चै राधिकापतेः ॥६३॥ कार्यास्तस्य कथा वार्ताः

पदेशरૂપ સંસ્કાર છે તેમ અર્ચાનો પણ આચાર્યે ધ્યાન કરવાપણારૂપ સંસ્કાર છે. તે સંસ્કાર ન હોય તો શિષ્યના ધ્યાનમાં વિષયભૂત થઇને અર્ચાવિશેષપણે ઉપકાર કરે નહિ. તો અર્ચામૂર્તિને શુભાશ્રયપણે પરિગણનમાં અપેક્ષિત આ વિશેષ ગ્રહણ કરવો ॥૬૨॥

પ્રથમ "प्रत्यहं तु प्रबोद्धव्यं" એમ પ્રસ્તુત કરીને, પ્રબોધને પ્રારંભીને બધી કર્તવ્યતાનું નિરૂપણ કર્યું. હવે સામાન્યપણે સાયંસમયમાં કર્તવ્યતાનો આદેશ કરે છે—સમસ્ત મારા આશ્રિતોએ સમસ્ત જનોના સમુજ્જીવન માટે અમોએ કે અમારાએ પ્રતિષ્ઠાપન કરેલા ભગવન્મંદિર પ્રતિ પ્રતિદિન પાંચ વખત દર્શનાર્થે જવું, અશક્તોએ તો સાયંસમયે વા જવું. ત્યાં જઇને ભગવાનના દર્શનથી ઉપજેલા આનંદથી પરવશ થઇને ભગવાન્ રાધિકાપતિનાં નારાયણ-વાસુદેવ-હરિ-ગોવિંદ-માધવ ઇત્યાદિ નામોનું સમ્યક્-એકાગ્ર ચિત્તથી કીર્તન-ઉચ્ચારણ ઉચ્ચ સ્વરથી લજ્જાએ રહિત થઇ પરા ભક્તિથી તાળિકાદિવાદનપૂર્વક કરવું કારણ કે કળિયુગમાં ભગવન્નામસંકીર્તનનું જ પરમ મુક્તિના સાધનપણે વિધાન કર્યું છે. તે ભાગવતાદિકમાં કહ્યું છે 'कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान् गुणः । कीर्तनादेव कृष्णस्य मुक्तसङ्गः परं व्रजेत् ॥' 'कलौ सङ्कीर्त्य केशवम्' 'कलौ तद्धरिकीर्तनात्' ઇત્યાદિ. નામસંકીર્તન કર્યા પછી તે ભગવાન સંબન્ધિની કથા ( પુરાણમૂળક ) તથા વાર્તા ( કર્ણાકર્ણિકામાત્રથી સાંભળેલા ગુણચરિત્રવિશેષો ) પરમાદરથી સ્વયં કરવી અને બીજાએ કરાતી પરમાદરથી સાંભળવી. કારણ કે-ભગવત્કથાશ્રવણ કીર્તનાદિક મોક્ષમાં હેતુ છે. તે ભાગવતમાં કહ્યું છે-'शृण्वन्ति गायन्ति गृणन्त्यभीक्ष्णशः स्मरन्ति नन्दन्ति तवेहितं जनाः । त एव पश्यन्त्यचिरेण तावकं भवप्रवाहोपरमं पदाम्बुजम् ॥' 'अशेषसङ्क्लेशशमं विधत्ते गुणानुवादश्रवणं मुरारेः' 'मदाश्रयाः कथा मृष्टाः शृण्वन्ति कथयन्ति च । तपन्ति विविधास्तापा नैतान्मद्गतचेतसः ॥' ઇત્યાદિ.

श्रव्याश्च परमादरात् । वादित्रसहितं कार्यं कृष्णकीर्तनमुत्सवे ॥६४॥ प्रत्यहं कार्यमित्थं हि सर्वैरपि मदाश्रितैः । संस्कृतप्राकृतग्रन्थाभ्यासश्चापि यथामति ॥६५॥ यादृशैर्यो गुणैर्युक्तस्तादृशे स तु

જન્માષ્ટમી એકાદશ્યાદિ ઉત્સવપ્રસંગમાં તો વીણા વેણુ મૃદંગ વિગેરે વાજીંત્રોના નાદોએ સહિત કૃષ્ણના દિવ્યચરિત્રોનુ કીર્તન કરવુ (ગુણચરિત્રગીતો ગાવાં) 'अभ्यङ्गोन्मर्दनादर्शदन्तधावाभिषेचनम् । अन्नाद्यं गीतनृत्यानि पर्वणि स्युरतान्वहम् ॥' એમ ભગવાને કહ્યુ છે ॥૬૩-૬૪॥

'प्रत्यहं तु प्रबोद्धव्यं' ઇત્યાદિ શ્લોકોમાં કહેલા પ્રકારને અનુસરીનેજ सर्वैरपि-જેમને વ્યાવહારિક કાર્યની અભ્યનુજ્ઞા આપી છે એવા પણ મારા આશ્રિતોએ પ્રતિદિન કર્મ કરવું આ 'प्रत्यह तु प्रबोद्धव्यं' ઇત્યાદિકથી કહેલા આહ્નિકનો ઉપસંહાર છે હવે ઉપદેશ કરેલા અર્થની દૃઢતા માટે આત્મહિતપર જે પ્રબન્ધો તેમનુ પરિશીલન કરવુ એમ કહે છે—મદાશ્રિતોએ અવશિષ્ટ અવસરમાં સંસ્કૃત-દેવભાષાના ઉપનિષદાદિ અને પ્રાકૃત-દેશભાષાના તત્ત્વહિતપર સત્પ્રબન્ધો હોય તેમના અર્થનો અભ્યાસ-વારંવાર મનન, એટલે ઉપદેશપ્રાપ્ત તત્ત્વાર્થની સાથે એક કરીને પર્યાલોચન યથામતિ કરવુ 'पशुतुल्यो नरो ज्ञेय सच्छास्त्राभ्यसनं विना' એમ પદ્મપુરાણમા કહ્યુ છે ॥૬૫॥

એ રીતે આત્યંતિક શ્રેય માટે અનુદિન અનુષ્ઠાન કરવાના ધર્મનો આદેશ કરીને, હવે 'कर्तव्यं व्यावहारिकम्' આથી અભ્યનુજ્ઞા આપેલા વ્યાવહારિક કર્મમા વિશેષ પ્રસંગાત્ શ્રેયસાર ઉપદેશે છે—જે પુરૂષ (પ્રયોજ્ય) જેવા ધાર્મિકત્વાદિ ગુણોએ યુક્ત હોય તેને તેવા ગુણાનુસારિજ ધર્માદિ કર્મમા વિચાર કરીનેજ પ્રયોજતા પુરૂષે પ્રયોજવો એટલે ધર્મરસિકને ધર્મકાર્યમા અને અર્થરસિકને અર્થકાર્યમા, એવા ક્રમથી નિયોજવો અન્યથા-વિપરીતપણે વિનિયોજન કરે તો અનર્થની પ્રાપ્તિ અને અર્થની હાનિ થાય. ચોમેર પુષ્કળ વિલંબ સતે પણ વિનિયોજ્ય જનના ગુણની પર્યાલોચના કર્યા વિના વિનિયોજના કરતો વિલંબની હાનિ માટે થાય. તો પ્રયોજ્ય પુરૂષના ગુણનું પરિશીલનજ વ્યાવહારિક કર્મમા પ્રવર્તેલાઓને અવશ્ય

देशकालानुसारेण भाषणीयो न चान्यथा ॥६८॥ गुरुभूपालवर्षिष्ठत्यागिविद्वत्तपस्विनाम् । अभ्युत्थानादिना कार्यः सन्मानो विनयान्वितैः ॥६९॥ नोरौ कृत्वा पादमेकं गुरुदेवनृपान्तिके । उपवेश्यं

કાળને અનુસારે બોલાવવા યોગ્ય છે એટલે બાલ્ય મિત્ર એવોપણ ન્યાયાધીશ આદિક જો ન્યાયાધીશ સ્થાનમા બેઠેલો હોય તો ત્યા મૈત્રીને અનુસારે યથેચ્છ ન બોલવવા યોગ્ય છે કિંતુ દેશને અનુસારે રાજાની સમીપમાજ જેમ સવિનયજ બોલાવવો એરીતે બીજાને શોકસમય જોઇને પોતે પણ તે સમયને અનુસારે તેની સાથે બોલે પણ પ્રહર્ષિતભાવથી ન બોલે એ રીતે ઉક્ત પ્રકારે ન બોલાવતા અન્યથા બોલાવે તો અનર્થપ્રસગ છે પુરુષગુણાનુગુણ અને દેશકાળાનુગુણ વચન બોલનારો જન વ્યવહારમા પણ શ્રેયને પામે માટેજ 'वर्णाश्रमकुलोपेतान् योगिनश्च सतो नरान् । राजस्त्रीयांश्च शूरांश्च भाषयेत यथोचितम् ॥' એમ નીતિવિવેકમા કહ્યુ છે ॥૬૮॥

અભ્યુત્થાન–સન્મુખ ઉઠવુ વિગેરે સત્કારને લાયક ગુર્વાદિકને વિષે અભ્યુત્થાનાદિકની કર્તવ્યતા કહે છે—વિનયસપન્ન મારા આશ્રિતોએ ગુરુ–મન્ત્રોપદેષ્ટા વિદ્યાધ્યાપક અને પિતાપ્રમુખ, ભૂપાળ–પ્રશાસનથી સન્માર્ગમા નેતા, વર્ષિષ્ઠ–વયથી શ્રેષ્ઠ, ત્યાગી–આશ્રમથી શ્રેષ્ઠ, વિદ્વાન્–વેદાર્થને જાણનારો, તપસ્વી–કૃચ્છ્રચાદ્રાયણાદિવડે શરીરશોષણમા નિષ્ઠાવાળો, આ સર્વેનો અભ્યુત્થાન–તેમને જોઇનેજ તત્ક્ષણ આસનમાથી ઉઠીને સન્મુખ જવુ, પ્રણિપાત કરવો, આસનમા બેસાડવા વિગેરે સત્કારવડે સન્માન–આદર કરવો અન્યથા અધિક અનર્થાપત્તિ થાય તેમા વયોવૃદ્ધ થકી બીજા ગુર્વાદિકો બાળ હોય કે તરૂણ હોય કે વૃદ્ધ હોય તોપણ માનનીય છે 'वयोऽवरेऽपि गुर्वादावभ्युत्थानं नमस्क्रियाम् । आतिथ्यं चादरेणैव दत्तया कुर्वन् सुखी भवेत् ॥' એવી સ્મૃતિ છે ॥૬૯॥

એરીતે ગુર્વાદિકની અભ્યુત્થાનાદિકવડે સત્કાર્યતાને કહીને, હવે તેમના સન્નિધિમા વર્જ્ય આસનવિશેષને કહેછે—ગુરુ, દેવ ( પ્રતિમામા રહેલા ) અને રાજાને સમીપે તથા પૂર્વ શ્લોકમાં કહેલા વયોવૃદ્ધ ત્યાગી વિદ્વાન્ અને તપસ્વીઓની સમીપે અને રાજ્ઞામાં પણ વામ પાદને જમણા સાથળ

**सभायां च जानू बद्ध्वा न वाससा ॥७०॥ विवादो नैव कर्तव्यः स्वाचार्येण सह क्वचित् । पूज्योऽन्नधनवस्त्राद्यैर्यथाशक्ति स चाखिलैः ॥७१॥**

ઉપર મુકીને કે દક્ષિણ પાદને ડાબા સાથળ ઉપર મુકીને (પગ ઉપર પગ ચઢાવીને) તથા વસ્ત્રથી એક કે બે ઢીંચણને બાંધીને બેસવું નહિ. આવું આસન અવિનયનું અભિવ્યંજક છે. 'आचार्यस्य च वृद्धादेरन्तिके च सदस्यपि । वीरासनेन पुरतो नासीत प्रौढपान्न च ॥' એવી સ્મૃતિ છે. 'पर्यावेष्ट्य श्रोणिपादं वाससाग्रे महात्मनाम् । नोपाविशेच सदसि पृष्ठे कृत्वा च न चोत्तमान् ॥' એમ સદાચારદીપમાં કહ્યું છે ॥૭૦॥

દેહયાત્રાર્થે પ્રવર્તેલાઓએ પણ લૌકિક કર્મમાં ઘણુ કરીને વિવાદ પરિત્યાજ્યજ છે, પરંપરાએ આચાર્ય સાથે પ્રવર્તતો વિવાદતો સર્વથી અધિક અનર્થહેતુ હોવાથી અત્યત પરિત્યાજ્ય છે, એમ હવે કહે છે—આવૃત્તિથી ભાવ એમ નિકળે છે કે–વિવાદ ન કરવો—ન્યાય્ય અર્થ સતે પણ જીવિતકલેશ ન હોય તો વિવાદ કોઇએ ન કરવો 'આ મારૂં છે એનું નથી' એમ વાદિપ્રતિવાદિનો પરસ્પર જે વિરૂદ્ધ વાદ (દાવો) તે વિવાદ જાણવો. પોતાના આચાર્ય સાથે તો કોઈ પણ નિમિત્ત–જીવિતકલેશ હોય તોપણ ન્યાય્ય અર્થ હોય તોપણ તેવો વિવાદ નજ કરવો. અથવા વિવાદ–વિરૂદ્ધ વાદ, અર્થાત્ વાક્કલહ ન કરવો. પોતાના આચાર્ય સાથે તો ક્વચિદપિ–રહસ્યમાં પણ એવો વાક્કલહ અત્યત ન કરવો કારણ કે–સમસ્ત મનુષ્યોએ પોતાના આચાર્ય અન્ન ધન વસ્ત્રાદિવડે અને અભ્યુત્થાન પ્રણિપાત આત્માઆત્મીયઅર્પણ આદિકવડે યથાશક્તિ પૂજનીય છે. તો એ રીતે જે પૂજ્ય છે તેની સાથે વિવાદતો આ લોક પરલોકમાં અત્યત અનર્થ અર્થે થાય 'गुरोर्विरुद्धं यद्वाक्यं न वदेत्सर्वयत्नतः । वदेद्यदि महामोहाद्रौरवं नरकं व्रजेत् ॥' એવી સ્મૃતિ છે તથા 'यैः शिष्यैस्तु सदाराध्या गुरवो ह्यवमानिताः । पुत्रमित्रकलत्रादिसम्पद्भ्यः प्रच्यवन्ति ते ॥' એમ અગસ્ત્યસંહિતામાં કહ્યું છે તથા 'उपहारैर्यथाशक्ति काले काले निजं गुरुम् । अर्चयेद्देववत्प्राज्ञः सर्वदेवमयो गुरुः ॥' એમ વિષ્ણુરહસ્યમા કહ્યુ છે. માટે પોતાના આચાર્યનું અતિલઘન તેમની સાથે વાગ્વિવાદરૂપ પણ નજ કરવું ॥૭૧॥

१ 'आचार्येण' इति पाठान्तरम् ।

तमायान्तं निशम्याशु प्रत्युद्गन्तव्यमादरात् । तस्मिन् यात्यनुगम्यं च ग्रामान्तावधि मेऽन्वितैः ॥७२॥ अपि भूरिफलं कर्म धर्मापेतं भवेद्यदि । आचर्यं तर्हि तन्नैव धर्मः सर्वार्थदोऽस्ति हि ॥७३॥ पूर्वं

વળી મારા આશ્રિત જનોએ પોતાના આચાર્યને અન્ય ગ્રામથકી પોતાના ગામપ્રતિ આવતા સાંભળીને જલદી આદરથી આદર જણાવનાર વાદિત્ર ધ્વજ પતાકાદિ સહિત તેમને સન્મુખ જવું તથા તે પોતાના આચાર્ય પોતાના ગામથકી ગ્રામાંતર પ્રતિ જાય ત્યારે ગામની ભાગોળ સુધી વળાવા જવું 'प्रत्युद्गच्छेत्समायान्तं यान्तं चानुव्रजेद्गुरुम् । ग्रामान्तावधि सीमान्तावधि वाऽऽज्ञयावधि ॥' એવી સ્મૃતિ છે એ રીતે જે આચાર્ય ગ્રામથકી આવતા અને નિકળતા ગામાંતપર્યંત તેમના આશ્રિતોએ સન્મુખ ગમન અને પશ્ચાત્ ગમન આદિકવડે સત્કારને યોગ્ય છે તેમની સાથે વિવાદ નજ કરવો ॥૭૨॥

**महद्भिरपि यदधर्माचरणं क्वचित्। कृतं स्यात्तत्तु न ग्राह्यं ग्राह्यो धर्मस्तु तत्कृतः ॥७४॥ गुह्यवार्ता तु कस्यापि प्रकाशया नैव कुत्र-चित्॥**' એવી પરાશરસ્મૃતિ છે. 'ऐहिकं तु सुखं यत्तद्धाप्यामुष्मिकं सुखम्। धर्मेणैव तदाप्नोति धर्मभ्रष्टो विनश्यति ॥' એવી પણ સ્મૃતિ છે ॥૭૩॥

જે પૂર્વના મહર્ષિઓ કે દેવોનું આચરણ ધર્મવિરૂદ્ધ જેવું કિંચિત્ જણાતું હોય તેતો આપણે પ્રમાણપણે પકડવું નહિ કેમકે તેઓતો વેદાર્થસાક્ષાત્કારસંપન્ન અતિતેજસ્વી હોવાથી વિધિનિષેધને નહિ વશ્ય હોઇને આપણને વિધિનિષેધનો આદેશ કરનારા છે, માટે તેઓ વંદનીય છે પણ આક્ષેપને યોગ્ય નથી માટે તેમનું જે જે બીજું સત્ય દયાદિ સદાચરણ તેજ પ્રમાણપણે પરિગ્રહ કરવું. 'यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणि' એવી શ્રુતિ છે. તથા ભારતમાં ભીષ્મ પિતામહે કહ્યું છે-'कृतानि यानि कर्माणि दैवतैर्मुनिभिस्तथा । नाचरेत्तानि धर्मात्मा श्रुत्वा चापि न कुत्सयेत् ॥ संचिन्त्य मनसा राजन्! विदित्वा-शक्यमात्मनः। करोति यः शुभं कर्म स वै भद्राणि पश्यति ॥' ઇતિ ॥૭૪॥

લૌકિક પ્રવૃત્તિમાં પણ कस्यापि-શત્રુ કે મિત્ર કે બીજા ઉદાસીન કોઇની પણ ગુહ્યવાર્તા પોતે જાણેલી कुत्रचित्-રહસ્યમાં કે સભામાં અથવા કોઈ પણ મહાલાભ નિમિત્તે પણ નજ પ્રકાશ કરવી. કેમકે તેના ઉદ્ઘાટનથી પરને અનર્થની પ્રાપ્તિ કે અર્થની હાનિ થાય. 'न कश्चिन्मर्मणि स्पृशेत्' એમ યાજ્ઞવલ્ક્યે કહ્યું છે. 'कस्यचिदपि रहस्यवृत्तं न प्रकाशयेत्' એવી તેની ટીકા છે. માટેજ નારદજીએ ભગવત્પ્રસન્નતાના હેતુભૂત સ્વગુણો કહેતાં '**परस्य गुह्यं न च भिन्नपूर्वं**'-પરનું ગુહ્ય મેં પૂર્વે પ્રકાશન કર્યું નથી; એમ પોતાનો ગુણ કહ્યો છે. **તથા समदृष्ट्या**-શ્વાન ચાંડાળ બ્રાહ્મણાદિ પિંડભેદ સતે પણ 'આત્મા જ્ઞાનૈકાકાર એકજ છે' એવી દૃષ્ટિને લીધે જો કદાચિત્ ઔપાધિક બ્રાહ્મણાદિ ભેદનો તિરસ્કાર કરીને કાય વાણીથી સર્વેની સપર્યા સરખી કરવામાં આવે તો બ્રાહ્મણાદિ પિંડવિશેષને અનુસરીને કરેલી ભગવાનની આજ્ઞારૂપ શાસ્ત્રમર્યાદાનો વિલોપ થતાં મહા અનર્થજ થાય. તો આત્મતત્ત્વવિવેકને પામેલાઓએ પણ ઔપાધિક બ્રાહ્મણાદિ ભેદને અનુસરીને

चित् । समदृष्ट्या न कार्यश्च यथार्हार्चान्यतिक्रम. ॥७५॥ विशेषनि

પૂજાવિધિમા તારતમ્યનો અવશ્ય આશ્રય કરવો એમ કહે છે—ઉક્ત સમ દૃષ્ટિને લીધે યથોચિત પૂજાનો વ્યતિક્રમ નજ કરવો આજ આશ્રિતોને વિશેષપણે ઉપદેશ્ય છે, કેમકે તેઓ આત્મતત્ત્વના વિવેકને યથાર્થ પામ્યા છે કેટલાક મનોવૃત્તિમાત્રથીજ સત્કાર્ય છે, (તેતો જાતિથી અલ્પ હોય અને જ્ઞાનથીતો મોટા હોય તે) કેટલાક તો સન્મુખ ઉઠીને સત્કાર્ય છે, (તે તો ક્ષત્રિયો બ્રાહ્મણાદિકે પણ છે) કેટલાક તો સન્મુખ ઉઠવુ અને પ્રણામ વડે સત્કાર્ય છે, કેટલાક તો સન્મુખ ઉઠવુ પ્રણામ કરવો અને પાદ પકડ વાવડે સત્કાર્ય છે, (તેતો ગુરૂવિગેરે જાણવા) (ગુરૂપત્ની આદિક તો યુવતિ હોવાથી પાદગ્રહણને અયોગ્ય છે, માટે અભ્યુત્થાન પ્રણામથી સત્કાર્ય છે) તેઓ તેઓ તેતે ક્રમથીજ સત્કાર્ય છે પણ અન્યથા નહિ ચડાળ તો આત્મજ્ઞાનીએ મનથીજ સત્કાર્ય છે, કારણ કે શુદ્ધાશુદ્ધ પિંડસયોગ-કૃત જે શાસ્ત્રમર્યાદા છે તે ઉલ્લઘનીય નથી 'शुनि चैव श्वपाके च पण्डिता समदर्शिन' એ જે સામ્યદર્શન તે 'આત્મસ્વરૂપ દેહાદિવિલક્ષણ અવિ ષમ જ્ઞાનૈકાકાર છે એવુ મનન કરવા માટે પ્રવર્ત્યુ છે પણ બ્રાહ્મણાદિ પિંડ વિશેષકૃત મર્યાદાના વ્યતિક્રમ માટે નહિ તેવા સામ્યદર્શનથી તો ભૂતદ યાદિ ગુણવિશેષ જે સર્વોપકારક છે તે સપાદનીય છે પણ સ્વેચ્છાચરણાદિ અવગુણ સપાદનીય નથી આવા અભિપ્રાયથીજ કપિલદેવે 'जीवा श्रेष्ठा ह्यजीवाना' ઈત્યાદિ વચનથી સર્વ ભૂતોમા ન્યૂનાધિક વિવેકનો ઉપદેશ કર્યો છે 'अपूज्यपूजनाच्चैव पूज्यानामप्यपूजनात् । नृघातकसम पाप शश्वत् प्राप्नोति मानव ॥' આ સ્મૃતિએ તેવાપણામા દોષપણ કહ્યો છે ॥૭૫॥

હવે નૈમિત્તિક ધર્મવિશેષોનો ઉપદેશ કરે છે—માસવિશેષને અધિકાર કરીને પ્રવર્તનાર છે માટે 'વિશેષનિયમો' કહેવાયછે તે નિયમો સર્વે મદાશ્રિત માનવોએ આષાઢાદિ ચાર માસોમા અનુપાળવા અર્થાત્ ચાતુ ર્માસ્યમા બહુ નિયમો સામાન્યપણે અને વિશેષપણે ધર્મશાસ્ત્રમા સ્વસ્વ ધર્મનિષ્ઠ ચાર વર્ણાશ્રમિઓને અનુપાળવાના કહ્યા છે, તેમા ભગવાનના સબન્ધને લીધે હુ કહીશ એવા વિશેષનિયમોમાથી હરકોઈ એક પણ

यमो धार्यश्चातुर्मास्येऽखिलैरपि । एकस्मिन् श्रावणे मासि स त्वशक्तैस्तु मानवैः ॥७६॥ विष्णोः कथायाः श्रवणं वाचनं गुणकीर्तनम् । महापूजा मन्त्रजपः स्तोत्रपाठः प्रदक्षिणाः ॥७७॥ साष्टाङ्गप्रणतिश्चेति नियमा उत्तमा मताः । एतेष्वेकतमो भक्त्या धारणीयो विशेषतः ॥७८॥ एकादशीनां सर्वासां कर्तव्यं व्रतमादरात् । कृष्णजन्मदि-

અવશ્ય અનુપાળવો અશક્ત-ચાર માસ વિશેષ નિયમ ધારવા અસમર્થ માનવોએ તો શ્રાવણ નામના એકજ માસમા તે વિશેષ નિયમ ધારવો ચાતુર્માસ્યવ્રતધારણની આવશ્યકતા ભારતમા કહી છે-'आषाढे तु सिते पक्षे एकादश्यामुपोषित । चातुर्मास्यव्रतारम्भं कुर्वीत नियतो नरः ॥ कार्तिके शुक्लपक्षे तु द्वादश्यां तत्समापयेत् । अकुर्वन्सद्व्रतं याति किल्बिषं वत्सरोद्भवम् ॥ एकमासमशक्तस्तु धारयेदेव तद्व्रतम् ।' इति ॥७६॥ વિશેષ નિયમોને કહેછે—नियम्यन्ते इति नियमाः-કર્તવ્યપણે નિયમથી વિધાન કરાય તે નિયમ કહેવાય, અર્થાત્ અવશ્ય જે કરવા યોગ્ય હોય તે નિયમ કહેવાય તે આ નિયમો-વિષ્ણુની કથાનુ શ્રવણ અને વાચન, તેમના ગુણનુ કીર્તન, તેમની મહાપૂજા, તેમના મન્ત્રનો જપ, તેમના સ્તોત્રનો પાઠ, તેમને પ્રદક્ષિણા, તેમને સાષ્ટાગ પ્રણામ, એરીતે આઠ કહ્યા છે આજ નિયમો બીજા ચાતુર્માસ્યમા શાકાદિવર્જનરૂપ કહેલા સામાન્ય નિયમોથકી અતિ ઉત્તમ મેં માન્યા છે, કારણ કે ઇન્દ્રાદિ તનુઓને નહિ દ્વારભૂત કરીને ભગવાનમા સાક્ષાત્ પ્રવર્તે છે અને ભગવત્પ્રીતિમા પરમ હેતુ છે સારતમ હોવાથી આ નિયમોનુ પ્રધાનપણે નિરૂપણ કર્યુંછે ચકારથી-બીજાપણ વિશેષ ધર્મોનો સંગ્રહ સમજવો યદ્યપિ આ ધર્મવિશેષો સર્વે એકનાથી અનુષ્ઠાન કરી શકાય નહિ, તો યથાસભવ આમાથી એક પણ અવશ્ય ભક્તિ-પ્રેમથીજ અનુષ્ઠાન કરવો 'भक्त्या' એમ કહ્યું છે તેથી ભગવત્પ્રીત્યર્થેજ ધારવો પણ તેથકી વ્યતિરિક્ત ફળના અનુસધાનથી નહિ ॥૭૭-૭૮॥

ભગવાનની અત્યત પ્રસન્નતા કરનારા અને નહિ કરવામા નિત્ય હોવાથી અત્યત અનર્થ કરનારા વ્રતવિશેષની પ્રીતિપૂર્વક કર્તવ્યતાને કહે છે—સર્વ-શુક્લ કૃષ્ણ પક્ષની એકાદશી નિમિત્તનુ વ્રત ઉપવાસ પૂજા જાગરણાદિ

नानां च शिवरात्रेश्च सोत्सवम् ॥७९॥ उपवासदिने त्याज्या दिवा

નિયમરૂપ આદરથી કરવું. જેમ સર્વ કોઇને ફળમાં અત્યાદર સ્વાભાવિક વર્તે છે તેમ આદરથી-સ્વયંપ્રયોજનબુદ્ધિથી (આજ ફળ છે) કરવું તથા જન્માષ્ટમી રામનવમીપ્રમુખ ભગવત્પ્રાદુર્ભાવ દિનનિમિત્તનું વ્રત ઉપોષણાદિ તેતે પ્રાદુર્ભાવોત્સવના વિધાનપૂર્વક આદરથી કરવું. (તે દિવસોમાં ભગવાનનો ઉત્સવ વિશેષપણે કરવો) એરીતે ભગવત્સંબન્ધિ વ્રત કહીને ભાગવતસંબન્ધિ વ્રતને કહે છે કે-શિવજી ભાગવતોમાં અગ્રગણ્ય છે, 'शिवं महाभागवतं' એમ ભાગવતમાં કહ્યું છે, માટે ભગવદ્ભક્તોએ પણ તેમના ભક્તોમાં અગ્રણીપણાની દૃષ્ટિથી શિવરાત્રિનિમિત્તનું વ્રત કરવું. તેપણ સોત્સવ-તેમના ઉત્સવપૂર્વક અથવા ભગવદુત્સવપૂર્વક આદરથી કરવુ. વ્રતદિવસોમાં ઉત્સવો તો નાનાવિધ ગીત વાદિત્રનાદોએ સહિત ભગવન્મહાપૂજા સાધુબ્રાહ્મણસમર્ચન કૃષ્ણકથાકીર્તનશ્રવણ આદિકે સહિત જાગરણરૂપ કરવા. પરંતુ તે દિવસોમાં પણ લૌકિક વ્યવહારપ્રસંગથી દિનનિર્વાહ ન કરવો. 'नित्यं भक्तिसमायुक्तैर्नरैर्विष्णुपरायणैः । पक्षे पक्षे च कर्तव्यमेकादश्यामुपोषणम् ॥' એમ નારદજીએ કહ્યુ છે. 'न करोति यदा विष्णोर्जयन्तीसम्भवं व्रतम् । यमस्य वशमापन्नः सहते नारकीं व्यथाम् ॥' એમ ભવિષ્યપુરાણમાં કહ્યું છે. 'शिवरात्रिव्रतं यस्तु न करोति परात्परम् । जन्तुर्जन्मसहस्रेषु भ्रमते स न संशयः ॥' એમ સ્કંદપુરાણમાં કહ્યુ છે. આ વ્રતો નિત્ય છે એમ નારદપચરાત્રમાં કહ્યું છે. તે વચન-'व्रतानि विष्णुभक्तानां नित्यानीमानि सत्तम । एकादश्योऽखिलाः शुद्धा द्वादशी वामनस्य च । श्रीरामदेवसज्जन्मनवमी दिव्यसिद्धिदा । कृष्णजन्माष्टमी चाथ नृसिंहस्य चतुर्दशी । शिवरात्रेश्चेति मुख्यव्रतान्युक्तानि तत्त्वतः ॥' ઇતિ ॥७९॥

ઉક્ત ઉપવાસ વ્રતદિવસોમાં પ્રયત્નપૂર્વક દિવાનિદ્રા ત્યાગ કરવી. કારણ કે મૈથુનથીજ જેમ એમ કેવળ દિવાસ્વાપથી ઉપવાસનો નાશ થાય છે-ફળ નહિ થવાથી વ્યર્થ થાય છે. 'उपवासः प्रणश्येत दिवास्वापाच्च मैथुनात्' એવું વચન છે. યદ્યપિ 'दिवास्वापं न कुर्वीत स्त्रियं चैव परित्यजेत्' એમ સામાન્યપણે દિવાસ્વાપનો પ્રતિષેધ કરેલોજ છે. તથાપિ અહીં વ્રતભંગરૂપ

निद्रा प्रयत्नतः । उपवासस्तथा नद्येन्मैथुनेनेव यत्नृणाम् ॥८०॥ सर्ववैष्णवराजश्रीवल्लभाचार्यनन्दनः । श्रीविट्ठलेशः कृतवान् यं व्रतोत्सवनिर्णयम् ॥८१॥ कार्यास्तमनुसृत्यैव सर्वं एव व्रतोत्सवाः । सेवारीतिश्च कृष्णस्य ग्राह्या तदुदितैव हि ॥८२॥ कर्तव्या द्वारिका-

विशेष अनर्थ जणावामाटे विशेषपणे प्रतिषेध कर्यो छे माटेज तेना त्यागमा 'प्रयत्नपूर्वक' एम कह्यु छे उपवासमा आळस आदिकने लीधे दिवसे पण निद्रा आववानो प्रसंग छे, तेनो प्रयत्नथी परिहार करवो ॥८०॥

जे आ एकादश्यादि व्रतनो आदेश कर्यो अने जे व्रतदिवसोमा उत्सव-विधाननो आदेश कर्यो, तेनो सर्व प्रकारविशेष, सर्व वैष्णवोना अग्रेसर श्रीवल्लभाचार्यना पुत्र श्रीविठ्ठलनाथजीए कहेला व्रतोत्सवनिर्णयने अनुसारेज अमारा आश्रितोए करवो ते ते उत्सवमा कृष्णनो सेवाप्रकार (भगवानने चंदन पुष्प वस्त्र विगेरेनु अर्पण, नैवेद्य निवेदन, नीराजन निवेदन विगेरे) पण तेमाज कहेला मार्गने अनुसारे करवो ॥८१-८२॥

द्वारिकाप्रमुख तीर्थोमा यात्रा–गमन करवी श्रीकृष्णना संबन्धविशेष महिमाने लीधे द्वारिकानु प्रथम ग्रहण कर्यु छे तरन्ति भवाब्धिने जनो आनाथी तरी जाय छे माटे तीर्थ–पुण्यक्षेत्रो कह्या छे अथवा तीर्थोमा यात्रा–उत्सवो करवा तीर्थोमा जइने त्या भगवन्महापूजन साधुविप्रसंत र्पण विगेरे उत्सवो करवा यात्राशब्द उत्सववाचक पण विश्वकोशमा कह्यो छे ते आ तीर्थयात्रा यथाविधि–'तीर्थयात्रां चिकीर्षुः प्राग्विधायोपोषणं गृहे' इत्यादि धर्मशास्त्रोक्त तीर्थविधिने अनुसारे करवी अथवा स्वस्वविधिने नहि उल्लंघन करीने करवी, एटले फलानुसंधाने रहित करवी मुमुक्षुओना प्रति सर्व कर्ममात्र फलाभिसन्धि विनाज कर्तव्यपणे शास्त्रो विधान करे छे, तो यथाविहित मुमुक्षुओए कर्तव्यबुद्धिथीज तीर्थयात्रादिक करवु एम करवाथीज ते भक्तिमाटे थाय वळी सर्वैरपि–सर्व कोइए पण करवी एटले भक्तिने पामेला निष्पन्नोए पण करवी आथी अनिष्पन्नोएज जेम एम निष्पन्नोए पण पुण्यतीर्थयात्रा करवी तेमा अनिष्पन्नोने तो मनोनिर्मळता संपादन करवाद्वारा भक्तिवृद्धि माटे थायछे निष्पन्नोने तो स्वय-

मुख्यतीर्थयात्रा यथाविधि । सर्वैरपि यथाशक्ति भाव्यं दीनेषु वत्सलैः ॥८३॥ विष्णुः शिवो गणपतिः पार्वती च दिवाकरः । एताः

પ્રયોજનપણે ભક્તિમાટે થાયછે, એટલે 'આ ભગવાનના સંબન્ધને લીધે પૂજ્ય સ્થાનો હોવાથી પ્રેમપૂર્વક સેવવા લાયક છે' એવો ભાવ છે. તીર્થયાત્રાનું ભગવદ્ભક્તિમાં હેતુપણું ભાગવતમાં કહ્યું છે—'शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः । स्यान्महत्सेवया विप्राः ! पुण्यतीर्थनिषेवणात् ॥' इति. માટે મદાશ્રિત ત્યાગી ગૃહી સર્વેએ પણ કરવી તે આ યાત્રા યથાશક્તિ કરવી—બહુ તીર્થયાત્રા કરવાની શક્તિ ન હોય તો એકલી દ્વારિકાયાત્રા પણ કરવી અથવા—કરવીજ જોઇએ એવો આગ્રહ નથી હસ્તપાદાદિ શક્તિ સતે કરવી જો આગ્રહ ન હોય તો ભક્તિસાધન મનોનિર્મળતા ક્યાંથી સિદ્ધ થાય ? એવી આશંકામાં ભક્તિપ્રવાહનાં બહુ સાધનો છે તો સાધનાંતરથી નિર્મળતા થાયજ. જે દીનવત્સળતા છે એજ સર્વ તીર્થાટન થકી પણ અતિશ્રેષ્ઠ છે. તેના વિના તીર્થયાત્રાનું પણ વ્યર્થપણું છે, માટે દીનજનોવિષે વત્સળતાવાળા અવશ્ય થવું અથવા—યથાશક્તિ તીર્થયાત્રા કરવી એમ કરનારા સર્વેએ ત્યાં રહેલા દીનજનોવિષે વત્સળતાવાળા યથાશક્તિ થવું. એટલે યથાશક્તિ તીર્થવાસી દીન જનોને અન્નાદિ દેવું. 'दरिद्रेष्वङ्गहीनेषु विपन्नेष्वामयाविषु । शक्त्याऽनुकम्पां कुर्वीत स्त्रीषु दैवहतेषु च ॥' એવી સ્મૃતિ છે ॥૮૩॥

મારા એકાંતિક ભક્ત પરમપુરૂષાર્થપરાયણોએ પણ જે પંચાયતનપૂજા સ્મૃતિઆચારથી પ્રાપ્ત છે તે દેવતાંતરના ભજનપ્રસંગની બુદ્ધિથી પરિત્યાગ ન કરવી કિંતુ કરવીજ, પૂજનીયોનું યથોચિત પૂજનમાત્ર વ્યતિક્રમ માટે નથી, સર્વોત્કૃષ્ટપણે સમાશ્રય કરવો એજ વ્યતિક્રમ કર્યો ગણાય, તો પાંચમાં પ્રધાન વિષ્ણુને અને તેમને અભિવ્યાપીને શિવાદિકની સંકલના કરીને પંચાયતનપૂજા પણ કરવી એમ હવે કહે છે—મારા આશ્રિત જનોએ વિષ્ણુ શિવ ગણપતિ પાર્વતી અને સૂર્ય આ પાંચ દેવતાઓ પૂજ્યપણે માનવા—જાણવા. વિષ્ણુનો પ્રથમ નિર્દેશ કર્યો છે તેથી વૈષ્ણવોને વિષ્ણુપ્રમુખ પંચાયતન સન્નિવેશ સમજવો. તે એવી રીતે કે—પોતાને

पूज्यतया मान्या देवताः पञ्च मामकैः ॥८४॥ भूताद्युपद्रवे क्वापि वर्म नारायणात्मकम् । जप्यं च हनुमन्मन्त्रो जप्यो न क्षुद्रदैवतः ॥८५॥ रवेरिन्दोश्चोपरागे जायमानेऽपराः क्रियाः । हित्वाऽऽशु शुचिभिः सर्वैः कार्यः कृष्णमनोर्जपः ॥८६॥ जातायामथ तन्मुक्तौ

સન્મુખ મધ્યભાગમા વિષ્ણુ, ઇશાન કોણમા શંકર, અગ્નિ કોણમા ગણપતિ, નૈર્ઋત કોણમા સૂર્ય અને વાયુ કોણમા પાર્વતી ॥૮૪॥

દેવતાંતરના પ્રસગથી આદેશ કરે છે—કોઈ સમયે ભૂત પ્રેત પિશાચ બ્રહ્મરાક્ષસ આદિકનો ઉપદ્રવ આવે તો તેના પરિહાર માટે ક્ષુદ્ર દેવ કાળ ભૈરવાદિકનુ ઉપાસન ન કરવુ, કિંતુ નારાયણકવચનો જપ કરવો તથા હનુમાનજીના મત્રનો જપ કરવો આ મત્ર અમારા સમ્પ્રદાયપ્રસિદ્ધ ગ્રહણ કરવો, કેમકે તે બહુ વીર્યવાળો છે 'महात्मान हनूमन्त य समाराधयिष्यति । आराधितोऽहमेवात्र भविष्यामि हि तेन तु ॥' એવું રામાયણમા રઘુનાથવાક્ય છે, તો ભગવાનના એકાતિક મહાભક્ત હનુમાનજીના આરાધનમા અન્યાશ્રય દોષનો પ્રસગ નથી ॥૮૫॥

જગતમા બહુ જનો ગ્રહણ સમયે મત્રસિદ્ધિની આકાક્ષાથી ક્ષુદ્રમત્ર જપમા પ્રવર્તે છે, અમારા આશ્રિતોએ તે માર્ગ તુચ્છ હોવાથી પરિત્યાગ કરવો, કિંતુ તેવા સમયે સ્નાન કરી શુદ્ધ થઇ સમસ્ત શ્રેયમા મૂળભૂત શ્રીકૃષ્ણમનનો જપ કરવો, એમ કહે છે—સૂર્યચદ્રના ગ્રહણનો સ્પર્શકાળ થતા, તત્ક્ષણજ બીજી લૌકિકી સમગ્ર ક્રિયાઓનો ત્યાગ કરી, સ્નાનાદિકથી શુદ્ધ થઇ નિયમિત મનવાળા થઇ સમસ્ત મારા આશ્રિતોએ કૃષ્ણના અષ્ટાક્ષર મત્રનો કે નામમત્રનો જપ કરવો 'चन्द्रसूर्योपरागे च स्नात्वा प्रयतमानस । स्पर्शादिमोक्षपर्यन्त जपेन्मन्त्रं जगत्पते ॥' એમ પુરશ્ચરણચન્દ્રિકામા કહ્યુ છે અનંતર તે સૂર્યચદ્રની ગ્રહણથકી નિર્મુક્તિ થતાં પહેરેલા વસ્ત્રે સહિત શુદ્ધિસ્નાન કરીને, अन्यै -ગૃહસ્થોથકી બીજા-સાધુ બ્રહ્મચારી પ્રમુખ ત્યાગિજનોએ (અપરિગ્રહવૃત્તિ હોવાથી દાનમા અનધિકાર છે માટે) ભગવાનની મનથી કે યથાલબ્ધ ઉપચારોથી કેવળ પૂજા કરવી. તેનાથીજ સકળ દાનફળની સિદ્ધિ થાય છે ગૃહસ્થ જનોએ તો યથાશક્તિ ગૌસુવર્ણ-

कृत्वा स्नानं सचेलकम् । देयं दानं गृहिजनैः शक्त्याऽन्यैस्त्वर्च्य ईश्वरः ॥८७॥ जन्माशौचं मृताशौचं स्वसम्बन्धानुसारतः । पालनीयं यथाशास्त्रं चातुर्वर्ण्यजनैर्मम ॥८८॥ भाव्यं शमदमक्षान्तिस

દિકનુ દાનપણ મુક્તિસમયે સકલ્પેલુ કરવુ અને પૂજા પણ કરવી, કારણ કે એમા અધિકારની સપત્તિ છે 'ग्रस्यमाने भवेत्स्नानं ग्रस्ते होमजपादिकम् । मुच्यमाने भवेद्दान मुक्ते स्नान विधीयते ॥' 'सर्वेषामेव वर्णाना सूतक राहुदर्शने । स्नान स्यादुपरागादौ मध्ये होमजपादि च ॥' 'मुक्तौ यस्तु न कुर्वीत स्नान ग्रहणसूतके । स सूतकी भवेत्तावद्यावत्स्यादपरो ग्रह ॥' ઇત્યાદિ સ્મૃતિઓ છે ॥૮૬-૮૭॥

ગ્રહણ નિમિત્તના સ્નાનપ્રસગથી જે સુપ્રસિદ્ધ છે તેનેપણ જણાવે છે—પોતાના સબન્ધિજનના જન્મનિમિત્તનુ અને મરણનિમિત્તનુ જે આશૌચ તે પોતપોતાના સપિંડાદિ સમ્બન્ધને અનુસારે યથાશાસ્ત્ર પાળવુ દશાહાદિ અવધિવાળી કોઇપણ અદૃષ્ટ પ્રકારથી જે અશુચિતા શાસ્ત્રે કલ્પેલી છે તેતો ક્યારેયપણ તિરસ્કાર કરવા યોગ્ય નથી કિંતુ અનુસરવા યોગ્યજ છે એટલે શૌચનિમિત્તનુ સધ્યાદિ કર્મ કાઇ પણ ન કરવુ આશૌચધર્મ ચારેયપણ વર્ણોને સાધારણ છે યદ્યપિ આ ધર્મ સર્વ વર્ણને સાધારણ હોવાથી મૂળમા મમ-'મારા આશ્રિતો' એમ કહેવાની જરૂર નથી તથાપિ ભલે મુમુક્ષુઓ મત્પરાયણ હોય પણ જ્યાસુધી શરીરસબન્ધ હોય ત્યાસુધી શરીરસબન્ધી બ્રાહ્મણાદિ વર્ણનિમિત્ત જતો રહેતો નથી, તો તેના નિમિત્તથી પ્રવર્તેલા પણ બધા વિધિઓ યથાવિધિ વિવિધજ્ઞોએ અનુષ્ઠાન કરવાજ જોઇએ એવા અભિપ્રાયથી 'મમ' એમ કહ્યુ છે મારા આશ્રિતોએ પણ આશૌચ અનુપાળવુ આશૌચનિર્ણય તો તત્પરાયણ ધર્મશાસ્ત્રોથકી જાણવો ॥૮૮॥

બ્રાહ્મણાદિ ચારેયપણ વર્ણોએ પોતપોતાના વર્ણને અનુગુણ ગુણવૃત્તપરાયણ થવુ જોઇએ, અન્યથા જન્મમાત્રથી તેઓ પ્રશસાતા નથી, એવા આશયથી ચારેય વર્ણોનુ લક્ષણ (ઉત્કર્ષ કરનાર ગુણવિશેષ) કહે છે—બ્રાહ્મણોએ શમ દમ ક્ષાતિ સતોષ આદિક ગુણલક્ષણોએ લક્ષિત થવું તેમા શમ-

न्तोपादिगुणान्वितैः । ब्राह्मणैः शौर्यधैर्यादिगुणोपेतैश्च बाहुजैः ॥८९॥ वैश्यैश्च कृषिवाणिज्यकुसीदमुख्यवृत्तिभिः । भवितव्यं तथा शूद्रैर्द्विजसेवादिवृत्तिभिः ॥९०॥ संस्काराश्चाह्निकं श्राद्धं यथाकालं

અંતર ઇન્દ્રિયનો નિગ્રહ. દમ-બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ. ક્ષાંતિ-પરે પોતાને પીડા પમાડતાંપણ તેના પ્રતિ અવિકૃતચિત્તપણું. સંતોષ-યદૃચ્છાલબ્ધ અન્નધનાદિકથી અલંબુદ્ધિ. આદિશબ્દથી સત્ય તપ દયા દાનાદિકનો સંગ્રહ સમજવો. તેમાં સ્મૃતિઓ છે-'सत्यं दानं तपः शौचमानृशंस्यं दमो घृणा । दृश्यन्ते यत्र विप्रेन्द्र ! स ब्राह्मण इति स्मृतः ॥ जितेन्द्रियो धर्मपरः स्वाध्यायनिरतः शुचिः । कामक्रोधौ वशे यस्य तं देवा ब्राह्मणं विदुः ॥ योऽध्यापयेदधीते यो याजयेद्वा यजेत वा । दद्याद्वापि यथाशक्ति तं देवा ब्राह्मणं विदुः ॥ क्षमा दया च विज्ञानं सत्यं चैव दमः शमः । अध्यात्मनिरतिर्ज्ञानं एतद्ब्राह्मणलक्षणम् ॥' ઇતિ. ગીતામાં પણ કહ્યું છે—'शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च । ज्ञानं विज्ञानमास्तिक्यं ब्राह्मं कर्म स्वभावजम् ॥' ઇતિ ક્ષત્રિયોએ શૌર્ય ધૈર્ય ઔદાર્ય વીર્ય આદિક ગુણલક્ષણોએ યુક્ત થવું તે ગીતામાં કહ્યું છે—'शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् । दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥' ઇતિ વૈશ્યોએ કૃષિકર્મ વણજવ્યાપાર વ્યાજવટો વિગેરે વૃત્તિવાળા થવું. તે ગીતામાં કહ્યું છે-'कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यं कर्म स्वभावजम्' ઇતિ. શૂદ્રોએ દ્વિજ-ત્રૈવર્ણિકની સેવાદિ વૃત્તિપરાયણ થવું. તે ગીતામાં કહ્યું છે-'परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम्' ઇતિ ॥૮૯-૯૦॥

એ રીતે વર્ણોનું લક્ષણ કહીને, તેમાં દ્વિજોએ સંસ્કારાદિ યથાકાળ કરવાનું કહે છે—'गर्भाधानं पुंसवनं सीमन्तो जातकर्म च । नामक्रिया निष्क्रमोऽन्नप्राशनं वपनक्रिया ॥ कर्णवेधो व्रतादेशो वेदारम्भक्रियाविधिः । केशान्तः स्नानमुद्वाहो विवाहाग्निपरिग्रहः । त्रेताग्निसङ्ग्रहश्चैव संस्काराः षोडश स्मृताः ॥' આ સ્મૃતિએ કહેલા ગર્ભાધાનાદિ સોળ સંસ્કારો તથા 'स्नानं सन्ध्याजपो होमः स्वाध्यायः पितृतर्पणम् । देवतापूजनं चेति षट् कर्माणि दिनेदिने ॥' આ સ્મૃતિપ્રોક્ત સ્નાનાદિ ષટ્ નિત્ય કર્મો તથા 'अमा-मनु-युग-क्रान्ति-धृति-पात-महालयाः । आन्वष्टक्यं च पूर्वेद्युः

यथाधनम् । स्वस्वगृह्यानुसारेण कर्तव्यं च द्विजन्मभिः ॥९१॥ अज्ञानाज्ज्ञानतो वापि गुरु वा लघु पातकम् । कापि स्यात्तर्हि तत्प्रायश्चित्तं कार्यं स्वशक्तितः ॥९२॥ वेदाश्च व्याससूत्राणि श्रीमद्भागव-

षण्णवत्यः प्रकीर्तिताः ॥' આ સ્મૃતિપ્રોક્ત છનું પ્રકારનું શ્રાદ્ધ નામનું પિતૃકર્મ, આ સર્વ કર્મ દ્વિજ–ત્રૈવર્ણિક મારા આશ્રિતોએ યથાકાલં- 'पूर्वाह्णो वै देवानां मध्यंदिनो मनुष्याणामपराह्णः पितॄणां' આ શ્રુતિએ અને 'पूर्वाह्णे दैविकं कर्माऽपराह्णे पैतृकं तथा' ઇત્યાદિ સ્મૃતિએ કહેલા તે તે કર્મકાળને નહિ ઉલ્લંઘીને, યથાધનં–શ્રાદ્ધાદિકમાં મુખ્ય ગૌણ પક્ષનું આશ્રયણ દ્રવ્યની અનુકૂળતાને અનુસારે, પોતપોતાની વેદશાખાના બોધાયનાદિ મહર્ષિઓએ રચેલાં ગૃહ્યસૂત્રમાં (કલ્પસૂત્ર) કહેલી રીતિને અનુસારેજ (પણ ભિન્ન શાખાના ગૃહ્યસૂત્રને અનુસારે નહિ) કરવું ॥૯૧॥

એ રીતે તેતે કાળમાં સંસ્કારાદિકની કર્તવ્યતા કહીને, હવે તેનું ઉલ્લંઘનાદિ પાપ જો થઇ જાય તો તેનો પ્રાયશ્ચિત્તથી પરિહાર કરવો એમ કહે છે— क्वापि–કોઈ સમયે અજ્ઞાનથી કે જ્ઞાનથી પણ ગુરૂ લઘુ (મોટું નાનું) પણ પાપ કુસંગને લીધે કે સ્વભાવદોષાદિકને લીધે પોતે જો કર્યું હોય તો તેમાં વિહિત પ્રાયશ્ચિત્ત (વિશોધન સત્કર્મ) स्वशक्तित:–ગુરૂ લઘુ પ્રાયશ્ચિત્તમાંથી એક પોતાની શરીરશક્તિને અનુસારે કરવું. એટલે કરણ કલેવરની કુશળતા હોય તો લઘુપ્રાયશ્ચિત્તનો આશ્રય ન કરવો 'विहितस्याननुष्ठानान्निन्दितस्य च सेवनात् । अनिग्रहाच्चेन्द्रियाणां नरः पतनमृच्छति ॥ तस्मात्तेनेह कर्तव्यं प्रायश्चित्तं विशुद्धये । एवमस्यान्तरात्मा च लोकश्चैव प्रसीदति ॥' એમ યોગીશ્વરે કહ્યું છે. 'प्रायश्चित्तमकुर्वाणाः पापेषु निरता नराः । अपश्चात्तापिनः कष्टान् नरकान् यान्ति दारुणान् ॥' આ સ્મૃતિએ પ્રાયશ્ચિત્ત નહિ કરવામાં મહાઅનર્થ કહ્યો છે. આ પ્રાયશ્ચિત્તશબ્દ પાપપ્રક્ષયાર્થે નૈમિત્તિક કર્મવિશેષમાં રૂઢ છે એમ વિજ્ઞાનેશ્વર કહે છે. પ્રાયશ્ચિત્તનો પ્રકાર તત્પરાયણ ધર્મશાસ્ત્રો થકી જાણવો પાપો પાંચ પ્રકારના કાત્યાયને કહ્યા છે–'महापापं चातिपापं तथा पातकमेव च । प्रकीर्णकं चोपपापमित्येव पञ्चको गणः ॥' ઇતિ ॥૯૨॥

१ 'यथाबलं' इति पाठान्तरम् ।

तामिधम्। पुराणं भारते तु श्रीविष्णोर्नामसहस्रकम् ॥९३॥ तथा श्रीभगवद्गीता नीतिश्च विदुरोदिता। श्रीवासुदेवमाहात्म्यं स्कान्दवैष्णवखण्डगम् ॥९४॥ धर्मशास्त्रान्तर्गता च याज्ञवल्क्यऋषेः स्मृतिः। एतान्यष्ट ममेष्टानि सच्छास्त्राणि भवन्ति हि ॥९५॥ सहि-

કહ્યા અને કહેશે એવા ધર્મસ્વરૂપો તથા કહેશે એના તત્ત્વ ઉપાય પુરૂષાર્થસ્વરૂપોના નિર્ણયમા વેદો અને તે મૂળ જેમા છે એવી સ્મૃતિઓનુ પ્રામાણ્ય જણાવતા થકા તેમા પોતાને અત્યત અભીષ્ટ આઠ સચ્છાસ્ત્રોને ત્રણ શ્લોકથી કહેછે—વેદા–આનો અપૌરૂષેયપણારૂપ અને સ્વત પ્રમાણપણારૂપ વિશેષ છે, આજ વિશેષ વેદોના ઇષ્ટપણામા હેતુ છે વ્યાસસૂત્રો–જે શારીરકમીમાસાશાસ્ત્રરૂપ છે, તત્ત્વ હિત અને પુરૂષાર્થના નિર્ણયમા કાપિલાદિ સૂત્રોની અપેક્ષાએ પ્રકૃષ્ટ અને ઉપનિષદોના અર્થનિર્ણયરૂપ છે આ એનો વિશેષ અભિમતપણામા હેતુ જાણવો **શ્રીમદ્ભાગવતનામતુ પુરાણ**–આ પુરાણ બીજા પુરાણોની અપેક્ષાએ ઉત્કૃષ્ટ છે એનો ઉત્કર્ષ તો ભક્તિપ્રમાશનની પુષ્કળતારૂપ છે અનેક પુરાણોના વિરચનથી પણ નહિ સતુષ્ટ થએના વ્યાસ ભગવાને આનો આરભ કર્યો છે આ વિશેષ છે આજ એના અભિમતપણામા નિમિત્ત છે ભારતમા **શ્રીવિષ્ણુનામસહસ્ર**–આમા વિશેષ વક્તા ( ભીષ્મ ) ની વિલક્ષણતારૂપ અને શ્રોતા ( યુધિષ્ઠિર )ની વિલક્ષણતારૂપ અને વિષય ( સકળ પુરૂષાર્થ સપાદક સ્વાદુતમ લઘુતર ઉપાયતારૂપ )ની વિલક્ષણતારૂપ છે, આજ એના ઇષ્ટપણામા કારણ છે ભારતમા **ગીતા** એનો વિશેષ સાક્ષાત્ ભગવાનના મુખારવિંદ થકી વિનિકળવાપણુ અને સર્વોત્કૃષ્ટ શરણાગતિઉપાયપરપણુ છે, આજ વિશેષ એના પ્રિયપણામા બીજ છે ભારતમા વિદુરપ્રોક્તા **નીતિ** એમા નીત્યતરની અપેક્ષાએ વિશેષ વક્તા (વિદુર)ની વિલક્ષણતારૂપ અને ધર્મમાર્ગથકી નહિ ઉલ્લઘનતારૂપ છે સ્કદપુરાણના વિષ્ણુખડમા રહેલ **શ્રીવાસુદેવમાહાત્મ્ય**–એનો પરબ્રહ્મભૂત દેવતાવિશેષનો અવબોધ આપવારૂપ વિશેષ છે ધર્મશાસ્ત્રની અતર્ગત જે **યાજ્ઞવલ્ક્યઋષિની સ્મૃતિ**–એનો વિશેષ સ્મૃત્યતરની અપેક્ષાએ અધ્યાત્મવિચારના આધિક્યરૂપ છે

तेच्छुभिरेतानि मच्छिष्यैः सकलैरपि । श्रोतव्यान्यथ पाठ्यानि कथनीयानि च द्विजैः ॥९६॥ तत्राचारव्यवहृतिनिष्कृतानां च

તે આ આઠ સચ્છાસ્ત્રો મને ઇષ્ટ છે–તે તે વિશેષના યોગને લીધે ઇષ્ટ છે એનાથી અવિરૂદ્ધ બીજા પણ શાસ્ત્રો પ્રમાણજ છે ॥૯૩-૯૫॥

હિતનો બોધ કરનારા આ સચ્છાસ્ત્રો હિતેચ્છુ અમારા આશ્રિત સર્વેએ સાભળવા એમ કહે છે—પોતાના હિતની અપેક્ષાવાળા અમારા સમાશ્રિત સર્વેએ પણ આ શ્રુતિ અને તેના ઉપબૃહણભૂત સચ્છાસ્ત્રો યથાધિકાર સાભળવા 'સર્વેએ સાભળવા' એમ કહ્યુ તેમા 'શૂદ્રોએ વેદ વિના' એમ જાણવુ તેઓને વેદમત્રના શ્રવણમા પણ અધિકાર નથી વેદશ્રવણ શૂદ્રોને માટે સ્કદપુરાણમા નિષેધ કર્યુ છે–'वेदश्रुतौ नाधिकारः क्वचिच्छूद्रस्य विद्यते । पुराणश्रवणे त्वस्ति देवब्राह्मणसन्निधौ ॥' ઇતિ તથા 'स्त्रीशूद्र द्विजबन्धूनां त्रयी न श्रुतिगोचरा' એમ શ્રીભાગવતમા કહ્યુ છે જે દ્વિજો અધ્યયન બોધનાદિકમા સમર્થ હોય તેમણે તે સચ્છાસ્ત્રો ભણવા ભણાવવા અને તેની કથા પણ વાચવી મૂળમા 'द्विजै' એવો નિર્દેશ કર્યો છે તેથી શૂદ્રોને પઠનમા અને બોધનમા અધિકાર નથી એમ જણાય છે ॥૯૬॥

તે આ આઠ સચ્છાસ્ત્રોને મધ્યે યાજ્ઞવલ્ક્યસ્મૃત્યાદિકમા અભિમત વિશેષા તરને કહે છે—તે સચ્છાસ્ત્રો મધ્યે જે આ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ સચ્છાસ્ત્રપણે પરિગણી છે તે નિત્ય નૈમિત્તિકાદિ સદાચાર, ઋણાદાનાદિ વ્યવહાર અને પાપશોધન પ્રાયશ્ચિત્તના નિર્ણયમા મિતાક્ષરાનામની ટીકાએ સહિત ગ્રહણ કરવી (મિતાક્ષરા ટીકાથી તેનો અર્થ જાણવો, આ વિશેષ અહીં વિધાન કર્યો છે) 'धर्मनिर्णये' એમ નહિ કહેતા 'आचार–व्यवहृति निष्कृतानाम्' એમ જુદુ જુદુ પાડીને નિર્દેશ કર્યો છે, તો તે મિતાક્ષરા વ્યાખ્યા આચાર વ્યવહાર–પ્રાયશ્ચિત્તના નિર્ણયમાનમાજ પ્રમાણને યોગ્ય છે પણ અધ્યાત્મ વિચાર પ્રકરણમા પણ પ્રામાણ્યને યોગ્ય નથી એમ વ્યજીત થાયછે આ ઉપરથી અધ્યાત્મપ્રકરણમા જે જીવબ્રહ્મનુ ઐક્યપરપણે વ્યાખ્યાન છે તદશમા મિતાક્ષરાની અનાદરણીયતા સિદ્ધ થાય છે યાજ્ઞવલ્ક્યવચનોનો

निर्णये । ग्राह्या मिताक्षरोपेता याज्ञवल्क्यस्य तु स्मृतिः ॥९७॥ श्रीमद्भागवतस्यैषु स्कन्धौ दशमपञ्चमौ । सर्वाधिकतया ज्ञेयौ कृष्णमाहात्म्यबुद्धये ॥९८॥ दशमः पञ्चमः स्कन्धौ याज्ञवल्क्यस्य

---

આશયતો અન્યજ છે મિતાક્ષરામા પણ જે સ્વસંપ્રદાયાનુસારી ન હોય તે ત્યાગ કરવુ એમ તુશબ્દ જણાવે છે ॥૯૭॥

સમસ્તવેદવેદ્ય અનવધિકાતિશયાનંદ પરબ્રહ્મ કૃષ્ણના માહાત્મ્યજ્ઞાન માટે આ સચ્છાસ્ત્રો મધ્યે રહેલા શ્રીમદ્ભાગવતનો દશમસ્કધ અને પચમ સ્કધ બીજા તદવબોધક સર્વ સચ્છાસ્ત્રોની (વેદોનીપણ) અપેક્ષાએ અધિક પણે જાણવા કારણ કે સર્વથી પરતરપણુ સતે સર્વસમાશ્રયણીયત્વ વાત્સલ્ય સૌલભ્ય આદિક કલ્યાણગુણો આ દશમસ્કધમાજ સ્પષ્ટ પ્રકાશે છે પચમ સ્કધ કૃષ્ણનાજ એક ઉપાસક જનોના મહિમાના અનુવર્ણનપર હોવાથી કૃષ્ણના મહિમાનુવર્ણનપરજ છે એમ જાણવુ ॥૯૮॥

'वेदाश्च व्याससूत्राणि' આનાથી નિર્દેશ કરેલા પ્રમાણોમા પ્રવેશ કરીને, સમગ્રને પરિશોધીને સારાસારાશનો વિભાગ કરીને, ઉપાદેયતો સારાશ છે તે ગીતામા કહ્યુ છે—'यावानर्थ उदपाने सर्वतः सम्प्लुतोदके । तावान् सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥' ઇતિ સારાશમા પણ સાર સારતર સારતમ એવા ભેદથી વિભેદ જાણવો તેમા સર્વ કર્મ ફલાભિસન્ધિ વિના કરાતુ સારભૂત છે, કેમકે એવુ કર્મ બધન માટે થાય નહિ, પર મનની નિર્મળતા સપાદનદ્વારા ઉપાસનમા ઉપયોગી થઇ અપુનરાવૃત્તિમાટે ઉપ યોગી થાય છે મનના રાગાદિ મળ પક્વ થતા યોગયોગ્ય મનને પામીને, યમનિયમાદિ અષ્ટાગયોગના અભ્યાસથી સુસસ્કૃત થએલા મનથી પ્રાપ્ય પરમપુરૂષનુ તૈલધારાવત્ અવિચ્છિન્ન વારવાર અનુસ્મરણ પ્રેમથી કરાતુ માનમસાક્ષાત્કારપર્યવસાયી જે થાય તેતો સારતર છે જે પોતાના શત પ્રયત્નથી પણ અલભ્ય, જડભરતચરિત્રને અનુવર્તનારાઓએ પણ દુષ્પ્રાપ, ભગવાનના અનુગ્રહથીજ એક લભ્ય, અવિવેકિઓને વિષયોમાજ જેમ એમ ભગવાનમા સુદૃઢ જે રાગાનુબન્ધવિશેષ ફળભક્તિશબ્દવાચ્ય

च स्मृतिः। भक्तिशास्त्रं योगशास्त्रं धर्मशास्त्रं क्रमेण मे ॥९९॥

છે તે આ સારતમ છે, કેમકે ઇતરની પેઠે પોતાના પ્રયત્નથી સંપાદન કરવાને અયોગ્ય છે. 'या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी। त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥' એમ કેવળ પ્રાર્થનીય છે. ભગવાનતો શરણાગતવત્સળ હોવાથી પોતાના પદ થકી અધિક તેવી પ્રીતિને કદાચિત્ કોઈનેજ ભાવશુદ્ધિની અનુગુણતાથી સમર્પે છે. તો એ રીતે ત્રણ પ્રકારના સારોમાં સારતમપરપણે દશમસ્કંધ લેવો, સારતરપરપણે પંચમસ્કંધ લેવો અને સારપરપણે યાજ્ઞવલ્ક્યસ્મૃતિ લેવી એમ આ શ્લોકથી કહે છે— એમનું તેવાપણે જે કથન તે, નિર્દેશ કરેલા વેદાદિકમાં પ્રવેશ કરવા અસમર્થ જનોએ દશમસ્કંધમાત્રનું વા રૂડી રીતે પર્યાલોચન કરીને એવી ભક્તિની આપણે પ્રાર્થના કરવી એમ અવધારવું, અથવા પંચમસ્કંધનો વિચાર કરી ભગવાનના યોગમાં શ્રેય માટે યત્ન કરવો એમ જાણવું, અપકવ મનઃકષાયવાળા અમને આ યોગાભ્યાસ કેમ થાય? એવા નિર્વેદમાં બ્રહ્મવિદોમાં અગ્રેસર યાજ્ઞવલ્ક્યે કહેલા સ્મૃતિવિશેષની પર્યાલોચના કરી પોતાને ઉપયોગી ધર્મપરપણે રહેવું, એમ જણાવા માટે છે. ભક્તિપર શાસ્ત્ર તે ભક્તિશાસ્ત્ર કહેવાય. આ સ્થળે ભક્તિશબ્દથી કર્મયોગાદિકની અપેક્ષાએ રહિત, ભગવાનમાંજ સાધનપણાનો અધ્યવસાય કરેલો હોવાથી સાધનભાવે રહિત, સ્વયંપ્રયોજનભૂત (ફળભૂત) ભક્તિવિશેષ કહ્યો છે. દશમસ્કંધમાં ગોપીપ્રમુખોનો જે ભક્તિરસ નિરૂપણ કર્યો છે તે આ ભક્તિયોગ નહિ, કેમકે ગોપીઓનો યોગાભ્યાસમાં સંબન્ધ ન હતો. તે ઉદ્ધવજીએ કહ્યું છે-'क्वेमाः स्त्रियो वनचरा व्यभिचारदुष्टाः कृष्णे क चैव परमात्मनि रूढभावः' ઇતિ. આવો પ્રેમાનુબંધતો ભક્તિયોગથી વિશેષ છે. આવા ભક્તિરસવિશેષને નિરંતર અનુભવ કરનારાઓને એથી પરપ્રાપ્ય પ્રાર્થનીય કાંઇ પણ છેજ નહિ, માટે તે ભક્તિ 'ફળભક્તિ' એમ કહેવાય છે. એ રીતે દશમસ્કંધતો આવા ભક્તિવિશેષપર છે એવો અમારો મત છે, તો અમારા આશ્રિતોએ તેવી ભક્તિપરપણે આ દશમસ્કંધ લેવો. પંચમસ્કંધ યોગિઓનાં ચરિત્રોના વર્ણનદ્વારા મુમુક્ષુઓને યોગ-સારતર ભક્તિ-

શારીરકાણાં ભગવદ્ગીતાયાશ્ચાનગમ્યતામ્ । રામાનુજાચાર્યૈસ્તં

યોગમાં પ્રવર્તાવે છે ચિત્તવૃત્તિનો નિરોધ એ યોગ કહેવાય, વિષયોથકી ચિત્તવૃત્તિનો પરમાત્મામાં જે નિરોધ તે યોગ કહ્યો છે તેતો પરમાત્મામાં પ્રીતિ વિના નજ થાય, તો પ્રેમગર્ભિત જે ધ્યાન તે યોગ એમ સિદ્ધ થાય છે આવા યોગપર પચમસ્કધ છે એવો અમારો મત છે. યાજ્ઞવલ્ક્યસ્મૃતિમા સર્વના પ્રતિ સામાન્યપણે ધર્મોનુ નિરૂપણ કર્યુ છે, અમારો મતતો એટલોજ કે જે ધર્મોએ કરીને મનની નિર્મળતા થાય તેટલાપર તે શાસ્ત્ર હોવાથી તેટલાપરપણે તે શાસ્ત્ર મુમુક્ષુ અમારા આશ્રિતોએ લેવુ, તો કર્મયોગપરપણે યાજ્ઞવલ્ક્યસ્મૃતિની સારપરતા જાણવી તાત્પર્ય એટલું કે—નિ શ્રેયસાર્થીઓએ આદરણીય ઉપાય કર્મયોગ જ્ઞાનયોગ અને ભક્તિયોગ છે, તે આ ઉપાય પર્યાક્રમ થકી ઉત્તરોત્તર ઉત્તમ છે, તેમા કર્મસ્વરૂપનુ જ્ઞાન યાજ્ઞવલ્ક્યસ્મૃતિથકી લેવુ યોગ—જ્ઞાનયોગ ભક્તિયોગ એ પચમ સ્કધથકી જાણવા જે આ સાધનભાવે રહિત, સ્વયપ્રયોજ હોવાથી ફળરૂપ, પરાનુરાગપ્રકર્ષાત્મક, પ્રયત્નથી પણ અલભ્ય, સાધ્યભક્તિ જેનુ નામ છે, પરમપુરુષના પ્રસાદથીજ એક લભ્ય છે તે આ ગોપીજનોમા પ્રસિદ્ધ છે તે દશમસ્કધથી જાણવો તો યાજ્ઞવલ્ક્યસ્મૃતિ, પચમસ્કંધ અને દશમસ્કધ અનુક્રમે ધર્મશાસ્ત્ર યોગ શાસ્ત્ર અને ભક્તિશાસ્ત્ર છે એવો અમારો મત છે ॥૯૯॥

શારીરક સૂત્રો અને ભગવદ્ગીતાના યથાસ્થિત અર્થના જ્ઞાનમા ભાષ્યા તરની અનાદરણીયતા ખ્યાપન કરવા કહેછે—શારીર—સર્વશરીર પર માત્મા, તેને અધિકાર કરીને પ્રવર્તેલા સૂત્રો 'अथातो ब्रह्मजिज्ञासा' આ સૂત્રને આરભીને 'अनावृत्ति शब्दात्' આ સૂત્રપર્યતના બાદરાયણપ્રણીત છે તેમના અને ભગવદ્ગીતાના અર્થનિર્ણયમા શ્રીમદ્રામાનુજાચાર્યે કરેલુ આધ્યાત્મિક—સર્વાન્તરાત્મા પરમાત્મામા સૂત્રાક્ષરોને અનુસારે પ્રવર્તેલુ ભાષ્યજ મે માનેલુ છે એમ તમારે સર્વેએ જાણવુ યદ્યપિ શારીરકમીમાસા અને ગીતાના વ્યાખ્યાનરૂપપણે પ્રવર્તેલા પ્રબન્ધો કેટલાક છે, પણ તે યથાસ્થિત આત્મસ્વરૂપનો બોધ કરનારા નથી શ્રીમદ્રામાનુજાચાર્યવિરચિત

भाष्यमाध्यात्मिकं मम ॥१००॥ एतेषु यानि वाक्यानि श्रीरूपणस्य वृषस्य च । अत्युत्कर्षपराणि स्युस्तथा भक्तिविरागयो ॥१०१॥ मन्तव्यानि प्रधानानि तान्येवेतरवाक्यत । धर्मेण सहिना कृष्णभक्ति कार्येति तद्गह ॥१०२॥ धर्मो ज्ञेय सदा

ભાષ્યજ લેવુ છે, માટે તેના અર્થનિર્ણયમા તેજ લેવુ પણ શાકર કે બીજુ તેનુ સહોદર લેવુ નહિ, કેમકે મૃષાનાનાદિ દોષોથી દૂષિત છે ॥૧૦૦॥

આ વેદાદિ આઠ સચ્છાસ્ત્રો જે પ્રમાણપણે નિર્દેશ કર્યા તેમા મુમુક્ષુ જનોએ ઉપસેવવા લાયક બહુ બહુ બાબતો (સ્વર્ગ પુત્ર પશુ અન્નાદિ) તે તે સ્થળમા પ્રતિપાદન કરી છે યદ્યપિ સત્વાદિ ગુણોને અનુગુણ તેમા તેમા પ્રવર્તતા તે તે અધિકારીઓને અધિકાર કરીને તે શાસ્ત્રો પ્રવર્તેલા હોવાથી તેમનુ પ્રામાણ્ય સ્થિર છે, તથાપિ વેદોનુ અને તન્મૂળક સ્મૃતિઓનુ હાર્દ તેમા નથી પરમ તાત્પર્યતો નિ શ્રેયસ સપાદમાજ છે, માટે તે સચ્છાસ્ત્રોમા જે વચનો મુમુક્ષુપ્રાપ્ય પરબ્રહ્મ પરમપુરૂષ શ્રીકૃષ્ણ ભગવાન્ તેમના ઉપાસનમા ઉપકારક ધર્મ, તેમનેવિષે પ્રેમરૂપા ભક્તિ અને અત્યન્ત દૃઢ વૈરાગ્યના અતિશય ઉત્કર્ષને બોધ કરનારા હોય તેજ વચનો ઇતર વચનોની અપેક્ષાએ પ્રકૃષ્ટ પ્રમાણ જાણવા ( પ્રધાન જાણવા ) પ્રાધાન્ય તો હિતતમનો અવબોધ આપે છે માટે અવશ્ય ઉપસેવ્યતારૂપ જાણવુ ધર્મે સહિત કૃષ્ણભક્તિ કરવી એટલુજ વેદો અને તદનુસારી પ્રમાણો કે જે પરમહિતૈકપર છે તેમનુ પરમ તાત્પર્ય છે પરમ તાત્પર્યતો હિતતમજ કિંચિત્ છે, તેતો આત્યતિક દુ ખનિવૃત્તિપૂર્વક પરમાનંદની પ્રાપ્તિ છે તેતો પરજ્યોતિ પરબ્રહ્મ પરમાત્માને પામેલાનેજ પ્રાપ્ત થાય છે તેમની પ્રાપ્તિના સાધન તો આ કહ્યા એજ છે ॥૧૦૧-૧૦૨॥

‘વેદાશ્ચ વ્યાસસૂત્રાણિ’ આથી પ્રમાણુસાર કહીને, હવે પ્રમેય (ધર્માદિ) સારને તેના લક્ષણનિરૂપણદ્વારા કહે છે—શ્રુતિ સ્મૃતિએ ઉપપાદન કરેલો જે સદાચાર તે ધર્મ જાણવો ‘श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृति ’

१ प्रमाणानि इति पाठान्तरम् ।

चारः श्रुतिस्मृत्युपपादितः । माहात्म्यज्ञानयुग्भूरिस्नेहो भक्तिश्च

એમ મનુએ કહ્યું છે. 'श्रुतिस्मृत्युपपादितः' આથી 'चोदनालक्षणः' આટલું સિદ્ધ થાય છે. યદ્યપિ શ્યેનાદિપણ શ્રુતિએ ઉપપાદન કરેલો છે તથાપિ તે સદાચાર નથી, તેતો પરને અનર્થ કરનારો અસંતોનો આચાર છે. તો 'सदाचार' આથી શ્યેનાદિકની નિવૃત્તિ કરી છે. તેથી 'अर्थ' આટલું તાત્પર્ય થાય છે. તો 'चोदनालक्षणोऽर्थो धर्मः' આ જૈમિનીએ કહેલું ધર્મલક્ષણ આથી અનુવાદ કર્યું થાય છે. ચોદના-વેદવિધિ બોધિત હોઇને જે અર્થ હોય તે ધર્મ જાણવો, એવો એનો અર્થ છે. અથવા-મુમુક્ષુઓએ આદરણીય ધર્મ આજ જાણવો કે જે શ્રુતિસ્મૃતિઉપપાદિત સદાચાર છે. 'શ્રુતિસ્મૃતિઉપપાદિત સદાચારજ મુમુક્ષુઓનો ધર્મ જાણવો' આવો અન્વય કરવો. 'श्रुतिस्मृत्युपपादितः' આ સામાન્યનિર્દેશ પૂર્વક 'सदाचारः' આ વિશેષ નિર્દેશ છે. એટલે શ્રુતિસ્મૃતિએ ઉપપાદન કરેલામાં જે સદાચાર છે તેજ મુમુક્ષુઓએ આદરણીય ધર્મ જાણવો. સચ્છબ્દથી બ્રહ્મવિદો જાણવા. 'अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः' એવી શ્રુતિ છે, તેમનો આચાર નિષ્કામ કર્મ જાણવું. બ્રહ્મવિદોમાં સકામ કર્મ ઘટે નહિ.

ભક્તિનું સ્વરૂપ કહે છે—માધવ-શ્રીમન્નારાયણમાં જે અધિક સ્નેહ તે **ભક્તિ** જાણવી. અધિક સ્નેહ કામાન્ધને સ્પર્શ શબ્દાદિકમાં પણ હોય છે પણ તે ભક્તિ ન કહેવાય, પરંતુ સર્વેશ્વરમાં તેમના ઐશ્વર્યના જ્ઞાનપૂર્વક જે પરાનુરાગ તે **ભક્તિ** કહી છે. તે આ અભિપ્રાયથીજ 'माहात्म्यज्ञानयुक्' એમ કહ્યું છે. આથી 'सा परानुरक्तिरीश्वरे' આ ભક્તિસૂત્રનું વ્યાખ્યાન કર્યું થાયછે. 'माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः । स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥' એમ પંચરાત્રમાં કહ્યુંછે. અથવા 'माधवे भूरि स्नेहः' આટલું પદ ભક્તિસ્વરૂપપર લેવું. એમ લેવાથી 'सा परानुरक्तिरीश्वरे' આ સૂત્રની સાથે એકાર્થતા થાયછે. અતિશય સ્નેહની નિષ્પત્તિમાં અને નિષ્પન્ન અધિક સ્નેહની પ્રતિદિન પ્રવૃદ્ધિના

१ 'सदाचारश्रुतिस्मृत्युपपादितः' इति पाठान्तरम् ।

माधवे ॥१०३॥ वैराग्यं ह्येयमप्रीति श्रीकृष्णेतरवस्तुषु । ज्ञान
અનિચ્છેઃમા હેતુ 'माहात्म्यज्ञानयुग्' આ પદથી જણાવ્યો છે માહાત્મ્ય
જ્ઞાન ન હોય તો નિપજેલો પણ સ્નેહ દૃઢતર ન થાય અને ઉત્તરોત્તર
અતિશયને ન પામે તે માહાત્મ્યજ્ઞાન હોય તો ભક્તિ વૃદ્ધિને પામેજ
ભગવાનના માહાત્મ્યજ્ઞાનથી ભગવદ્ભક્તિ વૃદ્ધિ પામેછે એમ ગીતામા
સ્પષ્ટ કહ્યુ છે—'एता विभूति योग च मम यो वेत्ति तत्त्वत । सोऽविक
म्पेन योगेन युज्यते नात्र सशय ॥' ઇતિ

વૈરાગ્યનુ સ્વરૂપ કહેછે—શ્રીકૃષ્ણથકી ઇતિર વસ્તુમાનમા જે અત્યત
અપ્રીતિ તે વૈરાગ્ય જાણવો 'हृत्थ प्रभो कालशक्त्या त्यैरतैश्वर्यविधे ।
असद्रुक्ताखिल तत्राहचिर्वैराग्यमुच्यते ॥' એમ સ્કદપુરાણમા લક્ષણ કહ્યુ છે
યદ્યપિ મુમુક્ષુ હોઇને સર્વથા વિષયથી વિરક્તને પણ શ્રીકૃષ્ણથકી અન્ય
પરિશુદ્ધ સ્વસ્વરૂપમા રાગ અવર્જનીયજ છે, કેમકે આત્માવલોકન વિના
ભક્તિની સિદ્ધિ થતી નથી તથાપિ પરિશુદ્ધ આત્મસ્વરૂપમા તેમને જે રતિ
છે તે કેવળ જ્ઞાનૈકાકારપણે નથી પરતુ ભગવાનના દાસપણેજ છે તે આ
પ્રીતિ તો ભગવત્પ્રીતિમાજ પર્યવસાન પામે છે કેવળાત્મામા પ્રીતિ તો અનુ
ચિત છે ભગવત્પરોએ કૈવલ્ય પણ ત્યાજ્યજ છે માટે શ્રીકૃષ્ણ થકી ઇતિર
વસ્તુમાનમા જે અપ્રીતિ તે વૈરાગ્ય જાણવો એમ જે કહ્યુ તે યુક્ત છે

હવે નિરૂપણ કરેલી ભક્તિ અને વૈરાગ્યમા જ્ઞાનની અપેક્ષા હોવાથી
જ્ઞાનનુ નિરૂપણ કરેછે—આ સ્થળે જ્ઞાન હેય ઉપાદેય વિજ્ઞાન જાણવુ
વિષયદોષના વિચિંતન વિના વૈરાગ્યનો ઉદય થાય નહિ તો તેમા હેયપણે
માયા જ્ઞાનની અપેક્ષા છે એ સિદ્ધ થયુ ઉપાદેયતમ જે ભગવત્સ્વરૂપ છે
તેના પરિજ્ઞાન વિના તેમના માહાત્મ્યવિજ્ઞાનમૂળક ભક્તિ પણ ઉદય પામે
નહિ માટે તેમા તત્ત્વવિજ્ઞાનની અપેક્ષા છેજ જીવાત્મા પરમાત્માનીજ
એક દાસતારૂપ રસવાળો હોવાથી તેનુ પણ ઉપાદેયપણે વિજ્ઞાન અપેક્ષિત
છે એમ જાણવુ જીવશબ્દથી ક્ષેત્રજ્ઞવર્ગ કહ્યો છે માયાશબ્દથી ક્ષેત્રાદિ
વિવિધ પરિણામના આશ્રયભૂત પ્રકૃતિ કહી છે વિચિત્ર કાર્ય કરવાનુ
સામર્થ્ય હોવાને લીધે પ્રકૃતિને માયાશબ્દથી કહી છે પણ મિથ્યાપણાને

च जीवमायेशरूपाणां सुष्ठु वेदनम् ॥१०४॥ इत्स्योऽणुसूक्ष्म

લીધે નહિ ઇશિશબ્દથી તે બન્નેની અદર પ્રવેશ કરીને નિયમ કરનારા પરમાત્મા કહ્યા છે તે આ જીવ માયા અને ઇશિના સ્વરૂપોને જે સુષ્ઠુ-યથાવસ્થિત સ્વરૂપે જાણવુ તેજ જ્ઞાન જાણવુ બીજુ તો અજ્ઞાન છે, કેમકે બંધન કરનાર છે ચિત્ અચિત્ ઈશ્વર આ ત્રણ તત્વો જાણવા એગ્ય તાત્પર્ય છે ॥૧૦૩-૧૦૪॥

ત્રણ તત્વો જાણવાના કહ્યા તેમા પ્રથમ જીવનુ સ્વરૂપ નિરૂપણ કરે છે—આ જીવ चिद्रूप-સ્વયપ્રકાશમાનરૂપ ચૈતન્યસ્વરૂપ-જ્ઞાનસ્વરૂપ છે શ્રુતિ જ્ઞાનસ્વરૂપતાને કહે છે-'विज्ञानात्मा पुरुष' 'विज्ञानं यज्ञं तनुते' 'विज्ञाने तिष्ठन्' ઇતિ જ્ઞાનપણુ હોવાથી સ્વયપ્રકાશતા સિદ્ધ થાય છે તે શ્રુતિ કહે છે- हृद्यन्तर्ज्योति पुरुष' 'अत्राय पुरुष स्वयज्योतिर्भवति' ઇતિ યદ્યપિ પરમાત્મા પણ ચિદ્રૂપ છે અથાપિ તે અણુપરિમાણ નથી અણુ પરિમાણ હોઇને ચિદ્રૂપ તો જીવજ છે જીવનુ અણુપણુ શ્રુતિએ કહ્યુ છે-'एषोऽणुरात्मा चेतसा वेदितव्य' 'आराग्रमात्रो ह्यवरोऽपि दृष्ट' 'वालाग्रशत भागस्य शतधा कल्पितस्य च। भागो जीव स विज्ञेय' ઇત્યાદિ આત્મા જ્ઞાન સ્વરૂપજ છે પણ જ્ઞાનગુણક નથી આવા પરમતના નિરાકરણમાટે 'ज्ञाता' એમ કહેછે જ્ઞાનસ્વરૂપ આત્માનુ જ્ઞાતાપણુ પણ શ્રુતિમા કહ્યુ છે-'एष हि द्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुष' न विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते 'अथ यो वेदेद जिघ्राणीति स आत्मा' ઇત્યાદિ એમ કહેવાથી-આત્મા વિભુ છે એવો વાદ, આગતુક જ્ઞાનગુણ છે એવો વાદ અને જ્ઞાનમાત્ર છે એવો વાદ પરાસ્ત થઈ ગયો તેનો ખડનપ્રકાર તો ભાષ્ય થકી જાણવો આત્માનુ જ્ઞાતાપણુ કહેવાથી અહમર્થનુ આત્માપણુ પણ સિદ્ધ થઈ જાયછે અહમર્થ આત્માજ છે 'अहं मनुरभवं सूर्यश्च' એરીતે અહગ્રહથીજ આત્મસાક્ષાત્કાર આત્મદશા વામદેવનો છે મુક્તોનો પણ 'अहमन्नमहमन्नमहमन्नादोऽहमन्नाद अहं श्लोककृदहं श्लोककृत' એરીતે અહગ્રહથીજ આત્માનુભવ છે તેવોજ ઇશ્વરસકલ્પ છે-'हन्ताहमिमास्तिस्रो देवता' ઇતિ માટે અહમર્થજ આત્મા છે વળી આત્માનુ જ્ઞાતા

श्चिद्रूपो ज्ञाता व्याप्यास्खिल तनुम् । ज्ञानशक्त्या स्थितो जीवो
પણ કહેવાથી કર્તાપણુ પણ સિદ્ધ થાય છે, કેમકે કર્તાપણુ જ્ઞાતાનોજ
ધર્મ છે જ્ઞાતાનુજ કર્તાપણુ હોવાથી 'चेतनोऽहं करोमि' 'ચેતન હુ કરૂછુ'
એવો જે ચૈતન્ય અને કર્તૃત્વનો એકપણે અનુભવ થાયછે તેપણ ઘટતો
આવે છે સૂત્રકાર પણ 'कर्ता शास्त्रार्थवत्त्वात्' એમ જીવમા કર્તૃત્વ સમ
ર્થન કરે છે આ કર્તૃત્વપણુ આત્માનુ પરમાત્માને આધીન છે 'परात्तु
तच्छ्रुते' એમ સૂત્રકાર સમર્થન કરેછે 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वा
त्मा' 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य
आत्मानमन्तरो यमयति' એવી શ્રુતિ છે તે આ જીવાત્મા પ્રતિશરીર
ભિન્ન ભિન્ન હોઇને તેને હૃદયપ્રદેશમા વિશેષસત્તાથી વર્તે છે એવા અભિ
પ્રાયથી હૃત્સ્થ' એમ કહેછે તેમા શ્રુતિ છે-'हृदि ह्ययमात्मा योऽयं विज्ञा
नमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः' ઇતિ સૂત્રકાર પણ કહેછે-'अवस्थितिवैशेष्या
दिति चेन्नाभ्युपगमात् हृदि हि' ઇતિ હૃત્સ્થ હૃદયપ્રદેશમા રહેનો એમ
કહેવાથી શરીરથકી આત્મા જુદો છે એમ સિદ્ધ થાયછે તેથી દેહજ
આત્મા છે એવો જે વાદ તે પરાસ્ત થએનો જાણવો તેનો ખડનપ્રકાર
ભાષ્યથકી જાણવો તે આ જીવાત્મા સૂક્ષ્મ છે ત્યા ત્યા પ્રવેશ કરતા
મૂર્તનેજ જેમ એમ એને તેતે વ્યાપ્ય વસ્તુઓવડે પ્રતિરોધ થતો નથી
કેમકે આત્મા આકાશાદિવત્ અમૂર્ત દ્રવ્ય છે અણુપરિમાણ એવો પણ આ
આત્મા પોતાની જ્ઞાનપ્રભાથી અખિલ તનુ-આપાદતળ મસ્તક પોતાના
દેહમા અભિવ્યાપીને રહ્યો છે એમ કહેવાથી- આત્મા અણુપરિમાણ હોય
તો શરીરમા એક પ્રદેશમા વિદ્યમાનપણુ અવશ્ય અગીકાર કરતા હસ્ત
પાદાદિ સર્વ અવયવાવચ્છેદથી સુખ દુ ખાદિકની ઉપલબ્ધિ ન થાય એવી
શકા પરાસ્ત થઈ ગઈ આત્મા અણુ છે પણ ધર્મભૂત જ્ઞાનના પ્રસરણથી
સર્વ અવયવાવચ્છેદથી સુખ દુ ખાદિકનો અનુભવ ઘટે છે 'गुणाद्वाऽऽलो
कवत्' એવુ વ્યાસસૂત્ર છે यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ એમ ગીતામા કહ્યુ છે વળી તે
આ જીવ અચ્છેદ્યત્વાદિ લક્ષણવાળો હોઇને અવિનાશી છે તેમાં શ્રુતિ છે-

छेद्योऽच्छेद्यादिलक्षणः ॥१०५॥ त्रिगुणात्मा तमः कृष्णशक्तिर्दे-

'न हन्यते हन्यमाने शरीरे' ઇતિ. ગીતાવચન છે-'अच्छेद्योऽयमदाह्योऽयम-क्लेद्योऽशोष्य एव च' ઇતિ. અહીં 'ज्ञाताऽणुः' આ પદથી 'ज्ञातृत्वे सति अणुत्वं' 'જ્ઞાતાપણું હોવાની સાથે અણુપણું' જીવનું લક્ષણ કહ્યું છે. પરમાત્મામાં અતિવ્યાપ્તિ વારણમાટે અણુત્વ કહ્યું છે. 'हाम्योऽणुः' આ પદથી પ્રત્યેક શરીરમાં જીવ જુદો જુદો છે એમ સૂચવ્યું છે. એથી જીવોનું અનંતપણું જાણવું. આવો જીવ જાણવો. આ સ્થળે વિસ્તાર ભાષ્યમાં જોવો ॥૧૦૫॥

હવે માયાનું સ્વરૂપ કહેછે—વિચિત્ર કાર્ય કરનારી હોવાથી વિસ્મયનીયા છે માટે પ્રકૃતિનો માયાશબ્દથી નિર્દેશ કર્યો છે આથી-'માયાશબ્દથી પ્રકૃતિનો નિર્દેશ કર્યો છે તો તે મિથ્યા છે' એવી શંકા પરાસ્ત થઈ. તેવી શ્રુતિ છે-'मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्' ઇતિ માયાશબ્દથી કહેલી તે આ પ્રકૃતિ સત્વાદિ ત્રણ ગુણોથીજ નિરૂપણીય હોવાથી ત્રિગુણાત્મા કહી છે. ત્રણ ગુણો-સત્વ રજ તમ, તેજ આત્મા-સ્વરૂપને નિરૂપણ કરનારો ધર્મ જેનો છે તે ત્રિગુણાત્મા કહેવાય, અર્થાત્ સત્વાદિ ગુણત્રયવિશિષ્ટ છે. 'अजामेकां लोहितशुक्लकृष्णां' એવી શ્રુતિ છે. લોહિતાદિ શબ્દથી સત્વ રજ તમ ગુણ કહ્યા છે. 'सेयं गुणमयी माया' 'ममाह माया गुणमय्यनेकधा 'प्रकृतिर्गुणसाम्यं वै' એમ ભાગવતમાં કહ્યું છે. ગુણમયત્વનિર્દેશ તો અધિકપણાના અભિપ્રાયથી કર્યો છે. આથી-'સત્વાદિ ત્રણ ગુણોનો સમુદાયજ પ્રકૃતિ છે' એવો સાંખ્યવાદ પરાસ્ત થયો કારણ કે સત્વાદિકને પ્રકૃતિના ગુણપણે બહુ સ્મૃતિવચનો કહે છે —'कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः.' 'प्रकृतेः क्रियमाणानि गुणैः' 'प्रकृतेर्गुणसम्मूढा.' 'प्रकृतिं च गुणैः सह' 'सत्वं रजस्तम इति प्रकृतेर्गुणास्ते.' 'सत्त्वादिभिर्गुणैर्धत्ते' 'एते प्रधानस्य गुणास्त्रयः पुरुषसत्तम' ઇત્યાદિ. આ માયા તમ.-મહદાદિ વ્યક્ત અવસ્થાઓના વિલયનું સ્થાન હોવાથી પ્રલયસમયે નામરૂપાદિકે રહિતપણું છે માટે જે મૂળ પ્રકૃતિ છે તે આ જીવવિજ્ઞાનના પ્રસરણને પ્રતિરોધ કરનાર હોવાથી **તમઃ**શબ્દથી કહી છે, અર્થાત્ મહદાદિ સમગ્ર પરિણામના મૂળભૂત, ત્રિગુણસામ્યરૂપ,

हतदीययो । जीवस्य चाहंममताहेतुर्मायाऽवगम्यताम् ॥१०६॥

તરંગ વિનાના સમુદ્રસદૃશ, કારણાવસ્થામાં રહેલું જે પ્રધાન તે તમ'શબ્દથી કહ્યું છે 'महानव्यक्ते लीयते, अव्यक्तमक्षरे लीयते, अक्षर तमसि लीयते' 'नासदासीन्नो सदासीत्तदानीं तम आसीत्' એવી શ્રુતિ છે તે આ તમ'-શબ્દવાચ્ય માયા કૃષ્ણશક્તિ–કૃષ્ણ આનન્દમય પરબ્રહ્મનો સકળ પ્રપંચની સૃષ્ટિ કરવામાં સમુપયોગી શક્તિવિશેષ છે અગ્નિના દાહોપયોગી અપૃથક્‌સિદ્ધ કોઈ ધર્મને શક્તિપણે વ્યવહાર કરાયછે જે કાર્યોપયોગી અપૃથક્‌સિદ્ધ વિશેષણ તે શક્તિ છે એવું શક્તિનું લક્ષણ છે અપૃથક્‌સિદ્ધ વિશેષણતાનો શરીરપણે જાણવી 'यस्याव्यक्त शरीर' આ અંતર્યામિબ્રાહ્મણ શ્રુતિ માયાને પરમાત્માનું શરીર કહેછે 'बहु स्या प्रजायेय' એમ બહુ થવાના સંકલ્પપૂર્વક જગતને સર્જતા પરબ્રહ્મને યથાસંકલ્પ બહુ થવારૂપ સર્ગમાં માયાનો ઉપયોગ જાણવો પરબ્રહ્મ સ્વરૂપત એકજ છે પણ તેમનું શરીરભૂત ચિત્ અચિત્ દ્વારા બહુ થવાપણું છે માટેજ 'परस्य ब्रह्मण शक्तिस्तथेदमखिल जगत्' એમ સ્મૃતિ કહેછે 'देवात्मशक्ति स्वगुणैर्निगूढा' એવી શ્રુતિ છે स्वशक्त्या मायया युक्त सृजत्यत्ति च पाति च' એમ ભાગવતમાં કહ્યું છે એરીતે માયાને કૃષ્ણશક્તિપણે નિરૂપણ કરવાથી અનુમાનગમ્ય પ્રકૃતિ સ્વતન્ત્રપણે જગત્સર્જનમાં કારણ છે એવો જે ।પિ-ન વાદ તે પરાસ્ત થયો પ્રકૃતિ બ્રહ્માત્મક હોવાથી પરતન્ત્ર છે

એરીતે માયાનું સ્વરૂપ નિરૂપીને તેનો સ્વભાવ હવે કહેછે—તે આ માયા દેહ–માયાના પરિણામભૂત અને તદીય દેહના પરિણામભૂત પુત્ર પૌત્રાદિ (અથવા તદીય દેહસંબન્ધિ પરિજન પરિચ્છદાદિ) તેમાં જીવને મર્મમૂળ પોતાના યોગથી અનુક્રમે અહંબુદ્ધિ અને મમત્વબુદ્ધિને ઉપજાવેછે જે હેતુમાટે નિર્ગુણાત્મા છે તે હેતુમાટે તે આ માયા પોતાના પરિણામભૂત દેહના સંસર્ગવાળા જીવને પોતામાં રહેલા ગુણોના સંગથી બંધન કરેછે તમોગુણનો આ સ્વભાવ અર્થની અપ્રકાશતા અને વિપરીતપણે પ્રકાશતા છે તેથી અનાત્મામાં આત્મભ્રમ અને તન્મૂળક દેહાનુબંધિમાં મમતા રોપ અને પછી સ્નેહાનુબન્ધાદિ રાજસ બધું પ્રવર્તે છે તેતે અભિમત

વસ્તુનો પ્રકાશ સત્ત્વથી થાય છે તો એરીતે ત્રિગુણા માયાનો બંધકત્વ સ્વભાવ છે. તે ગીતામાં કહ્યુ છે-'सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवा. । निबध्नन्ति महाबाहो ! देहे देहिनमव्ययम् ॥ तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् । सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ! ॥ रजो रागात्मकं विद्धि तृष्णासङ्गसमुद्भवम् । तन्निबध्नाति कौन्तेय ! कर्मसङ्गेन देहिनम् ॥ तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् । प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ! ॥' ઈત્યાદિ. માયાનુ દેહ દૈહિકવિષે અહમમતામાં હેતુપણું વિષ્ણુપુરાણમાં કહ્યુ છે-'श्रूयतां चाप्यविद्यायाः स्वरूपं कुलनन्दन ! । अनात्मन्यात्मबुद्धिर्या अस्वे स्वमिति या मति. ॥' ઇતિ તથા ભાગવતમાં કહ્યું છે-'सोऽहं ममाहमिति मूढमतिर्विगाढस्त्वन्मायया विरचितात्मनि सानुबन्धे' 'तत्र. प्रभो ! त्वं कुकलेवरार्पितां त्वन्माययाऽहंममतामधोक्षज.' ઇતિ એરીને માયાનો સ્વભાવ કહેવાથી-સ્વત શુદ્ધ એવા પણ આત્માને કર્મમૂલક ત્રિગુણયોગને લીધે વિપરીત બુદ્ધિ અને તેની વાસનાથી ઉપજતું જે જનનમરણ ચક્રભ્રમણ તેથી ઉપજતો દુ ખસંબન્ધ છે, એટલુ તાત્પર્ય નીકળે છે આથી-'આત્મા તો પદ્મપત્રવત્ નિર્લેપ છે, સુખદુ ખનો સબન્ધ તો પ્રકૃતિના પરિણામભૂત બુદ્ધિનેજ છે' આવો જે સાખ્યવાદ તે પરાસ્ત થઈગયો મૂળપ્રકૃતિનુ લક્ષણ તો ગુણસામ્ય છે તે આ માયા મહદાદિ સમગ્ર વિકારોને એનાથકી ઈશ્વર પ્રકરેછે તેથી તે આ માયા **પ્રકૃતિ**શબ્દથી કહેવાય છે વિદ્યાસાથે વિરોધ છે માટે **અવિદ્યા**-શબ્દથી પણ કહેવાય છે વિદ્યાસાથે વિરોધ તો મોહક હોવાથી છે. પ્રલયસમયે મહદાદિ કાર્ય અવસ્થાથી વ્યક્ત થતી નથી માટે **અવ્યક્ત**-શબ્દથી પણ કહેવાય છે આવા સ્વરૂપ સ્વભાવવાળી માયાના સગથી જીવ કે જે દેહથકી અત્યત વિલક્ષણ ચૈતન્યૈકઘન છે તેનેપણ દેહાત્મ ભ્રમ થાય છે આથી માયાનો વૈભવ જણાવ્યો છે 'अत्यगम्यता'-માયાના સ્વરૂપ સ્વભાવને નહિ જાણનારાઓને તો માયાતરણ અસભાવિત છે, માટે તમે સર્વ 'તે આ માયા આવી છે' એમ દોષાનુચિંતનથી તેના ત્યાગમાટે એનું સ્વરૂપ જાણો. જાણીને તેના તરણમાટે 'मामेव ये प्रपद्यन्ते मायामेतां

हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थितः । ज्ञेयः स्वतन्त्र

तरन्ति ते' આ સ્વય ભગવાને ગાએલી પ્રપત્તિનો પરિગ્રહ કરો અહીં વિશેષ ભાષ્યથકી જાણવો ॥१०६॥

હવે સર્વેશ્વરનું સ્વરૂપ કહે છે—યદ્યપિ બહુ બહુ દેવો ઇશ્વરપણે નિર્દેશ કર્યા છે, તથાપિ તેઓમા નિરૂપાધિક ઇશ્વરપણ નથી, જે આ સમસ્ત જગતમા પ્રવેશ કરીને નિયમન કરેછે તેજ સ્વતત્ર સર્વેશ્વર છે, એમ જણાવા માટે 'हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थित । ज्ञेय स्वतन्त्र ईशोऽसौ' એમ કહેછે હૃદયમા જીવવત્ જે પરમાત્મા રહ્યા છે હૃદયમા તો જીવપણ રહ્યો છે તો પરમાત્માનો એથી વિશેષ શો? તો જીવના પણ અતર્યામિપણે—આત્માપણે પરમાત્મા રહ્યા છે, એ જીવથકી એમનો વિશેષ છે 'જીવના અતર્યામી' એમ કહેવાથી સર્વાન્તર્યામિપણુ સિદ્ધ થાય છે યદ્યપિ જીવ હૃદયમા રહ્યો છે ખરો પણ કર્મથી નિયન્ત્રિત છે આ પરમાત્મા તો સમગ્ર પ્રવૃત્તિનિવૃત્તિમા મૂળભૂત જે જ્ઞાન તેના ઉદયના પ્રદેશભૂત તેજ હૃદયમા રહીને જીવને નિયમેછે તે ગીતામા કહ્યુ છે—'ईश्वर सर्वभूताना हृद्देशेऽर्जुन ! तिष्ठति । भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥' 'सर्वस्य चाह हृदि सन्निविष्टः मत्त स्मृतिर्ज्ञानमपोहन च' 'अहमात्मा गुडाकेश ! सर्वभूताशयस्थित ' ઇતિ અથવા એવી યોજના કરવી—હૃદયમા જીવાત્મા જેમ અનુપ્રવેશ કરીને રહ્યો છે તેમ જીવમા અદર અનુપ્રવેશ કરીને પરમાત્મા રહ્યા છે 'हृदये जीववत्' આ દૃષ્ટાતથી શરીરની સત્તાને ધારણ કરવાપણુ જીવનુજ જેમ છે તેમ જીવસ્વરૂપની સત્તાને ધારણ કરવાપણુ પરમાત્માનુ જણાયછે એટલે—જેમ શરીર જીવના અધિષ્ઠાનથીજ પોતાનુ કાર્ય કરવા સમર્થ થાય છે, અન્યથા તો તે કાષ્ઠપ્રાય અસતજ છે, તેમ આ જીવપણ સર્વેશ્વરની સત્તાથીજ તે તે ચેષ્ટામા પ્રવર્તેછે આથી—શરીરની સત્તાને આધાન કરનારો જીવાત્મા જેમ શરીરથકી જુદો છે તેમ જીવસત્તાને આધાન કરનારા, તેનાપણ અતરાત્માપણે રહેલા આ પરમાત્મા તેનાથી પણ જુદાજ છે એમ સિદ્ધ થાયછે તે આ અર્થને નિશ્ચ કરવા 'योऽन्तर्यामितया स्थित'

ईशोऽसौ सर्वकर्मफलप्रदः ॥१०७॥ स श्रीकृष्णः परंब्रह्म भगवान्

એમ કહ્યું છે. આથી–જીવાત્મા પરમાત્માનો જે અભેદવાદ કોઇનો છે તે પરાસ્ત થયો. તેનો પ્રકાર ભાષ્યથકી જાણવો. જીવ પરમાત્માનો ભેદ પ્રતિપાદન કરનારી અનેક શ્રુતિ સ્મૃતિઓ છે—'पृथगात्मानं प्रेरितारं च मत्वा' 'नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्' 'ज्ञाज्ञौ द्वावजावीशनीशौ' 'द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥' 'अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः' 'प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः' 'द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च । क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः । यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥' ઇત્યાદિ. પરમાત્માની જીવોના અંતર્યામિપણે સ્થિતિ 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति' 'अन्तःप्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'एष सर्वभूतान्तरात्मा दिव्यो देव एको नारायणः' ઇત્યાદિ શ્રુતિસિદ્ધ છે તે આ પરમાત્મા **સ્વતંત્ર** ઇશ જાણવા–ઇશપણું અપેક્ષાબુદ્ધિથી ઇન્દ્રાદિકમાં પણ છે અથાપિ સ્વતંત્રપણું હોવાની સાથે ઇશ્વરપણુ તો તેઓનું નથી માટે અતિવ્યાપ્તિ નથી. સ્વાતંત્ર્ય તો અનન્યાધીનતારૂપ છે. ( અન્યને અધીન નહિ ) યદ્યપિ અનન્યાધીનતામાત્ર લક્ષણ હોઇ શકેછે, તથાપિ 'ઇશ્વરભાવથી અતીત નિર્વિશેષ પરંબ્રહ્મ પરમાત્મતત્ત્વ છે' આવા પરાભિમત વાદને કોઇ સમઝી ન બેસે એટલામાટે 'ईश' એમ કહ્યું છે. તો સ્વતત્રપણું સતે ઇશ્વરપણુ પરમાત્માનું લક્ષણ છે એમ સિદ્ધ થયું. તેવી શ્રુતિઓ છે—'ईशावास्यमिदं सर्वं' 'पतिं विश्वस्यात्मेश्वरम्' 'सर्वस्य वशी सर्वस्येशानः' 'तमीश्वराणां परमं महेश्वरं तं दैवतानां परमं च दैवतम् । पतिं पतीनां परमं परस्तात्' ईशानो भूतभव्यस्य' जुष्टं यदा पश्यत्यन्यमीशम्' 'क्षरात्मानावीशाते देव एकः' 'विश्वस्यैकं परिवेष्टितारमीशं ज्ञात्वाऽमृता भवन्ति' 'विद्याविद्ये

पुरुषोत्तमः । उपास्य इष्टदेवो नः सर्वाविर्भावकारणम् ॥१०८॥

ईशते यस्तु सोऽन्य.' ઇત્યાદિ તેવી સ્મૃતિઓ છે–'स यावदुर्व्या भरमीश्वरेश्वरः स्वकालशक्त्या क्षपयश्चरेद्भुवि' 'विविक्त उपसङ्गम्य जगतामीश्वरेश्वरम्' 'गृहीतमूर्तित्रय ईश्वरेश्वरः' 'एवं प्रसादित कृष्णो भगवानीश्वरेश्वर.' 'सर्वेश्वरः सर्वदृक् सर्ववेत्ता समस्तशक्तिः परमेश्वराख्यः' ઇત્યાદિ જે હેતુમાટે આ પરમેશ્વર સર્વાન્તરાત્મા હોવાથી સમસ્ત જગત્ એમની તનુ છે તે હેતુમાટેજ સર્વકર્મસમારાધ્ય અને સર્વકર્મફળપ્રદ એજ છે. સર્વકર્મો–પશુ પુત્ર સ્વર્ગાદિકની અપેક્ષાથી ઇન્દ્રાદિકને ઉદ્દેશીને કરાતા કર્મોના, ફળપ્રદ–તેમના તેમના આરાધનથી તેમના તેમના શરીરી પરમાત્મા સ્વય પ્રસન્ન થઇને ફળ આપેછે તેમા 'एको बहूनां यो विदधाति कामान्' એવી શ્રુતિ છે. તથા ગીતામા કહ્યું છે–'स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते । लभते च तत कामान्मयैव विहितान् हि तान् ॥' 'येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयाऽन्विताः । तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥' 'अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च' ઇત્યાદિ સૂત્રકાર પણ કહે છે–'फलमत उपपत्ते.' ઇતિ ॥१०७॥

જે સર્વેશ્વર તત્ત્વ નિરૂપણ કર્યું તે શ્રીકૃષ્ણજ છે એમ કહે છે—સર્વાંતર્યામિપણે સકલફળપ્રદાતાપણે કહેલા જે સર્વેશ્વર તે શ્રીકૃષ્ણજ છે તેથી રૂદ્રાદિ દેવતાંતરનુ નિવારણ થાયછે. પ્રધાનમાં, પરિશુદ્ધ આત્મસ્વરૂપમા અને અક્ષરમાં બ્રહ્મશબ્દનો પ્રયોગ છે, તેની નિવૃત્તિ માટે 'પરંબ્રહ્મ' એમ કહ્યુ છે સ્વરૂપથી અને ગુણથી જેમાં અનવધિ બૃહત્ત્વ (મોટાપણુ) હોય તેજ પરંબ્રહ્મ છે એ રીતે શ્રુતિમા પરંબ્રહ્મપણે જે નિરૂપણ કર્યા છે તે આ શ્રીકૃષ્ણજ છે 'कृषिर्भूवाचक' शब्दो णश्च निर्वृतिवाचक.' આ નિરૂક્તથી આનંદમયપણું કૃષ્ણપદની પ્રવૃત્તિનું નિમિત્ત જણાય છે આનંદમયનુજ પરંબ્રહ્મપણું વેદાંતમાં સ્પષ્ટ છે. પરંબ્રહ્મની અતરાત્મતાને ઉપપાદન કરતી શ્રુતિ 'अन्योऽन्तर आत्मा आनन्दमय.' એમ આનંદમયમાં ઉપસંહાર કરે છે સૂત્રકારપણ આનંદમય તે પરંબ્રહ્મ છે એમ કહેછે 'आनन्दमयोऽभ्यासात्' આ સૂત્ર છે. તથા જે મત્સ્ય કૂર્માદિક અનેક પ્રાદુ-

ર્ભાવવિશેષો ધર્મરક્ષણાર્થે થયા છે તે સર્વેના આજ મૂળભૂત છે. એમનાથકીજ સમસ્ત અવતારો પ્રાદુર્ભવે છે. 'अजायमानो बहुधा विजायते' એવી શ્રુતિ છે. 'धर्मसंस्थापनार्थाय सम्भवामि युगेयुगे' 'बहूनि मे व्यतीतानि जन्मानि' એમ પોતેજ ગીતામાં કહ્યું છે. અથવા-'यतो वा इमानि भूतानि जायन्ते...तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति' આ શ્રુતિએ પરબ્રહ્મનું અસાધારણ લક્ષણ જે સકળજગત્કારણત્વરૂપ કહ્યું છે તે આ શ્રીકૃષ્ણનુંજ છે એમ 'सर्वाविर्भावकारणम्' આ પદથી કહેછે. સર્વે-ચિદચિન્મિશ્રિત સમષ્ટિ કાર્યો અને વ્યષ્ટિ કાર્યોના પ્રાદુર્ભાવ-ઉત્પત્તિમાં કારણ-ઉપાદન નિમિત્ત છે. ઉત્પત્તિને જે આવિર્ભાવશબ્દથી કહી તે અસત્કાર્યવાદના વિનિવારણ માટે છે. જે સત્-વિદ્યમાન છે તેને વિલક્ષણ અવસ્થાનો યોગ આવે તે ઉત્પત્તિ કહેવાય. અસત્કાર્યવાદ અને તેના ખડનનો પ્રકાર ભાષ્યથકી જાણવો. હેયવિરોધિપણારૂપ (નિત્યનિર્દોષતા) અને કલ્યાણગુણનિધિપણારૂપ જે ઉભય લિંગ તે આ શ્રીકૃષ્ણનુંજ છે એમ ભગવાનપદથી કહ્યું છે. હેયવિરોધિપણું અને કલ્યાણગુણનિધિપણું ભગવચ્છબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત છે. તે સ્મૃતિમાં કહ્યું છે-'शुद्धे महाविभूत्याख्ये परे ब्रह्मणि शब्द्यते । मैत्रेय ! भगवच्छब्दः सर्वकारणकारणे ॥ तत्र पूज्यपदार्थोक्तिपरिभाषासमन्वितः । शब्दोऽयं नोपचारेण ह्यन्यत्र ह्युपचारतः ॥ ज्ञानशक्तिबलैश्वर्यवीर्यतेजांस्यशेषतः । भगवच्छब्दवाच्यानि विना हेयैर्गुणादिभिः ॥' ઇતિ. જે આનંદમયપણું, સકળજગતના કારણપણું અને હેયવિરોધિપણાએ વિશિષ્ટ કલ્યાણગુણનિધિપણું, તેને લીધે શ્રુતિ સ્મૃતિમાં પુરૂષોત્તમપણે કહેલા જે છે તે આ શ્રીકૃષ્ણજ છે. 'सः उत्तमः पुरुषः' એવી શ્રુતિ છે. 'यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः । अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥' એમ ગીતામાં સ્વય કહ્યું છે. શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ છે આ અર્થમાં આ વચનો પ્રમાણપણે જાણવાં 'तत्राथ कृष्णं भगवन्तमैक्षन्नारायणं निर्गुणमास्थितं सः । सर्वज्ञमीशं पुरुषोत्तमं च यं वासुदेवं प्रवदन्ति सात्वताः ॥ यं केचिदाहुः परमात्मसंज्ञं केचित्परंब्रह्म परात्परं च ॥ नित्यानामात्मनां नित्य आत्मा चेतनचेतनः । क्षराक्षरेभ्यश्च परस्त्वं ब्रह्म परमं हरे ! ॥' 'श्रुत्वा

स राधया युतो ज्ञेयो राधाकृष्ण इति प्रभु । रुक्मिण्या रमयोपेतो

कृष्ण परब्रह्म पार्थ परमविस्मित । 'एष वै भगवान् साक्षात्' 'कृष्णस्तु भगवान् स्वयम्' 'येषा गृहानावसतीति साक्षाद्गूढ परब्रह्म मनुष्यलिङ्गम्' ઇત્યાદિ તે આ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ નિ શ્રેયસાર્થી સર્વેએ ઉપાસ્ય છે આપણે આત્મારામોને અત્યત પ્રિયતમ દેવ આ શ્રીકૃષ્ણજ છે આ શ્લોકનો નિર્ગલિતાર્થ એટલોજ છે કે-પૂર્વશ્લોકમા સામાન્યપણે પ્રસ્તુત કરેલુ જે સર્વેશ્વર તત્વ તે શ્રીકૃષ્ણજ છે અને તેજ મુમુક્ષુઓએ ઉપાસ્ય પરબ્રહ્મ ભગવાન્ પુરૂષોત્તમ છે આ સ્થળે આટલુ જાણવુ-'सर्वाविर्भावकारण' આનાથી પરબ્રહ્મનુ જગજ્જન્માદિકારણત્વરૂપ લક્ષણ જણાવ્યુ છે 'उपास्य' આનાથી મુમુક્ષુઉપાસ્યત્વરૂપ લક્ષણ જણાવ્યુ છે ભગવાન્' આ શબ્દથી સ્વત નિત્યનિર્દોષપણારૂપ અને સત્યસકલ્પપણારૂપ લક્ષણ સૂચવ્યુ છે પૂર્વશ્લોકમા 'सर्वकर्मफलप्रद' આનાથી સર્વકર્મસમારાધ્ય પણારૂપ અને સર્વકર્મફળપ્રદપણારૂપ એમ બે લક્ષણોનો સગ્રહ જણાવ્યો છે 'स्वतन्त्र ईश' આ પદથી સર્વેશ્વરપણારૂપ લક્ષણ સૂચવ્યુ છે 'हृदये जीववज्जीवे योऽन्तर्यामितया स्थित' આનાથી સર્વાત્મતા, સર્વાધારતા, સર્વસ્વામિતા, ઇત્યાદિ લક્ષણો સૂચવ્યા છે યદ્યપિ આમાથી હરકોઈ એક લક્ષણનીપણ ઇતર જીવાદિકથકી પરમાત્માની વ્યાવર્તકતા (જુદાઈપણુ) છેજ તથાપિ એક બ્રહ્મસ્વરૂપપ્રતિપત્તિમાત્રથી બ્રહ્મનુ ઐશ્વર્ય સમગ્રપણે જાણવામા આવે નહિ માટે આ બધાય લક્ષણોથી તે બ્રહ્મસ્વરૂપ સમજવુ આ ચાર શ્લોકથી 'ज्ञान च जीवमायेशरूपाणा शृणु चेदनम्' આનાથી કરેલા નિર્દેશને અનુસારે જીવ માયા અને ઇશ્વર આ ત્રણ તત્વનુ નિરૂપણ કર્યું ॥૧૦૮॥

હમ-શ્રીકૃષ્ણભગવાનજ જો ઉપાસ્ય ઇષ્ટદેવ આપણા હોય તો ત્યા ત્યા રાધાકૃષ્ણ લક્ષ્મીનારાયણ નરનારાયણ આદિક તે તે ઉપાસ્ય મૂર્તિઓમાં ભેદ કેમ છે ? એવી શકામા કહે છે—જે સર્વાવિર્ભાવકારણ પરબ્રહ્મ ભગવાન્ પુરૂષોત્તમ ઉપાસ્યપણે કહ્યા તેજ પ્રભુ રાધાયોગને આગળ કરીને ઉપાસન કરાતા રાધાકૃષ્ણ નામથી કહ્યા છે, રૂક્મિણીરૂપ સાક્ષાત્ લક્ષ્મીયોગને આગળ કરીને ઉપાસના કરાતાં લક્ષ્મીનારાયણ નામથી

लक्ष्मीनारायणः स हि ॥१०९॥ ज्ञेयोऽर्जुनेन युक्तोऽसौ नरनारायणाभिधः । बलभद्रादियोगेन तत्तन्नामोच्यते स च ॥११०॥ एते राधादयो भक्तास्तस्य स्युः पार्श्वतः क्वचित् । क्वचित्तदङ्गेऽतिस्नेहात्स तु ज्ञेयस्तदैकलः ॥१११॥ अतश्चास्य स्वरूपेषु भेदो ज्ञेयो न

કહ્યા છે, અર્જુનયોગને આગળ કરીને ઉપાસન કરાતા નરનારાયણ નામથી જાણવા, બળરામના યોગને આગળ ધરીને ઉપાસન કરાતા રામકૃષ્ણ નામથી જાણવા, એમ તેના તેના યોગથી તે તે નામથી કહેવાય છે એ રીને વિશેષણભેદયોગને લીધે નામભેદમાત્ર છે વસ્તુતાએ વિશેષ્ય ઉપાસ્ય સ્વરૂપમા તો ભેદ છેજ નહિ જેમ મનોમયત્વાદિ ગુણભેદથી અને નેત્રાદિ સ્થાનભેદથી ભિન્નભિન્ન શ્રુતિમા શ્રવણ થતા ઉપાસનો ગુણાદિ ઉપાસ્યતાવચ્છેદક ( વિશેષણ ) નો ભેદ સતેપણ બ્રહ્મસ્વરૂપનુ ઐક્ય હોવાથી બધા બ્રહ્મોપાસનોજ છે, તેમ આ પણ જાણું એવો ભાવ છે રાધાદિકતો નિત્યમુક્તો છે ॥૧૦૯-૧૧૦॥

પ્રસગાત્ ભગવાન્ શ્રીકૃષ્ણનો રાધાદિ નિત્યમુક્તવર્ગ સાથે નિત્યયોગ જણાવતા થકા તેમા વિશેષ કહે છે—આશય એવો છે કે—આ રાધાદિક જ્યારે જ્યારે ભગવાન્ અવતરેછે ત્યારે ત્યારે તેમની સાથેજ અવતરતા કોઈ અવતરણ સમયે તેમની પાસે રહેવા જણાય છે અને ક્યારેક તો તેમના અગમાજ રહેવા હોવાથી પૃથક્ જણાતા નથી ત્યારે તો ભગવાન્ એકલાજ જણાય છે તેમા નિમિત્તતો અવતરતા ભગવાનનો સકલ્પજ છે સ્નેહાતિશયને લીધે એમને અવકાશ પોતાના અગમાજ ભગવાન આપે છે એમ રાધાદિ નિત્યમુક્તોનો આ નિત્યયોગ દૃશ્ય અદૃશ્ય ભેદથી છે—ક્યારેક ભગવાનની પરિચર્યાપરાયણ હોઇને પાસેજ દૃશ્ય રહે છે અને ક્યારેક ભક્તિપ્રકર્ષને લીધે તેમના અગમા સશ્લેષવિશેષને પામીને અદૃશ્યરૂપે વર્તે છે ત્યારે તો આ ભગવાન રાધાદિ ભક્તોની દૃષ્ટિથી એકલાજ જાણવા. માટે આ ઉપાસ્યના સ્વરૂપમા લેશપણ ભેદ નથી રાધાવિગેરે પરબ્રહ્મના શેષભૂત છે માટે 'भक्ता' એમ ભક્તપણે કહ્યા છે સંપ્રદાયવિદોતો આ ત્રણેય શ્લોકોનુ મદિરસ્થ અર્ચાપરપણે વ્યાખ્યાન કરેછે ॥૧૧૧॥

सर्वैया । चतुरादिभुजत्व तु द्विबाहोस्तस्य चेच्छिकम् ॥११२॥
तस्यैव सर्वथा भक्ति कर्तव्या मनुजैर्भुवि । नि श्रेयसकर किञ्चि

રાધાદિ વિશેષણ ભેદમા પણ અભેદને પ્રસાધીને હવે ચતુર્ભુજત્વ અષ્ટ ભુજત્વ આદિક ભેદમા પણ અભેદને સમર્થન કરેછે—ચતુર્ભુજપણુ અષ્ટ ભુજપણુ આદિક તો વસ્તુતાએ દ્વિભુજ એવા તે દિવ્યાકૃતિ કૃષ્ણ ભગવાનનુ ઐચ્છિક-ઇચ્છાપ્રાપ્ત રૂપ છે માટે-ચતુર્ભુજત્વાદિ ભેદથી પણ (અથવા ચતુર્ભુજત્વાદિક ઐચ્છિક છે માટે) ભગવાનના સ્વરૂપમા ભેદ સર્વ પ્રકારે નજ જાણવો 'द्विबाहोस्तस्य' એમ કહેવાથી સર્વદૈવ ભગવાન્ અક્ષર ધામમા દ્વિબાહુ છે' એમ જણાય છે સ્વત દ્વિભુજપણામા તો 'द्विभुज मुरलीहस्त' એવુ સ્કાદવચન પ્રમાણ છે ॥૧૧૨॥

એરીતે પરમપુરુષને નિરૂપીને હવે મનુષ્યોને એમનીજ ભક્તિ મોક્ષમાટે છે' એમ કહેછે—જે પુરુષોત્તમ પરબ્રહ્મ ભગવાન્ કૃષ્ણ સર્વાવિર્ભાવકારણ પ્રતિપાદન કર્યા તેમનીજ ભક્તિ કરવી કોણે કરવી ? તો જે અધિકારી દેવો કે મનુષ્યો તે સર્વેએ કરવી 'मनुजै' આ પદતો દેવોનુ ઉપલક્ષક જાણવુ બ્રહ્માદિ દેવોને પણ મોક્ષાકાક્ષાનુ ઉચિતપણુ છે કેમકે તેઓપણ ત્રણ તાપથી પરાભૂત છે તે ભગવાનેજ કહ્યુ છે-'न तदस्ति पृथिव्या वा दिवि देवेषु वा पुन । सत्त्व प्रकृतिजैर्मुक्त यदभि स्यात्त्रिभिर्गुणै ॥' ઇતિ દેવોને પણ ભક્તિમા અધિકાર ભગવાન્ આદરાયણે સમર્થન કર્યો છે 'तस्यैव' આ એવકારથી દેવતાતરની ભક્તિની નિવૃત્તિ કરી છે ભગવાન પુરૂ ષોત્તમ થકી બીજો નિ શ્રેયસનો ઉપાય નથી-'नान्यत्र मद्भगवत प्रधान पुरुषेश्वरात् । आत्मन सर्वभूताना भय तीव्र निवर्तते ॥' એવુ ભગવદ્વચન છે 'वर वृणीष्व भद्र ते ऋते कैवल्यमद्य न । एक एवेश्वरस्तस्य भगवान् विष्णुरव्यय ॥' એવુ દેવવાક્ય છે વિષ્ણુપુરાણમા મોક્ષાર્થીઓએ બ્રહ્માદિ દેવોની અનુપાસ્યતા કહીછે-'अन्ये तु पुरुषव्याघ्र' चेतसो ये व्यपाश्रया । अशुद्धास्ते समस्तास्तु देवाद्या कर्मयोनय ॥' ઇતિ વળી આગળ ભગવાન પોતેજ 'न तु जीवा नृदेवाद्या' એમ કહેશે ભક્તિ તો ભગ વાનમાં સર્વથા કરવી-સર્વ પ્રકારોએ કરીને કરવી જે તીવ્ર ભક્તિયોગને

લીધે સમાધિથકી વિરામ સમયમાં પણ કાય વાણી મનની વૃત્તિઓ તેમને વિષેજ સપ્રેમ પ્રસરે તેરીતે કરવી. તે ગીતામાં કહ્યું છે-'सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः । नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥' ઇતિ. 'मनसो वृत्तयो नः स्युः कृष्णपादाम्बुजाश्रयाः । वाचोऽभिधायिनी-र्नाम्नां कायस्तत्प्रह्वणादिषु ॥' 'मनः स्मरेतासुपतेर्गुणानां गृणीत वाक्कर्म करोतु कायः' એવું ભક્તજનવાક્ય છે. અર્થાત્ શ્રવણ કીર્તન સ્મરણાદિ સર્વ પ્રકારે ભક્તિ કરવી. અથવા સર્વથા-ઉપાયપણે અને ફળપણે તેમને વિષેજ ભક્તિ કરવી. આર્ત કે જીજ્ઞાસુ કે અર્થાર્થી ભગવાનમાં સાધનપણે ભક્તિને કરતો થકો પણ તેથકી બીજાને વિષેજ ફળપણે સાધનથકી અધિક પ્રીતિને કરેછે. મોક્ષાર્થી તો તેવા નથી, કેમકે એમને ફળપણ તે ભગવાનજ છે પણ અન્ય નથી, એવો અભિપ્રાય છે. આ અર્થ 'तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते' આ ગીતાવચનમાં સ્પષ્ટ છે. અથવા સર્વથા-નરદેહ ક્ષણભંગુર છે અને મૃત્યુક્ષણનો નિયત કાળ નથી માટે કાર્યાન્તરના આદરનો ત્યાગ કરીનેજ ભક્તિ કરવી. તે સ્વય ભગવાને કહ્યું છે-'एतद्विद्वान् पुरा मृत्योरभवाय घटेत सः । अप्रमत्त इदं ज्ञात्वा मर्त्यमप्यर्थसिद्धिदम् ॥' તથા શ્રીદત્તાત્રેયે કહ્યું છે-'तूर्णं यतेत न पतेदनुमृत्यु यावन्निःश्रेयसाय विषयः खलु सर्वतः स्यात्' તથા પ્રહ્લાદજી કહે છે-'कौमार आचरेत्प्राज्ञो धर्मान्भागवतानिह । दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम् ॥' ઇત્યાદિ.

શંકા-જો ભગવાનમાં ભક્તિ ન થાય તો તેથી ક્ષતિ શી છે? તો તેથી બીજું કાંઈ પણ સાધન આત્યંતિક કલ્યાણકારક નથી એમ તમો જાણો. કર્મ જ્ઞાનાદિકનું પણ ભક્તિરૂપતાની પ્રાપ્તિથીજ નિઃશ્રેયસમાં સાધનપણું છે પણ સ્વતંત્રપણે નથી. 'दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः । श्रेयोभि-र्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥' ઇત્યાદિ વચનો છે. તો અન્ય સાધનોનું ભક્તિમાં હેતુપણું હોવાથી ભગવાન સાથે પરંપરા સંબંધ છે, ભક્તિને તો સાક્ષાત્ સંબન્ધ છે, માટે ભક્તિનું શ્રેષ્ઠપણું માન્યું છે. તે શ્રુતિમાં કહ્યું છે-'नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥' ઇતિ. તેમાં સ્મૃતિ-

त्ततोऽन्यन्नेति दृश्यताम् ॥११३॥ गुणिनां गुणवत्ताया ज्ञेयं ह्येतत्परं

વચનો છે–'भक्त्या लभ्यस्त्वनन्यया' 'नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया । शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन! । ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप! ॥' 'मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते । स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥' 'भक्त्या मामभिजानाति यावान् यश्चास्मि तत्त्वतः । ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥' 'भक्त्यैकलभ्यः पुरुषोत्तमोऽसौ' 'प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्' भक्त्या तुतोष भगवान् गजयूथपाय' 'भवान् भक्तिमता लभ्यो दुर्लभः सर्वदेहिनाम्' ઈત્યાદિ ॥૧૧૩॥

જે હેતુ માટે નિ શ્રેયસમાટે ભક્તિજ મુખ્ય સાધન છે, તો તે આ ભગવાન્ શ્રીકૃષ્ણમાં ભક્તિ અને તેમના ભક્ત સંતોનો સંગ આ બન્નેજ ગુણોનું પણ ગુણપણું સંપાદન કરનાર છે, એવા આશયથી કહેછે—અભિજન વિદ્યા વૃત્ત વિગેરે ગુણસંપત્તિ ભલે હોય તથાપિ કૃષ્ણમાં ભક્તિ અને તેનો અવિવર્ધક સત્સંગ જો ન હોય તો સર્વપણ આ ગુણસંપત્તિ દોષસંપત્તિજ છે, કેમકે ભક્તિ વિનાની તે ગુણસંપત્તિથી વિદ્વાનો પણ આ લોક પરલોકમાં અધ - પતનને પામે છે ( પરલોકમાં નરકમાં પ્રવશે છે અને આ લોકમાં નીચયોનિને પામે છે ) તો જ્ઞાન વિજ્ઞાનાદિ ગુણવાળાઓની ગુણવત્તાનું પરમ ફળ ભગવાનમા ભક્તિ અને તેના હેતુભૂત સત્સંગ છે. આ બન્નેએ રહિત બીજી ગુણસંપત્તિ તો ફળ વિનાની કેવળ રજ:પ્રધાના પુષ્પસમૃદ્ધિજ જેમ એમ વિવેકિઓએ આદરણીય નથી. શ્રુતાદિ ગુણો ભગવદ્‌ભક્તિના શેષભૂત છે, તેમાં વચનો છે–'इदं हि पुंसस्तपसः श्रुतस्य स्विष्टस्य सूक्तस्य च बुद्धिदत्तयोः । अविच्युतोऽर्थः कविभिर्निरूपितो यदुत्तमश्लोकगुणानुवर्णनम् ॥' 'एषा बुद्धिमतां बुद्धिर्मनीषा च मनीषिणाम् । यत्सत्यमनृतेनेह मर्त्येनाप्नोति माऽमृतम्' 'विद्यादिभिर्गुणैर्नृणां साधितैरपि किं फलम् । यद्यन्ते नीयते यास्यैर्दूतैर्भक्तिं विना हरेः ॥' 'अवैष्णवस्य तु गुणाः श्रुताद्या विमला अपि । न शोभन्ते यथा राजन्! भूषणान्यधवस्त्रिया. ॥' 'तत्कर्म हरितोषं यत् सा विद्या तन्मतिर्यया' 'शब्दब्रह्मणि निष्णातो न निष्णायात्परे यदि । श्रम-

फलम् । कृष्णे भक्तिश्च सत्सङ्गोऽन्यथा यान्ति विदोऽप्यधः ॥११४॥
कृष्णस्तदवताराश्च ध्येयास्तत्प्रतिमापि च । न तु जीवा नृदेवाद्या

स्तस्य श्रमफलो ह्यधेनुमिव रक्षतः ॥' ઇત્યાદિ. સત્સંગથીજ ભક્તિનો ઉન્મેષ થાય છે. તેમાં વચનો છે-'सत्सङ्गलब्धया भक्त्या स हि मां यो निषेवते' 'प्रायेण भक्तियोगेन सत्सङ्गेन विनोद्धव ! । नोपायो विद्यते सध्यङ् प्रायणं हि सतामहम् ॥' 'नैषां मतिस्तावदुरुक्रमाङ्घ्रिं स्पृशत्यनर्थापगमो यदर्थः । महीयसां पादरजोभिषेकं निष्किञ्चनानां न वृणीत यावत्' 'भवापवर्गो भ्रमतो यदा भवेज्जनस्य तर्ह्यच्युत ! सत्समागमः । सत्सङ्गमो यर्हि तदैव सद्गतौ परावरेशे त्वयि जायते मतिः ॥' ઇત્યાદિ. સત્સંગનું માહાત્મ્ય 'न रोधयति मां योगो' ઇત્યાદિ વચનોથી ભાગવત એકાદશસ્કંધમાં કહ્યું છે. માટે અવશ્ય મનુષ્યે ભગવાન્ કૃષ્ણમાં ભક્તિ કરવી અને તેની અભિવૃદ્ધિ માટે સત્સંગ કરવો એ સિદ્ધ થયું ॥૧૧૪॥

કૃષ્ણથકી અન્યની મુમુક્ષુએ ઉપાસ્યતા નથી એમ કહેછે—મુમુક્ષુઓએ કૃષ્ણ-જે સાક્ષાત્ સ્વયં અક્ષરધામવાસી પુરૂષોત્તમ પરબ્રહ્મ ભગવાન્ છે તે શાસ્ત્રમાં કહેલા પ્રકારથી ધ્યાન કરવા લાયક છે. તથા જે તેમના અવતારો રામ કૃષ્ણાદિક છે તેપણ ધ્યેય છે તથા તેમની જે અર્ચામૂર્તિઓ ધાતુ આદિકની સુપ્રતિષ્ઠા કરેલી છે તે ઉપાસ્ય છે. જીવો તો ઉપાસ્ય નથી, કેમકે શુભાશ્રય નથી. ભલે તેઓ મહર્ષિઓ હોય કે દેવર્ષિઓ હોય કે ભવબ્રહ્માદિ ઇશ્વરો હોય પણ કર્મવશવર્તી હોવાથી ધ્યાનલાયક નથી. શંકા-નર દેવાદિ અનુપાસ્ય છે એ યોગ્ય છે, પણ જેઓ બ્રહ્મવિદો અને ભક્તો હોય તેતો મુમુક્ષુઓને ઉપાસ્ય છે, કેમકે તેઓ મુક્તપ્રાયજ છે ? એવી શંકામાં કહેછે કે-'भक्ता ब्रह्मविदोऽपि च' **બ્રહ્મવિદઃ**-અક્ષરાત્મસ્વરૂપના ઉપાસકો અને **ભક્તાઃ**-ભગવદ્ભક્તિયોગમાં નિષ્ઠાવાળા પણ ઉપાસ્ય નથી. અથવા **બ્રહ્મવિદઃ**-પરબ્રહ્મના ઉપાસકો ( ભક્તિયોગનિષ્ઠ ) અને **ભક્તાઃ**-સાધ્યભક્તિનિષ્ઠો પણ મુમુક્ષુઓએ ઉપાસ્ય નથી, કારણ કે તેઓપણ પ્રારબ્ધના ફળભૂત દેહનો યોગ હોવાથી નથી પ્રક્ષીણ થયાં કર્મ જેમનાં એવાજ છે. **ચકારથી** નહિ કહેલા બીજા પણ જાણી લેવા. એથી

भक्ता ब्रह्मविदोऽपि च ॥११५॥ निजात्मानं ब्रह्मरूपं देहत्रयविल-
મુક્તો કે જે પ્રક્ષીણ કર્મ બન્ધનવાળા છે તેઓપણ પ્રથમ અશુભાશ્રય હોવાથી અનુપાસ્યજ છે નિત્યમુક્તોતો ક્યારેય પણ અશુભના આશ્રયે રહિત છે પણ પરમાત્માને આયત્ત સમસ્ત સત્તાવાળા હોઇને પરતન છે, માટે નિ શ્રેયસ સંપાદન કરવાના સામર્થ્યે રહિત હોવાથી તેઓ પણ ઉપાસ્ય નથીજ આ સર્વ અર્થ વિષ્ણુધર્મમા કહ્યો છે–'आब्रह्मस्तम्बपर्यन्ता जगदन्तर्व्यवस्थिता । प्राणिनः कर्मजनितससारवशवर्तिन ॥ यतस्ततो न ते ध्याने ध्यानिनामु पकारका । अविद्यान्तर्गता सर्वे ते हि ससारगोचराः ॥ पश्चादुद्भूतबोधाश्च ध्याने नैवोपकारका । नैसर्गिको न वै बोधस्तेपामप्यन्यतो यत । तस्मा त्तदमल ब्रह्म निसर्गादेव बोधवत् ॥' ઇત્યાદિ ॥૧૧૫॥

તેમા નિ શ્રેયસના સાધનભૂત ધ્યાનરૂપ ભક્તિયોગમા આત્માવલોકન અગભૂત હોવાથી તત્પૂર્વકજ ભક્તિયોગમા યત્ન કરવો એમ જણાવામાટે કહે છે—તેનુ તેમા અગપણુ 'अध्यात्मयोगाधिगमेन देव मत्वा धीरो हर्षशोकौ जहाति' ઇત્યાદિ શ્રુતિસિદ્ધ છે, તો ઉપાસક જને **નિજાત્મા**–સ્વસ્વરૂપને યથાસ્થિત સ્વસ્વરૂપથી નહિ અનુધ્યાન કરીને કરાતો ભક્તિયોગ નજ સિદ્ધ થાય, માટે પ્રથમ પોતાના આત્માને **દેહત્રય-વિલક્ષણ**-કર્મનિમિત્ત પ્રકૃતિસંબન્ધ હોવા છતા પણ જ્ઞાનૈકઘનપણે સ્થૂળ સૂક્ષ્મ કારણ પણ દેહથકી અત્યત વિલક્ષણ, **બ્રહ્મરૂપ**–અક્ષરસરૂપ, **વિભાવ્ય**-યોગાભ્યાસબળથી કેવળ જ્ઞાનૈક આકારપણે નિત્ય પરિશુદ્ધ બ્રહ્મરૂપ રૂડી રીતે અવલોકીને, (ધ્યાન કરીને) **તેન**–આત્મસ્વરૂપદર્શને યુક્ત થઈ (જ્ઞાનયોગપૂર્વકજ) કૃષ્ણના ભક્તિયોગમા યત્ન સર્વદા આદરવો અન્યથા તેની સિદ્ધિ ન થાય 'ब्रह्मभूत प्रसन्नात्मा न शोचति न काङ्क्षति । सम सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥' એમ ગીતામાં કહ્યુ છે યદ્યપિ જ્યાસુધી પ્રકૃતિનો સબન્ધ હોય ત્યાસુધી જ્ઞાનસકોચ છેજ, 'પરં જ્યોતિરૂપ પરમાત્માને પામીનેજ સ્વસ્વરૂપથી અભિનિષ્પન્ન થાય છે' એમ શ્રુતિ કહે છે, તો સાધ્યદશાભાવિ સ્વરૂપનો હમણા સાધનાનુષ્ઠાન વેળામાં બ્રહ્મરૂપતાપત્તિરૂપ સાક્ષાત્કાર નથી, તથાપિ તે જ્ઞાનસકોચ ઔપાધિક

क्षणम् । विभाव्य तेन कर्तव्या भक्तिः कृष्णस्य सर्वदा ॥११६॥
श्रव्यः श्रीमद्भागवतदशमस्कन्ध आदरात् । प्रत्यहं वा सकृद्वर्षे

હોવાથી સ્વતઃ કેવળ જ્ઞાનૈક આકારતાની ક્ષતિ નથી, તો તેવારૂપે કરીને તેનું વિચિંતન કરવાથી તેનું દર્શન થાયજ, એવો અભિપ્રાય છે ॥૧૧૬॥

હવે ભક્તિયોગમાં પ્રવર્તેલાઓના પ્રતિ ભક્તિની અભિવૃદ્ધિ માટે સામગ્રીવિશેષને કહેછે—પ્રતિદિન આદરથી ભાગવતનો જે ભગવત્પ્રેમરસના પ્રવાહરૂપ દશમસ્કંધ તે સાંભળો. ભગવાનની જે અમાનુષી લીળા તથા જે વિદ્યા વૃત્ત વર્ણ વિગેરે વિશેષના વિચાર વિના ગાયો ગોપાદિક આશ્રિતોવિષે પરમ પ્રેમ તથા પરમભક્ત અક્રૂરાદિકનો ભગવાનમાં પ્રેમરસ, આ સર્વનું અનુદિન અનુશ્રવણ કરતાં કેને ભગવાનમાં પ્રેમરસ ન ઉપજે ? ઉપજેજ. પુરાણાંતરની અપેક્ષાએ ભાગવતનો ઉત્કર્ષ કહેવાના અભિપ્રાયથી 'શ્રીમત્' વિશેષણ આપ્યું છે. વેદાર્થની વ્યક્તિ કરવા અવતરેલા વ્યાસ ભગવાને વેદનો વિભાગ કરી તેનું ભારતાદિ ઉપબૃંહણ કર્યું, પરંતુ હૃદયમાં નહિ સંતોષ પામતાં કૃપણવત્સળ તેમણે સર્વ કોઇનું નિઃશ્રેયસ કરવાની આકાંક્ષાથી નારદના સંવાદથી ભાગવત એકાંતધર્મના નિરૂપણ માટે ભાગવત રચ્યું છે. આથી તેનો ઉત્કર્ષ છે. આ અર્થ ભાગવતના પ્રથમસ્કંધમાં સ્વયં કહ્યો છે. અથવા અહીં સ્કંધાંતરની અપેક્ષાએ દશમસ્કંધના વિશેષનુંજ પ્રદર્શન અત્યંત અપેક્ષિત હોવાથી શ્રીમત્ વિશેષણ દશમસ્કંધમાં આપ્યું. અન્ય સ્કંધની અપેક્ષાએ શ્રીકૃષ્ણ પરમાત્મવિષયક ભક્તિરસની પુષ્કળતા, એ દશમસ્કંધમાં ઉત્કર્ષ છે. તે આ દશમસ્કંધ જેમને પઠનમાં અધિકાર નથી તેમણે તેના અર્થનો અવબોધ આપવામાં સમર્થ એવા ભક્તિનિષ્ઠ વક્તા થકી પ્રતિદિન સાંભળવો. જો પ્રતિદિન સાંભળવાનો અવસર ન મળે તો પ્રતિવર્ષ એકવાર પણ સાંભળવો. જેમને પઠનમાં અધિકાર છે એવા પંડિતોએ સ્વય તે દશમસ્કંધ અર્થજ્ઞાનપૂર્વક પ્રતિદિન વાંચવો. અહીં પાંડિત્યતો પાઠ કરવાનાં વચનોના અર્થવિજ્ઞાનના સામર્થ્યરૂપ જાણવું. પ્રતિદિન પાઠ કરવાનો અવસર ન મળે તો તે પંડિતોએ વર્ષે વર્ષે એકવાર પણ આદરથી પાઠ કરવો. આશય એવો છે કે-અવકાશ હોય તો પ્રતિ-

वर्षे वाच्योऽथ पण्डितैः ॥११७॥ कारणीया पुरश्चर्या पुण्यस्थानेऽस्य

દિન અને ન હોય તો તેતે અવસરે શ્રવણરૂપ અને પઠનરૂપ યથાધિકાર દશમસ્કંધનું સેવન કરવું. તેથી કૃષ્ણમાં ભક્તિની અભિવૃદ્ધિ થાય. અથવા પંડિતૈઃ–જ્ઞાનિઓએ પણ દશમસ્કંધનું યથાધિકાર યથાવસર શ્રવણ પઠન આદરથી કરવું. અભિપ્રાય એવો છે કે–આત્મા પરાત્માનું વિજ્ઞાન સંપન્ન થયું હોય તો પણ જ્યાંસુધી પરમાત્મામાં તે વિજ્ઞાન ભક્તિરૂપતાને પામે નહિ ત્યાંસુધી નિઃશ્રેયસની સિદ્ધિ થાય નહિ. તો વિજ્ઞાનસંપન્ને પણ પરમાત્મામાં પ્રીતિની કામનાથી આ ભક્તિરસમય પ્રબન્ધનું નિષેવન કરવું. વિજ્ઞાનમાત્ર તો ઉપદેશસાધ્ય છે, પ્રેમ તો સત્પુરુષોના સમાગમથી અને આવા પ્રબન્ધના પરિશીળનથીજ પ્રવૃદ્ધિ પામે. માટેજ ભાગવતમા 'परिनिष्ठितोऽपि नैर्गुण्य उत्तमश्लोकलीलया । गृहीतचेता राजर्षे ! आख्यानं यदधीतवान् ॥' 'आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे । कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥' ઇત્યાદિ કહ્યું છે. અથવા શંકા–આ દશમસ્કધનું પ્રતિદિન કે પ્રતિવર્ષ કરેલું શ્રવણ ભક્તિવૃદ્ધિમાં હેતુ છે એ વાત સત્ય છે, પણ તેમાં વક્તા જો હોય તોજ તે વાત બને ? એવી અપેક્ષામાં 'वाच्योऽथ पण्डितैः' એમ કહેછે. જેમ તમો શ્રોતાઓ પ્રતિ શ્રવણનું વિધાન કર્યું તેમ પંડિતોના પ્રતિ સ્વાર્થનિરપેક્ષ પ્રવચનનું પણ વિધાન કર્યું જે તો જ્ઞાનિઓ પ્રવચનમાં સમર્થ હોય તેમનું આવા ભગવચ્ચરિત્રોનું સ્વાર્થ વિના વર્ણન કરવું એજ કૃત્ય છે, અન્યથા તેમનું વિજ્ઞાન સર્પફણામાં રહેલા મણિની પેઠે ઉદ્વેગહેતુ હોઇને ત્યાજ્યજ છે. ભગવત્કથા શ્રવણ પઠનની મોક્ષહેતુતા ભાગવતમાંજ કહી છે–'इत्थं परस्य निजवर्त्मरिरक्षयात्तलीलातनोस्तदनुरूपविडम्बनानि । कर्माणि कर्मकषणानि यदूत्तमस्य श्रूयादमुष्य पदयोरनुवृत्तिमिच्छन् ॥ मर्त्यस्तयानुसवमेधितया मुकुन्दश्रीमत्कथाश्रवणकीर्तनचिन्तयेति । तद्धाम दुस्तरकृतान्तजवापवर्गं ग्रामाद्वनं क्षितिभुजोऽपि ययुर्यदर्थाः ॥' 'अशेषसंक्लेशशमं विधत्ते गुणानुवादश्रवणं मुरारेः' ઇત્યાદિ ॥૧૧૭॥

દશમસ્કંધના શ્રવણાદિકની ભક્તિવૃદ્ધિના પરિકરપણે પ્રતિદિન કર્તવ્યતા

१ 'करणीया' इति पाठान्तरम् ।

शक्तितः । विष्णुनामसहस्रादेश्चापि कार्येप्सितप्रदा ॥११८॥ दैव्यामापदि कष्टायां मानुष्यां वा गदादिषु । यथा स्वपररक्षा स्यात्तथा

કહી. હવે અર્થકામનામાં પણ એનીજ પુરશ્ચર્યા કરવાની કહેછે—જો અર્થમાં વાંછા હોય તો અન્યત્ર યત્ન કરવો નહિ. ભગવાનના દિવ્ય ચરિત્રના વર્ણનપર આ દશમસ્કંધની પુરશ્ચર્યા ( અષ્ટોત્તરશતપારાયણરૂપ ) કરો, કેમકે એની પુરશ્ચર્યા વાંછિત અર્થને આપનારી છે. તથા વિષ્ણુનામસહસ્રસ્તોત્ર આદિકની પણ પુરશ્ચર્યા કરો. આદિશબ્દથી અષ્ટાક્ષરમંત્ર આદિકનો પરિગ્રહ કરવો. પુરશ્ચર્યાનો પ્રકાર અન્યથકી જાણવો. પુરશ્ચર્યાનો દેશ તો પુણ્યસ્થાન—ગંગા યમુનાદિ પુણ્યનદીતીર કે દ્વારિકાદિ ભગવત્પુણ્યક્ષેત્ર કે ભગવાન તથા ભાગવતના સાન્નિધ્યવાળુંજ સ્થાન મંદિરાદિ જાણવું. સ્થાનબળને લીધે ફળસિદ્ધિ વિનાવિલંબે થાયછે. શંકા—જે પુરશ્ચરણ છે તે જપ હોમ દક્ષિણા બ્રાહ્મણભોજનાદિકની અપેક્ષાવાળું હોવાથી તેમાં મહાન્ પ્રયાસ છે ? એવી અપેક્ષામાં 'शक्तितः' એમ કહેછે. પોતપોતાની શક્તિને અનુસારે કરેલું આનું પુરશ્ચરણ અભિલષિત અર્થને સાધેજ છે. ( આ શક્તિતારતમ્ય તો દક્ષિણાદિકમા જાણવું પણ પારાયણની ન્યૂનતામાં નહિ ) તે આ પુરશ્ચર્યા અધિકાર હોય તો સ્વય કરવી અને ન હોય તો બીજાપાસે કરાવવી. 'दशमस्कन्धमात्रस्य सकृदावर्तनादपि । द्विजः प्राप्नोति सुकृतं वेदपारायणोद्भवम् ॥' ઇત્યાદિ શૌનકે કહ્યું છે ॥૧૧૮॥

શંકા—शक्तितः-યથાશક્તિ એમ કેમ કહેવાય ? જે ફળ મેળવવા જે સાધન જેવી રીતે કરવાનું કહ્યું હોય તે તેવી રીતે અવશ્ય કરવુંજ જોઇએ. પુત્રકામેષ્ટિ જ્યોતિષ્ટોમાદિ ધર્મો શક્તના પ્રતિ એક પ્રકારથી અને અશક્તના પ્રતિ બીજા લઘુ પ્રકારથી, એમ ભેદ થવો યોગ્ય નથી, તો અશક્તે તો તેવા સાધનથકી નિવૃત્તજ થવું જોઇએ. પુરૂષશક્તિને અનુસારે સાધનસ્વરૂપનો ભેદ થઈ શકે નહિ. સંકોચ કરે તો અંગલોપ થતાં વિકળતાજ થાય ? એવી આશંકામાં કહેછે કે—નિયત એકજ પ્રકારવાળા કેટલાક ધર્મો છે પણ સર્વ કોઈ નથી. શક્તિમાં દ્રવ્યાદિકના ગૌરવની અપેક્ષા રાખતો પ્રાયશ્ચિત્તાદિ ધર્મ અશક્તને માટે તે અપેક્ષિત નથી. શક્તિને અનુસારેજ

वृत्स न चान्यथा ॥११९॥ देशकालवयोवित्तजातिशक्त्यनुसारत.। आचारो व्यवहारश्च निष्कृत चावधार्यताम् ॥१२०॥ मत विशिष्टा

ધર્મની વિલક્ષણતા શાસ્ત્રમા ઉપદેશ કરી છે માટેજ આપત્તિમા ધર્મ અન્ય ઈચ્છયો છે દેશાદિકની વિલક્ષણતાથી આચારાદિ ભેદ પણ છે, તો દુ સહ દેવસબન્ધિની આપત્તિ અનાવૃષ્ટિ ગ્રામદાહાદિ આવી પડે અથવા અસહ્ય માનુષસબન્ધિની આપત્તિ ચોરાદિકથકી ધનાદિહરણરૂપ આવી પડે અથવા ક્ષયાદિ મહારોગોપદ્રવ આવી પડે તો પોતાની અને પરની જે રીતે રક્ષા થાય-પીડા ન થાય તે રીતે આપત્કાલિક ધર્મથી વર્તવુ અન્યથા નહિ-અનાપત્તિના ધર્મથી નહિ વર્તવુ આપત્ અનાપત્ ભેદથી ધર્મભેદ કહ્યો છે તેવી સ્મૃતિ છે—'अन्यो धर्म समस्थस्य विषमस्थस्य चापर' 'अन्यो धर्म समर्थानामापत्स्वन्यश्च भारत' ઇતિ માટેજ આપ દામા પરધર્માચરણનીપણ અભ્યનુજ્ઞા આપીછે-'सीदन् विप्रो वणिग्वृत्त्या पण्यैरेवापद तरेत्। सन्नेन वाऽऽपदाक्रान्तो न श्ववृत्त्या कदाचन ॥' 'आत्मनो वा परस्यापि कार्यं रक्षणमापद । परधर्मानुसारेणऽप्यपवर्गार्थैरपि भूमिप ॥' ઇત્યાદિ સ્મૃતિમાં કહ્યુ છે

જેમ આપત્તિ અનાપત્તિ ભેદથી ધર્મભેદ છે તેમજ દેશ-કાળ-વય-વિત્ત-જાતિ અને શક્તિના ભેદને અનુસારેજ આચાર-પ્રાત સ્નાનાદિરૂપ, વ્યવહાર-ઋણાદાનાદિરૂપ, નિષ્કૃત-ચાદ્રાયણાદિપ્રાયશ્ચિત્તરૂપ, આ સર્વ પણ ભિન્નભિન્ન કરવાપણે નિશ્ચય કરવો દેશ નિરૂપદ્રવાદિ જાણવો, કાળ સુભિક્ષાદિ સમજવો, વય બાલ્યાદિ જાણુવુ, વિત્ત દ્રવ્યસપત્તિ સમજવી જાતિ બ્રાહ્મણાદિ જાણવી, શક્તિ શરીરબળ જાણવુ માટે 'શક્તિ' એમ જે કહ્યુ તે યુક્ત છે આ સર્વ અર્થ સ્મૃતિમા કહ્યો છે-'केवल शास्त्रमाश्रित्य न कर्त्तव्यो हि निर्णय । देशजातिकुलाचारान् प्राचीनान् पालयेन्नृप ॥' 'जीर्णो च बालवृद्धानां क्षीणानां कृशरीरिणाम् । उपवासाद्यशक्तानां कर्त्तव्योऽनुग्रहश्च तै ॥ ज्ञात्वा देश च काल च वय सामर्थ्यमेव च । कर्त्तव्योऽनुग्रह सद्भिर्मुनिभि परिकीर्तित ॥' ઇત્યાદિ ॥૧૧૯-૧૨૦॥

એગીને પ્રાસગિક કહીને પ્રકૃતને અનુસરે છે, તેમા મુક્તિનુ સ્વરૂપ કહેછે-

द्वैतं मे गोलोको धाम चेप्सितम् । तत्र ब्रह्मात्मना कृष्णसेवा मुक्तिश्च

કૃષ્ણસેવા મુક્તિ:—જે શ્રીકૃષ્ણ પરમાનંદમય પરમાત્મા છે તેમની પરમ પ્રીતિએ કરાવેલી જે પરિચર્યા એજ મુક્તિ જાણવી (બીજાએ માનેલી એકત્વાદિ નહિ) શંકા-સેવાને મુક્તિ કેમ કહેવાય? મુક્તિતો બન્ધન થકી નિવૃત્તિ એજ યુક્ત છે, સેવા તો બંધન છે, કેમકે તેમાં દાસપણું નિયતપણે છે, દાસપણું તો પારતંત્ર્યગર્ભિતજ છે? સમાધાન-તમે કહો છો તે સત્ય છે, દાસભાવને સમુચિતજ સેવા છે, તેટલામાત્રથી ક્ષતિ શી છે? શંકા-સ્વામીની આજ્ઞાને વશવર્તી થઈ રહેવું પડે એજ ખરેખર ક્ષતિ છે? સમાધાન-તેનાથી પણ ક્ષતિ શી છે? કશી પણ નથી શંકા-પરતન્ત્રપણુ એજ ક્ષતિ છે? 'सर्वं परवशं दुःखं' એવી અભિયુક્તિ છે સમાધાન-પરમશેષી સર્વાંતર્યામી સર્વેશ્વરેશ્વરની આગળ પરતન્ત્રપણુ તો આ ચેતનનું સ્વાભાવિકજ છે, 'दासभूताः स्वतः सर्वे ह्यात्मानः परमात्मनः' 'आत्मदास्यं हरेः स्वाम्यम्' 'स्वत्वमात्मनि सञ्जातं स्वामित्वं ब्रह्मणि स्थितम् । उभयोरेष सम्बन्धो न परोऽभिमतो मम ॥' એવી સ્મૃતિ છે. તો પારતંત્ર્ય અવર્જનીય છે જે કર્મપારતંત્ર્ય છે તેતો બંધ છે સ્વસ્વરૂપનો જેને આવિર્ભાવ થયો છે એવા આ ચેતનને પોતાનાપણ આત્મા પરમાત્મામા નિરવધિ પ્રીતિ અને તેણે પ્રેરેલી પરિચર્યા પોતાની મેળેજ અભિમુખ થાય છે. માટે સેવા એજ મુખ્ય મુક્તિ માની છે તે ભાગવતમા કહ્યુ છે-'सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ॥' 'सेवानुरक्तमनसामभवोऽपि फल्गु' ઇતિ

શંકા-અથાપિ સેવા મુક્તિ તો યુક્તજ નથી, જે સર્વના આત્માપણે સર્વત્ર અનુપ્રવેશ કરીને વર્તે છે તેમની, પરિજનોએ પરિચર્યા કરાતા રાજાની પેઠ દેશવિશેષમા (ધામમા) મૂર્તિમાનપણે સ્થિતિ ઘટતી આવતી નથી એમનુ સ્વરૂપ તો 'सत्यं ज्ञानमनन्तं' આ શ્રુતિથી અમૂર્તજ (નિરાકાર) શ્રવણ થાય છે, જે અર્ચિરાદિ માર્ગવડે પ્રાપ્ય લોક શ્રુતિમા વર્ણવ્યો છે તે તો અર્વાચીન છે? એવી આશકામા-જે સત્યજ્ઞાનાનંત સ્વરૂપ છે એજ દિવ્યવિગ્રહથી વિરાજમાન નિત્યમુક્તાનુભાવ્ય ભગવાનનો દેશવિશેષ શ્રુતિસપ્રતિ

પત્ર છે, એમ 'गोलोको धाम चेप्सितम्' આથી કહે છે—गोलोक – નિરતિશય દીપ્તિએ યુક્ત જે અપ્રાકૃત લોક છે તે મને સર્વ ધામોથકી ઇપ્સિત ધામ છે તેવી શ્રુતિ છે–'यत्र गावो भूरिशृङ्गा अयास अत्राह तदुरगायस्य वृष्ण परम पदमवभाति भूरि' ઇતિ અન્યત્ર પણ શ્રુતિ છે– 'क्षयन्तमस्य रजस पराके' 'तद्विप्रासो विपन्यवो जागृवास समिन्धते । विष्णोर्यत्परम पदम्' 'यत्र ऋषय प्रथमजा ये पुराणा ' ઇત્યાદિ પરબ્રહ્મનો આ સ્થાનવિશેષ સ્મૃતિમા કહ્યો છે–'क्रान्त्वा दशोत्तरगुणा प्राप गोलोकमद्भुतम् । धाम तेजोमय तद्धि प्राप्यमेकान्तिकैर्हरे । तत्रैककालसम्भूत कोटिकोट्यर्कसन्निभम् । स व्यचष्ट महत्तेजो दिव्य सितंतर मुने ॥ दिशश्च विदिश सर्वा ऊर्ध्वाधो व्याप्नुवच्च यत् ।' ઇત્યાદિ પરબ્રહ્મ પરમાત્માનો દિવ્યાકાર 'य एषोऽन्तरादित्ये हिरण्मय पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिर ण्यकेश आप्रणखात्सर्व एव सुवर्ण तस्य यथा कप्यास पुण्डरीकमेवमक्षिणी' 'वेदाहमेत पुरुष महान्त तमादित्यवर्णं तमस परस्तात्' 'यत्ते रूप कल्याणतम तत्ते पश्यामि' એવી શ્રુતિ છે 'निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्र आनन्दमात्रकरपादमुखोदरादि ॥' 'परमात्मा वासुदेवो भगवान् दिव्यविग्रह' એવી સ્મૃતિ છે

યદ્યપિ અચારૂપ કે સાક્ષાત્ માનુષ લોકમા પ્રાદુર્ભવેલા તે ભગવાનની પરિચર્યા સસૃતિમાં પણ કેટલાક સુકૃતિઓને આ દેહયોગથીજ મળે છે, તથાપિ તે મુક્તિ ન કહેવાય કેમકે દેહયોગને લીધે કર્મબન્ધનનો સબન્ધ આવે છે, તો વિશુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિપૂર્વકજ જે સેવા તે મુક્તિ છે, એવા અભિપ્રાયથી 'तत्र महात्मना' એમ કહે છે તત્ર–ગોલોક નામના દેશવિશેષમા બ્રહ્માત્મના–બ્રહ્મભાવને પમાડેલો જે આત્મા તેરૂપે મુક્ત થઇને કરાતી સેવા મુક્તિ માની છે અર્થાત્ સર્વ કર્મનો પ્રક્ષય થતા અર્ચિરાદિ માર્ગે કરીને દેશવિશેષને પામતા પરંજ્યોતિ પરમાત્માને પામીને સ્વસ્વરૂપથી અભિનિષ્પન્ન થએલા મુક્તાત્માને ત્યા વર્તતા ભગવાનના અનુભવના પ્રવાહરૂપ જે સેવાવિશેષ તે સિદ્ધ થાય છે, તેજ મોક્ષ જાણવો. આત્માશબ્દ સ્વરૂપવાચી લેવો 'શુદ્ધ આત્મસ્વરૂપથી' એવો અર્થ કરવો

જે 'अपहतपाप्मा' ઇત્યાદિ ગુણાષ્ટકનો આવિર્ભાવ થાય એજ શુદ્ધ આત્મ સ્વરૂપ જાણવું તે આ અર્થ 'परञ्ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते' આ શ્રુતિસિદ્ધ છે 'ब्राह्मेण तु जैमिनि' એવુ વ્યાસસૂત્ર છે સ્વસ્વરૂપનો આવિર્ભાવ જેને થયો છે એવો મુક્તાત્મા તો અશરીર છે તેને સેવારમ્ભ કેમ ઘટે ? એવી શકા કરવી નહિ, કેમકે તેને બ્રહ્મમય અપ્રાકૃત તનુની પ્રાપ્તિ થાય છે સ્વરૂપાવિર્ભાવ તો તેમા વિરોધી નથી કિંતુ અનુગુણજ છે બીજાઓતો મુક્તાત્મા અશરીર હોવાથી તેને સેવા કેમ ઘટે ? એવી અપેક્ષામા 'ब्रह्मात्मना' એમ કહે છે આત્મશબ્દ દેહવાચી લેવો, બ્રાહ્મ (દિવ્ય) દેહે કરીને સેવા કરે છે, એમ વ્યાખ્યાન કરે છે મુક્તાત્માને દિવ્ય દેહનો યોગ શ્રુતિસ્મૃતિમા વર્ણવ્યો છે

શંકા—વેદાતમા અદ્વૈતજ (અભેદ) શ્રવણ થાયછે, તો અભેદનુ તાત્વિકપણુ અને ભેદનુ ઔપાધિકપણુ અગીકાર કરવુ પડે, તો ઉપાધિ ટળતા પરબ્રહ્મની સાથે જીવનુ અદ્વૈતજ શ્રુતિથી સિદ્ધ થાય છે, તો ભેદગર્ભિત (સેવ્ય સેવક) સેવા મુક્તિ કેમ હોઇ શકે ? એવી આશકામા અદ્વૈત શ્રુતિઓનો આશય 'मत विशिष्टाद्वैत मे' એમ કહે છે—તે તે શ્રુતિમા જણાતું બ્રહ્મનુ અદ્વૈત 'વિશિષ્ટ બ્રહ્મનુ છે' એવો અમારો મત-સિદ્ધાન્ત છે આશય એવો છે કે-જે આ મહદાદિ પ્રથિવ્યત વિકારો અને તેનુ મૂળ પ્રકૃતિ તથા જે નિત્ય બદ્ધ મુક્ત ભેદથી ત્રણ પ્રકારનો ચેતનગણુ છે, આમા બ્રહ્મનુ વિશેષણ ન થાય એવુ એકપણુ નથી, આ સર્વપણુ બ્રહ્મના શરીરપણે પ્રકારભૂત થઇનેજ રહેછે 'यस्यात्मा शरीरं' 'यस्याक्षर शरीरं' 'यस्य पृथिवी शरीरं' એવી શ્રુતિ છે તો પોતાના અસાધારણુ ચેતન અચેતનરૂપ ધર્મોના સમૂહોએ વિશિષ્ટ બ્રહ્મ એક છે, તે વિશિષ્ટ બ્રહ્મથકી અધિક તત્ત્વ નથી, માટે 'नेह नानास्ति किञ्चन' ઇત્યાદિ શ્રુતિએ આવુ વિશિષ્ટાદ્વૈત ઉદ્ઘોષીને કહ્યુ છે તો આ શ્રુતિ ગુણોનો પરસ્પર વિભાગ અને ગુણગુણિના વિભાગને (સ્વભાવની વિષમતારૂપ) નથી સહન કરતી એમ નહિ, સહન કરેજ છે (અર્થાત્ બ્રહ્મના ગુણભૂત ચિત અચિત ભેદને નિષેધ કરતી નથી) જેમકે જળમા રસરૂપાદિ વિશેષો હોવા છતા પણુ 'आप एव पुराऽभूवन्ना

न्यत्किञ्चित्' (પૂર્વે એક જળજ હતું બીજું કશુંય ન હતું) એમ શ્રુતિ શું નથી કહેતી ? અને આ શ્રુતિમાં કહેલો આ નિષેધ પોતાના (જળના) ગુણ રસાદિકના ભેદને શું નથી સહન કરતી ? સહન કરેજ છે. ફક્ત આવા વચનો સમાન અન્ય ધર્મીની સત્તાને તો ન સહન કરે એ યુક્ત છે લોકમાં પણ 'આ ઘરમાં દેવદત્ત એકજ છે' એવો વ્યવહાર તેના ગુણો (દંડ ચક્ર વિગેરે વિશેષણો) દૃશ્યમાન સતેપણ મુખ્યજ છે. વળી 'આ અભિન્ન દેવદત્ત એકજ અહીં વર્તે છે' આનો વ્યવહાર દેહસતે પણ દેહીનો મુખ્યજ છે. જો બ્રહ્મનો ગુણ (વિશેષણ) ન થાય એવું એક પણ વસ્તુ વિદ્યમાન હોય તો 'બ્રહ્મ એક છે નાના નથી' આ વચન વિરૂદ્ધ ગણાય. શબ્દાદિ વિશેષોએ વિશિષ્ટ આકાશાદિક છે, તેવાં તે તત્ત્વોએ વિશિષ્ટ સર્વાત્મક તત્ત્વ એક પરબ્રહ્મ વેદાંતમાં શ્રવણ થાય છે. તો આવા વિશિષ્ટ તત્ત્વને સજાતીય અન્યનો અભાવ એજ વિશિષ્ટાદ્વૈત જાણવું. આ વિશિષ્ટાદ્વૈત તો બહુ વિશેષણોને લીધે ભંગ થતું નથી શ્રુતિમાં જે ભેદાભેદ વચનો છે તેપણ ઘટતાં આવે છે. તાત્પર્ય એવું છે કે—જેતો ભેદવચનોનો અનાદર કરીને, સમગ્ર વિશેષોને અવિદ્યાકલ્પિત (મિથ્યા) કહીને, ગુણથી (વિશેષણથી) પણ સદ્વિતીયતાને નહિ સહન કરીને નિર્વિશેષ એક તત્વને અભિમાનેછે તેઓને અદ્વૈત શ્રુતિઓના નિર્વાહપ્રકારમાં અવિદ્યાજ એક અધિક ફળમાટે રહે છે. તો અદ્વૈતને બોધ કરનારી શ્રુતિઓનું ભેદશ્રુતિને અનુસારે હાર્દ તો વિશેષ્યૈક્યમાત્ર છે. કારણ કે બ્રહ્મ સમસ્ત ચેતન અચેતનને વિશેષ્ય એકજ તત્ત્વ છે, તે ચેતન અચેતનની સત્તા તો બ્રહ્મના વિશેષણપણેજ છે, જેમ શબ્દાદિ ગુણોની સત્તા ગુણી આકાશાદિકના વિશેષણપણેજ છે તેમ. બ્રહ્મની સર્વાત્મતા અંતર્યામિબ્રાહ્મણમાં 'यस्यात्मा शरीर' ઇત્યાદિકથી સ્પષ્ટ વર્ણવી છે. જેમ ગાય અશ્વ આદિક તે તે પિંડવિશેષમાં અનુપ્રવેશ કરીને ચૈતન્યશક્તિથી તેને ધારણ કરીને રહેલા ચેતનવિશેષ (જીવવિશેષ) ના તેતે પિંડવિશેષ તેના તેના શરીરપણે વિશેષણતાને પામેછે. (આ ગાય છે આ અશ્વ છે એમ) તેમ સમસ્ત ચિત અચિતમાં સર્વાત્માપણે પ્રવેશ કરીને

તેને સર્વ પ્રકારે ધારણ કરતા પરમચેતન પરબ્રહ્મનુંજ સર્વે કોઇ દ્રવ્ય (ચિત્ અચિત્) શરીરપણે વિશેષણ થાય છે. તો અનેક રૂપ જેનાં છે અને અનેક પ્રકારો જેના છે એવું પરબ્રહ્મ એકજ સૃષ્ટિ સ્થિતિ સંહારવડે વિહાર કરે છે, માટે આમાં તે બ્રહ્મથકી કિંચિત પણ દ્વિતીય છેજ નહિ. શંકા–વિશેષણભેદ સને સદ્વિતીયતા આવે છે તો અદ્વૈત કેમ સંભવે? તો વિશેષણસત્તામાત્રથી સદ્વિતીયતા નથી. જો સમાન અન્ય ધર્મી હોય તોજ દ્વિતીય કહેવાય, તે તો છેજ નહિ, માટે 'एकमेवाद्वितीयं' 'नेह नानास्ति किञ्चन' ઇત્યાદિ શ્રુતિએ કરેલો દ્વૈતનિષેધ સ્વરસજ છે. સમાન અન્ય ધર્મીના અભાવને અભિપ્રાય કરીનેજ લોક વેદમાં પણ તેવા તેવા પ્રયોગો સોએ સો જણાય છે. તો 'सर्वं खल्विदं ब्रह्म' ઇત્યાદિ વેદાંતમાં શ્રવણ થતું અદ્વૈત વિશિષ્ટાદ્વૈતજ છે એવો અમારો મત છે. વર્ણવેલા શ્રુત્યર્થમાં વાદિઓના વિરૂદ્ધ વચનના શ્રવણથી શકા પામેલાઓના પ્રતિ 'मे मतं' એમ કહ્યુ છે. જે આપ્તસંવાદ છે તે અર્થમા આવતી વિરૂદ્ધ શકાને ટાળી નાખે છે. સર્વને સર્વદા સર્વથા સાક્ષાત્ કરતા શ્રુતિપ્રસિદ્ધ આપ્તતમ મારા ઉત્તમ મતમા પ્રવર્તતાઓને શ્રુત્યર્થમા વિરૂદ્ધ શકાનો અવકાશ નથી.

શબ્દાર્થ તો–द्वयोर्भावः द्विता–બેનો ભાવ તે દ્વિતા કહેવાય, द्वितैव द्वैतं–દ્વિતા એજ દ્વૈત (ભેદ) કહેવાય, न द्वैत अद्वैतं–દ્વૈત નહિ તે અદ્વૈત (અભેદ) કહેવાય, विशिष्टस्य अद्वैतं विशिष्टाद्वैतं–વિશિષ્ટનું અદ્વૈત તે વિશિષ્ટાદ્વૈત કહેવાય, પોતાથકી વ્યતિરિક્ત સમગ્ર ચિદચિદ્વિશિષ્ટ બ્રહ્મ એકજ તત્વ છે એમ પ્રતિપાદન કરેલુ હોવાથી રામાનુજીય મત 'વિશિષ્ટાદ્વૈતસિદ્ધાંત' એમ વ્યપદેશાય છે. સિદ્ધાંતશબ્દ પ્રામાણિકપણે પરિગ્રહ કરેલા અર્થનો વાચી છે. એજ મતશબ્દવાચ્ય છે શકરાચાર્ય વિગેરેએ 'બ્રહ્મ એકજ તત્વ છે, તેથકી વ્યતિરિક્ત સમગ્ર મિથ્યા છે' એમ નિરૂપણ કરેલું હોવાથી તેમનો મત 'અદ્વૈતસિદ્ધાંત' એમ વ્યવહાર કરાય છે. મધ્વતીર્થીય મત દ્વૈત છે, તેઓ જગતનો અને બ્રહ્મનો પાલ્યપાલક સંબન્ધ વિના ઐક્ય વ્યપદેશને યોગ્ય સંબન્ધવિશેષને અગીકાર કરતા નથી અને તે બન્નેનું સત્યપણુ અગીકાર કરે છે માટે તેમનો સિદ્ધાંત દ્વૈત કહેવાય છે.

રામાનુજીય મતમાં તો ચેતનાચેતનાત્મક પ્રપંચ અને પરબ્રહ્મનું સત્યપણું સ્વીકારીને, તે બન્નેનો શરીરશરીરિભાવસંબન્ધ અંગીકાર કરીને, લોકમાં શરીર અને શરીરી જીવાત્માનો અત્યંત ભેદ હોવા છતાં પણ 'આ ચૈત્ર એકજ છે' ઇત્યાદિ એકત્વ વ્યવહાર જેમ દેખાય છે, તેમ અહીં પણ ચેતન-અચેતનના મુખ્ય શરીરી બ્રહ્મનો એકત્વ વ્યપદેશ અને પરસ્પર ભેદ ઘટેછે

ટુંકામાં અભિપ્રાય એટલો કે–'पृथगात्मानं प्रेरितारं च मत्वा' 'ज्ञाज्ञौ द्वावजावीशनीशौ' 'नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्' 'अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मा' 'प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः' 'क्षरात्मानावीशते देव एकः' ઇત્યાદિક ભેદબોધક શ્રુતિ છે. 'नेह नानास्ति किञ्चन' 'सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं' 'सर्वं खल्विदं ब्रह्म' 'नारायण एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम्' 'इदं सर्वं यदयमात्मा' 'तत्त्वमसि' 'ब्रह्म वेद ब्रह्मैव भवति' ઇત્યાદિક અભેદબોધક શ્રુતિ છે. 'य आत्मनि तिष्ठन्...यस्यात्मा शरीरं...य आत्मानमन्तरो यमयति' 'यः पृथिव्यां तिष्ठन्...यस्य पृथिवी शरीरं...यः पृथिवीमन्तरो यमयति' ઇત્યાદિક ઘટક (ભેદ અભેદને ઘટાવી આપનારી) શ્રુતિ છે. આ શ્રુતિઓ મધ્યે અદ્વૈતિઓને ભેદશ્રુતિઓ ઔપચારિક કે બાધિત અર્થવાળી સ્વીકારવી પડેછે. દ્વૈતિઓને અભેદશ્રુતિઓ તેવી રીતે (ઔપચારિક કે બાધિત અર્થવાળી) અંગીકાર કરવી પડેછે. અદ્વૈતી દ્વૈતી બન્નેને પણ ઘટકશ્રુતિઓ તેવીજ રીતે (ઔપચારિક કે બાધિત અર્થવાળી) વર્ણન કરવી પડેછે. વિશિષ્ટાદ્વૈતિઓના મતમાં તો લોકદૃષ્ટ શરીરશરીરિન્યાયથી શરીર અને શરીરિનો પરસ્પર ભેદ પ્રત્યક્ષપણે અનુભવમાં આવતો હોવાથી તેવા ભેદને બોધ કરવાપણે ભેદશ્રુતિઓ અને 'દેવદત્ત એકજ છે' એની પેઠે વિશિષ્ટ શરીરીના એકત્વથી અભેદ શ્રુતિઓ અને આવા સંબન્ધ (શરીરશરીરી)ને બોધ કરવાપણે ઘટક શ્રુતિઓ મુખ્ય અને અબાધિત અર્થવાળી અંગીકાર કરી છે. માટે સર્વ શ્રુતિઓના મુખ્યાર્થને બોધ કરવાપણું હોવાથી 'શરીરશરીરિભાવ સંબન્ધજ પ્રધાન પ્રતિતંત્ર છે' એમ વ્યવહરાયછે. પ્રતિનિયત જે તંત્ર તે પ્રતિતંત્ર કહેવાય,

गम्यताम् ॥१२१॥ एते साधारणा धर्माः पुंसां स्त्रीणां च सर्वतः । मदाश्रितानां कथिता विशेषानथ कीर्तये ॥१२२॥ मद्वैराग्यावरजंश्रा-

એવી વ્યુત્પત્તિથી બીજા સિદ્ધાન્તિઓએ નહિ અંગીકાર કરેલો તેતે મતને અસાધારણ એવો જે અર્થ તે **પ્રતિતંત્ર**શબ્દવાચ્ય છે. યદ્યપિ વિશિષ્ટાદ્વૈત મતમાં પણ મતાંતર વાદિઓએ નહિ અંગીકાર કરેલા અનેક અર્થો નિત્યમુક્તસદ્ભાવ વિગેરે છે તથાપિ તેમાં પણ આ શરીરશરીરિભાવ સંબન્ધનુંજ પ્રધાનપણું હોવાથી 'પ્રધાન પ્રતિતંત્ર' એમ વ્યવહાર થાય-છે. તો 'प्रधानेन व्यपदेशा भवन्ति' એવા ન્યાયને અનુસારે તેવા સંબન્ધને બોધ કરનારા **વિશિષ્ટાદ્વૈત** શબ્દથી રામાનુજીય મતનો વ્યપદેશ કર્યો છે. આ રામાનુજાચાર્યપ્રવર્તિત વિશિષ્ટાદ્વૈત નામનો જે મત તે અમારો મત છે એમ તમારે જાણવું. એમ કહેવાથી પોતાના સંપ્રદાયની શ્રીરામાનુજસંપ્રદાયમૂળકતા પણ સૂચવી છે એમ જાણવું. આ મતમાં મુક્તિદશામાં પણ જીવ ઈશ્વરનો ભેદ શ્રુતિસિદ્ધ વાસ્તવિક પ્રતિપાદન કરેલો હોવાથી ભેદભાવગર્ભિત (સેવ્ય સેવક) એવી પણ સેવાને મુક્તિ કહી તે યુક્ત છે. એમ તમે સર્વે ગમ્યત્તાં-અવધારણ કરો. આ પ્રકરણમાં ધર્મ ગુણ પ્રકાર વિશેષણ શરીર વિગેરે વપરાએલા શબ્દો એકાર્થ જાણવા. તેમજ ધર્મી ગુણી પ્રકારી વિશેષ્ય વિશિષ્ટ શરીરી વિગેરે શબ્દો પણ એકાર્થ જાણવા. અદ્વૈત અભેદ એક આ શબ્દો પર્યાયવાચી જાણવા. આનો વિસ્તાર શ્રીભાષ્યાદિક થકી જાણવો ॥૧૨૧॥

આશ્રિતોને હિતતમનો આદેશ આપવા પ્રવર્તેલા ભગવાન, ગૃહસ્થ કે વર્ણી કે સાધુ કે આચાર્યપદમાં પ્રતિષ્ઠિત હોય, પોતાના ચરણારવિંદના આશ્રિત આ સર્વેએ પણ સમાન રીતે આદર કરવા લાયક અહિંસાપ્રમુખ તત્ત્વવિજ્ઞાનપર્યંતના અર્થોનો આટલા પ્રબન્ધથી આદેશ કરીને, હવે વિશેષપણે તેમણે તેમણે અવધારણ કરવા યોગ્ય અર્થોનો આદેશ આપતાં, સામાન્યધર્મોના ઉપસંહારપૂર્વક વિશેષ ધર્મના કથનની પ્રતિજ્ઞા કરેછે—ત્યાગી અત્યાગી ગુરૂ શિષ્યના વિભાગ વિના મારા આશ્રિત સર્વ પુરૂષો અને સર્વ સ્ત્રીઓના વિધિનિષેધરૂપ સાધારણ ધર્મો કહ્યા, હવે વિશેષ-આચાર્યાદિકને અસાધારણ ધર્મવિશેષો કહુંછું ॥૧૨૨॥

तसुताभ्यां तु कदाचन। स्वासन्नसम्बन्धहीना नोपदेश्या हि योषित

તેમાં પ્રથમ આચાર્યના વિશેષધર્મોને કહેછે—આચાર્ય જો સ્વધર્મનિષ્ઠ હોય તો શિષ્યોને ધર્મમાં સ્થાપન કરવા સમર્થ થાય, 'आचिनोति हि शास्त्रार्थानाचारे स्थापयत्यपि' એવી સ્મૃતિ છે ધર્મનુ અનુષ્ઠાન અનુષ્ઠાપન આચાર્ય જ્ઞાનને આધીન હોવાથી પ્રથમજ આચાર્યપદમા રહેલાને વિશેષપણે અવબોધ આપવાની પ્રવૃત્તિ યુક્તજ છે મારા જે જ્યેષ્ઠ ભ્રાતા અને જે કનિષ્ઠ ભ્રાતા તેમના પુત્રો અયોધ્યાપ્રસાદજી અને રઘુવીરજી કે જેમને મેં મારા સમસ્ત આશ્રિત જનોના ગુરૂપણામા સ્થાપન કર્યા છે તેમણેતો પોતાના સમીપ સબન્ધવાળી જે સ્રિયો તેથકી અન્ય–દુર સબન્ધવાળી કે સબન્ધ વિનાની સ્રિયોને કદાચન–પોતાની વૃદ્ધ અવસ્થા સતેપણ અથવા રહસ્યમા કે સભામા ક્યારેય મનોપદેશ નજ કરવો શંકા—આચાર્ય બ્રહ્મનિષ્ઠ હોઇને ભવદાવાનળથી બહુ દગ્ધ એવા ચેતનોના તાપની ઉપશાતિ માટે પ્રવર્તેલા તેમને આર્ત ઉપદેશ્ય જનોમા વર્તતો લિંગભેદ (સ્રીભેદ) વિક્ષોભ માટે થતો નથી, તો આ નિષેધની શી જરૂર? તો એમ નથી કાળસ્વભાવ અને વિષમસ્વભાવની પર્યાલોચના કરનારાએ આજ મર્યાદા પ્રતિષ્ઠાપન કરવા યોગ્ય છે, કેમકે કળિકાળ વિષમ છે અને આ વિષય વિશેષ વિક્ષોભક છે, 'नन्वग्नि प्रमदा नाम घृतकुम्भसम पुमान्' 'इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभ मन' એવી સ્મૃતિ છે, તો આ નિષેધ યુક્તજ છે અન્યથા આચાર્યપદમા વર્તતાઓને શિષ્યભાવને પામેલા પુરૂષો સાથેજ જેમ એમ શિષ્યભાવને પામેલી સ્રીઓની સાથે પણ અત્યત સમાવેશ થાય, તેતો પ્રમાદમાટે કદાચિત્ થાય વળી વિમળ મનવાળા બ્રહ્મનિષ્ઠ આચાર્યો ઉપદેશ્યપદમા પણ જો પ્રમદાઓનો પરિત્યાગ કરે તો બીજા શિષ્ય મનુષ્યો પણ સુશિક્ષિત થાય, આજ આ નિષેધનુ પ્રધાન પ્રયોજન છે તથા તેમણે સમીપ સંબન્ધે રહિત એવી સ્રિયોનો સ્પર્શ ન કરવો તથા તેસ્રીઓની સાથે ક્યારેય પણ નજ બોલવુ ચકારાત્ ધર્મવશીય બીજા પણ નરોએ નારીઓનો સ્પર્શ સંભાષણાદિ ન કરવુ યદ્યપિ ઉપદેશનો નિષેધ કરવાથીજ સ્પર્શ સભાષણનો નિષેધતો આવીજ જાય છે, તો આ નિષેધનો

॥१२३॥ न स्प्रष्टव्याश्च ताः क्वापि भाषणीयाश्च ता न हि । क्रौर्यं
અવસર નથી. તથાપિ પાઠક્રમની અપેક્ષાએ અર્થક્રમનું પ્રાબલ્ય હોવાથી–સમીપ દેહ સંબન્ધે રહિત નારીઓનો સ્પર્શ ન કરવો અને ક્યારેય પણ તેણીઓની સાથે નજ બોલવું, કિં બહુના–તેમને મંત્રોપદેશ પણ ન કરવો, આવો અન્વય જાણવો. જ્યારે ઉપદેશ ન થાય તો તેની સાથે સંભાષણ ન થાય અને તેણીનો સ્પર્શ ન થાય એમાં કહેવુંજ શું? સમીપ સંબન્ધિની નારીઓને તો મંત્રાદિ ઉપદેશ કરવો. મંત્રદીક્ષા ગ્રહણમાટે આવેલી અન્ય અબળાઓને તો પોતે ઉપદેશેલી પોતાની પત્નીદ્વારાજ ઉપદેશ કરાવવો પણ પોતે ન કરવો એવો અભિપ્રાય છે. તેનું કારણ તો ઉપદેશ્ય અને ઉપદિષ્ટ સ્ત્રીઓના પ્રસંગથી ગુરૂઓ સ્વધર્મથકી ભ્રષ્ટ થએલા બહુ સ્થળે દેખાય છે. અને વળી 'मात्रा स्वस्ना दुहित्रा वा नाविविक्तासनो भवेत् । बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥' ઇત્યાદિ શાસ્ત્રદર્શન છે, માટે શ્રીધર્મદેવેજ જે આ મર્યાદા સ્થાપન કરી છે તેજ અસ્મદીઓએ અનુપાળવી. સમીપસંબન્ધ સત્સંગિજીવનથકી સમજવો.

તથા તેમણે શત્રુમિત્રવિભાગ વિના સર્વત્ર દયા કરવી એમ કહે છે—कस्मिंश्चित्–શત્રુ ઉપર પણ (ક્રૂરતા કરવાનો પ્રસંગ તેની ઉપરજ છે) क्रौर्य–નિર્દયપણું ન કરવું પોતાને પ્રતિકૂળ આચરણમાં પ્રવર્તેલાને પણ જો દુ:ખ સમુપસ્થિત થાય તો તેની ઉપર પણ કરૂણા કરવાના સ્વભાવવાળા આચાર્યે થવું એવો અભિપ્રાય છે. તે ગીતામાં કહ્યું છે–'अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च' ઇતિ. 'दया कार्यैव सर्वत्र' એમ નહિ કહેતાં 'क्रौर्यं कार्यं न कस्मिंश्चित्' એમ જે કહ્યું તે શત્રુવિષે કદાચિત્ નિર્દયતાનો પ્રસંગ આવે તે અત્યંત અનુચિત છે, આ અર્થની દૃઢતા માટે જાણવું. યદ્યપિ આ આદેશ મુમુક્ષુજનસામાન્યને અધિકાર કરીને કરવો જોઇએ તથાપિ શિષ્યજનોના વિમોક્ષ માટે પ્રવર્તેલા, આચાર્યપદને અલંકર્તા વિષે સર્વથી સમધિક આ ગુણવિશેષ અવશ્ય અત્યત અપેક્ષિત અવધાર્ય છે એમ જણાવામાટે વિશેષપણે કહ્યું છે. જો આ ગુણ ન હોય તો ભવદવાગ્નિથી બહુ બળતા ચેતનોવિષે દયારસ કેમ પ્રસરે? અને સ્વાર્થનિરપેક્ષ તેમના સમુજ્જી-

कार्यं न कस्मिंश्चिन्न्यासो रक्ष्यो न कस्यचित् ॥१२४॥ प्रतिभूत्वं न

વનમાટે કેમ પ્રયત્ન થાય ? નજ થાય બીજુ પણ કારણ છે—દયા જો સમર્થમા વિદ્યમાન હોય તો પરપીડાના નિવારણમાટે થાય અસમર્થમા વર્તતી તો ફકત સ્વાશ્રય પુરૂષને કેવળ ગુણી બનાવે છે, તો જેમ જેમ સામર્થ્ય સમધિક હોય તેમ તેમ બીજાને મહત્ ફળ છે, તો સમર્થ પુરૂષને વિશેષપણે 'દયાળુ થવુ' એમ શિક્ષણ આપવુ જોઇએ તો આચાર્યસ્થાનને જે અધિષ્ઠાન કરેછે તેને તો આ અર્થનો વિશેષપણે અવબોધ આપવો યુક્ત છે, જે આચાર્યની દયાએ કરીને દુર્નિવાર સસૃતિદુ ખ ટળી જાય છે વળી જેમ જેમ પરને દુ ખ અધિક હોય તેમ તેમ દયાપ્રવાહ પણ સમધિક રાખવો સસૃતિ દુ ખ થકી અધિક દુ ખ શુ છે ? તેના નિરાકરણ થકી બીજુ દયાનુ ફળ પણ શુ છે ? કાઈ પણ નથી, આવા અનુસધાનથી બીજા જ્ઞાનાદિ ઉપદેશ્ય ગુણો હોવા છતા પણ આ દયાનો વિશેષપણે નિર્દેશ કર્યો છે માટેજ 'गुरवो हि दयालव' એમ સ્મૃતિ કહે છે આથી—અપકારિને પણ ભવદાવાનળની જ્વાળાથી પ્રજ્વલિત જોઇને તેથકી તેની મુક્તિ કરવામાટે આચાર્યપદારૂઢે પ્રયત્નશીલ થવુ એટલુ તાત્પર્ય છે આ અહીં કહેલા દયાગુણથી દૈવીસપદાને અભિમુખ થએલાના જે બીજા ગુણો વર્ણવ્યા છે તે સર્વે પણ જાણી લેવા તે ગુણો ગીતામા ભગવાને કહ્યા છે— 'अभय सत्त्व सशुद्धिर्ज्ञानयोगव्यवस्थिति । दान दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् । अहिंसा सत्यमक्रोधस्त्याग शान्तिरपैशुनम् । दया भूतेष्वलोलुप्त्व मार्दव ह्रीरचापलम् । तेज क्षमा धृति शौचमद्रोहो नातिमानिता ॥' ઇતિ

દયાપ્રસગથી કોઇની થાપણ સાચવવી વિગેરેને જો સ્વીકારે તો કદાચિત્ આત્માચિંતન ઉપદેશાદિકમા વિક્ષેપપ્રસગ આવે, માટે આચાર્યને તેનાથકી નિવૃત્તિજ ઉચિત છે, એવા અભિપ્રાયથી કહેછે—कस्यचित्— બન્ધુ કે અબન્ધુ, સમર્થ કે અસમર્થ અથવા कस्यचित्—અલ્પ કે નહિ અલ્પ દ્રવ્યનો, ન્યાસ—ચોરાદિકના ઉપદ્રવથી બહુ ભય પામેલાએ ધન સુવર્ણાદિ થાપણરૂપે રાખવા આપતાં દયાવશાત્ પણ આચાર્યપદમાં રહેલાએ ન અગીકાર કરવુ જો કોઇની થાપણ રાખે તો તેને સાચવવાની વિશેષ વ્યાપૃ

कस्यापि कार्यं च व्यावहारिके। भिक्षयाऽऽपदतिक्रम्या न तु कार्य-

તિનો પ્રસંગ આવે અને રાગ દ્વેષ લોભાદિકની અધિકતા જેમાં વર્તેછે એવા કલિમાં તેવી પ્રવૃત્તિ ઘણુ કરીને વ્યવહારપદમાજ (દાવામાં) પર્યવસાન પામે તેથી તત્વ હિત પુરૂષાર્થના ઉપદેશાદિ નિજધર્મમાં વિક્ષેપપ્રસંગ આવે, માટે કોઇની પણ થાપણુ દયાથીપણુ ન રાખવી ॥૧૨૩-૧૨૪॥

ન્યાસરક્ષણુનુંજ જેમ એમ પ્રતિભૂપણાનુપણુ મૂળ દયા છે, તો ન્યાસજ જેમ એમ પ્રતિભૂ-પ્રતિનિધિ (જામીન) પણુ અનર્થહેતુ હોવાથી દયાએ કરીને પણુ વ્યવહારપદમાં–ક્રય વિક્રય દાન આદાનાદિકમાં નજ કરવું. कस्यापि– ભલે તે પોતાનો હોય કે પારકો હોય કોઇનું પણુ ન કરવું. મૂળમાં વ્યાવહારિકે' એમ કહ્યું છે એથી મુમુક્ષુ આશ્રિતોના પ્રતિ સમસ્ત દુ ખના પ્રશમનમાં આચાર્યનું જે પ્રતિભૂપણુ (જામીન) છે તેનો નહિ નિષેધ સિદ્ધ થાયછે. આજ આચાર્યનું વ્રત છે (સર્વ સમાશ્રિતોના પ્રતિનિધિ થવુ) તથા શિષ્યસમર્પિત ધન ધાન્યાદિવડે પોતાનું અને પોતાના પોષ્યવર્ગનુ પોષણુ કરતા આચાર્યને જો કદાચિત્ દૈવવશાત્ ધનધાન્યાદિકના પરિક્ષયને લીધે જીવનોપાય ન રહે તો પોતાના બ્રાહ્મણુવર્ણુને સમુચિત ભિક્ષાવૃત્તિથીજ આત્મા આત્મીયનું ભરણુ ન્યાય્ય છે પણુ ઋણુ કરીને નહિ. કેમકે તેતો મનોવિક્ષેપમાં પ્રબળ હેતુ હોઇને આ લોક પરલોકમાં અનર્થ અર્થે થાય છે. જે જન ઋણુપીડિત છે તેતો સર્વદા અસ્વસ્થ હૃદયવાળો હોઇને પોતાના ક્ષેમ માટે સમર્થ રહેતો નથી તો કરજ તો શરીરધારણુ માટે પ્રાણુ ક્યારેય પણુ કોઇનુ પણુ નજ કરવું. 'नाधमर्ण्यसम दु खं गृहिणामिह किञ्चन' એમ સ્કાદમા કહ્યુ છે માટેજ ભારતમા 'पञ्चमेऽहनि षष्ठे वा शाकं पचति यो गृहे। अनृणी चाप्रवासी च स वारिचर! मोदते॥' એમ કહ્યું છે. કરેલુ કરજ નહિ પાછું આપવામા મહા અનર્થ કૃત્યચિંતામણિમા કહ્યો છે–'अग्निहोत्री तपस्वी च ऋणवान् म्रियते यदि। अग्निहोत्रं तपश्चैव सर्वं तद्धनिनो भवेत्॥ ऋणं ये न प्रयच्छन्ति प्रमादादनुपायत। धनदातुस्तदीयं स्यात्पुण्यं चात्र पुराऽर्जितम्॥' ઇતિ યદ્યપિ આ

मृणं क्वचित् ॥१२५॥ स्वशिष्यार्पितधान्यस्य कर्तव्यो विक्रयो न च ।
जीर्णं दत्वा नवीनं तु ग्राह्यं तन्नैव विक्रयः ॥१२६॥ भाद्रशुक्ल चतुर्थ्यां

ધર્મ સર્વસાધારણજ છે તથાપિ ભ્રાતૃપુત્રો પ્રત્યે ઉક્તિ તો તેમને અત્યા વશ્યકતા જણાવા માટે અને તેમના દ્વારા તેમના શિષ્યોને જણાવા માટે છે એમ જાણવુ આ શ્લોકથી આચાર્યે શિષ્યસમર્પિત ધનધાન્યવડે જીવન કરવું એમ જણાવ્યુ છે ॥૧૨૫॥

શિષ્યાર્પિત ધન ધાન્યના પરિક્ષયમા જીવિકા પૂર્વશ્લોકથી નિરૂપણ કરી, હવે શિષ્યાર્પિત ધાન્યની અધિકતામા કર્તવ્ય કહેછે—ધનધાન્યના ક્ષયમા જેમ ઋણ ન કરવુ તેમ પોતાના શિષ્યે અર્પેલા ધાન્યની અધિકતામા તે વેચવુ નહિ દેતા ખાતા આકી રહેલા, કાળેકરીને જીર્ણભાવને પામતા ડાગર વિગેરે અન્નને વેચવાનો પ્રસગ હોવાથી તેનો નિષેધ આ કર્યો છે વિક્રય લોભ મૂળક હોવાથી વૈશ્યની તે વૃત્તિ છે, બ્રાહ્મણમાત્રને તો તે નિષિદ્ધ છે, 'अन्नोऽग्निर्वरुणो मेष सूर्योऽश्व पृथिवी विराट् । धनुर्यज्ञश्च सोमश्च न विक्रेया कदाचन ॥' એવી સ્મૃતિ છે 'વિરાટ્ શબ્દથી અન્ન જાણવુ અન્ન આદિકના વિક્રયથી અગ્નિ આદિક દેવતાઓજ વેચ્યા તુલ્ય થાય છે' એવી તેની વ્યાખ્યા કરી છે શકા—ક્રમેક્રમે જીર્ણ થતા તેનો શો ઉપયોગ થાય ? એવી અપેક્ષામા કહેછે કે—जीर्णं—ગતવર્ષમા સઘરેલુ હોવાથી તેમાં જતુ ઓનુ પડવુ વિગેરેવડે બહુ કાળ રાખી શકાય નહિ એવો પ્રસગ જો આવે તો તે વેચાતું આપી દઈને નવીન ધાન્ય લેવુ આ વિનિમય કહેવાય, વિક્રય નહિ, વિક્રયમા જે દોષ છે તેનો સપાદક નથી માટેજ ન વેચવા યોગ્ય તિલાદિક ધાન્યવિશેષનો વિનિમય મન્વાદિકોએ અનુમાન્યો છે અતિથિ અભ્યાગત સાધુ સરક્ષણમાજ એક પ્રવર્તેલા આચાર્યે તેમના રક્ષણ માટે કરાતો આ વિનિમય ( અદલો ) દોષમાટે નથી, આટલુજ તત્વ છે, 'सर्वे विनिमया युक्ता लाभलोभो न तूचित ' એવી સ્મૃતિ છે ॥૧૨૬॥

હવે નૈમિત્તિક ધર્મવિશેષનુ વિધાન કરેછે—ભાદ્રપદ માસના શુક્લ પક્ષની ચતુર્થી તિથિરૂપ નિમિત્ત પ્રાપ્ત થતા ગણેશની અને આશ્વિન માસના

**च कार्यं विघ्नेशपूजनम्। इषकृष्णचतुर्दश्यां कार्योऽर्चा च हनूमतः ॥१२७॥ मदाश्रितानां सर्वेषां धर्मरक्षणहेतवे। गुरुत्वे स्थापिताभ्यां**

કૃષ્ણપક્ષની ચતુર્દશી તિથિરૂપ નિમિત્ત પ્રાપ્ત થતાં હનુમાનજીની પૂજા યથાવિધિ કરવી. યદ્યપિ આ અર્થ સર્વ સાધારણ છે તથાપિ સર્વ સમાશ્રિતોને શિક્ષણ આપવા આચાર્યના કર્તવ્યપ્રકરણમાં કહ્યો છે. આચાર્યને અવબોધ આપવાથી બીજાપણ સુદૃઢ બોધ આપ્યા થાય છે. સર્વ વિઘ્નના વિનાશ માટે કર્મારંભમાં આ દેવતાવિશેષ ( ગણેશ ) સર્વેએ પૂજ્યપણે કહ્યા છે. વળી કૃષ્ણનો એમાં અનુપ્રવેશ છે તો તદાત્મકપણે વિઘ્નેશનું પૂજન કૃષ્ણૈકપરાયણોને પણ સમુચિતજ છે. હનુમાનજીતો ભગવાનના એકાંતિકભક્તરાજ છે માટે તેમની પૂજા પણ મુમુક્ષુઓએ અત્યત ઉપાદેય છે. માટેજ ગણપતિનું પૂજન ભવિષ્યોત્તરમાં કહ્યું છે–'चतुर्थ्यां भाद्रशुक्लायां हैमीं वा मृण्मयीमपि ॥ प्रतिमां गणनाथस्य सकृत्वा सम्पूजयेत्सुधीः ॥ ઇતિ. હનુમાનજીનું પૂજન ભગવાન્ રામચદ્રજીએ કહ્યું છે–'ये त्वां सम्पूजयिष्यन्ति ह्यूर्जे यमतिथौ नरः। न ते यास्यन्ति नरकान् भविष्यन्ति च मत्प्रियाः ॥' ઇતિ કાર્તિક કૃષ્ણ ચતુર્દશીએ હનુમાનજીના જન્મને પ્રતિપાદન કરનારાં વચનોનો પૂર્ણિમાંત માસ લેવાનો અભિપ્રાય છે એમ જાણવું ॥૧૨૭॥

આચાર્યપદમાં સ્થાપન કરેલા એમણે તો મુમુક્ષુ જનોને દીક્ષા દેવીજ એમ હવે આદેશ કરે છે—મારા ચરણના સમાશ્રિત અને મારા ચરણના સમાશ્રયને સન્મુખ થએલા સર્વ મુમુક્ષુઓના **धर्मरक्षणहेतवे**–ધર્મનો બોધ આપીને અધર્મથકી નિવૃત્ત કરવા અને ધર્મમાં પ્રવર્તાવવા તેણે કરીને તેઓના સમુજ્જીવન માટે ગુરૂપદમાં મેં સ્થાપન કરેલા તેઓએ તો મુમુક્ષુ જનોને દીક્ષા–સંપ્રદાયપરંપરાપ્રાપ્ત મંત્રોપદેશરૂપ આપવીજ. 'मुमुक्षवः' આ નિર્દેશથી દીક્ષાગ્રહણમાં મુમુક્ષુજ અધિકાર છે પણ વિપ્રાદિવર્ણવિલક્ષણતા નથી એમ સૂચવ્યું છે, માટેજ 'ब्राह्मणान् क्षत्रियान् वैश्यान् सच्छूद्रांश्च मुमुक्षतः। विष्णुभक्तिरतान् साधून् दीक्षयेद्विधिना गुरुः ॥' એમ પંચરાત્રમાં કહ્યુ છે. 'તેમણે તો મુમુક્ષુઓને દીક્ષા આપવી' આ નિષ્કામ વિધિ કર્યો છે, તો તે ઉપરથી–ભલે સદ્વૃત્તને અનુસરેલા હોય

च ताभ्यां दीक्ष्या मुमुक्षव ॥१२८॥ यथाधिकार संस्थाप्या स्वे स्वे

પણ જો આચાર્યભાવને અનાદર કરીને મુમુક્ષુ જનોને મન્ત્રાદિ ઉપદેશ ન કરે તો અમારી આજ્ઞાના અતિલઘનથી થતો પ્રત્યવાય એમણે ભોગવવોજ પડે, એમ જણાવ્યુ છે 'તેમણે તો' એમ કહેવાથી બીજા ઓની અપેક્ષાએ આચાર્યની વિલક્ષણતા જણાવી છે વિલક્ષણતા તો દીક્ષા દાનમા અધિકારસપત્તિજ સમજવી (તેમનેજ દીક્ષાદાનમા અધિકાર છે બીજાને નહિ) તેજ અધિકારસપત્તિ 'गुरुत्वे स्थापिताभ्या' ગુરૂપણામાં સ્થાપન કરેલા, આથી સ્પષ્ટ જણાવી છે 'મેં તેમને ગુરૂપદમા સ્થાપન કરેલા' એમ કહેવાથી વિજ્ઞાનને પામેલા એમણે મારા આદેશથી આ અવશ્ય કરવુ એવો અર્થ સિદ્ધ થાયછે ગુરુસ્થાનમા સ્થાપિતપણારૂપ અધિકારના નિરૂપણથી કેવળ વિદ્યાસપત્તિથી પરમ રહસ્યભૂત પરબ્રહ્મવિદ્યારૂપ મત્ર વિશેષનો ઉપદેશ કરવામા ગુરૂની આજ્ઞા વિના યોગ્ય નજ થાય આ અર્થ જણાવ્યો છે ધર્મરક્ષણહેતવે–આથી ગુરૂપદમા સ્થાપન કરવાનુ પ્રયોજન જણાવ્યુ છે 'મારા (ભગવાનના) આશ્રિતોના ધર્મરક્ષણ માટે' એમ કહ્યુ છે તેથી આ ધર્મ પારમૈકાતિક જાણવો તેનુ રક્ષણતો પ્રતિકૂળનો પરિત્યાગ અને અનુકૂળનુ સપાદન તેણે કરીને જે પોષણ કરવુ એજ માન્યુ છે આ બન્ને તો ઉપદેશાદિવડે બને આજ રક્ષણપ્રયોજન માટે ગુરૂપદમા સ્થાપન છે ॥૧૨૮॥

આચાર્યે શિષ્યોને યથાધિકાર સ્વસ્વધર્મમા નિયોજવા એમ હવે કહેછે— મિનાશ્રિતા મુમુક્ષાથી પોતાને આશરેલા (શિષ્યો)ને યથાધિકાર–અધિ કારને અનુસારે સ્વસ્વધર્મમા સારી રીતે સ્થાપન કરવા એટલે– મુમુક્ષા છે એટલામાત્રથી સર્વે જ્ઞાનયોગમા નિયોજવા યોગ્ય નથી જે ભક્તિયોગમા અસમર્થ હોય તે જ્ઞાનયોગમા યોજવા યોગ્ય છે, જે જ્ઞાનયોગમા પણ અસમર્થ હોય તેતો કર્મયોગમાજ પ્રયોજવા યો ય છે, તો આવા અધિકારને અનુસારે મુમુક્ષુઓને સ્વસ્વસમુચિત ધર્મ–કર્મયોગ કે જ્ઞાનયોગ કે ભક્તિયોગમા અસંમિશ્રિતપણે સ્થાપન કરવા ભક્તિયોગા દિકમા જે અધિકારી નથી તેને કર્મયોગમા અધિકાર ગીતામા ભગવાને

धर्मे निजाश्रिताः । मान्याः सन्तश्च कर्तव्यः सच्छास्त्राभ्यास आद-

કહ્યો છે–'अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः । सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते । ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम् ॥' ઇતિ. આનો આશય તો ભાષ્યથકી જાણવો. શ્રુતિ પણ છે–'एवं त्वयि नान्यथेतोऽस्ति' ઇતિ. અથવા સ્વશિષ્યોને સ્વસ્વવર્ણાશ્રમધર્મે નિત્યનૈમિત્તિકાદિકમા સંસ્થાપન કરવા મુમુક્ષામાત્રથી અને દીક્ષાપ્રાપ્તિમાત્રથી 'અમારે વર્ણાશ્રમધર્મની શી જરૂર છે?' એમ માનીને સ્વસ્વધર્મોનું જે રીતે ઉલ્લઘન ન કરે તે રીતે તેમા અનુષ્ઠાન ઉપદેશાદિવડે સ્થાપન કરવા અન્યથા શિષ્યકૃત પાપોનુ ગુરૂમાં સંક્રમણ થાયછે 'राजा प्रजानां शमलं याति धर्ममशिक्षयन् । आचार्यो निजशिष्याणां स्त्रीणां तल्पतयस्तथा ॥' એવી શખસ્મૃતિ છે **તથા** સંત– 'अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः' આ શ્રુતિને અનુસારે પરબ્રહ્મમાંજ નિમગ્ન જે ત્યાગનિષ્ઠ સત્પુરૂષો છે તેતો સ્વય આચાર્યપદમાં રહેલાએ પણ માન્યા –યથોચિત ચદનાદિઅર્ચનથી અને સદન્નાદિભોજનથી સત્કાર્ય છે **તથા** સ્વય પ્રતિદિન સચ્છાસ્ત્રનો અભ્યાસ આદર–પ્રેમથી કરવો. અભિપ્રાય એવો છે કે–વિદ્યા પરા અપરા એવા ભેદથી બે પ્રકારની છે, બ્રહ્મના અપરોક્ષરૂપ પરા કહી છે અને અપરા તો બ્રહ્મના પરોક્ષરૂપા સાગ સોપબૃહણ વેદરૂપ સચ્છાસ્ત્રજન્યા છે, તેમા અપરોક્ષમાં પરોક્ષની ઉપકારકતા છે આ વિદ્યાવિભાગ અને ઉપકાર્યઉપકારકભાવ મુડકઉપનિષદમા 'द्वे विद्ये वेदितव्ये' ઇત્યાદિ શ્રુતિએ કહ્યો છે તો એ રીતે ઉપકાર્યઉપકારકભાવે સંપન્ન બે વિદ્યાઓ મધ્યે અપરોક્ષવિદ્યાનિષ્ઠ એવા પણ આચાર્યે સમાધિથકી વિરામ વેળાએ એમાં ઉપકારક પરોક્ષવિદ્યાનુ પરિશીલનજ પ્રેમથી કરવુ પણ અનુપયુક્ત વ્યવહારમા પ્રવેશ સમુચિત નથી, કેમકે તેમા ચિત્તવિક્ષેપનો પ્રસંગ છે યદ્યપિ આ અર્થ મુમુક્ષુસાધારણ છે તથાપિ આચાર્યપદના અલકર્તાને અત્યત અપેક્ષિતતા જણાવા માટે વિશેષધર્મપણે આદેશ કર્યો છે. આત્મપરમાત્માના સ્વરૂપનો અવબોધ આપનાર ઔપનિષદજ સચ્છાસ્ત્ર છે, તેના અર્થનો અભ્યાસજ મુખ્ય છે, 'ब्राह्मणेन षडङ्गो

रात् ॥१२९॥ मया प्रतिष्ठापितानां मन्दिरेषु महत्सु च । लक्ष्मीनारायणादीनां सेवा कार्या यथाविधि ॥१३०॥ भगवन्मन्दिरं प्राप्तो

वेदोऽध्येतव्यो ज्ञेयश्च' એવી શ્રુતિ છે. 'तपो विद्या च विप्राणां निःश्रेयसकरे उभे' એમ ભાગવતમાં કહ્યું છે ॥१२९॥

હવે પોતે પ્રતિષ્ઠાપેલા લક્ષ્મીનારાયણાદિક દેવોની યથાવિધિ પૂજા વિગેરે કરવાનો આદેશ કરે છે—મહત્સુ-શિખરબંધ મહામંદિરમાં કે અલ્પહરિમંદિર નામની હવેલીમાં મેં જગતના ઉદ્ધરણમાટે અવતરેલા પુરૂષોત્તમે સાક્ષાત્ યથાવિધિ પ્રતિષ્ઠાપન કરેલા લક્ષ્મીનારાયણ આદિક ભગવત્સ્વરૂપોની સેવા તેમણે તે તે કાળે કરવી. પરિચારકો બહુ હોય તોપણ ભગવત્સેવા તો સ્વયં કરવી. આ સેવા યથાવિધિ-વિધિને અનુસારે કરવી પણ સ્વેચ્છાપ્રમાણે ક્યારેય ન કરવી. 'મેં પ્રતિષ્ઠાપેલાં' એમ કહેવાથી તેમની પરિચર્યા કરનારા ઉપર પોતાની અત્યંત પ્રીતિ જણાવી છે. મંદિરનું મહત્વ તો ભગવન્નિર્મિત હોવાથી અને ભગવન્મંદિર હોવાથી જાણવું, બીજા વિશાળાદિ પ્રકારથી મહત્ત્વતો અપ્રયોજક છે. આદિશબ્દથી નરનારાયણાદિક ગ્રહણ કરવા ॥१३०॥

ભગવન્મંદિર પ્રતિ આવેલો ક્ષુધાથી ક્લેશ પામતો જે કોઈ પણ જન અન્નદાનાદિવડે સત્કાર્ય છે એમ કહે છે—જે કોઈપણ-જાતિ કુળાદિકવડે વર કે અવર, અથવા જ્ઞાતકુળાદિ કે અજ્ઞાતકુળાદિ જે કોઈપણ અતિથિ માનવ ઘરપ્રતિ આવેલો અન્નાર્થી-ભૂખ્યો હોય તે તો ગૃહસ્થજને અન્નદાનાદિવડે સંભાવના કરવા યોગ્ય છે. અન્યથા મહાપરાધ થાય છે, તેવી શ્રુતિ છે-'वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् । तस्यैतां शान्तिं कुर्वन्ति हर वैवस्वतोदकम् । आशाप्रतीक्षे सङ्गतं सुनृतं चेष्टापूर्ते पुत्रपशूंश्च सर्वान् । एतद् वृङ्क्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन् वसति ब्राह्मणो गृहे ॥' ઇતિ. વળી સામાન્યપણે ક્ષુધાતુરને અન્નદાનની બહુ પ્રશંસા કરી છે-'अन्नदानं प्रशंसन्ति विद्वांसो वेदवादिनः । अन्नमेव यतः प्राणाः प्राणदानं समं हि तत् ॥ तस्मादहरहर्देयमन्नमेव विचक्षणैः । अशरीरेषु सर्वेभ्य इति स्वायम्भुवोऽब्रवीद् ॥' ઇતિ. એ રીતે ક્ષુધાતુર અતિથિ કે બીજાનેવિષે સામાન્યતઃ

**योऽन्नार्थी कोऽपि मानव । आदरात्स तु सम्भाव्यो दानेनान्नस्य शक्तित ॥१३१॥ संस्थाप्य विप्रं विद्वांसं पाठशाला विधाप्य च ।**

અન્નદાનની અવશ્ય કર્તવ્યતા સિદ્ધ થાય છે આ અર્થ ગાર્હસ્થ્યધર્મયોગ માત્રને સાધારણ છે આચાર્યનેતો વિશેષ આ છે-ભગવદ્દર્શનાર્થે મદિર પ્રતિ આવેલો તો જે કોઈપણ ક્ષુધાકુળ અન્નાર્થી આચાર્યપદાધિષ્ઠિત ધર્મપ્રવર્તકે 'ભગવન્મદિરમા આવેલો ભુખ્યો નજ રહેવો જોઈએ' એમ જાણીને વિશેષપણે અન્નદાનવડે સભાવનીય છે અન્યથા મદિરના સ્વામિને મહાન્ અનર્થ થાય, તો મદિરના ધણી આચાર્યે આ અવશ્ય કર્તવ્ય છે આ સભાવના આદરાત્-આદરથી કરવી પણ અનાદરથી નહિ વળી યથાશક્તિ-શક્તિને અતિક્રમ કરીને નહિ તેમ શક્તિથી ન્યૂનપણ નહિ અથવા-અન્નાર્થા-અન્નની અર્થનાથી ભગવન્મદિરપ્રતિ આવેલો જે કોઈપણ માનવ હોય, એવી અન્વયયોજના કરવી જે કોઈપણ એટલે ભગવાનને અભિમુખ હોય કે વિમુખ હોય પણ ભગવાનના મદિરમા પેઠો એટલામાત્રથી તેતો સભાવનીય છે અભિપ્રાય એવો કે આ પાખડપીડિત કળિમા બહુધાપણે જનો ભગવત્પ્રતિમાવિમુખ હોઈને ભગ વન્મદિરની વાર્તાને પણ સહન કરી શકતા નથી આવી કળિસ્થિતિ છે તો અન્નની અપેક્ષાથી જે કોઈ ભગવન્મદિરપ્રતિ પ્રવેશમાનને અનુમાને છે તે પરમકૃપાળુ આચાર્યોએ આદરણીય છે સર્વત્ર દયા રાખવી એ આચાર્યનુ લક્ષણ છે દયાળુ આચાર્યે જે કોઈપણ પ્રકારે ભગવન્મદિર પ્રતિ આવેલા જે કોઈની પણ સંભાવના આદરથી કરવી પણ તિરસ્કાર ન કરવો એટલુ તાત્પર્ય છે ॥૧૩૧॥

અન્નદાનની કર્તવ્યતા કહીને હવે તેથી અધિક વિદ્યાદાનની કર્તવ્યતા કહેછે—પાઠશાળા કરાવીને તેમા અધ્યાપનસમર્થ વિદ્વાન્ વિપ્રને અધ્યાપકપદમા સસ્થાપીને સદ્વિદ્યા અગસહિત ઉપબૃહણસહિત વેદવિદ્યા પૃથ્વીમા પ્રવર્તાવવી જે વિદ્યાએ કરીને વિદ્દ્યની સત્તા તે સદ્વિદ્યા કહી છે તેવી તો વેદવિદ્યાજ છે, કેમકે તેજ આદ્યન્તે રહિત હોઇને યથાર્થ પુરૂષાર્થને અને તેના સાધનોને જણાવે છે, તેના પરિકરપણેજ

प्रवर्तनीया सद्विद्या भुवि यत्सुकृतं महत् ॥१३२॥ अथैतयोस्तु भार्याभ्यामाज्ञया पत्युरात्मन. । कृष्णमन्त्रोपदेशश्च कर्तव्य स्त्रीभ्य एव हि ॥१३३॥ स्वासन्नसम्बन्धहीना नरास्ताभ्यां तु कर्हिंचित् ।

બીજાઓની સચ્છાસ્ત્રતા છે, તો આ વિદ્યાનુજ પ્રવર્તન મહત્ સુકૃત-સુકૃતસાધન છે અન્નથી તો જીવનમાત્ર થાય છે વિદ્યાથીતો સમુજ્જીવન થાય છે કેમકે ધર્માચરણથી પારલૌકિક શ્રેયની પ્રાપ્તિ થાય છે નહિ જાણતો પુરુષ પોતાનુ શ્રેય કરવા ક્યાથી સમર્થ થાય, તો જે વિદ્યા પ્રવર્તનથી મહત્ સુકૃત થાય તેવી સદ્વિદ્યા ભૂમિમા પ્રવર્તાવવી 'उपाध्यायस्य यो वृत्तिं दत्वाऽध्यापयति द्विजान् । किं न दत्त भवेत्तेन धर्मकार्यार्थदर्शितम् । छात्राणा भोजन तैल वस्त्र भिक्षामथापि वा । दत्वा प्राप्नोति पुरुष सर्वकामान् न सशय ॥' એવી સ્મૃતિ છે ॥૧૩૨॥

આચાર્યના વિશેષધર્મો કહીને હવે આચાર્યાણીના વિશેષધર્મો કહેછે—આચાર્યપદમા રહેલા એમની ભાર્યાઓએ ભર્તાની આજ્ઞાએ કરીનેજ કૃષ્ણમન્ત્રોપદેશ શરણાગત સ્ત્રિયોનેજ કરવો 'ભર્તાની આજ્ઞાથી' એમ કહેવાથી ઉપદેશમા અધિકારસપત્તિ જણાવી છે 'આજ્ઞાથી' એમ કહેવાથી સ્વતત્રપણે મન્ત્રોપદેશાદિકમાં અનધિકાર જણાવ્યો છે 'धर्मोपदेश या नारी दान तीर्थं व्रतानि च । करोति निष्फल तद्धि विनाज्ञां पत्युरात्मन ॥' એવુ પરાશરવચન છે આચાર્યે નહિ ઉપદેશ કરવા યોગ્ય કહેલી નિકટસબન્ધથકી ભિન્ન સ્ત્રિયોના સમુજ્જીવન માટે આચાર્યની આજ્ઞાથી ઉપદેશ પ્રાપ્ત મન્ત્રના પ્રદાનમા આચાર્યાણીને કશી ક્ષતિ નથી, માટેજ આચાર્ય ઉપદેશ હોવા છતા પણ તેમની પત્નીઓને આ અધિકાર આપ્યો છે ॥૧૩૩॥

હવે તેણીઓએ દૂર દેહમ્બધવાળા પુરુષોનો અગસ્પર્શાદિ પરહરવો, એમ કહેછે—પોતાના સમીપસબન્ધે રહિત એવા નરોનો આચાર્યપત્નીઓએ કહિંચિત્—કોઇને શંકા ન આવે એવુ નિમિત્ત હોય તોપણ બુદ્ધિપૂર્વક સ્પર્શ ન કરવો તથા તેમની સાથે કુશળપ્રશ્નાદિક નિમિત્તમાં પણ સંભાષણ પણ ન કરવુ તથા તેમને પોતાનુ મુખપણ નજ બતાવવુ તેમના દર્શનસમયે અવળુ મુખ કરીને રહેવુ અથવા પડદાથી મુખ

न स्प्रष्टव्या न भाष्याश्च तेभ्यो दर्श्यं मुखं न च ॥१३४॥ गृहाख्याश्रमिणो ये स्युः पुरुषा मदुपाश्रिताः । स्वासन्नसम्बन्धहीना न स्पृश्या विधवाश्च तैः ॥१३५॥ मात्रा स्वस्रा दुहित्रा वा विजने तु

આચ્છાદન કરવુ યદ્યપિ સ્ત્રીમાત્રસાધારણ આ ઉપદેશ છે. તથાપિ આચાર્યાણીએ તો અત્યત આ અર્થ અવધારણીય છે એવા અભિપ્રાયથી વિશેષપણે કહ્યુ છે ચકારાત્ ધર્મવશીય બીજી પણ નારીઓએ નરોનો સ્પર્શ સભાષણાદિ ન કરવુ ॥૧૩૪॥

હવે ગૃહસ્થના વિશેષ ધર્મોનો આદેશ કરેછે—જે મારા આશ્રિત ગૃહસ્થાશ્રમી પુરૂષો હોય તેમણે નિકટ દેહસબન્ધે રહિત ( જેણીઓનુ મરણાશૌચ ન લાગુ થાય તેવા દૂર સબન્ધવાળી અને સબન્ધે રહિત ) એવી સ્રિયો ( સધવા ) નો સ્પર્શ ન કરવો તથા તેવી વિધવા વનિતાઓનો સ્પર્શ ન કરવો વિધવા હોય કે સધવા હોય જે દૂર દેહ સબન્ધવાળી હોય તેણીનો ગૃહસ્થે સ્પર્શ ન કરવો કારણ કે તેણીઓના સ્પર્શમાત્રથી પણ કદાચિત્ ચિત્તવિક્ષોભનો સભવ હોવાથી ધર્મલોપ પ્રસગ આવે વિધવા સ્વરૂપત અમગળ હોવાથી તેણીનો સ્પર્શ વિશેષત પાતિત્યહેતુ જણાવવા તેણીનો સાક્ષાત્ ( શબ્દથી ) નિર્દેશ કર્યો છે તેવી સ્મૃતિ છે-'अमङ्गलाना सर्वेषां विधवा ह्यत्यमङ्गलम् । अतस्तां न स्पृशेद्धीमान् स्वसम्बन्धिस्त्रिय विना ॥' ઇતિ ॥૧૩૫॥

હવે સમીપસબન્ધને ધરાવતી માતાઆદિકની સાથે પણ વિજનમા વિના વિપદા વાસ ન કરવો એમ કહેછે—પોતાની માતા કે બ્હેન કે દિકરી યુવા વયમા વર્તતી તેણીની સાથે એકાત સ્થળમા આપત્કાળ વિના ( આવશ્યકથકી અન્ય પ્રસગમા ) નજ રહેવુ ઇન્દ્રિયો બળવાન્ હોવાથી મનને બળાત્ હરે છે માટેજ 'न मात्रा न दुहित्रा वा न स्वस्रैकान्तशीलता । बलवन्तीन्द्रियाण्यत्र मोहयन्त्यपि कोविदान् ॥' એમ નિષેધ કર્યો છે આપત્કાળમા તો આ દોષ નથી હવે આપત્તિમા પણ જે નહિ કરવાનુ તે કહેછે—પોતાની પત્નીનુ દાન કોઈને ન કરવુ પત્નીતો આપત્તિમા પણ પોતે રક્ષણીય છે તે દાનયોગ્ય નથી કેમકે તેણીના પાતિવ્રત્યનો ભગ થતા અતિપાતક થાય અને સ્મૃતિમા તેણીની અદેયતા કહી છે 'आपत्स्वपि

वयःस्थया । अनापदि न तैः स्थेयं कार्यं दानं न योषितः ॥१३६॥
प्रसङ्गो व्यवहारेण यस्याः केनापि भूपतेः । भवेत्तस्याः स्त्रियाः
कार्यः प्रसङ्गो नैव सर्वथा ॥१३७॥ अन्नाद्यैः शक्तितोऽभ्यर्च्या

न देयानि नव वस्तूनि सर्वथा । अन्वये सति सर्वस्वं दारांश्च शरणागतान् ।
न्यासाधी कुलवृत्तिं च निक्षेपं स्त्रीधनं सुतम् ॥ स्वकुटुम्बाविरोधेन देयं दार-
सुतादृते । नान्वये सति सर्वस्वं यच्चान्यस्मै प्रतिश्रुतम् ॥' એવી સ્મૃતિ છે.
આ દારાદાનનિષેધ સ્મૃતિમાં કહેલા બીજા સર્વસ્વદાનાદિકના નિષેધને
પણ જણાવનારો જાણી લેવો. આથી-હવે બીજાઓની પણ અદેયતા
કહેવી જોઇએ, તો અહીં કેવળ સ્ત્રીની અદેયતાનું નિરૂપણ અસંગત છે,
એવી આશંકાનો અવકાશ નથી ॥૧૩૬॥

જેણીની સાથે વાગાલાપ કરવામાત્રથી પણ અનર્થ આ લોકમાંજ
પ્રબળતર પ્રાણપ્રયાણપર્યંત આવી પડે તેણીની સાથે આપત્તિમાં
પણ સંભાષણાદિ પ્રસંગ ન કરવો એમ કહેછે—જે સ્ત્રીને જે કોઈપણ
વ્યવહાર-યોગ્ય કે અયોગ્ય અથવા અંતઃપુરના જનોના શારીરસંબન્ધથી
કે અંન્તપુરના પરિચારિણીસંબન્ધથી ભૂપતિની સાથે પ્રસંગ-અંતપુર-
પ્રવેશાદિરૂપ હોય તેણીનો પ્રસંગ-વારેવારે આભાષણાદિરૂપ સર્વથા-આપ-
ત્તિમાં પણ તેણીના હિતની ઈચ્છાથી પણ નજ કરવો. (પોતાની
આપત્તિમાં ન કરવો આ અર્થતો સ્ફુટ છે) કદાચિત્ રાજનિગ્રહનો
પ્રસંગ આવે. અહ્ને લોકમાં અનર્થહેતુ છે માટે એનો વિશેષતઃ આદેશ કર્યો
છે 'राज्ञीद्वाराऽथवा यस्याः स्वातन्त्र्येण च योषितः । राज्ञा प्रसङ्गो दूत्या
वा तया व्यवहरेत्तु'' આવી રાજધર્મટીકામાં સ્મૃતિ છે ॥૧૩૭॥

હવે અતિથિસત્કારની કર્તવ્યતા કહેછે—ગૃહસ્થોએ ગ્રામાંતરથકી
પોતાને ઘેર આવેલા જે કોઈપણ અતિથિને અન્ન જળાદિકવડે સંતોષ
પમાડવો. 'येनार्चितोऽतिथिः प्रीत्या तेन सम्प्रीणितो हरिः' એવી સ્મૃતિ છે.
આદિશબ્દથી સ્વાગતાદિકનો સંગ્રહ કરવો. તેનું વચન છે-'अतिथिं तत्र
सम्प्राप्तं पूजयेत्स्वागतादिना । अभ्युत्थानप्रदानेन पादप्रक्षालनेन च । श्रद्धया
चान्नदानेन प्रियप्रश्नोत्तरेण च । गच्छतश्चानुयानेन प्रीतिमुत्पादयेद्गृही ॥'

ह्यतिथिस्तैर्गृहागतः । दैवं पित्र्यं यथाशक्ति कर्तव्यं च यथोचितम् ॥१३८॥ यावज्जीवं च शुश्रूषा कार्या मातुः पितुर्गुरोः । रोगार्तस्य

ઇતિ. અતિથિનું લક્ષણ પરાશરે કહ્યું છે–'नैकग्रामीणमतिथिं न गृह्णीत कदाचन । अनित्यमागतो यस्मात्तस्मादतिथिरुच्यते ॥ दूराध्वोपागतं श्रान्तं वैश्वदेव उपस्थितम् । अतिथिं तं विजानीयान्नातिथिः पूर्वमागतः ॥ इष्टो वा यदि वा द्वेष्यो मूर्खः पण्डित एव वा । सम्प्राप्तो वैश्वदेवान्ते सोऽतिथिः स्वर्गसङ्क्रमः ॥' ઇતિ. અતિથિના અસત્કરણમાં અતિઅનર્થ કહ્યો છે–'अनर्चितोऽतिथिर्गेहाद्भग्नाशो यस्य गच्छति । आजन्मसञ्चितात्पुण्यात्क्षणात्सहि बहिर्भवेत् ॥' 'अतिथिर्यस्य भग्नाशो गृहस्थस्य तु गच्छति । तस्मात्सुकृतमादाय दुष्कृतं तु प्रयच्छति । वैश्वदेवान्तिके प्राप्तमतिथिं यो न पूजयेत् । स चाण्डालत्वमाप्नोति सद्य एव न संशयः ॥' ઇતિ. અતિથિ શબ્દથી ભિક્ષુકમાત્રનું ગ્રહણ કરવું. તે સ્કંદમાં કહ્યું છે–'अध्वगः क्षीणवृत्तिश्च विद्यार्थी गुरुपोषकः । यतिश्च ब्रह्मचारी च षडेते धर्मभिक्षुकाः ॥' ઇતિ. આ ધર્મભિક્ષુકોને યથાશક્તિ અન્નાદિવડે સંતુષ્ટ કરવા. તથા ગૃહસ્થોએ જે બ્રહ્માદિ દેવોના પ્રીણન માટે અને પિત્રીઓના પ્રીણન માટે કહેલુ કર્મ વૈશ્વદેવ શ્રાદ્ધાદિક તે યથાવિધિ યથાશક્તિ યથાધિકાર કરવું. 'दैवं पित्र्यं यथावित्तं यो नाचरति मूढधीः । क्षीणपुण्यः पतत्येव रौरवे स न संशयः ॥' એવી સ્મૃતિ છે ॥૧૩૮॥

હવે માતા પિતા આદિકની શુશ્રૂષા કરવી એમ કહેછે—માતા પિતા અને ગુરૂની શુશ્રૂષા યાવજ્જીવં ( જ્યાંસુધી તેઓનું જીવન રહે ત્યાંસુધી અને જ્યાંસુધી પોતાનું જીવન રહે ત્યાંસુધી ) કરવી શુશ્રૂષામાં નિમિત્તભૂત તેઓનુ ઉત્તરોત્તર ગૌરવ છે. 'मासान् दशोदरस्थं या धृत्वा शूलैः समाकुला । ततोऽपि विविधैर्दुःखैः प्रसूयेत विमूर्च्छिता । प्राणैरपि प्रियान् पुत्रान् मन्यते सुतवत्सला । कस्तस्या निष्कृतिं कर्तुं शक्तो वर्षशतैरपि ॥' એ રીતે સ્મૃતિમાં માતાનું ગૌરવ વર્ણવ્યું છે. 'तयोरपि पिता श्रेयान् बीजप्राधान्यदर्शनात्' એવી સ્મૃતિ છે, વળી ગર્ભાધાનાદિ સમસ્ત સંસ્કારો કરવાપૂર્વક સાવિત્રીનો ઉપદેશ આપે છે, માટે પિતાનું માતાની અપેક્ષાએ

मनुष्यस्य यथाशक्ति च मामकैः ॥१३९॥ यथाशक्त्युद्यमः कार्यो निजवर्णाश्रमोचितः । मुष्कच्छेदो न कर्तव्यो वृषस्य कृषिवृत्तिभिः

ગૌરવ છે પિતાની અપેક્ષાએ બ્રહ્મવિદ્યાપ્રદ ગુરુનુ અધિક ગૌરવ છે તેમા 'उत्पादक-ब्रह्मदात्रोर्गरीयान् ब्रह्मद. पिता । ब्रह्मजन्म हि विप्रस्य प्रेत्य चेह च शाश्वतम् ॥' એવુ વચન છે એ રીતે ઉત્તરોત્તર ઉત્કર્ષવાળા આ ત્રણની શુશ્રૂષાની અવશ્ય કર્તવ્યતા મનુસ્મૃતિમા કહી છે-'तयोर्नित्य प्रिय कुर्यादाचार्यस्य च सर्वदा । तेष्वेव त्रिषु तुष्टेषु तप सर्वं समाप्यते ॥ तेषां त्रयाणां शुश्रूषा परम तप उच्यते । न तैरभ्यननुज्ञातो धर्ममन्य समाचरेत् ॥.. इम लोक मातृभक्त्या पितृभक्त्या तु मध्यमम् । गुरुशुश्रूषया त्वेव ब्रह्मलोक समश्नुते ॥ सर्वे तस्यादृता धर्मा यस्यैते त्रय आदृता । अनादृतास्तु यस्यैते सर्वास्तस्याफला क्रिया. ॥' ઇત્યાદિ તથા સ્કન્દપુરાણમા કહ્યુ છે— 'पित्रोर्गुरोश्च शुश्रूषा कर्तव्या श्रद्धयाऽन्वहम् । यथाशक्ति न ता कुर्याद्य स यास्यति रौरवम् ॥' ઇતિ તથા રોગાતુર મનુષ્યમાત્રની (દેહસંબન્ધ હોય કે ન હોય) યથાશક્તિ સેવા કરવી જે એવી રીતે ન કરે તે मामका - મારા પ્રીતિપાત્ર ન થાય માટે મારા આશ્રિત સર્વેએ પણ (ત્યાગીએ પણ) કરવી રોગશબ્દથી શસ્ત્રક્ષતાદિકનો પણ સંગ્રહ કરવો 'रोगाभिराघातस्य प्राणिनो दययाऽन्वहम् । कार्या सेवा यथाशक्ति भैषज्यान्नोदकादिभि ॥' એવી પરાશરસ્મૃતિ છે ॥૧૩૯॥

પારલૌકિક હિતનુ નિરૂપણ કરીને હવે ઇહલૌકિક હિતનુ નિરૂપણ કરતા પ્રથમ ગૃહસ્થ જને જીવનાર્થે વર્ણાશ્રમસમુચિતજ ઉદ્યમ કરવો એમ કહે છે—કુટુંબભરણમા ગુંથાએલા ગૃહસ્થે ઉદ્યમ-વૃત્યર્થે પ્રયત્ન કરવોજ, પરંતુ તે પોતાના વર્ણ આશ્રમને ઉચિત-નહિ વિરુદ્ધજ કરવો તેપણ યથાશક્તિ-યાજન અધ્યાપન પ્રતિગ્રહ વૃત્યર્થોમા જેમા જેની શક્તિ તેમાં તેણે ઉદ્યોગ કરવો. એ રીતે ક્ષત્રિયાદિકની વૃત્તિઓમાં પણ શક્તિ ભેદ સમજી લેવો 'यथाशक्ति चिकीर्षन्ति यथाशक्ति च कुर्वते । मा प्राप्यमभिवाञ्छन्ति नष्ट नेच्छन्ति शोचितुम् । आपत्सु च न मुह्यन्ति नरा पण्डितबुद्धयः ॥' એમ વિદુરે કહ્યુ છે વૃત્તિના પ્રસંગથી કૃષિવૃત્તિ

॥१४०॥ यथाशक्ति यथाकालं सङ्ग्रहोऽन्नधनस्य तैः । यावद्व्ययं च कर्तव्यः पशुमद्भिस्तृणस्य च ॥१४१॥ गवादीनां पशूनां च तृणतो-

---

પરોના પ્રતિ આદેશ કરેછે કે-कृषिवृत्तिभिः-વૈશ્યવૃત્તિથી જીવતા બહુ વિપ્રો અને ઇતર વર્ણો (ખેડુતો) સ્વાર્થૈકપર હોઇને હમણાં લોકમાં વિધિનિષેધને અતિક્રમ કરીને વૃષભોના વૃષણનો વિચ્છેદ કરાવે છે, તેમ અમારા આશ્રિતોએ ન કરવું. અન્યથા બીજનોજ વિનાશ થતાં મહા પ્રત્યવાયની પ્રાપ્તિ થાયછે. અને 'स्थिराङ्गं नीरुजं तृप्तं साण्डं पण्ढत्ववर्जितम् । अदृप्यं सबलमाणमनड्वाहं तु वाहयेत् ॥' એવી પરાશર સ્મૃતિ છે ॥૧૪૦॥

ગૃહસ્થોએ પ્રતિવર્ષ પોતાને જેટલો વ્યય હોય તેટલો ડાંગર આદિક અન્ન અને રૂપ્યમુદ્રાદિ ધનનો સંગ્રહ યથાશક્તિ યથાકાળ ધર્મથી કરવો. અને પશુસંરક્ષકોએ પશુભક્ષણને યોગ્ય ઘાસાદિકનો સંગ્રહ યથાશક્તિ યથાકાળ કરવો. યથાકાળ એટલે જે કાળમાં જે અન્ન ખળામાં વેચાતું હોય તે કાળમાં તે અન્નનો સંગ્રહ કરવો. અન્યથા તે બહુ મોંઘું થતાં વિશેષ વ્યયનો પ્રસંગ આવે. એ રીતે ધનપણ લાભકાળમાં સંઘરી લેવું. ઘાસમાં પણ જાણી લેવું. આ તો ગૃહસ્થોને દૃષ્ટફળજ છે માટે એમાં પ્રમાણની અપેક્ષા નથી ॥૧૪૧॥

પશુવાળાઓને તૃણસંગ્રહનો ઉપદેશ કર્યો તે પ્રસંગથી પશુસંરક્ષણને કહે છે—ગૃહસ્થોએ ગવાદિ પશુઓ રાખવાં, આદિશબ્દથી અશ્વ મહિષ આદિક લેવાં. આ નિયમ સર્વના પ્રતિ સરખી રીતે નથી. જો તૃણજળાદિકવડે સંરક્ષણનું સામર્થ્ય હોય તો રાખવાં. એટલે આ વિધિ સમર્થના પ્રતિ પ્રવર્તે છે પણ અસમર્થના પ્રતિ નહિ. આજ અર્થ સ્પષ્ટ કરવા नान्यथा એમ કહ્યું છે. એટલે આ રક્ષણવિધિ અસમર્થમાં નથી પ્રવર્તતો એટલુંજ નહિ, વધારામાં અસમર્થે કરાતા પશુસંગ્રહને નિષેધપણ કરેછે. માટે જેઓ પશુસંરક્ષણમાં પ્રવર્તે તેમણે તૃણજળાદિકવડે પશુઓની સંભાવના જેટલી પોતાથી બની શકે તેનો વિચાર કરી તેટલાંજ પશુઓ રાખવાં. અન્યથા મહત્તર પાપ થાય. પશુઓ ઘાસ જળ નહિ મળવાથી કલેશ પામતાં ધણીને મહાપાપ ઉપજાવે છે. તેવી સ્મૃતિ છે-'क्षुधातृषा-

यादिभिर्यदि । सम्भावनं भवेत्तेन रक्ष्यास्ते तर्हि नान्यथा ॥१४२॥ ससाक्ष्यमन्तरा लेख पुत्रमित्रादिनापि च । भूवित्तदानादानाभ्या व्यवहार्यं न कर्हिचित् ॥१४३॥ कार्ये वैवाहिके स्वस्यान्यस्य वार्प्य धनस्य तु । भाषाबन्धो न कर्तव्य' संसाक्ष्यं लेखमन्तरा ॥१४४॥ आयद्रव्यानुसारेण व्यय कार्यो हि सर्वदा । अन्यथा तु महद्दु ख

तीमद्शविवमस्थानसीदताम् । पशूनामेव नि श्वासै ऋद्धिः सर्वा विनश्यति ॥' ઇતિ પશુસભાવનનો પ્રકાર વૃદ્ધપરાશરસ્મૃતિ થકી જાણવો ॥૧૪૨॥

ભલે પુત્ર હોય કે મિત્ર હોય કે બીજો કોઇ આસ હોય તેની સાથે પણ ઋણદાન આદાન આદિક વ્યવહાર લેખપૂર્વકજ કરવો એમ કહે છે—ગૃહસ્થોએ લેખ (દસ્તાવેજ) કર્યા વિના ભૂ-ક્ષેત્રગૃહાદિકનુ દાન આદાન વેચાતું દેવુ લેવુ તથા વિત્ત-સુવર્ણાદિ ધનનુ ઋણપણે દેવુ લેવુ તેનો વ્યવહાર ક્યારેયપણ પુત્ર કે મિત્ર આદિક સાથે પણ નજ કરવો જો લેખ સાક્ષ્યશૂન્ય હોય તો દાવામા પ્રમાણપદને યોગ્ય થતો નથી માટે સાક્ષિના હસ્તાક્ષર કરવા સાથે કરવો પ્રથમ સાક્ષિસહિત લેખ કરાવીને પછી ભૂમિ આદિકનો લેણ દેણ વ્યવહાર કરવો. આ ઉપરથી દાયભાગ (પિતૃધનની વહેંચણી)મા પણ આજ રીતિ જાણી લેવી 'य कश्चिदर्थो निष्णात स्वरुच्या तु परस्परम् । लेख्य तु साक्षिमत्कार्यं तस्मिन् धनिकपूर्वकम् ॥' એમ યાજ્ઞવલ્ક્યે કહ્યુ છે સાક્ષિ તથા લેખનુ લક્ષણ તત્પરપણે પ્રવર્તેલી સ્મૃતિઓથકી જાણવુ ॥૧૪૩॥

જે વિવાહ વખતે કન્યાને કે વરને વસ્ત્ર વિભૂષણ વિગેરે નિમિત્તે ઘણું ધન આપવામા આવે છે તેમા પણ સાક્ષિસહિત લેખ કરવો એમ કહે છે—પોતાના કે પરનો વિવાહપ્રસગમા પ્રથમ 'કન્યાર્થે કે વરાર્થે આટલું પહેરા મણીમા દ્રવ્ય આપીશ' એમ પ્રતિજ્ઞા કરીને વિવાહ કરાવે છે, પછી લો લોભને લીધે કે કોઇ કલેશને લીધે પ્રતિજ્ઞાપ્રમાણે આપતા નથી, તેથી પરસ્પર મહાન્ કલેશ આવી પડે છે, તો તેવા વ્યવહારમા પણ સાક્ષિએ સહિત લેખ કરાવવો પણ ભાષાબંધ-વાણીમાત્રથી પ્રતિજ્ઞા ન કરવી ॥૧૪૪॥

સર્વ કોઇ ગૃહસ્થોએ દ્રવ્યની આવકને અનુસારેજ સર્વદા વ્યય-

भवेदित्यवधार्यताम् ॥१४५॥ द्रव्यस्याऽऽयो भवेद्यावान् व्ययो वा व्यावहारिके । तौ संस्मृत्य स्वयं लेख्यौ स्वक्षरैः प्रतिवासरम् ॥१४६॥

વ્યવહારમા ખર્ચ કરવો. વિત્તશાઠ્ય કે ઋણ નજ કરવું અન્યથા-દ્રવ્યની આવ્યકનું અનુસંધાન નહિ રાખીને યથેષ્ટ અધિક ખર્ચ કરી નાંખે તો મહત્ દુઃખ-અપરિહાર્ય ઋણપ્રસંગને લીધે મરણપર્યંત ક્લેશ લાગુ રહે અને મરણપછીથી પણ સંતતિમાં દુ.ખની અનુવૃત્તિ રહે અને ઋણશુદ્ધિ નહિ કરવાથી પ્રત્યવાયની પણ પ્રાપ્તિ (પારલૌકિક દુ.ખ) થાય એમ જાણવું માટે ગૃહસ્થોએ આવકની અપેક્ષાએ કિંચિત્ ન્યૂનજ વ્યય કરવો. હિ-આમાં સંશય ન કરવો તે વૃદ્ધચાણક્યે કહ્યું છે—'इदमेव पर दाक्ष्यमायादल्पतरो व्यय. । आगमे यस्य चत्वारि निर्गमे पञ्च वापि पद । स विस्तृतव्ययो नूनं धर्मभ्रष्टो भवेद्ध्रुतम् ॥' ઇતિ તથા કામંદક નીતિમાં કહ્યુ છે—'यतस्तत उपानीय व्ययं कुर्वन्ति भूरि ये । धनिकोपद्रवे जाते विपमश्नन्ति ते तत. ॥'' ઇતિ ॥૧૪૫॥

આવકથી અધિક ખર્ચની અનર્થહેતુના કહેવાપૂર્વક તે નહિ કરવાનું કહ્યુ, આય વ્યયની ગણુના (નામુ) નહિ કરનારાને વિશેષ વ્યય ન કરવો હોય તોપણ થાયજ. પ્રતિદિન ઉપજ ખર્ચની ગણુના કરીને તેને લખી રાખનાર (નામું રાખનાર)નેતો 'આ અનુચિત આજ થઇ ગયું, અત પર એવો વ્યવહાર ન કરવો' એમ તે સમયે મતિમાં વિચાર થઈ આવે, તેણે કરીને તેથકી કુશળ વિવેકી નિવૃત્ત થઈ જાય, આવા અભિપ્રાયથી અવશ્ય અનુદિન આવક વ્યયની ગણુના (નામુ) લખવી એમ કહે છે—પોતાના અધાય વ્યવહારકાર્યમા દ્રવ્યની જેટલી આવક હોય અને જેટલો વ્યય હોય તે આય વ્યય તે તે દિવસે સારી રીતે સંભારીને પ્રમાદનો પરિત્યાગ કરી સારા અક્ષરથી પોતાના હાથથીજ (બીજા પાસે નહિ) લખવો. (નામુ લખવું) પોતાને હાથે ન લખે તો નહિ વિશ્વસનીય જનથકી પીડા આવે. 'न यस्य लेखो लेखो वा मर्वैस्सन्दिग्धवर्णक । धूर्ता. कृतकलेशास्तं बाधित्वा गृह्णते धनम् ॥' એવું રાજધર્મટીકામાં નીતિવચન છે ॥૧૪૬॥

निजवृत्त्युद्यमप्राप्तधनधान्यादितश्च ते । अर्प्यों दशांश कृष्णाय विंशोंऽशस्त्विह दुर्बले ॥१४७॥ एकादशीमुखानां च व्रतानां

એ રીતે સાવધાન પુરૂષે સમુચિત વૃત્તિથી સંપાદન કરેલા દ્રવ્યમાંથી ધર્માર્થ એકદેશ પૃથક્ કરવામાં 'तस्मात्त्रिभाग वित्तस्य जीवनाय प्रकल्पयेत् । भागद्वय तु धर्मार्थमनित्य जीवित यत ॥' અર્થ–વિત્તના પાંચ ભાગ કરીને તેમાંથી ત્રણ ભાગ પોતાના જીવનમાટે કલ્પે અને બે ભાગતો ધર્માર્થે કલ્પે, કેમકે જીવિત અનિત્ય છે આમાં 'धर्मार्थे' એમ સામાન્યપણે જણાવ્યું છે, તેમાં સ્વાભિમત વિશેષ (કૃષ્ણને અને દશમો વિશમો આ વિશેષ) કહેછે—પોતપોતાની વૃત્તિથી ધનાદિનો લાભ પણ આળસુ અને અનુદ્યમીને દુર્લભજ છે, આ અર્થ જણાવવામાટે 'निजवृत्त्युद्यमप्राप्त' આ વિશેષણ આપ્યું છે પોતાની વૃત્તિને અનુગુણ ઉદ્યમથી પ્રાપ્ત થએલું રૂપ્યમુદ્રાદિ ધન અને વ્રીહ્યાદિ ધાન્ય અને બીજું ગવાદિક તેમાંથી દશમો ભાગ કૃષ્ણને અર્પણ કરવો દુર્બળ–અસમૃદ્ધોએ તો વિશમો ભાગ અર્પણ કરવો યાગ દાન જપ હોમાદિક બધુંય કર્મ જેના પ્રસાદદ્વારા શ્રેય સાધન થાય છે, તે ગીતામાં કહ્યું છે–'भोक्तार यज्ञतपसां सर्वलोकमहेश्वरम् । अह हि सर्वं यज्ञानां भोक्ता च प्रभुरेव च' ઇતિ તે આ કૃષ્ણને જે અર્પણ તેથકી બીજું ધર્મમાં કોઈ શ્રેષ્ઠ છેજ નહિ તે ભાગવતમાં કહ્યું છે–'पात्र त्वत्र निरुक्त वै कविभि पात्रवित्तमै । हरिरेवैक उर्वीश ! यन्मय वै चराचरम् ॥' ઇતિ માટે પાત્રોત્તમ કૃષ્ણને અર્પણ કરવો 'सर्वभूतात्मभूताय कृष्णायानन्यदर्शिने । देय शान्ताय पूर्णाय दत्तस्यानन्त्यमिच्छता ॥' એમ ભાગવતમાં કહ્યું છે 'દશમો એમ જે ભાગ વિશેષનું અવધારણ કર્યું છે તે અન્યત્ર કવચિત્ કહેલું છે તેને અનુસરીને છે તેવું ભારતમાં વચન છે–'एको गा दशगुर्दद्यात् दश दद्याच्च गोशती । शत सहस्रगुर्दद्यात् सर्वे समफला स्मृता ॥' ઇતિ ગોપદ વિત્તમાત્રને જણાવનારૂં જાણવું અશક્તને માટે વિશેષ વૃદ્ધપરાશરે કહ્યો છે–'राज्ञे दत्वा च षड्भाग देवतानां च विंशकम् ।' ઇતિ ॥૧૪૭॥

ફળવિશેષની કામનાવાળાઓએ વ્રતવિશેષાદિકનું અનુષ્ઠાન કરવું,

निजशक्तितः । उद्यापनं यथाशास्त्रं कर्तव्यं चिन्तितार्थदम् ॥१४८॥ कर्तव्यं कारणीयं वा श्रावणे मासि सर्वथा । विल्वपत्रादिभिः प्रीत्या श्रीमहादेवपूजनम् ॥१४९॥ स्वाचार्यान्न ऋणं ग्राह्यं श्रीकृष्णस्य

વ્રતના આદિમાં કે વ્રતના અંતમાં યથાવિધિ ઉદ્યાપન કરવું એમ કહેછે— ફળવિશેષની લાલસાવાળાએ એકાદશીવ્રતપ્રમુખ વ્રતોનું ઉદ્યાપન યથાશાસ્ત્ર યથાશક્તિ કરવું, કેમકે તે વ્રતવડે અભિલષિત જે અર્થ તેને આપનારૂં છે. આથી ઉદ્યાપન વિનાના વ્રતની વિફળતા જણાવી અને એમનો અંગાંગિભાવ સિદ્ધ થયો. તેવું વચન છે–'आदौ मध्येऽथवाप्यन्ते व्रतस्योद्यापनं चरेत् । उद्यापनं विना यत्तु तद्व्रतं न फलप्रदम् ॥ यत्र चोद्यापनं नोक्तं वृतानुगुणतश्चरेत् । महापूजां भगवतः कुर्याद्विप्रांश्च भोजयेत् । गां चैव काञ्चनं दद्याद्व्रतस्य परिपूर्तये ॥' ઇતિ આ સ્થળે ઉદ્યાપનાંશમાં વિધિ શબ્દથીજ છે. વ્રતમાં તો અર્થાત્ જાણવો. અપ્રાપ્ત છે માટે સાંગમાં વિધિની અપેક્ષા છે. યદ્યપિ એકાદશીવ્રત નિત્યપ્રાપ્ત છે તથાપિ નિત્યાગ્નિહોત્ર અને કામ્યાગ્નિહોત્રમાંજ જેમ એમ અહીં ભેદ જાણવો ॥૧૪૮॥

કામનાના પ્રસંગથી કહેછે—કામનાવિશેષ હોય તો શ્રાવણ માસમાં બિલ્વપત્રાદિ ઉપચારોવડે મહાદેવની પૂજા સર્વથા-સર્વ પ્રકારે કરવી, એટલે જેજે પ્રકારો પૂજામાં કહ્યા છે તે સર્વ પ્રકારોએ કરીને કરવી, અર્થાત્ સાંગ કરવી. સ્વય કરવા અસમર્થ હોય તો બ્રાહ્મણાદિદ્વારા કરાવવી. જે પૂજા છે તે એક પ્રસન્ન કરવાનો વ્યાપાર છે. પ્રેમ વિના કરેલા પત્ર પુષ્પાદિકના અર્પણથી પૂજાપણાની સિદ્ધિ થતી નથી. આ અર્થ સ્પષ્ટ જણાવા 'प्रीत्या' પ્રીતિથી કરવી એમ કહ્યું છે. શ્રાવણમાં શિવપૂજન શિવપુરાણમાં કહ્યું છે–'श्रावणे मासि यो भक्त्या करोति शिवपूजनम् । महाभिषेकविधिना विल्वपत्रैश्च कोमलैः ॥ अप्राप्यं तस्य नास्त्येव किञ्चिदत्र परत्र च । कारयेद्ब्राह्मणैर्वापि न तु शून्यं नयेदिमम् ॥' ઇતિ ॥૧૪૯॥

પોતાના જે આચાર્ય તેથકી તથા શ્રીકૃષ્ણના મંદિરથકી ઋણ નજ ગ્રહણ કરવું, કારણ કે જો કદાચિત્ પાછું ન અપાય તો પારલૌકિક અત્યંત અનર્થ થાય. તેવું વચન છે—'प्राणपदं विना नैव ऋणं

च मन्दिरात् । ताभ्यां स्वव्यवहारार्थं पात्रभूषांशुकादि च ॥१५०॥ श्रीकृष्णगुरुसाधूनां दर्शनार्थं गतौ पथि । तत्स्थानेषु च न ग्राह्यं परान्नं निजपुण्यहृत् ॥१५१॥ प्रतिज्ञातं धनं देयं यत्स्यात्तत्कर्मकां-

कार्यं हि कस्यचित् । देवद्रव्यं गुरुद्रव्यं विषवद् दूरतस्त्यजेत् ॥' ઇતિ. આપત્તિમાં પણ દેવદ્રવ્યથકી અને ગુરૂદ્રવ્યથકી કરજ ન કરવું એવો અભિપ્રાય છે. ઋણપ્રસંગથી કહેછે—પોતાના વિવાહાદિ કાર્યનિમિત્તે પાત્ર–મોટા થાળ કઢાયાં વિગેરે તાંબા પિતળાદિક ધાતુપાત્રો, ભૂષા–કુંડળાદિ અલંકારો અને અંશુક–વસ્ત્રો વાહનો વિગેરે વસ્તુઓ તે બેઉના થકી નજ ગ્રહણ કરવાં. તે પણ ઋણતુલ્ય છે. તેવું વચન છે–'इष्टकाकाष्ठाश्मलोहान् देवालयगतान् गृही । गृह्णीयात्रात्मगेहार्थं गृह्णन् प्राप्नोति यातनाः । देवताया गुरोश्चैव ब्राह्मणस्य तपस्विनः । वस्त्रपात्रधनाद्यादि गृही स्वार्थं न चाददेत् ॥' ઇતિ ॥૧૫૦॥'

ગુરૂથકી અને ભગવન્મંદિરથકી અગ્રાહ્ય કહ્યું, હવે સામાન્યતઃ પરથકી અગ્રાહ્ય કહેછે—શ્રીકૃષ્ણ ગુરૂ અને સાધુનાં દર્શન કરવા તેમની સમીપે જતા ગૃહસ્થ જને માર્ગમાં અને શ્રીકૃષ્ણાદિકના સ્થાનોમાં પરાન્ન નજ ગ્રહણ કરવું, કેમકે પરાન્નસેવનથી પુણ્યનો પ્રક્ષય થાય. પુણ્યલિપ્સાથી ભગવાન્ ભાગવતનાં દર્શનાર્થે પ્રવર્તેલાના પુણ્યને સેવેલું પરાન્ન અપહરીલે, માટે પોતાનુંજ અન્ન ખાવું એવો અભિપ્રાય છે. 'यस्यान्नमश्नन् पुरुषस्तीर्थक्षेत्रव्रतानि च । यज्ञं जपं तपो वापि कुर्यात्तस्यैव तत्फलम् ॥' એવું વચન છે. આ તો પોતાના અન્નથી ક્ષેત્રાદિયાત્રા કરવા જે સમર્થ હોય તેને અધિકાર કરીને કહ્યું છે, અશક્ત (નિર્ધન) ને તો ભગવાન્ ભાગવતના દર્શનની ઉત્કંઠાજ સર્વફળદાયી અને સર્વદોષહારી છે, માટે એને પરાન્નભક્ષણથી ફળમાં કે અન્યત્ર પ્રચ્યુતિ લેશથી પણ નથી. જેને ભગવાન્ ભાગવતનાં દર્શનથકી પુણ્ય અભિલષિત હોય તેને આ નિયમ છે, જેને તો (નિષ્કામને) તેમનું દર્શનજ ફળ અભિમત હોય તેને તો આ નિયમ નથી. આ સ્થળે પરાન્નપણું ભૈક્ષથકી અન્ય અન્નનું જાણવું. ભૈક્ષતો પરાન્ન નથી એમ આગળ કહેશે ॥૧૫૧॥

रिणे। न गोप्यमृणशुद्ध्यादि व्यवहार्यं न दुर्जनैः ॥१५२॥ दुष्कालस्य रिपूणां वा नृपस्योपद्रवेण वा। लज्जाधनप्राणनाशः प्राप्तः स्याद्यत्र

. હવે અસત્ વ્યવહાર અને અસંતો સાથે વ્યવહાર ન કરવો એમ કહે છે—પ્રતિજ્ઞા કરેલું ન આપવું આદિક અસાધુ વ્યવહાર જાણવો. 'તું અમારૂં આ કાર્ય કર તો તને આટલુ ધન આપીશ' એમ પ્રથમ પ્રતિજ્ઞા કરીને જે ભૃત્યપાસે જે કર્મ કરાવ્યું હોય તેને તે પ્રતિજ્ઞા કરેલું ધન આપવુંજ. પ્રતિજ્ઞા કરેલુ વેતન (પગાર) નહિ આપતો ધણી પરલોકમાં પ્રત્યવાયી થાય અને આ લોકમાં તેના વિવાદપદમાં (દાવામાં) રાજાએ દંડવાયોગ્ય થાય. એમ બન્ને લોકમાં અનર્થ થાય. માટે આવો અસાધુ વ્યવહાર નજ કરવો એવો અભિપ્રાય છે. 'भृत्याय वेतनं दद्यात्कर्मस्वामी यथाक्रमम्। आदौ मध्येऽवसाने वा कर्मणो यद्विनिश्चितम् ॥' એમ નારદે કહ્યું છે. 'प्रतिश्रुत्य ददामीति यः पुमान्न ददाति तत्। स तत्पापेन सन्तप्तो निर्वृतिं नैव गच्छति ॥' એમ ગારૂડમાં કહ્યું છે. તથા ઋણશુદ્ધિ—જે કરેલુ કરજ પાછું આપી દીધુ હોય તે ઋણશુદ્ધિ કહેવાય, તે આદિક છાનુ રાખવું નહિ, બહુજનસમક્ષજ કહેવું. અન્યથા ધનલોભથી ધનનો ધણી ઋણ પાછુ આપી દીધુ હોય તોપણ 'નથી આપ્યુ' એમ ખોટું બોલે. 'ऋणशुद्धिः स्वान्वयश्च गोपनीयौ न धीमता' એમ પરાશરે કહ્યું છે. કાશીખંડમાં કહ્યું છે-'नवैतानि प्रकाश्यानि रह.पापसकुत्सितम्। प्रायोश्यमृणशुद्धिश्च स्वान्वयः क्रयविक्रयौ। कन्यादानं गुणोत्कर्षौ नान्यत्केनापि कुत्रचित् ॥' ઇતિ. જેમના સંગને લીધે અસત્ વ્યવહારનો અવકાશ આવે તેવા દુર્જનો સાથે વ્યવહાર-સાથે આસન સાથે સંભાષણાદિરૂપ નજ કરવો તેમની સાથે કરેલો વ્યવહાર આ લોક પરલોકમાં અનર્થ અર્થે થાય. તેમાં વચન છે-'न पापिभिर्व्यवहरेद्रगवद्भिर्मुखैस्तथा। दाम्भिकैश्च खलैः क्वापि नच क्षणिकबुद्धिभिः ॥' ઇતિ ॥૧૫૨॥

ભલે સ્વદેશપણ જે દુ:ખમૂળ હોય તો ત્યાગ કરવો એમ કહે છે—જે દેશમાં રહેવાથી અનાવૃષ્ટિ આદિક દુષ્કાળકૃત ઉપદ્રવથી કે શત્રુકૃત ઉપદ્રવથી કે રાજકૃત ઉપદ્રવથી લજ્જાનો નાશ, (માનભંગ) ધનનો

सर्वथा ॥१५३॥ मूलदेशोऽपि स खेषां सद्य एव विचक्षणैः । त्याज्यो मदाश्रितैः स्थेयं गत्वा देशान्तरं सुखम् ॥१५४॥ आढ्यैस्तु गृहिभिः

નાશ અને પ્રાણનો નાશ (યથાક્રમે એક એકથકી એક એકનો નાશ અથવા એક કે બે કે ત્રણનો નાશ યથાસંભવ સમજવો) થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો ત્યાં ક્ષણપણ વિચક્ષણ-'આનાથી આપણને દુઃખ થશે, આનાથી આપણને સુખ થશે' એમ આગળથી વિવેચન કરવામાં કુશળ એવા મારા આશ્રિત ગૃહસ્થ જનોએ ન રહેવું. ભલે તે પોતાનો **મૂળદેશ**-પિતૃપિતામહપ્રમુખ વંશપરંપરાગત હોય તોપણ **સર્વથા**-વાસના સાથે તત્ક્ષણજ ત્યાગ કરવો. જ્યાં આ કહ્યો એવો ઉપદ્રવ ન હોય તે ભલે પારકો દેશ હોય પણ સુખકારી હોય તો *તેજ નિવાસમાટે યોગ્ય છે. 'स देशो यत्र जीव्यते'* એવો ન્યાય છે. તેમાં અર્થશાસ્ત્ર છે-'दुःखितास्तु त्रयो यान्ति *सिंहाः सत्पुरुषाः गजाः । त्रयः स्थानं न मुञ्चन्ति सिंहाः सत्पुरुषा मृगाः ॥'* ઇતિ. દુષ્કાળની અપેક્ષાએ શત્રુઓનું અને શત્રુઓની અપેક્ષાએ રાજાનું પ્રબળપણું જાણવું-કાળનો ઉપદ્રવતો અલ્પકાલમાં નિવૃત્ત થાય, શત્રુઓનો ઉપદ્રવતો મરણપર્યંત અનુવર્તે, કાળની કુટિલતા અને શત્રુની કુટિલતા થકી પ્રાણનાશ નિયત (અવશ્ય થાય તે) નથી, રાજાની કુટિલતામાં તો પ્રાણનાશ નિયત છે. પ્રાણ અને ધનની અપેક્ષાએ લજ્જાશબ્દથી કહેવા ઇચ્છેલા માનની આદરણીયતા જણાવામાટે તેનો પ્રથમ નિર્દેશ કર્યો છે. મોટા લોકો ધન તથા પ્રાણથકી માનનેજ મોટું માનેછે, વિદ્યા વૃત્ત વિગેરેવડે પ્રતિષ્ઠિત પુરુષ શત્રુઓએ મિથ્યાપવાદાદિકના આરોપણથી માનભંગ કરતાં પ્રાણ તથા ધનના નાશનેજ શ્રેષ્ઠ માને છે, *'मानो हि महतां धनम्'* એવી અભિયુક્તિ છે. **અથવા**-માનભંગ થએ સતેપણ ધનસંપત્તિ હોય તો તેનાથી ધર્માચરણે કરીને પરલોકમાં શ્રેયને ઇચ્છતો થકો જે કોઈ પ્રકારે જીવે છે માટે માનભંગની અપેક્ષાએ ધનનાશનો વિશેષ છે. ધનનાશ થએસતે પણ જો પ્રાણયોગ હોય તો તેટલામાત્રથી પણ કાળેકરીને ધનને અને માનને પામે છે, માટે ધનનાશની અપેક્ષાએ પ્રાણનાશનો વિશેષ છે, એ રીતે ઉત્તરોત્તર વિશેષ કહેવાના અભિપ્રાયથી 'लज्जाधनप्राणनाशः' એવો

**कार्या अहिंसा वैष्णवा मखाः । तीर्थेषु पर्वसु तथा भोज्या विप्राश्च**

નિર્દેશ કરેલો જાણવો. લજ્જાતો એક ચિત્તવૃત્તિવિશેષ છે, જેને લીધે અનુચિત આચરણ થકી જન સ્વયં નિવૃત્ત થાય છે ॥૧૫૩-૧૫૪॥

જે ધનાઢ્યો હોય તેમણે કરવા યોગ્ય ધનનો સદ્વ્યય હવે કહેછે— ધનસંપત્તિનો ધર્મમાંજ વિનિયોગ કરવો યોગ્ય છે પરંતુ ભોગમાં ઉપયોગ કરવો તે યોગ્ય નથી, 'धनं च धर्मैकफलं यतोऽस्य' એમ ભાગવતમાં કહ્યું છે. ધર્મતો પરમાત્મા વિષ્ણુની પ્રસન્નતા થકી અન્ય અધિક નથી 'अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च' એમ ભગવાનેજ સ્વયં ગીતામાં કહ્યું છે. તો આઢ્ય-ધનસંપન્ન તે ગૃહસ્થોએ વૈષ્ણવ મખો કરવા. ગૃહસ્થ હોવાથી યજ્ઞાચરણમાં અધિકારી છે અને ધનસંપત્તિરૂપ ઉપકરણની પૂર્તિ છે તો એવા ગૃહસ્થે દેવતાપ્રીણનરૂપ મખો કરવા. મારા આશ્રિતોએ તો અન્ય દેવતાના ઉદ્દેશથી ન કરવા કિંતુ વિષ્ણુ, સર્વાન્તરાત્મા, સમસ્ત જગત્કારણ, સર્વ વેદાંતવેદ્ય, સકળફળપ્રદાતા, ભગવાન્ જે યજ્ઞમાં સાક્ષાત્ આરાધ્ય દેવતા હોય તેવો યજ્ઞ કરવો. માટેજ 'वैष्णवा मखाः' એમ કહ્યું છે. ભગવાન્ વિષ્ણુજ પ્રસન્ન થઇને સર્વ પુરૂષાર્થોને આપે છે જે બીજા દેવતાઓની પૂજા કરીએ છીએ તેતો સ્વતઃ પરિમિત પણ ફળ આપવા સમર્થ થતા નથી. માટેજ સ્વય ભગવાને 'लभते च ततः कामान् मयैव विहितान् हि तान्' એમ કહ્યું છે. તો સાક્ષાત્ વિષ્ણુનુંજ આરાધન સમુચિત હોવાથી 'ગૃહસ્થોએ વૈષ્ણવ મખો કરવો' એમ જે સર્વસામાન્યપણે કહ્યું તે યુક્તજ છે. વળી આ યાગો अहिंसाः-પ્રાણિહનનાદિકે રહિત કરવા. આથી-આશ્રિતો પ્રતિ જે અહિંસાવ્રતનો પ્રથમ ઉપદેશ કર્યો છે તેનું અહીં સ્મરણ કરી આપ્યું છે. એનુંજ સર્વોત્કૃષ્ટપણુ છે, ઉત્કર્ષતો 'देवतापितृयागार्थं' આ શ્લોકવ્યાખ્યાનમા નિરૂપણ કર્યો છે. ઉપરિચર વસુ રાજાએ આવોજ અહિંસામય યાગ અનુષ્ઠાન કર્યો છે. યજ્ઞભુક્ ભગવાને સાક્ષાત્ પધારીને તે રાજાનેજ એક દૃશ્ય થઇને પોતાનો ભાગ ગ્રહણ કર્યો હતો, આ અર્થ મહાભારતમાં નિરૂપણ કર્યો છે. માટે ભગવદેકપરાયણને અહિંસામય યાગજ સમુચિત છે. ગૃહસ્થને યજ્ઞની કર્તવ્યતા ભાગ-

साधवः ॥१५५॥ महोत्सवा भगवतः कर्तव्या मन्दिरेषु तैः। देयानि

વતમાં કહી છે-'अयं स्वस्त्ययनः पन्था द्विजातेर्गृहमेधिनः । यच्छ्रद्धयाऽऽप्त वित्तेन शुक्लेनेज्येत पुरुषः ॥' ઇતિ.

ભગવાનને પોતાના આરાધનરૂપ યાગથકી પણ અત્યંત અભિમત ધર્મને કહેછે—તથા પર્વ-પુણ્ય અમાવાસ્યાદિ કાળવિશેષમાં અને તીર્થ-પુણ્ય ભગવન્મંદિરાદિ દેશવિશેષમાં સાધુ તથા બ્રાહ્મણો નાનાવિધ ભક્ષ્ય ભોજ્યાદિવડે યથેષ્ટ જમાડવા તે ભગવાનેજ કહ્યુ છે-'नाहं तथाद्मि यजमानहविर्विताने श्च्योतद्घृतप्लुतमदन् हुतभुङ्मुखेन । यद्ब्राह्मणस्य मुखतश्चरतोऽनुघासं तुष्टस्य मय्यवहितैर्निजकर्मपाकैः ॥' ઇતિ તથા નારદજીએ કહ્યુ છે-'नह्यग्निमुखतोऽयं वै भगवान् सर्वयज्ञभुक् । इज्यते हविषा राजन्! यथा विप्रमुखे हुतैः ॥' ઇતિ ॥૧૫૫॥

વળી તે આઢ્ય ગૃહિજનોએ ભગવાનના મંદિરમાં ભગવાનના જન્માષ્ટમીઉત્સવ આદિક મહોત્સવો યથાધનસંપત્તિ કરવા. નિત્ય, નૈમિત્તિક (એકાદશી પૂર્ણિમાદિ નિમિત્તથી પ્રવર્તેલા) આદિક ભેદને લીધે મહોત્સવોનું બહુપણું જાણવું તથા પાત્ર વિપ્રોને બહુપ્રકારનાં ગો-ભૂમિ-સુવર્ણાદિ દાનો દેવાં 'गोभूतिलहिरण्यादि पात्रे दातव्यमर्चितम्। नापात्रे विदुषा किञ्चिदात्मनः श्रेय इच्छता ॥' એમ સ્મૃતિમાં કહ્યુ છે. દાનતો કળિયુગમાં પ્રશસ્ત માન્યું છે. તેવાં વચનો છે-'तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते । द्वापरे यज्ञमेवाहुर्दानमेव कलौ युगे ॥' 'तपोधर्मः कृतयुगे ज्ञानं त्रेतायुगे स्मृतम्। द्वापरे चाध्वराः प्रोक्ताः कलौ दानं दया दमः ॥' ઇત્યાદિ. વળી આ અર્થમાં શતપથશ્રુતિ છે-'तदेतत्त्रयं शिक्षेत् दमं दानं दयां' ઇતિ 'विप्र' એનો નિર્દેશ કર્યો છે તેથી પ્રતિગ્રહની યોગ્યતા સૂચવી છે. 'पात्र' એવું વિશેષણ આપ્યુ છે તેથી વિપ્રોમાં પણ કેટલાકનીજ પાત્રતા અને અપાત્રાર્પણની અનર્થતા જણાવી છે. પાત્રવિવેકમાં સ્મૃતિવચનો છે-'न विद्यया केवलया तपसा वापि पात्रता । यत्र वृत्तमिमे चोभे तद्धि पात्रं प्रकीर्तितम् ॥' 'स्वाध्यायवान् नियमवान् तपस्वी ध्यानविग्रह । क्षान्तो दान्तः सत्यवादी विप्र. पात्रमिहोच्यते ॥' 'क्षान्तिः स्पृहा दया सत्य दान

पात्रविप्रेभ्यो दानानि विविधानि च ॥१५६॥ मदाश्रितैर्नृपैर्धर्मशास्त्र-

शीलं तपः श्रुतम् । एतदष्टाङ्गमुद्दिष्टं परमं पात्रलक्षणम् ॥' ઇત્યાદિ. અપાત્રોપણ બહુ પ્રકારનાં કહ્યાં છે—'पण्यस्थानेषु यद्दत्तं वृथा दानं प्रकीर्तितम् । आरूढपतिते चैव अन्यायात्तैर्धनैश्च यत् ॥ व्यर्थं ह्यब्राह्मणे दानं पतिते तस्करे तथा । गुरौ चाप्रीतिजनके कृतघ्ने ग्रामयाजके ॥ वेदविक्रयके चैव यस्य चोपपतिर्गृहे । स्त्रीजिते चैव यद्दत्तं व्यालग्राहे तथैव च ॥ मल्लबन्धौ च यद्दत्तं यद्दत्तं वृपलीपतौ । परिचारके च यद्दत्तं वृथा दानानि षोडश ॥' 'निष्फलं नवसूत्स्रष्टं चारचारणतस्करे । कुवैद्ये कितवे धूर्ते शठे मल्ले च बन्दिनि ॥' ઇત્યાદિ. ક્ષુધાતુરને અન્ન આપવામાં પાત્ર અપાત્રના વિવેકની અપેક્ષા નથી, તે કહ્યું છે કે—'अन्नाच्छादनदानेषु पात्रं नैव विचारयेत् । अन्नस्य क्षुधितः पात्रं विवस्त्रो वसनस्य च ॥' ઇતિ. તો આથકી અન્યત્ર સમંત્રક ગવાદિ દાનોમાં પાત્ર અપાત્રના વિવેકની અવશ્ય અપેક્ષા હોવાથી 'पात्रविप्रेभ्यः' એમ જે કહ્યું તે યુક્તજ છે. જેમ દાન પાત્રસાપેક્ષ છે તેમ આપવા યોગ્ય દ્રવ્યવિશેષસાપેક્ષ પણ છે. તેમાં વચનો છે—'यद्यदिष्टं विशिष्टं च न्यायप्राप्तं च यद्भवेत् । तत्तद्गुणवते देयमित्येतद्दानलक्षणम् ॥' 'विशेषतो महाराज ! स्वस्य न्यायार्जितस्य च । श्रद्धया विधिवत्पात्रे दत्तस्यान्तो न विद्यते ॥' ઇત્યાદિ. દાનમાં આ અયોગ્ય કહ્યાં છે–'सामान्यं याचितं न्यास आधिर्दाराश्च तद्धनम् । अन्वाहितं च निक्षेपः सर्वस्वं चान्वये सति ॥ आपत्स्वपि न देयानि नव वस्तूनि पण्डितैः । यो ददाति च मूढात्मा प्रायश्चित्तीयते नरः ॥' ઇત્યાદિ. આ દાનોની બહુવિધતાતો દાનનિમિત્ત ભેદને લીધે અને આપવા યોગ્ય દ્રવ્યભેદને લીધે છે એમ જાણવું. પૂર્વશ્લોકથકી 'तीर्थेषु पर्वसु' આ પદનો સંબન્ધ અહીં લેવો. એથી દેશકાળની વિલક્ષણતાને લીધે દાનનું અધિક ફળપણું જણાવ્યું છે ॥૧૫૬॥

સામાન્યતઃ ગૃહસ્થધર્મ કહીને હવે રાજાનો વિશેષધર્મ કહેછે— વિશેષતઃ ઉપદેશ કરવા યોગ્ય તો રાજધર્મ છે, કેમકે લોકની સ્થિતિ રાજધર્મમૂળક છે. તેવું વચન છે—'यथा हि रश्मयोऽश्वस्य द्विरदस्याङ्कुशो यथा । नरेन्द्रधर्मो लोकस्य तथा प्रग्रहणं स्मृतम् ॥ तत्र चेत्संप्रमुह्येत

माश्रित्य चाखिलाः । प्रजाः स्वाः पुत्रवत् पाल्या धर्मः स्थाप्यो धरा-

धर्मं राजर्षिसेविते । लोकस्य संस्था न भवेत्सर्वं च व्याकुलीभवेत् ॥' इति मदाश्रितैः—મારા આશ્રયની આકાંક્ષા કરતા (મુમુક્ષુ) રાજાઓએ ધર્મશાસ્ત્રને અનુસરીને પ્રજાપાળનાદિ અવશ્ય કરવું, કારણ કે સ્વધર્મનું અનુપાલન કરનારાઓને પોતાના મોક્ષની પણ સિદ્ધિ થાય છે. તે ગીતામાં કહ્યું છે–'स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः' इति. માટે પ્રજાપાળનાદિક સ્વધર્મનો પરિત્યાગ કરનારાઓને અમારા આશ્રયણરૂપ સિદ્ધિ થતી નથી. ધર્મશાસ્ત્રને અવલંબીને પ્રજાનું પરિપાલન કરવું પણ કેવળ શાસ્ત્રને અનુસરીને નહિ. જેતો ધર્મશાસ્ત્રને અતિલંઘન કરીને અર્થદૃષ્ટિથી પરિપાલન કરવા પ્રવર્તે છે તેતો મારા આશ્રયણને યોગ્ય નથી. અન્ય અનેક રાજધર્મો હોવા છતાં પણ 'प्रजाः स्वाः पुत्रवत्पाल्याः' આવો વિશેષનિર્દેશ કર્યો છે તેથી પ્રજાપરિપાલનજ રાજાનો પરમ ધર્મ છે એમ જણાવ્યું છે. બીજા રાજધર્મો તો પ્રજાપાલનના અંગભૂત છે. માટેજ ભારતમાં 'तद्राज्ये राज्यकामानां नान्यो धर्मः सनातनः । ऋते रक्षां न विस्पष्टां रक्षा लोकस्य धारिणी ॥ षडेतान्पुरुषान् जह्याद्भिन्नां नावमिवार्णवे । अप्रवक्तारमाचार्यमनधीयानमृत्विजम् ॥ अरक्षितारं राजानं भार्यां चाप्रियवादिनीम् । ग्रामकामं च गोपालं वनकामं च नापितम् ॥ एतत्ते राजधर्माणां नवनीतं युधिष्ठिर ! । परिनिष्ठितकार्यस्तु नृपतिः परिपालनात् ॥' એમ કહ્યુ છે 'क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् । एष एव परो धर्मो यद्राजा रक्षति प्रजाः ॥' એમ મનુસ્મૃતિમાં કહ્યુ છે. ધર્મસ્થાપન પણ તેતે દેશકાળાદિકને અનુસારેજ કરવું. 'यस्मिन् देशे य आचारो व्यवहारः कुलस्थितिः । तथैव परिपाल्योऽसौ यदा वशमुपागतः ॥' એમ વૃદ્ધ યાજ્ઞવલ્કયે કહ્યું છે પ્રજાઓનું પરિપાલન પણ પુત્રોની પેઠે કરવું, પુત્રોનેવિષેજ જેમ એમ પ્રેમાતિશયથી પરિપાલન કરવું પણ કેવળ સ્વાર્થ માટે નહિ પ્રજાઓનું જે ઇષ્ટ અનિષ્ટ એજ પોતાનું પણ ઇષ્ટ અનિષ્ટ છે એમ માનીને પરિપાલન કરવું. 'पुत्रतुल्यं प्रजानां च दुःस्थितानां च रक्षणम्' એવું વચન છે. વળી ભીષ્મે ભારતમાં કહ્યુ છે—'भवितव्यं सदा राज्ञा गर्भिणीसह-

धर्मिणा । कारणं च महाराज! शृणु येनेदमिष्यते । यथा हि गर्भिणी हित्वा स्वं प्रियं मनसोऽनुगम् । गर्भस्य हितमाधत्ते तथा राज्ञाप्यसंशयम् । वर्तितव्यं कुरुश्रेष्ठ! सदा धर्मानुवर्तिना । स्वं प्रियं तु परित्यज्य यद्यल्लोकहितं भवेत् ॥' इति. પાલન તો અનિષ્ટ નિવારવું અને ઇષ્ટ પમાડવું એમ બે પ્રકારનું છે, તેમાં ચોરાદિકના ઉપદ્રવનું નિવારણ તે પહેલું અને પાત્રને અનુસારે જીવિકા કલ્પવી એ બીજું છે. આ બન્ને રાજાનું કાર્ય છે. તે ભારતમાં કહ્યું છે–'यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति । तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ॥' ઇતિ. 'नास्य कृत्यतमं किञ्चिदन्यद्दस्युनिवारणात् । श्रुतवते विदित्वास्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत् । संरक्षेत्सर्वतश्चैनं पिता पुत्रमिवौरसम् ॥' ઇતિ. વળી 'एष राज्ञां परो धर्मो ह्यार्तानामार्तिनिग्रहः' એમ ભાગવતમાં કહ્યું છે. ચશબ્દ અવધારણ અર્થમાં લેવો, પ્રજાઓ પાળવીજ. અન્યથા અનર્થ થાય. તે મહાભારતમાં કહ્યું છે–'विक्रोशन्त्यो यस्य राष्ट्राद् ह्रियन्ते दस्युभिः प्रजाः । सम्पश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥ मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया । सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥' ઇતિ.

દંડ પણ ધર્મપ્રવૃત્તિનાજ એક શેષપણે સ્વીકારવો એમ હવે કહે છે— તથા રાજાએ ધરાતળ-પોતાના સર્વ દેશમાં ધર્મ- તેતે વર્ણાશ્રમધર્મ સ્થાપન કરવો, એટલે જે રીતે પ્રજાઓ સ્વધર્મોને ન અતિલંઘન કરે તેમ પ્રશાસન કરવી. અધાર્મિક જનોના દંડથી ધર્મ ધરામાં અભિવૃદ્ધિ પામે છે. તે કહ્યું છે—'चातुर्वर्ण्यस्य धर्माश्च रक्षितव्या महीक्षिता । धर्मसङ्कररक्षा च राज्ञां धर्मः सनातनः ॥ स्वेषु धर्मेष्ववस्थाप्य प्रजाः सर्वा महीपतिः । धर्मेण सर्वकृत्यानि शमनिष्ठानि कारयेत् ॥' 'य उद्धरेत्करं राजा प्रजा धर्मेष्वशिक्षयन् । प्रजानां शमलं भुङ्क्ते भगं च स्वं जहाति सः ॥ ઇતિ. 'श्रेयः प्रजापालनमेव राज्ञो यत्सांपराये सुकृतात्षष्ठमंशम् । हर्ताऽन्यथा हृतपुण्यः प्रजानामरक्षिता करहारोऽघमत्ति ॥' એમ ભાગવતમાં કહ્યું છે. છાંદોગ્યમાં પોતાના દ્રવ્યની સ્વામિદોષના અભાવને લીધે પ્રતિગ્રહયોગ્યતા જણાવા પ્રવર્તેલા અશ્વપતિ રાજાનું વચન છે કે—'न मे स्तेनो जनपदे न कदर्यो

तले ॥१५७॥ राज्याङ्गोपायषड्वर्गा ज्ञेयास्तीर्थानि चाञ्जसा । व्यवहा

न मद्यप । नानाहिताग्निर्नाविद्वान् न स्वैरी स्वैरिणी कुत ॥' ઇતિ આમા 'नानाहिताग्नि' ઇત્યાદિ નિર્દેશથી સ્વસ્વધર્મમા પ્રજાઓને પ્રવર્તાવતા પોતાની અદુષ્ટતા જણાવી છે અન્યથા તો દુષ્ટપણું આનાથી સિદ્ધ થાય 'धर्मे स्थाप्याश्च ता' એમ નહિ કહેતા 'धर्मे स्थाप्यो धरातले' એમ કહ્યુ છે તો તેથી પ્રજાઓને ધર્મમા પ્રવર્તાવતાએ પોતે પણ ધર્મમાં નિષ્ઠાવાળુ થવુ એમ જણાવ્યુ છે 'પ્રજાઓ પાળવી' એમ કહીને અનુપદજ 'ધર્મે સ્થાપન કરવો' એમ કહ્યુ છે તેથી રક્ષા કરતા રાજાએ નિજધર્મનુ ઉલ્લઘન ન કરવુ એમ જણાવ્યુ છે આથી યથોક્ત છઠ્ઠા ભાગના ગ્રહણથીજ પ્રજાઓનુ પાલન કરવુ એમ સૂચવ્યુ છે ધર્મનિષ્ઠ રાજાના પ્રતાપબળથી કળિકાળનુ બળપણ નિવૃત્ત થાય છે, એમ ભારતમા કહ્યુ છે— 'कालस्य कारण राजा कालो वा राजकारणम् । इति ते सशयो माभू द्राजा कालस्य कारणम् ॥' ઇતિ 'राज्ञि धर्मिणि धर्मिष्ठा पापे पापा समे समा । प्रजास्तमनुवर्तन्ते यथा राजा तथा प्रजा ॥' એમ વૃદ્ધચાણક્યે કહ્યુ છે સામાન્યત રાજાનુ લક્ષણ યાજ્ઞવલ્ક્યે 'महोत्साह स्थूललक्ष्य' ઇત્યાદિ વચનથી કહ્યુ છે તથા રાજધર્મમા ભીષ્મે 'चरेद्धर्मानकटुक' ઇત્યાદિ વચનથી કહ્યુ છે ॥૫૭॥

એ રીતે પ્રજાપાલનરૂપ પ્રધાન ધર્મમા પ્રવર્તેલા રાજાએ અવશ્યપણે જાણવા લાયક અર્થોને કહે છે—જે રાજ્યના અગ સ્વામી અમાત્ય આદિક છે, જે સામઆદિક ઉપાયો છે, જે સન્ધિવિગ્રહ આદિક ષડ્વર્ગ છે, આ તત્ત્વથી જાણવા તથા મત્રી પુરોહિતપ્રમુખ જે અઢાર તીર્થો—ચાર મોકલવાના સ્થાનો છે તે તત્ત્વથી જાણવા તથા જે ઋણદાનઆદિક અઢાર વ્યવહારને જાણનારા સભાસદો ( ન્યાયાધીશ ) છે તે પણ લક્ષણથી જાણવા, ( આ સભ્ય સ્થાનને લાયક છે આ નથી ઇત્યાદિ વિવેચન કરીને જાણવુ ) તથા જે દડવા યોગ્ય અને નહિ દડવા યોગ્ય હોય તે પણ લક્ષણથી જાણવા તેમા સ્વામી—'महोत्साह स्थूललक्ष्य' ઇત્યાદિથી કહેલા લક્ષણ વાળો રાજા, અમાત્ય—મત્રી આદિક, સુહૃદ—સહજ પ્રાકૃત કૃત્રિમ, કોશ—

સુવર્ણાદિ દ્રવ્યનો રાશિ, (ખજીનો) રાષ્ટ્ર-બ્રાહ્મણાદિ પ્રજાઓ, દુર્ગ-ધન્વદુર્ગાદિ કીલ્લાઓ, બળ-હસ્તિ અશ્વ રથ પદાતિરૂપ ચતુરંગ સૈન્ય, આ ૭ અંગો જાણવાં. તે કહ્યું છે-'स्वाम्यमात्यसुहृत्कोशराष्ट्रदुर्गबलानि च। राज्याङ्गानि प्रकृतयः' ઇતિ. **સામ**-પ્રિયભાષણ, **ભેદ**-ખંડીયા રાજાઓને પરસ્પર વૈર ઉપજાવીને જુદા પાડવા, **દાન**-સુવર્ણાદિકનું, **નિગ્રહ**-દંડ ઉપાંશુ અને પ્રકાશમાં ધનાપહરણાદિ વધપર્યંતનો અપકાર, આ ચાર ઉપાયો જાણવા. તે કહ્યું છે—'उपायाश्चतुरः साम भेदं दानं च निग्रहम्। यथोचितं प्रयुञ्जीत पञ्चमं चाप्युपेक्षणम् ॥' ઇતિ. **સન્ધિ**-વ્યવસ્થા કરવી, **વિગ્રહ**-અપકાર કરવો, **યાન**-પરના પ્રતિ પ્રયાણ, **દ્વૈધીભાવ**-પોતાના સૈન્યનું બે પ્રકારે કરવું, **સમાશ્રય**-બળવાનનો સમાશ્રય કરવો, **સ્થાન**-આસન, એટલે ઉપેક્ષા કરવી, આ ષડ્‌વર્ગ કહ્યો છે. તે કહ્યું છે-'सन्धिविग्रहयानानि द्वैधीभावः समाश्रयः । स्थानं चेत्यस्ति षड्वर्गः कुर्यात्तन्निश्रयं नृपः ॥' ઇતિ. **તીર્થો**-ચાર મોકલવાનાં અઢાર સ્થાનો- મુખ્ય મંત્રી, પુરોહિત, યુવરાજ, સેનાપતિ, રાષ્ટ્રપાળ-દ્વારપાળ, અંતર્વંશિક-અંતઃપુરનો અધિકારી, બંધીખાનાનો અધિકારી, દ્રવ્યસંચયકૃત્-ખજીનાનો અધ્યક્ષ, અર્થોનો કૃત્ય અકૃત્યમાં વિચાર કરી વિનિયોગ કરનાર, પ્રદેષ્ટા-ન્યાયાધીશ નામનો વ્યવહારદૃષ્ટા, નગરનો અધ્યક્ષ, કાર્ય નિર્માણને અંતે તેના કરનારાઓને પગાર આપનારો, ધર્માધ્યક્ષ, સભાધ્યક્ષ, દંડપાળ-દુષ્ટોને દંડ દેવામાં અધિકારી, દુર્ગપાળ-કીલ્લાઓને સાચવનારો, રાષ્ટ્રનો પાળક, વનનો પાળક, આ અઢાર તીર્થો કહ્યાં છે. આ પોતાનાં અને પરનાં તીર્થોમા ચારોને નિયોજે તેમાં પોતાના પક્ષમાં મંત્રી યુવરાજ અને પુરોહિત આ ત્રણને ત્યાગ કરીને નિયોજે. ઋણાદાન, નિક્ષેપ, અસ્વામિવિક્રય, સંભૂયસમુત્થાન, દત્તાનપાકર્મ, સંવિદ્‌વ્યતિક્રમ, સીમાવિવાદ, સ્તેય, સાહસ, ક્રીતાનુશય, સ્વામીપાળનો વિવાદ, વાક્‌પારુષ્ય, દંડપારુષ્ય, સ્ત્રીસંગ્રહ, વેતનાદાન, દ્યૂતસમાહ્વય, દાયભાગ, સ્ત્રીપુંધર્મ, આ અઢાર વ્યવહારો (દાવાઓ) કહ્યા છે. આનું અસાધારણ લક્ષણ તો અન્યથકી જાણવું. સભ્યોનું આ લક્ષણ કહ્યું છે—'श्रुताध्ययनसम्पन्ना धर्मज्ञाः सत्य-

रविद्. सभ्या दण्ड्यादण्ड्याश्च लक्षणैः ॥१५८॥ सभर्तृकामिनो
रीभि. सेव्य. स्वपतिरीशवत् । अन्धो रोगी दरिद्रो वा पण्ढो

वादिन । राज्ञा सभासदा कार्या रिपौ मित्रे च ये समा ॥' ઇતિ દડ્ય અદડ્યનો વિભાગપણ કહ્યો છે-'त्यक्तस्वधर्मे पाखण्डी सद्रोही दुर्बलार्दन । उल्लंघितस्वमर्याद स राज्ञो दण्डमर्हति ॥' 'अदण्ड्या ब्राह्मणा राज्ञा दुर्बला स्त्यागिनस्तथा । विष्ण्वादिदेवभक्तश्चाश्रस्तपस्वी पितरौ गुरु ॥' ઇતિ આના અવાંતર ભેદો તથા લક્ષણો નીતિશાસ્ત્રથકી જાણવા ॥૧૫૮॥

હવે ગૃહસ્થના પ્રસગથી સ્ત્રીઓના ધર્મો કહેતા પ્રથમ પતિપત્ની વનિતાઓના વિશેષ ધર્મોને કહે છે—સભર્તૃકા નારીઓએ પોતાનો પતિ અધ હોય કે રોગી હોય કે દરિદ્ર હોય કે નપુસક હોય પણ તે ઇશ્વરની પેઠ સેવનીય છે 'જેમ ઇશ્વર સેવા કર્યાથકા સર્વ પુરુષાર્થને આપ નારા છે તેમ આ પણ છે' એવો નિશ્ચય કરીને અધત્વાદિ દોષોનો વિચાર નહિ કરીને મહાપ્રેમથી શ્રદ્ધાપૂર્વક તેતે સમયે સમુચિત સપર્યાવડે સેવનીય છે પતિપણુંજ ઇશ્વરની પેઠ સેવ્યપણામાં પ્રયોજક છે પણ ગુણની અપેક્ષા નથી અધત્વાદિ દોષે યુક્ત હોય તથાપિ આદરથી તે સેવ્ય છે પતિ પ્રતિકૂળ વૃત્તિવાળો હોય તોપણ સ્વય તેનેવિષે અનુકૂળ વૃત્તિવાળીજ થવું સ્ત્રીયોનો પતિસેવાજ પરમ ધર્મ છે તેવી સ્મૃતિઓ છે-'नगरस्थो वनस्थो वा शुभो वा यदि वाऽशुभ । यासा स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदया ॥ दु शील कामवृत्तो वा धनैर्वा परिवर्जित । स्त्रीणामार्यस्वभावानां परम दैवत पतिः ॥ क्लीब वा दुरवस्थ वा व्याधित वृद्धमेव वा । सुस्थित दु स्थित वापि पतिमेक न लङ्घयेत् ॥ मित ददाति हि पिता मित भ्राता मित सुत । अमितस्य हि दातार भर्तार पूजयेत्सदा ॥ भर्ता देवो गुरुर्भर्ता धर्मतीर्थव्रतानि च । तस्मात्सर्वं परित्यज्य पतिमेक समर्चयेत् ॥ तीर्थस्नानार्थिनी नारी पतिपादोदक पिबेत् । शङ्करादपि विष्णोर्वा पतिरेकोऽधिक स्त्रिया ॥ या पतिं हरिभावेन भजेत् श्रीरिव तत्परा । हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते ॥ भर्तु शुश्रूषण स्त्रीणां परो धर्मो ह्यमायया । तद्बन्धूनां च कल्याण्यः प्रजानां चानुपोषणम् ॥

वाच्यं न दुर्वचः ॥१५९॥ रूपयौवनयुक्तस्य गुणिनोऽन्यनरस्य तु ।

दुःशीलो दुर्भगो वृद्धो जडो रोग्यधनोऽपि वा । पतिः स्त्रीभिर्न हातव्यो लोकेप्सुभिरपातकी ॥ पतिरेव हि नारीणां दैवतं परमं स्मृतम्' ઇત્યાદિ. એ રીતે સર્વદા સેવ્ય સ્વામિને દુર્વચઃ-દુષ્ટ પ્રતિકૂળ વચન ક્યારેય પણ ન બોલવું, પ્રેમ અને વિનયવડે મધુર એવીજ વાણીવડે વ્યવહરવું. 'स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियाः । आशुद्धेः सम्प्रतीक्ष्यो हि महापातकदूषितः ॥' એમ યાજ્ઞવલ્કયે કહ્યું છે. આ તો સર્વ પ્રકારે પતિના અનુવર્તનને જણાવનાર છે. તે સ્મૃતિમાં કહ્યું છે-'या दुष्कुल्य प्रियं ब्रूते सा मूका जायते खलु । आकुष्टापि न चाक्रोशेत् ताडितापि प्रसीदति ॥ आहूता गृहकार्याणि त्यक्त्वा गच्छति सत्वरम् । न चिरं तिष्ठते द्वारि न द्वारमुपसेवते ॥ प्रतीक्षमाणावसरं यथाकालोचितं हि यत् । तदुपस्थापयेत्सर्वमनुद्विग्नाऽतिहृष्टवत् ॥ महाप्रसाद इत्युक्त्वा पतिदत्तं प्रतीच्छति ॥' 'स्त्रीणां च पतिदेवानां तच्छुश्रूषाऽनुकूलता । तद्बन्धुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम् ॥ संमार्जनोपलेपाभ्यां गृहमण्डलवर्तनैः । स्वयं च मण्डिता नित्यं परिमृष्टपरिच्छदा ॥' ઇત્યાદિ. આ પતિસેવા તેની પ્રીતિરૂપ ફળસાપેક્ષા નથી કિંતુ તેના જીવિતમાત્ર નિમિત્તવાળી છે. (પતિ પ્રીતિ રાખે કે ન રાખે પણ તેના જીવનપર્યંત સેવા કરવી) આ અર્થ જણાવવા માટે 'सभर्तृकाभिः' એમ કહ્યું છે ॥૧૫૯॥

વળી તે સભર્તૃકા સ્ત્રીઓએ કુશળપ્રશ્નાદિક સમુચિત નિમિત્ત સતેપણ રૂપ યૌવને સંપન્ન અન્ય નરની સાથે વારેવારે આલાપાદિરૂપ પ્રસંગ ન કરવો, ભલે તે ગુણી હોય, એમ હવે કહેછે—રૂપ-શરીરસૌન્દર્ય અને યૌવન-યુવા વય તેણે સંપન્ન એવો અન્ય નર તથા ગુણી-દયા આદિક આત્મગુણોએ યુક્ત (વિહિત અવિહિત વિવેકાદિવાળો, અર્થાત્ ભાવથી અદુષ્ટ) એવા પણ અન્ય નરનો તો પ્રસંગ-પ્રકૃષ્ટ સંગ વારંવાર સંભાષણ તેનું નિરીક્ષણ સહસ્થિતિ આદિકરૂપ સાહજીકપણ-અકારણપ્રાપ્ત પણ (અર્થાત્ અકામકૃત પણ) નજ કરવો. 'सहसाऽपि प्रसङ्गेन यूनां योषिद्विनश्यति । अपि साध्वी समाचारा यथा हि युवतेः पुमान् ॥' એમ ભારતમાં કહ્યું છે. યદ્યપિ યૌવનનું ચિત્તવિક્ષેપમાં હેતુપણું છે પણ રૂપસહિત તેનું વિશેષ-

प्रसङ्गो नैव कर्तव्यस्ताभिः साहजिकोऽपि च ॥१६०॥ नरेक्ष्यनाभ्यूरुकुचानुत्तरीया च नो भवेत् । साध्वी स्त्री नच भण्डेक्षा न निर्ल-

પણે તેમાં હેતુપણું હોવાથી 'रूप-यौवनयुक्तस्य' એમ કહ્યું છે. 'अन्यनरस्य तु' આ तुશબ્દથી પતિથકી વ્યતિરિક્ત પુરૂષમાં રહેલા રૂપ યૌવનની દોષતાસંપાદકત્વરૂપ વિલક્ષણતા કહી છે. સ્ત્રીઓને પતિનું જે રૂપ યૌવન તે ગુણ છે, કેમકે તે અનુકૂળ છે, પર પુરૂષમાં રહેલાં તે રૂપ યૌવન તો દોષજ છે, કેમકે તે પ્રતિકૂળ છે, અનુકૂળત્વ પ્રતિકૂળત્વ ભેદથી ગુણદોષ-વ્યવસ્થા છે, તો એકજ વસ્તુ કોઇને અનુકૂળ અને કોઇને પ્રતિકૂળ થાય છે, તો એકજ વસ્તુનું પ્રતિસંબન્ધિ પુરૂષભેદને લીધે અનુકૂળપણું અને પ્રતિકૂળપણું અનુપપન્ન નથી–ઘટતું આવે છે. વસ્તુતાએ ગુણમય કાંઈ પણ વસ્તુ નિયત ગુણદોષ વ્યવસ્થાવાળું નથી, કેમકે ગુણોના ઉન્મેષની વિચિત્રતા છે. તો ગુણમય સર્વ વસ્તુ સુખ દુઃખ મોહાત્મક હોવાથી પ્રલોભનદ્વારા સ્ત્રિયોને પુરૂષાંતરમાં રહેલું રૂપ યૌવન અનર્થહેતુ હોવાથી તેમની અપેક્ષાએ તેની દોષતાજ છે. જે રૂપ યૌવનાદિક લોકમાં ગુણપણે ખ્યાતિ પામેલા છે તેજ સાધ્વી સ્ત્રીયોની દૃષ્ટિએ પરપુરૂષમાં રહેલા તે રૂપ યૌવન દોષરૂપ છે. અપિશબ્દ બુદ્ધિપૂર્વક ઇચ્છાથી પરપુરૂષના પ્રસંગને દૂરથીજ નિરાકરણ કરે છે. ચકારથી સ્વતંત્ર સ્થિતિ આદિકપણ ન કરવું એમ જાણવું. 'पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने । वार्धके पुत्रपौत्राद्या नास्ति स्त्रीणां स्वतन्त्रता ॥' એમ પરાશરસ્મૃતિમાં કહ્યું છે ॥૧૬૦॥

સાધ્વીઓને લજ્જાજ પરમ ભૂષણ છે, તેથી પ્રચ્યુતિ જેણે કરીને થાય તેનો સર્વથા પરિહાર કરવો એવા અભિપ્રાયથી કહેછે—સાધ્વી–શીલસદાચારાદિ સાધુગુણસંપન્ન સ્ત્રીએ નાભિ સાથળ સ્તન આદિક આચ્છાદન કરવા યોગ્ય અવયવો પરપુરૂષોએ વગરપણ જે રીતે ન જોઈ શકાય તે રીતે વસ્ત્ર પહેરવું. પુરૂષવર્ગને નહિ ગણીને અને ઢાંકવા યોગ્ય કે ન ઢાંકવા યોગ્ય અવયવોનો વિવેક પરિત્યાગ કરીને માર્ગમાં ભ્રમ્યા કરવું તે અસાધ્વીઓનું લજ્જાવર્જીત ચરિત છે, સાધ્વીઓને તો લજ્જાજ પરમ

ज्ञादिसङ्गिनी ॥१६१॥ भूपासदंशुकधृतिः परगेहोपवेशनम् ।

ભૂષણુ છે તો તેઓએ તેવીરીતે (નાભિ સાથળ સ્તનાદિકને નરો નિરીક્ષણુ કરી શકે તેમ) ન વર્તવુ તથા સાધ્વીએ પુરૂષની આગળ ઉત્તરીય ( ઓઢવાના ) વસ્ત્રે રહિત ન રહેવુ ઉત્તરીય વિના વિજનથકી અન્યત્ર વર્તનપણ લજ્જાજ એક ભૂષણુવાળી સાધ્વીઓને અનુચિત છે, માટે સર્વદા ઉત્તરીય વસ્ત્ર ધારણુ કરવુ **તથા** જેઓ ઉપહાસવડે ઉપજીવન કરનારા હોઇને હાસ્યરસનેજ એક પોષણુ કરનારા વિવિધ વેષોને ઉપધારીને સભામા પ્રવેશ કરી જોનારા જનોને હસાવે છે તે ભાડોને સાધ્વી સ્ત્રી નજ જુવે કેમકે તે ભાડના નિરીક્ષણુમાત્રથી ઉપજતો ખડખડાટ હાસ દુર્નિવાર્ય છે તેવો ઉચ્ચ હાસ તેવી કુળવધૂઓને અનુચિત છે 'स्मित कुलनतभ्रुवामधर एव विश्राम्यति' કુળસ્ત્રિયોનો મદહાસ ઓષ્ઠમાજ વિશ્રામ પામે છે, બહાર નીકળેજ નહિ, એમ માઘ કવિ કહે છે **તથા** જે નિર્લજ્જ નારીઓ હોય તેમનો સગ ન કરવો, કારણુ કે તેમાં ચારિત્ર્યલોપનો પ્રસગ છે **આદિશબ્દથી** ગણિકા ધૂર્તાદિકનો સગ્રહ કરવો આ બધો શુભાચાર શખસ્મૃતિમા કહ્યો છે-'अनुक्ता गृहान्न निर्गच्छेन्नानुत्तरीया न त्वरित व्रजेन्न परपुरुषमभिभाषेतान्यत्र वणिक्प्रव्रजितवृद्धवैद्येभ्यो न नाभि दर्शयेदागुल्फाद्वास परिदध्यात् न स्तनौ विवृतो कुर्यात् न हसेदपावृत न भर्तार तद्बन्धून्वा द्विष्याच्च गणिका-धूर्ता-अभिसारिणी-प्रव्रजिता-प्रेक्षणिका-मायामूलकुहककारिका-दु शीलाभि सहैकत्र तिष्ठेत्ससर्गेण हि चारित्र्य दुष्यति' ઇતિ ॥૧૬૧॥

જેણીનો પતિ પરદેશ ગયો હોય એવી વનિતાઓનો વિશેષ કહે છે— પોતાનો પતિ દેશાતરમા ગયેસતે સધવા સ્ત્રિયોએ **ભૂપા**—જેનાથી ભૂપિત થાય તે ભૂષા—અલકરણુ કહેવાય, કકણુ તાટક આદિક માગલ્ય ચિહ્નથકી બીજુ અગશોભામાજ એક ઉપયોગી અલકરણુ ન ધારવુ **સદંશુક**—શરીરને આચ્છાદન કરવુ એજ એક ફળ જેનુ છે એવા વસ્ત્રથકી બીજુ શોભાસપાદક વસ્ત્ર ન ધારવુ તથા પાડોશીપ્રમુખ પરગૃહમા બેસીને કાળનિર્ગમન નજ કરવુ તથા હાસ્યાદિકનો ત્યાગ કરવો હાસ્ય—ઉપહાસવચનતો હર્ષસમયમા સમુચિત છે પતિના પરદેશ પ્રયાણુસમયે હર્ષ

त्याज्यं हास्यादि च स्त्रीभिः पत्यौ देशान्तरं गते ॥१६२॥ विधवाभिस्तु योषाभिः सेव्यः पतिधिया हरिः । आज्ञायां पितृपुत्रादेर्वृत्यं

પ્રસંગ અનુચિત છે. માટે સ્ત્રીયો સાથે હાસ્યાદિ ન કરવું આદિશબ્દથી સમાજ ઉત્સવ દર્શનાદિકનો સંગ્રહ કરવો તે પણ ન કરવું તે યાજ્ઞવલ્ક્ય મુનિએ કહ્યું છે–'क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् । हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका ॥' ઇતિ ॥૧૬૨॥

હવે વિધવાઓના વિશેષ ધર્મોને કહેછે—વિધવા વનિતાઓએ તો હરિ-અચસ્વિરૂપ શ્રીકૃષ્ણની પતિધિયા—આજ મારા પતિ–સ્વામી છે એવી તત્ત્વ બુદ્ધિથી સેવા કરવી તુશબ્દથી સધવાની અપેક્ષાએ વિધવાની વિલક્ષણતા કહી છે ધણી જીવતો હોય ત્યારે તેજ ઇશ્વરની પેઠે સ્ત્રીયોએ સેવ્ય છે, તે મરણ પામતાં તો પરમેશ્વરજ નિરૂપાધિક સ્વામી સેવનીય છે અભિપ્રાય એ છે કે–વસ્તુતાએ સર્વેશ્વર શ્રીહરિજ સર્વે કોઈના નિરૂપાધિક પતિ છે, અન્યત્ર તો પતિપણું ઔપાધિક છે ધણી જીવતો હોય તો તેનીજ સ્વામિ પણે સેવા કરવી એ સ્ત્રીયોનો શાસ્ત્રવિહિત ધર્મ છે ધણીનો મૃત્યુ થતા વસ્તુતાએ (સાચા) સ્વામી શ્રીહરિજ સ્વામિભાવથી સેવનીય છે અથવા પતિધિયા–જે પતિ પોતાનો ભર્તા હતો તેની દૃષ્ટિથી હરિની સેવા કરવી આ અભિપ્રાય છે–સ્ત્રીયોનો આજ શાસ્ત્રદૃષ્ટ ધર્મ છે કે પતિની પરિચર્યા આચરવી તેમા તે જીવતો હોય ત્યારે તો સાક્ષાત્ તેનુ સેવન છે, તે મરણ પામતા તો પતિની દૃષ્ટિથી હરિનુ સેવન કરવુ, તો એરીતે યાવજ્જીવિત (પોતાના કે પતિના) પતિની સેવા કરવી તે સ્વધર્મ છે, માટે તેનેવિષે કરેલી તેવી નિષ્ઠા પરંપરાએ નિઃશ્રેયસમાટે થાયજ અને જો કામના હોય તો પતિલોકની પ્રાપ્તિરૂપ ફળ થાય તેવી સ્મૃતિ છે– विष्णोस्तु पूजनं कार्यं पतिबुद्ध्या न चान्यथा । पतिमेव सदा ध्यायेद्विष्णुरूपधरं परम् ॥ एवं धर्मसमायुक्ता विधवा या पतिव्रता । पतिलोकानवाप्नोति न भवेत्क्वापि दुःखिता ॥' ઇતિ આ પક્ષની અપેક્ષાએ 'વસ્તુત સ્વામી શ્રીહરિનીજ પતિબુદ્ધિથી સેવા કરવી' એ પક્ષ ઉત્તમ છે, કેમકે તેમા સાક્ષાત્ નિઃશ્રેયસનો પ્રસંગ

१ 'वर्त्मम्' इति पाठान्तरम् ।

स्वातन्त्र्यतो न तु ॥१६३॥ स्वासन्नसम्बन्धहीना नराः स्पृश्या न

છે. હરિસેવા તો યથાધિકાર જાણવી પોતાનો પતિ મરણ પામ્યા પછી પણ પરતન્ત્રપણેજ રહેવું એમ હવે કહેછે—વિધવાઓએ પિતા પુત્રપ્રમુખના પરતંત્રપણેજ રહેવું પણ સ્વતંત્રપણે નહિ. તે મનુએ કહ્યું છે—'वालया वा युवत्या वा वृद्धया वापि योषिता । न स्वातन्त्र्येण कर्तव्यं किञ्चित्कार्यं गृहेष्वपि ॥ बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने । पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम् ॥ पित्रा भ्रात्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मन. । एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥' ઇતિ યાજ્ઞવલ્ક્ય કહે છે—'रक्षेत्कन्यां पिता विन्नां पतिः पुत्राश्च वार्धके । अभावे ज्ञातयस्तेषां स्वातन्त्र्यं न क्वचित्स्त्रियाः ॥ पितृमातृसुतभ्रातृश्वश्रूश्वशुरमातुलैः । हीना न स्याद्विना भर्त्रा गर्हणीयाऽन्यथा भवेत् ॥' ઇતિ ॥૧૬૩॥

બ્રહ્મચર્યવ્રત વિધવાઓનો પરમ ધર્મ છે, તેના અનુપાલનતત્પર તેણીઓએ રહેવુ, માટેજ પિતાપુત્રપ્રમુખ સમીપ સંબન્ધવાળાઓ થકી ભિન્ન પુરૂષોનો સ્પર્શ કર્હિંચિત્–સમુદ્રબોધનાદિક આવશ્યકમાં પણ ન કરવો તથા સંમર્દાદિ નિમિત્ત સતેપણ નજ કરવો શંકા—આ અકામમૂળક યદૃચ્છાપ્રાપ્ત સ્પર્શ દૂષણમાટે કેમ થાય ? શું આ અસ્પૃશ્ય જાતિસ્પર્શ છે ? તો તે સત્ય છે વિધવાઓ માટે તો તેમજ છે. તેવું વચન છે-'ब्राह्मणो विधवा नारी सूत्रवस्त्रं च मृन्मयम् । स्पर्शेन छायया दृष्ट्या मजत्यशुचितां द्रुतम् ॥' ઇતિ વિધવાને સમીપસંબન્ધે રહિત પુરૂષાતરનો સ્પર્શ અસ્પૃશ્ય સ્પર્શની પેઠે સ્વત દૂષકજ છે વસ્તુતાએ તો 'मृते भर्तरि या नारी ब्रह्मचर्यव्यवस्थिता । स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिण ॥' ઇત્યાદિકથી બ્રહ્મચર્યવ્રત પાળવાનું કહ્યું છે, તો યાદૃચ્છિક એવો પણ વારેવારે આવી પડતો પુરૂષાતરનો સ્પર્શ કદાચિત્ ચિત્તવિક્ષોભમાટે થાય, માટે અસ્પૃશ્ય પણાની ઉક્તિ છે તથા પોતાની તરૂણ અવસ્થા સતે સમીપસબન્ધે રહિત તરૂણ નરોની સાથે ભાષણ નજ કરવું પોતે વૃદ્ધા હોય તો હાનિ નથી એવા અભિપ્રાયથી 'तारुण्ये सति' એમ કહ્યુ છે. 'आश्रित्य यौवनं सर्वे

कर्हिचित् । तरुणैस्तैश्च तारुण्ये भाष्यं नावश्यकं विना ॥१६४॥
स्तनन्धयस्य नु स्पर्शो न दोषोऽस्ति पशोरिव । आवश्यके च

विकारा कामसम्भवा । तिष्ठन्त्यतोऽत्र नियमा पाल्या स्त्रीभिश्च पुरुषैः ॥ એમ સ્કાંદમા કહ્યુ છે આવશ્યક વિના ન બોલવુ, જેટલુ આવશ્યક હોય તેટલું તો બોલે પણ અધિક નહિ અભિપ્રાય એવો કે-ભાષણ કર્યા વિના પોતાના કે પરના ધર્માવિરુદ્ધ કાર્યની અડચણ જો આવી પડે તો તરૂણ નરની સાથે પણ સમુચિત ભાષણ ભલે કરો, કે જેથી તેનો પરિહાર થાય પણ તારૂ ગામ કયુ ? ગૃહ ક્યા ? સ્ત્રી ક્યા ? તારે કેટલા પુત્રો છે ? ઇત્યાદિ વૃથાવાદ ન કરવો અર્થાત્ ધર્મોપયિક ભાષણપ્રસગ આવશ્યક સતે સભાષણ દોષને માટે નથી જેરીતે પોતાના શરીરનુ રક્ષણ થાય અને સ્વધર્મનુ રક્ષણ થાય તેરીતે વર્તવુ ॥૧૬૪॥

નરનો સ્પર્શ ક્યારેય ન કરવો, આ ઉક્ત અર્થમા અપવાદ કહેછે— પશુનો સ્પર્શજ જેમ એમ સ્તન્યપાનને યોગ્ય વયમાં વર્તતા નરનો સ્પર્શ વિધવાને દોષ માટે નથી આન્ધવ્ય હોય કે ન હોય પણ કિશોર નરની અસ્પૃશ્યતા નથી, કેમકે પશુના સ્પર્શની પેઠે તેમા ભાવદોષનો પ્રસંગ નથી વૃદ્ધ-જરાપરાભૂતના સ્પર્શમાં દોષ નથી, ધર્મથકી અવિરૂદ્ધ કાર્યની અડચણ ન હોય તો વૃદ્ધનો સ્પર્શપણ દોષ માટે છે એમ જણાવા 'आवश्यके' એમ કહ્યુ છે બાળકને લિંગવિભેદનુ જ્ઞાન નથી માટે ઐચ્છિક એવો પણ તેનો સ્પર્શ વિધવાને દોષ માટે નથી વૃદ્ધ તો કેવળ જરાભિભૂત છે પણ જો તે સમીપસંબન્ધે રહિત હોય તો તેનો આવશ્યક કાર્ય વિના સ્પર્શ દોષમાટે છે, કેમકે તેને લિંગ વૈષમ્યનુ અનુસ્મરણ છે, એરીતે બાળ વૃદ્ધના સ્પર્શની નિર્દોષતામાં વિશેષ સ્મરણ કરી આપ્યો અર્થાત્ બાળકને લિંગવિષમતાનુ જ્ઞાન નથી, વૃદ્ધ તો કેવળ જરાભિભૂત હોઇને તેને લિંગ વિષમતાનુ જ્ઞાન છે, માટેજ વૃદ્ધની બાબતમાં 'आवश्यके सति' એવો વિશેષ કર્યો. બાળકની બાબતમાં 'आवश्यके सति' એમ કહેવાની જરૂર નથી. તથા વૃદ્ધની સાથે ભાષણમાં આવશ્યક કાર્યે સતે વિધવાને દોષ

वृद्धस्य स्पर्शो तेन च भाषणे ॥१६५॥ विद्याऽनाम्नयसम्बन्धात्ताभिः पाठ्या न क्वापि नुः । व्रतोपवासैः कर्तव्यो मुहुर्देहदमस्तथा ॥१६६॥ धनं च धर्मकार्येऽपि स्वनिर्वाहोपयोगि यत् । देयं ताभिर्न तत्क्वापि

નથી. આવશ્યક ન હોય તો સમીપસંબન્ધે હીન એવા તે વૃદ્ધ સાથે પણ ભાષણ ઉચિત નથી ॥૧૬૫॥

શંકા—આવશ્યક ધર્મોપયિક કાર્ય સતે પુરૂષો સાથે સંભાષણની અભ્યનુજ્ઞા આપી, તો વિજ્ઞાનગ્રહણ પુરૂષાંતરથકી પણ સમુચિત છે, વિજ્ઞાન તો નિઃશ્રેયસમાટે થાય છે, તેને અર્થે પુરૂષો સાથે આલાપપણ સમુચિન છે ? એવી આશંકામાં કહેછે—ક્વાપિ વિદ્યા-નિઃશ્રેયસમાં ઉપયોગી પણ વિદ્યા સમીપ સંબન્ધવાળા ભ્રાતાદિકથકીજ ભણવી પણ બીજાથકી નજ ભણવી કારણ કે તેના નિમિત્તથી પણ થનો પુરૂષાંતરનો પ્રસંગ કદાચિત્ બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરનાર થાય. સ્ત્રિયોને બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી માટે વિદ્યાશબ્દથી પૌરાણિક વિજ્ઞાન જાણવું. અથવા તેને બોધ કરનારો ભાષાપ્રબન્ધ જાણવો. તથા વિભર્તૃકા વનિતાઓએ પોતાના દેહનું દમન-કાયશોષણ વ્રતો અને ઉપવાસોવડે વારંવાર કરવું. અન્યથા ઇન્દ્રિયોનું બળ વૃદ્ધિ પામતાં ચિત્તવિક્ષોભનો પ્રસંગ છે એકભુક્ત શીતોદકસ્નાન અનભ્યંજન ભૂશયનાદિ વ્રતો જાણવાં. માસોપવાસ પક્ષોપવાસ આદિક ઉપવાસ જાણવા. અથવા 'વ્રતોપવાસૈઃ' વ્રતનિમિત્તના ઉપવાસો, એવો અર્થ કરવો એકાદશીવ્રતાદિ વ્રત જાણવું અને તેથકી વ્યતિરિક્ત નિમિત્તવાળા ઉપવાસો ધારણાપારણાદિ જાણવા. સ્કંદમાં કહ્યુ છે કે—'एकाहारः सदा कार्यो न द्वितीयो विनाऽऽपदम् । मासोपवासं वा कुर्याच्चान्द्रायणमथापि वा ॥' ઇતિ. 'कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलोदकैः' એમ મનુએ કહ્યું છે ॥૧૬૬॥

જો ધન પોતાપાસે હોય તો વ્રતોપવાસો બહુ બહુ કરે તો પણ દેહનું દમન ન થાય, કેમકે ધનની ગરમાઈ પ્રબળ છે, તો જો ધન ઘણું હોય તો વિધવાએ ન રાખવું. દેહયાત્રા પુરતું તો રાખવુ. દેહયાત્રામાત્ર પર્યાપ્ત પણ ધનનો વ્યય કરી નાંખે તો વૃત્તિની કૃશતાને લીધે પરસેવાનો પ્રસંગ પડતાં ધર્મલોપનો પ્રસંગ આવે, એવા અભિપ્રાયથી કહેછે—જે પોતાના

देयं चेदधिकं तदा ॥१६७॥ कार्यस्च सकृदाहारस्ताभिः स्वापस्तु भूतले । मैथुनासक्तयोर्वीक्षा क्वापि कार्या न देहिनोः ॥१६८॥ येषो

નિર્વાહમાં ઉપયોગિ–દેહયાત્રાપર્યાપ્ત હોય તેતો ધન ધર્મકાર્યમાં પણ ન આપવું. યદ્યપિ ધનનું ફળ ધર્મજ છે, 'धनं च धर्मैकफलं' એવી સ્મૃતિ છે. તથાપિ તદર્થેપણ તેણીઓએ ન આપવું. કેમકે વૃત્ત્યર્થે પરસેવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં ધર્મલોપપ્રસંગ આવે. દેહપોષણમાં ઉપયુક્ત થકી અધિક જો હોય તો તે क्वापि–જે કોઇને પણ આપી દેવું–બન્ધુઓને આપી દેવું કે બીજાઓને ધર્માર્થે આપીજ દેવું પણ તે રાખવું નહિ, કેમકે ઘણું ધન કદાચિત્ તેણીઓને અપમાર્ગમાં પ્રવર્તાવે. અથવા–અર્થ એવો કરવો–धनं च धर्मकार्ये–ધન ખરેખર ધર્મકાર્યમાં આપવું, ધનનું ધર્મજ પ્રયોજન પ્રસિદ્ધ છે, अपि–એમ છે તોપણ જે પોતાના નિર્વાહોપયોગિ હોય તે તેણીઓએ ક્યારેયપણ ધર્માર્થે પણ નજ દેવું. પુરૂષોનીપેઠે એમણીઓએ ધનાર્જનનો ઉદ્યોગ કરવો યુક્ત નથી, તેમ ગૃહેગૃહે ભિક્ષાટન કે પરસેવા યોગ્ય નથી, કેમકે ચારિત્ર્યનો ભંગપ્રસંગ છે. તો બ્રહ્મચર્યનું રક્ષણ કરવા વાંછતી વિધવા વનિતાઓએ તેવા ધનનો વ્યય નજ કરી નાખવો. જો અધિક હોય તો ધર્માર્થે આપવુંજ. 'આપવું' આ નિયમવિધિ છે. અથવા અન્વય એવો કરવો કે–જે ધન સ્વનિર્વાહોપયોગિ હોય તે તેણીએ ક્વાપિ ધર્મકાર્યે–ઇષ્ટાપૂર્તાદિ કોઇપણ ધર્મકાર્યમાં ન આપવું ॥૧૬૭॥

દેહદમાર્થે કરવાનાં વ્રતોમાં કિંચિત્ નિરૂપણ કરેછે—વિધવાઓએ આહાર–ભોજન એકજ વાર કરવો. ભોજનતો રાગપ્રાપ્ત છે તેનો 'એકવાર કરવું' એવો નિયમ કર્યો છે. સકૃત્–એકવાર દિવસેજ જમે પણ રાત્રિએ નહિ, એવો અર્થ સમજવો. સ્વાપ–શયનતો ભૂતળ ઉપરજ કરવું પણ ખાટલા આદિકમાં ન કરવું. 'त्यजेच्च सकलान् भोगान् स्वात्सकृन्मित-भुक्तथा । न दिवा शयनं कुर्यान्न खट्वायामनापदि ॥ पर्यङ्कशायिनी नारी विधवा पातयेत्पतिम् ॥' એવી સ્મૃતિ છે. તથા મૈથુનમાં પ્રવર્તેલાં પશુ-પક્ષ્યાદિ પ્રાણિમાત્રનું પણ નિરીક્ષણ બુદ્ધિપૂર્વક ક્યારેયપણ નજ કરવું. તેનું

न धार्यस्ताभिश्च सुवासिन्याः स्त्रियास्तथा । न्यासिन्या वीतरागाया विकृतश्च न कर्हिचित् ॥१६९॥ सङ्गो न गर्भपातिन्याः स्पर्शः कार्यश्च योषितः । शृङ्गारवार्ता न नृणां कार्याः श्रव्या न वै क्वचित्

દર્શન તત્ક્ષણ મન ક્ષોભમાં હેતુ હોઇને બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરનાર થાય. 'नेक्षेत मिथुनीभूतं बुध्या पश्वादपि क्वचित्' એવી સ્મૃતિ છે ॥૧૬૮॥

વિધવાપણાને વિરૂદ્ધ વેષ ન ધારવો એમ કહેછે—વિભર્તૃકા વનિતાઓએ સુવાસિની-સભર્તૃકા સ્ત્રિયોનો જે વેષ વસ્ત્ર વિભૂષણ વિગેરે અલંકરણધારણરૂપ છે તે નજ ધારવો-ત્યાગ કરવો. વિધવાપણું સતે પણ કાષાયાદિ ન ધારવું એમ કહે છે-જે તો ગૃહનો ત્યાગ કરી સન્યાસિની થાય છે તેનો જે વેષ કાષાય વસ્ત્રધારણાદિરૂપ છે તે ન ધારવો (સન્યાસમાં સ્ત્રીયોને અધિકાર છે કે નહિ ? એ બાબત બીજી છે, શાસ્ત્રમર્યાદાનું ઉલ્લઘન જેમાં છે એવા કળિમાં લોકથી તેની પ્રસિદ્ધિ છે માટે આ નિષેધ કર્યો છે ) તથા માર્ગમાર્ગમા નિરંકુશ લટકતી વીતરાગાભાસ ( વેરાગણી ) સ્ત્રીઓના સબન્ધી વેષ ન ધારવો તથા જે દેશ કુળાદિ આચારવિરૂદ્ધ વિકૃત વેષ તે ક્યારેય પણ નજ ધારવો ॥૧૬૯॥

જેથી બ્રહ્મચર્યવ્રતના વિધ્નશની શંકા આવે તે સર્વનો પરિહાર કરવો એમ કહેછે—તે મૃતભર્તૃકાઓએ ઔષધાદિવડે ગર્ભપાત કરવાના સ્વભાવવાળી અસતી સ્ત્રીનો સગ-સભાષણ સહવાસ સસ્પર્શાદિરૂપ દૂરથી નજ કરવો અકામથી પણ તેણીનો સ્પર્શ અશુચિ હોવાથી પરહરવો, કેમકે પતિતાતો સ્પર્શમાત્રથી પણ દૂષિત કરેછે. તથા નર કે નારી અથવા મનુષ્યજાતિના કે દેવજાતિના કોઇનું પણ શૃગારરસપ્રધાન ચરિત્ર ક્યારેય નજ સાંભળવું અને નજ કહેવું. તેનું શ્રવણ કીર્તન કદાચિત્ ચિત્રવિક્ષોભને કરનાર થાય. યદ્યપિ શૃગારરસપ્રધાન ચરિતમાત્રના શ્રવણકીર્તનનો પ્રતિષેધ કહેવાનો છે, તો 'नृणां' આ પદ વ્યર્થ છે અથાપિ પરમાનંદમય ભગવાન અને તેમના અનન્યભક્ત ગોપીઓનો વિલક્ષણ પ્રેમરસના પ્રવાહરૂપ જે વિલક્ષણ શૃગારરસવિશેષ કે જે નિ શ્રેયસસબન્ધિ આનંદથકી લેશ ન્યૂન નથી તેના સબન્ધવાળી દિવ્ય વાર્તાઓના શ્રવણ કીર્તનની સ્વીકાર્યતા હોવાથી તેના નિવારકપણે તે પદની સાર્થકતા છે. ( જે નરપદ ન હોય તો

॥१७०॥ निजसम्बन्धिभिरपि तारुण्ये तरुणैर्नरैः । साकं रहसि न स्थेयं ताभिरापदमन्तरा ॥१७१॥ न होलाखेलनं कार्यं न भूषादेश्च धारणम् । न धातुसूत्रयुक्सूक्ष्मवस्त्रादेरपि कर्हिचित् ॥१७२॥ सध-

ભગવાનસંબન્ધી શૃંગારરસમય વાર્તાના શ્રવણ કીર્તનનો પણ નિષેધ થઈ જાય, નરપદથી તો નરનીજ શૃંગારરસપ્રધાન વાર્તાના શ્રવણ કીર્તનનો નિષેધ થાય પણ ભગવાનસંબન્ધી શૃંગારરસમય વાર્તાના શ્રવણકીર્તનનો નિષેધ ન થાય) તથા પોતાની તરુણ વય સતે તરુણ વયમાં વર્તતા પોતાના પિતા ભ્રાતાદિ સમીપસંબન્ધિ નરો સાથે પણ એકાંત સ્થળમાં આપત્કાળ વિના નજ રહેવું. 'तारुण्येन जगज्जेतुं वातेनेद्ध इवानलः । शक्नोति सहसा कामो दुर्निवार्यो हि साधनैः ॥ अतो न विजने स्थेयं तरुण्या तरुणेन च । अपि मात्रा सुतेनापि सत्यं वदति जैमिनिः ॥' એવી સ્મૃતિ છે. તથા વિધવાઓએ જે હોલિકોત્સવનિમિત્તનું ખેલન-રંગ ગુલાલ ફેંકવો વિગેરેવડે ક્રીડા, તેના અંગભૂત કેયૂર કંકણ મેખળાદિ વિવિધ વિભૂષણોનું ધારણ અને કાંચન રાજતાદિ તંતુઓએ યુક્ત સૂક્ષ્મ વસ્ત્રોનું ધારણ ક્યારેય ન કરવું. આદિશબ્દથી કુંકુમ કજ્જળાદિ સૌભાગ્ય દ્રવ્યનું ગ્રહણ કરવું. આ સર્વ ચિત્તવિક્ષોભમાં હેતુ હોઈને બ્રહ્મવ્રતને ભંગ કરનાર છે. યદ્યપિ 'वेषो न धार्यस्ताभिश्च सुवासिन्याः स्त्रियास्तथा' આનાથીજ આભૂષણાદિકના ધારણનો નિષેધ થઈ જાય છે, તો 'न भूषादेश्च धारणम्' આ પુનરુક્ત છે, તથાપિ હોલિકાખેલનના શેષપણે તેનો પ્રસંગ પ્રાપ્ત થાય છે માટે તેનો આ નિષેધ દૃઢતા માટે કર્યો છે તો કશી ક્ષતિ નથી ॥૧૭૦-૧૭૨॥

હવે સામાન્યતઃ સ્ત્રિયોને અધિકાર કરીને કહેછે—સભર્તૃકા હોય કે વિભર્તૃકા હોય સર્વ સ્ત્રિયોએ વસ્ત્ર વિના-નગ્ન થઈને સ્નાન નજ કરવું, 'वरनिपाते न स्नानमाचरेत् नग्नः' 'न तीर्थे सुवाकुले च्छायायासज्जनसमाश्रिते । दर्भहीनोऽन्यचित्तस्तु न नग्नो न शिरो विना । नग्नस्नानं नग्नशय्या मनुजानां विगर्हितम्' એવી સ્મૃતિ છે. યદ્યપિ અહીં પુરુષોને અધિકાર કરીને સ્મૃતિ છે તથાપિ તુલ્ય ન્યાય છે માટે નગ્નસ્નાનનો નિષેધ સ્ત્રીઓને સાધારણ જાણવો. વળી વસ્ત્ર વિના સ્નાન કરવાથી વ્રતનો વિલોપ થાગ-

यावित्रचाभिश्च न स्नातव्यं निरन्तरम्। स्वरजोदर्शनं स्त्रीभिर्गोपनीयं न सर्वथा ॥१७३॥ मनुष्यं चांशुकादीनि नारी क्वापि रजस्वला।

વતમાં કહ્યો છે-'यूयं विवस्त्रा यदपो धृतमता व्यगाहतैतत्तदु देवहेलनम्' ઇતિ તથા સર્વ કોઈ સ્ત્રીઓએ પોતાનું જે રજ માસે માસે થાયછે તેનું દર્શન સર્વથા-મહતી પણ આપદામાં ગુપ્ત ન રાખવું. તે થતાં ગૃહકાર્યમાં ન પ્રવર્તવું. વળી રજસ્વળા નારી ત્રણ દિવસ અસ્પૃશ્યા હોવાથી મનુષ્યનો સ્પર્શ ક્યારેય ન કરે (પશ્વાદિકના સ્પર્શમાં તો દોષ નથી) તથા વસ્ત્ર આદિકનો સ્પર્શ ક્યારેય નજ કરે. આદિ શબ્દથી મૃત્તિકાભાંડાદિ ગૃહોપકરણનો પરિગ્રહ કરવો. તે રજસ્વળા ચોથે દિવસે પોને સ્પર્શ કરેલાં વસ્રો ધોવાપૂર્વક શિર સ્નાન કરતાં શુદ્ધ થઈ ગૃહભાંડાદિકનો સ્પર્શ કરે. એટલે ચોથે દિવસે સ્નાનાનંતર અસ્પૃશ્યતા ટળી જાય છે. 'प्रथमेऽहनि चण्डाली द्वितीये ब्रह्मघातिनी। तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनि शुद्ध्यति ॥' 'स्नाता रजस्वला या तु चतुर्थेऽहनि शुद्ध्यति' એવી સ્મૃતિ છે. રજસ્વળાનો ધર્મ વિષ્ણુધર્મોત્તરમાં કહ્યો છે—'आहारं गोरसानां च पुष्पालङ्कारधारणम्। अञ्जनं कुङ्कुमं गन्धं पीठं शय्याधिरोहणम्। अग्निसंस्पर्शनं चैव वर्जयेत्सा दिनत्रयम् ॥' ઇતિ દક્ષ પણ કહેછે— 'अभ्यङ्गं वर्जयेत्सा च प्रवासं दन्तधावनम्। न कुर्यात्सा तथा स्नानं ताम्बूलाशं दिवास्वपिम् ॥' ઇતિ. આ સ્થળે એટલો વિશેષ જાણવો-જો રાત્રિએ રજોદર્શન થાય તો રાત્રિના ત્રણ ભાગ કરીને પ્રથમના બે ભાગમાં જો થયું હોય તો પૂર્વનો દિવસ ગ્રહણ કરવો અને પછીથી થયું હોય તો પછીનો ઉત્તર દિવસ ગ્રહણ કરવો એમ મિતાક્ષરામાં કહ્યું છે તથા સત્તર દિવસની અદર ફરી રજોદર્શન થાય તો સ્નાનમાત્ર કરવું, અઢાર દિવસની અદર ફરી થાય તો એકરાત્ર આશૌચ જાણવું, ઓગણીશ દિવસની અદર થાય તો બે દિવસનું આશૌચ સમજવુ વીશ દિવસને આરંભીને ત્રણ દિવસનું આશૌચ જાણવું. તથા રજસ્વળા હોઇને અન્ય રજસ્વળાનો સ્પર્શ અજાણથી કરે તો સ્નાન અને જાણીને કરે તો ઉપવાસ અને પચગવ્યનું પાન કરવાનું જાણવું. બીજી સ્ત્રીઓને અને પુરૂષોને રજસ્વળાનો

**दिनत्रयं स्पृशेन्नैव स्नात्वा तुर्येऽह्नि सा स्पृशेत् ॥१७४॥ नैष्ठिकव्रतवन्तो ये वर्णिनो मदुपाश्रयाः । तैः स्पृश्या न स्त्रियो भाष्या न न**

સ્પર્શ થાય તો વસ્ત્રે સહિત સ્નાન કરવાનું જાણવું. આપત્કાળમાં તો પરાશર કહે છે—'विवाहोत्सवयज्ञेषु दुर्भिक्षे देशविप्लवे । पलायने रणेऽरण्ये सोपवासेन शुद्ध्यति ॥' ઇતિ ॥૧૭૩-૧૭૪॥

હવે વર્ણિઓના વિશેષધર્મોને કહેછે—नैष्ठिकव्रतवन्तः-યદ્યપિ કળિમાં દીર્ઘકાળ બ્રહ્મચર્યનો નિષેધ કર્યો છે, તથાપિ જેમ સંન્યાસ આશ્રમ નિષેધ કર્યો છે પણ અપવાદવચનથી એનું અભ્યનુજ્ઞાન પણ જણાવ્યું છે, તેમ બ્રહ્મચર્યનું પણ જાણવું કેમકે અત્રેમાં ઊર્ધ્વરેતાપણારૂપ નિયમનું સમપણું છે. વસ્તુતાએ પ્રકટ પુરૂષોત્તમ ભગવાનના સન્નિધિમાં તો કળિનો પરાક્રમજ નથી. (કળિમાં આ વિશેષ અપવાદ છે) નિષ્ઠા-દેહાંત અવધિપણે જેનો છે તે નૈષ્ઠિક કહેવાય, દેહપાતપર્યંત અનુષ્ઠાન કરવાપણે સંકલ્પેલું ઊર્ધ્વરેતાપણારૂપ બ્રહ્મચર્ય તે વ્રત કહેવાય, આ સર્વથી પ્રશસ્ત નૈષ્ઠિકવ્રત જેમને છે તે નૈષ્ઠિકવ્રતવાળા કહેવાય. આ નૈષ્ઠિકવ્રત અષ્ટાંગવિધ મૈથુનના અભાવરૂપ છે એમ જણાવા वर्णिनः એમ કહ્યું છે. वर्ण – અષ્ટપ્રકારના મૈથુનના અભાવરૂપ વ્રતથી ખ્યાતિમાં આવતી યશોરૂપ પ્રશસ્તિ જેમની છે તે વર્ણી કહ્યા છે વર્ણશબ્દ યશમાં પણ પ્રવર્તેછે. અષ્ટવિધ મૈથુનનું સ્વરૂપ અગ્નિપુરાણમાં કહ્યું છે—'श्रवणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च । एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः । विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम् ॥' ઇતિ. मदुपाश्रयाः- હુંજ એક આશ્રય ઉપાયપણે અને ઉપેયપણે જેમને છું તે મદુપાશ્રય કહેવાય (મુમુક્ષુઓ) મુમુક્ષાથી નૈષ્ઠિક બ્રહ્મચર્યને જેઓ આચરે છે એટલું તાત્પર્ય છે 'यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति' આ શ્રુતિએ બ્રહ્મચર્યની મોક્ષોપયોગિતા કહી છે. આવા નૈષ્ઠિકવ્રતમાં નિષ્ઠાવાળા મદાશ્રિત વર્ણિઓએ અષ્ટવિધ બ્રહ્મચર્યવ્રતનું રક્ષણ ઇચ્છતાં સ્ત્રીયોનો સ્પર્શ બુદ્ધિપૂર્વક ન કરવા યોગ્ય છે. એમને સ્ત્રિઓ અસ્પૃશ્ય છે. સમર્દ (ભીડ) સતે અકામથી થતો પણ સ્પર્શ પરહરવો એવો અભિપ્રાય છે. 'स्त्रिय' એમ

वीक्ष्याश्च ता धिया ॥१७५॥ तासां वार्ता न कर्तव्या न श्रव्याश्च

સામાન્ય નિર્દેશ કર્યો છે તો સમીપ અસમીપ સંબન્ધ ભેદનો વિચાર અહીં ઉપયોગી નથી એમ સૂચવ્યું છે. નૈષ્ઠિક મુમુક્ષુને સ્રીસ્પર્શમાત્ર દૂષણસંપાદક છે. સ્રિયોની સાથે સંભાષણપણ બુદ્ધિપૂર્વક ન કરવું. યદ્યપિ ભાષણની અભ્યનુજ્ઞા 'यावदर्थं व्यवहरेत्स्त्रीषु स्त्रीनिर्जितेषु च' આ વચનથી આપી છે તથાપિ અલ્પ અર્થમાં તેની અભ્યનુજ્ઞા નથી, પરંતુ પ્રાણરક્ષણરૂપ અર્થમાંજ છે, એવો ભગવાનનો આશય છે. માટેજ આગળ 'प्राणापदि' એમ સ્વયં કહેશે. અથવા ઉપકુર્વાણ વર્ણિને માટેજ આ અભ્યનુજ્ઞા છે, જેથી શંકાનો અવકાશ પણ નથી. તથા નારીઓનું નિરીક્ષણ નજ કરવું. માર્ગમાં જતા નહિઅન્ધને આગળ આવતી અબળા નેત્રપથમાં પડેજ, માટે धिया એમ કહ્યું છે. માર્ગમાં જો નારી નયનમાર્ગમાં આવી પડે તો એકદમ નેત્ર મીચી દેવાં, પણ આ કોણ કેવી છે એમ મતિપૂર્વક ફરી અવલોકન ન કરવી એવો અભિપ્રાય છે. અન્યથા કદાચિત્ મનોવિક્ષોભનો પ્રસંગ પ્રાપ્ત થતાં વ્રતવિલોપ થાય. 'स्त्रीणां निरीक्षणं स्पर्शं संलापक्ष्वेलनादिकम् । प्राणिनो मिथुनीभूतानगृहस्थोऽग्रतस्त्यजेत् ॥' એમ ભાગવતમાં કહ્યું છે ॥૧૭૫॥

એ રીતે સ્રિયોનું નિરીક્ષણ ભાષણાદિક અપરોક્ષ વ્યાપારનો પ્રતિષેધ કરીને પરોક્ષપણ તેના વાર્તાશ્રવણાદિ વ્યાપારને પ્રતિષેધ કરેછે—મનઃક્ષોભમાં શ્રવણ કીર્તન બન્નેની તુલ્યતા છે તો વર્ણીઓ સ્રીવિષયવાળી વાર્તાને ક્યારેય પણ નજ કરે અને કોઇએ કરાતી સાંભળે પણ નહિ. 'वर्जयेत्प्रमदागाथामगृहस्थो बृहद्व्रतः । इन्द्रियाणि प्रमाथीनि हरन्त्यपि यतेर्मनः ॥' એમ નારદજીએ કહ્યું છે. 'योषितो न कथा श्रव्या' ઇત્યાદિ મોક્ષધર્મમાં કહ્યું છે. વાર્તાશબ્દથી કામશાસ્રનો પણ પરિગ્રહ કરવો. તે મોક્ષધર્મમાંજ કહ્યું છે—'कामो बन्धनमेवैकं नान्यदस्तीह बन्धनम् । कामबन्धनमुक्तो हि ब्रह्मभूयाय कल्पते ॥ एवं यो वेद कामस्य केवलस्य निवर्तनम् । बन्धत्वं कामशास्त्रस्य स दुःखान्यतिवर्तते ॥' ઇતિ. કિં બહુના—સ્રીના ચરણભૂળમાં ઘાલેલાં નૂપુરનો ધ્વનિમાત્ર પણ ન સાંભળવો એવા અભિપ્રાયથી કહે

कदाचन । तत्पादचारस्थानेषु न च ज्ञानादिकाः क्रियाः ॥१७६॥ देवताप्रतिमां हित्वा लेख्या काष्ठादिजाऽपि वा । न योषित्प्रतिमा स्पृश्या न वीक्ष्या बुद्धिपूर्वकम् ॥१७७॥ न स्त्रीप્રતિकृतिः कार्या न

છે કે–જે સ્થાનમાં સ્ત્રીઓના ચરણસંચરણનો વારંવાર પ્રસંગ હોય તેવા સ્થાનમાં વૈદિક કે લૌકિક કર્મ કાંઇપણ નજ કરવું. કેમકે બળાત્ વારંવાર કર્ણમાર્ગમાં આવી પડતા, સ્વયં અનર્થ, ધ્વનિમાત્રભૂત પણ તેણીના ચરણનૂપુરશબ્દો યથાકથંચિત્પણ તેણીઓના સબન્ધમાત્રથી કાર્યાંતરમાં વળગેલાના પણ મનને ક્ષોભ પમાડીજ દેછે. આથી–સાક્ષાત્ સ્ત્રીઓનાં પ્રવૃત્તિપર વચનો નહિ સાંભળવાપણામાં તો કાંઇ કહેવાનુંજ રહેતું નથી એમ સૂચવ્યું છે ॥૧૭૬॥

પ્રતિમા પણ સ્ત્રીરૂપની હોય તો તેના દર્શનાદિકનો ત્યાગ કરવો એમ કહે છે—વર્ણીઓએ નારીનોજ જેમ એમ તેની ચિત્રમયી કે કાષ્ઠધાતુ-પાષાણાદિમયી પણ પ્રતિમાનો સ્પર્શ અને બુદ્ધિપૂર્વક નિરીક્ષણ નજ કરવું. 'रागपूर्वकं' એમ નહિ કહીને 'बुद्धिपूर्वकं' એમ કહ્યું છે તો સ્ત્રીનિવિષે રાગ વિના શિલ્પનિપુણતાના અવલોકનપરપણે પણ પ્રમદાપ્રતિમા ન પેખવી એમ જણાવ્યું છે. લક્ષ્મીઆદિક દેવતાપ્રતિમાના સ્પર્શાદિકમાં દોષ નથી. 'आलेख्यामपि नो वीक्षेत्स्त्रियं रागेण कुत्रचित्' એમ નારદપંચરાત્રમાં કહ્યું છે 'पदापि युवतिं भिक्षुर्न स्पृशेद्दारवीमपि' એમ ભાગવતમાં કહ્યું છે ॥૧૭૭॥

વર્ણીઓએ વનિતાની પ્રતિમા સ્વયં ન કરવી. યદ્યપિ આ પ્રતિષેધ પ્રમદાપ્રતિમાના પ્રેક્ષણાદિ પ્રતિષેધથીજ સિદ્ધ થાય છે, તથાપિ તેની દૃઢતા માટે ઉક્તિ હોવાથી પુનરૂક્તિ દોષ નથી. અહીં પણ 'देवताप्रतिमां हित्वा' એનો સંબન્ધ લેવો. એટલે લક્ષ્મીઆદિક દેવતાપ્રતિમા કરવામાં દોષ નથી. તથા સ્ત્રીએ પહેરેલા વસ્ત્રનો સ્પર્શ બુદ્ધિપૂર્વક ન કરવો, કેમકે તેનો સ્પર્શ અશુચિપણાનો સંપાદક અને વિષયાસક્તિમાં હેતુ છે. આ સ્ત્રીવસ્ત્રનિષેધ ધોએલું હોઇને ભીનું હોય, ધોએલું હોઇને સુકાએલું હોય, નવીન હોય અને પહેર્યા વિનાનું હોય, તે થકી ભિન્ન વસ્ત્રવિષયવાળો છે.

स्पृश्यं योषितोऽप्युक्रम् । न वीक्ष्यं मैथुनपरं प्राणिमात्रं च तैर्धिया ॥१७८॥ न स्पृश्यो नेक्षणीयश्च नारीवेषधरः पुमान् । न कार्यं स्त्रीः समुद्दिश्य भगवद्गुणकीर्तनम् ॥१७९॥ ब्रह्मचर्यव्रतत्यागपरं वाक्यं

માનુષી સ્ત્રીપ્રતિમાઓ ન જોવી એમ કહ્યું, હવે પ્રાણિમાત્રમાં મૈથુન ન જોવું એમ કહે છે—तैः-બ્રહ્મચર્યવ્રતનિષ્ઠોએ મૈથુનાસક્ત પશુપક્ષ્યાદિ પ્રાણિમાત્રપણ धिया-બુદ્ધિપૂર્વક નજ જોવું, બુદ્ધિથી કરેલુ તેનુ નિરીક્ષણ રાગકલકના ઉદય માટે થાયછે 'प्राणिनो मिथुनीभूतानगृहस्थोऽग्रतस्त्यजेत्' એમ ભાગવતમાં કહ્યું છે ॥૧૭૮॥

વર્ણિઓએ સ્વય પુરૂષ હોઇનેપણ નારીવેષને ધરનારો હોય તો તે ભવૈયો કે બીજો તેનો કોઈ બુદ્ધિપૂર્વક સ્પર્શ કરવા યોગ્ય નથી તેમ નિરીક્ષણ કરવા યોગ્ય પણ નથી, કારણકે તેવાના દર્શનથી પણ સ્ત્રીભાવની સ્ફૂર્તિ થઇ આવે યદ્યપિ ભગવદ્ગુણકીર્તન પવિત્રોનુ પવિત્ર અને મગળોનું મગળ છે, તથાપિ તે સ્ત્રીઓને ઉદ્દેશીને વર્ણિઓએ ન કરવું. કારણ કે પ્રમદા અગ્નિશિખા જેમ અકામથી પણ સ્પર્શ કરી થકી શું નથી બાળતી? બાળેજ છે તેમ આ ભલે શુદ્ધ ભાવથી પ્રવર્ત્યાં હોય અને તેણીઓ શુદ્ધ ભાવથી સાંભળતી હોય તોપણ વિષય ઇન્દ્રિયોનો સ્વભાવ દુસ્ત્યજ હોવાથી જે કોઈ પણ પ્રકારે સાન્નિધ્ય થતા વિકૃતિ થાયજ, તેથી અવધારેલા બ્રહ્મચર્યવ્રતનો ભગ થાયજ. માટેજ સ્મૃતિ કહેછે—'बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति' 'इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभ मन.' ઇતિ 'સ્ત્રીને અવલોકીને' એમ નહિ કહેતાં 'સ્ત્રીને ઉદ્દેશીને' એમ સામાન્યપણે નિર્દેશ કર્યો છે, તો તેથી દૃષ્ટિમાર્ગમા હોય કે અન્યત્ર હોય પણ તેણીઓને ઉદ્દેશીને ભગવદ્ગુણકીર્તન પણ નજ કરવુ, કેમકે પરસ્પર સ્નેહાનુબન્ધનો અવશ્ય સભવ છે એમ જણાવ્યુ છે ॥૧૭૯॥

યદ્યપિ ગુરૂઓનુ શાસન ઉલ્લઘનીય નથી, 'सर्वथा पालनीयैव शिष्यैराज्ञा गुरोरिह' એવી સ્મૃતિ છે, તથાપિ મન.શોધન માટે કે બીજા કોઈ કારણે જો તેઓ 'બ્રહ્મચર્ય દુ સાધ્ય છે તો તેનો સકલ્પ છોડી દઇને સુસાધ્ય ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરી દારાનો પરિગ્રહ કર્ય, દારાને નહિ ગ્રહણ

કરનાર, માટેજ પિતૃઋણ થકી નહિ મુક્ત થએલાને પરલોકની પ્રાપ્તિ નથી, 'सर्वान् लोकाननृणोऽनुसञ्चरति' એવુ બ્રાહ્મણ છે, 'ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् । अनपाकृत्य मोक्ष तु सेवमानो व्रजत्यध ॥' એવી સ્મૃતિ પણ છે' એમ કહે તો તે ગુરુનુ પણ વચન તેઓએ આદરણીય નથી, જેમને ઊર્ધ્વરેતાપણામા મુમુક્ષાને લીધે સકલ્પ થયો હોય જે ઋણવચન છે તેતો અવિરક્તવિષયવાળુ છે પણ મોક્ષાર્થી માટે નથી માટેજ શ્રુતિ 'एतद्ध स्म वै तत्पूर्वे विद्वास प्रजां न कामयन्ते किं प्रजया करिष्यामो येषा नोऽयमात्माऽय लोक ॥' એમ કહેછે મોક્ષધર્મી નૈષ્ઠિક સનકાદિકોએ પણ પિતા બ્રહ્માએ પ્રજાસૃષ્ટિમાટે આદેશ કરતા તે આદેશ અગીકાર કર્યો નહિ તો મુમુક્ષુએ અષ્ટવિધ મૈથુનના અભાવરૂપ બ્રહ્મચર્યમા જે સકલ્પ કર્યો હોય તે ગુરૂવચનથી પણ ત્યાગ કરવો નહિ એવા અભિપ્રાયથી ભગવાન્ કહેછે 'मैथुनस्याप्रवृत्तिर्हि मनोवाक्कायकर्मणा । ब्रह्मचर्यमिति प्रोक्त व्रतीना ब्रह्मचारिणाम् ॥' આ સ્મૃતિએ કહેલા સર્વથા મૈથુનાભાવરૂપ બ્રહ્મચર્યનુ જે વ્રત-નિયમવિશેષ ધાર્યાં હોય તેનો ત્યાગ-જે નહિ સ્વીકારવો તત્પર વાક્ય ગુરોરપિ-જન્મથી કે વિદ્યાથી ગુરૂનુ પણ તે -મુમુક્ષાવેગથી ઊર્ધ્વરેતાપણામા જેમણે સંકલ્પ કર્યો છે એવા નૈષ્ઠિક વર્ણિઓએ ન માનવુ-ન આદર કરવુ 'सर्वान् लोकाननृणोऽनुसञ्चरति' ઇત્યાદિકથી પ્રદર્શાવેલો માર્ગતો વિષયાવિષ્ટ માટે છે બ્રહ્મચર્યતો તેથી અત્યત વિલક્ષણ હોઇને પરમપુરૂષાર્થના પરમસાધનપણારૂપ અતિશયવાળુ છે બ્રહ્મચર્યની નિ શ્રેયસસાધનતા શ્રુતિએ કહી છે—'अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्यादित्यमभिजयन्ते ॥' 'येषां तपो ब्रह्मचर्यं येषु सत्य प्रतिष्ठितम् । तेषामसौ विरजो ब्रह्मलोक ' 'तद्य एवैत ब्रह्मलोक ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोक स्तेषां सर्वेषु लोकेषु कामचारो भवति ॥' ઇતિ તે બ્રહ્મચર્યની બહુ પ્રશસા શ્રુતિએ કરી છે—'अथ यज्ञ इत्याचक्षते ब्रह्मचर्यमेव तत्, ब्रह्मचर्येण ह्येव यो ज्ञाता त विन्दते । अथ यदिष्टमित्याचक्षते ब्रह्मचर्यमेव तत्, ब्रह्मचर्येण ह्येवेष्ट्वाऽऽत्मानमनुविन्दते । अथ यत्सत्त्रायणमित्याचक्षते ब्रह्मचर्यमेव तत्,

गुरोरपि । तेन मान्यं सदा स्थेयं धीरैस्तुष्टैरमानिभिः ॥१८०॥

ब्रह्मचर्येण ह्येव सत आत्मनस्त्राणं विन्दते । अथ यन्मौनमित्याचक्षते । ब्रह्मचर्यमेव तत्, ब्रह्मचर्येण ह्यात्मानमनुविद्य मनुते । अथ यदनाशकायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तत्, एष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येणानुविन्दते । अथ यदरण्यायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तत् ॥' ઇત્યાદિ. તથા મોક્ષધર્મમાં કહ્યું છે—'यदिदं ब्रह्मणो रूपं ब्रह्मचर्यमिति स्मृतम् । परं तत्सर्वधर्मेभ्यस्तेन याति परां गतिम् ॥' ઇતિ. 'ब्रह्मचर्याद्ब्राह्मणस्य ब्राह्मणत्वं विधीयते । एवमाहुः परे लोके ब्रह्मचर्यविदो जनाः ॥ ब्रह्मचर्ये स्थितो धर्मो ब्रह्मचर्ये स्थितं तपः । ये स्थिता ब्रह्मचर्ये तु ब्राह्मणास्ते दिवि स्थिताः ॥ नास्ति योगं विना सिद्धिर्नास्ति सिद्धिं विना यशः । यशस्तपो विना नास्ति ब्रह्मचर्यात्परं न तत् ॥ यो निगृह्येन्द्रियग्रामं भूतग्रामं च पञ्चकम् । ब्रह्मचर्यं समाधत्ते किमतः परमं तपः ॥' ઇત્યાદિ પદ્મપુરાણમાં કહ્યું છે. કોઇક તો—ત્યાગશબ્દ મુખ્યાર્થભાજ વર્તે છે, પરિગ્રહેલા બ્રહ્મચર્યવ્રતના પરિત્યાગપર વાક્ય ગુરૂનું પણ ન માનવું, એમ વ્યાખ્યાન કરેછે. આતો અત્યંત રમણીય નથી, કેમકે અહીં નૈષ્ઠિકનો પ્રસંગ છે પણ ઉપકુર્વાણકનો નથી, નૈષ્ઠિકતો બ્રહ્મચર્યવ્રતનો પરિત્યાગ કરે તો આશ્રમથકી પતિતજ થાય, તે પાતિત્યમાં પ્રાયશ્ચિત્તપણ નથી, તેવી સ્મૃતિ છે—'आरूढो नैष्ठिकं धर्मं यस्तु प्रच्यवते द्विजः । प्रायश्चित्तं न पश्यामि येन शुद्ध्येत्स आत्महा ॥' ઇતિ. અવકીર્ણિપ્રાયશ્ચિત્તવચનતો ઉપકુર્વાણ વિષયવાળું છે. સૂત્રકારપણ 'न चाधिकारिकमपि पतनानुमानात्तदयोगात्' એમ કહેછે. તો આવા બ્રહ્મચર્યવ્રતના ત્યાગરૂપ પાતિત્યમા ગુરૂપદેશતો સંભાવનાપદને યોગ્ય નથી

તો એ રીતે નૈષ્ઠિક બ્રહ્મચર્યમાં પ્રવર્તેલા વર્ણિઓએ સદાય ધીર—અવિકૃત ચિત્તવાળા રહેવુ, કેમકે 'इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः' એવી સ્થિતિ છે. ચોમેરથી આવી પડતા પણ વિષયોમાં જે વિકારને ન પામે તેજ ધીર કહ્યો છે તેવી અભિયુક્તિ છે—'विकारहेतौ सति विक्रियन्ते येषां न चेतांसि त एव धीराः.' ઇતિ. સ્થિર ચિત્તવાળા થવું એટલું તાત્પર્ય છે. સંતોષ ન હોય તો મનની સ્થિરતા નજ થાય, માટે વિષયવિષયથકી

स्वातिनैकट्यमायान्ती प्रसभं वनिता तु या । निवारणीया साS-S

વિમુખતાએ કરીને અને બ્રહ્મામૃતના આસ્વાદની ઉન્મુખતાએ કરીને સતત સંતુષ્ટ રહેવું એમ કહેછે—જેતો ઇન્દ્રિયોને રાજી રાખવામાં પ્રવર્ત્યા છે તેમને વિષયો ન મળે તો શોકાવકાશ કદાચિત્ આવે, જેતો ઇન્દ્રિય-નિગ્રહમાં પ્રવર્ત્યો છે તેને કાંઇપણ શોકસ્થાન નથી, વિષયો ન મળે એતો પોતાના અભિલષિત મનોનિગ્રહમાં અનુકૂળ છે, જે પ્રસન્ન કરવા યોગ્ય પોતાનો આત્મા છે તે તો પોને પોતાની મેળેજ પ્રીણનીય છે, તેતો નિત્ય હોઇને સર્વદા સન્નિધિમાંજ રહ્યો છે, તો આત્મનિષ્ઠામાં પ્રવર્તેલા નૈષ્ઠિકોએ સદાય સંતુષ્ટજ રહેવું, જેથી એમને શોકાવસર ન આવે. જ્યાં સુધી દેહાભિમાન ટળે નહિ ત્યાંસુધી ઇન્દ્રિયપ્રીણનથકી ઉપરતિ પણ નજ થાય, માટે કહેછે કે—अमानिभिः—દેહાત્માભિમાને રહિત રહેવું. અથવા આશ્રમ વૃત્તાદિકના ગર્વે રહિત રહેવું. આત્મા આત્મીય ભ્રમનો ત્યાગ કરવો એટલું તાત્પર્ય છે. આશ્રમ વૃત્તાદિકનો ગર્વ પણ આત્મા આત્મીય ભ્રમમૂળક છે. વિદુરનીતિમાં અભિમાનતો સર્વસ્વને અપહરેછે એમ કહ્યું છે—'जरा रूपं हरते धैर्यमाशा मृत्यु प्राणान् धर्मचर्यामसूया । क्रोधः श्रियं शीलमनार्यसेवा ह्रियं कामः सर्वमेवाभिमानः ॥' ઇતિ ॥૧૮૦॥

શંકા—સ્ત્રિયોનો સ્પર્શ ન કરવો એમ કહ્યું, આજ્ઞાને અનુસારે તેણીઓના અંગનો સ્પર્શ પણ પરહરીએ, પરંતુ જે કદાચિત્ માર્ગમાં બળાત્ અબળા અતિસમીપદેશમાંજ પોતાને અભિમુખ આવી જતા ત્યાંથી ખસી જવાનો પણ અવસર ન રહે ત્યારે ગતિ શી? એવી શંકામાં કહેછે—બહુધાપણે સ્ત્રિયો પોતાની મેળેજ પુરૂષોને અભિમુખ આવતા જોઇને દૂર ખસીજ જાય, કારણ કે તેણીઓને લજ્જા સ્વાભાવિકી છે. જે વનિતા તો તેવી નહિ હોઇને માર્ગમાં અભિમુખ આવતાં દૂરથીજ ભગવન્નામોચ્ચારણ હસ્તચેષ્ટાદિ ચિહ્નોવડે જણાવ્યાં છતાં પણ બળાત્કારથી પોતાના અત્યંત નજીક દેશમાં આવી ચડે કે જેથી ત્યાંથી જવાનો પણ અવકાશ રહે નહિ, તે સ્ત્રીને નહિભાષણ કરવાના નિયમનો પરિત્યાગ કરીને પણ 'તું દૂર રહે અન્યત્ર ખસી જા' ઇત્યાદિ કહીને, એટલું કહેતાં પણ ત્યાંથી ન

भाष्य तिरस्कृत्यापि वा द्रुतम् ॥१८१॥ प्राणापद्युपपन्नायां स्त्रीणां

ખસે તો અતે કઠોર વચનથી તિરસ્કાર કરીને પણ જલદી નિવારણુ કરવી અગસ્પર્શ જે રીતે ન થાય તે રીતે તરત વારણ કરવી એવો આશય છે 'आत्मन सर्वथा येन स्याद्गृहद्व्रतरक्षणम्। योग तमेव कुर्वीत प्रयत्नेन पुमान् सुधी ॥' એવી સ્મૃતિ છે ॥૧૮૧॥

સ્ત્રિયો સાથે નહિ બોલવાનુ અને નહિ અડવાનુ જે કહ્યુ તેમા અપવાદ કહેછે—જો ક્વચિત્-ગૃહનો દાહ, જળમા ડુબી જવુ, શીંગડાવાળા કે દાઢવાળા પશુઓનુ આક્રમણ અને મહારોગાદિ પ્રાણાપત્તિ પ્રસગ સ્ત્રીઓને કે પોતાને પ્રાપ્ત થાય તો તે સ્ત્રીયોની અને પોતાની રક્ષા તે સ્ત્રિયો સાથે બોલીને પણ અથવા તેનાથી પણ પરિરક્ષણ ન થાય તો અતે તેણીનો સ્પર્શ કરીને પણ કરવી પ્રાણસશયનો પ્રસગ પ્રાપ્ત થતા સ્ત્રીયોની સાથે ન બોલવાનો કે ન સ્પર્શ કરવાનો આ નિયમ નથી સ્ત્રીસભાષણસસ્પર્શ દોષને નહિ ગણીને પણ પ્રાણનુ પરિરક્ષણ કરવુ અબળાબાબતમા—જો કોઈ અબળા અજ્ઞાનથી જેમા મહામગરો રહેતા હોય એવા અગાધ જળવાળા ધરામા સ્નાનમાટે પ્રવેશ કરે તો 'અહીંથી એકદમ બહાર નીકળી જા નહિ તો મગરો ગળી જશે' એમ તેણી સાથે બોલીને પણ તેણીની રક્ષા કરવી એ રીતે અગાધ જળમા ડુબી જતી, જેને કોઈ શરણ નથી એવી અબળાને પોતાનો હાથ આપવો આદિકવડે પણ (સ્પર્શ કરીને પણ) તેનો સમુદ્ધાર કરવો પોતાની બાબતમા—એ રીતે પોતે મહાજળાશયમા પડી જતા તેમાથી નિકળવાનો ઉપાય નહિ પ્રાપ્ત થતા, સ્ત્રીનેપણ બૂમો પાડી બોલાવીને તેણીના હસ્તાવલબાદિકથી પણ (સ્પર્શ કરીને પણ) પોતાની રક્ષા કરવી એ રીતે બીજા ગૃહદાહાદિ પ્રાણસશયપ્રસગમા પણ જાણી લેવુ પ્રાણની પરિરક્ષા કરતો નર ધર્માનુષ્ઠાનમા સમર્થ થાય છે 'जीवन्नरो भद्रशतानि पश्येत्' એવી અભિયુક્તિ છે સ્ત્રીસ્પર્શાદિજન્ય સ્વવ્રતભગદોષતો એક દિવસ ઉપવાસાદિ અલ્પ પ્રાયશ્ચિત્તથી ટાળી શકાય છે, મરણ પામતા પ્રાણિની ઉપેક્ષાજન્ય દોષ તો મહાપાતક છે, માટે કૃપાથી યથાશક્તિ જીવસરક્ષણ કરવુ એટલું તાત્પર્ય છે 'प्राह्य प्राण

स्त्रेणां च वा काचित् । तदा स्पृष्ट्वापि तद्रक्षा कार्या सम्भाष्य ताश्च वा ॥१८२॥ तैलाभ्यङ्गो न कर्तव्यो न धार्यं चायुधं तथा । वेषो न

प्रदानं तु ह्यस्पृश्यादपि देहिनः । जीवन्सर्वमवाप्नोति जीवन्धर्मं करोति च ॥ शरीरं धर्मसर्वस्वं रक्षणीयं प्रयत्नतः ।' 'महतामपि यज्ञानां कालेन क्षीयते फलम् । भीताभयप्रदानस्य क्षय एव न विद्यते ॥' 'एकतः क्रतवः सर्वे समाप्तवरदक्षिणाः । एकतो भयभीतस्य प्राणिनः प्राणरक्षणम् ॥' 'धर्मः परो जीवरक्षा ह्यधर्मस्तद्विपर्ययः । यथाशक्ति ततो धर्मं साधयेत्पुरुषः सुधीः ॥' ઇત્યાદિ સ્મૃતિઓ જીવાભયદાનને પરમધર્મપણે કહે છે માટે આ સ્ત્રીસભાષણસ્પર્શનો પ્રતિષેધ કર્યો તે પ્રાણવિપત્તિથકી અન્યત્ર સમજવો ॥૧૮૨॥

વર્ણિઓએ તૈલાભ્યંગ-તૈલથી મસ્તકપ્રમુખ અંગમા મર્દન કરવુ નહિ, આથી અંજનાદિકનો સંગ્રહ કરવો, અભ્યંગ અંજન આદિક ન કરવુ તેવી સ્મૃતિ છે 'अभ्यङ्गमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् । कामं क्रोधं च लोभं च नर्तनं गीतवादनम्' ઇતિ તથા ખડ્ગાદિ આયુધનુ ધારણ ન કરવુ યદ્યપિ આપદામા આયુધધારણ બ્રાહ્મણને અભ્યનુજ્ઞાત છે તથાપિ મુમુક્ષુ મહાવ્રતધારી આ નૈષ્ઠિકને ક્યારેયપણ તે યોગ્ય નથી કેમકે હિંસાબુદ્ધિજનક હોઇને શમોપઘાતમા હેતુ થાય તથા જે વિકૃત-સ્મૃત્યાચારગર્હિત વેષ તે ન ધારણ કરવો અન્યથા પ્રાયશ્ચિત્તી થાય કૌપીન કટિસૂત્રાદિરૂપ બ્રહ્મચર્યવેષની પ્રચ્યુતિમા પ્રાયશ્ચિત્ત સ્મૃતિએ કહ્યુ છે—'शौचाचमनसन्ध्यावन्दनाग्निकार्यरहित्य-शूद्रादिस्पर्शन-साच्छादनकौपीनकटिसूत्रयज्ञोपवीतमेखलादण्डाजिनरधारण-दिवास्वापछत्रपादुकास्रग्विधारणोद्वर्तनानुलेपनाञ्जनद्यूतनृत्यगीतवाद्याद्यभिरतौ पाखण्डादिसम्भाषणादौ च प्रायश्चित्ति' ઇતિ તથા રસના ઇન્દ્રિય જીતવી 'आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः । स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षः' આ શ્રુતિએ નિઃશ્રેયસના ઉપયોગિપણે કહેલી આહારશુદ્ધિ રસનેન્દ્રિયજય વિના દુર્ઘટ હોવાથી રસનાજયની અવશ્ય અપેક્ષા છે રસનાને ન જીતે તો બીજી ઇન્દ્રિઓનો જય થવો દુર્લભ છે આ રસનાના જયથી તો અન્ય ઇન્દ્રિઓ સુખેથી જીતી શકાય છે તેવુ વચન છે—'तावज्जितेन्द्रियो न स्याद्विजितान्येन्द्रियः पुमान् ।

विकृतो धार्यो जेतव्या रसना च तैः ॥१८३॥ परिवेषणकर्त्री स्यायत्र स्त्री विप्रवेश्मनि । न गम्यं तत्र भिक्षार्थं गन्तव्यमितरत्र तु ॥१८४॥ अभ्यासो वेदशास्त्राणां कार्यश्च गुरुसेवनम् । वर्ज्यः स्त्रीणामिव

न जयेद्रसनं यावज्जितं सर्वं जिते रसे ॥' ઇતિ. માટે રસના તો વિશેષપણે જીતવી, કેમકે તેના જયને આધીન સર્વેન્દ્રિય જય છે ॥૧૮૩॥

યદ્યપિ 'भिक्षाटनसमुद्योगात्प्राक्केनापि निमन्त्रितम् । अयाचितं हि तद्भैक्षं भोक्तव्यं मनुरब्रवीत् ॥' આ વચનથી ભિક્ષાપ્રધાન વૃત્તિવાળા વર્ણિને આમંત્રણ આપનારાના ગૃહમાં ભોજન અનુમત છે. તથાપિ જો પિર-સનારી નારી હોય તો ત્યાં જમવું નહિ એવા અભિપ્રાયથી કહેછે—જે વિપ્રના ગૃહમાં ભોજનપાત્રવિષે જમવાનાં પદાર્થોનું અર્પણ કરનારી નારી હોય-યુવતિ હોય કે વૃદ્ધા હોય ત્યાં ભિક્ષાર્થે જવું નહિ, કેમકે અષ્ટવિધ બ્રહ્મચર્યનો વિલોપપ્રસંગ આવે. તેથકી અન્યત્ર-જ્યાં પુરૂષ પિરસનારો હોય ત્યાં તો જઇને ભિક્ષા ગ્રહણ કરવી. યદ્યપિ સ્મૃતિઓમાં સ્ત્રીયોથકી ભિક્ષાગ્રહણ ભલે કહ્યું છે તથાપિ કલિબળને લીધે કલુષિત ચિત્તવાળા-ઓની ઇન્દ્રિયલોલુપતાને આશંકીને ભગવાને આ નિષેધ કર્યો છે. આ સ્થળે 'विप्रवेश्मनि' એમ જે વિપ્રનું ગ્રહણ કર્યું છે તે 'ભિક્ષા ત્યાંજ કરવી પણ અન્યત્ર નહિ' એવો નિયમ જણાવા માટે છે. તે કહ્યું છે-'ब्राह्मणेषु चरेद्भैक्षमलिन्द्येष्वात्मवृत्तये' ઇતિ ॥૧૮૪॥

વર્ણિઓએ વેદાર્થપરિશીલનમાં અને ગુરૂપરિસેવનમાં સમાસક્ત રહેવું, વિષયવ્યાસંગિનો સંગતો કદાપિ ન કરવો એમ કહેછે—**વેદા** કે જે પૂર્વોત્તરભાગથી ભિન્ન હોઇને પરબ્રહ્મના આરાધનભૂત કર્મને પ્રતિપાદન કરનારા અને આરાધ્યભૂત પરબ્રહ્મસ્વરૂપ સાથે તેમના ઉપાસનને પ્રતિ-પાદન કરનારા છે તેમનો તથા **શાસ્ત્રો** કે જે વેદોના ઉપબૃંહણભૂત સ્મૃતિ ઇતિહાસ પુરાણાદિ છે તેમનો **અભ્યાસ**-એના અર્થોનું ફરી ફરી અનુ-શીલન કરવું. પરિશીલન કરેલો વેદશાસ્ત્રાર્થ વિક્ષોભક અર્થાન્તરોના અવ-કાશને અંતરમાં નજ આપે અને વળી તત્ત્વવિજ્ઞાનની દૃઢતા સંપાદનદ્વારા નિઃશ્રેયસના ઉપાયના અનુષ્ઠાનમાં ઉપકારક થાય છે, તો વેદશાસ્ત્રાભ્યાસ

खेपां च वा क्वचित् । तदा स्पृष्टापि तद्रक्षा कार्या सम्भाष्य ताश्च वा ॥१८२॥ तैलाभ्यङ्गो न कर्तव्यो न धार्यं चायुधं तथा । वेषो न

प्रदानं तु ह्यस्पृश्यादपि देहिनः । जीवन्सर्वमवाप्नोति जीवन्धर्मं करोति च ॥ शरीरं धर्मसर्वस्वं रक्षणीयं प्रयत्नतः ।' 'महतामपि यज्ञानां कालेन क्षीयते फलम् । भीताभयप्रदानस्य क्षय एव न विद्यते ॥' 'एकतः क्रतवः सर्वे समासवरदक्षिणाः । एकतो भयभीतस्य प्राणिनः प्राणरक्षणम् ॥' 'धर्मः परो जीवरक्षा ह्यधर्मस्तद्विपर्ययः । यथाशक्ति ततो धर्मं साधयेत्पुरुषः सुधी ॥' ઇત્યાદિ સ્મૃતિઓ જીવાભયદાનને પરમધર્મપણે કહે છે. માટે આ સ્ત્રીસંભાષણસ્પર્શનો પ્રતિષેધ કર્યો તે પ્રાણવિપત્તિથકી અન્યત્ર સમજવો ॥૧૮૨॥

વર્ણિઓએ તૈલાભ્યંગ-તૈલથી મસ્તકપ્રમુખ અંગમાં મર્દન કરવું નહિ, આથી અંજનાદિકનો સંગ્રહ કરવો, અભ્યંગ અંજન આદિક ન કરવું. તેવી સ્મૃતિ છે 'अभ्यङ्गमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् । कामं क्रोधं च लोभं च नर्तनं गीतवादनम्' ઇતિ તથા ખડ્ગાદિ આયુધનું ધારણ ન કરવું. યદ્યપિ આપદામાં આયુધધારણ બ્રાહ્મણને અભ્યનુજ્ઞાત છે તથાપિ મુમુક્ષુ મહાવ્રતધારી આ નૈષ્ઠિકને ક્યારેયપણ તે યોગ્ય નથી કેમકે હિંસબુદ્ધિજનક હોઇને શમોપઘાતમા હેતુ થાય તથા જે વિકૃત-સ્મૃત્યાચારગર્હિત વેષ તે ન ધારણ કરવો અન્યથા પ્રાયશ્ચિત્તી થાય. કૌપીન કટિસૂત્રાદિરૂપ બ્રહ્મચર્યવેષની પ્રચ્યુતિમાં પ્રાયશ્ચિત્ત સ્મૃતિએ કહ્યું છે—'शौचाचमनसन्ध्यावन्दनाग्निकार्यराहित्य-शूद्रादिस्पर्शन-साच्छादनकौपीनकटिसूत्रयज्ञोपवीतमेखलादण्डाजिनाधारण-दिवास्वापछत्रपादुकास्रग्धारणोद्वर्तनानुलेपनाञ्जनद्यूतनृत्यगीतवाद्याद्यभिरतौ पाखण्डादिसम्भाषणादौ च प्रायश्चित्ति.' ઇતિ તથા રસના ઇન્દ્રિય જીતવી. 'आहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृति. । स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्ष.' આ શ્રુતિએ નિ શ્રેયસના ઉપયોગિપણે કહેલી આહારશુદ્ધિ રસનેન્દ્રિયજય વિના દુર્ઘટ હોવાથી રસનાજયની અવશ્ય અપેક્ષા છે. રસનાને ન જીતે તો બીજી ઇન્દ્રિઓનો જય થવો દુર્લભ છે. આ રસનાના જયથી તો અન્ય ઇન્દ્રિઓ સુખેથી જીતી શકાય છે. તેવું વચન છે—'तावज्जितेन्द्रियो न स्याद्विजितान्येन्द्रियः पुमान् ।

विजितो धार्यो जेतव्या रसना च तैः ॥१८३॥ परिवेषणकर्त्री स्यात्र स्त्री विप्रवेश्मनि । न गम्यं तत्र भिक्षार्थं गन्तव्यमितरत्र तु ॥१८४॥ अभ्यासो वेदशास्त्राणां कार्यश्च गुरुसेवनम् । वर्ज्यः स्त्रीणामिव

न जयेद्रसनं यावज्जितं सर्वं जिते रसे ॥' ઇતિ માટે રસના તો વિશેષપણે જીતવી, કેમકે તેના જયને આધીન સર્વેન્દ્રિય જય છે ॥૧૮૩॥

યદ્યપિ 'भिक्षाटनसमुद्योगात्प्राग्वेनापि निमन्त्रितम् । अयाचितं हि तद्भैक्षं भोक्तव्यं मनुरब्रवीत् ॥' આ વચનથી ભિક્ષાપ્રધાન વૃત્તિવાળા વર્ણિને આમન્ત્રણ આપનારાના ગૃહમાં ભોજન અનુમત છે. તથાપિ જો પિરસનારી નારી હોય તો ત્યા જમવું નહિ એવા અભિપ્રાયથી કહેછે—જે વિપ્રના ગૃહમાં ભોજનપાત્રવિષે જમવાનાં પદાર્થોનું અર્પણ કરનારી નારી હોય-યુવતિ હોય કે વૃદ્ધા હોય ત્યા ભિક્ષાર્થે જવું નહિ, કેમકે અષ્ટવિધ બ્રહ્મચર્યનો વિલોપપ્રસંગ આવે. તેથકી અન્યત્ર-જ્યાં પુરુષ પિરસનારો હોય ત્યા તો જઇને ભિક્ષા ગ્રહણ કરવી યદ્યપિ સ્મૃતિઓમાં સ્ત્રીયોથકી ભિક્ષાગ્રહણ ભલે કહ્યુ છે તથાપિ કલિબળને લીધે કલુષિત ચિત્તવાળાઓની ઇન્દ્રિયલોલુપતાને આશઙ્કીને ભગવાને આ નિષેધ કર્યો છે આ સ્થળે 'विप्रवेश्मनि' એમ જે વિપ્રનું ગ્રહણ કર્યું છે તે 'ભિક્ષા ત્યાજ કરવી પણ અન્યત્ર નહિ' એવો નિયમ જણાવા માટે છે. તે કહ્યુ છે-'ब्राह्मणेषु चरेद्भैक्षमनिन्द्येष्वात्मवृत्तये' ઇતિ ॥૧૮૪॥

વર્ણિઓએ વેદાર્થપરિશીલનમા અને ગુરૂપરિસેવનમાં સમાસક્ત રહેવું, વિષયવ્યાસંગિનો સંગતો કદાપિ ન કરવો એમ કહેછે—**વેદા** કે જે પૂર્વોત્તરભાગથી ભિન્ન હોઇને પરબ્રહ્મના આરાધનભૂત કર્મને પ્રતિપાદન કરનારા અને આરાધ્યભૂત પરબ્રહ્મસ્વરૂપ સાથે તેમના ઉપાસનને પ્રતિપાદન કરનારા છે તેમનો તથા **શાસ્ત્રો** કે જે વેદોના ઉપબૃહણભૂત સ્મૃતિ ઇતિહાસ પુરાણાદિ છે તેમનો અભ્યાસ-એના અર્થોનું ફરી ફરી અનુશીલન કરવુ પરિશીલન કરેલો વેદશાસ્ત્રાર્થ વિક્ષોભક અર્થાન્તરોના અવકાશને અંતરમા નજ આપે અને વળી તત્ત્વવિજ્ઞાનની દૃઢતા સંપાદનદ્વારા નિઃશ્રેયસના ઉપાયના અનુષ્ઠાનમાં ઉપકારક થાય છે, તો વેદશાસ્ત્રાભ્યાસ

स्त्रैणपुंसां सङ्गश्च तैः सदा ॥१८५॥ चर्मवारि न वै पेयं जात्या विप्रेण

અવશ્ય કરવો 'ब्राह्मणेन निष्कारणं षडङ्गो वेदोऽध्येतव्यो ज्ञेयश्च' એવુ શ્રુતિશાસન છે તથા વર્ણિઓએ ગુરૂનું સેવન કરવું, કેમકે ગુરૂસેવાજ એમનો પરમ ધર્મ છે. તેવી સ્મૃતિ છે-'आसमाप्तेः शरीरस्य यस्तु शुश्रूषते गुरुम् । स गच्छत्यञ्जसा विप्रो ब्रह्मणः सद्म शाश्वतम् ॥' 'शुश्रूषमाण आचार्यं सदोपासीत नीचवत्' 'गुरुं चैवाप्युपासीत' ઇતિ. એ રીતે તેતે અવસરમાં વૈષયિક સંગમાં વિરોધી વેદશાસ્ત્રાભ્યાસ ગુરૂસેવનાદિકે કરીનેજ કાળ નિર્ગમન કરવો, વૈષયિક સગનો તો અવકાશ કદાપિ ન આપવો એમ કહે છે-સ્ત્રીયોનોજ જેમ એમ સ્ત્રૈણ-સ્ત્રીલપટ પુરૂષોનો સંગ પણ અત્યંત ત્યાગ કરવો આથી વિષયલુબ્ધસંગમાત્રના ત્યાગનો સંગ્રહ કરી લેવો 'न तथाऽस्य भवेन्मोहो बन्धश्चान्यप्रसङ्गतः । योषित्सङ्गाद्यथा पुंसो यथा तत्सङ्गिसङ्गतः ॥' 'तस्मात्सङ्गो न कर्तव्यः स्त्रीषु स्त्रैणेषु चेन्द्रियैः । विदुषां चाप्यविस्रब्धः षड्वर्गः किमु मादृशाम् ॥' એમ ભાગવતમાં કહ્યું છે.

કેટલાકતો આ શ્લોકનું વ્યાખ્યાન એમ કરેછે કે-નૈષ્ઠિકવ્રતવિશેષમાં પ્રવિષ્ટ થએલાઓએ સ્ત્રિયોનોજ જેમ એમ સ્ત્રીલુબ્ધોનો સગ સદા દૂરથીજ ત્યાગ કરવો સ્ત્રીશબ્દથી વિષયસામાન્યનો સગ્રહ કરી લેવો વિષયાસક્તોનો સંગ ન કરવો એવો અર્થ થયો. શકા-વિષયસગનો જેમણે ત્યાગ કર્યો છે એવા એમણે સંન્યાસને આશરેલાઓની પેઠે એકપણ નિકેતન (ઘર રહેઠાણ) નહિ રાખી શું સ્વતત્ર થવું ? એવી આશકામા કહે છે કે-ગુરૂસેવનજ પ્રતિદિન કરવુ, શરીરપાતપર્યંત ગુરૂને આધીનજ રહેવુ. શકા-ગુરૂપરાયણ એમણે ગુરૂસેવાથકી બીજું કાંઇપણ શ્રેયમાટે કરવુ કે નહિ ? એવી શકામા કહે છે કે-વેદશાસ્ત્રોનો અભ્યાસ કરવો ભણેલા કે નહિ ભણેલા વેદો અને તેના અર્થને બોધ કરનારાં શાસ્ત્રોનો અભ્યાસ-પરિચય સદા કરવો, એમ વ્યાખ્યાન કરેછે ॥૧૮૫॥

ગૃહસ્થ અને બ્રહ્મચારિના વિશેષ આદેશને પરિસમાપ્ત કરીને હવે સામાન્યત પરિહાર કરવા યોગ્ય કર્તવ્યનો બે શ્લોકથી આદેશ કરેછે— આ આદેશ આટલા નિબન્ધથી વિશેષત પ્રતિબોધ દીધેલા ગૃહસ્થ અને

१ 'जातु' इति पाठान्तरम् ।

બ્રહ્મચારીને સામાન્યપણે બોધ આપવામાટે પ્રાપ્ત થયો છે. આ જ વિશેષપ્રકરણમાં સામાન્યપ્રસંગનું નિમિત્ત છે. ચર્મવારિ–ચર્મના સંસર્ગવાળું વારિ, ચામડાના કોશવડે કુવાથકી કાઢેલું જળ જાતુ–આપત્તિમાં પણ ન પિવું. યદ્યપિ આપત્તિમાં અનુમતિ આપી છે તથાપિ સાક્ષાત્ તેના પાનની અનુમતિ નથી કિંતુ ભૂમિઉપરજ રહેલું હોઇને પાત્રાંતરથી લીધેલા જળના પાનમાં અનુમતિ છે. તેવું વચન છે—'आपद्गतो भूमिगतः पिबेच'–ઇતિ. અથવા જાતુ–અતિશય તૃષા લાગી હોય તોપણ ન પિવું. કેનચિત્–કોઇએ પણ–પ્રથમાશ્રમી કે દ્વિતીયાશ્રમી કોઇએ પણ ન પિવું. અથવા કેનાપિ–ઔદીચ્ય કે દાક્ષિણાત્ય કોઈએ પણ. (દેશભેદથી પણ આમાં વિષમતા નથી) विप्रेण–દ્વિજાતિમાત્રે (કોઈપણ દ્વિજાતિએ) ન પિવું. વિપ્રશબ્દ દ્વિજાતિમાત્રનો ઉપલક્ષક છે. 'जात्या विप्रेण' એવો પાઠ હોય તો વિપ્રજાતીય કોઈએ પણ ન પિવું એવો અર્થ કરવો. યદ્યપિ આ અર્થ ઘટતો આવતો નથી, કેમકે ઉપનયન પહેલાં કામચાર કામવાદ કામભક્ષપણાની અનુમતિ આપેલી હોવાથી નહિ ઉપવીત દીધેલા વિપ્રજાતીયમા આ નિષેધનો અન્વય આવતો નથી, તથાપિ બ્રાહ્મણપણાને અનુગુણ સત્ય આર્જવ આદિક ગુણવિશેષ હોય કે ન હોય પણ બ્રાહ્મણજાતિએ કોશનુ પાણી ન પિવું એટલામાત્રમાં તાત્પર્ય છે માટે કશી ક્ષતિ નથી. चै અવ્યય નિશ્ચયાર્થમાં લેવો. એમાં સંશયજ નથી એવો અર્થ છે. દ્વિજાતિને ચર્મવારિપાનનો પ્રતિષેધ સ્મૃતિએ કર્યો છે–'प्रपाजलं सीरघटस्य चैव द्रोणीजलं कोशविनिर्गतं च । पीत्वावगाहेत जलं सवासा उपोषितः शुद्धिमवाप्नुयाच ॥' 'प्रपास्वरण्ये घटके च सैरे द्रोण्यां जलं कोशगतात्तथाऽऽपः । ऋतेऽपि शूद्रात्तदपेयमाहुरापद्गतो भूमिगताः पिबेच ॥' ઇતિ. તથા तेन–દ્વિજાતિમાત્રે પલાંડુલશુન–ડુંગળી લશુન આદિકનું ભક્ષણ સર્વથા–વ્યાધિપ્રશમનના ઉપાયપણેપણ ન કરવું. આદ્યશબ્દથી ગૃંજનાદિકનો પરિગ્રહ કરવો. તેમાં દુર્ગન્ધિ કંદવિશેષને પલાંડુ કહેછે. અને તેનાજ એક વિશેષને લશુન કહે છે. એના ભક્ષણમાં પ્રાયશ્ચિત્ત કહ્યુ છે—'लशुनं कवकं चैव पलाण्डु गृञ्जनं तथा । चात्वार्यज्ञानतो जग्ध्वा तप्त-

केनचित् । पलाण्डुलशुनाद्यं च तेन भक्ष्यं न सर्वथा ॥१८६॥ स्नानं कृच्छ्रं चरेद्द्विजः ॥' ઇતિ. રાજસર્ષપનામના શાકવિશેષને કનક કહેછે. લશુનતુલ્ય કંદવિશેષને ગૃંજન કહેછે, પણ ગાજરનામથી જેને કહેછે તે નહિ એમ વિજ્ઞાનેશ્વર કહેછે. શ્વેતકંદ પલાંડુવિશેષ ગૃંજન છે એવી વ્યાખ્યાસુધા છે. 'गन्धाकृतिरसैस्तुल्यो गृञ्जनस्तु पलाण्डुना । दीर्घनालाग्रपत्रत्वाल्लिख्यतेऽसौ पलाण्डुतः ॥' એમ વૈદ્યચિંતામણિમાં કહ્યું છે. બુદ્ધિપૂર્વક પલાંડુલશુનાદિકના ભક્ષણમાં તો સુરાપાન નામના મહાપાપને સમ- પણું યાજ્ઞવલ્ક્યે 'निषिद्धभक्षणं जैह्म्यं' આ વચનથી કહ્યું છે. આ શ્લોકની મિતાક્ષરા નિષિદ્ધં-લશુનાદિક, તેનું મતિપૂર્વક ભક્ષણ, એવી છે. માટે દ્વિજાતિમાત્રે ડુંગળી લશણ આદિકનું મતિપૂર્વક ભક્ષણ નજ કરવું ॥૧૮૬॥

રાગથી કરાતા પલાંડુ આદિક દુષ્ટ દ્રવ્યના ભક્ષણનો નિષેધ કર્યો, હવે સ્નાનાદિ નિત્યકર્મ કર્યા વિના યથેચ્છ કરાતા ભોજનનો પ્રતિષેધ કરેછે— સ્નાન-સંધ્યા-ગાયત્રીજપ-શ્રીવિષ્ણુપૂજન કર્યા વિના અને વૈશ્વદેવ કર્યા વિના દ્વિજોએ ભોજન નજ કરવું. અત્ર 'સ્નાનાદિકને કરે, સ્નાનાદિક નહિ કરીને ભોજન ન કરે, એમ પ્રવર્તનાલક્ષણ ધર્મ અને નિવર્તનાલક્ષણ ધર્મ, એ રીતે બે પ્રકારના ધર્મનો અવબોધ આપ્યો છે. આથી- 'સ્નાનાદિ કર્યા વિના ભોજન ન કરવું' આ નિષેધ ભોજનમાં જે પ્રવર્તે છે તેનેજ અધિકાર કરીને કર્યો છે પણ બીજાને નહિ, એવી મંદને અન્યથા શંકા થાય તેનું નિવારણ થઈ જાય છે. સ્નાન નહિ કરેલો સંધ્યાદિ સર્વ કર્મમાં લાયક થતો નથી માટે પ્રથમ તેનું ગ્રહણ કર્યું છે, એટલે સંધ્યાદિકમાં સ્નાન અંગ છે. તેવું સ્મૃતિવચન છે—'अस्नातस्तु पुमान्नार्हो जपाग्निहवनादिषु । प्रातःस्नानं तदर्थं तु नित्यस्नानं प्रकीर्तितम् ॥ अस्नात्वा नाचरेत्कर्म जपहोमादि किञ्चन । लालास्वेदसमाकीर्णः शयनादुत्थितः पुमान् । अत्यन्तमलिनः कायो नवच्छिद्रसमन्वितः । स्रवत्येव दिवारात्रं प्रातःस्नानं विशोधनम् ॥ प्रातःस्नानं प्रशंसन्ति दृष्टादृष्टफलं हि तत् । सर्वमर्हति शुद्धात्मा प्रातःस्नायी जपादिकम् ॥' ઇતિ. સ્નાનતો છ પ્રકારનું કહ્યું છે—'नित्यं नैमित्तिकं काम्यं क्रियाङ्गं मलकर्षणम् । क्रियास्नानं तथा षष्ठं षोढा स्नानं

संन्ध्यां च गायत्रीजपं श्रीविष्णुपूजनम् । अकृत्वा वैश्वदेवं च प्रकीर्तितम् ॥' એવું વચન છે. અત્ર સંધ્યાદિ નિત્યકર્મનું સાહચર્ય છે તો સ્નાનશબ્દથી નિત્યસ્નાન જાણવું. તેમાં પ્રાતઃસ્નાનની સર્વાશ્રમસાધારણતાને લીધે નિત્યતા જાણવી. 'अस्नातस्तु पुमान्नार्हो जपाग्निहवनादिषु । प्रातःस्नानं तदर्थं तु नित्यस्नानं प्रकीर्तितम् ॥' એમ કહ્યું છે. મધ્યાહ્ન સ્નાનની આશ્રમવિશેષની અપેક્ષાએ નિત્યતા સમજવી. 'प्रातर्मध्याह्नयोः स्नानं वानप्रस्थगृहस्थयोः । यतेस्त्रिषवणं प्रोक्तं सकृत्तु ब्रह्मचारिणः ॥' એવું વચન છે. આ સ્નાન સમંત્રક કરવું. તે કહ્યું છે-'मन्त्रपूतं जले स्नानं प्राहुः स्नानफलप्रदम् । न वृथा वारिमग्नानां यादसामिव तत्फलम् ॥ मत्स्यकच्छपमण्डूकास्तोये मग्ना दिवानिशम् । वसन्ति चैव ते स्नानाद्याप्नुवन्ति फलं क्वचित् ॥' ઇતિ. સમંત્રક સ્નાનતો જેમને મંત્રમાં અધિકાર હોય તેમને માટે જાણવું બીજાઓને નહિ, તે કહ્યું છે-'ब्रह्मक्षत्रविशां चैव मन्त्रवत्स्नानमिष्यते । तूष्णीमेव तु शूद्रस्य स्त्रीणां च कुरुनन्दन ॥' ઇતિ. સ્નાન વારુણજ મુખ્ય છે, તે શક્તને ઠંડા જળથીજ અને અશક્તને તો ઊના જળથી કહ્યું છે. તેમાં વિશેષ કહ્યો છે—'नद्यां स्रोतःसु च स्नायात्प्रतिस्रोतःस्थितो द्विजः । तडागादिषु तोयेषु प्रत्यर्कं स्नानमाचरेत् ॥' ઇતિ. વળી તે સૂર્યદર્શન થકી પહેલાંજ કરવું. તે સ્કંદમાં કહ્યું છે-'प्रातःप्रातस्तु यत्स्नानं सञ्जाते ह्यरुणोदये । प्राजापत्यसमं प्राहुस्तन्महाघविघातकृत् ॥ उत्साहमेधासौभाग्यरूपसम्पत्प्रवर्तकम् । मनःप्रसन्नताहेतु प्रातःस्नानं प्रशस्यते ॥ नोपसर्पन्ति वै दुष्टाः प्रातःस्नायिजनं क्वचित् । दृष्टादृष्टफलं तस्मात्प्रातःस्नानं समाचरेत् ॥' ઇતિ. વિસ્તૃત વિધિ અન્યથકી જાણવો. सन्ध्या-'अहोरात्रस्य यः सन्धिः सूर्यनक्षत्रवर्जितः । सा तु सन्ध्या समाख्याता मुनिभिस्तत्त्वदर्शिभिः ॥' આ સ્મૃતિએ કહેલો કાળવિશેષ સંધ્યા જાણવી. તેવા કાળવિશેષમાં કરવાનો ક્રિયાવિશેષ સંધ્યાશબ્દથી કહેવા ઇચ્છ્યો છે. સંધિમાં થતી ક્રિયા તે સંધ્યા કહેવાય. તેવું વચન છે-'उपास्ते सन्धिवेलायां निशाया दिवसस्य च । तामेव सन्ध्यां तस्मात्तु प्रवदन्ति मनीषिणः ॥' ઇતિ. 'ब्राह्मणोऽहरहः सन्ध्यामुपासीत' એવી શ્રુતિ છે. સંધ્યાનું નિત્યપણું અકરણમાં પ્રત્યવાય-

વિધાનથી જણાય છે. તેવી સ્મૃતિ છે-'न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् । स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्द्विजकर्मणः ॥ सन्ध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु । सन्ध्या येन न विज्ञाता सन्ध्या येनानुपासिता । जीवमानो भवेच्छूद्रो मृतः श्वा चोपजायते ॥ उपतिष्ठन्ति वै सन्ध्यां ये न पूर्वां न पश्चिमाम् । व्रजन्ति ते दुरात्मानस्तामिस्रं नरकं नृप! ॥ योऽन्यत्र कुरुते यत्नं धर्मे कार्ये द्विजोत्तमः । विहाय सन्ध्याप्रणतिं स याति नरकायुतम् ॥' ઇતિ સંધ્યાની પ્રશંસા કરી છે-'सन्ध्यामुपासते ये तु सततं संशितव्रताः । विधूतपापास्ते यान्ति ब्रह्मलोकं सनातनम् ॥ ऋषयो दीर्घसन्ध्यात्वाद्दीर्घमायुरवाप्नुयुः । प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥' ઇત્યાદિ. સન્ધ્યાનો પ્રકારતો અન્યથકી જાણવો ચકારથી-હોમનું ગ્રહણ કરવું. ગાયત્રીજપ-સંધ્યાના અંગભૂત આ ગાયત્રીમંત્રનો જપ છે. તે યાજ્ઞવલ્ક્યે કહ્યું છે—'सूर्यस्य चाप्युपस्थानं गायत्र्याः प्रत्यहं जपः । गायत्रीं शिरसा सार्धं जपेद्व्याहृतिपूर्विकाम् ॥ प्रतिप्रणवसंयुक्तां त्रिरयं प्राणसंयमः । प्राणानायम्य सम्प्रोक्ष्य तृचेनाब्दैवतेन तु ॥ जपन्नासीत सावित्रीं प्रत्यगातारकोदयात् । सन्ध्यां प्राक् प्रातरेवं हि तिष्ठेदासूर्यदर्शनात् ॥' ઇતિ તથા હારીતસ્મૃતિમાં કહ્યું છે-'प्रणवव्याहृतियुतां गायत्रीं च जपेत्ततः । अष्टाधिकं सहस्रं वा शतं वा दश वा त्रिषु ॥' ઇતિ વાચિક ઉપાંશુ માનસ એવા ભેદથી ત્રણ પ્રકારનો જપ સ્મૃતિમાં કહ્યો છે—'त्रिविधो जपयज्ञः स्यात्तस्य भेदं निबोधत । वाचिकश्च उपांशुश्च मानसस्त्रिविधः स्मृतः ॥' ઇતિ. વિશેષ અન્ય થકી જાણવો **શ્રીવિષ્ણુપૂજન**-શ્રીમાન્ વિષ્ણુનું (શાળગ્રામસ્વરૂપ કે પ્રતિમાસ્વરૂપ) યથાવિધિ પૂજન, આ નિત્ય છે. તે મનુએ કહ્યું છે-'नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षिपितृतर्पणम् । देवताभ्यर्चनं चैव' ઇતિ પરાશર પણ કહેછે-'सन्ध्या स्नानं जपो होमो देवतानां च पूजनम्' ઇતિ 'मोक्षमिच्छेज्जनार्दनात्' આવું વચન છે માટે મુમુક્ષુઓએતો વિષ્ણુજ સેવ્ય છે, એવા અભિપ્રાયથી વૈષ્ણવોના પ્રતિ 'विष्णुपूजनं' એમ વિશેષપણે વિધાન કર્યું છે. તે નૃસિંહપુરાણમાં કહ્યું છે-'अष्टदेवान्नमस्कृत्य ततो गच्छेद्गृहं बुधः । पौरुषेण तु सूक्तेन ततो विष्णुं समर्चयेत् ॥' ઇતિ. પૂજન-

પ્રકાર અન્યથકી જાણવો. વૈશ્વદેવ-આ સર્વ આશ્રમને સાધારણ નથી તથાપિ યથાસંભવ અન્વય જાણવો. યદ્યપિ દેવયજ્ઞ પિતૃયજ્ઞ અને ભૂતયજ્ઞમાં વિશ્વેદેવોનો પૂજ્યપણે અન્વય છે, તો વિશ્વેદેવો જેમાં પૂજ્ય તે વૈશ્વદૈવિક કહેવાય, આવા અર્થની પર્યાલોચના કરતાં ત્રણે યમાં પણ વૈશ્વદેવશબ્દ પ્રવર્તેછે. તથાપિ 'विश्वेभ्यो देवेभ्यः स्वाहा' એમ જેમાં ઉચ્ચારાય તેમાં આ નામ મુખ્ય છે, માટે વૈશ્વદેવ-શબ્દથી દેવયજ્ઞ કહ્યો છે. આથી-બીજા યજ્ઞોનો ઉપલક્ષણથી સંગ્રહ કરવો. અથવા વૈશ્વદેવશબ્દથી ભલે ત્રણનો સંગ્રહ કરાય, આથી બીજાનો ઉપલક્ષણથી સંગ્રહ કરવો. વિષ્ણુપૂજન પછી વૈશ્વદેવની કર્ત્તવ્યતા સ્મૃતિએ કહી છે-'पौरुषेण तु सूक्तेन ततो विष्णुं समर्चयेत् । वैश्वदेवं ततः कुर्याद्बलिकर्म तथैव च ॥ पञ्चमे च तथा भागे संविभागो यथार्हतः । पितृदेवमनुष्याणां कीटानां चोपदिश्यते ॥ वैश्वदेवं प्रकुर्वीत स्वशाखाविहितं ततः । संस्कृतान्नैर्हि विविधैर्हविष्यव्यञ्जनान्वितैः ॥' ઇતિ. પાંચ મહાયજ્ઞોની અવશ્ય કર્તવ્યતા સ્મૃતિઓમાં કહી છે-'बलिकर्म-स्वधा-होम-स्वाध्यायातिथिसत्क्रियाः । भूतपित्र्यमरब्रह्ममनुष्याणां महामखाः ॥ पञ्चसूना गृहस्थस्य वर्तन्तेऽहरहः सदा । कण्डिनी पेषणी चुल्ली जलकुम्भ उपस्करः ॥ एतानि वाहयन्विप्रो वध्यते वै मुहुर्मुहुः । एतासां पावनार्थाय पञ्च यज्ञाः प्रकीर्तिताः । पञ्चसूना गृहस्थस्य चुल्ली पेषिण्युपस्करः । कण्डनी चोदकुम्भश्च वध्यते यस्तु वाहयन् ॥ तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः । पञ्च क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥ *अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम्* । होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिभोजनम् ॥ पञ्चैतान् यो महायज्ञान् न हापयति शक्तितः । स गृहेऽपि वसन्नित्यं सूनादोषैर्न लिप्यते ॥ देवतातिथिभूतानां पितॄणामात्मनश्च यः । न निर्वपति पञ्चानामुच्छ्वसन्न स जीवति'' ઇતિ. આ સ્નાનાદિ નિત્યકર્મો દ્વિજાતિએ કરવાં. આ કર્મોને કર્યા વિના ભોજન નજ કરવું. સ્નાનાદિ કર્યા વિના ભોજન કરવામાં પ્રત્યવાય સ્મૃતિમાં કહ્યો છે-'अस्नात्वाऽश्नन्मलं भुङ्क्ते अजप्त्वा पूयशोणितम् । अहुत्वंश्च क्रमीन् कीटानदद्व शकृत्तथा ॥

कर्तव्यं नैव भोजनम् ॥१८७॥ साधवो येऽथ तैः सर्वैर्नैष्ठिकब्रह्मचा-

यो मोहादथवाऽऽलस्यादकृत्वा देवतार्चनम् । भुङ्क्ते स याति नरकं सूकरेष्वपि जायते ॥ अकृत्वा वैश्वदेवं तु भुञ्जन्ते ये द्विजाधमाः । इह लोकेऽन्नहीनाः स्युः काकयोनिं व्रजन्त्यथ ॥' इति. चकारथी બાળાદિકને ભોજન કરાવ્યા વિના ભોજન ન કરવું. 'यस्तु मुख्यो भवेद्यत्र स सम्भोज्य निजाश्रितान् । ततः स्वयं तु भुञ्जीत समानं वैरनापदि ॥' એવું સ્કાંદવચન છે. 'बाल-स्ववासिनी-वृद्ध-गर्भिणी-आतुर-कन्यकाः । सम्भोज्यातिथि-भृत्यांश्च दम्पत्योः शेषभोजनम् ॥' એમ યાજ્ઞવલ્ક્ય કહે છે. પાકભેદ તો ન કરવો, 'अतिथीनां च सर्वेषां प्रेष्याणां स्वजनस्य च । सामान्यं भोजनं भृत्यैः पुरुषस्य प्रशस्यते ॥' ઇતિ ॥૧૮૭॥

હવે સાધુઓના વિશેષધર્મોને કહેછે—જે મારા આશ્રિત ત્યાગી સાધુઓ હોય તેમણે સર્વેએ તો અવશ્યપણે નૈષ્ઠિક બ્રહ્મચારીઓની પેઠે સ્ત્રી અને સ્ત્રીસંગીઓનો સંગ-પ્રેક્ષણપ્રમુખ પ્રસંગ ત્યાગ કરવો. આદિશબ્દથી તૈલાભ્યંગાદિકનો પરિગ્રહ કરવો. અન્યથા તો મુમુક્ષાથી સ્વીકારેલું બ્રહ્મ-ચર્યવ્રત કે જે મોક્ષોપાયસિદ્ધિમાં મુખ્ય ઉપકારક છે તેની ભંગાપત્તિ થાય. સ્ત્રીક્ષણસંગાદિકનું મુક્તિમાં વિરોધિપણું સુપ્રસિદ્ધ છે. એવું વ્યાખ્યાન બ્રહ્મચારિપ્રકરણમાં કર્યું છે.

એટલામાત્રથી કૃતકૃત્યતા નથી, વિષયસંગમાત્રનોતો ત્યાગ કરવો જોઇએ, અન્યથા તેના સંગબળને લીધે તેથકી વિલક્ષણ આત્મસ્વરૂપમાં નિષ્ઠાનો સંભવ નથી, માટે કામ સર્વથા જીતવો, કેમકે તે અંતરનો અરિ છે, એવા અભિપ્રાયથી કહેછે—તથા તેમણે आन्तराः-આભ્યંતર अरयः-કામ અને તે મૂળ જેમાં છે એવા ક્રોધાદિક શત્રુઓ જીતવા-એમના વશપણામાં વર્તવું નહિ. શબ્દાદિકતો બાહ્ય શત્રુઓ છે આતો આંતર છે. એટલે અલ્પમાત્ર પણ અવશેષ રહેલો આંતર અરિ અધિક અનર્થને અર્થે થાય છે. તે ગીતામાં કહ્યું છે–'काम एष क्रोध एष रजोगुणसमुद्भवः । महा-शनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च । यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा । कामरूपेण कौन्तेय ! दुष्पूरेणानलेन च ॥' ઇત્યાદિ.

रिवत् । स्त्रीजैणसङ्गादि वर्ज्यं जेतव्याश्चान्तरारयः ॥१८८॥ सर्वे-

ક્રોધ લોભની પણ વિશેષત હેયતા ગીતા ભાગવતમા કહી છે–'त्रिविध नरकस्येदं द्वारं नाशनमात्मनः । कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत्॥' 'संयच्छ रोष भद्रं ते प्रतीप श्रेयसां परम् । श्रुतेन भूयसा राजन्नगदेन यथामयम् ॥ येनोपसृष्टात्पुरुपाल्लोक उद्विजते भृशम् । न बुधस्तद्वश गच्छेदिच्छन्नभयमात्मन ॥' तथा 'कामस्यान्तं हि क्षुत्तृड्भ्यां क्रोधस्यैतत्फलोदयात् । जनो याति न लोभस्य जित्वा भुक्त्वा दिशो भुव. ॥' तथा 'यशो यशस्विनां शुद्धं श्लाघ्या ये गुणिनां गुणा. । लोभ. स्वल्पोऽपि तान् हन्ति श्वित्रं रूपमिवेप्सितम् ॥' ઇત્યાદિ. અત શત્રુઓના જયના ઉપાયો શ્રીભાગવતમાં 'असङ्कल्पाज्जयेत्काम क्रोधं कामविवर्जनात् । अर्थानर्थेक्षया लोभं भयं तत्त्वावमर्शनात् ॥ आन्विक्षीक्या शोकमोहौ दम्भ महदुपासया । योगान्तरायान् मौनेन हिंसां कायाद्यनीहया ॥' ઇત્યાદિકથી કહ્યા છે ॥૧૮૮॥

અનાદિ વાસનાવાસિત મનવાળાઓથી એકદમ કામાદિ દોષો જીતી શકાતા નથી, તો પ્રથમ વિષયને અભિમુખપણે દોડતા ઇન્દ્રિયોનો ઉપરોધ કરવો, એરીતે યતન કરનારાને કાળે કરીને કામની ઉપશાતિ થાય, તે ગીતામા કહ્યુ છે–'यदा संहरते चाय कूर्मोऽङ्गानीव सर्वश । इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥' એવા અભિપ્રાયથી કહેછે— કામ ક્રોધના જયમાટે પ્રવર્તેલા સાધુઓએ શ્રોત્રાદિ સર્વ ઇન્દ્રિયો અવશ્ય જીતવા-તેના તેના વિષયોથકી પાછા વાળવા જેમ કાચબો જે કોઈથકી પણ શબ્દમાત્રને ઉપસાભળતાજ એકદમ સર્વ અગને સકેલી લેછે, તેમ તેતે અર્થની સન્નિધિમાત્ર થતા તેતે ઇન્દ્રિઓનો એકદમ તેથકી ઉપસહાર કરી લે, જો એક પણ ઇન્દ્રિય વિષયમા પ્રસરે તો કામોપશાતિ ન થાય અને જ્ઞાનનિષ્ઠા સિદ્ધ ન થાય, તે મનુએ કહ્યુ છે–'इन्द्रियाणां तु सर्वेषा यद्येक क्षरतीन्द्रियम् । तेनास्य क्षरति प्रज्ञा दृते पादादिवोदकम् ॥' ઇતિ આ રીતે પ્રયત્ન કરનારાને કાળે કરીને સર્વ કામની ઉપરતિરૂપ ઇન્દ્રિયજયની કાષ્ઠાસિદ્ધિ થાય ઇન્દ્રિયજયની જરૂરતા ભાગવતમાં ભગવાને કહી છે–'वाच यच्छ मनो यच्छ प्राण यच्छेन्द्रियाणि च । आत्मानमात्मना

न्द्रियाणि जेयानि रसना तु विशेषत । न द्रव्यसङ्ग्रह' कार्य कार

यच्छ न भूय कल्पसेऽध्वने ॥' 'बन्ध इन्द्रियविक्षेपो मोक्ष एषां च संयम ।' ઇતિ 'इन्द्रियाण्येव सर्वाणि जेतव्यानि प्रयत्नत । साधुना धर्मशीलेन श्रेयस्येवान्यथा पथः ॥' એમ વસિષ્ઠે કહ્યું છે ભારતમાં કહ્યું છે-'तपो मूलमिद सर्वं यन्मा विप्रानुपृच्छसि । इन्द्रियाण्येव संयम्य तपो भवति नान्यथा ॥ इन्द्रियाण्येव तत्सर्वं यत्स्वर्गनरकावुभौ । निगृहीतविसृष्टानि स्वर्गाय नरकाय च ॥ इन्द्रियाणा प्रसङ्गेन दोषमृच्छत्यसशयम् । सन्नियम्य तु तान्येव तत सिद्धिमवाप्नुयात् ॥ षण्णामात्मनि नित्यानामैश्वर्यं योऽधिगच्छति । न स पापै कुतोऽनर्थैर्युज्यते विजितेन्द्रिय ॥' ઇતિ વિષયો થકી ઇન્દ્રિયોને દૂર કરવાવડે અનુક્રમે અતરના અરિઓ જીતાય છે તેમા પણ રસના તો વિશેષપણે વિજીતવી રસનાની લોલુપતા હોય તો આહારશુદ્ધિના અભાવને લીધે અત કરણશુદ્ધિનો સભવ નથી 'आहार शुद्धौ सत्त्वशुद्धि सत्त्वशुद्धौ ध्रुवा स्मृति ' એવી શ્રુતિ છે વળી રસના જય સર્વ ઇન્દ્રિયોના જયમા મૂળ છે 'नित सर्वं जिते रसे' એવી સ્મૃતિ છે અન્યથા તો 'औपस्थ्यजैह्व्यकार्पण्याद्गृहपालायते जन ' 'जिह्वयाति प्रमाथिन्या जनो रसविमोहित । मृत्युमृच्छत्यसद्बुद्धिर्मीनस्तु बडिशैर्यथा ।' ઇત્યાદિકથી કહેવી અનર્થાપતિ થાય માટેજ આરૂણેય શ્રુતિએ 'औषध वदशनमाचरेत्' એમ રસાસ્વાદનો પ્રતિષેધ કર્યો છે

ઇન્દ્રિયવર્ગને જીતવા ચાહતાએ દેહયાત્રામા ઉપયોગી દ્રવ્યનો સગ્રહ ન કરવો એમ કહે છે—લોભને લીધે કરાતો દ્રવ્યનો સગ્રહતો અતરારિ જયના વિધાનથીજ પ્રતિષેધ થઈજાય છે, તેથી તેનો અત્ર પ્રસગ નથી માટે તેથકી વ્યતિરિક્ત બાબતમા કરાતા દ્રવ્યસગ્રહનો પ્રતિષેધ કરવો યુક્ત છે, તો દેહનિર્વાહના અગભૂત પણ ભોજનવસ્ત્રોપયોગી દ્રવ્યનો સંગ્રહ—'આવતી કાલે શુ કરશુ એવી ઉદરચિંતાને લીધે જ્યાંથી ત્યાંથી સમહ સ્વય ન કરવો અને બીજાદ્વારા સ્વાર્થે ન કરાવવો આવતી કાલની ચિંતા તો એકલા ગૃહસ્થનેજ યથાકથચિત્ અભ્યનુજ્ઞાત છે, તેમા પણ આવતી કાલનો વિચાર નહિ કરનારોજ શ્રેષ્ઠ કહ્યો છે તો દેહને ક્ષણ

णीयो न केनचित् ॥१८९॥ न्यासो रक्ष्यो न कस्यापि धैर्यं त्याज्यं न कर्हिचित् । न प्रवेशयितव्या च स्वावासे स्त्री कदाचन ॥१९०॥ न

ભંગુર સમજીને અહીંથી પરલોકમાં અને પરલોકમાંથી અહીં જવા આવવાનોજ એક પરિશ્રમરૂપ ફળ જેનું છે એવાં કર્મોમાં નિર્વેદે કરીને દારાદિકનો સંગ્રહ પરિત્યાગ કરનારા ત્યાગિઓને આવતી કાલની ચિંતા કેમ ઘટે? અને તદર્થે દ્રવ્યસંગ્રહ કેમ ઘટે? બીલકુલ નજ ઘટે. માટે ધનપ્રસંગપણ સ્ત્રીપ્રસંગવત્ સર્વથા પરિહાર્ય છે એટલું તાત્પર્ય છે. જીવન્મુક્તિવિવેકમાં સ્મૃતિ છે કે-'पतत्यसौ ध्रुवं भिक्षुर्यस्य भिक्षोर्द्वयं भवेत् । धीपूर्वो रेतउत्सर्गो द्रव्यसङ्ग्रह एव च ॥' ઇતિ ॥૧૮૯॥

યદ્યપિ યથાકથંચિત્ સંગ્રહ કરાતું દ્રવ્ય મમતાબુદ્ધિયોગને લીધે અનર્થે અર્થે થાય એ યુક્ત છે, જેતો ન્યાસ (થાપણ)રૂપે રખાતું પરદ્રવ્ય છે તે તો અનર્થે અર્થે થતું નથી કિંતુ શ્રેયસાર્થ થાયછે, કેમકે આ તો પરોપકાર છે? એવી શંકામાં કહે છે—સાધુઓએ બીજાએ ન્યાસરૂપપણે આપેલું પણ દ્રવ્ય कस्यापि-અત્યંત ઉપકાર કરનારાનું પણ નજ સ્વીકારવું. કારણ કે આ તો ગૃહિઓનો ધર્મ છે પણ ત્યાગિઓનો નહિ, જો ત્યાગી સ્વીકારે તો મનની એકાગ્રતાનો વિલોપ થાય, તેથી આત્મનિષ્ઠાથકી પ્રચ્યુતિ થાય, તેના રક્ષણમિષથી તેમાં સ્નેહ અભિવૃદ્ધિ પામે, તેતો અનર્થ માટે થાયજ, માટે ન્યાસરૂપ પણ ધન ત્યાગધર્મવિરૂદ્ધ હોવાથી કોઈનું પણ રાખવું નહિ તથા તેમણે વૃષ્ટિ વાયુ તાપે કરીને પીડા પામતાં વિશ્રાંતિને વાંછતી પણ વનિતાને ધર્માંશસાથી પણ (દયાએ કરીને પણ) પોતાના નિવાસસ્થાનમાં ક્યારેય પેસવા દેવી નહિ, કેમકે તેણીનું સાન્નિધ્ય થતાં ચિત્તવિક્ષોભનો પ્રસંગ પુરતો છે. તથા તેમણે कर्हिचित्-આપત્તિમાં પણ ધૈર્ય-અવિકૃતચિત્તતા (કર્તવ્યાંશનો અપરિત્યાગ)નો ત્યાગ ન કરવો એટલે આત્મનિષ્ઠામાં પ્રવર્તેલા એમણે દેશકાળની વિગુણતાનો પ્રસંગ પ્રાપ્ત થતાં પણ અવધારેલી જે વિષયવિમુખતા અને આત્માની ઉન્મુખતા તેથકી પ્રમાદને લીધે પ્રચ્યુત થવું નહિ ॥૧૯૦॥

સાધુઓએ પોતાના નિવાસસ્થાનનો પરિત્યાગ કરીને ગ્રામ નગરાદિકમાં

च सङ्गं विना रात्रौ चलितव्यमनापदि । एकाकिभिर्न गन्तव्यं तथा क्वापि विनापदम् ॥१९१॥ अनर्घ्यं चित्रितं वासः कुसुम्भाद्यैश्च रञ्जि-

અહીં તહીં રાત્રિએ રખડવું નહિ, કેમકે વેશ્યાદિકના સંચારને સમુચિત રાત્રિએ રસ્તે રસ્તે રઝળવું તેતો વિષયલોલુપોનું ચરિત છે. જો અવશ્યજ રાત્રિએ બહાર જવું પડે તો સંઘ થઇને જવું પણ બે જણે ન જવું. અનાપદિ-આપત્કાળમાં તો આ નિયમ નથી. તથા તેમણે ક્વાપિ-કોઈ પણ સ્થાનમાં દિવસે પણ આપદા વિના એકાકી જવું નહિ, કેમકે તે શંકાસ્પદ છે. 'एक एव चरेत्तस्मात्कुमार्या इव कङ्कणः' આ વચનતો અવિરક્ત જનોના સંગના પ્રતિષેધપર છે. સમાનશીલ આત્મારામ સાધુસાથેજ સાધુના ગમનનું જે અહીં વિધાન કર્યું છે તે માર્ગમાં વિષયરૂપ વિષમ ખાડાવિષે પ્રમાદથી પડવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં બીજો તેને સદ્બોધ આપીને તેથકી તેની સંરક્ષા કરે એવા અભિપ્રાયને જણાવે છે. ભગવદ્ભક્ત સાધુઓનો સમાગમ સુદુર્લભ હોવાથી પ્રાર્થનીય છે. 'त एते साधवः साध्वि ! सर्वसङ्गविवर्जिताः । सङ्गस्तेष्वथ ते प्रार्थ्यः सङ्गदोषहरा हि ते ॥' 'ततो दुःसङ्गमुत्सृज्य सत्सु सज्जेत बुद्धिमान् । सन्त एवास्य छिन्दन्ति मनोव्यासङ्गमुक्तिभिः ॥' 'येऽन्योन्यतः भागवताः प्रसज्य सभाजयन्ते मम पौरुषाणि ॥' ઇત્યાદિ ભાગવતમાં કહ્યું છે ॥૧૯૧॥

જેમ દેહધારણ પુરતુંજ અન્ન જમવું એમ શરીરના આચ્છાદન પુરતુંજ વસ્ત્ર ધારવું, પણ શોભાદિ પ્રયોજનવાળું વસ્ત્ર ન ધારવું, કેમકે તે રાજસ હોઇને ત્યાજ્ય છે, એવા અભિપ્રાયથી કહે છે—જે વસ્ત્ર અનર્ઘ્ય-બહુ મૂલ્યવાળું હોય, જે ચિત્રિત-શુક્લ નીલ પીતાદિ વિવિધ તન્તુઓથી રચેલું હોય અથવા વિવિધ રેખાચિત્રથી સંપન્ન હોય, જે કસુંબો આદિક રંગદ્રવ્યથી રંગેલું હોય અને જે મહાવસ્ત્ર (રાજાને લાયક દુશાલા નામથી વિખ્યાત વસ્ત્ર) હોય, એવમાદિ ઉત્તમ વસ્ત્ર એમણે નજ ધારવું. ભલે પૂજાસમયે પરે પ્રીતિથી (પ્રયત્ન વિના) સમર્પ્યું હોય પરંતુ તે ભક્તજનની મનઃપ્રસન્નતા માટે પણ ન ધારવું. આ નિષેધ ત્યાગિમાત્રમાં અન્વય પામે છે. એથી-આ પ્રતિષેધ નૈષ્ઠિકોને ઉદ્દેશીને પૂર્વે કેમ ન કર્યો? એવી

तम् । न धार्यं च महावस्त्रं प्राप्तमन्येच्छयापि तत् ॥१९२॥ भिक्षां सभां विना नैव गन्तव्यं गृहिणो गृहम् । व्यर्थः कालो न नेतव्यो भक्तिं भगवतो विना ॥१९३॥ पुमानेव भवेद्यत्र पक्वान्नपरिवेषणः । ईक्षणादि भवेन्नैव यत्र स्त्रीणां च सर्वथा ॥१९४॥ तत्र गृहिगृहे भोक्तुं गन्तव्यं साधुभिर्मम । अन्यथाऽऽमान्नमर्थित्वा पाकः कार्यः स्वयं च तैः ॥१९५॥ आर्षभो भरतः पूर्वं जडविप्रो यथा भुवि । अवर्ततात्र

શંકાનો અવકાશ નથી, 'सहेमसूत्रं सूक्ष्मं च नानारङ्गं च चित्रयुक् । महाधनं च यद्वस्त्रमाद्याहं राजसं तु तत् ॥' એમ ધર્મપ્રદીપમા તેનુ રાજસપણુ કહ્યુ છે, તો ત્યાગિઓને તેનુ ધારણ અયુક્ત છે તેમને તો કૌપીન, તેની ઉપર આચ્છાદન, જીર્ણ વસ્ત્રના કટકાની કથા આદિકના ધારણનુ વિધાન કર્યું છે ॥૧૯૨॥

સાધુઓએ **ભિક્ષાં વિના**-ભિક્ષાનિમિત્ત વિના અને **સભાં વિના**-સાધુ ગોષ્ઠીરૂપ નિમિત્ત વિના ગૃહસ્થના ગૃહપ્રતિ નજ જવુ ભગવદ્ગુણો સાભળવાની લાલસાથી જો ગૃહસ્થ ગોષ્ઠી કરાવે ત્યારે તો જવુ એવો ભાવાર્થ છે **તથા** તેમણે ભગવાનનુ ચિંતન તેમનુ નામસ્મરણ કીર્તનાદિરૂપ ભક્તિવ્યાપાર વિના વ્યર્થ ક્ષણપણુ કાળ ન નિર્ગમન કરવો 'यन्मुहूर्तं क्षणं वापि वासुदेवो न चिन्त्यते । सा हानिस्तन्महच्छिद्रं सा भ्रान्तिः सा च विक्रिया ॥' એવી સ્મૃતિ છે ॥૧૯૩॥

પ્રથમ ગૃહસ્થને ત્યા ભિક્ષાચરણ જણાવ્યુ છે તેમા વિશેષ કહેછે— જે ગૃહીના ગૃહમા પકવાન્નનો પીરસનારો પુરુષજ હોય (સ્ત્રી ન હોય) અને જ્યા નારીઓનો વારવાર નિરીક્ષણાદિ પ્રસંગ નજ હોય-એટલે દૃષ્ટિમાર્ગમા સ્ત્રીજનનો પ્રચાર અધિક ન હોય ત્યા મદાશ્રિત સાધુઓએ જમવા માટે જવુ જ્યા નારીઓનો દર્શનાદિક પ્રસંગ હોય ત્યા પિરસનારો યદ્યપિ પુરુષ હોય તથાપિ ત્યા જમવા ન જવુ એવો અભિપ્રાય છે અન્યથા-જો કોઈ ગામમા તેવુ ગૃહસ્થનુ ગૃહ દુર્લભ હોય ત્યારે તો કાચુ અન્ન માધુકરી વૃત્તિથી માગી લાવીને સ્વયપાક બનાવીને જમવું, આ પણ પ્રમદાપ્રસંગના પરિહાર અર્થે છે ॥૧૯૪-૧૯૫॥

હવે સાધુઓએ આત્મનિષ્ઠાના અતિશયને લીધે લોકદૃષ્ટિથી જડ થવુ એમ કહે છે—પૂર્વજન્મમાં આર્ષભ—ઋષભદેવના પુત્ર પરમ ભાગવત રાજર્ષિરાજ ભરતજી દયાવશાત્ મૃગબાળમા સ્નેહાનુબન્ધને લીધે મૃગશરીરને પામીને તેનો અંતે ત્યાગ કરીને અંતિમ શરીરમા વિપ્રપણાને પામીને ભગવાનના અનુગ્રહથી પૂર્વજન્માવલીનુ અનુસ્મરણ થતા અન્ય જનના સગથકી અત્યત ઉદ્વેગ પામીને, દેહાત્માભિમાનીઓએ જેમતેમ બોલાવ્યા થકા પણ તેમના વચનનો વિવેક નહિ લક્ષમા લઇને, માનાપમાનમા સ્તુતિ નિંદામા પ્રણિપાતપ્રહારમાપણ તુલ્ય—અવિકૃત ચિત્તવાળા, માટેજ લોકદૃષ્ટિથી જડવિપ્રપણે પ્રખ્યાતિ પામીને જેમ ભૂમિમા વર્ત્યા હતા તેમજ મારા આશ્રિત પરમહસ તે સાધુઓએ આ લોકમા વર્તવુ જ્યાસુધી દેહાત્માભિમાન ટળે નહિ ત્યાસુધી આત્મનિષ્ઠાની સિદ્ધિ નથી, આત્મનિષ્ઠા ન સિદ્ધ થાય ત્યાસુધી આવુ વર્તન લેશથી પણ ઘટે નહિ, માટે આત્મનિષ્ઠ થઇને આવા ચરિતમા રહેવુ એમ જણાવા 'परमहंसै' એમ કહ્યુ છે પરમ—પ્રધાન હસ—આત્મા જેમને છે તે પરમહસો કહેવાય તેવા થઇને તેવી રીતે વર્તવુ અથવા परा—સર્વોત્કૃષ્ટા मा—લક્ષ્મી પત્ની જેમને છે તે પરમ કહેવાય, પરમ એવા હસ—વિષ્ણુ તે પરમહસ (શ્રીમન્નારાયણ) કહેવાય તે ઉપાસ્યપણે જેમને છે તે પરમહસો (વૈષ્ણવો) કહેવાય, એવો અર્થ કરવો પરમહસશબ્દ વિષ્ણુવાચક 'नम परमहंसाय पूर्णाय निभृतात्मने' ઇત્યાદિ વચનમા પ્રસિદ્ધ છે અથવા પરમ—સર્વથા પ્રધાનભૂત હસ—વિષ્ણુ જેમને છે તે પરમહસો કહેવાય વિષ્ણુ વિના બીજુ બધુ જેમને ગૌણ છે એવો અર્થ છે હંસશબ્દ વિષ્ણુપર્યાય શ્રીભાગવતમાપણ બહુ સ્થળે દેખાય છે—'हंसाय तस्मै शुचिसद्मने नम' 'हंसे गुरौ मयि भक्त्यानुवृत्त्या' ઇત્યાદિ 'परमहंस' એવો પ્રથમાત પાઠ તો સમીચીનજ છે પરમહસ જડવિપ્ર જેમ વર્ત્યા હતા તેમ તેમણે વર્તવુ, એવો અર્થ કરવો ત્યાગિપણારૂપ અર્થસ્વભાવની પર્યાલોચના કરતાં આ શ્લોકમા કહેલો અર્થપણ વર્ણિઓને સાધારણ છે ત્યાગિમાત્રને સાધારણ એવા પણ કેટલાક ધર્મો વર્ણિઓને અધિકાર કરીને તો કેટલાક ધર્મો સાધુઓને

परमहंसैर्वृत्यं तथैव तैः ॥१९६॥ वर्णिभिः साधुभिश्चैतैर्वर्जनीयं प्रयत्नतः । ताम्बूलस्याहिफेनस्य तमालादेश्च भक्षणम् ॥१९७॥ संस्कारेषु न भोक्तव्यं गर्भाधानमुखेषु तैः । प्रेतश्राद्धेषु सर्वेषु श्राद्धे च

અધિકાર કરીને કહ્યા છે. પરંતુ એક બીજાના ઉપલક્ષણથી તે ત્યાગિસાધારણ ધર્મો એક બીજાએ જાણી લેવા ॥૧૯૬॥

વર્ણિસાધુઓના સાધારણ ધર્મોને ૭ શ્લોકથી કહેછે—તે આ મદાશ્રિત વર્ણિઓએ અને સાધુઓએ તાંબૂલ અભ્યંગાદિક વર્જવું. અહિફેન—જે રસવિશેષને અફીણ કહેછે, જેને સર્પવિષના જેવી ઉગ્રતા હોવાથી અહિફેન એવા સાર્થક નામથી કહે છે, જેને વ્યસનિઓ સેવે છે, તે તથા તમાકુ આદિકનું ભક્ષણ તો દૂરથીજ પરહરવું. માદક હોવાથી આ સર્વેનો પ્રતિષેધ કર્યો છે. प्रयत्नतः–આથી આ વિષયમાં પ્રમાદ ન જ રાખવો એમ જણાવ્યું છે. 'ताम्बूलाभ्यञ्जनं चैव कांस्यपात्रे च भोजनम् । यतिश्च ब्रह्मचारी च विधवा च विवर्जयेत् ॥' એવી પ્રચેતઃસ્મૃતિ છે. યદ્યપિ અફીણ આદિક માદક પદાર્થના ભક્ષણનો પ્રતિષેધ સામાન્યતઃ પ્રાપ્ત જ છે, તથાપિ આમને પ્રત્યવાયનું આધિક્ય જણાવવામાટે વિશેષતઃ વિધાન કર્યું છે ॥૧૯૭॥

સંસ્કારાદિઅન્ન ન જમવું એમ કહે છે—યદ્યપિ સંસ્કારાદિ અન્નના ભોજનમાં ગૃહસ્થને પણ પ્રાયશ્ચિત્તસ્મરણ છે તો આ નિષેધ ગૃહસ્થસાધારણ પણ છે, તથાપિ બ્રહ્મચારીપ્રમુખોને તેના ભક્ષણમાં અધિક દોષ જણાવવાના અભિપ્રાયથી વિશેષતઃ ઉક્તિ છે. પ્રાયશ્ચિત્તની અધિકતા સ્મૃતિમાં કહી છે—'मासिकापु षोडशीयादसमाप्तव्रतो द्विजः । त्रिरात्रमुपवासोऽस्य प्रायश्चित्तं विधीयते ॥' ઇતિ. ગર્ભાધાન સીમંત આદિક સંસ્કારોમાં વર્ણિ સાધુઓએ ન જમવું. એટલે સંસ્કાર કર્મની સદ્‌ગુણતા સિદ્ધયર્થે કરાતા બ્રાહ્મણભોજનમાં પોતાને આમંત્રણ આપે તોપણ તેમાં ભોજન ન કરવું. સંસ્કારાન્નભોજનમાં પ્રાયશ્ચિત્ત સ્મૃતિએ કહ્યું છે—'ब्रह्मौदने च सोमे च सीमन्तोन्नयने तथा । जातश्राद्धे नवश्राद्धे द्विजश्चान्द्रायणं चरेत् ॥' ઇતિ. તથા પ્રેતને ઉદ્દેશીને કરાતાં સર્વ નવશ્રાદ્ધ એકાદશાહિક શ્રાદ્ધ ઉન્માસિક

१ 'परमहंस-' इति पाठान्तरम् । २ 'ताम्रकूटस्य' इति पाठान्तरम् ।

द्वादशाह्निके ॥१९८॥ दिवास्वापो न कर्तव्यो रोगाद्यापदमन्तरा।
ग्राम्यवार्ता न कार्या च न श्रव्या बुद्धिपूर्वकम् ॥१९९॥ खट्वं न

श्राद्धादिकनु अन्न तथा द्वादशाहिक श्राद्धान्न जमवु नहि प्रतिमा तो विशेषपणे आनो निषेध स्मृतिए कर्यो छे—'सत्कारेषु न भुञ्जीत प्रेत श्राद्धेषु च मती' इति ॥१९८॥

हवे दिवास्वापादि न करवु एम कहे छे—दिवा-दिवसे स्वाप-निद्रा न करवो यद्यपि दिवास्वाप सामान्यत प्रतिषिद्ध छे, तेनु वचन छे- 'न दिवा प्रस्वपेज्जातु न पूर्वापररात्रिषु। न सन्ध्ययोरभययोर्नानृतावाह्वये स्त्रियम् ॥' 'नक्तचर्यां दिवास्वापमालस्य पैशुन मदम्। अतियोगमयोग च श्रेयोर्थी सर्वथा त्यजेत् ॥' 'अनायुष्य दिवास्वप्नम्' इति तथापि अधिक प्रत्यवाय जणाववाना अभिप्रायथी विशेषत आदेश छे तेनु वचन छे- 'स्वभावतो दिवास्वप्ने माजापत्य चरेद्यति' 'मञ्चक शुक्लवस्त्र च स्त्रीकथालौल्यमेव च। दिवास्वापश्च यान च यतीना पतनानि षट् ॥' 'आसन पात्रलोभश्च सञ्चय शिष्यसङ्ग्रह। दिवास्वापो वृथाजल्पो यतेर्बन्धकराणि षट् ॥' 'ब्रह्मचर्यव्रत भ्रश्येद्व्रतिनो हि दिवाशयात्। अतस्त नाचरेद्धीमान् नैष्ठिकस्तु विशेषत ॥' 'निष्कल्मष ब्रह्मचर्यमिच्छता चरितु दिवा। निद्रा सर्वात्मना त्याज्या स्वप्नदोषाश्च पश्यता ॥' इति रोगादि आपदामा दोष नथी एम जणाववा 'रोगाद्यापदमन्तरा' एम कह्यु छे आदिशब्दथी मार्गश्रमादिकनो सग्रह जाणवो ग्राम्य आलाप न करवो अने न साभळवो एम कहेछे- ग्राम्यवार्ता-भगवान् भागवतनी पुण्यकथाए रहित, ज्ञानसबन्धे शून्य, पामरजनने प्रिय, व्यवहाररूपवार्ता न करवी अने कोई करतो होय तो बुद्धिपूर्वक न साभळवी मार्गमा जता कर्णछिद्रमा कदाचित् तेनु वचन प्रवेश करे तथापि ते नज साभळवु एम जणाववा 'बुद्धिपूर्वक' एम कह्यु छे त्यागिओने तेवी ग्राम्यगोष्ठीमा शुश्रूषा समुचित नथी 'ग्राम्यवार्ता न शृणुयाद्यतिर्वनचर क्वचित्' 'श्रवण ग्राम्यवार्ताया कीर्तन चापि य भक्तत्' एवी स्मृति छे ॥१९९॥

साधु ब्रह्मचारीओए रोगादि आपदा आव्या विना खट्वा-पर्यंकमा न

तैश्च गद्वायां विना रोगादिमापदम् । निश्छद्म वर्तितव्यं च साधूनामग्रतः सदा ॥२००॥ गालिदानं ताडनं च कृतं कुमतिभिर्जनैः ।

न सुवुं. 'खट्वायां शयनं ब्रह्मचर्यमनातुरः' એવી સ્મૃતિ છે. તથા નિષ્કપટપણે વર્તવું, એટલે મન વચન કાય આ ત્રણેય કરણથી અવિષમ રહેવું, જેવું મનમાં હોય તેવુંજ બોલવું અને તેવીજ ક્રિયા કરવી. મનમાં કાંઈ હોય અને બોલે ત્યારે કાંઈક અને ક્રિયા કરે ત્યારે કાંઈક, એમ બીજું બીજું કરવું નહિ, 'मनस्यन्यद्वचस्यन्यत्कर्मण्यन्यद्दुरात्मनाम् । मनस्येकं वचस्येकं कर्मण्येकं महात्मनाम् ॥' એવી અભિયુક્તિ છે. તથા સાધુજનોની અગ્રતઃ-સન્નિધિમાં સદા વર્તવું. કેવા સાધુઓ ? તો તેમનું લક્ષણ સ્મૃતિમાં કહ્યું છે—'यथाप्तेऽपि सन्तुष्टः समचित्तो जितेन्द्रियः । हरिपादाश्रयो लोके विप्रः साधुरनिन्दकः ॥ निर्वैरः सदयः शान्तो दम्भाहङ्कारवर्जितः । निरपेक्षो मुनिर्वीतरागः साधुरिहोच्यते ॥ लोभमोहमदक्रोधकामादिरहितः सुखी । कृष्णाङ्घ्रिशरणः साधुः सहिष्णुः समदर्शनः ॥' ઇતિ. આવા લક્ષણવાળા, ભગવાનના એકાંતિકભક્ત સાધુઓની સન્નિધિમાં સદાકાળ વર્તવું કારણ કે તેમની સન્નિધિમાં સદા સ્થિતિથી હિતતમનો લાભ થાય બીજાઓની સન્નિધિમાં સ્થિતિથી નહિ. બીજાઓનો સંગ તો સંસૃતિમાટેજ થાય, માટેજ અસત્સંગનો ત્યાગ કહેવાપૂર્વક સત્સમાગમની અવશ્ય કર્તવ્યતા કહી છે. કેટલાકતો-સાધુઓની આગળ સદાય નિષ્કપટ વર્તવું એમ એક અન્વયથી યોજના કરેછે. 'सत्सु निष्कपटो भवेत्' એમ નારદે કહ્યું છે 'अनुजीविजनैः चापि छद्म कार्यं न राजनि । गुरौ शिष्यैर्धवे स्त्रीभिः सर्वैः सत्सु तथेश्वरे ॥' એમ સનત્કુમારે કહ્યું છે ॥૨૦૦॥

પરે પીડા પમાડતાં પણ તેનું અહિત ન ચિંતન કરવું એમ કહે છે— કુમતિજનોએ નિમિત્ત વિના કરેલું તાડન કઠોરભાષણ ગાળિદાન આદિક સર્વ વર્ણિસાધુઓએ સહનજ કરવું. 'આ સ્વતઃ અપરાધી નથી, આપણોજ કાંઈક દુષ્કૃતદોષ હશે જેથી આ દુઃખ આવી પડયું છે, પોતાના હસ્તપ્રમાદને લીધે પોતાને થતા તરવારના અભિઘાતની પેઠે પરપુરૂષતો દ્વારમાત્ર છે' એ રીતે પોતાનાજ દુષ્કૃતદોષની પર્યાલોચના કરીને પરઉપર

क्षन्तव्यमेव सर्वेषां चिन्तनीयं हितं च तैः ॥२०१॥ दूतकर्म न कर्तव्यं पैशुनं चारकर्म च। देहेऽहन्ता च ममता न कार्या स्वजना

અવિકૃત ચિત્તવાળાજ રહેવુ અપકારવિચાર ન કરવો જેતો ક્ષમા ન રાખે તે ભવબંધનથકી કેમ મુક્ત થાય? કેમકે ક્રોધ એને બંધન કરે છે માટે મુમુક્ષુઓને ક્ષમા અત્યંત અપેક્ષિત છે સહન કરવુ એટલુંજ નહિ, કિંતુ ઉપકારી જનનુજ જેમ એમ તે અપકાર કરનારાઓનુ પણ હિતજ ચિંતન કરવુ આ તો ક્રોધના ઉન્મૂલનનુ કાર્ય છે ઉપકારિઓનુ હિતચિંતન કરવુ આ અર્થ અહીં પ્રકૃત નથી અને ઉપદેશ કરવાનો પણ નથી, કેમકે તેતો સ્વત પ્રાપ્તજ છે તો સર્વેષાં-ઉપકારી અપકારી સર્વેનુ હિતચિંતન કરવુ ઉપકારીઓના હિતચિંતનનો સંગ્રહ તો દૃષ્ટાંતાર્થે છે, એટલે ઉપકારીઓનુ જેમ હિતચિંતન કરાય છે તેમ અપકારીઓનુ પણ કરવુ, એમ અર્થ કરવાથી સર્વશબ્દનો પ્રયોગ સાર્થક થયો ગાળિદાનાદિકના સહનની દુષ્કરતા કહી છે-'बार्हस्पत्य ! न सोऽस्त्यत्र साधुर्वै दुर्जनेरितैः । दुरुक्तैर्भिन्नमात्मानं य समाधातुमीश्वरः ॥' 'एवंवादान् साधुवादो हि तितिक्षेतेश्वरः स्वयम् ।' 'प्रायश साधवो लोके परैर्द्वन्द्वेषु योजिताः । न व्यथन्ति न हृष्यन्ति यत आत्माऽगुणाश्रयः ॥' એમ ભાગવતમા કહ્યુ 'क्षमाशीला हि साधवः' એવુ વચન છે ॥૨૦૧॥

પરંતુ હિત ઇચ્છવુ એમ કહ્યુ 'દૂતકર્મ પરહિત છે' એવી આશંસાથી પણ દૂતકર્મમા પ્રવર્તવુ નહિ કેમકે તે વ્યાવહારિક છે, તેના પ્રસંગથી વ્યવહાર માર્ગમા પર્યટનનો પ્રસંગ આવે, તેથી આત્મનિષ્ઠાનો ઉપઘાત થાય, ત્યાગિઓનો તો હિતાશંસામાત્રજ ધર્મ છે પણ હિત કરવા લૌકિક પ્રવૃત્તિ પણ ન કરવી, તેતો ગૃહસ્થોને સમુચિત છે જો આત્મલાભરૂપ હિત હોય ત્યારે તો તેને માટે તત્ત્વોપદેશાદિરૂપ પ્રવૃત્તિ સમુચિત છે જેમ દૂતકર્મ ન કરવુ તેમ ચારકર્મ પણ તેવુજ હોવાથી નજ કરવુ બીજાની વાર્તા બીજાને પોતાના મુખથી કે પત્રદ્વારા નિવેદન કરવી તે દૂતકર્મ કહ્યુ છે, છાની રીતે રહીને બીજાનુ ગુહ્ય વૃત્તાંત નિવેદન કરવુ તે ચારકર્મ કહ્યુ છે જ્યારે અપ

१ 'दूत्यकर्म' इति पाठान्तरम् । २ 'अस्वजनादिषु' इति पाठान्तरम् ।

दिषु ॥२०२॥ इति सङ्क्षेपतो धर्माः सर्वेषां लिखिता मया । साम्प्र-

કારિનુ પણ હિતજ ચિંતન કરવાનુ કહ્યુ છે તો પછી પૈશુનનો પ્રસંગજ ક્યા છે ? એવા અભિપ્રાયથી કહે છે કે-પૈશુન-ચાડીયાપણુ ન કરવું પરને અનર્થ કરવાનાજ એક પ્રયોજનવાળુ વચન રહસ્યમાં કહેવું તે પૈશુન કહેવાય, આ તો અત્યત ત્યાજ્ય છે યદ્યપિ આ પ્રતિષેધનો ઉપદેશ સર્વ-સાધારણ છે તથાપિ અદ્રોહ પ્રધાન જેમા છે એવા ત્યાગધર્મમાં પ્રતિષ્ઠિતને પૈશુન અત્યત અનર્થ અર્થ છે એમ જણાવા વિશેષત ઉપદેશ કર્યો છે.

બહુ બહુ આદેશ કરવાથી શુ ? ( આથી આ અંતિમ આદેશમા આદર જણાવ્યો છે ) સસૃતિના મૂળભૂત આ બે બાબતો-દેહમા અહંબુદ્ધિ અને દૈહિકમા મમતાબુદ્ધિ છે, તો આ વાસનાથી પણ જે રીતે અનુવર્તે નહિ તે રીતે વર્તવુ એમ હવે અતે કહેછે-તે મારા આશ્રિત વર્ણિ સાધુઓએ દેહમા અહતા-અહબુદ્ધિ ( દેહજ હુ છુ એવો અભિનિવેશ ) અને દેહાનુબન્ધી કે જે સ્વજનપણે વ્યવહાર કરાયછે તેમા મમતા-મમત્વાભિમાન ( આ મારા છે એવો સ્નેહભાવ ) ન કરવી, 'स्नेहेन युक्तस्य न चास्ति मुक्तिरिति स्वयम्भूर्भगवान् जगाद' તથા 'स्नेहपाशासित स्वेषु न स मोक्षाय कल्पते' એમ ભારતમા કહ્યુ છે અહમમતાશ્રમની અંધકતા ભાગવતમાં કહી છે-'देहेऽहन्ता भवेद्यावन्ममता दैहिकेषु च । पुंसोऽज्ञस्य भवेत्ताव न्नोपशाम्यति संसृति ॥' ઇતિ માટેજ તેનો ત્યાગ કરવાનું કહે છે—'अहममेति दौर्जन्य देहादौ मोहज त्यजेत्' ઇતિ તેણે રહિતનેજ ભગવાનના ધામની પ્રાપ્તિ થાયછે-'त एतदधिगच्छन्ति विष्णोर्यत्परम पदम् । अहममेति दौर्जन्य न येषां देहगेहजम् ॥' ઇતિ ॥૨૦૨॥

इति-ઉક્ત પ્રકારે સર્વેષા-નૈષ્ઠિકાદિ સમસ્ત સમાશ્રિતોના આ સામાન્ય વિશેષ ધર્મો સક્ષેપમા મયા-ભવભયના પરિહરણમાટે અવનિ ઉપર અવત રેલા મેં શ્રોતાઓના કાળ દેશ બુદ્ધિ આદિકના આનુગુણ્યની પર્યાલોચના કરીને લખ્યા છે-એટલે કેવળ વાચાથી ઉપદેશ કર્યો નથી, તેનો સર્વ દેશ સર્વ કાળમા વ્યાપવાપણાનો અસભવ હોવાથી દેશ કાળથી દૂર રહેનારાઓને કશો ઉપકાર કરી શકે નહિ કિંતુ નિબન્ધરૂપે પ્રવર્તાવ્યાપણુ છે જે

दायिकग्रन्थेभ्यो ज्ञेय एषां तु विस्तरः ॥२०३॥ सच्छास्त्राणां समुद्धृत्य सर्वेषां सारमात्मना। पत्रीयं लिखिता नृणामभीष्टफलदायिनी ॥२०४॥ इमामेव ततो नित्यमनुसृत्य ममाश्रितैः। यतात्मभिर्वर्तितव्यं न तु स्वैरं कदाचन ॥२०५॥ वर्तिष्यन्ते य इत्थं हि पुरुषा योषितस्तथा। ते धर्मादिचतुर्वर्गसिद्धिं प्राप्स्यन्ति निश्चितम् ॥२०६॥

નિઅધવેખ છે તે પણ અમારોજ છે, માટે આમા તમારે કશો શકાવકાશ નથી આ ધર્મોનો વિસ્તારતો સાપ્રદાયિક અન્ય ગ્રથોથકી જાણવો ગ્રથને 'સાપ્રદાયિક' એવુ વિશેષણ આપ્યુ છે, તેથી તેના અર્થનુ સપ્રદાયથકી પ્રાપ્ત થવાપણુ અને તેના પ્રબધોનુ પણ સંપ્રદાયગમ્યપણુ જણાવ્યુ છે ગુરૂપરંપરાથી નહિ અવધારેલો અર્થ ફળ માટે થતો નથી, માટેજ ભગવાને ગીતામા કહ્યુ છે કે–'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया। उपदेक्ष्यन्ति ते ज्ञान ज्ञानिनस्तत्त्वदर्शिन ॥' ઇતિ ॥૨૦૩॥

આશ્રિતોનાજ જેમ અનાશ્રિતોના પણ વિશ્વાસ માટે પોતાના લેખની સમૂળતા કહેછે—'મારો આ ઉપદેશ છે' આવા જ્ઞાનથકી બીજુ કશુય વિશ્વાસમાટે આશ્રિતોને અપેક્ષિત નથી શ્રુતિ અને તન્મૂળક સર્વ સચ્છાસ્ત્રોના સારભૂત અર્થનો ન્યાયબુદ્ધિથી સમુદ્ધાર કરીને આ પત્રી લખી છે તે આ હિતાર્થનો અવબોધ આપનારી હોવાથી તેતે મનુષ્યોના અભિલષિત અર્થને આપનારી છે જે જનો તો શાસ્ત્રવશ્ય વર્તનારા છે તે સર્વને અભીષ્ટ અર્થ આ શિક્ષાપત્રી ઉપસેવન કરીથકી આપેજ ॥૨૦૪॥

જે હેતુ માટે ભવભયના ભગ માટે આ લોકમા અવતરેલા મેં પુરૂષોત્તમે સર્વ સચ્છાસ્ત્રના સારરૂપ અને અભીષ્ટ ફળદાયિની આ શિક્ષાપત્રી પ્રવર્તાવી છે, તે હેતુ માટે મારા આશ્રિતોએ આમા ઉપદેશેલા ધર્મોમા સાવધાન મનવાળા થઈ આ પત્રીને અનુસરીનેજ નિત્ય વર્તવુ ક્યારેપણુ એને અતિ લઘીને સ્વચ્છદપણે તો ન વર્તવુ ॥૨૦૫॥

જેઓ તો ઇત્થ–આ અમારા આદેશને અનુસારે વર્તશે–પોતપોતાના ધર્મોને પાળશે તે પુરૂષો કે યોષિતાઓ યથામનોરથ મોક્ષ સિદ્ધિને અને આતરાયિક બીજી ધર્મ અર્થ કામ સિદ્ધિ–ફળને અથવા યથાભિલષિત ચાર

नेत्थं य आचरिष्यन्ति ते त्वस्तत्सम्प्रदायतः । बहिर्भूता इति ज्ञेयं स्त्रीपुंसैः साम्प्रदायिकैः ॥२०७॥ शिक्षापत्र्याः प्रतिदिनं पाठोऽस्या मदुपाश्रितैः । कर्तव्योऽनक्षरज्ञैस्तु श्रवणं कार्यमादरात् ॥२०८॥ वक्त्र-

પુરૂષાર્થમાંથી એકને નિશ્ચે પામશે નિશ્ચિતં–આ ભગવાનનું પ્રતિજ્ઞાવચન છે, તો તેમાં તમને સંશય નજ રહો એમ જણાવ્યું છે ॥૨૦૬॥

જેઓ તો આ આદેશને અનુવર્તે નહિ તેમને અમારી ગોષ્ઠીથકી બહિષ્ક જાણવા એમ કહે છે—જે તો ઉક્તપ્રકારે આચરશે નહિ–આ મારા ઉપદેશને ઉલ્લંઘીને યથેચ્છ વર્તશે તેતો આ લોક પરલોકમાં અનર્થભાગી હોઇને અમારા સંપ્રદાયથકી બહિર્ભૂત છે એમ જાણવું. ગુરૂપરંપરાથી પ્રાપ્ત થએલા સદુપદેશને સંપ્રદાય કહે છે. અસ્મદીય સંપ્રદાયથકી બહાર છે, એટલે ગુરૂપરંપરાપ્રાપ્ત અમારા સદુપદેશને તે લાયક નથી. અર્થાત્ અસ્મદીય ગોષ્ઠીમાં પ્રવેશને યોગ્ય નથી. કેણે એમ જાણવું ? તો સાંપ્રદાયિક સ્ત્રીપુરૂષોએ જાણવું. એટલે જે આસ્તિકાગ્રેસર હોઇને અમારા સંપ્રદાયમાં નિષ્ઠાવાળા હોય તે સર્વેએ જાણવું–અમારા કૃપાકટાક્ષનો પરિત્યાગ કરનારા એમના જેવાઓના સંગનો પરિત્યાગ કરવાની ઇચ્છાથી એમ જાણવું ॥૨૦૭॥

આ નિબન્ધનુ કેવળ પઠન કે શ્રવણુ જો શ્રદ્ધાથી કરવામાં આવે તો કલ્યાણુ માટે થાય એવા અભિપ્રાયથી કહેછે—મારા આશ્રિત સર્વેએ (ત્રૈવર્ણિકોએજ) આ મારા આદેશનો અવબોધ આપનાર શિક્ષાપત્રી નામના નિબન્ધસારનો પ્રતિદિન નિયમથી પાઠ કરવો. જે અક્ષરજ્ઞાને રહિત હોવાથી પાઠ કરવામાં અસમર્થ હોય ( અને જે પાઠના અનધિકારી શૂદ્રો હોય ) તેમણે તો આનું આદરથી શ્રવણ કરવું. વક્તાના અભાવમાંતો શ્રોતાઓએ એની પ્રતિદિન પૂજા કરવી એવું તાત્પર્ય જાણવું–ભગવાને કહેલા અર્થને નહિ અનુષ્ઠાન કરનારાઓને પણુ શ્રદ્ધામાત્ર જો હોય તો તે શ્રદ્ધાને લીધે નિયમથી અનુષ્ઠાનપર્યંતની પ્રવૃત્તિ ક્રમશઃ થાયજ, તેથી તેનું નિરવધિ શ્રેયપણ થાયજ, માટે પઠનમાત્રમા કે શ્રવણુમાત્રમાં કે પૂજામાત્રમાં શ્રદ્ધાસંબન્ધને લીધે શ્રેય સિદ્ધિ થાય, એવા અભિપ્રાયથી શ્રવણાદિકનું વિધાન કર્યું છે. 'ये मे मतमिदं नित्यमनुतिष्ठन्ति मानवाः । श्रद्धाव-

भावे तु पूजैव कार्योऽस्या: प्रतिवासरम् । मद्रूपमिति मद्वाणी मान्येयं परमादरात् ॥२०९॥ युक्ताय सम्पदा दैव्या दातव्येयं तु पत्रिका । आसुर्या सम्पदाऽऽढ्याय पुंसे देया न कर्हिचित् ॥२१०॥ विश्रमा

न्तोऽनसूयन्तो मुच्यन्ते तेऽपि कर्मभि ॥' આ ગીતા શ્લોકનુ વ્યાખ્યાન કરતા ભગવાન્ ભાષ્યકાર રામાનુજાચાર્યે 'ये चाननुतिष्ठन्तोऽप्यस्मिन् शास्त्रार्थे श्रद्दधाना भवन्ति तेऽपि मुच्यन्ते'–જેઓ અનુષ્ઠાન કરતા નથી પણ આ શાસ્ત્રાર્થમા શ્રદ્ધાવાળા થાય છે તેપણ મુક્ત થાય છે, એવુ ભાષ્ય કર્યુ છે એમ કહેવાથી–અર્થનું અવધારણ અનુષ્ઠાનદ્વારા ફળમાટે થાય, શબ્દરાશિનુ પઠન કે શ્રવણ તો નિરર્થક છે ? એવી શકાનો અવકાશ નથી અમારા આશ્રિત સર્વકોઇએ પણ સન્નિધિમા રહેલા મારે વિષેજ જેમ એમ મારા આદેશરૂપ આ લેખમા અતિશય આદર કરવો એમ કહેછે—જે આ મારી વાણી શિક્ષાપત્રીરૂપા છે તે જગદુપકારાર્થે અવતરેલા સર્વેશ્વરેશ્વર મારૂંજ શબ્દમૂર્તિલક્ષણ રૂપાતર છે એમ સમઝીને પરમ આદરથકી માનવી–અતિશય આદરથી સત્કારને યોગ્ય છે, કારણ કે આ વાણી વક્તા અને વાચ્ય બને સન્નિધિમા રહેલા અને અસન્નિધિમા રહેલાને સ્પષ્ટપણે પ્રકાશે છે, માટે મારજ આ અપર રૂપ કાળથી નહિ દૂર રહેલુ અવધારીને અત્યાદર કરવો એવો ભાવ છે ॥૨૦૮–૨૦૯॥

હવે આ અર્થના પાત્ર અપાત્રનો વિભાગ કહેછે—દૈવી સંપત્ ગીતામા 'अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः । दानं दमश्च यज्ञश्च स्वाध्याय स्तप आर्जवम् ॥' ઇત્યાદિકથી કહી છે આસુરી સપત્ તો 'असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ॥' ઇત્યાદિકથી કહી છે આસુરી સપદાએ સપન્ન હોય તે નાસ્તિક કહ્યો છે અને અન્યતો આસ્તિક કહ્યો છે સદુપદેશનો નાસ્તિક પાત્ર નથી માટેજ કહે છે કે–આસુરી સપદાએ યુક્ત પુરુષને આ શિક્ષાપત્રી ક્યારેય પણ ન આપવી અને દૈવી સપદાએ સપન્ન પુરુષને તો આપવી શિક્ષાપત્રીશબ્દથી તેમા પ્રતિપાદન કરેલો અર્થ જાણવો તે ભગવાને ગીતામા કહ્યુ છે–'इदं ते नातपस्काय नाभक्ताय कदाचन । न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥' ઇતિ ॥૨૧૦॥

સમગ્ર મગળને વિસ્તારનારા આ શિક્ષાપત્રીલેખની અવતરણકાળ

फेशकस्याब्दे नेत्राष्टवसुभूमिते । वसन्ताद्यदिने शिक्षापत्रीयं लिखिता शुभा ॥२११॥ निजाश्रितानां सकलार्तिहन्ता सधर्मभक्ते-

કહેછે—વિક્રમાદિત્ય નામના શકવર્તી રાજાનો જે શક-ધર્મમર્યાદાનિબન્ધનનો કાળ ( સંવત્ ) તેના નેત્રાષ્ટવસુભૂમિતે-નેત્ર ૨ અષ્ટ ૮ વસુ ૮ ભૂ ૧ આ સંખ્યાવડે અંકોની ડાબી ગતિ કરીને ગણેલા વર્ષમાં, એટલે સંવત્ ૧૮૮૨ ના વર્ષમાં વસન્તાદ્યદિને-વસંત જે રાગવિશેષ એના ગાનને યોગ્ય એવો કાળ વસંતશબ્દથી અહીં કહેવા ઇચ્છયો છે, ( વસંતઋતુ નહિ ) તેનો આદ્ય દિવસ-શ્રીપંચમી કહી છે. તેવી સ્મૃતિ છે-'श्रीपञ्चमीं समारभ्य यावत्स्याच्छयनं हरेः । तावद्वसन्तरागस्य गानमुक्तं मनीषिभिः ॥' ઇતિ. શ્રીપંચમી જે પંચમીએ શ્રીનું વ્રત કર્યું છે તે જાણવી, તે તો માઘ શુક્લપંચમી છે, તેવી સ્મૃતિ છે—'चतुर्थी वरदा प्रोक्ता तत्र गौरी सुपूजिता । सौभाग्यमतुलं कुर्यात्पञ्चम्यां श्रीरपि श्रियम् ॥' ઇતિ. અર્થાત્ માઘમાસના શુકલ પક્ષની પચમી તિથિએ તે આ સકળજનોના શુભને કરનારી શિક્ષાપત્રી લખી છે ॥૨૧૧॥

જેના આદિ ભાગમાં મગળ છે, જેના મધ્ય ભાગમાં મંગળ છે અને જેના અત ભાગમાં મંગળ છે એવાં શાસ્ત્રો પ્રખ્યાતિ પામેછે, એમ પ્રખ્યાપન કરવા અતે મગળ કરે છે—યદ્યપિ ઇન્દ્ર રૂદ્રાદિ દેવોપણ આશ્રિતોની આર્તિ-દુ ખોને પ્રશમાવી દેછે તથાપિ અખિલ આર્તિને નહિ. કેમકે ઇન્દ્ર આશ્રિત તક્ષકને જનમેજય નૃપે કરેલા યાગમાં આવી પડેલી આર્તિને હરવા માટે સમર્થ થયો ન હતો શકર પણ આશ્રિત બાણાસુરની પીડાને નિરાકરણ કરવા સમર્થ થયા ન હતા, તેમના જોતાંજ તેનું આહ્વન ભગવાને છેદી નાંખ્યું હતું કિં બહુના—ભવદાવાનળથી બહુ બળતા જનોના દુ ખને પ્રશમન કરવા ભગવાન વિના બીજો કોઈ પણ સમર્થ થતો નથી માટે 'निजाश्रितानां सकलार्तिहन्ता' એમ કહેછે. કોઈપણ આર્ત ભગવાનનો આશ્રય કરીને ક્લેશ પામતો જોયો નથી. પ્રહ્લાદ પાંડુપુત્રાદિકને વિચારો. જે જે ઐહિક કે પારલૌકિક કે બીજું વિશ્વાતિશાયિ સુખ સમભિલષિત હોય તે તે સર્વે આશ્રિતોને આપવા માટે સમર્થ બીજો કોઈ પણ નથી એવા આશયથી 'दाता सुखानां मनसेप्सितानाम्' એમ કહેછે.

रचनं विधाता । दाता सुखानां मनसेप्सितानां तनोतु कृष्णोऽखिलमङ्गलं नः ॥२१२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे शिक्षापत्रीलेखननिरूपणनामा चतुश्चत्वारिंशोऽध्यायः ॥४४॥

જે હેતુમાટે આ કૃષ્ણ—આનંદમય છે માટે એમના આશ્રયણમા અવિચ્છિન્ન સુખ સિદ્ધ થાયજ આ બે અર્થથી અનિષ્ટનિવારણમા અને ઇષ્ટપ્રાપણમા ભગવાનનુજ ઉપાયપણું જે 'फलमत उपपत्तेः' એમ સૂત્રકારે નિરૂપણ કર્યું છે તે કહ્યુ ભગવાનનું ભક્તાર્તિને હરવાપણું અને મનસેપ્સિત સુખોનુ દાતાપણુ ભાગવતમા કહ્યુ છે—'शारीरा मानसा दिव्या वैयासे ये च मानुषाः । भौतिकाश्च कथं क्लेशा बाधन्ते हरिसंश्रयम् ॥' 'तव चरणशतपलाशच्छायां विविधवृजिनसंसारपरिश्रमोपशमनीमुपसृतवताम्' 'प्रपन्नानां भयापहम्' 'प्रणतक्लेशनाशाय' 'पुंसाममायिनां सम्यग्भजतां भाववर्धनः । श्रेयो दिशत्यभिमतं यद्धर्मादिषु देहिनाम् ॥' 'तांस्तान्कामान्हरिर्दद्याद्यान्यान्कामयते जनः । आराधितो यथैवैष तथा पुंसां फलोदयः ॥' 'ये धर्मकामार्थविमुक्तिकामा भजन्त इष्टां गतिमाप्नुवन्ति' ઇત્યાદિ શંકા—અનુષ્ઠાન કરેલા કર્મથી અને જ્ઞાનથી નિરતિશય સુખરૂપ ફળની સિદ્ધિ થાય છે તો ઉપાયપણુ કર્માદિકમા મુખ્ય છે? એવા ભ્રમના નિવારણ માટે કહે છે ધર્મસહિતભક્તિનુ રક્ષણ કરનારા જે કર્મયોગ કે જ્ઞાનયોગ કહ્યો છે તેપણ ભગવાનના પ્રસાદથીજ સિદ્ધ થાય છે ભગવાનજ તે કર્મયોગાદિકના પરિપોષક છે, અન્યથા તેની સિદ્ધિ ન થાય તે ગીતામા કહ્યુ છે 'तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् । ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥' ઇતિ માટે ફળમા ઉપાયપણુ ભગવાનનુજ મુખ્ય જાણવુ તે આ શ્રીકૃષ્ણ મંગળમૂર્તિ પોતાના ચરણના સમાશ્રયવાળા આપણા સર્વેનુ અખિલ મંગળ ઐહિક અને પારલૌકિક પરમ નિઃશ્રેયસસબન્ધિને વિસ્તારો—કરો ॥૨૧૨॥

करुणारसकल्लोलपरिपूर्णहृद्वरः ।
भगवान् सहजानन्दः श्रेयसे भूयसेऽस्तु मे ॥१॥

ઇતિ શ્રીસત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે ચતુર્થપ્રકરણે શિક્ષાપત્રીલેખનનિરૂપણનામા ચતુશ્ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૪॥

सुव्रतउवाच—लिखित्वा पत्रिकामित्थं तस्याश्च प्रतिमाऽष्टकम् । साधुभिः कारयित्वाऽसौ प्रेषयत्ककुभोऽष्ट स्वः ॥१॥ तत्र तत्र च तां प्राप्य भक्ताः प्रापुर्मुदं पराम् । कृत्वा तत्प्रतिमां सर्वे पृथक्पृथगधारयन् ॥२॥ तदुक्तरीत्या सर्वे च स्वाधिकारानुसारतः । अवर्तन्त च तं मेजुर्जानन्तः कृष्णमेव ते ॥३॥ पत्रिकां प्रेषयित्वाथ भक्तैः कतिपयैर्वृतः । हरिः श्रीनगरं भूयो जगामाऽऽनन्दयन्निजान् ॥४॥ अतर्कितागमास्तस्य नागरा हर्षविह्वलाः । प्रत्युद्गम्य नमस्कृत्य तमानिन्युः पुरं मुदा ॥५॥ नरनारायणं दृष्ट्वा मन्दिरेऽस्यात्मनो हरिः ।

## [1]અધ્યાય ૪૫ મો.

સુવ્રતઋષિ કહેછે—હે રાજન્! શ્રીહરિએ એરીતે સદર્થનો અવબોધ આપનારી પત્રિકા લખીને, તેની આઠ પ્રતો (કોપીઓ) સચ્ચિદાનંદાદિ લેખક સાધુઓ પાસે કરાવીને આઠ દિશામા રહેલા ભક્તો પ્રતિ મોકલાવી ॥૧॥ તે તે દેશોમાં રહેલા ભક્તો તે પત્રિકાને ભગવાનની બીજી મૂર્તિનેજ જેમ એમ પામતાં પરમ પ્રમોદ પામ્યા. પછી તેની તે સર્વેએ બીજી બહુ પ્રતો પોતપોતાના પઠન પૂજન પ્રયોજને પૃથક્પૃથક્ લખાવીને પોતપોતાની પાસે રાખી ॥૨॥ અને તેમાં ઉપદેશેલી રીતિને અનુસારે સર્વે ભક્તો યથાધિકાર ધર્મમાર્ગમા વર્તવા લાગ્યા અને તે સદુપદેશના પ્રવર્તક શ્રીહરિને સાક્ષાત્ શ્રીકૃષ્ણજ ધર્મસ્થાપનમાટે પ્રકટેલાને તત્ત્વથી નિશ્ચય કરીને સર્વ પ્રકારે તેમનુજ ભજન કરવા લાગ્યા ॥૩॥ ભગવાનતો પત્રિકાપ્રેષણ પછી કેટલાક ભક્તોથી વીંટાઇને નિજ ભક્તજનોને આનંદ આપવા શ્રીનગર (અમદાવાદ) ફરીથી પધાર્યા ॥૪॥ તે સમયે નગરનિવાસી સમસ્ત સત્સંગિજનો ભગવાનના અતર્કિત આગમનથી પરમ હર્ષ પામીને, સામૈયા સાથે સંમુખ આવીને તેમને પ્રણામ કરી બહુમાનપૂર્વક પુરમા બહુ ધામધુમીથી તેડી લાવ્યા ॥૫॥

૧ આ અધ્યાયમાં ભગવાને ધોલેરા નગરમા કરેલી રાધા મદનમોહનની પ્રતિષ્ઠા તથા શ્રીનગરમાં જઇને કરેલો પુષ્પદોલોત્સવ તથા ભાલદેશના ભક્તોને આપેલો ભારે આનંદ વિગેરેનું વર્ણન કર્યું છે.

आवासमकरोद्राजन् ! पौराः पर्यचरंश्च तम् ॥६॥ पौरान्भक्तान् स सुखयन्सद्वार्ताभिरनुक्षपम् । श्रीवासुदेवमाहात्म्यं मासं तनाश्रृणोत्पुनः ॥७॥ प्रशंसां तस्य बहुधा चकार जनसंसदि । सर्वथाऽस्मन्मतस्येदं मूलमित्येवमीरयन् ॥८॥ सम्भारेणातिमहता पुष्पदोलोत्सवं हरिः । महान्तं तत्र विदधे यथा वृत्तालये पुरा ॥९॥ तत्र देशान्तरेभ्यश्च भक्ता आयन्सहस्रशः । उत्तमाद्या दुर्गपुराद्धरेः सम्बन्धिनस्तथा ॥१०॥ सुखयंस्तान्निजान्भक्तान् पक्षमेकं पुनर्हरिः । तत्रोवास ततस्ते च भक्त्या चक्रुस्तदर्चनम् ॥११॥ वसनैर्विविधैर्नूत्नैरलङ्कारैश्च शोभनैः । चन्दनेन च पुष्पस्रक्शेखराद्यैर्धनेन च ॥१२॥ पूजाप्राप्तं च वस्त्रादि यत्तत्सर्वमपि प्रभुः । ततोऽयोध्याप्रसादाय

હે રાજન્ ! શ્રીહરિએ નરનારાયણદેવના દર્શન કરીને તેમનાજ મંદિરમાં પોતાનો નિવાસ કર્યો પૌર જનો પણ પ્રીતિથી તેમની પરિચર્યાપરાયણ થયા ॥૬॥ પુરવાસી હરિભક્તોને રાત્રિરાત્રિએ તત્ત્વ હિત પુરૂષાર્થનો અવબોધ આપનારી સદ્વાર્તાઓવડે મહાનંદ આપતા થકા એક માસપર્યંત ત્યાં શ્રીવાસુદેવમાહાત્મ્ય ભક્તોના શ્રેયસારૂ સ્વયં સાંભળ્યું ॥૭॥ 'આ વાસુદેવમાહાત્મ્યજ અમારા મતનું સર્વથા મૂળ છે' એમ જનસભામાં કહેતા થકા તે વાસુદેવમાહાત્મ્યની પ્રશંસા વારંવાર કરી ॥૮॥ ભગવાને તે શ્રીનગરમાં મહાસભારથી પુષ્પદોલોત્સવ પૂર્વે વૃત્તાલયમાં જેવો કર્યો હતો તેવો મોટો કર્યો ॥૯॥ તે ઉત્સવમાં ભગવાનના દર્શન કરવા દેશાંતરથકી હજારોહજાર ભક્તો આવ્યા દુર્ગપુરથકી ઉત્તમાદિ ભક્તો તથા ભગવાનના રામપ્રતાપાદિ સબન્ધી જનો તથા દેશાંતરમાં ગએલા મુક્તાનંદાદિ મુનિઓ આવ્યા ॥૧૦॥ શ્રીહરિ દેશદેશથી આવેલા આત્મીય અનન્ય ભક્તોને દર્શન આલાપાદિવડે અત્યધિક આનંદ આપતાથકા ફરી એક પખવાડીયુ તે શ્રીનગરમાં રહ્યા તે અવસરે પૌર ભક્તોએ પરમાદરપૂર્વક વિવિધ નવીન અમૂલ્ય વસ્ત્રો, શોભાયમાન આભરણો, ચંદન, પુષ્પના હાર તોરાઓ અને ધનવડે તે ભગવાનની ભારે પૂજા કરી ॥૧૧-૧૨॥ હે જનાધિપ ! ત્યાં પૂજામાં જે જે વસ્ત્ર વિભૂષણ વિગેરે પ્રાપ્ત થયું હતું તે

ददाति स जनाधिप ! ॥१३॥ चैत्रशुक्लद्वितीयायां तान्स्वदेशगमाय सः । आज्ञाप्य सह पाश्चात्यैः पश्चिमं देशमभ्यगात् ॥१४॥ अष्टम्यामाययौ स्वामी भालदेशे वृतः स्वकैः । काम्यालयाभिधं ग्रामं सुखयन् पथि च स्वकान् ॥१५॥ तत्रत्यैः प्रार्थितो भक्तैः सत्सेवोत्सुकमानसैः । तेभ्यस्तुष्टो हरिस्तत्र न्यवसन्नृपते ! सुखम् ॥१६॥ ग्राम्या भक्ता यथार्हं च सर्वांस्तान्संन्यवासयन् । आतिथ्यं च हरेश्चक्रुः सानुगस्य यथोचितम् ॥१७॥ शशिवर्णो हठी वाहः क्षेमराजावरादयः । नराश्च जिजिबाद्यास्तं योषाः पर्यचरन्मुदा ॥१८॥ हरि-

સર્વે પણ અયોધ્યાપ્રસાદ પુત્રને આપ્યું. (કેમકે નરનારાયણ ખડના જનોથકી પ્રાપ્ત થએલા દ્રવ્યાદિકના વારસ અયોધ્યાપ્રસાદને ઠરાવ્યા છે ચશબ્દથી-લક્ષ્મીનારાયણ ખડના જનોએ કરેલી પોતાની પૂજામાં પ્રાપ્ત થએલું દ્રવ્યાદિકતો રઘુવીરનેજ આપ્યું, કેમકે પોતેજ તેવી વ્યવસ્થા સ્થાપી છે) ॥૧૩॥ ત્યારપછી ભગવાન ચૈત્રશુક્લ દ્વિતીયાએ નાના દેશથકી આવેલા ભક્તોને પોતપોતાને દેશે જવાની આજ્ઞા આપીને, સ્વય પશ્ચિમ દેશીય ભક્તો સાથે શ્રીનગરથકી પશ્ચિમદેશને અભિમુખ ચાલી નીકળ્યા ॥૧૪॥ ચાલી નીકળેલા સહજાનંદસ્વામી માર્ગમા આવતાં તે તે ગામોમા આત્મીય ભક્તોને પોતાના દિવ્યરૂપના દર્શનદાનાદિવડે પરમ સુખ આપતા થકા ભાલદેશીય ભક્તોથી વીંટાઇને ચૈત્રશુક્લ અષ્ટમી તિથિએ કમીયાળા નામના ગ્રામે પધાર્યા ॥૧૫॥ હે નૃપતે ! ભગવાન તથા તેમના ચરણનાજ એક સમાશ્રયવાળા સંતોની સેવામાં અત્યત ઉત્સાહવાળા તે ગામના ભક્તોએ રામનવમીનો ઉત્સવ કરવા પ્રાર્થના કરેલા ભગવાન્ તેમના ઉપર પ્રસન્ન થઇને તેમની પ્રાર્થનાને અનુસારે ત્યા સુખેથી રહ્યા ॥૧૬॥ તે ગામના સર્વે ભક્તોએ ભગવાન્ અને તેમના બધા અનુયાયી જનોને યથોચિત સ્થાનમા ઉતારો કરાવ્યો અને મુનિઆદિક અનુયાયી જનોએ સહિત તે શ્રીહરિનું યથાયોગ્ય ઉત્તમ આતિથ્ય કર્યું ॥૧૭॥ તે ગામના શશિવર્ણ હઠી વાહ ક્ષેમરાજ અવર આદિક નરો અને જીજીબા આદિક નારીઓ યથાધિકાર પરા ભક્તિથી ભગવાનની પરિ-

स्तत्र द्वितीयेऽह्नि रामजन्ममहोत्सवम्। चकार तत्र तद्देशभक्ता आयु सहस्रश ॥१९॥ उपचारैर्बहुविधै पुपूजुस्ते हरिं मुदा। स तत्र पौर्णमास्यन्तमुवासाभ्यर्थितो निजै ॥२०॥ त प्राप्य प्रतिपदि व्रजन्त पुञ्जजिन्नृप। स्वामिन्! धोरेयनगरे जातप्राय हि मन्दिरम् ॥२१॥ तत्र कृष्णप्रतिष्ठा त्वमागत्य कुरु साम्प्रतम्। शेष मन्दिरकार्यं तु करिष्यामो वय तत ॥२२॥ इत्युक्तो भगवांस्तेन तथेत्युक्त्वा च तत्पुरम्। ययौ सङ्घ एवासौ प्राप तत्र महानुगै ॥२३॥ पुञ्जजिद्वासयामास सस्कृते स्वगृहे तु तम्। यथार्हमन्याश्चान्यत्र तदातिथ्य ततोऽकरोत् ॥२४॥ विलोक्य मन्दिर स्वामी

चर्या करवा लागी ॥१८॥ ते थकी बीजे दिवसे त्या भगवाने भगवान् रामचद्रनो जन्ममहोत्सव कर्या ते उत्सवना दर्शन करवामा बहु उत्साही ते देशना हरिभक्तो हजारोहजार त्या आव्या ॥१९॥ आवेला ते भक्तोए बहुविध पूजोपचारपदार्थोवडे ते भगवाननी प्रेमथी पूजा करी ते अनन्य भक्तोए प्रार्थना करेला ते भगवान् पौर्णमासीपर्यंत ते कमीयाळा गाम माज रह्या ॥२०॥ ते पछी प्रतिपदाए त्याथी दुर्गपुरप्रति पधारता ते भगवाननी पुजाजीत राजाए बे हाथ जोडीने प्रार्थना करी के हे स्वामिन्! धोरेरा नगरमा भगवाननु मदिर सपूर्णप्राय वर्तेछे तो आप मारा पुरमा पधारीने हमणाज ते मदिरमा कृष्णनी प्रतिष्ठा करवाने योग्य छो प्रतिष्ठापछी मदिरकार्य जे अवशिष्ट रहेशे तेतो अमे स्व प समयमा सपादन करी लईशु ॥२१-२२॥ हे राजन्! ए रीते पुजाजीत पार्थिवे प्रार्थना करेला भगवान् 'तथास्तु' एम तेमनी अभ्यर्थना अगीकार करीने पछी तेजसमये अनुयायीजनो साथे त्याथी नीकळीने धोरेय नामना पुरने सगव समयमाज पाम्या ॥२३॥ ते समये ते पुजाजीत नृपे धोळावलु रंगवु उल्लोच आधवो विगेरेवडे सुसस्कृत (श्रीहरिने रहेवालायक) करेला पोताना भवनमा भगवाननो उतारो कराव्यो अने बीजा अनुयायी मुन्यादि जनोने यथायोग्य अन्य भवनोमा उतार्या पछी उतारो करी परवारेला ते अनुयायी जनोए सहित श्रीहरिनु यथोचित

जातकल्पं ततो द्विजान्। ज्योतिर्विदः समाहूय मुहूर्तं पृच्छति स च ॥२५॥ वैशाखे शुक्लपक्षे च जयायां भृगुवासरे। मुहूर्तोऽस्ति शुभो विष्णोः स्थापनस्येति तेऽब्रुवन् ॥२६॥ दूरे मुहूर्त इत्येव गन्तुकामं ततो हरिम्। प्रणम्य सम्प्रार्थ्य नृपो वासयामास तत्र तम् ॥२७॥ भक्तवश्यः स च सुखं तत्रोवास महीपते!। स्वकीयान्सुखयन्भक्तान्सद्वार्ताभिर्दिनेदिने ॥२८॥ भालदेशस्थभक्तानामुत्सवोऽभून्महांस्ततः। आजग्मुः प्रतिजग्मुश्च तत्र ते यूथशोऽन्वहम् ॥२९॥ त्रयोदश्यां यथाशास्त्रं कृष्णं मदनमोहनम्। राधया सहितं तत्र हरिरस्थापयत्ततः ॥३०॥ पूजोत्सवो महानासीद्वाद्यघोषोपल-

આતિથ્ય આદરથી કર્યું ॥૨૪॥ પછી ભગવાને સંપૂર્ણપ્રાય તે મંદિર જોઈને, જ્યોતિષને જાણનારા બ્રાહ્મણોને બોલાવીને ભગવાનની પ્રતિષ્ઠાનું મુહૂર્ત પુછ્યું ॥૨૫॥ ભગવાને પ્રતિષ્ઠામુહૂર્ત માટે પુછેલા તે જ્યોતિષી વિપ્રોએ વૈશાખ શુકલ ત્રયોદશીએ ભૃગુવારે ભગવાનના સ્થાપનને યોગ્ય શુભ મુહૂર્ત નિવેદન કર્યું ॥૨૬॥ પછી તેમનું વચન સાંભળીને મુહૂર્તસમય દૂર છે એવા હેતુથી ત્યાંથી નીકળવાની ઇચ્છાવાળા તે ભગવાનને તે નૃપે પ્રણામ કરીને બહુ બહુ પ્રાર્થના કરી મુહૂર્તસમયસુધી ત્યાંજ રાખ્યા ॥૨૭॥ હે મહીપતે! તે આ ભક્તાધીન ભગવાન તેમની પ્રાર્થનાને પરવશ થઈ સુખેથી ત્યાંજ સદ્વાર્તાઓવડે પ્રતિદિન આત્મીય ભક્તોને (પુંજાભાઈ નારાયણભાઈ ભોળાભાઈ મૌન વૃદ્ધ રત્ન જીવન ક્ષેમ વનમાળી પ્રમુખ હરિજનો અને અદ્ભુતાનંદ આત્માનંદ નિષ્કુળાનંદ આદિક સાધુઓને) આનંદ આપતા થકા રહ્યા ॥૨૮॥ ભગવાનનો ત્યાં નિવાસ થવાથી ભાલદેશીય ભક્તોને ભગવાનના દર્શનનો મહોત્સવ મહાન્ થયો તે તે સમીપના ગ્રામોથકી દર્શનાર્થ અનુદિન સઘથી આવતા અને દર્શન કરી પાછા જતા તે ભક્તોનો સમર્દ (ભીડ્ય) ત્યાં બહુ થઈ રહ્યો હતો ॥૨૯॥ અનંતર શ્રીહરિએ સંવત્ ૧૮૮૭ ના વૈશાખ શુકલ ત્રયોદશી તિથિએ શુભ મુહૂર્તમાં રાધાસહિત મદનમોહન કૃષ્ણની યથાવિધિ તે મંદિરમાં સ્થાપના કરી ॥૩૦॥ તે સમયે ભગવાનનો પૂજોત્સવ વિવિધવાદ્યઘોષપૂર્વક મહાન્ થયો હતો. ભગવાને

क्षितः । विप्रांश्च भोजयामास हरिस्तत्र सहस्रशः ॥३१॥ तेभ्यश्च दक्षिणां प्रादाद्वासांसि च महामनाः । नरसिंहोत्सवं चक्रे द्वितीयेऽह्नि च तत्र सः ॥३२॥ कृत्वा भुक्तिं पौर्णमास्यां सानुगो निरगात्ततः । अपराह्णे प्रतिपदि दुर्गपत्तनमाप स. ॥३३॥ आनन्द आसीच्च महांस्तदानीं तं पश्यतः पौरजनस्य भूप ! । हरिर्निजावासमुपेत्य तत्र सुखं न्यवात्सीत्सुखरूपमूर्तिः ॥३४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे धौरेयपुरे श्रीराधाकृष्णस्थापनादिनिरूपणनामा पञ्चचत्वारिंशोऽध्यायः ॥४५॥

सुव्रत उवाच—अथ तं सुखमासीनं पञ्चम्यां भोजनोत्तरम् ।

મહાઉદાર હૃદયથી તે દિવસે બહુ બ્રાહ્મણોને જમાડીને તેમને દક્ષિણા તથા વસ્ત્રો આપ્યાં તે થકી બીજે દિવસે ચતુર્દશીએ નૃસિંહપ્રાદુર્ભાવ મહોત્સવ પણ ધોરેરામા યથાવિધિ કર્યો ॥૩૧-૩૨॥ તે થકી બીજે દિવસે પૂર્ણિમાએ શ્રીહરિ ભોજન કરીને, અનુયાયીજનો સાથે ધોલેરા થકી નીકળીને પ્રતિપદાએ અપરાહ્ન સમયે ( દિવસના ચોથા કાળમા ) દુર્ગપુરને પામ્યા ॥૩૩॥ હે નૃપ! તે સમયે તે પધારેલા ભગવાનના દર્શન થવાથી પૌર જનોને મહાન્ આનંદ થયો તે આ આનંદમય દિવ્યમૂર્તિ ભગવાન્ શ્રીહરિ સર્વ ભક્તોને આનંદ આપતા થકા નિજાવાસને પામીને ત્યા સુખેથી રહ્યા ॥૩૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે ધૌરેયપુરે શ્રીરાધા-કૃષ્ણસ્થાપનાદિનિરૂપણનામા પંચચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૫॥

## [1]અધ્યાય ૪૬ મો.

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્! અનંતર વૈશાખવદિ પચમીએ ભ્રાતાના ભવનમા ભોજન કર્યાપછી સુખેથી સ્વાવાસમા વિરાજમાન ભગવાનની પાસે જઇને દત્તપુત્ર અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજી પ્રણામ

૧ આ અધ્યાયને આરંભીને આઠ અધ્યાયથી આચાર્યપદમા સ્થાપન કરેલા પુત્રોને ઉદ્દેશીને ભગવાને નિરૂપણ કરેલા દીક્ષાવિધિનો અનુવાદ કરતા આ અધ્યાયમા સામાન્યદીક્ષાનો વિધિ યથાવિધિ સ્પષ્ટ નિરૂપણ કર્યો છે

पुत्रावुपेत्य नत्वा च तत्समीपे निषेदतुः ॥१॥ आशीर्भिरभिनन्द्याथ तावुवाच हरिर्नृप ! । प्रष्टव्यं यदि किञ्चिद्वां भवेत्तर्ह्यद्य पृच्छतम् ॥२॥ इत्युक्तौ तेन तौ हृष्टौ तं पप्रच्छतुरीश्वर ! । शिष्या मुमुक्षवः कार्या इत्याज्ञा तेऽस्ति नौ प्रभो ! ॥३॥ इच्छावः श्रोतुमखिलं त्वत्तो दीक्षाविधिं ततः । तं नौ ब्रूहि यथावत्त्वं शिष्यान् कुर्याव नृस्ततः ॥४॥ सुव्रत उवाच—इति पृष्टो विनीताभ्यां पुत्राभ्यां भगवान् हरिः । कृष्णं गुरुं च संस्मृत्य भूपते ! प्रत्युवाच तौ ॥५॥ श्रीनारायणमुनिरुवाच—धाम्नि स्वीयेऽक्षराख्ये विलसति भगवांस्तत्पुमांसं च मायां सत्यज्ञानादिभिर्यः प्रकृतिपुरुषजं शक्तिभिर्व्याप्य विश्वम् । तेजोभिः

કરીને સમીપે બેઠા ॥૧॥ અનંતર ભગવાન તે બન્નેને આશીર્વચનથી અભિનંદન આપીને બોલ્યા કે–હે પુત્રો ! જો તમારે કાંઇ પુછવુ હોય તો આજ સુખેથી પુછો ॥૨॥ હે રાજન્ ! આ પ્રકારે ભગવાને કહેલા તેઓ પ્રશ્ન પુછવાનો અવસર મળવાથી પ્રહર્ષ પામીને તેમને પુછવા લાગ્યા કે–હે ભગવન્ પ્રભો ! અમારા પ્રતિ આપનુ શાસન એવું થયુ છે કે–મુમુક્ષુ શિષ્યોને દીક્ષા આપવી ॥૩॥ તો જે વિધિથી શિષ્યોને અમો દીક્ષા આપીએ તે વિધિ સમગ્ર આપનાથકી સાભળવા ઇચ્છીએ છીએ તે વિધિ યથાસ્થિત અમને તમે કહો પછી અમે તમે પ્રદર્શાવેલા માર્ગને અનુસરીને શિષ્યોને દીક્ષિત કરીશુ ॥૪॥ હે ભૂપતે ! આ પ્રકારે પુત્રોએ સવિનય પુછેલા ભગવાન શ્રીહરિ ઇષ્ટદેવપણે માનેલા શ્રીકૃષ્ણનુ અને ગુરૂપણે માનેલા શ્રીરામાનંદમુનિનુ સસ્મરણ કરીને તેમના પ્રતિ બોલ્યા (સપ્રદાયપરપરાએ પ્રાપ્ત થએલો અર્થ ગુરૂદેવના સ્મરણપૂર્વક ઉપદેશ કરવો જોઇએ, એમ પોતાના આચરણથી નિજજનોને જણાવવામાટે ગુરૂદેવનુ સસ્મરણ સ્વય ધર્મસ્થાપન માટે પ્રવર્તેલા ભગવાન્ પુરૂષોત્તમે અહીં કર્યું છે) ॥૫॥ તેમાં પ્રથમ ઇષ્ટદેવ શ્રીકૃષ્ણનું સ્વયં સ્મરણ કરેછે–જે ભગવાન્–જ્ઞાન શક્તિ બળ ઐશ્વર્ય વીર્ય તેજના નિધિ શ્રીકૃષ્ણ પરબ્રહ્મ શબ્દવાચ્ય પરમાત્મા, અક્ષરબ્રહ્મ નામના પોતાના ધામમા નિત્યમુક્તોએ અનુભવ કરવાયોગ્ય, અનનધિક આનંદમય દિવ્ય રૂપથી નિત્ય વિરાજે છે

शक्तिभि स्वैरनल इव जगद्व्याप्य लोके पृथक् स्वे चाभिं पारीन चास्ते भुवि धृतनृतनु॰ श्रेयसे सोऽस्तु कृष्ण. ॥६॥ श्रीमच्छारद पूर्णचन्द्रवदन॰ पद्मच्छदामेक्षणो द्योतद्गौरवपुर्विशालहृदयश्चाजानुयाहुद्वय । कारुण्यार्द्रतनु' सिताम्बरधरो दोष्णा च पद्म दध

તેજ આ ભગવાન્ તે ધામભૂત અક્ષરનામનુ બ્રહ્મસ્વરૂપ, માયા-મૂળ પ્રકૃતિ, પુરૂષ અને પ્રકૃતિપુરૂષ થકી થએલુ આ વિશ્વ-કાર્યાવસ્થામા રહેલા સમગ્ર પ્રપચમા સત્ય જ્ઞાનાદિશબ્દથી વાચ્ય, સ્વસાધારણ વિલક્ષણશક્તિ નામધારી પૂર્વોક્ત રૂપથી સ્વય વ્યાપીને પૃથક્ મનોહર દિવ્ય મૂર્તિથી પોતાના અક્ષરાખ્ય ધામમા, અગ્નિ જેમ પોતાની શક્તિથી જગતમા વ્યાપીને પોતાના રૂપથી અગ્નિલોકમા પૃથક્ રહેછે અને વરૂણ જેમ પોતાની જળરૂપ શક્તિથી જગતમા વ્યાપીને પોતાના રૂપથી વરૂણલોકમા પૃથક્ રહેછે તેમ રહેલા છે એજ ભગવાન ધર્મરક્ષણાર્થે અને સાધુસરક્ષણાર્થ ભૂમિઉપર નરતનુ ધારીને સ્વેચ્છાથી પ્રાદુર્ભવેછે તે આ શ્રીકૃષ્ણ વાસુદેવ તમારા સર્વેના શ્રેય માટે હો ॥૬॥ હવે ગુરૂનું સ્મરણ કરેછે-જે આ ઉદ્ધવજી શ્રીરામાનદરૂપે પ્રાદુર્ભવેલા છે તે આ સતગુરૂ સ્વામી પોતાના ચરણના સમાશ્રયવાળા સર્વ જનોનુ ભૂમિમા ભવિક-શ્રેયમાર્ગની પ્રાપ્તિરૂપ મગળને (બીજુ બધુ જન્મમરણાદિ ભયના એક આશ્રયરૂપ હોવાથી અમગળજ છે) કરો તે આ સ્વામી શ્રીમચ્છારદપૂર્ણચંદ્રવદન છે-પૂર્ણ એવો પણ ચદ્ર જો શારદ (શરદ્ઋતુસબંધી) હોય તો તેનો પ્રકાશાતિશય યોગને લીધે વિશેષ છે, માટેજ શ્રીમત્પણ શારદપૂર્ણચદ્રનુ છે, માટેજ આહ્લાદકપણામા તેનોજ વિશેષ છે, શારદપૂર્ણચદ્રની પેઠે જે અમારા સ્વામિનુ વદન દર્શનમાત્રથીજ સર્વ પરિશ્રમને ટાળીને અપૂર્વ આહ્લાદને આપે છે, એવા આ સ્વામી છે વળી પદ્મચ્છદાસેક્ષણ-જેમના લોચન કમળદળ જેવા વિશાળ અને સુખસ્પર્શ છે, જેમના નેત્રવિષયને પામેલા જનોને ભવતાપની ઉપશાતિ નિયમથી થાયજ, એવા છે જે સત્વૈકમય હોય ને શુ? એવા પ્રકાશમાન ગૌર શરીરવાળા, કરૂણામૃતમય દિવ્ય તનુ જેમની છે, વિશાળ વક્ષ સ્થળ જેમનુ છે, જાનુપર્યત

द्रामानन्दमुनिः करोतु भविकं भुव्युद्धवः सद्गुरुः ॥७॥ सभक्तिधर्मावनतत्परेण सुनौ ! स्वसौख्यावहचेष्टितेन । तेनैव मह्यं गदितं युवाभ्यां दीक्षाविधिं भागवतं वदामि ॥८॥ आचार्यैरौद्धवाध्वस्थैर्दीक्षा भागवती यथा । सामान्या सविशेषा च पुम्भ्यो देयोच्यते तथा ॥९॥ दीप्तं ज्ञानं प्रदद्याच्च क्षयं कुर्यात्तथैनसाम् । तस्माद्दीक्षेति सम्प्रोक्ता देशिकैस्तन्त्रवेदिभिः ॥१०॥ श्रीकृष्णो वासुदेवो वै गोलोकाधिपतिः स्वयम् । उपास्या देवता ह्यस्यां दीक्षायां भवति प्रभुः ॥११॥ सोपास्यदेवसम्बन्धाद्दीक्षानामोच्यते यतः । औद्धवे सम्प्र-

---

લાંબા બે બાહુ જેમના છે, જમણા કરમાં લીલાકમળને ધારી રહેલા, સદા શ્વેતાંબરને ધારી રહેલા એવા તે આ રામાનંદમુનિ મંગળ કરો ॥૭॥ હે સુતૌ ! ભક્તિ ધર્મના પરિરક્ષણૈકપરાયણ અને સકળ જીવોનું કલ્યાણ કરવાનાજ સમગ્ર વ્યાપારવાળા તે શ્રીસ્વામિએ મને પોતાના પદમાં સ્થાપ્યા પછી કહેલો ભાગવતદીક્ષાવિધિ તમને કહું છું ॥૮॥

ઔદ્ધવીય સંપ્રદાયમાં રહેલા આચાર્યોએ જે ભાગવતી દીક્ષા સામાન્ય વિશેષભેદથી બે પ્રકારની શિષ્યોને આપવાની છે તેનો પ્રકાર હવે નિરૂપણ કરૂંછું ॥૯॥ તેના દીક્ષાપદની પ્રવૃત્તિમાં નિમિત્ત આ છે–જે સદાચાર્યપરંપરાથી પ્રાપ્ત થએલો સદુપદેશસલ્લિંગધારણાદિરૂપ સંસ્કાર વિમળ જ્ઞાનને આપેછે કે જ્ઞાનને પ્રદીપ્ત કરે છે અને પાપસંચયનો ક્ષય કરેછે માટે તે પંચરાત્રતંત્રવેદી આચાર્યોએ **દીક્ષા** કહેલી છે. તેવી નિરૂક્તિ છે–'दीयते विमलं ज्ञानं क्षीयते कर्मवासना । दिव्यं ज्ञानं यतो दद्यात् कुर्यात्पापस्य संक्षयम् । तस्माद्दीक्षेति सा प्रोक्ता मुनिभिस्तन्त्रवेदिभिः । दीपयत्याशु विज्ञानं मोहं च क्षालयत्यनः । तेन दीक्षेति कथिता' इति. આ દીક્ષામાં ભગવાન્ વાસુદેવ ગોલોકાધિપતિ પ્રભુ સ્વયં શ્રીકૃષ્ણ ઉપાસ્ય દેવતા છે માટે ભાગવતી દીક્ષા કહી છે. વાસુદેવથકી બીજો કોઈ ઉપાસ્યમાં ઉત્કૃષ્ટ નથી, તેજ સર્વાંતર પરમાત્મા સર્વફળપ્રદાતા પરબ્રહ્મશબ્દવાચ્ય છે, માટે તે આ ભાગવતી દીક્ષા સર્વથી સમુત્કૃષ્ટ છે ॥૧૦–૧૧॥ ઉપાસ્ય દેવતાના સંબંધને લીધે દીક્ષા તે તે વિશેષ સંજ્ઞાથી જે હેતુમાટે કહેવાય છે તે

दाये तद्वासुदेवीति सोच्यते ॥१२॥ द्विविधा सा तु निज्ञेया मुमुक्षूणां हितावहा। सामान्या महती चेति दीक्षा भवविमोचनी ॥१३॥ तयाद्या प्राप्नुयुर्ये ते प्रोक्ताः सत्सङ्गिसंज्ञकाः। अन्ये त्वात्मनिवेद्याख्यास्तत्राद्यादौ निरूप्यते ॥१४॥ क्षणिकत्वात्स्वदेहस्य वैषम्याद्देशकालयोः। तथाधिकारभेदाच्च दीक्षा साधारणोदिता ॥१५॥ नास्ति कालस्य नियमो न देशनियमस्तथा। सामान्याया हि दीक्षायां न जातिनियमोऽपि च ॥१६॥ उत्पन्नः स्यान्मुमुक्षाया अङ्कुरो यस्य

હેતુમાટે તે આ દીક્ષા ઉદ્ધવસંપ્રદાયમાં વાસુદેવને ઉપાસ્યપણે અવલંબીને પ્રવર્તેલી હોવાથી 'વાસુદેવી' એવી સંજ્ઞાથી કહેવાયછે (તથા 'ભાગવતી' એવા નામથી પણ કહેવાય છે) ॥૧૨॥ મુમુક્ષુઓના ભવપાશને છોડાવનારી હોવાથી તેમના પરમ હિતને કરનારી તે આ દીક્ષા સામાન્યા અને મહતી એવા ભેદથી બે પ્રકારની જાણવી ॥૧૩॥ તેમા પ્રથમની સામાન્યદીક્ષાને જે જનો પામે તે સત્સંગી સંજ્ઞાથી કહ્યા છે અને બીજી વિશેષદીક્ષાને જેઓ પામે તેતો આત્મનિવેદી નામથી કહ્યા છે તેમા પ્રથમની પ્રથમ નિરૂપણ કરૂ છુ ॥૧૪॥ સામાન્યદીક્ષામાં પુરાણપ્રખ્યાત શુભ દેશવિશેષનો નિયમ નથી, એકાદશ્યાદિ કાળવિશેષનો નિયમ નથી અને બ્રાહ્મણાદિ જાતિવિશેષનો પણ નિયમ નથી જ્યારે સચ્છાસ્ત્રના અભ્યાસથી કે સંતોના સમાગમથી જેના ચિત્તમા મુમુક્ષાનો અંકુર ઉદય પામે તેટલામાત્રથી તે માનવ આ દીક્ષામા અધિકારી થઈ શકેછે દેહ ક્ષણભંગુર છે તથા દેશકાળ વિષમ છે, તો તેના નિયમની રાહ જોઈ રહેતા શ્રેયોમાર્ગના અલાભને લીધે ઉદ્ભવેલો પણ મુમુક્ષાનો અંકુર કદાચિત્ સુકાઇ પણ જાય મુમુક્ષાનો અંકુર સમુત્પન્ન થતા સદ્ગુરૂના સમાગમમાત્રની વાટ જોઈ રહેવી, કેમકે સત્સંગ સુદુર્લભ છે, તેની એકવાર ઉપલબ્ધિ થતા તત્ક્ષણ તે પ્રસન્ન સદ્ગુરૂથકી દીક્ષા ગ્રહણ કરવી આ દીક્ષાગ્રહણના અંગપણે કોઈ પણ દેવાર્ચાની આવશ્યકતા પણ નથી, પૂર્વ દિવસે ઉપવાસ કરવો વિગેરે ક્રિયાનો નિયમ નથી, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતની અપેક્ષા નથી અને શુભાશુભ તિથિનો વિચાર કરવાનો પણ

चेतसि । सच्छास्त्राद्या सतां सङ्गात्सोऽधिकार्यत्र मानवः ॥१७॥ न तिथिर्न व्रतं नार्चा नोपवासादिका क्रिया । दुर्लभे सद्गुरूणां हि सकृत्सङ्ग उपस्थिते ॥१८॥ सदसद्व्यक्तिविच्छ्राद्धः स्वश्रेयःसाधनोद्यतः । सच्छास्त्रेषु सुशीलेषु सत्सु च प्रीतिमान्सुधीः ॥१९॥ आस्तिको धर्मनिष्ठश्च यमाद्भीतश्च संसृतेः । समाश्रयेद्गुरुं भक्त्या धर्मवंशसमुद्भवम् ॥२०॥ स्वासन्नसम्बन्धभिन्नस्त्रीभाषास्पर्शवर्जि-

નથી. જ્યારે સદ્ગુરુની સંપ્રાપ્તિ થાય એજ સામાન્યદીક્ષા ગ્રહણનો કાળ છે અને જેને મુમુક્ષાનો અંકુર ઉદય પામે એજ અધિકારી છે. ( અધિકારી ભેદથી દીક્ષામાં સામાન્ય વિશેષ એવો ભેદ છે ) ॥૧૫-૧૮॥ મુમુક્ષુ શિષ્યનું લક્ષણ આ છે—**સદસદ્વ્યક્તિવિત્**–હેય ઉપાદેય (ત્યાજ્ય ગ્રાહ્ય) નું સ્વરૂપ સમઝનારો હોય, જે અસત્ છે તે હેય છે જે સત્ છે તે ઉપાદેય છે, શબ્દાદિ વિષયો અસત્ છે, કેમકે તેમના સેવનથી જન્મજરામરણાદિ દુઃખનો આઘાત થાય છે. જે આત્મા અને તેના સંબંધી છે તેતો સત્ છે, કેમકે તેના સેવનથી સકળ દુઃખનો ઉચ્છેદ અને પરમાનંદનો લાભ થાય છે. **શ્રાદ્ધ**–સદસત્ વિવેકમાં ઉપયોગી શ્રદ્ધાએ સંપન્ન હોય, શ્રેયના સાધનભૂત અમાનિત્વ અદંભિત્વ આદિક ગુણોમાં સદા ઉદ્યમી હોય. સદસદ્વિવેકને બોધ આપનારાં સચ્છાસ્ત્રોમાં તથા સંતો કે જે સદાચરણપરાયણ સુશીલ અને આત્મા પરમાત્મારૂપ સદર્થમાંજ એક નિષ્ઠાવાળા છે તેમાં **પ્રીતિમાન્** હોય. માટેજ **સુધી**–સદ્બુદ્ધિસંપન્ન હોય. **આસ્તિક**–હેતુકવાદથકી વિમુખ હોય. ( અપ્રતિષ્ઠિત તર્કથકી વિમુખ–શ્રુતિમાં પ્રતિષ્ઠિતતર્કગતિવાળો, અર્થાત્ શ્રુતિવિરુદ્ધ તર્ક નહિ કરનારો ) માટેજ વેદબોધિત ધર્મોમાં પ્રવર્તેલો હોય. યમથકીજ જેમ એમ સંસૃતિ થકી ભય પામેલો હોય. એવા શિષ્યલક્ષણે સંપન્ન નર ધર્મવંશીય ગુરુનો ભક્તિથી આશ્રય કરે ॥૧૯-૨૦॥ હવે તે ધર્મવંશીય ગુરુનું લક્ષણ કહેછું–સમીપ સંબંધવાળી જે ભગિની ભાગિનેયી આદિક અબળાઓ છે તેથકી વ્યતિરિક્ત વનિતાઓ સાથે સંભાષણ સ્પર્શાદિકને નહિ કરનારા, પોતાની પત્નીથકી ભિન્ન સર્વ કોઈ સ્ત્રિયોવિષે માતા સ્વસા સુતાને

तम् । स्त्रीयेतरासु च स्त्रीषु मातृस्वसृसुताधियम् ॥२१॥ स्वधर्मनियमैर्जुष्टं स्थितमुद्धववर्त्मनि । हरेर्भक्तं च तस्याग्र उपविष्टं कृताह्निकम् ॥२२॥ संपन्नोऽपि गुणैः सर्वैर्धर्मवंश्यो न चेत्तु यः । स गुरुर्नैव कर्तव्यः संसृतमुक्तिमिच्छता ॥२३॥ स्नातो धौताम्बरधरः कृतपौर्वाह्निकक्रियः । फलं करे गृहीत्वैव मुमुक्षुस्तमुपाव्रजेत् ॥२४॥ निधायाग्रे फलं तस्य प्रणम्य प्राञ्जलिर्वदेत् । भगवन्पाहि मां भीतं संसृतेस्त्वामुपागतम् ॥२५॥ इत्थं प्रपन्नाय गुरुस्तस्मा अभयमादितः । दत्त्वा ततश्च सामान्यां सद्यो दीक्षां ददीत सः ॥२६॥ फल

વિવેજ જેમ એમ નિર્દોષ બુદ્ધિવાળા, (વિષયસંગે રહિત) સ્વધર્મ—આચાર્યના જે ધર્મો (આચાર્યભાવની સાથે જોડાએલા ધર્મો) અને નિયમ-જે વર્ણાશ્રમધર્મનિયમો તેણે યુક્ત, ઉદ્ધવ સંપ્રદાયમાજ એક નિષ્ઠાવાળા અને હરિભક્તિપરાયણ એવા ગુરુ—આચાર્યને શરણે જાય (જો આવા ગુણવાળો ન હોય તો ભલે ધર્મવંશીય હોય તોપણ આચાર્યભાવને લાયક નથી) એ રીતે ઉક્ત સર્વસદ્ગુણસંપન્ન હોય પણ જો ધર્મવંશીય ન હોય તો તે મુમુક્ષુએ આશ્રયણીય ગુરૂપદને-લાયક નથી ॥૨૨—૨૩॥ સામાન્યદીક્ષા ગ્રહણનો અને પ્રદાનનો પ્રકાર ત્રણ શ્લોકથી કહેછે—મુમુક્ષુ શિષ્ય શુદ્ધ જળથી સ્નાન કરી, ધોએલા વસ્ત્ર ધારીને, પૌર્વાહ્નિક નિત્ય ક્રિયા કરીને ફલાદિ ભેટ હાથમા લઇનેજ (ખાલી હાથે નહિ) પૌર્વાહ્નિક નિત્યવિધિ કરીને ઉપાસ્ય હરિની આગળ તદેકપરાયણ મન રાખી બેઠેલા એવા ગુરૂને શરણે જાય ॥૨૪॥ અનંતર આણેલી ફલાદિ ભેટ તે ગુરૂની આગળ મુકીને, તેમને સાષ્ટાંગ પ્રણામ કરીને, બે હાથ જોડીને શિષ્ય આ પ્રકારે વિજ્ઞપ્તિ કરે કે-હે ભગવન્! સંસૃતિ—જન્મજરામરણરૂપ સંસરણ કે જે આધ્યાત્મિકાદિ ત્રણ તાપૈકબહુલ છે તેનાથકી અત્યંત ભય પામેલો હું તે ભયના પ્રશમન માટે તમારા શરણને પામ્યો છુ ॥૨૫॥ આ પ્રકારે પોતાના શરણને પામેલા તે મુમુક્ષુ શિષ્યને ગુરૂ પ્રથમ 'તુ ભય પામીશ નહિ, શ્રીકૃષ્ણ તારી સર્વ થકી રક્ષા કરશેજ' એવી વાત્સલ્ય ગર્ભિત વાણીવડે અભયદાન આપીને, તત્ક્ષણજ તેને સામાન્ય દીક્ષાથીજ દીક્ષિત કરે ॥૨૬॥

मायापापकर्मयमदूतभयादहम् । श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि स.

તેમા પ્રથમ શિષ્યના જમણા હાથમા જળ ધરાવીને, 'कालमाया-पापकर्म' ઇત્યાદિ સકલ્પમત્ર શિષ્યને વચાવીને શ્રીકૃષ્ણશરણપ્રાપ્તિનો સકલ્પ કરાવે આ શરણમત્રનો આ અર્થ છે—काल-माया-पापकर्म-यमदूतभयात्-યમદૂતોએ યમાલયમા પાપીઓને દેવાતી યાતનાઓ બહુવિધ હોઇને શ્રવણમાત્રથી અને સ્મરણમાત્રથી પણ હૃદયને વિદારણ કરનારી છે, તે યમયાતનાઓ થકી મહત્ અપરિહાર્ય ભય મારે વર્તે છે શંકા–તેતો પાપકર્મનુ ફળ છે, પાપ જો ન હોય તો તેનાથકી કશી ભીતિ છેજ નહિ, જો કદાચિત્ પાપ હોય તો તે પાપનો પરિહાર પ્રાયશ્ચિત્તથી કરી લેવો ? એમ જો કહેતા હો તો તેની ઉપપત્તિ થતી નથી કારણ કે આ અનાદિ સસૃતિમડળમાં પરિભ્રમણ કરતા મેં કરેલા પાપોની સખ્યાજ નથી, અસખ્યાત પાપસચયવાળા મારે તેના પરિહારનો કશો ઉપાયજ નથી, પ્રતિદિન કાળે પરિપકવ કરાતા પાપોની ગણના કર્યા કરતા યમદૂતો તેના દેહાવસાન સમયની રાહ જોઈ રહે છે, પ્રલયપર્યંત તેતે સમયે ઉપભોગે કરીને પણ તે પાપોનો પ્રક્ષય ઘટતો નથી, કેમકે અતીત અનત કાળમા ઉપાર્જન કરેલા પાપોનુ અનંતપણું છે અને ભાવિ ભવભવમા નવાનવા નીપજનારા પાપકર્મોનુ નહિ રોકી શકવાપણુ છે અસખ્યાત પાપકર્મસચયોથકી અને તેના ફળભૂત યમકિંકર યાતનાઓ થકી હુ અત્યત ભય પામ્યો છુ શંકા—આ અનાદિ સસારમા તેં સત્ત્વાદિ ગુણોન્મેષની વિચિત્રતાને લીધે પુણ્યપણ અનંતજ નિશ્ચે કર્યું હોવુ જોઇએ, તો આયુષ્માન્ તારે સતોષ પામવો, (પાપ કર્મથી કે તજ્જન્ય યમયાતનાથકી ભય પામવો નહિ) વળી આ ગુણમય પ્રવાહમા સુખપણ આ લોકસબન્ધિ તથા પરલોકસબન્ધિ અસખ્યાત તેં નિશ્ચે ભોગવ્યુ છે અને વળી અસખ્યાત ભોગવીશ પણ ખરો વળી ઉત્કટ બહુ પુણ્યનુ અનુષ્ઠાન કરતો રહે કે જે ઉત્કટ પુણ્યથી પાપ પ્રતિરુદ્ધ-દબાઈ જતા પોતાનું કાર્ય યમયાતનાદિભયને આપવા સમર્થ

રહેશે નહિ અને ભવભવમાં પુણ્યમાંજ અભિરૂચિની અભિવૃદ્ધિ થતી જશે ! એમ જો કહેતા હો તો તે ઘટતું આવતું નથી–કારણ કે પશ્વાદિકના ભોગથકી માનુષભોગમાં અને માનુષભોગથકી દેવાદિભોગમાં કશો વિશેષ નથી, કેમકે વિષયોનું તુલ્યપણું છે, કેવળ પોતપોતાની અભિમતિમાત્રજ ભેદ છે, વસ્તુવિચાર કરતાં તે બધુય દુ:ખ મૂળ જેમાં છે અને દુઃખ ઉત્તરકાલીન જેમાં છે એવું છે, આ લોકમાં કે પરલોકમાં વિષયભોગમાં પ્રવર્તેલો અને તેના સાધનોમાં પ્રવર્તેલો પુરૂષ પોતાને અને પરને પરિશ્રમ આપનારાં બહુ કર્મોને કરતાં દુઃખનેજ અનુભવે છે અને ફલોપભોગસમયમાં પણ આ લોકમાં બહુ પત્ની પુત્રાદિકની અને પરલોકમાં અપ્સરા ગૃહદ્વારપાળાદિકની પશુવત્ પરિચર્યાપરાયણ થઈ રહે છે અને વળી ઇન્દ્રિયતેજના પરિક્ષયથી અંતે ખેદપણ પામે છે, તો પાપજ પામરદૃષ્ટિથી પુણ્ય કહેવાય છે, હું તો કર્મમાત્ર પાપજ છે એમ માનું છું, માટે હું તે પુણ્યપાપસંજ્ઞાવાળા વસ્તુગત્યા પાપકર્મોથકી અત્યંત ભય પામ્યો છે. શંકા–જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મસાત્ કરે છે, તો શાસ્ત્રથી પ્રકૃતિપુરૂષનો વિવેક સંપાદન કરી લે અને પછી તેના અર્થનું મનન કર્ય અને પછી તેવા આત્મધ્યાનમાં પ્રયત્ન કરતો રહે ? એમ જો કહેતા હો તો તે સત્ય છે, કોઈ આ ઉપાય કહ્યો છે ખરો, પણ માયાવૈભવને નહિ જાણનારાઓનો આ પ્રવાદ છે, કેમકે આ માયા ગુણમયી દૈવી છે, તેતો તેના અધીશ્વર સર્વેશ્વર ભગવાનના શરણને પામીનેજ સંતરણીય છે, તે ગીતામાં સ્વયં કહ્યું છે–'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया । मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥' ઇતિ શંકા–ભલે તે માયા દુરત્યય છે પણ કાળે કરીને પોતાનો વ્યાપાર ઉપસંહાર થતાં પોતાસાથે સંલગ્ન થએલાઓને પણ સુખદુઃખશૂન્ય કરીને વિશ્રાંતિને પામી જશે ? ( તારે કશો પ્રયત્ન કરવો પડશે નહિ ) એમ જો કહેતા હો તો તે સંગત થતું નથી, કેમકે તે માયા પ્રકૃતિથી ચપળ હોવાથી કાળે કરીને ક્ષોભ પામીને ફરી પોતાના વ્યાપારવડે વિમોહ પમાડીને આપણને સર્વેને દુઃખ દરીમાં પાડશેજ, તો હું કાળ-માયા-પાપકર્મ-યમદૂતોના નિરવધિ ભયથકી

ભય પામીને સર્વ પીડાની પ્રશાંતિ કરનારા વાત્સલ્યનિધિ શ્રીકૃષ્ણદેવના શરણને પામ્યો છું, તો તે શ્રીકૃષ્ણદેવ મારી કાળાદિકના ભયથકી રક્ષા કરો.

આ મંત્રના વિવરણમાં પ્રવર્તેલા પ્રાચીનોએ આ શ્લોકની રચેલી વ્યાખ્યા પ્રસંગાત્ અહીં પ્રકાશ કરૂંછું—शरणागतिनिष्ठेय मोक्षैकान्तपरायणैः । औद्धवे संप्रदायेऽस्मिन्नखिलैरुपसेव्यते ॥ અર્થ-આ શરણાગતિનિષ્ઠા આ ઉદ્ધવસંપ્રદાયમાં મોક્ષૈકપરાયણ સર્વકોઇએ ઉપસેવન કરાય છે. 'कालमायापापकर्म' આ સંકલ્પમંત્રમાં શરણાગતિનિષ્ઠા સ્ફુટ થાયછે. એનો અર્થ આ રીતે છે—સંસૃતિથકી ભય પામેલો જન ભગવાનના 'श्रीकृष्णदेवं शरणं प्रपन्नोऽस्मि' એ રીતે શરણને પામે છે શંકા-તને એવો શો અનર્થ અનિવાર્ય આવી પડ્યો છે કે જેથી મહાભયને લીધે હાલમાં શરણે એકદમ દોડું છુ ? જો ભય ન હોય તો શરણને કોઇ શોધતો નથી, તેમ તેવા ભયના નિવારણમાં સમર્થ હોય તે પણ શરણને શોધતો નથી, જ્યારે પોતાને સર્વથા અસમર્થ સમજે છે ત્યારેજ કોઇને શરણે દોડેછે, જેમ દેવાસુરસંગ્રામમાં દેવતાઓ નારાયણને શરણે દોડ્યા હતા, જેમ વસ્ત્રાહરણમાં દ્રૌપદીજી શ્રીકૃષ્ણને શરણે દોડ્યા હતાં, જેમ ગજેન્દ્ર ગ્રુડથી આવેલા ક્લેશમાં હરિભગવાનને શરણે દોડ્યો હતો, જેમ સુગ્રીવ તથા વિભીષણ ભ્રાતા વાલીથકી અને રાવણથકી આવી પડેલા ક્લેશમાં રામચંદ્રજીને શરણે દોડ્યા હતા. તો તને એવો શો મહાભય આવી પડ્યો છે કે જેથી તું શ્રીકૃષ્ણદેવને શરણે એકદમ દોડી આવ્યો છું ? એવી અપેક્ષામાં કહે છે કે-કાલ-માયા-પાપકર્મ-યમદૂતના ભયને લીધે શરણે આવ્યો છું. તેમને તો ( ઉપર ગણેલા દેવાદિકને તો ) એક એક થકી ભીતિ હતી, મને તો બહુ વ્યક્તિઓ થકી ભીતિ છે, સંસૃતિમાં સંલગ્ન થએલાઓએ અનુભવ કરાતા નરકસંબંધિ દુ:ખનું જો અનુસ્મરણ કરીએ તો તત્ક્ષણજ હૃદય વિદારણ થઈ જાય છે, તે ભાગવતમાં—'स इह कालपाशबद्धो यमपुरुषैरतिभयानकैस्तामिस्रे नरके बलान्निपात्यते । अनशनानुदपानदण्डताडनसन्तर्जनादिभिर्यातनाभिर्यात्यमानो जन्तु' कश्मलमासादित एकदैव मूर्च्छामुपयाति तामिस्रप्राये' ઇત્યાદિ વચનથી કહ્યું છે. શંકા-

યમયાતના થકી ભીતિ જો હોય તો પુણ્યનું અનુષ્ઠાન કરતો રહે, જેથી સ્વર્ગાદિ સુખની લબ્ધિ થશે ? એમ જો કહેતા હો તો કહું છું કે-'સ્વર્ગ સ્વર્ગ' આ તો એક પ્રતારણમાત્ર છે, અગ્રભાગમાં માંસ ચોટાડેલા કાંટાની પેઠે તે સ્વર્ગ પણ અનર્થપર્યવસાયીજ હોવાથી સુખાભાસમાત્ર છે, કેમકે સ્વર્ગને પામેલો જન દેવોનો પશુ થઇ રહે છે, આ લોકમાં પત્નીપુત્રાદિકનો ભાર વહન કરે છે, ત્યાં તો ઉર્વશીવિશ્વાસિક જે કોઇનો પણ ભાર વહન કરતો રહે છે, જે વિષયભોગસંપાદક છે તે બધું દુઃખમૂળ હોવાથી પાપજ છે, માટે પામરોની દૃષ્ટિથી પુણ્યશબ્દથી વ્યવહાર કરાતા, વસ્તુતાએ તો તે પાપકર્મો થકી હું ભય પામ્યો છું, એવા અભિપ્રાયથી '*पापकर्मभयात्*' એમ કહે છે. શંકા-બ્રહ્માસબન્ધિ સર્વોપરી પદ છે, (ત્યાં પાપકર્મનો ભય નથી) તેની પ્રાપ્તિમાં પ્રયત્ન કરતો રહે ? એમ જો કહેતા હો તો કહું છું કે—ત્યાં કાળનો ભય છે, કેમકે તે પણ કાળથી પરિચ્છિન્ન છે, તો અસ્થિર હોઇને તે પણ એકાંત સુખનું આસ્પદ નથી, '*आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन*' એમ સ્વયં ભગવાને ગાયું છે. શંકા—જો સર્વથા પુણ્યપાપોથકી ભય પામી ગયો છું અને બ્રહ્માદિ સકળ લોકો થકી વિમુખ થઈ રહ્યો છું તો નિઃશ્રેયસના સાધનપણે કહેલા કર્મયોગ જ્ઞાનયોગાદિકમાં પ્રયત્ન કરવાપર થઈ રહે ? એમ જો કહેતા હો તો કહું છું કે-તેમાં માયાથકી ભય વર્તે છે નિષ્પન્નયોગી ભરતજી પણ માયાભયથી મૃગયોનિને પામ્યા હતા, ભગવાનની માયા બહુ દુરત્યય છે, મોટાઓની જ્યારે આવી દશા થઈ છે તો મારી ક્ષુદ્રની ગણના શી ? જે હું અશાંત અસમાહિત અને અશાંતમાનસ હોઇને દુશ્ચરિતથકી નહિ વિરતિ પામેલો છું, તેવા મને કર્મયોગ જ્ઞાનયોગ આદિક ઉપાયના અનુષ્ઠાનનો પ્રસંગજ ક્યાં છે ? '*नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः । नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्*' એવી શ્રુતિ છે. માટે અલ્પ આયુષવાળા, અજીતેન્દ્રિય, પ્રકૃતિપરવશ, સર્વદા જે કોઈ પણ કર્મમાં વળગી રહેલા મને કાળથકી માયાથકી કર્મથકી અને યમદૂતોથકી ભય અહર્નિશ અનુવર્તે છે. એના નિવારણનું સામર્થ્ય મારૂં નથીજ, માટે હું શ્રીકૃષ્ણદેવના શરણને પામ્યો છું.

અથવા—શંકા-યમદૂતોથકી તારે કશી ભીતિ રાખવી નહિ, યદાકદાચિત્ યથાકથંચિત્ કરેલા નારાયણનામસંકીર્ત્તન સ્મરણાદિકે કરીને તારૂં શ્રેય થશેજ ? એમ જો કહેતા હો તો કહું છું કે-તેમાં પાપકર્મથકી ભય વર્તે છે. મારૂં તેવું યાદૃચ્છિક પણ સુકૃત નથી, મન વાણી કાયથી મેં જાણીને કે અજાણથી કેવળ પાપજ કર્યું છે પણ સુકૃત કર્યું નથી, તો હું કરેલાં પાપકર્મો થકી ભય પામ્યો છું. શંકા—જો પાપકર્મો થકી ભય પામ્યો છું તો અતઃપર સત્કર્મમાં પ્રયત્ન કરતો રહે ? એમ જો કહેતા હો તો કહું છું કે-તેમાં માયાથકી ભય વર્તે છે. આ સ્થળે માયાશબ્દથી માયાનાં પરિણામરૂપ ઇન્દ્રિયાદિ કહેવા ઇચ્છયાં છે. શ્રોત્ર ત્વક્ ચક્ષુ રસના આદિક ઇન્દ્રિયો પોતપોતાના વિષયોમાં ખેંચી જઇને સર્વદા મને પીડા કરે છે, જેમ બહુ સપત્નીઓ ગૃહસ્વામીને પીડા કરે તેમ પીડે છે, તો એરીતે ઇન્દ્રિયોએ અહીં તહીં આહરણ કરાતો, સર્વથા પરવશ અને મૂર્છાદશાને પામી રહેલા મને હિતાચરણનો અવકાશજ ક્યાં છે ? શંકા—જો એમ હોય તો તારે ત્વરા ન કરવી, તે ઇન્દ્રિયો ક્ષીણબળવાળાં થતાં સમય જોઇને કાંઈપણ પોતાનું હિત કરી લેવું ? એમ જો કહેતા હો તો કહું છું કે—તેમાં કાળથકી ભય વર્તે છે. કાળ તો મને ગળામાંથી પકડીને મૃત્યુમાટે લઈ જાય છે, તો એરીતે મૃત્યુમાટે લઈ જવાતા, પદેપદે શકિત જીવિતવાળા મારે અવસરની રાહ જોવી કેમ પાલવે ? તો એરીતે પદેપદે શકિત જીવિતવાળા, ઇન્દ્રિયોએ અહીં તહીં સમાકર્પણ કરાતા, ક્યારેય પણ જેણે સત્કર્મ કર્યું નથી એવા મારે યમદૂત યાતના અવર્જનીયજ છે, માટે હું તેનાથકી ભયભીત થઈ શ્રીકૃષ્ણના શરણને પામ્યો છું. પોતાનું પાપૈકપાત્રપણું અને ઇન્દ્રિયોએ પરાભવ પમાડવાપણું કહેવાથી અગતિપણું જણાવ્યું છે. જેના પાપનો નાશ ન થયો હોય એવા અજીતેન્દ્રિયને ધ્યાનયોગાદિકનો સંભવ નથી.

અથવા—શંકા-તારે એવી શી ભીતિ આવી પડી છે કે જેથી ભગવાનને શરણે એકદમ દોડી આવ્યો છું ? એમ જો કહેતા હો તો કહું છું કે-મારે કાળ માયા પાપકર્મ યમદૂતો થકી ભય વર્તે છે, કાળ માયા અને પાપકર્મ આ ત્રણ મળીને આ પુરૂષને ગર્ભ જન્મ જરા મરણાદિ અનેક

કલેશોમા જોડીને ઉપતાપ પમાડે છે, તેમા કાળ તો ક્ષણ-મુહૂર્ત્ત-અહો રાત્ર-દિન-પક્ષ-માસ-અયન-સવત્સર આદિક ભેદથી પરિવર્ત્તન પામતો થકો પોતાના અનુયાયી સર્વે કોઇને સુર નર પશુ પક્ષ્યાત્મક ત્રિગુણ પરિણામમા પ્રવેશ કરાવીને જનન મરણાદિ દુ ખ ચક્રમા ચઢાવી દે છે માયા-ત્રિગુણાપણ પુરૂષને સમાલિંગીને ઉન્મર્યાદ વિમોહ પમાડીને વિષયમા ખેંચી જઇને, નાનાવિધ અનંત યોનિયોમા ધકાવી પાડીને, અતે વિનષ્ટ દૃષ્ટિવાળા તેને અતે વિવિધ અનંત દુ ખનોજ એક પાત્ર બનાવી દે છે તે આ માયાવૈભવ ભાગવતના પચમસ્કધમા ભવાટવીનિરૂપણમા વિશેષ પણે વર્ણન કરેલો જાણી લેવો કર્મપણ સુર-નર-તરૂ-ગુલ્મ-લતા વિગેરે વિષમ યોનિઓમા પ્રવેશપ્રમુખ અનર્થમા મૂળભૂત એવુ દુ ખમય તરૂનુ બીજ છે, તે આ અનાદિકાળથી સચય કરેલુ હોવાથી અનત ભાવિજન્મોએ કરીને પણ તેનો પરિહાર થઈ શકે તેમ નથી આ સ્થળે પાપકર્મ શબ્દથી કર્મમાત્ર અનિષ્ટ હોવાથી કર્મસામાન્ય કહ્યુ છે, (કર્મમાત્ર લેવુ) શ્રુતિમા પણ એવો પ્રયોગ છે-'अश्व इव रोमाणि विधूय पाप चन्द्र इव राहोर्मुखात्प्रमुच्य धूत्वा शरीरमकृत कृतात्मा ब्रह्मलोकमभिसम्भवामि' ઇતિ તો આ કાળ-માયા-કર્મનો સમુદાય કે જે આધ્યાત્મિકાદિ દુ ખનોજ એક કારણભૂત છે તેથકી હું અત્યત ભય પામીને ભગવાનના શરણને પામ્યોછુ શકા-જો સસ્રુતિથકી તને ભીતિ હોય તો શાસ્ત્રોમા તેતે સ્થળે પ્રતિપાદન કરેલા ઉપાસનાદિકમા મનનુ સમાધાન કરતો રહે ? અને તે મનની સમાધિમાટે તેમા ઉપયોગી યમનિયમાદિકનુ અનુષ્ઠાન કરતો રહે ? જો તને યોગમાર્ગનુ વિજ્ઞાન ન હોય તો ફળાદિ ઉપહાર હાથમા લઇને શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ગુરૂના સાન્નિધ્યને પામ્ય ? એમ જો કહેતા હો તો હું કહુ છુ કે-તેમાં યમલોકથકી ભય વર્ત્તે છે શાસ્ત્રોમા કોઇ ઉપાય પ્રદર્શાવ્યો છે એ સત્ય છે, તે ઉપાયના વિજ્ઞાનમાટે જો ગુરૂના શરણને પામીએ તો તેટલામાત્રથીજ તે ભય શુ ટળી જાય ? (નહિજ) પ્રજાપતિએ બ્રહ્મજ્ઞાસાથી પોતાપાસે આવેલા ઇન્દ્રને બારવર્ષપર્યત બ્રહ્મચર્યવ્રત પાળવાનુ કહ્યુ, તો ગુરૂનો પ્રસાદપણ અલ્પ કાળથી લભ્ય નથી જો કોઈ કૃપા

નિધિ ગુરૂ પ્રસન્ન થઇને એકદમ ઉપાયનો ઉપદેશ કરે તો તેટલામાત્રથી શું યોગ એકદમ નિષ્પન્ન થઈ જાય છે? (નહિજ) જો કદાચિત્ યોગની નિષ્પત્તિ પણ થાય પરંતુ તેનાથી પ્રારબ્ધ કર્મનો ક્ષય થતો નથી, તો હાથમાં પાશ લઇને આવેલા યમદૂતોને શો ઉત્તર આપવો? પ્રારબ્ધ પાપફળ તો અવશ્ય ભોગવવુંજ પડેછે, તો હમણાં પ્રારબ્ધ પાપનું ફળ પમાડવામાટે સમુદ્યત પાશવાળા યમદૂતોથકી મારે મહતી ભીતિ વર્તે છે, માટે હું શ્રીકૃષ્ણના શરણને પામ્યો છું. તે ભગવાન્ શરણાગત મને પ્રારબ્ધ પાપથકી પણ પ્રમુક્ત કરશે. તે પોતેજ 'अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः' એમ કહ્યું છે.

એરીતે દુઃખનિવેદનપૂર્વક શરણને પામતાં શરણ્યની સકળ દુઃખનિવારણમાં સમર્થતાને સૂચવતા થકા 'श्रीकृष्णदेवं' એમ કહેછે. 'कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः' આ નિરૂક્તિને અનુસારે 'જે આનંદમય છે તેમને' એવો અર્થ જણાવ્યો છે, નિરવધિક આનંદમયના શરણને પામેલાઓને સમસ્ત દુઃખ વિનાશનપૂર્વક પરમાનંદની પ્રાપ્તિમાં કશી શંકાજ નથી એમ **શ્રીકૃષ્ણપદથી** જણાવ્યું છે. 'एष ह्येवानन्दयाति' એવી શ્રુતિ છે. દેવશબ્દથી વિહરણશીલતા કહી છે, સકળ ભુવનની સૃષ્ટિ સ્થિતિ સંહાર જેની વિહરણલીલા છે તે શ્રીકૃષ્ણને મારા પાપના સંહરણમાં લેશપણ ક્લેશ નથી એવો અભિપ્રાય છે. **शरणं प्रपन्नोऽस्मि**— ઉપાયને આશરેલો છું. સમસ્ત ઉપાયાંતરનો પરિત્યાગ કરીને શ્રીકૃષ્ણદેવનેજ ઉપાયપણે આશરેલો છું. **શંકા**—તું સંસૃતિથકી બહુ ભીતિ પામ્યો છું એ સત્ય છે અને ઉપાયાંતરનો પરિત્યાગ કરી ભગવાનનેજ ઉપાયપણે નિશ્ચય કરી રહ્યો છું એ પણ સત્ય છે. તથાપિ તે ભગવાનની પ્રસન્નતાનું શું સાધન તેં અનુષ્ઠાન કર્યું છે કે જેથી પ્રસન્ન થઇને તને સંસૃતિ ભયથકી વિમુક્ત કરે? એમ જો કહેતા હો તો કહું છું કે 'स पातु माम्'—તે તમે મારી રક્ષા કરો. અનન્યગતિ મારે શું કરવાનું છે? કશુંય પણ નથી. કિંતુ હું ચેતન છું તેથી ચૈતન્યને અનુસારે પ્રાર્થના એક કરવાની તેજ કરૂં છું કે—'મારી રક્ષા કરો.' શરણ્ય શરણાગતવત્સળ

( પરમાત્મા ) પ્રાર્થનાથકી અધિક શરણાગતથકી ઈચ્છતા નથી. શરણાગતિજ અકૃત્રિમા સર્વકામદુધા છે. જો ઉપાયાંતરની પ્રતીક્ષા કરે તો તેમનેવિષે શરણ્યકૃત્ય ઘટતું આવે નહિ, એવો અભિપ્રાય છે. અહીં કાળાદિકથકી ભયનું નિવેદન કર્યું છે તેથી પોતાનું કાર્પણ્ય ( દીનપણું–ગરીબપણું ) પ્રકાશ કર્યું છે. 'शरणं प्रपन्नोऽस्मि' આથી ભરસમર્પણનું અનુષ્ઠાન થઈ જાય છે, પોતાના પ્રયત્નથી સાધ્ય એવા ઉપાયાંતરનો ત્યાગ કરવાપૂર્વક 'મારે તો એક ભગવાનજ ઉપાય છે' એવો અધ્યવસાય કરવો તેનેજ ભરસમર્પણ કહે છે. 'स पातु माम्' આથી ગોપ્તૃત્વવરણ ( તમે મારી રક્ષા કરો એવી પ્રાર્થના ) કહ્યું છે. શરણાગતિના છ અંગ કહ્યાં છે તેમાં યદ્યપિ અહીં 'आनुकूल्यस्य सङ्कल्पः प्रातिकूल्यस्य वर्जनम् । रक्षिष्यतीति विश्वासः' આ ત્રણ અંગ કહ્યાં નથી, તથાપિ તે શરણાગતિનાં ઉત્તરાંગ ( પછીથી ઉપયોગનાં ) હોવાથી શરણાગતિના અનુષ્ઠાનસમયે આકિંચનતામાત્રની અત્યંત અપેક્ષા હોવાથી તેમની અનુક્તિ છે, માટેજ શરણાગતિના અનુષ્ઠાનને પ્રકાશ કરનારા સર્વત્ર વચનમાં આકિંચનતાના અનુસંધાનમાત્રનો નહિ પરિત્યાગ કરેલો જણાય છે, 'अकिञ्चनोऽनन्यगतिः शरण्य ! त्वत्पादमूलं शरणं प्रपद्ये' એવું વચન છે. અહીં ભયનિવેદનપૂર્વક કરેલા શરણવરણથી આકિંચનતા અને અનન્યગતિતા અર્થથી વ્યક્ત છે. એરીતે 'कालमायापापकर्म' આ સંકલ્પમન્ત્રથી શરણાગતિનિષ્ઠા સ્ફુટ થાય છે. આ અનુત્તમ સાક્ષાત્ મુક્તિમાર્ગ ભગવાને ગીતામાં અંતિમ શ્લોકથી પ્રકાશ કર્યો છે–'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज । अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥' ઇતિ. વચનાંતરો પણ છે–'शरणं त्वां प्रपन्ना ये ध्यानयोगविवर्जिताः । तेऽपि मृत्युमतिक्रम्य यान्ति तद्वैष्णवं पदम् ॥ अनन्तज्ञानशक्त्यादिकल्याणगुणसागरे । परे ब्रह्मणि लक्ष्मीशे मुख्योऽयं सर्वसिद्धिकृत् ॥ प्रसादसिद्धरशेषाणामात्मनां परमात्मनः । नहि प्रसादनं विष्णोरन्यद्भारार्पणादृते ॥ अहमस्मि तवैवेति प्रपन्नाय सकृत्स्वयम् । देवो नारायणः श्रीमान् दद्यात्स्वभयमुमुक्षुः ॥' ઇત્યાદિ. શ્રુતિમાં પણ આ માર્ગનું શ્રવણ થાય છે–'यो वै ब्रह्माणं विदधाति पूर्वं यो वै

पातु माम् ॥२७॥ सङ्कल्पं कारयित्वेत्थं श्रीकृष्णस्य प्रसादिना। सकेसरादिगन्धेन स गोपीचन्दनेन वा ॥२८॥ कारयित्वोर्ध्वपुण्ड्रं च सम्प्रदायानुसारतः। हर्यङ्घ्रिस्पर्शिते दद्यात्तस्मै तुलसिकास्रजौ ॥२९॥ बध्नीयात्कण्ठदेशे ते माले शिष्यस्ततो गुरुः। अष्टाक्षरं कृष्णमन्त्रं श्रवणे त्रिरुपादिशेत् ॥३०॥ गुणाक्षरं ततो मन्त्रं जपुं सर्वत्र

वेदांश्च प्रहिणोति तस्मै। तं ह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥' 'न्यासमेषां तपसामतिरिक्तमाहुः' ઇત્યાદિ. પ્રપત્તિપર્યાય શરણાગતિનું સ્વરૂપ 'अनन्यसाध्ये स्वाभीष्टे महाविश्वासपूर्वकम्। तदेकोपायता याञ्चा प्रपत्तिः शरणागतिः ॥' 'अहमस्म्यपराधानामालयोऽकिञ्चनोऽगतिः। त्वमेवोपायभूतो मे भवेति प्रार्थना मतिः। शरणागतिरित्युक्ता सा देवेऽस्मिन् प्रयुज्यताम् ॥' ઇત્યાદિ વચનોથી સ્પષ્ટ કર્યુંછે. યોગનાં જેમ આઠ અંગ છે તેમ આ શરણાગતિનાં છ અંગ છે, તેમાં આ વચનો છે—'आनुकूल्यस्य सङ्कल्पः प्रातिकूल्यस्य वर्जनम्। रक्षिष्यतीति विश्वासो गोप्तृत्ववरणं तथा। आत्मनिक्षेपकार्पण्ये षड्विधा शरणागतिः ॥' 'प्रपत्तिरानुकूल्यस्य सङ्कल्पोऽप्रतिकूलता। विश्वासो वरणं न्यासः कार्पण्यमिति षड्विधा ॥' ઇત્યાદિ. સાધનાંતરથકી શરણગતિમાં જે સર્વાધિકારિત્વાદિ વિશેષો છે તે અન્યથકી જાણવા ॥૨૭॥

એરીતે શિષ્યને સંકલ્પ અર્થાનુસંધાનપૂર્વક કરાવીને, ભગવાનના અંગસંગથી તેમની પ્રસાદતાને પમાડેલા, કેસરાદિક સાથે ઘસેલા ગધ દ્રવ્યથી ( ચદનથી ) અથવા ગોપીચંદનથી યથાસંપ્રદાય ઊર્ધ્વપુંડ્ કરાવીને ( કુંકુમચદ્રકે સહિત ચાર ઊર્ધ્વપુંડ્ તિલક લલાટ બે બાહુમૂળ અને હૃદયમાં કરાવીને ) ભગવાનના ચરણારવિંદના સંસ્પર્શથી પવિત્ર કરેલી બેવડી તુલસીમાળા ( કઠી ) તે શિષ્યને આપે ॥૨૮-૨૯॥ તે ગુરુએ આપેલી કઠીને શિષ્ય પોતાના કંઠપ્રદેશમાં બાંધે, આ દીક્ષાનું અસાધારણ બાહ્ય ચિહ્ન છે. તે પછી ગુરુ અષ્ટાક્ષર કૃષ્ણશરણ મન્ત્રનો શિષ્યના કર્ણમાં ત્રણવાર ઉપદેશ કરે (આ મન્ત્રવિશેષ સંપ્રદાયથકી જાણવો. નિયતકાળવિશેષમાં આ જપનીય છે ) ॥૩૦॥ તે પછી વળી ગુરુ સર્વ દેશ સર્વ

सर्वदा । उपादिशेद्गुरुस्तस्मै पापजालनिकृन्तनम् ॥३१॥ दक्षकर्णे द्विजातीनामुपदेश्यो मनुर्मतः । तथा तुरीयवर्णानां वामकर्णे च दूरतः ॥३२॥ ततो वदेच्च माहात्म्यं शिष्यं कृष्णस्य देशिकः । शिष्य ! त्वं वासुदेवस्य भक्तो जातोऽसि साम्प्रतम् ॥३३॥ स हि नारायणः स्वामी धाम्नः स्वादक्षरात्परात् । आविर्बभूव भूलोके नराकृतिः श्रेयसे नृणाम् ॥३४॥ रक्षार्थं च स्वाश्रययोर्दुष्टेभ्यो भक्तिध-

કાળમા અનુસ્મરણ કરવા સર્વ પાપને પ્રણાશ કરનારા ગુણાક્ષર–ષડક્ષર 'સ્વામિનારાયણ' એવા ઉદ્ધવસપ્રદાયસિદ્ધ નામમત્રવિશેષનો તે શિષ્યને ઉપદેશ કરે 'षड्गुणा शक्तयस्तिस्र' ઇત્યાદિકમા ગુણશબ્દ ષટ્પણામા વિદ્યમાન છે તો ગુણશબ્દ અહીં ષટ્સખ્યાનો વાચક લેવો અથવા 'गुणा सत्त्वं रजस्तम' ઇત્યાદિકમા ગુણશબ્દ ત્રણ સખ્યાનો પણ બોધક છે, તેનો અગીકાર કરવામા આવે તો ગુણાક્ષર–ત્ર્યક્ષર 'શ્રીકૃષ્ણ' એવા નામમત્રનો ઉપદેશ કરે, એવો અર્થ લેવો ॥૩૧॥ તેમા દ્વિજાતિ–બ્રાહ્મણાદિ ત્રૈવર્ણિક જનોને જમણાજ કર્ણમા દૂરથી (તેનો સ્પર્શ નહિ કરીને) મત્રનો ઉપદેશ કરવો ચતુર્થવર્ણ શૂદ્રોને તો ડાબા કર્ણમા દૂરથી મત્રોપદેશ કરવો ॥૩૨॥

ત્યારપછી ગુરૂ શ્રીકૃષ્ણનો મહિમા આગળ કહ્યાપ્રમાણે શિષ્યને કહે હે શિષ્ય ! જે વાસુદેવનો તુ હાલમા મારાથકી દીક્ષાવિશેષના ગ્રહણથી ભક્ત થયો છું તેમનો મહિમા સાવધ મન રાખી સાભળ ॥૩૩॥ તે આ **નારાયણ**–સમસ્ત ચેતન અચેતનના અતરાત્માપણે પ્રખ્યાતિ પામેલા અને **સ્વામી**–પોતાથકી ઇતર સમસ્ત વસ્તુની અપેક્ષાએ સ્વામિપણે 'पतिं विश्वस्य' ઇત્યાદિકથી ખ્યાતિ પામેલા શ્રીપુરૂષોત્તમ વાસુદેવ ભગવાન્ પોતાના સર્વથકી પર અક્ષર નામના ધામથકી પૃથ્વી ઉપર હાલમા કલિમળથી કલુષિત ચિત્તવાળા નરોના નિ શ્રેયસમાટે નરાકૃતિથી પ્રાદુર્ભાવ પામ્યા હતા ॥૩૪॥ પોતેજ એક આશ્રય જેમને છે એવા ભક્તિ ધર્મને અસુરસમૂહથકી સમુદ્ભવેલા ઉપદ્રવના નિવારણદ્વારા તેમની તે થકી રક્ષા કરવા તેમનાજ પુત્રરૂપે પ્રકટતાને પામેલા તે ભગવાન્ શ્રીનારાયણમુનિના કારૂણ્યને કહેવામાટે કોણ સમર્થ થાય ? કોઈ પણ નજ થાય

मैयोः। जातस्य तस्य कारुण्यं को वा वक्तुं क्षमो भवेत् ॥३५॥ द्वेषाच्चिन्तयतोऽपि स्वं सुरामांसाशिनोऽसुरान्। निन्ये स्वकीयं धामैव कारुण्येनाततायिनः ॥३६॥ स्मरतां वैरभावेन स्वमित्थं द्विषतामपि। गुणग्राही स भगवान् नागृह्णाद्गुणान् हृदि ॥३७॥ यद्येवं तर्हि भक्त्या ये भजेयुः स्वमनन्यया। तेभ्यः प्रसन्नः करुणः स स्यात्किं वाच्यमत्र तु ॥३८॥ सर्वेषां हितकर्तारं तमद्य स्वामिनं भवान्। प्राप्तोऽस्ति शरणं तेन मुक्तः संसृतिबन्धनात् ॥३९॥ श्रीकृष्णमेव शरणं यः प्रपद्येत स ध्रुवम्। मायाया मुच्यते नान्यस्तत्रैवात्र वचः शृणु ॥४०॥ दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया। मामेव ये

॥૩૫॥ જે હેતુ માટે જે આ ભગવાન્ દ્વેષભાવથી પોતાનુ ચિંતન કરતા, સુરામાંસનુ ભક્ષણ કરનારા, જે કોઈ પણ ઉપાયે કરીને પોતાના વધમાટે પ્રવર્તેલા એવા અસુરોને પણ સ્વય કરુણાભાવથી યોગિઓને પણ દુર્લભ એવા પોતાના અક્ષરાખ્ય ધામપ્રતિ તેડી ગયા તે હેતુમાટે નિરવધિ કારુણ્ય આ ભગવાનનુ છે ॥૩૬॥ તે અસુરોનુ જે વૈર પોતાવિષે વર્તે છે તે મહાદોષમા દૃષ્ટિ નહિ દઇને, અખડિત અનુસ્મરણમાત્ર જે વૈરમૂળક હતુ તેમા પણ ગુણદૃષ્ટિ કરીને ગુણગ્રાહી તે ભગવાને તેમની ઉપર અનુગ્રહ કર્યો ॥૩૭॥ જ્યારે અસુરોઉપર પણ અનુગ્રહ કર્યો તો તે આ અનવધિકૃપાનિધિને અનન્યભક્તિથી જે જનો ભજે તેમની ઉપર તે ભગવાન પ્રસન્ન થાય એમા કહેવુજ શુ ? થાયજ ॥૩૮॥ પ્રાણિમાત્રનુ હિત કરવામા સર્વદા પ્રવર્તેલા તે આ સ્વામિનારાયણના શરણને તુ હાલમા પામ્યો છુ તેથી તુ ભવબધનથકી મુક્તજ થઈ રહ્યો છુ એમા સશય નથી ॥૩૯॥ જે જન અનન્યશરણ થઈ શ્રીકૃષ્ણનાજ શરણને પામે તેજ માયા થકી નિશ્ચે મુક્ત થાય, તેથકી બીજો નહિ આ અર્થમા તેમનુજ 'દૈવી હ્યેષા' એવુ વચન છે તેને સાભળ દૈવી-જગત્સર્ગાદિલીલામા પ્રવર્તેલા મેં અધિષ્ઠાન કરેલી, માટેજ મારી, સત્વરજતમોરૂપ ત્રણ ગુણમયી, વિવિધ અનંત આશ્ચર્યને ઉપજાવનારી, પોતાના ગુણસગથી બ્રહ્માદિ સમગ્ર પ્રાણિવર્ગને વિમોહ પમાડનારી, પોતાના પ્રયત્નશતથી પણ ન ઉલ્લ

प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥४१॥ तस्मात्त्वं सर्वभावेन धर्मान्स्व-
विदितान्कुरुयन् । भजेथाः श्रीवासुदेवं भक्तिधर्मावनोद्भवम् ॥४२॥
इत्थं श्रीकृष्णदेवस्य माहात्म्यं शास्त्रसम्मतम् । कथयन्तं वदे-
च्छिष्यः प्रहृष्टस्तं प्रणम्य सः ॥४३॥ कालमायाभयाद्घोरान्मुक्तः
संसृतिबन्धनात् । श्रीकृष्णस्याद्य भक्तोऽहं गुरो ! जातोऽस्मि
निर्भयः ॥४४॥ इत्थं च ब्रुवते तस्मै श्रीकृष्णप्रतिमां गुरुः । दद्दीत
तद्भीष्टां वै पूजनायानुवासरम् ॥४५॥ ततश्चोपादिशेद्धर्मांञ्छिष्य !

घन थाय એવી આ માયા છે, માટે જે જનો મારાજ શરણને પામેછે
તેજ આ માયાને તરે છે ॥૪૦-૪૧॥ માટે તું અત પર તેમની આજ્ઞાને
અનુસારે વર્તવાની બુદ્ધિથી મેં કહેલા સર્વ ધર્મોને આચરતો થકો સર્વ
ભાવ-ઉપાય ઉપેયભાવથી (પ્રાપક પણ તમે છો અને પ્રાપ્ય પણ તમો
છો એવા ભાવથી) ભક્તિધર્મના સરક્ષણમાટે પ્રાદુર્ભવેલા તેજ શ્રીવાસુ
દેવને ભજ ॥૪૨॥ હે પુત્રો ! એરીતે ભગવાન્ શ્રીકૃષ્ણદેવના માહાત્મ્યને
ઉપદેશ કરતા ગુરુનુ શાસ્ત્રસમત વચન સાંભળીને તેમને પ્રણામ કરીને,
શિષ્ય પ્રહર્ષથી ગુરુપ્રતિ બોલે કે ॥૪૩॥ હે ગુરો ! આપના પ્રસાદથી
આજ શ્રીકૃષ્ણચરણના સમાશ્રયને પામતા તેમની અનન્યભક્તિનિષ્ઠા જે
નિ શ્રેયસથી ન્યૂન નથી તેને સારીરીતે પામીને, ઘોર કાળમાયાના ભયથી
મુક્ત થઈ સસૃતિબધનથી પ્રમુક્ત થઈ સમગ્ર કર્મબંધનથી વિમુક્ત થઈ,
માટેજ હું નિર્ભય થઈ ચુક્યો છુ (સદાચાર્યે ભગવાનને સમર્પણ કરાવ્યો
છે સમગ્ર ભાર જેમનો, ભગવદ્ભક્તિમાજ એક રસિક, ભગવાનજ
એક ઉપાય જેમને છે એવા જનોનુ તત્ક્ષણજ સચિત પ્રારબ્ધ ભેદથી
ભિન્ન એવુ બધુય કર્મબધન પ્રશિથિલ થઈ જાય છે, માટે આ નિર્ભયજ
થઈ રહ્યો) ॥૪૪॥ એરીતે બોલતા તે શિષ્યને ગુરુ પ્રતિદિન પૂજવા
માટે તેના મનને પ્રિય એવી શ્રીકૃષ્ણની અર્ચામૂર્તિ આપે ॥૪૫॥ તે પછી
ગુરુ ધર્મના એમ ઉપદેશ કરે કે-ભો શિષ્ય ! તારે ધર્મ સદાય આચરવો,
કેમકે ધર્મ તે તે લોકપાલાદિસહિત આ વિશ્વને પોતપોતાના પદમા
ધારી રાખે છે. યદ્યપિ 'ભગવાનજ એક મારે ઉપાય છે' એવી નિષ્ઠા

धर्मं सदाऽऽचरेः। धर्मेण धार्यते विश्वं ब्रह्माण्डं सेश्वरं यतः ॥४६॥ प्रातःस्नानं चोर्ध्वपुण्ड्रं स्वकीयं नित्यकर्म च। कृष्णस्य पूजनं कुर्या बहिरन्तस्त्वमन्वहम् ॥४७॥ कृष्णमन्त्रस्य च जपो नियमाच्छुचिना त्वया। निजशक्त्यनुसारेण कार्योऽह्नि निशि चान्वहम् ॥४८॥ एकादश्यस्त्वयोपोष्या हरेर्जन्मदिनानि च। तत्र तत्रोत्सवाः कार्याः स्वस्य शक्त्यनुसारतः ॥४९॥ मद्यं मांसं पारदार्यं स्तेयं स्वपरहिंस-

વાળાને તે ધર્મથી કોઈપિણ અર્થ સાધ્ય નથી, અથાપિ ભગવાનનેજ એક ઉપાયપણે વરનારા જને ભગવાનની આજ્ઞા અવશ્ય અનુપાળવીજ જોઈએ, ભગવાનની જે આજ્ઞા છે એજ ધર્મ છે, આ ધર્મ સકળ ભુવનોની પ્રતિષ્ઠા-માટે વ્યવસ્થાવિશેષથી ભગવાને પ્રવર્તાવ્યો છે, તે આ ભગવાનની આજ્ઞા-રૂપ ધર્મનું અનુપાલન શરણાગતના સ્વરૂપને સમુચિત હોવાથી આવશ્યક છે, અન્યથા ભગવાનની આજ્ઞાના ઉલ્લઘનમાં તેમની અપ્રીતિનો પાત્ર થાય, આ અધિકારી(શરણાગત)નુ તે આ ધર્માનુપાલન આનુકૂલ્યસંકલ્પરૂપ જે શરણાગતિનું અગ કહ્યું છે તેની અદર આવી જાય છે ॥૪૬॥

હવે ધર્મવિશેષોનો ઉપદેશ કરેછે–હે શિષ્ય! તારે પ્રતિદિન પ્રાતઃ-કાળે સ્નાન કરી ઊર્ધ્વપુંડ્ર ધારી સંધ્યાદિ નિત્યકર્મ કરીને, કૃષ્ણનું માનસ તથા બાહ્ય પૂજન યથાવિધિ કરવું તે પછી શુદ્ધ રહીનેજ અષ્ટાક્ષર કૃષ્ણમત્રનો જપ નિયમથી યથાશક્તિ દિવસે અને રાત્રિએ પ્રતિદિન કરવો ॥૪૭-૪૮॥ શુક્લ કૃષ્ણપક્ષની સર્વે એકાદશીઓ અને જન્માષ્ટમી પ્રમુખ પ્રાદુર્ભાવ તિથિઓનો ઉપવાસ તારે કરવો અને તેતે તિથિઓએ તેતે ઉત્સવો ભક્તિથી યથાવૈભવ કરવા ॥૪૯॥ બ્રહ્મનિષ્ઠોને પણ વિધિ-નિષેધને વશ વર્તવાપણું ટળી જતું નથી, તો તારે શરણાગતે ભગવદે-કોપાયનિષ્ઠ ભગવદાજ્ઞાનુવર્તી હોવાથી નિષેધ શાસ્ત્રને વશ વર્તવું જોઇએ આવી સ્થિતિ છે તો મદ્યપાન માસભક્ષણ પરાંગનાનો અગસગ સ્વપર-હિંસા પરધનહરણ ઇત્યાદિકનો સર્વથા તારે ત્યાગ કરવો તથા જે વર્ણ-સંકરતાને કરનાર અપેયપાન અભક્ષ્યભક્ષણાદિ તેનો દૂરથીજ પરિહાર કરવો. સામાન્યપણે પ્રાપ્ત એવો પણ આ પ્રતિષેધ દૃઢતામાટે તથા રાગ-

नम् । सर्वथैव त्वया त्याज्यं वर्णसङ्करकर्म च ॥५०॥ भङ्गागञ्जाहिफेनानि तमालं मादकं च यत् । भक्षणीयं न तत्क्वापि यच्च लोके विगर्हितम् ॥५१॥ अगालितं जलं क्षीरं न पेयं च कदाचन । अपशब्दा न वक्तव्याः सत्यं च स्वपरार्तिदम् ॥५२॥ स्वासन्नसम्बन्धवतीः स्त्रीर्विनाऽन्यास्तु योषितः । न स्पृशेर्विधवाः क्वापि बुद्धिपूर्वमनापदि ॥५३॥ तत्स्पर्शेऽज्ञानतो जाते स्नातव्यं बुद्धिपूर्वकम् । तत्स्पर्शने कृते कार्यं दिनमेकमुपोषणम् ॥५४॥ कामाद्बुद्ध्या तु तत्स्पर्शे दिनद्वयमुपोषणम् । तादृक्स्पर्शे जनैर्बुद्धे कुर्याच्चान्द्रायणं व्रतम् ॥५५॥ कार्ये आवश्यके प्राप्ते प्राप्तायां क्वापि चापदि । बुद्धिपूर्वेऽपि तत्स्पर्शे जाते दोषो न विद्यते ॥५६॥ स्त्रैणानामतिलुब्धानां

દોષની અને ઇન્દ્રિયદોષની પ્રબળતા જણાવવાના અભિપ્રાયથી કહ્યો છે ॥૫૦॥ વળી જે માદક અભક્ષ્ય ભાંગ્ય ગાંજો અફીણ તમાકુ આદિક છે તે તારે નજ ભક્ષણ કરવું. અને જે લોકમાં નિંદિત ઉમરડાનાં ફળ વિગેરે છે તે ક્યારેયપણ નજ ખાવું ॥૫૧॥ જળ દુગ્ધાદિ ગાળ્યા વિના નજ પિવું, ગાળો દેવારૂપ અપશબ્દો બોલવા નહિ. ભૂતોને ઉપઘાત કરનારૂં યથાર્થપણ વચન ન બોલવું ॥૫૨॥ અત્યંત નિકટ દેહસંબન્ધવાળી વનિતાઓ થકી બીજી પરસ્ત્રિયોનો સ્પર્શ નજ કરવો. તથા આપત્કાળ વિના વિધવા વનિતાઓનો સ્પર્શ બુદ્ધિપૂર્વક ક્યારેય નજ કરવો ( નિકટ સબન્ધવાળી વિધવાઓના સ્પર્શમાં દોષ નથી ) ॥૫૩॥ અજાણથી તેણીનો સ્પર્શ થાય તો સ્નાન કરવું. જાણીને તેણીનો સ્પર્શ કરાય તો એક દિવસ ઉપવાસ કરવો કામકાલુષ્યમૂળક તેણીનો સ્પર્શ કરાય તો બે દિવસ ઉપવાસ કરવો. તેવો સ્પર્શ જો જનોના જાણવામાં આવી ગયો હોય ત્યારે તો ચાંદ્રાયણવ્રત કરવું ॥૫૪-૫૫॥ કોઈ આવશ્યક ક્રયવિક્રયાદિ કાર્ય આવી પડે કે કોઈ જળપ્લુડન અગ્નિદાહ આદિક આપત્કાળ આવી પડે તો તેવા પ્રસંગે બુદ્ધિપૂર્વક થએલા તેણીના સ્પર્શમાં દોષ નથી ॥૫૬॥ જેઓ સ્ત્રૈણ-સ્ત્રીલંપટ હોય, જેઓ અતિલોભી હોય, જેઓ કૌળમતમાં ( વામમાર્ગમા ) પ્રવેશેલા હોય, જેઓ નાસ્તિક જૈનાદિક હોય, જેઓ

कौलनास्तिकपापिनाम् । शुष्कज्ञानवतां चापि सङ्गः कार्यो न कुत्रचित् ॥५७॥ सच्छास्त्रस्य सतां सङ्गं भक्तिं च नवधा हरौ । कुर्यास्त्वं प्रत्यहं शिष्य! कञ्चनापवदेर्न च ॥५८॥ कुसङ्गिभ्यो न शृणुयाः कथावार्ता हरेरपि । न च कस्यापि देवस्य वाचाप्युच्छेदमाचरेः ॥५९॥ अद्य भागवतान्धर्मान्सतस्त्वं सङ्गतो ह्यसि । सत्सङ्गीति च विख्यातो भविष्यसि धरातले ॥६०॥ एवमेव करिष्येऽहमित्याज्ञां शिरसा गुरोः । गृहीत्वा पूजनं तस्य शिष्यः कुर्याद्गुरोर्मुदा ॥६१॥ नवीनैर्वसनैर्गन्धपुष्पस्रक्शेखरादिभिः । स्वर्णरूप्यादिमुद्राभिः

બ્રહ્મહત્યાદિ મહાપાતકી હોય અને જેઓ ભગવદ્ભક્તિરહિત કેવળ જ્ઞાનવાદમાં વળગેલા (શુષ્કજ્ઞાની) હોય તે આ સર્વેનો સંગ ક્યારેય પણ તારે નજ કરવો ॥૫૭॥ હે શિષ્ય! તારે પ્રતિદિન સચ્છાસ્ત્ર—આત્મા પરમાત્માનો યથાર્થ અવબોધ આપનારા સચ્છાસ્ત્રનો અને સંત—પરમાત્મામા પરા ભક્તિએ સપન્ન સાધુઓનો સંગ સદાય કરવો. તથા તું શ્રવણ-કીર્તનાદિરૂપ નવ પ્રકારની ભક્તિપરાયણ થઈ રહે. કોઈની પણ ઉપર મિથ્યાપવાદ આરોપીશ નહિ ॥૫૮॥ જે કુસંગી—ભગવદ્વિમુખ હોય, વિષયાભિમુખ હોય, દેવતાંતરપર હોય અને ફળાંતરપર હોય તેમના મુખથકી ભગવાનની કથા વાર્તા પણ તારે સાંભળવી નહિ. તથા કોઈ પણ રૂદ્ર ઇન્દ્રાદિ ભગવદ્વિભૂતિભૂત દેવનો ઉચ્છેદ—તેમનું ઐશ્વર્યખંડન કરવું તેમનુ અપમાન કરવું વિગેરે મૂળનિકદનને વચનથી પણ કરીશ નહિ ॥૫૯॥ જે હેતુ માટે તું આજ ભાગવતી દીક્ષાને પામીને સચ્છબ્દવાચ્ય ભાગવત ધર્મોના સંગને પામ્યો છું તે હેતુમાટે ભૂતળમાં **'સત્સંગી'** એવી સાર્થક સંજ્ઞાથી વિખ્યાત થઇશ ॥૬૦॥

હે પુત્રો! એરીતે ગુરૂએ પ્રતિબોધ દીધેલો શિષ્ય 'હું એમજ કરીશ' એવા પ્રતિવચનપૂર્વક ગુરૂની આજ્ઞાને માથે ચઢાવીને, તે ગુરૂની પૂજાને પ્રીતિથી કરે ॥૬૧॥ ચદન પુષ્પહાર તોરાઓ વિગેરેવડે તથા નવીન વસ્ત્ર વિભૂષણ વિગેરેવડે તથા સુવર્ણરૂપ્યાદિ મુદ્રાઓવડે તથા ઘૃતશર્કરાયુક્ત અન્નાર્પણવડે યથાશક્તિ તે ગુરૂની પૂજા કરીને પછી સાધુ વિપ્રોની યથા-

सद्भैश्च स्वशक्तितः ॥६२॥ अभ्यर्च्य तं यथाशक्ति सतो विप्रांश्च पूजयेत् । ततः साष्टाङ्गमानम्य गृहं गच्छेत्तदाज्ञया ॥६३॥ ततः स दीक्षितो नित्यमुत्साहेन भजेत्प्रभुम् । वर्णाश्रमोचितं धर्मं गुरूक्तं पालयन् पुमान् ॥६४॥ केसराद्यैरूर्ध्वपुण्ड्रं कुर्याद्विष्णुप्रसादिभिः । श्रीखण्डेनाथवा गोपीचन्दनेन सचन्द्रकम् ॥६५॥ राधारमाप्रसादेन चन्द्रकं कुङ्कुमेन वा । कुर्याद्गृहस्थो वर्णी च तथा साधुजनश्च यः ॥६६॥ सन्न्यासिनो वनस्थाश्च साग्निकाश्चोर्ध्वपुण्ड्रकम् । विचन्द्रकं मृदा कुर्युश्चन्दनेनापि वा शुभम् ॥६७॥ तत्र ये गृहिणो भक्तास्तथा साधुजनाश्च ये । तैर्दृष्ट्वा मुकुरं कार्यमूर्ध्वपुण्ड्रचतुष्ट-

શક્તિ પૂજા કરે. તે પછી ગુરૂને સાષ્ટાંગ પ્રણામ કરીને તેમણે અનુજ્ઞા આપ્યો થકો પોતાને ઘેર જાય ॥૬૨-૬૩॥ તદનંતર તે ગુરૂથકી દીક્ષા પામેલો પુરૂષ સ્વવર્ણાશ્રમોચિત ધર્મને ગુરૂના કહ્યા પ્રમાણે પાળતો થકો પરમ પ્રીતિથી પ્રતિદિન પોતાના પ્રભુ શ્રીકૃષ્ણને ભજે ॥૬૪॥ ભગવાનને સમર્પણ કરતાં અવશેષ રહેલા, આટેજ તેમના પ્રસાદભાવને પામેલા, કેશરકુંકુમાદિકે સંમિશ્રિત એવા હરિચંદનથી કે તેવા કેવળ ઘસેલા ચંદનથી કે ગોપીચંદનથી ચંદ્રકસહિત ઊર્ધ્વપુંડ્રને કરે ॥૬૫॥ અથવા ગૃહસ્થ બ્રહ્મચારી તથા સાધુજન રાધારમાના પ્રસાદભૂત કુંકુમથી ઊર્ધ્વપુંડ્રના મધ્યમાં ચાંદલો કરે (ગૃહસ્થાદિક ત્રણેય જણાઓ કેસરાદિ જે ઊર્ધ્વપુંડ્રદ્રવ્ય તેના ચંદ્રકે સહિત ઊર્ધ્વપુંડ્ર કરે અથવા કુંકુમચંદ્રકે યુક્ત કેસરાદિ ચંદનથી ઊર્ધ્વપુંડ્ર કરે) ॥૬૬॥ અહીં ઊર્ધ્વપુંડ્રધારણમાં અધિકારિભેદથી આટલો વિશેષ જાણવો-જે સંન્યાસિઓ હોય, જે વાનપ્રસ્થો હોય અને જે સાગ્નિક-અગ્નિહોત્રી વિપ્રો હોય તેમણે ગોપીચંદન નામની મૃત્તિકાથી અથવા ઘસેલા ચંદનથી મધ્યે ધારવાના ચંદ્રકે રહિત શુભ ઊર્ધ્વપુંડ્ર ધારવું ॥૬૭॥ ઉદ્ધવ સંપ્રદાયના આચાર્યે દીક્ષા આપેલા જનોમધ્યે જે ગૃહસ્થ ભક્તજનો હોય અને જે સાધુજનો હોય તેમણે દર્પણમાં પોતાનું મુખ જોઇને ચાર ઊર્ધ્વપુંડ્ર લલાટ બે બાહુ અને હૃદય આ ચાર સ્થાનોમાં ધારવાં. સંન્યાસી ચાર પ્રકારના છે તેમાં કુટીચક બહૂદક અને હંસ આ ત્રણ, મસ્તક ભાલ

यम् ॥६८॥ सन्न्यासिनश्चतुर्धा स्युराद्यस्तत्र कुटीचकः। बहूदकस्तथा हंसस्तुर्यः परमहंसकः ॥६९॥ कुटीचकादयस्तत्र कुर्युः पुण्ड्रत्रयं त्रयः। शीर्ष्णि भाले हृदि तथा भाल एकं तुरीयकः ॥७०॥ वानप्रस्था वर्णिनश्च भाले कण्ठे तथा हृदि । बाह्वोश्चेति च पञ्चैव दध्युः पुण्ड्राणि नित्यदा ॥७१॥ सच्छूद्राणां दीक्षितानां प्रोक्तं पुण्ड्रचतुष्टयम्। असच्छूद्रादिकानां तु भाले चन्दनचन्द्रकः ॥७२॥ चतुष्टये तु पुण्ड्राणां वासुदेवादयोऽभिधाः। पठनीया भगवतश्चतस्रो भक्तपूरुषैः ॥७३॥ कृष्णकेशवमुख्यानि पञ्च नामानि पञ्चके। पुण्ड्राणां पठनीयानि गायत्री वैष्णवी च वा ॥७४॥ पुण्ड्रत्रये तु प्रणवः पठनीयस्त्रिमात्रकः । एकस्मिन्निह पुण्ड्रे तु पाठ्यो नारा-

અને હૃદયમાં અનુક્રમે ત્રણ ઊર્ધ્વપુંડ્રને કરે, ચોથો પરમહંસ ભાલમાત્રમાં એક ઊર્ધ્વપુંડ્રને કરે. વાનપ્રસ્થો તથા વર્ણિઓ ભાલ કંઠ બે બાહુ અને હૃદય આ પાંચ સ્થાનોમાં પાંચ ઊર્ધ્વપુંડ્રને નિત્ય ધારણ કરે. દીક્ષા પામેલા સચ્છૂદ્રોને ચાર ઊર્ધ્વપુંડ્ર ધારવાના કહ્યાં છે. દીક્ષિત અસચ્છૂદ્રાદિકને તો ભાલમાં ચંદનનો ચંદ્રકમાત્ર એક ધારવાનો કહ્યો છે ॥૬૮-૭૨॥ તે ઊર્ધ્વપુંડ્રોમાં ધ્યાન કરવાનાં ભગવદ્રૂપોનો ભેદ કહે છે–ચાર ઊર્ધ્વપુંડ્ર ધારવાના પક્ષમાં ચાર ઊર્ધ્વપુંડ્રોમા તો ભક્ત પુરુષોએ ભગવાનનાં વાસુદેવાદિ ચાર નામોનું ધ્યાન કરવુ वासुदेवाय नमो ललाटे, सङ्कर्षणाय नमो हृदये, प्रद्युम्नाय नमो दक्षिणबाहौ, अनिरुद्धाय नमो वामबाहौ, એવો ક્રમ જાણવો ॥૭૩॥ પાંચ પુંડ્ર ધારવાના પક્ષમાં કૃષ્ણ કેશવપ્રમુખ પાંચ નામોનું ધ્યાન કરવું कृष्णाय नमो भाले, केशवाय नमः कण्ठे, नारायणाय नमो हृदये, माधवाय नमो दक्षिणे बाहौ, गोविन्दाय नमो वामे बाहौ, એવો અનુક્રમ સમજવો. અથવા પાંચેય સ્થાનોમાં વિષ્ણુગાયત્રીનુંજ ધ્યાન ( વિષ્ણુગાયત્રીના ઉચ્ચારણપૂર્વક એક વિષ્ણુનુંજ ધ્યાન ) કરીને ઊર્ધ્વપુંડ્રો ધારણ કરવાં ॥૭૪॥ ત્રણ પુંડ્ર ધારવાના પક્ષમાં તો ત્રણેય સ્થાનોમાં અકારાદિ ત્રણ માત્રાવાળા ઑંકારના ઉચ્ચારણપૂર્વક નારાયણનું ધ્યાન ધરીને ત્રણ પુંડ્રો કરવાં. એક પુંડ્ર ધારવાના પક્ષમાં તો ॐ नारा-

यणो मत ॥७५॥ पुण्ड्रमूर्ध्वं समं सौम्यं कनिष्ठाङ्गुलिवत्स्मृतम् । ऋजु दण्डाकृति शुभ तर्जन्या कार्यमेव तत् ॥७६॥ अङ्गुल्या तिलकं कर्तुं न भवेद्यस्य दक्षता । स शलाकादिना कुर्याद्यथा तत्स्यात्तु शोभनम् ॥७७॥ वर्तुलं तिर्यगच्छिद्रं ह्रस्वं दीर्घं ततं तनु । वक्रं विरूपं वक्राग्रं छिन्नमूलं पदच्युतम् ॥७८॥ अशुभ्रं रूक्षमारक्तं जले दृष्ट्वा च यत्कृतम् । विगन्धमवसव्यं¹ च पुण्ड्रमाहुरनर्थकम् ॥७९॥ प्रासादिक्यौ भगवतस्तुलसीमालिके गले । धारयेत्प्रयतो

यणाय नम , એમ નારાયણનામનો ઉચ્ચાર કરવાપૂર્વક નારાયણનુ ધ્યાન કરીને એક પુંડ્ર કરવુ ॥૭૫॥ હવે પુંડ્રના આકૃતિવિશેષને કહે છે—તે ઊર્ધ્વપુંડ્ર છેલ્લી આગળીપરિમિત મધ્ય વિસ્તારમાપવાળુ, સમરેખાવાળુ, સૌમ્ય—અદ્ધમૂળ છે માટે રમણીય, ઋજુ—નાસિકામૂળને આરંભીને કેશાતપર્યંત સૂક્ષ્મ રેખા દેખાય છે માટે સરલ, (કુટિલ નહિ) માટેજ દંડના જેવી આકૃતિવાળુ પ્રિયદર્શન કરવુ, તે વળી તર્જની આગળી વડેજ કરવુ જેને તર્જની આગળીવડે તિલક કરવાની અભ્યાસકુશળતા ન હોય તેણે શળીઆદિકવડે જે રીતે સુશોભિત થાય તે રીતે ઉક્ત આકૃતિવાળુ તિલક કરવુ ॥૭૬–૭૭॥ આવા પુંડ્રો ન કરે—વર્તુળ—ગોળ (ઊર્ધ્વાકૃતિએ રહિત) નજ કરે તથા ઊર્ધ્વ કરેલુ પણ વાંકાભાવને પામેલુ, અંદર છિદ્રે રહિત, અલ્પ (બહુ નાનુ) દીર્ઘ—નાસિકાના અગ્રને આરંભીને કેશાંતસુધી બહુ લાંબુ કરેલુ, તત—બહુ પહોળુ, તનુ—અત્યલ્પ પહોળુ, વક્ર—સમરેખાએ રહિત હોવાથી લગાર વાંકુ, વિરૂપ—વિકૃતરૂપ, (ભયંકર) વક્રાગ્ર—મૂળમા થોડી પહોળાઇવાળુ અને ઉપરથી બહુ પહોળાઇવાળુ, છિન્ન મૂળભાગવાળુ, (બદ્ધમૂળ નહિ) પદચ્યુત—ભાલમધ્ય પ્રદેશરૂપ પોતાના સ્થાન થકી અન્યત્ર જ્યા ત્યા કરેલુ, અશુભ્ર—મલિન કે શ્યામ, રૂક્ષ—કર્કશ (જળ વિના કરેલુ) આરક્ત—ચારે બાજુ રક્તવર્ણવાળુ, જળમા જોઇને કરેલુ, વિગન્ધ—સુગન્ધવર્જીત, અવસવ્ય—અસવ્ય આકૃતિવાળુ ('અપસવ્ય' એવો પાઠ હોય તો ડાબા હાથે કરેલુ) આવાં લક્ષણોવાળુ તિલક વૃથાભૂત હોવાથી નજ કરે ॥૭૮–૭૯॥ ભક્તજન નિયમ

१ 'अपसव्य' इति पाठान्तरम् ।

भक्तस्तादर्शी जपमालिकाम् ॥८०॥ तुलसीकाष्टमालाया अलाभे तु स दीक्षितः। प्रासादिकीं हरेर्दध्याच्चन्दनादितरूद्भवाम् ॥८१॥ प्रातः स्नात्वा नित्यकर्म कृत्वार्चेत्प्रतिमां हरेः। अष्टाक्षरं यथाशक्ति जपेन्नित्यं शुचिः स च ॥८२॥ दृढासनो जपेत्तं च मौनी स्वस्थोऽत्वरऋजुः। वस्त्राच्छादितमालश्च वासुदेवं हृदि स्मरन् ॥८३॥ कुर्वीत द्वारिकायात्रामवश्यं दीक्षितो ह्यसौ। अङ्कयेत्तत्र बाहू च श्रीपतेस्तप्तहेतिभिः ॥८४॥ जन्माष्टम्याद्युत्सवेषु स स्वाचार्यस्य दर्शनम्।

તત્પર થઈ ભગવાનના ચરણસ્પર્શથી તેમના પ્રસાદભૂત એવડી તુળસીમાળાને ગળામાં યજ્ઞોપવીતની પેઠે નિરંતર ધારે તથા ભગવાનના પ્રસાદભૂત જપમાળાને તુલસીકાષ્ઠથી અનાવેલીને રાખે ॥૮૦॥ દીક્ષિત નર તુળસી કાષ્ઠના મણીકાની માળા ન મળે તો ભગવાનના પ્રસાદભૂત ચદનકાષ્ઠાદિકના મણકાની માળાને ધારે ॥૮૧॥ દીક્ષિત ભક્ત પ્રતિદિન પ્રાત સ્નાન કરી નિત્યકર્મ કરીને, આચાર્યે આપેલી ભગવાનની પ્રતિમાની પૂજા કરે તથા વિશુદ્ધ થઈ આચાર્યે ઉપદેશેલા અષ્ટાક્ષર શ્રીકૃષ્ણમત્રનો યથાશક્તિ નિત્ય જપ કરે ॥૮૨॥ સ્થિર આસને બેસીને, સરલ શરીર રાખીને, કોઈની પણ સાથે નહિ બોલતો થકો, સાવધાન મનવાળો થઈ, ત્વરાએ રહિત થઈ, (જલદી જપ પરિપૂર્ણ કરવો એવી બુદ્ધિથી મત્રોચ્ચારણાદિકમા જલદી પ્રવૃત્તિએ રહિત) જપમાળાને ગૌમુખીવડે કે વસ્ત્રાદિકવડે આચ્છાદન કરીને, મત્રવાચ્ય વાસુદેવનુ હૃદયમા સ્મરણ કરતો થકો અષ્ટાક્ષરમત્રનો જપ કરે ॥૮૩॥ શ્રીકૃષ્ણદીક્ષાને પામેલો તે આ શિષ્ય દ્વારિકાયાત્રાને અવશ્ય કરે ત્યા અગ્નિથી તપાવેલા ભગવાનના સુદર્શનાદિ આયુધોવડે પોતાના બાહુઓને ચિહ્નિત કરે (છાપો લે) (આ સ્થળે દ્વારિકાશબ્દથી વૃત્તાલયપુર જાણવુ, કેમકે સપરિવાર શ્રીદ્વારિકાધીશ ત્યાં પધારેલા છે, આ અર્થ પ્રથમ ૩૩ અધ્યાયમાજ નિરૂપણ કર્યો છે) ॥૮૪॥ આ દીક્ષિત ભક્ત જન્માષ્ટમી આદિક ઉત્સવદિવસોમા પોતાના આચાર્યના ચરણના દર્શન કરવા તેમને સમીપે જાય, જઈને તે આચાર્યના દર્શન કરી, તેમના જમણા ભાગમા કિંચિત્ દૂરજ રહીને આદરથી દડવત્ પ્રણામ કરે તેમની

तिष्ठेयुस्ते गुरोर्गेहाद्वहिः प्राञ्जलयो जनाः ॥९२॥ तेभ्यो गुरुः स चान्येन त्र्यक्षरं तूपदेशयेत्। मद्यमांसत्यागमुख्यान्नियमांश्च यथोचितम् ॥९३॥ ततस्तैः पालनीयास्ते धर्मा नित्यमतन्द्रितैः। साधूनां दर्शनं कार्यं न तु स्पर्शोऽननुज्ञया ॥९४॥ स्वग्रामे राधिकाकृष्णप्रतिमा त्वौद्धवालये। यत्र स्याद्दर्शनं तस्यास्तैः कार्यं प्रतिवासरम् ॥९५॥ बाह्या पूजा न तैः कार्या नित्यं कार्यैव मानसी। बहिस्तु दर्शनेनैव पूजाफलमवाप्नुयुः ॥९६॥ नाममन्त्रस्य तु जपो नियमेनैव नित्यदा। कर्तव्यश्चन्द्रको भाले चन्दनेन मृदापि वा ॥९७॥ स्वग्रामे प्रतिमा न स्यात्प्रभोर्यदि तदान्तिके। पुष्पस्रग्वस्त्रखण्डादि रक्ष्यं

ક્રમમાં પ્રકારભેદનું હવે નિરૂપણ કરું છું-તેઓ ગુરુના ગૃહથકી બહાર જ રહે. બે હાથ જોડી રહેલા, ભગવાનના આશ્રયણમાં જેમને રૂચિ ઉત્પન્ન થઈ છે એવા તે વર્ણાશ્રમેતર જનોને આચાર્ય અન્ય-પોતાના ચરણાશ્રિત ત્રૈવર્ણિક જનપાસે 'શ્રીકૃષ્ણ' એવા ત્રણ અક્ષરના મંત્રનો ઉપદેશ કરાવે ('षडर्णं' એવો પાઠ હોય તો 'સ્વામિનારાયણ' એવા છ અક્ષરના મંત્રનો ઉપદેશ કરાવે એવો અર્થ જાણવો) પછી મદ્યમાંસત્યાગ પ્રમુખ ઉક્ત નિયમોનો યથોચિત ઉપદેશ કરાવે ॥૯૨-૯૩॥ એરીતે સદુપદેશને પમાડેલા, દીક્ષા પામેલા તેઓએ સાવધાન થઈ તે ઉપદેશેલા ધર્મો સર્વદા પાળવા. તેઓએ સાધુઓનું દર્શન પરમાદરથી વારંવાર કરવું. તેમની આજ્ઞા વિના તેમના ચરણાદિ અંગનો સ્પર્શ નજ કરવો ॥૯૪॥ તેઓએ પોતાના ગ્રામવિષે ઉદ્ધવસંપ્રદાયસ્થ વૈષ્ણવના ભવનમાં પ્રતિષ્ઠા કરેલી રાધાકૃષ્ણની પ્રતિમાનું પ્રતિદિન દર્શન કરવું ॥૯૫॥ તેઓએ માનસીજ પૂજા પ્રતિદિન કરવી. પણ બાહ્યપૂજા ન કરવી. ઉદ્ધવાશ્રિતના ભવનમાં રહેલી ભગવદર્ચાના દર્શનમાત્રથીજ તેઓને ચિત્રાર્ચાદિ બાહ્યપૂજાનું ફળ સિદ્ધજ થાય છે ॥૯૬॥ આચાર્યે ઉપદેશ કરેલા નામમંત્રનો જપ પ્રતિદિન તેઓએ નિયમથીજ કરવો. અને તેઓએ ચંદનવડે કે ગોપીચંદનમૃત્તિકાવડે ભાલમાં કેવળ ચાંદલો કરવો ॥૯૭॥ જો પોતાના ગ્રામમાં ભગવત્પ્રતિમા ન હોય તો ભગવાનનું પ્રાસાદિક પુષ્પહાર કે વસ્ત્રખંડ કે

१ 'षडर्णं' इति पाठान्तरम्।

प्रासादिकं हरेः ॥९८॥ दर्शनं स्पर्शनं तस्य कर्तव्यं प्रतिवासरम् । भगवत्प्रतिमायास्तु स्पर्शः कार्यो न कर्हिचित् ॥९९॥ इति द्वितीयो दीक्षायाः सामान्याया विधिरीया । निरूपितस्तथा कार्यो गुरुशिष्यैरिहौद्धवैः ॥१००॥ सामान्यदीक्षाविधिरित्थमुक्तो द्वेधा मया शास्त्रदृशा युवाभ्याम् । विशेषदीक्षाविधिमप्यशेषं हिताय लोकस्य वदामि पुत्रौ ! ॥१०१॥ इतिश्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे दीक्षाविधौ सामान्यदीक्षाविधिनिरूपणनामा षट्चत्वारिंशोऽध्यायः ॥४६॥

श्रीनारायणमुनिरुवाच—अस्ते च वार्धके बाल्ये देवदैत्यपुरोधसोः ।

બીજું કોઈ વસ્તુ પોતાપાસે રાખવું તેનું દર્શન સ્પર્શન પ્રતિદિન કરવું. તેનાથી આઘ્રપૂજાનું ફળ નિષ્પન્ન થાય છે. આ પ્રકારે આઘ્રપૂજાનો પ્રકાર સંપાદન કરવો. પણ તેઓએ ક્યારેય પણ સાક્ષાત્ ભગવત્પ્રતિમા પૂજા માટે રાખવી નહિ. (પ્રતિમાનો સ્પર્શ તો ક્યારેય નજ કરવો) ॥૯૮-૯૯॥ હે પુત્રો ! મેં સામાન્યદીક્ષાનો પ્રકારાંતરથી બીજો વિધિ આ રીતે નિરૂપણ કર્યો. તો આ પ્રકારે નિરૂપણ કરેલા પ્રકારને અનુસારે આ ઉદ્ધવસંપ્રદાયમાં ગુરૂએ શિષ્યોને દીક્ષા દેવી ॥૧૦૦॥ હે પુત્રો ! આ રીતે મેં સામાન્યદીક્ષાનો બન્ને પ્રકારનો પણ વિધિસહ તંત્રશાસ્ત્રને અનુસારે તમને નિરૂપણ કરી બતાવ્યો. હવે વિશેષદીક્ષાનો વિધિપણ સમગ્રપણે સર્વલોકના હિતમાટે નિરૂપણ કરૂં છું, તેને તમે સાવધાન થઇને સાંભળો ॥૧૦૧॥ ઇતિશ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે દીક્ષાવિધૌ સામાન્યદીક્ષાવિધિનિરૂપણનામા ષટ્ચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૬॥

## [1]અધ્યાય ૪૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે પુત્રો ! હવે વિશેષદીક્ષાવિધિ કહેતાં પ્રથમ તેના ગ્રહણનો કાળ પાંચ શ્લોકથી કહુંછું-દેવ દૈત્યના પુરોહિત ગુરૂ શુક્રના અસ્તપણામાં વૃદ્ધપણામાં અને બાળપણામાં તથા ગુરૂ નીચરાશિમાં સિંહરાશિમાં અને વક્રગતિમાં વર્તતા હોય ત્યારે દીક્ષા દેવી નહિ. ગુરૂશુ-

[1] આ અધ્યાયમાં મહાદીક્ષાગ્રહણમાં કાળ અને અધિકારીનું નિરૂપણ કર્યું છે

नीचस्थे सिंहगे चेज्ये दीक्षा देया न वक्रगे ॥१॥ एकादश्यां प्रबोधन्यां जन्माष्टम्यां च दीक्षणे । दोषो रामनवम्यां च नास्तादेर्गुरुशुक्रयोः ॥२॥ मलमासे च वर्षासु श्रीकृष्णस्य मनुः क्वचित् । नोपदेश्यो न च ग्राह्यः सूर्यचन्द्रग्रहं विना ॥३॥ न मासतिथिवारादि विचार्यं ग्रहपर्वणि । सूर्यचन्द्रग्रहसमो नान्यः कालो यतः शुभः ॥४॥ अस्तादिदोषहीनासु सर्वास्वेकादशीषु च । द्वादशीष्वपि सर्वासु दीक्षा देया तु सद्भवे ॥५॥ पुराणप्रथिते देशे शुचौ दीक्षाविधिर्मतः । धर्मवंश्यो गुरुर्दद्याद्दीक्षां शिष्यं परीक्ष्य सः ॥६॥ वर्ष-

કનાં અસ્તાદિલક્ષણો નિર્ણયસિંધુથકી જાણવાં ॥૧॥ મહાદીક્ષાધારણમાં કહેલો આ ગુરૂશુક્રનો અસ્તાદિ દોષ પ્રબોધની એકાદશી જન્માષ્ટમી અને રામનવમી થકી અન્યત્ર જાણવો. એટલે આ તિથિઓમાં મહાદીક્ષા લેવામાં અસ્તાદિદોષ છેજ નહિ ॥૨॥ મળમાસ (અધિકમાસ) અને વર્ષાઋતુમાં શ્રીકૃષ્ણનો મહાદીક્ષાના અંગભૂત મત્ર ક્યારેય પણ ગુરૂએ ઉપદેશ કરવો નહિ અને શિષ્યે લેવો નહિ. આ પણ પ્રતિષેધ સૂર્યચંદ્રના ગ્રહણ થકી અન્યત્ર જાણવો. એટલે મળમાસમાં અને વર્ષાઋતુમાં આવેલા સૂર્યચંદ્રના ગ્રહણમાં મંત્રોપદેશ આપવામાં ગુરૂને અને લેવામાં શિષ્યને દોષ નથી ॥૩॥ સૂર્યચદ્રના ગ્રહણમાં દીક્ષા લેવામાં સમગ્ર દોષનો અભાવ કહેછે—સૂર્યચદ્રગ્રહણે યુક્ત અમાવાસ્યાએ અને પૂર્ણિમાએ માસ તિથિ વાર આદિકની અશુભતાનો વિચાર નજ કરવો, કારણ કે દીક્ષાગ્રહણમાં આ પ્રશસ્ત સમય છે, આને સમ શુભ સમય આ વિધાનમાં અન્ય નથી. તે સ્મૃતિમાં કહ્યું છે–'सत्तीर्थेऽर्कविधुग्रासे तन्तुदामनपर्वणि । मन्त्रदीक्षां प्रकुर्वीत मासर्क्षादि न शोधयेत् ॥' ઇતિ ॥૪॥ ઉક્ત અસ્તાદિ દોષે રહિત સમસ્ત એકાદશીઓ અને દ્વાદશીઓ પણ પ્રશસ્ત માની છે, તો આ તિથિઓમાં સગવસમયે દીક્ષા દેવી ॥૫॥ પુરાણપ્રખ્યાત દેશમાં–ભગવાનના અધિષ્ઠાનવાળાં દિવ્ય ક્ષેત્રાદિકમાં દીક્ષાવિધિ પ્રશસ્ત છે અને આચાર્ય ધર્મવંશીય પ્રશસ્ત છે. તે ગુરૂ રૂડી રીતે શિષ્યની પરીક્ષા કરીનેજ દીક્ષા આપે ॥૬॥ શિષ્યની ધર્મૈકશીલતા માસે કરીને કે માસોએ કરીને કે સંવત્સરે

णापि परीक्ष्यैव धर्मपालनशीलताम् । शिष्यस्य स ततो दद्या-
दीक्षां तस्मै नचान्यथा ॥७॥ धर्मपालनसामर्थ्यमपरीक्ष्य तु यो
गुरुः । ददाति दीक्षां शिष्यस्य स तत्पापेन युज्यते ॥८॥ अमात्य-
पापं राजानं पत्नीपापं च तत्पतिम् । यथा तथा शिष्यपापं गुरुं
प्राप्नोति निश्चितम् ॥९॥ तस्मादादौ परीक्षेत शिष्यं गुरुरतन्द्रितः ।
तल्लक्षणानि सङ्क्षेपात्सच्छास्त्रोक्तानि वच्म्यहम् ॥१०॥ शान्तः
सुशीलः शुद्धात्मा श्रद्धालुर्धर्मसंस्थितः । असत्वरश्चानसूयो मुमुक्षुः
सत्यभाषणः ॥११॥ अधीतसच्छास्त्रविद्यो निजशक्त्यनुसारतः ।
स्वीयनिर्वाहोपयुक्तद्रव्यवान् गतमत्सरः ॥१२॥ दोषं महान्तं च

કરીને પણ પરીક્ષા કરવી. પરીક્ષા લીધા વિના તો શિષ્યને દીક્ષા નજ દેવી ॥૭॥ અન્યથા દોષ દૃષ્ટાંતથી કહેછે–જે ગુરૂ ધર્મપાલનનું સામર્થ્ય પરીક્ષા કર્યાવિના દીક્ષા આપે છે તે ગુરૂ શિષ્યકૃત પાપથી નિશ્ચે લેપાયછે. જેમ અમાત્યકૃત પાપને રાજા પામે છે, જેમ પત્નીકૃત પાપને તેનો પતિ પામે છે તેમ શિષ્યકૃત પાપને ગુરૂ નિશ્ચે પામેછે ॥૮–૯॥ માટે ગુરૂએ પ્રમાદનો પરિત્યાગ કરી દીક્ષા આપવા પહેલાં શિષ્યની પરીક્ષા કરી લેવી. જે લક્ષણોવડે શિષ્ય દીક્ષાદાનને લાયક થાય તે સચ્છાસ્ત્રોક્ત લક્ષણો હું તમને સંક્ષેપમાં કહું છું ॥૧૦॥ જે શાંત–કોપ કરવાની પ્રકૃતિવાળો ન હોય, **સુશીલ**–સાધુસ્વભાવશાળી હોય, શુદ્ધાત્મા–નિર્મળમનવાળો હોય, ( વિષયવ્યાસંગ વિગેરેવડે નહિ કલુષિત હૃદયવાળો હોય ) શાસ્ત્રોક્ત શ્રેય-સાધનોમાં શ્રદ્ધાવાન્ હોય, પોતપોતાના વર્ણાશ્રમાનુબંધિ ધર્મમાં અનુરાગી હોય, અસત્વર–કર્તવ્યકર્મમાં વિચારીને યથાવસર અવધાનથી પ્રવર્તતો હોય, અસુયાએ રહિત હોય, મુમુક્ષુ–સંસૃતિથકી મોક્ષની આકાંક્ષાવાળો હોય, સત્યૈકભાષણશીલ હોય, બુદ્ધિશક્તિને અનુસારે સચ્છાસ્ત્રોને ભણેલો હોય, પોતાના દેહના નિર્વાહમાં પર્યાપ્ત દ્રવ્યસંપત્તિએ સંપન્ન હોય, ( આ દેશ કાળને અનુસરીને કહ્યુ છે, નિવૃત્તિપર આ અધિકારીને દેહયાત્રા-ક્લેશને લીધે કદાચિત્ ધર્મપથથકી પ્રસ્ખલન થવાનો સંભવ છે માટે ) મત્સરે રહિત હોય, વિધવા વનિતાના સ્પર્શમાત્રમાં પણ મહાદોષને જાણતો

विदन् स्पर्शने विधवस्त्रियाः । पापकर्मसु भीरुश्च तपस्युत्साहशक्तिमान् ॥१३॥ महापापेष्वन्यतमं गोघातो येन वा क्वचित् । कृतपूर्वो भवेन्नैव न कृतघ्नश्च यो भवेत् ॥१४॥ भोजने पङ्क्तिभेदं च यो न कुर्यादनापदि । स्वधर्मपालने यस्य शैथिल्यं स्यान्न च क्वचित् ॥१५॥ स्वबन्धोरप्यल्पमपि पदार्थं यश्च कर्हिचित् । अनापृच्छ्य न गृह्णीयाद्यो न विश्वासघातकः ॥१६॥ प्रतिश्रुतं यथा स्वेन कर्मकर्त्रे तथैव तत् । यश्च दद्यान्न तु क्वापि भञ्ज्यादेकं कपर्दकम् ॥१७॥ नातिलोभी नातिकामी मानेर्ष्याक्रोधवर्जितः । ऋजुर्दयालुप्रकृतिस्तितिक्षुर्धैर्यवाञ्छुचिः ॥१८॥ क्षुधया व्याकुलो न स्याद्व्रताद्याचरणे च यः । साधुशुश्रूषणरुचिर्निश्छद्मा विजितेन्द्रियः ॥१९॥ स्त्रीशि-

હોય, પાપકર્મમાત્રથકી ભીરૂ હોય, તપશ્ચર્યામાં ઉત્સાહશાળી હોય, બ્રહ્મહત્યાદિ પાંચ મહાપાપો મધ્યેથી એક પણ પાપ જેણે ક્યારેય પણ પૂર્વે પણ નજ કર્યું હોય, ગૌહત્યા જેણે પૂર્વે નજ કરી હોય, કૃતઘ્ન–કૃતોપકારને નહિ ગણવાપૂર્વક અપકાર કરનારો ન હોય, આપત્તિમાં પણ ભોજનમાં પઙ્ક્તિભેદને નહિ કરનારો, આપત્તિમાં પણ સ્વધર્મપાલનમાં શિથિલતાને નહિ રાખનારો, પોતાના બન્ધુનું પણ અલ્પપણ પદાર્થ તેની અનુજ્ઞા વિના કદાપિ નહિ લેનારો, કોઇનો વિશ્વાસઘાત નહિ કરનારો, ભાર ઉપાડવો આદિક કામ કરનારાને ( નોકર મજુર ) પોતે જેટલું આપવાની પ્રતિજ્ઞા કરી હોય તેટલુ સમગ્રપણે આપવાની પ્રકૃતિવાળો પણ તેની એક કપર્દિકામાત્ર પણ ક્યારેય પણ નહિ ભાગનારો ( કોડીમાત્ર પણ ન્યૂન નહિ આપનારો ) હોય, લોભ કામ માન ઇર્ષ્યા ક્રોધાદિ દોષે વર્જીત હોય, ઋજુ–સરલ સ્વભાવવાળો હોય, ( મનવાણી કાયની ક્રિયામાં એક રૂપતાને રાખનારો ) સાહજીક કૃપાળુ પ્રકૃતિવાળો હોય, તિતિક્ષુ–શીતોષ્ણાદિ દ્વન્દ્વની સહનશીલતાવાળો હોય, આપત્તિમાં પણ ધૈર્યશાળી હોય, શુચિ–બાહ્ય આભ્યંતર શુદ્ધિએ સપન્ન હોય, વ્રતાદિકના આચરણમાં ઉપયોગી ક્ષુધાસહન કરવાના શીલવાળો હોય, સાધુસેવામાં રૂચિવાળો હોય, કાપટ્યે રહિત હોય, ઇન્દ્રિયોની ચપળતાએ રહિત હોય, સ્ત્રી સ્ત્રૈણ જનની પરવશ-

प्यतां च न प्राप्तः कौलमार्गं च नाश्रितः । न दिवास्वापशीलश्च न प्रमादी च यः पुमान् ॥२०॥ प्रवृत्तिधर्मोदासीनो निवृत्तं धर्ममादरात् । सिसेविषुः पुमान् योऽसावधिकार्यत्र कीर्तितः ॥२१॥ एतैस्तु लक्षणैर्हीनो यः पुमांस्तं न दीक्षयेत् । तथाभूतोऽपि यो व्यङ्गस्तं चापि न गुरुः क्वचित् ॥२२॥ अन्धः काणः केकरश्च पङ्गुः कुब्जश्च वामनः । छिन्नोष्ठनासाकर्णश्च मूकश्च बधिरः कुणिः ॥२३॥ खञ्जो भूतादिविक्लः श्वित्री रुग्णः क्षयी जडः । नीचकर्मा चाति वृद्धो नैते दीक्षार्हणाः क्वचित् ॥२४॥ दीक्षां गुरुर्यो महतीं तु दत्ते विनाधिकारं पुरुषाय कोऽपि । बलात् स दुःखं स्वपदं यथाद्यो-

તાએ રહિત હોય, (સ્ત્રીથકી પ્રથમ દીક્ષા લીધેલો ન હોય) કૌલાદિ અસન્માર્ગથકી વિમુખ હોય, દિવાસ્વાપ પ્રકૃતિવાળો ન હોય, પ્રમાદી ન હોય, ત્રૈવર્ગિક પુરૂષાર્થસંપાદક પ્રવૃત્તિધર્મથકી વિમુખ હોય, (ગૃહસ્થ ધર્મમા ઉદાસી હોય) નિવૃત્તિધર્મમા નિરત હોય, આવા લક્ષણવાળો પુરૂષ મહાદીક્ષાગ્રહણમા અધિકારી થાયછે ॥૧૬-૨૧॥ પૂર્વોક્ત લક્ષણોએ જે યુક્ત હોય તેનેજ ગુરૂ દીક્ષા આપે, બીજાને ક્યારે પણ નહિ ભલે ઉક્ત લક્ષણલક્ષિત હોય પણ જો જે વ્યંગ–અંધત્વાદિ ન્યૂન અંગવાળો હોય તેને પણ કદાપણ દીક્ષા નજ આપે ॥૨૨॥ વ્યગોને કહેછે–જે અન્ધ હોય, જે કાણો હોય (એક આખ્યવાળો) જે કેકર–ત્રાસી આખ્યવાળો હોય, જે પાગળો હોય, જે કુબ્જ–કુબડો કે ખુધો હોય, જે વામન–બહુ નીચો હોય, જેના ઓષ્ઠ નાસિકા અને કર્ણ છેદાઈ ગયા હોય, જે મુગો હોય, જે બહેરો હોય, જેકુણિ–વાકા હાથવાળો હોય, જે ખોડો હોય, આ બધા વ્યગો તથા જે ભૂતાદિકના પ્રવેશને લીધે વિહ્વલ ચિત્તવાળો હોય, જે કોઢના રોગવાળો હોય, જે નિત્યજ્વરાદિરોગાક્રાંત હોય, જે ક્ષયરોગવાળો હોય, જે જડ–મૂર્ખ હોય, જે સ્વય ઉચ્ચ હોઇને પણ નીચ કર્મ કરનારો હોય, જે અતિવૃદ્ધ હોય, તે આ સર્વે ક્યારેય પણ મહાદીક્ષાદાનમા યોગ્ય નથી–એમને ગુરૂએ દીક્ષા નજ દેવી ॥૨૩-૨૪॥ હે પુત્રો ! જે કોઈ પણ ગુરૂ શિષ્યલક્ષણને વિચાર્યા વિના તેને મહાદીક્ષા આપે તે પોતાના પાદમા

राद्त्त एवापयशश्च पुत्रौ ! ॥२५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे दीक्षाविधौ महादीक्षाग्रहणकालाधिकारिनिरूपणनामा सप्तचत्वारिंशोऽध्यायः ॥४७॥

श्रीनारायणमुनिरुवाच—त्रैवर्णिकोऽथाधिकारी यस्तु स्थित्वा गृहाश्रमे । प्राप्तुमिच्छेन्महादीक्षां तस्यादौ विधिरुच्यते ॥१॥ सामान्यदीक्षाधर्मेषु पुमान् यस्तु दृढस्थितिः । स प्रपद्येत शरणं निजाचार्यं कृताञ्जलिः ॥२॥ प्रपन्नाय विनीताय तस्मै स गुरुरादितः । दृष्ट्वाधिकारमुचितं प्रायश्चित्तमुपादिशेत् ॥३॥ एकमाश्रमसंस्थेन निराहारमुपोषणम् । द्वे त्वनाश्रमिणा तेन कारयेत्स उपोषणे ॥४॥ क्षौर-

મોટી શિલાનેજ જેમ એમ મહા અનર્થનું અને અપયશનું પાત્ર થાય ॥૨૫॥ ઇતિશ્રી સત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે દીક્ષાવિધૌ મહાદીક્ષાગ્રહણકાળાધિકારિનિરૂપણનામા સપ્તચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૭॥

## [1]અધ્યાય ૪૮ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે પુત્રો ! હવે ઉક્તલક્ષણલક્ષિત અધિકારી ત્રૈવર્ણિક જે પુરૂષ ગૃહસ્થાશ્રમી હોઇનેજ મહાદીક્ષા પામવા ઇચ્છતો હોય તેનો પ્રથમ વિધિ–મહાદીક્ષાપ્રદાનપ્રકાર કહું છું ॥૧॥ પૂર્વોક્ત સામાન્યદીક્ષાના ધર્મમાં જે જન દૃઢ સ્થિતિવાળો હોય તે ( સામાન્યદીક્ષા પામીને તેના ધર્મોને અપ્રસ્ખલિતપણે અનુદિન અનુષ્ઠાન કરતાં મહાદીક્ષામાં રૂચિવાળો ) પોતાના આચાર્યને બે હાથ જોડીને શરણે જાય ॥૨॥ પોતાના શરણને પામેલા વિનયસપન્ન તે શિષ્યને ગુરૂ તેનો અધિકાર જાણીને સમુચિત પ્રાયશ્ચિત્તનો પ્રથમ ઉપદેશ કરે ॥૩॥ તેમાં જે ગૃહસ્થાશ્રમી હોય તેને એક દિવસ નિરાહાર ઉપવાસ અને જે અનાશ્રમી (વિધુર) હોય તેને બે દિવસ નિરાહાર ઉપવાસનો આદેશ કરે ॥૪॥ અનંતર શિષ્ય ગુરૂની આજ્ઞા પામતા મુડન કરાવાપૂર્વક ઉપોષણાત્મક વ્રતને કરે અને મહાદીક્ષામા અધિકારની સિદ્ધિમાટે તે દિવસે નવમા મુહૂર્ત

[1] આ અધ્યાયમા ગૃહસ્થોનો મહાદીક્ષાગ્રહણવિધિ સવિસ્તર કહ્યો છે

पूर्वं ततः शिष्यः कुर्यात्तस्याज्ञया व्रतम् । महादीक्षाधिकारार्थं जपेच्चाष्टाक्षरं मनुम् ॥५॥ सार्धं सहस्रद्वितयं मन्त्रः प्रागेव रोहिणात् । प्रतिमासन्निधौ जप्यो वासुदेवस्य भक्तितः ॥६॥ गुरुस्तु पूर्वदिवसे देयमन्त्रविशुद्धये । सहस्रकृत्वः प्रजपेच्छुचिः सम्पूज्य केशवम् ॥७॥ ततो ब्राह्मणमाहूय विधिज्ञं चौद्धवाश्रितम् । आचार्यः कारयेद्विष्णोः पूजां शिष्येण चौद्धवः ॥८॥ स च विप्रो यथाशास्त्रं कारयेत्सकलं विधिम् । दिनद्वयेन चैकेन देशकालानुसारतः ॥९॥ नान्दीमुखस्वस्त्ययनप्रमुखं पूर्ववासरे । कारयेच्छास्त्रदृष्टेन विधिना तद्दिनेऽथवा ॥१०॥ मण्डलं सर्वतोभद्रं कुर्यादादौ मनोहरम् । तन्मध्ये स्थापयेत्कुम्भं हैमं वा ताम्रमुत्तमम् ॥११॥ दिक्ष्वष्टस्वष्ट कुम्भांश्च स्थापयेच्च ततः शुभान् । निजशक्त्यनुसारेण ताम्रान्वा

પહેલાજ સામાન્યદીક્ષામા મળેલા અષ્ટાક્ષરમન્ત્રનો જપ ભગવત્પ્રતિમાસન્નિધિમાં અઢી હજારવાર ભક્તિથી કરે ॥૫-૬॥ ગુરૂપણ દીક્ષાદાનદિનથકી પ્રથમ દિને શુચિ-બાહ્ય આભ્યંતર શુદ્ધિસંયુક્ત થઈ શ્રીકૃષ્ણપૂજનપૂર્વક મહાદીક્ષામા ઉપદેશ કરવાના મન્ત્રને તેની વિશુદ્ધિવાસ્તે સ્વય એક હજાર વાર જપે ( આપવાના મંત્રની દશ માળા ફેરવે ) ॥૭॥ તે પછી ઔદ્ધવ ગુરૂપદારૂઢ તે ગુરૂ ઔદ્ધવસમ્પ્રદાયમા નિષ્ઠાવાળા વિધિજ્ઞ વિપ્રને બોલાવીને તેણે પ્રદર્શાવેલા પ્રકારને અનુસારે તે શિષ્યપાસે શ્રીકૃષ્ણની પૂજા કરાવે ॥૮॥ વળી તે વિપ્ર દેશ કાળને અનુસારે બે દિવસે કરીને કે એક દિવસે કરીને યથાશાસ્ત્ર સમગ્ર વિધિ કરાવે ॥૯॥ તેનો પ્રકાર કહુંછું—પોતાના ગૃહ્યસૂત્રોક્ત વિધિને અનુસારે દીક્ષાદાન દિવસથકી પૂર્વદિવસે અથવા તેજ દિવસે પ્રથમ નાન્દીમુખશ્રાદ્ધ અને સ્વસ્તિવાચનાદિક સર્વ કર્મ કરાવે ॥૧૦॥ સુમનોહર સર્વતોભદ્રમંડળ પ્રથમ કરાવીને તેના મધ્યભાગમાં સુવર્ણમય અથવા તામ્રમય ઉત્તમ કુંભને સંસ્થાપીને, આઠ દિશાઓમા યથાશક્તિ તામ્રમય કે મૃત્તિકામય શોભન આઠ કળશોને સંસ્થાપીને ( મધ્ય કુંભ સોનાનો હોય તો બીજા તાંબાના અને મધ્ય કુંભ તાંબાનો હોય તો બીજા મૃત્તિકાના, એવો વિવેક જાણવો) તેમાં શુદ્ધ જળ ભરીને અને રત્નો પચ

मृन्मयानपि ॥१२॥ सतोयेषु सरत्नेषु सपल्लवफलेषु च । सवासःपूर्णपात्रेषु स्थापयेत्तेषु देवताः ॥१३॥ श्रीराधासहितं कृष्णं स्थापयेन्मध्यमे घटे । प्राच्यां कुम्भे स दुर्गां च दक्षिणे भास्करं तथा ॥१४॥ प्रतीच्यां विघ्नराजं च शिवं सौम्यां घटे न्यसेत् । विष्वक्सेनं तथाऽऽग्नेय्यां नैर्ऋत्यां गरुडं च सः ॥१५॥ वायव्यां च हनूमन्तं कलशे स्थापयेत्ततः । श्रीदामानं तथैशान्यां क्रमेण स यथाविधि ॥१६॥ सुस्नातेनाथ शिष्येण स्वस्तिवाचनपूर्वकम् । वृद्धिश्राद्धं कारयित्वा हरेः पूजां विधापयेत् ॥१७॥ भूतशुद्धिं तथा प्राणप्रतिष्ठां तान्त्रिकीं स च । कारयित्वा मातृकाणां न्यासांश्चावाहयेत्प्रभुम् ॥१८॥ श्रीकृष्णाय नमस्तुभ्यं श्रीराधापतये नमः । नमस्ते धर्मधुर्याय नरनारायणाय च ॥१९॥ एतेन मन्त्रेण च तमावाहनपुरस्कृतम् । भगवन्तं साङ्गदेवं पूजयेद्ब्राह्मणः सुधीः ॥२०॥ उपचारैः षोडशभिर्मन्त्रैर्विष्णोश्च वैदिकैः । कारयित्वार्चनं वह्नि

પલ્લવો તથા ફળોવડે તેને અલંકૃત કરીને, વસ્ત્રવડે સમલંકૃત કરી પૂર્ણપાત્રોએ સહિત કરીને, તેમા મધ્યમ કુંભમા રાધાસહિત શ્રીકૃષ્ણની સંસ્થાપના કરે. તે પછી પૂર્વ દક્ષિણ પશ્ચિમ અને ઉત્તર દિશામાં રહેલા ઘડાઓમાં અનુક્રમે દુર્ગા સૂર્ય ગણપતિ અને શિવની સ્થાપના કરે. તથા અગ્નિ નૈઋત વાયુ અને ઈશાન વિદિશામા રહેલા ઘડાઓમા અનુક્રમે વિશ્વક્સેન ગરૂડ હનુમાન અને શ્રીદામાની સ્થાપના કરે આવા અનુક્રમથી સર્વ દેવતામૂર્તિઓની યથાવિધિ સ્થાપના કરે ॥૧૧-૧૬॥ અનંતર તે વિપ્ર યથાવિધિ સ્નાન જેણે કર્યું છે એવા શિષ્યપાસે સ્વસ્તિવાચન વૃદ્ધિશ્રાદ્ધાદિ કરાવીને અને પંચરાત્રતંત્રોક્ત વિધિને અનુસારે ભૂતશુદ્ધિ-પ્રાણપ્રતિષ્ઠાદિ કરાવીને અને માતૃકાન્યાસ કરાવીને પછી ભગવાનનું આવાહન કરાવે ॥૧૭-૧૮॥ 'શ્રીકૃષ્ણાય નમઃ શ્રીરાધાપતયે નમઃ ધર્મધુરન્ધરાય નમઃ નરનારાયણાય નમ.', આ મંત્રવડે ( અને અન્ય વૈદિક તે તે મંત્રોવડે ) આવાહનાદિપૂર્વક અંગદેવસહિત ભગવાનની તે બુદ્ધિશાળી બ્રાહ્મણ શિષ્યપાસે પૂજા કરાવે ॥૧૯-૨૦॥ વૈદિક મંત્રોચ્ચારણપૂર્વક ષોડશ ઉપચારોવડે ભગવાનની પૂજા

दक्षिणे स्थापयेद्वरे. ॥२१॥ स्थापिते संस्कृते वह्नौ वैष्णवं श्रपयेच्च रुम् । प्रदीप्ते तत्र च ततो ध्यात्वा सम्पूजयेद्धरिम् ॥२२॥ समिदाज्यचरूणां च प्रत्येकं जुहुयात्तत. । आहुतीरष्टवर्णेन स चाष्टाधिकविंशतिम् ॥२३॥ ततोऽङ्गदेवतादिभ्य एकैकां च घृताहुतिम् । हुत्वा पूर्णाहुतिं चासौ होमकर्म समापयेत् ॥२४॥ महानीराजनं कृत्वा दत्त्वा पुष्पाञ्जलिं च स । दण्डवत्प्रणमेच्छिष्य. प्रार्थयेच्च तमादरात् ॥२५॥ वाणी गुणानुकथने श्रवणौ कथायां हस्तौ च कर्मसु मनस्तव पादयोर्न. । स्मृत्यां शिरस्तव निवासजगत्प्रणामे

કરાવીને તેમના જમણા પડખામા અગ્નિને સ્થાપે ॥૨૧॥ સ્થાપનમન્ત્રથી વેદીમા સ્થાપન કરેલા તે અગ્નિનો યથાવિધિ સસ્કાર કરીને, સસ્કૃત તે અગ્નિમા વૈષ્ણવ ચરૂને રાધે, પછી પ્રદીપ્ત તે અગ્નિમા ભગવાનનુ ધ્યાન ધરીને પૂજન કરે ॥૨૨॥ તે પછી તે બ્રાહ્મણ સમિધ્ (યજ્ઞમા હોમવાનુ એક જાતનુ કાષ્ઠ) આજ્ય-ઘૃત અને ચરૂની પ્રત્યેક અઠ્ઠાવીશ આહુતિઓને શ્રીનારાયણના અષ્ટાક્ષર મન્ત્રથી હોમે, એટલે અઠ્ઠાવીશ સમિધાહુતિ અઠ્ઠાવીશ આજ્યાહુતિ અને અઠ્ઠાવીશ ચરૂઆહુતિને હોમે આ તો કનિષ્ઠ પક્ષ કહ્યો છે તેથી પ્રત્યેક એકસો આઠ આહુતિ આપવારૂપ ઉત્તમ પક્ષ જાણવો ॥૨૩॥ તદનંતર આ વિપ્ર અગદેવતાદિકને એક એક આજ્યાહુતિ આપીને, પૂર્ણાહુતિને હોમીને હોમકર્મની સમાપ્તિ કરે ॥૨૪॥ અનંતર શિષ્ય મહાનીરાજન કરીને પુષ્પાજલિ સમર્પીને દંડવત્પ્રણામ કરીને તે શ્રીકૃષ્ણની આદરથી 'વાણી ગુણાનુકથને' આ શ્લોકથી આદરપૂર્વક પ્રાર્થના કરે ॥૨૫॥ પ્રાર્થનાનો પ્રકાર આ છે-હે ભગવન્! મારી સમગ્ર ઇન્દ્રિયવૃત્તિઓ આપનાજ એકપરાયણ રહો તેમા મારી વાણી આપના ગુણાનુકથનમા સદાય રહો, વાચાની સત્તાસિદ્ધિ તેનાધીન છે, અન્યથા તો દેડકાનીજ જેમ એમ તે નિરર્થક છે, માટેજ તેની સત્તાની આશસા 'અસ્તુ' પદથી જણાવી છે એરીતે શ્રવણાદિકમા પણ જાણી લેવુ મારા કર્ણ તમારા ગુણકથાશ્રવણમા રહો મારા હાથ તમારા ચરણની પરિચર્યા જે પુષ્પ લાવવા હાર ગુથવા વિગેરે તેમા રહો મારૂ મન આપના

दृष्टिः सतां दर्शनेऽस्तु भवत्तनूनाम् ॥२६॥ ततो बद्धाञ्जलिपुट एकाग्रमनसा हरिम् । स्तुवीत शिष्यः सानन्दं स्तोत्रमेतत् पठन् स्थितः ॥२७॥ नवीनजीमूतसमानवर्णं रत्नोल्लसत्कुण्डलशोभिकर्णम् । महाकिरीटाग्रमयूरपर्णं श्रीराधिकाकृष्णमहं नमामि ॥२८॥ निधाय पाणिद्वितयेन वेणुं निजाधरे शेखरयातरेणुम् । निनाद-

ચરણારવિંદના અનુસ્મરણમાં રહો. મારૂં મસ્તક આપ સર્વાન્તર્યામિના નિવાસભૂત સ્થાવર જંગમાત્મક સમસ્ત જગતને પ્રણામ કરવામાં રહો (પરિદૃશ્યમાન સર્વેમાં ભગવાન્ નારાયણજ અંતરાત્માપણે સન્નિધિ કરી રહ્યા છે એમ જાણીને સર્વત્ર તદ્રૂપદૃષ્ટિથી 'प्रणमेद्दण्डवद्भूमावाश्वचण्डालगोखरम्' આમાં કહેલી રીતિને અનુસારે સર્વપ્રાણિમાત્રને મસ્તકથી પ્રણામ કરતો રહું ) ભગવાનની સર્વાન્તરાત્મતા શ્રુતિએ કહીછે–'तत्सृष्ट्वा तदेवानुप्राविशत्' 'तदनुप्रविश्य सच्च त्यच्चाभवत्' 'यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यमयति यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं' ઇતિ મારી નેત્રવૃત્તિ આપનીજ દિવ્યમૂર્તિવિશેષભૂત સંતોના દર્શન કરવામાં રહો. 'ते पुनन्त्युरुकालेन दर्शनादेव साधवः' એવી સ્મૃતિ છે ॥૨૬॥ એરીતે પ્રાર્થના કરીને, પછી શિષ્ય બે હાથ જોડીને ઉભો થઇને એકાગ્ર મનથી આનંદપૂર્વક આગળ કહીશ એવા સ્તોત્રવડે શ્રીહરિની સ્તુતિ કરે ॥૨૭॥

આ તે સ્તોત્ર 'नवीन' ઇત્યાદિ અષ્ટક–જેમની દિવ્ય મંગળમૂર્તિનો વર્ણ નવીન–પ્રથમ ઉદય પામેલા મેઘનોજ જેમ એમ જોનારા જનોના લોચનને શીતળ કરનારો અને અંતઃકરણને આહ્લાદ આપનારો શ્યામ સુંદર છે એવા, અંદર જડેલા દિવ્ય રત્નોવડે ચળકતાં કાંચનમય મકરાકાર કુંડળોવડે અલંકૃત છે કર્ણયુગલ જેમનું એવા, અંદર ઘાલેલા મોરનાં પિંછાવડે શોભતો અગ્રભાગ જેનો છે એવા મહામુકુટથી સમલંકૃત મસ્તક જેમનું છે એવા, શ્રીરાધિકાવડે સમલંકૃત છે વામભાગ જેમનો અથવા શ્રી–લક્ષ્મી તથા રાધિકાએ સહિત એવા શ્રીકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ॥૨૮॥ મુકુટમાં ધારેલા તોરાઓના પુષ્પોમાથી પડતા રેણુઓ ( પુષ્પોની જીણી રજ ) વડે સુગન્ધિમાન્ એવા દિવ્ય વેણુ ( વાંસળી )ને બે કરકમળથી પકડીને

यन्तं च गतौ करेणुं श्री० ॥२९॥ विशुद्धहेमोज्ज्वलपीतवस्त्रं हतारियूथं च विनापि शस्त्रम् । व्यर्थीकृतानेकसुरद्विडस्त्रं श्री० ॥३०॥ अधर्मतिष्यार्दितसाधुपालं सद्धर्मवैरासुरसङ्घकालम् । पुष्पादिमालं व्रजराजबालं श्री० ॥३१॥ गोपीप्रियारम्भितरासखेलं रासेश्वरीरञ्जनकृत्प्रहेलम् । स्कन्धोल्लसत्कुङ्कुमचिह्नचेलं श्री० ॥३२॥ वृन्दावने प्रीततया वसन्तं निजाश्रितानापद उद्धरन्तम् । गोगोप-

પોતાના અધરોષ્ઠ ઉપર ધારીને તેને અતિમધુર સ્વરથી વજાડતા, ચાલવાની ચાતુરીમાં ગજેન્દ્રગતિની ઉપમા જેમને છે એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ॥૨૯॥ તપાવેલા સુવર્ણ જેવા અતિઉજ્જ્વળ દિવ્ય પીતાંબરવડે શોભાયમાન, શસ્ત્ર વિનાજ સંકલ્પમાત્રથી સંહાર કર્યો છે પૂતનાપ્રમુખ શત્રુસમૂહ જેમણે, જેમણે પોતાના પરિદ્રોહમાં પ્રવર્તેલા શિશુપાલપ્રમુખ આસુરોનું અનેકવિધ અસ્ત્રોનું બળ નિષ્ફળ કર્યું છે એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ॥૩૦॥ અધર્માધિક કળિએ (અધર્મવંશના બળવાળા કળિ વૈરી) પીડા પમાડેલા સાધુઓનું સંરક્ષણ કરવાના એક શીલવાળા, એકાંતિક ધર્મનિષ્ઠ સત્ય સંતો અને ધર્મના જે સહજ શત્રુ આસુરસંઘો તેમનો સંહાર કરનારા, પુષ્પાદિકની દિવ્ય માળાઓવડે અલંકૃત, વ્રજરાજ નંદજીના બાળભાવથી પ્રાદુર્ભવેલા એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ॥૩૧॥ પોતાના અનન્યભક્ત ગોપીજનોનો મનોરથ પરિપૂરણ કરવા રચ્યો છે રાસખેલ જેમણે, રાસેશ્વરી રાધિકાજીના ચિત્તને રંજન કરનારા રતિઆદિક ભાવને જણાવનારા વિલાસવિશેષને પ્રકાશ કરનારા, ખભાના ભાગમાં સુશોભમાન કુંકુમચિહ્નિત સુરભિ સુમનોહર દિવ્ય વસ્ત્રવડે વિરાજમાન એવા શ્રીરાધિકાકૃષ્ણને હું નમસ્કાર કરૂં છું ॥૩૨॥ દિવ્ય વૃંદાવનવિષે નિવાસ પરમ પ્રિય જેમને છે, ગોપ ગોપીઆદિક નિજાશ્રિતોની અખિલ આપદાને નિવારનારા અને મંદસ્મિતવડે મધુર મુખારવિંદવાળું, નવીન મેઘ સમાન શ્યામ, ભવબ્રહ્માદિ સકળસુરોને વિસ્મય પમાડનારૂં, સકલ યોગિજનોના માનસના આરામરૂપ, આનંદમય, અતિવિલક્ષણ પોતાના કોઇપણ દિવ્ય વપુને પશુપક્ષી

गोपीरभिनन्दयन्तं श्री० ॥३३॥ विश्वद्विपन्मन्मथदर्पहारं संसारिजीवाश्रयणीयसारम् । सदैव सत्पूरुषसौख्यकारं श्री० ॥३४॥ आनन्दितात्मव्रजवासितोकं नन्दादिसन्दर्शितदिव्यलोकम्। विनाशितस्वाश्रितजीवशोकं श्रीराधिकाकृष्णमहं नमामि ॥३५॥ तत्रोपविशेतां तौ गुरुशिष्यौ सुशोभिते । देवपीठाग्निवेद्योस्तु मध्यस्थाने समाहितौ ॥३६॥ सुस्नातोऽथ गुरुस्तत्र कृतनित्यविधिः शुचिः । कुशाजिनोर्णान्यतमे निषीदेदासने शुभे ॥३७॥ तथाविधासने शिष्यः श्वेतवासा अलङ्कृतः । चन्दनाद्यैरुपविशेत्प्रणमेच्च

---

मानुषादि उच्च नीच भावनो विचार कर्या विना समस्त प्राणि जनोना लोचनगोचर करीने, गो-गोप-गोपीवृंदोने अतिशय आनंद पमाडता एवा श्रीराधिकाकृष्णने हुं नमस्कार करूं छुं ॥૩૩॥ समस्त जगतना एक वेरी कामदेवना भवब्रह्मादिकना विजयजन्य महागर्वने गोपीमंडळसाथे रासलीला करवा छतां पण ऊर्ध्वरेतापणे रहेवाथी अपहरनारा, असारमां सारभ्राति थवाथी वारेवारे संसरता, माटेज तेना निवारणने आकांक्षता एवा जीवोए समाश्रयणीय अपरिमित आनंदसाररूप अने पोताना एकांतिक संतजनोने सदैव महासुख करनारा एवा श्रीराधिकाकृष्णने हुं नमस्कार करूं छुं ॥૩૪॥ पोताना अतिमानुष दिव्य चरित्रादिवडे अतिशय आनंद पमाडी छे प्रियव्रजवासी बाळमंडळी जेमणे, पोताना पिता नंदजी-आदिक गोपोने प्रदर्शाव्यो छे दिव्य लोक (अक्षरब्रह्माख्य स्वधाम) जेमणे, समूळ नाश कर्यो छे निजाश्रित समस्त जनोनो आध्यात्मिकादि सकळ दु खशोक जेमणे एवा श्रीराधिकाकृष्णने हुं नमस्कार करूं छुं ॥૩૫॥

आ रीते शिष्य अष्टश्लोकात्मक स्तोत्रवडे स्तुति करी रह्या पछी बन्ने गुरुशिष्य एकाग्र चित्तवाळा थइ देवपीठ अने अग्निवेदीना मध्ये सुशोभित स्थानमां बेसे ॥૩૬॥ बन्नेने बेसवानो प्रकार एवो के—गुरु यथाविधि स्नान करी नित्यकर्म करी अंतरशुद्धि संपन्न थई ते स्थानमां दर्भमय के मृगचर्ममय के कुंबलामय हरकोई एक आसनमा बेसे. पछी शिष्य हरिप्रासादिक चदन पुष्पहारादिवडे अलकृत थई श्वेत वस्त्रने धारीने, ते गुरुने प्रणाम

च सद्गुरुम् ॥३८॥ श्वेते धौते नूत्नवस्त्रे गुरुस्तं परिधापयेत् । बध्नी यात्तुलसीमाले कण्ठे चास्य ततः शुभे ॥३९॥ कृष्णपूजावशिष्टेन केसरेण सुगन्धिना । कारयेच्चन्दनेनासावूर्ध्वपुण्ड्रचतुष्टयम् ॥४०॥ ततो गोपीचन्दनेन तद्बाह्वोर्दक्षवामयोः । कृष्णस्य चक्रशङ्खाभ्यां हेतिभ्यामङ्कयेद्गुरुः ॥४१॥ प्राङ्मुखस्याथ शिष्यस्य बद्धाञ्जलिपुटस्य सः । उदङ्मुखो गुरुर्दक्षे कर्णे मन्त्रमुपादिशेत् ॥४२॥ अष्टाक्षर महामन्त्रं सह ऋष्यादिभिर्गुरुः । शिष्याय दद्याच्छ्रीकृष्णं हृदि ध्यायन्समाहितः ॥४३॥ अस्य श्रीकृष्णमन्त्रस्य छन्दोऽनुष्टुप् च

કરીને ત્યા ઉક્ત હરકોઈ એક આસનમા બેસે ॥૩૭-૩૮॥ તે પછી ગુરૂ શિષ્યને ધોવાપૂર્વક સુકવીને રાખેલા નવીન શ્વેત બે વસ્ત્રો પહેરાવે અને શુભ-ભગવાનના અગસગથી મગળ કરેલી તુળસીમાળા ( ઝીણા મણિકાની બેવડી કઠી ) ને શિષ્યના ગળામા બાધે ॥૩૯॥ તે પછી ગુરૂ કૃષ્ણપૂજા કરતાં અવશેષ રહેલા ( પ્રસાદભૂત ) સુગન્ધિ કેસરસમિશ્રિત ચદનથી લલાટાદિ ચાર સ્થાનોમા ચાર ઊર્ધ્વપુડ્રોને કરાવે ॥૪૦॥ અનતર શિષ્યના જમણા ડાબા બાહુમા ગોપીચદન ચોપડેલા ભગવદાયુધ ચક્ર શખવડે અનુક્રમે અકિત કરે અર્થાત્ ચદનની છાપો આપે ( યદ્યપિ શિક્ષાપત્રીટીકામા 'कृष्णदीक्षा गुरो प्राप्ते' આ શ્લોકના વ્યાખ્યાન વખતે તપાવેલા શખચક્રની છાપોની આવશ્યક્તા પ્રતિપાદન કરી છે, તથાપિ તેનો પ્રકૃત મહાદીક્ષાના અંગપણામા અભાવને લીધે અહીં 'તપાવેલા' એમ કહ્યુ નથી એટલા-માત્રથી તેનુ ખડન ન જાણવુ તે તો સામાન્યદીક્ષામાત્રથીજ સ્વતત્રપણે પ્રાપ્તજ છે ) ॥૪૧॥ અનતર ગુરૂ ઉત્તરમુખે બેસીને પૂર્વમુખે બેઠેલા, બે હાથ જોડી રહેલા તે શિષ્યના દક્ષિણ કર્ણમા મત્રનો ઉપદેશ કરે ગુરૂ નિશ્ચળ ચિત્તથી હૃદયમા શ્રીકૃષ્ણનુ ધ્યાન કરતા થકા તેમના અષ્ટાક્ષર મહા મત્રનો શિષ્યને ઉપદેશ કરે તથા તે મત્રના ઋષિ આદિકનો ઉપદેશ કરે ॥૪૨-૪૩॥ આ શ્રીકૃષ્ણમત્રનો છદ અનુષ્ટુપ્ છે, નારદ ઋષિ છે, ( પચ-રાત્ર આગમ થકી ઉદ્ધાર કરેલા આ મત્રનો શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને ઉપદેશ કર્યો છે અને વળી પચરાત્ર આગમ નારદપ્રણીત છે માટે આ મત્રના નારદ

नारदः । ऋषिश्च देवता कृष्णस्तत्प्रीत्यै विनियोजनम् ॥४४॥ त्रिवारमुपदिश्यासौ यथापूर्वमुपाविशेत् । ततस्तस्मै पालनीयान्सर्वान् धर्मानुपादिशेत् ॥४५॥ ऊर्ध्वपुण्ड्राणि तुलसीमाले त्वं तात ! धारयेः । नित्यं कुर्या विष्णुपूजां त्रिकालं सकृदेव वा ॥४६॥ तत्रोर्ध्वपुण्ड्रं कर्तव्यं सन्ध्यापूजादिकर्मसु । मृदैव सितया वत्स ! गोपीचन्दनसंज्ञया ॥४७॥ अङ्गुल्यैव च तत्कार्यं दण्डाकारं सुशोभनम् । सच्छिद्रं नासिकामूलाल्ललाटे त्वाकचोदयात् ॥४८॥ एवं हृदि च कर्तव्यं पुण्ड्रं बाहुद्वये तथा । द्विजातीनां त्विह प्रोक्तमूर्ध्वपुण्ड्रचतुष्टयम् ॥४९॥ हरिमभ्यर्च्य तिलकं कर्तव्यं चन्दनेन च । प्रासादिकेन रुचिरं दृष्ट्वाऽऽदर्शे सचन्द्रकम् ॥५०॥ अथवा चन्द्रकं कुर्याः

ઋષિ છે એમ જે કહ્યુ તે યુક્તજ છે) દેવતા કૃષ્ણ છે, તેમની પ્રીતિમાટે વિનિયોગ છે, એ રીતે ઋષિપ્રમુખપૂર્વક મત્રનો ત્રણવાર ઉપદેશ કરીને પૂર્વની પેઠે યથાસ્થાન બેસે તે પછી મહાદીક્ષાને પામેલા તે શિષ્યે અવશ્ય પાળવાના સર્વ ધર્મોનો તેને ઉપદેશ આપે ॥૪૪-૪૫॥

તે એવી રીતે કે-હે તાત! તારે ઊર્ધ્વપુડ્ર અને તુલસીમાળા નિત્ય ધારવી પ્રતિદિન વિષ્ણુપૂજા ત્રિકાળ કે એક કાળ કરવી ॥૪૬॥ હે વત્સ! તેમા સધ્યાપૂજાદિ કર્મ કરવાના સમયે ઊર્ધ્વપુડ્ર રહિત નજ રહેવુ તે તિલક ગોપીચદન નામની શ્વેત મૃત્તિકાથીજ કરવુ બીજાથી નહિ વળી તે શળીઆદિકે કરીને નહિ કરવુ કિંતુ તર્જની આગળી વડેજ કરવુ વળી તે મધ્ય છિદ્રે સહિત દડાકૃતિજ સુશોભન કરવુ વળી તે લલાટમા નાસિકા મૂળને આરભીને કેશોદયપ્રદેશપર્યંત કરવુ આથી ઊર્ધ્વપુડ્રના વિધાનમા દ્રવ્યનિયમ, કરણનિયમ, આકારનિયમ અને સ્થાનનિયમ પ્રદર્શાવ્યો એ રીતે હૃદયમા અને બે બાહુમા, એમ મળીને ચાર સ્થાનોમા દ્વિજોએ ગોપીચદનથી ચાર ઊર્ધ્વપુડ્ર ધારવા અથવા ભગવત્પૂજન કરતા અવશેષ રહેલા (પ્રસાદભૂત) કેસર કુકુમયુક્ત ચદનથી સુદર તિલક દર્પણમા પોતાના મુખનુ પ્રતિબિંબ જોઇને કરવુ અને તેના મધ્યમા ચદ્રકપણ ચદનથી કરવો અથવા રાધાલક્ષ્મીના પ્રસાદભૂત કુકુમથી પુડ્રના મધ્યમા

कुङ्कुमेन सुशोभनम् । हृदये बाहुयुग्मे च तथा पुण्ड्रं सचन्द्रकम् ॥५१॥ ललाटे वासुदेवं च ध्यायन्सङ्कर्षणं हृदि । प्रद्युम्नं चानिरुद्धं च तत्कुर्यास्त्वं भुजद्वये ॥५२॥ माले च कण्ठलग्ने द्वे तुलसीकाष्ठजे त्वया । यज्ञोपवीतवद्धार्ये सूक्ष्मे नित्यं च पुत्रक ! ॥५३॥ हरेः प्रासादिकीं मालां तुलसीकाष्ठजां भवान् । नवीनां धारयेद्यर्हि तदा मन्त्रमिमं पठेत् ॥५४॥ तुलसीकाष्ठसम्भूते ! माले ! कृष्णजनप्रिये ! ॥ बिभर्मि त्वामहं कण्ठे कुरु मां कृष्णवल्लभम् ॥५५॥ यथालब्धोपचारैश्च कर्तव्यं विष्णुपूजनम् । द्रव्याभावे तु मन्त्रेण तत्कार्यं दम्भवर्जितम् ॥५६॥ शालग्रामशिलापूजा कर्तव्या ब्राह्मणेन तु । श्रीर

---

સુશોભન ચદ્રક કરવો તથા હૃદય અને બે બાહુમૂળમા પણ એજ રીતે સચદ્રક ઊર્ધ્વપુડ કરવુ ॥૪૭-૫૧॥ હે શિષ્ય ! તારે વાસુદેવનુ ધ્યાન કરવાપૂર્વક લલાટમા તે તિલક કરવુ, સકર્ષણનું ધ્યાન કરીને હૃદયમા તે કરવુ અને પ્રદ્યુમ્ન અનિરૂદ્ધનુ ધ્યાન ધરીને બે બાહુમૂળમા તે પુડ્ કરવુ ॥૫૨॥ વળી હે પુત્રક ! તારે તુળસીકાષ્ઠથી બનાવેલી સૂક્ષ્મ મણકાની બેવડી કઠી કઠમા યજ્ઞોપવીતની પેઠે સર્વદૈવ ધારવી ॥૫૩॥ તું જ્યારે તુળસીકાષ્ઠકૃત ભગવત્પ્રસાદભૂત નવીન કઠી કઠમા ધારૂ ત્યારે 'तुलसीकाष्ठसम्भूते' આ મનનો ઉચ્ચાર કરજે આ મત્રાર્થ-હે તુળસી કાષ્ઠસભૂતે ! (તુળસીકાષ્ઠથી બનાવેલી) હે કૃષ્ણજનપ્રિયે ! (કૃષ્ણજનો જેને પ્રિય છે) એવી હે માળે ! તમને હુ કઠમા ધારણ કરૂંછુ તો મને તમારી પેઠેજ શ્રીકૃષ્ણની પ્રીતિનો પાત્ર કરો ॥૫૪-૫૫॥ વિષ્ણુનુ પૂજન દભ વિના-ભક્તાગ્રેસરપણાની પ્રખ્યાતિ મેળવવામાજ એક ઉપયોગી પ્રવૃત્તિનો પરિત્યાગ કરીને પરા ભક્તિથી યથાસમય પ્રાપ્ત થતા પુષ્પાદિ ઉપચારોવડે કરવુ પૂજોચિત ચદનાદિ તે તે પદાર્થો ન મળે તો તે પૂજન તે તે મનોવડેજ ભાવપૂર્વક નિર્દભપણે કરવુ ॥૫૬॥ તેમાં શાળગ્રામશિલા બ્રાહ્મણેજ પૂજવી ઇતર દીક્ષિતે પણ ન પૂજવી, તેણે તો શ્રીકૃષ્ણની પ્રતિમાજ પૂજવી (શાળગ્રામશિલાના સમર્ચનમા બ્રાહ્મણ નેજ અધિકાર છે આ અર્થ-शालग्रामशिलां वापि चक्राङ्कितशिलां

ष्णप्रतिमैवार्च्या दीक्षितेनेतरेण तु ॥५७॥ पूजनान्ते भगवतो योऽद्य लब्धो महामनुः । जपनीयो यथाशक्ति स त्वया वाञ्छितार्थदः ॥५८॥ यथाशक्ति यथाबुद्धि जपान्तेऽनुदिनं त्वया । कर्तव्यो दशमस्कन्धाध्यायपाठो ह्यनापदि ॥५९॥ कालीभैरवभूतादिभये क्वचिदुपस्थिते । श्रीनारायणवर्मैव जपेस्त्वं प्रयतः शुचिः ॥६०॥ सायं मन्त्रजपश्चापि कर्तव्यः शक्तितस्त्वया । वृथाकालो न नेतव्यो हरिसम्बन्धमन्तरा ॥६१॥ विष्णोः कथायाः श्रवणं कीर्तनं

तथा ब्राह्मणः पूजयेन्नित्यं क्षत्रियादिर्न पूजयेत् ॥' આ વચનથી જણાયછે. વૈષ્ણવાચાર્યોતો શાળગ્રામશિલાના અર્ચનમાં ક્ષત્રિયાદિને નિષેધ કરનારા વચનમાં દીક્ષિત અદીક્ષિતપણે વ્યવસ્થા કરેછે. તે સ્કંદપુરાણમાં કહ્યું છે— 'ब्राह्मणक्षत्रियविशां सच्छूद्राणामथापि वा । शालग्रामेऽधिकारोऽस्ति न चान्येषां कदाचन ॥ अतो निषेधकं यत्तु वचनं श्रूयते स्फुटम् । अवैष्णवपरं तत्तद्विज्ञेयं तत्त्वदर्शिभिः ॥' ઇતિ. એ રીતે બન્ને પ્રકારના પ્રબળ વચનો છે તો ઔદ્ધવીઓને માટે આ નિર્ણય જાણવો– સામાન્યદીક્ષાને પામેલા બ્રાહ્મણોએજ શાળગ્રામની પૂજા કરવી, તેવા ક્ષત્રિયાદિકોએ પૂજા ન કરવી, મહાદીક્ષાને પામેલાજ ત્રૈવર્ણિકોએ અને સચ્છૂદ્રોએ પણ શાળગ્રામની પૂજા કરવી, શ્રીકૃષ્ણપ્રતિમાનુ પૂજન તો સર્વ કોઇએ કરવુંજ. તો આ વચન સામાન્યદીક્ષાને અધિકાર કરીને પ્રવર્તેલું જાણવું ) ॥૫૭॥ અર્ચનને અતે આજ જે મહામત્ર મારાથકી મળ્યો છે, અભિલષિત અર્થને આપનારો તે મત્ર તારે ભગવાનના પૂજનને અતે યથાશક્તિ જપવો ॥૫૮॥ હે શિષ્ય! તારે જપને અતે અનુદિન યથાશક્તિ શ્રીમદ્ભાગવતના દશમસ્કધનો પાઠ કરવો. આપત્તિમા તો એનો નિયમ નથી ॥૫૯॥ જો કદાચિત્ કાળી ભૈરવ ભૂત પ્રેત પિશાચઆદિક ક્ષુદ્રદેવતાદિકથકી ઉપદ્રવ પ્રાપ્ત થાય તો તારે તેના નિવારણ માટે નારાયણકવચનો જપજ અત્યત અવહિત ચિત્તથી શુચિ–બાહ્યઆભ્યતર શુદ્ધિસંપન્ન થઇ કરવો, ઇતર ક્ષુદ્રમત્રાદિકનો જપ નજ કરવો ॥૬૦॥ તારે પ્રતિદિન સાયકાળે પણ યથાશક્તિ મહામંત્રનો જપ કરવો. ભગવાનનો જે સંબંધ–ગુણકીર્તન–શ્રવણ–પરિચરણ વિગેરે

ध्यानमर्चनम् । कुर्या नित्यमुदासीनः प्रवृत्ताखिलकर्मसु ॥६२॥ अनापदि स्पृशेर्नैव सधवामपि योषितम् । प्रसादिकं विना विष्णोर्न पत्रमपि भक्षयेः ॥६३॥ निवेदितं यदन्नादि वासुदेवाय तेन च । देवानन्यान् पितृंश्चापि यथाकालं यजेद्भवान् ॥६४॥ चातुर्मास्योर्जमाघेषु विशेषनियमांश्चरेः । प्रत्यक्षं लवणं त्वं च न गृह्णीयाश्च भोजने ॥६५॥ मलोत्सर्गे कटिस्नानमनापदि समाचरेः । विनोदकं न कुर्याश्च मूत्रकर्माप्यनापदि ॥६६॥ ब्राह्मे मुहूर्ते निद्रां त्वं सर्वथैव त्यजेः सदा । आदिमं याममुल्लङ्घ्य शयनं निशि चाचरेः ॥६७॥ दशमीष्वथ सर्वासु पारणादिवसेषु च । दिवानिद्रां

વ્યાપાર તે વિના ક્ષણમાત્ર પણ કાળ વૃથા કદાપિ કાઢવો નહિ ॥૬૧॥ અભ્યુદયમાત્ર પર્યવસાન પામનારા ત્રૈવર્ગિક સમસ્ત પ્રવૃત્તિ કર્મોથકી વિમુખ થવાપૂર્વક તુ નિત્ય ભગવદ્‌ગુણકથાશ્રવણ કીર્તન ધ્યાન પૂજન પ્રણામાદિ ભક્તિપરાયણ થા ॥૬૨॥ આપત્કાળ વિના પરવનિતા સધવાનો પણ સ્પર્શ અકામકલુષિત પણ કદાપિ કરીશજ નહિ અને ભગવાનને નહિ નિવેદન કરેલુ પત્ર પણ ભક્ષણ કરીશ નહિ ॥૬૩॥ અન્ય દેવતાઓને તથા પિત્રિઓને ભગવન્નિવેદિતજ અન્નાદિકવડે યથાકાળ યથાવિધિ તારે યજન કરવુ પણ તેમને નહિ નિવેદન કરેલા અન્નાદિકે કરીને ન કરવુ, કારણ કે સર્વેપણ દેવતાઓ અને પિત્રિઓ ભગવાનના દાસભૂતજ છે ॥૬૪॥ ચાતુર્માસ્ય, (આષાઢ માસની શુક્લપક્ષની એકાદશીને આરંભીને કાર્તિક શુક્લ એકાદશીપર્યંતનો કાળ) કાર્તિકમાસ અને માઘમાસમા પૂર્વોક્ત (શિક્ષાપત્રીમા કહેલા) ભગવત્કથાશ્રવણાદિ વિશેષ નિયમો તારે ધારવા વળી ભોજનમા પ્રત્યક્ષ લવણ—દાળ આદિકમા નહિ મિશ્રિત કરેલું સાક્ષાત્ લવણ તારે નજ લેવુ ॥૬૫॥ મળોત્સર્ગમાં કટિસ્નાન આપત્તિથકી અન્યત્ર અવશ્ય કરવુ આપત્કાળ વિના મૂત્રોત્સર્ગ પણ જળ વિના ન કરવો, કેમકે તેમા પણ શૌચ કરવાનુ કહ્યુ છે ॥૬૬॥ તારે સદાય બ્રાહ્મ મુહૂર્તમા નિદ્રાનો સર્વથાજ ત્યાગ કરવો—સુઇ રહેવું નહિ રાત્રિએ પ્રથમ પ્રહર વ્યતીત થયા પછી શયન કરવુ પણ પ્રથમ પ્રહરમા નહિ ॥૬૭॥ અને દશમીઓ,

त्यजेर्विष्णोर्व्रतोत्सवदिनेषु च ॥६८॥ दिवा निशि च भुञ्जीथा न दिवा द्विस्तथा निशि । पारतन्त्र्येऽथ रोगादौ द्विर्भुक्तिर्नात्र दुष्यति ॥६९॥ प्रेतान्नं नैव भोक्तव्यं संस्कारान्नं तथैव च । आसन्नसम्बन्धिगृहे दोषो नास्ति च तद्भुजौ ॥७०॥ धर्मशास्त्रेण विहितान्स्वधर्मानितरानपि । पालयन्सर्वकाले त्वं कृष्णभक्तिं समाचरेः ॥७१॥ चिद्रूप आत्मा विज्ञेयः साक्ष्यवस्थात्रयस्य च । देहेन्द्रियमनःप्राणबुद्ध्यादीनां प्रकाशकः ॥७२॥ न जायते म्रियते वा कदा-

द्वादशીઆદિક પારણાદિવસો, એકાદશી જન્માષ્ટમી આદિક વ્રતદિવસો અને અન્નકૂટાદિ ઉત્સવદિવસોમાં દિવાનિદ્રાનો ત્યાગ કરવો–કરવી નહિ ॥૬૮॥ દિવસે એક વાર અને રાત્રિએ એક વાર જમવું, પણ દિવસે બે વાર તથા રાત્રિએ બે વાર જમવુ નહિ પરતન્ત્રપણામાં અને રોગાદિ આપદામા તો બે વાર જમવામા દોષ નથી ॥૬૯॥ **પ્રેતાન્ન**–પ્રેતનિમિત્તનું અન્ન જે નવશ્રાદ્ધ એકાદશાહિક શ્રાદ્ધ ઉન્માસિકાદિ શ્રાદ્ધ દિવસોએ આપવામા આવે છે તે તથા **સંસ્કારાન્ન**–સીમતાદિ સંસ્કારની સદ્ગુણતા સિદ્ધિમાટે આપવામાં આવતુ અન્ન તારે નજ જમવું સમીપ-દેહસંબન્ધિજનોના ઘરમા તો પ્રેતાન્ન સંસ્કારાન્ન જમવામાં દોષ નથી. તે થકી અન્યત્ર દોષ છે ॥૭૦॥ ધર્મશાસ્ત્રે કર્તવ્યપણે કહેલા બીજા પણ વર્ણાશ્રમધર્મોને પાળવાપૂર્વક તું સર્વદા કૃષ્ણભક્તિપરાયણ થઇ રહે ॥૭૧॥ વળી આત્માનું સ્વરૂપ તારે તત્ત્વથી જાણવું, તેને હુ નિરૂપણ કરૂં છુ તો તુ સાવધ મનથી સાભળ, આ આત્મા દેહ ઇન્દ્રિયો પ્રાણ આદિક થકી અત્યત ભિન્ન હોઇને તેમનો અધિષ્ઠાતા અને અધિષ્ઠાનથી તે સર્વેનો **પ્રકાશક**–ચેતયિતા ( ચેતનાધીન વ્યાપારને સંપાદન કરનારો ) અને જાગ્રતાદિ ત્રણ અવસ્થાનો **સાક્ષી**–સાક્ષાત્ દ્રષ્ટા અને **ચિદ્રૂપ**–જ્ઞાનૈકસ્વભાવ સમજવો ॥૭૨॥ યદ્યપિ કર્મને લીધે દેવ મનુષ્યાદિ ભાવને પામતા 'જન્મ્યો મર્યો' એવા લોકપ્રવાદનો આ પાત્ર થાય છે, આ પ્રવાદતો પામરોનો છે, તત્ત્વથી વિચાર કરે તો પિંડજ ઉત્પન્ન થાય છે અને પિંડજ પ્રણાશ પામેછે આ આત્મા વર્તમાન કાળે દેહની સાથે કદાપિ ઉત્પન્ન

चिन्नायं भूत्वा भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥७३॥ नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः । न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥७४॥ अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च । नित्यः सर्व-

થતો અને દેહની સાથે કદાપિ મરણને પણ પામતો નથી. એટલે સમસ્ત દેહોમાં સર્વેએ અનુભવાતાં જન્મ મરણ ક્યારેયપણ આત્માને સ્પર્શ કરી શકતાં નથી. શંકા-પ્રત્યેક દેહયોગમાં ભલે એનો જન્મ ન હોય, પરંતુ કલ્પના આદિભાગમાં ઉત્પન્ન થઇને કલ્પને અંતે વિનાશને પામીને ફરી વળી કલ્પના આદિભાગમાં ઉત્પન્ન થશેજ? એમ જો કહો તો તેમ નથી. હિરણ્યગર્ભાદિકના તેવાં ( કલ્પાદિભાગમાં થાય અને કલ્પાન્તે નાશ પામે ) જનન મરણ સ્મૃતિમાં કહ્યાં છે પણ તે પિંડવિશેષનાંજ કહ્યાં છે. તો આ આત્મા કલ્પના આદિભાગમાં ઉત્પન્ન થઇને કલ્પને અંતે નહિ મરનાર હોવાથી અજ નિત્ય-ઉત્પત્તિનાશરહિત છે. અને શાશ્વત પુરાણ-સર્વ કાળમાં પણ અનુવર્તતો થકો એકરૂપ હોઇને કાળની દીર્ઘતાને લીધે જીર્ણ થતો નથી. અને શરીર હણાતાં પણ તે હણાતોજ નથી. શંકા-શરીર હણાતાં તેમાં અનુપ્રવેશ કરી રહેલો આ આત્મા કેમ ન હણાય? હણાયજ. એમ જો કહો તો તેમ નથી જે શસ્ત્રાદિકોએ આ દેહનો નાશ કરાય છે તેઓએ આ આત્માનો વિનાશ કરી શકાતો નથી. આ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, એને અગ્નિ બાળી શકતો નથી, એને જળ કોહવરાવી શકતું નથી અને વાયુ શોષણ કરી શકતો નથી. કારણ કે જે શસ્ત્ર જળાદિક છે તે સ્થૂળ અને સાવયવ વસ્તુ હોય તેની અંદર પ્રવેશ કરીને વિનાશ કરે છે. આ સૂક્ષ્મ નિરવયવ આત્માના વિનાશમા તે શસ્ત્ર જળાદિકની બીલકુલ શક્તિ નથી ॥૭૩-૭૪॥ શંકા-શસ્ત્રાદિકથકી વિલક્ષણ અતિશય સૂક્ષ્મ કાંઇપણ વસ્તુ આત્માનું નાશ કરનાર થાયજ? તો તેમ નથી. કારણ કે આ આત્માતો સર્વગત-જે અહીં ગુણમય કાર્યકારણરૂપે રહેલું પ્રકૃતિ પ્રાકૃત મહદહંકારાદિક વર્તે છે તે સર્વ કોઈ પણ વસ્તુમાં પ્રવેશ કરીને રહ્યો છે. આત્માએ નહિ અનુપ્રવેશ કરેલું કાંઇ પણ વસ્તુ

गतः स्थाणुरचलोऽयं सनातनः ॥७५॥ अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते । ज्ञातव्यो ब्रह्मरूपोऽयं सच्चिदानन्दलक्षणः ॥७६॥ आत्मना ब्रह्मरूपेण विशुद्धेनाक्षरेण च । कृष्णमेव परं ब्रह्म

નથી 'येन सर्वमिदं ततम्' એમ ભગવાને કહ્યુ છે. (આથી એકજ આત્મા સર્વત્ર છે એમ ભરમાવું નહિ) માટે આ આત્મા સર્વથકી પણ સૂક્ષ્મતમ છે. 'सूक्ष्माणामप्यहं जीवः' એમ ભગવાને કહ્યું છે. માટેજ આત્મા અચ્છેદ્ય અદાહ્ય અક્લેદ્ય અને અશોષ્ય છે. એનુ છેદન ભેદન ક્લેદન શોષણ થતુંજ નથી માટે આત્મા **નિત્ય**-નાશરહિત, **સ્થાણુ**-સ્થિરસ્વભાવવાળો, **અચળ**-વૃદ્ધિ હ્રાસાદિશૂન્ય અને **સનાતન**-અનાદિ છે ॥૭૫॥ માટેજ આ આત્મા **અવ્યક્ત**-ચક્ષુરાદિ કરણોએ કરીને વ્યક્ત થતો નથી. જે છેદ્ય દાહ્યઆદિક હોય તેતો ચક્ષુરાદિ ઇન્દ્રિયોએ કરીને વ્યક્ત થાય છે. વળી **અચિંત્ય**-અંતઃકરણોએ કરીને છેદનાદિકને યોગ્ય પદાર્થોની પેઠે ચિંતન થઈ શકે એવો નથી. વળી **અવિકાર્ય**-વિકાર્ય વસ્તુઓથકી વિસજાતીય હોવાથી વિકારને અયોગ્ય કહ્યો છે (આ બધો •આત્મતત્ત્વબોધ ગીતાના બીજા અધ્યાયમા રહેલા એજ શ્લોકોથી અહીં નિરૂપણ કર્યો છે) એ રીતે સર્વથા પ્રકૃતિવિલક્ષણપણે જાણેલો આ આત્મા વળી બ્રહ્મરૂપ જાણવો બ્રાહ્મ-અપહતપાપ્મત્વાદિ રૂપ એનુ સ્વાભાવિક છે, કારણ કે પોતે સ્વત સચ્ચિદાનંદલક્ષણ છે. યદ્યપિ અનાદિકર્મપ્રવાહથી પ્રવર્તેલી વિપરીત વાસનાને લીધે હમણાં સંકુચિત જ્ઞાનપ્રભાવાળો જણાય છે તથાપિ પરબ્રહ્મના ધ્યાનબલથી એનું જે સ્વાભાવિક બ્રાહ્મ રૂપ છે તે આવિર્ભાવને પામે છે તો આ આત્મા પ્રકૃતિવિલક્ષણપણેજ જેમ એમ બ્રહ્મરૂપપણે-અપહતપાપ્મત્વાદિ ગુણવિશિષ્ટ અક્ષરાત્માપણે વિચિંતન કરવો જે હમણાં (બદ્ધદશામાં) જણાતું દેવમનુષ્યાદિ રૂપ અને તેનું અનુબન્ધિ કર્તૃભોક્તૃઆદિક રૂપ છે તેતો અવિશુદ્ધ છે. વિશુદ્ધ તો બ્રહ્મરૂપ છે, તે 'अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः' આ પ્રજાપતિવાક્યથી કહ્યું છે, તેવા વિશુદ્ધ બ્રહ્મરૂપ અક્ષર આત્મા થઈને પરંબ્રહ્મ કૃષ્ણનુંજ હૃદયકમળમાં સદાય ચિંતનપરાયણ થઈ રહે. એટલે 'હું કર્તા છું ભોક્તા છું'

हृत्पद्मे चिन्तयेः सदा ॥७७॥ सन्त एव सदा सेव्यास्तदुक्ता नियमास्तथा। पालनीयाः प्रयत्नेन ब्रह्मचर्यादयस्त्वया ॥७८॥ सर्वात्मना श्रितः कृष्णं त्वमसि ह्यम्बरीषवत्। अत आत्मनिवेदीति ख्यातो भुवि भविष्यसि ॥७९॥ इत्याज्ञां शिरसादाय शिष्यः सम्पूजयेद्गुरुम्। वस्त्रैश्चन्दनपुष्पैश्च यथाशक्ति धनेन च ॥८०॥ गोभूहिरण्यविपिनमश्ववाटी गृहं च वा। अन्नवस्त्रादि स्वशक्त्या गुरवेऽर्पयेत् ॥८१॥ ततश्चन्दनपुष्पाद्यैरन्नैर्दक्षिणया च सः। साधूनन्यांश्च विप्रांश्च पूजयित्वाभिवादयेत् ॥८२॥ दीक्षितं तं ततो ब्रूयाद्विधिज्ञः स

એવા ભાવનો પરિત્યાગ કરીને 'પૂર્વોક્ત પ્રકારે હું બ્રહ્મરૂપજ છું' એવો વિચાર રાખીને, એ રીતે આત્મસ્વરૂપના મનનપૂર્વક પરમાત્માનુ હૃદયારવિંદમા સતત વિચિતનપર થઇ રહે ॥૭૬-૭૭॥ વળી તારે સતોજ સદૈવ સેવવા, કારણ કે તેમની સેવાવડેજ વિજ્ઞાન ભક્તિની અભિવૃદ્ધિ થાય છે તથા તે સતોએ આદેશેલા બ્રહ્મચર્ય અપરિગ્રહ આદિક આશ્રમાનુરૂપ સર્વે નિયમો પ્રયત્નથી તારે પાળવા ॥૭૮॥ જે હેતુ માટે તુ સર્વ પ્રકારે શ્રીકૃષ્ણનેજ આશ્રિત થયો છુ તે હેતુ માટે અબરીષ રાજાની પેઠે 'આત્મનિવેદી' એવા નામથી પૃથ્વીમા પ્રખ્યાત થઇશ ॥૭૯॥

હે સુતો ! તે પછી શિષ્ય આવી ગુરૂની આજ્ઞાને માથે ચઢાવીને, વસ્ત્ર ચદન પુષ્પ ધનાદિવડે યથાશક્તિ ગુરૂની પૂજા કરે ॥૮૦॥ ગાયો ભૂમિ સુવર્ણ આમ્રવન અશ્વ વાડી ઘર અથવા અન્નવસ્ત્રાદિ અકલેશથી યથાશક્તિ ગુરૂને અર્પણ કરે ॥૮૧॥ તે પછી શિષ્ય ચદન પુષ્પાદિવડે સાધુઓની પૂજા કરે અને બીજા વિપ્રોને અન્ન તથા દક્ષિણાવડે સતૃપ્ત કરે પછી તે સર્વને અભિવદન કરે ॥૮૨॥ અનંતર વિધિજ્ઞ તે પુરોહિત ( દીક્ષાવિધિમા વરેલો ) વિપ્રવર્ય દીક્ષિત તે શિષ્યને એમ કહે કે-હે મહાભાગ ! તારૂં ભદ્ર-કલ્યાણ થાવ-આ ભુવનમા પુરૂષો જ્યારે શબ્દાદિ વિષયવિષપાનવડે વિમૂર્છિત થઇને વિવિધ દુખોવડે અભિભૂત થતા વિનષ્ટપ્રાય થઇ જાય છે, ત્યારે તુ તો કોઇપણ પ્રાક્તન મહાભાગ્યવશાત્ આ ગુરૂને પામીને નિ શ્રેયસના સન્માર્ગને પામ્યો છુ, તો સાધુકારી તારૂ ભદ્ર થાવ તું આ લોકમા ધન્ય-કૃતાર્થ થઇ

द्विजोत्तम. । भद्रं तेऽस्तु महाभाग ! धन्योऽसि कुलपावन. ॥८३॥ प्रसादात्सद्गुरोरेव त्वन्मनोरथपादप. । भविष्यत्येव सफल परं सुखमवाप्स्यसि ॥८४॥ सुखमूलं हि विज्ञानं तत्तु लभ्येत सद्गुरो. । ततस्तमेव सेवेत मुमुक्षु. संयतेन्द्रिय. ॥८५॥ असङ्कल्पाज्जयेत्कामं क्रोधं कामविवर्जनात् । अर्थानर्थेक्षया लोभं भयं तत्त्वावमर्शनात् ॥८६॥ आन्वीक्षिक्या शोकमोहौ दम्भं महदुपासया । योगान्तरा

રહ્યો છુ તે તારૂ કુળપણુ પાવન કરી દીધુ ॥૮૩॥ આ સદ્ગુરૂના અનુગ્રહથીજ તારો મનોરથરૂપ વૃક્ષ સફળ થશેજ અને તું સર્વોત્તમ સુખ નિ શ્રેયસરૂપને નિશ્ચે પામીશ ॥૮૪॥ સમસ્ત સુખનુ મૂળ વિજ્ઞાનથકી બીજુ નથી, ( વિજ્ઞાનજ છે ) તે વિજ્ઞાનતો સતગુરૂ થકીજ મળે છે, માટે હિતૈષી મુમુક્ષુ શિષ્યે સ્વધર્માનુસારે માયિક વિષયો થકી સમસ્ત ઇન્દ્રિયોને નિયમમા રાખીને તે સદ્ગુરૂનીજ સેવા કરવી ॥૮૫॥ તેથી સર્વાર્થ પ્રાપ્તિને કહેછે–કામ કે જે વિષયોપભોગમા અત્યુત્કટ રાગરૂપ (જેને લીધે વિષયોને ભોગવ્યા વિના રહીજ શકે નહિ ) છે તે 'આ વાણીની મધુરતા અહો !!– આશ્ચર્યજનક છે, રૂપનો આ પ્રકર્ષ અહો ! ! છે, આ સસ્પર્શ અહો ! છે' એમ જે સાભળેલું હોય જોએલુ હોય અને ભોગવ્યુ હોય તેને વારવાર મનોમાર્ગમા લાવીને કરાતા સકલ્પોવડે અભિવૃદ્ધિને પામે છે, તેવા સકલ્પો નહિ કરવાથી ક્રમે કરીને તે કામનો ઉપરમ થાય છે, તો અસકલ્પથકી કામનો જય કરે કામના વિવર્જનથી ક્રોધ જીતાય છે, કામનો ઉપઘાત થતા 'મારો કામ આણે હણ્યો' એમ પરઉપર ક્રોધ થાય છે, જો કામ ન હોય તો આ ક્રોધનો અવસરજ નથી જે લોભ છે તે અર્થમૂળક છે, તે અર્થોમા 'આ અનર્થ છે' એવી બુદ્ધિ કરવાથી લોભ જીતવો તત્ત્વબોધના અભાવને લીધે ભ્રમ થાય છે, 'આ સર્વ બ્રહ્માત્મક છે' એમ વસ્તુત ત્ત્વનો અવબોધ થતા 'આ અનુકૂળ છે આ પ્રતિકૂળ છે' એવો વિભાગ ટળી જવાથી ભયપ્રસગ નથી, તો તત્ત્વવિમર્શ કરવાવડે ભયને જીતે અનાત્મામા આત્માભિમાનને લીધે 'આ મારો બન્ધુ મરી ગયો' એમ શોક થાય છે, આન્વિક્ષીકી–આત્મજ્ઞાનથી તે શોક અને તેના મૂળભૂત

यान्मौनेन हिंसां कायाद्यनीहया ॥८७॥ कृपया भूतजं दुःखं दैवं जह्यात्समाधिना । आत्मजं योगवीर्येण निद्रां सत्त्वनिषेवया ॥८८॥ रजस्तमश्च सत्त्वेन सत्त्वं चोपशमेन च । एतत्सर्वं गुरौ भक्त्या पुरुषो ह्यञ्जसा जयेत् ॥८९॥ यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥९०॥ भजस्व परया भक्त्या ततस्त्वं गुरुमीश्वरम् । एवमुक्त्वा देवतानां द्विज' कुर्याद्विसर्जनम् ॥९१॥ ईदृशीं सोपस्करां मूर्तिमथ वस्त्रादि दक्षि-

મોહ વિજીતાય છે. મહાપુરૂષોની ઉપાસનાથી દભ ટળી જાય છે મૌન-અસભાષણથી યોગમા વિરોધી ગ્રામ્ય લોકવાર્તાદિકનો જય થાય છે શરીરની વિવિધ ચેષ્ટાઓએ કરીને બહુ પ્રાણિઓ પીડાય છે, કાયઆદિકની નિશ્ચળતા સપાદન કરવાવડે પરહિંસાપાપને જીતે જે દુ ખ સર્પથકી કે શત્રુથકી કે અન્ય ભૂતમાત્રથકી આવે તેનો વિજય તે ભૂતો ઉપર કૃપા રાખવાથી થાયછે જે દુ ખ શીત વાત આતપ આદિકથી આવે છે તે દેહાદિક થકી અત્યત વિલક્ષણ આત્મસ્વરૂપમા ચિત્તની સ્થાપના કરવા વડે જીતાય છે વ્યાધિવિગેરેને લીધે ઉપજતુ દૈહિક દુ ખતો યોગ વીર્ય-પ્રાણાયામાદિબળવડે જીતાય છે નિદ્રાને સાત્વિક આહારાદિકના સેવનથી ત્યાગ કરે જે રજતમ-રજોગુણ તમોગુણ વૃત્તિઓ છે તેમને સત્ત્વ-સત્વગુણવૃત્તિવડે જીતે તે સત્ત્વને ઉપશમ-સમભિવૃદ્ધિ પામેલા સત્ત્વથીજ જીતે એ રીતે અસકલ્પ કામવિવર્જન વિગેરે ભિન્નભિન્ન સાધનોવડે સાધ્ય જે કામાદિ સત્ત્વાતનો જય તે ગુરૂમા સારી રીતે નિષ્પન્ન થએલી એક ભક્તિવડેજ અનાયાસથી સિદ્ધ થાય છે ॥૮૬-૮૯॥ જે મુમુક્ષુ શિષ્યને દેવ-સર્વેશ્વર શ્રીનારાયણવિષેજ જેમ એમ ગુરૂદેવ-ગુરૂરૂપથી પ્રાદુર્ભવેલા તે દેવમા પરા ભક્તિ થાય તો તે મહાત્મા શિષ્યને આ કહ્યા એવા કામજયાદિ સર્વે અર્થો પ્રકાશેછે-અનાયાસથી સિદ્ધ થાયછે (આ અર્થ ભાગવતના તેજ પાચ શ્લોકથી નિરૂપણ કર્યો છે) ॥૯૦॥ તે માટે તું ગુરૂને ઇશ્વરબુદ્ધિથી પરાભક્તિપૂર્વક ભજ. હે સુતો ! આ પ્રકારે શિષ્યને અવબોધ આપીને પછી તે દીક્ષાવિધિ કરાવનારો વિપ્ર સ્થા સ્થાપેથી શ્રીકૃષ્ણાદિ દેવતા-

णाम् । तस्मै दद्याच्च विप्राय शिष्योऽसौ कर्मकारिणे ॥९२॥ दीक्षादानदिने शिष्यो न गुरुश्चाप्युपावसेत् । एकादशीव्रतादौ तु फलाद्याहारमाहरेत् ॥९३॥ सामान्यां महतीं वापि गृह्णीयादौद्धवीं तु यः । दीक्षामेतां स्वशक्त्याऽसौ साधून्विप्रांश्च भोजयेत् ॥९४॥ दीक्षामेवं हि सम्प्राप्य धर्मानेकान्तिनां गृही । स्वाश्रमस्थोऽभ्यसेन्नित्यं तीर्थसेवापरायणः ॥९५॥ तीर्थान्यपि द्विधा सन्ति स्थावराणि जङ्गन्ति च । आद्यानि गङ्गामुख्यानि तत्रान्यानि च साधवः ॥९६॥

મૂર્તિઓનું વિસર્જન કરે ॥૯૧॥ તે પછી આ શિષ્ય જે સુવર્ણમયી મૂર્તિનો પૂજામાં વિનિયોગ કર્યો હોય તે સમસ્ત ઉપસ્કરે સહિત મૂર્તિ, અન્ન, દક્ષિણા અને વસ્ત્ર વિગેરે તે કર્મ કરાવનાર વિપ્રને આચાર્યની આજ્ઞાથી આપે ॥૯૨॥ દીક્ષાદાનદિને ગુરૂશિષ્ય બન્ને પણ નિરાહાર ઉપવાસ ન કરે. એકાદશ્યાદિ વ્રત દિવસે જો દીક્ષાદાન કર્યું હોય તો વ્રતદિને ફલાહાર કરે ( પણ શુદ્ધ ઉપવાસ ન કરે ) ॥૯૩॥ જે શિષ્ય ઔદ્ધવસંપ્રદાયસિદ્ધ આ સામાન્યદીક્ષા કે મહાદીક્ષાને ગુરૂથકી ગ્રહણ કરે તે શિષ્ય યથાશક્તિ દીક્ષાદિવસે સાધુ બ્રાહ્મણોને જમાડે. અથવા આ દીક્ષિત પોતાના ગૃહપ્રતિ આવેલા સાધુવિપ્રોને જમાડે એવો દીક્ષિતને આ વ્રતાદેશ કરેલો જાણવો ॥૯૪॥ આ રીતે મહાદીક્ષાને પામેલો ગૃહી જન ભગવદેકાંતિકોના ધર્મો કે જે પરમાત્માની પ્રસન્નતા મેળવવી એજ એક લક્ષણવાળા અને સુર્ય ચંદ્ર ઈંદ્ર આદિક તે તે તનુમાત્રના આરાધનપણાની બુદ્ધિએ રહિત વર્ણાશ્રમધર્મો છે તથા પરમાત્માનાજ એક આરાધનપણાને પામતા સકળ ઇંદ્રિયોના વ્યાપારરૂપ છે તે એકાંતિક ધર્મોને પોતાના આશ્રમધર્મથકી નહિ પ્રચ્યુતિ પામીને નિત્ય અભ્યાસ કરે તથા તીર્થસેવાપરાયણ થાય ॥૯૫॥ 'तीर्थसेवापरायणः' એમ જે કહ્યું તેમાં તીર્થોનું સ્વરૂપ અને તેમના સેવનનો પ્રકાર બે શ્લોકથી કહે છે–તીર્થો પણ સ્થાવર અને જંગમ એવા ભેદથી બે પ્રકારનાં છે, તેમાં સ્થાવર તીર્થો ગંગા યમુનામુખ્ય છે, ( મુખ્ય શબ્દથી દ્વારિકાદિ ક્ષેત્રો અને સ્થાપેલી ભગવત્પ્રતિમાઓનું ગ્રહણ કરવું ) જંગમ તીર્થો તો ભગવાનના એકાંતિક સાધુજનો છે. સ્થાવર તીર્થોને તો સ્નાન

स्थावराणि तु सेवेत स्नानदर्शनवन्दनैः । जङ्गमानि तत्कथाश्रुत्या दर्शनार्चनभोजनैः ॥९७॥ त्रैवर्णिकस्य गृहिणः प्रोक्त इत्थं विधिर्मया । दीक्षाया अथ शूद्रस्य विशेषः कश्चिदुच्यते ॥९८॥ दीक्षां जिघृक्षुं सच्छूद्रमाचार्यः पूर्ववासरे । उपोषणं कारयित्वा कारयेत् कृष्णपूजनम् ॥९९॥ मन्त्राः पौराणिकाः पाठ्यास्तत्र क्वापि न वैदिकाः । श्रीकृष्णाय नम इति होमे पाठ्यः षडक्षरः ॥१००॥ स्वाहाकारो न वक्तव्यः शूद्रस्यानधिकारतः । तमङ्कयित्वोपदिशेदष्टवर्णं मन्त्रं गुरुः ॥१०१॥ गृहस्थविहितान् धर्मांस्ततस्तस्मा उपादिशेत् । शूद्राणां विधिरित्युक्तो वक्ष्यमनाश्रमिणोऽथ तम् ॥१०२॥ दीक्षामिमां ये गृहिणो गृहीत्वा भजन्ति कृष्णं निजधर्मसंस्थाः । ते

---

દર્શન વંદનાદિવડે સેવે સાધુરૂપ જંગમ તીર્થોને તેમણે કરેલી ભગવત્કથાવાર્તાનું શ્રવણ, તેમના ચરણકમળનું દર્શન, તેમનું અર્ચન અને તેમનું સંતર્પણ આદિકવડે સેવે ॥૯૬-૯૭॥ આ બધો મેં કહેલો મહાદીક્ષાવિધિ ત્રૈવર્ણિક ગૃહસ્થને માટે જાણવો હવે સચ્છૂદ્રને દીક્ષા દેવામાં જે કોઈ વિશેષ છે તે કહું છું ॥૯૮॥ મહાદીક્ષાને પામવા ઇચ્છતા સચ્છૂદ્રને આચાર્ય પ્રથમ દિને ઉપોષણ કરાવીને દીક્ષાદિને કૃષ્ણપૂજન શૂદ્રને અધિકાર નહિ હોવાથી વૈદિક મંત્રો વિના કેવળ પૌરાણિક મંત્રો ઉચ્ચારવાપૂર્વક પ્રણવ સ્વાહાકારે વર્જીત 'શ્રીકૃષ્ણાય નમ' આ ષડક્ષર મંત્રવડેજ કરાવે હોમમાં પણ તેજ ષડક્ષર મંત્રનો ઉપયોગ કરવો તે પછી તે સચ્છૂદ્ર શિષ્યને ગોપીચંદનથી ચર્ચેલા શંખચક્રવડે ચિહ્નિત કરી ( છાપો આપીને ) તેને અષ્ટાક્ષર મહામંત્રનો વામ કર્ણમાં ઉપદેશ કરે ॥૯૯-૧૦૧॥ ત્યાર પછી ગુરુ તે સચ્છૂદ્રને શાસ્ત્રમાં ગૃહસ્થોને પાળવાપણે કહેલા સદાચારોનો ઉપદેશ કરે હે પુત્રો ! આ પ્રકારે મેં સચ્છૂદ્રોનો મહાદીક્ષાવિધિ કહ્યો હવે ( આગળના અધ્યાયમાં ) અનાશ્રમીનો મહાદીક્ષાપ્રકાર નિરૂપણ કરૂં છું ॥૧૦૨॥ હે સુતો ! જે ગૃહસ્થો ઉક્ત પ્રકારની મહાદીક્ષાને ગ્રહણ કરીને સ્વધર્મમાં નિષ્ઠાવાળા થઈ ભગવાનને અનન્ય ચિત્તથી ભજે છે તે ગૃહીજનો ગૃહસ્થાશ્રમનો જેમણે ત્યાગ કર્યો છે એવા સાધુજનોને ( પરમહંસો ) સમાન સમજવા તેઓ

पूरपास्त्यागिजनैः समाना ज्ञेया इहामुत्र च भूरिसौख्याः ॥१०३॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे दीक्षाविधौ गृहस्थाना महादीक्षाग्रहणविधिनिरूपणनामाष्टचत्वारिंशोऽध्यायः ॥४८॥

श्रीनारायणमुनिरुवाच—अनाश्रमी पुमान् यस्तु मृतयोपिद्भवेच्च सः। आददीत महादीक्षां स्वोक्तां कृत्वेव निष्कृतिम् ॥१॥ विधिस्तस्याप्येष एव दीक्षाया ग्रहणे मतः। दैहिकोऽन्यो विशेषोऽस्ति तं चापि कथयाम्यहम् ॥२॥ श्मश्रूणि धारयेन्नैव न चोलं न च कञ्चुकम्। न च श्वेतेतरद्वासो वसीत विकृतं न तत् ॥३॥ ब्रह्मचारीव योषां च

આ લોકમાં ભગવદ્‌ભક્તિની અભિવૃદ્ધિરૂપ સુખને અને પરલોકમાં પરમપુરૂષની પ્રત્યક્ષ પ્રાપ્તિથી પ્રાપ્ત થતા પરમાનંદને પામેછે ॥૧૦૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે દીક્ષાવિધૌ ગૃહસ્થાનાં મહાદીક્ષાગ્રહણવિધિનિરૂપણનામાષ્ટચત્વારિંશોઽધ્યાયઃ ॥૪૮॥

## [1]અધ્યાય ૪૯ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે સુતૌ ! જે ત્રૈવર્ણિક પુરૂષ સમાવર્તન સંસ્કાર કર્યા પછી પત્નીપરિગ્રહે રહિત હોય અને જે મૃતદાર–જેની પત્ની મરી ગઈ હોય એવો અનાશ્રમી–કોઈ પણ આશ્રમને નહિ પામેલો તે પુરૂષ જો મહાદીક્ષાને પામવા વાછતો હોય તો પૂર્વોક્ત પ્રકારે એ ઉપવાસરૂપ પ્રાયશ્ચિત્ત કરીને પૂર્વોક્તજ વિધાનથી કૃષ્ણપૂજનાદિકપૂર્વક મહાદીક્ષાને ગ્રહણ કરે ॥૧॥ તેનો પણ દીક્ષાગ્રહણમાં વિધિ પૂર્વોક્તજ (એનોએજ) જાણવો પર દૈહિક–દેહાનુબન્ધી (વેષવિશેષાદિરૂપ) જે બીજો વિશેષ–ભેદ છે તે વિશેષને પણ હું કહું છુ ॥૨॥ મહાદીક્ષાને પામેલો તે અનાશ્રમી શ્મશ્રુ (દાઢી મુછ) ને નજ ધારે. ચોળ (ચોરણો પાયજામો સુરવાળ) અગરક્ષક–અગરખાને નજ ધારણ કરે શ્વેતજ વસ્ત્રને પહેરે. ઇતર–કસુંબલાદિ વસ્ત્રને નજ ધારે તથા વિકૃત–બીભત્સ જે લોકશાસ્ત્રનિંદિત હોય તે વસ્ત્રને નજ ધારણ કરે ॥૩॥ નૈષ્ઠિક બ્રહ્મચારીની પેઠે સ્ત્રીઓના

૧ આ અ ધ્યાયમા અનાશ્રમીઓનો મહાદીક્ષાવિધાનનો પ્રકાર કહ્યો છે

त्यजेद्द्रव्यं तु रक्षयेत् । अग्रेसरो गृहस्थानां साधुशुश्रूषणे भवेत् ॥४॥ महादीक्षायतानेन वर्णिना त्यागिना तथा । एकभुक्तव्रतं कार्यं यावज्जीवमनापदि ॥५॥ निशि वा दिवसे कुर्याद्दीक्षितो भोजनं सकृत् । रात्रौ चेदाद्ययामे तन्मध्याह्नोत्तरमह्नि तु ॥६॥ आनुकूल्ये सति प्रायो नक्तभोजी भवेत्सदा । दैनंदिनानि पापानि तेन नश्यन्ति सर्वशः ॥७॥ सकृद्भोजी तु यो नक्तं स तु प्रासादिकं हरेः । अन्नादि दिवसे प्राप्तं रक्षेत्सम्यक् शुचिस्थले ॥८॥ दिवा न भक्षयेत्किञ्चित्प्रासादिकमपि प्रभोः । अन्यथा भङ्ग एव स्यादेकभुक्तव्रतस्य वै ॥९॥ प्रासादिकान्नशाकादेरेकभुक्तव्रतत्वतः । अवशं नैव कुर्वीत

संगने त्याग करे. (ब्रह्मचर्यव्रतपर थाय) एने धनत्यागनु विधान नथी, तो न्यायोपार्जित धनने राखे साधुजनोनी शुश्रूषामां गृहस्थोथकी अग्रेसर थाय-गृहस्थो करतां पण अतिशयित तेमनी सेवा करे (केमके तेनाथकी कुटुंबभरणमां वळगेलानी न्यूनता छे) ॥४॥ आ महादीक्षा पामेलो विधुर आपत्काळ विना यावज्जीव एक भुक्तव्रत (एकवारज भोजन वार्नु व्रत) करे. आ नियम महादीक्षाने पामेला वर्णीने अने साधुने समान समजवो ॥५॥ आ महादीक्षित उक्त अनाश्रमीप्रमुख उक्त एक भुक्तव्रत दिवसे के रात्रिए करे. जो रात्रिए करे तो रात्रिना प्रथम प्रहरमांज करे अने जो दिवसे करे तो मध्याह्नोत्तर (बपोर पछी) करे ॥६॥ मध्याह्नोत्तर जे काळ कह्यो तेमां पण आ विशेष छे-जो अनुकूळता होय तो बहुधातो नक्तभोजी सदाय थाय. एटले ए त्रण घटिकामात्र बाकी रहेला दिवसना अंतिम भागमां सदा भोजन करे. तेनाथी तेनां प्रतिदिन थतां तमाम पापोनो प्रणाश थायछे ॥७॥ जे नक्तसमये एक भुक्तव्रतधारी दीक्षित होय तेतो दिवसे मध्याह्नसमये प्राप्त थएलु भगवत्प्रसादभूत अन्नादिकने कोइ पवित्र प्रदेशमां राखी मुकीने नक्तसमयेज जमे ॥८॥ भगवानना प्रसादभूत पण फलादि यत्किंचित् पण वस्तु नक्तसमय पहेलां दिवसे नज जमे, अन्यथा-एम न करे तो एक भुक्तव्रतनो भगज थाय, माटे कांइ पण तेथकी पहेलां नज भक्षण करे ॥९॥ ते आ नक्तसमये एक

नमस्कृत्य विसर्जयेत् ॥१०॥ एकभुक्तव्रती यश्च दिवा सोऽपि पुमान्हरेः । प्राप्तं प्रासादिकं रक्षेत्कालादन्यत्र चेद्भुजेः ॥११॥ प्रासादिकस्य सम्मानं फलादेरपि वैष्णवः । प्रणामेनैव कुर्वीत नावमानं तु कर्हिचित् ॥१२॥ उपवासदिने प्राप्तं हरेः प्रासादिकं पुमान् । विसर्जयेन्नमस्कृत्य नान्नं भक्षेत्तु सर्वथा ॥१३॥ अपि भोजनवेलायां प्राप्ते प्रासादिके यदि । भक्ष्यार्हं स्वस्य न स्याद्यत्सर्वथा तन्न भक्षयेत् ॥१४॥ त्यक्तं यत्स्वेन नियमाद्देहपीडाकरं च यत् । भक्षणीयं न तद्भक्तैः प्रासादिकमपि प्रभोः ॥१५॥ ग्राम्यवार्तानिवृत्त्यर्थं हरेर्नामान्यहर्नि-

---

ભુક્તવ્રતધારી દીક્ષિત વ્રતને નહિ જાણતા કોઇએ પ્રીતિથી આણેલા ભગવત્પ્રસાદભૂત યત્કિંચિત્ શાકાદિ અન્નને નમસ્કાર કરીને વિસર્જન કરે પણ અવમાન નજ કરે ॥૧૦॥ દિવસે જે વૈષ્ણવજન એક ભુક્તવ્રતધારી થાય તે પણ એજ રીતે અસમયમા મળેલુ અન્નાદિ રાખી મુકીને ભોજનસમયે જમે. અસમયમા કોઇએ આપેલા ભગવત્પ્રસાદ ફલાદિકના પણ અવમાનને તો ક્યારેય નજ કરે, કિંતુ પ્રણામને કરે. જમે તો નહિજ ॥૧૧–૧૨॥ પ્રસંગાત્ આ અર્થનો આદેશ કરેછે–એજ રીતે ઉપવાસ દિવસે પણ પ્રાપ્ત થએલા ભગવત્પ્રાસાદિકને નમસ્કાર કરીનેજ વિસર્જન કરે. અન્નને તો સર્વથા નજ ભક્ષણ કરે (આથી જો ફળાદિક હોય તો તેના દાતાના આદર અર્થે કિંચિત્ ગ્રહણ કરે એમ જણાય છે ) ॥૧૩॥ ભોજન વેળાએ પણ પ્રાપ્ત થએલા પ્રાસાદિક પદાર્થવિષયમાં જો જે વસ્તુ પોતાને ભક્ષણ કરવા લાયક ન હોય તો તે સર્વથા નજ ભક્ષણ કરે. એટલે અન્નફળાદિ પોતાને ભોજન યોગ્ય ન હોય તે હરિપ્રાસાદિકના માહાત્મ્યે કરીને પણ ન ભક્ષણ કરે ॥૧૪॥ વળી જે વસ્તુ નિયમવિશેષને પાળતાં પોતે ‘આને હું નહિ ભક્ષણ કરૂં’ એમ પરિત્યાગ કર્યું હોય અને જે વસ્તુ ભક્ષણ કરવાથી પોતાના દેહમાં દુઃખ દેનાર થાય તે શાક ફળાદિ ભલે પ્રભુપ્રાસાદિક હોય અને જમવા ટાણે મળ્યું હોય પણ ભક્તોએ નજ ભક્ષણ કરવું ॥૧૫॥ ગ્રામ્યવાર્તાનો પ્રસંગ પરિહરવા અહર્નિશ ભગવાનનાં નામોને ઉચ્ચારે અને તેમના ભક્તજન-

दाम् । कीर्तयेच्च गुणान् गायेत्तस्य भक्तमनोहरान् ॥१६॥ सामान्यां सविशेषां वा दीक्षां प्राप्तो न यस्त्विमाम् । तेन भ्रात्रापि पक्वं चेन्नान्नं भुञ्जीत स कर्हिचित् ॥१७॥ भोजनव्यवहारश्च येन सार्कं भवेन्न वै । दीक्षितेनापि पक्वं चेत्तेन नाद्याच्च सर्वथा ॥१८॥ पक्वं चेद्ब्राह्मणेनान्नं क्षत्रादिस्तत्तु भक्षयेत् । ब्राह्मणस्तन्न भुञ्जीत यदि पक्ता न वैष्णव ॥१९॥ निर्वाहः स्वशरीरस्य यावताद्यादिना भवेत् । तावन्तमुद्यमं कुर्यान्नाधिकं तु स पूरुष ॥२०॥ तिष्ठेन्निवृत्तधर्मेषु प्रवृत्ताखिल

મનોહર ગુણોને ગાય ॥૧૬॥ મહાદીક્ષાને પામેલો પુરૂષ આ વિશેષદીક્ષા કે સામાન્યદીક્ષાને જેતો ન પામ્યો હોય તે ભલે ભ્રાતા હોય પણ તેણે રાધેલું અન્ન ક્યારેય પણ નજ જમે કિંતુ દીક્ષિતેજ પક્વ કરેલું અન્ન જમે ॥૧૭॥ વળી દેશભેદને લીધે કે આચારભેદને લીધે જે જનની સાથે ભોજનવ્યવહાર આચારપ્રાપ્ત ન હોય તે ભલે દીક્ષિત હોય પણ તેણે રાધેલું અન્ન સર્વથા નજ ભક્ષણ કરે ॥૧૮॥ ઉક્ત દીક્ષાને પામેલા ક્ષત્રિયાદિકોએ તો ઉક્તદીક્ષાને નહિ પામેલો પણ જો બ્રાહ્મણ રસોઇ કરનાર હોય તો તે જમવુ તે પાક કર્તા બ્રાહ્મણ કોઈ પણ રીતે જો વૈષ્ણવ ન હોય તો તે ન જમવુ 'ઉક્ત દીક્ષાને પામેલો બ્રાહ્મણ દીક્ષારહિત બ્રાહ્મણે રાધેલુ ન જમે' આવા અર્થના આશ્રયણમા તો પુનરુક્તિ આવે છે, કેમકે तेन भ्रात्रापि पक्वं चेन्नान्नं भुञ्जीत स कर्हिचित्' આ વચનથીજ આ અર્થ સિદ્ધ થઈ જાય છે, માટે ઉક્ત અર્થજ યુક્ત છે ॥૧૯॥ તે આ દીક્ષિત પુરૂષ (વિધુર) જેટલા અન્નાદિ વસ્તુવડે પોતાના દેહનો નિર્વાહ થાય એટલાજ અન્નાદિકના અર્જનમા ઉદ્યમ કરે તેથકી અધિક ઉદ્યમને તો નજ કરે ॥૨૦॥ નિવૃત્તધર્મો જે શમ દમ શાંતિ તપ વૈરાગ્યાદિપ્રધાન છે તેમા અભિમુખ થાય અને વિવિધ ફળના સાધનભૂત યાગહોમાદિ સમસ્ત પ્રવૃત્તધર્મો કે જે પોતાને વારવાર જન્મમૃત્યુરૂપ સંસૃતિને કરનારા છે તેમા વિમુખ થાય નિવૃત્ત પ્રવૃત્ત કર્મો સ્કંદપુરાણમા વિભાગથી કહ્યા છે—'स्त्रीद्रव्ययो परित्याग कामलोभक्रुधां तथा । वनवासश्च वैराग्य तप क्षान्ति शमो दम । ब्रह्मयज्ञा योगयज्ञा ज्ञानयज्ञाश्च सर्वश । जप

कर्मसु । उदासीनो भवेन्नित्यमात्मनोऽनर्थहेतुषु ॥२१॥ धोत्रस्याभ्यन्तरे रक्षेत्कौपीनं ब्रह्मचारिवत् । भक्ताख्यः स हरेर्भक्तिं कुर्वीत गृहिणोऽधिकम् ॥२२॥ शालग्रामार्चनं कुर्याद्विप्रस्तु प्रतिवासरम् । शिक्षेच्च विष्णुसूक्तार्थं सद्गुरोस्तं च चिन्तयेत् ॥२३॥ बिभृयात्पादुके चासौ पात्रमम्बुभृतं तथा । स्ववर्णधर्ममखिलं पालयेच्च जितेन्द्रियः ॥२४॥ अनाश्रमिण एतावान्विशेषो मृतयोषितः । प्राप्तस्य महतीं दीक्षां भक्तस्य कथितो मया ॥२५॥ गृहाश्रमे वर्तमानः सत्सच्छास्त्रानुशीलनात् । सम्प्राप्तस्तीव्रवैराग्यं य इच्छेदाश्रमान्तरम् ॥२६॥ सोऽप्यनाश्रमिणः प्रोक्तां दीक्षामेतामुपाश्रयेत् । वनस्थयतिधर्मो यन्निषिद्धोऽस्ति कलौ युगे ॥२७॥ वासुदेवीमतो दीक्षामाश्रित्य मह-

यज्ञाश्चेति मुने ! निवृत्तं कर्म कीर्तितम् ॥' 'तत्र वेदोक्तविधिना स्वोचितस्त्रीपरिग्रह. । वित्तार्जनं च न्यायेन द्रव्ययज्ञाः सकामना. ॥ वासो ग्रामे च नगरे पूर्तमिष्टं च कर्म यत् । प्रवृत्तं तत्तु सकलमशान्तिकृदुदीरितम् ॥' इति. ॥२१॥ ભક્તસંજ્ઞાથી વ્યવહાર કરાતો તે આ અનાશ્રમી વૈષ્ણવ વર્ણિની પેઠે ધોતીયાની અંદર કૌપીન રાખે અને મહાદીક્ષિત ગૃહસ્થો થકી અભ્યધિક કાળને ભક્તિમાર્ગથીજ કાઢે ॥૨૨॥ શાળગ્રામનુ પૂજન પ્રતિદિન કરે. વિષ્ણુસૂક્તનો અર્થ સદ્‌ગુરૂ થકી શીખીને તે અર્થનુ વારવાર ચિંતન કરે ॥૨૩॥ પાદુકા અને પાનીયપરિપૂર્ણ પાત્રને રાખે અને જીતેન્દ્રિય થઇ સર્વ સ્વધર્મોને અનુદિન અનુપાળન કરે ॥૨૪॥ મહાદીક્ષાને પામેલા મૃતભાર્ય અને અપ્રાપ્તભાર્ય અનાશ્રમી ભક્ત માટે આટલો વિશેષ મેં કહ્યો ॥૨૫॥ જે ગૃહસ્થ ( સામાન્યદીક્ષાવાળો વૈષ્ણવ ) સત્પુરૂષો અને સચ્છાસ્ત્રોના અનુશીલનથી તીવ્ર વૈરાગ્યને પામીને વાનપ્રસ્થ કે સન્યાસ આશ્રમાંતરને પામવા ઇચ્છતો હોય તેપણ અનાશ્રમી માટે કહેલી આ દીક્ષાનો સમાશ્રય કરે. કારણ કે કળિયુગમાં વાનપ્રસ્થ અને સન્યાસનો પ્રતિષેધ કર્યો છે, માટે આજ મહાદીક્ષાને પામે ॥૨૬-૨૭॥ સર્વથકી ઉત્તમ આ વાસુદેવી મહાદીક્ષા છે, માટે તે આ ગૃહસ્થ તે મહાદીક્ષાનો આશ્રય કરીને અનન્ય ભક્તિથીજ ભગવાનને સમસ્ત સાસારિક ભયે રહિત થઇને આદરથી ભજે. આથકી

तीमसौ । निर्भयोऽनन्यभक्त्यैव भजेच्छ्रीकृष्णमादरात् ॥२८॥ यदि प्राप्तो महादीक्षां प्रागेवासौ गृही भवेत् । तदा त्वेतं विशेषं स प्रोक्तं दैहिकमाश्रयेत् ॥२९॥ गृहाश्रमेच्छोज्झितवर्णिधर्मोऽप्यप्राप्तभार्योऽथ च यो मृतस्त्रि- । यश्चोज्झितस्त्रीसुख इत्यमीषामित्थं हि दीक्षाविधिरस्ति पुनो ! ॥३०॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे दीक्षाविधौ अनाश्रमिणा महादीक्षाविशेषनिरूपणनामैकोनपञ्चाशत्तमोऽध्याय ॥४९॥

श्रीनारायणमुनिरुवाच—उपनीतो यस्तु विप्रो वेदाध्ययनतत्परः । सञ्जाततीव्रवैराग्यो बुभूषेन्नैष्ठिकव्रती ॥१॥ स औद्धवीयमाचार्यं प्रा-

સન્યાસમા કશો વિશેષ નથી ॥૨૮॥ જે ગૃહસ્થાશ્રમમા વર્તમાનતા દશામાંજ તીવ્ર વૈરાગ્યોદય પહેલાજ મહાદીક્ષાને પામ્યો હોય તો તે આ મહાદીક્ષાને પામેલા ગૃહીને અપર કર્તવ્ય કશુ નથી પર અનાશ્રમિનો જે શ્વેતાબરધારણાદિક ક્રમ કહ્યો છે તે પ્રકારથી દૈહિક વિધાનનો આશ્રય કરે ॥૨૯॥ હે પુનૌ ! ગૃહસ્થાશ્રમ પ્રાપ્તિની ઇચ્છાથી વર્ણિધર્મનો ત્યાગ કર્યો છે પણ જેને ભાર્યા મળી નથી એવો જે અગૃહીતભાર્ય છે તથા જે મૃતભાર્ય (જેની ભાર્યા મરી ગઇ છે એવો) છે તથા જે વૈરાગ્યથી સ્ત્રીસુખના પરિત્યાગવાળો છે, આવા આ ત્રણ પુરૂષોનો આ પ્રકારે મહાદીક્ષાવિધિ મેં કહ્યો તો તે આ સર્વ અર્થ તમારે હૃદયમા અવધારવો ॥૩૦॥ ઇતિશ્રી સત્સંગિજીવને ચતુર્થપ્રકરણે દીક્ષાવિધૌ અનાશ્રમિણાં મહાદીક્ષાવિશેષનિરૂપણનામૈકોનપંચાશત્તમોऽધ્યાય: ॥૪૯॥

## [1]અધ્યાય ૫૦ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુનૌ ! જેતો વિપ્ર 'अष्टवर्षं ब्राह्मणमुपनयीत तमध्यापयीत' આ શ્રુતિએ કહેલા વિધિને અનુસરીને ઉપનયન સસ્કારને પામીને વેદાધ્યયનતત્પર રહેતા, જે તીવ્ર વૈરાગ્યને પામીને નૈષ્ઠિકવ્રતી–દેહપાતપર્યંત બ્રહ્મચર્યવ્રતધારી થવા વાછતો હોય તે વિપ્ર

1 આ અધ્યાયમા બ્રહ્મચારિઓનો મહાદીક્ષાવિધિ પ્રતિપાદન કર્યો છે

मुयाच्छरणं द्रुतम् । ततस्तस्मै प्रपन्नाय दद्यात्सोऽभयमादितः ॥२॥ ततो ब्राह्मणमाहूय विधिज्ञं दापयेद्गुरुः । वर्णिना स्वाश्रितेनैव स तस्मै नैष्ठिकव्रतम् ॥३॥ मण्डले सर्वतोभद्रे श्रीराधाकृष्णपूजनम् । कारयित्वा ततो दद्यात्तस्मै मौञ्जीं तु मेखलाम् ॥४॥ कौपीनयुग्मं च बहिर्वाससी च मृगाजिनम् । पालाशं वैणवं चापि दण्डं ताम्रकमण्डलुम् ॥५॥ अथ तस्मै स आचार्यो गायत्रीं वैष्णवीं दिशेत् । नारदोऽस्या ऋषिश्छन्दो गायत्री देवता हरिः ॥६॥ त्रिरिमं दक्षिणे कर्णे मन्त्रं समुपदिश्य सः । आनन्दान्तं गुरुर्नाम शिष्यस्य विदधीत च ॥७॥ ततस्तस्मै धर्मशास्त्रप्रोक्तान् धर्मानुपादिशेत् । हितावहान्-

( ઉપકુર્વાણ વર્ણિવ્રતમાં રહેલો ) ઔદ્ધવીય-ઉદ્ધવસંપ્રદાયપ્રવર્તક આચાર્યના શરણને જલદી પામે પછી શરણાગત તે વિપ્રને તે આચાર્ય પ્રથમ અભય આપે ( તારો સંસૃતિભય ટળી જાવ, અમે તને ભવસાગરથકી તારીશું એમ કહે ) ॥૧-૨॥ તદનંતર તે ઔદ્ધવીય ગુરૂ વિધિજ્ઞ વિપ્રને આગળ રાખીને પોતાના સમાશ્રિત નૈષ્ઠિકવર્ણિપાસેજ તે વિપ્ર શિષ્યને તે નૈષ્ઠિક વ્રત અપાવે ॥૩॥ તેનો વિધિ કહે છે—પ્રથમ ગુરૂ સર્વતોભદ્રમંડળમા વિધિજ્ઞ વિપ્રદ્વારા શિષ્યપાસે શ્રીકૃષ્ણપૂજન કરાવીને, પછી શિષ્ય વિપ્રને મુંજમયી મેખળા પોતાના આશ્રિત નૈષ્ઠિકવર્ણિપાસે અપાવે તથા બે કૌપીનો, તેની ઉપર પહેરવાના બે વસ્ત્રો, મૃગચર્મ, ખાખરાના વૃક્ષનો કે વાંસનો દંડ, તાંબાનું કમંડળુ, આ સર્વ અપાવે ॥૪-૫॥ અનંતર આચાર્ય વૈષ્ણવી ગાયત્રીમંત્રનો ઋષિ છંદ દેવતા આદિકના ઉપદેશપૂર્વક શિષ્યના જમણા કર્ણમાં ત્રણવાર ઉપદેશ કરે, આ વિષ્ણુગાયત્રીના નારદ ઋષિ છે, ગાયત્રી છંદ છે, હરિ દેવતા છે. ઋષિ આદિકનું જ્ઞાન ન હોય તો મંત્રજપ નિષ્ફળ થાય છે માટે ઋષ્યાદિકનો પણ આ સાથેજ ઉપદેશ કર્યો છે. આરીતે વૈષ્ણવી ગાયત્રીના મંત્રનો ઉપદેશ કરીને પછી ગુરૂ શિષ્યનું ભગવાનનાં હજાર નામો મધ્યે જે કોઈ પણ એક નામને અંતે આનંદ પદ આવે એવું નામ-કૃષ્ણાનંદ હર્યાનંદ નારાયણાનંદ આદિક સંજ્ઞાને કરે ॥૬-૭॥ તે પછી ધર્મશાસ્ત્રમાં કહેલા, નૈષ્ઠિકોએ અવશ્ય અનુષ્ઠાન કરવા

ष्ठिकानां ब्रह्मचर्यं तथाष्टधा ॥८॥ शिष्यस्तं पूजयित्वाऽथ गन्धाद्यैर्दण्डवन्नमेत् । वर्तेत स्वीयधर्मेषु गुरूक्तेष्वेव सर्वदा ॥९॥ यदा नैष्ठिकधर्मेषु धर्मशास्त्रोदितेष्वसौ । पक्वो भवेत्तदाचार्यो महादीक्षां ददीत च ॥१०॥ परीक्षामादितः कुर्याद्गुरुस्तस्य तु वर्णिनः । धर्मेषु स्थिरतामादौ सद्ग्रन्थाध्ययनं ततः ॥११॥ सेवकस्यानुकूल्यं च तज्ज्ञातेरनुपद्रवम् । अव्यङ्गत्वादिकं चापि दृष्ट्वा तं दीक्षयेत्ततः ॥१२॥ उपोषणं कारयित्वा पूर्वेद्युर्देहशुद्धये । एकादश्यां द्वादश्यां वा दद्याद्दीक्षां विधानतः ॥१३॥ मण्डलं कारयित्वाऽत्र पूर्ववद्ब्राह्मणेन सः । वासुदेवार्चनं होमं कारयेच्च यथाविधि ॥१४॥ ततस्तस्मै गुरुर्दद्याद्वाससी द्वे सिते शुभे । तुलसीमालिके द्वे च कुर्याद्बाह्वङ्कनं ततः

યોગ્ય હિતકારી ધર્મોનો તે શિષ્યને ઉપદેશ કરે અને અષ્ટવિધ બ્રહ્મચર્યના રક્ષણના પ્રકારનો વિશેષતઃ ઉપદેશ કરે ॥૮॥ ત્યાર પછી તે શિષ્ય ચંદન પુષ્પહાર આદિકવડે ગુરૂની પૂજા કરીને તેમને દંડવત્ પ્રણામ કરે અને ગુરૂએ ઉપદેશેલા સ્વધર્મમાં સદાકાળ તત્પર વર્તે ॥૯॥

તે આ બ્રહ્મચારી જ્યારે નૈષ્ઠિક ધર્મોમા પરિપક્વ થાય, એટલે નૈષ્ઠિક ધર્મના અનુષ્ઠાનથી નિર્મળ અંતઃકરણવાળો થાય ત્યારે તે વર્ણિવિપ્રને આચાર્ય મહાદીક્ષા આપે ॥૧૦॥ ગુરૂ પ્રથમતો તે વર્ણિની પરીક્ષા કરે તેનો પ્રકાર એવો કે-મહાદીક્ષાદાન પહેલાજ વર્ણિનુ ધર્મમા અસ્ખલિતપણુ અભિરતિ અને નિષ્ઠાની પરીક્ષા કરીને, વળી સદ્ગ્રંથની અધ્યયનશીલતાને જોઇને, વળી 'યાવજ્જીવ આ એના સેવકો એની સેવા કરશે' એવી એની સેવકજનની અનુકૂળતા તથા જ્ઞાતિ જનોની અનુપદ્રવ આદિક સારીરીતે જાણીને અને વળી વ્યગત્વાદિદોષે રહિતતા જાણીને પછી એને મહાદીક્ષા આપે ॥૧૧-૧૨॥ પૂર્વ દિવસે દેહશુધ્યર્થે ઉપોષણ કરાવે, પરદિન એકાદશી કે દ્વાદશીએ યથાવિધિ દીક્ષા આપે ॥૧૩॥ તેમા ગુરૂ પ્રથમ પૂર્વની પેઠે વિપ્રપાસે સર્વતોભદ્રમંડળ કરાવીને વાસુદેવનુ પૂજન અને હોમ યથાવિધિ કરાવે ॥૧૪॥ તદનંતર તે શિષ્યને ગુરૂ બે શ્વેત શુભ વસ્ત્ર આપે અને કંઠમા ધારવાની બેવડી તુલસીમાળાને આપે પછી શંખ ચક્રવડે

॥१५॥नमस्कृत्य निषण्णाय प्राङ्मुखायाथ वर्णिने । अष्टाक्षरं महामन्त्रमुदङ्मुख उपादिशेत् ॥१६॥ त्रिर्दक्षकर्ण आदिश्य मन्तुं धर्माननुपादिशेत् । मात्रा वा गुरुपत्न्यापि शिष्य ! त्वं न वदेः क्वचित् ॥१७॥ स्त्रिया मनुष्यजातेस्त्वमाकारं नावलोकयेः । अज्ञानात्स्त्रीमुखे दृष्टे व्यक्त्या कुर्या उपोषणम् ॥१८॥ यथा बृहद्व्रतं न स्वं च्यवेत्त्वं तथा त्वया । योषामिव धनं चापि न स्पृशेत्कर्हिचिद्भवान् ॥१९॥ नियमेन प्रतिदिनं सच्छास्त्रस्य बृहद्व्रती । निजशक्त्यनुसारेण पाठं कुर्यास्त्वमादरात् ॥२०॥ एवमुक्तः स गुरुणा तथेत्युक्त्वा तमानमेत् । नमस्कृत्य सतो भक्तान्भवेत्तद्वचनस्थितिः ॥२१॥ एतावान्हि विशे-

---

બાહુને અંકિત કરે ( છાપો આપે ) ॥૧૫॥ પછી પ્રણામ કરીને પૂર્વમુખે બેઠેલા તે શિષ્યને સ્વયં ગુરૂ ઉત્તરમુખે બેસીને અષ્ટાક્ષર મહામન્ત્રનો ઉપદેશ કરે ॥૧૬॥ એ રીતે ગુરૂ ત્રણવાર દક્ષિણ કર્ણમાં મહામન્ત્રનો ઉપદેશ કરીને, પછી તેણે અનુપાળવાના ધર્મોનો ઉપદેશ કરે કે–હે શિષ્ય તું માતા કે ગુરૂપત્નીની સાથે પણ ક્યારેય પણ સંભાષણ કરીશજ નહિ યદ્યપિ જનની અને તેથી ગરીયસી ( મોટી ) ગુરૂપત્ની પૂજનીય છે, અથાપિ માનસજ તે કરવું પણ બાહ્ય નહિ, તો તે બેની સાથે ન બોલવું એજ તારો તો ધર્મ છે ॥૧૭॥ વૃદ્ધા હોય કે બાળા હોય મનુષ્યજાતીયા સ્ત્રીને તું જોઇશ નહિ. અજાણથી તેણીઓનું મુખ ( ઉઘાડુ હોવાથી ) વ્યક્તિ–રૂપની અભિવ્યક્તિ અને વચની અભિવ્યક્તિથી જો જોવાઈ જવાય તો તારે એક ઉપવાસ કરવો ॥૧૮॥ જેરીતે પોતાનુ બૃહદ્વ્રત લેશથી પણ પ્રચ્યુતિ પામે નહિ તેરીતે તારે નિરંતર વર્તવું. સ્ત્રીનોજ જેમ એમ ધનનો પણ તારે દૂરથી પરિત્યાગ કરવો તે ધનનો કદાચિત્ પણ સ્પર્શ કરવો નહિ ॥૧૯॥ બૃહદ્વ્રતનિષ્ઠ તારે શ્રીમદ્ભાગવતાદિ સચ્છાસ્ત્રનો અભ્યાસ આદરથી અનુદિન નિયમથી યથાશક્તિ કરવો ॥૨૦॥ હે સુતી ! આ પ્રકારે ગુરૂએ પ્રતિબોધ દીધેલો તે નૈષ્ઠિકવર્ણી તથેતિ–'જેમ તમે કહો છો તેમજ હું કરીશ' એમ કહીને ગુરૂને પ્રણામ કરીને અને ભગવાનના એકાંતિક ભક્ત વર્ણિપ્રમુખ વૃદ્ધોને પ્રણામ કરીને ગુરૂના આદેશને વશવર્તી થાય ॥૨૧॥ હે

पोऽत्र विधिरन्यस्तु पूर्ववत् । तस्यापि सकलो ज्ञेयो महादीक्षाग्रहे सुतौ ! ॥२२॥ दीक्षया द्विजवरस्य महत्या ब्रह्मचर्यमतिपुष्टिमुपैति । तामत स गुरुतोऽत्र गृहीत्वा पालयेच्चदुदितान्नियमान्वै ॥२३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे दीक्षाविधौ ब्रह्मचारिणां महादीक्षाविधिनिरूपणनामा पञ्चाशत्तमोऽध्यायः ॥५०॥

श्रीनारायणमुनिरुवाच—त्यागिनामथ वक्ष्यामि महादीक्षाविधिक्रमम् । तेनैव सा च गुरुणा दातव्या नान्यथा सुतौ ! ॥१॥ यस्तु गृहाश्रमं हातुं तीव्रवैराग्यवेगतः । इच्छेद्विवेकवान्धीरो मुमुक्षुः श्रद्धयान्वितः ॥२॥ स्वस्यौर्ध्वदैहिकं कर्म स विधाय यथाविधि ।

સુતૌ ! આ વર્ણીને મહાદીક્ષાદાનમા આટલોજ વિશેષ છે બીજો બધો વિધિ તો પૂર્વની પેઠે જાણવો ॥૨૨॥ જે હેતુમાટે આ મહાદીક્ષાવડે વિપ્રવર્ય વર્ણીનુ બ્રહ્મચર્યવ્રત પરિપુષ્ટિને પામે છે તે હેતુમાટે લોકમા વર્ણી અવશ્ય આ મહાદીક્ષાને ગુરૂથકી પામીને ગુરૂએ ઉપદેશ કરેલા ધર્માને પરિપાળે ॥૨૩॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે દીક્ષાવિધૌ બ્રહ્મચારિણાં મહાદીક્ષાવિધિનિરૂપણનામા પંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૦॥

## [1]અધ્યાય ૫૧ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે સુતૌ ! હવે ત્યાગી વૈરાગ્યવેગથી ગૃહથકી ચાલી નીકળવા ઇચ્છતા ત્યાગધર્મૈકનિષ્ઠ દ્વિજોનો મહાદીક્ષાવિધિ ક્રમ કહુ છુ હું કહીશ એવા તે ક્રમને અનુસરીનેજ તે દીક્ષા આચાર્યે આપવી અન્યથા ઉક્તથકી વિપરીતપણે કદાપિ ન આપવી ॥૧॥ જે નિત્ય અનિત્ય આત્મા અનાત્માના સદસત્ વિવેકે સપન્ન, માટેજ વિષયદોષ વિજ્ઞાનથી તીવ્ર વૈરાગ્યને પામેલો, માટેજ મુમુક્ષાથી ગૃહાશ્રમનો ત્યાગ કરવા ઇચ્છતો હોય તે ધીર શ્રદ્ધાસપન્ન ત્રૈવર્ણિક ગૃહીજન પોતાનુ ઔર્ધ્વદૈહિક કર્મ યથાવિધિ કરીને, અને પોતાના સબન્ધિજનો તથા જ્ઞાતિજનોની અનુજ્ઞા

1 આ અધ્યાયમા ત્યાગધર્મમાં નિષ્ઠાવાળા વિપ્રોથકી અન્ય દ્વિજોનો અધિકારિ ભેદથી મહાદીક્ષાવિધિ નિરૂપણ કર્યો છે

अनुज्ञाप्य निजाञ्ज्ञातीनाचार्यं शरणं व्रजेत् ॥३॥ ततो गुरुः स तं शिष्यं कञ्चित्कालं निजान्तिके। स्थापयित्वा परीक्षेत त्यागिदीक्षाधिकारिताम् ॥४॥ पूर्वोक्तैर्लक्षणैः सद्भिः सम्पन्नत्वं च तस्य सः। तथैवान्धत्वकाणत्वजाड्यरोगादिहीनताम् ॥५॥ दृष्ट्वा तस्य परीक्षेत वैराग्यस्य च तीव्रताम्। सन्मण्डले मिलन्तं च स्वभावमपि तत्वतः ॥६॥ ततस्तत्स्वजनानां च पुनर्विक्षेपकर्तृता। अस्ति वा नास्ति चेत्यं-तत्स्वयं संशोधयेद्गुरुः ॥७॥ यदि स्यात्सा तदानीं तु प्रेषणीयः स वै गृहम्। तदभावेऽपि वैराग्यमान्द्ये प्रेष्यः पुनर्गृहम् ॥८॥ सति वैराग्यतीव्रत्वे तद्रुचिं धर्मपालने। निश्चित्य दापयेद्दीक्षां त्यागिना स्वाश्रितेन सः ॥९॥ एकादशीदिने वापि द्वादश्यां विहिता तु सा। उपवासो निराहारः पूर्वेद्युः पूर्ववन्मतः ॥१०॥ कक्षोपस्थशिखावर्जं मुण्डनं चास्य सम्मतम्। आचार्यः कारयेत्सर्वं पूर्ववन्मण्डलादि

લઈને આચાર્યના શરણને પામે ॥૨-૩॥ તદનંતર તે ગુરૂ દીક્ષાધિકાર પરીક્ષાર્થે પોતાની સન્નિધિમાં અન્ધત્વ, કાણત્વ, જડત્વ અને રોગાદિદોષે રહિત તે શિષ્યને કેટલીક કાળ રાખે. અનુક્રમે કાળે કરીને તેના શાંતિ આદિક પૂર્વોક્ત સદ્ગુણો, તેનો તીવ્ર વૈરાગ્ય, સાધુમંડળમાં મળતો તેનો સ્વભાવ, આ સર્વની તત્વથી પરીક્ષા કરે ॥૪-૬॥ વળી વૈરાગ્યવાળા પણ આ શિષ્યના પત્નીપુત્રાદિ સ્વજનોના બળાત્કારાદિકે કરીને ફરી વિક્ષેપપ્રસંગની પરીક્ષા (છે કે નહિ?) સ્વયં ગુરૂ કરે. જો સ્વજનવિક્ષેપપ્રસંગની સંભાવના હોય તો તે શિષ્ય તેને ઘેર પાછો મોકલવો. તેના સ્વજનો સાધુધર્મમાં વિક્ષેપ કરે એમ ન હોય તોપણ જો વૈરાગ્યની મંદતા હોય તો ફરી તેને ઘેર પહોંચતો કરવો ॥૭-૮॥ તેના વૈરાગ્યનો ઉત્કર્ષ અને દીક્ષા ધર્મમાં રૂચિની પર્યાલોચના કરીને ગુરૂ પોતાના આશ્રિત ત્યાગિપાસે દીક્ષા દેવરાવે ॥૯॥ તેનો પ્રકાર આ છે-દીક્ષાગ્રહણ દિવસ થકી પ્રથમ દિવસે શરીર શુધ્ધ્યર્થે નિરાહાર ઉપવાસ કરાવવો અને કાખ ઉપસ્થ શિખાવર્જીત મુડન કરાવવું. તે પછી આચાર્ય પરદિન એકાદશી કે દ્વાદશી દીક્ષાદિવસે પૂર્વની પેઠે સર્વતોભદ્રમડળ રચના આદિક સર્વ કરાવીને, યથાવિધિ સ્નાન

च ॥११॥ ततः स्नातेन शिष्येण सिताम्बरधरेण च । श्रीराधाकृष्ण पूजा च कारयेद्ब्राह्मणोत्तमः ॥१२॥ दद्यात्तस्मै प्रपन्नाय कौपीनं साधुरादितः । बहिर्वासश्च कन्थां च रञ्जितां रक्तया मृदा ॥१३॥ भिक्षापात्रं चाम्बुपात्रं दत्त्वा पुण्ड्रचतुष्टयम् । कारयित्वा च तुलसी माले तस्मै ददीत सः ॥१४॥ प्राङ्मुखायाथ शिष्याय गायत्रीं वैष्णवीं सुधीः । । उपादिशेत्स आचार्यः सहर्षिच्छन्दआदिभिः ॥१५॥ यज्ञोप वीतं कार्पासं दद्यात्तस्मै ततश्च सः । स्वाचार्यप्रवरग्रन्थि ह्येकमेव च नूतनम् ॥१६॥ ततश्च दासशब्दान्तं कुर्यात्तन्नाम देशिकः । त्यागिधर्मांस्ततस्तस्मै धर्मशास्त्रोदितान्वदेत् ॥१७॥ नित्यं च भग वद्गीतापठनं निजशक्तितः । उपादिशेद्विधिस्त्वन्य पूर्वोक्तोऽत्रा- वगम्यताम् ॥१८॥ एवं प्राप्तत्यागिदीक्षः स च तं दण्डवन्नमेत् ।

કરી શુદ્ધ શુકલ વસ્રને ધારી રહેલા તે શિષ્યપાસે પુરોહિત વિપ્રદ્વારા શ્રીરાધાકૃષ્ણનુ પૂજન યથાવિધાન કરાવે ॥૧૦-૧૨॥ તે દીક્ષાદાનમા પોતાના આશ્રિત સાધુપાસે અપાવાની અશ આટલી છે-રક્ત મૃત્તિકાથી રગેલી કથા, તેવુજ બહિર્વસ્ત્ર, તેવુજ કૌપીન, ભિક્ષાપાત્ર અને જળપાત્ર આપે આટલુ સ્વાશ્રિત સાધુપાસે તે શિષ્યને અપાવીને તે સાધુનીજપાસે ઊર્ધ્વપુડ્રધારણ અને તુલસીમાળાધારણ કરાવીને, પછી આચાર્ય સ્વય ઉત્તરમુખે બેસીને પૂર્વમુખે બેઠેલા શિષ્યને વૈષ્ણવી ગાયત્રીનો ઋષિ છદ દેવતા આદિકના ઉપદેશપૂર્વક ઉપદેશ કરે ॥૧૩-૧૫॥ તે પછી આચાર્ય કપાસના સૂત્રથી બનાવેલુ, પોતાના આચાર્યના જેટલા પ્રવરો તેટલી ગ્રથિઓવાળુ એકજ નવીન યજ્ઞોપવીત તે દીક્ષિત શિષ્ય સાધુને આપે ॥૧૬॥ ત્યારપછી દેશિક-ગુરુ દાસશબ્દાત-કૃષ્ણદાસ હરિદાસ નારાયણદાસ ઇત્યાદિ નામ કરે તે પછી ત્યાગધર્મને અનુસરનારા ધર્મશાસ્ત્રોક્ત ધર્મોનો તે શિષ્યને સમુપદેશ કરે ॥૧૭॥ પ્રતિદિન યથાશક્તિ ભગવદ્ગીતાના અર્થજ્ઞાનપૂર્વક પઠનની કર્તવ્યતાનો આદેશ કરે બીજો બધો વિધિતો પૂર્વોક્તજ આમા જાણવો ॥૧૮॥ આ પ્રકારે ત્યાગિદીક્ષાને પામેલો તે સાધુ તે આચાર્યને દડવત્ પ્રણામ કરે અને બીજા વૈષ્ણવ સાધુ બ્રહ્મચારીઓને ભક્તિથી

अन्यांश्च वैष्णवान्साधूंन्नमस्कुर्याच्च वर्णिनः ॥१९॥ वसन् गुरुकुले नित्यं धर्मनैकान्तिनां भजेत् । अभ्यसेद्ब्रह्मविद्यां च सेवमानो गुरुं स च ॥२०॥ नित्यकर्मविधिं तस्माद्गुरोः शिक्षेदतन्द्रितः । तथैव चानुदिवसं विदधीत स दीक्षितः ॥२१॥ सोऽथ कायेन वचसा मनसा च गुरोर्हितम् । आचरन् स्याद्वशस्तस्य गोपतेरिव गौर्मुनिः ॥२२॥ स्वयं ब्रह्मस्वरूपोऽपि दास्यं भगवतो दृढम् । न

પ્રણામ કરે ॥૧૯॥ અનંતર તે શિષ્ય ગુરૂમંડળ-પોતાના આચાર્યે દીક્ષાદાન સમયે જેને કાષાયાદિ અપાવારૂપ સાધુદીક્ષાના એકાંશમાં દ્વારપણે ગુરૂ કર્યા છે તેના મંડળમાં રહીને તે ગુરૂની સેવા કરતો થકો એકાંતિકના ધર્મો નિર્લોભાદિકને આચરે અને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરે ॥૨૦॥ દીક્ષિત તે સાધુ આળસનો ત્યાગ કરી તે ગુરૂથકી પ્રતિદિન અનુષ્ઠાન કરવાના નિત્યકર્મનો અભ્યાસ કરે. અને પ્રતિદિન તેજપ્રકારે યથાવિધિ નિત્યકર્મ કરે ॥૨૧॥ તે આ સાધુ કાય વચન અને મનથી ગુરૂનું હિત કરતો થકો ગોપતિ ( ખેડુત કે ગોવાળીયો ) ના વશમાં ગૌ જેમ વર્તે છે તેમ તે ગુરૂના વશપણામાં વર્તે. જેમ ગૌ-બળીવર્દ સ્વયં સત્પથ અસત્પથના વિવેચને રહિત હોઇને વિવેકી સ્વામીએ પ્રેર્યોથકો સત્પથથકી પ્રમાદ પામતો નથી, તેમજ આ સાધુ સદ્ગુરૂના વશમાં વર્તતો થકો શ્રેયઃપથથકી પ્રમાદને પામે નહિ. માટે શિષ્યે ગુરૂના વશવર્તી થઈ રહેવું. અને ગુરૂના હિતાચરણૈકપરાયણ થઈ રહેવું ॥૨૨॥ બુદ્ધિશાળી સાધુ સ્વયં બ્રહ્મસ્વરૂપ થાય તોપણ, એટલે અજ્ઞો પિંડનેજ આત્મા સમઝીને દેવ કે મનુષ્યને સ્વાત્મસ્વરૂપ સમઝે છે, વસ્તુતાએ આત્મા સ્વતઃશુદ્ધ અને જ્ઞાનાનંદૈકસ્વરૂપ છે. જે જ્ઞાનસંકોચ અને તેને લીધે આવતો સુખદુઃખાદિકનો સંબન્ધ તેતો કર્મવિચિત્રતા મૂળ જેમાં છે એવા પ્રકૃતિસંસર્ગથકી આવેલો આગંતુક છે. તો આવા અક્ષરસારૂપ્ય સ્વાભાવિક આત્માના બ્રહ્મભાવને જાણતો હોય તોપણ ભગવાનના સ્વાભાવિક દાસ્યને જે સ્મરણ કરે તો અનાત્મજ્ઞજ આ છે. પરમાત્માની શેષતાજ ( દાસતાજ ) તેના શરીરભૂત જીવાત્માનો સ્વભાવ છે. 'आत्मदास्यं हरेः स्वाम्यं स्वभावं च सदा स्मर'

जह्यात्कर्हिचिद्धीमांस्तदीयानां च सेवनम् ॥२३॥ यथोचित सतां कुर्वन् कैङ्कर्यं शुद्धमानसः। तर्जनं भर्त्सनादीनि तेषां च विषहेत सः ॥२४॥ प्रीणयेत सतो भक्त्या नारायणधियैव तान्। परिचर्यारतस्तेषां भवेन्नित्यमतन्द्रित· ॥२५॥ सद्भिरुक्तां हितां वाचं सहेत परुषामपि। यथा कलत्रपुत्रादेर्दुरुक्तानि गृहाश्रमी ॥२६॥ स्वातन्त्र्यं यो विहायेव सदधीनो भवेत्पुमान्। एकान्तिको हरेर्भक्त· प्राप्नुयात्स परां गतिम् ॥२७॥ ईदृशास्त्यागिनो ये स्युः सात्वता इह तेष्वपि। महादीक्षामभीप्सेयुर्ये तेषां विधिरुच्यते ॥२८॥ तत्र ये

એવી સ્મૃતિ છે તો ક્યારેયપણ ભગવાનના દૃઢ દાસ્યને ત્યાગ ન કરે- વિસ્મરણ ન કરે માટેજ ભગવાનના એકાંતિક સાધુઓના સેવનને ન વિસ્મરણ કરે, કેમકે ભગવદ્દાસ્યની નિષ્પત્તિ ભગવદીયસેવનમાજ રહેલી છે ॥૨૩॥ તે આ દીક્ષિત સાધુ માનાદિ દોષે રહિત હોવાથી શુદ્ધ એવા મનથી સાધુઓની સેવા યથોચિત કરે અને તે મહાસાધુઓએ ગુણો સંપાદન કરવા કરેલા તર્જન (ભયજનન) ભર્ત્સન-તિરસ્કાર આદિકને સહન કરે ॥૨૪॥ વળી તે સાધુઓની નારાયણપરાયણ હોવાથી નારાયણબુદ્ધિથીજ આળસનો ત્યાગ કરી પરિચર્યા આચરે એરીતે પરિચર્યાપરાયણ થઈતે મહાસાધુઓને સદા ભક્તિથી પ્રસન્ન કરે ॥૨૫॥ તે સંતોએ પોતાના દુષ્ટ સ્વભાવનો પરિત્યાગ કરાવા કહેલી, માટેજ પરિણામે પોતાનાજ હિતને કરનારી, તાત્કાળિક પોતાને કઠોરપણે જણાતી પણ વાણીને સહન કરે ગૃહસ્થાશ્રમમા વર્તતાં પોતે સ્વાર્થપરાયણ પત્નીપુત્રાદિ પ્રિયાપ્રિયોએ કરેલાં કઠોર ભાષણો શુ નથી સહન કર્યા ? કર્યાજ છે તો સંતોએ કહેલા હિતપર કઠોર ભાષણને શ્રેય પર આ સાધુ સહન કરેજ ॥૨૬॥ એરીતે સ્વતંત્રતાને ત્યાગ કરીનેજ સાધુઓને અધીન જ્યારે થાય ત્યારે તે સાધુજન હરિનો એકાંતિકભક્ત થઇને અક્ષરધામપ્રાપ્તિરૂપ પરા ગતિને પામે ॥૨૭॥

હે મુની! ઉદ્ધવસંપ્રદાયમા આવા જે ત્યાગિઓ સાત્વત-સાધુભક્તો હોય, તેમાપણ જેઓ મહાદીક્ષાને પામવા વાંછના હોય તેમનો મહાદીક્ષાવિધિ હવે નિરૂપણ કરૂં છું ॥૨૮॥ તેમાં પ્રથમ મહાદીક્ષામાં અધિકારી કહે

ज्ञानवैराग्यभक्तिसद्धर्मपक्वताम् । कालेनाल्पेन सम्प्राप्ता भवेयुर्बहुनापि वा ॥२९॥ तत्रापि ब्रह्मचर्याल्पाहाररसादविवर्जनम् । अहिंसागुरुभक्त्यादिर्धर्मो येष्वधिको भवेत् ॥३०॥ अनुकूला भवेयुश्च येषां शुश्रूषकास्तथा । शक्त्या येऽधीतसच्छास्त्राः प्रोक्तास्तेऽत्राधिकारिणः ॥३१॥ तथानधीतसच्छास्त्रा अपि ये योगमञ्जसा । कुर्युरष्टाङ्गमखिलं प्रोक्तास्तेऽप्यधिकारिणः ॥३२॥ महादीक्षां जिघृक्षुर्यः स आचार्यमुपाव्रजेत् । तस्याधिकारितां सोऽपि सम्परीक्ष्यैव दीक्षयेत् ॥३३॥ कालपूजनहोमादि नैष्ठिकब्रह्मचारिणः । यथा प्रोक्तं तथैवात्र ज्ञातव्यं सर्वमादितः ॥३४॥ दद्यात्तस्मै गुरुर्वासः कौपीनाच्छादनं सितम् । वस्त्रखण्डं च तावन्तमुत्तरीयार्थकं सितम् ॥३५॥ कण्ठधार्यं ततो दद्यात्तुलसीमालिकाद्वयम् । अङ्कयेच्छङ्खचक्राभ्यां पूर्ववत्तद्भुजद्वयम् ॥३६॥ श्रीकृष्ण हृदये

છુ–તેમા જેઓ જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિના પરિપાકને કાળક્રમથી પરિપૂર્ણ પામ્યા હોય, જેઓ ધર્મનિષ્ઠાની પ્રબળતાને પામ્યા હોય, તેમાપણ જેઓ વિષે અષ્ટવિધ બ્રહ્મચર્ય અપ્રસ્ખલિત હોય, વિષયથીજ જેમ એમ રસાસ્વાદથકી વિમુખતા હોય, અલ્પાહારૈકપરતા હોય, પ્રાણિપીડનથકી નિવૃત્તિ અત્યુત્કટ હોય, ગુરૂમા ભક્તિનો અતિશય હોય, સેવકજનની સપત્તિ સમનુકૂળ હોય, સચ્છાસ્ત્રોમા યથાશક્તિ અભ્યાસ હોય, સચ્છાસ્ત્રના અભ્યાસે રહિત હોય પણ અષ્ટાગયોગના અભ્યાસક્રમમા તત્પરતા હોય, તે આ સાધુઓ આ મહાદીક્ષામા અધિકારી કહ્યા છે ॥૨૯–૩૨॥ મહાદીક્ષાને લેવા ઇચ્છતો જે સાધુ હોય તે આચાર્યના શરણને પામે તે આચાર્યપણ તે સાધુની અધિકારિતા સારી રીતે પરીક્ષા કરીનેજ મહાદીક્ષા આપે ॥૩૩॥ તેમા કાળનિયમ અને પૂજન હોમાદિવિધાન સર્વે નૈષ્ઠિકવર્ણિને જેમ કહ્યુ છે તેમજ આમા પ્રથમથી જાણવુ ॥૩૪॥ ગુરૂ તે શિષ્યને કૌપીનાચ્છાદનમાટે એક બહિર્વસ્ત્ર અને એક ઉત્તરીય વસ્ત્ર શ્વેતજ આપે ॥૩૫॥ તે પછી કઠમા ધારવાની બેવડી તુળસીમાળા આપે અને પૂર્વની પેઠે ગોપીચદનવડે ચર્ચેલા શખચક્રવડે તેના બે બાહુને અકિત

ध्यात्वा गुरुस्तस्मै ततः स्वयम् । बद्धाञ्जलिपुटायैव महामन्त्रमुपादिशेत् ॥३७॥ तत आनन्दमुन्यन्तं तस्य नाम गुरुः स्वयम् । कुर्वीत भगवन्नामपूर्वकं स गुरुं नमेत् ॥३८॥ धर्मानुपदिशेत्तस्मै प्रणतायाथ देशिकः । अष्टाङ्गं ब्रह्मचर्यं त्वं शिष्य ! त्वं पालयेः सदा ॥३९॥ स्त्रिया मनुष्यजातेस्त्वमाकारं नावलोकयेः । अज्ञानात्स्त्रीमुखे दृष्टे व्यक्त्या कुर्या उपोषणम् ॥४०॥ शालग्रामशिलामेकां भक्त्यैव त्वं सुलक्षणाम् । पूजयेः प्रतिघस्त्रं च यथालब्धोपचारकैः ॥४१॥ शक्त्या त्वं पञ्चमस्कन्धं श्रीमद्भागवतस्थितम् । पठेरनुदिनं पूर्वं भोजनात्प्रयतोऽत्वरन् ॥४२॥ मिताहाराल्पनिद्रत्वभक्तिनिष्ठास्त्वमाश्रये । विरक्त आत्मनिष्ठश्च दृढं तिष्ठेर्बृहद्व्रते ॥४३॥ धर्मा एते तथाऽन्ये

---

કરે ( છાપો આપે ) ॥૩૬॥ તદનંતર સ્વયં આચાર્ય, બે હાથ જોડી રહેલા તે શિષ્યને શ્રીકૃષ્ણનુ હૃદયમા અનુસ્મરણ કરીનેજ શ્રીકૃષ્ણમહામંત્રનો ઉપદેશ કરે ॥૩૭॥ તે પછી સ્વય ગુરુ તેનું આનંદમુનિ પદ અંતે આવે એવું ભગવ ન્નામ–કૃષ્ણાનંદમુનિ નારાયણાનંદમુનિ ઇત્યાદિ નામનો નિર્દેશ કરે પછી તે સાધુ ગુરુને નમસ્કાર કરે ॥૩૮॥ અનંતર આચાર્ય પ્રણામ કરતા તે સાધુને આ ધર્મનો ઉપદેશ આપે કે–હે *શિષ્ય !* તારે સદાકાળ પોતાનુ અષ્ટાગ બ્રહ્મ ચર્યવ્રત પાળવું તેના રક્ષણમાટે મનુષ્યજાતીય સ્ત્રીમાત્રની આકૃતિમાત્રને પણ તું અવલોકન કરીશ નહિ ( ચિત્રમા રહેલીને પણ ) અજ્ઞાનથી અબળાનુ મુખ વ્યક્તિ–રૂપાભિવ્યક્તિ અને વયોભિવ્યક્તિથી દૃષ્ટિમાર્ગમા પડી જાય તો તારે એક ઉપવાસ કરવો ॥૩૯–૪૦॥ સારા લક્ષણવાળા એક શાળગ્રામની પ્રતિદિન યથાલબ્ધ ઉપચારોવડે ભક્તિથી તારે પૂજા કરવી ॥૪૧॥ શ્રીમદ્‌ભાગવતના પંચમસ્કંધનો યથાશક્તિ પ્રતિદિન ભોજન પહેલાજ તારે નિયમતત્પર થઇ અત્વરાથી પાઠ કરવો ॥૪૨॥ તું અલ્પ આહાર કરનારો અને અલ્પ નિદ્રા કરનારો થા દૃઢ વૈરાગ્યવડે આત્મનિષ્ઠા અને તેથી ભક્તિ-નિષ્ઠાને પ્રતિદિન વધારતો રહે અષ્ટ પ્રકારના બૃહદ્‌વ્રતથકી કદાપિ તું પ્રસ્ખલન પામીશ નહિ ॥૪૩॥ આ મેં કહેલા ધર્મો અને જે બીજા ત્યાગાશ્રમપ્રાપ્ત ધર્મો કહ્યા છે તે સર્વે મારી આજ્ઞાથી જ્યાસુધી દેહભાન રહે

च त्यागिनां विहितास्तु ये । यावद्देहस्मृतिस्तावत्पालनीया ममाज्ञया ॥४४॥ आचार्यः शिक्षयेदित्थं साधुमात्मनिवेदिनम् । एतावान् हि विशेषोऽत्र विधिरन्यस्तु पूर्ववत् ॥४५॥ इत्युक्तो वां त्यागिदीक्षाविधिर्यः स्वामिप्रोक्तः शास्त्रदृष्टश्च पुत्रौ ! । कर्तव्या श्रीद्वारिकानाथयात्रा दीक्षां प्राप्तैस्त्यागिभिर्वर्णिभिश्च ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे दीक्षाविधौ त्यागिनां महादीक्षाविधिनिरूपणनामैकपञ्चाशत्तमोऽध्यायः ॥५१॥

श्रीनारायणमुनिरुवाच—सामान्यां सविशेषां वा दीक्षामुद्धववर्त्मनि । प्राप्ता ये तैः प्रतिदिनं कार्यं श्रीकृष्णपूजनम् ॥१॥ दीक्षितैरौद्धवाचार्याच्छ्रीकृष्णस्याखिलैरपि । प्रतिमा नित्यपूजायै ग्रही-

ત્યાંસુધી પાળવા ॥૪૪॥ આ રીતે આચાર્ય તે આત્મનિવેદી સાધુને ધર્મોનો આદેશ કરે. આ ત્યાગિમહાદીક્ષામાં આટલો વિશેષ વર્તે છે. બીજું બધું વિધાનતો પૂર્વની પેઠે જાણવું ॥૪૫॥ હે પુત્રૌ ! આ દીક્ષાને પામેલા વર્ણિઓએ અને સાધુઓએ દ્વારિકાદિ તીર્થોની યાત્રા કરવી. આ પ્રકારે આ ત્યાગિદીક્ષાવિધિક્રમ અમારા શ્રીમાન્ સ્વામી રામાનંદજીએ ઉપદેશ કરેલો શાસ્ત્રસંમત તમને નિરૂપણ કરી બતાવ્યો ॥૪૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે દીક્ષાવિધૌ ત્યાગિનાં મહાદીક્ષાવિધિનિરૂપણનામૈકપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૧॥

## [1]અધ્યાય ૫૨ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હવે સામાન્ય વિશેષ દીક્ષાવાળા ઔદ્ધવીય ભક્તોને પ્રતિદિન શ્રીકૃષ્ણભક્તિમાં થતા અપરાધોને તેના અનાચરણ માટે કહેવા ઇચ્છતાં પ્રથમ શ્રીકૃષ્ણપૂજનનો પ્રકાર કહે છે—હે સુતૌ ! જે આ ઉદ્ધવસંપ્રદાયમાં સામાન્યદીક્ષા કે વિશેષદીક્ષાને પામ્યા હોય તેમણે સર્વેએ પણ પોતાના મનને પ્રિય એવી શ્રીકૃષ્ણની પ્રતિમા ઔદ્ધવીય આચાર્યથકી ગ્રહણ કરીને (આચાર્યપાસે પ્રતિષ્ઠા કરાવીને તેમનાથકી

૧ આ અધ્યાયમા ભગવાને સમસ્ત દીક્ષિતોના પ્રતિ સાધારણ ધર્મો અવશ્ય પાળવાના કહ્યા છે.

तव्या यथारुचि ॥२॥ त्रैवर्णिकैश्च सच्छूद्रैः प्राप्तदीक्षैस्तथाऽऽश्रमैः। चतुर्भिस्त्यागिभिश्चार्च्या कृष्णमूर्तिर्न चेतरैः ॥३॥ आचार्येण प्रतिष्ठाप्य या दत्ता प्रतिमा भवेत्। लेख्या धात्वादिजा वापि सैव पूज्या न चेतरा ॥४॥ पूजनान्ते भगवतः पातव्यं चरणामृतम्। करमध्ये गृहीत्वैव मन्त्रेणानेन चान्वहम् ॥५॥ अकालमृत्युहरणं सर्वव्याधिविनाशनम्। विष्णोः पादोदकं तीर्थं जठरे धारयाम्यहम् ॥६॥ विष्णुपादाम्बुपानात्स्यात्कोटिजन्माघनाशनम्। तदेवाष्टगुणं पापं भूमौ बिन्दुनिपातनात् ॥७॥ प्रमादं सर्वथा हित्वा

---

ग्रहण करीने) प्रतिदिन पूजा करवी ॥२-२॥ आ कहेला कृष्णप्रतिमा-पूजनने असच्छूद्र दीक्षित पण योग्य नथी, (तो तेणे न करवुं) किंतु दीक्षित द्विजो, (त्रैवर्णिक) सच्छूद्रो, चार आश्रमीओ अने साधुओज योग्य छे. (तेमणेज करवुं) ॥३॥ आचार्ये प्रतिष्ठा करीने जे आपी होय एज अर्चामूर्ति अर्चनने अर्ह छे बीजी नहि. (तेना वंदनमां तो दोष नथी) ते मूर्ति सुवर्णादि धातुमयी के चित्रमयी यथारुचि पूजवी ॥४॥ अर्चनने अंते भगवानना चरणमां अर्पण करेलुं प्रसादभुत दिव्य चरणामृत (पादोदक) दक्षिण करतळमध्ये लइने प्रतिदिन 'अकालमृत्युहरणं' आ मंत्रने पठवापूर्वक पिवुं. मंत्रार्थ-अकाळमृत्युहरणु-काळ विना भित्ति पडवाथी के सर्पे करडवाथी के बीजा तेवा कारणथी असमये आवी पडता प्राणत्यागने निवारण करनारुं, व्याधिमात्रने विनाश करनारुं, समग्रतीर्थमय विष्णुपादोदक हुं मारा उदरमां धारण करुं छुं ॥५-६॥ ते चरणामृत जे रीते पृथ्वीउपर न पडे ते रीते सावध थई तेनुं आचमन करे. ते पादोदकना पानथी जे सुकृत थवानुं तेना करतां आठ घणुं पाप भूमिउपर तेनो एक बिंदु पडवाथी थाय छे, माटे पृथ्वीउपर तेना बिंदुनो पण पात थवा देवो नहि. ए रीते आदरथी चरणोदकनुं पान करनाराना प्राकतन अनंत जन्मनां पापोनो अक्षय क्षणमां थई जाय छे ॥७॥

सर्वथा प्रमादनो परित्याग करीने प्रतिदिन सर्व कोई दीक्षित जनोए श्रवण कीर्तन स्मरण आदिक नव प्रकारोवडे रमापति भगवान दृढ

दीक्षितैरखिलैर्दृढम् । भक्तिर्नवविधा कार्या पुम्भिर्नित्यं रमापतेः ॥८॥ कुर्वद्भिर्भगवद्भक्तिं पुरुषैरिह सर्वशः । अपराधो यथा न स्याद्धरेर्वृत्त्यं तथा सदा ॥९॥ यानेन वा पादुकाभ्यां गमनं भगवद्गृहे । जन्मोत्सवाद्यसेवा च ह्यप्रणामस्तदग्रतः ॥१०॥ उच्चासनारोहणं च भगवन्मन्दिरे तथा । एकाकिन्या स्त्रिया सार्कं स्वस्यैकस्य क्षणस्थितिः ॥११॥ उच्छिष्टे चैव चाशौचे भगवत्स्पर्शनादिकम् । एकहस्तेन नमनमपशब्देन भाषणम् ॥१२॥ पादप्रसारणं चाग्रे हरेः पर्यङ्कबन्धनम् । शयनं भक्षणं वापि मिथ्याभाषणमेव च ॥१३॥ उच्चैर्भाषा रोदनं च निग्रहः कलहस्तथा । स्त्रीणां

ભક્તિથી સેવવા ॥૮॥ ઉદ્ધવ સંપ્રદાયમાં રહીને ભગવદ્‌ભક્તિને કરતા સર્વે કોઈ જનોએ ભગવાનના અપરાધો પ્રમાદથી પણ જે રીતે ન થાય તે રીતે તેમની સેવામા સદાકાળ પ્રવર્તવું ॥૯॥ આ અપરાધો માન્યા છે– વાહનમાં બેસીને કે પાદુકા પહેરીને ભગવન્મંદિરમાં પ્રવેશ કરવો, ભગવાનના પ્રાદુર્ભાવ મહોત્સવાદિકનું અનુષ્ઠાન ન કરવું, ભગવાનની સંનિધિમાં સાષ્ટાંગ પ્રણામ ન કરવો, ભગવાનના મદિરમાં ઉચ્ચ આસનઉપર બેસવું, ભગવન્મદિરમાં એકાકિની સ્ત્રીની સાથે એકાકી પોતાની ક્ષણુકાળમાત્ર સ્થિતિ રાખવી, પોતાને ઉચ્છિષ્ટપણું સતે કે આશૌચાદિ સતે ભગવન્મૂર્તિનો સ્પર્શાદિ કરવો, ( તેમાં ઉચ્છિષ્ટપણું તો ભોજન કરીને કે વાતિ કરીને કે મૂત્રોત્સર્ગાદિ કરીને મુખ પાદ હાથ ધોયા વિના રહેવું તે. આશૌચતો જન્માશૌચ મૃતાશૌચ ગ્રહણાશૌચ સમજવું ) એક હાથેજ ભગવાનને પ્રણામ કરવો, ભગવન્મંદિરમાં અપશબ્દો બોલવા, ભગવાનની આગળ લાંબા પગ કરીને બેસવું, ભગવાનની આગળ વસ્ત્રવડે ઢીંચણ બાંધીને બેસવું, ભગવાનની આગળ શયન કરવું, સ્વચ્છંદપણે ભક્ષણ કરવું, મિથ્યા ભાષણ કરવું, અવિનયગર્ભિત ઉચ્ચ સ્વરથી ભાષણ કરવું, પત્નીપુત્રાદિકના વિયોગના અનુસ્મરણથી રોદન કરવું, ક્રોધને લીધે પરનો તાડનાદિરૂપ નિગ્રહ કરવો, જે કોઇની સાથે પણ વાક્કલહ કરવો, રાગદૂષિત નારીનિરીક્ષણ કરવું, તેવો તેણીઓનો સ્પર્શ કરવો, તેણીઓ સાથે કૂરપણે ભાષણ કરવું, ભગવદ્-

निरीक्षणं स्पर्शस्ताभिश्च क्रूरभापणम् ॥१४॥ शक्तौ गौणोपवासश्चाप्यनिवेदितभक्षणम् । अधोवायुसमुत्सर्गः प्रौढपादासनं तथा ॥१५॥ ग्राम्यवार्ताप्रसक्तिश्च स्वश्लाघाऽपाङ्गुप्त्यासनम् । श्रीहरेर्नवधा भक्तावपराधा इमे मताः ॥१६॥ तस्मादेतान्प्रयत्नेन नैव कुर्यादनापदि । भगवत्प्रीतिकामस्तु विशेषेण तदर्चकः ॥१७॥ एतेष्वन्यतमे जाते त्वपराधे प्रमादतः । भक्तेनोपोषणं कार्यं दिनमेकं रमापतेः ॥१८॥ दण्डवत्प्रणिपातेन स्तुत्या च विनयेन च । क्षमापनीयो भगवान्मन्त्रेणानेन चादरात् ॥१९॥ अपराधसहस्राणि क्रियन्तेऽहर्निशं मया । दासोऽयमिति मां मत्वा क्षमस्व

व्रतोમા ઉપવાસ કરવાની શક્તિ હોવા છતા પણ ગૌણ ઉપવાસ ( ફલાહારાદિ ) આચરવો, ભગવાનને નહિ નિવેદન કરેલા ફલાદિકનુ ભક્ષણ કરવુ, ભગવન્મદિરમા અધોવાયુનો સમુત્સર્ગ કરવો, ભગવાનની આગળ પ્રૌઢપાદ–એક ઢીંચણ ઉપર કે સાથળ ઉપર અપર પાદને મુકીને બેસવું, ભગવાનની સન્નિધિમા ગ્રામ્યવાર્તા કરવી, ભગવાનની આગળ પોતાની શ્લાઘા કરવી, પોતાના પૃષ્ઠભાગને ( પુઠને ) ભગવાનને અભિમુખ કરીને બેસવું, ઇત્યાદિ ભગવદપરાધો શ્રીહરિની નવધા ભક્તિમા માન્યા છે ( ચકારથી તે તે સમયે ઉદ્ભવતા ફલાદિકનુ ભગવાનને નિવેદન ન કરવુ, ભગવાન આગળ જે કોઇની પણ ઉપર અનુગ્રહ કરવો, ભગવાનની આગળ પરને અભિવાદન કરવુ, પરની સ્તુતિ નિંદા કરવી, આ પણ અપરાધો જાણવા )॥૧૦-૧૬॥ માટે વિશેષ ભગવત્પ્રસન્નતાની લીપ્સાવાળો ભગવત્પૂજનપર જન આ અપરાધો મધ્યે એકપણ અપરાધને પ્રયત્નથી આપત્કાળ વિના નજ કરે ॥૧૭॥ પ્રમાદને લીધે કદાચિત્ આને મધ્યે એકપણ અપરાધ થઇ જાય તો ભગવદ્ભક્તે એક દિવસ ઉપવાસ કરવો ॥૧૮॥ તથા દડવત્પ્રણિપાત, વિનયપૂર્વક સ્તુતિવચન અને 'અપરાધસહસ્રાણિ' આ મન્ત્રના પઠનથી આદરપૂર્વક ભગવાનની ક્ષમા માગવી મન્ત્રાર્થ–હે પુરૂષોત્તમ ! મારાથી અહર્નિશ આપના હજારોહજાર અપરાધો થઇ જાય છે, તો 'આ મારો અનન્ય દાસ છે' એમ માનીને તે મારા અપરાધોને આપ

पुरुषोत्तम ! ॥२०॥ दीक्षितैः सकलैरेव निजाचार्यस्य केवलम् । पादाम्बु च प्रसादान्नं ग्राह्यं नान्यस्य कर्हिचित् ॥२१॥ वर्णाश्रमादिधर्मस्य न स्यात्सङ्करता यथा । लोकख्यात्यपवादश्च न स्यात्ग्राह्यं तथैव तत् ॥२२॥ दन्तैर्विदश्य यद्दत्तमाचार्येण फलादिकम् । भवेत्तदपि न ग्राह्यं मर्यादैषोद्धवी मता ॥२३॥ इत्थं ये दीक्षिता भक्ताः स्वस्वधर्मेषु संस्थिताः । ज्ञानवैराग्यसम्पन्नाः प्रोक्ता एकान्तिका हि ते ॥२४॥ देहान्ते परमं धाम विष्णोर्गोलोकसंज्ञितम् । प्रयान्ति दिव्यदेहास्ते विमानैरर्कभास्वरैः ॥२५॥ तत्र श्रीदामनन्दाद्यैः पार्षदैः सेवितं च ते । प्राप्य श्रीराधिकाकृष्णं लभन्ते स्वेप्सितं सुखम् ॥२६॥ द्विविधां पुम्भ्य एवैतां दीक्षां दद्याद्गुरुः पुमान् । स्त्रीभ्यो

क्षमा करो ॥१९-२०॥ समस्त दीक्षितोએ કેવળ પોતાના આચાર્યનું ચરણોદક અને પ્રસાદભૂત અન્ન સ્વીકારવું. બીજા કોઇનુ ક્યારેય પણ ન લેવું ॥૨૧॥ તેમાં આ અપવાદ છે–પોતાનો વર્ણ આશ્રમ દેશ કુળાદિકના સદાચારની સંકરતા જે રીતે ન થાય અને લોકજ્ઞાતિનો મિથ્યાપવાદ જે રીતે ન આવે તે રીતેજ નિજાચાર્યનું ચરણોદક અને પ્રસાદભૂત અન્ન અગીકાર કરવુ ॥૨૨॥ આ અન્ય અપવાદ પ્રસાદસ્વીકારમાં સમજવો–ભલે ફલાદિક હોય પણ જો દાંતવડે ચાવીને આચાર્યે આપ્યું હોય તો તે ભક્ષણ કરવું નહિ. આ મર્યાદા ઉદ્ધવસંપ્રદાયનિબદ્ધ છે, તો અમારા આશ્રિતોએ અવશ્ય અનુપાળવી ( અપિશબ્દથી આચાર્યેપણ તેવું ન આપવું, એમ જાણી લેવુ ) ॥૨૩॥ આ પ્રકારે જે દીક્ષિતો સ્વસ્વધર્મમાં સંસ્થિતિવાળા થઇ, જ્ઞાન વૈરાગ્યે સંપન્ન થઇ, ભગવદ્ભક્તિપરાયણ થાય તે એકાંતિક જાણવા ॥૨૪॥ તે આ એકાંતિક ભક્તો દેહને અંતે સૂર્યસદૃશ પ્રકાશમાન વિમાનોમાં બેસીને ગોલોક નામના પરમ વિષ્ણુધામને પામીને દિવ્ય દેહને પામે છે ॥૨૫॥ તેઓ તે ધામમાં શ્રીદામનંદાદિ અનંત નિત્યમુક્તગણોએ સેવા કરાતા શ્રીરાધાકૃષ્ણને પામીને અભિલષિત અનવધિ પરબ્રહ્માનુભવજન્ય સુખને પામે છે ॥૨૬॥ આ બન્ને પ્રકારની પણ દીક્ષાને ગુરૂ પુરૂષ પુરૂષોનેજ આપે. સ્ત્રીયોને જો દીક્ષા આપે તો તેમની અતિનિકટતાને લીધે અધિકતર જવા

नैव कश्चिद्यावित्रस्तास्तु दापयेत् ॥२७॥ गुरुर्दीक्षां ददत्ताभ्यस्तासां सोऽतिप्रसङ्गतः। धर्मभ्रष्टश्च पापीयान्विनष्टाचार्यतो भवेत् ॥२८॥ अध्वप्रवर्तकं स्वस्य पूर्वाचार्यं स चोद्धवम्। दूषयन् स्याद्गुरुद्रोही तस्मान्नैतत्समाचरेत् ॥२९॥ इति दीक्षाविधिः प्रोक्तः सङ्क्षेपेण मया सुतौ!। सेवनादस्य सिध्यन्ति सर्व एव मनोरथाः ॥३०॥ रामानन्दगुरुः साक्षादुद्धवो मामिमं विधिम्। उपादिदेश कृपया युवाभ्यां स मयोदितः ॥३१॥ मयाऽवबोधाय सुतौ! अयं वां दीक्षाविधिर्यः कथितः स सम्यक्। चित्तेऽवधार्योऽथ यथाधिकारं दीक्षा प्रदेया स्वसमाश्रितेभ्यः ॥३२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे दीक्षाविधौ दीक्षितपुरुषसाधारणधर्मनिरूपणनामा द्विपञ्चाशत्तमोऽध्याय ॥५२॥

श्रीनारायणमुनिरुवाच—अथ वक्ष्यामि वां पुत्रौ! नारीणां दीक्षणे

આવવાના સંબન્ધને લીધે ધર્મભ્રષ્ટ અતિપાપી થાય તે પાપે કરીને પોતાના આચાર્યપદના મૂળભૂત શ્રીમદાચાર્યાગ્રેસર પૂર્વાચાર્ય ઉદ્ધવાવતારભૂતને કલંકિત કરતો થકો તે ગુરૂદ્રોહી થાય, માટે તે મુમુક્ષુ સ્ત્રીયોને પોતાની પત્નીપાસે દીક્ષા દેવરાવે પણ સ્વયં ક્યારેય નજ આપે ॥૨૭-૨૯॥ હે સુતો! શ્રીમાન્ સાક્ષાત્ ઉદ્ધવાવતારભૂત રામાનંદગુરૂએ કૃપા કરીને મને ઉપદેશ કરેલો આ દીક્ષાવિધિ સંક્ષેપમાં સુખેથી બોધ થાય એમ તમને મેં ઉપદેશ કર્યો આના સેવનથી સમસ્ત મનોરથોની સિદ્ધિ નિશ્ચે થાય તો આ વિધિને ચિત્તમાં રૂડી રીતે અવધારીને યથાધિકાર નિજાશ્રિતોને દીક્ષા આપવી ॥૩૦-૩૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. ચતુર્થપ્રકરણે દીક્ષાવિધૌ દીક્ષિતપુરૂષસાધારણધર્મનિરૂપણનામા દ્વિપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૨॥

## [1]અધ્યાય ૫૩ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે પુત્રો! હવે નારીઓનો દીક્ષાવિધિ તમને હું કહુંછું. તેને સાંભળીને તમે પોતપોતાની પત્નીને પૃથક્ પૃથક્

1 આ અધ્યાયમાં ભગવાને સર્વસ્ત્રિયોનો દ્વિવિધ દીક્ષાવિધિ નિરૂપણ કર્યો છે

विधिम्। तं श्रुत्वैवोपदिशतं स्वस्वां भार्यां पृथक् पृथक् ॥१॥ स्त्रीणां बम्भ्रम्यमाणानां कर्मभिः श्वादियोनिषु । श्रीकृष्ण एव शरणं क्लिष्टानां नैकभर्तृभिः ॥२॥ राधालक्ष्म्यादिवद्गोप्यः कृष्णं वृत्वा ह्यनन्यया। भक्त्या विमुक्ताः संसारात्प्रापुः सौख्यं स्ववाञ्छितम् ॥३॥ बुद्धिमत्यस्ततो योषा धर्मवंश्यगुरुस्त्रियम् । श्रित्वा तस्याः प्राप्य दीक्षां भजेयुः कृष्णमादरात् ॥४॥ पतिव्रताधर्मभङ्गाद्भीता स्याद्या तु सा क्वचित्। पुंसो दीक्षां न गृह्णीयाद्धर्मवंश्यादपि ध्रुवम् ॥५॥

ઉપદેશ કરો (જેથી દીક્ષાવિધિને જાણીને નારીઓને દીક્ષા દેવામાં તેણીઓ સમર્થ થાય) ॥૧॥ નરોનેજ એમ નારીઓને પણ મુમુક્ષા થતા દીક્ષામા અધિકાર છેજ કેમકે આધ્યાત્મિકાદિ ત્રણ તાપનો અભિઘાત દેહિમાત્રને સાધારણ છે, પતિપુત્રાદિકનુ જે સુખ તે સત્ય સુખ નથી, વસ્તુવિચાર કરતા તે દુ ખજ છે, વિવિધ જન્મોમા આવેલા સ્ત્રીભાવમા અનેક ભર્તાદિકે કરેલુ સુખાભાસરૂપ વિવિધ દુ ખજ અનુભવાય છે, તો એરીતે પોતે કરેલા નાનાવિધ પુણ્યપાપ કર્મોએ કરીને શ્વાન સૂકરાદિ વિવિધ યોનિઓમા પરિભ્રમણ કરતા જે દુ સહ દુરંત ગર્ભ મરણ પ્રસવ ક્લેશાદિ વિવિધ દુ ખ આવેછે તેને અનુસ્મરણ કરતી અબળાઓને મુમુક્ષા થાયજ. મુમુક્ષા થતા તે શ્રીકૃષ્ણજ શરણપણે વરણીય છે, બીજો કોઈ ભવબંધને હરે એવો સમર્થ નથી ॥૨॥ શ્રીકૃષ્ણના વરણથી મહાસુખપ્રાપ્તિને સદાચારથી કહે છે-ગોપીઓ કૃષ્ણમા અનન્યભક્તિથી રાધા લક્ષ્મી આદિકની પેઠે કૃષ્ણને ભજતી થકી કર્મબંધનથકી વિમુક્ત થઈ વાછિત મહાસુખને પામી ગઈ છે ॥૩॥ તો સદસતના વિવેકવાળી વનિતાઓ ધર્મવશીય ગુરૂની સ્ત્રીનો સમાશ્રય કરીને તેથકી કૃષ્ણદીક્ષાને પામીને કૃષ્ણનું આદરથી ભજન કરે ॥૪॥ યદ્યપિ દીક્ષા સ્ત્રીયોએ પુરૂષથકી અન્યત્ર સપ્રદાયમા ગ્રહણ કરાય છે, તથાપિ પુરૂષોથકી દીક્ષાગ્રહણ કદાચિત્ પાતિવ્રત્યને ભગ કરનારૂ થાય જે હેતુ માટે ગુરૂપરિચર્યાના પ્રસંગથી થયા કરતો પુરૂષપ્રસગ ધર્મમાર્ગથકી સ્ખલિતને કરેજ છે તે હેતુમાટે ધર્મવશીય પણ ગુરૂથકી નારીઓએ દીક્ષા નજ લેવી ॥૫॥ આ સત્યયુગ નથી, તે

दीक्षां गृहीत्वा पुरुषात्कलाविह सहस्रशः । योषितो धर्मतो भ्रष्टा दृश्यन्ते पशुभिः समाः ॥६॥ स्त्र्याकृतेर्वीक्षणं पुंसः स्त्रियाश्च नराकृतीक्षणम् । अवश्यमेव भवति मनसः क्षोभकारणम् ॥७॥ अतः पुंसो न गृह्णीयाद्योषा दीक्षां कलाविह । तस्या दीक्षाविधानं तु ब्रुवे गुरुमुखाच्छ्रुतम् ॥८॥ या योषा संसृतेर्भीता यमाच्च श्रेय इच्छती । साध्वीधर्मावनेच्छुश्च श्रद्धालुः साध्वसाधुवित् ॥९॥ मुमुक्षुः

સમયે યદ્યપિ બ્રહ્મવાદિની બહુ વધુઓ પુરુષથકી વિદ્યાગ્રહણ કરનારી હતી અને પુરુષો ઊર્ધ્વરેતા જીતેન્દ્રિય બહુ હતા હમણાં આ કળિમાં તો ધર્મપ્રવર્તનના મિષથી મર્યાદા મુકીને, 'આ સ્ત્રી છે આ પુરૂષ છે' એવા વિભાગ વિના અને 'આ સ્વદારા છે આ પરદારા છે' એવા વિવેચન વિના સંવ્યવહાર કરાતા કહેવાતા ગુરૂપુરુષથકી દીક્ષા ગ્રહણ કરીને, તેની પરિચર્યાને ઉન્મર્યાદ ધર્મભ્રાંતિથી આચરતી, પ્રવૃદ્ધકામવાળી, પશુઓની પેઠે નીચ કર્મમા અત્યત પ્રીતિવાળી, ધર્મથકી ભ્રષ્ટ થએલી હજારોહજાર નારીઓ જ્યાં ત્યાં જોવામાં આવે છે. તો એ રીતે કળિબળ અને હૃદયદુર્બળતા પ્રત્યક્ષ પરિદૃશ્યમાન છે, માટે તેનો નિરોધ કરવો એજ ધર્મ છે ॥૬॥ આ વિષમ કળિકાળમાં સ્ત્રીઆકૃતિમાત્રના દર્શનથી પુરૂષને અને પુરૂષાકૃતિના દર્શનમાત્રથી સ્ત્રીને મનમાં ક્ષોભ અવશ્ય થાય છે. (એમાં કુળ ગુણ રૂપાદિકનો વિમર્શ કરવાનો નથી, કેવળ આકૃતિમાત્રથી પણ વિમોહ થાય છે, એવો ભાવ છે) માટે આ કળિમા નારી નરથકી દીક્ષાને નજ ગ્રહણ કરે, એવો અમારો મત છે. હવે ગુરૂ રામાનંદમુનિના મુખથકી સાંભળેલો નારીદીક્ષાનો પ્રકાર હું કહું છું તેને તમો અવધાનથી સાંભળો ॥૭-૮॥ તેમાં પ્રથમ સામાન્યદીક્ષામાં અધિકારિણી નારીનાં લક્ષણો કહુંછું—જે નારી જન્મ જરા મરણ નરકનિપાત આદિક દુઃસહ દુઃખ દુરંત જેમાં છે એવા સંસારચક્રપરિભ્રમણથી ભયભરને પામી હોય, માટેજ પ્રેયને પડી મુકીને શ્રેયને સ્પૃહતી હોય, સ્વધર્મસંરક્ષણતત્પર હોય, સચ્છાસ્ત્રે કહેલા અને સદ્‌ગુરૂએ સમુપદેશેલા સદુપાયમાં શ્રદ્ધાસંપન્ન હોય, સદસતના વિવેચનમાં સમર્થ હોય, મુમુક્ષુ તે આ

सा तु शरणं गुरुपत्नीं व्रजेद्द्रुतम्। वर्तमानामौद्धवीये पथि धर्मदृढस्थितिम् ॥१०॥ वासुदेवानन्यभक्ता गुर्व्वी तु भवेत्सती। स्वासन्नसम्बन्धिभिन्ननृभाषास्पर्शविवर्जिता ॥११॥ एकादश्यादिमतकृत्कुर्वती चोत्सवादरैः। गुर्वी सा तु प्रपन्नायै दद्याद्दीक्षां तु योषिते ॥१२॥ स्नाता धौताम्बरधरा कृतकृष्णार्चना गुरुः। प्रागेव भोजनाद्दद्याद्दीक्षां चाभुक्तयोषिते ॥१३॥ भर्तुराज्ञां गृहीत्वैव योषिते गुरुयोषिता। मन्त्रोपदेशः कर्तव्यो न तु स्वातन्त्र्यतः क्वचित् ॥१४॥ अस्यां तिथ्यादिनियमो दीक्षायां नैव विद्यते। यदा यस्या मुमुक्षा स्यादीक्षणीया तु सा तदा ॥१५॥ स्नाता धौताम्बरा शिष्या गृहीत्वैव फलं करे। गुर्वीमुपेत्य पुरतः फलं तस्या निधापयेत् ॥१६॥

સાધ્વી નારી જલદી ગુરૂપત્નીના શરણને પામે. (આથી દીક્ષામાં અધિકાર પ્રદર્શાવ્યો) દીક્ષાદાનમાં અધિકાર પામેલી ગુરૂપત્ની હું કહીશ એવા ગુણોએ યુક્ત હોવી જોઇએ. ઔદ્ધવીય ધર્મમાર્ગમાં દૃઢ નિષ્ઠાવાળી, સમીપસંબન્ધિ જનોથકી ભિન્ન પુરૂષની સાથે સંભાષણ સ્પર્શે રહિત, એકાદશી વિગેરે વ્રતો અને અન્નકૂટાદિ ઉત્સવપરાયણ, વાસુદેવ ભગવાનમાં અનન્ય ભક્તિવાળી, સતી–પતિવ્રતા હોવી જોઇએ. આવા લક્ષણવાળી તે ગુર્વી તો શરણાગત તે શિષ્યા સ્ત્રીને દીક્ષા આપે ॥૯-૧૨॥ તે આ આચાર્યાણી શુદ્ધ જળથી સ્નાન કરી ધોએલાં શુદ્ધ વસ્ત્રોને ધારી, કૃષ્ણાર્ચન કરી ભોજન કર્યા પહેલાંજ, ભોજન કર્યા વગરની તે શિષ્યા વનિતાને દીક્ષા આપે ॥૧૩॥ તે ગુરૂનારીએ ભર્તાની આજ્ઞા લઇનેજ શિષ્યા નારીને મંત્રોપદેશ કરવો, ક્યારેય પણ સ્વતંત્રપણે ન કરવો ॥૧૪॥ આ સામાન્ય દીક્ષામાં તિથિ વાર વિગેરેનો નિયમ નથીજ વર્તતો. જ્યારે મુમુક્ષાથી શરણે આવે ત્યારેજ તેણીને દીક્ષા દેવી ॥૧૫॥ તેનો પ્રકાર હવે કહું છું–શિષ્યા સ્ત્રી સ્નાન કરી ધોએલાં વસ્ત્ર ધારી ફળાદિ ભેટ હાથમાં લઇનેજ આચાર્યાણીના શરણને પામીને, તેના ચરણસમીપે ફળાદિ ભેટ ધરીને પ્રણામ કરીને બે હાથ જોડીને 'હે સ્વામિનિ! સતત સંસૃતિમાર્ગમાં ભટક્યા કરતી, હિતાહિતના વિવેકે વિહીન, અવિદ્યાસંબન્ધિ તમમાં પડી રહેલી,

ततः प्रणामं कुर्वीत बद्धाञ्जलिपुटाथ ताम्। ब्रूयात्स्वामिनि ! मां पाहि पापण्डिगुरुपापतः ॥१७॥ तामाश्वास्याभयं दातुं गुरुपत्नी वदेत्ततः। मा भैषीर्वासुदेवस्त्वां रक्षिष्यत्येव सर्वतः ॥१८॥ इत्युक्त्वा तामुपावेश्य दत्त्वाम्भो दक्षिणे करे। सङ्कल्पं कारयेद्गुर्वी मन्त्रमेतं पठन्त्यसौ ॥१९॥ कालमायापापकर्मयमदूतभयादहम्। श्रीकृष्णदेव शरणं प्रपन्नोऽस्मि स पातु माम् ॥२०॥ ततस्तस्यै कण्ठधार्ये सूक्ष्मे तुलसिकास्रजौ। दत्त्वा तस्या भालदेशे कुर्यात्कुङ्कुमचन्द्रकम् ॥२१॥ यदि सा विधवा तर्हि कण्ठे चन्दनचन्द्रकम्। कृत्वाऽष्टवर्णं मन्त्रं निर्वामकर्णे उपादिशेत् ॥२२॥ ततस्तस्यै सर्वे

સદુપદેશના પ્રસગે રહિત, ધર્મમાર્ગને ઉપમર્દન કરનારા વિવિધ કુમતિ જનોના દુરૂપદેશ પાપથકી અતિભય પામેલી એવી હું તે મારે તમો શરણ છો, તો આ પાપથકી મારી રક્ષા કરો' એમ ગુરૂપત્ની પ્રતિ બોલે ॥૧૬-૧૭॥ એમ શરણે આવેલી તે અબળાને આચાર્યાણી આશ્વાસન આપીને એમ બોલે કે–'હે શિષ્યે ! તું લેશપણ ભય પામીશ નહિ, વાસુદેવ ભગવાન કે જે સમાશ્રિતોના સરક્ષક, સકળ મુનિજનોએ સસેવ્ય, સકળ કારણોના કારણ, સર્વ ઈશ્વરોના ઈશ્વર છે તે તારી સર્વ ભયથકી જરૂર રક્ષા કરશેજ' એ રીતે અભયદાન આપે ॥૧૮॥ અભય આપ્યા પછી તે શિષ્યાને બેસારીને તેણીના જમણા હસ્તતળમા જળ આપીને આ ગુર્વી 'કાલ માયાપાપકર્મ' આ મન્ત્રને તે શિષ્યાપાસે ઉચ્ચારાવતી થકી સકલ્પ કરાવે મનાર્થ–કાળ માયા પાપકર્મ અને યમદૂતોના ભયથકી હું અબળા શ્રીકૃષ્ણ દેવના શરણને પામી છુ તો તે શ્રીકૃષ્ણદેવ મારી કાળાદિકના ભયથકી રક્ષા કરો (આનો વિશેષ અર્થ ૪૬ અધ્યાયમા વર્ણવ્યો છે) ॥૧૯-૨૦॥ તે પછી ગુરૂપત્ની શિષ્યાના કઠમા સૂક્ષ્મ મણકાની બેવડી તુળસીકાષ્ઠની કઠીને પહેરાવે અને તેણીના ભાલદેશમા કુકુમથી ચાદલો કરે જો તે વનિતા વિધવા હોય તો તેણીના કઠમા ચદનથી ચદ્રક કરે (ભાલમા કુકુમચદ્રક ન કરે) પછી તે શિષ્યાના વામ કર્ણમા અષ્ટાક્ષરમન્ત્રનો ત્રણ વાર ઉપદેશ કરે તે પછી તે ગુરુનારી સતત જપવામાટે 'શ્રીકૃષ્ણ' આ ત્રણ અક્ષરના

कालं जतुं सा त्र्यक्षरं मनुम् । उपादिदेशु योपायै तं जपेत्सापि सर्वदा ॥२३॥ त्रैवर्णिकानां नारीणां सच्छूद्राणां च सर्वशः । विधिरेष इह प्रोक्तस्ताभ्योऽन्यासां ब्रुवे विधिम् ॥२४॥ स्नाताभ्यस्त्वन्ययोषाभ्यो गुरुपत्नी गुणाक्षरम् । प्रदापयेन्नाममन्त्रमन्ययेति विधिः स्मृतः ॥२५॥ ततो गृहीतमन्त्रायै शिष्यायै नियमान्वदेत् । एकाग्रमनसा सापि श्रुत्वेतान् हृदि धारयेत् ॥२६॥ मांसं न भक्षयेस्त्वं च सुरां मद्यं च मा पिबः । परस्य हिंसनं नैव कुर्या घातं च नात्मनः ॥२७॥ न जातिभ्रंशकृत्कर्म न कुर्याः स्तेयकर्म च । न सङ्गं परपुंसश्च कुर्यास्त्वं कर्हिचिच्छुभे ! ॥२८॥ कुसङ्गिभ्यो न शृणुयाः कथावार्ता हरेरपि । न च कस्यापि देवस्य वाचाप्युच्छे-

---

मन्त्रनो उपदेश करे (आथी 'स्वामिनारायण' एवा ७ अक्षरनो मन्त्र पण जाणी लेवो, मन्त्रस्वरूपनो प्रथमज व्याख्यान कर्युं छे) आ रीते उपदेशने पामेली शिष्या योषापण ते त्र्यक्षर षडक्षर मन्त्रनो सतत जप करे ॥२१-२३॥ त्रैवर्णिको अने सच्छूद्रोनी समस्त नारीओनो आ विधि दीक्षादानमा कह्यो छे तेथकी अन्य असच्छूद्रादि नारीओनोतो आटलो विशेष जाणवो-गुरुपत्नी स्नान करी विशुद्ध वस्त्र धारीने शरणे आवेली ते असच्छूद्रादि नारीओने केवळ त्र्यक्षर (श्रीकृष्ण) नाममन्त्रनो पोतानी आश्रित अन्य अंगना पासे उपदेश करावे (षडक्षर स्वामिनारायण नाममन्त्र पण जाणी लेवो) आटलो विशेष विधि मान्यो छे ॥२४-२५॥

तदनंतर गुरुभार्या मन्त्रोपदेश पामेली चारेय वर्णनी नारीओने अनुपाळवाना नियमोनो उपदेश करे शिष्यापण गुर्वीए कहेला नियमोने एकाग्र मनथी साभळीने हृदयमा धारण करे ॥२६॥ आ नियमोपदेश-हे शिष्ये ! तुं मासभक्षण सुरामद्यपान परहिंसन आत्मघात आदिक महापापोमा कदापि प्रवर्तीश नहि ॥२७॥ हे शुभे ! चौर्यकर्म अने परपुरुषसंग आ लोक परलोकमा अनर्थकारी छे माटे तुं कदापि करीश नहि. तथा स्वजातिमाथी भ्रष्ट करनारा कर्मने क्यारेय तुं करीश नहि ॥२८॥ भले भगवत्कथावार्ता होय तोपण कुसंगिओथकी तुं साभळीश नहि 'हुं तो

दमाचरेः ॥२९॥ न किञ्चिन्मादकं खादेर्न तमालं न चाशुचि । अगालितं पयोऽम्भश्च न पिबेस्त्वं कदाचन ॥३०॥ नापशब्दं वदेः क्वापि कञ्चनापवदेर्न च । मानसं पूजनं विष्णोः कुर्या नित्यमतन्द्रिता ॥३१॥ प्रीत्यैव राधाकृष्णार्चां पूजयेश्च त्वमन्वहम् । शक्त्या तन्मन्त्रजपनं विदध्या नियमेन च ॥३२॥ मालामाच्छाद्य वस्त्रेण शुचिर्भूत्वा स्थिरासना । कुर्या मन्त्रजपं नित्यं यतवाग्दृष्टिरत्वरा ॥३३॥ कुर्या एकादशीजन्माष्टम्यादीनि व्रतानि च । अधार्मिकाणां नारीणां पुंसां सङ्गं च मा कृथाः ॥३४॥ हरेर्नवविधां भक्तिं कुर्यास्त्वं मा त्यजे क्वचित् । सङ्गं त्यक्त्वाष्टधा पुंसां विधवापि हरिं भजेत् ॥३५॥ सद्धर्मोनद्य भवती प्राप्ता भागवतानिति । सत्सङ्गिनीति लोके-

હવે સર્વેશ્વર શ્રીહરિનાજ શરણને પામી છુ' એવી અભિમતિથી સૂર્ય ચદ્ર ઈન્દ્ર આદિક અર્વાચીન કોઈ પણ દેવની નિંદા તું કદાપિ કરીશ નહિ ॥૨૯॥ વળી હે ભદ્રે ! તું માદક કાંઈ પણ વસ્તુ ભક્ષણ કરીશ નહિ તથા તમાકુના ખાન પાન ઘ્રાણને કરીશ નહિ અપવિત્ર કાંઈ પણ અન્નાદિક અને જાતિ દુષ્ટ લસણ ડુગળી આદિકને કદાપિ ભક્ષણ કરીશ નહિ ગાળ્યા વિનાનુ જળ દુધ ક્યારેય પણ પાન કરીશજ નહિ ॥૩૦॥ અપશબ્દભાષણ મિથ્યાપવાદારોપણ આદિકને કદાપિ તું કરીશજ નહિ આળસનો ત્યાગ કરી તું નિત્ય કૃષ્ણનુ માનસપૂજન કરજે ॥૩૧॥ તું પ્રતિદિન રાધાકૃષ્ણની પ્રતિમાનુ પ્રીતિથી પૂજન કરજે તેમના મત્રનો જપ યથાશક્તિ નિયમથી અનુદિવસ કરજે ॥૩૨॥ તે જપમા આ નિયમ—સ્નાનાદિકવડે પવિત્ર થઈ, સ્થિર આસને બેસીને, વાણી તથા દૃષ્ટિને નિયમમા રાખીને અવ્યગ્ર મનથી જપમાળાને વસ્ત્રવડે ઢાંકીને પ્રતિદિન મત્રજપને વિનાત્વરા કરજે ॥૩૩॥ એકાદશી જન્માષ્ટમી વિગેરે વ્રતોને તું અવશ્ય કરતી રહેજે ધર્મવિમુખ અધર્માભિમુખ નરનારીઓના સગને કદાપિ તું કરીશ નહિ ॥૩૪॥ ભગવાનમા તું શ્રવણ કીર્તનાદિરૂપ નવવિધા ભક્તિને કર્યા કરજે તેનો ત્યાગ ક્યારેય નજ કરીશ વિધવાતો અષ્ટપ્રકારે પુરૂષપ્રસગ પરિત્યાગરૂપ પોતાના બ્રહ્મચર્યવ્રતને અપ્રસ્ખલિતપણે સરક્ષણ કરતી થકી ભગવાનને ભજે ॥૩૫॥

ऽस्मिन्विश्रुता च भविष्यति ॥३६॥ जाताद्य निर्भया त्वं हि कृष्णं धर्मस्थिता भज । गोलोकं परमं धाम प्राप्स्यस्यन्ते तथा सती ॥३७॥ वासुदेवस्तव पतिर्भूत्वा ते वाञ्छितं सुखम् । दास्यत्येव कृपासिन्धुः संशयो नात्र विद्यते ॥३८॥ इत्युक्त्वा प्रतिमां तस्यै राधाकृष्णस्य सा गुरुः । चातुर्वर्ण्यस्त्रियै दद्यादितरा त्वित्थमादिशेत् ॥३९॥ प्रतिमा वासुदेवस्य स्प्रष्टव्या न त्वया क्वचित् । स्वग्रामे ह्योद्धवगृहे कुर्या नित्यं तदीक्षणम् ॥४०॥ सा न चेत्तर्हि पुष्पादि कृष्णप्रासादिकं त्वया । स्थापयित्वान्तिके तस्य कर्तव्यं नित्यमीक्षणम् ॥४१॥ मानसं

---

હે ભદ્રે ! જે હેતુમાટે તું હાલમા ભાગવત સદ્ધર્મોને અમારાથકી પામી છુ, તે હેતુમાટે તું આ લોકમા **સત્સંગીની** એવી સાર્થક સજ્ઞાથી પ્રસિદ્ધ થઈશ અત પર તારે લેશ ભયાવકાશ નિશ્ચે નથી ઉપદિષ્ટ પ્રકારે અનુદિન ધર્માના અનુપાળનપૂર્વક શ્રીકૃષ્ણસેવાપરાયણ તું થઈ રહે આ પ્રકારે અનુવર્તીશ તો દેહાતે તું મુક્તપ્રાપ્ય ગોલોક નામના પરમ ધામને પામીશ એમા સશય નથી ॥૩૬-૩૭॥ જે સર્વ લોકના સત્ય પતિ કૃપાનિધિ વાસુદેવ ભગવાન છે તે તારા નિરૂપધિ પતિ થઈને નિરવધિ વાછિત સુખ પરમ નિ શ્રેયસરૂપને અને આ લોકમા તેમાં નહિ વિરૂદ્ધ એવા સુખને આપશેજ આ મેં કહેલા અર્થમા સશયજ નથી ॥૩૮॥ હે સુતી ! આવા નિયમોનો ઉપદેશ આપી તે આચાર્યઅબળા ચારેય વર્ણની તે શિષ્યાસ્ત્રીને રાધાકૃષ્ણની પ્રતિમા પ્રતિદિન પૂજવા આપે અસચ્છૂદ્રાદિ શિષ્યાને તો ન આપે તેણીને તો એમ આદેશ કરે કે-તારે ક્યારેય પણ વાસુદેવની પ્રતિમાનો સ્પર્શ કરવો નહિ માટે તેમની અર્ચાનુ અર્ચન ચાતુર્વર્ણ્ય જનની પેઠ તારે નજ કરવુ કિંતુ પોતાના ગ્રામમાં કોઈ ઔદ્ધવ સમ્પ્રદાયના અનુયાયિ જનના ગૃહમા પ્રતિષ્ઠાપેલી તે ભગવદર્ચાના તારે નિત્ય દર્શન કરવા (તે અર્ચાને પ્રણામ કરી ભાવના કરવી ) જો તે પ્રતિમા કોઈ પણ સત્સગિના ભવનમા ન હોય તો ભગવત્પ્રસાદભૂત પુષ્પમાળા વસ્ત્રખડાદિક યત્કિંચિત્ ભગવન્મદિરથકી પોતાને ઘેર લઈ જઇને રાખીને તેનું દર્શન તેને પ્રણામાદિ પ્રતિદિન પ્રીતિથી તારે કરવુ આજ બાહ્યપૂજનનો પ્રકાર તારે માટે

पूजनं भक्त्या नित्यं कुर्यास्त्वमादरात् । तेनैव बाह्यपूजायाः फलं सर्वमवाप्स्यसि ॥४२॥ ततश्चातुर्वर्ण्ययोषा गुरुपत्नीं समर्चयेत् । कुङ्कुमाक्षतपुष्पाद्यैः शक्त्या वस्त्रैर्धनैश्च सा ॥४३॥ गुरुपत्नीं नमस्कृत्य ततस्तस्या निदेशतः । गच्छेन्निजगृहं तत्र भवेत्तद्वचसि स्थिता ॥४४॥ इति सामान्यदीक्षाया विधिः प्रोक्तो मयाधुना । विधिं विशेषदीक्षायाः कथयाम्यप्यशेषतः ॥४५॥ योषा त्रैवर्णिकी तत्र ज्ञातव्या ह्यधिकारिणी । सच्छूद्रा चाप्तसामान्यदीक्षा तद्धर्मसुस्थिरा ॥४६॥ न स्यान्न्यूनातिरिक्ताङ्गा न भाषेतानृतं च या । न हासिनी न बहुभुक् न क्रियासु प्रमादिनी ॥४७॥ विकृताङ्गी च या न स्यान्महारोगार्दिता न च । न चातिघर्घरस्वा श्मश्रुला च न या भवेत् ॥४८॥

---

हित છે, માનસપૂજાતો તારે પ્રતિદિવસ પરા ભક્તિથી કરવી તેનાથીજ બાહ્ય અભ્યર્ચનના સર્વ ફળને તુ પામીશ ॥૩૯-૪૨॥ હે સુતી ! ત્યાર પછી શિષ્યભાવને પામેલી ચારેય વર્ણની નારી ગુરૂનારીનુ કુકુમ અક્ષત પુષ્પાદિવડે અર્ચન કરીને, વસ્ત્ર ધનાદિ યથાશક્તિ સમર્પીને, પ્રણામ કરીને તેની આજ્ઞાથી પોતાને ઘેર જાય ઘેર જઇને ગુરૂદારાએ ઉપદેશેલા વચનને વશ વર્તનારી થઈ રહે ॥૪૩-૪૪॥ આ પ્રકારે મેં સ્ત્રીઓનો આ સામાન્યદીક્ષાવિધિ કહ્યો હવે સ્ત્રીયોનો વિશેષ દીક્ષાવિધિપણ સમગ્રપણે હું કહું છુ તે સાભળો ॥૪૫॥

સ્ત્રીયોનો વિશેષદીક્ષાક્રમ કહેતા પ્રથમ તેમા અધિકારિણી અબળાના લક્ષણો કહેછે—આ મહાદીક્ષામાં પ્રથમ સામાન્યદીક્ષાને પામેલી, સામાન્યદીક્ષાના ધર્મમા દૃઢ સ્થિતિવાળી આવી ત્રૈવર્ણિકનારીઓ અને સચ્છૂદ્ર નારીઓનેજ અધિકાર છે, ઈતર નારીઓને નહિ ॥૪૬॥ જે નારી ન્યૂનાધિક અગવાળી હોય, જે કુબ્જત્વાદિ અગવિકારવાળી હોય, જે શ્મશ્રુલા—પુરૂષલક્ષણ મુખકેશાદિયુક્તા (દાઢી મુછવાળી) હોય, જે સ્વભાવથી અત્યત ઘોઘરા શબ્દવાળી હોય, જે ક્ષય ગળતોકોઢ પિત્ત આદિક મહારોગાતુર હોય, તે મહાદીક્ષાને લાયક નથી વળી જે નારી અસત્ય વચન બોલનારી હોય, જે પરિહાસૈકશીલા હોય, જે બહુ ખાવાના સ્વભાવવાળી હોય, જે

न तुच्छभाषिणी या च भ्रामणी न च या भवेत् । राजादिवार्ताकथनप्रच्छन्नप्रकृतिर्न च ॥४९॥ भोजयित्वा पोष्यवर्गं या भुञ्जीत दिनेदिने । लज्जालुर्नातिचपला दयालुश्च पतिव्रता ॥५०॥ क्रयविक्रयहेतोर्या न स्याद्विपणिगामिनी । अधार्मिकाणां नारीणां सङ्गे यस्या रुचिर्न च ॥५१॥ सद्धर्मपालनोत्साहा भर्त्राज्ञप्ता सुवासिनी । पितृपुत्राद्यनुज्ञाता विधवाप्यधिकारिणी ॥५२॥ गुरुः शिष्यां परीक्ष्यैवं महादीक्षां ददीत सा । एकादश्यां वा द्वादश्यां पूर्वेद्युस्त्यक्तभोजनाम् ॥५३॥ पूर्वेद्युः कारयेदेव कदलीस्तम्भमण्डि-

વિહિત ક્રિયાઓમાં પ્રમાદિની હોય, જે સહજપણે તુચ્છ ભાષણશીલા હોય, જે ઘરથકી બહાર ભટકવાના સ્વભાવવાળી હોય, જે રાજવાર્તા અને વિદેશવાર્તાનું આચરણજ જેની પ્રકૃતિ હોય, તેવી વાર્તાનું ગ્રહણજ જેની પ્રકૃતિ હોય, આવી તે નારી આ દીક્ષાને યોગ્ય નથી ॥૪૭-૪૯॥ જે નારી માતાપ્રમુખ પોષ્યવર્ગને પ્રતિદિન રૂડીરીતે જમાડીને સ્વયં જમતી હોય, ( પોષ્ય જનના પોષણૈકપરાયણ હોય ) જે સ્વભાવથીજ અકાર્ય કરવામાં લજ્જાવાળી હોય, જે પ્રકૃતિથીજ પ્રાણિઓ ઉપર અનુકંપાવાળી હોય, જે સ્થિર પ્રકૃતિવાળી હોય, જે પતિપરિચરણપરાયણ હોય, જે ક્રયવિક્રય–મૂલ્યથી કોઈ વસ્તુ આપવા લેવામાં નહિ પ્રવર્તેલી, તેને માટે બજાર–પીઠથકી વિમુખ રહેનારી, અધાર્મિક અબળાઓના સંગથકી અત્યંત ભય પામેલી, સદ્ધર્માચરણમાં સમુત્સાહવાળી, આવા ગુણવાળી અબળા આ દીક્ષામાં અધિકારિણી થાય. આવી સુવાસિની નારી ભર્તાની અનુજ્ઞા પામીને, વિધવા તો પિતા પુત્રપ્રમુખની અનુજ્ઞા પામીને મહાદીક્ષા લેવા માટે આચાર્યાના શરણને પામે ॥૫૦–૫૨॥

ઉક્ત પ્રકારે આચાર્યા શિષ્યાની પરીક્ષા કરી, તેની અધિકારપૂર્તિ નિશ્ચય કરીને એકાદશી કે દ્વાદશીએ મહાદીક્ષાને આપે. પૂર્વ દિવસે નિરાહાર ઉપવાસ કરાવે ॥૫૩॥ હવે મહાદીક્ષાનો વિધિ કહેછે–કેળના થાંભલા, વિચિત્ર વસ્ત્રો અને આંબો આસોપાલવ આદિકનાં ઉત્તમ તોરણોવડે સમલંકૃત રમણીય મંડપ પૂર્વ દિવસેજ કરાવીને, તેના મધ્યમાં ગુલાલાદિ

तम् । शोभितं चित्रवस्त्राद्यैर्मण्डपं चारुतोरणम् ॥५४॥ तन्मध्ये सर्वतोभद्रं रङ्गैर्वा चित्रतण्डुलैः । कारयेद्गापयेत्स्त्रीभिः कृष्णगीतानि भूरिशः ॥५५॥ प्रातर्दीक्षादिने स्नाता गुर्वी धौताम्बरा शुचिः । पूजोपहारानानाय्य निषीदेन्मण्डलाग्रतः ॥५६॥ मण्डलस्यान्तरे पीठं संस्थाप्य सितवाससा । आच्छाद्याष्टदलं कुर्यात्तस्मिन्पद्मं सुशोभनम् ॥५७॥ विचित्ररङ्गैस्तत्कृत्वा तण्डुलैर्वा सकर्णिकम् । राधालक्ष्मीयुतां मूर्तिं वासुदेवस्य तत्र च ॥५८॥ स्थापयेद्गापयेच्चासौ योषाभिः कृष्णगीतिकाः । वादित्राणि विचित्राणि वादयेत्पूजनोत्सवे ॥५९॥ स्नात्वाथ शिष्या कौशेये वाससी परिधाय सा । धौते वा सूत्रवसने निषीदेदन्तिके गुरोः ॥६०॥ पूजामनुस्तु श्रीराधाकृष्णाय नम इत्यसौ । तेनैव कारयेत्पूजां प्राङ्मुखां तां हरेर्गुरुः ॥६१॥ प्राङ्मुखा गुरुपत्नी तामुपवेश्योत्तराननाम् । दद्यात्सूक्ष्मं

રંગોવડે કે નાનારંગરચ્છિત આખા ચોખાવડે સર્વતોભદ્ર મંડળ કરાવે. અને સ્રીઓપાસે કૃષ્ણગીતો ઘણાં ગવરાવે ॥૫૪-૫૫॥ અનંતર દીક્ષાદાનદિને આચાર્યાણી પ્રાત સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર ધારી શુચિ-બાહ્ય-આભ્યતર શુદ્ધિએ સંપન્ન થઈ, (બાહ્ય આભ્યતર ભગવત્પૂજન કર્યા પછી) સમગ્ર ચદન પુષ્પાદિ પૂજોપચારોને મગાવીને ઉક્ત મડળની આગળ બેસે ॥૫૬॥ મંડળના મધ્યમાં પીઠ-આસનને સંસ્થાપીને તેને શ્વેત વસ્ત્રવડે આચ્છાન કરી, તેમાં વિચિત્ર રંગવડે અથવા અક્ષતવડે કર્ણિકા (ડોડી)એ સહિત સુશોભન અષ્ટદળનું કમળ કરીને, તેમા રાધાલક્ષ્મીસહિત શ્રીવાસુદેવમૂર્તિની પ્રતિષ્ઠાપના કરીને, પૂજાવસરે ભક્તિરસભરપુર કૃષ્ણગીતો ભક્તસ્રીઓ પાસે ગવરાવે અને વિચિત્ર વાજીત્રો વગડાવે ॥૫૭-૫૯॥ અનંતર શિષ્યાસ્રી સ્નાન કરી રેશમી વસ્ત્ર અથવા ધોએલાં સુતરાઉ વસ્ત્રો પહેરી, પ્રસન્ન મનથી આચાર્યાણીને પ્રણામ કરી, તેમની પાસે તેમની આજ્ઞાથી બેસે ॥૬૦॥ અનંતર આચાર્યાણી પૂર્વાભિમુખે બેઠલી તે શિષ્યાપાસે શ્રીરાધાકૃષ્ણની પૂજા 'શ્રીરાધાકૃષ્ણાય નમઃ' આ મત્રથી કરાવે ॥૬૧॥ અનંતર ગુરૂપત્ની સ્વયં પૂર્વાભિમુખે બેસીને

कण्ठधार्यं तुलसीमालिकाद्वयम् ॥६२॥ कादमीरचन्द्रकं भाले सधवां कारयेत्स्त्रियम् । प्रासादिकेन गन्धेन विधवायास्तु सा गले ॥६३॥ यद्वा गोपीचन्दनेन कारयेत्कण्ठचन्द्रकम् । उत्तिष्ठन्ती ततः शिष्या स्तुयात् कृष्णं कृताञ्जलिः ॥६४॥ श्रीकृष्ण ! नारायण ! वेणुपाणे ! श्रीराधिकानेनचकोरचन्द्र !। वृन्दावनानन्दितगोपगोपे ! श्रीगोकुलाधीश ! हरे ! प्रसीद ॥६५॥ श्रीदेवकीनन्दन ! देवदेव !

શિષ્યાને ઉત્તરાભિમુખે બેસારીને કંઠમા ધારવાની સૂક્ષ્મમણકાની બેવડી તુલસીકંઠી આપે ॥૬૨॥ સધવા અબળાને ભાલમા કુંકુમચંદ્રક કરાવે અને અધવાને તો ભગવત્પ્રસાદભૂત ચંદનથી કે ગોપીચંદનથી ચંદ્રક ગળામા કરાવે તે પછી શિષ્યા સ્ત્રી ઉભી થઈ બે હાથ જોડીને આરીતે શ્રીકૃષ્ણની સ્તુતિ કરે ॥૬૩-૬૪॥ સ્તુતિપ્રકાર પાચ શ્લોકથી કહેછે-હે શ્રીકૃષ્ણ !- પોતાના અસાધારણ આનંદમય દિવ્ય રૂપથી નિત્યમુક્તોના અનુભવમા આવતા હોવાથી અક્ષરધામમા આનંદમય દિવ્ય સ્વરૂપથી પ્રકાશ માન, હે નારાયણ !-સમસ્ત ચેતન અચેતનના અંતર્યામી હોવાથી સર્વના આત્મભૂત, હે વેણુપાણે !-વેણુ-વાસળીને પાણિ-હાથમા ધારી રહેલા, ચક્રપાણિપણાની અપેક્ષાએ વેણુપાણિપણુ અનુરાગિ જનોના હૃદયને આહ્લાદ આપનારૂં છે, જે પરાનુરાગ એજ પરાભક્તિ કહી છે, તો ભક્તિરસપરાયણોના મનોનયનને આહ્લાદ આપનારા દિવ્ય રૂપનુ અનુસ્મ રણ કરૂં છુ આવુજ તમારૂં રૂપ શ્રીરાધિકાના ચક્ષુરૂપ ચકોરના ચંદ્રરૂપ છે, (નયનને આનંદ દેનારૂં છે) કેમકે શ્રીરાધિકા તે આ અમૃતમય વેણુપાણિ દિવ્ય રૂપને નેત્રોવડે પ્રીતિથી પાન કરતાથકા અનન્યસામાન્ય પરમાનંદને અનુભવેછે શ્રીરાધિકાના ચક્ષુરૂપ ચકોરના ચંદ્રરૂપ તેજ વેણુ પાણિ દિવ્યરૂપથી ગોલોકેશ તમો ગોકુળેશપણે પ્રાદુર્ભવીને વૃન્દાવનવિહાર વ્યાજથી ગાયો ગોપીઓ તરૂઓ લતાઓને આપે પરમાનંદ પમાડ્યો છે અહો !! આપનુ સૌશીલ્ય અને સૌલભ્ય છે આનંદમય આત્મા જે અંતર્નિગૂટ છે તેનો સાક્ષાત્ અનુભવ કરનારા કયા જનને આનંદ ન થાય ? થાયજ. તો આરીતે સર્વથકી પરતર સર્વસુલભ નિરવધિસૌશીલ્યનિધિ

श्रीद्वारिकाधीश्वर ! पार्थसूत ! । लक्ष्मीमनोरञ्जनचारुहास ! प्रभो ! नमस्ते परमेश्वराय ॥६६॥ दीक्षां त्वदीयां महतीं दधामि रक्षा तदीया भवतैव कार्या । क्रोधाच्च लोभाच्च रसाच्च कामादधार्मिके-

આપ શ્રીહરિ ભગવાન્ અમારી ઉપર પ્રસાદ કરવાને યોગ્ય છો ॥૬૫॥ હે દેવદેવ ! હે શ્રીદેવકીનંદન-દેવો બ્રહ્માદિકોના દેવ એવા પણ આપ સાધુપરિરક્ષણમાટે પરા કૃપાથી આ માનુષ લોકમાં માનુષ્યસજાતીયપણે દેવકીજીમા પ્રાદુર્ભવ્યા છો હે શ્રીદ્વારિકાધીશ્વર ! હે લક્ષ્મીમનોરંજન ! હે પાર્થસૂત !-આપનુ આશ્રિતવાત્સલ્ય નિરવધિ છે, જેથી તમે દ્વારિકાધીશ્વર હોવા છતાં પણ અને લક્ષ્મીમન પ્રિય હોવા છતા પણ આશ્રિત પાર્થ-અર્જુનને અર્થે સારથિપણુ આપે સર્વસાક્ષિક સ્વીકાર્યું (પૂર્વ શ્લોકમા શ્રીરાધિકાના નેત્રચકોરના ચદ્રભૂત, વેણુપાણિ, વૃન્દાવનવિહરણરસિક, ગો-ગોપ-ગોપીજનોના મનોનયનને આનંદ આપનારા દિવ્ય રૂપને અનુ સ્મરીને સ્તુતિ કરી આ શ્લોકમા તો- જે દિવ્યરૂપ પીતાબર પહેરી રહેલું, નવીન ઘનસદૃશ શ્યામસુંદર, મહામૂલ્ય વૈદુર્યમણિમય મુકુટ કુડળની કાતિથી ચળકતા સુદર શ્યામ કેશવાળુ, શખ ગદાદિ આયુધને ધારી રહેલું, ચતુર્ભુજ, ગળામા સુશોભિત કૌસ્તુભ મણિને ધારી રહેલુ દેવકીજીના મનોનયનને આહ્લાદ આપનારૂં, દ્વારિકાધીશ્વરભાવને અસા ધારણ, સાક્ષાત્ રૂકિમણીરૂપ લક્ષ્મીના મનનેત્રને રંજન કરનાર, પાર્થરથના ભૂષણભૂત, પરપણુ અને સુલભપણું તેને સૂચવનારૂ છે તેને સમનુસ્મરીને સ્તુતિ કરાયછે) હે ચારૂહાસ ! જે આ રાધિકાજીના નેત્રચકોરના ચદ્ર ભૂત, લક્ષ્મીજીના મનને રજન કરનારૂ વેણુપાણિ કે શખપાણિ દિવ્ય રૂપ છે તે આ અમારા ચિત્તને રંજન તો મદહાસથીજ કરેછે, કેમકે આપનો મદહાસ ત્રિવિધ તાપને ટાળનારો છે અમે અબળાઓ તે ત્રણતાપથી ચોમેર તપી ગએલી છીએ, હે પ્રભો ! પરમેશ્વર ! એવા તમને નમ સ્કાર છે ॥૬૬॥ હે વિભો ! તમારીજ એક ભક્તિપરાયણતારૂપ મહાદી ક્ષાને હાલમાં હુ ધારણ કરૂં છુ તો તેમા વિરોધિવર્ગ કામ ક્રોધ લોભ રસા દિકથકી અને કામાદિબહુળ અધાર્મિક જનોથકી મારી આપજ રક્ષા

भ्यश्च विभो ! नरेभ्यः ॥६७॥ यथा त्वदीये तु पदारविन्दे रतिर्मदीया गिरिनिश्चला स्यात् । हरे ! तथानुग्रहमर्हसि त्वं कर्तुं त्वदीयाऽसि यतोऽहमीश ! ॥६८॥ धर्मो यथैवात्र पतिव्रताया भङ्गो भवेन्नाणुरपि प्रभो ! मे । तथैव कार्या भवता दयालो ! दास्यां कृपा मय्यपि वासुदेव ! ॥६९॥ गुर्व्याज्ञया प्रणम्याथ वासुदेवं च तां गुरुम् । निषीदेत्प्राङ्मुखा गुर्वी शिष्या तूदङ्मुखा भवेत् ॥७०॥ वासुदेवं स्वामिनं स्वं ततो ध्यात्वा निजे हृदि । कृष्णमन्त्रं वामकर्णे तस्याः सोपदिशेच्छनैः ॥७१॥ त्रिर्मन्त्रमुपदिश्याथ धर्मांस्तस्या उपादिशेत् । शृणु भद्रे ! मदीया त्वं पुत्री जातासि साम्प्रतम् ॥७२॥ पत्या सत्येन कृष्णेन योजितासि मया किल । तस्मात्त्वं प्रयता नित्य-

કરો ॥૬૭॥ હે હરે ! આપના પદારવિંદમાં મારી પ્રીતિ જે રીતે પર્વતની પેઠે નિશ્ચળ થાય તેરીતે તમે મારી ઉપર અનુગ્રહ કરવાને યોગ્ય છો, કેમકે હે ઇશ ! હું આપનાજ એક આશ્રયવાળી છું ॥૬૮॥ હે પ્રભો ! હે દયાળો ! હે વાસુદેવ ! આપનીજ અનન્ય ભક્તાણી એવી હું તે મારે આપજ આત્મા જેના છો એવા પતિની પરિચર્યાપરાયણતારૂપ પાતિવ્રત્ય અનુદિન અનુવર્તો, જેરીતે તેવા પાતિવ્રત્યધર્મનો ભંગ લેશથીપણ નજ થાય તેરીતે આપ અનન્યદાસી મારી ઉપર અનુકંપા કરો ॥૬૯॥ હે સુતી ! આરીતે સ્તુતિ કરીને, શિષ્યાસ્ત્રી ગુર્વીની આજ્ઞાથી વાસુદેવને પ્રણામ કરીને અને તે ગુર્વીને પણ પ્રણામ કરીને ઉત્તરાભિમુખે બેસે, આચાર્યાતો પૂર્વાભિમુખે બેસે ॥૭૦॥ અનંતર આચાર્યાણી વાસુદેવ ભગવાન્ અને પોતાના સ્વામિનું નિજ હૃદયમાં ધ્યાન ધરતીથકી તે શિષ્યાના વામ કર્ણમાં અષ્ટાક્ષર શ્રીકૃષ્ણમંત્રનો ધીમેથી ઉપદેશ કરે ॥૭૧॥ આ મંત્રને ત્રણવાર ઉપદેશીને પછી ગુરૂનારી શિષ્યા નારીને ધર્મોનો આગળ કહીશ એવા પ્રકારે ઉપદેશ કરે. હે ભદ્રે ! સાંભળ તું હવે જ્ઞાનથી મારી પુત્રી થઈ છું ॥૭૨॥ 'स वै पतिः स्यादकुतोभयः स्वयम्' આવું ભાગવતમાં લક્ષ્મીવાક્ય છે, તો નિરૂપાધિક પતિ સર્વસ્વામી આનંદમય શ્રીકૃષ્ણની સાથે તારો સંશ્લેષ મેં કરી આપ્યો છે તો અત.પર તું ધર્મનિયમતત્પર

मनन्यमनसा भज ॥७३॥ अनेकपतिसम्बन्धात्संसृतिभ्रमणादपि । रक्षित्वा त्वां स भगवान् पातिव्रत्यमविष्यति ॥७४॥ सेवा भगवतो नित्यं कर्तव्यानुसवं त्वया । प्रासादिकं हरेरन्नं भोज्यमह्नि तथा निशि ॥७५॥ दिवसे द्विर्न भुञ्जीथा न रात्रौ द्विर्विनापदम् । सकृदेव हि भुञ्जीत विधवा त्वह्नि वा निशि ॥७६॥ रोगे सूतौ प्रवासादौ ज्ञात्यावश्यकभोजने । सधवाया न ते दोषस्त्रिर्भुक्तेरपि विद्यते ॥७७॥ नैवेद्यं तु तदा कार्यं मनसैव त्वया हरेः । अन्नाद्यैर्मानसैरेव भोज्यः कृष्णो हृदि स्थितः ॥७८॥ ब्राह्मे मुहूर्ते सन्त्यज्य निद्रां कृष्णं स्मरेः सदा । आद्यं यामं निशोऽतीत्य कुर्याः शयनमन्वहम् ॥७९॥ दशमीषु च सर्वासु तथा त्वं द्वादशीष्वपि । व्रतोपवासदिवसे दिवा

થઈ અનન્યમનવાળી થઇને તે સત્પતિ કૃષ્ણને નિત્ય ભજ ॥૭૩॥ અનેક પતિપત્નીભાવને સંપાદનારા અનાદિ સંસારભ્રમથકી પણ તારી તેજ ભગવાન્ રક્ષા કરશે અને આ ભવમાં અબળાઓને અસાધારણ એવા પાતિવ્રત્ય ધર્મને એજ ભગવાન્ રક્ષણ કરશે ॥૭૪॥ પ્રતિદિન પ્રતિસમય ભગવાનની સેવા તારે કરવી દિવસે કે રાત્રિએ હરિપ્રસાદભૂતજ અન્ન જમવું, બીજું નહિ આપત્કાળ વિના દિવસે બે વાર જમવું નહિ તેમ રાત્રિએ બે વાર જમવું નહિ વિધવાએ તો દિવસે કે રાત્રિએ એકજ વાર જમવું ॥૭૫-૭૬॥ પતિવત્ની એવી તને જ્વરાદિરોગસમયે પ્રસવસમયે પ્રવાસસમયે અને જ્ઞાતિભોજનાદિ આવશ્યક પ્રસંગમાં ત્રણ વાર ભોજનમાં પણ દોષ નથી ॥૭૭॥ જ્યારે તો રોગાદિકથી પીડા પામું ત્યારે સ્નાનાદિકનો સંભવ નહિ હોવાથી આદ્ય પૂજા તારે નજ કરવી કિંતુ મન સંકલ્પિતજ ઉપકરણોવડે મનથીજ પૂજા કરવી હૃદયમાં રહેલા ભગવાન મન કલ્પિત અન્નાદિવડે જમાડવા ॥૭૮॥ નિત્ય બ્રાહ્મ મુહૂર્તમાં જાગીને શ્રીકૃષ્ણનું સ્મરણ તારે કરવું પ્રતિદિન રાત્રિના પ્રથમ પ્રહરને ઉલ્લઘીને શયન કરવું ( પહેલા પહોરમા તો નજ સુવું ) ॥૭૯॥ સર્વ દશમીઓ તથા સર્વ દ્વાદશીઓ અને વ્રતોપવાસ દિવસોએ દિવાસ્વાપ તારે નજ કરવો કેમકે તેનાથી વ્રતભંગ થાય છે 'દિવાનિદ્રા નજ કરવી' આ અર્થ વિષ

स्वापं च नाचरेः ॥८०॥ विधवा तु दिवा क्वापि न शयीत यथा यतिः । आपत्काले दिवा स्वापः पुनर्भुक्तिर्न दोषकृत् ॥८१॥ सर्वाभिर्नवधा भक्तिः स्त्रीभिः कार्या रमापतेः । मानेर्ष्यारुड्विवादाश्च न कार्या भक्तया सह ॥८२॥ कृष्णस्तोत्रं प्रतिदिनं पठेयुर्दीक्षिताः स्त्रियः । यावद्देहस्मृतिस्तावत्पाल्या धर्मा इति स्थितिः ॥८३॥ कृष्णमेवाश्रिताऽसद्य त्वं हि सर्वात्मना प्रभुम् । अतो भविष्यसि ख्याता भूमावात्मनिवेदिनी ॥८४॥ स्वधर्मसंस्थिता नित्यं देहान्ते त्वं तु सन्मते ! । राधिकेव सुखं स्वेष्टं गोलोके प्राप्स्यसि ध्रुवम् ॥८५॥ भर्तापि तव पुण्येन पार्षदो भविता हरेः । मातृपितृकुले तेऽपि प्राप्स्येते सद्गतिं पराम् ॥८६॥ इत्युक्त्वा गुरुपत्न्या सा शिर-

વાઓ માટે તો વિશેષપણે વ્રતરૂપ યતિયોની પેઠે જાણવો (વિધવાએ તો કદાપિ દિવાસ્વાપ નજ કરવો) આપત્કાળમા તો દિવસનિદ્રા અને બીજીવાર ભોજન વિધવાઓને પણ દોષ માટે નથી ॥૮૦-૮૧॥ રમાપતિ ભગવાનવિષે શ્રવણકીર્તનાદિરૂપા નવધા ભક્તિ સધવાઓ કે અધવાઓ મહા દીક્ષાને પામેલી સર્વ કોઈ સ્ત્રીઓએ કરવી માન ઈર્ષ્યા ક્રોધ વિવાદ વિગેરે નજ કરવા ભગવદ્દભક્તા નારીસાથે તો અત્યત નજ કરવા ॥૮૨॥ દીક્ષિત સ્ત્રિયોએ પ્રતિદિન (સસ્કૃત કે પ્રાકૃત) કૃષ્ણસ્તોત્રનો પાઠ કરવો 'હું ભક્તાણી છું' એમ અભિમાનીને સ્વધર્મનો ત્યાગ નજ કરવો જ્યાસુધી દેહસ્મૃતિ રહે ત્યાસુધી આ ધર્મો પાળવા એવી સ્થિતિ–ઉદ્ધવસપ્રદાયની મર્યાદા છે ॥૮૩॥ જે હેતુમાટે તું હવે સર્વપ્રભુ શ્રીકૃષ્ણનાજ સમાશ્રયને સર્વ પ્રકારે પામી છુ તે હેતુ માટે તુ **'આત્મનિવેદિની'** એવી પૃથ્વીમા પ્રખ્યાતિને પામીશ ॥૮૪॥ હે સન્મતે ! આ રીતે તું સ્વધર્મપૂર્વક ભગવાનને ભક્તિથી નિત્યજ ભજતાં ભક્ત્યેકપરાયણ થઈ દેહને અતે ગોલોકને પામીને રાધિકાજીની પેઠે ભગવચ્ચરણપરિચરણપરાયણ થઈ નિત્ય અપરિમિત આનંદને પામીશ તારો ભર્તા પણ તારાજ ભગવદાશ્રયણબળથી ભગવાનના લોકને પામીને ભગવાનનો પાર્ષદ થઈ નિત્યાનંદતૃપ્ત થશે તથા તારૂ માતૃકુળ અને પિતૃકુળ પણ આજરીતે ભગવાનના

सादाय तद्वचः । प्रणमेत्तां ततः सापि तस्यै दद्याच्छुभाशिषः ॥८७॥ पतिव्रताधर्मनिष्ठा भव त्वं सर्वदा शुभे ! । वासुदेवस्य दास्यं च कमलाया इवास्तु ते ॥८८॥ ततः शिष्या गुरोः पूजां शक्त्या कृत्वैव पूर्ववत् । तां चान्याश्च नमस्कृत्य भक्ताः स्यात् तद्वचःस्थितिः ॥८९॥ सामान्यां महतीं वापि गृह्णीयादौद्धवीं तु या । दीक्षामेतां स्वशक्त्या सा हरेर्भक्तान्सुभोजयेत् ॥९०॥ दीक्षाविधिरिति प्रोक्तः स्त्रीणां द्वेधा मया सुतौ! । कृष्णभक्तिं चिकीर्षूणां स्थित्वैवोद्धववर्त्मनि ॥९१॥ एतं युवां च भार्यायै स्वस्य स्वस्य पृथक् पृथक् । ब्रूयातं ते ततस्तद्वदुमे अपि करिष्यतः ॥९२॥ तावेवमुक्तौ हरिणा प्रसन्नौ सुतावभूतां नृपते ! प्रणम्य । तमीश्वरं जग्मतुरात्मवासं तमेव

લોકને પામીને પરા સદ્‌ગતિ (પરમાનંદરૂપ)ને પામશે ॥૮૫-૮૬॥ હે સુતો ! આ પ્રકારે ગુરૂભાર્યાએ ધર્મનિયમનો પ્રબોધ આપેલી તે શિષ્યાસ્ત્રી તેણીનુ વચન મસ્તકે ચઢાવીને તેણીને પ્રણામ કરીને, તેણીએ 'હે શુભે ! તારી સર્વદા પતિવ્રતાધર્મમાં નિષ્ઠા થાવ અને કમળાની પેઠે તારે ભગવાન્ વાસુદેવનું દાસ્ય થાવ' ઇત્યાદિ શુભ આશીર્વચન આપતાં તે આચાર્યાણીની પૂજા પૂર્વની પેઠે (સામાન્યદીક્ષામાં જેમ એમ) યથાશક્તિ કરીને, તેણીને અને બીજી ભગવદ્‌ભક્ત સ્ત્રીયોને નમસ્કાર કરીને, તે આચાર્યાણીના આદેશને વશવર્તિની થઈ રહે ॥૮૭-૮૯॥ આ પ્રકારે સામાન્ય અથવા મહતી આ ઔદ્ધવી દીક્ષાને પામેલી નારી યથાશક્તિ હરિના ભક્તો સાધુ બ્રાહ્મણોને સારીરીતે જમાડે ॥૯૦॥ હે સુતો ! આ પ્રકારે મેં ઉદ્ધવસંપ્રદાયમાં રહીનેજ ભગવદ્‌ભક્તિને કરવા ઇચ્છતી સ્ત્રીયોનો દીક્ષાપ્રકાર સામાન્યતઃ અને વિશેષતઃ બે પ્રકારનો કહ્યો ॥૯૧॥ તમો પોતપોતાની પત્નીને આ મેં કહેલો દીક્ષાપ્રકાર પૃથક્ પૃથક્ ઉપદેશ કરો. પછી તે તમારી પત્નીયો પણ તે આ પ્રકારને અનુસારેજ દીક્ષાને આપશે ॥૯૨॥ હે નૃપતે ! આ પ્રકારે ભગવાને પ્રતિબોધ આપેલા તે અયોધ્યાપ્રસાદ તથા રઘુવીર નામના પુત્રો પ્રસન્ન થયા અને સર્વેશ્વર તે ભગવાનને પ્રણામ કરીને તેમણે ઉપદેશ કરેલાજ અર્થનું મનમાં ચિંતન કરતા

चार्थं हृदि चिन्तयन्तौ ॥९३॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे दीक्षाविधौ स्त्रीणां द्विविधदीक्षाविधिनिरूपणनामा त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥५३॥

सुव्रत उवाच—एकादश्यां निर्जलायां नारायणमुनिर्नृप ! । पुत्राभ्यां प्रददौ दीक्षां द्विविधां स्वयमेव हि ॥१॥ दीक्षिताभ्यां ततस्ताभ्यां तत्स्त्रीभ्यामपि स स्त्रिकाम्। दीक्षां प्रदापयामास सामान्यां महतीमपि ॥२॥ तदा महान्तमकरोत्कृष्णार्चनमहोत्सवम् । साधूंश्च सकलान्विप्रान् यथेष्टं समभोजयत् ॥३॥ देशान्तरेभ्योऽपि

---

थका पोताने उतारे गया ॥९३॥ इति श्रीसत्संगिजीवने...चतुर्थप्रकरणे दीक्षाविधौ स्त्रीणां द्विविधदीक्षाविधिनिरूपणनामा त्रिपंचाशत्तमोऽध्यायः ॥५३॥

## [1]અધ્યાય ૫૪ મો.

સુવ્રતઋષિ કહે છે—હે પ્રતાપસિંહ નૃપ ! અનતર ભગવાન્ નારાયણમુનિએ પોતેજ નિર્જળા એકાદશીએ (સવત્ ૧૮૮૨ ના જ્યેષ્ઠ શુકલ એકાદશી) અયોધ્યાપ્રસાદ રઘુવીરને બન્ને પ્રકારનીપણ દીક્ષા આપી ॥૧॥ તેપછી શ્રીહરિ દીક્ષા પામેલા તેઓપાસે તેમની પત્નીઓને પણ બન્ને પ્રકારની પણ પોતાની દીક્ષા દેવરાવી. 'पतिरेव हि नारीणां दैवतं च गुरुर्मत. । न तदन्या देवताऽस्या न यदन्यो गुरुर्नृपु । पतिव्रता धर्मरता याच पत्यैव दीक्षिता । सातु दद्यात्कृष्णमन्त्रं स्त्रीभ्यः प्रणववर्जितम्। पत्युरन्यो न कर्तव्यो गुरुः स्त्रीभिः पुमान् क्वचित् ॥' એમ નારદપંચરાત્રમાં કહ્યું છે, માટે તેઓની પાસે તેણીઓને દીક્ષાપ્રદાનની ઉક્તિ યુક્ત છે ॥૨॥ ત્યારે દીક્ષાદિવસે ભગવાને કૃષ્ણાર્ચનમહોત્સવને વિશેષત કરીને સર્વ સાધુઓ અને વિપ્રોને (દ્વાદશીએ) યથેષ્ટ જમાડ્યા ॥૩॥ તે સમયે તે દુર્ગપુરમાં દેશાંતરથકી પણ બહુ સાધુઓ, વર્ણિઓ અને હરિભક્ત સ્ત્રીપુરૂષો હજારો

---

૧ આ અધ્યાયમા સાંપ્રદાયિક દીક્ષાવિધિનું વિશેષતઃ પ્રવર્તન નિરૂપણ કર્યું છે.

भक्तास्तत्राऽऽयाता सहस्रश. । पुरुपा योपितश्चाऽऽसन् वर्णिन साधवस्तथा ॥४॥ स्नानयात्रोत्सवस्यान्ते सभा तत्र महत्यभूत् । मर्यादया भक्तजना निपेदुस्तत्र सर्वशः ॥५॥ नारायणश्च तन्मध्य उच्चासन उपाविशत् । मुखारविन्दं तस्यैव ते च पश्यन्त आसत ॥६॥ तानुवाच हरिर्भक्ता. । सर्वे शृणुत मद्वच । दीक्षितानां फल भक्ते शीघ्र भवति वै नृणाम् ॥७॥ यथाधिकार दीक्षाऽतो सामान्या महती तथा । ग्राह्या पुम्भिश्च नारीभि स्थितैरुद्धववर्त्मनि ॥८॥ लक्ष्मीनारायणस्यात्र खण्डे स्यु पुरुपास्तु ये । गृह्णन्तु रघुवीरात्ते दीक्षा तु द्विविधामपि ॥९॥ तेपा स्त्रियश्च गृह्णातु रघुवीरस्य योपित । सकाशाद्द्विविधा दीक्षां न तु पुस कदाचन ॥१०॥ नरनारायण

હજાર આવ્યા હતા ॥૪॥ સ્નાનયાત્રોત્સવ કે જે જ્યેષ્ઠ માસમા જ્યેષ્ઠા નક્ષત્રમા ભગવાનનો કરવાનો સ્નાનવિશેષોત્સવ તેના અતમાં ત્યા કોઈ પણ મોટી સભા ભરાઈ, તે સભામા સર્વે ભક્તજનો યથામર્યાદા બેઠા ॥૫॥ ભગવાન્ નારાયણમુનિ પણ તે મહાસભાના મધ્યમા વિરાજમાન સમુન્નત સિંહાસનમાં સરાજમાન થયા સભામાં બેઠેલા મુનિમુખ્ય તે સમસ્ત ભક્તો તેમના મુખારવિંદ સન્મુખજ એકાગ્ર દૃષ્ટિ રાખીને બેઠા ॥૬॥ અનંતર તે સર્વેના પ્રતિ ભગવાન્ શ્રીહરિ એમ બોલ્યા કે હે ભક્તો ! તમે સર્વે મારૂ વચન સાભળો ઔદ્ધવ સપ્રદાયસિદ્ધ દીક્ષા ધારવાથી તે દીક્ષિતોને મહત્ ફળ જલદી સિદ્ધ થાય છે ભક્તિતો આનાથીજ અભિવૃદ્ધિ પામે છે તો યથાધિકાર સામાન્ય કે મહતી દીક્ષા ઔદ્ધવ માર્ગના અનુયાયી સ્ત્રીપુરૂષોએ અવશ્ય લેવીજ ॥૭-૮॥ પર આ મેં કહેલો નિયમ સર્વેએ આદરણીય છે આ ઉદ્ધવ માર્ગમા જે પુરૂષો લક્ષ્મીનારાયણદેશમા નિયત (રેણાકથી) નિવાસ કરી રહ્યા હોય તે સર્વેએ તો રઘુવીરજીથકીજ બન્ને પ્રકારની પણ દીક્ષા લેવી આ તેમની સ્ત્રિયોએ તો રઘુવીરજીની પત્ની થકીજ દીક્ષા લેવી પણ અન્ય પુરૂષથકી ક્યારેય નજ લેવી જે બીજા નરનારાયણદેશમા નિયત (કાયમ) નિવાસવાળા નરો હોય તેમણે તો અયોધ્યાપ્રસાદથકીજ દ્વિવિધા દીક્ષા લેવી આ તેઓની નારીઓએ તો

स्यात्र खण्डे स्युः पुत्रयाश्च ये । दीक्षाऽयोध्याप्रसादात्तु गृह्यतां द्विविधापि तैः ॥११॥ तेषां स्त्रियस्तु यास्ताभिर्दीक्षा तस्यैव योषितः । सकाशाद्गृह्यतां द्वेधा नान्यथा तु कदाचन ॥१२॥ वासुदेवीमिमां दीक्षां गृहीत्वाऽथानुवासरम् । पूजनार्थं च कृष्णार्चा ग्राह्या स्वस्वगुरोर्जनाः ! ॥१३॥ यथाधिकारं कर्तव्यं यथार्हं च तदर्चनम् । स्थित्वा सर्वैः स्वधर्मेषु नान्यथा तु मदाश्रितैः ॥१४॥ धर्मेषु संशयः कश्चिच्चित्ते स्याद्यदि कस्यचित् । तदा यथावकाशं तं स पृच्छतु सुखेन माम् ॥१५॥ सुव्रत उवाच—एवमुक्ते भगवता ते तथेत्यवदन् जनाः । हरिर्निजावासमायात्स्वस्वावासान् ययुश्च ते ॥१६॥ यथाधिकारं च ततो यथाकालं हरिर्निजान् । पुत्राभ्यां दीक्षयामास सर्वानपि विभागशः ॥१७॥ ततश्च रघुवीरेण तच्छिष्येभ्यो हरिर्नृप ! ।

તે આ અયોધ્યાપ્રસાદની પત્નીથકીજ બન્ને પ્રકારની પણ દીક્ષા ધારવી, અન્યથકી તો ક્યારેય નજ ધારવી. બન્ને પ્રકારની પણ દીક્ષામાં આજ નિયમ અનુસરવો ॥૯-૧૨॥ હે જનાઃ ! વાસુદેવી આ દીક્ષાને પોતપોતાના ગુરૂથકી મારા કહ્યા મુજબ ગ્રહણ કરીને તેજ ગુરૂથકી પ્રતિદિન આદર પૂજા કરવા કૃષ્ણપ્રતિમા ગ્રહણ કરવી ॥૧૩॥ ગ્રહણ કરેલી તે પ્રતિમાનું પૂજન યથાધિકાર યથાયોગ્ય સ્વધર્મને અનુવર્તવાપૂર્વકજ મારા સર્વ આશ્રિતોએ કરવું. પણ સ્વધર્મનું અતિક્રમણ કરીને તે પૂજન નજ કરવું ॥૧૪॥ વળી જો કોઇના ચિત્તમાં અનુષ્ઠાન કરવાના ધર્મમાં સંશય રહેતો હોય તો તે મને યથાવકાશ સુખેથી પુછો ॥૧૫॥

સુવ્રતઋષિ કહે છે—હે રાજન્ ! આવો ભગવાનનો આદેશ તે તમામ ભક્તજનોએ 'તથાસ્તુ' એમ ભક્તિથી મસ્તકે ગ્રહણ કર્યો. અનંતર ભગવાન્ પોતાના નિવાસસ્થાને પધાર્યા. અને તે સર્વ ભક્તો પોતપોતાને ઉતારે ગયા ॥૧૬॥ તે પછી ભગવાને યથાકાળ યથાધિકાર યથાદેશવિભાગ તે સમસ્ત ભક્તજનોને અયોધ્યાપ્રસાદ તથા રઘુવીર પુત્રો પાસે દીક્ષા અપાવી ॥૧૭॥ હે નૃપ ! તે પછી રઘુવીરજી આચાર્ય પાસે તેમના શિષ્યોને શ્રીહરિએ નિત્ય અર્ચનમાટે રાધાકૃષ્ણની ચિત્રાર્ચાપણ પોતાની અર્ચાસાથે અપાવી.

राधाकृष्णस्य च स्वस्य लेख्यार्चामप्यदापयत् ॥१८॥ तथाऽयोध्याप्रसादेन तच्छिष्येभ्यश्च सर्वशः। नरनारायणस्यार्चां तथा स्वस्याप्यदापयत् ॥१९॥ ततस्तयोस्तु भार्याभ्यां नारीभ्योऽपि यथोचितम्। द्विविधां दापयामास दीक्षां सर्वाश्च ईश्वरः ॥२०॥ यथाविभागं च ततो नित्यार्च्ये प्रतिमाद्वयम्। ताभ्योऽपि दापयामास ताभ्यामेव पृथक् पृथक् ॥२१॥ इत्थं नारायणः स्वामी सम्प्रदायमिदौद्धवम्। राजन्! प्रवर्तयामास कलौ नृणां हिताय वै ॥२२॥ रघुवीरस्तथाऽयोध्याप्रसादो भ्रातरावथ। तमुपेत्य नमस्कृत्य तदग्रे च निषेदतुः ॥२३॥ हरिस्तावाह पुत्रौ! यत्प्रष्टव्यं भवतोर्भवेत्। तत्पृच्छतमिति प्रोक्तौ तौ तं पप्रच्छतुर्नृप ॥२४॥ भ्रातरावूचतु — सम्प्रदायेऽत्र नः स्वामिन्कर्तव्या ये व्रतोत्सवाः। वार्षिकाणां च तेषां नौ विधानं वक्तुमर्हसि ॥२५॥ आवां त्वदुक्तरीत्यैव भगवन्म-

તેજ પ્રકારે અયોધ્યાપ્રસાદજી આચાર્ય પાસે તેમના સમગ્ર શિષ્યોને પોતાની અર્ચાસાથે નરનારાયણની ચિત્રાર્ચા પણ અર્ચનમાટે અપાવી ॥૧૮-૧૯॥ ત્યારપછી ભગવાને તે અયોધ્યાપ્રસાદ રઘુવીરની ભાર્યાઓ પાસે તેમની શિષ્યા સમગ્ર સ્ત્રિયોને પણ યથાધિકાર યથાદેશવિભાગ બન્ને પ્રકારની પણ દીક્ષા દેવરાવીને, નિત્ય અર્ચનમાટે પોતાની ચિત્રમૂર્તિ સાથે રાધાકૃષ્ણની અને નરનારાયણની ચિત્રમૂર્તિ યથાવિભાગ પૃથક્ પૃથક્ દેવરાવી ॥૨૦-૨૧॥ હે રાજન્! આ રીતે તે આ સર્વના સ્વામી શ્રીનારાયણમુનિએ કલિયુગમા સર્વ નરોના આત્યંતિક હિતમાટે ઔદ્ધવ સંપ્રદાય પૃથિવી ઉપર ચોમેર પ્રવર્તાવ્યો ॥૨૨॥ અનંતર રઘુવીરજી તથા અયોધ્યાપ્રસાદજી તે ભગવાનની સન્નિધિને પામીને તેમને નમસ્કાર કરીને તેમની આગળ બેઠા ॥૨૩॥ હે નૃપ! અનંતર ભગવાને 'હે પુત્રો! તમારે કોઈ અર્થ પુછવો હોય તો સુખેથી પુછો' એમ અનુજ્ઞા આપતાં તેઓએ એમ પુછયું કે-॥૨૪॥ હે ભગવન્! આપણા આ ઔદ્ધવ સંપ્રદાયમા કરવાના જે વ્રતોત્સવો હોય તે વાર્ષિક વ્રતોત્સવોનુ વિધાન અમને કહેવાને માટે આપ યોગ્ય છો હે પ્રભો! જે આપે આદેશ કરેલા વિધાનથીજ અન્નેય દેશનાં

न्दिरेषु तान् । यथाकालं करिष्यावो देशयोरुभयोः प्रभो ! ॥२६॥ सुव्रत उवाच—पृष्टः सुताभ्यामिति स प्रसन्नो नारायणस्तौ नृपते ! जगाद । स्वसम्प्रदायं ह्यनुसृत्य सर्वं व्रतोत्सवानां विधिमाब्दिकानाम् ॥२७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे उद्धवसम्प्रदायदीक्षाविधिप्रवर्तननिरूपणनामा चतुःपञ्चाशत्तमोऽध्यायः ॥५४॥

श्रीनारायणमुनिरुवाच—व्रतोत्सवानां सर्वेषां विधिस्तु ग्राह्य उत्तमः । श्रीविठ्ठलेशगदितः सविशेषं वदामि तम् ॥१॥ अस्माकमिष्टदेवो हि श्रीकृष्णोऽस्तीति तस्य या । आविर्भावतिथिस्तस्या विधिरादौ निरूप्यते ॥२॥ यदा पूर्वदिने ह्येव रोहिणी बुधसंयुता ।

ભગવન્મન્દિરોમા યથાકાળ તેતે ઉત્સવોને અમો કરાવીએ ॥૨૫-૨૬॥ સુવ્રતઋષિ કહેછે–હે નૃપતે ! આ પ્રકારે પુત્રોએ પુછેલા ભગવાન શ્રીનારાયણે પ્રસન્ન થઇને પોતાના ઉદ્ધવસપ્રદાયની રીતિને અનુસરીને વાર્ષિક વ્રતોત્સવોનો સર્વ વિધિ યથાસ્થિત કહેવાનો આરંભ કર્યો ॥૨૭॥ ઇતિશ્રી સત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ઉદ્ધવસંપ્રદાયદીક્ષાવિધિપ્રવર્તન-નિરૂપણનામા ચતુઃપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૪॥

## [1]અધ્યાય ૫૫ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે સુતો ! સર્વ વ્રતોત્સવોનો વિધિ તો શ્રીવિઠ્ઠલેશ ગોસ્વામિએ કહેલો બીજાની અપેક્ષાએ ઉત્તમ હોવાથી આપણે સામાન્યત ગ્રાહ્ય છે તેમા ક્વચિત્ વિશેષ ઔદ્ધવ સપ્રદાયને અસાધારણ છે માટે તે વિધિ તે વિશેષ સાથે હુ કહુ છુ ॥૧॥ તેમા શ્રીકૃષ્ણપ્રાદુર્ભાવ તિથિએ કરવાના વ્રતોત્સવનો વિધિ પ્રથમ નિરૂપણ કરૂ છુ, કારણ કે શ્રીકૃષ્ણ આપણા ઇષ્ટદેવ સર્વકારણકારણ પરબ્રહ્મ પરમાત્મા છે ॥૨॥ 'યદા' ઇત્યાદિ આઠ શ્લોકો આજ પ્રકરણમા અગીયારમા અધ્યાયમા વ્યાખ્યાન કર્યાં છે તથાપિ સક્ષેપમા તેનો ભાવ નિરૂપણ કર્યો છે યદ્યપિ

[1] આ અધ્યાયને આરભીને સાત અધ્યાયોવડે વાર્ષિક વ્રતોત્સવોનો વિધિ નિરૂપણ કરતા, પ્રથમ આ અધ્યાયમા જન્માષ્ટમીઉત્સવનો સનિર્ણય વિધિ તથા કૃષ્ણમૂર્તિઓનો અભેદ નિરૂપણ કર્યો છે

निशीथगाऽष्टमी सम्यक्प्रोक्तरा तु निशीथगा ॥३॥ तदा विद्धापि सप्तम्या ग्रहीतव्याष्टमी व्रते। परेद्युः पारणा कार्या तिथ्यन्ते व्रतचारिभिः ॥४॥ प्रोक्ता योगविशेषेण सप्तमीसहिताऽष्टमी। ग्राह्येत्यग्निपुराणादौ नान्यथा केवलाष्टमी ॥५॥ पूर्वेद्युरेव योगश्च प्रागुक्तः सकलो यदि। भवेदथ परेद्युस्तु निशीथे केवलाष्टमी ॥६॥ उपवासद्वयं कुर्यात्तदा शक्तस्तु पूरुषः। उपवासमशक्तस्तु कुर्यादेकं परेऽहनि ॥७॥ बुधाष्टमीरोहिणीनां निशीथे योगमन्तरा। पूर्वविद्धा न कर्तव्या बुधैर्जन्माष्टमी क्वचित् ॥८॥ बुधवारो न चेत्तर्हि रोहिणीसहितामपि। पूर्वविद्धां विहायैव शुद्धा ग्राह्याऽष्टमी मता ॥९॥ विना ऋक्षेणापि कार्या नवमीसंयुताऽष्टमी। सऋक्षापि न कर्तव्या सप्त-

અર્ધરાત્રિએ પહોચતી અષ્ટમી વ્રતમાં લેવાની કહી છે તથાપિ તે જો સપ્તમીના વેધવાળી હોય તો મધ્ય રાત્રિએ નહિ પહોચતી એવી પણ શુદ્ધા (વેધ વિનાની) બીજીજ અષ્ટમી વ્રતોત્સવમાંલેવી ભલે સાતમના વેધવાળી હોય પણ જો રોહિણીનક્ષત્ર અને બુધવાર આ એના યોગવાળી હોઇને મધ્યરાત્રિએ વ્યાપતી હોય તો તે ગ્રાહ્ય છે. પારણાં તો બીજે દિવસે અષ્ટમી તિથિ ઉતરી ગયા પછીજ વ્રતકર્તાઓએ કરવાં ॥૩-૪॥ આવા રોહિણી બુધવારરૂપ યોગવિશેષને લીધેજ સપ્તમીના સંબધવાળી અષ્ટમી વ્રતમા ગ્રહણ કરવાની અગ્નિપુરાણાદિકમાં કહી છે. અન્યથા કેવળ અષ્ટમી વ્રતમાં લેવી નહિ ॥૫॥ જો પૂર્વોક્ત સમગ્ર યોગ સપ્તમીદિનેજ હોય અને અષ્ટમીદિને તો અર્ધરાત્રિએ કેવળ–રોહિણીબુધયોગવર્જીત શુદ્ધા અષ્ટમી હોય ત્યારે શક્ત પુરૂષતો બે ઉપવાસ કરે અશક્ત તો પરદિન અષ્ટમીએ એક ઉપવાસ કરે ॥૬-૭॥ મધ્યરાત્રિએ બુધ અષ્ટમી અને રોહિણીના યોગ વિના તો બુધજનોએ સપ્તમીના વેધવાળી જન્માષ્ટમી ક્યારેય પણ નજ કરવી ॥૮॥ જો બુધવાર ન હોય તો અર્ધરાત્રિએ રોહિણીનક્ષત્રે યુક્ત એવી પણ સાતમના વેધવાળી અષ્ટમીનો ત્યાગ કરીનેજ શુદ્ધા–વેધ વિનાની અષ્ટમી ગ્રાહ્ય માની છે ॥૯॥ રોહિણીનક્ષત્ર વિનાપણ નવમીના સંબન્ધવાળી અષ્ટમી કરવી. રોહિણીસહિત એવી પણ સપ્તમીવિદ્ધા અષ્ટમી ન કરવી ॥૧૦॥

मीसंयुताष्टमी ॥१०॥ पलं घटीं मुहूर्तं वा यदा कृष्णाष्टमी ततः । नवमी सैव ग्राह्या स्यात्सप्तमीसंयुता न तु ॥११॥ विद्धायाश्च क्षयः स्याच्चेत्तदा तु व्रतचारिभिः। ग्राह्या विद्धापि सप्तम्येत्यूचुः केचन वैष्णवाः ॥१२॥ श्रीविट्ठलेशस्य मते विद्धायास्तु क्षये सति। उपोष्या नवमीत्येवं निर्णयोऽस्ति स गृह्यताम् ॥१३॥ सप्तमीवेधरहिता याऽष्टमी भास्करोदये । सैव जन्माष्टमी ग्राह्या व्रतोत्सवविधौ शुभा ॥१४॥ शुद्धाधिका भवेद्यर्हि तिथिः कृष्णाष्टमी तदा । बहुकालव्यापकत्वात्पूर्वा ग्राह्येति निर्णयः ॥१५॥ उपवासस्तत्र कार्यः पूजा कृष्णस्य च श्रियः। अचलायाश्चलाया वा मूर्तेः शक्त्या यथाविधि ॥१६॥ राधिकाया भवेन्मूर्तिर्मन्दिरे यत्र तत्र तु । वेषार्चन-

શુદ્ધા અષ્ટમી યદ્યપિ મધ્યરાત્રિના સંબન્ધે વર્જીત મુહૂર્તમાત્ર કે ઘટિકામાત્ર કે પળમાત્ર વર્તતી હોય અને તેને ભલે નવમીનો યોગ હોય તોપણ તેજ વ્રતમાં લેવી, પણ અર્ધરાત્રિએ યોગમાત્રથી પળમાત્ર પણ સપ્તમીના વેધવાળી વ્રતમાં લેવી નહિ ॥૧૧॥ જે સપ્તમીના વેધવાળી અષ્ટમી ક્ષય પામી જતી હોય ત્યારે તો વ્રતીઓએ સપ્તમીવિદ્ધા પણ અષ્ટમી ઉપવાસવિધિમા ગ્રહણ કરવી એમ કેટલાએક વૈષ્ણવો કહેછે પણ આ મત આદરણીય નથી શ્રીવિઠ્ઠલેશના મતમા તો વિદ્ધાનો ક્ષય હોય તો કેવળ નવમી તિથિ નીજ ઉપવાસ કરવો પણ વિદ્ધાનો નહિ એવો નિર્ણય કર્યો છે. તે નિર્ણય આપણા મતમાં ગ્રાહ્ય છે ॥૧૨-૧૩॥ જે અષ્ટમી સૂર્યોદયસમયે પળમાત્ર પણ સપ્તમી વેધવર્જીત હોય તેજ શુભ જન્માષ્ટમી વ્રતોત્સવવિધિમા સ્વીકારવી ॥૧૪॥ જો શુદ્ધા કૃષ્ણાષ્ટમી તિથિ વૃદ્ધિને પામી હોય ત્યારે તો પૂર્વનીજ શુદ્ધા અષ્ટમી બહુ કાળ વ્યાપનારી હોવાથી વ્રતોત્સવમાં સ્વીકારવી, પણ પર-બીજી સ્વીકારવી નહિ આ બે અષ્ટમી હોય ત્યારે ગ્રાહ્ય નિર્ણય સમજવો આવો જન્માષ્ટમી વ્રતમા ગ્રાહ્ય તિથિનો નિર્ણય છે ॥૧૫॥

આવી શુદ્ધા જન્માષ્ટમીએ ઉપવાસ કરવો જે મદિરમા શ્રીકૃષ્ણની અને લક્ષ્મીજીની અચળા કે ચળા મૂર્તિ હોય ત્યા તે બન્ને મૂર્તિઓની યથાશક્તિ યથાવિધિ ભક્તિથી પૂજા કરવી ॥૧૬॥ જે મદિરમા રાધિકાજીની

विधिर्ज्ञेयस्तस्या लक्ष्म्या इवाखिलः ॥१७॥ उभयोरपि न स्याचेत्प्रतिमा यत्र तत्र तु। उभे अपि हि विज्ञेये कृष्णस्याङ्कस्थिते इति ॥१८॥ विधिरेष तु विज्ञेय उत्सवेष्वखिलेष्वपि। मन्दिरेषु च सर्वेषु विशेषस्त्विह वक्ष्यते ॥१९॥ नित्यार्च्यां भगवन्मूर्तिं प्रातः स्नात्वा समर्च्य च। मन्दिरं शोधयेत्सम्यग्मृजाक्षालनलेपनैः ॥२०॥ रङ्गैर्नानाविधैश्चित्रैः शोभयेत्तच्च सेवकः। नवीनांश्च वितानादीन्वध्नीयात्तोरणानि च ॥२१॥ सिंहासनं भगवतः पूजोपकरणानि च। सम्मार्जयेद्दीपिकाश्च कुर्यादास्तरणं नवम् ॥२२॥ महानैवेद्यसामग्रीं महापूजोपयोगि च। नवीनवस्त्रपुष्पादि भक्तः सम्पादयेत्ततः ॥२३॥ स्वयं सीव्येदंशुकानि तुन्नवायेन वार्चकः। देवानां धारणार्हाणि शोभमानानि भङ्गिभिः ॥२४॥ सभामण्डपमध्ये वा मन्दिर-

મૂર્તિ હોય ત્યાં રાધિકાજીની પૂજા વેષ અલંકારાદિ સમગ્ર વિધિ લક્ષ્મીમૂર્તિની ચેઠે જ કરવો ॥૧૭॥ જે મંદિરમાં કૃષ્ણ એકલાનીજ મૂર્તિ હોય ત્યાં તેમના અંગમાં અદૃશ્ય રૂપથી તે લક્ષ્મી રાધા બન્ને પણ રહ્યાં છે એમ જાણવું (માટે લઘયાગ વિધાનથી તે બન્નેની પૂજા કરવી) ॥૧૮॥ આ સામાન્ય વિધિ સમસ્ત મંદિરોમાં સર્વ ઉત્સવોમાં સમજવો જે જે વિશેષ છે તે તો આ વ્રતોત્સવવિધિકથનમાં હું કહીશ ॥૧૯॥

હવે વ્રતોત્સવવિધિ કહેછે—પૂજક જન જન્માષ્ટમીતિથિના પ્રાતઃકાળમાં સ્નાન કરી, પ્રતિદિન પૂજનીય ભગવન્મૂર્તિની પૂજા કરીને, પછી વાળવા ધોવા લિંપવાવડે મંદિરને સારીરીતે શુદ્ધ કરે ॥૨૦॥ તે પછી સેવક પીત રક્ત નીલ આદિક અનેકવિધ રંગદ્રવ્યથી કરેલા ચિત્રો અને નવીન તોરણ ઉલ્લોચ આદિકવડે તે મંદિરને અલંકૃત કરે ॥૨૧॥ ભગવાનના સિંહાસનને અને દીપિકા કળશ ઉપપાત્રાદિ પૂજોપકરણોને માજીને શુદ્ધ કરે અને સિંહાસન ઉપર આસ્તરણાદિ નવીન કરે ॥૨૨॥ તે પછી પૂજક જન મહા પૂજોપકરણ દ્રવ્યો નવીન વસ્ત્ર પુષ્પાદિક અને મહાનૈવેદ્યસામગ્રીને એક સ્થળે તૈયાર કરે ॥૨૩॥ પૂજક જન શ્રીકૃષ્ણાદિ દેવોને ધરાવા લાયક વસ્ત્રો નવીન દર્શનીય રચનાવિશેષવાળા સ્વય સીવે અથવા દરજીપાસે સીવડાવે

स्याङ्गणे ततः । मण्डपं कारयेद्रम्यं कदलीस्तम्भशोभितम् ॥२५॥ विचित्रवस्त्रैः पुष्पैश्च मण्डितं ताम्रपल्लवैः । शुभैर्नानाविधै रङ्गैस्तत्र तत्र सुचित्रितम् ॥२६॥ सितैः पीतैस्तथा रक्तैः कर्बुरैर्हरितैरपि । वासोभिः शोभितं कुर्यात्समन्तात्कलशैर्नवैः ॥२७॥ पत्रैः फलैरनेकैश्च दीपालिभिरितस्ततः । पुष्पमालाविचित्रं च चन्दनागुरुधूपितम् ॥२८॥ तन्मध्ये सूतिकागारं देवक्या विदधीत च । धात्रीं कुर्यात्तत्र चैकां नालच्छेदनकर्तरीम् ॥२९॥ तन्मध्ये मञ्चके रम्ये स्थापयेद्देवकीं ततः । तदुत्सङ्गे बालकृष्णं स्थापयेच्च स्तनंधयम् ॥३०॥ यशोदां तत्र चैकस्मिन्प्रदेशे सूतिकागृहे । स्थापयेद्गोकुले तद्वत्प्रसूतवरकन्यकाम् ॥३१॥ नन्दश्च वसुदेवश्च गोपा गोप्यश्च धेनवः । वृषा वत्सा वत्सतर्यस्तत्र कल्प्या यथोचितम् ॥३२॥ यथाशक्ति प्रकर्तव्याः कृष्णादीनां तु मूर्तयः । सौवर्ण्याद्याश्च तत्पु-

॥२४॥ તદનંતર મંદિરના સભામંડપમધ્યે અથવા મંદિરના આંગણામાં કેળના થાંભલાવડે સમલંકૃત, શુભ પુષ્પો અને આંબાદિકના પલ્લવોવડે વિરાજીત, નાનાવિધ રંગોવડે તે તે સ્થળમાં વિચિત્રિત, શ્વેત રક્ત પીત નીલાદિ વિવિધ સૂક્ષ્મવસ્ત્રોવડે સુશોભિત, ચોગરદમ નવીન કળશોવડે પરિષ્કૃત, અનેક પત્ર ફળસરે સંપન્ન, પુષ્પમાળાઓવડે જ્યાં ત્યાં પરિષ્કૃત રમણીય એવો મંડપ કરાવે અને તે મંડપને ચંદન અગુરૂના ધૂપવાળો તથા દીપમાળાઓવડે વિરાજીત કરે ॥૨૫-૨૮॥ તે મંડપના મધ્યભાગમાં દેવકીજીનું સૂતિકાગૃહ કલ્પે, તેમાં એક ધાત્રી-ઉપમાતા અને એક નાળ-છેદન કરનારીને કલ્પે ત્યારપછી તે સૂતિકાગારને મધ્યે રમણીય મંચમાં દેવકીજીની સ્થાપના કરે અને તેમના ખોળામાં સ્તન્યપાન કરતા બાળકૃષ્ણની સ્થાપના કરે ॥૨૯-૩૦॥ એજ મંડપના એક પ્રદેશમાં ગોકુળની કલ્પના કરીને તેમાં બીજું સૂતિકાગૃહ કલ્પીને તેમાં દેવકીજીની પેઠે યશોદાજીની અને તેણીએ પ્રસવેલી કન્યાને સ્થાપન કરે ॥૩૧॥ તેમાં નંદજી વસુદેવ ગોપો ગોપીઓ ગાયો વૃષભો વત્સો વત્સતરીઓ આ સર્વ યથોચિત યથાશક્તિ પ્રતિમારૂપ કરવું ॥૩૨॥ કૃષ્ણાદિકની મૂર્તિઓ સુવર્ણ-

ज्ञा कर्तव्या निशि भक्तित. ॥३३॥ कारयेद्दुन्दुभिध्वानं यथाकालं दिनद्वयम् । तूर्यवाद्यानि चान्यानि वादयेन्मङ्गलानि तु ॥३४॥ घृतपक्वपदार्थांस्तु नैवेद्यार्थं दिवैव हि । कारयेच्छाकसूपादि निशायां च शुचिस्थले ॥३५॥ आद्ययामे निशोऽतीते प्रारभेतार्चनं हरे । स्थिराया प्रतिमायास्तु कुर्यात्पूजनमादित. ॥३६॥ यदि स्नापयितुं शक्या मूर्ति. कृष्णस्य च श्रिय । पञ्चामृतेन स्नपयेत्तर्हि ता चोष्णवारिणा ॥३७॥ अन्यथा तु प्रमार्ज्यैव वाससाऽऽर्द्रेण मन्त्रत. । वासांसि शोभनान्येव नूतानि परिधापयेत् ॥३८॥ पञ्चामृतेन स्नानं तु कार्यं मूर्तेर्लघोर्हरे. । इयमेव च विज्ञेया रीति सर्वोत्सवेष्वपि ॥३९॥ यदि श्यामा हरेर्मूर्तिर्भवेत्तर्ह्यंशुकानि तु । पीत-रक्तसितान्येव यथार्हं परिधापयेत् ॥४०॥ मूर्ति. श्वेता यदि तदा हरिच्छोणासितानि तु । धारयेदंशुकानीत्थं यथाशोभं श्रियोऽपि

---

વડે કે રજતવડે યથાશક્તિ કરવી સપરિવાર તે શ્રીકૃષ્ણની પૂજા રાત્રિએ ભક્તિથી કરવી ॥૩૩॥ અષ્ટમી અને નવમીએ યથાસમય દુન્દુભિ તૂર્ય વિગેરે વિવિધ માંગળિક વાજીંત્રોને વજાડાવે ॥૩૪॥ ભગવાનના નૈવેદ્યમાટે ઘૃતપક્વ જલેબી મોતીયાલાડુ આદિક ભક્ષ્ય પદાર્થોનેતો દિવસેજ અને શાક દાળ આદિકને રાત્રિએ પવિત્ર સ્થળમા કરાવે ॥૩૫॥ રાત્રિનો પ્રથમ પ્રહર વ્યતીત થતા ભગવાનની પૂજાનો પ્રારંભ પડદાની અંદર કરે તેમાં સ્થિર ભગવત્પ્રતિમાનુ પૂજનતો પ્રથમ કરે ॥૩૬॥ જો કૃષ્ણની મૂર્તિને સ્નાન કરાવી શકાય તેમ હોય તો પંચામૃતથી સ્નાન કરાવે પછી તે મૂર્તિને અત્યંત નહિ ઉષ્ણ એવા શુદ્ધ જળવડે સ્નાન કરાવે જો સ્નાન કરાવી શકાય એમ ન હોય તો સ્નાનમંત્રો બોલવા પૂર્વકજ ભીના વસ્ત્રવડે સમા-ર્જન કરીને તે મૂર્તિને શોભન નવીનજ વસ્ત્રો પહેરાવે ॥૩૭-૩૮॥ જે નિત્ય અર્ચામૂર્તિ લઘુ છે તેને તો (બાળકૃષ્ણને) પંચામૃતથી સ્નાન કરાવવુ સર્વે કોઈ ઉત્સવોમા સ્નાનવિધિ આજ રીતિએ જાણવો ॥૩૯॥ જો ભગવાનની મૂર્તિ શ્યામ હોય તો પીળા રાતા ધોળાં વસ્ત્રો જેમ શોભે એમ પહેરાવવા જો મૂર્તિ શ્વેત હોય તો નીલ રક્ત કૃષ્ણ વર્ણનાં વસ્ત્રો ધરાવવાં

च ॥४१॥ अलङ्काराम्बुमान् हैमान्मुक्तास्रक्कौशेयरांस्तथा । धारयेन्मुकुटं रम्यं नानारत्नविभूषितम् ॥४२॥ स्ववैभवानुसारीणि भूषणानि तु धारयेत् । धनहीनस्त्वलङ्कारैः पौष्पैरेवार्चयेत्प्रभुम् ॥४३॥ निशोऽष्टमे मुहूर्तेऽथ देवक्याः सूतिकागृहम् । गत्वा सूतं तया कृष्णं नयेत् पात्रेण गोकुलम् ॥४४॥ स्थापयित्वा क्षणं तत्र यशोदाशयने च तम् । संस्नाप्याथाऽऽनयेत्तं च नित्यार्च्यप्रतिमान्तिके ॥४५॥ नानाविधानां वाद्यानां तदानीं कारयेद्ध्वनिम् । श्रीकृष्णजन्मपद्यानि गापयेन्मङ्गलानि च ॥४६॥ ततः शास्त्रोक्तविधिना वसुदेवादिभिः सह । पूजनं बालकृष्णस्य कुर्यात्पञ्चामृतादिभिः ॥४७॥ पालने तमुपावेश्य वासोभूषाः समर्पयेत् । ततो लघुमहत्योश्च मूर्त्योः कुर्यात्सहार्चनम् ॥४८॥ धारयेद्बालकृष्णं तु लम्बमानाङ्गर-

આજ પ્રકારે લક્ષ્મીમૂર્તિને પણ જેમ શોભે તેમ વસ્ત્રો પહેરાવવા ॥૪૦-૪૧॥ વિવિધ રત્નજડિત દિવ્ય મુકુટ, કાંચનમય રમણીય કડા બાજુબંધ આદિક અલંકારો, મોતીમય હાર તોરાઓ અને બીજા પણ દિવ્ય ભૂષણો યથા વૈભવ ભગવાનને ધરાવે. ધનહીન નર તો પુષ્પનિર્મિતજ અલંકારોવડે પ્રભુનું પૂજન કરે ॥૪૨-૪૩॥ અનંતર રાત્રિના આઠમા મુહૂર્તમાં પ્રથમ થીજ પ્રકલ્પેલા મહોત્સવમંડપમાં સૂતિકાગૃહપણે પરિકલ્પેલા સ્થાનમાં પ્રવેશ કરી, તેમાં દેવકીજીએ પ્રસવેલા બાળકૃષ્ણને સુંદર પાત્રમાં સ્થાપન કરી ગોકુળપણે કલ્પેલા સ્થાનમાં વસુદેવની પેઠે લઈ જઈને, તેમાં કલ્પેલા યશોદાશયનમાં ક્ષણમાત્ર તેમને સંસ્થાપીને, પછી તેમને સ્નાન કરાવી પ્રતિદિન પૂજનીય મહાપ્રતિમાની સમીપે લાવે ॥૪૪-૪૫॥ તે સમયે નાના વિધ વાદ્યવાદનપૂર્વક શ્રીકૃષ્ણપ્રાદુર્ભાવપર માંગળિક પદો ગવરાવે ॥૪૬॥ તદનંતર યથાવિધિ તે બાળકૃષ્ણનું વસુદેવાદિકની સાથે પંચામૃતાદિકવડે પૂજન કરે ॥૪૭॥ તે બાળકૃષ્ણને પારણામાં પધરાવીને વસ્ત્ર વિભૂષણ વિગેરેવડે સમલંકૃત કરીને, પછી નિત્યાર્ચા લઘુ અને મોટી સ્થિરાર્ચાનું સાથે સમર્ચન કરે ॥૪૮॥ પછી બાળકૃષ્ણને તો લાંબી અંગરખી, (ઝુલરી) કટિની (સુથણી) અને ઉંચા અગ્રભાગવાળી, સુવર્ણસૂત્રોથી ગુંથેલી

क्षिकाम् । कच्छनीं च शिरश्चोपीमूर्ध्वाग्रां रुक्मभूषिताम् ॥४९॥ यत्र यत्रोचितं यद्यद्वस्त्रं वा भूषणं भवेत् । शोभेत च यथा तत्तत्र तत्र तथार्पयेत् ॥५०॥ सकुङ्कुमं कैसरं च मलयागुरुचन्दनम् । सुगन्धीनि च पुष्पाणि मालत्यादीनि चार्पयेत् ॥५१॥ पुष्पवासिततैलेन प्रसर्पचारुगन्धिना । स्थलपद्माम्बुना चास्य वासयेद्वस्त्रमन्दिरम् ॥५२॥ हारापीडांश्चावतंसान् पौष्पांश्च तुलसीस्रजः । दशाङ्गं चार्पयेद्धूपं घृतदीपान्दशावरान् ॥५३॥ ततो धौतचतुष्पद्यां महानैवेद्यमाहरेत् । पूरीपायससंयावघृतपकादि सर्वशः ॥५४॥ कुबेरशुण्ठीधान्याकगुडाज्यादिविमिश्रिताम् । पिञ्जरीं स्थापयेद्धृत्वा पात्रे सूतिकयोः पुरः ॥५५॥ वादयित्वा ततो घण्टां भोज्यपद्यानि गापयन् । निवेदयेत्तत्कृष्णाय मध्ये पानीयमर्पयन् ॥५६॥

(ભરત ભરેલી) શિરટોપી ધરાવે ॥૪૯॥ જે જે ભગવદંગમાં જેજે વસ્ત્ર કે જે જે ભૂષણ ઉચિત હોય અને જે પ્રકારે તે તે અંગ સારીરીતે શોભે તે પ્રકારે તે તે અંગમાં તે તે વસ્ત્ર વિભૂષણ ધરાવે ॥૫૦॥ કુંકુમકેસરસમિશ્રિત મલયાગુરુ ચંદન તથા માલતી આદિક સુગન્ધિ પુષ્પોને અર્પણ કરે ॥૫૧॥ તે પછી ભગવાનના વસ્ત્રો અને મંદિરને ચારેતરફ પ્રસરતો સુંદર સૌરભ જેનો છે એવા પુષ્પવાસિત તૈલથી ( અત્તરથી ) તથા ગુલાબજળ આદિકવડે વાસિત કરે-તેના સંસ્કારે સંપન્ન કરે ॥૫૨॥ તે પછી સુગન્ધિ સુખસ્પર્શ વિવિધ કુસુમમય હારો, તોરાઓ, ગુચ્છો અને તુળસીમાળાઓ ભક્તિથી ભગવાનને અર્પણ કરે તથા દશાંગ ધૂપ અને દશથી નહિ ન્યૂન ઘૃતદીપોને અર્પણ કરે ॥૫૩॥ ત્યારપછી પ્રક્ષાલન કરેલા ચાર પાયાવાળા આસનમાં ( બાજઠ આદિક ) પુરીઓ દુધપાક શીરો આદિક તથા જલેબી આદિક જે બીજું ઘૃતપક્વ ભક્ષ્ય તે સર્વ મહાનૈવેદ્ય લાવે ॥૫૪॥ પછી સૂતિકા દેવકી યશોદાની આગળ અજમો શુંઠ ધાણા સુવા ટોપરૂં નાળીયેર ખસખસ ગોળ ઘી વિગેરેવડે વિમિશ્રિત પચાજીરી પાત્રમાં ભરીને સ્થાપન કરે ॥૫૫॥ ત્યારપછી ઘંટાવાદન અને ભોજ્યપદ ( થાળ ) ગાવાપૂર્વક તે મહાનૈવેદ્ય મધ્યેપાનીય અર્પણ કરતો થકો પૂજક ભગવાનને નિવેદન કરે

निधाय पाकशालायां ततः सर्वं निवेदितम् । कुर्वीत वारिणा तूर्णं भोजनस्थानशोधनम् ॥५७॥ ताम्बूलवीटिकां दत्त्वा ऋतुकालोद्भवानि च । फलानि नालिकेरं च शक्त्या दद्याच्च दक्षिणाम् ॥५८॥ उद्घाट्याथो जवनिकां महानीराजनं प्रभोः । वाद्यतालिगीतघोषैस्तिष्ठन्मन्त्रान्पठंश्चरेत् ॥५९॥ स्तुत्वा सम्प्रार्थ्य नत्वा च जनैः कृतसमीक्षणम् । श्रीकृष्णं स्वापयित्वाऽसौ शृणुयात्तत्कथाः शुभाः ॥६०॥ महान्ति भूषावासांसि स्वापकाले श्रिय.पतेः । उत्तार्यैव सूक्ष्माणि लघूनि परिधापयेत् ॥६१॥ चरणामृतमात्रं तु पिबेन्निशि न चेतरत् । कुर्याज्जागरणं भक्तस्तद्गुणश्रुतिकीर्तनैः ॥६२॥ प्रातः स्नात्वा पुनः पूजां कृत्वा साङ्गस्य सत्पतेः । क्षीरं भक्तं शर्करां च विशेषेण निवेदयेत् ॥६३॥ ततो नीराजनं कृत्वा

॥५६॥ નૈવેદ્ય નિવેદન કર્યા પછી તે સર્વ નૈવેદ્ય પાકશાળામા સંસ્થાપીને તે ભોજનસ્થાનને જળવડે જલદી સારીરીતે શુદ્ધ કરે ॥૫૭॥ પછી તાબૂળ સમર્પીને તે ઋતુકાળમાં થતાં ફળો અને નાળીયેર સમર્પીને યથાશક્તિ દક્ષિણા સમર્પે ॥૫૮॥ પછી પડદો કાઢી નાંખવાપૂર્વક દ્વાર ઉઘાડીને, મહાનીરાજન ( આરતી )ને વાદ્ય તાળ ગીતધ્વનિપૂર્વક ઉભો રહીને તેના અંગભૂત મત્રોને બોલતો થકો કરે ॥૫૯॥ અનંતર ભગવાનની સ્તુતિ પ્રાર્થના નમસ્કારાદિ કરીને, ભક્ત જનોને ભગવાનનું રૂડીરીતે દર્શન કરાવીને, પછી શ્રીકૃષ્ણને પોઢાડીને, તે ભગવાનની સકળજનશુભકારી કથાઓને પૂજક જન સાંભળે ॥૬૦॥ ભગવાનને શયન કરાવાના સમયે તેમના અંગથકી મુકુટાદિ મોટાં આભૂષણો તથા મોટાં વસ્ત્રો ઉતારીને, ઝીણાં હલકાં સુખેથી ધારી શકાય એવાં વસ્ત્ર આભરણો પહેરાવે ॥૬૧॥ પૂજક જન તે મધ્યરાત્રિસમયે ભગવાનના ચરણામૃતમાત્રને પિવે બીજુ પચાજીરી આદિકપણ વસ્તુમાત્ર ન જ ભક્ષણ કરે. ભગવાનના ગુણશ્રવણ કીર્તનાદિકવડે જાગરણ કરે ॥૬૨॥ પ્રાત કાળે સ્નાન કરી, ફરી અગદેવસહિત સત્પતિ શ્રીકૃષ્ણની પૂજા કરીને, દુધ સાકરે સહિત ભાત વિશેષત નિવેદન કરે ॥૬૩॥ પછી અર્ચક ભક્ત આરતી ઉતારીને પોતાના પ્રભુને પોઢાડી દે. (શયનાસન

स्नापयेत्प्रभुमात्मनः । भक्तः साकं भक्तजनैस्ततः क्रीडनमाचरेत् ॥६४॥ परस्परं पुमांसश्च दधिक्षीरघृताम्बुभिः । कुर्वीरन् क्रीडनं तत्र लेपक्षेपणसिञ्चनैः ॥६५॥ योषाश्च रजनीचूर्णतैलगोरसकुङ्कुमैः । अन्योन्यं नवनीतेन क्रीडेयुर्लेपसिञ्चनैः ॥६६॥ अमङ्गलत्वाद्विधवाः क्रीडेयुर्नैव योषितः । साधवोऽपि तथा नैव व्रतिनो ब्रह्मचारिणः ॥६७॥ यद्येतेषु पतेत्क्वापि दध्यादि क्रीडतः करात् । स्नात्वा जपेयुस्तर्ह्येते मन्त्रमष्टाक्षरं शतम् ॥६८॥ यद्येते च स्वयं कुर्युः क्रीडनं तर्ह्युपोषणम् । विदधीरन्नहोरात्रं भजन्तो रुक्मिणीपतिम् ॥६९॥ स्नानं विधाय क्रीडान्ते भक्तः कुर्वीत पारणाम् । जन्माष्टम्युत्सवविधिरित्युक्तो वार्षिको मया ॥७०॥ प्रातःसायं पूजनान्ते बालकृष्णस्तु पालने । आन्दोलनीयोऽनुदिनं यावत्स्यादर्जुनोत्सवः ॥७१॥ औद्धवीये सम्प्रदाये श्रीकृष्णस्योदितानि वै ।

---

સમર્પે ) ત્યારપછી તે ભક્ત ભક્તજનો સાથે દહીં દુધ ઘૃત જળાદિકનું ચોપડવું ફેંકવું છાંટવું વિગેરે પ્રકારોવડે ભગવન્મદિરમાં પરસ્પર ક્રીડા કરે ॥૬૪-૬૫॥ સ્ત્રિયો તો સ્ત્રિયોસાથે એજરીતે હળદર તૈલ દહીં કુંકુમ માખણ આદિકનો લેપ કરવો છાંટવું વિગેરે પ્રકારોવડે પરસ્પર ક્રીડા કરે ॥૬૬॥ તેમા વિધવા વનિતાઓ અમંગળ હોવાથી નજ ક્રીડા કરે. તેજ પ્રકારે સાધુઓ તથા નૈષ્ઠિકવ્રતનિષ્ઠ વર્ણિઓ પણ નજ ક્રીડા કરે ॥૬૭॥ જો કદાચિત્ ક્રીડા કરતા જનોના હાથથકી તે ક્રીડનસાધન પૂર્વોક્ત દહીં આદિક વસ્તુ પોતાના અંગઉપર પડે તો તે વિધવાવિગેરેએ સ્નાન કરી અષ્ટાક્ષરમંત્રનો જપ શતસંખ્યાક કરવો ॥૬૮॥ જો આ વિધવા સાધુ વર્ણી સ્વયં પરસ્પર પૂર્વોક્ત ક્રીડન કરે તો ઉપવાસ કરે. અને અહોરાત્ર ભગવાનનું ભજન કરે ॥૬૯॥ પૂજક ભક્ત ક્રીડાને અંતે સ્નાન કરીને પારણાં કરે છે સુતો! આ પ્રકારે મેં પ્રતિવર્ષ કરવાનો જન્માષ્ટમીઉત્સવવિધિ તમને કહી સંભળાવ્યો ॥૭૦॥ પૂજનને અંતે પ્રતિદિન પ્રાતઃકાળે અને સાયંકાળે અર્જુનના ઉત્સવદિનપર્યંત (ભાદ્ર શુક્લ દ્વિતીયાસુધી) બાળકૃષ્ણને પારણામાં પધરાવીને હિંદોળવા ॥૭૧॥

मन्दिराणीष्टदेवस्य पञ्चधाचार्यपुङ्गवैः ॥७२॥ एकस्यैव हि कृष्णस्य प्रोक्तं स्थानादिभेदतः । पञ्चकं खलु मूर्तीनां न तु वास्तवभेदतः ॥७३॥ आविर्वेत्य स गोलोकाद्भगवान्निजधामतः । मथुरापुरि देवक्यां वसुदेवादजायत ॥७४॥ सोऽद्भुतार्भाकृतिः कृष्णो वासुदेव इतीर्यते । तथा बालमुकुन्दश्च नवनीतधरश्च सः ॥७५॥ स एव गोकुलं प्राप्य ववृधे नन्दवेश्मनि । यशोदालालितश्चक्रे बाललीलामलौकिकीम् ॥७६॥ राधाकृष्णस्तथा गोपीनाथो राधापतिः स च । वृन्दावनविहारी च प्रोक्तो मदनमोहनः ॥७७॥ राधया सहिता एव वर्तन्ते तस्य मूर्तयः । वंशीविभूषितकरा मन्दिरेषु धरातले ॥७८॥ व्रजादुपेत्य मथुरां यादवानां प्रियं स च । चकार सह

આ ઉદ્ધવસંપ્રદાયમાં ઇષ્ટદેવ શ્રીકૃષ્ણનાં મંદિરો પાંચ પ્રકારનાં આચાર્યવર્યોએ કહ્યાં છે ॥૭૨॥ તે આ પંચપ્રકારનો ભેદ વસ્તુતઃ મૂર્તિસ્વરૂપ ભેદકૃત નથી, કિંતુ તે ભેદ તેના સ્થાનાદિભેદનિમિત્તકજ છે, કેમકે પૂજ્ય કૃષ્ણ એકજ છે ॥૭૩॥ ( આ અર્થને નિરૂપણ કરેછે ) સર્વલોકકારણભૂત, સર્વથકી પરતર, તે શ્રીકૃષ્ણ ભગવાન્ ગોલોક નામના પોતાના અસાધારણ ધામથકી પ્રથમ મથુરાંપુરીમાં આવીને દેવકીજીમાં વસુદેવથકી પ્રકટ થઈ અદ્ભુત બાળક આકારે દેખાયા. તેથી તે આ શ્રીકૃષ્ણ **વાસુદેવ** સંજ્ઞાથી ખ્યાતિ પામ્યા છે. એજ શ્રીકૃષ્ણ **નવનીતધર** અને **બાળમુકુંદ** એવા પણ નામથી કહેવાયછે ॥૭૪-૭૫॥ એજ કૃષ્ણ ગોકુળને પામીને નંદજીના ઘરમાં યશોદાજીએ લાડ લડાવતાં યશોદાનંદનરૂપથી અલૌકિકી બાળલીલાઓને કરતાથકા વૃદ્ધિને પામ્યા. તેથી તે સમયની દિવ્ય લીલાવિશિષ્ટ તે શ્રીકૃષ્ણ **રાધાકૃષ્ણ ગોપીનાથ રાધાપતિ વૃન્દાવનવિહારી મદનમોહન** એવા પાંચ નામોથી પ્રખ્યાતિ પામ્યા છે ॥૭૬-૭૭॥ તે આ શ્રીકૃષ્ણની સમસ્ત મૂર્તિઓ ભૂતળઉપર મંદિરોમાં રાધિકાએ સહિત, વંશીવિભૂષિત હસ્તવાળીજ વર્તે છે ॥૭૮॥ તે શ્રીકૃષ્ણ વ્રજથકી મથુરાંમાં આવીને રામ-બળભદ્રની સાથે યાદવોનું પ્રિય કરતાથકા રહ્યા. તેથી તે આ કૃષ્ણ **રામકૃષ્ણ મથુરાનાથ યાદવ**-

रामेण रामकृष्णः स उच्यते ॥७९॥ मथुरानाथ इत्युक्त एष यादवभूषणः । रामेण सहिताः सन्ति मन्दिरेष्वस्य मूर्तयः ॥८०॥ उपयेमे स एवैत्य द्वारिकायां च रुक्मिणीम् । राजाधिराजलीलोऽसौ लक्ष्मीनारायणो मतः ॥८१॥ द्वारिकानाथ एषोऽथ प्रोक्तो यदुपतिस्तथा । सह लक्ष्म्या भवन्त्यस्य मन्दिरेष्वत्र मूर्तयः ॥८२॥ पाण्डवानां प्रियं कुर्वन् प्रायस्तेषां पुरेऽपि सः । उवास चार्जुनसखो द्रौपदीमानवर्धनः ॥८३॥ नरनारायण इति प्रोक्तोऽसौ पाण्डवप्रियः । सहार्जुनेन सन्त्यस्य मूर्तयो मन्दिरेष्विह ॥८४॥ अपि पञ्चविधा एता मूर्तय. सन्ति केपुचित् । चतुर्भुजा मन्दिरेपु द्विभुजा अपि केपुचित् ॥८५॥ सपार्षदाः क्वचित्सन्ति क्वचिच्चापि विपार्षदाः । सायुधाश्च क्वचित्सन्ति कुत्रचिच्च निरायुधाः ॥८६॥ एक

ભૂષણ એવા નામથી કહેવાયા. તે આ કૃષ્ણની મૂર્તિઓ મદિરોમાં રામે સહિત વર્તે છે ॥૭૯-૮૦॥ તે પછી તેજ ભગવાન્ દ્વારિકામા આવીને રુકિમણીરૂપ લક્ષ્મીને પરણ્યા રાજાધિરાજલક્ષણલક્ષિત તે શ્રીકૃષ્ણ તેથી લક્ષ્મીનારાયણ નામથી કહેવાયા અને વળી દ્વારિકાનાથ યદુપતિ એવા નામથી કહેવાયા તે આ કૃષ્ણની મૂર્તિઓ લોકમા મદિરોવિષે લક્ષ્મી સહિત વર્તે છે ॥૮૧-૮૨॥ એજ શ્રીકૃષ્ણ પાડવોનું પ્રિય કરવા તેમના હસ્તિનાપુરમાં અર્જુનના સખા થઈ બહુધા રહ્યા એમને હસ્તિનાપુરમા રહેવાનુ પરમ પ્રયોજન તો એજ હતું કે, પોતાનાજ એક ચરણના સમાશ્રયવાળી દ્રૌપદીજીનુ માન બહુ વધારવુ તે આ દ્રૌપદીજીના માનને વધારનારા શરણાગતવત્સળ શ્રીકૃષ્ણ નરનારાયણ તથા પાંડવપ્રિય એવા નામથી કહેવાય છે. તે આ શ્રીકૃષ્ણની મૂર્તિઓ મદિરોમાં અર્જુને સહિત વર્તેછે ॥૮૩-૮૪॥ આ રીતે શ્રીકૃષ્ણનીજ મૂર્તિઓ અમારા મદિરોમા પાચ પ્રકારની વર્તે છે તે આ પાચેય પ્રકારની પણ પ્રતિમાઓ કોઈ મદિરોમા દ્વિભુજ તો કોઈ મદિરોમા ચતુર્ભુજ પણ વર્તે છે. કોઈ મદિરોમાં પાર્ષદસહિત તો કોઈ મદિરોમા પાર્ષદરહિત પણ વર્તે છે કોઈ મદિરોમા આયુધસહિત તો કોઈ મદિરોમા આયુધરહિત પણ વર્તે છે એટલામાત્રથી

एव विधिर्ज्ञेयो मन्दिरेष्वपि पञ्चसु । उत्सवानां हि सर्वेषां पूजा द्रव्यनिवेदने ॥८७॥ यत्र यत्र विशेषोऽस्ति तत्र तत्रोत्सवे च तम् । कथयिष्यामि स ज्ञेयस्तत्तन्मूर्त्यर्चने बुधैः ॥८८॥ इत्थं सुतौ ! वां गदितो हि जन्माष्टम्युत्सवस्योद्धवसम्प्रदाये । मुख्यस्य सर्वोऽपि विधिर्मयेत्थं कार्यो भवद्भ्यां प्रतिमन्दिरं स. ॥८९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वार्षिकव्रतोत्सवविधौ जन्माष्टम्युत्सवविधिनिरूपणनामा पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥५५॥

श्रीनारायणमुनिरुवाच—अथोत्सवा भगवतो मासि भाद्रपदे च ये । भवन्ति तेषां सकलं कथयामि विधिं सुतौ ! ॥१॥ भाद्रशुक्लद्वितीयायां मध्याह्ने गुरुवासरे । नक्षत्रेऽर्यमदैवत्ये मुहूर्तेऽभिजिदाह्वये

ઉપાસ્ય શ્રીકૃષ્ણસ્વરૂપમા ભેદ નથી માટેજ પાચેય પ્રકારના પણ આ મદિરોમા સર્વે ઉત્સવપ્રકાર એકરૂપનોજ જાણવો તથા પૂજોપકરણ પદાર્થના અર્પણમા પણ એકજ પ્રકાર જાણવો ॥૮૫-૮૭॥ જે જે ઉત્સવમા વિશેષ હશે તે તે ઉત્સવમા તે તે વિશેષ હુ કહીશ મેં કહેલો વિશેષ પૂજાવિધિમા પ્રવીણ પૂજકોએ તે તે મૂર્તિના અર્ચનમા જાણવો ॥૮૮॥ હે સુતૌ ! આ પ્રકારે ઉદ્ધવસપ્રદાયમા મુખ્ય જન્માષ્ટમ્યુત્સવનો આ બધો પ્રકાર યથાવિધિ મેં તમને કહી સભળાવ્યો આ પ્રકારેજ પ્રતિમદિર આ ઉત્સવ તમારે કરવો ॥૮૯॥ ઇતિશ્રી સત્સંગિજીવને ચતુર્થપ્રકરણે વાર્ષિકવ્રતોત્સવવિધૌ જન્માષ્ટમ્યુત્સવવિધિનિરૂપણનામા પંચપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૫॥

## [1]અધ્યાય ૫૬ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે સુતૌ ! હવે ભાદ્રપદ માસમાં ભગવાનના જે ઉત્સવો કરવાના છે તેનો સમગ્ર વિધિ તમને કહુંછુ ॥૧॥ તેમા અર્જુનપ્રાદુર્ભાવોત્સવવિધિ પ્રથમ નિરૂપણ કરૂછુ ભાદ્રપદ શુકલદ્વિતીયાએ ગુરૂવારે મધ્યાહ્નસમયે ઉત્તરાફલ્ગુની નક્ષત્રમા અભિજીત નામના મુહૂર્તમા

૧ આ અધ્યાયમા ભાદ્રપદ માસમા આવતા ઉત્સવોનો વિધિ નિરૂપણ કર્યો છે

॥२॥ जज्ञे हिमवतः पृष्ठे साक्षान्नरऋषिः प्रभुः । कुन्त्यामिन्द्रादर्जुनाख्यश्चक्रुर्देवास्तदोत्सवम् ॥३॥ पूर्वविद्धैव सा ग्राह्या मध्याह्नव्यापिनी तिथिः । नक्षत्रयोगसत्त्वे तु ग्रहीतव्या परैव सा ॥४॥ मुकुटं धारयेत्तत्र भगवन्तं महोज्ज्वलम् । धनुर्बाणं तथा खड्गं हैमं च शतचन्द्रकम् ॥५॥ राजरीत्यैव वासांसि भूषणानि च धारयेत् । पूरिकाः पायसं चास्मै साज्यखण्डं निवेदयेत् ॥६॥ एतावान् हि विशेषोऽत्र विधिरन्यस्तु पूर्ववत् । महतीं पूजयेदित्थं मूर्तिं भगवतः पुमान् ॥७॥ ततो नरस्य प्रतिमामर्चयेदर्जुनाख्यया । सा न चेत्तर्हि कृष्णस्य मूर्तावर्जुनमर्चयेत् ॥८॥ न स्यात्सा चेत्तदा मूर्ति-

સાક્ષાત્ પ્રભુ નરમહર્ષિ કુંતાજીનેવિષે ઈન્દ્રથકી લોકોપકારમાટે અર્જુન નામથી હિમાચળના પૃષ્ઠ પ્રદેશમા પ્રકટ થયા હતા તે સમયે દેવતાઓએ તેમના પ્રાદુર્ભાવનો મહોત્સવ કર્યો હતો ॥૨-૩॥ તેમના મહોત્સવવિધિમા સામાન્યત મધ્યાહ્નવ્યાપિની દ્વિતીયાજ તિથિ લેવી જો તે પ્રતિપદાએ વિદ્ધા હોય, પરદિને મધ્યાહ્ને ઉત્તરાફલ્ગુની નક્ષત્રનો યોગ ન હોય તો તે વિદ્ધાપણ તે ઉત્સવવિધિમા લેવી જો નક્ષત્રયોગ હોય તો શુદ્ધાજ દ્વિતીયા પરદિન પહોચતી મધ્યાહ્ને નહિ વ્યાપિની પણ ગ્રહણ કરવી આ સ્થળે આટલું જાણવુ–અન્ને પણ દિને જો તિથિ મધ્યાહ્નવ્યાપિની હોય કે ન હોય તો નક્ષત્રયોગને અનુસારે તેનો નિર્ણય કરવો જો નક્ષત્રયોગ પણ ન હોય ત્યારે તો પૂર્વદિનજ લેવો ॥૪॥ તે ઉત્સવમા ભગવાનને મોટો ઉજ્જ્વળ રત્નમુકુટ, ધનુષ, બાણ, ખડ્ગ અને સુવર્ણનિર્મિત ઢાલને ધારણ કરાવે બીજા આભૂષણો તથા વસ્ત્રો રાજોપચારથીજ ધરાવે અને પૂરિઓ તથા ઘૃતસાકરસહિત દુધપાક ભગવાનને નિવેદન કરે ॥૫-૬॥ આ ઉત્સવમા આટલો વિશેષ છે, બીજો વિધિ તો પૂર્વની પેઠે જાણવો આ પ્રકારે પૂજક પુરૂષ ભગવાનની મોટી સ્થિરા મૂર્તિની પૂજા કરીને, પછી નરની પ્રતિમાની અર્જુનનામથી ( અર્જુનપણે ભાવના કરી તેમના નામથી ) અર્ચન કરે જો નરપ્રતિમા નજ હોય તો શ્રીકૃષ્ણની સ્થિરા મૂર્તિમાંજ તે અર્જુનની ભાવના કરી અર્ચન કરે ॥૭-૮॥ જો કૃષ્ણપ્રતિમા પણ ન હોય તો ધનુષ

मर्जुनस्य किरीटिनीम्। धनुर्बाणधरां हैमीं कृत्वार्चेदभिजित्क्षणे ॥९॥ मण्डपं कारयित्वैव मन्दिरस्याग्रतः शुभम्। पूजयेत्सर्वतोभद्रे महत्या पूजयैव ताम् ॥१०॥ तदङ्गदेवताः पाण्डुः कुन्ती माद्री युधिष्ठिरः। भीमश्च मुनयः पूज्याः शतशृङ्गनिवासिनः ॥११॥ नैवेद्यमर्पयेत्तस्मै संयावक्षैरपूरिकाः। नीराजनं प्रकुर्वीत कर्पूरघृतवर्तिभिः ॥१२॥ गापयेद्धिमवत्पृष्ठे पार्थजन्मकथां च ताम्। आन्दोलयेदुपावेश्य बालकृष्णस्य पालने ॥१३॥ मुहूर्तान्त उभौ कृष्णौ नीराज्योत्तारयेत्ततः। तद्दिने स्वाद्धविष्याशी पूजनान्ते सकृत्पुमान् ॥१४॥ मासि भाद्रपदे शुक्लचतुर्थ्यामभिजित्क्षणे। कन्यादित्ये करे चन्द्रे सिद्धियोगेऽर्कवासरे ॥१५॥ गोलोकाधिपतिः कृष्णो जज्ञे

બાણને ધારી રહેલી, મુકુટને ધારી રહેલી, સુવર્ણમયી અર્જુનની મૂર્તિ કરીને અભિજીત્મુહૂર્તમાં (મધ્યાહ્ને) અર્ચન કરે. શ્રીકૃષ્ણપ્રતિમા હોય તથાપિ જો સ્વતંત્રપણે અર્જુનઅર્ચાના અર્ચનમાં અર્ચકને અભિરૂચિ હોય તો મંદિરની આગળજ રમણીય મંડપ કરાવીને તેના મધ્યમાં કરેલા સર્વતોભદ્રમંડળમાં તે અર્જુનમૂર્તિની સ્થાપના કરીને તેની મહાપૂજાક્રમથીજ પૂજા કરે ॥૯-૧૦॥ તે પૂજામાં તે પૂજ્ય પ્રધાનદેવ અને અંગદેવતાઓ પાંડુ કુંતી માદ્રી યુધિષ્ઠિર ભીમ આદિક તથા શતશૃંગાચળનિવાસી મુનિઓની પૂજા કરવી ॥૧૧॥ તે અર્જુનમૂર્તિને શીરો દુધપાક પુરીઓ આદિક નૈવેદ્ય નિવેદન કરીને, ઘૃતમાં પલાળેલી વાટ્યોવડે તથા કર્પૂરવડે આરતી કરે ॥૧૨॥ અનંતર હિમાચળના પૃષ્ઠભાગમાં ઉત્પન્ન થએલા અર્જુનની જન્મકથાને ગવરાવે અને બાળકૃષ્ણની સાથે પારણામાં પાર્થપ્રતિમાને પધરાવીને હિંદોળે ॥૧૩॥ મુહૂર્તને અંતે તે બન્ને બાળકૃષ્ણ અર્જુનની આરતી કરીને તેમને તે પારણાથકી ઉતારે. પૂજક જન તે દિવસે પૂજનને અંતે એકજવાર હવિષ્યાન્નજ જમે, બીજું ન જમે ॥૧૪॥

હવે શ્રીગણપતિપ્રાદુર્ભાવમહોત્સવવિધિનું નિરૂપણ કરૂંછું–ભાદ્રપદમાસની શુક્લચતુર્થીએ હસ્તનક્ષત્રમાં, સૂર્ય ચંદ્ર કન્યારાશિને પામતાં, રવિવારે સિદ્ધિયોગમાં અભિજીન્મુહૂર્તમાં શંકરના મંદિરમાં સાક્ષાત્

शङ्करमन्दिरे । तदा देवगणैः सर्वैः कृतस्तत्रोत्सवो महान् ॥१६॥ अतस्तत्र विधातव्यस्तदर्चनमहोत्सवः । चतुर्थी गणनाथस्य मातृविद्धा प्रशस्यते ॥१७॥ पूर्वा दिनद्वये व्याप्तावव्याप्तौ वाभिजित्क्षणे । परेऽह्न्येव तु मध्याह्नव्याप्तौ ग्राह्या परैव सा ॥१८॥ अत्रारुणानि वासांसि श्रीकृष्णं परिधापयेत् । नैवेद्ये लड्डुकाः कार्या विधिरन्यस्तु नैत्यकः ॥१९॥ मूर्तिं गणपतेरत्र मृन्मयीं च चतुर्भुजाम् । गजाननामेकदन्तां मध्याह्नेऽर्चेद्यथागमम् ॥२०॥ सिन्दूरेण च दूर्वाभिः शमीपत्रादिभिश्च तम् । अर्चेन्निवेदयेत्तस्मा एकविंशतिलड्डुकान् ॥२१॥ अस्मिन्नेव दिने तस्य पूजायां तुलसी मता । वर्षमध्ये न चान्यत्र ज्ञेयमेतत्पुराणतः ॥२२॥ अत्र रात्रौ न कर्तव्यं केनापी-

ગોલોકાધિપતિ કૃષ્ણ શંકરનંદનરૂપે ગણપતિનામથી પ્રકટ થયા હતા. તે સમયે સર્વે દેવગણોએ તે તિથિએ તે નિમિત્તનો મહોત્સવ કર્યો હતો ॥૧૫-૧૬॥ માટે તે તિથિએ તે ગણપતિપૂજનનો મહોત્સવ કરવો. તેમાં માતૃવિદ્ધા–તૃતીયાના વેધવાળી ચતુર્થીજ વ્રતમાં પ્રશસ્ત માની છે. તે ચતુર્થી તિથિ મધ્યાહ્ને પહોચતી લેવી. પૂર્વદિને અને પરદિને મધ્યાહ્ને પહોચતી હોય તો પૂર્વનીજ ગ્રહણ કરવી પણ પરની ન ગ્રહણ કરવી (કેમકે વિદ્ધાનું પ્રાશસ્ત્ય માન્યું છે) અને જો બન્ને દિવસે પણ તે ચતુર્થી મધ્યાહ્નવ્યાપિની ન હોય તોપણ પૂર્વનીજ ઉત્સવમાં ગ્રહણ કરવી. અને જો પરદિનેજ તે મધ્યાહ્નવ્યાપિની હોય તો પરજ–પછીનીજ ગ્રહણ કરવી ॥૧૭-૧૮॥ આ ઉત્સવમાં રક્ત વસ્ત્રો ભગવાનને ધરાવે. નૈવેદ્યમાં તો ચુરમાના લાડવા નિવેદન કરવા. બીજો વિધિ તો નિત્યોત્સવપ્રકારે જાણવો ॥૧૯॥ આ ગજાનન જન્મતિથિ ચતુર્થીએ એક દાંતવાળી, ગજના જેવા મુખવાળી, ચાર ભુજવાળી, મૃત્તિકામયી ગણપતિની મૂર્તિ બનાવીને મધ્યાહ્ને યથાવિધિ પૂજવી ॥૨૦॥ સિંદુર, દુર્વા, શમડીનાં પત્રો વિગેરે ઉપચારોવડે તે મૂર્તિની પૂજા કરીને તેમને એકવીશ લાડુઓ નિવેદન કરે ॥૨૧॥ વર્ષમધ્યે આ પ્રાદુર્ભાવમહોત્સવ સમયેજ તે ગણેશની તુલસીવડે પૂજા કરવાની કહી છે, અન્ય દિવસે નહિ. આ અર્થે

न्द्रोस्तु दर्शनम् । कृते मिथ्यापवादस्य प्राप्तिः स्यान्नात्र संशयः ॥२३॥ अज्ञानतो यदि भवेद्दर्शनं तस्य तर्हि तु । स्यमन्तकाहृतिकथा श्रव्या भागवतोदिता ॥२४॥ तस्याः पाठोऽथवा कार्यस्तद्वयस्याप्यसम्भवे । मन्त्रो विष्णुपुराणोक्तः पठनीयोऽयमादरात् ॥२५॥ सिंहः प्रसेनमवधीत्सिंहो जाम्बवता हतः । सुकुमारक ! मा रोदीस्तव ह्येष स्यमन्तकः ॥२६॥ दशकृत्व इमं मन्त्रं यः पठेत्पुरुषः शुचिः । चन्द्रदर्शनजाद्दोषान्मुच्यते सद्य एव सः ॥२७॥ मासि भाद्रपदेऽष्टम्यां मैत्रे च रविवासरे । वृषभानुगृहे साक्षाद्राधिकाविर्बभूव हि ॥२८॥ मध्याह्नव्यापिनी ग्राह्या व्रतिभी राधिकाष्टमी । व्याप्त्यव्याप्त्योः परयुता ग्रहीतव्या दिनद्वये ॥२९॥ न ग्राह्या सप्त-

પુરાણથકી જાણવો ॥૨૨॥ આ ચતુર્થી તિથિએ રાત્રિએ કોઈ પણ મનુષ્યે ચદ્રનું દર્શન નજ કરવું. જો કરે તો મિથ્યાપવાદને આપે એમાં સંશય નથી ॥૨૩॥ જો અજાણથી તે રાત્રિએ ચદ્રદર્શન થાય તો તે દોષના પરિહારમાટે શ્રીમદ્ભાગવતના દશમસ્કધમાં કહેલી સ્યમતકમણિઆહરણ કથા સાભળવી. અથવા તેનો પાઠ કરવો. શ્રવણપઠનની પણ અનુકૂળતા ન હોય તો વિષ્ણુપુરાણમાં કહેલો 'સિંહઃ પ્રસેનમવધીત્' આ મત્રનો આદરથી પાઠ કરવો. મંત્રાર્થ-સિંહે પ્રસેન રાજાને માર્યો, જાબવાને સિંહને હણ્યો, હે સુકુમારક ! તું રોદન કરીશ નહિ. આ સ્યમતકમણિ તારોજ છે ॥૨૪-૨૬॥ આ મત્રનો જે પુરુષ બાહ્યઆભ્યંતર શુદ્ધિએ સંપન્ન થઈ દશવાર પાઠ કરે તે ચદ્રદર્શનજન્ય દોષથકી તત્ક્ષણજ મુક્ત થાયછે ॥૨૭॥

હવે રાધિકાપ્રાદુર્ભાવોત્સવવિધિનું નિરૂપણ કરૂંછું-ભાદ્રપદ માસના શુક્લપક્ષની અષ્ટમીતિથિએ અનુરાધા નક્ષત્રમાં રવિવાસરે વૃષભાનુ નામના ગોપના ગૃહમાં સાક્ષાત્ રાધિકાજી પ્રાદુર્ભાવ્યાં હતાં ॥૨૮॥ તેમના વ્રતમાં મધ્યાહ્ને પહોચતી અષ્ટમી લેવી તે અષ્ટમી જો પૂર્વદિને અને પરદિને મધ્યાહ્નવ્યાપિની હોય તો પરજ લેવી બન્ને દિનેપણ જો મધ્યાહ્નવ્યાપિની ન હોય તોપણ પરજ (નવમીના સંબન્ધવાળી) ગ્રહણ કરવી. જો પૂર્વદિવસેજ મધ્યાહ્નવ્યાપિની હોય અને પરદિને ન હોય તો તે મધ્યાહ્-

मीविद्धा राधाजन्मतिथिः कचित् । ग्राह्या विद्धापि सप्तम्या यदि स्यादष्टमीक्षयः ॥३०॥ भगवन्तं दिने तस्मिश्चोलं रक्तं तु धारयेत् । शोणं च शीर्षपटकं शेखरालिविभूषितम् ॥३१॥ कैसरं भङ्गिलं सूक्ष्मं धारयेचाङ्गरक्षकम् । अन्यत्तु पूर्ववत्सर्वं धारयेद्वस्त्रभूषणम् ॥३२॥ मध्याह्ने पूजयेद्राधां कृष्णपार्श्वस्थितां ततः । प्रतिमा राधिकायास्तु न भवेद्यदि मन्दिरे ॥३३॥ तदा तु पूजयेल्लक्ष्मीं राधारूपेण सोऽर्चकः । शाटीं च कैसरीं सूक्ष्मां दीर्घां तां परिधापयेत् ॥३४॥ अन्तरीयाभ्यन्तरीये वाससी अरुणे तथा । विभूषणानि सर्वाणि यथापूर्वं तु धारयेत् ॥३५॥ लड्डुका मौक्तिकाख्याश्च नैवेद्ये तु विशेषतः । दातव्या विधिरन्यस्तु ज्ञेयः पूर्ववदत्र च ॥३६॥ यदि लक्ष्म्या न मूर्तिः स्याद्राधिकाप्रतिमां तदा । हैमीं

व्यापिनी पण सप्तमीनो वेध आवतो होवाथी नज ग्रहण करवी, केमके सप्तमीना वेधवाळी अष्टमी राधाजन्मोत्सवमां कयारेय प्रशस्त मानी नथी अने जो परदिने अष्टमीनो क्षय थई जतो होय त्यारे तो सप्तमीना वेधवाळी पण ते अष्टमी व्रतमा ग्रहण करवी ॥२९-३०॥ ते आ उत्सवमा भगवानने रक्तवर्णनो चोळ, (सुरवाळ) तोरानी पङ्क्तिवडे समलकृत रक्त शिरोवेष्टनवस्त्र, (मस्तके बांधवानु) अने केसरीयु विचित्र रचनावाळु सूक्ष्म अंगरखुं धरावे बीजुं बधु वस्त्र विभूषण विगेरे तो यथायोग्य पूर्वनी पेठे धरावे ॥३१-३२॥ अनंतर मध्याह्ने कृष्णना पडखामा रहेली राधामूर्तिनी विशेषत पूजा करे जो ते राधामूर्ति मदिरमा न होय त्यारे तो पूजक जन लक्ष्मीमूर्तिनेज राधारूपे ध्यान धरीने पूजे ते राधा के लक्ष्मीने अतरीय तथा अभ्यतरीय (कापडी अने चयणीयो) आ बे वस्त्रो रक्तवर्णना धरावे तथा शाडी केसरीया रंगथी रंगेली सूक्ष्म लाबीने धरावे अने सर्वे आभूषणो तो यथापूर्व पहेरावे ॥३३-३५॥ श्रीकृष्ण अने राधिकाजीना नैवेद्यविधिमा तो मोतीया नामना मोदको विशेषत समर्पवा. आ उत्सवमा बीजो बधो विधि तो पूर्वनी पेठे समजी लेवो ॥३६॥ जो लक्ष्मीजीनी मूर्ति न होय त्यारे तो सुवर्णमयी द्विभुजा राधिकाप्रतिमा

विधाय द्विभुजां सह गोपीभिरर्चयेत् ॥३७॥ राधिकाजन्मपद्यानि गापयेच्च तदर्चने । भुञ्जीत पूजनस्यान्ते हरेः प्रसादिकं पुमान् ॥३८॥ एकादशी प्रौष्ठपदे शुक्ला पद्माभिधा मता । दानिलीलां तत्र चक्रे भगवान् गोकुले पुरा ॥३९॥ गोपवेषः स कालिन्द्यां नौस्थो गोपीर्याचत । दधि गृहीत्वा मथुरां यान्तीर्दानमिवाप्यदृक् ॥४०॥ दिनेऽस्मिन् धारयेत् कृष्णं गोपवेषं ततो नयेत् । गीतवादित्रनिर्घोषैर्यानमारोप्य तं नदीम् ॥४१॥ तत्र सम्पूज्य नौकायां तं निधायाम्बुखेलनम् । कृत्वा मुहूर्तं स्वस्थानमानयेन्नन्दनन्दनम् ॥४२॥ दानिलीलां भगवता कृतां राधिकया सह । गायेच्च गापयेद्भक्तश्चो-

---

કરાવીને, એની અંગદેવતા ગોપીઓ સાથે પૂજે. પૂજનમહોત્સવસમયે રાધિકાસ્તુતિપર પદ્યો (કીર્તનો) ગવરાવે. અનંતર પૂજાને અંતે પૂજક પુરૂષ ભગવાનના પ્રસાદભૂત અન્નને જમે ॥૩૭-૩૮॥

હવે ભગવાન્ શ્રીકૃષ્ણની દાનિલીલાના ઉત્સવના વિધિનું નિરૂપણ કરૂંછું-ભાદ્રપદમાસના શુકલપક્ષની એકાદશી પદ્મા નામની કહી છે. તે આ એકાદશીએ પૂર્વે ભગવાન્ યદુકુળચંદ્ર શ્રીકૃષ્ણે ગોકુળમાં દાણલીલા કરી હતી ॥૩૯॥ તેનું સ્વરૂપ એવું કે-શ્રીકૃષ્ણે ગોપવેષવડે સમલંકૃત થઈ, યમુનાજીમાં ચાલતી નૌકામાં સ્વયં બેસીને, વેચવાવાસ્તે દહીં લઇને મથુરાંપ્રતિ જતી ગોપીઓપાસે, રાજાની આજ્ઞાથી ઘાટ આદિકમાં લેવાતું દાણ-જગાત લેવાની ક્રિયામાં રહેલો પુરૂષજ દાણને જેમ લે તેમ દહીનું દાણ માગ્યું હતું. આ રીતની દાનિલીલા પૂર્વે ભગવાને કરી હતી ॥૪૦॥ માટે આ દિવસે ગોપના અલંકારોવડે કૃષ્ણને અલંકૃત કરીને, તેમને શિબિકાદિ વાહનમાં બેસારીને, ગીતો ગવરાવાપૂર્વક અને વિવિધ વાદિત્રો વજાડાવવાપૂર્વક નદીપ્રતિ (નદી ન હોય તો તળાવપ્રતિ) લઈ જઇને, તે નદીતલાવમાં રહેલી નૌકામાં નંદનંદન કૃષ્ણને આરોપીને પૂજા કરીને, બે ઘડીપર્યંત જળક્રીડોત્સવ કરીને પછી સ્વસ્થાનમાં લાવે. રાધિકાજીની સાથે ભગવાને કરેલી દાણ લેવાની લીલાને બોધ કરનારાં પદ્યો (કીર્તનો) સર્વકોઈ ભક્તજન ગાય અને ગવરાવે. આ એકાદશીએ નિરાહાર ઉપવાસવ્રત કરે (આથી-ઉપ-

पयासमिहाचरेत् ॥४३॥ अस्मिन्दिने च नैवेद्ये दधि भक्तं विशेषतः। दद्याद्विशेषोऽत्रैतावानेकादश्या विधिः परः॥४४॥ भाद्रे मासि शुक्लपक्षे द्वादश्यां श्रवणाख्यभे। बुधे मध्याह्नसमये वामनस्त्वदितेरभूत् ॥४५॥ मध्याह्नव्यापिनी ग्राह्या द्वादशी वामनोत्सवे। तत्रापि चेच्छ्रवणयुक् तर्हि साऽतिप्रशस्यते ॥४६॥ एकादश्यां द्वादशी च वैष्णव्यमपि तत्र चेत्। तद्विष्णुशृङ्खलं नाम विष्णुसायुज्यकृद्भवेत् ॥४७॥ यदा न प्राप्यते ऋक्षं द्वादश्यां वैष्णवं क्वचित्। एकादश्यां भवेत्तच्चेत्तत्र कार्योऽयमुत्सवः ॥४८॥ यदा तु द्वादशी युक्ता श्रवणेन भवेत्तदा। शक्तस्तु पुरुषः कुर्यादुपवासं दिनद्वये ॥४९॥ अश-

वास કરીને એકાદશીદિનેજ આ ઉત્સવ કરવો, એમ જાણવુ ) ॥૪૨-૪૩॥ આ દિને ભગવાનને દહીભાત નિવેદન કરે આ ઉત્સવમા આટલો વિશેષ છે. એકાદશીવ્રતવિધિતો પૂર્વની પેઠે ચાલુ જાણવો ॥૪૪॥

હવે વામનોત્સવનો પ્રકાર નિરૂપણ કરૂછુ–ભાદ્રપદમાસના શુક્લપક્ષની દ્વાદશી તિથિએ શ્રવણનક્ષત્રમા બુધવાસરે મધ્યાહ્નસમયે ભગવાન્ વામનરૂપે કશ્યપમુનિની પત્ની અદિતિમા આવિર્ભવ્યા હતા ॥૪૫॥ માટે તે દિવસે ઉત્સવ કરવો તેમા મધ્યાહ્નવ્યાપિની દ્વાદશી લેવી તેમાં પણ જે શ્રવણનક્ષત્રનો યોગ હોય તો તે અતિપ્રશસ્તા–તેણે રહિતની અપેક્ષાએ ઉત્કૃષ્ટ કહી છે ॥૪૬॥ મધ્યાહ્ન પહેલા એકાદશી હોય અને મધ્યાહ્નસમયે દ્વાદશી વર્તતી હોય, એજ સમયે વિષ્ણુદેવતા જેના છે એવા શ્રવણનક્ષત્રનો પણ યોગ હોય તો તે આ વિષ્ણુશૃખલ નામનો યોગ મળતા વ્રતનિષ્ઠોને વિષ્ણુ સાયુજ્ય સંપાદનારો થાય ॥૪૭॥ જો કદાચિત્ પણ દ્વાદશીએ શ્રવણ નક્ષત્રનો યોગ ન મળે, એકાદશીએ જો તેનો યોગ મળે તો તેવી શ્રવણનક્ષત્રે યુક્ત એકાદશીએ વામનપ્રાદુર્ભાવોત્સવ કરવો, ( એમ સતે પારણાં તો દ્વાદશીએ મધ્યાહ્નોત્તર કરવાના જાણવાં ) ॥૪૮॥ જ્યારે દ્વાદશી શ્રવણ નક્ષત્રે યુક્ત હોય ત્યારે તો વામનોત્સવ કરીને ઉપવાસ કરે શક્ત પુરૂષ પ્રથમ દિને એકાદશીનો ઉપવાસ અને દ્વિતીય દિને વામનદ્વાદશીનો ઉપવાસ, એમ બે ઉપવાસને કરે ॥૪૯॥ બે ઉપવાસ કરવા અશક્તતો પ્રથમ

कस्तु फलाहारमेकादश्यां विधाय च । उपोषणं प्रकुर्वीत द्वादश्यां नक्तमेव वा ॥५०॥ त्रयोदश्यां यदि भवेच्छ्रवणं तर्हि पूजकः । द्वादश्यामेव कुर्वीत सर्वथा वामनोत्सवम् ॥५१॥ पीताम्बरं शोभनं यत्तत्कृष्णं परिधापयेत् । अन्यद्वस्त्रविभूषादि यथापूर्वं तु धारयेत् ॥५२॥ चला भगवतो मूर्तिर्वासुदेवस्य यर्हि तु । भवेन्निजान्तिके तर्हि तस्यां वामनमर्चयेत् ॥५३॥ सा चेन्न स्यात्तदा कार्या वामनार्चा

દિન એકાદશીએ ફળાહાર કરીને દ્વિતીય દિન દ્વાદશીએ વામનદ્વાદશીવ્રતનિમિત્તનો નિરાહાર ઉપવાસ કરે અથવા એકાદશીએ નિરાહાર ઉપવાસ કરીને દ્વાદશીએ નક્તભોજન કરે. અતિશય અશક્તતો એકાદશીવ્રતને ફળાહારથી કરીને દ્વાદશીએ નક્તભોજન કરે, એમ પણ જાણવું. આ એકાદશીદ્વાદશીમધ્યે હરકોઈ એકદિને ફળાહાર કરવામાં આ વિવેક રાખવો—જ્યારે એકાદશીએ પરિવર્તન હોય ત્યારે તો 'शयने च समुत्थाने मत्पार्श्वपरिवर्तने । नरो मूलफलाहारी हृदि शल्यं समार्पयेत् ॥' આવું વિશેષ વચન હોવાથી એકાદશીએ નિરાહાર ઉપવાસ કરીને દ્વાદશીએ ફળાહાર કરે જ્યારે દ્વાદશીએ પરિવર્તન હોય ત્યારે એમાં યોગવિશેષના વિદ્યમાનપણાને લીધે એકાદશીએ ફળાહાર કરીને દ્વાદશીએ નિરાહાર ઉપવાસ કરે ॥૫૦॥ જો શ્રવણનક્ષત્રયોગ એકાદશીએ ન હોય તેમ દ્વાદશીએ પણ ન હોય, કિંતુ ત્રયોદશીએ હોય ત્યારે તો દ્વાદશીએજ વામનોત્સવ કરે, પણ નક્ષત્રયોગદૃષ્ટિથી ત્રયોદશીએ ન કરે. આમા એકાદશીનો નિરાહાર ઉપવાસ કરીને દ્વાદશીએ ઉત્સવને અંતે પારણાં કરે, એવો ભાવ છે આ વામનવ્રતનો નિર્ણય બીજાઓએ બહુ ડોળી નાખ્યો છે, માટે તેનો અનાદર કરીને આ કહ્યાપ્રમાણેજ ઔદ્ધવીઓએ કરવો, અન્યથા ન કરવો એમ પણ આ સ્થળે જાણવું ॥૫૧॥ તે આ વામનમહોત્સવમા મનોહર પીતાંબર ભગવાન્ શ્રીકૃષ્ણને પહેરાવે. બીજું વસ્ત્ર વિભૂષણ વિગેરેતો યથાપૂર્વ ધરાવે ॥૫૨॥ જો ભગવાન્ વાસુદેવની ચળા મૂર્તિ પોતાપાસે હોય ત્યારેતો તેમાં વામનનું આવાહન કરીને અર્ચન

हिरण्मयी। वाला द्विवाहुर्दधती छत्रदण्डकमण्डलून् ॥५४॥ मण्डपे सर्वतोभद्रे मध्याह्ने पूजयेच्च ताम्। उपचारैर्यथालब्धैर्भक्तया पञ्चामृतादिभिः ॥५५॥ तदङ्गदेवताश्चादितिं कश्यपं तथा। देवान्महेन्द्रप्रमुखान्सस्त्रीकान्सगणानपि ॥५६॥ प्रचुराज्यसितैः कुर्यान्नैवेद्यं चूर्णलड्डुकैः। अवतारचरित्राणि गापयेद्वामनस्य च ॥५७॥ एतावानत्र विशेषो विशेषः पूजने हरेः। सामान्यस्तु विधिस्तुल्यः सर्वेष्वेवोत्सवेष्वपि ॥५८॥ इति भाद्रपदोत्सवा मया कथिता यामिषमासि ये त्वथ। तनयौ! विहिता महाश्च तान्कथयाम्युद्धवसम्मतानहम् ॥५९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वार्षिकव्रतोत्सवविधौ भाद्रपदोत्सवविधिनिरूपणनामा षट्पञ्चाशत्तमोऽध्यायः ॥५६॥

---

કરે જો ચળા મૂર્તિ ન હોય તો સુવર્ણમયી, છત્ર દંડ કમંડળાને બાહુવડે ધારી રહેલી, બાળસ્વરૂપા, દ્વિભુજા, વામનમૂર્તિને કરાવીને, મંડપમા સર્વતોભદ્રમંડળવિષે સંસ્થાપીને તેની યથાવિધિ પંચામૃતાદિ યથાલબ્ધ ઉપચારોવડે ભક્તિથી મધ્યાહ્ને પૂજા કરે ॥૫૩-૫૫॥ તેમની અંગદેવતાઓ અદિતિ, કશ્યપ અને સપત્નીક સગણ મહેન્દ્રપ્રમુખ દેવોની પણ પૂજા કરે ॥૫૬॥ બહુ ઘૃત સાકરે સહિત ચુરમાના લાડુઓનુ નૈવેદ્ય નિવેદન કરે અને તેમના અવતારચરિત્રોને પૂજક પોતે ગાય કે બીજાપાસે ગવરાવે ॥૫૭॥ આ ઉત્સવમાઆટલો ભગવત્પૂજનમા વિશેષ જાણવો બીજો તો સર્વ ઉત્સવપ્રકાર સમાનજ સમજવો ॥૫૮॥ હે તનયૌ! આ પ્રકારે મે ભાદ્રપદમાસમા કરવાના ઉત્સવવિધિઓ તમારી આગળ નિરૂપણ કરી બતાવ્યા હવે આશ્વિનમાસમા કરવાના મહોત્સવોનો વિધિ જે ઔદ્ધવ-સંપ્રદાયસમત છે તેનુ નિરૂપણ કરૂ છુ ॥૫૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે વાર્ષિકવ્રતોત્સવવિધૌ ભાદ્રપદોત્સવવિધિનિરૂપણ નામા ષટ્પંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૬॥

श्रीनारायणमुनिरुवाच—ईषत्सन्ध्यामतिक्रान्तः किञ्चिदुद्भिन्नतारकः । विजयो नाम कालोऽयं सर्वकार्यार्थसाधकः ॥१॥ तस्मिन्काले दशम्यास्तु व्याप्त्यव्याप्त्योर्दिनद्वये । उत्सवः पूर्वविद्धायां कार्यः श्रीकृष्णसेवकैः ॥२॥ श्रवणर्क्षेऽश्विपूर्णायां काकुत्स्थः प्रस्थितो यतः । उल्लङ्घयेयुः सीमानं तद्दिनर्क्षे ततो नराः ॥३॥ वासांसि

## [1]અધ્યાય ૫૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુનો ! આશ્વિન માસમાં કરવાના ઉત્સવોનો વિધિ કહેતાં, પ્રથમ વિજયદશમીના ઉત્સવનો વિધિ કહુંછુ–સધ્યાકાળને કિંચિન્માત્ર અતિક્રમ કરીને વર્તતો, કિંચિત્ ઉદય પામ્યા છે તારાઓ જેમા એવો જે કાળ છે તે આ સર્વ કામાર્થને સાધનારો વિજય નામથી કહ્યો છે તે સમયે બે દિવસે ( નવમી દશમીએ ) દશમીનો સબન્ધ સતે નવમીના વેધવાળી પૂર્વાજ દશમી ઉત્સવમા કૃષ્ણસેવકોએ લેવી જો બન્ને દિવસેપણ તે વિજયસમયે દશમીની વ્યાપ્તિ ન હોય, ( કિંતુ પૂર્વ દિનેજ હોય ) તોપણ પૂર્વવિદ્ધાજ ( નવમીના વેધવાળી ) ઉત્સવમા ગ્રહણ કરવી ॥૧-૨॥ જે હેતુમાટે આશ્વિનશુક્લ દશમી તિથિએ શ્રવણનક્ષત્રમા પૂર્વે ભગવાન્ રામચદ્રજીએ ( સમસ્ત તપસ્વિજનોના હિંસક રાવણાદિ રાક્ષસગણોના નાશમાટે ) કિષ્કિન્ધાપુરીથકી જૈત્રયાત્રાપર થઈને પ્રયાણ કર્યું હતું તે હેતુમાટે સર્વ નરોએ તે દિવસે શ્રવણનક્ષત્રે યુક્ત તે વિજયનામના સમયે પોતપોતાની ગ્રામની સીમાનુ સમુલ્લઘન કરવુ ( ઉત્સવના હેતુભૂત આ શ્લોકનો આ ભાવ છે–નવમી દશમીએ વિજયકાળ વર્તતા જેમા શ્રવણયોગ હોય તેમા ઉત્સવ કરવો તેમા પણ જેમા શ્રવણનક્ષત્રનો વિશેષ સબન્ધ હોય તેમાજ કરવો જ્યારે બન્ને તિથિએ પણ શ્રવણયોગ ન હોય ત્યારે પૂર્વા ( નવમી )-માજ કરવો ॥૩॥ તે ઉત્સવસમયે ભગવાનને રાજાલાયક વસ્ત્રો, સુગન્ધિ

१ આ અધ્યાયમા સ્વય શ્રીહરિએ આસોમાસમા કરવાના સમસ્ત ઉત્સવોનો વિધિ નિરૂપણ કર્યો છે

भगवन्तं तु नृपवद्धारयेत्तदा । सुगन्धिपुष्पहारांश्च शेखराश्चास्च-न्दनम् ॥४॥ पायसं स्थिरकादीनि विशेषेण निवेदयेत् । साय यवां-कुरान्कुन्दान्धारयेच्छेखरानिव ॥५॥ महान्तमुत्सवं भक्त्या गीत-वादित्रनि स्वनै. । कारयेद्गापयेदन जयपद्यानि च प्रभो. ॥६॥ पूर्ण चन्द्रोदययुता याऽश्विनस्य तु पूर्णिमा । तत आरभ्य भगवान् रासलीला चकार ह ॥७॥ अतस्तस्या विधातव्य. कृष्णभक्तेन सर्व था । निशाकरप्रकाशायां रजन्यामुत्सव शुतौ ! ॥८॥ रासोत्सवो हि राकायां नानुमत्यामिति स्थिति । पूर्णेऽब्जे पूर्णिमा राकाऽनुम तिस्तद्विपर्यये ॥९॥ गोपीभि सह राधाया मूर्तिमत्रातिशोभयेत् ।

સુકુમાર પુષ્પહારો, તેવાજ તોરાઓ અને સુરભિ શીતળ મળયાગુરૂ ચદન વડે સમલકૃત કરીને પૂજે પછી દુધપાક, ઠોર આદિક પકવાનો વિશેષપણે નિવેદન કરે સાયસમયે શુદ્ધ યવાકુરોને તોરાઓની પેઠે ભગવાનને ધરાવે ॥૪-૫॥ ભક્તિથી આ મહાન્ ઉત્સવને ગીતવાદિનઘોષપૂર્વક અને ભગ વાનના કસજરાસધાદિવિજયયુક્ત પદ્યોના ગાયનપૂર્વક કરાવે ॥૬॥

હવે ભગવાનના રાસોત્સવવિધિનુ નિરૂપણ કરેછુ—આશ્વિન માસની જે પૂર્ણિમા પૂર્ણચદ્રોદયે યુક્ત હતી તે પૂર્ણિમાને આરભીને પૂર્વે ભગ વાન્ નંદનંદન શ્રીકૃષ્ણે રાધિકાદિ ગોપીઓસાથે રાસલીલા કરી હતી માટે હે સુતી ! તેમના ભક્તો સર્વેએ તે પૂર્ણિમાએ પૂર્ણચદ્રજ્યોત્સાના પ્રકાશથી રમણીય એવી રાત્રિએ રાસોત્સવ સર્વથા કરવો ॥૭-૮॥ આ રાસોત્સવ રાકામાંજ કરવો પણ અનુમતિમાં નહિ, એવી ઉદ્ધવસ્વામિ કૃત મર્યાદા છે ( રાકા અનુમતિનુ લક્ષણ પોતેજ કહેછે ) જે પૂર્ણિમા રાત્રિએ કળાનાથ સોળ કળાઓએ પરિપૂર્ણ હોય તે રાકા નામથી કહી છે જે પૂર્ણિમા રાત્રિએતો પ્રતિપદાના યોગનેલીધે ઉદય પામતાજ કળાનાથ ચદ્ર એક કળાએ હીન થાય છે તે અનુમતિ નામથી કહી છે ( ભલે પૂર્ણિમા તિથિ હોય પરંતુ સાયસમયે પ્રતિપદાના યોગનેલીધે ન્યૂન કળાવાળો ચદ્રમા હોય તો તે પૂર્ણિમા રાસોત્સવમા ન લેવી ) ॥૯॥ આ ઉત્સવમા રાધાની મૂર્તિને ગોપીઓસાથે વસ્ત્ર વિભૂષણવિગેરેવડે

तन्मूर्त्यसन्निधाने तु विधिमेतं प्रकल्पयेत् ॥१०॥ राधाया गोपिकानां च लक्ष्म्यामावाहनं तदा । विधाय धारयेद्भक्तो महाशृङ्गारमेव ताम् ॥११॥ कौसुम्भं धारयेद्वास उत्तरीयं च चलकम् । कञ्चुकीं पीतवर्णां च भाले कुङ्कुमपत्रिकाम् ॥१२॥ पीताम्बरं च श्रीकृष्णमनर्घ्यं धारयेत्पुमान् । नानारत्नविचित्रं च मुकुटं कुण्डले तथा ॥१३॥ करे च मुरलीं हैमीं धारयेद्रत्नभूषिताम् । नैवेद्ये पर्पिका धार्या पिण्डकाश्च विशेषतः ॥१४॥ सुगन्धिपुष्पतैलेन स्थलपद्मोदकेन च । वासांसि मन्दिरं चापि वासयेद्रुक्मिणीपतेः ॥१५॥ स्थापयित्वा बालकृष्णं चन्द्रशालासदासने । पूजयेत्सेवको रात्रौ गीतवाद्यपुरःसरम् ॥१६॥ नवीनशालिपृथुकान् क्षीरं चैव सशर्करम् । तस्मै निवेदयेद्भक्तो विधिरन्यस्तु पूर्ववत् ॥१७॥ रासलीला भगवता गोपीभिः सह या कृता । वृन्दावने त्रियामासु तत्प्रव-

અતિશય અલંકૃત કરે. શ્રીકૃષ્ણપ્રતિમાની પાસે રાધિકા પ્રતિમા ન હોય તો લક્ષ્મીમૂર્તિમાંજ રાધિકા તથા ગોપીઓનું આવાહન કરીને પછી ભક્તજન તે લક્ષ્મીજીનેજ મહાશૃગાર ધરાવે ॥૧૦-૧૧॥ કેવો તો—આભ્યતર વસ્ત્ર ( ચણીયો ) અને બાહ્ય ઉત્તરીયવસ્ત્ર ( ઓઢવાનું વસ્ત્ર ) કસુંબલ ધરાવે. અને કચુકી ( કાંચળી ) પીળાવર્ણવાળી ધરાવે. ભાલમાં કુંકુમપત્રિકા ધરાવે ॥૧૨॥ તે પછી પૂજક પુરૂષ શ્રીકૃષ્ણને બહુમૂલ્ય પીતાંબર પહેરાવે અને નાનારત્નવિચિત્રિત મહામૂલ્ય મુકુટ તથા કુંડળ ધરાવે. વળી નાનાવિધરત્નખિચિત્રિત સુવર્ણમયી મુરલી કરકમળમા ધરાવે. ખરફી પેંડા આદિક નૈવેદ્ય વિશેષપણે નિવેદન કરે ॥૧૩-૧૪॥ અનંતર સુગંધવાળું જાતિચપકાદિપુષ્પવાસિત તૈલ ( અત્તર ) અને ગુલાબજળવડે ભગવાનના મંદિરને અને વસ્ત્રોને સુવાસિત કરે ॥૧૫॥ અનંતર રાત્રિએ બાળકૃષ્ણને ચદ્રશાળામાં (અગાશી) કરેલા અતિશોભન આસનમાં ( આથી મંદિરના આંગણામાં સદાસનવિરચન પણ જાણી લેવું ) સ્થાપીને પૂજકજન ગીતવાદ્યપૂર્વક પૂજન કરે ॥૧૬॥ ભક્તજન નવીન ડાંગરના પુંવા અને સાકરસહિત દુધ તે બાળકૃષ્ણ ભગવાનને નિવેદન કરે. વળી વૃંદાવનમાં રાત્રિએ

न्धांश्च गापयेत् ॥१८॥ इषकृष्णत्रयोदश्यामलङ्कारान् श्रियः पतेः । उन्मार्जयेद्यथायोग्यं पूजोपकरणानि च ॥१९॥ मन्दिरं शोधयेत्सर्वं लेपक्षालनसिञ्चनैः । तिलकं धारयेत्कृष्णं कुङ्कुमेन सुशोभनम् ॥२०॥ स्वर्णसूत्रमयं चीरपटकं शीर्षिण धारयेत् । लक्ष्मीं च हरितां शाटीं कौसुम्भीं चारुकञ्चुकीम् ॥२१॥ निवेदयेच्छष्कुलीश्च खाजकानि मृदूनि च । एतावान्हि विशेषोऽत्र विधिरन्यस्तु पूर्ववत् ॥२२॥ इत आरभ्य गेयानि पद्यानि भगवत्प्रियैः । दीपोत्सवाश्रयाण्येव कार्यो दीपा दिनत्रयम् ॥२३॥ चतुर्दश्याश्विने कृष्णा भवेद्या

ભગવાન્ શ્રીકૃષ્ણે ગોપીઓસાથે કરેલી જે રાસલીલા તેને પ્રતિપાદન કરનારા પ્રબન્ધોને ગવરાવે. બીજો બધો વિધિતો પૂર્વવત્ જાણવો ॥૧૭-૧૮॥

હવે ભગવાનના અલકારોના માર્જનોત્સવનો વિધિ નિરૂપણ કરેછુ— આસોમાસના કૃષ્ણપક્ષની ત્રયોદશીએ (ધનતેરસે) શ્રીપતિ ભગવાનના અલકારો અને પૂજોપકરણ પાત્રોને યથાયોગ્ય ઉન્માર્જન કરે. જેવો અલંકાર અને જેવું પાત્ર તેનું તદુચિતજ શોધન કરે. (આ ઉત્સવતો શિષ્ટાચારથી ઉદયવ્યાપિની ત્રયોદશીએજ કરવો; ક્ષય હોય ત્યારે તો દ્વાદશીએ કરવો, કેમકે તેમાં બીજી ગતિ નથી) ॥૧૯॥ ભગવાનના સર્વ મંદિરને યથાયોગ્ય ધોવાવડે લીંપવાવડે જળછાંટવાવડે શુદ્ધ કરે. તેપછી કૃષ્ણને સુશોભન કુકુંમતિલક લલાટમાં ધરાવે ॥૨૦॥ સુવર્ણસૂત્રમય, (જરીયાણી) ચીરાપટકા નામથી વિખ્યાત વસ્ત્ર ભગવાનને મસ્તકે ધરાવે, લક્ષ્મીજીને હરિત-પીતનીલવર્ણવાળી સાડી અને કસુબલ રંગથી રંગેલી રમણીય કાંચળી ધરાવે ॥૨૧॥ નૈવેદ્યમાં પોચી જલેબી ખાજા આદિક વિશેષપણે સમર્પણ કરે. આ ઉત્સવમાં આટલોજ વિશેષ છે. બીજો વિધિતો પૂર્વવત્ જાણવો ॥૨૨॥ આ ત્રયોદશી તિથિને આરભીને ભગવાનની સન્નિધિમાં દીપોત્સવસંબન્ધિજ પદ્યો ભગવદ્‌ભક્તોએ ગાવાં અને ત્રણ દિવસ દીપપક્તિઓ વિશેષત આરોપણ કરવી ॥૨૩॥

હવે અભ્યંગસ્નાનોત્સવનો વિધિ નિરૂપણ કરેછુ—આશ્વિન કૃષ્ણચતુર્દશીએ લક્ષ્મીસહિત ભગવાનનો અભ્યગોત્સવ કરવો તેમાં જે ચતુર્દશી

तु विधूदये । अभ्यङ्गस्नपने ग्राह्या सेय कृष्णस्य सश्रियः ॥२४॥ सुगन्धिपुष्पतैलेन तथाभ्यङ्गं विधाय च । उष्णोदकेन स्नपयेत्कृष्णं लक्ष्मीं च पूजकः ॥२५॥ सर्वाण्यपि च वासांसि रक्तानि परिधापयेत् । वटिकाभज्यवटकानपूपांश्च निवेदयेत् ॥२६॥ नीराजनविधिं कुर्याद्विशेषेणात्र पूजकः । विशेष उक्त एतावानिहान्यस्त्वस्ति पूर्ववत् ॥२७॥ अस्मिन्दिने हनुमतः कार्यं च महदर्चनम् । तैलसिन्दूरार्कपुष्पस्रग्माषवटकादिभिः ॥२८॥ सङ्गवव्यापिनी ग्राह्या भूता हनुमदर्चने । व्याप्त्यव्याप्त्योस्तूभयत्र पूर्वा ग्राह्या न तूत्तरा ॥२९॥ अमावास्याश्विने दीपदाने चाप्यर्चने श्रियः । प्रदोषव्यापिनी

ચંદ્રોદયકાળવ્યાપિની ( ત્રયોદશીરાત્રિના અંતિમ પ્રહરમાં ચંદ્રોદયસમયે વ્યાપતી ) હોય એજ લેવી પણ કેવળ આશ્વિનકૃષ્ણચતુર્દશીમાત્ર ન લેવી ॥૨૪॥ આ ચતુર્દશીએ પૂજક જન સુગન્ધિ પુષ્પવાસિત તૈલ ( અત્તર ) વડે લક્ષ્મીજી અને શ્રીકૃષ્ણને અભ્યંગ કરાવીને સુરલિ સુખસ્પર્શ ઉષ્ણ જળવડે સ્નાન કરાવે ॥૨૫॥ બધાંય વસ્ત્રો રક્તજ પહેરાવે. કુલવડી ભજીયાં વડાં અને માલપુવા વિશેષપણે નિવેદન કરે ॥૨૬॥ આ ઉત્સવમાં પૂજક જન આરતીવિધિ વિશેષપણે કરે—આરતી કરવાના પાત્રમાં બહુ વાટો મુકીને કરે. આ ઉત્સવમાં આટલો વિશેષ કહ્યો છે. બીજો બધો વિધિ તો પૂર્વવત્ જાણવો ॥૨૭॥ વળી આજ દિને હનુમાનજીનું તૈલ, સિંદૂર, આકડાના પુષ્પોના હારો અને અડદનાં વડાં વિગેરેવડે મોટું પૂજન કરે, કેમકે આ તિથિએ એમનો જન્મ કહ્યો છે ॥૨૮॥ આ હનૂમત્પૂજનમાં ચતુર્દશી સંગવસમયવ્યાપિની લેવી. બન્ને દિવસે પણ સંગવવ્યાપિની તે જો હોય તો ત્રયોદશીના વેધવાળી પૂર્વનીજ લેવી પણ ઉત્તરની નજ લેવી. જો બન્નેય દિવસે પણ તે સંગવકાળવ્યાપિની ન હોય તોપણ પૂર્વાજ અહુકાળ વ્યાપનારી હોવાથી ગ્રહણ કરવી, પણ ઉત્તરા નહિ, કેમકે અલ્પકાળ વ્યાપનારી છે ॥૨૯॥

હવે દીપોત્સવવિધિ અને લક્ષ્મીપૂજનોત્સવવિધિનું નિરૂપણ કરૂંછું— આશ્વિન અમાવાસ્યાએ દીપોત્સવ અને લક્ષ્મીપૂજનમહોત્સવ કરવો.

ग्राह्या पूर्वविद्धा च सा शुभा ॥३०॥ भगवन्तं दिने तस्मिन्भूषणानि महान्ति च । वासांसि धारयेद्भक्तः सूक्ष्माणि रुचिराणि च ॥३१॥ प्रदोषे पूजनं कुर्याद्रुक्मिण्याख्यश्रिय पुमान् । यदि श्रीप्रतिमा न स्याद्राधायां तां तदार्चकः ॥३२॥ ध्यात्वार्चयेद्यथाशास्त्रमुपचारैः सुशोभनैः । राधार्चापि न चेत्तर्हि श्रियं हैमीं प्रकल्पयेत् ॥३३॥ लक्ष्मीश्चतुर्भुजा कार्या पद्मसिंहासनस्थिता । दक्षिणोर्ध्वकरे कार्यं दृहन्नालं तु पङ्कजम् ॥३४॥ वाम ऊर्ध्वे भुजे तस्याः कार्योऽमृतभृतो घटः । अन्ययोर्भुजयोः कार्यौ बिल्वशङ्खौ सुशोभनौ ॥३५॥ तत्पार्श्वयोर्गजौ कार्यौ धृतकुम्भकराबुभौ । तस्याश्च मस्तके पद्मं कर्तव्यं सुमनोहरम् ॥३६॥ मण्डपे निर्मिते रम्ये कदलीस्तम्भमण्डिते । पूजयेत्सर्वतोभद्रे लक्ष्मीसूक्तेन तां ततः ॥३७॥ परितः कारये-

તેમા આશ્વિન અમાવાસ્યા પ્રદોષસમયવ્યાપિનીજ સ્વીકારવી ભલે તે ચતુર્દશીના વેધવાળી હોય પણ તેજ શુભા માની છે ॥૩૦॥ તે આ દિવસે અર્ચક ભક્ત ભગવાનને મહામૂલ્ય સૂક્ષ્મ સુદર વસ્ત્રો અને મહામૂલ્ય આભરણો ધરાવે ॥૩૧॥ પ્રદોષસમયે રૂક્મિણી નામના સાક્ષાત્ લક્ષ્મીજીની પૂજા કરે જો લક્ષ્મીમૂર્તિ ન હોય તો રાધામૂર્તિમાજ તેમનુ ધ્યાન કરીને યથાવિધિ સુશોભન ઉપચારોવડે અર્ચન કરે જો રાધાપ્રતિમાપણ ન હોય તો સુવર્ણમયી લક્ષ્મીમૂર્તિને કરાવે ॥૩૨–૩૩॥ તે લક્ષ્મીજી ચાર ભુજવાળા, પદ્મરૂપ સિંહાસનમા સરાજતા, દક્ષિણ ઊર્ધ્વ કરમા દીર્ઘનાળવાળુ લીલાકમળ અને ઊર્ધ્વ વામ કરમા અમૃતપૂર્ણ કળશને ધારી રહેલા, બીજા નીચે રહેલા દક્ષિણવામહસ્તમા સુશોભન બિલ્વફળ તથા શખને ધારી રહેલા, એવા કરવા ( જે ચતુર્ભુજગ્રહણ છે તે પૃથક્ લક્ષ્મીપૂજનવિષયવાળુ જાણવુ ભગવત્સમીપે તો દ્વિભુજાજ કરવા, એમ જાણવુ ) ॥૩૪–૩૫॥ તે લક્ષ્મીજીના બન્ને પડખામા નમતા શુડાગ્રભાગમા કનકકુભને ધારી રહેલા બે ગજો કરવા અને તે લક્ષ્મીજીને મસ્તકે મનોહર કમળ કરવું ॥૩૬॥ તે પછી તે મૂર્તિનુ કેળના થાભલાવડે સુશોભિત, અતિચાતુરીથી કરેલા રમણીય મડપમા સર્વતોભદ્રમડળમાં સ્થાપન કરીને 'हिरण्यवर्णां हरिणीं' ઇત્યાદિ

च्छतया दीपानामावलीस्तथा। अलङ्कारांश्च वासांसि महान्त्येवार्पयेच्छ्रियै ॥३८॥ समीपे चेद्धरेर्लक्ष्मीस्तदा रक्ताम्बराणि ताम्। पृथक् चेच्छ्वेतवासांसि नूत्नानि परिधापयेत् ॥३९॥ भालेऽस्याश्चन्द्रकं कुर्यात्कुङ्कुमेनातिशोभनम्। तत्र दध्यादक्षतांश्च शुभ्रान्सूक्ष्मानखण्डितान् ॥४०॥ सुगन्धिभिः पुष्पहारैः पौष्पैश्च करभूषणैः। कमलैः पूजयेत्तां च धूपेन घृतदीपकैः ॥४१॥ नैवेद्ये शष्कुली देया शतच्छिद्राणि फेणिकाः। घृतपूरांश्च रेवालीः पीतसाराणि पर्पिकाः ॥४२॥ पिण्डकान्छर्करैलाश्च शार्करांश्चणकांस्तथा। ओदनादीनि भोज्यानि भक्त्या तस्यै निवेदयेत् ॥४३॥ ताम्बूलवीटिका दत्त्वा कुर्यान्नीराजनं महत्। लक्ष्मीपूजनपद्यानि पूजाकाले च गापयेत् ॥४४॥ इत्युत्सवा आश्विनमासि विष्णोरुक्ता मया चाथ कार्तिकेऽपि। य उत्सवा

પચદશ ઋચાત્મક લક્ષ્મીસૂક્તવડે પૂજા કરે ॥૩૭॥ અમૂલ્ય વસ્ત્રો તથા મહામૂલ્ય અલકારો લક્ષ્મીજીને સમર્પે, મડપની અંદર બહાર ચોમેર દીપાવલીઓ યથાશક્તિ કરાવે ॥૩૮॥ જો લક્ષ્મીમૂર્તિ હરિસમીપે હોય તો લક્ષ્મીજીને રક્ત વસ્ત્રો પહેરાવે. જો ભગવાનથકી પૃથક્ કરાવી હોય તો નવીન શ્વેત વસ્ત્રો પહેરાવે ॥૩૯॥ પછી લક્ષ્મીજીના લલાટમાં સુશોભન કુકુમચંદ્રક કરીને, તેના મધ્યમાં શુભ્ર સૂક્ષ્મ અખડિત અક્ષતોને આરોપીને, સુગન્ધિ પુષ્પહારો, સુગન્ધિ પુષ્પનિર્મિત કેયૂરકકણાદિ કરાભરણો, કમળો, ધૂપ અને ઘૃતદીપકોવડે તે લક્ષ્મીજીની પૂજા કરે ॥૪૦-૪૧॥ નૈવેદ્યમાં જલેબી, ખાજા, સુતરફેણી, ઘેબર, રેવડી, પતાસાં, બરફી, પેંડા, સાકરરસપાએલા એલાયચીદાણા, સાકરીયા ચણા અને ભાત આદિક ભોજ્યાનો ભક્તિથી લક્ષ્મીજીને નિવેદન કરે ॥૪૨-૪૩॥ પછી તાંબૂળબીડી આપીને મહાનીરાજન કરે અને પૂજાસમયે લક્ષ્મીસ્તુતિરૂપ પદ્યોને ગવરાવે ॥૪૪॥ હે પુત્રો! આસો માસમાં કરવાના ભગવદુત્સવોનો વિધિ આ પ્રકારે મેં તમને કહ્યો. હવે કાર્તિક માસમાં કરવાના મહોત્સવોનો વિધિ નિરૂપણ કરૂછુ તેને સાવધ મન રાખી તમો સાંભળો

मासि भवन्ति तांश्च ब्रवीमि पुत्रौ ! शृणुतं विधेयान् ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वार्षिकव्रतोत्सवविधौ आश्विनोत्सवविधौ आश्विनोत्सवनिरूपणनामा सप्तपञ्चाशत्तमोऽध्यायः ॥५७॥

श्रीनारायणमुनिरुवाच—सायाह्नव्यापिनी ग्राह्या प्रतिपत्कार्तिके सिता। पूर्वविद्धैव सुखदा प्रोक्ता गोवर्धनोत्सवे ॥१॥ गवां क्रीडादिने यत्र रात्रौ दृश्येत चन्द्रमाः। सोमो राजा पशून् हन्ति सुरभिपूजकांस्तथा ॥२॥ संलग्नमेव कर्तव्यं दीपावल्या दिनत्रयम् । चतुर्दशी ह्यमावास्या प्रतिपच्चेति नान्यथा ॥३॥ पीताम्बरं तदा कृष्णं धार-

---

॥४५॥ ઇતિ શ્રીસત્સંગિજીવને .ચતુર્થપ્રકરણે વાર્ષિકવ્રતોત્સવવિધૌ આશ્વિનોત્સવનિરૂપણનામા સપ્તપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૭॥

## [1]અધ્યાય ૫૮ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે સુતો ! હવે કાર્તિક માસમા કરવાના મહોત્સવોનો વિધિ નિરૂપણ કરતા, પ્રથમ ગોવર્ધનોત્સવનો વિધિ નિરૂપણ કરેછુ– કાર્તિકમાસની શુક્લપક્ષની પ્રતિપદાતિથિ પૂર્વવિદ્ધા પણ–અમાવાસ્યાના વેધવાળી પણ સાયાહ્નવ્યાપિનીજ સુખદા હોવાથી ગોવર્ધનોત્સવમાં સ્વીકારવી ભલે શુદ્ધા હોય પણ સાયાહ્નવ્યાપિની જો ન હોય તો ( દ્વિતીયાસાથે સાયસમયે સબન્ધ ધરાવતી હોય ) તે ઉત્સવમા ન લેવી કારણકે ગવાક્રીડનદિને–તે ઉત્સવદિવસે રાત્રિએ જો ચદ્રમા દેખાય તો તે સોમો રાજા ગવાદિ પશુઓ તથા તેમના પૂજક જનોને નાશ કરેછે ॥૧–૨॥ ચતુર્દશી અમાવાસ્યા અને પ્રતિપદા, આ દીપાવલીના ત્રણ દિવસો સલગ્નજ કરવા, એટલે ચતુર્દશી અમાવાસ્યા અને પ્રતિપદા, આના ત્રણ ઉત્સવો વ્યવધાન વિનાજ કરવા અન્યથા તોનહિ–એક દિનના વ્યવધાનથી પણ ન કરવા ॥૩॥ તે સમયે ભગવાન્ શ્રીકૃષ્ણને રક્ત પાલવવાળુ પીતાબર, મયૂરપિચ્છોવડે શોભતા પ્રાત ભાગવાળો મુકુટ, ગરમાળાના પુષ્પોના કર્ણગુચ્છો, શુક્લ

---

1 આ અધ્યાયમા ભગવાને કાર્તિકમાસમા કરવાના મહોત્સવોનો વિધિ નિરૂપણ કર્યો છે

येद्रक्तपल्लवम् । मयूरपिच्छमुकुटं कर्णिकारावतंसकौ ॥४॥ पञ्चवर्णैश्च कुसुमैर्मालां विरचितां शुभाम् । वैजयन्तीं शेपरांश्च धारयेन्मुरलीं तथा ॥५॥ भूषणानि विचित्राणि तुलसीमालिकां तथा । प्रावारं छिपटं तिर्यग्धारयेत् स्कन्धलम्बितम् ॥६॥ अन्नकूटं विरचयेत्स्वस्य वित्तानुसारतः । नानाविधानि शाकानि भज्यानि विविधानि च ॥७॥ घृतपक्वविशेषांश्च कृतान्नानाविधानपि । ओदनादीनि भोज्यानि श्रीकृष्णाय निवेदयेत् ॥८॥ ताम्बूलवीटिका दत्त्वा महानीराजनं हरेः । कृत्वा विप्रान्वैष्णवांश्च साधून्प्रीत्यैव भोजयेत् ॥९॥ अस्मिन्नेव दिने प्रातः पूजयेद्गाश्च वत्सकान् । वृषान्वत्सतरीश्चापि हरिद्राकुङ्कुमादिभिः ॥१०॥ पौष्पैर्हारैः शृङ्गरङ्गैर्नूतनैश्च तृणादिभिः । सम्पूज्य खेलयेत्तांश्च मन्दिरस्याग्रतो हरेः ॥११॥ गोवर्धनं गोमयेन कृत्वाऽर्चेच्च ततः परम् । अन्नकूटं तु मध्याह्ने विदधीत हरेः पुरः ॥१२॥ गोवर्धनोत्सवकथापद्यानि रुचिराणि च ।

નીલ રક્તાદિ પચવર્ણના પુષ્પોથી બનાવેલી શુભ વૈજયંતી માળા અને પુષ્પતોરાઓને ધારણ કરાવે તથા મુરલી, વિચિત્ર વિભૂષણો, તુલસીમાળા અને વાકુ બે ખભામા લાંબુ બેવડુ ઉત્તરીય વસ્ત્રને ધરાવે ॥૪-૬॥ તે પછી રૂડીરીતે કરેલાં નાનાવિધ જલેબી ખાજા આદિક મધુર ઘૃતપક્વવિશેષો, ભાતઆદિક ભોજ્યાન્નો, નાનાવિધ શાકો અને વિવિધ ભજીયાં વિગેરેવડે ભરપુર અન્નકૂટ યથાશક્તિ યથાવિત્ત કરીને શ્રીકૃષ્ણને નિવેદન કરે ॥૭-૮॥ પછી તાંબૂળબીડી સમર્પીને હરિની મહાઆરતી કરે પછી સર્વે સાધુઓ અને વૈષ્ણવ વિપ્રોને પ્રીતિથીજ જમાડે ॥૯॥ આજ અન્નકૂટમહોત્સવ દિને પ્રાત કાળે વાછડા, વાછડીઓ, વૃષભો અને ગાયોની હળદર કુકુમ આદિકવડે પૂજા કરે તથા સુગન્ધિ પુષ્પમય હારોથી અને તેમના શીંગડાંને સિંદૂર ગેરિકાદિવડે રગવાથી તેમને અલકૃત કરે નૂતન તૃણાદિકવડે તે સર્વને સંતૃપ્ત કરીને ભગવન્મદિરના અગ્રભાગમા તેમને ખેલાવે ॥૧૦-૧૧॥ પછી ગાયના છાણવડે ગોવર્ધનગિરિ કરીને તેની પૂજા કરે તત પર મધ્યાહ્ને ભગવાનની આગળ અન્નકૂટોત્સવ કરે તે સમયે ગોવર્ધનોત્સવકથાના મધુર

गापयेत्कीर्तयेदत्र वाद्यघोषं च कारयेत् ॥१३॥ भोजनान्ते वैष्णवानां भुञ्जीत स च सेवकः । एतावान् हि विशेषोऽत्र विधिरन्यस्तु नैत्यकः ॥१४॥ शुक्लाष्टम्यामूर्जमासे कृष्णो वृन्दावने पुरा । प्रथमं चारयामास प्रातर्गाः सह गोपकैः ॥१५॥ सूर्योदये भवेद्या सा ग्राह्या गोपाष्टमी तिथिः । तिथेर्वृद्धौ क्षये पूर्वा विद्धा ग्राह्या न चान्यथा ॥१६॥ तस्मिन्दिने गोपवेषं धारयेत्कृष्णमुत्तमम् । कच्छनीं बर्हमुकुटं धारयेत्पीतमम्बरम् ॥१७॥ चर्चयेच्चन्दनेनाङ्गं पौष्पैर्भूषास्तु भूरिशः । धारयेच्च करे यष्टिं मुरलीं च मनोहराम् ॥१८॥ नैवेद्ये दधि भक्तं च दद्यात्पेषितशर्कराम् । कृष्णगोचारणकथापद्यानीह च गापयेत् ॥१९॥ एकादश्यामूर्जशुक्ले शेषशायी जगत्प्रभुः । योगेश्वरो जजागार

---

પદ્યો ગવરાવે અને તેના અર્થોનું કીર્તન કરે વળી તે મહોત્સવને અનુરૂપ વિવિધ વાદ્યઘોષને કરાવે ॥૧૨–૧૩॥ મુખ્ય પૂજક ઉત્સવને અંતે ભગવદ્ભક્ત સાધુ બ્રાહ્મણોને જમાડીને પછી પોતે જમે આ ઉત્સવમાં આટલોજ વિશેષ છે, બીજો તો બધો પ્રકાર નિત્યોત્સવપ્રમાણેજ જાણવો ॥૧૪॥

હવે ગોપાષ્ટમીમહોત્સવનો વિધિ નિરૂપણ કરૂંછું–કાર્તિક શુક્લ અષ્ટમીએ પ્રાત કાળે પૂર્વે કૃષ્ણભગવાને પ્રથમ સખા બાળગોપો સાથે વૃન્દાવનમાં ગાયો ચારી હતી ॥૧૫॥ માટે ગોપાષ્ટમીના ઉત્સવમાં પ્રાત કાળવ્યાપિનીજ અષ્ટમી તિથિ ગ્રહણ કરવી અષ્ટમી તિથિની વૃદ્ધિ હોય તો બહુકાળ વ્યાપિની હોવાથી પૂર્વનીજ ગ્રહણ કરવી પણ પછીની નહિ અષ્ટમીનો ક્ષય હોય તો સપ્તમીના વેધવાળી પણ તે લેવી ઉક્તથકી વિપરીતપણે નજ લેવી ॥૧૬॥ તે ઉત્સવમાં શ્રીકૃષ્ણ ભગવાનને ઉત્તમ ગોપવેષને સમુચિત મયૂરના પિછાંવાળો મુકુટ પીતાંબર અને કચ્છની–સુથણી ધરાવે હરિચંદનથી અંગને ચર્ચે બહુધાપણે પુષ્પમયજ આભરણસમૂહને સમર્પે એક કરકમળમાં મનોહર મુરલી અને અન્ય કરકમળમા લીલાયષ્ટિ (સોટી) ધરાવે ॥૧૭–૧૮॥ નૈવેદ્યમા દહીભાત અને દળેલી સાકર નિવેદન કરે આ ઉત્સવમા કૃષ્ણ ગોચારણકથાનાં કીર્તનો ગવરાવે (પૂજનને અંતે જમે) ॥૧૯॥

હવે પ્રબોધનીઉત્સવવિધિ કહૂંછું–કાર્તિક શુક્લ એકાદશીએ શેષશાયી

तेनोक्तैषा प्रबोधनी ॥२०॥ दशमीवेधरहिता तिथिरेकादशी व्रते । उत्सवे च ग्रहीतव्या न तु विद्धा कदाचन ॥२१॥ दशमी पञ्चपञ्चाशद्घटिका यावदस्ति च । न तावद्दशमीवेधस्तत ऊर्ध्वं स वै मतः ॥२२॥ एकादशी द्वादशी वाधिका चेत्त्यज्यतां दिनम् । पूर्वं ग्राह्यं तूत्तरं स्यादिति वैष्णवनिर्णयः ॥२३॥ नवमी पलमेकं स्याद्दशमी परतो यदि । द्वादश्येव तदा ग्राह्या व्रतेष्वप्युत्सवेषु च ॥२४॥ निशः क्षण उपान्त्येऽत्र समुत्थायाशु वैष्णवः । स्नात्वा सन्ध्याविधिं कृत्वा पूजाद्रव्याण्युपाहरेत् ॥२५॥ योगेश्वराख्ययाभ्यर्चेच्छ्रीकृष्णं

જગત્પ્રભુ યોગેશ્વર ભગવાન્ યોગનિદ્રાથકી જાગ્યા હતા. તે હેતુને લીધે આ એકાદશી પ્રબોધની એવા નામથી કહેવાય છે ॥૨૦॥ દશમીના વેધે વર્જીતજ એકાદશી તિથિ વ્રતોત્સવમાં લેવી. કદાપિ દશમીવિદ્ધા નજ લેવી ॥૨૧॥ જ્યાંસુધી પ્રથમ દિવસે દશમીતિથિ પંચાવન ઘડીપરિમિતા હોય ત્યાંસુધી દશમીવેધ માન્યો નથી. તેથકી ઉપર પળમાત્ર પણ અધિક કાળ-વ્યાપિની હોય તો દશમીનો વેધ માન્યો છે ॥૨૨॥ જો એકાદશી વૃદ્ધિને પામી હોય તો પૂર્વદિને સાઠ ઘડી વ્યાપિની પણ તેનો ત્યાગ કરવો. કિંતુ પરદિને પળમાત્ર સંબંધવાળી પણ એજ એકાદશી વ્રતોત્સવમાં લેવી. જો દ્વાદશી વૃદ્ધિને પામી હોય એકાદશી ન વૃદ્ધિ પામી હોય ત્યારે પણ પરદિનજ–પ્રથમ દ્વાદશીજ ઉપવાસવ્રતમાં લેવી. દ્વિતીય દ્વાદશીએ પારણું કરવું. એવો વૈષ્ણવનિર્ણય છે ॥૨૩॥ જો નવમી પળમાત્ર હોય, પછી દશમી બેસતી હોય, તે દશમી (બન્નેય દિવસે સૂર્યોદયસમયે સંબન્ધના અભાવથી) ક્ષય પામી જતી હોય ત્યારે એકાદશીને દશમીનો વેધ લાગતો હોવાથી દ્વાદશીનોજ ઉપવાસ કરવો. પારણાં તો ત્રયોદશીએ કરવાં. (આનું વિશેષ વિવેચન તૃતીયપ્રકરણના ૩૩ અધ્યાયથકી જાણવું) ॥૨૪॥ આ પ્રબોધની એકાદશીએ રાત્રિના અંતિમ મુહૂર્ત (બ્રાહ્મ)માં જલદી જાગીને, સ્નાન કરી યથાવિધિ સંધ્યાનું સમુપાસન કરીને, પૂજાના પદાર્થો ભેગા કરીને, પૂજક પુરુષ શ્રીકૃષ્ણને યોગેશ્વરરૂપે વિભાવના કરીને તેમના નામથી અભ્યર્ચન કરે. અથવા શક્તિ હોય તો કાંચનમયી યોગેશ્વરપ્રતિમા

पुरुषोऽर्चक. । योगेश्वरार्चां हैमीं वा कारयेन्निजशक्तित. ॥२६॥ पद्मासनसमासीन. किञ्चिन्मीलितलोचन । घ्राणाग्रे दत्तदृष्टिश्च श्वेतपद्मोपरि स्थित ॥२७॥ वामदक्षिणगौ हस्तावुत्तानावङ्कभागगौ। तत्करद्वयपार्श्वस्थे पङ्करुहमहागदे ॥२८॥ ऊर्ध्वे करद्वये तस्य पाञ्च जन्यसुदर्शने । कारयेद्वामभागे च तस्य लक्ष्मीमवस्थिताम् ॥२९॥ इत्थं योगेश्वरं कृत्वा महत्या पूजयार्चयेत्। उपचारै. षोडशभिर्गीत-वादित्रपूर्वकम् ॥३०॥ नैवेद्ये तस्य दद्याच्च शर्करासहितं पय. । ओदनं चातिमृदुलं द्राक्षादीनि फलानि च ॥३१॥ अथ मध्याह्नसमये कार्यो धर्मार्चनोत्सव । धर्मस्यार्चा न चेत्तर्हि हैमं धर्मं तु कारयेत् ॥३२॥ भगवन्मन्दिरस्याग्रे मण्डपं पूर्ववच्छुभम्। कृत्वा च सर्वतोभद्रे यथा शास्त्रं तमर्चयेत् ॥३३॥ चतुर्वक्त्रश्चतुर्बाहुश्चतुष्पाच्च सिताम्बर ।

કહીશ એવા લક્ષણવાળી કરાવીને પૂજે ॥૨૫-૨૬॥ યોગેશ્વરની અર્ચાનો આકૃતિયોગતો આવા રૂપનો કરવો-શ્વેત કમળઆસનમા પદ્માસન વાળીને બેઠેલા, કિંચિત્ લોચનને મીચી રહેલા, નાસિકાગ્રે નેત્રવૃત્તિ રાખી રહેલા, ખોળામાં સસ્થાપેલા છતા પરસ્પર મળેલા હસ્તતળવાળા નીચેના વામ દક્ષિણ કર જેમના છે, તેવા તેમના બન્ને કરના બન્ને પડખામા કમળ મહા ગદાએ સેવા કરાતા, પાચજન્ય અને સુદર્શનથી સમલકૃત છે ઊર્ધ્વ વામ દક્ષિણ કરયુગળ જેમનુ, વામભાગમા લક્ષ્મીદેવીએ સસેવન કરાતા, આવા યોગેશ્વર (સુવર્ણથી કે બીજા દ્રવ્યથી) કરવા ॥૨૭-૨૯॥ આવા રૂપની યોગેશ્વરમૂર્તિ કરાવીને ષોડશ ઉપચારોવડે ગીતવાદિત્રપૂર્વક મહાપૂજન કરે ॥૩૦॥ તેમને નૈવેદ્યમા શર્કરાસહિત દુધ, અતિમુવાળો ભાત અને દ્રાક્ષાદિ ફળો નિવેદન કરે ॥૩૧॥ આ એકાદશીએ મધ્યાહ્નસમયે ધર્મદેવ પ્રાદુર્ભાવનિમિત્તનો તેમના પૂજનનો મહોત્સવ વિશેષત કરવો જો ધર્મ દેવની અર્ચા મદિરમા ન હોય તો હેમમયી ધર્મદેવમૂર્તિ નવી કરાવીને તેનુ અર્ચન કરવુ ॥૩૨॥ ભગવાનના મદિરની આગળ મડપ મનોહર પૂર્વવત્ કરીને, તેમાં સર્વતોભદ્રમડળ કરીને તે મડળમા ધર્મદેવની યથાશાસ્ત્ર પૂજા કરવી ॥૩૩॥ તે ધર્મદેવ ચતુર્મુખ ચતુર્ભુજ ચતુષ્પાદ સર્વાભરણ

सर्वाभरणवाञ्छेतो धर्मः कार्यः सुलक्षणः ॥३४॥ दक्षिणे चाक्षमालाऽस्य करे वामे तु पुस्तकम् । मूर्तिमान्व्यवसायश्च कार्यो दक्षिणभागगः ॥३५॥ वामभागगतः कार्यः सुखः परमरूपवान् । कार्यौ पद्मकरौ मूर्ध्नि विन्यस्तौ च तथा तयोः ॥३६॥ अथवा धर्म एषोऽपि कर्तव्यो मनुजाकृतिः । एकवक्त्रो द्विबाहुश्च द्विपात्सुवसनादिमान् ॥३७॥ वामे धर्मस्य कर्तव्या भक्तिः परमरूपिणी । द्विभुजा भूरिभूषाढ्या कौसुम्भविमलाम्बरा ॥३८॥ हैमं भृङ्गारकं वामे दक्षिणे बिभ्रती करे । पूजापात्रं भृतं मुक्तास्रग्गन्धकुसुमादिभिः ॥३९॥ मूर्तिमित्थं तयोः कृत्वा स्वशक्त्या कनकादिभिः । सप्तर्षिभिररुन्धत्या सह कार्यं सदर्चनम् ॥४०॥ दर्भपिञ्जूलकैः कार्या ऋषयः कश्यपादयः । सप्त चारुन्धती या ते कर्तव्याश्चन्दनादिना ॥४१॥ श्रद्धामैत्रीदया-

संपन्न शुभलक्षणलक्षित श्वेतवर्ण श्वेतांबरधारी करवा ॥३४॥ आवा धर्मदेवना दक्षिण ऊर्ध्व बाहुमां स्फाटिकाक्ष जपमाळा करवी अने वाम ऊर्ध्व बाहुमां तो धर्मशास्त्रपुस्तक करवुं. आवा धर्मदेवना दक्षिणसमीप भागमां मूर्तिमान् व्यवसाय ( पुरुषार्थोद्योग ) करवो वामभागमां सुखना अधिष्ठान देव बहुरूपयुक्त मूर्तिमान् स्थापवा. ते आ दक्षिण वाम भागमां वर्ततो व्यवसाय अने सुखने मस्तके धर्मदेवना पद्माकार दक्षिण वाम हस्ततळ अनुक्रमे मुकेलां करवां. एटले धर्मनो पद्माकार नीचेनो दक्षिण हस्त व्यवसायने मस्तके करवो अने तेवो एमनो वाम हस्त सुखने मस्तके करवो ॥३५-३६॥ अथवा आ धर्मदेव पण मनुष्याकृति द्विपाद द्विभुज एकमुखज शोभन वस्त्राभरणसंपन्न करवा. आवा धर्मना वाम भागमां भक्ति साक्षात् परमरूपिणी द्विभुजा, बहुविधदिव्यआभरणसंपन्ना, विमळ कसुंबल दिव्य वस्त्रोने धारी रहेलां, वाम करमां कनकनी झारी अने दक्षिण करमां मुक्ताहारो चंदन पुष्पहारो इत्यादिकथी भरेला पूजापात्रने धारी रहेलां करवां ॥३७-३९॥ आवां भक्तिधर्मनी आ प्रकारे कांचनथी के रजतथी के अन्य धातुथी मूर्ति यथाशक्ति करीने, सप्तर्षिओ अने अरुंधती साथे ते भक्तिधर्मनुं पूजन करवुं. कश्यपादि सप्तऋषिओ अने

शान्तिप्रमुखा इतरा अपि । पूजनीयास्तदानीं च धर्मस्य द्वादश स्त्रियः ॥४२॥ तस्मिन्दिने तु सकले कारयेद्दुन्दुभिध्वनिम् । नामसङ्कीर्तनं विष्णोस्तद्गुणानां च गायनम् ॥४३॥ नित्यार्च्यां भगवन्मूर्तिं शृङ्गारं धारयेत्तदा । महान्तमेव मुकुटं पीतं चाम्बरमुत्तमम् ॥४४॥ अनर्घ्याणि च वासांसि रत्नान्याभूषणानि च । नानारत्नमयान्येव धारयेदर्चयेः श्रियम् ॥४५॥ विशेषतोऽस्य नैवेद्ये दातव्या घृतपूरकाः । नीराजने च कर्पूरं विधिरन्यस्तु नैत्यकः ॥४६॥ सायं तदग्रे कुर्वीत वैपणीं रचनामपि । नवीनं स्थापयेदन्नं तत्र पात्रे पृथक् पृथक् ॥४७॥ नानाविधानि शाकानि फलानि विविधानि च । इक्षुदण्डांश्चिदध्याच्च पिण्डकादीन्विभागशः ॥४८॥ अस्मिन् दिने औद्धवीयैरेकादश्यधिकारिभिः । जलं विनाऽन्यत्किमपि भक्ष्यं नैवापदं विना ॥४९॥ एकादश्यधिपश्चात्र राधादा-

અરૂંધતી દર્ભની પુળીયોવડે કરવા અથવા ચંદનાદિવડે કરવા ॥૪૦-૪૧॥ શ્રદ્ધા મૈત્રી દયા શાંતિ આદિક દ્વાદશ ધર્મદેવની અપર પત્નીયો પણ તે સમયે પૂજવી ॥૪૨॥ તે દિવસે સતત દુન્દુભિધ્વનિ કરાવે અને ભગવાનનું નામકીર્તન તથા ભગવદ્‌ગુણગાયનને કરાવે ॥૪૩॥ તે ઉત્સવસમયે પ્રતિદિનપૂજનીય ભગવન્મૂર્તિને મહાશણગાર ધરાવે. તેમાં મહામુકુટ, ઉત્તમ પીતાંબર, મહામૂલ્ય રત્નવસ્ત્રો અને નાનારત્નમય આભૂષણો ધરાવે. તથા લક્ષ્મીજીને પણ નાના રત્નમય આભરણો અને અમૂલ્ય વસ્ત્રાદિવડે સમલંકૃત કરે ॥૪૪-૪૫॥ ભગવાનને નૈવેદ્યમાં વિશેષતઃ ઘેબર સમર્પવા. આરતીમાં કપૂર વાપરવું-કપૂરથી આરતી કરવી. બીજો બધો વિધિતો નિત્યપ્રાસજ જાણવો ॥૪૬॥ આ દિવસે સાયકાળે નિત્યપૂજ્ય ભગવત્પ્રતિમા આગળ હાટસંબન્ધી રચના રમણીય કરે. તેમાં પૃથક્ પૃથક્ પાત્રમાં નવીન અન્ન, નાનાવિધ શાકાં, વિવિધ ફળો, શેલડીના દંડો અને પેંડા આદિકને વિભાગથી સ્થાપન કરે ॥૪૭-૪૮॥ આ પ્રબોધની એકાદશી દિને તો એકાદશીવ્રતનિષ્ઠ ઔદ્ધવાશ્રિતોએ જળ વિના બીજું કાંઈ પણ પીવું નહિ તેમ ખાવું નહિ. આપત્કાળમાં તો દોષ નથી

मोदरामिधः । पूजनीयो हि भगवान् कुम्भीपुष्पैश्च वाम्बुजैः ॥५०॥ नैवेद्ये तस्य दातव्या मुद्गचूर्णात्यलड्डुकाः । सङ्क्षेपतो विधिरिति प्रबोधन्या मयोदितः ॥५१॥ प्रत्येकादशि कर्तव्यं श्रीकृष्णस्य महार्चनम् । व्रतग्रन्थोक्तरीत्यैव ज्ञेय एकादशीविधिः ॥५२॥ एकादशीषु सर्वासु कथा याः स्युस्तदाश्रिताः । ता एव गापयेत्प्रीत्या शृणुयात्कीर्तयेत्पुमान् ॥५३॥ ऊर्जे मासि शुक्लपक्षे सायाह्नव्यापिनी तु या । द्वादशी सा ग्रहीतव्या तुलस्युद्वाहकर्मणि ॥५४॥ उष्णीषं धारयेत्कृष्णं कौसुम्भं द्वादशीदिने । अनेकमुक्तापुष्पादितोरणांश्च मनोहरान् ॥५५॥ हेमसूत्रमयं रक्तं कञ्चुकं चापि धारयेत् । हेमवर्णां तथा शाटीं लक्ष्मीं तु परिधापयेत् ॥५६॥ गुडौदनं च नैवेद्ये विशेषेण समर्पयेत् । सायं विष्णुं च तुलसीं पूजयेच्चारुमण्डपे ॥५७॥ शालग्रामं च वा कृष्णप्रतिमां तुलसीं तथा । उपचारैः षोडशभिर्गोधूलिसमयेऽर्चयेत् ॥५८॥ पीताम्बरं कण्ठसूत्रं नासाभूषां च

॥૪૯॥ આ એકાદશી દિને રાધાદામોદર નામના આ એકાદશીના અધિપતિ ભગવાનની કુંભીપુષ્પો અને કમળોવડે પૂજા કરવી ॥૫૦॥ તેમના નૈવેદ્યમાં મગના ચૂર્ણથી બનાવેલા લાડવા ( મગદળ ) આપવા. આ રીતે મેં પ્રબોધનીઉત્સવનો સંક્ષિપ્ત વિધિ કહ્યો ॥૫૧॥ પ્રત્યેક એકાદશીએ કરવાનું શ્રીકૃષ્ણનું મહાઅર્ચન પણ વ્રતગ્રંથમાં કહેલી પ્રક્રિયા પ્રમાણેપણ જાણવું. પ્રત્યેક એકાદશીએ કરવાની જે ભગવત્કથાઓ કહી છે તે આમા પણ પ્રીતિથી કરવી અને સાંભળવી ॥૫૨-૫૩॥

હવે તુલસીવિવાહોત્સવ નિરૂપણ કરેછુ-કાર્તિક શુકલ દ્વાદશીએ તુલસીવિવાહોત્સવ કરવો તે ઉત્સવમાં સાયાહ્નવ્યાપિની દ્વાદશી ગ્રહણ કરવી ॥૫૪॥ તે દ્વાદશી દિને કસુંબલ ઉષ્ણીષ ( પાઘ ) શ્રીકૃષ્ણને ધરાવે તથા વિવિધ મનોહર મોતીતોરણો અને પુષ્પતોરણો ધરાવે. સુવર્ણસૂત્રમય અંગરખુંપણ કૃષ્ણને ધરાવે. લક્ષ્મીજીને તો સુવર્ણવર્ણી સાડી પહેરાવે ॥૫૫-૫૬॥ નૈવેદ્યમાં વિશેષપણે ગુડૌદન ( ખીરંજ ) સમર્પે. સાયં ગોધૂળિ સમયે શાળગ્રામ કે કૃષ્ણમૂર્તિને તુલસીસાથે રમણીય મંડપમાં

कङ्कणान् । हरिद्रां कुङ्कुमादीनि वृन्दादेव्यै समर्पयेत् ॥५९॥ फलानि तत्कालजानि सेक्षुदण्डानि चार्पयेत् । नैवेद्ये पीतसाराणि खाजकानि विशेषतः ॥६०॥ कृत्वा नीराजनं वृन्दाकृष्णयोश्चान्तरे पटम् । पठित्वा मङ्गलं दद्यात्तां सङ्कल्प्य च विष्णवे ॥६१॥ ब्राह्मणान्भोजयेत्तत्र दद्याद्दानानि शक्तितः । वृन्दाविवाहपद्यानि गापयेदत्र तूत्सवे ॥६२॥ कार्तिके मासि शुक्लायां प्राप्तायामुदयं रवेः । पौर्णमास्यां रमाकान्तं धारयेन्मुकुटं शुभम् ॥६३॥ संयावपूरिकाभक्तकथिकासूपसूरणान् । वृन्ताकशाकं नैवेद्ये विशेषेण समर्पयेत् ॥६४॥ दीपानां राजयः कार्या मन्दिरे सर्वतो निशि । घृतदीपाः प्रभोरग्रे कर्तव्या निशि शक्तितः ॥६५॥ चन्द्रोदयेऽत्र कर्तव्यं भक्तिदेव्याः समर्चनम् । धर्मेण सहितायास्तु गीतवादित्रनादयुक् ॥६६॥ प्रतिमा यत्र भक्तेस्तु न भवेत्तत्र सेवकः । हैमीं विधाप्य तन्मूर्तिं शक्त्या

સંસ્થાપીને તેમની ષોડશ ઉપચારોવડે પૂજા કરે ॥૫૭-૫૮॥ પીતાંબર કંઠસૂત્ર કંકણ નાસિકાભૂષણ હળદળ કુંકુમાદિ વૃંદાદેવીને નિવેદન કરે ॥૫૯॥ પતાસાં ખાજા આદિક, તે કાળમાં થતાં ફળો અને શેલડીના દંડો નૈવેદ્યમાં વિશેષપણે નિવેદન કરે ॥૬૦॥ પછી આરતી ઉતારીને, શ્રીકૃષ્ણ તુલસીદેવીના મધ્યપ્રદેશમાં વસ્ત્ર રાખીને, મંગળપદો પઢીને, સંકલ્પ કરીને વિધિપૂર્વક તે વૃંદાદેવી વિષ્ણુને આપે ॥૬૧॥ ઉત્સવને અંતે બ્રાહ્મણોને ભોજન કરાવે અને યથાશક્તિ દાનો આપે આ ઉત્સવમાં તો તુલસીવિવાહના કીર્તનો ગવરાવે ॥૬૨॥

હવે કાર્તિક શુક્લપૂર્ણિમાએ દેવદીપોત્સવવિધિ કહુંછુ—સૂર્યોદયકાળ વ્યાપિની કાર્તિકી પૂર્ણિમાએ શ્રીકૃષ્ણને મનોહર દિવ્ય મુકુટ ધરાવે નૈવેદ્યમાં શીરો પુરીઓ ભાત કઢી દાળ સૂરણ અને વૃતાકશાક વિશેષત સમર્પે રાત્રિએ મંદિરની ચોગરદમ દીવાઓની પંક્તિઓ કરવી. ભગવાનની આગળ તો રાત્રિએ યથાશક્તિ ઘૃતદીપો કરવા ॥૬૩-૬૫॥ આ પૂર્ણિમાએ ચંદ્રોદય સમયે ધર્મદેવસહિત ભક્તિદેવીનું ગીતવાદિત્રપૂર્વક પૂજન કરવું ॥૬૬॥ જે મંદિરમાં ભક્તિની પ્રતિમા ન હોય ત્યાં તો હેમમયી કે રત્નમયી ભક્તિ

कुर्वीत पूजनम् ॥६७॥ सरामस्यात्र कृष्णस्य निशि गोपीजनैः सह । क्रीडाश्रितानि पद्यानि भक्तो गायेच्च गापयेत् ॥६८॥ इत आरभ्य नित्यं च सतूलं कञ्चुकं हरिम् । धारयेच्च श्रियं भक्त्या सूक्ष्मां तूलपटीमपि ॥६९॥ शयने निशि कृष्णस्य निदध्याद्गुप्तदोरकम् । प्रत्यहं फाल्गुनी यावत्पौर्णमासी भवेत्तिथिः ॥७०॥ इत आरभ्य रात्रौ च वैष्णवैरपि मानवैः । स्वापे शीतनिवृत्त्यर्थं भार्यं गुप्तदोरकम् ॥७१॥ उक्ता मया कार्तिकमासि विष्णोर्य उत्सवास्ते तनयौ ! युवाभ्याम् । मार्गादिमासेष्वथ ये भवन्ति तानप्यहं वां सविधीन्वदामि ॥७२॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वार्षिकव्रतोत्सवविधौ कार्तिकोत्सवविधिनिरूपणनामाऽष्टपञ्चाशत्तमोऽध्याय ॥५८॥

---

મૂર્તિ કરાવીને પૂજન કરે ॥૬૭॥ વળી આ પૌર્ણમાસીએ રાત્રિએ બળરામે સહિત કૃષ્ણ ભગવાને ગોપીજનો સાથે કરેલી જે ક્રીડા તેના અવલબનવાળાં પદ્યો ભક્તજન આ ઉત્સવમા સ્વયં ગાય અને ગવરાવે ॥૬૮॥ આ દિવસને આરંભીને ભગવાનને નિત્ય પિંજેલુ રૂ ભરેલું કચુક (ડગલી) ભક્તિથી ધરાવે અને લક્ષ્મીજીને રૂ ભરેલી સૂક્ષ્મપટી ( ગોદડી ) ધરાવે વળી આ દિનને આરભીને પ્રતિદિન રાત્રિએ શયનાસન સમર્પણસમયે ફાલ્ગુની પૂર્ણિમાપર્યંત ભગવાનને ગોદડી ઓઢાડે ( શૈત્ય ટાળવા માટે આ એક ઉપચાર છે ) ॥૬૯ ૭૦॥ આ દિનને આરંભીને સર્વ વૈષ્ણવ માનવોએ શયનસમયે શીતનિવૃત્ત્યર્થે ગોદડી ઓઢવી ( ભગવાનને શીત ટાળવાનો ઉપચાર કર્યા વિના સ્વય શીત ટાળવાનો ઉપાય ન કરવો, એવો અભિપ્રાય છે ) ॥૭૧॥ હે તનયૌ ! કાર્તિક માસમાં કરવાના કૃષ્ણમહોત્સવો આ રીતે મેં તમને કહ્યા હવે માર્ગશીર્ષાદિ ત્રણ માસોમા કરવાના મહોત્સવોનો વિધિ પણ નિરૂપણ કરૂંછુ તેને એકાગ્ર મન રાખી તમો સાભળો ॥૭૨॥ ઇતિ શ્રીસત્સંગિજીવને.. ચતુર્થપ્રકરણે વાર્ષિકવ્રતોત્સવવિધૌ કાર્તિકોત્સવવિધિનિરૂપણનામાઽષ્ટપંચાશત્તમોઽધ્યાયઃ ॥૫૮॥

श्रीनारायणमुनिरुवाच—धनूराशिं गते सूर्ये धनुर्लग्ने रमापतिम्। विधायाभ्यङ्गमुष्णेन स्नपयेद्वारिणा पुमान् ॥१॥ परिधाप्य च वासांसि तदग्रेऽग्निष्टिकामपि। निधाय नैत्यकं कुर्याच्छृङ्गारं सश्रियः प्रभोः ॥२॥ नैवेद्ये मोदकान् दद्यान्नवनीतं तथा दधि। आज्यं भर्जितवृन्ताकं तरलां च समर्पयेत् ॥३॥ उपर्यधः श्वेततिलं यर्जरीरोटकं तथा। निवेदयेच्च पद्यानि तद्गुणान्येव गापयेत् ॥४॥ चत्वारिंशत्तु घटिका मकरे सङ्क्रमाद्रवेः। स्नानार्चापुण्यकर्मादौ ग्राह्याः प्रोक्ता महर्षिभिः ॥५॥ अस्तं गते यदा सूर्ये झषं यायाद्दिवाकरः।

## [1]અધ્યાય ૫૯ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે સુતો ! માર્ગશીર્ષાદિ ત્રણ માસોમાં કરવાના મહોત્સવોનો વિધિ કહેતાં, પ્રથમ ધનુર્માસનો ઉત્સવવિધિ નિરૂપણ કરૂંછું—સૂર્ય ધનુષ્રાશિમાં પ્રવિષ્ટ થતાં પ્રાતઃ ધનુર્લગ્નમાં અભ્યંગપૂર્વક ઉષ્ણ જળવડે ભગવાનને સ્નાન કરાવીને, વસ્ત્રો પહેરાવીને, તેમની આગળ સગડી શૈત્યનિવારણના ઉપચારપણે સંસ્થાપીને, લક્ષ્મીસહિત શ્રીકૃષ્ણને નિત્યપ્રાપ્ત શૃંગાર કરે. આ પ્રકારે માસપર્યંત પ્રતિદિન કરે ॥૧-૨॥ નૈવેદ્યમાં તલસહિત ચુરમાના મોદકો, માંખણ, દહી, ઘૃત, શેકેલું વૃન્તાક, (ભરથુ) તરલા (ખીચડી) કઢી, મૂળા અને ઉષ્ણ ઘૃતમાં બોળીને તેની ઉપરનીચે શ્વેતતલ વેરવાથી ઉપર નીચે તલવાળો થએલો બાજરીનો રોટલો વિશેષત. નિવેદન કરે અને ભગવદ્ગુણોને જણાવનારાં પદ્યોને ગવરાવે ॥૩-૪॥

હવે મકરમાસોત્સવવિધિ કહૂંછું—મકરરાશિમાં રવિના સંક્રમથકી પરા (તેને આરંભીને) ચાળીશ ઘડી પુણ્ય કાળ મહર્ષિઓએ કહ્યો છે. તે સ્નાન દાન પૂજનાદિકમાં પ્રશસ્ત માન્યો છે ॥૫॥ જ્યારે સૂર્ય અસ્તને પામે, એટલે સૂર્યાસ્તસમયે સૂર્ય મકર રાશિને પામે અથવા પ્રદોષસમયે કે મધ્યરાત્રે સૂર્ય મકરરાશિને પામે ત્યારે તો પરદિન સ્નાનાદિ પુણ્યકર્મમાં

---

1 આ અધ્યાયમાં ભગવાને માર્ગશીર્ષ પોષ અને માઘમાસમાં કરવાના ઉત્સવોનો વિધિ નિરૂપણ કર્યો છે.

प्रदोषे वार्धरात्रे वा तदा ग्राह्यं परं दिनम् ॥६॥ मृगराशिं गते भानौ नैवेद्ये तिललड्डुकान्। थाणां दद्याद्विशेषेण विधिरन्यस्तु नैत्यकः ॥७॥ माघमासे शुक्लपक्षे पञ्चम्यां द्वारिकेश्वरः। रैवताद्रिमुपेयाय प्रत्यूषे रथमास्थितः ॥८॥ लक्ष्मीभामादिभिः स्त्रीभिः सहितः पार्षदैस्तथा। युयुधानोद्धवमुखैः सह सङ्कर्षणेन च ॥९॥ मुनिभिर्नारदाद्यैश्च सख्या बीभत्सुना सह। अन्यैश्च यादवैस्तत्र चिक्रीड बहुधा प्रभुः ॥१०॥ अबीरेण गुलालेन रङ्गैः पीतैस्तथाऽरुणैः। रेमे स जलयन्त्रैश्च जलकेलिं चकार च ॥११॥ तेषां विक्रीडतां दोर्भ्यां गुलालं तु तथोद्गतम्। सवृक्षोऽपि यथा सोऽद्रिः सर्वोऽप्यरुणतां ययौ ॥१२॥ ग्राह्या सूर्योदयव्याप्ता पञ्चमी तु मधूत्सवे। आधिक्ये प्रथमा ह्यासे पूर्वविद्धा प्रशस्यते ॥१३॥ तस्मिन् दिने तु वासांसि प्रभुं श्वेतानि धारयेत्। उल्लोचास्तरणादीनि श्वेतान्येव च कारयेत् ॥१४॥

लेवो ॥६॥ सूर्य मकरराशिने पामता भगवानने नैवेद्यमा विशेषत तलना लाडुओ अने खीचडी निवेदन करवी बीजो विधि नित्य चालु जाणवो ॥७॥

हवे वसंतोत्सवविधि कहुछु—माघमासना शुक्लपक्षनी पंचमी तिथिए पूर्वे भगवान् श्रीकृष्ण द्वारिकेश, रुक्मिणी सत्यभामाप्रमुख पोतानी पत्नीओ साथे, युयुधान उद्धवप्रमुख पोताना पार्षदो साथे, बळराम साथे, नारदादि मुनिओ अने सखा अर्जुन साथे, तथा बीजा यादवो प्रभा तसमये रथमा बेसीने रैवताद्रिने पामीने, त्या ते सर्वनी साथे गुलाल, अबीर, पीत रक्त रंगो अने जळयंत्रो (पीचकारी विगेरे) वडे बहु रम्या हता अने जळक्रीडा करी हती ॥८-११॥ ते समये क्रीडा करता ते श्रीकृष्णादिकना हाथथकी नीकळीने चोमेर प्रसरेला गुलालथी तो वृक्ष समूह सहित ते सर्वपण रैवतपर्वत सर्वांशे रक्तपणाने पामी गयो ॥१२॥ आ वसंतोत्सवमा सूर्योदयव्यापिनी पंचमी लेवी जो ते वृद्धिने पामी होय (बे होय) तो पूर्वनीज लेवी (केमके बहुकाळ व्यापनारी छे) पण पछीनी न लेवी जो क्षय पामी गइ होय तो (बीजी गति नहि होवाथी) चतुर्थीना वेधवाळी पण ग्रहण करवी ॥१३॥ ते दिवसे तो श्वेतज वस्त्रो

रङ्गं च रुक्मिणीकृष्णवाससु प्रक्षिपेत्ततः । गुलालं स्थलपद्माम्बु निक्षिपेच्च पुनः पुनः ॥१५॥ शेखरं चाम्रपुष्पस्य धारयेच्च निवेदयेत् । शष्कुलीप्रमुखान्येव पक्वान्नानि विशेषतः ॥१६॥ क्षेपो रङ्गगुलालादेस्तत आरभ्य चान्वहम् । होलिकावधि कर्तव्यः कैसराण्यंशुकानि च ॥१७॥ वासन्ती भगवत्क्रीडा गातव्या पूर्णिमावधि । मासमेकं ततो नित्यं गेया लीला च फाल्गुनी ॥१८॥ तस्मिन्दिने तु कर्तव्यो गोधूमैः शालिभिश्च वा । रैवताद्रिर्यथाशक्ति छाद्यः पीतेन वाससा ॥१९॥ द्रुमांश्च परितस्तस्य कुर्यादाम्रादिपल्लवैः । नदीं गोमुखगङ्गां च पयसाऽऽज्येन तत्र वा ॥२०॥ रुक्मिणीकृष्णमूर्तिं च तन्मध्यशिखरे ततः । सौवर्णी स्थापयेत्तस्य परितश्चाङ्ग-

ભગવાનને ધરાવે. ઉલ્લોચ આસ્તરણ આદિક પણ શ્વેતજ કરાવે ॥૧૪॥ અનંતર રૂક્મિણી-અને કૃષ્ણનાં વસ્ત્રોમાં રંગ નાંખે તથા ગુલાલ અને ગુલાબજળને વારંવાર નાંખે ॥૧૫॥ આંબાના પુષ્પનો ( મોરનો ) તોરો ભગવાનને ધરાવે. જલેબીપ્રમુખ પકવાનો વિશેષપણેજ નૈવેદ્યમાં નિવેદન કરે ॥૧૬॥ તે વસંતપંચમી દિનને આરંભીને હોળિકોત્સવપર્યંત પ્રતિદિન રંગ ગુલાલ નાંખવો. વળી કેસરરંજીત વસ્ત્રો ભગવાનને ધરાવવાં. ( આ ચોથા પાદનો આ ભાવ છે-વસંતપંચમીને આરંભીને ફાલ્ગુન શુકલ દશમીપર્યંત ભગવાનને વાસંતિક વસ્ત્ર અલંકારો ધરાવવા. કુંજ નામની ફાલ્ગુન શુકલ એકાદશીને આરંભીને પુષ્પદોલોત્સવપર્યંત કેસરરંજીત વસ્ત્રો ધરાવવાં ) ॥૧૭॥ માઘપૂર્ણિમાપર્યંત ભગવાનની વાસંતી ( વસંત સમયની ) દિવ્ય લીલા ગાવી. તે પછી એક માસ પુષ્પદોલોત્સવ પર્યંત નિત્ય ફાલ્ગુની ( ફાગણ માસની ) દિવ્ય લીલા ગાવી ॥૧૮॥ તે વસંતપંચમી દિને તો ઘઉંવડે કે ડાંગરવડે રૈવતાચળ કરવો. તે પર્વતને યથાશક્તિ પીતવસ્ત્રવડે આચ્છાદન કરવો ॥૧૯॥ તે પર્વતની ચોતરફ આમ્રાદિપલ્લવોવડે વૃક્ષગણ કરવો. તે પર્વતમાં દુધથી કે ઘૃતથી ગોમુખગંગા નદી કરવી. અનંતર તેના મધ્યશિખરમાં શ્રીકૃષ્ણની અને રૂક્મિણીની રૂકમમયી મૂર્તિ સ્થાપન કરવી. તે ભગવાનની ચોગરદમ તેમની

देवताः ॥२१॥ तत्र कृष्णो द्विबाहुश्च कर्तव्यश्चक्रशङ्खधृत्। लक्ष्मीश्च द्विभुजा कार्या पद्मभृङ्गारधारिणी ॥२२॥ सत्यभामादयो योषा रामश्चार्जुनसात्यकी । उद्धवाद्याः पार्षदाश्च नारदाद्या महर्षयः ॥२३॥ सस्त्रीका यादवाश्चान्ये स्थाप्याः पूगीफलादिषु । आवाह्य पूजयेत्कृष्णं ततः साङ्गं यथाविधि ॥२४॥ नैवेद्येऽत्र तु दातव्यं खर्जूरं खारिकास्तथा । नालिकेरं शर्करां च लाजाश्च चणकैः सह ॥२५॥ द्राक्षाश्च पीतसाराणि पिण्डकांश्च निवेदयेत् । तस्मिन् रङ्गं गुलालं च क्षिपेन्नीराजनोत्तरम् ॥२६॥ भक्ताः परस्परं रङ्गगुलालैः क्रीडनं नराः । ततः कुर्युर्योषितश्च क्रीडामेव परस्परम् ॥२७॥ विधवाभिस्तु नारिभिः साधुभिर्वर्णिभिस्तथा। गुलालरङ्गक्रीडैषा न कर्तव्या कदाचन ॥२८॥ यदि तेषु क्षिपेत्कश्चिद्गुलालं रङ्गमेव वा । तर्हि स्नात्वा

---

અગદેવતાઓ સત્યભામાદિક સ્થાપવી ॥૨૦-૨૧॥ તેમા કૃષ્ણની મૂર્તિ દ્વિભુજ, ચક્ર શખને ધારી રહેલી કરવી (દક્ષિણ હસ્તમાં ચક્ર અને વામહસ્તમાં શખધારી) રૂક્મિણીમૂર્તિ દ્વિભુજ, દક્ષિણ હસ્તમાં પદ્મ અને વામહસ્તમાં કનકની ઝારી ધારી રહેલી કરવી ॥૨૨॥ સત્યભામાદિ ભગવાનની પત્નીઓ, બળરામ, અર્જુન સાત્યકી ઉદ્ધવ આદિક પાર્ષદો, નારદાદિ મહર્ષિઓ, બીજા સપત્નીક યાદવો, આ સર્વ અગદેવતાઓની સોપારીફળાદિકમાં સ્થાપના કરવી. તે પછી સાંગ કૃષ્ણની આવાહનાદિ ઉપચારોવડે યથાવિધિ પૂજા કરવી ॥૨૩-૨૪॥ આ ઉત્સવમા ભગવાનને નૈવેદ્યમાં તો ખજૂર ખારેક નાળીયેર સાકર શેકેલાચણા ધાંણી આદિક વિશેષત નિવેદન કરે ॥૨૫॥ તથા દ્રાક્ષ પતાસાં પેંડા આદિક અર્પણ કરે. આરતી કર્યા પછી તે ભગવાનની ઉપર રંગ ગુલાલ નાખે ॥૨૬॥ ત્યાર પછી ભક્તજનો રગ ગુલાલવડે પરસ્પર ક્રીડા કરે. તથા સધવા યોષિતો પરસ્પરજ ક્રીડા કરે. (પુરૂષો સાથે ન કરે) ॥૨૭॥ વિધવાઓએ તથા સાધુ બ્રહ્મચારિઓએ આ રગ ગુલાલક્રીડા કદાપિ નજ કરવી જો કોઈ અજ્ઞાની તેઓની ઉપર ગુલાલ કે રંગ નાખે તો તેઓએ વસ્ત્રસહિત સ્નાન કરીને, ભગવાનના શતનામો ઉચ્ચારવા (એકમાળા ફેરવવી)

सचैलं तैर्जप्यं नाम्नां शतं हरेः ॥२९॥ प्रमादाच्चेत्स्वयं क्रीडां कुर्युस्ते तर्हि तद्दिने । स्नात्वोपवासं कुर्वीरन्स्मरन्तो हृदये हरिम् ॥३०॥ क्रीडित्वाऽथ हरेर्भक्ताः स्नात्वा मध्याह्नतः परम् । कुर्वीरन्भोजनं सर्वे विधिरन्यस्तु नैत्यकः ॥३१॥ निशीथव्यापिनी ग्राह्या माघे शिवचतुर्दशी । दिनद्वये तद्व्याप्त्यादौ ग्रहीतव्या तु सा परा ॥३२॥ तस्मिन्दिने वासुदेवं चित्रवासांसि धारयेत् । श्रियं च कर्बुरां शाटीं हेमान्याभरणानि च ॥३३॥ महाभिषेकविधिना रुद्रसूक्तेन शङ्करम् । निशीथे पूजयेत्प्रीत्या सगणं श्रीफलच्छदैः ॥३४॥ मल्लिकाकुन्दपुष्पैश्च कनकैः करवीरकैः । नैवेद्ये क्षैरवटकान्दद्यात्तत उपावसेत् ॥३५॥ ऐकात्म्यपद्यानि तदा गापयेद्धरिरुद्रयोः । एतावान्हि विशेषोऽत्र विधिरन्यस्तु नैत्यकः ॥३६॥ मार्गपौषतपसां मयोत्सवाः

॥२८-२९॥ જો તે વિધવાવિગેરે પ્રમાદથી તે દિવસે સ્વયં ક્રીડા કરે તો વસ્ત્રસહિત સ્નાન કરીને, હૃદયમાં હરિસ્મરણ કરતા થકા તે દિવસે ઉપવાસ કરે ॥૩૦॥ સર્વે હરિના ભક્તો ક્રીડા કરી રહ્યા પછી સ્નાન કરી મધ્યાહ્ન પછી ભોજન કરે બીજો વિધિ તો નિત્યપ્રમાણેજ જાણવો ॥૩૧॥

હવે શિવરાત્રિનો ઉત્સવવિધિ કહુંછું–માઘમાસના કૃષ્ણપક્ષની ચતુર્દશી મધ્યરાત્રવ્યાપિની શિવરાત્રિઉત્સવમાં લેવી. અને બેય દિવસે (ત્રયોદશી ચતુર્દશી) અર્ધરાત્રવ્યાપિની જો હોય તો તે પછીનીજ લેવી ॥૩૨॥ તે દિવસે વાસુદેવને વિચિત્રવર્ણના વસ્ત્રો ધરાવવા, લક્ષ્મીજીને તો કાબરચિત્રી સાડી ધરાવવી અને દિવ્ય કાંચનમય આભરણો ધરાવવા ॥૩૩॥ તે દિવસે મધ્યરાત્રે શંકર ઉપર રૂદ્રસૂક્તવડે મહાભિષેકવિધિથી અભિષેક કરીને, સગણ તેમની પ્રીતિથી બિલ્વદળો મલ્લિકા (મોટો મોગરો) કુંદ (નાનો મોગરો) ધતૂરો અને કણેરના પુષ્પોવડે પૂજા કરે નૈવેદ્યમાં ખીરવડા સમર્પે સ્વયં તો તે દિને ઉપવાસ કરે ॥૩૪-૩૫॥ તે ઉત્સવસમયે હરિહરનું પરબ્રહ્મ પરમાત્મા સાથે એકાત્માપણું બોધ કરનારા જે પદ્યો તેને ગવરાવે (એકાત્મ્યપ્રકાર શિક્ષાપત્રીભાષ્યથકી જાણવો) આ ઉત્સવમાં આટલો વિશેષ છે બીજો બધો વિધિતો નિત્યપ્રમાણેજ જાણવો ॥૩૬॥ હે સુતો ! મેં માર્ગશીર્ષ

कीर्तिताः सविधयः सुतौ ! युवाम् । कीर्तयाम्यथ तपस्यचैत्रयो राधमासि च भवन्ति ये च तान् ॥३७॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वार्षिकव्रतोत्सवविधौ मार्गशीर्षपौषमाघमासोत्सवविधिनिरूपणनामैकोनषष्टितमोऽध्यायः ॥५९॥

श्रीनारायणमुनिरुवाच—फाल्गुने मासि फल्गुन्यामर्जुनस्य तु जन्मभे । चिक्रीड रैवते कृष्णः सह तेन च यादवैः ॥१॥ दोलारूढं सार्जुनं तं यादवा मुदितान्तराः । सम्पूज्यान्दोलयामासुश्चिक्रीडुश्च तदग्रतः ॥२॥ कृष्णयोरेतयोः पूर्वं प्रादुर्भावश्च धर्मतः । नरनारायणाख्योऽभूद्योगेऽस्मिन्नेव पुत्रकौ ! ॥३॥ धर्माश्रमे निबद्धायां

पौष माघमासमां करवाना उत्सवोनो विधि आ प्रकारे तमने कही संभळाव्यो. हवे फाल्गुन चैत्र वैशाख मासोमां करवाना उत्सवोनो विधि कही संभळावुं छुं ॥३७॥ इति श्रीसत्संगिजीवने...चतुर्थप्रकरणे वार्षिकव्रतोत्सवविधौ मार्गशीर्षपौषमाघमासोत्सवविधिनिरूपणनामैकोनषष्टितमोऽध्यायः ॥५९॥

## [1]अध्याय ६० मो.

श्रीनारायणमुनि कहेछे—हे सुतौ ! फाल्गुनादि त्रण मासमां आवता उत्सवोनो विधि कहेतां, प्रथम दोलोत्सवविधि कहुंछुं–फागणमासमां उत्तराफल्गुनी नामना अर्जुनना जन्मनक्षत्रमां तेमनी साथे भगवाने पूर्वे रैवतपर्वतमां यादवोसाथे क्रीडा करी हती. ते समये त्यां यादवोए अंतरमां आनंद पामीने हिंडोळामां विराजमान अर्जुनसहित श्रीकृष्णनी पूजा करीने हिंडोळ्या हता अने तेमनी आगळ क्रीडा करी हती ॥१–२॥ वळी हे पुत्रकौ ! पूर्वे आज फाल्गुन उत्तराफल्गुनीयोगमां एज कृष्ण अर्जुननो नरनारायणरूपे धर्मप्रजापतिथकी प्रादुर्भाव थयो हतो. ते अवसरे देवोए ते धर्मना आश्रममां बांधेला हिंडोळामां ते नरनारायणने पधरा-

१ आ अध्यायमां भगवाने फागण चैत्र वैशाख मासमां करवाना भगवदुत्सवोनो विधि कह्यो छे.

दोलायां तं समर्च्य च । देवा आन्दोलयामासुरतः कार्योऽत्र चोत्सवः ॥४॥ सूर्योदये स्याद्नक्षत्रमार्यम्णं यत्र तद्दिने । कार्यो दोलोत्सवः पूर्वे दिने तच्चेद्दिनद्वये ॥५॥ वसन्तोत्सववत्कार्यं श्रीकृष्णस्यार्चनं त्विह । नरनारायणार्चायां विशेषं वच्मि कञ्चन ॥६॥ प्रातः पूजां प्रकुर्वीत नरनारायणप्रभोः । उपचारैः षोडशभिर्महानीराजनेन च ॥७॥ सितैः सूक्ष्मैश्च वासोभिः सितैः सुरभिचन्दनैः । सितैः सुगन्धिभिः पुष्पैः पूजयेत्तुलसीदलैः ॥८॥ नैवेद्ये पायसं दद्याद्बदराणि फलानि च । दोलायां दक्षिणास्यं तं संस्थाप्यान्दोलयेत्पुमान् ॥९॥ मूर्तिः स्थिरा यदि भवेद्बालकृष्णं तदार्चकः । स्थापयेत्तत्र दोलायां गीतवादित्रपूर्वकम् ॥१०॥ वासन्तिकैश्च पुष्पाद्यैस्तस्य कुर्वीत पूजनम् । ततो रङ्गगुलालैश्च क्रीडेयुर्भगवज्जनाः ॥११॥ वसन्तोत्सववज्ज्ञेया क्रीडा मर्यादयाऽत्र च । दोलोत्सवस्य

---

વીને પૂજા કરીને હિંદોળ્યા હતા. આ એ હેતુથી આ દિને આ ઉત્સવ કરવો ॥૩-૪॥ આ ઉત્સવમાં સૂર્યોદયવ્યાપિ ઉત્તરાફલ્ગુનીનક્ષત્ર લેવું. તેનો યોગ જો બન્નેય દિવસે ( પૂર્ણિમા પ્રતિપદાએ ) હોય તો તે આ ઉત્સવ પૂર્વદિને ( પૂર્ણિમાએ ) કરવો, કેમકે બહુકાળ વ્યાપનાર છે ॥૫॥ આ ઉત્સવમાં શ્રીકૃષ્ણનું અર્ચન વસંતોત્સવમાંજ જેમ એમ કરવું. નરનારાયણની અર્ચામાં તો કોઈ વિશેષ છે તે કહુંછું ॥૬॥ ભગવાન્ નરનારાયણની પ્રાતઃકાળે ષોડશ ઉપચારોવડે પૂજા અને મહાનીરાજન કરે ॥૭॥ શ્વેત સૂક્ષ્મ વસ્ત્રો, શ્વેત સુગન્ધિ પુષ્પહારો અને તુળસીદળોવડે એમનું પૂજન પ્રશસ્ત માન્યું છે ॥૮॥ એમના નૈવેદ્યમાં દુધપાક બદરીફળ ( બોર ) વિશેષપણે સમર્પે. પછી તે નરનારાયણને પારણામાં દક્ષિણાભિમુખે પધરાવીને પૂજક પુરુષ હિંદોળે ॥૯॥ જો મંદિરમાં નરનારાયણની મૂર્તિ સ્થિર અર્ચારૂપા હોય ત્યાં ચળા બાળકૃષ્ણમૂર્તિને પાલણામાં પધરાવીને ગીતવાદિત્રપૂર્વક વસંતઋતુમાં થતાં માલતી આદિક પુષ્પોવડે તે બાળકૃષ્ણનું પૂજન કરે. તે પછી ભક્તજનો રંગ ગુલાલાદિવડે પરસ્પર ક્રીડા કરે ॥૧૦-૧૧॥ આ ઉત્સવમાં પણ વસંતોત્સવની પેઠે રંગ રમવામાં મર્યાદા રાખવી.

पद्यानि गापयेद्धर्मपुत्रयोः ॥१२॥ नीराजयित्वा दोलाया उत्तार्य स्वापयेत्प्रभुम्। भोजयित्वा हरिजनान् मुख्यो भुञ्जीत पूजकः॥१३॥ ततो द्वितीयदिवसे मन्दिरं परिमार्जयेत्। यथा रङ्गगुलालादेस्तिष्ठेल्लेशोऽपि न क्वचित् ॥१४॥ वस्त्राणि च वितानादीन् सर्वांस्तान् क्षालयेत्तथा। अन्यानि धारयेच्चेति विशेषोऽन्यत्तु पूर्ववत् ॥१५॥ चैत्रशुक्लतृतीयायां कृतमालानदीजले। सत्यव्रतनृपस्याग्रे मत्स्यःप्रादुरभूद्धरिः ॥१६॥ तृतीया मत्स्यपूजायां स्पृष्टा सूर्योदयं तु या। सा ग्राह्याऽथोभयदिने व्याप्तयादौ पूर्वयुक् शुभा ॥१७॥ तस्मिन्दिने वासुदेवं मत्स्यरूपेण पूजयेत्। सौवर्णामथवा शक्त्या मूर्ति मत्स्यस्य कारयेत् ॥१८॥ वामे शङ्खं गदां दक्षे दधद्दोष्ण्यर्धमानुषः। मत्स्याकृ-

(પુરૂષોએ પુરૂષોસાથે અને સ્ત્રિયોએ સ્ત્રિયો સાથે, તેમા પણ વિધવાઓ સાધુઓ અને બ્રહ્મચારીઓએ રંગક્રીડા ન કરવી આ નિયમ સાચવવો) તે દિવસે ધર્મપુત્ર નરનારાયણના દોલોત્સવના પદો ગવરાવવા ॥૧૨॥ પછી શ્રીકૃષ્ણની આરતી કરીને પાલણાથકી ઉતારીને તેમને પોઢાડી દે પછી સર્વ ભક્તજનોને જમાડીનેજ મુખ્ય પૂજક જમે ॥૧૩॥ પછી દ્વિતીય દિવસે મંદિરને રંગ ગુલાલનો લેશપણ ક્વચિત્પણ જે રીતે ન રહે તેમ જળથી ધોઈ નાખે ॥૧૪॥ ભગવાનને પહેરાવેલા વસ્ત્રો તથા ઉલ્લોચાદિ પૂર્વોક્ત સર્વ ધોવાયોગ્ય પદાર્થોને સારીરીતે ધોઈ નાખે ભગવાનને બીજા વસ્ત્રો ધરાવે અને ઉલ્લોચાદિ બીજા કરાવે આટલો આમા વિશેષ છે બીજુ બધુ તો પૂર્વવત્ જાણવુ ॥૧૫॥

હવે મત્સ્યજયતીનો ઉત્સવવિધિ નિરૂપણ કરૈછુ—પૂર્વે ચૈત્ર શુકલ તૃતીયાએ કૃતમાલા નદીના જળમા સત્યવ્રત રાજાની આગળ ભગવાન્ હરિ મત્સ્યરૂપે પ્રાદુર્ભવ્યા હતા ॥૧૬॥ આ મત્સ્યજયતીમહોત્સવમા સૂર્યોદયસમયે સબન્ધ ધરાવતી તૃતીયા તિથિ લેવી તે જો પરદિને પણ સૂર્યોદયકાળે સબન્ધ પામતી હોય તો પૂર્વનીજ ગ્રહણ કરવી ॥૧૭॥ તે દિને વાસુદેવનેજ મત્સ્યરૂપે ભાવના કરીને પૂજે અથવા શક્તિ હોય તો હેમમયી મત્સ્યમૂર્તિ કરાવે ॥૧૮॥ કટિના અધોભાગમા મત્સ્યાકાર, ઉપરિભાગમા

तिरधोभागे मत्स्यः कार्योऽत्र पूजने ॥१९॥ नैवेद्ये दधिभक्तं च दध्य-
क्तान्वटकांस्तथा । अर्पयेद्वापयेद्भक्तो मत्स्यजन्मकथामिह ॥२०॥
एतावांस्तु विशेषोऽत्र विधिरन्यस्तु नैत्यकः । महानीराजनस्यान्ते
भोजनं चात्र कीर्तितम् ॥२१॥ चैत्रे नवम्यां प्राक्पक्षे दिवा ऋक्षे
पुनर्वसौ । उदये गुरुगौरांश्वोः स्वोच्चस्थे ग्रहपञ्चके ॥२२॥ मेषे
पूषणि सम्प्राप्ते लग्ने कर्कटकाह्वये । आविरासीद्दशरथात्कौसल्यायां
परः पुमान् ॥२३॥ अष्टमीवेधरहिता मध्याह्नव्यापिनी तिथिः ।
नवम्येषा ग्रहीतव्या रामार्चन उपोषणे ॥२४॥ मध्याह्नव्यापिनी
चेत्स्यान्नवमी तु दिनद्वये । अव्याप्ता वा भवेत्तर्हि ग्रहीतव्या परैव
सा ॥२५॥ विद्धाष्टम्या सऋक्षापि त्याज्यैव नवमीतिथिः । केवलापि

માનુષાકાર, વામ હસ્તમાં શંખ અને દક્ષિણ હસ્તમાં ગદાને ધારી રહેલા, દિવ્યરૂપ મત્સ્ય ભગવાન્ કરીને પૂજવા ॥૧૯॥ નૈવેદ્યમાં વિશેષતઃ દહીભાત તથા દહીમાં બોળેલાં વડાં સમર્પે. આ દિવસે ભક્તજન મત્સ્યાવિર્ભાવકથાને ગવરાવે ॥૨૦॥ આ ઉત્સવમાં વિશેષ તો આટલોજ છે. બીજો વિધિ તો નિત્યપ્રાપ્તજ જાણવો. આ ઉત્સવમાં મહાનીરાજનને અંતે ભોજન કરે ॥૨૧॥

હવે રામનવમીનો ઉત્સવવિધિ કહુંછું–ચૈત્રમાસમાં, સૂર્ય મેષરાશિમાં રહેતાં, શુક્લપક્ષમાં, નવમી તિથિએ, દિવસે પુનર્વસુનક્ષત્રમાં, કર્કટ નામનું જન્મલગ્ન સતે, ગુરૂ તથા ચંદ્ર તે લગ્નમાં વર્તતાં, સૂર્યાદિ પાંચ ગ્રહો પોતપોતાના ઉચ્ચ સ્થાનમાં રહેતાં, દશરથથકી કૌસલ્યામાં પરમપુરૂષ શ્રીરામચંદ્ર પૂર્વે પ્રકટ થયા હતા ॥૨૨-૨૩॥ શ્રીરામાર્ચનમહોત્સવમાં અને ઉપોષણવ્રતમાં અષ્ટમીના વેધે રહિત મધ્યાહ્નવ્યાપિની નવમી તિથિ ગ્રહણ કરવી ॥૨૪॥ જો પૂર્વદિને અને પરદિને નવમી મધ્યાહ્નવ્યાપ્ત હોય તો પરા–બીજીજ ગ્રહણ કરવી. તથા પૂર્વદિને અને પરદિને મધ્યાહ્નવ્યાપ્તિએ રહિત હોય તો તે બીજીજ ગ્રહણ કરવી. (કેમકે વિદ્ધાતો સર્વથા ત્યાજ્ય છે) પુનર્વસુ નક્ષત્રનો યોગ હોય તો પણ અષ્ટમીના વેધવાળી નવમી તિથિ ત્યાજ્યજ છે. નક્ષત્રયોગ ન હોય તોપણ બીજી શુદ્ધાજ ગ્રહણ કરવી. કેમકે વ્રતવિધાયક વચનોમાં કેવળ નવમીશબ્દ ગ્રહણ

परोपोष्या नवमीशब्दसङ्ग्रहात् ॥२६॥ विद्धायास्तु क्षये प्राप्ते ग्रहीतव्यापि पूर्वयुक् । कर्तव्य उपवासोऽत्र रामचन्द्रस्य चार्चनम् ॥२७॥ मुकुटं धारयेदत्र भगवन्तं रमापतिम् । पीताम्बरं धनुर्बाणौ हैमं कटिपटं तथा ॥२८॥ नैवेद्ये केसरं भक्तं दद्यान्मौक्तिकलड्डुकान् । शर्करां दधि दुग्धं च विधिरन्यस्तु नैत्यकः ॥२९॥ अस्मिन्दिनेऽथ मध्याह्ने कृष्णं रामाख्ययाऽर्चयेत् । हैमं वा कारयेद्रामं राजलक्षणलक्षितम् ॥३०॥ युवा प्रसन्नवदनः सिंहस्कन्धो महाबलः । दीर्घबाहुद्वयः कार्यो रामो बाणधनुर्धरः ॥३१॥ महापूजां तस्य कुर्वन् गीतवादित्रपूर्वकम् । श्रीरामजन्मपद्यानि भक्तो गायेच्च गापयेत् ॥३२॥ उपवासव्रती रामं परेऽह्न्यभ्यर्च्य तं पुनः । सन्तर्प्य साधून्विप्रांश्च भक्तः कुर्वीत पारणाम् ॥३३॥ एकादशी मधौ शुक्ला विमलाख्या

---

કર્યો છે. એટલે આ ઉત્સવ તિથિપ્રધાન માન્યો છે ॥૨૫-૨૬॥ જો નવમીનો ક્ષય થતો હોય તો અષ્ટમીવિદ્ધા પણ તે ગ્રહણ કરવી. કેમકે અન્યથા નવમીનો લાભ નથી. આ દિવસે ઉપવાસ અને શ્રીરામચંદ્રનું અર્ચન કરવું ॥૨૭॥ આ ઉત્સવમાં લક્ષ્મીકાંત ભગવાનને મુકુટ, પીતાંબર, ધનુષ, બાણ તથા સુવર્ણતંતુમય કટિબંધનવસ્ત્ર ધરાવે. નૈવેદ્યમાં તો વિશેષતઃ શર્કરાઘૃતપરિપૂર્ણ કેસરીયો ભાત, (ખીરંજ) મોતીયા લાડુ, સાકર દહીં દુધ નિવેદન કરે. અન્ય વિધિતો નિત્યપ્રાસજ માન્યો છે ॥૨૮-૨૯॥ આ દિને મધ્યાહ્ને શ્રીકૃષ્ણનીજ રામરૂપે ભાવના કરીને રામનામથી પૂજા કરે. જો વૈભવ હોય તો તરૂણ વયમાં વર્તતા, પ્રસન્ન મુખવાળા, સિંહના જેવા ખભાવાળા, મહાબળવાળા, દીર્ઘ બે બાહુવાળા, બાણ ધનુષને ધારી રહેલા, રાજલક્ષણલક્ષિત આવા શ્રીરામ અર્ચારૂપ સુવર્ણવડે કે રજતવડે પૃથક્ કરાવીને ગીતવાદિત્રપૂર્વક મહાપૂજાવિધાનથી તેમનું અર્ચન કરે. તે સમયે ભક્તજન શ્રીરામપ્રાદુર્ભાવનાં પદ્યો સ્વયં ગાય અને ગવરાવે ॥૩૦-૩૨॥ તે આ ઉપવાસવ્રતધારી ભક્ત પરદિને ફરી શ્રીરામનું પૂજન કરી સાધુ વિપ્રોને સંતૃપ્ત કરીને, પછી સ્વયં પારણાં કરે ॥૩૩॥

હવે ચૈત્ર શુક્લ એકાદશીએ કરવાનો દોલોત્સવવિધિ કહુંછું—ચૈત્રમા-

प्रकीर्तिता । महापूजां विधायात्र दोलामारोहयेत्प्रभुम् ॥३४॥ सुगन्धिपुष्पमय्यां तु तस्यां तं घटिकाद्वयम् । आन्दोलयित्वा नीराज्य भक्त उत्तारयेत्ततः ॥३५॥ विशेष इह चेतावानन्यस्त्वेकादशीविधिः । सामान्य एव विज्ञेयो व्रतग्रन्थनिरूपितः ॥३६॥ वैशाखे शुक्लपक्षे च प्रतिपद्यब्धिमन्थने । क्रियमाणे सुरैर्दैत्यैः प्रातः कूर्मोऽभवद्धरिः ॥३७॥ ग्राह्या सूर्योदयव्याप्ता प्रतिपत्कूर्मपूजने । दिनद्वये तद्व्याप्त्यादौ ग्राह्या परयुतैव हि ॥३८॥ अत्र कूर्मस्वरूपेण वासुदेवं समर्चयेत् । यद्वाऽर्चकेन सौवर्णं कूर्मं कार्यं स्वशक्तितः ॥३९॥ उत्तराङ्गं नराकारं पूर्वाङ्गं चास्य कूर्मवत् । कार्यं च द्वौ भुजौ तत्र कुर्याच्छङ्खं गदां तथा ॥४०॥ तमर्चेत्स-

અમા વિમળા નામની શુકલ એકાદશીએ શ્રીકૃષ્ણની મહાપૂજા કરીને તેમને સુગન્ધિ પુષ્પોથી બનાવેલી દોળામા (પાલણામા) પધરાવીને બે ઘડીપર્યંત હીંદોળીને, આરતી કરીને ભક્તજન તેથકી તેમને ઉતારે ॥૩૪-૩૫॥ આ ઉત્સવમા આટલોજ વિશેષ વિધિ છે જેતો એકાદશીવિધિ સામાન્યત વિધિપ્રાપ્ત છે તે આમા પણ સમાન સમજવો ॥૩૬॥

હવે કૂર્માવિર્ભાવનો ઉત્સવવિધિ કહુછુ-પૂર્વે વૈશાખ શુકલ પ્રતિપદાએ પ્રાત કાળે, સુરાસુરોએ મળીને સમુદ્રમથન આરંભતા તેમા સાહાય્ય કરવા ભગવાન્ શ્રીહરિ સ્વય કૂર્મરૂપે પ્રાદુર્ભાવ પામ્યા હતા ॥૩૭॥ આ કૂર્મ પ્રાદુર્ભાવમહોત્સવમા સૂર્યોદયસમયવ્યાપિની પ્રતિપદા લેવી જો પરદિને પણ પ્રાત કાળે વ્યાપિની પ્રતિપદા હોય તો પરજ દ્વિતીયાયોગવાળી સ્વીકારવી ॥૩૮॥ આવી પડવા તિથિએ વાસુદેવ ભગવાનને કૂર્મસ્વરૂપે ભાવના કરીને સમર્ચે અથવા અર્ચક કાચનમય કૂર્મ યથાશક્તિ કરાવીને તેમનુ અર્ચન કરે ॥૩૯॥ આ કૂર્મનુ ઉત્તરાગ (નાભિથી ઉપરનો ભાગ) નરાકાર કરવુ, પૂર્વાંગ (નાભિથી નીચેનો ભાગ) કચ્છપાકાર કરવુ, બે ભુજ કરવા, તેમાં દક્ષિણ ભુજમા શખ અને વામ ભુજમા ગદા કરવી આવા પ્રતિમારૂપ કૂર્મ કરીને સર્વતોભદ્રમડળમા સસ્થાપીને યથાવિધિ યથાલબ્ધ ઉપચારોવડે પૂજા કરવી નૈવેદ્યમા સાકરયુક્ત ચુરમાના મોદકો સમર્પવા

र्वतोभद्रे यथालब्धोपचारकैः । नैवेद्ये लड्डुकान्दद्याद्विधिरन्यस्तु नैत्यकः ॥४१॥ इत आरभ्य नित्यं च प्रभोर्गङ्गोत्सवावधि । अर्पयेत्पूजने पेयं चिञ्चावारि सशर्करम् ॥४२॥ नैवेद्ये चान्वहं दद्याच्छर्करां दधि चोत्तमम् । अत्र कूर्मकथा गेया पूजनान्ते तु भोजनम् ॥४३॥ वैशाखस्य सिते पक्षे तृतीयायां पुनर्वसौ । अहोऽष्टमे मुहूर्ते च राहौ मिथुनराशिगे ॥४४॥ स्वोच्चस्थे ग्रहषट्के च जमदग्नेस्तु योषिति । वासुदेवो रेणुकायां प्रादुरासीद्धरातले ॥४५॥ तृतीयैषा ग्रहीतव्या पूर्वाह्णव्यापिनी बुधैः । दिनद्वये तद्व्याप्त्यादौ परा रामार्चने मता ॥४६॥ अत्र भार्गवरूपेण वासुदेवस्य कारयेत् । मध्याह्ने तु महापूजां ततः कुर्वीत भोजनम् ॥४७॥ अथवा पूजको

---

અન્ય વિધિ તો નિત્ય ચાલતો હોય તે જાણવો ॥૪૦-૪૧॥ આ દિવસને આરંભીને જ્યેષ્ઠ શુક્લદશમીપર્યંત ભગવાનને નિત્ય સાકરસહિત ગાળેલુ આમલીનું જળ પાન કરી શકાય એવું અર્પણ કરે ॥૪૨॥ વળી પ્રતિદિન નૈવેદ્યમાં સાકર અને ઉત્તમ દહીં સમર્પે. આ કૂર્મોત્સવમાં તો કૂર્મપ્રાદુર્ભાવના વર્ણનવાળાં કીર્તનો ગાવાં. ઉત્સવને અંતે ભોજન કરવું ॥૪૩॥

હવે પરશુરામપ્રાદુર્ભાવોત્સવવિધિ અને ચંદનયાત્રોત્સવવિધિ કહુંછું- વૈશાખમાસના શુક્લપક્ષની તૃતીયાતિથિએ, પુનર્વસુ નક્ષત્રમાં, દિવસના આઠમા મુહૂર્તમા, રાહુ મિથુનરાશિને પામતાં, સૂર્યાદિ છ ગ્રહો પોતપોતાની ઉચ્ચ રાશિને પામતાં, જમદગ્નિમુનિથકી તેમની ભાર્યા રેણુકામાં ભગવાન વાસુદેવ ધરાતળ ઉપર પરશુરામરૂપે પ્રાદુર્ભવ્યા હતા ॥૪૪-૪૫॥ આ પરશુરામ પ્રાદુર્ભાવમહોત્સવમાં પૂર્વાહ્ણવ્યાપિની તૃતીયાજ બુધજનોએ લેવી જો-તે તૃતીયા બન્નેય દિવસે દિવસના પૂર્વભાગમાં વ્યાપનારી હોય તો પછીનીજ ગ્રહણ કરવી. (બન્ને દિવસમાં તેની વ્યાપ્તિ પૂર્વાહ્ણે ન હોય તો પણ પછીનીજ લેવી, કારણ કે એજ શુદ્ધા છે) ॥૪૬॥ આ અક્ષયતૃતીયાએ મધ્યાહ્ને વાસુદેવનેજ પરશુરામરૂપે ભાવના કરીને મહાપૂજાવિધાનથી પૂજે. તે પછી ભોજન કરે ॥૪૭॥ અથવા વૈભવ હોય તો યથાશક્તિ સુવર્ણેથી કે રજતથી જટામંડળને ધારી રહેલા, પરશુ હસ્તમાં

हैमं निजशक्त्यनुसारतः । कारयेत्पर्शुरामं तु रोषस्फारितलोचनम् ॥४८॥ द्विभुजं पर्शुहस्तं तं जटामण्डलमण्डितम् । पूजयेन्मण्डपे प्राग्वद्गापयेत्तत्कथां तथा ॥४९॥ इत आरभ्य नित्यं च स्नानयात्रावधि प्रभुम् । धारयेद्गन्धवासांसि वासांसि च सितान्यपि ॥५०॥ उशीरतालवृन्तैश्च नवीनैः रम्यदर्शनैः । वीजयेत्प्रत्यहं देवं काले काले च पूजकः ॥५१॥ नैवेद्ये प्रत्यहं दद्याद्रसमाम्रफलोद्भवम् । शर्करां चेति विज्ञेयो विशेषोऽन्यत्तु नैत्यकम् ॥५२॥ वैशाखस्य चतुर्दश्यां सोमवारेऽनिलर्क्षके । अवतारो नृसिंहस्य जातो दैत्यवधाय हि ॥५३॥ त्रयोदशीवेधहीना शुद्धा ग्राह्या चतुर्दशी । शुद्धाधिकायां पूर्वास्यां विद्धायाश्च क्षये तु सा ॥५४॥ नरसिंहाभि-

धारी રહેલા, રોષાતિશયને લીધે ફાડેલાં લોચનવાળા, દ્વિભુજ પરશુરામ કરાવીને, મંડપમાં સર્વતોભદ્રમંડળમાં સંસ્થાપીને યથાવિધિ યથાલબ્ધ ઉપચારોવડે પૂજે. નૈવેદ્યમાં લાડુઓ નિવેદન કરે. પરશુરામપ્રાદુર્ભાવોત્સવ કથાને ગવરાવે. પછી મધ્યાહ્ને ભોજન કરે ॥૪૮-૪૯॥ આ દિવસને આરંભીને સ્નાનયાત્રોત્સવપર્યંત પ્રતિદિન ચંદનના અનુલેપથી સુગન્ધવાળાં વસ્ત્રો અને શ્વેતવસ્ત્રો ભગવાનને ધરાવે. નવીન રમણીય વીરણમય વીંઝણાવડે પ્રતિદિન કાળે કાળે ભક્તિથી સ્વેષ્ટદેવ ભગવાનને પવન નાંખે. નૈવેદ્યમાં નિત્ય કેરીનો રસ સાકરસહિત સમર્પે. આટલો વિશેષ જાણવો. બીજું વિધાન તો નિત્યોત્સવવિધિપ્રમાણે જ જાણવું ॥૫૦-૫૨॥

હવે શ્રીનૃસિંહભગવત્પ્રાદુર્ભાવોત્સવવિધિ કહુંછું-વૈશાખ શુક્લ ચતુર્દશીએ સોમવારે સ્વાતીનક્ષત્રમાં ભક્તપરાધીન ભગવાનનો ભક્તદ્રોહી દૈત્ય હિરણ્યકશિપુના હનન માટે નૃસિંહરૂપે પ્રાદુર્ભાવ થયો હતો ॥૫૩॥ આ નૃસિંહપ્રાદુર્ભાવોત્સવમાં ત્રયોદશીના વેધે વર્જીત, માટેજ શુદ્ધા ચતુર્દશી ગ્રહણ કરવી. શુદ્ધા તે ચતુર્દશી જો વૃદ્ધિને પામી હોય (બે હોય) તો પૂર્વનીજ ગ્રહણ કરવી, (કેમકે અધિક કાળ વ્યાપેછે અને પ્રાદુર્ભાવસમયે વ્યાપે છે) જો વિદ્ધા-ત્રયોદશીએ યુક્ત ચતુર્દશીનો ક્ષય થઇ જતો હોય તો તે વિદ્ધાજ લેવી. (શુદ્ધાના અલાભને લીધે અન્ય ગતિ નથી) ॥૫૪॥

धानेन कृष्णमत्र समर्चयेत् । सूपचारैः प्रदोषे तु पूजान्तेऽपि न पारयेत् ॥५५॥ निजशक्त्यनुसारेण पूजकः पुरुषोऽथवा । सौवर्णं कारयेद्देवं नरसिंहं भयङ्करम् ॥५६॥ पीनस्कन्धकटिग्रीवं कृशमध्यं कृशोदरम् । सिंहाननं नृदेहं च सर्वाभरणभूषितम् ॥५७॥ ज्वालामालाकुलमुखं ललज्जिह्वोग्रदंष्ट्रकम् । हिरण्यकशिपोर्वक्षः पाटयन्तं नखैः खरैः ॥५८॥ एवंविधं नृसिंहं तं पूजयेन्मण्डपोत्तमे । निवेदयेत् खाजकानि भूरीणि वटकानि च ॥५९॥ नृसिंहजन्मपद्यानि गापयेत् पूजनोत्सवे । एतावान्हि विशेषोऽत्र विधिरन्यस्तु पूर्ववत्

આવી ચતુર્દશીએ પ્રદોષસમયે શ્રીકૃષ્ણનેજ નૃસિંહરૂપે ભાવના કરીને શોભન ઉપચારોવડે સમર્ચે. ઉત્સવને અંતે પણ પારણાં નજ કરે, કિંતુ ઉપવાસજ કરે. (આમાં પારણાં ન કરે, એમ કહ્યું એનો આ ભાવ છે– આમાં કેટલાક 'नृसिंह देवदेवेश तव जन्मदिने शुभे । उपवासं करिष्यामि सर्वभोगविवर्जितः ॥' આ વ્રતગ્રહણસંકલ્પમંત્રમાં ઉપવાસવિધાનબળાત્ તેમના ઉપાસકો આમાં ઉપવાસ કરે છે. અને કેટલાક 'उत्सवान्ते च पारणं' આ વચનબળાત્ ઉત્સવને અંતે પારણાં કરે છે. તેમાં અમારો આ પક્ષ છે–જેઓ શક્ત હોય તેમણે તો ઉપવાસજ કરવો. જેઓ અશક્ત હોય તેમણે તો ઉત્સવને અંતે ફળાહાર કરવો. જેઓ અતિશય અશક્ત હોય તેમણે તો અન્નભક્ષણ કરવું, એમ યથાશક્તિ કરવું ) ॥૫૫॥ અથવા વૈભવ હોય તો પૂજક પુરૂષ યથાશક્તિ સુવર્ણમય નરસિંહ દેવ કરાવે. કેવાતો–પુષ્ટ ખભા કટિ ગ્રીવાવાળા, કૃશમધ્યભાગવાળા, કૃશ ઉદરવાળા, સિંહસદૃશ મુખવાળા, નરદેહવાળા, સર્વાભરણભૂષિત, ભયંકર આકારવાળા, જ્વાળામાળાથી વ્યાપ્ત મુખવાળા, ફાડેલું મુખ હોવાથી નીચે લળકતી જીવ્હાવાળા, ઉગ્ર દાઢોવાળા, તીક્ષ્ણ નખોવડે હિરણ્યકશિપુના વક્ષઃસ્થળને વિદારતા, આવા અર્ચારૂપ નૃસિંહજી કરાવીને મંડપોત્તમમાં સર્વતોભદ્રમંડળમાં પ્રતિષ્ઠાપીને મહાપૂજાવિધાનથી પૂજે. ખાજાં વડાં વિગેરે વિશેષતઃ નૈવેદ્યમાં નિવેદે ॥૫૬–૫૯॥ આ પૂજનોત્સવમાં નૃસિંહપ્રાદુર્ભાવને જણાવનારાં પદ્યોને ગવરાવે. આમાં આટલો વિશેષ છે.

॥६०॥ इत्थं मया फाल्गुनचैत्रराधमासोत्सवा वां कथिता हि पुत्रौ ॥ ज्येष्ठे शुचौ श्रावणिकेऽथ मासे य उत्सवास्तद्विधिमद्य वच्मि ॥६१॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वार्षिकव्रतोत्सवविधौ फाल्गुनचैत्रवैशाखोत्सवविधिनिरूपणनामा षष्टितमोऽध्यायः ॥६०॥

श्रीनारायणमुनिरुवाच—दशम्यां शुक्लपक्षे तु ज्येष्ठे मासि कुजेऽहनि। अवतीर्णा भुवि स्वर्गाद्धस्तर्क्षे च सरिद्वरा ॥१॥ हरते दश पापानि

બીજો વિધિ તો નિત્યોત્સવપ્રકારે જાણવો ॥૬૦॥ હે પુત્રો ! ફાલ્ગુન ચૈત્ર વૈશાખ માસમાં કરવાના ઉત્સવોનો પ્રકાર આ પ્રકારે મેં નિરૂપણ કર્યો. હવે જ્યેષ્ઠ આષાઢ શ્રાવણ માસમાં કરવાના ઉત્સવોનો વિધિ નિરૂપણ કરૂં છુ, તેને એકાગ્ર મનથી સાંભળો ॥૬૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને... ચતુર્થપ્રકરણે વાર્ષિકવ્રતોત્સવવિધૌ ફાલ્ગુનચૈત્રવૈશાખોત્સવવિધિનિરૂપણનામા ષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૦॥

## [1]અધ્યાય ૬૧ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—જ્યેષ્ઠાદિ ત્રણ માસોમાં કરવાના ઉત્સવોનો વિધિ કહેતાં, પ્રથમ ગંગાવતરણોત્સવવિધિ નિરૂપણ કરૂંછુ—જ્યેષ્ઠ માસમાં શુકલ દશમીએ ભૌમવારે હસ્તનક્ષત્રમા પૂર્વે સર્વેનદીઓ મધ્યે ઉત્તમ ગંગાજી સ્વર્ગથકી ભૂતળ ઉપર અવતર્યાં હતા ॥૧॥ જે હેતુ માટે તે આ દશમી તિથિ દશ પ્રકારનાં પાપોને હરે છે માટે **દશહરા** નામથી કહી છે. (ધણીએ આપ્યા વિનાનાં પદાર્થોનું હરવું, વિધિ વિના હિંસા કરવી, પરદારાનું ઉપસેવન કરવું, આ ત્રણ પાપો કાયિક કહ્યાં છે. નિષ્ઠુર વચન બોલવું, અસત્યવચન બોલવું, ચાડીયાપણું કરવું અને અસંબદ્ધ પ્રલાપ કરવો, આ ચાર પાપો વાચિક કહ્યાં છે. પારકા દ્રવ્યનું અભિચિંતન કરવું, પરનું અનિષ્ટ ચિંતન કરવું અને ખોટો અભિનિવેશ રાખવો, આ ત્રણ પાપો માનસિક કહ્યાં છે આ પ્રકારે દશ પ્રકારનાં પાપો જાણવાં.) આ ગંગાવતરણોત્સવમાં તે આ દશમી

૧ આ અધ્યાયમા ભગવાને જ્યેષ્ઠ આષાઢ શ્રાવણ માસમા કરવાના ઉત્સવોનો વિધિ કહ્યો છે.

तस्माद्दशहरा स्मृता । इयं योगवशात्पूर्वा ग्राह्या वापि परा तिथिः ॥२॥ मलमासे त्वियं कार्या पूर्वस्मिन्नेव नोत्तरे । उपचारैर्महद्भिस्तां लक्ष्मीमूर्ताविहार्चयेत् ॥३॥ पुष्पैर्गन्धैश्च नैवेद्यैः फलैश्च दशसङ्ख्यया । तथा दीपैश्च ताम्बूलैः पूजयेच्छ्रद्धयार्चकः ॥४॥ लक्ष्म्या मूर्तिर्न चेत्तर्हि हैमीं चारुचतुर्भुजाम् । चन्द्रश्वेतां च दधतीं कुम्भाम्भोजे वराभये ॥५॥ सितवस्त्रां सिताभूषां प्रसन्नरुचिराननाम् । गङ्गामूर्तिं विधायैव मध्याह्ने तां प्रपूजयेत् ॥६॥ गङ्गाविर्भावपद्यानि गेयान्यत्र महोत्सवे । पूजनान्ते च भुञ्जीत विधिरन्यस्तु नैत्यकः ॥७॥ ज्येष्ठे मासि भवेज्ज्येष्ठा यस्मिन्नर्कोदये दिने । तत्राभिषेकविधिना स्नपनीयो रमापतिः ॥८॥ जलैरुज्ज्वलपात्रस्थैर्निर्मलैश्च सचन्दनैः ।

---

તિથિ પૂર્વા કે પરાપણ ઉક્ત યોગવશાત્ લેવી. એટલે જે બે દિવસે સંબન્ધ ધરાવતી હોય તો નક્ષત્રયોગને અનુસારે પહેલી કે બીજી લેવી ॥૨॥ મળમાસમાં તો અધિક જ્યેષ્ઠમાસની શુક્લ દશમી તિથિજ લેવી. દ્વિતીય જ્યેષ્ઠમાસની દશમી નજ લેવી. આ દશમીએ તે ગંગાજીને લક્ષ્મીમૂર્તિમાંજ ભાવના કરીને મહોપચારોવડે પૂજે ॥૩॥ પૂજક જન પુષ્પ, ચંદન, ધૂપ, દીપ, નૈવેદ્ય, તાંબૂળ અને દશસંખ્યાપરિમિત ફળોવડે શ્રદ્ધાથી પૂજે. (કેટલાક 'દશસંખ્યયા' આ પદને પ્રત્યેકમાં જોડે છે) ॥૪॥ જો લક્ષ્મીની મૂર્તિ ન હોય તો સુવર્ણમયી, (કે રજતમયી) સુંદર ચાર ભુજવાળી, ચંદ્રના જેવી શ્વેત, કળશ કમળ વર અભયને ધારી રહેલી, (તેમાં જમણા ઊર્ધ્વ હસ્તમાં કળશ, જમણા નીચેના હાથમાં વરમુદ્રા, ડાબા ઊર્ધ્વ હસ્તમાં કમળ, ડાબા નીચેના હસ્તમાં અભયમુદ્રા, આવા ક્રમથી ધારી રહેલી) શ્વેતાંબરને ધારી રહેલી, રૂપ્યમય શ્વેતાભરણને ધારી રહેલી, પ્રસન્ન સુંદર મુખવાળી, આવી ગંગામૂર્તિ કરીને તેની મધ્યાહ્ને પૂજા કરે ॥૫-૬॥ આ મહોત્સવમાં ગંગાવિર્ભાવને જણાવનારાં પદો ગવરાવે. પૂજનને અંતે જમે. (તેથી પહેલાં ન જમે, અથવા ઉપવાસ ન કરે) અન્ય વિધિ તો નિત્યપ્રાપ્તજ જાણવો ॥૭॥

હવે સ્નાનયાત્રોત્સવવિધિ કહુંછું—જ્યેષ્ઠ માસમાં શુક્લ પક્ષમાંજ જે દિને જ્યેષ્ઠાનક્ષત્ર સૂર્યોદયકાળવ્યાપ્ત હોય તે દિને મહાભિષેકવિધિથી ભગવાનને

शङ्खेन स्नपयेत्कृष्णं मन्त्रैर्वेदपुराणगैः ॥९॥ ततः पीतानि वासांसि धारयेद्रुक्मिणीपतिम् । उष्णीषं पाटलं चैव भूषा नानाविधा अपि ॥१०॥ सूपं भक्तं पोलिकां च वटिकां कथिकां तथा। व्यञ्जनानि च नैवेद्ये यथालब्धान्युपाहरेत् ॥११॥ जलक्रीडनपद्यानि कृष्णस्यात्र च गापयेत् । भुञ्जीत पूजनान्ते च विधिरन्यस्तु नैत्यकः ॥१२॥ आषाढशुक्ले नक्षत्रं पुष्यः सूर्योदये यदा। तदा साश्वो रथः स्थाप्यः कृष्णस्याग्रे स्वलङ्कृतः ॥१३॥ वासांसि पीतरक्तानि धारयेद्भूषणानि च। परिमेयानि हेतीस्तु श्रीपतिं हेमनिर्मिताः ॥१४॥ नैवेद्ये दधि भक्तं च शर्करां गुडलड्डुकान्। दद्यान्नीराजयित्वाथ बालकृष्णं रथे न्यसेत् ॥१५॥ धृत्वा भोगांश्चतुर्वारं नीराज्योत्तारयेच्च तम्। गापयेद्रथयात्रां च विधिरन्यस्तु नैत्यकः ॥१६॥ शुचौ मासि प्रतिपदि

સ્નાન કરાવવું ॥૮॥ ઉજ્જવળ પાત્રમાં આણેલું નિર્મળ, ચંદનમિશ્રિત જળ શંખમાં ભરીને તેનાથી વૈદિક પૌરાણિક મંત્રોવડે ભગવાન્ શ્રીકૃષ્ણને સ્નાન કરાવે ॥૯॥ તે પછી ભગવાનને પીળાં વસ્ત્રો, રક્ત ઉષ્ણીષ (પાઘ) અને નાનાવિધ ભૂષણો પણ ધરાવે ॥૧૦॥ દાળ ભાત પોળી વડીઓ કઢી અને યથાલબ્ધ શાકો નૈવેદ્યમાં નિવેદે ॥૧૧॥ આ ઉત્સવમાં ભગવાનની જળ ક્રીડાને જણાવનારા પદ્યો ગવરાવે પૂજનને અંતે જમે બીજો વિધિ નિત્યોત્સવપ્રાપ્ત જાણવો ॥૧૨॥

હવે રથયાત્રોત્સવવિધિ નિરૂપણ—આષાઢ માસના શુક્લપક્ષમાં પુષ્યનક્ષત્ર જે દિને સૂર્યોદયના સંબન્ધને પામીને વર્તતું હોય તે દિને સમલંકૃત અશ્વસહિત રથ ભગવાનની આગળ સ્થાપવો તથા કેટલાક પીત કેટલાક રક્ત વસ્ત્રો ભગવાનને ધરાવે અને ભૂષણો પરિમિત ધરાવે ધનુષ બાણ આદિક આયુધવિશેષો તો કાંચનમય અલંકારરૂપ શ્રીપતિને ધરાવે ॥૧૩-૧૪॥ નૈવેદ્યમાં વિશેષતઃ દહીં ભાત સાકર ગોળલાડુઓ નિવેદન કરે પછી રાજભોગોચિત આરતી કરીને બાળકૃષ્ણમૂર્તિ રથમાં પધરાવે રથયાત્રાપદ્યોને ગવરાવે મધ્યે મધ્યે ચારવાર ભોગો (નૈવેદ્યવિશેષ) ધરાવીને તેતે ભોગને અંતે આરતી પણ કરીને, પછી બાળકૃષ્ણ ભગવાનને રથ

द्वितीयायां च वा तिथौ । वृषराशेश्चन्द्रबले स्थाप्या दोला स्वलङ्कृता ॥१७॥ सायाह्ने प्रत्यहं कृष्णं बालं तत्र निधारयेत् । नीराजयित्वा द्वे नाड्यौ भक्त आन्दोलयेत्ततः ॥१८॥ नभःकृष्णतृतीयायां नीराज्योत्तारयेच्च तम् । दोलाक्रीडान्वहं गेया विधिरन्यस्तु नैत्यकः ॥१९॥ श्रावणे शुक्लपक्षे तु चतुर्थ्यां भौमवासरे । मध्याह्ने ब्रह्मणो नस्तो वराहो जज्ञ ईश्वरः ॥२०॥ दिनद्वये तद्व्याप्त्यादौ चतुर्थ्येपा परा मता । वासुदेवं तत्र चार्चेद्वराहाभिधयाऽर्चकः ॥२१॥ धार-

થકી ઉતારી સ્વસ્થાનમાં લઈ જઈ પોઢાડી દે. પૂજનને અંતે ભોજન કરે. બીજો વિધિ તો પ્રતિદિન ચાલતો સમઝી લેવો ॥૧૫-૧૬॥

હવે હિંદોળોત્સવવિધિ કહુંછું—આષાઢમાસના કૃષ્ણપક્ષની પ્રતિપદા કે દ્વિતીયા તિથિએ શ્રીકૃષ્ણપ્રાદુર્ભાવરાશિભૂત વૃષભરાશિને ચંદ્રયોગબળને અનુસારે રૂડીરીતે અલંકૃત કરેલો હિંદોળો સંસ્થાપીને સાયાહ્ને તેમાં બાળકૃષ્ણને પધરાવીને, તેમાં તેમની આરતી કરે. પૂજક પ્રતિદિન આ પ્રકારે સંસ્થાપીને બેઘડીપર્યંત આંદોળીને પછી ઉતારે ॥૧૭-૧૮॥ શ્રાવણકૃષ્ણતૃતીયાપર્યંત આ પ્રકારે દોલોત્સવ કરીને, અંતે આરતી ઉતારીને ઉત્સવને પરિસમાપ્ત કરે. ભગવાનનાં દોળાક્રીડન કીર્તનો પ્રતિદિન દોલોત્સવસમયે ગાવાં. અન્ય વિધિ તો નિત્યપ્રાપ્ત સમજવો. યદ્યપિ આષાઢશુક્લ એકાદશીએ ભગવાનનો શયનોત્સવ, રથયાત્રોત્સવથકી અનંતર અત્ર કહ્યો નથી તથાપિ તેપણ તે તિથિએ કરવો. 'आषाढशुक्लैकादश्यां कुर्यात्स्वपमहोत्सवम्' ઇત્યાદિ સ્કંદપુરાણમાં કહ્યું છે. એનો વિધિ તો મતગ્રંથોથકી જાણવો ॥૧૯॥

હવે વરાહપ્રાદુર્ભાવોત્સવવિધિ કહુંછું—શ્રાવણમાસના શુક્લપક્ષની ચતુર્થી તિથિએ ભૌમવારે મધ્યાહ્ને પૂર્વે વરાહભગવાન્ બ્રહ્માની નાસિકાથકી પ્રાદુર્ભવ્યા હતા ॥૨૦॥ તે ઉત્સવમાં ચતુર્થી મધ્યાહ્નસમયવ્યાપિની લેવી. બન્નેય દિવસે જો મધ્યાહ્નવ્યાપિની હોય તો પછીનીજ ચતુર્થી લેવી. જો બન્ને દિને પણ મધ્યાહ્નવ્યાપિની ન હોય તોપણ પછીનીજ ગ્રહણ કરવી, કેમકે પૂર્વા તૃતીયાએ વિદ્ધા છે. (મૂળમાં 'व्याप्त्यादौ' આનો નિર્દેશ કર્યો છે તેથી આવો ભાવ નીકળે છે) તે આ ઉત્સવમાં પૂજક જન વાસુદેવનેજ

येत्तत्र वासांसि कौसुम्भानि रमापतिम् । नैवेद्ये पायसं दद्याद्वट-
कांश्च विशेषतः ॥२२॥ वराहजन्मपद्यानि गापयेदत्र तूत्सवे ।
पूजापि महती कार्या पूजनान्ते च भोजनम् ॥२३॥ अथवा कारये-
द्धैमं वराहं शक्तितः पुमान् । नराङ्गं सूकरास्यं च मनाक्पीनं सुभी-
षणम् ॥२४॥ चतुर्बाहुं गदाचक्रशङ्खपद्मविराजितम् । स्तूयमानं
मुनिगणैर्बद्धाञ्जलिभिरानतैः ॥२५॥ श्रीर्वामकूर्परस्थाऽस्य धरानन्तौ
पदानुगौ । कर्तव्यौ च ततः पूजां मध्याह्नेऽस्य समाचरेत् ॥२६॥
श्रावणे शुक्लपक्षे तु स्मर्तैकादशीदिने । द्वादश्यां वा भगवते पवित्रं
तु समर्पयेत् ॥२७॥ हैमं रौप्यं च वा क्षौमं कौशं कौशेयजं च वा ।
ब्राह्मण्या कर्तितैः सूत्रैर्निर्मितं वापि तच्छुभम् ॥२८॥ तत्रोत्तमं
पवित्रं तु षष्ट्या सह शतैस्त्रिभिः । सप्तत्या सहितं द्वाभ्यां शताभ्यां

વરાહપણે ભાવના કરીને પૂજે ॥૨૧॥ તે ઉત્સવમાં ભગવાનને કસુંબલ વસ્ત્રો ધરાવે. નૈવેદ્યમાં દુધપાક વડાં વિગેરે વિશેષતઃ સમર્પે ॥૨૨॥ વરાહ-પ્રાદુર્ભાવના વર્ણનવાળાં કીર્તનો આ ઉત્સવમાં તો ગવરાવે. મહાપૂજાવિ-ધાનથી પૂજા કરાવે. પૂજનને અંતે ભોજન કરે ॥૨૩॥ અથવા વૈભવ સતે અર્ચકજન યથાશક્તિ સુવર્ણમય વરાહ કરાવે. કેવા તો—નરાકાર, વરાહવદન, કિંચિત્પુષ્ટશરીર, અતિભયકરાકાર, ચતુર્ભુજ, ગદાચક્રશંખપદ્મધારી, બે હાથ જોડી રહેલા નમ્ર મુનિગણોએ સ્તુતિ કરાતા, આવા શ્રીવરાહ અર્ચાસ્વરૂપ કરાવે. શ્રીને એમની વામ કુણીના આશ્રયવાળી કરે. ધરા અનંતને એમના ચરણાનુયાયી કરે. પછી મધ્યાહ્ને વરાહભગવાનની પૂજા કરે ॥૨૪-૨૬॥

હવે પવિત્રોત્સવવિધિ કહું છું—શ્રાવણશુક્લ એકાદશીએ અથવા દ્વાદશીએ ભગવાનને પવિત્રું અર્પણ કરે. તે પવિત્રું સુવર્ણતંતુથી કરેલું કે રજતતંતુથી રચેલું, કે અતસીત્વક્તંતુથી બનાવેલું કે દર્ભતતુથી કરેલું કે રેશમતંતુથી બનાવેલું પ્રશસ્ત કહ્યુ છે ॥૨૭-૨૮॥ તે પવિત્રાં મધ્યે ૩૬૦ ત્રણસો સાઠ તતુઓવડે બનાવેલું પવિત્રુ ઉત્તમ માન્યું છે. ૨૭૦ બસો સીત્તેર તંતુઓવડે કરેલું પવિત્રું મધ્યમ માન્યું છે. ૧૮૦ એકસો એંશી તંતુઓવડે રચેલું પવિત્રું અધમ કહ્યુ છે. ત્રણ સૂત્રોવડે કરેલાં પવિત્રાં

मध्यमं स्मृतम् ॥२९॥ साशीतिना शतेनापि कनिष्ठं तत्समाचरेत्। साधारणपवित्राणि त्रिभिः सूत्रैः समाचरेत् ॥३०॥ उत्तमं तु शतग्रन्थि पञ्चाशद्ग्रन्थि मध्यमम्। कनिष्ठं तु पवित्रं स्यात्षट्त्रिंशद्ग्रन्थि शोभनम् ॥३१॥ अधमं नाभिमात्रं स्यादूरुमात्रं तु मध्यमम्। श्रेष्ठं तु तज्जानुमात्रं प्रतिमाया निगद्यते ॥३२॥ विशेष इह चैतावान्विधिरन्यत्तु नित्यवत्। पूजनादि प्रकुर्वीत कमलाराधिकापतेः ॥३३॥ कृष्णाष्टम्यां नभोमासे सुमत्यामजयात्प्रगे। उद्धवस्वामिनः साक्षात्प्रादुर्भावोऽभवद्भुवि ॥३४॥ अतोऽत्र स्वामिनो मूर्तिं हैमीं शक्त्या विनिर्मिताम्। पूजयेत्सर्वतोभद्रे महापूजाविधानतः ॥३५॥ मूर्तिः सा पीवरी कार्या द्विभुजा च सदंशुका। विशालचारुनयना प्रस-

સાધારણ માન્યા છે (અસપત્તિમાં આ પક્ષ લેવો) ॥૨૯-૩૦॥ ઉત્તમાદિ પવિત્રાનો બીજો ભેદ કહે છે-એકશતપરિમિત ગ્રંથિવાળુ શોભન પવિત્રુ ઉત્તમ માન્યું છે પચાશ ગ્રન્થિવાળુ પવિત્રુ મધ્યમ માન્યું છે છત્રીશ ગાંઠોવાળુ પવિત્રુ તો કનિષ્ઠ કહ્યું છે સૂત્રસંખ્યાથી અને ગ્રંથિસંખ્યાથી ઉત્તમ મધ્યમ અધમ ભેદ પાચરાત્ર ગ્રથમા વિસ્તારથી પ્રતિપાદન કર્યો છે ॥૩૧॥ જે ભગવત્પ્રતિમાને પવિત્રુ સમર્પવામા આવે તે પ્રતિમાની જાનુપર્યંત પહોચે તે પવિત્રુ ઉત્તમ કહ્યુ છે. જે પવિત્રુ સાથળસુધી પહોચે તે મધ્યમ કહ્યુ છે અને જે પવિત્રુ નાભિપર્યંતજ પહોચે તે અધમ કહ્યુ છે ॥૩૨॥ આ પવિત્રોત્સવમા નિરૂપણીય વિશેષ આટલોજ છે. રમારાધાપતિ ભગવાનનુ બીજુ પૂજનાદિક તો નિત્યપ્રાપ્તજ કરવું ॥૩૩॥

હવે શ્રીરામાનંદસ્વામિપ્રાદુર્ભાવોત્સવવિધિ કહુંછુ-શ્રાવણમાસના કૃષ્ણ પક્ષની અષ્ટમી તિથિએ પ્રાત કાળે અજયનામના વિપ્રથકી સુમતિ નામની તેમની પત્નીમા સાક્ષાત્ ઉદ્ધવજી (શ્રીરામાનંદસ્વામી નામથી પ્રખ્યાત) ભૂમિઉપર પ્રાદુર્ભવ્યા હતા માટે આ દિવસે શ્રીસ્વામિની મૂર્તિ સુવર્ણમયી યથાશક્તિ કરાવીને તેની સર્વતોભદ્રમડળમા યથાવિધિ મહાપૂજાવિધાનથી પૂજા કરે ॥૩૪-૩૫॥ શ્રીસ્વામિની તે મૂર્તિ લગાર પુષ્ટ, દ્વિભુજા, ઉજ્જ્વળ શ્વેતાંબર ધારી, કૃપારસને જણાવનારા વિશાળ સુદર નેત્રવાળી,

न्नमुखपङ्कजा ॥३६॥ भक्तानुग्रहकृच्छान्ता करात्तजपमालिका । भक्तैश्चन्दनपुष्पाद्यैः पूजितातिमनोहरा ॥३७॥ स्वामिनो जन्मकर्माणि पूजाकाले तु गापयेत् । जन्माष्टम्युत्सवं कुर्यात्ततः स तु पुरोदितः ॥३८॥ इत्येते वार्षिकाः प्रोक्ताः श्रीविष्णोरुत्सवा मया। आवश्यकाः सुतौ ! नृणामुद्धवाध्वनि तिष्ठताम् ॥३९॥ एतेषु तत्तत्समये भूषानैवेद्यवाससाम् । भेदः पृथक्पृथक् प्रोक्तः स ज्ञेयः सति वैभवे ॥४०॥ देशकालधनादीनामानुकूल्यं न यस्य तु । पुंसो भवेत्स तु स्वस्य कुर्याच्छक्त्यनुसारतः ॥४१॥ सति वित्ते तु न क्वापि शाठ्यं कुर्वीत पूरुषः । श्रीविष्णोरुत्सवेष्वेषु तत्प्रसन्नत्वहेतुषु ॥४२॥ उत्सवार्थं भगवत ऋणं कुर्वीत न क्वचित् । यतो भक्त्यर्पि-

પ્રસન્ન મુખકમળવાળી, ભક્તોઉપર અનુગ્રહ કરી રહેલી, શાંતિરસગંભીરા, દક્ષિણ કરમાં જપમાળાને ધારી રહેલી, ભક્તોએ ચંદન પુષ્પાદિવડે પૂજેલી, અતિમનોહર કરવી ॥૩૬-૩૭॥ પૂજાસમયે શ્રીસ્વામિના પ્રાદુર્ભાવચરિત્રોને બોધ કરનારાં પદો ગવરાવે. પછી ભગવાનનો જન્માષ્ટમીઉત્સવ કરે. તે તો મેં પ્રથમ પ્રતિપાદન કર્યોજ છે ॥૩૮॥ હે સુતૌ ! ઉદ્ધવસંપ્રદાયમાં નિષ્ઠાવાળા નરોએ અવશ્ય કરવાના આ વાર્ષિક ભગવદુત્સવો મેં નિરૂપણ કર્યા ॥૩૯॥ તે તે ઉત્સવોમાં તે તે સમયે જે જે વસ્ત્રો વિભૂષણો નૈવેદ્યોનો પૃથક્ પૃથક્ ભેદ નિરૂપણ કર્યો તે વિત્તવૈભવ સતે જાણવો ॥૪૦॥ જે જનને દેશકાળધનાદિકની અનુકૂળતા ન હોય તેણેતો યથાશક્તિ શ્રદ્ધાથી તે તે ઉત્સવો કરવા ॥૪૧॥ વિત્ત હોય તો પૂજક જને તે આ ભગવત્પ્રસન્નતાના એક હેતુભૂત મહોત્સવોમાં વિત્તલોભ કદાપિ નજ કરવો ॥૪૨॥ તેમ ભગવાનના ઉત્સવો કરવામાં શ્રદ્ધાની અધિકતાને લીધે કોઇનું કદાપિ ઋણ નજ કરવું. કારણ કે ભગવાન્ ભાવશુદ્ધિથીજ પ્રસન્ન થાય છે પણ દ્રવ્યવિશેષથી નહિ. ભક્તિથી અર્પેલા પત્રથી પણ પ્રતોષ પામે છે. 'पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥' એમ સ્વયં ભગવાને ગીતામાં કહ્યું છે. ( કરેલું કરજ પ્રવૃદ્ધિ પામતાં પીડા પામતો પુરૂષ આ લોક પરલોકના શ્રેયોમાર્ગ થકી અનુક્રમે પ્રચ્યુતિ

तेनासौ पत्रेणापि प्रतुष्यति ॥४३॥ स्थिरा चापि चला यस्य समीपे प्रतिमा भवेत् । स पूजयेत्स्वशक्त्या तां धर्मान्प्रोक्तान् समाचरन् ॥४४॥ अत्र या कथिता पूजा श्रीविष्णोरुत्सवेष्विह । तत्र मन्त्रास्तु विज्ञेयाः स्वाधिकारानुसारिणः ॥४५॥ कार्या द्विजातिभिः पूजा मन्त्रैर्वेदपुराणगैः । शूद्रैः स्त्रीभिश्च सा कार्या नाममन्त्रै रमापतेः ॥४६॥ अहिंसाब्रह्मचर्याद्याः पालनीयाः प्रयत्नतः । व्रताङ्गभूता नियमाः सर्वेष्वपि व्रतेष्विह ॥४७॥ इत्थं भुवि करिष्यन्ति वैष्णवा ये तु मानवाः । तेऽतिप्रिया रमाभर्तुः प्राप्स्यन्त्येव हि तत्पदम् ॥४८॥ सुव्रत उवाच— इत्थं निशम्य भगवद्गदितं यथावत्संवत्सरोत्सवविधिं विदिताखिलार्थौ । तौ भ्रातरौ नरपते ! मुदितावभूतां तद्वच्च तं

પામેજ ) ॥૪૩॥ જે ભક્તની પાસે સ્થિરા કે ચળા ભગવન્મૂર્તિ હોય તે ભક્ત મેં પૂર્વે કહેલા ઉપવાસ નક્ત એકભક્ત આદિક ધર્મોને આચરતોથકો પ્રીતિથી તે પ્રતિમાની પૂજા યથાશક્તિ કરે ॥૪૪॥ આ પ્રકરણમા આ ભગવદુત્સવોમાં જે જે પૂજા કરવાની કહી છે તેમા તેમા ઉચ્ચારવાના મંત્રો તો પોતાના અધિકારને અનુસારે વૈદિક કે પૌરાણિક જાણવા ॥૪૫॥ ( આ અર્થને સ્પષ્ટ કહેછે ) દ્વિજાતિ-ત્રણ વર્ણના જનોએ તે તે વેદોક્ત પુરાણોક્ત મંત્રોવડે રમાપતિની પૂજા કરવી શૂદ્રોએ અને સ્ત્રીયોએ તે પૂજા કેવળ નામમંત્રોવડેજ કરવી ॥૪૬॥ જે તે તે વ્રતના અંગભૂત અહિંસા બ્રહ્મચર્ય આદિક નિયમો કહ્યા છે તે સર્વવ્રતોમા અને આ ઉત્સવોમા પણ પ્રયત્નથી પાળવા ॥૪૭॥ જે માનવો આ પ્રકારે પ્રતિવત્સર ઉત્સવવિશેષોને પ્રીતિથી આચરે તે વૈષ્ણવો રમાપતિ ભગવાનના પ્રસાદપાત્રભૂત થઇને અંતે તેમના પરમપદને નિશ્ચે પામશેજ ॥૪૮॥ સુવ્રતઋષિ કહેછે—હે પ્રતાપસિંહ નરપતે ! આ પ્રકારે ભગવાન્ શ્રીહરિએ કહેલા વાર્ષિક વ્રતોત્સવપ્રકારને યથાવત્ સાંભળીને, તેનો બધો અભિપ્રાય જાણીને, તે આ ભ્રાતા અયોધ્યાપ્રસાદજી તથા રઘુવીરજી મનમા અત્યંત પ્રસન્ન થઇને, તેને શ્રીહરિના કહેવા પ્રમાણેજ કરવા લાગ્યા, અને પોતપોતાના શિષ્યોને તેજ પ્રકારે

विदधतुः स तथाऽऽहतुः स्वान् ॥४९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे वार्षिकव्रतोत्सवविधौ ज्येष्ठाषाढश्रावणोत्सवविधिनिरूपणनामैकषष्टितमोऽध्यायः ॥६१॥

सुव्रत उवाच—अथैकदा तमासीनं कृतनित्यविधिं हरिम् । नत्वा पप्रच्छ गोपालानन्दो मुनिरुदारधीः ॥१॥ गोपालानन्द उवाच—श्रोतुमिच्छाम्यहं स्वामिन् ! साधूनां त्यागिनां हि नः । त्वदाश्रितानां सर्वेषां धर्मानिह सविस्तरम् ॥२॥ सुव्रत उवाच—इत्थं जिज्ञासुना धर्मांस्तेन पृष्टः स सत्पतिः । प्रसन्नः कथयामास त्यागिधर्मानशेषतः ॥३॥ श्रीनारायणमुनिरुवाच—त्यागिनां मच्छ्रितानां ते धर्मान्वच्मि मुने ! शृणु । सम्प्रदायानुसारेण यथाशास्त्रं हिताय वः ॥४॥

અવબોધ આપવા લાગ્યા ॥૪૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે વાર્ષિકવ્રતોત્સવવિધૌ જ્યેષ્ઠાષાઢશ્રાવણોત્સવવિધિનિરૂપણનામૈકષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૧॥

## [1]અધ્યાય ૬૨ મો.

સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! અનંતર એક દિવસે નિત્યવિધિ કરી પરવારીને પોતાના આસનમાં સુખેથી વિરાજેલા ભગવાન્ શ્રીહરિને મહામતિ ગોપાળાનંદમુનિએ પ્રણામ કરીને પુછ્યું ॥૧॥ ગોપાળાનંદમુનિ પુછે છે-હે સ્વામિન્ ! ત્યાગાશ્રમમાં નિષ્ઠાવાળા, સાધુદીક્ષાને પામેલા, તમારાજ એક સમાશ્રયવાળા, અમો સર્વેના ધર્મોને વિસ્તારથી આપના મુખકમળથી સાંભળવા હું ઇચ્છું છું ॥૨॥ સુવ્રતમુનિ કહેછે—હે રાજન્ ! આ પ્રકારે ધર્મોને જાણવા ઇચ્છતા તે ગોપાળાનંદમુનિએ પુછેલા તે સતાંપતિ ભગવાન્ પ્રસન્ન થઇને સમગ્ર ત્યાગિધર્મોને કહેવા લાગ્યા ॥૩॥ શ્રીનારાયણમુનિ કહે છે— હે મુને ! તમે પુછેલા ત્યાગી મદાશ્રિતોના ધર્મોને તમામના હિત માટે યથાશાસ્ત્ર યથાસંપ્રદાય તમને કહું છું, તેને સાવધ મનથી સાંભળો ॥૪॥

---

૧ આ અધ્યાયને આરંભીને છ અધ્યાયોવડે ગોપાળાનંદમુનિને ઉદ્દેશીને ત્યાગિધર્મોનું સવિસ્તર નિરૂપણ કરતાં પ્રથમ આ અધ્યાયમાં ભગવાને ઉપોદ્ઘાત કહેછે અને તેના જ્ઞાનના ઉપાયોનું નિરૂપણ કર્યુંછે.

त्यागिनां परमो धर्मः श्रीकृष्णेऽखिलकारणे । भक्तिरेकान्तिकी नित्यं तन्माहात्म्यावबोधयुक् ॥५॥ अधर्मवंश्या दोषास्तु प्रत्यूहाः सन्ति तत्र हि । धर्मवंश्यैर्गुणैर्जित्वा तान्सा कार्याऽत्र साधुभिः ॥६॥ पञ्चैवावश्यजेतव्याः सन्ति दोषेषु तेष्वपि । जितेषु येषु सर्वे ते जिताः स्युर्नात्र संशयः ॥७॥ लोभः कामो रसास्वादः स्नेहो मानश्च पञ्चमः । अन्त शत्रव एते हि दुर्जेया विदुषामपि ॥८॥ सर्वदोषाकरा ह्येते भवन्तीति प्रयत्नतः । विजेतव्याः सावधानैस्त्यागवद्भिर्मुमुक्षुभिः ॥९॥ एकैकसंश्रिता दोषा दृश्यन्तेऽथ पृथक्पृथक् । जये तेषामुपाया ये साध्याः सौख्येन तेऽपि च ॥१०॥ तत्राधर्मान्व-

त्यागिओनो परम धर्म आज मान्यो छे, शो? तो सकळकारण भगवान् श्रीकृष्णमा तेमना माहात्म्यज्ञानपूर्वक एकांतिकी परा भक्ति नित्य करवी ( स्वधर्म ज्ञान वैराग्ये युक्त सप्रेम भजन करवुं ) ॥५॥ ते एकांतिकी भक्तिमा अधर्मवंशथकी उत्पन्न थएला दंभलोभादि दोषो महाविघ्नभूत छे माटे भक्तिमा विघ्नभूत ते दोषोने धर्मवंशथकी उत्पन्न थएला ज्ञान-वैराग्यादि गुणोए करीने जीतीने साधुओए भक्तिनिष्ठामा यत्न करवो ॥६॥ ते अधर्मवंशीय अनेक दंभादि दोषो मध्येपण पाचज दोषो अवश्य विशेषपणे जीतवा योग्य छे जे पाच दोषोना विजयथी बीजा बधा ते दोषो विजीताइ जायछे आ अर्थमा संशयज नथी. ते आ पाच दोषो–लोभ, काम, रसास्वाद, स्नेह अने मान छे ते आ पाच आभ्यंतर शत्रुओ ज्ञानिओए पण निश्चे दुर्जेय छे ॥७-८॥ अत शत्रु होवाथी एमनी अवश्य जेतव्यता कहीने, सर्व दोषाकर होवाथी पण एमनी प्रयत्नथी जेतव्यताने कहेछे–आ लोभप्रमुख पाच दोषो सर्व दोषोनी उत्पत्तिनु स्थान खाणरूप निश्चे छे, माटे ते दोषो मुमुक्षु त्यागधर्मनिष्ठ साधुओए सावधान थइने प्रयत्नथी विजीतवा योग्य छे. क्षण अनवधानमां पण आ दोषो पराभव करीने अनर्थमा जरूर पाडीज दे ॥९॥ लोभादिकने मध्ये एकएकनो आश्रय करीने जे जे दोषो रह्या छे अने तेमना विजयमा जे सुखसाध्य उपायो छे तेने पृथक्पृथक् हवे कही बतावुं छु ॥१०॥

घायस्था दोषा ये लोभसंश्रिता. । आदितस्ते निरूप्यन्ते हातव्या निखिला अपि ॥११॥ लोभनिष्ठाः सन्ति दोषा महान्तो निरयप्रदा । अधिष्ठानं हि पापस्य लोभश्चाघप्रवर्तक· ॥१२॥ लोभात्क्रोध प्रभवति लोभात्काम· प्रवर्तते । लोभान्मोहश्च माया च मानश्च परतन्त्रता ॥१३॥ स्वकन्यादेर्विक्रयश्च नीचस्यापि गृहे नृणाम् । लोभेनैव हि वित्तादेर्मनुष्यस्य च विक्रयः ॥१४॥ अक्षमा ह्रीपरित्याग

તેમા પ્રથમ લોભને આશરે રહેલા જે જે દોષો અધર્મવશીય વર્તે છે, અવશ્ય સર્વથા ત્યાગ કરવાના તે તમામ દોષોને પ્રથમ કહું છુ ॥૧૧॥ લોભ ખરેખર પાપમા પુરૂષને પ્રવર્તાવેછે લોભથકી ઉપજીવન પામીને પ્રવૃદ્ધિ પામતા નરકપ્રાપક દોષોતો મોટા મોટા છે તો લોભ પાપમાનનુ પ્રથમ અધિષ્ઠાન-ભવન છે જેમ ભવનમા નાનાવિધ વસ્તુઓ રહી છે તેમ લોભમા નાનાવિધ પાપો રહ્યા છે ॥૧૨॥ લોભથકી ક્રોધ પ્રભવેછે-પ્રકર્ષથી થાય છે, એટલે મર્યાદા મુકીને ઉદ્‌ભવેછે, કેમ ? તો લુબ્ધ જન અન્યાયથી પણ અર્થસગ્રહાર્થે પ્રવર્તતા હિતોપદેશકો ઉપરપણ ક્રોધ કરે છે લોભથકી કામ પ્રવર્તેછે-પ્રકર્ષથી થાયછે, એટલે વેળાને મુકીને ઉછળેછે, કેમ ? તો લોભી જન દૃષ્ટમાન અર્થને પોતા માટે કામેછે લોભથકી મોહ-વિપરીત જ્ઞાન પ્રવર્તેછે, કેમ ? તો લુબ્ધ જન અર્થતૃષ્ણાને વશ થતા ગુરૂને અગુરૂ અને અદેય વસ્તુને દેય માને છે લોભથકી માયા-પરવચનાદિ પ્રવર્તેછે લોભથકી માન સમુદ્‌ભવેછે, કેમ ? તો લોભી જન અર્થહાનિની શકાનેલીધે સતોના સેવનથકી નિવૃત્ત થઇ પોતેજ પોતાને સર્વ કરતા વિજ્ઞાનસપન્ન, સર્વ કરતા મોટો માની બેસેછે, તેથી એને અસ્થાનમા માનવૃદ્ધિ થાયછે લોભથકી પરતન્તા પ્રવર્તેછે, કેમ ? તો લોભી નર અર્થનો દાસ થઇને સર્વદાસ્ય અર્થસપાદકને સ્વર્ગસુખથકી પણ અધિક માની બેસે છે ॥૧૩॥ વળી વિત્તાદિકના લોભને લીધેજ પોતાની કન્યાને પણ નીચનેપણ ઘેર વેચીને લુબ્ધ જનો ધનને સગ્રહેછે તથા પોતાના પુત્રાદિકને પણ જ્યા ત્યા વેચીને ધનને સગ્રહેછે એ રીતે આ દોષપણ લોભથકીજ પ્રવતછે ॥૧૪॥ લોભથકી અક્ષમા પ્રવર્તે છે, કેમ ?

श्रीनाशो धर्मसङ्क्षयः । चिन्ताऽपकीर्तिर्दम्भश्च द्रोहो निन्दा च

તો લોભીયો નર સમગ્ર સમૃદ્ધિ પોતાના એકલા માટેજ ઇચ્છીને પરની સમૃદ્ધિ ન્યાય્યા હોય તોપણ તેને સહન કરી શકતો નથી. લોભને લીધે લજ્જાત્યાગ પ્રવર્તે છે, કેમ? તો લોભીયો ધનાર્જનમાં પ્રવર્તતાં જાતિ દેશકાળાદિકને અનુચિત પણ કર્મ કરતાં લેશ પણ લજ્જાતો નથી. લોભથકી શ્રીનાશ થાયછે–લોભનેલીધે દાન ભોગને નહિ કરનારાના ધનનો તૃતીયા ગતિ નાશ પ્રસિદ્ધજ છે. લોભને લીધે ધર્મનો સંક્ષય થાય છે, કેમ? તો ક્ષણપણ કાળ અર્થસંપાદનથકી અન્ય શુભ કાર્યમાં જો જાય તો તેને વ્યર્થ સમઝતા લુબ્ધ જનને નિત્યકર્મ કરવાનો સમય નહિ મળવાથી ધર્મનો સંક્ષય થાયછે, અન્યાયથી પણ અર્થસંગ્રહાર્થે પ્રયત્ન કરતા લુબ્ધને અધર્મની અભિવૃદ્ધિ થતાં ધર્મક્ષય થાયછે, આ વાત તો વિશેષ વ્યક્તજ છે. ચિંતાપણ લોભથકી પ્રવર્તેછે, કેમ? તો તૃષ્ણિક જન નિરંતર અર્થના અર્જનમાં અને રક્ષણમાં ચિંતાતુરજ રહ્યા કરેછે. લોભથકી અપકીર્તિ થાય છે, કેમ? તો લોલુપતાવાળો નર પરધનના આહરણમાટે વિવિધ દુરૂપાયો કરતાં પોતાને અને કુળને પણ અપયશથી કલંકિત કરી દે છે. લોભિઓનું કુત્રાપિ યશ દેખાતુંજ નથી. લોભથકી દંભ પ્રવર્તેછે. કેમ? તો અર્થસંપાદનમાટે લોભીયા બહુ જનો પોતાનું ધાર્મિકપણું પ્રખ્યાપન કરવા ધર્માચારનું નાટન કરેછે. લોભથકી દ્રોહ પ્રવર્તે છે, કેમ? તો અર્થતૃષ્ણાળુઓ મિત્રદ્રોહ અને કૃતઘ્નદ્રોહને પણ ગણતા નથી, આ અર્થ પ્રસિદ્ધજ છે. લોભથકી નિંદા પ્રવર્તેછે, કેમ? તો લોભિષ્ટ નર વિદ્યાવિનયાદિ ગુણોથકી અભ્યધિક ધનનેજ સમઝતાં, દાતારોને પણ અવિવેકિઓના અગ્રેસરો સમઝીને તેમના તિરસ્કારમાં પ્રવર્તતાં ગુણિઓની નિંદા કરવામાં અભિમુખ થાયછે. આ લોભથકીજ મત્સર–પરોત્કર્ષની અસહિષ્ણુતા પ્રવર્તેછે. લોભથકી અત્યાગ પ્રવર્તેછે–આપત્તિમાં પણ અર્થનો ત્યાગ થઈ શકતો નથી. પ્રાણપરિત્યાગ કરીને પણ અર્થના પરિરક્ષણમાં પ્રવૃત્તિ લોભને લીધે થાયછે. લોભને લીધે અલભ્યમાં પણ અતિતૃષ્ણા સમુદ્ભવેછે. લોભથકી વિકત્થા–આત્મશ્લાઘા

मत्सरः ॥१७॥ अत्यागश्चातितर्षश्च विस्त्याऽकार्यकारिता। अवि-
श्वासस्तथा चौर्यं परदाराभिमर्शनम् ॥१६॥ दैन्यसाहसयोर्वेगो
मृत्युवेगश्च दारुणः। ईर्ष्यावेगश्च बलवानिमथ्यावेगश्च दुर्जयः ॥१७॥
रसवेगश्च दुर्वार्यः सर्वं लोभात्प्रवर्तते। तस्मात्सर्वाणि पापानि

પ્રવર્તે છે કેમ ? તો લોભીયો નર ધનાર્જનની કુશળતાનેજ સર્વથી સમ ધિક કુશળતાને માનીને પોતાને તેવી કુશળતાથી શ્લાઘેછે લોભથકી અકાર્યને કરવાપણુ પ્રવર્તેછે, આતો સુપ્રસિદ્ધજ છે પત્નીપુત્રપ્રમુખ અન્તુજનોમા પણ અવિશ્વાસ લોભને લીધે આવેછે ધનાહરણમાટે પ્રવ ર્તેલો લોભીયો ચોરીથકી કે પરદારપરિગ્રહથકી બીતો નથી અર્થલા ભને જો દેખે તો પરદારપરિગ્રહમા પણ પ્રીતિમાન્ થાયછે ॥૧૫-૧૬॥ વળી લોલુપ જન સમુચિત વસ્ત્ર ભૂષણાદિકના ધારણમા પણ વ્યય થવાનો વિચારતા તેથકી ભય પામીને કન્થાદિકવડે કાળને કાઢતો થકો દૈન્યવેગને ધારેછે, તો આવો દૈન્યવેગ લોભથકી પ્રવર્ત છે દુર્ગમ દ્વીપાતર આદિ કમા જવાથી અર્થલાભ થશે એમ વિચારીને લોભી નર પ્રાણોને પણ તૃણવત્ નહિ ગણીને દ્વીપાતરમા દોડેછે, આવો સાહસવેગ લોભને લીધે ઉદ્ભવે છે 'જો જીવીશ તો રાજા દડશે, તેથી ધનનાશ થશે' એવી ઉત્પ્રેક્ષા કરીને કે 'જીવિતત્યાગથી ધનની આવક થશે' એવી ઉત્પ્રેક્ષા કરીને લોભીયો જન મરણમાટે પણ તૈયાર થઈ જાયછે તે આ દારૂણ મૃત્યુ વેગ લોભને લીધે થાયછે બળવાન્ ઈર્ષ્યાવેગ અને દુર્જય મિથ્યાવચન વેગ લોભને લીધે થાયછે, એ તો પ્રસિદ્ધજ છે સો મિથ્યાવચન બોલીને લુબ્ધ નર ધનને સપાદેછે દુર્વાર્ય રસાસ્વાદવેગ લોભથકી પરપરાએ સમુદ્ભવેછે, કેમ ? તો લોભી નર પ્રતિદિન પરાન્નથીજ પોતાને તૃપ્ત કરતા 'આજ આને ઘેર વિવાહ છે, આજ આને ઘેર ઉપનયનસસ્કાર છે, આજ આને ઘેર સીમતસંસ્કાર છે, આજ આને ઘેર દ્વાદશાહ છે' ઈત્યાદિ ગણી રાખીને ત્યા ત્યા જમતાં પ્રવૃદ્ધ રસાસ્વાદવાળો થાયછે આજ રસાસ્વાદ દુર્જય પરાન્નપ્રાશનથી પ્રવૃદ્ધિ પામતો છે આ રીતે આ સર્વે દોષો લોભથકી પ્રવર્તે છે માટે સમસ્ત પાપો લોભમૂળકજ

लोभमूलानि निश्चितम् ॥१८॥ सतां समागमेनैतान्दोषान् लोभगतान्हृदि । स्वार्थघ्नानिति निश्चित्य त्यजेल्लोभं विचक्षणः ॥१९॥ जनको युवनाश्वश्च वृषादर्भिमुखा नृपाः । लोभक्षयात्परं सौख्यं प्रापुस्तत्त्याज्य एव सः ॥२०॥ लोभेनैकेन सर्वेऽपि शास्त्रसत्यादयो गुणाः । दोषायन्ते हि विदुषां सुधीस्तं कथमाश्रयेत् ॥२१॥ ईदृग्विधोऽप्यसौ लोभो यैरुपायैः समाश्रितैः । जीयेत त्यागिभिस्तेऽथ कथ्यन्ते शिष्टसम्मताः ॥२२॥ क्रियते वस्तुनो यस्य लोभस्तत्खलु नश्वरम् । यदर्थं क्रियते तच्च शरीरं क्षणभङ्गुरम् ॥२३॥ देहद्रव्या-

છે, એમ નિશ્ચયથી જાણવું ॥૧૭-૧૮॥ નિર્લોભી સાધુઓના સમાગમથી 'લોભમાં રહેલા આ બધા દોષો મોક્ષમાર્ગમાં અનર્થકારક છે' એમ હૃદયમાં નિશ્ચય કરીને વિવેકી સાધુ લોભને જીતે ॥૧૯॥ પૂર્વે જનક યુવનાશ્વ વૃષાદર્ભિપ્રમુખ ભૂપાળો પણ લોભદોષના પરિત્યાગથી પરમ સુખને પામી ગએલા પ્રસિદ્ધ છે. તો તે લોભ ત્યાગિઓએ ત્યાજ્ય છે ॥૨૦॥ જેમ દુધપાકાદિકમાં રહેલા સ્વાદુતા રૂચિકરતાદિ સર્વે ગુણો કિંચિત્ વિષપાતથી દોષરૂપ થઈ જાયછે તેમ શાસ્ત્રાધ્યયનાદિ ગુણબાહુલ્ય સતે પણ વિદ્વાનોના તે સર્વેપણ ગુણો એક લોભદોષને લીધે દોષરૂપ થઈ જાયછે. 'यशो यशस्विनां शुद्धं श्लाघ्या ये गुणिनां गुणाः । लोभः स्वल्पोऽपि तान् हन्ति श्वित्रं रूपमिवेप्सितम् ॥' એમ ભાગવતમાં કહ્યું છે. તો આ રીતે મહાદોષરૂપ લોભને સુબુદ્ધિ કયો સાધુ કેમ આશરે? કોઇ પણ પ્રકારે તેનો આશ્રય નજ કરે (સુધી સાધુએ આવો લોભ ત્યાગજ કરવો) ॥૨૧॥

હવે આવો મહાબળવાળો મહાદોષરૂપ પણ આ લોભ જે ઉપાયોના સંસેવનથી ત્યાગિઓએ જીતી શકાય, શિષ્ટજનસંમત તે ઉપાયો હું હવે કહું છું ॥૨૨॥ તેમાં પ્રથમ તેના જયમાટે કરવાનો વિચાર કહુંછું-જે વિત્ત વિગેરે વસ્તુમાં જે શરીરઅર્થે લોભ કરાયછે તે બન્નેનું સ્વરૂપ પ્રથમ વિચારવું, વિચાર કરતાં તે બન્ને તો નિશ્ચે નશ્વરજ છે. દેહમાં આત્મભ્રાંતિથી ભ્રાંત બનેલો જે છે તે દેહને અર્થે કોઇ અર્થમાં લોભ કરેછે, તે દેહ અને તે અર્થ બન્ને ક્ષણભંગુર છે ॥૨૩॥ એરીતે દેહ દ્રવ્ય ગૃહાદિ

यसत्त्वेऽपि लोभात्कर्माणि यानि तु । करोति तानि सत्यानि जायन्ते देहिन. खलु ॥२४॥ ततस्तैः कर्मभिर्नानानरकान्प्रतिपद्यते। श्वशूकरादियोनीश्च प्राप्नोत्येव पुन पुन. ॥२५॥ श्रोत्रप्रियग्राम्यवार्ताश्रुतौ लुब्धोऽपि नो भवेत्। स्त्रीगात्रसूक्ष्मवस्त्रादिस्पर्शे लुब्धो

વસ્તુઓ અનિત્ય હોવાથી પરિણામે અસત્પ્રાય છે તોપણ ભ્રાંતિથી લોભને લીધે તેનેમાટે જે પરપીડનાદિ પાપ કર્મોને દેહી આચરેછે તે કર્મો ક્ષણ વિનાશિ ક્રિયાસ્વરૂપ છે તોપણ સત્ય થઇને-બહુ કાળ ભોગવવાપડે એવા અતિપ્રબળ દુ ખોને સંપાદનારા પાપાખ્ય ફળને આપનારા થઇને દેહી જીવને દુ ખમાટે નિશ્ચે થાય છે આ ભાવ છે-જેને અથ જેમા લોભને લીધે લોભી લોક અસત્કર્મ કરે છે તે બન્ને જોતા જોતાજ ક્ષણમા જળ પરપોટાની પેઠે નાશ થઈ જાયછે કરેલું અસદાચરણ તો જોવામા ક્ષણ વિનાશિ ક્રિયાસ્વરૂપ જણાય છે પણ પુરુષ જેજે યોનિમા યથાકર્મ જાય છે ત્યા ત્યા પોતાના ફળની સાથે આ દેહીને જોડી દેવા પાછળ જાય છેજ ॥૨૪॥ તદનંતર તે કર્મોએ કરીને નાનાવિધ નરકોને તે દેહી પામેછે અને વારંવાર શ્વાનવરાહાદિ અનેક યોનિઓને પામ્યા કરેછે ॥૨૫॥ વળી કેવળ લોભ ધનની ધખનારૂપ નથી કિંતુ પાચ જ્ઞાનેન્દ્રિયોના વિષયોની ધખનારૂપ પણ સભવે છે, માટે પચવિધ વિષયની અભિલાષાનો પરિત્યાગ કરીને પચવિધ તે લોભનો જય કરવાનો હવે કહેછે—તેમા જે ગ્રામ્ય વાર્તાનુ શ્રવણ છે તે કેવળ શ્રોત્ર ઇન્દ્રિયને પ્રીતિ ઉપજાવનારૂ છે, તેથી દેહીને લેશપણ અર્થલાભ નથી ઉલટી અર્થની હાનિ છે કેમ ? તો પોતાનુ કાર્ય પણ પડતું મુકીને તેમા લુબ્ધ થએલો જન તે ગ્રામ્યવાર્તાના શ્રવણમા જરૂર પ્રવર્તે છે, તેથી કદાચિત્ આ લોકમા અનર્થને પણ પામે છે અને પરલોકમાં પણ અસદાલાપના અનુમોદનાદિકે કરીને અનર્થ પ્રાપ્તિ થાય છે માટે તે શ્રોત્રપ્રિય ગ્રામ્યવાર્તાના શ્રવણમા ત્યાગી લુબ્ધ થાય નહિ તથા સ્પર્શમા લુબ્ધ ન થાય-યદ્યપિ બુભુક્ષુ કે મુમુક્ષુને અવ ર્જનીય હોવાથી સ્પર્શસબન્ધિ અનુભવ થાયજ, તથાપિ તેમા લોભ ન કરવો કેવી રીતે ? તો અહો ! ! આ અબર અતિસૂક્ષ્મ અને વળી કૌશેય

भवेन्न च ॥२६॥ स्त्रीस्वर्णभूषासद्वस्त्रसौधवाटीगवादिके । चक्षुःप्रियपदार्थे च नैव लुब्धो भवेत्कचित् ॥२७॥ जिह्वाप्रिये च भक्ष्यादौ नानाविधरसान्विते । नैव लुब्धो भवेत्कापि दोषदृष्ट्या विचक्षणः ॥२८॥ सुगन्धितैलकुसुमचन्दनादौ च कर्हिचित् । घ्राणप्रिये पदार्थेऽपि लुब्धः स्यान्नैव बुद्धिमान् ॥२९॥ पञ्चेन्द्रियाणामेवं वै रम-

છે, એની સુખસ્પર્શતા કેવી પ્રીત્યુત્પાદક છે, અહો ! આ મળયાચળનો મંદ સુગન્ધિ શીતળ વાયુ સુખોપસેવ્ય છે, અહો !! આ અમૃતમય કિરણોવાળા ચંદ્રમાના કિરણોનો સ્પર્શ સમગ્ર ઇન્દ્રિયોને આહ્લાદ આપનારો છે, અહો ! આ બાળક અતિશ્વિત અંગગોડવણીવાળો સુખેથી આલિંગન થાય એવો છે, અહો !! આ બાળિકા અતિસુકુમાર અંગવાળી હોઇને અંગના માર્દવમાત્રથી ચિત્તને આનંદ આપેછે અને આ સુકુમાર સુંદર મનોહરાકૃતિ છે આ સુતનુ યુવાવનિતાનો સ્પર્શ ચંદ્રચંદ્રિકાદિકના સ્પર્શને પણ તિરસ્કાર કરે છે, એરીતે ઉત્તરોત્તર સ્પર્શમા લોલુપ થતા મોહાન્ધકૂપમાં પડેછે માટે ત્યાગી, સ્ત્રી બાળ સૂક્ષ્મવસ્ત્રાદિકના સ્પર્શમા ક્યારેય લોભ કરે નહિ ॥૨૬॥ જે ચક્ષુપ્રિય વસ્ત્ર વિભૂષણ રાજમહેલ પુષ્પવાડી ગોવત્સાદિક તથા કાચન કાંતાદિક પદાર્થો છે તેમા ત્યાગી લુબ્ધ ક્યારેય પણ નજ થાય રૂપલુબ્ધોનો અધ પાત સુપ્રસિદ્ધ છે, એમા વિશેષ વિવેચનની જરૂર નથી ॥૨૭॥ એરીતે જીહ્વાપ્રિય નાનાવિધ રસવિશેષવાળા ભક્ષ્યાદિ પદાર્થોમા દોષદર્શને કરીને વિવેકી સાધુ ક્યારેય પણ લોભને નજ કરે. રૂપરસ બન્નેના લોભને લીધે ઋષ્યશૃંગ મહામુનિ સ્વધર્મથકી પરિભ્રષ્ટ થઇને વનિતાવાગુરામા (જાળમા) સપડાયા હતા ॥૨૮॥ એમજ ઘ્રાણપ્રિય સુગન્ધિ તૈલ (અત્તરાદિ) અને ચદન પુષ્પાદિ પદાર્થોમા સુબુદ્ધિ સાધુ ક્યારેય નજ લુબ્ધ થાય ॥૨૯॥ ઇન્દ્રિયો પ્રમથનશીલ બળવાન્ હોવાથી મનને પોતાતરફ બળાત્ હરી લેછે જો એક પણ ઇન્દ્રિય અર્થની પાછળ દોડીને મનની પાછળ દોડી જાય તો વિવેક વિનષ્ટજ થઈ જાય છે. પછી બીજા પણ ઇન્દ્રિયો પોતપોતાના વિષયમાં જઇને પડેજ છે. તો આરીતે ઇન્દ્રિયોમા ક્ષોભ કરનારા રમણીય પાચ ઇન્દ્રિયોના પાચેય વિષ-

णीयेषु पञ्चसु । विषयेषु न लोभ्यन्यमिन्द्रियक्षोभकर्तृषु ॥३०॥ पुमानिन्द्रियवृत्तीर्यो विषयेभ्योऽपकर्षति । अनासक्तः स तु बुधैर्जितेन्द्रिय इतीर्यते ॥३१॥ पञ्चेन्द्रियाण्यपि सदा मनः खल्वनुवर्तते । एतान्याश्रित्य लोभाद्याः शत्रवः पीडयन्ति च ॥३२॥ अरयः स्वेन्द्रियाण्येव त्यागिनां सन्ति निश्चितम् । विजेतव्यानि यत्नेन तान्येवातो मुमुक्षुभिः ॥३३॥ जितेन्द्रियाणां सङ्गेन हर्युपासनया

યોમાં ( એકમાં પણ ) ત્યાગીએ નજ લોભાવું ॥૩૦॥ જે પુરૂષ વિષયદોષના નિરૂપણથી વિષયોમાં વ્યાસક્તિએ રહિત થઇને તે તે ઇન્દ્રિયવૃત્તિઓને તે તે વિષયોથકી પાછી વાળી લેછે તેજ વિવેકી જનોએ જીતેન્દ્રિય કહ્યો છે ॥૩૧॥ લોભાદિ દોષો પુરૂષને શ્રેયોમાર્ગમાં વિરોધિઓ છે. તે આ દોષો વિષયોમાં વિચરતાં શ્રોત્રાદિ ઇન્દ્રિયોનો આશ્રય પામીને પુરૂષને પીડે છે. શંકા—જે લોભાદિ દોષો માનસ—મનમાં ઉપજનારા આંતર છે, તે આ દોષો શ્રોત્રાદિ બાહ્ય ઇન્દ્રિયોને અવલબીને પ્રવૃત્તિને પામે છે એમ કેમ કહેવાય ? તો તે વાત સત્ય છે. મન તો સદા પાચ ઇન્દ્રિયોનેજ અનુવર્તી થઈ રહે છે. માટે ઇન્દ્રિઓદ્વારા બધાએલી વિપરીત વાસનાને લીધે તીવ્ર વેગને પામેલા તે લોભાદિ શત્રુઓ પુરૂષને પરાભવેછે ॥૩૨॥ કિં બહુના—પોતાનાંજ ઇન્દ્રિયો પોતાના અરિઓ છે. જેમ દુષ્ટ અશ્વો સારથિના શત્રુઓ છે તેમ. ત્યાગ ધર્મમાં નિષ્ઠાવાળા, આત્મમનનમાં પ્રવર્તેલા જનોને આ ઇન્દ્રિયો નહિ નિયમમાં કરતાં અવળે માર્ગે ચઢી જઇને નિશ્ચે વિરોધી થાયછે. સ્વાર્થપરાયણ ઇન્દ્રિયોની આ પ્રકૃતિજ છે 'पराञ्चि खानि व्यतृणत्स्वयंभूः, तस्मात् पराङ् पश्यति नान्तरात्मन्' ( અર્થ—સ્વતંત્ર ઇશ્વરેજ આ ઇન્દ્રિયો પરપ્રકાશને કરનારાં પણ આત્મપ્રકાશને નહિ કરનારાં સર્જીઆપીને અનર્થ કરી વાળ્યો છે. માટેજ પરાઙ્મુખ થઇને અનાત્મભૂત વિષયોનેજ જુવેછે—પામેછે પરંતુ અંતરાત્માને જોતાં નથી ) એમ શ્રુતિજ કહે છે, તો મુમુક્ષુ ત્યાગિઓએ વિષયનિષ્ઠ દોષોનો વિચાર કરીને મનરૂપ રાશને નિયમમાં રાખીને આ ઇન્દ્રિયરૂપ અશ્વોજ પ્રયત્નથી વિજીતવા ॥૩૩॥

તેમના વિજયનાં સાધનો કહેછુ—જીતેન્દ્રિય મહાત્માઓનો સમાગમ કરવાથી, પ્રતિદિન હરિની ઉપાસના કરવાથી અને સદસદ્વિચાર કરવાથી

तथा। नित्यं च सद्विचारेण जीयन्ते ते मुमुक्षुभिः ॥३४॥ प्रारब्धनिर्मितं यत्तदवश्यं सर्वदेहिभिः। प्राप्यते तद्वृथा क्लेशो न कार्यो देहपुष्टये ॥३५॥ अन्नवस्त्रादिना स्वस्य निर्वाहो यावता भवेत्। यतेत तावतः प्राप्त्यै वपुर्यद्धर्मसाधनम् ॥३६॥ यत्नोऽपि त्यागिना कार्यो वर्त्मनानेन नान्यथा। स्वैरवृत्त्या तु नरकान्स प्राप्नोति न

મુમુક્ષુઓએ તે ઇન્દ્રિયરૂપ અરિઓ જીતી શકાયછે. આ ભાવ છે—જે સંગ છે તે ગુણદોષમાં પ્રથમ મૂળ છે, તેમાં વિષયલંપટ અસંતોના સંગથી કામાદિ દોષો સમુદ્ભવે છે, તો અસંતોના સંગને ત્યાગ કરીને જીતેન્દ્રિય સંતોનો સંગ પ્રથમ કરવો. તેમના તે સદુપદેશ સદાચરણાદિમય સંગમહિમાને લીધે અને તેમના પ્રસાદમહિમાને લીધે મન પ્રથમ વિષયસેવનદૂષિત હોવા છતાં પણ ભગવાન હરિમાં પ્રીતિ સમુદ્ભવે. પછી અનુદિન તે તે અવસરે પ્રીતિથી ભગવાનના ચરણની પરિચર્યા, તેમના ગુણોનું ગાયન તેમનું અનુસ્મરણ, ઇત્યાદિરૂપા હરિની સેવા કરવી. અને પ્રતિદિન શબ્દાદિ વિષયોમાં રહેલા દોષોનું ચિંતન કરવું. તે આ ઉત્તમ ઉપાયોવડે તે ઇન્દ્રિયોરૂપ શત્રુઓ સુખેથી જીતી શકાય છે ॥૩૪॥ યદ્યપિ મુમુક્ષુએ પણ દેહધારણાર્થે પ્રારંભ તો કરવો જોઇએ. તથાપિ તેને અર્થે કોઈ પ્રયાસ ન કરવો તેમ તદેકચિંતાથી ક્લેશ કરવો નહિ. કેમ ? તો જે પ્રારબ્ધ કર્મયોગથી આ દેહ પ્રાપ્ત થયો છે તેજ અવશિષ્ટ પ્રારબ્ધકર્મથી દેહયાત્રા પણ અવશ્ય થાયજ. સૌએ સો પ્રયત્નો કરવા છતાં પણ પ્રારબ્ધે જે પરિકલ્પેલું છે તેથકી અધિક કોઈ પણ દેહીને મળતું નથી. અને જેને જે પ્રારબ્ધથી પ્રાપ્ય છે તે તેનું જતું પણ રહેતું નથી. માટે દેહ પોષણાર્થે વૃથાક્લેશ મુમુક્ષુઓએ નજ કરવો ॥૩૫॥ એરીતે 'પ્રારબ્ધને અનુસારેજ ફળસિદ્ધિ થાય છે' એવો નિશ્ચય કરીને, તૃષ્ણાપિશાચણીના પરિગ્રહનો પરિત્યાગ કરીને, ધર્મના સાધનભૂત દેહનો નિર્વાહ જેટલા અન્નવસ્ત્રાદિકે કરીને થાય તેટલામાત્રના સંપાદન માટે પ્રયત્ન કરે. ત્યાગિએ દેહનિર્વાહનો પ્રયત્નપણ હું કહીશ એવા સન્માર્ગથી કરવો. અન્યથા યથેચ્છ વૃત્તિથી પ્રયતતો ત્યાગી ( મુમુક્ષુ ) નરકોનેજ પામે એમાં સંશય નથી ॥૩૬–૩૭॥ તેમાં પ્રથમ ત્યાગિને દેહનિર્વાહાર્થે કરવાના વસ્ત્રસંગ્રહમાં નિયમ કહું છું–ઠંડી ટાળવા માટે એકજ

संशय. ॥३७॥ षण्मासविधृतैर्जीर्णैर्गृहस्थाद्याचितैः सितैः। एका शीतहरा कन्था वस्त्रखण्डैर्विनिर्मिता ॥३८॥ कोपीनयुगलं द्वे च तदाच्छादनवाससी। एका च प्रच्छदपटी वस्त्रखण्डोऽम्बुगालन ॥३९॥ कर्णावधि' शिरष्टोपी चतुरस्त्र शिर पट.। एतान्ययाचितप्राप्तैर्निर्मितान्यंशुकैर्नवै ॥४०॥ पाकाय परिधानार्थमेक ओर्ण पटस्तथा। स्नातस्य शीतहृन्येका जीर्णोर्णा नूतनाऽथवा ॥४१॥ वस्त्रसङ्ग्रह एतावांस्त्यागिनस्तु हितावह.। तत्रोर्णान्यानि तूकानि कार्पासान्यंशुकानि वै ॥४२॥ एतान्यप्यल्पमूल्यानि स्थूलानि च सितानि च। धातुसूत्रविहीनानि ग्राह्याण्यावश्यके सति ॥४३॥ सूक्ष्माणि च सधातूनि श्वेतवर्णेतराणि च। दीयमानान्यपि त्यागी न गृह्णीया

કથા રાખવી તે કથા છ માસપર્યંત ઇતર ગૃહસ્થોએ વાપરેલા, માટેજ જીર્ણ થએલા, પરતુ અમલિન શ્વેત એવા વસ્ત્રખડો ગૃહસ્થથકી માગવાથી મેળવીને કરવી ॥૩૮॥ બે કૌપીનો, તેની ઉપર પહેરવાના બે વસ્ત્ર, (ધોતીયા) એક ઓઢવાનુ વસ્ત્ર, (ચાદર ખેસ) એક કર્ણસુધી આવી રહે એવી માથે ઘાલવાની ટોપી એક ચોખડુ મસ્તકે બાધવાનુ વસ્ત્ર (રૂમાલ) એક જળ ગાળવા માટે વસ્ત્રખડ, (ગરણુ) આ કૌપીનાદિ આઠ યાચના વિના ગૃહસ્થથકી મળેલા નવીન વસ્ત્રોવડે બનાવેલા જાણવા ॥૩૯-૪૦॥ રસોઈ બનાવવાના સમયે (તથા ભોજન કરવાના સમયે પણ) પહેરવા માટે એક ઉર્ણામય પટ (ધાબળી) તથા શીતઋતુમા સ્નાન કર્યા પછી ટાઢ ટાળવા માટે નૂતન અથવા જીર્ણ એક ઊર્ણા (કામળી) એમ મળીને બેજ કામળીયો, આટલોજ વસ્ત્રસગ્રહ ત્યાગિને હિતકારક છે, માટે આથી અધિક વસ્ત્રસગ્રહ ત્યાગિએ ન કરવો તેમ 'પ્રીતિથી આપે છે' એમ સમજીને અધિક વસ્ત્રગ્રહણ ન કરવુ તેમા કામળી વિના બીજા જે વસ્ત્રો કહ્યા તે કપાસના તતુઓવડે બનાવેલા (સુતરાઉ) જાણવા આવશ્યક સતે તો ખોવાઈ જાય કે ફાટી જાય તો બીજા વસ્ત્રો ગ્રહણ કરવા, પરતુ તે વસ્ત્રો જાડા, અલ્પ મૂલ્યવાળા સુવર્ણાદિ ધાતુસૂત્ર રહિત શ્વેતજ ગ્રહણ કરવા પણ સૂક્ષ્મ બહુમૂલ્યવાળા રેશમ સુવર્ણરજતાદિ ધાતુ-

त्कदाचन ॥४४॥ याच्ञां विनेच्छयाऽन्येषामलाभे नूतवाससः। यावदर्थं जीर्णवासो याचेत्तेन न दोषभाक् ॥४५॥ वस्त्राणि नान्यरुणया रञ्जितान्येव मृत्स्नया। त्यागिना धारणीयानि न तु श्वेतानि कर्हिचित् ॥४६॥ श्रीकृष्णार्चोपकरणं भवेदावश्यकं तु यत्। तच्च स्नपनपात्रादि त्यागी रक्षेदधातुकम् ॥४७॥ सच्छास्त्रपुस्तकं तस्य लेखोपकरणानि च। यथोपयुक्तमेवासौ त्यागी रक्षेन्न चाधिकम् ॥४८॥ काष्ठजं तुम्बिका वापि तेन पानीयपात्रकम्। तथाविधं भुक्तिपात्रमुभे ग्राह्ये अरञ्जिते ॥४९॥ त्यागी नैव च कुर्वीत सर्वथा वित्तसङ्ग्रहम्। स्वसत्ताकं च तत्कृत्वा परेणापि न रक्षयेत् ॥५०॥ येनयेन पदार्थेन वस्त्रपात्रगवादिना। उत्पद्येत धनं तं तं सङ्ग्रहीयान्न वै

---

सूत्रसमलंकृत न ग्रहण करवां, प्रीतिथी बळात् कोई आपे तोपण त्यागी क्यारेय नज ग्रहण करे ॥४१-४४॥ याचना विना गृहस्थजनोनी इच्छाथी नवीन वस्त्र न मळे अने पोताने आवश्यक होय तो यावत्प्रयोजन जीर्णवस्त्र गृहस्थपासे मागे. एम जीर्णवस्त्रनी याचना त्यागिने दोषमाटे नथी ॥४५॥ विना याचनाथी के याचनाथी प्राप्त थएलां ते आ बधां वस्त्रो त्यागिए रक्तमृत्तिकाथी रंगेलांज धारवां पण क्यारेय धोळां तो नज धारवां ॥४६॥ वळी जे श्रीकृष्णार्चाना उपकरणभूत आवश्यक अर्घ्यपात्र स्नपनपात्रादि होय ते त्यागीए काष्ठमयज राखवुं पण ताम्रादि धातुमय नज राखवुं ॥४७॥ पुस्तकसंग्रह पण त्यागिए अधिक न करवो, किंतु जे यथोपयोगि सच्छास्त्रपुस्तक होय अने ते ते लखवानां उपकरणो जे खडीयो कलम पाटीयुं कातर चकु आदिक होय तेज त्यागीए राखवां, बीजां अधिक नहि ॥४८॥ पानीय पिवानुं पात्र अने भोजन करवानुं पात्र, एम बेज पात्रो त्यागिए राखवां. ते आ पात्रो साग आदिक काष्ठमय के तुंबिकारूपज राखवां. ते पण रंगरंजनवर्जीतज राखवां ॥४९॥ आपत्तिमां पण त्यागी वित्तसंग्रहने नज करे. तथा स्वार्थे परपासे पण ज्यां त्यांथी संग्रह न करावे तेम पोतानुं करीने रखावे नहि ॥५०॥ शंका-साक्षात् वित्त नज रखाय ए ठीक छे, परंतु वस्त्रपात्रगवादिकनो संग्रह करवाथी त्यागीने हानि

कचित् ॥५१॥ चोर्यं कुर्यान्न च त्यागी कारयेन्नैव कर्हिचित् । चौरैः सह वसेन्नैव न रक्षेत्स्वाश्रमे च तान् ॥५२॥ फलं पुष्पं च धान्यादि यद्यत्सस्वामिकं भवेत् । अयाचितं न तद्ग्राह्यं त्यागिना पापभीरुणा ॥५३॥ क्षेत्रं च वाटिका वापि न कुर्यात्कारयेन्न च । निक्षेपं च परस्यापि न रक्षेत्सर्वथा धनम् ॥५४॥ प्रोक्तेषु नियमेष्वेषु यदि स्यात्कस्यचिच्युतिः । तर्हि तस्य विधातव्यं त्यागिना निष्कृतं द्रुतम् ॥५५॥ कृतं स्यात्स्वेन यत्किञ्चिद्दुष्कृतं लघु वा महत् । वाच्यं चिचतुराणां तत्पुरतो महतां सताम् ॥५६॥ ततस्ते निष्कृतं ब्रूयुः स्वपापस्य यथा तथा । आचरेत्प्रयतस्त्यागी देशकालानुसारतः ॥५७॥

શી છે ? તો તેમ નથી તે પણ વિત્ત મેળવવાનું અનેક દ્વાર છે માટે જેણે જેણે કરીને ધનપ્રાપ્તિ થાય તે તે વસ્ત્ર પાત્ર ગવાદિ પદાર્થને ત્યાગી કદાપિ નિશ્ચે નજ સગ્રહે ॥૫૧॥ આપદામા પણ ત્યાગી ચોરલોકો સાથે સવસે નહિ અને તેમને આપદામા પણ આવાસ પોતાના આશ્રમમા નજ કરાવે, તો ત્યાગી સ્વય ચોરી ન કરે અને ન કરાવે એમા તો કાઈ કહેવાનુજ રહેતુ નથી ॥૫૨॥ વળી પત્ર પુષ્પ ફળ ધાન્ય તૃણ કાષ્ઠ દાતણ મૃત્તિકાદિ હોય અને તે ઉઘાડા પ્રદેશમા પડયુ હોય પણ તે તે ધણીયાતુ પદાર્થ તેના ધણીની અનુજ્ઞા વિના ભગવદર્થેપણ પાપભીરૂ ત્યાગીએ નજ ગ્રહણ કરવુ કિંતુ માગીનેજ લેવુ ॥૫૩॥ ખેતર વાડી વિગેરેને પણ ત્યાગી ન કરે તેમ બીજાપાસે કરાવે નહિ તથા પરનુ ધન થાપણરૂપપણ કદાપિ રાખે નહિ ધનશબ્દથી અલકારાદિ પદાર્થમાત્રનો સગ્રહ કરી લેવો તેપણ થાપણ રૂપે રાખે નહિ ॥૫૪॥

હે મુને! મેં તમને કહ્યા એવા આ નિયમો મધ્યે કોઈ નિયમનો જો ભગ પ્રમાદથી થાય તો ત્યાગિએ તેનુ પ્રાયશ્ચિત્ત વિના વિલબે કરવુ ॥૫૫॥ આમા પ્રાયશ્ચિત્તવિધાનપ્રકાર આ પ્રકારે જાણવો—નાનુ કે મોટુ યત્કિંચિત્ દુષ્કૃત પોતે કર્યુ હોય તે પ્રથમ ત્રણ ચાર મોટા સાધુઓની આગળ યથાસ્થિત કહેવુ ॥૫૬॥ અનંતર તે ધર્મનિષ્ઠ મહાસાધુઓએ પોતાના પાપનુ પ્રાયશ્ચિત્ત દેશકાળને અનુસારે જે પ્રકારે કહ્યુ તેજ પ્રકારે ત્યાગી નિયમતત્પર

उक्ताधिकांशुकादाने नूत्नवस्त्रस्य याचने । सधातुसूक्ष्मश्वेतान्यबहुमूल्यांशुकग्रहे ॥५८॥ सर्वश्वेतांशुकधृतावुक्ताधिकपरिग्रहे । एतेष्वन्यतमे दोषे पादकृच्छ्रव्रतं चरेत् ॥५९॥ रक्षेद्वा रक्षयेद्द्रव्यं त्यागी स्वस्य परस्य वा । यावन्त्यहानि स्वर्णादि तावन्त्युपवसेच्छुचि. ॥६०॥ अश्वादिवाहनं वापि गोमहिष्यादि वा मुनिः । यावन्त्यहानि संरक्षेत्तावन्त्युपवसेत्स च ॥६१॥ चौर्यं कृतं फलादेश्चेत्तर्ह्युक्त्वा तत्सतां पुर. । तान्नमस्कृत्य साष्टाङ्गमेकं चोपवसेद्दिनम् ॥६२॥ त्यागी यो नियमभ्रष्ट. स त्वन्यैस्त्यागिभिर्द्रुतम् । बहिः स्वपङ्क्तेः कर्तव्य. सर्वथा तद्धितार्थिभि' ॥६३॥ प्रायश्चित्तेन शुद्ध स्याद्यदा सन्मण्डले तदा । ग्रहीतव्यः स तु त्यागी सद्भिर्धर्मपथस्थितै ॥६४॥

થઇને આચરે ॥૫૭॥ જેટલા વસ્ત્રો રાખવાની અભ્યનુજ્ઞા મેં પ્રથમ કરી છે તેથકી અધિક વસ્ત્રનુ ગ્રહણ કરવુ, નવીન વસ્ત્રની ગૃહસ્થપાસે યાચના કરવી, મેં પ્રથમ અગ્રાહ્યપણે કહેલા સુવર્ણાદિધાતુસહિત સૂક્ષ્મ રજીત બહુમૂલ્ય આદિક વસ્ત્રોનો સગ્રહ કરવો, પહેરવા ઓઢવાના સર્વે શ્વેત વસ્ત્રો ગૃહસ્થની પેઠે ધારણ કરવા, મેં કહેલા ગ્રાહ્ય વસ્તુઓથકી અધિક વસ્તુઓનો પરિગ્રહ કરવો, આ દોષો મધ્યે એક દોષ થાય તો ત્યાગી પાદકૃચ્છ્ર વ્રત કરે ॥૫૮-૫૯॥ જ્યારે ત્યાગી પોતાનુ કે પરનુ ( થાપણ મૂકનારનુ ) સુવર્ણાદિ દ્રવ્ય રાખે કે રખાવે ત્યારે જેટલા દિવસો તેને રાખે રખાવે તેટલા દિવસ ઉપવાસ કરે તો તે શુદ્ધ થાય ॥૬૦॥ તથા જે મુનિ-સાધુ અશ્વાદિ વાહન, અથવા ગાય ભેંશ આદિક પશુઓ જેટલા દિવસ પોતાના કરીને રાખે તેટલા દિવસ તે ઉપવાસ કરે ॥૬૧॥ જો ત્યાગીએ ફળાદિકની ચોરી પ્રમાદથી કરી હોય તો મોટા સાધુઓ આગળ તે વાત નિવેદન કરીને, તેમને સાષ્ટાંગ પ્રણામ કરીને તેમની આજ્ઞાથી એક દિન ઉપવાસ કરે ॥૬૨॥ જે ત્યાગી તો સ્વધર્મરૂપ નિયમથકી ભ્રષ્ટ થયો હોય તે જ્યાસુધી શુદ્ધ થાય નહિ ત્યાસુધી તેને તેના હિતાર્થી ઇતર ત્યાગિઓએ પોતાની પંક્તિથકી તુરત સર્વથા બહાર કરવો પછી જ્યારે તે ત્યાગી પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થાય ત્યારે ધર્મમાર્ગમા રહેલા તે સતોએ

सत्सङ्गविष्णुभक्तिभ्यां सहितैर्नियमैः श्रितैः । जीयते दुर्जयोऽप्येष लोभस्त्यागिभिरञ्जसा ॥६५॥ जेतुं मया लोभमिमे ह्युपायाः प्रोक्ताश्च दोषा अपि तत्र ये ते । कामस्य दोषानथ तज्जयस्य वदाम्युपायान्मुनिवर्य ! तुभ्यम् ॥६६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्यागिधर्मेषु लोभदोषतज्जयोपायनिरूपणनामा द्विषष्टितमोऽध्यायः ॥६२॥

श्रीनारायणमुनिरुवाच—यथा जलानां सर्वेषां निधानं वारिधिर्मतः । तथैव सर्वदोषाणामाश्रयः काम उच्यते ॥१॥ ज्ञानशास्त्रातिविज्ञानां ब्रह्मस्थितिमतामपि । ब्रह्मानन्दादपि सुखं स्त्रैणं कामाद्धि शिष्यते ॥२॥

પોતાની પક્તિમા તેને લેવો ॥૬૩-૬૪॥ હે મુને ! આ નિયમો પણ સત્સંગ અને વિષ્ણુભક્તિએ સહિત અનુષ્ઠાન કર્યા હોય તો દુર્જય લોભના જયમા હેતુ થાય છે, તો આ પ્રકારે સારી રીતે અનુષ્ઠાન કરેલા આ નિયમો સંતોનો સમાગમ અને વિષ્ણુભક્તિએ કરીને દુર્જય એવો પણ લોભ ત્યાગીઓએ અનાયાસથી જીતી શકાય છે ॥૬૫॥ હે મુનિવર્ય ! આ પ્રકારે લોભગત દોષો અને લોભવિજયના ઉપાયો મેં તમને કહ્યા હવે કામના જે દોષો છે અને તેના વિજયના ઉપાયો છે તે તમને કહું છું ॥૬૬॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે ત્યાગિધર્મેષુ લોભદોષતજ્જયોપાયનિરૂપણનામા દ્વિષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૨॥

## [1]અધ્યાય ૬૩ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુને ! જેમ સમસ્ત જળમાત્રનુ નિધાન-આધાર સમુદ્ર માન્યો છે તેમજ સર્વ દોષમાત્રનો આશ્રય કામ કહ્યો છે ॥૧॥ તત્ત્વજ્ઞાનને બોધ કરનારા શાસ્ત્રોમા કુશળોના પણ, શાસ્ત્રથી સર્વને બ્રહ્માત્મકપણે જોનારાઓના પણ, કદાચિત્ યોગબળથી બ્રહ્મસ્થિતિને પામેલાઓનાપણ ચિત્તને કલુષિત કરીને કામ પોતાના વશમા ખેંચી જાય છે માટેજ તેઓ બ્રહ્માનુભવથકી પણ ભ્રષ્ટ થતા કામવશતાને પામીને સ્ત્રૈણ સુખને અધિક માનીને તેમા જઇ પડેછે ॥૨॥ પંડિત પુરૂષો પણ કામ

1 આ અધ્યાયમા ભગવાને કામદોષો અને કામજયનાઉપાયો નિરૂપણ કર્યા છે

कामेन स्त्रीसुखं लब्धुं पण्डिता अपि दम्भतः । भक्त्याटोपं ज्ञानवार्तां स्त्रीणां संसदि कुर्वते ॥३॥ कामादेव हि नार्योऽपि पुंसः सङ्गसुखाप्तये । कृष्णाभेदेन तद्भक्तसेवां प्रीत्यैव कुर्वते ॥४॥ स्त्रीसुखप्राप्तये कामाच्छिष्यं गुरुरपि स्वयम् । वञ्चयत्यथ शिष्योऽपि तदर्थं च निजं गुरुम् ॥५॥ कामात्सगोत्रागमनं गुरुस्त्रीगमनं तथा । जायते मातृगामित्वं पुत्र्यादिगमनं तथा ॥६॥ जायते कामतः पुंसां गमनं विधवास्वपि । कुलजानां चोत्तमानां यवनीश्वपचीष्वपि ॥७॥ मैथुनार्थं प्रवृत्तिश्च पुंसां पुंस्वपि जायते । पशुजातिषु वा

વેગથી પરાભવ પામતાં, દુઃખૈકમૂળ એવા પણ સ્ત્રીસંબન્ધિ સુખને પરમ સુખ સમઝીને, તેની પ્રાપ્તિમાટે સ્ત્રીયોની સભામાં પોતાના આચાર્યભાવને કે ઔપદેશક ભાવને પ્રખ્યાપન કરવા દંભથી જ્ઞાનવાર્તા અને ભક્તિવાદોને ભક્ત્યાટોપથી ( નેત્રમાં જળ લાવવાપૂર્વક ભગવાનમાં પોતાનો સ્નેહ બતાવાના આડંબરથી ) કરેછે. ( આ ખેદની બાબત છે કે–જેનું વિજ્ઞાન નિઃશ્રેયસ માટે છે, તેની વાર્તાઓ કામાન્ધોને તો બીજાને છેતરવામાટે થાય છે, તેને કોણ જાણવા? પશુઓ કે અસુરો ? આ એજ એવું અવળું કરે ) ॥૩॥ કેટલીક કામાન્ધ કાંતાઓપણ પુરૂષના સંગસુખને કામતી થકી ભક્તાભાસોની સેવામાં–'આ સાક્ષાત્ શ્રીકૃષ્ણ છે, તે એની સર્વ પ્રકારે સેવા કરવી એજ માનુષ જન્મનું પરમ ફળ છે' એમ માનીને પોતાની ભગવદ્ભક્તાજનની પરિચર્યાપરાયણતા પ્રખ્યાપન કરવા પ્રેમથીજ પ્રવર્તેછે ॥૪॥ સ્વય ગુરૂપણ કામાક્રાંત થતાં શિષ્યને પણ છેતરીને તેની દારાનેવિષે રમેછે. તથા શિષ્ય પણ કામાતુર થતાં પોતાના ગુરૂનેપણ ઠગીને તેની દારામાં રમે છે ॥૫॥ વળી જે દુરાચારો સંતોએ અવાચ્ય સગોત્રાસ્ત્રીગમન ગુરૂસ્ત્રીગમન માતૃગમન અને પુત્રીભગિનીગમનાદિક છે તે સર્વેપણ કામવેગથી સમુદ્ભવેછે ॥૬॥ કામાકુળ નરો મૈથુનાર્થે વિધવાઓમાં પણ પ્રવર્તે છે તથા મહાકુળમાં ઉત્પન્ન થએલા અને બ્રાહ્મણાદિ ઉત્તમ જ્ઞાતિમાં ઉત્પન્ન થએલા પણ નરો કામવેગથી મ્લેચ્છ અંત્યજાદિ નીચ નારીઓમાં પણ કામસુખાર્થે પ્રવર્તેછે ॥૭॥ વળી જે આ પુરૂષોનાં

कापि गर्दभीप्रमुखासु च ॥८॥ कीशवद्धैर्यहीनस्य त्यागिनो महतोऽपि च । करमन्थेन कामाद्धि जायते वीर्यपातनम् ॥९॥ कामाद्धि वर्णसाङ्कर्यं सर्वथा जायते भुवि । चतुर्णामाश्रमाणां च वर्णानां धर्मनाशनम् ॥१०॥ पतिपित्रादिघाते च कामात् स्त्रीणां प्रवर्तनम् । अवध्यानामपि स्त्रीणां घाते पुंसस्तथैव च ॥११॥ अभक्ष्यमत्स्यमांसादिभक्षणेऽपि प्रवर्तनम् । कामाद्भवत्युत्तमानां सुरापाने तथाऽनृते ॥१२॥ काममाश्रित्य वर्तन्ते क्रोधश्च मदमत्सरौ । मानेर्ष्यादर्पदम्भाश्च निर्लज्जत्वं च पैशुनम् ॥१३॥ अपकीर्तिश्च सम्मोहः स्मृतिभ्रंशो मतिक्षयः । अपमृत्युर्महारोगाः काममेव समाश्रिताः ॥१४॥ श्वादिनीचतनुप्राप्तिर्नानानरकयातनाः । कामाद्भवन्त्यस-

પુરૂષોમા તથા વિજાતીય ગર્દભીપ્રમુખ પશુઓમા પણ મૈથુનાર્થે પ્રવૃત્તિરૂપ ઉન્મર્યાદિત કામકુચેષ્ટિતો છે, પોતાની મનુષ્યપ્રકૃતિવિરૂદ્ધ એવા પણ તે સર્વેપણ કામવિમોહને લીધે સમુદ્ભવેછે ॥૮॥ વળી કેટલાક કામવેગને રોકવા માટે અસમર્થ ધૈર્યહીન ત્યાગી નરો કોઇપણ કુચેષ્ટિત કરમથાદિકે કરીને વાનરની પેઠે વીર્યપાતમાત્રમાં પ્રવર્તેછે ॥૯॥ વળી કામવિમોહ થકીજ વર્ણસંકરતા પૃથ્વીમા સર્વથા પ્રવર્તે છે અને તેજ મૂળથી ચાર વર્ણ આશ્રમના ધર્મોનો લોપ થાય છે કામદોષ થકીજ પતિપિતાપ્રમુખના વધમા સ્ત્રીયોની પ્રવૃત્તિ થાયછે, તેમજ શાસ્ત્રમા અવધ્યપણે કહેલી પણ વધૂઓના વધમા પુરૂષોની પ્રવૃત્તિ થાય છે ॥૧૦-૧૧॥ વળી કામ વેગથી અભક્ષ્યભક્ષણ, મત્સ્યમાંસાદિભક્ષણ અને સુરાપાનમા ઉત્તમ પુરૂષોની પણ પ્રવૃત્તિ થાય છે તથા અસત્યભાષણમા પ્રવૃત્તિ થાયછે ॥૧૨॥ ક્રોધ મદ માત્સર્ય માન ઈર્ષ્યા ગર્વ દંભ નિર્લજ્જતા ચાડીયાપણુ વિગેરે તથા અપકીર્તિ, સંમોહ, (અન્યથા જ્ઞાન જે અસ્થાનમા પ્રેમાન્ધતા) સદુપદેશથી મળેલા તત્વાર્થનો સ્મૃતિભ્રંશ, સદસદ્વિવેચનમા સમર્થ મતિનો હ્રાસ, અપમૃત્યુ, દુ:સાધ્ય મહારોગો, આ બધા દોષો કામદોષથી સમુદ્ભવે છે ॥૧૩-૧૪॥ વળી કામદોષથકી પરલોકમા નાનાવિધ નરકયાતનાઓ, શ્વાનસૂકરાદિ નીચ તનુની પ્રાપ્તિ, તેથી જન્માંતરમાં પણ અસદ્બુદ્ધિ

द्धुद्धिः संसृतिश्च पुनःपुनः ॥१५॥ इत्यादयो बहुविधा दोषाः कामस्य सन्ति वै । अथ तस्य जयोपायाः कीर्त्यन्ते गुणसंज्ञकाः ॥१६॥ कामो हि बलवाञ्छत्रुर्यौवने नृंश्च योषितः । पीडयत्येव नितरां जेयोऽसौ सद्व्रतादिभिः ॥१७॥ धारणापारणासंज्ञं चातुर्मास्ये व्रतं शुभम् । प्रतिवर्षं विधातव्यं यथोक्तविधिनैव तत् ॥१८॥ चान्द्रायणं पराकं वा देशकालानुसारतः । कुर्वीत चतुरो मासान्कामोन्मूलनकृद्व्रतम् ॥१९॥ कृच्छ्रातिकृच्छ्राख्यव्रतं व्रतं सान्तपनं तथा । उद्दालकं यावकं वा सौम्यकृच्छ्राभिधं व्रतम् ॥२०॥ फलकृच्छ्रं पर्णकृच्छ्रं मूलकृच्छ्राम्बुकृच्छ्रके । मासोपवासाख्यव्रतं कुर्यात्त्यागी पुमान्मुने ! ॥२१॥ व्रतैरेव विनश्यन्ति मनसः कामवासनाः । प्रत्यब्दं तानि

અને સંસૃતિ, એમ અધોગતિજ થયા કરેછે ॥૧૫॥ ઇત્યાદિ બહુવિધ દોષો કામદોષથકી ઉદ્ભવે છે. હવે આવા દોષાકર કામના જયના ગુણ સજ્ઞિત ઉપાયો કહુંછુ ॥૧૬॥

જે આ બળવાન્ શત્રુ કામ યૌવનમા નર અને નારીને વિવિધ દુર્નિવાર્ય વિકારવેગોવડે ઠોકીઠોકીને અત્યત પીડેછે, તે આ કામ સદ્વ્રત વિગેરેવડે ત્યાગીએ જીતવા યોગ્ય છે આદિશબ્દથી વસ્તુવિચારવિગેરેનુ ગ્રહણ કરવું ॥૧૭॥ માટે ત્યાગધર્મનિષ્ઠ જને ઇન્દ્રિયનિગ્રહમા પ્રવર્તતાં ધારણાપારણા નામનું શુભ તપોવ્રત પ્રતિવર્ષ ચાતુર્માસ્યમા શાસ્ત્રોક્ત વિધિને અનુસારેજ કરવું ॥૧૮॥ ચાંદ્રાયણ કે પરાક કામોન્મૂળનકારક વ્રત દેશકાળને અનુસારે ચાર માસ તરણ ત્યાગી કરે ॥૧૯॥ તથા કૃચ્છ્રાતિકૃચ્છ્રવ્રત, સાતપનવ્રત, ઉદ્દાલકવ્રત, યાવકવ્રત, સૌમ્યકૃચ્છ્રવ્રત, તથા હે મુને ! ફળકૃચ્છ્ર પર્ણકૃચ્છ્ર, મૂળકૃચ્છ્ર, જળકૃચ્છ્ર, માસોપવાસવ્રત, આ સર્વ વ્રતોને માસપર્યંત ત્યાગી પુરૂષ કરે (ચાદ્રાયણાદિ વ્રતો અને કૃચ્છ્રાતિકૃચ્છ્રાદિ વ્રતોનાં લક્ષણો પંચમ પ્રકરણથકી જાણવા ) ॥૨૦-૨૧॥ આ સદ્વ્રતોના અનુષ્ઠાનથી ઇન્દ્રિયરૂપ ઘોડાઓ પ્રક્ષીણબળવાળા થતાં મનોગત દુર્વાસના વિનષ્ટ થવાથી ક્રમશ વશપણાને પામેછે. આહારશુદ્ધિરૂપ વ્રતવિશેષ વિના વિષયદોષના વિમર્શમાત્રથી ઇન્દ્રિયો વિષયોથકી પાછાં વળતાં નથી,

तत्कुर्याद्यावत्स्यात्कामसङ्क्षयः ॥२२॥ तथा वस्तुविचारेण महतां सङ्गमेन च । त्यागिभिर्जीयते नूनमेष कामोऽपि दुर्जयः ॥२३॥ यां तु कामविलासार्थं पुमानभिलषेत् स्त्रियम् । मांसास्थिस्नायुमज्जासृक्श्लेष्मविष्ठामयी हि सा ॥२४॥ उद्दिश्याप्यसतीं योषां कामेन विवशः पुमान् । यानि कर्माणि कुरुते जायन्ते तान्यृतानि हि ॥२५॥ तैः कर्मभिस्ततो याति नरकान्विविधान्नरः । योनीः श्वखरकीशाद्या लभते च पुनः पुनः ॥२६॥ इत्थं विचार्य तत्सङ्गं त्यक्त्वा दूरत एव हि । एतेषु नियमेष्वेव वर्तितव्यं मुमुक्षुभिः

માટે અવશ્ય ઉક્ત સર્વે વ્રતો ત્યાગિએ યુવા વયમાં જ્યાંસુધી કામનો સંક્ષય થાય ત્યાંસુધી પ્રતિવર્ષ કરવાં ॥૨૨॥ કેવળ મૂઢગ્રાહથી ગ્રહણ કરેલા વ્રતમાત્રથી કામવિજય થતો નથી, કિંતુ મોટા સંતોના સમાગમથી અને વારંવાર વસ્તુવિચાર-વિષયદોષવિમર્શથીજ દુર્જય એવો પણ તે કામ ત્યાગિઓથી નિશ્ચે જીતી શકાયછે, માટે તેનો સમાશ્રય કરવો ॥૨૩॥ તેમાં પ્રથમ વિષયદોષનું નિરૂપણ કરી બતાવુંછું-જેણીને પુરૂષ કામવિમોહિત થતાં સમભિલષે છે તે સ્ત્રીસંજ્ઞાથી વ્યપદેશ કરાયછે, પરંતુ વસ્તુતઃ તત્વવિચાર કરતાં તે માંસ અસ્થિ સ્નાયુ મજ્જા રૂધિર શ્લેષ્મ વિષ્ઠા વિગેરે મળનો એક સંઘાતવિશેષજ છે. સંઘાતની વિચિત્રતાને લીધે ભિન્ન નામ આવે છે એટલામાત્રથી અર્થતત્ત્વ બીજું થઈ જવાને યોગ્ય નથી, (થઈ જતું નથી) તો આરીતે કેવળ કોઈ પણ અપૂર્વ નામથી વ્યવહાર કરાતા તેજ મળમય અસત્પ્રાય પિંડમાં 'આતો અતિશુભા સ્ત્રી છે' એવા વ્યામોહને લીધે કામપરવશ થતાં પુરૂષ વિધિનિષેધનો અતિક્રમ કરીને સ્વેચ્છાથી પશુની પેઠે જે કર્મોને કરેછે તે ક્ષણવિનાશિ ક્રિયાસ્વરૂપ છે પણ સત્ય થઇને-બહુકાળ ભોગવવું પડે એવું પ્રબળતર દુઃખરૂપ ફળ આપનારાં થઇને અવશ્ય એને નિશ્ચે નરકમાં નાંખેછે. પછી તે કામપરવશ પુરૂષ તે કર્મોએ કરીનેતેતે અનેકનરકોમાં દુરંત દુઃસહ દુઃખને અનુભવીને, ફરી આ લોકમાં કુક્કુર ખર વાનર વરાહ વિગેરે ચોરાશી લાખ યોનિઓને પામ્યા કરેછે ॥૨૪-૨૬॥ આવો સ્ત્રીસંગમાં મહાદોષ સમજીને દૂરથીજ તેનો ત્યાગ કરીને,

॥२७॥ कथा वार्ताः क्वचिन्नैव स्त्रीणां श्रव्या असत्प्रियाः। त्यागिभिः पुरुषैस्तासां कर्तव्यं कीर्तनं न च ॥२८॥ स्त्रीभिः सह न च क्रीडां न च तासां निरीक्षणम्। न गुह्यभाषणं ताभिः सह कुर्यात्कदाचन ॥२९॥ सङ्कल्पो निश्चयश्चापि न कर्तव्यस्तदाप्तये। स्पर्शस्तु नैव कर्तव्यो दारव्या अपि योषितः ॥३०॥ ज्वलद्वह्नौ वरं पातो वरं वा विषभक्षणम्। कूपे वा पतनं श्रेष्ठं न तु स्त्रीगमनं क्वचित् ॥३१॥ तथा स्त्रीजातिमात्रस्य गुह्यमङ्गं कदाचन। द्रष्टव्यं त्यागिभिर्नैव स्पृश्यं स्त्रीवसनं न च ॥३२॥ धौतार्द्राद्धौतशुष्काद्वा नवीनाद्योषितोंऽशुकात्। इतरस्य तु संस्पर्शे जाते दोषो न चान्यथा ॥३३॥ नारीणां सम्मुखं तैश्च नोपवेश्यं कदाचन। तासां चित्रं न कर्तव्यं

હું કહીશ એવા નિયમોમાં મુમુક્ષુ ત્યાગીઓએ અચળપણે રહેવું ॥૨૭॥

તે આ નિયમો–નારીઓની શૃંગારિક કથા વાર્તાઓ જે અસજ્જનોને પ્રિય છે તે મુમુક્ષુ સંત જનોએ કદાપિ નજ સાંભળવી અને નજ કહેવી ॥૨૮॥ તથા ત્યાગધર્મનિષ્ઠ સાધુ સ્ત્રીઓની સાથે ક્રીડા ગુહ્યભાષણ નિરીક્ષણાદિ કદાપિ નજ કરે તથા સ્ત્રીપ્રાપ્ત્યર્થે સંકલ્પ અધ્યવસાયાદિ નજ કરે તથા સ્ત્રીનો સ્પર્શ નજ કરે કિં બહુના–કાષ્ઠમયી પણ યુવતીનો સ્પર્શ ન કરે ॥૨૯–૩૦॥ ત્યાગધર્મમાં નિષ્ઠાવાળા સાધુને પ્રજ્જ્વળતા અગ્નિમાં પ્રવેશ, તીવ્ર વિષભક્ષણ અને ઉંડા કુવામાં પતન શ્રેષ્ઠ છે. પણ કદાપિ સ્ત્રીસંયોગ શ્રેષ્ઠ નથીજ. ત્યાગિને આત્મઘાત પાપની અપેક્ષાએ આ અતિ પાપ સ્ત્રીસંગ વ્યાપાર છે ॥૩૧॥ તથા ત્યાગિએ માનુષજાતીય કે પશુપક્ષ્યાદિ જાતીય હોય, પ્રાણિમાત્રનું સ્ત્રીભાવને સૂચવનારૂં ગુહ્ય અંગ કદાપિ નજ જોવું. તથા સ્ત્રીવસ્ત્ર–સ્ત્રીના અંગમાં રહેલું કે તેણીએ પહેરીને અન્યત્ર મુકેલુ જે વસ્ત્ર તેનો અકામથી પણ સ્પર્શ નજ કરવો ॥૩૨॥ તેમાં જે ધોયુંથકુ ભીનું હોય, જે ધોયુંથકુ સુકાએલુ હોય અને જે નવીન હોય, તેવા વનિતાવસ્ત્રની અકામથી કરેલો સ્પર્શ દોષમાટે નથી. તેથકી ઇતર પૂર્વોક્ત સ્ત્રીવસ્ત્રનો સ્પર્શ તો દોષમાટે થાય છે ॥૩૩॥ તથા ત્યાગીઓએ સ્ત્રીઓને સંમુખ ક્યારેય નજ બેસવું. નારીઓની ચિત્રપ્રતિમા નજ કરવી

नावलोक्यं तथैव तत् ॥३४॥ धनुर्मात्रान्तरं त्यक्त्वा गन्तव्यं दूरतः स्त्रियाः । हर्युत्सवेषु बहुले जनौघे मिलिते सति ॥३५॥ देवालये चाश्वदिशो तथा सङ्कीर्णवर्त्मनि । भिक्षाटने च संरक्ष्यं स्त्रीस्पर्शात्स्वाङ्गमेव हि ॥३६॥ यत्र या स्यात्क्रिया स्त्रीणां तत्र कार्या न सा तथा। स्त्रीवेषधारी च पुमान्नेक्ष्यः स्पृश्यो न च कश्चित् ॥३७॥ सम्भाषणं न कर्तव्यं स्त्रीभिः सह कदाचन । न वर्णनीयाश्च गुणास्तासां नैवागुणा अपि ॥३८॥ स्त्रियमुद्दिश्य कर्तव्यं न विष्णोर्गुणकीर्तनम् । स्त्रिया मुखादपि तथा नैव श्रव्या कथा हरेः ॥३९॥ शालग्रामस्य यस्य स्यात्स्वयं योषैव पूजिका । दर्शनार्थं न वै तस्य गन्तव्यं

તેમજ તે નજ જોવી ॥૩૪॥ માર્ગમાં સ્ત્રીથકી ધનુર્માત્ર અંતર (ચાર હસ્તપરિમિત અંતરાળ) પરહરીને દૂરથી જવું. જન્માષ્ટમી આદિક ભગવદુત્સવ પ્રસંગથી ભેગા થએલા બહુજન સમાજની ભીડમાં, દેવમંદિરમાં, સાંકડા માર્ગમાં અને ભિક્ષાયાચનપ્રસંગમાં સ્ત્રીઓના અંગસ્પર્શથકી સ્વાંગનીજ સંરક્ષા કરવી તથા માર્ગમાં અહીં તહીં દોડાદોડ કરતી બાળકીઓના સ્પર્શથકી સ્વાંગની સંરક્ષા કરવી. આ પાંચ સ્થાનોમાં જેરીતે અંગનાના અંગનો સ્પર્શ ન થાય તેરીતે વર્તવું; પણ ત્યાં ધનુર્માત્ર અંતરનું આલોચન કરવા રહેવું નહિ ॥૩૫-૩૬॥ સ્નાનાદિ ક્રિયાઓ જે સ્થળમાં સ્ત્રિયો કરતી હોય તે સ્થળમાં તે ક્રિયાઓ ત્યાગિઓએ નજ કરવી. તથા સ્ત્રીવેષધારી પુરુષ (ભવૈયો કે બીજો કોઈ તેવો) કદાપિ જોવો નહિ તેમ તેનો સ્પર્શ પણ કરવો નહિ ॥૩૭॥ સ્ત્રીયો સાથે કદાપિ સંભાષણ જેમ ન કરવું તેમ 'આ રૂપગુણસંપન્ન છે, આ તો રૂપગુણવિહીન છે' એમ સ્ત્રીયોના ગુણોનું તથા દોષોનું પણ કીર્તનપણ ત્યાગીએ નજ કરવું. ગુણદોષ કહેવાના પ્રસંગથી તેના વિષયની વાસના કદાચિત્ થાય. તેવો પણ તે પ્રસંગ નજ કરવો ॥૩૮॥ ભલે ભગવદ્ગુણકથા હોય પણ ત્યાગીએ સ્ત્રીયોને સમુદ્દેશીને પુરુષાભિમુખ રહીને ન કીર્તન કરવી તથા સ્ત્રીયોના મુખથકી ભલે ભગવત્કથા હોય તોપણ તે નજ સાંભળવી ॥૩૯॥ જે શાળગ્રામની પૂજા કરનારી સ્વયં કેવળ નારીજ હોય તે શાળ-

त्यागिभिः क्वचित् ॥४०॥ भिक्षां सभाप्रसङ्गं वा विना न गृहिणां गृहान् । गच्छेयुस्त्यागिपुरुषा गच्छेयुः क्वापि नैकलाः ॥४१॥ ब्रह्मचर्यं न हातव्यमपि प्राणात्यये निजम् । तत्त्यागबोधकं वाक्यं न ग्राह्यं स्वगुरोरपि ॥४२॥ नैव कारयितव्यं च स्वस्थाने स्त्रीप्रवेशनम् । अन्नोदकादि पुरुषैरानाय्यं न स्त्रिया क्वचित् ॥४३॥ सम्मार्जनोपलेपादि स्वकुट्यामाचरेत्स्वयम् । पुंसा वा कारयेत्त्यागी न तु तत्क्वापि योषया ॥४४॥ यत्र स्त्रियाः पादचारो भूतपूर्वो भवेत्स्थले । तल्लेपयित्वा वस्तव्यं पुंसा वा प्रोक्ष्य वारिणा ॥४५॥ सङ्गो नैव च कर्तव्यः शिश्नोदरसुखैषिणाम् । स्त्रीसङ्गवत्स्त्रैणसङ्गो दूराद्धेयो मुमुक्षुभिः

ગ્રામના દર્શન કરવા ત્યાગિઓએ ક્યારેય નજ જવું ॥૪૦॥ સભાપ્રસંગ વિના અથવા ભિક્ષાપ્રસંગ વિના ગૃહીઓના ગૃહોપ્રતિ અગૃહી ત્યાગિઓએ નજ જવું. તથા કોઈ સ્થળમાં પણ ત્યાગિપુરૂષોએ એકલા નજ જવું ॥૪૧॥ જે બ્રહ્મચર્યવ્રત નિ શ્રેયસસાધક પોતે આદર્યું હોય તેનો પ્રાણપ્રયાણમાં પણ પરિત્યાગ કરવો નહિ, કેમકે મુમુક્ષુને તેજ પરમ હિત છે. તેના ત્યાગને અવબોધ આપનારૂં ગુરૂનું પણ વચન નજ માનવું (કદાચિત્ ગુરૂપણ કહે કે–બ્રહ્મચર્ય દુઃસાધ્ય છે તેની શી જરૂર ? ગાર્હસ્થતો સમસ્ત ધર્મનું આસ્પદ હોઇને સુસાધ્ય છે, તેનો સમાશ્રય કરીને શ્રેયોમાર્ગમાં યતન કર્ય, આવું તે વચન નજ માનવું ) ॥૪૨॥ તથા પોતાના આવાસ સ્થાનમાં સ્ત્રિયોનો પ્રવેશ ત્યાગિએ નજ કરાવવો તથા અપેક્ષિત અન્નોદકાદિ સ્વાર્થે સ્ત્રીદ્વારા કદાપિ ન મગાવવું. કિંતુ પુરૂષોપાસેજ મગાવવું ॥૪૩॥ ત્યાગીએ પોતાના નિવાસસ્થાનમાં ( મદિર કે ધર્મશાળામાં ) વાળવું લીંપવું વિગેરે પણ નારીપાસે કદાપિ નજ કરાવવું, કિંતુ પોતેજ કરવું અથવા પુરૂષપાસે કરાવવું ॥૪૪॥ જે સ્થળમાં સ્ત્રીયોના ચરણનું સંચરણ પ્રથમ વિશેષ થએલુ હોય તે સ્થળને છાણથી પુરૂષપાસે લીંપાવીને તેમાં વસવું. લીંપવાની અનુકૂળતાના અભાવમાં અને આપત્કાળમાં તો જળથી ત્યાં પ્રોક્ષણ કરીને વસવું ॥૪૫॥ જેઓ કેવળ શિશ્નોદરપરાયણ વર્તે છે તે જનોનો સગ ત્યાગિએ નજ કરવો. મુમુક્ષુઓએ સ્ત્રીસગની

नावलोक्यं तथैव तत् ॥३४॥ धनुर्मात्रान्तरं त्यक्त्वा गन्तव्यं दूरतः स्त्रियाः । हर्युत्सवेषु बहुले जनौघे मिलिते सति ॥३५॥ देवालये चाश्वदिशौ तथा सङ्कीर्णवर्त्मनि । भिक्षाटने च संरक्ष्यं स्त्रीस्पर्शात्स्वाङ्गमेव हि ॥३६॥ यत्र या स्यात्क्रिया स्त्रीणां तत्र कार्या न सा तथा । स्त्रीवेषधारी च पुमान्नेक्ष्यः स्पृश्यो न च कचित् ॥३७॥ सम्भाषणं न कर्तव्यं स्त्रीभिः सह कदाचन । न वर्णनीयाश्च गुणास्तासां नैवागुणा अपि ॥३८॥ स्त्रियमुद्दिश्य कर्तव्यं न विष्णोर्गुणकीर्तनम् । स्त्रिया मुखादपि तथा नैव श्रव्या कथा हरेः ॥३९॥ शालग्रामस्य यस्य स्यात्स्वयं योषैव पूजिका । दर्शनार्थं न वै तस्य गन्तव्यं

---

તેમજ તે નજ જોવી ॥૩૪॥ માર્ગમા સ્રીથકી ધનુર્માત્ર અતર (ચાર હસ્તપરિમિત અતરાળ) પરહરીને દૂરથી જવું જન્માષ્ટમી આદિક ભગવદુત્સવ પ્રસગથી ભેગા થએલા બહુજન સમાજની ભીડમાં, દેવમહિરમાં, સાકડા માર્ગમાં અને ભિક્ષાયાચનપ્રસંગમાં સ્રીઓના અગસ્પર્શથકી સ્વાગનીજ સંરક્ષા કરવી તથા માર્ગમા અહીં તહી દોડાદોડ કરતી બાળકીઓના સ્પર્શથકી સ્વાગની સંરક્ષા કરવી. આ પાંચ સ્થાનોમાં જેરીતે અગનાના અંગનો સ્પર્શ ન થાય તેરીતે વર્તવું, પણ ત્યાં ધનુર્માત્ર અતરનું આલોચન કરવા રહેવું નહિ ॥૩૫-૩૬॥ સ્નાનાદિ ક્રિયાઓ જે સ્થળમા સ્રિયો કરતી હોય તે સ્થળમાં તે ક્રિયાઓ ત્યાગિઓએ નજ કરવી તથા સ્રીવિષધારી પુરૂષ (ભવૈયો કે બીજો કોઈ તેવો) કદાપિ જોવો નહિ તેમ તેનો સ્પર્શ પણ કરવો નહિ ॥૩૭॥ સ્રીયો સાથે કદાપિ સંભાષણ જેમ ન કરવું તેમ 'આ રૂપગુણસપન્ન છે, આ તો રૂપગુણ વિહીન છે' એમ સ્રીયોના ગુણોનુ તથા દોષોનું પણ કીર્તનપણ ત્યાગીએ નજ કરવું ગુણદોષ કહેવાના પ્રસંગથી તેના વિષયની વાસના કદાચિત્ થાય તેવો પણ તે પ્રસંગ નજ કરવો ॥૩૮॥ ભલે ભગવદ્ગુણકથા હોય પણ ત્યાગીએ સ્રીયોને સમુદ્દેશીને પુરૂષાભિમુખ રહીને ન કીર્તન કરવી તથા સ્રીયોના મુખથકી ભલે ભગવત્કથા હોય તોપણ તે નજ સાભળવી ॥૩૯॥ જે શાળગ્રામની પૂજા કરનારી સ્વય કેવળ નારીજ હોય તે શાળ

त्यागिभिः क्वचित् ॥४०॥ भिक्षां सभाप्रसङ्गं वा विना न गृहिणां गृहान् । गच्छेयुस्त्यागिपुरुषा गच्छेयुः क्वापि नैकलाः ॥४१॥ ब्रह्मचर्यं न हातव्यमपि प्राणात्यये निजम् । तत्त्यागबोधकं वाक्यं न ग्राह्यं स्वगुरोरपि ॥४२॥ नैव कारयितव्यं च स्वस्थाने स्त्रीप्रवेशनम् । अन्नोदकादि पुरुषैरानाय्यं न स्त्रिया क्वचित् ॥४३॥ सम्मार्जनोपलेपादि स्वकुर्व्यामाचरेत्स्वयम् । पुंसा वा कारयेत्त्यागी न तु तत्क्वापि योषया ॥४४॥ यत्र स्त्रियाः पादचारो भूतपूर्वो भवेत्स्थले । तल्लेपयित्वा वस्तव्यं पुंसा वा प्रोक्ष्य वारिणा ॥४५॥ सङ्गो नैव च कर्तव्यः शिश्नोदरसुखैषिणाम् । स्त्रीसङ्गवत्स्त्रैणसङ्गो दूराद्धेयो मुमुक्षुभिः

ગ્રામનાં દર્શન કરવા ત્યાગિઓએ ક્યારેય નજ જવું ॥૪૦॥ સભાપ્રસંગ વિના અથવા ભિક્ષાપ્રસંગ વિના ગૃહીઓના ગૃહોપ્રતિ અગૃહી ત્યાગિઓએ નજ જવું. તથા કોઈ સ્થળમાં પણ ત્યાગિપુરૂષોએ એકલા નજ જવું ॥૪૧॥ જે બ્રહ્મચર્યવ્રત નિઃશ્રેયસસાધક પોતે આદર્યું હોય તેનો પ્રાણપ્રયાણમાં પણ પરિત્યાગ કરવો નહિ, કેમકે મુમુક્ષુને તેજ પરમ હિત છે. તેના ત્યાગને અવબોધ આપનારૂં ગુરૂનું પણ વચન નજ માનવું. (કદાચિત્ ગુરૂપણ કહે કે-બ્રહ્મચર્ય દુઃસાધ્ય છે તેની શી જરૂર? ગાર્હસ્થ્યતો સમસ્ત ધર્મનું આસ્પદ હોઇને સુસાધ્ય છે, તેનો સમાશ્રય કરીને શ્રેયોમાર્ગમાં યતન કર્ય, આવું તે વચન નજ માનવું ) ॥૪૨॥ તથા પોતાના આવાસ સ્થાનમાં સ્ત્રિયોનો પ્રવેશ ત્યાગિએ નજ કરાવવો. તથા અપેક્ષિત અન્નોદકાદિ સ્વાર્થે સ્ત્રીદ્વારા કદાપિ ન મગાવવું. કિંતુ પુરૂષોપાસેજ મંગાવવું ॥૪૩॥ ત્યાગીએ પોતાના નિવાસસ્થાનમાં ( મંદિર કે ધર્મશાળામાં ) વાળવું લીંપવું વિગેરે પણ નારીપાસે કદાપિ નજ કરાવવું, કિંતુ પોતેજ કરવું અથવા પુરૂષપાસે કરાવવું ॥૪૪॥ જે સ્થળમાં સ્ત્રીયોના ચરણનું સંચરણ પ્રથમ વિશેષ થએલું હોય તે સ્થળને છાણથી પુરૂષપાસે લીંપાવીને તેમાં વસવું. લીંપવાની અનુકૂળતાના અભાવમાં અને આપત્કાળમાં તો જળથી ત્યાં પ્રોક્ષણ કરીને વસવું.॥૪૫॥ જેઓ કેવળ શિશ્નોદરપરાયણ વર્તે છે તે જનોનો સંગ ત્યાગિએ નજ કરવો. મુમુક્ષુઓએ સ્ત્રીસંગની

नावलोक्यं तथैव तत् ॥३४॥ धनुर्मात्रान्तरं त्यक्त्वा गन्तव्यं दूरतः स्त्रियाः । हर्युत्सवेषु बहुले जनौघे मिलिते सति ॥३५॥ देवालये चात्रदिशौ तथा सङ्कीर्णवर्त्मनि । भिक्षाटने च संरक्ष्यं स्त्रीस्पर्शात्स्वाङ्गमेव हि ॥३६॥ यत्र या स्यात्क्रिया स्त्रीणां तत्र कार्या न सा तथा। स्त्रीवेषधारी च पुमान्नेक्ष्यः स्पृश्यो न च क्वचित् ॥३७॥ सम्भाषणं न कर्तव्यं स्त्रीभिः सह कदाचन । न वर्णनीयाश्च गुणास्तासां नैवागुणा अपि ॥३८॥ स्त्रियमुद्दिश्य कर्तव्यं न विष्णोर्गुणकीर्तनम् । स्त्रिया मुखादपि तथा नैव श्रव्या कथा हरेः ॥३९॥ शालग्रामस्य यस्य स्यात्स्वयं योषैव पूजिका । दर्शनार्थं न वै तस्य गन्तव्यं

તેમજ તે નજ જોવી ॥૩૪॥ માર્ગમાં સ્ત્રીથકી ધનુર્માત્ર અંતર (ચાર હસ્તપરિમિત અંતરાળ) પરહરીને દૂરથી જવું. જન્માષ્ટમી આદિક ભગવદુત્સવ પ્રસંગથી ભેગા થએલા બહુજન સમાજની ભીડમાં, દેવમંદિરમાં, સાંકડા માર્ગમાં અને ભિક્ષાયાચનપ્રસંગમાં સ્ત્રીઓના અંગસ્પર્શથકી સ્વાંગનીજ સંરક્ષા કરવી તથા માર્ગમાં અહીં તહીં દોડાદોડ કરતી બાળકીઓના સ્પર્શથકી સ્વાંગની સંરક્ષા કરવી. આ પાંચ સ્થાનોમાં જેરીતે અંગનાના અંગનો સ્પર્શ ન થાય તેરીતે વર્તવું, પણ ત્યાં ધનુર્માત્ર અંતરનું આલોચન કરવા રહેવું નહિ ॥૩૫-૩૬॥ સ્નાનાદિ ક્રિયાઓ જે સ્થળમાં સ્ત્રિયો કરતી હોય તે સ્થળમાં તે ક્રિયાઓ ત્યાગિઓએ નજ કરવી. તથા સ્ત્રીવેષધારી પુરૂષ (ભવૈયો કે બીજો કોઈ તેવો) કદાપિ જોવો નહિ તેમ તેનો સ્પર્શ પણ કરવો નહિ ॥૩૭॥ સ્ત્રીયો સાથે કદાપિ સંભાષણ જેમ ન કરવું તેમ 'આ રૂપગુણસંપન્ન છે, આ તો રૂપગુણવિહીન છે' એમ સ્ત્રીયોના ગુણોનું તથા દોષોનું પણ કીર્તનપણ ત્યાગીએ નજ કરવું. ગુણદોષ કહેવાના પ્રસંગથી તેના વિષયની વાસના કદાચિત્ થાય. તેવો પણ તે પ્રસંગ નજ કરવો ॥૩૮॥ ભલે ભગવદ્ગુણકથા હોય પણ ત્યાગીએ સ્ત્રીયોને સમુદ્દેશીને પુરૂષાભિમુખ રહીને ન કીર્તન કરવી તથા સ્ત્રીયોના મુખથકી ભલે ભગવત્કથા હોય તોપણ તે નજ સાંભળવી ॥૩૯॥ જે શાળગ્રામની પૂજા કરનારી સ્વયં કેવળ નારીજ હોય તે શાળ-

तस्य तस्याशु प्रायश्चित्तं हितैषिभिः ॥५३॥ अज्ञानात्स्त्रीकथायास्तु श्रवणे कीर्तने तथा । स्त्रीणां वा विहरन्तीनां क्रीडास्थाने क्षणं स्थितौ ॥५४॥ स्त्रिया दृष्ट्या दृशं बध्वा स्वस्य तत्प्रेक्षणे कृते । पुमुद्देशेन वा नार्या बोधेऽप्यज्ञानतः कृते ॥५५॥ पुंसा च कारिते गुह्यभाषणेऽपि स्त्रियं प्रति । जाते स्त्रीसङ्गसङ्कल्पे मनसा कामतः कचित् ॥५६॥ तत्सङ्कल्पवशत्वे च स्वस्य जाते क्षणं कचित् । स्त्र्यङ्गस्थवस्त्रस्पर्शे च जातेऽप्यज्ञानतस्तथा ॥५७॥ धनुर्मानान्तरगतिच्यवने चाप्यनापदि । सम्भाषणे स्त्रिया जाते स्त्रीगुह्याङ्गस्य चेक्षणे ॥५८॥ भङ्गेऽन्येषां व्रतानां च प्रमादादपि कर्हिचित् । उपवासो विधातव्यो विष्णुनामजपान्वितः ॥५९॥ बुद्धिपूर्वं कचिद्दृष्टे पशुपक्ष्यादिमैथुने । उपवासो विधातव्यस्त्यागिना चैकवासरम् ॥६०॥

મધ્યે જે જે નિયમનો કદાપિ ભગ થાય તેમા તેમા વિહિત પ્રાયશ્ચિત્ત હિતૈષી સાધુએ અવશ્ય જલદી કરવુ અન્યથા નજ શુદ્ધ થાય ॥૫૩॥ અજ્ઞાનથી જે સ્ત્રિયોની શૃગારિક કથાવાર્તાનુ શ્રવણ કીર્તન કરે, વિહાર કરતી સ્ત્રીયોના વિહારસ્થાનમા દૃષ્ટિ દઇને જે ક્ષણમાત્ર સ્થિતિ કરે, નારીની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિને દૃઢ બાંધીને તેણીને જે જુવે, જે પુરૂષને ઉદ્દેશીને ( પુરૂષતરફ દૃષ્ટિ રાખીને નારીપર થઇ ) નારીનેજ ઉપદેશ અજ્ઞાનથીપણ કરે, સ્ત્રીનાપ્રત્યે ગુહ્યસદેશો પુરૂષદ્વારા જે મોકલે, જે કદાચિત્ કામવેગથી મનમા સ્ત્રીસગમનો સકલ્પ સમુત્પન્ન થાય, પછી જે કદાચિત્ પોતાની ક્ષણકાળપર્યંત સ્ત્રીસગમ સકલ્પની પરવશતા થાય, સ્ત્રીના અગસગવાળા વસ્ત્રનો સસ્પર્શ અજાણથી જે થાય, ઉક્ત આપત્કાળ વિના જે માર્ગમા સ્ત્રીથકી ચાર હાથ છેટે દૂર ચાલવાના નિયમનો ભગ થાય, સ્ત્રીની સાથે સભાષણ કરે, નારીના ગુહ્ય અગનુ નિરીક્ષણ કરે, આવા અન્ય સ્ત્રીપ્રતિમાસ્પર્શવર્જનાદિ નિયમોનો જે કદાચિત્ પ્રમાદથી પણ ભગ કરે, તો ત્યાગીએ ઉપવાસ અને શ્રીકૃષ્ણનામમત્રનો જપ કરવો (પ્રત્યેક નિયમભગમા એક એક ઉપવાસ કરવો) ॥૫૪-૫૯॥ તથા જે કદાચિત્ પશુ પક્ષી આદિકનુ મૈથુન બુદ્ધિપૂર્વક જોવાઇ જાય તો ત્યાગિએ

॥४६॥ स्त्रीणां स्त्रैणनराणां च सङ्गात्पुंसोऽत्र यन्धनम् । यथा दृढं भवति वै न तथान्यप्रसङ्गतः ॥४७॥ स्त्रैणसङ्गात्साधुताया ऐश्वर्याण्यखिलान्यपि । नाशमायान्ति सहसा मुक्तानां च मुमुक्षताम् ॥४८॥ ब्रह्मचर्यमहिंसा चानीर्ष्या शौचं क्षमा दया । सत्यं मौनं यशो बुद्धिर्हीरस्तेयं शमो दमः ॥४९॥ इत्यादयो गुणाः सङ्गात्स्त्रैणानां यान्ति हि क्षयम् । तस्मात्सङ्गो न कर्तव्यः स्त्रीषु स्त्रैणेषु सर्वथा ॥५०॥ भक्त्या विष्णौ सतां सङ्गादेतैश्च नियमैः सह । त्यागिनो दुर्जयं कामं जित्वा यान्ति परं सुखम् ॥५१॥ ययातिरैलपुरुयाश्च पुरापि धरणीश्वराः । कामत्यागात्परं सौख्यं स्वाभीष्टं ननु लेभिरे ॥५२॥ एतेषु नियमेषु स्वाचरस्य यस्य च्युतिः क्वचित् । कर्तव्यं

પેહેલ સ્ત્રૈણ (સ્ત્રીલપટ) જનનો સગપણ સર્વથા ત્યાગ કરવો ॥૪૬॥ લોકમાં સ્ત્રીયો અને સ્ત્રૈણ જનોના સગથકી પુરૂષને દૃઢ બંધન જેવું થાય છે તેવું ઈતર પદાર્થના પ્રસંગથી થતું નથી આ બેનો સગતો જનનમરણ ચક્રમાં જનને બાધીને ભમાવેછે. આ બે બંધનથકી બીજુ દૃઢ બંધન કોઈ પણ નથી, માટે તે બેનો સગ સર્વથા ત્યાગીએ ત્યાગ કરવો ॥૪૭॥ જે મુમુક્ષુઓ છે અને જે મુક્તો–મુક્તપ્રાયો પરબ્રહ્મમાં નિષ્ણાત છે તેઓનુ પણ જ્ઞાન વૈરાગ્યાદિ સાધુતાનુ ઐશ્વર્ય સર્વપણ સ્ત્રીસંગથી અને સ્ત્રૈણસગથી એકદમ પ્રણાશ પામી જાયછે ॥૪૮॥ તથા બ્રહ્મચર્ય અહિંસા અનીર્ષ્યા શૌચ ક્ષમા દયા સત્ય મૌન યશ બુદ્ધિ લજ્જા અસ્તેય શમ દમ, આ બધા બ્રહ્મચર્યાદિ ગુણો સ્ત્રીસંગથી અને સ્ત્રૈણસંગથી પ્રક્ષય પામી જાય છે. માટે સ્ત્રીસ્ત્રૈણસંગ ત્યાગધર્મમાં પ્રવર્તેલા મુમુક્ષુઓએ સર્વથા નજ કરવો ॥૪૯–૫૦॥ વિષ્ણુમા ભક્તિ, નિષ્કામી સંતોનો સમાગમ અને પૂર્વોક્ત વ્રત નિયમોએ કરીને દુર્જય એવા પણ કામને જીતીને સાધુઓ પરમ સુખને પામે છે ॥૫૧॥ પૂર્વે યયાતિ પુરૂરવ વિગેરે ભૂપાળો પણ કામત્યાગ કરવાથીજ સ્વાભીષ્ટ સર્વોત્તમ સુખને પામેલા પ્રસિદ્ધ છે એમાં સંતોનો સગ પ્રધાન છે, સત્સંગથીજ વિષ્ણુમાં ભક્તિ અને નિયમાચરણ પ્રવૃદ્ધિ પામે છે ॥૫૨॥

હવે નિયમભગમાં પ્રાયશ્ચિત્તવિધિનું નિરૂપણ કરૂંછુ–પૂર્વોક્ત નિયમો

तस्य तस्याशु प्रायश्चित्तं हितैषिभिः ॥५३॥ अज्ञानात्स्त्रीकथायास्तु श्रवणे कीर्तने तथा । स्त्रीणां वा विहरन्तीनां क्रीडास्थाने क्षणं स्थितौ ॥५४॥ स्त्रिया दृष्ट्या दृशं बध्वा स्वस्य तत्प्रेक्षणे कृते । पुमुद्देशेन वा नार्या वोधेऽप्यज्ञानतः कृते ॥५५॥ पुंसा च कारिते गुह्यभाषणेऽपि स्त्रियं प्रति । जाते स्त्रीसङ्गसङ्कल्पे मनसा कामतः क्वचित् ॥५६॥ तत्सङ्कल्पवशत्वे च स्वस्य जाते क्षणं क्वचित् । स्त्र्यङ्गस्ववस्त्रस्पर्शे च जातेऽप्यज्ञानतस्तथा ॥५७॥ धनुर्मानान्तरगतिच्यवने चाप्यनापदि । सम्भाषणे स्त्रिया जाते स्त्रीगुह्याङ्गस्य चेक्षणे ॥५८॥ भङ्गेऽन्येषां व्रतानां च प्रमादादपि कर्हिचित् । उपवासो विधातव्यो विष्णुनामजपान्वितः ॥५९॥ बुद्धिपूर्वं क्वचिद्दृष्टे पशुपक्ष्यादिमैथुने । उपवासो विधातव्यस्त्यागिना चैकवासरम् ॥६०॥

મધ્યે જે જે નિયમનો કદાપિ ભંગ થાય તેમાં તેમાં વિહિત પ્રાયશ્ચિત્ત હિતૈષી સાધુએ અવશ્ય જલદી કરવું. અન્યથા નજ શુદ્ધ થાય ॥૫૩॥ અજ્ઞાનથી જો સ્ત્રિયોની શૃંગારિક કથાવાર્તાનું શ્રવણ કીર્તન કરે, વિહાર કરતી સ્ત્રીયોના વિહારસ્થાનમાં દૃષ્ટિ દઇને જો ક્ષણમાત્ર સ્થિતિ કરે, નારીની દૃષ્ટિ સાથે પોતાની દૃષ્ટિને દૃઢ બાંધીને તેણીને જો જુવે, જો પુરૂષને ઉદ્દેશીને ( પુરૂષતરફ દૃષ્ટિ રાખીને નારીપર થઇ ) નારીનેજ ઉપદેશ અજ્ઞાનથીપણ કરે, સ્ત્રીનાપ્રત્યે ગુહ્યસંદેશો પુરૂષદ્વારા જો મોકલે, જો કદાચિત્ કામવેગથી મનમાં સ્ત્રીસંગમનો સંકલ્પ સમુત્પન્ન થાય, પછી જો કદાચિત્ પોતાની ક્ષણકાળપર્યંત સ્ત્રીસંગમ સંકલ્પની પરવશતા થાય, સ્ત્રીના અંગસંગવાળા વસ્ત્રનો સંસ્પર્શ અજાણથી જો થાય, ઉક્ત આપત્કાળ વિના જો માર્ગમાં સ્ત્રીથકી ચાર હાથ છેટે દૂર ચાલવાના નિયમનો ભંગ થાય, સ્ત્રીની સાથે સંભાષણ કરે, નારીના ગુહ્ય અંગનું નિરીક્ષણ કરે, આવા અન્ય સ્ત્રીપ્રતિમાસ્પર્શવર્જનાદિ નિયમોનો જો કદાચિત્ પ્રમાદથી પણ ભંગ કરે, તો ત્યાગીએ ઉપવાસ અને શ્રીકૃષ્ણનામમંત્રનો જપ કરવો ( પ્રત્યેક નિયમભંગમાં એક એક ઉપવાસ કરવો ) ॥૫૪-૫૯॥ તથા જો કદાચિત્ પશુ પક્ષી આદિકનું મૈથુન બુદ્ધિપૂર્વક જોવાઇ જાય તો ત્યાગિએ

दीक्षामर्हीतुपुरुषसम्बन्धिजनप्रच्छने। भिक्षानिमित्ते कार्ये च तथा पुस्तकलेखने ॥६१॥ उचितावासदाने च हरीक्षागतयोपिताम्। ईदृशावश्यके कार्ये सम्प्राप्ते सति कर्हिचित् ॥६२॥ स्त्रीसम्बन्धि वचः श्रव्यं कथितं पुरुषेण चेत्। स्वस्वमण्डलमुख्येन न सर्वैस्त्यागिभिस्तु तत् ॥६३॥ शृणुयादुत्तरं ब्रूयादितरो यदि तद्वचः। सद्यः स्नात्वा जपेत्तर्हि मन्त्रं त्रिर्धर्मसुवर्णकम् ॥६४॥ नरनारायणीयां च

એક દિવસ ઉપવાસ કરવો ॥૬૦॥ જ્ઞાનવૈરાગ્યથી જે કોઇ જન ત્યાગિ-દીક્ષા લેવા આવે, તો તેના સંબંધિ પત્ની પુત્રી માતાઆદિક સ્ત્રીજનોનું તે દીક્ષામાં આનુકૂલ્ય પ્રાતિકૂલ્ય જાણવા માટે શીલસ્વભાવાદિ અવશ્ય જાણવું પડે, તેને અર્થે તેણીઓના શીલસ્વભાવાદિકનો પ્રશ્ન પુછવામાત્રથી ત્યાગિને દોષ નથી. તથા ભિક્ષાનિમિત્તમાં-પોતાને નિમંત્રણ કરવા આવેલી સ્ત્રીએ મોકલેલા પુરૂષપ્રતિ તેણીની જાતિ નામ, તેણીના ઘરમાં રહેતા મનુષ્યો, તેણીની જીવિકા વિગેરેનું પુછવું સાંભળવું વિગેરે કાર્યમાં ત્યાગિને દોષ નથી તથા પુસ્તકલેખનમાં-કોઈ નારી પુસ્તક લખાવા પોતાપાસે કાગળઆદિક આપીને કોઈ પુરૂષને મોકલે તેના પ્રતિ તે નારીનું નામાદિ પુછવું તે કાર્યમાં ત્યાગિને દોષ નથી. તથા ભગવન્મહામંદિરમાં ભગવત્સેવાર્થે ગ્રામાંતરથકી કે દેશાંતરથકી આવેલી અબળાઓને ઉચિત ઉતારો આપવામાં તથા આવું બીજું કોઈ ધાર્મિક કાર્ય આવશ્યક પ્રાપ્ત થતાં પુરૂષદ્વારા સ્ત્રીસંબન્ધિ વચનના શ્રવણકથનમાં ત્યાગિને દોષ નથી. પરં એમાં આ વિશેષ જાણવો-જે તે સર્વે કોઈ ત્યાગિઓએ આ વિષયમાં વ્યવહાર કરવો નહિ, કિંતુ પોતપોતાના મંડળમાં જે મુખ્ય ત્યાગી હોય તેણેજ તે વિષયમાં સાંભળવું અને કહેવું ॥૬૧-૬૩॥ જો મંડળમુખી થકી બીજો ત્યાગી તે વચન (પુરૂષે કહેલું સ્ત્રીસંબંધિ પૂર્વોક્ત વાક્ય) સાંભળે કે તેનો ઉત્તર આપે તો તે ત્યાગી તત્ક્ષણ સ્નાન કરી અષ્ટાક્ષરમંત્ર ત્રણવાર જપીને, પછી ભગવાન્ નરનારાયણના નિવાસભૂત ઉત્તર દિશાને પ્રણામ કરે. એટલે ઉત્તરાભિમુખ થઇને 'હે નૈષ્ઠિકેન્દ્ર શ્રીનરનારાયણપ્રભો! મારો દોષ નિવારણ કરો' એમ કહીને તેમનું સ્મરણ કરીને નમસ્કાર કરે.

ततः स प्रणमेद्दिशम् । एवं कृते विशुद्धिः स्यात्त्यागिनस्तस्य निश्चितम् ॥६५॥ असाक्षिकं न वक्तव्यं मुख्येनापि तदुत्तरम् । उक्ते सति तु तस्यापि प्रायश्चित्तं तदेव हि ॥६६॥ आवश्यकाधिकं ब्रूयाद्यदि वार्ताप्रसङ्गतः । तर्हि स्नात्वा ह्युपवसेद्दिनमेकं हरिं स्मरन् ॥६७॥ करमन्थेन तु कृते त्यागिना वीर्यपातने । उपवासास्तेन कार्या दिवसानां चतुष्टयम् ॥६८॥ वीर्यस्रावो भवेत्स्वप्ने यदि चैवश्यतस्तदा । प्रातः स्नात्वैव कुर्वीत दिनमेकमुपोषणम् ॥६९॥ भिक्षाटनेऽध्वनि स्नाने पानीयाहरणादिषु । वियुक्तौ त्यागिनौ यर्हि न पश्येतां परस्परम् ॥७०॥ ताभ्यां द्वाभ्यामपि तदा कार्यमेकमुपोषणम् । मलमूत्रोत्सर्जनेऽत्र नोपवासस्तथाऽऽपदि ॥७१॥ त्यागिना च स्त्रिया

આ રીતે કરવાથી તે ત્યાગી નિશ્ચે વિશુદ્ધ થાય છે ॥૬૪-૬૫॥ મંડળમાં જે મુખ્ય હોય તેણેપણ તે પુરૂષે કહેલું સ્ત્રીસંબન્ધિ વચન બીજા કોઈ ગૃહસ્થ સાક્ષીની આગળજ સાંભળવું અને તેનો પ્રત્યુત્તર આપવો પણ અસાક્ષિક કહેવું સાંભળવું નહિ જો સાક્ષી વિના સ્ત્રીવચનને સાંભળે અને ઉત્તર આપે તો તેજ પૂર્વોક્ત પ્રાયશ્ચિત્ત તે મંડળપ્રધાને પણ કરવું ॥૬૬॥ તેમા પણ જો વાર્તાપ્રસંગથી પ્રકૃત આવશ્યકથકી અધિક મંડળધારી બોલે તો સ્નાન કરીને એક દિન હરિસ્મરણપૂર્વક ઉપવાસ કરે ॥૬૭॥ જો કરવડે શિશ્નેન્દ્રિયનુ વિમર્દન કરીને વીર્યપાત કરે તો તે ત્યાગીએ ચાર દિવસપર્યંત ઉપવાસો કરવા ॥૬૮॥ જો કામવિવશતાને લીધે સ્વપ્નમાં વીર્ય સ્રાવ થાય તો પ્રાત સ્નાન કરી એક દિન ઉપોષણજ કરવું ॥૬૯॥ ભિક્ષાનિમિત્તે ગામમા ફરવાના પ્રસંગમાં, માર્ગવિષે જવાના પ્રસંગમાં, સ્નાનનિમિત્તે જવાના પ્રસગમા અને જળાહરણાદિપ્રસગમા બે ત્યાગીઓ જો દૃષ્ટિમાર્ગને ઉલ્લઘીને વિયોગને પામે ( એક બીજાને દેખે નહિ એમ જુદા પડી જાય ) તો તે બન્ને પણ ત્યાગિઓએ એક ઉપવાસ કરવો મળમૂત્રના ત્યાગમા તો આવો વિયોગ દોષ માટે નથી તથા આપત્કાળમાં પણ આવો પરસ્પર અદર્શનરૂપ વિયોગ દોષમાટે નથી ॥૭૦-૭૧॥ એકાકી ત્યાગીએ એકાકિની સ્ત્રીસાથે એકાતમા સ્થિતિ કરી હોય તો તેણે ત્રણ દિવસ ઉપવાસો કરવા

साकं स्थितौ रहसि चाध्वनि। याने तया सह कृतेऽप्युपोष्येत दिनत्रयम् ॥७२॥ त्यागिनः कामवैवश्याद्ब्रह्मचर्यं यदष्टमम्। च्युतं भवेत्तदानीं यत्प्रायश्चित्तं तदुच्यते ॥७३॥ धर्मशास्त्रेषु तु महत्प्रायश्चित्तमिहोदितम्। अशक्यं तत्कलौ कर्तुं तत्कुर्याद्वार्षिकं व्रतम् ॥७४॥ दिवसेऽनशनं कुर्यादेकस्मिंश्चापरेऽहनि। पिबेन्निर्लवणान्सक्तून्मौनेनैव सकृद्दिवा ॥७५॥ सक्तून्पातुमशक्तोऽन्नमद्याल्लवणयुक्पुमान्। अन्नद्वयं सलवणं तत्राशक्तोऽपि भक्षयेत् ॥७६॥ रोगेणोपद्रुतो यः स्यात्कयाचिद्वाऽऽपदा क्वचित्। उपवासविहीनं स त्यागी कुर्यादिदं व्रतम् ॥७७॥ रोगे चापदि नष्टायां जपित्वाऽष्टाक्षरं मनुम्। सहस्रसङ्ख्यं कुर्वीत यथापूर्वं निजं व्रतम् ॥७८॥ वर्ष-

તથા માર્ગમા એકલી નારી સાથે એકલા ત્યાગીએ ગતિ કરી હોય તોપણ તેણે ત્રણ દિવસ ઉપવાસ કરવો ॥૭૨॥ ત્યાગિનુ કામપરવશતાને લીધે આઠમા સ્ત્રીસગરાહિત્યરૂપ બ્રહ્મચર્ય સાક્ષાત્ સ્ત્રીસગથી જો ભગ થાય તો જે પ્રાયશ્ચિત્ત કરવાનુ છે તે હવે હુ તમને કહુ છુ ॥૭૩॥ ત્યાગાશ્રમનિષ્ઠને સ્ત્રીસગમાં જે મહત્ પ્રાયશ્ચિત્ત ધર્મશાસ્ત્ર માનવાદિકમા કહ્યુ છે તે કળિ યુગમા કરી શકાય એવુ નથી માટે તેવા ત્યાગીએ હુ કહીશ એવા એક વર્ષસાધ્ય એકાતરાશનરૂપ વ્રત કરવુ ॥૭૪॥ એક દિવસે અનશન-આહાર ત્યાગ કરે, બીજે દિવસે લવણવર્જીત સાથવાને દિવસેજ ( રાત્રિએ નહિ ) મૌન રહીનેજ એકવાર પિવે, એ રીતે એક વર્ષપર્યંત વ્રત કરે ॥૭૫॥ લવણવિનાનો સાથવો પિવા અસમર્થ ત્યાગીપુરૂષ લવણયુક્ત એકજ અન્ન રાધેલુ જમે ( ભોજનદિવસે જમે, એમ સર્વત્ર જાણી લેવુ ) લવણયુક્ત એકાન્નભક્ષણમા પણ અશક્ત ત્યાગી તો લવણસહિત બે પ્રકારનુ અન્ન રાંધેલુ જમે ॥૭૬॥ કદાચિત્ રોગથી પીડા પામેલા કે કોઈ આપદાને પામેલા ત્યાગીએ તેજ આ વ્રત ઉપવાસરહિત નિર્લવણ સાથવો આદિકના ભક્ષણરૂપ વાર્ષિક કરવુ ॥૭૭॥ આ વ્રતમધ્યે જો રોગ પ્રશાંત થાય કે આપદા પ્રશાત થાય તો અષ્ટાક્ષરમન્ત્રને હજારવાર જપીને યથાપૂર્વ પોતાના વ્રતને કરે ॥૭૮॥ એક વર્ષપર્યંત આ વ્રતના આચરણમા અશક્ત ત્યાગીતો

व्रते त्वशक्तस्तु पादोनं व्रतमाचरेत् । अर्धं वाप्यत्यशक्तस्तु कुर्यान्मासत्रयं शुचिः ॥७९॥ नियमैः सहितं कार्यं व्रतमेकान्तराशनम् । एतत्पवित्रं परमं मनःकायविशोधनम् ॥८०॥ व्रतं कर्तुमशक्तो यः पुमान्स तु समाचरेत् । बदर्याश्रमयात्रां वै ततः शुद्ध्यति स ध्रुवम् ॥८१॥ अथवा विदधीतासौ मासमेकं समाहितः । व्रतं चान्द्रायणं नाम सर्वपातकनाशनम् ॥८२॥ अविज्ञाते जनैरस्मिन्पापे तु चतुरक्षरम् । मन्त्रं जपेद्वर्षमेकं लक्षार्धं प्रतिवासरम् ॥८३॥ मौनी दृढासनो मन्त्रं त्रिभिः कालैर्यथाबलम् । उपविश्य जपेद्भक्त्या ततः शुद्धिमवाप्नुयात् ॥८४॥ एवं व्रतेन संशुद्धः सद्भिः सन्मण्डले

એક પાદ ન્યૂન (નવમાસિક) વ્રત કરે. તેમાંપણ અશક્ત ત્યાગી તેથકી અર્ધ (છમાસિક) વ્રત કરે. તેમાંપણ અશક્તતો તેથકી પાદમાત્ર (ત્રિમાસસાધ્ય) વ્રત કરે. પછી તે શુદ્ધ થાય ॥૭૯॥ આ એકાંતરાશનરૂપ વ્રત મનઃકાયની વિશુદ્ધિ કરનારૂં પરમ પવિત્ર છે, તે વ્રત તેના અંગભૂત અહિંસા બ્રહ્મચર્યાદિ નિયમોએ સહિત કરવું ॥૮૦॥ જે ત્યાગી જનતો પૂર્વોક્ત એકાંતરાશનવ્રત કરવા અશક્ત હોય તેતો બદરીનારાયણની યાત્રા આચરે. તેથીજ તે ત્યાગી તે પાપથકી નિશ્ચે શુદ્ધ થાયછે ॥૮૧॥ અથવા આ ત્યાગી સાવધાન થઈ એક માસ ચાંદ્રાયણવ્રત યથાવિધિ કરે. તે વ્રતથી સમસ્ત પાતકનો વિનાશ થાયછે ॥૮૨॥ આ પાપ બ્રહ્મચર્યવ્રતના આઠમા અંગના ભંગરૂપ બહુ જનોના જાણવામાં ન આવ્યું હોય (રહસ્ય હોય) તો 'નારાયણ' એવા ચાર અક્ષરનો મન્ત્ર પ્રતિદિન અર્ધો લાખ (પચાશ હજારવાર) એક સંવત્સરપર્યંત જપે. (અહીં 'બહુ જનોના જાણવામાં આવેલું' એમ કહ્યું તો તેથી પૂર્વોક્ત પ્રાયશ્ચિત્ત સકળજનોને વિદિત થએલા દોષવિષયવાળું છે એમ જાણવું) ॥૮૩॥ મૌન વ્રત ધારીને, શુદ્ધ થઇને સ્થિર આસને બેસીને યથાબળ પ્રાતઃકાળાદિ ત્રણ ટાઇમે કરીને પૂર્વોક્ત અર્ધો લાખ મંત્રજપને ભક્તિથી કરે, તે પછી તે ત્યાગી શુદ્ધિને પામે ॥૮૪॥ આ પ્રકારે પૂર્વોક્ત વ્રતના અનુષ્ઠાનથી સંશુદ્ધ થએલો ત્યાગી જન સાધુઓએ ફરી સાધુમંડળમાં લેવો. તેનો પ્રાયશ્ચિત્તથી પરિહરેલો તે પૂર્વ દોષ કોઇએ પણ

पुमान् । ग्रहीतव्योऽथ तद्दोषः पुनर्वाच्यो न तैः क्वचित् ॥८५॥ मैथुनार्थं प्रवृत्तौ च पुंसि वा पशुजातिषु । तप्तकृच्छ्रं व्रतं कार्यं त्यागिना स्वस्य शुद्धये ॥८६॥ कृत्वा यो दुष्कृतं तस्य नैव कुर्वीत निष्कृतिम् । स तु सन्मण्डलात्सद्यो निष्कास्यो ह्यन्त्यजादिवत् ॥८७॥ कामस्य दोषा इति कीर्तितास्ते तथा गुणास्तज्जयसाधनानि । अथो रसस्यापि वदामि दोषांस्तुभ्यं मुने ! तज्जयनान् गुणांश्च ॥८८॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्यागिधर्मेषु कामदोषतज्जयोपायनिरूपणनामा त्रिषष्टितमोऽध्यायः ॥६३॥

सर्वेषामिन्द्रियाणां हि क्षोभहेतू रसो मतः । तन्मूलाः सकला दोषाः प्रवर्तन्तेऽघहेतवः ॥१॥ साङ्गः कामो रसादेव सद्यः प्रभवतीति तु । प्रसिद्धमस्ति लोकेषु क्षुत्क्षामे तददर्शनात् ॥२॥ महतां

---

ક્યારેય પણ પછી પરિહાસમુખથી પણ કહેવો નહિ ॥૮૫॥ પુરૂષમાં કે પશુજાતિમાં મૈથુનમાટે પ્રવર્તેલા ત્યાગીએ તે દોષના પરિહાર માટે તપ્ત-કૃચ્છ્રવ્રત કરવું ॥૮૬॥ જે ત્યાગીતો પાપને કરીને પણ તેનુ પ્રાયશ્ચિત્ત નજ કરે તો તે ત્યાગીતો તરતજ અંત્યજવત્ પોતાના મંડળથકી બહિષ્કૃત કરવો ॥૮૭॥ હે મુને! આ પ્રકારે કામના દોષો અને તેના જયના ઉપાયરૂપ ગુણો (નિયમો) કહ્યા. હવે રસના પણ દોષો અને તેના જયના ઉપાયરૂપ ગુણો તમને કહુછું ॥૮૮॥ ઇતિશ્રી સત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ત્યાગિ-ધર્મેષુ કામતજ્જયોપાયનિરૂપણનામા ત્રિષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૩॥

## [1]અધ્યાય ૬૪ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે ગોપાળાનંદમુને! યદ્યપિ રસ રસનેન્દ્રિયના વિષયભૂત છે તથાપિ તેજ ચાખવા માંડતાં સર્વ ઇન્દ્રિયોના ક્ષોભમાટે સમર્થ થાયછે. તે રસાસ્વાદમૂળથી સમસ્ત દોષો પાપહેતુ પ્રવર્તે છે ॥૧॥ રસાસ્વાદથકીજ તત્ક્ષણજ અંગસહિત કામ ઉપજે છે, આ અર્થ તો લોકથીજ પ્રસિદ્ધ છે. કેમ? તો ક્ષુધાબાધાના સહનથી કૃશ શરીરવાળા પુરૂષમાં

---

૧ આ અધ્યાયમાં રસાસ્વાદના દોષો અને તેના જયના ઉપાયો નિરૂપણ કર્યા છે

भूमिपालानां ब्राह्मणानामपि क्वचित् । धर्मिष्ठानामपि रसात्सक्तिर्मांसाशने ह्यभूत् ॥३॥ देवानां च नृपादीनां रसादेव प्रवर्तते । हिंसायज्ञपरो वेदः सर्वे इत्यपभाषणम् ॥४॥ अहिंसयज्ञात्तपसः स्वाद्धर्माच्च सनातनात् । उञ्छादिवृत्तेर्विप्राणां भ्रष्टत्वं च रसादभूत् ॥५॥ साम्प्रतं ब्राह्मणादेश्च मद्यमांसाशने भुवि । प्रवृत्तिरस्त्येव रसाद्देव्याद्युद्देशतः किल ॥६॥ चतुर्षु वर्णेषु नृणां चतुर्ष्वेष्वाश्रमेषु च । वेदोक्तधर्मसाङ्कर्यं रसादेव प्रवर्तते ॥७॥ पशुपक्ष्यादिहिंसायामुत्तमानां नृणामपि । प्रवृत्ती रक्षसां तुल्या रसात्स्तैन्येऽपि जायते ॥८॥ पङ्क्तिभेदो रसादेव जायते विदुषामपि । विहायान्यान्स्वादुभक्ष्ये पुंसश्चैकाकिनो रुचिः ॥९॥ अपेयपाने चाभक्ष्यभक्षणे माद-

કામકૃત પરાભવ દેખાતો નથી ॥૨॥ મોટા ધર્મનિષ્ઠ બ્રાહ્મણો અને મોટા ભૂમિપાળોને પણ કદાચિત્ રસાસ્વાદ પરવશતાને લીધે માંસભક્ષણમાં પણ આસક્તિ થએલી પ્રસિદ્ધ છે॥૩॥ દેવતાઓ તથા રાજાઓનો રસાસ્વાદદોષથીજ 'સર્વ વેદોનું પરમ તાત્પર્ય પશુહનનપર યજ્ઞમાંજ છે' એવો પ્રવાદ પ્રવર્તે છે ( વેદતાત્પર્યને નહિ જાણનારા કેટલાક દ્વિજો અને યજ્ઞકર્તા ઇન્દ્રાદિ દેવો 'પશુયજ્ઞમાંજ વેદનું તાત્પર્ય છે' એમ કહેછે, તે રસાસ્વાદલુબ્ધોજ છે ) ॥૪॥ વળી બ્રાહ્મણોનો જે અસાધારણ ધર્મ શીલોઞ્છાદિવૃત્તિરૂપ, અહિંસામયયજ્ઞાચરણરૂપ અને તપરૂપ કહ્યો છે તેથકી તેઓની પ્રચ્યુતિ રસાસ્વાદદોષથીજ થઇ હતી. માટેજ અદ્યાપિ ભૂમિઉપર કેટલાક બ્રાહ્મણાદિકની દેવીઆદિકના પૂજનમિષથી મદ્યમાંસાદિઆહારમાં પણ પ્રીતિથી પ્રવૃત્તિ થાયછે ॥૫-૬॥ વેદવિહિત ચાર વર્ણાશ્રમ ધર્મની સંકરતા તેજ રસાસ્વાદદોષથકી પ્રવર્તે છે ॥૭॥ માટેજ રસાસ્વાદવાસનાદોષથી શ્રેષ્ઠ નરોની પણ પશુપક્ષ્યાદિ હિંસામાં પ્રવૃત્તિ રાક્ષસો જેવી થાયછે તથા બીજા જનોનાં રસમય વસ્તુઓની ચોરીમાં પણ પ્રવૃત્તિ રસથકીજ પ્રવર્તે છે ॥૮॥ આજ રસદોષથી વિદ્વાનોની પણ પોતાના પુત્રાદિકને પણ પડતા મુકીને પોતે એકાકી રહીને સ્વાદુભક્ષ્યના ભક્ષણમાં પ્રવૃત્તિ થાયછે તથા તેઓ પંક્તિમાં પણ (સહભોજનસમયે પણ) ભોજ્ય પદાર્થોમાં ભેદ કરે છે ॥૯॥

काशने । प्रवृत्तिरुत्तमानां वै रसाद्भवति निश्चितम् ॥१०॥ हरिकीर्तनसच्छास्त्रकथानां च भवच्छिदाम् । जीविकात्वं रसादेव हर्यर्चापूजनस्य च ॥११॥ रसाच्छत्रुवशत्वं च ततो मृत्युर्भवत्यपि । अत्याहारेण मृत्युश्च रसाद्रोगा भवन्ति च ॥१२॥ क्रोधलोभमदेर्ष्याद्या अपि दोषा रसान्नृणाम् । महान्तः प्रभवन्त्येव बहवः पापहेतवः ॥१३॥ इत्येते कथिता दोषा रसमाश्रित्य ये स्थिताः । ब्रुवे रसजयोपायानथ त्यागिहितावहान् ॥१४॥ सुस्वादुभोजनासक्तिर्न कार्या त्यागिभिः क्वचित् । योगैः सिद्धा अपि यया लभन्ते श्वादितुल्यताम् ॥१५॥ अनासक्तो रसास्वादे त्यागी वैष्णव आत्मवित् । निर्वाहार्थं स्वदेहस्य भिक्षावृत्तिमुपाश्रयेत् ॥१६॥ अल्पमल्पं शुचीन्

ખરીક્ષીર ઉષ્ટ્રીક્ષીર આદિક અપેયપાન, ડુંગળી લસણ આદિક અભક્ષ્યભક્ષણ અને મદ્ય ભાંગ આદિક માદકવસ્તુભક્ષણ આદિકમાં પણ આજ રસસ્વાદદોષથી ઉત્તમોની પણ પ્રવૃત્તિ થાયછે ॥૧૦॥ જાણતા પણ પંડિતો રસાસ્વાદપરવશ થઇ જે હરિકીર્તન સચ્છાસ્ત્રકથનાદિ સંસારર્ણવવિચ્છેદક છે તેને પણ જીવિકાના અંગભૂત કલ્પેછે તથા ભવબંધહર ભગવત્પ્રતિમાપૂજનને પણ જીવિકાર્થેજ કરેછે ॥૧૧॥ કિં બહુના—રસાસ્વાદવશાત્ શત્રુપરાધીન થઇને મૃત્યુને પણ પામેછે. રસાસ્વાદને લીધે અત્યાહાર કરતાં મૃત્યુપણ થાય છે તથા રસાસ્વાદથકી નાનાવિધ રોગો થાય છે ॥૧૨॥ રસદોષથકીજ ક્રોધ લોભ મદ ઇર્ષ્યા આદિક અનેક મહાદોષો પાપહેતુ ઉપજે છે ॥૧૩॥

હે મુને! આ પ્રકારે રસને આશરીને રહેલા દોષો તમને મેં કહ્યા. હવે ત્યાગિજનોના પરમ હિતને કરનારા રસજયોપાયને કહુંછું ॥૧૪॥ ત્યાગીઓએ કદાપિ સુસ્વાદુભોજનમાં આસક્તિ નજ કરવી જે રસાસક્તિને લીધે યોગસિદ્ધિને પામેલા પણ જનો શ્વાનઆદિકની પેઠે અહીં તહીં માર્ગમાર્ગે પવિત્રઅપવિત્રના વિભેદ વિવેકે વિહીન થઈ રસનાધીન થઈ આથડેછે ॥૧૫॥ ત્યાગધર્મમાં પ્રવર્તેલો આત્મજ્ઞ વૈષ્ણવ પુરૂષ રસાસ્વાદથકી વિમુખ થઇ દેહયાત્રાનિર્વાહાર્થે ભિક્ષાવૃત્તિનો ઉપાશ્રય કરે ॥૧૬॥ ભિક્ષાવૃત્તિમાં પણ આ વિશેષ અનુસરવો—એક ઘેર પર્યાપ્ત અન્ન માગે નહિ, કિંતુ અલ્પ અલ્પ

याचेद्गृहस्थानघमन्वहम्। रसं यथा मधुकरः प्रत्यब्जं तान्यपीडयन् ॥१७॥ चातुर्वर्ण्यगृहस्थाश्च त्यागिभिर्भैक्षचारिभिः। अपकान्नं याचितव्याः शुद्धं नान्ये त्वनापदि ॥१८॥ सदन्नं तच्च बहुलं प्राप्नुयाद्यस्य वेश्मनः। तमेव रसलोभेन नार्थयेत्प्रतिवासरम् ॥१९॥ नारायण! हरे! सच्चिदानन्दादिप्रभो! इति। उच्चैर्वदेदङ्गणस्थो गृहिणां भैक्षमर्थयन् ॥२०॥ यत्पिष्टतण्डुलाद्यान्नं भिक्षयान्नं फलादि वा। स्वयं शुचिः पाचयित्वा हरये तन्निवेदयेत् ॥२१॥ तदन्नं तुलसीमिश्रं विष्णोः पादाम्बुना पुमान्। प्रासादिकेनाम्बुना वा भुजिकाले विमिश्रयेत् ॥२२॥ यदि भोजनवेलायां कश्चिद्याचेत भिक्षुकः। तर्हि दद्यादात्मबुद्ध्या तस्मा अन्नमविक्लवः ॥२३॥ गृहस्थो वैष्णवो

અન્ન પ્રતિદિન પવિત્ર ગૃહસ્થો થકી, ભમરો કમળને વિદારણપીડા નહિ કરતોથકો પ્રતિકમળથકી રસનેજ જેમ, એમ તેઓને નહિ વ્યથા કરતોથકોજ ગ્રહણ કરે ॥૧૭॥ ભિક્ષાર્થે ભમતા ત્યાગીઓએ તેમાં પણ શુદ્ધ અપકવ અન્ન માગવું અને વળી તે ભિક્ષા ચાર વર્ણના ગૃહસ્થો થકીજ ગ્રહણ કરવી. આપદામાં તો બીજાથકી પણ ગ્રહણ કરવી ॥૧૮॥ જો એક દિન ભિક્ષામાં સમીચીન અને વળી સંપૂર્ણ અન્ન કોઈ ગૃહસ્થના ગૃહથકી મળ્યુ હોય, તેનુંજ અનુસંધાન રાખીને 'આને ભવને સદન્ન પુષ્કળ મળેછે' એમ રસલોભને લીધે પ્રતિદિન તેનેજ ભવને ભિક્ષાર્થે ત્યાગી જાય નહિ ॥૧૯॥ ભિક્ષાન્ન માગવા નિકળેલો ત્યાગી ગૃહસ્થના ગૃહના આંગણામા ઉભો રહીને 'નારાયણ! હરે! સચ્ચિદાનંદ! પ્રભો!' એમ ઉચ્ચ સ્વરે બોલે ॥૨૦॥ ભિક્ષામા જે લોટ ચોખા દાળ આદિક અન્ન અથવા ફળાદિ મળ્યું હોય તે અન્ન સ્વય ત્યાગી શુદ્ધ થઈ રસોઈ બનાવીને હરિને નિવેદન કરે. અનંતર તે અન્ન તુલસી અને વિષ્ણુનું ચરણામૃત જળ કે નૈવેદ્યસમયે વિષ્ણુને અર્પેલા પ્રાસાદિક જળવડે પોતાના ભોજનઅવસરે સંમિશ્રિત કરીને ત્યાગી જન જમે ॥૨૧-૨૨॥ જો ભોજનવેળાએ કોઈ ભિક્ષુક માગે તો વ્યાકુળતાએ રહિત થઈ તેનેવિષે આત્મબુદ્ધિ કરીને તેને અન્ન આપે ॥૨૩॥ ત્યાગીને જો જમવામાટે ગૃહસ્થ પોતાને ઘેર આમત્રણ આપે તો તે જો

विप्रः स्वधर्मपरिनिष्ठितः । लोकगर्हापापकर्मसूतकादिविवर्जितः ॥२४॥ भोक्तुं निमन्त्रयेत्स्वस्य गेहे तर्हि तदालयम् । गच्छेयुस्तत्र भुञ्जीरन् प्राग्वद्विष्णुनिवेदितम् ॥२५॥ तद्गेहे प्रतिमा न स्याद्यदि विष्णोः कदाचन । स्वेज्यमूर्तिं तदा तत्र नीत्वा कुर्युर्निवेदनम् ॥२६॥ यदि तस्य गृहे मूर्तिर्भवेत्तर्हि निजाश्रमे । स्वयं पक्त्वा प्रस्थमन्नं कुर्युर्विष्णोर्निवेदनम् ॥२७॥ ततो गृहिगृहे भोक्तुं गच्छेद्वै त्यागिमण्डलम् । सेवाधर्मः सदोषः स्यादन्यथा तु कृते सति ॥२८॥ अशक्तः पाककरणे ब्राह्मणो वैष्णवोऽपि चेत् । अन्यो वाऽग्राह्यपकान्नः सतो भोक्तुं निमन्त्रयेत् ॥२९॥ तर्ह्यपक्वान्नमानाय्य स्वाश्रमे वा तदालये । पाकं कुर्युस्त्यागिनस्तु कारयेयुर्द्विजेन वा ॥३०॥ पाकं कर्तुं गृहिगृहे पञ्चोनैस्त्यागिभिः क्वचित् । कर्तुं च भोजनं तद्वत्र

સ્વધર્મનિષ્ઠ, વૈષ્ણવ, પાપકર્મ કે લોકાપવાદથી અકલંકિત, સૂતકાદિકે રહિત અને વિપ્ર હોય તો તે ગૃહસ્થને ઘેર ત્યાગીઓ જઇને વિષ્ણુને નિવેદન કરેલું પૂર્વોક્ત રીતિએ જમે ॥૨૪-૨૫॥ જો કદાચિત્ તે ગૃહસ્થ વિપ્રના ઘરમાં વિષ્ણુની પ્રતિમા ન હોય તો પોતાની પૂજ્ય પ્રતિમાને ત્યાં લઇ જઇને તેને નિવેદન કરીને પછી જમે. જો તે વિપ્રના ગૃહમાં મૂર્તિ હોય તો, પોતાના આશ્રમમાં પ્રસ્થ ( શેર ) પરિમિત અન્ન જમાડનારાપાસે મંગાવી સ્વયં રસોઈ બનાવીને પોતાને પૂજવાની વિષ્ણુપ્રતિમાને નિવેદન કરીને, પછી ત્યાગિમંડળે તે ગૃહીના ગૃહપ્રતિ જમવા જવું. અન્યથા કરે તો ( પોતાના મુકામમાં પોતાને પૂજ્યમૂર્તિને નૈવેદ્ય ન કરે ) સેવાધર્મની હાનિ થાય ( પ્રતિદિન પૂજ્ય ભગવન્મૂર્તિના પૂજાલોપથી દોષ થાય ) ॥૨૬-૨૮॥ જો વૈષ્ણવ બ્રાહ્મણ પણ રસોઇ બનાવામાં અશક્ત હોઇને સાધુઓનેતો જમવાનું નિમંત્રણ કરે અથવા જેનું રાંધેલું અન્ન ન ખપે એવો બીજો ક્ષત્રિયાદિક સંતોને જમવાનું નિમંત્રણ કરે, તો ત્યાગિઓએ અપક્વ અન્ન પોતાના આશ્રમમાં મંગાવીને અથવા તેઓના ગૃહપ્રતિ જઇને સ્વયં પાક કરીને અથવા બીજા બ્રાહ્મણોપાસે પાક કરાવીને પૂર્વોક્ત ક્રમે જમવું ॥૨૯-૩૦॥ ગૃહિઓના ગૃહે પાક કરવા કે ભોજન કરવા જવું પડે તો પાંચ ત્યાગિઓએ

गन्तव्यमिति स्थितिः ॥३१॥ सम्पदं गृहिणो दृष्ट्वा भोक्तुं यायुस्तदालयम् । न स्वल्पवित्तं गृहिणं क्लेशयेयुः कदाचन ॥३२॥ गृही स्वगेहेऽनुदिनं देशकालानुसारतः । शाल्यादि वा कोद्रवादि प्राश्नीयादन्नमत्र यत् ॥३३॥ तस्य गेहे तदेवान्नं ग्रहीतव्यं न चेतरत् । रोगाद्यापद्मापस्य न दोषो जरतस्तथा ॥३४॥ पर्वोत्सवादौ गृहिणो विशेषो यदि नैत्यकात् । स्वस्मै च तादृशं दद्यादन्नं प्राप्तं तदा तु तत् ॥३५॥ यत्र स्याद्गृहिणो गेहे पुरुषः परिवेषकः । तत्रैव भोक्तुं गन्तव्यं नान्यत्र त्यागिभिः क्वचित् ॥३६॥ प्रासादिकं विना त्यागी चन्दनं सुमनः स्रजम् । न धारयेद्भगवतो वृद्धकृतमुपाश्रितः ॥३७॥

सुगन्धितैलताम्बूलपूगैलाजातिजादि तु । प्रासादिकमपि त्यागी स्वीकुर्यान्न विनापदम् ॥३८॥ एकादशीप्रभृतिषु व्रताहेषु तु योगिभिः । अन्नं फलादि वा प्राप्तं निवेद्यं हरये मुने ! ॥३९॥ कर्तव्यं स्वेन तु व्रतं तथा निष्कृत्युपोषणे । निवेद्य हरये त्वन्नं स्वेन कार्यमुपोषणम् ॥४०॥ बहुषु त्यागिवृन्देषु मिलितेषूत्सवादिषु । नैवेद्यस्य विधिः कार्यो देशकालानुसारतः ॥४१॥ पाकेनैकेन वा द्वाभ्यां बहुभिर्वा यथात्मनः । स्यादेकान्तिकधर्मस्य रक्षा कार्यं तथा बुधैः ॥४२॥ स्वच्छे देशे सावकाशे सति त्वन्नं चतुर्विधम् । निवेद्यं

भूतज ( पूजादिप्रसंगेपण ) धारे, बीजुं नहि ॥३७॥ सुगन्धि तैल ( अत्तरादि ) तांबूल सोपारी एलायची जायफळ आदिकतो भगवाननुं प्रसादभूत पण आपदाथकी अन्यत्र त्यागी न स्वीकारे ॥३८॥ हे मुने ! एकादश्यादि व्रतदिनोमां अने प्रायश्चित्तना अंगभूत उपोषणदिनोमां तो जे अन्न के फळादि याचना विना मळ्युं होय ते हरिने निवेदन करीने, स्वयं त्यागीतो व्रत उपवास करे ॥३९–४०॥ उत्सवादि प्रसंगने लीधे बहु त्यागिमंडळो एकत्र टोळे मळे तो यथादेशकाळ नैवेद्यनो विधि करवो. ॥४१॥ सर्वने माटे एकज पाकथी के बे पाकथी के त्रण पाकथी द्रव्यपात्रादिकनी संपत्तिने अनुसारे बुध साधुओए पोताना एकांतिकधर्ममां विरोध न आवे ए रीते नैवेद्य करवुं. आनो आ भाव छे–कोई उत्सवादि प्रसंगे सत्संगिओए पोताना आचार्यने आमंत्रण आपतां साधुनां मंडळी भेगां थाय, त्यारे ते गाममां हरिभक्तो बहु होवाथी के एक धनाढ्य हरिभक्त होवाथी मोटां मोटां वासणो मळे तो सर्वने माटे एकज रसोइ करीने भगवानने नैवेद्य निवेदन करवुं. तेवां मोटां पात्रो न मळे तो जेटलां पात्रोवडे परिपूर्णता थाय तेम बे वार पाक बनावीने नैवेद्य धरवुं. तेवी अनुकूळता पण न मळे तो बहु पात्रोवडे करेला बहु पाकोथी पृथक् पृथक् नैवेद्य करवुं. परंतु तेमां आसक्तिथी जे रीते गृहस्थ हरिभक्तने अने पोताने पण क्लेश थाय तेम त्यागीओए न करवुं ॥४२॥ जे स्थान बहु शुद्ध होय अने वळी विशाळ होय अने विशाळ महापात्रो मळे तो एकत्र

विष्णवे सर्वं सद्भिस्तैरन्नकूटवत् ॥४३॥ आल्प्ये तु स्थानपात्रादेरन्नं तदनुसारत. । निवेद्य विष्णवे तत्तद्राशौ तच्च विमिश्रयेत् ॥४४॥ विष्णुप्रसादमाहात्म्यं वर्णयन् येन केनचित् । दत्तं न भक्षयेदन्नं त्यागवान्नसलौल्यतः ॥४५॥ हरेः भासादिकं चान्नं चरणाम्बप्यनर्हते । न दद्यादेव सद्भक्तो गृह्णीयान्न त्वनर्हतः ॥४६॥ आहारशुद्धिः सत्त्वस्य शुद्धिहेतुर्भवत्यतः । अन्नं शुचिगृहप्राप्तमद्यं विष्णुनिवेदितम् ॥४७॥ सकृद्भुञ्जीत च त्यागी प्रतिघस्रमनापदि । वर्तेत परि-

टोळे मळेला त्यागीओએ ભક્ષ્યાદિ ચાર પ્રકારનુ સર્વ અન્ન બનાવીને અન્નકૂટમાજ જેમ એમ ભગવાનને અધુ ય નિવેદન કરવુ ॥૪૩॥ સ્થાન વિશાળ ન હોય અને પાત્રો મોટા ન હોય તેમજ સ્થાનપાત્ર સ્વચ્છ ન હોય તો જે જેમ હોય તેને અનુસારેજ રસોઈ બનાવીને ભગવાનને નિવેદન કરીને તે નિવેદન કરેલુ અન્ન તે તે અન્નના ઢગલામા સમિશ્રિત કરવુ (આ અર્થ સ્થાન પાત્રાદિકની અનુકૂળતા ન હોય તો સાર્વકાલિક જાણવો. કેવળ ઉત્સવપ્રસગમાજ નહિ ) ॥૪૪॥ જેનુ રાધેલુ અન્ન ન ખપતુ હોય એવા જે કોઇએ પણ આપેલુ અન્ન–'વિષ્ણુનો પ્રસાદતો સર્વપાવનપાવન છે, જે કોઇએ પણ આપેલુ જ્યા ત્યાથી મળેલુ પણ તે અન્ન જમવાથી સર્વ પાપને નાશ કરેછે, તો અવશ્ય જમવુજ, અહી લાવો' એમ પ્રસાદમહિમાને ઉપવર્ણવીને પોતાનુ રસલૌલ્ય નહિ પ્રકાશ કરતોથકો વિદ્વાન પણ જમેછે, ત્યાગિઓએ તેમ જમવું નહિ ॥૪૫॥ ભગવાનને નિવેદન કરેલુ, તેમના પ્રસાદભૂત અન્ન તથા તેમનુ ચરણામૃતજળ અનર્હ (પોતાની જ્ઞાતિથી ઉત્તમ હોવાથી અયોગ્ય ) પુરૂષને સાધુભક્ત નજ આપે તેમજ અનર્હ ( નીચ હોવાથી પોતાને ન ખપતું હોય એવા અયોગ્ય ) પુરૂષથકી સ્વય પણ નજ ગ્રહણ કરે ॥૪૬॥ અત કરણની શુદ્ધિમા આહારશુદ્ધિ પ્રધાન કારણ છે, 'आहारशुद्धौ सत्त्वशुद्धि सत्त्वशुद्धौ ध्रुवा स्मृति ' એવી શ્રુતિ છે, તો દેશથી કાળથી સ્વામિથી અને સ્વરૂપથી શુદ્ધ અને વળી વિષ્ણુનિવેદનથી વિશેષત સુસસ્કૃત એવુ અન્ન જમવુ, બીજુ નહિ ॥૪૭॥ ત્યાગી રોગાદિ આપત્કાળ વિના પ્રતિદિન એકજવાર જમે સતત રમા

चर्यायामहोरात्रं रमापतेः ॥४८॥ ग्राह्यान्नेनापि दत्तं चेदन्नं प्रासादिकं प्रभोः । भुक्तेरनन्तरं तर्हि सद्भिर्भक्ष्यं न सर्वथा ॥४९॥ तद्भक्षणे सकृद्भुक्तिव्रतभङ्गो भवेत्किल । अनाचारप्रवृत्तिश्च सत्सु स्यान्नात्र संशय· ॥५०॥ उपवासदिने प्राप्तं भक्ष्यं प्रासादिकं हरेः । विसर्जयेन्नमस्कृत्य नान्नं भक्षेत्तु सर्वथा ॥५१॥ अपि भोजनवेलायां प्राप्ते प्रासादिके यदि । भक्ष्यार्हं स्वस्य न स्यात्सर्वथा तन्न भक्षयेत् ॥५२॥ त्यक्तं यत्स्वेन नियमाद्देहपीडाकरं च यत् । भक्षयेन्नैव तत्त्यागी प्रासादिकमपि प्रभोः ॥५३॥ स्वस्य भोजनपात्रेण नैवेद्यं न समाचरेत् । विष्णोः पूजाम्बुपात्रेण न च शौचविधिं सुधी ॥५४॥ अगालितं जलं क्षीरं विष्णवे न निवेदयेत् । प्रसादीकृत्य दत्तं चेद-

---

પતિની પરિચર્યાપરાયણ થઇ રહે ॥૪૮॥ ભોજનથકી અનંતર ભલે પ્રભુપ્રાસાદિક હોય અને ભલે જેનુ રાધેલુ ખપતુ હોય એવાએ આપ્યુ હોય તોપણ તે અન્ન ત્યાગીએ સર્વથા નજ જમવુ ॥૪૯॥ કેમ ? તો તેના ભક્ષણથી ત્યાગવ્રતના અગભૂત એકવાર ભોજનવ્રતનો ભગ થાય અને વળી આવા અનેક અનાચારની પ્રવૃત્તિ ત્યાગિજનોમા થાય એમા સશય નથી ॥૫૦॥ એકાદશ્યાદિ વ્રતનિમિત્તના કે પ્રાયશ્ચિત્ત નિમિત્તના ઉપવાસદિવસે ભગવાનના પ્રસાદભૂત હોવાથી જમવા યોગ્ય યત્કિંચિત્ અન્નાદિ વસ્તુ જો કોઈ પ્રીતિથી આપે તો તેને બે હાથ જોડવાવડે સન્માન કરીને વિસર્જન કરે અન્નને તો સર્વથા નજ ભક્ષણ કરે ॥૫૧॥ ભલે ભોજનવેળાએ ભગવત્પ્રસાદભૂત પણ અન્ન મળે, પણ જો પોતાને ત્યાગિને વ્રતવિશેષનિષ્ઠાને લીધે જમવા યોગ્ય ન હોય તો સર્વથા નજ ભક્ષણ કરવુ ॥૫૨॥ વળી નિયમવિશેષ માટે પ્રવર્તેલા ત્યાગીએ પોતે 'અમુક હુ નહિ ભક્ષણ કરૂં' એમ પ્રતિજ્ઞાથી જે વસ્તુ પરિત્યાગ કર્યુ હોય અને જે ખાવાથી પોતાના શરીરમા પીડા કરનારૂ હોય તે ભલે ભગવત્પ્રસાદભૂત હોય પણ તે ત્યાગીએ નજ ભક્ષણ કરવુ ॥૫૩॥ સુધી સાધુ પોતાને ભોજન કરવાના પાત્રથી દેવને નૈવેદ્ય ધરાવે નહિ તેમજ ભગવાનના પાદ્યઅર્ધ્યાદિપૂજાપાત્રથી સ્વય શૌચવિધિને ન કરે ॥૫૪॥ જે દુધ કે

ह्रपुंसा न तत्पिबेत् ॥५५॥ धातुप्रकोपजननं प्रायस्त्यागी न भक्षयेत् । अशुचेर्मद्यमांसादेः संसर्गमपि सन्त्यजेत् ॥५६॥ भङ्गां गञ्जं चाहिफेनं मादकं वस्तु यच्च तत् । तमालं त्रिविधं चापि जह्यात्त्यागी तु दूरतः ॥५७॥ रोगार्तेनौषधं भक्ष्यं मद्यादिस्पर्शवर्जितम् । शयितव्यं मञ्चके च प्रावार्यं गुप्तदोरकम् ॥५८॥ न रोगिणः सकृद्भुक्तेर्नियमः स्थविरस्य च । भुञ्जीयातां यथेष्टं तौ स्मरन्तौ हृदये हरिम् ॥५९॥ सत्सङ्गेन हरेर्भक्त्या सहैतैर्नियमैः शुभैः । हर्यर्पितेतरत्यागाज्जीयते दुर्जयो रसः ॥६०॥ उञ्छवृत्तिर्मुद्गलाख्यो रन्तिदेवादयो नृपाः । रसास्वादपरित्यागाल्लेभिरे परमं सुखम् ॥६१॥ एतेषु नियमेषु स्याद्यस्य कस्यापि चेच्च्युतिः । कर्तव्यं निष्कृतं तर्हि

જળ વસ્ત્રથી ગાળ્યા વિનાનું હોય તે ભગવાનને ન નિવેદન કરે. જો કોઈ અજ્ઞ જન ગાળ્યા વિનાજ તે ભગવાનને નિવેદન કરીને આપે તો તે પ્રાસાદિક બુદ્ધિથી નજ પિવું. કિંતુ ગાળીનેજ પિવું ॥૫૫॥ જે અન્ન ધાતુપ્રકોપને કરનારૂં ( વીર્યવૃદ્ધિ કરનારૂં ) હોય તે ત્યાગીએ બહુધા નજ જમવું. અપવિત્ર મદ્યમાંસાદિકનો ( આદિશબ્દથી ડુગળી લસણ વિગેરે લેવું ) સંસર્ગ માત્ર પણ દૂરથી પરહરવો ॥૫૬॥ ભાંગ્ય ગાંજો અફીણ આદિક જે વસ્તુ અને ત્રણ પ્રકારે તમાકુને પણ ત્યાગી દૂરથીજ ત્યાગ કરે ॥૫૭॥ ત્યાગીએ રોગાતુર થતાં ઔષધપણ મદ્યમાંસાદિકના સ્પર્શે વર્જીતજ સેવવું. રોગાર્ત ત્યાગીને ખાટલામાં શયન દોષમાટે નથી તથા ગોદડીનું ઓઢવું પણ દોષ માટે નથી ॥૫૮॥ ત્યાગધર્મનિષ્ઠને પણ રોગથી પીડા પામતાં તથા વૃદ્ધ થતાં એકવાર ભોજનનો નિયમ નજ હોય, તો તેમણે હરિસ્મરણપૂર્વક યથાનુકૂળ જમવું ॥૫૯॥ આ બધા શુભ નિયમો, સંતોનો સમાગમ, ભગવાનમાં ભક્તિ અને ભગવાનને નહિ નિવેદન કરેલા અન્નાદિકના અનશનવ્રતથી દુર્જય એવો પણ રસ જીતી શકાય છે ॥૬૦॥ ઉચ્છવૃત્તિવાળા (પડેલા કણ વીણી લાવીને જીવન ચલાવતા) મુદ્દગળ નામના વિપ્ર મુનિ અને રંતિદેવાદિ રાજાઓ રસાસ્વાદનો પરિત્યાગ કરવાથી પરમ સુખને પામેલા પ્રસિદ્ધ છે ॥૬૧॥ આ ઉક્ત નિયમો મધ્યે જે કોઈ એક પણ નિયમનો ભંગ જો થાય

त्यागिभिस्तस्य सत्वरम् ॥६२॥ अन्नस्य वह्निपक्वस्य श्रीकृष्णाय निवेदनम् । अकृत्वा भोजनकृतावेकं दिनमभोजनम् ॥६३॥ प्रासादिकान्यगन्धस्रग्धृतावेकमुपोषणम् । प्रासादिकस्य तैलादेः स्वीकृतौ च तथा मतम् ॥६४॥ विष्णोः प्रासादिकान्नस्य पादोदस्याप्यनर्हते । दाने वा तत आदाने कार्यं चान्द्रायणं व्रतम् ॥६५॥ पञ्चोना यदि गच्छेयुः सन्तः कर्तुं च भोजनम् । पाकं वा गृहिगेहे तत्कुर्युरेकमुपोषणम् ॥६६॥ अज्ञानान्मद्यपाने वा कृते मांसस्य भक्षणे । मासमेकं पिबेत्सक्तूनुष्णोदकविमिश्रितान् ॥६७॥ भङ्गारसाद्यपेयस्य क्वचित्पानेऽप्यबुद्धितः । कृते त्यागी न कुर्वीत दिनमेकं तु भोजनम् ॥६८॥ एतैरन्यैरुपायैश्च हर्येकान्तिककीर्तितैः । सर्वथा त्यागिना जेयं दुर्जयं रसनेन्द्रियम् ॥६९॥ यावद्रसो न विजितस्ता-

तो સાધુઓએ તેમા જે વિહિત પ્રાયશ્ચિત્ત તે સત્વર કરવુ ॥૬૨॥ રાધેલુ અન્ન ભગવાનને નિવેદન કર્યા વિના જો જમે તથા ભગવત્પ્રાસાદિકથકી ભિન્ન (અપ્રાસાદિક) ચદન પુષ્પને જો ધારણ કરે તથા પ્રાસાદિક તૈલ તાબૂલ સોપારી આદિકને જો સ્વીકારે તો ત્યાગી એક દિન ઉપોષણ પ્રાયશ્ચિત્ત કરે ॥૬૩-૬૪॥ વિષ્ણુનુ પ્રાસાદિક અને ચરણામૃત જળપણ પ્રથમ અયોગ્યપણે કહેલા જનને આપે અથવા પૂર્વોક્ત અયોગ્ય જનથકી પોતે તેનું ગ્રહણ કરે તો ત્યાગી ચાંદ્રાયણવ્રત આચરે ॥૬૫॥ ગૃહસ્થના ગૃહપ્રતિ પાક કરવા કે જમવા પાચથી ઓછા સાધુઓ જો જાય તો એક દિવસનો ઉપવાસ કરે ॥૬૬॥ અજાણથી કિંચિન્માત્ર મદ્યપાન કરે કે કિંચિન્માત્ર માસભક્ષણ જો કરે તો ત્યાગી એકમાસ ઉષ્ણોદકમાં સંમિશ્રિત કરેલા સાથવાનું પાન કરે ॥૬૭॥ ભાંગ્યરસ આદિક અપેયનું (આદિશબ્દથી ગાજો અફીણ આદિક માદક વસ્તુનું અને ત્રિવિધ તમાકુ આદિકનું ગ્રહણ કરવું) પાન જો કરે તો ત્યાગી એક દિન ભોજન ન કરે ॥૬૮॥ આ મેં કહેલા ઉપાયો અને ભગવદેકાતિક સાધુઓ એ કહેલા બીજા ઉપાયોએ કરીને ત્યાગીએ દુર્જય રસનેન્દ્રિય સર્વથા જીતવું ॥૬૯॥ જ્યાસુધી રસને જીતે નહિ ત્યાસુધી કોઈપણ પુરૂષના ઇન્દ્રિયોનો જય નજ થાય જો રસને જીતે તો

वत्कोऽपि जितेन्द्रियः । पुमान्नैव भवेन्नूनं जितं सर्वं जिते रसे ॥७०॥ आहारनियमेनैव पूर्वैरपि जितो रसः । तेनैवात्र स जेतव्यस्त्यागिना पुरुषेण च ॥७१॥ सरसेऽल्पे सकृद्भुक्तेऽप्यन्ने स तु न जीयते । नीरसे च मुहुर्भुक्ते सकृद्भुक्ते च भूयसि ॥७२॥ युक्त एव ततः कार्य आहारो देहरक्षकः । युक्ताहारविहारस्येत्युक्तं भगवता स्वयम् ॥७३॥ रसाश्रितास्ते कथिता मयेत्थं दोषा उपायाश्च जयेऽपि तस्य । स्नेहस्य तांस्तेऽथ मुने ! वदामि हिताय हि त्यागवतां नराणाम् ॥७४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्यागिधर्मेषु रसास्वाददोषतज्जयोपायनिरूपणनामा चतुःषष्टितमोऽध्यायः ॥६४॥

---

समस्त ઇन्द्रियो निश्चे જીતાય છે ॥७०॥ પૂર્વના પણ પુરૂષોએ આહારના નિયમવડે રસ જીત્યો છે, માટે ત્યાગધર્મમાં પ્રવર્તેલા પુરૂષે રસવિજયાર્થે આહારનિયમ અવશ્ય રાખવો ॥७१॥ સરસ અન્ન એકવાર અલ્પમાત્ર જમવાથી પણ તે રસ જીતાતો નથી (કેમતો ભૂખ ઉઘડતાં ભક્ષણતૃષ્ણા નિવૃત્ત થતી નથી) તથા નીરસ અન્ન વારંવાર જમવાથી પણ તે રસ જીતાતો નથી (કેમતો લોલુપતા નિવૃત્ત થતી નથી) તથા એકવાર બહુ અન્ન ખાવાથી પણ તે રસ જીતાતો નથી (કેમ તો બહુ અન્નનું ભોજન પણ રસાસક્તિમાં હેતુ છે) એ રીતે અત્યલ્પ અન્નના અશનથી અને અનલ્પ અન્નના અશનથી રસજયનો અસંભવ હોવાથી ઇન્દ્રિયજય દુર્લભ છે. માટે દેહધારણપર્યાપ્ત આહાર યુક્તજ કરવો. (અતિ ન્યૂન નહિ તેમ અતિ અધિક પણ નહિ) માટેજ સ્વયં ભગવાને અર્જુન પ્રતિ પૂર્વે 'युक्ताहारविहारस्य' (તથા 'नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः') એમ ગીતામાં કહ્યું છે ॥७२-७३॥ હે મુને! આ રીતે રસમાં રહેલા દોષો અને તેના જયના ઉપાયો પણ મેં તમને કહ્યા. હવે સ્નેહગતદોષો અને તેના ઉપાયો જે ત્યાગિજનોના હિતને કરનારા છે તે તમને કહુંછું ॥७४॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ત્યાગિધર્મેષુ રસાસ્વાદદોષતજ્જયોપાયનિરૂપણનામા ચતુઃષષ્ટિતમોઽધ્યાયઃ ॥६४॥

श्रीनारायणमुनिरुवाच—वासुदेवं तदीयांश्च विनान्यत्र तु यो भवेत् । स्नेहः स हि महाञ्छत्रुर्भूरिदोषाकरोऽस्ति वै ॥१॥ त्यक्तगृहाश्रमस्यापि त्यागिनः संसृतिप्रदा । पुनः पुत्रकलत्रादिस्मृतिः स्नेहात्प्रजायते ॥२॥ अन्तकाले तथा स्नेहात्स्त्रीपुत्रधनधामसु । पशुपक्षिद्रुमादौ वा प्रेतत्वं जायते नृणाम् ॥३॥ पुंसोऽप्युत्कृत्तशिश्नस्य स्नेहाद्योषाप्रियाय हि । विमैथुनेऽपि स्पर्शादौ प्रवृत्तिर्जायते ध्रुवम् ॥४॥ देहिकं मृत्युपर्यन्तमपि दुःखं न चेतसि । कृत्वा पुंसः कुटुम्बस्य पोषे स्नेहात्प्रवर्तनम् ॥५॥ अस्वज्ञातावपि स्नेहात्स्वपित्रादीन्विहाय

## [1]અધ્યાય ૬૫ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુને ! ભગવાન્ વાસુદેવ અને એમના એકાંતિક ભક્તજનો થકી અન્ય પદાર્થમાત્રમાં જે સ્નેહ તે મહાન્ શત્રુ છે. એજ અનેક દોષોની ઉત્પત્તિમાં ખાણરૂપ કહ્યો છે ॥૧॥ ગૃહનો ત્યાગ કરીને અને પત્નીપુત્રાદિકનો પરિત્યાગ કરીને જે ત્યાગાશ્રમમાં પ્રવર્તેલો છે તેને પણ જો તેમાં સ્નેહલેશ રહી ગયો હોય તો ફરી પુત્ર કલત્રાદિકની સ્મૃતિ કે જે સંસૃતિને આપનારી છે તે થતાં તેની ધર્મથકી પ્રચ્યુતિ થાય છે ॥૨॥ તથા મરણસમયે તેજ પત્ની પુત્ર ધન ધામ આદિકમાં બંધાએલા સ્નેહથી કે પશુ પક્ષી વૃક્ષ વિગેરેમાં જોડાએલા સ્નેહથી તે નરો મરણ પામતાં પ્રેતયોનિને પામનારા થાય છે ॥૩॥ શિશ્નેન્દ્રિય છેદાઈ ગયું હોય એવા પણ પુરૂષને સ્નેહ નહિ ટળી ગયેલો હોવાથી સ્ત્રીપ્રીત્યર્થે મૈથુનવર્જીત એવા પણ સ્પર્શાદિકમાં પ્રવૃત્તિ નિશ્ચે થાયછે. સ્નેહને લીધે તેવા આલિંગનથી પણ સ્પર્શસુખનો અનુભવ કરાયછે ॥૪॥ સ્નેહપાશથી બંધાએલો પુરૂષ પોતાને ભાવિ થનારા મરણાંતપણ દુઃખને મનમાં નહિ ગણીનેજ પત્ની પુત્રાદિ કુટુંબના ભરણપોષણમાં પ્રવર્તે છે ॥૫॥ વળી પોતાની જ્ઞાતિથકી ભિન્ન એવા પણ મનુષ્ય સાથે સ્નેહાતિશય બંધાઈ જતાં પોતાના પિત્રાદિ બંધુવર્ગનો પણ ત્યાગ કરીને, સ્ત્રી પુરૂષની પાછળ દેશાંતરમાં

[1] આ અધ્યાયમાં ભગવાને સ્નેહગતદોષો અને તેના જયના ઉપાયો નિરૂપણ કર્યાછે.

च । पुंसः स्त्रिया स्त्रियाः पुंसा सह देशान्तरे गतिः ॥६॥ तिरस्कृतस्यापि पुंसः स्वसम्बन्धिजनैर्मुहुः । अवैराग्यमतत्त्यागः स्नेहाद्भवति निश्चितम् ॥७॥ स्नेहादेवानुमरणं स्त्रीणां पतिसुतान्मृतान् । प्राणिनां हिंसया पुंसः पोषः स्यात्स्वजनस्य च ॥८॥ स्नेहात्स्वयं क्षुधां सोढ्वा नृणां च पशुपक्षिणाम् । इतस्ततोऽन्नमानीय प्रवृत्तिः स्वार्भपोषणे ॥९॥ स्तेयाब्धिपारयानादौ मृत्युहेतावपि ध्रुवम् । स्नेहात्कुटुम्बपोषार्थं प्रवृत्तिर्जायते नृणाम् ॥१०॥ अनृतेनातिकष्टेन श्ववृत्त्यैतस्ततो धनम् । आनीय स्वीयपोषश्च स्नेहाद्भवति देहिनाम् ॥११॥ स्वजातेरितरत्रापि पश्वादौ स्नेहतस्तथा । आसक्तिर्जायते पुंसां स्वपुत्रादाविवार्तिदा ॥१२॥ जरत्यपि शरीरे स्वे स्नेहादाशास्ति जीवने ।

ચાલી જાયછે અને પુરૂષ સ્ત્રીની પાછળ દેશાતરમા ચાલ્યો જાય છે ॥૬॥ કલત્ર પુત્ર આદિક સ્વસબન્ધિજનોએ વારવાર તિરસ્કાર કરેલો પણ પુરૂષ સ્નેહબધનને લીધે તેમા ઉદાસીન થઇને તેમનો ત્યાગ કરવા ક્ષણપણ સમર્થ થતો નથી ॥૭॥ વળી જે મરી ગએલા પતિ પુત્રોની પાછળ સ્ત્રીયોનુ મરણ થાય છે તેપણ તેમા સ્નેહોત્કર્ષને લીધેજ થાયછે પુરૂષ સ્નેહાધિક્યને લીધેજ સ્વજનોના પોષણમા પ્રવર્તતા પરપીડનમા પણ પ્રવર્તે છે ॥૮॥ પશુપક્ષિપ્રમુખ પ્રાણિમાત્રની સ્નેહવશાત્ પોતાના બાળકોના સરક્ષણમા પોતે ભુખ વેઠીનેપણ જ્યાથી ત્યાથી તેમના ઉદરભરણપર્યાપ્ત અન્ન મેળવી લાવવાની પ્રવૃત્તિ થાય છે ॥૯॥ તથા કુટુબસ્નેહને લીધેજ તેના પોષણમા પ્રવર્તેલો પુરૂષ સ્વય મરણકારણ એવા પણ ચોરકર્મને અને દ્વીપાતર ગમનાદિકને નિ શકપણે કરેછે ॥૧૦॥ પુરૂષ સૌએ સો અસત્ય વચન બોલીને, અત્યધિક ક્લેશ વેઠીને અને નીચની નોકરી કરીને પણ જ્યાથી ત્યાથી ધન લાવીને પત્નીપુત્રાદિ સ્વજનોનુ પોષણ જે કરે છે તેમા મૂળ સ્નેહજ છે ॥૧૧॥ તથા પુરૂષોને પોતાના પત્નીપુત્રાદિકમાજ જેમ એમ પોતાની જાતિથકી ભિન્ન એવા પણ પશ્વાદિ–મૃગ મર્કટ શ્વાનબાળકાદિકમાં સ્નેહપ્રકર્ષ થઇ જાય છે, તેથી તેમા આસક્તિ વિવિધ પીડાકારિણી ઉદ્ભવે છે ॥૧૨॥ શરીર અતિ જીર્ણતાને પામે તોપણ તેમા સ્નેહવશાત્ જીવનમા

अधर्मिणामपि स्वानां पक्षपातश्च जायते ॥१३॥ अन्याये न्यायबुद्धिश्च पापे पुण्यमतिर्नृणाम् । अनात्मन्यात्मधीः स्नेहाज्जायतेऽसति सन्मतिः ॥१४॥ दोषधीर्भवति स्नेहाद्गुणेषु गुणिनामपि । गुणबुद्धिश्च दोषेषु पुंसो दोषवतां तथा ॥१५॥ कामः क्रोधस्तथा लोभ ईर्ष्याद्या अपि भूरिशः । दोषाः स्नेहाद्भवन्त्येव स स्नेहस्त्यागिनां रिपुः ॥१६॥ अथ स्नेहजयोपायाः कथ्यन्ते त्यागिनां हिताः । यैरसौ जीयते नूनं दुर्जयोऽपि मुमुक्षुभिः ॥१७॥ देहे च दैहिके त्यागी निःस्नेहः सर्वदा भवेत् । यतः स्यात्परमं सौख्यं प्रीतिश्च परमात्मनि ॥१८॥ प्रियव्रतादयो भूपा दधीचिप्रमुखा द्विजाः । स्नेहं विहाय देहादौ परं सौख्यं हि लेभिरे ॥१९॥ स्वदेहजन्म यत्राभूत्तद्ग्रामं न पुनर्व-

તો આશા મોટી વધતી જાયછે. તથા સ્નેહને લીધે અધર્મૈકપરાયણ એવા પણ સ્વજનો માટે પક્ષપાત કરાયછે ॥૧૩॥ વળી નરોને સ્નેહને લીધે સૌએ સૌ વિપરીત બુદ્ધિ ઉપજેછે, જેવી કે-અન્યાયમાં ન્યાયબુદ્ધિ, પાપમાં પુણ્યબુદ્ધિ, અનાત્મામાં આત્મબુદ્ધિ અને અસતમાં સદ્બુદ્ધિ સમુદ્ભવેછે. તથા ગુણિઓના ગુણોમાં પણ દોષબુદ્ધિ અને દોષિઓના દોષોમાં પણ ગુણબુદ્ધિ થાયછે. (પુત્રસ્નેહવશાત્ ધૃતરાષ્ટ્રને ગુણી પાંડવોમાંજ જેમ અને દોષવાળા પોતાના પુત્રોમાંજ જેમ) ॥૧૪-૧૫॥ કામ ક્રોધ ઇર્ષ્યા લોભાદિક પણ બહુ દોષો સ્નેહથકીજ સમુદ્ભવેછે. માટે તે સ્નેહ ત્યાગધર્મમાં પ્રવર્તેલા સાધુઓનો મહાન્ રિપુ છે ॥૧૬॥

હવે તેવા મહાશત્રુ સ્નેહના જયના ઉપાયો જે ત્યાગિઓના પરમ હિતને કરનારા છે તે કહુંછુ. જે ઉપાયો જાણીને અનુપાળવાવડે દુર્જય એવો પણ સ્નેહ મુમુક્ષુઓએ સુખેથી નિશ્ચે જીતી શકાય છે ॥૧૭॥ ત્યાગિએ દેહ દૈહિકમાં તેના સ્વરૂપનો વિચાર કરીને સર્વદા નિ સ્નેહ થવું, જેથી પરમ સુખ થાય અને પરમાત્મામાં પ્રીતિ થાય ॥૧૮॥ પૂર્વે પ્રિયવ્રતઆદિક ભૂપો અને દધીચિપ્રમુખ વિપ્રો દેહાદિકમાંથી સ્નેહનો ત્યાગ કરીને પરમ સુખને પામી ગએલા પ્રસિદ્ધ છે ॥૧૯॥ આ ત્યાગધર્મમાં પ્રવર્તેલા સાધુએ પોતાને જન્મગામે ફરી નજ જવું. જો કદાચિત્ કોઈ આવશ્યક યોગને લીધે પોતાને

जेत्। आवश्यकेन गच्छेच्चेन्न व्रजेत्स्वजनालयम् ॥२०॥ वस्त्रपुस्तकभक्ष्यादि स्वजनान्नाददीत च। तस्मै न दापयेत्किञ्चिद्वस्त्वन्येनापि चापदि ॥२१॥ धनपुत्रादिलाभे वा तन्नाशे स्वजनस्य च। न हृष्येन्नैव शोचेच्च तदन्यस्येव तुल्यधीः ॥२२॥ देहोत्पत्तिनिमित्तस्तु स्नेहः स्यात्स्वजनेषु चेत्। एतत्प्राक्तनदेहानां तं कुर्यात्स्वजनेष्विव ॥२३॥ जरायुजाण्डजोद्भिज्जस्वेदजा बहवः किल। देहाः स्वस्याभ-

---

ગામે જાય તો સ્વજનભવને નજ જવું ॥૨૦॥ વસ્ત્ર પુસ્તક ભક્ષ્યાદિ વસ્તુ આશ્રમોચિતપણ સ્વજનોએ આપવા માંડેલું નજ ગ્રહણ કરવું. તેમ તેમને તે કાંઇ પણ વસ્તુ આપત્કાળમાં બીજા પાસે પણ અપાવવું નહિ ॥૨૧॥ સ્વજનને ધનપુત્રાદિકનો નાશ થાય કે તેનો લાભ થાય તેમાં ત્યાગી સમાનમતિવાળો થઇને શોક હર્ષને નજ પામે. સ્વજનથકી બીજાને ધનાદિકનો લાભ થાય કે હાનિ થાય તેમાંજ જેમ એમ ઉદાસીન રહે ॥૨૨॥ વળી જે માતા પિતા પુત્રાદિકમાં સ્નેહ થાય છે, તેમાં તત્ત્વનિરૂપણથી વિચારવું. જો આ શરીરનો ઉત્પાદક ( માતા પિતા વિગેરે ) કે ઉત્પાદ્ય ( પુત્રાદિ ) બીજો પિંડવિશેષ હોય તેટલામાત્રથી આત્માને શું? તે માતાપિતાદિ પિંડવિશેષ અજ આત્માને કશો ઉપકાર કરી શકતા નથી. માટે આત્મદૃષ્ટિથી વિચારીએ તો દેહોત્પત્તિનિમિત્તથી સ્વજનોમાં સ્નેહ સમુચિત નથી. વળી જો દેહોત્પત્તિનિમિત્તથી નહિ પરંતુ 'મારા ભોક્તાનું આ ભોગોપકરણભૂત શરીર છે, તેના આ સંબન્ધિઓ માતાપિતાઆદિક ઉપકારક છે' એમ ઉપકારકનિમિત્તથી જો તે સ્વજનોમાં સ્નેહ કરવામાં આવે તો અસંખ્યાત યોનિઓમાં જન્મયોગને લીધે જનની જનકાદિ પણ અગણિત થઇ ગયા છે, તો તે પ્રાક્તન દેહાનુબન્ધિઓમાં પણ સ્નેહ કરવો જોઇએ. તે કેમ કરાતો નથી? તેમાં પણ તેવો વિચાર કરીને સ્નેહ કરવો જોઇએ, જો આમાં સ્નેહ કરે તો તેમાં પણ કરે. નહિ તો એકમાં પણ નજ કરે. ઉક્ત અર્થનેજ સ્ફુટ બોધમાટે ફરી કહેછે-જરાયુજ-મનુષ્ય પશ્વાદિક, અંડજ-મત્સ્યપક્ષીઆદિક, ઉદ્ભિજ્જ-ભૂમિને ભેદીને નીકળતા વૃક્ષાદિક, સ્વેદજ-ઘામથી ઉત્પન્ન થતા જૂ માંકણ આદિક, આવી નાના-

चैस्तेषां स्वजनाश्चाप्यनेकशः ॥२४॥ प्रीतिर्हि यादृशी तेषु देहेनानेन साम्प्रतम् । दया कुलाभिमानश्च कर्तव्यात्रापि तादृशी ॥२५॥ आदौ त्यक्तेषु च स्वेषु त्यागी सञ्जात यः पुनः । कुर्यादेव हि शास्त्रेण निषिद्धमपि कर्म स. ॥२६॥ इत्थं यः स्वैरवर्ती स्यात्त्यागी भूत्वापि वैष्णव. । स पञ्चभिर्महापापैर्युक्तो ज्ञेयो हि निस्यदा ॥२७॥ तस्मादात्मस्वरूप हि देहत्रयपृथक्स्थितम् । निश्चित्य तच्च ब्रह्मैव नि.स्नेहः सर्वतो भवेत् ॥२८॥ शयीत भूतले नित्यं खट्वायां न त्वनापदि ।

વિધ યોનિઓમા પોતાના અગણિત દેહો થએલા છે અને તે દેહોના જનની-જનકાદિ સ્વજનો પણ અસખ્યાત થયા છે તો હમણા આ વર્તમાન દેહથી પ્રાક્તન દેહ દેહાનુબન્ધિઓમા જેવી પ્રીતિ જેવી દયા અને જેવો કુળાભિમાન વર્તે છે (નથીજ વર્તતો) તેમ આ વર્તમાન કાલીન સ્વજનોમા પણ તેવી પ્રીતિ દયાદિ કરવુ (નજ કરવુ) (જો પ્રીતિ દયાદિ કરવુ, તો ઉક્ત પ્રકારે વિચાર કરીને થયા અને થનારા માતાપિતાદિ સ્વજનોને સજાતીય આ વર્તમાનકાળના પણ એક સ્વજનો છે એમ સમઝીને એમાં ઉદાસીન રહેવુ) તત્વવિચાર કરીને દેહોત્પત્તિનિમિત્તનો કે ઉપકારક નિમિત્તનો સ્નેહ કોઇમા પણ ત્યાગીએ નજ કરવો એવો અભિપ્રાય છે ॥૨૩-૨૫॥ જે પારમહસ્ય ધર્મની ઇચ્છાથી ગૃહાદિકનો ત્યાગ કરી ત્યાગ ધર્મને પામ્યો હોય તે જો ફરી ગૃહાદિકને સભારે અને સ્નેહથી તેમ આસક્તિને કરે, તે શાસ્ત્રનિષિદ્ધ બીજુપણ કર્મ કરેજ, માટે તેવાનો સતોએ વિશ્વાસ કરવો નહિ આથી અધિક નિષિદ્ધ અપર નથી, શુ ? તો જે ત્યાગી થઇને ફરી ગૃહનુ અનુધ્યાન કરે ॥૨૬॥ જે વૈષ્ણવ ત્યાગાશ્રમને ગ્રહણ કરીને પણ ફરી સ્નેહવશાત્ ગૃહાસક્ત યથેચ્છવર્તી થાય તે પાચ મહાપાપોએ યુક્ત સદા જાણવો-તેને સમાનધર્મી સમઝવો ॥૨૭॥ માટે ત્યાગધર્મમાં પ્રવર્તેલાએ સ્નેહમૂળ દોષનો વિચાર કરતા પ્રથમ આત્મ સ્વરૂપને સ્થૂલ સૂક્ષ્મ કારણરૂપે વર્તતા ત્રણ પ્રકારના દેહથકી વિલક્ષણ રૂડી રીતે વિચારીને વિનિશ્ચિત કરવુ પછી તે જ્ઞાનૈકઘન અક્ષરબ્રહ્મસરૂપજ સમઝવુ એ રીતે આત્મસ્વરૂપનો વિનિશ્ચય કરીને દેહ દેહાનુબન્ધિ સર્વમા

स्त्रीप्रावृतां तूलपटीं त्यागी प्रावृणुयान्न च ॥२९॥ एकस्मिन्मास्यतिक्रान्ते कारयेत्क्षौरकर्म च। कक्षोपस्थशिखावर्जं मासात्प्राक्तु कर्हिचित् ॥३०॥ व्रतोपवासदिवसे तथासौ भोजनोत्तरम्। न कारयेत् क्षौरकर्म त्यागिधर्मानुपाश्रितः ॥३१॥ पापिनास्तिकसंस्पर्शे दुःस्वप्ने क्षुरकर्मणि। यवनान्त्यजनस्पर्शे त्यागी स्नानं समाचरेत् ॥३२॥ मातापित्रोर्गुरोः स्वस्य मरणे तु श्रुते सति। त्यागी स्नायात्सचैलं नेतरस्य तु कर्हिचित् ॥३३॥ न विष्णोर्नवधा भक्तिं विना चैकमपि क्षणम्। व्यर्थं क्वापि नयेत्त्यागी दूरे जह्यात्त्वसत्कथाः ॥३४॥ वृत्तिग्रामक्षेत्रमन्त्रं शृणुयान्न च कस्यचित्। माध्यस्थ्यं नैव कुर्याच्च द्रव्यादानप्रदानयोः ॥३५॥ राजकार्यस्य वार्ता च जयाजयकथा तथा।

---

નિ ઓઢ થવું ॥૨૮॥ ત્યાગી નિત્ય ભૂતળ-ચાદડી પાથરેલી પૃથ્વી ઉપરજ સુવે. રોગાદિ આપત્કાળ આવ્યા વિના ખાટલામાં નજ સુવે સ્ત્રીએ ઓઢેલી ગોદડી આપત્તિમાં પણ નજ ઓઢે ॥૨૯॥ એક માસ પહેલાં ક્ષૌરકર્મ ક્યારેય ન કરાવે એક માસ વ્યતીત થતાં કક્ષ ઉપસ્થ અને શિખાએ વર્જીત મુડન કરાવે ॥૩૦॥ ત્યાગિધર્મને આશરેલો આ સાધુ વ્રતોપવાસ દિવસે અને ભોજન કર્યા પછી મુડન ન કરાવે ॥૩૧॥ મુડનકર્મમા સ્નાન કરે તથા પાપી નાસ્તિકના સંસ્પર્શમા તથા યવન અત્યજન ધોબી મોચી આદિકના સંસ્પર્શમા તથા દુષ્ટ સ્વપ્નમાં ત્યાગી સ્નાન કરે ॥૩૨॥ ત્યાગી પોતાના ગુરૂ અને માતા પિતાનુ મરણ સાંભળીને સચૈલ સ્નાન કરે તે થકી ઇતર બંધુજનનુ મરણ સાભળીને તો ક્યારેય સ્નાન ન કરે ॥૩૩॥ વળી ત્યાગીએ એક પણ ક્ષણ ભક્તિરહિત વ્યર્થ કાળ ક્યારેય ન નિર્ગમન કરવો વિષ્ણુની શ્રવણ કીર્તનાદિરૂપ નવવિધ ભક્તિમધ્યે હરકોઈ ભક્તિ સ્વરૂપમા સતત અનુરક્ત રહેવુ. અસત્કથાઓતો (ગ્રામ્યવાર્તાઓ) દૂરથીજ ત્યાગ કરવી ॥૩૪॥ અસત્કથાઓને કહેછે-કોઇની આજીવિકા વિષયમા, ગ્રામવિષયમા અને ક્ષેત્રવિષયમા જે મત્રણ-પર્યાલોચન તે ત્યાગીએ સ્વય નજ કરવુ અને કોઈ કરતા હોય તે નજ સાભળવું તથા કોઇના પણ દ્રવ્ય લેવા દેવાના વ્યવહારમાં મધ્યસ્થપણુ નજ કરવું. (કોઈ વિષયમા

वस्त्रालङ्कारनगरशोभायाश्चाथ वर्णनम् ॥३६॥ अन्नस्य भक्ष्यभोज्यादे रसास्वादाश्रिता कथा । कृषिवाणिज्यशिल्पादेर्वाहनानां च वर्णनम् ॥३७॥ गोमहिष्यजवृक्षादेर्वर्णनं चायुधस्य च । इत्याद्या ग्राम्यवार्तास्तु न कुर्याच्छृणुयान्न च ॥३८॥ एतेषु नियमेषु स्याद्यस्य यस्य च्युतिः क्वचित् । त्यागी कुर्यात्तस्य तस्य प्रायश्चित्तं यथोचितम् ॥३९॥ दिनानि यावन्त्यज्ञानात्स्वसम्बन्धिगृहे वसेत् । उपवासान्स कुर्वीत तावतो दिवसान्मुनिः ॥४०॥ पित्रादीनां गृहे भुक्तौ तेभ्य अन्नादिदापने । तद्दत्तवस्त्राद्यादाने खट्वास्वापेऽप्यनापदि ॥४१॥ तूलपट्या' ऽऽवरणे प्रावृतायाः स्त्रिया तथा । एकैक उपवासोऽत्र प्रायश्चित्तं पृथक्पृथक् ॥४२॥ कथने ग्राम्यवार्ताया श्रवणे च तथादरात् । सहस्राणि जपेत्पञ्च कृष्णमन्त्रं षडक्षरम् ॥४३॥ एते

કોઈના જમીન પણ ન થવુ ) ॥૩૫॥ તથા રાજકાર્યસબન્ધિ વાર્તા, કોઈના જય અપજયની કથા, વસ્ત્ર અલકાર નગરોની શોભાનુ વર્ણન, ભક્ષ્ય ભોજ્યાદિ અન્નસબન્ધિ રસાસ્વાદવાળી કથાઓ, કૃષિકર્મ વણજવ્યાપાર શિલ્પકર્મ ગૃહિજનવ્યવહાર વિગેરેનુ વર્ણન, ગજ અશ્વ રથવિગેરે વાહનોનુ વર્ણન, ગાયો ભેંશો બકરા આદિ પશુઓનુ વર્ણન, આમ્રાદિ વૃક્ષોનુ વર્ણન, ખડ્ગાદિ આયુધોનુ વર્ણન, ઇત્યાદિ ગ્રામ્યવાર્તાઓને ત્યાગી સ્વય નજ કરે અને નજ સાભળે ॥૩૬ ૩૮॥ આ ઉક્તનિયમો મધ્યે જેનો જેનો કદાચિત્ ભગ થાય તેનુ તેનુ યથોચિત પ્રાયશ્ચિત્ત ત્યાગી તરતજ કરે ॥૩૯॥ ત્યાગી અજ્ઞાનથી જેટલા દિવસો પોતાના સબન્ધિજનોના ઘરમા વસે તેટલા દિવસ ઉપવાસ કરે ॥૪૦॥ તથા ત્યાગી અજ્ઞાનથી પોતાના પિતા ભ્રાતા બ્હેન સસરો આદિક સ્વજનોને ઘેર જમે, તે સ્વજનોને અન્નાદિ અપાવે, તે સ્વજનોએ પોતાને આપેલા વસ્ત્રાદિકને સ્વય ગ્રહણ કરે, આપત્કાળ વિના અજ્ઞાનથી ખાટલામા સુવે, સ્ત્રીએ વાપરેલી ગોદડીને સ્વય અજ્ઞાનથી વાપરે, આવા નિયમ ભગોમા પૃથક્પૃથક્ એક એક દિન ઉપોષણ પ્રાયશ્ચિત્ત કરે ॥૪૧-૪૨॥ તથા ત્યાગી ઉક્ત ગ્રામ્યવાર્તાને આદરથી કહે તથા સાભળે તો 'સ્વામિનારાયણ' આ ષડક્ષર કૃષ્ણમત્રનો જપ પાચ હજારવાર

स्नेहजयोपायाः प्रोक्ता धार्या मुमुक्षुभिः । सत्सङ्गविष्णुभक्तिभ्यां सहितैते फलदा मताः ॥४४॥ स्नेहस्य दोषा इति ते सुबुद्धे ! प्रोक्ता उपायाश्च जयाय तस्य । मयाथ मानस्य वदामि दोषान् गुणांश्च तान् जेतुमहं समर्थान् ॥४५॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्यागिधर्मेषु स्नेहदोषतज्जयोपायनिरूपणनामा पञ्चषष्टितमोऽध्यायः ॥६५॥

श्रीनारायणमुनिरुवाच—मानमूलो महान्दोषः क्रोधाख्योऽत्र प्रवर्तते । यो भस्मसात्करोत्याशु दानव्रततपोयमान् ॥१॥ वाच्यावाच्याविवेकश्च मर्यादाभेदनं यतः । भवत्यवध्यघातश्च स्वात्महत्यापि

करे ॥४३॥ हे मुने ! स्नेहनिष्ठ दोषो अने तेना जयना उपायो में तमने कह्या. आ उपायो मुमुक्षुओए अवश्य हृदयमां अवधारवा लायक छे. सत्समागम अने विष्णुभक्तिए सहित जो अनुष्ठान करवामां आवे तो ते उपायो निःश्रेयसप्राप्तिरूप फळने आपनारा मान्या छे ॥४४॥ हे सुबुद्धे ! आ प्रकारे में स्नेहना दोषो अने तेना जयना उपायो तमने कह्या. हवे हुं मानना दोषो अने तेना जयमां समर्थ उपायो कहुं छु तेने सांभळो ॥४५॥ इति श्रीसत्संगिजीवने...चतुर्थप्रकरणे त्यागिधर्मेषु स्नेहदोषतज्जयोपायनिरूपणनामा पंचषष्टितमोऽध्यायः ॥६५॥

## [1]अध्याय ६६ मो.

श्रीनारायणमुनि कहेछे—हे गोपाळानंदमुने ! लोकमां मानमूळक (मानथी) क्रोध नामनो दोष महान् प्रवर्तेछे. (हमणां मानमूळ क्रोधना दोषोने कहेछे) जे क्रोधरूप अग्नि अल्पकाळे करीने संपादन करेलां दान व्रत तप नियममय सुचरितोने तत्क्षण भस्मसात् करी दे छे ॥१॥ केवळ सुकृतनो नाश करेछे एटलुज नहि, किंतु प्रबळ पापने पण उपजावे छे. क्रोधथी वाच्य अवाच्य अर्थना विवेकनो विभ्रंश थायछे. तथा गुरुजनोनी परिचर्या आचरवी विगेरे मर्यादानो भंग थायछे अवध्य गोब्राह्मणादिकना घातमा प्रवृत्ति थाय छे. अतत सर्वश्रेयना मूळभूत स्वजीवनना

[1] आ अध्यायमा मानना दोषो अने तेना जयना उपायो निरूपण कर्या छे

निश्चितम् ॥२॥ स्वजनानां गुरूणां च येन नाशः सतामपि । जायतेऽकार्यकारित्वं यतश्चापि दुरुक्तयः ॥३॥ तथा मानात्सहचरी क्रोधस्येर्ष्यापि जायते । यया भवत्यल्पविदां साम्येच्छाऽपि महागुणैः ॥४॥ मानादहंमतिर्देहे भवत्यात्मविदामपि । पारुष्यं निर्दयत्वं च दम्भो दर्पश्च मत्सरः ॥५॥ स्यादन्याये न्यायधीश्च न्यायेऽन्यायमतिस्तथा । साधावसाधुधीर्मानादसाधौ साधुधीर्नृणाम् ॥६॥ मानाद्वयस्तपोविद्यावृद्धानां ब्रह्मवेदिनाम् । अपमानो भवत्येव पुंसां दोषविदामपि ॥७॥ अपूज्येऽनीश्वरेऽपि स्वे मानात्पूज्येश्वरत्वधीः ।

ઘાતમા પણ પ્રવૃત્તિ થાય છે. વળી જે ક્રોધથી સ્વજનો ગુરૂજનો આદિકનુ વિનાશન, સંતોનુ પણ પરિપીડન, વર્ણ આશ્રમ કુળાદિકને અનુચિત કાર્યનું આચરણ, દુર્વચનભાષણ, ઇત્યાદિ થાયછે ॥૨-૩॥ જેમ માનદોષથી ક્રોધદોષ ઉપજેછે તેમજ માનથકી ક્રોધની સહચારિણી ( તેની સાથે સદા રહેનારી ) ઇર્ષ્યાપણ ઉપજે છે, જે ઇર્ષ્યાએ કરીને અલ્પગુણવાળા જનોને મહાગુણવાળા જનોની સાથેપણ સમાનપણાની ઇચ્છા થાયછે ॥૪॥ આત્મા અનાત્માના સ્વરૂપને સમજનારાઓને પણ માનહેતુથી દેહમાં અહમતિ થાય છે. 'હું વર્ણોમાં પ્રથમ છુ, મારૂં આભિજાત્ય ( કુળ ) નિરૂપમ છે' ઇત્યાદિ અભિમતિ દેહાત્માધ્યાસમૂળથીજ આવે છે માનથકીજ દભ માત્સર્ય ગર્વ નિર્દયતા નિષ્ઠુરભાષણ આદિક સર્વે દોષમાત્ર નરોને સમુદ્ભવે છે ॥૫॥ વળી માનથકીજ સાધુઓમા અસાધુતાબુદ્ધિ, અસાધુઓમાં સાધુતાબુદ્ધિ, અન્યાયમાં ન્યાયબુદ્ધિ, ન્યાયમાં અન્યાયબુદ્ધિ, ઇત્યાદિ વિપરીત બુદ્ધિ થાય છે 'હૂંજ વિદ્યા અભિજને સંપન્ન અને વળી સંતોનો અગ્રણી છું, આ તો શાસ્ત્રને નહિ ભણેલો, સાધુવેષમાત્રથી સાધુ કેમ હોઇ શકે ?' એવા અભિમાનથી સાધુઓમા અસાધુતાબુદ્ધિ તથા અસાધુ પોતાવિષે અને પોતાની પ્રશસા કરનારા અનુજીવી જનમાં સાધુતાબુદ્ધિ સંભવે છે. એજ રીતે બીજી પણ બહુ વિપરીત બુદ્ધિ થાયછે ॥૬॥ જે માનમદ છે તે 'પૂજ્યપૂજાના વ્યતિક્રમમાં દોષ છે' એમ જાણતા પણ પુરૂષોને વિવેક વિભ્રષ્ટ કરીને વય તપ વિદ્યા વિગેરેવડે વૃદ્ધો ( મોટા ) અને બ્રહ્મવિદોના

सद्भिर्वादश्च साम्यं च जायते स्तब्धता नृणाम् ॥८॥ महद्ग्रोपवेशश्च देवानामप्यवन्दनम् । अपक्षपातो महतां पुंसां भवति मानतः ॥९॥ अप्रसादः सतां स्वस्मिन्मानाद्भवति निश्चितम् । इत्यादयः सन्ति दोषा महान्तो मानमाश्रिताः ॥१०॥ त्यागी जह्यात्ततो मानं विष्णुप्रीत्यभिलाषुकः । यतः स्यात्परमं सौख्यं मुक्तानां च मुमुक्षताम् ॥११॥ हरिश्चन्द्रश्च कुशिको युधिष्ठिरमुखा नृपाः । मानेनाविकृताः प्रापुर्गतिं राज्ञां सुदुर्लभाम् ॥१२॥ अथ मानजयोपाया

અપમાનમા પ્રવર્તવિછે ॥૭॥ અપૂજ્ય, દેહ દેહાદિ અનુબન્ધિજનોને પરતંત્ર, પશુપ્રાય એવાપણ સ્વજનમાં 'સત્કુલમાં પ્રસવેલો હું તે મારો આ સંબન્ધી સર્વથકી પૂજ્ય છે' એવી પૂજ્યપણાની અભિમતિ માનથકી સમુદ્ભવે છે તથા 'આ મારો સંબન્ધી ગુણવશવર્તી નથી, સ્વાત્મનિષ્ઠ અને સ્વતત્ર છે' એવી પણ વિપરીતબુદ્ધિ ઉદ્ભવે છે વળી આ માનથકીજ નરોને સતોની સાથે વિવાદ, તેમને સમાનપણાની બુદ્ધિ અને પડિતપણાની અભિમતિને લીધે તેમની આગળ સ્તબ્ધતા (અવિનયની ઉદ્ધતતા) થાયછે ॥૮॥ મોટાઓની આગળ અવિનીત વેષથી સમાન આસનમા સારી રીતે બેસવું, દેવોને પણ વદન ન કરવુ,–'હું વિજ્ઞાનસપન્ન છુ તે મારાથી શિલાકાષ્ઠાદિ પ્રતિમાનુ વદન કેમ થાય?' એવા અભિમાનથી તેમને નમસ્કાર ન કરવો, મોટાઓનો પક્ષ ન રાખવો (સતોનો અનાદર કરવો) આપણ માન દોષથકીજ થાય છે ॥૯॥ એવમાદિ દોષને લીધે સર્વ શ્રેયમા મૂળભૂત જે સતોનો અનુગ્રહ તેનુ અપાત્ર સ્વય નિશ્ચે થાય છે આ રીતે માનરૂપ મહાદોષ કે જે સર્વ અનર્થનુ મૂળ છે તેને લીધે અતે નરકમા પણ પડે છે ॥૧૦॥ માટે ત્યાગધર્મમા પ્રવર્તીને સર્વતનુ વિષ્ણુની પ્રસન્નતા મેળવવાની ઇચ્છાવાળો સાધુ મહાદોષમૂળ માનને વિશેષત ત્યજે. (આથી ભગવત્પ્રસન્નતાપણ માનત્યાગથીજ થાય છે એમ સૂચવ્યુ છે) જેના ત્યાગથી મુમુક્ષુઓ અને મુક્તપ્રાયોને પરમ સુખ અહીંજ સિદ્ધ થાય છે ॥૧૧॥ પૂર્વે હરિશ્ચદ્ર કુશિક યુધિષ્ઠિર આદિક રાજાઓ માનક્ષોભે વિવર્જીત થઇ અન્ય રાજાઓને સુદુર્લભ એવી ગતિને પામી ગયા છે ॥૧૨॥

गुणाः कीर्त्यन्त उत्तमाः । यैरसौ जीयते शत्रुस्त्यागिभिः स्वल्पकालतः ॥१३॥ क्षेत्रक्षेत्रज्ञयो रूपे सम्यक्साङ्ख्यविचारतः । निश्चित्य मानो हातव्यः क्षेत्रज्ञात्मधिया बुधैः ॥१४॥ त्यागिभिर्वा गृहस्थैर्वा प्रोक्तं वाक्यमरुन्तुदम् । अपि त्यागी सहेतैव तिरस्कारांश्च तत्कृतान् ॥१५॥ वयोज्ञानतपोयोगैः स्वतुल्यस्यापि मानवैः । कृते महति सन्माने नेर्ष्यया क्षोभमाप्नुयात् ॥१६॥ सुभोज्यं स्वकनिष्ठाय स्वस्मै दद्याच्च नीरसम् । कश्चिद्भोजनपङ्क्तौ चेत्तेन न क्रोधमाप्नुयात् ॥१७॥ स्वतुल्यायापि चेद्दद्यात्सर्वपूज्याधिकारिताम् ।

હવે માનજયના ઉપાયભૂત ઉત્તમ ગુણોને કહું છું, જે ઉપાયોના અનુષ્ઠાનથી અલ્પ કાળમાંજ ત્યાગીઓએ માનશત્રુ જીતી શકાય ॥૧૩॥ જ્યાસુધી દેહથકી વિલક્ષણ આત્માનું જ્ઞાન થાય નહિ ત્યાંસુધી માન ટળે નહિ સર્વે માનાંકુર દેહાત્મભ્રમમૂળથી ઉદ્ભવે છે. તો અવશ્ય સાખ્યવિચારથી ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ પરસ્પર અત્યંત વિલક્ષણ રૂડી રીતે વિનિશ્ચય કરવું. ( જેથી સાંખ્ય–આત્મતત્ત્વનો નિશ્ચય કરાય તે વિચાર સાંખ્યવિચાર કહ્યો છે ) વિનિશ્ચય કરીને 'કર્મફળનો જે ઉપભોગ તેના ઉપકરણભૂત ક્ષેત્રથકી વિલક્ષણ અને તેનો જ્ઞાતા એવો હું ત્વચા–માસ–અસ્થિમય પિંડરૂપ નથી, કિંતુ જ્ઞાનૈકઘન છું' એમ માનીને બુધ–સદસતના વિવેકી ત્યાગીએ માનનો ત્યાગ કરવો ॥૧૪॥ બીજા ત્યાગીઓએ કે ગૃહસ્થોએ કહેલું કઠોરવચન મર્મભેદકપણુ ત્યાગી સહનજ કરે. અને તેમણે પોતાને કરેલા તિરસ્કારોને પણ સહનજ કરે ॥૧૫॥ વળી કોઇનીપણ ઉપર ઇર્ષ્યાને નજ કરે. વય જ્ઞાન તપ યોગ આદિક ગુણોએ કરીને પોતાથકી નહિ અધિક એવા પણ ત્યાગીનું કોઈ માનવો મહાસન્માન કરે, તે જોઇને 'હું મહાગુણી સતે આ કેમ માનને યોગ્ય છે?' એમ તેનેવિષે ઇર્ષ્યાને લીધે એવા ક્ષોભને નજ પામે ॥૧૬॥ વળી કોઈ ત્યાગી કે ગૃહસ્થ વય વિદ્યા વિગેરેવડે પોતાથકી કનિષ્ઠ એવા ત્યાગીને ભોજનવેળાએ સારૂં ભોજ્યપદાર્થ આપે અને પોતાને તો રસવર્જીત ભોજ્યપદાર્થ આપે, તો તેવા તેના વૈષમ્ય પ્રદાનપ્રદર્શનથી તેની ઉપર ત્યાગી કોપ કરે નહિ ॥૧૭॥ વળી જો કદાચિત્

गुरुः सखे तु पदवीं कनिष्ठां तर्हि नोत्तपेत् ॥१८॥ सर्वथा मानमीर्ष्यां च त्यक्त्वा सेवेत यः सतः । साधुः स एव कथितस्त्यागी भक्तः श्रियः पतेः ॥१९॥ महतीं पदवीं प्राप्ताः पूर्वं ये साधवो जनाः । मानत्यागेनैव ते च विनयेन महात्मसु ॥२०॥ मानोऽसौ पापरूपो हि गृहिणामपि नोचितः । दुर्योधनो रावणाद्या नेशुर्येन सवान्धवाः ॥२१॥ त्याज्यस्त्यागिजनैर्मानः सर्वथेति विचारतः । पालने ब्रह्मचर्यादेर्मानस्त्याज्यो न कर्हिचित् ॥२२॥ अन्यत्र तु त्यक्तमानो लोकैरज्ञैरुपद्रुतः । धूल्यादिभिरपि त्यागी प्राप्नुयान्नैव विक्रियाम् ॥२३॥ आक्रोशितस्ताडितोऽन्यैस्तान्नाक्रोशेन्न ताडयेत् । वाच्या

ગુરૂ વિદ્યાવિગેરે ગુણોએ કરીને પોતાથકી નહિ અધિક એવા પણ ત્યાગીને સર્વજનપૂજ્યતાસંપાદક પદ ( મારી આજ્ઞાથી આ પણ સર્વ ગૃહી ત્યાગીઓએ પૂજ્ય છે એમ તેને મોટો અધિકાર ) આપે અને પોતાને તો તેથકી ન્યૂન પદ (તેની આજ્ઞામાં રહેવાનું) આપે, તો તપે નહિ-અંતરમાં ક્ષોભ પામે નહિ ॥૧૮॥ જે ત્યાગી સર્વ પ્રકારે માન ઇર્ષ્યાને મૂકીને સતજનોની સેવા કરે તેજ ભગવાનનો ભક્ત સાધુ સમજવો ॥૧૯॥ પૂર્વે જે સાધુજનો મહતી પદવી-મુમુક્ષુજનસેવ્યતારૂપ આત્મારામતાને પામ્યા છે તે સર્વે પણ માનત્યાગથી અને સંતોની વિનયપૂર્વક સેવાથીજ પામ્યા છે ॥૨૦॥ આ માન મહાપાપ સર્વાનર્થમૂળભૂત હોવાથી તે ગૃહીઓને પણ ઉચિત નથી જે માનદોષથી દુર્યોધન શિશુપાળ રાવણાદિક સબાંધવ વિનષ્ટ થઇ ગયા છે. ગૃહસ્થને માટે જ્યારે એમ છે તો ત્યાગીઓને માટે તો કાઇ કહેવાનુજ રહેતું નથી ॥૨૧॥ તો આવો વિચાર કરીને ત્યાગી જનોએ સર્વ પ્રકારે માનનો ત્યાગ કરવો. આમા આ વિશેષ છે-ત્યાગધર્મમાં પ્રવર્તેલાએ બ્રહ્મચર્યવ્રતમાં અને સ્વધર્મમાં તો માનનો ત્યાગ ન કરવો. 'હું બ્રહ્મચારી છુ તે મારે અસાધારણ આ વ્રત કોઇથી પણ વિચળાયમાન નજ થાય' એવા દૃઢમાનવાળો થાય. અન્યથા મનોદુર્બળતાને લીધે બ્રહ્મચર્યવ્રતનો ભંગ થાય ॥૨૨॥ નૈષ્ઠિકબ્રહ્મચર્યાદિ સ્વધર્મથકી અન્યત્ર તો ત્યક્તમાન ત્યાગી અજ્ઞાની લોકોએ ધુળ નાખવી વિગેરેવડે પીડા પમાડ્યો

न त्यागिना दुर्योग्वाद कार्यो न केनचित् ॥२४॥ न वाच्यमनृतं क्वापि सत्यं च परदु खकृत् । वपुषा मनसा वाचा द्रोह कार्यो न कस्य चित् ॥२५॥ न छिन्द्याद्धरित त्यागी स्वार्थे तृणमपि क्वचित् । त्यागिनं गृहिण वान्यं तृणेनापि न भीषयेत् ॥२६॥ मिथ्यापवादं कस्मिंश्चि त्पुरुषे वापि योषिति । नारोपयेच्च न व्यङ्गं व्यङ्गशब्देन भाषयेत् ॥२७॥ यथा परमहस प्रागार्षभो भरतो मुने ! । अवर्तत तथा वृत्य साधुना त्यागशालिना ॥२८॥ त्यागिना पृथिवीवच्च क्षमाशीलेन नित्यदा । भवितव्य देवगुरुसच्छास्त्रानिन्दकेन च ॥२९॥ आत्मनिष्ठा भिमानेन मायशस्त्यागिनो जना । धर्मक्रियास्त्यजन्तीति न तत्

થકો પણ ચિત્તમા વિકારને ક્યારેય નજ પામે ॥૨૩॥ અન્યજનોએ આક્રોશ-બહુ બુમો પાડવાપૂર્વક ભાળ્યોથકો કે ધોલ લાત મારવી વિગેરેવડે તાડન કર્યોથકો પણ ત્યાગી તે કરનારાને આક્રોશ કે તાડન કદાપિ નજ કરે તથા ગાળો વિગેરે દુર્વચનને નજ બોલે તથા કોઇની સાથે વાદ ન કરે ॥૨૪॥ ત્યાગી કદાચિતપણુ અસત્યવચનને ન બોલે સત્યવચન પણ જો પરદુ ખ કર થતું હોય તો ન બોલે મન વચન અને કાયથી કોઇનો પણ દ્રોહ ન કરે ॥૨૫॥ ત્યાગી સ્વાર્થે લીલુ તૃણપણ કદાચિતપણુ છેદે નહિ કેમ ? તો તે પણ ભૂતહિંસાજ કહેવાય ( દેવપૂજાર્થે તુલસી દૂર્વાદિકના આહરણમા દોષ નથી ) ત્યાગી કે ગૃહી કોઇનેપણુ શુષ્ક ઘાસની શળીવડે પણ ભય ઉપજાવે નહિ ॥૨૬॥ નર કે નારી કોઇની પણ ઉપર મિથ્યાપવાદ આરોપે નહિ વ્યગ-અગવિકળ પાગળા લુલા કાણિયા વિગેરેને તેવા તેવા શબ્દથી સબોધીને નજ બોલાવે કેમ ? તો તેના તેના અપમાનને કરનારૂ તે વચન થાય છે ॥૨૭॥ હે મુને ! કિં બહુના-પૂર્વે ઋષભદેવના પુત્ર પરમહસ જડ ભરત જેવા નિર્માનત્વાદિ પ્રકારે વર્ત્યા હતા તેવા પ્રકારેજ ત્યાગધર્મમા પ્રવર્તેલા સાધુએ વર્તવુ ॥૨૮॥ ત્યાગીએ સર્વદા પૃથ્વીની પેઠે ક્ષમાશીલ થવુ દેવ ગુરૂ સચ્છાસ્ત્રની નિંદા કદાપિ ન કરવી ॥૨૯॥ આ એક અવશ્ય અવધારવુ, શુ ? તો લોકમા બહુ ત્યાગિજનો ( પરમહસો ) ત્યાગાભિ માનથી અને 'હુ આત્મનિષ્ઠ છુ' આવા અભિમાનથી વર્ણાશ્રમપ્રાપ્ત સર્વ

कुर्यात्तु मच्छ्रितः ॥३०॥ ब्राह्मे मुहूर्त उत्थाय कुर्यान्नित्यविधिं स्वकम् । स तु प्रागेव कथितः पृच्छते ते मया मुने ! ॥३१॥ न दिवा शयनं कुर्याद्रोगाद्यापदमन्तरा । न च सूर्यास्तसमये नैव सूर्योदये तथा ॥३२॥ श्रवणं कीर्तनं विष्णोर्ध्यानं वन्दनमर्चनम् । विना कालो वृथा नैव नेतव्यस्त्यागिना क्वचित् ॥३३॥ यथाशक्ति च कर्तव्याः श्रीकृष्णस्य व्रतोत्सवाः । त्यागिना चान्वहं कार्यः सच्छास्त्राभ्यास आदरात् ॥३४॥ एतेषु नियमेषु स्याद्यस्य यस्य च विच्युतिः । प्रायश्चित्तं तस्य तस्य त्यागी कुर्यादतन्द्रितः ॥३५॥ स्वाङ्गेन वापि दण्डाद्यैस्ताडने यस्य कस्यचित् । सकृत्कृतेऽपि सामान्यादेकं दिनमभोजनम् ॥३६॥ शोफे जाते ताडितस्य निर्गतेऽसृजि वाङ्गतः । प्रहर्तोपवसेत्त्यागी मुने ! दिनचतुष्टयम् ॥३७॥ प्रहृतस्याङ्गभङ्गे तु कुर्यात्पा-

ધર્મને ત્યાગ કરી દે છે. મારા ચરણના સમાશ્રયવાળાએ તેમ વર્ણાશ્રમપ્રાપ્ત કર્મનો ત્યાગ કરવો નહિ. કેમ ? તો કર્મોનો આ ત્યાગ તામસ કહ્યો છે–ફળત્યાગ તો વિહિત છે પણ ધર્મત્યાગ નહિ ॥૩૦॥ હે મુને ! ત્યાગી બ્રાહ્મ મુહૂર્તમાં ઉઠીને પોતાનો નિત્યવિધિ કરે. તેનો પ્રકારતો પુછતા તમને મેં પ્રથમજ કહી સંભળાવ્યો છે ॥૩૧॥ દિવસે, સૂર્યોદયસમયે અને સૂર્યાસ્તસમયે શયન નજ કરે. રોગાદિ આપદામા તો દોષ નથી ॥૩૨॥ ત્યાગીએ શ્રવણ કીર્તન ધ્યાન વંદન પૂજનાદિ હરકોઈ એક ભક્ત્યંગના આચરણથીજ કાળ નિર્ગમન કરવો. તેના વિના વૃથા ક્ષણપણ કાળ કદાપિ નજ નિર્ગમન કરવો ॥૩૩॥ વળી ત્યાગીએ યથાશક્તિ શ્રીકૃષ્ણસબન્ધી પૂર્વોક્ત વાર્ષિક વ્રતોત્સવો કરવા. પ્રતિદિન સચ્છાસ્ત્રનો અભ્યાસ આદરથી કરવો ॥૩૪॥

આ ઉક્ત નિયમો મધ્યે હરકોઇનો ભંગ થાય તો તેમાં વિહિત પ્રાયશ્ચિત્ત પ્રમાદનો પરિત્યાગ કરીને કરવું ॥૩૫॥ પ્રાયશ્ચિત્ત કહેછે–જો ત્યાગી પ્રામાદિક ક્રોધવશાત્ ધોલ લાત આદિક પ્રહારમાં હેતુભૂત કરચરણાદિ પોતાના અંગથી કે લાકડીઆદિકથી એકવાર જો કોઈ બીજાને તાડન કરે તો સામાન્યતઃ એક દિન ઉપવાસરૂપ પ્રાયશ્ચિત્ત કરે ॥૩૬॥ હે મુને ! ત્યાગીએ કરેલા તાડનથી તે મનુષ્યના અંગમાં સોજો ચઢી જાય અથવા અંગમાંથી

राकमुत्तमम् । दद्याद्य यावतीर्गालीस्तत्सङ्ख्याहेप्यभोजनम् ॥३८॥ क्रोधव्याप्तशरीर सन्वदेद्वाक्यमरुन्तुदम् । यदा तदा तूप वसेत्त्यागवानेकवासरम् ॥३९॥ प्रायश्चित्ते तु हिंसाया विशेषोऽस्ति च विस्तृत । धर्मशास्त्रात्स तु ज्ञेयो दिङ्मात्रमिह सूच्यते ॥४०॥ मत्कुणं मक्षिकां यूकां शलभं तत्समं च वा । जीवमन्यं तु हिंस्या चेदय चित्त्यागिजनो धिया ॥४१॥ अष्टाक्षरं तदा मन्त्रं जपेदष्टोत्तर शतम् । एतदन्याल्पजन्तोस्तु नादो नामोच्चरेद्धरे ॥४२॥ चटकाखु द्विरेफादिस्थूलजन्तोस्तु हिंसने । अज्ञानादपि सञ्जाते कार्यमेकमु पोषणम् ॥४३॥ इत्थ जीवषु निश्चित्य तारतम्यं तत पुमान् । यथार्ह वर्धयेत्त्यागी हिंसानिमित्त्युपोषणम् ॥४४॥ सूर्योदये च दिवसे सूर्यस्यास्तमये तथा । निद्रायाचेत्प्रमादेन कुर्यादेकमुपोषणम् ॥४५॥

રુધિર નીકળે તો પ્રહર્તા ત્યાગી ચાર દિવસ ઉપવાસ કરે ॥૩૭॥ ત્યાગીએ પ્રહારેલા મનુષ્યના કરચરણાદિ અગનો ભગ થાય તો તે ઉત્તમ પરાક વ્રત (બાર દિવસ ઉપવાસ કરવારૂપ) કરે અને કોપ પામીને ત્યાગી જેટલી ગાળો (નિંદાવચનો) આપે તેટલા દિવસ ઉપવાસ કરે ॥૩૮॥ જો ત્યાગી ક્રોધવેગાનળથી પ્રદીપ્ત શરીરવાળો થઇ મર્મભેદક વચન વદે તો એક દિન ઉપોષણ કરે ॥૩૯॥ હું કહીશ એવા જતુહિંસાવિષયમા પ્રાયશ્ચિત્ત ધર્મ શાસ્ત્રોમા વિસ્તારથી પ્રપચ્યુ છે અહીં હું દિક્માત્ર (તેનો એક દેશમાત્ર) પ્રદર્શાવુ છુ ॥૪૦॥ માકણ કે માખ કે જૂ કે તીડ કે તેને સમાન બીજા જતુને ત્યાગિજન બુદ્ધિપૂર્વક કદાચિત્ હણે તો અષ્ટાક્ષર મન્ત્રનો અષ્ટોત્તરશત (૧૦૮ વાર) જપ કરે આથકી પણ અન્ય અલ્પ કોઈ જતુની હત્યા કરે તો (ઓછામા ઓછાં પન્નરવાર) હરિના નામોચ્ચારથી શુદ્ધ થાય છે ॥૪૧-૪૨॥ જો અજાણથી ચકલું ઉંદર ભમરો આદિક સ્થૂળ જતુની હિંસા થઇ જાય તો ત્યાગીએ એક દિવસ ઉપવાસ કરવો ॥૪૩॥ આ રીતે હણેલા જીવોમા બળતારતમ્ય નિશ્ચય કરીને, પછી ત્યાગી પુરૂષ યથાયોગ્ય હિંસાનિમિત્તક પ્રાયશ્ચિત્તભૂત ઉપોષણને વધારે ॥૪૪॥ સૂર્યોદયસમયે

एतेषां त्यागिनां मध्ये ये स्युरात्मनिवेदिनः । तेषां धर्मविशेषो यस्तं मुने ! कथयामि ते ॥४६॥ रूपव्यक्त्या वयोव्यक्त्या सह स्त्रीमुखदर्शने । अज्ञानतोऽपि सञ्जाते कर्तव्यं तैरुपोषणम् ॥४७॥ अध्वयाने मलोत्सर्गे स्नानकालेऽन्नयाचने । अज्ञानात्स्त्रीमुखेक्षायां नास्ति तेषामुपोषणम् ॥४८॥ फलं पत्रं जलं चापि तैस्तु कृष्णानिवेदितम् । न भक्ष्यं नैव पेयं च तेषामित्यधिकं मतम् ॥४९॥ बालवृद्धार्तपथिकहरिमन्दिरकर्मणाम् । एकभुक्तदिवास्वापनियमस्त्यागिनां न हि ॥५०॥ इति मानजयोपाया यथावत्परिकीर्तिताः । सत्सङ्गविष्णुभक्तिभ्यां सहैते स्युः फलप्रदाः ॥५१॥ लोभादिपञ्चकस्येत्थं दोषास्तद्घातनस्य च । उपाया ये च ते सर्वे कथिताः शिष्टसम्मताः ॥५२॥

---

દિવસે અને સૂર્યાસ્તસમયે જો પ્રમાદથી નિદ્રાને કરે તો ત્યાગી એક ઉપોષણ કરે રોગાદિ આપદામા દોષ નથી ॥૪૫॥

હે મુને ! આ ત્યાગિઓનેમધ્યે જેઓ આત્મનિવેદી–મહાદીક્ષાને પામેલા સાધુઓ હોય તેમનો ધર્મવિશેષ તમને કહુ છુ તેને સાભળો ॥૪૬॥ સૌન્દર્યની અને યૌવનાદિ વયની અભિવ્યક્તિ જે રીતે થાય તે રીતે સ્ત્રિયોનુ મુખ અજ્ઞાનથી પણ જો જોવાઈ જવાય તો તે આત્મનિવેદી ત્યાગીઓએ ઉપવાસ કરવો ॥૪૭॥ માર્ગમા પ્રયાણસમયે, મળોત્સર્ગસ્નાનાદિસમયે અને ભિક્ષાયાચનસમયે અજ્ઞાનથી સ્ત્રીમુખ જોવાઈ જતા તેઓને દોષ નથી, ત્યારે ઉપવાસ ન કરે ॥૪૮॥ તે આ આત્મનિવેદી ત્યાગીઓએ તો ફળ પત્ર કે જળ પણ ભગવાનને નહિ નિવેદન કરેલુ ભોજનાદિકમા ઉપયોગ કરવુ નહિ આટલુજ આત્મનિવેદી ત્યાગિઓમાટે અધિક માન્યુ છે ॥૪૯॥

જે તો ત્યાગધર્મમા પ્રવર્તેલા બાળકો હોય, વૃદ્ધો હોય, રોગીઓ હોય, પથ કરનારા હોય અને હરિમદિરનિર્માણ કાર્યમા વ્યાપૃત હોય તેવા તે સાધુઓને એકવાર ભોજન દિવાસ્વાપ નિયમનો ભગ દોષમાટે નથી ॥૫૦॥ હે મુને! આ રીતે મેં માનજયના ઉપાયો કહ્યા તે આ ઉપાયો જો સત્સમાગમ અને વિષ્ણુભક્તિએ સહિત અનુષ્ઠાન કરવામા આવે તો નિ શ્રેયસ ફળને આપનારા થાયછે ॥૫૧॥ આ પ્રકારે લોભાદિ પચકના દોષો અને તેના જયના

प्रायश्चित्तमनुक्तं स्याद्यस्यास्तु नियमच्युते.। तस्या यथोचित कार्यं सत पृष्ट्वैव वैष्णवान् ॥५३॥ प्रायश्चित्तोपवासेषु न ग्राह्यमितरज्जलात्। अनातुरोऽसकृन्नैव पिबेद्वार्यपि पूरुष ॥५४॥ शुद्ध्यर्थ उपवासश्चेदेकादश्याद्युपोषणे। प्राप्त स्यात्तर्हि त कुर्यात्तृतीये वासरे पृथक् ॥५५॥ एव द्वित्रोपवासेषु प्रायश्चित्तार्थकेष्वपि। व्रतोपवासो नो गण्य कार्य स त्यागिना पृथक् ॥५६॥ प्रायश्चित्तोपवासे च क्रिय

---

ઉપાયો જે શિષ્ટજનસંમત હતા તે સર્વ તમને કહી સભળાવ્યા ॥૫૨॥ જે નિયમભગનુ પ્રાયશ્ચિત્ત અહીં ન કહ્યુ હોય તેનુ પ્રાયશ્ચિત્ત ઉદ્ધવસપ્રદાયથકી વૈષ્ણવી દીક્ષાને પામેલા સાધુઓને પુછીને તેમણે ઉપદેશેલા માર્ગને અનુસરીને યથોચિતજ કરવુ ॥૫૩॥ ઉક્ત પ્રાયશ્ચિત્તનિમિત્તના ઉપવાસોમા જળપાનથકી બીજુ કાઇપણ ખાવુ નહિ તે જળપણ વારવાર પિવુ નહિ અનાતુર ત્યાગી માટે આ પ્રકાર છે આતુરને તો વારંવાર જળપાનમા દોષ નથી ॥૫૪॥ એકાદશ્યાદિ નિત્યવ્રતના અગભૂત ઉપવાસમા પ્રાયશ્ચિત્તનિમિત્તનો ઉપવાસ જો આવી પડે તો એકાદશીઉપવાસ અને તેના અગભૂત પારણા કરીને ત્રીજે દિવસે તે પ્રાયશ્ચિત્તોપોષણને જુદોજ કરે પણ એકાદશ્યાદિવ્રત ઉપવાસની સાથે તેપણ થઇ ગયો એમ માનવુ નહિ ॥૫૫॥ એમજ પ્રાયશ્ચિત્તના અગભૂત બે ત્રણ ઉપવાસો આવી પડ્યા હોય તેને મધ્યે આવી પડેલો એકાદશ્યાદિ વ્રતનિમિત્તનો ઉપવાસ નજ ગણવો તેતો ત્યાગીએ નિત્ય હોવાથી જુદોજ કરવો તે વ્રતઉપવાસથી પ્રાયશ્ચિત્તોપવાસની પૂર્તિ ન થાય જેમ પ્રાયશ્ચિત્તનિમિત્તે સૌંમ્યકૃચ્છ્રવ્રતનો ષષ્ઠીએ સમારંભ કરતા, તલનુ ચૂર્ણ ઓસામણ છાસ જળ અને સાથવાવડે પાચ દિવસો કાઢતા, આ વ્રત ૭ દિવસસાધ્ય હોવાથી છઠે દિવસે કરવાનો ઉપવાસ એકાદશીએ આવ્યો, તેની સૌમ્યકૃચ્છ્રવ્રતમા ગણના ન થાય, માટે દ્વાદશીએ પણ ઉપવાસ જુદોજ કરવો આવો વિવેક કરી લેવો ॥૫૬॥ શુદ્ધિનિમિત્તનો ઉપવાસ કરવા આરંભી દીધો હોય અને જો ફરી બીજો શુદ્ધિનિમિત્તનો ઉપવાસ આવી પડે તો તે બીજા ઉપવાસને તન્ત્રથી–કરવા આરંભેલા ઉપવાસની સાથેજ કરે એટલે આરંભેલા ઉપવાસને મધ્યે

माणे पुनर्यदि । आपतेदुपवासोऽन्यः कुर्यात्तन्त्रेण तं तदा ॥५७॥ भुक्तेरनन्तरं जाते वीक्षणादौ तु योषितः । नाममन्त्रं जपेद्विष्णोः स्पर्शे तु स्नानमाचरेत् ॥५८॥ प्रायश्चित्तेन शुद्धं यः पुरुषं तद्घाङ्कितम् । क्वचिद्ब्रूयात्स तु चरेद्दिनमेकमुपोषणम् ॥५९॥ वैष्णवैर्नियमा ह्येते यावद्देहस्मृतिर्भवेत् । त्यक्तव्या त्यागिभिर्नैव तावत्कालमतन्द्रितैः ॥६०॥ य एतैर्नियमैः पञ्च न नियच्छन्त्यरीनमून् । निरयेष्वेव पच्यन्ते मृत्वा ते त्यागिनः किल ॥६१॥ आर्तनादान्प्रकुर्वन्तो भुक्त्वा ते यातना भृशम् । श्वानः खरा वा जायन्ते भुवि वा वानरादय- ॥६२॥ एतानाश्रित्य सद्धर्माञ्ज्ञानवैराग्यसंयुतान् । भजेयुर्ये वासु-

આવેલો બીજો ઉપવાસપણ આરંભેલા ઉપવાસની સાથેજ થઇ ગયો એમ માને. પણ તેને બીજે દિને પૃથક્ ન કરે ॥૫૭॥ ભોજન કર્યા પછી અજ્ઞાનથી નારીનુ નિરીક્ષણ આદિક થઈ જાય તો તેપછી ભોજન નહિ કરતો થકો ફક્ત ભગવન્નામમંત્રનો જપ કરે. ભોજન કર્યા પછી જો સ્ત્રીસ્પર્શ થઈ જાય તો વસ્ત્રસહિત સ્નાન કરે પછી બીજી વાર ભોજન ન કરે પણ તે નિમિત્તે બીજે દિવસે ઉપવાસ ન કરે ॥૫૮॥ વિહિત પ્રાયશ્ચિત્તના આચરણથી શુદ્ધ થએલા ત્યાગીને બીજો કોઈ ત્યાગી કદાચિત્ તે દોષના ચિહ્ને યુક્ત સંબોધીને બોલે, જેમ નારીનિરીક્ષણનુ પ્રાયશ્ચિત્ત કરીને શુદ્ધ થએલાને ‘હે નારીનિરીક્ષક અહીં આવ્ય’ એમ કહે તો તે કહેનારો ત્યાગી એક દિવસ ઉપવાસ કરે ॥૫૯॥ અમારા વૈષ્ણવ ત્યાગીઓએ આ નિયમો જ્યાસુધી દેહભાન રહે ત્યાસુધી આળસે રહિત થઇને નિશ્ચે નજ ત્યજવા ॥૬૦॥ જે ત્યાગીઓ પૂર્વોક્ત નિયમોએ કરીને આ લોભપ્રમુખ પાચ આતર અરિઓને જીતતા નથી તેઓ મરીને નિશ્ચે નરકોમાજ પડે છે ॥૬૧॥ નરકોમા પડેલા તે ત્યાગીઓ યમકિંકરોએ અત્યત પીડા આપતા ‘હાય હાય મરી ગયા, હાય હાય હવે મરી ગયા’ એવા આર્તનાદોને કરતાથકા વિવિધ યાતનાઓને અનુભવીને, ફરી અહીં ભૂતળમા શ્વાન સૂકર ખર વાનરાદિ હીનયોનિયોને પામીને કલેશ પામ્યા કરેછે ॥૬૨॥ આ મેં કહેલા સદ્ધર્મોને સતત આચરતા થકા જ્ઞાનવૈરાગ્યપૂર્વક ભગવાન વાસુદેવને જેઓ

देवं प्रोक्ता एकान्तिनो हि ते ॥६३॥ प्रोक्ताः परमहंसास्ते ज्ञानिभ-
क्ताश्च सात्त्वताः । महाभागवता. सन्तः साधवो ब्रह्मवेदिनः ॥६४॥
तेषा देहस्तु पञ्चत्वे गन्धपुष्पाद्यलङ्कृत. । स्थापनीयो गिरेर्दर्यां महा
रण्येऽथवा जनैः ॥६५॥ अम्बुवाहोऽग्निदाघो वा देशकालानुसारत ।
कर्तव्यो रोदनं नैव कार्यं प्राकृतजीववत् ॥६६॥ भक्तिर्नारायणे तैश्च
धर्मज्ञानविरक्तिभिः । सहानन्यैव कर्तव्या त्यागिभिर्नित्यमादरात्
॥६७॥ तनोदितास्ते मुनिवर्य ! धर्मा ये त्यागिनां भक्तिमतां हितास्ते ।
वदाम्यथो उद्धवसंश्रुतानि ज्ञानादिलक्ष्माण्यपि संविभज्य ॥६८॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्यागिधर्मेषु मान
दोषतज्जयोपायनिरूपणनामा षट्षष्टितमोऽध्याय ॥६६॥

---

ભજે તેઓ એકાંતિક ભક્ત જાણવા ॥૬૩॥ તેજ પૂર્વોક્ત ત્યાગિઓ પરમ
હસ, જ્ઞાની, ભક્ત, સાત્ત્વત, મહાભાગવત, સત, સાધુ, બ્રહ્મવેદી, આવી
સજ્ઞાથી કહેવાયછે ॥૬૪॥ આવી મજ્ઞાવાળા ત્યાગીઓનું મરણ થતા
તેમનો દેહતો ચ'ન પુષ્પાદિવડે અલકૃત કરીને કોઈ ગિરિગુહામા અથવા
મહાવનમા મુકી આવવો અથવા અમ્બુવાહ—વહેતા મહાનદીજળમા મુકી
દેવો અથવા અગ્નિદાઘ—અગ્નિકાષ્ઠોવડે બાળી દેવો દેશકાળને અનુસારે
યથાયોગ્ય કરવુ ('દેશકાલાનુસારત' આનો આ ભાવ છે—પૂર્વોક્ત ગિરિ
ગુહા આદિકની સર્વથા અનુકૂળતા ન હોય તો ભૂમિમા ખાડો ખોદીને
તેમા તેમનો દેહ મુકીને યથાલબ્ધ લવણનાખવાપૂર્વક તે ખાડાને મૃત્તિકાથી
સારી રીતે પુરી દે) પ્રાકૃત પુરૂષના મરણમા પ્રાકૃતજનેજ જેમ એમ
ત્યાગિએ રોદનાદિ નજ કરવુ ॥૬૫-૬૬॥ તે ત્યાગિઓએ ભગવાન્ નારા
યણમા ભક્તિ ધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિતજ અનન્ય નિત્ય આદરથી કરવી
અન્યથા ભક્તિજ સિદ્ધ ન થાય ॥૬૭॥ હે મહામુને ! આટલા પ્રબન્ધથી
ભક્તિનિષ્ઠ ત્યાગિઓના ભક્તિસવર્ધક ધર્મો તમને કહ્યા હવે ઉદ્ધવાવતાર
ભૂત શ્રીરામાનંદમુનિથકી સાભળેલા જ્ઞાન વૈરાગ્ય ભક્તિના લક્ષણો પણ
જુદા જુદા વિવેચન કરીને ક, છુ ॥૬૮॥ ઇતિશ્રી સત્સંગિજીવને .
ચતુર્થપ્રકરણે ત્યાગિધર્મેષુ માનદોષતજ્જયોપાયનિરૂપણનામા
ષટ્ષષ્ટિતમોઽધ્યાય· ॥૬૬॥

श्रीनारायणमुनिरुवाच—नानादुःखविकाराढ्यो योऽयं देहोऽस्ति देहिनाम् । आत्मा ततोऽस्ति भिन्नो वै निर्विकारः सुखात्मकः ॥१॥ अच्छेद्योऽसावभेद्यश्च नित्योऽजः शाश्वतोऽक्षरः । देहेन्द्रियान्तःकरणदेवतासुप्रकाशकः ॥२॥ न क्लिद्यते जलेनासौ दह्यते न च वह्निना । न शुष्यते वायुनापि निर्लेपश्चाचलो मतः ॥३॥ य आत्मनि गुणाः सन्ति देहादौ ते न सन्ति हि । देहादौ ये च दोषास्ते न

## [1]અધ્યાય ૬૭ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—આ દેહ પૂર્વ પૂર્વ કર્મના ફળભોગ માટે કેવળ દેહારંભક પ્રારબ્ધ કર્મવાળા જીવોને ઇશ્વરે આપ્યો છે. પરં વિચાર કરતાં તે જન્મ જરા મરણ આદિક અનેકવિધ દુઃખવિકારોના એક આસ્પદભૂત છે. આત્માતો તે આ દેહથકી સ્વરૂપસ્વભાવાદિથી અત્યંત વિલક્ષણ, પ્રાકૃત ગુણવિકારો જે બાલ્ય યૌવન વાર્ધક વિગેરે તેને અયોગ્ય અને જ્ઞાનસુખાત્મક સમજવો ॥૧॥ આ આત્મા દેહનું છેદન ભેદન થતાં પણ સ્વયં અચ્છેદ્ય અભેદ્ય છે. જનનમરણાદિ દૈહિક ધર્મે રહિત, અનાદિ, અનંત, ઉપચય અપચય આદિક વિકારોએ રહિત, દેહ ઇન્દ્રિય અંતઃકરણ આદિકને અધિષ્ઠાન કરીને તેમને પ્રકાશ કરનાર અને જે ચક્ષુરાદિ ઇન્દ્રિયોના અધિષ્ઠાતારૂપ સૂર્યાદિ દેવો છે તેપણ પોતાનું કાર્ય જે ઇન્દ્રિયાધિષ્ઠાનરૂપ છે તેને આ આત્માના યોગથીજ કરેછે, તો તે સૂર્યાદિ દેવોનો પણ પ્રકાશક આ આત્માજ છે તથા પ્રાણોનું જે પ્રાણન કાર્ય છે તેને સંપાદનારો પણ આ આત્માજ છે ॥૨॥ આ આત્મા જળે કોહવારી શકાતો નથી, અગ્નિએ બાળી શકાતો નથી અને વાયુએ સુકાવી શકાતો નથી, માટેજ નિર્લેપ–બાહ્ય શરીર દોષોથી આત્મા લેપાતો નથી. અને અચલ–સ્વરૂપથી ચલાયમાન થાય એવો નથી ॥૩॥ દેહ આત્મા નિશ્ચે વિરુદ્ધ ધર્મવાળા છે—જે જ્ઞાન સુખાદિ ગુણો આત્માના છે તે દેહાદિકના નથી. દેહાદિકના જે દોષો-વિકારો ઉપચય અપચય આદિક છે તે આત્માના ક્યારેય નથી.

[1] આ અધ્યાયમાં ભગવાને જ્ઞાન વૈરાગ્ય ભક્તિનું સ્વરૂપ નિરૂપણ કર્યું છે.

सन्त्यात्मनि कर्हिचित् ॥४॥ एवंभूतं स्वमात्मानं ज्ञात्वा तस्याक्षरेण तु । सच्चिदानन्दरूपेण ब्रह्मणैक्यं विभावयेत् ॥५॥ एषात्मनिष्ठा सुदृढा ज्ञानमित्युपवर्णितम् । वैराग्यस्याथ वक्ष्यामि लक्षणं साधुसम्मतम् ॥६॥ स्वरूपमादौ देहस्य ज्ञेयं स्वस्य परस्य च । चर्मपेशी मलैरेव निभृताऽस्तीति तत्त्वतः ॥७॥ त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिखण्डकैः । मलमूत्रजरारोगैर्जुष्टे देहेऽत्र किं शुभम् ? ॥८॥ कृमिविड्भस्मसंज्ञाऽस्ति राजनाम्नोऽपि यस्य च । तस्मिन्सक्ता लभन्ते

આત્મા જ્ઞાનમય અમળ છે અને દેહાદિકતો સતતવિકારશીલ હોઇને દોષૈકઆશ્રય છે ॥૪॥ આ પ્રકારે પોતાના આત્માને સર્વથા દેહાદિવિલક્ષણ વિનિશ્ચય કરીને, તેનું જ્ઞાનાનંદૈકસ્વરૂપ અક્ષરબ્રહ્મની સાથે ઐક્ય-સારૂપ્યની વિભાવના કરે ॥૫॥ આવી સુદૃઢ આત્મનિષ્ઠાજ 'જ્ઞાન' આ પ્રકારે જ્ઞાનિઓએ વ્યપદેશ કરાય છે (આવી આત્મનિષ્ઠાજ જ્ઞાનનું લક્ષણ છે) હે મુને! હવે વૈરાગ્યનું સાધુસંમત લક્ષણ-સ્વરૂપનિરૂપણ કરું છું ॥૬॥ 'હું યુવા છું, હું રૂપસંપન્ન છું' એમ જેથી (સ્વદેહથી) મોહ પામી રહે છે અને જેમાં 'આ સર્વાંગસુંદરી છે, આ લાવણ્યના એક સ્થાનભૂત છે' એમ વિમોહ પામી રહે છે તે સ્વદેહ અને પરદેહનું તત્ત્વથી સ્વરૂપ 'મળ-વસાદિ દ્વાદશ મળોથી ભરેલી, ચૌમેર આર્દ્ર ચર્મથી મઢી દીધેલી, પેશી (કોથળી) રૂપ કોઈ પણ આ પિંડ વિશેષ છે' એમ વિચારવું એમ વિચારીને વિનિશ્ચય કરેલા આ દેહમાં કયો આ અંશ શુભરૂપ છે? (કોઈ પણ નથી) પૃથક્ પૃથક્ નિરૂપણ કરતાં સર્વે મળમયજ જણાય છે, કોઈ માંસપિંડ છે, કોઈ રૂધિરપ્રવાહ છે, કોઈ અંશ સ્નાયુમય છે, કવચિત્ મેદ છે, કવચિત્ મજ્જા છે, કેટલાક અસ્થિખંડો છે, કવચિત્ મળ છે, કવચિત્ મૂત્ર છે અને સર્વેના આવરણભૂત ત્વચા છે. વળી તે આ મળમય દેહ જરા રોગ આદિક અનેક અનર્થથી ભરપુર છે ॥૭-૮॥ જેજ આ દેહ 'આ નરપતિ છે, આ વિપ્ર છે' એવી અભિમતિનું પાત્ર થાય છે તેજ કાળે કરીને પ્રાણ નિકળી જતાં કૃમિસંજ્ઞાને પામે છે. શ્વાન શીયાળ આદિકે ભક્ષણ કરતા વિટ્સંજ્ઞાને પામે છે અને અગ્નિથી બળી જતાં ભસ્મ-

वै मुहुर्देहांश्चतुर्विधान् ॥९॥ शुभाशुभानि कृत्वाऽत्र देहैः कर्माणि मानवाः । उपर्यधो वा मध्ये वा संसरन्ति पुनःपुनः ॥१०॥ यातना नारकीस्तीव्रा लभन्तेऽशुभकर्मणा । पशुपक्ष्यल्पकीटादिगर्ह्यज-न्मानि चावशाः ॥११॥ शुभेन कर्मणा क्वापि लभन्ते भूमिपालताम् ।

સંજ્ઞાને પામે છે. એ રીતે પૂર્વ અવસ્થામાં સર્વથા નિંદાસ્પદ વીર્યસંજ્ઞિત અને પશ્ચાત્તન અવસ્થામાં કૃમી આદિક સંજ્ઞાવાળું જે છે તેમાં વર્તમાન કાળે ક્ષણમાત્ર નૃપ વિપ્ર આદિક જુદી જુદી સંજ્ઞા આવેછે. તેટલામાત્રથી અર્થ (વસ્તુતત્ત્વ) જુદો થઈ જતો નથી, જે છે તેનો તેજ છે. તો આવા અસ્થિર નિંદિત અર્થમાં (દેહમાં) તત્ત્વવિદોને રતિ કેમ થાય? નજ થાય. તેવા સર્વથા હેય એવા પણ દેહમાં પશુઓની પેઠે જેઓ આસક્ત થાય છે તેઓ વારંવાર યથાકર્મ યથાવાસના સુર નર પશુ પક્ષી વૃક્ષાદિ અનેક અનર્થદાયિ દેહોને પામેછે ॥૯॥ તેનો પ્રકાર કહે છે–આ માનુષ-મંડળમાં પ્રારબ્ધફળભૂત આ દેહોએ કરીને પૂર્વવાસનાને અનુસારે શુભ અશુભ કર્મોને કરતાં, ઉપરિ–સ્વર્ગમાં કે અધઃ–પાતાળમાં કે મધ્યે–માનુષ લોકમાં અથવા ઉપરિ–સત્ત્વપ્રધાન બ્રાહ્મણયોનિમાં કે અધ –તમોગુણ-પ્રધાન શૂદ્રયોનિમાં કે મધ્યે–મિશ્રગુણપ્રધાન વૈશ્યયોનિમાં અથવા ઉપરિ–દેવયોનિમાં કે અધઃ–પશુપક્ષ્યાદિ યોનિમાં કે મધ્યે–માનુષયોનિમાં વારં-વાર કર્મચક્રને વશ થઇને ઘટીચક્રની પેઠે સંસૃતિ પામ્યા કરેછે. ભલે ઇન્દ્રસબંધિ પદને શુભ કર્મે કરીને પામ્યો હોય તથાપિ પુણ્ય ક્ષીણ થતાં ફરી નીચે પડે છે, વળી ફરી કર્મને અનુસારે ગતિને પામે છે ॥૧૦॥ તેમાં પ્રબળ પાપથી અત્યુગ્ર નારકી યાતના અનુભવીને, તિર્યગ્યોનિમાં જે પશુ પક્ષી કીટઆદિક અતિગર્હિત જન્મ તેને પણ કર્મપરવશતાથી પામે છે ॥૧૧॥ જો કદાચિત્ અતિશય શુભ કર્મનો સમુદ્ભવ થાય તો ભૂપાળ-ભાવને પામે છે અથવા સ્વર્ગમાં કે પાતાળમાં સુખને પામે છે. અંતે તો તે કર્મજન્ય સુખો કર્મ પ્રક્ષીણ થતાં નાશજ થઈ જાય છે. માનુષ સુખા-ભાસમાંજ જેમ અને પશ્વાદિ સુખાભાસમાંજ જેમ એમ કામ લોભ ભય ઇર્ષ્યા ક્રોધ સ્પર્ધા અસૂયા આદિકથી ભરપુરજ હોવાથી તે આત્યંતિક

क्वापि पातालसौख्यानि स्वर्गसौख्यानि च क्वचित् ॥१२॥ सुखान्येतानि सर्वाणि वर्तन्ते नश्वराणि हि । कामलोभभयेर्ष्यारुट्स्पर्धा द्वेर्निभृतानि च ॥१३॥ दिने ब्रह्मण एकस्मिंश्चतुर्दश सुराधिपा । नश्यन्ति क्षीयते सोऽपि सविराट् प्राकृते लये ॥१४॥ यत्किञ्चिदस्ति प्रकृतिपुरुषाभ्यां समुद्गतम् । स्थावरं जङ्गमं वा तद्भक्ष्यं कालस्य विद्यते ॥१५॥ क्षयिष्णुत्वं सदु खत्वमित्थं ज्ञात्वाऽखिलस्य च । अनासक्ति स्वदेहादौ या तद्वैराग्यमुच्यते ॥१६॥ वासुदेवाय-

સુખો નથી પરિણામે સર્વ સુખો નાશજ થાય છે ભલે ઇન્દ્રસબન્ધિ પદ હોય એટલામાત્રથી ત્યા કામાદિ દોષો ન્યૂન છે એમ નથી કેમ ? તો ઇન્દ્રાણી સન્નિધિમા સદા વિદ્યમાન હતી તો પણ ઉર્વશી વેશ્યામા કામ ઉદ્ભવ્યો અને ઉર્વશી વેશ્યા હતી તો પણ ગૌતમમુનિની પત્નીમા કામ ઉદ્ભવ્યો હતો અને લોભપણ મદાર પારિજાત આદિક તરૂસમૂહમા પ્રસિદ્ધજ છે ઇર્ષ્યા પણ અશ્વમેધાદિ યાગને અને તીવ્ર તપને કરનારા માનવો વિષે પ્રવર્તતી પ્રસિદ્ધજ છે ક્રોધપણ હવિર્નો પ્રતિરોધ કરનારા ઉપર ( ભગવાનવિષેપણ ) ઉપજ્યો હતો સ્પર્ધા પણ ભ્રાતૃકુટુબમા પ્રવૃત્તિ હતી તેમજ તે મૂળથી તેમનેવિષે વૈર પણ થએલુ પ્રસિદ્ધ છે એ રીતે સ્વર્ગસુખો પણ કામાદિદોષપરિપૂર્ણ હોઇને નશ્વરજ છે ॥૧૨-૧૩॥ સુરાધિપત્ય મળવામાત્રથી કોઈ પણ અમરણ થતો નથી માનુષોનુજ જેમ એમ એનુ ( ઇન્દ્ર ) પણ આયુષ સાવધિકજ છે, બ્રહ્માના એક દિવસમા ચૌદ ઇન્દ્રો નાશ પામી જાય છે તે વિરાટ્સહિત બ્રહ્માપણ પ્રાકૃત પ્રલયમા પ્રણાશ પામી જાયછે તો એની જે અમરસજ્ઞા તે ચિરજીવિતામાત્રથી ઉપચારપણે પ્રવર્તેલી હોઇને વસ્તુતાએ ખોટીજ છે ॥૧૪॥ જે અહીં પ્રકૃતિ પુરૂષના સસર્ગવાળુ, તે થકી ઉદય પામેલુ જગમ સ્થાવર યત્કિંચિત્ જગત્ છે, તેમા એક પણ કાળનુ ભક્ષ્ય ન થાય એમ નથી સર્વ પણ નિશ્ચે કાળનુ ભક્ષ્ય થાય છે ॥૧૫॥ તો એ રીતે આ સર્વ પ્રાકૃત પિંડ બ્રહ્માડાદિકની ક્ષયિષ્ણુતા અને દુ ખમયતા જાણીને દેહ દેહાનુબન્ધિઓમા જે અનાસક્તિ-સર્વથા આસક્તિએ રહિતપણુ તેજ વૈરાગ્ય કહ્યો છે ॥૧૬॥

**तारेऽथ माहात्म्यज्ञानपूर्विका । स्नेहेन सेवावृत्तिर्या सा भक्तिरिति कथ्यते ॥१७॥ श्वेतद्वीपे ब्रह्मपुरे गोलोकेऽपि च धामनि । वैकुण्ठादौ यदैश्वर्यं दिव्यं दिव्याश्च पार्षदाः ॥१८॥ स्वेच्छया मनुजाकारे हरौ तद्विद्यतेऽखिलम् । दिव्यभावेनेति बोधो माहात्म्यज्ञानमुच्यते ॥१९॥ इति ज्ञात्वैव नवभिः प्रकारैः श्रवणादिभिः । सेवनं तस्य यत्प्रेम्णा तत्प्रोक्तं भक्तिलक्षणम् ॥२०॥ ज्ञानवैराग्यसहितां भक्तिमेवंविधां तु ये । हरौ कुर्युः स्वधर्मस्थास्ते तु भक्तोत्तमा**

હવે ભક્તિનું સ્વરૂપ નિરૂપણ કરેછે-ભગવાન વાસુદેવના અવતારમાસકલ લોકોના સમુજ્જીવન માટે યદુનંદનાદિરૂપે પ્રકટતાને પામેલા માનુષલીલારૂપ શ્રીકૃષ્ણાદિકમાં તેમના અવતારના માહાત્મ્યજ્ઞાનપૂર્વક પરાનુરાગથી પ્રવર્તતી જે સેવાવૃત્તિ તે ભક્તિ કહી છે. જેતો અવતારોનું યથાર્થપણું જાણતા નથી તેઓ સર્વાંતર્યામી પરમાત્માનું સ્વરૂપ શાસ્ત્રથકી જાણે છે તો પણ ગોપીઓની પેઠે કે ઉદ્ધવજીની પેઠે ભક્તિરસને જાણનારા, જ્ઞાનિઓના અગ્રેસરો થવાને યોગ્ય નથી. માટે અવતારમાહાત્મ્યજ્ઞાનપૂર્વક જે સ્નેહવિશેષ તે ભક્તિ છે એમ કહ્યું ॥૧૭॥ કેટલાક અજ્ઞાનિઓ ઐન્દ્રજાલિક વિદ્યાના કલ્પિત રૂપથી ગગનમંડળમાં ગમનાદિકનેજ જેમ એમ અવતારચરિત્રને મીથ્યા માને છે, તેમ તે નથી કિંતુ 'શ્વેતદ્વીપ બ્રહ્મપુર ગોલોક વૈકુંઠાદિ ધામોમાં જેજ દિવ્ય ઐશ્વર્ય રહ્યું છે અને જેજ દિવ્ય પાર્ષદમંડળની પરિસ્થિતિ છે, તેના તેજ ઐશ્વર રૂપને સ્વેચ્છાથીજ માનુષસજાતીય સંપાદીને તેના તેજ દિવ્ય રૂપથી તેના તેજ દિવ્ય પાર્ષદોની સાથે સ્વેચ્છાથી પ્રાકટ્યને પામેલા આ ભગવાન છે' આવા દિવ્યભાવથીજ જે ભગવત્સ્વરૂપનું જ્ઞાન તે અવતારમાહાત્મ્યજ્ઞાન કહ્યું છે. આવા જ્ઞાને સંપન્ન જનોજ ભગવાનના મહિમાતિશયને જાણનારા, જ્ઞાનિઓના અગ્રેસર માન્યા છે ॥૧૮-૧૯॥ આ રીતે દિવ્યભાવથી ભગવત્સ્વરૂપને સમઝનારા જનોનેજ ભગવાનમાં પરાનુરાગ સમુદ્ભવે છે તેથી પ્રેમપૂર્વક શ્રવણ કીર્તન સ્મરણાદિ નવ પ્રકારોવડે તે ભગવાનને ભજે છે. આવું જે ભજન તે ભક્તિ કહી છે ॥૨૦॥ પૂર્વોક્ત સ્વધર્મે જ્ઞાન વૈરાગ્યથી પ્રતિદિન પ્રવૃદ્ધિ પામતી આવી

मताः ॥२१॥ सन्तो च ईदृशा लोके प्रोक्ताः सद्गुरवो हि ते । येषां दर्शनमात्रेण नश्यते सर्वपातकैः ॥२२॥ तेषामेवाश्रयात्पुंसः कर्मभिर्भ्राम्यतो भवे । नि.श्रेयसं भवेदेव भक्तानां धर्मचारिणाम् ॥२३॥ एत एव तत. सन्त. सेवनीया मुमुक्षुणा । पूजा चैषां विधातव्या सद्गुरूणां महात्मनाम् ॥२४॥ प्रवृत्तश्च निवृत्तश्च धर्मो हि द्विविधो

શ્રવણકીર્તનાદિલક્ષણ ભક્તિને ભગવાનવિષે જે જનો કરે તેતો ભક્તોત્તમ માન્યા છે આવા જે સતો છે તેજ લોકમા સદ્‌ગુરૂઓ કહ્યા છે જેમના દર્શનમાત્રથી પુરૂષ સર્વ પાતકોથકી પ્રમુક્ત થઈ જાય છે ॥૨૧-૨૨॥ કર્મોએ કરીને ભવમાર્ગમા ભટક્યા કરતા જનોને તેવા એકાતિક સદ્‌ગુરૂઓના સમાશ્રયથી ધર્મમા નિષ્ઠા જ્ઞાન વૈરાગ્ય ભક્તિ અને તેથી નિ શ્રેયસ (ભવભ્રમણની નિવૃત્તિપૂર્વક ભગવદ્ધામપ્રાપ્તિરૂપ પરમ કલ્યાણ) થાયછેજ ॥૨૩॥ માટેજ મુમુક્ષુએ આવા સતોજ ભોજન આચ્છાદન પાદસવાહના દિકવડે સેવવા યોગ્ય છે કેમ ? તો તે આ ભગવાન્ પુરૂષોત્તમ તેવા સતોના પ્રસાદ વિના દુષ્પ્રાપ છે. તે આ મહાત્મા સદ્‌ગુરૂઓની પૂજા પ્રણિપાતાદિ પ્રેમથી કરવુ, જેથી તેમના પ્રસાદનુ પાત્ર થાય ॥૨૪॥

હવે એકાતિકધર્મનુ લક્ષણ કહુ છુ–મુમુક્ષુએ તો એકાતિક ધર્મમા નિષ્ઠાવાળા થવુ એકાતિક ધર્મતો આજ માન્યો છે–જે પ્રવૃત્તિલક્ષણ નિવૃત્તિલક્ષણ ધર્મ પ્રખ્યાત છે તેજ વિષ્ણુના સબન્ધથી એકાતિક થાયછે યજ્ઞ દાન તપશ્ચર્યાદિરૂપ પ્રવૃત્તિધર્મ કહ્યો છે ઇન્દ્રિયવર્ગને વિષયોથકી પાછા વાળીને આત્મધ્યાન માટે જે પ્રવર્તન જ્ઞાનનિષ્ઠારૂપ તે નિવૃત્તિધર્મ કહ્યો છે ફળસબન્ધને અને દેવતાતર પ્રીણનને પરિત્યજીને ભગવત્પ્રસન્નતૈકબુદ્ધિથી કરાતું, કર્તૃત્વભોક્તૃત્વ આદિક બુદ્ધિએ રહિત, યજ્ઞદાનાદિરૂપ તેજ કર્મ એકાતિક થાય છે એ રીતે ત્રણ દેહથકી વિલક્ષણ જ્ઞાનૈકલક્ષણ સ્વાત્મામાં નહિ પર્યવસાન પામીને (તેમા નહિ જોડાતા) પરમાત્મદાસતૈકલક્ષણ આત્માને અક્ષરસરૂપ સમજીને, તેવા આત્મસ્વરૂપના ચિંતનમા જે સ્થિતિ તે નિવૃત્તિ ધર્મ એકાતિક થાય છે અથવા અગ્નિહોત્રાદિ ગાર્હસ્થ્યોપયોગી જે ધર્મ તે પ્રવૃત્તિધર્મ અને ઊર્ધ્વરેતાપણામાજ ઉપયોગી જે ધર્મ તે નિવૃત્તિધર્મ

मतः । द्वयोऽपि विष्णुसम्बन्धाद्भवत्येकान्तसंज्ञितः ॥२५॥ निवृत्तधर्मैकान्तित्वं प्रापुर्हि सनकादयः । प्रवृत्तधर्मैकान्तित्वं मरीच्याद्यास्तथाऽऽप्नुवन् ॥२६॥ एकान्तेनैव धर्मेण मुक्तिरात्यन्तिकी मता । न केवलं निवृत्तेन धर्मेणापीतरेण वा ॥२७॥ स्वरूपमस्य धर्मस्य कथ्यते चाधुना स्फुटम् । विद्वद्भिरपि दुर्ज्ञेयं विना हरिसमाश्रयम् ॥२८॥ आन्तराणां च बाह्यानां करणानां स्वभावतः । नैरन्तर्येण सक्ताः स्युर्विष्णावखिलवृत्तयः ॥२९॥ ततः पुमान्प्रवृत्तं वा निवृत्तं कर्म वैदिकम् । कुर्यादहिंसं निष्कामं ज्ञानवैराग्ययुक्तवत् ॥३०॥ स एवैकान्त इत्युक्तो धर्मो निःश्रेयसप्रदः । तद्वन्तः

જાણવો તે બન્ને પ્રકારનો પણ ધર્મ ઉક્તલક્ષણ ભગવત્સંબન્ધનેલીધે એકાંતિક સંજ્ઞિત થાય છે આવો બન્ને પ્રકારનો પણ ધર્મ ઉક્ત રીતે એકાંતિકપણાને પામતા ભગવાન્ પુરૂષોત્તમમા પરા ભક્તિ પ્રકટેછે ॥૨૫॥ તેમા હરકોઈ એક ધર્મમા નિષ્ઠાવાળા કેટલાક થાયછે જેમ સનકાદિકો એકાંતિક નિવૃત્તિ ધર્મમા નિષ્ઠાવાળા થયા હતા અને મરીચ્યાદિ મુનિઓ એકાંતિક પ્રવૃત્તિધર્મમા નિષ્ઠાવાળા થયા હતા ॥૨૬॥ એકાંતિક ધર્મથી આત્યંતિકી મુક્તિ-સર્વકર્મબંધનો થકી નિઃશેષપણે નિવૃત્તિ માની છે. કેવળ નિવૃત્તધર્મથી કે કેવળ પ્રવૃત્તધર્મથી-એકાંતિકતાને ઉક્ત પ્રકારે જે નથી પામ્યો તેનાથી તો નિવૃત્તથી પણ આત્યંતિક નિઃશ્રેયસનો લાભ થતો નથી ॥૨૭॥ તે આ એકાંતિક ધર્મનુ સ્વરૂપ સાક્ષાત્ શ્રીહરિના સમાશ્રય વિના વિદ્વાનોએ પણ દુર્જ્ઞેય હોવાથી એનુ સ્વરૂપ હુ પોતેજ સ્પષ્ટપણે હવે કહી સંભળાવુ છુ ॥૨૮॥ જે આંતર કરણો મનચિત્તઆદિક છે અને જે બાહ્ય કરણ ચક્ષુશ્રોત્રાદિક છે તે સર્વેની સમસ્ત વૃત્તિઓ સહજપણેજ-અર્થાદિ નિમિત્તની અપેક્ષા વિના અવિચ્છેદથી વિષ્ણુમાજ સ્નેહાતિશયને લીધે જ્યારે આસક્ત થઈ જાય ત્યારે જે વૈદિક પ્રવૃત્ત કે નિવૃત્ત કર્મ નિષ્કામ-ભગવાનનીજ એક પ્રસન્નતા માટે પરપીડાએ રહિત, જ્ઞાનવૈરાગ્યપ્રધાન આચરણ કરાય તેજ એકાંતિક ધર્મ કહ્યો છે તેજ લોકમા નિઃશ્રેયસનુ પરમ સાધન છે. તેવા ધર્મમા નિષ્ઠાવાળા જે પુરૂષો તેજ લોકમા 'એકાંતિક છે' એમ બુધ જનો કહે છે

पुरुषा ये ते प्रोक्ता एकान्तिका बुधैः ॥३१॥ स्वधर्मादियुतानन्यभगवद्भक्तिलक्षणः । एष धर्मो हि भवतील्पसत्त्वैः सुदुर्धरः ॥३२॥ धारकाः स्युर्यदा त्वस्य तदा प्रादुर्भवत्यसौ । न भवन्ति यदा ते च तिरोभवति वै तदा ॥३३॥ साक्षाद्भगवतः सङ्गात्तद्भक्तानां च वेदशाम् । धर्मो ह्येकान्त एषोऽत्र प्राप्यते नान्यथा क्वचित् ॥३४॥ भवेदेष यदा यत्र तदा तत्र कृतं युगम् । भवेदेव न तु त्रेता द्वापरो न कलिर्न च ॥३५॥ तमेव धर्ममाश्रित्य गृहिभिर्यजनं हरेः । द्रव्यय-

---

॥२९-३१॥ તે આ એકાંતિક ધર્મ સ્વધર્મ અને અનન્ય ભગવદ્ભક્તિથી સમૃદ્ધિને પામ્યો છે. અન્યત્ર તો વિવિધ ફળસાધનપણે અન્ય અન્ય વિવિધ ધર્મનો અન્વય આવેછે. તેમાં અનન્ય ભગવદ્ભક્તિનો સમન્વય નથી. કેમકે ફળ સાધનની બહુલતા છે. જે ભક્તિ અર્થમાટે કે કામમાટે છે તેતો અનન્યા ભક્તિ ન કહેવાય. જે અનન્યા પણ ભક્તિ સ્વધર્મને ઉલ્લંઘન કરીને પ્રવર્તનારી છે તે પ્રસ્ખલિત પદવાળી થઇને કાળે કરીને ક્ષય પામી જતી હોવાથી તે પરિપાક દશાને નજ પામે. માટે સ્વધર્મ જ્ઞાન વૈરાગ્યે સહિત અનન્ય ભગવદ્ભક્તિલક્ષણ આજ એકાંતિક ધર્મ માન્યો છે. તે આ ધર્મ વિવિધવાસનાવાસિત દુર્બળ ચિત્તવાળા જનોએ અનુષ્ઠાન કરી શકાય એવો નથી ॥૩૨॥ આ એકાંતિક ધર્મના ધારકો જ્યારે ધરાઉપર વિશેષપણે હોય ત્યારે એકાંતિકધર્મ પ્રવૃદ્ધિ પામે છે. જ્યારે તો તેવા જનો વિરલા હોય ત્યારે કાળે કરીને તે ધર્મ ધીમે ધીમે ક્ષય પામી જાય છે ॥૩૩॥ તે આ એકાંતિક ધર્મ લોકસમુજ્જીવન માટે પ્રકટ થએલા સાક્ષાત્ ભગવાનના પ્રસંગથી અને તેમના એકાંતિક ભક્તોના પ્રસંગથી મુમુક્ષુઓને પ્રાપ્ત થાયછે. અન્યથા-પ્રકારાંતરથી ક્યારેય પણ પ્રાપ્ત થતો નથી. આ એકાંતિક ધર્મમાં યુગાદિભેદ કારણ નથી. આ એકાંતિક ધર્મજ યુગભેદમાં હેતુ છે. તે કહેછે-જે કાળે જે દેશમાં કે જે પુરૂષમાં આ એકાંતિકધર્મ પ્રવર્તે ત્યારે ત્યાં સત્યયુગજ સમજવો. ત્રેતા કે દ્વાપર કે કળિ કોઈ નિયત સમજવો નહિ ॥૩૪-૩૫॥ આવા તે એકાંતિક ધર્મનેજ આશરીને પ્રવૃત્તધર્મનિષ્ઠ ગૃહસ્થભક્તોએ તો

द्वारहिंसैस्तु विधातव्यं यथाविधि ॥३६॥ एकान्तधर्ममाश्रित्य यष्ट-व्यस्त्यागिभिर्हरिः । ब्रह्मयज्ञैस्तपोयज्ञैर्योगयज्ञादिभिर्भुवि ॥३७॥ तेषु यज्ञेषु ये देवास्तदीयत्वेन तेऽखिलाः । भावयित्वाभ्यर्चनीया न तु कार्या पृथग्मतिः ॥३८॥ एकान्तिनो वैष्णवा ये ते त्यक्त्वा भौतिकानिह । देहान्लब्ध्वा दिव्यतनूर्गोलोकं धाम यान्ति हि ॥३९॥ इत्येकान्तस्य धर्मस्य लक्षणं कथितं स्फुटम् । तपांस्युग्राणि यत्प्राप्त्यै चक्रुः पूर्वं महर्षयः ॥४०॥ तस्मान्मुमुक्षुरिच्छेद्यः श्रेय आत्यन्तिकं स तु । एकान्तधर्मं सेवेत मुक्तः स्यात्संसृतेस्ततः ॥४१॥ पुरा-

હિંસાવર્જીત દ્રવ્યસાધ્ય યજ્ઞોવડે યથાવિધિ ભગવાનજ એક દેવતા જેના છે અને તેમની પ્રસન્નતા એજ એક ફળ જેનું છે એવું શ્રીહરિનું સાત્વિક યજન કરવું ॥૩૬॥ જે બ્રહ્મયજ્ઞ તપોયજ્ઞ યોગયજ્ઞાદિ કહ્યા છે તે પણ એકાંતિકધર્મમાં નિષ્ઠાવાળા ત્યાગિઓએ એકાંતધર્મના આશ્રયણને અનુસરીને તેના વિધાનપ્રકારથી ભૂમિમાં અનુષ્ઠાન કરવા. જેથી તે યજ્ઞોએ કરીને પણ ભગવાન્ શ્રીહરિ આરાધન કર્યા થાય. શંકા—ભિન્નભિન્ન દેવતાના આરાધનપણે જણાતા તે તે યજ્ઞોએ કરીને તે ભગવાન આરાધન કર્યા કેમ થાય? તો તેમ નથી. તેતે દ્રવ્યમયાદિ યજ્ઞોમાં જે દેવો પૂજ્યપણે કહ્યા છે તે સર્વ દેવો ભગવાનની તનુપણે વિભાવના કરીને પૂજવા. વસ્તુતાએ સર્વ કોઈ ભગવાનની તનુઓજ છે. આ અર્થ અંતર્યામિબ્રાહ્મણમાં સુસ્પષ્ટ છે. જેમને આવું જ્ઞાન નથી તેમને પૃથક્ પૃથક્ દેવતાની બુદ્ધિ અને ભિન્ન ભિન્ન ફળબુદ્ધિ થાય છે. આવા વિજ્ઞાનવાળાઓએ તેવી પૃથક્બુદ્ધિ નજ કરવી ॥૩૭-૩૮॥ જે આ રીતે એકાંતિક ધર્મમાં દૃઢનિષ્ઠાવાળા અનન્ય-ભક્ત વૈષ્ણવો છે તેઓ આ ભૌતિક દેહોને ત્યાગ કરીને, દિવ્ય તનુઓને પામીને ભગવાનના ગોલોક નામના અપ્રાકૃત ધામને પામે છે ॥૩૯॥ આ પ્રકારે એકાંતિકધર્મનું લક્ષણ સ્પષ્ટપણે મેં કહ્યું. જે એકાંતિક ધર્મમાં નિષ્ઠા થવી તે આ અલ્પ તપનું ફળ નથી. કેમ? તો પૂર્વે મહર્ષિઓએ આ એકાંતિક ધર્મની પ્રાપ્તિ માટે મહા ઉગ્ર તપો કર્યાં હતાં ॥૪૦॥ માટે જે મુમુક્ષુ આત્યંતિક શ્રેયને ઇચ્છે તે આ એકાંતિક ધર્મનું સેવન કરે. તેણે

पि ये ये सम्प्राप्ता मुक्तिमात्यन्तिकीं जनाः । तेप्यनेनैव धर्मेण प्राप्ता नत्वन्यसाधनैः ॥४२॥ पालयंस्त्वमिमं धर्मं त्यागिनोऽन्यान्मदाश्रितान् । तथैव वर्तयेः सर्वान् समर्थोऽसि यतो मुने ! ॥४३॥ धर्मामृतमिदं पुण्यं सेवेरन् येऽत्र सज्जनाः । कालसर्पभयं तेषां संसृतिः स्यान्न कर्हिचित् ॥४४॥ इति परमपवित्रं सर्वदा सेवनीयं निपुणमतिमहद्भिः सर्वसन्तापहृद्यं । सरसमिह पिबन्ति त्यागिधर्मामृतं ते जनिमृतिभयमुक्ता धाम यान्त्येव विष्णोः ॥४५॥ सुव्रत उवाच—इत्युक्तमाश्रुत्य स साधुधर्मवृन्दं सदीशेन मुनिः प्रसन्नः । स्वयं

करीने संसृतिथकी तत्क्षण मुक्त थायछे ॥४१॥ जेओ पूर्वे पण परा मुक्तिने पाम्या छे तेओ पण आ एकांतिक धर्मना अनुष्ठानथीज पाम्या छे अन्य साधनोना अनुष्ठानथी नहिज ॥४२॥ हे मुने ! तमे आ मे कहेला पारमैकांतिक धर्मने स्वय पाळताथका मारा आश्रित बीजा बधा त्यागिओने पण आ धर्ममार्गमा तमो वर्तावो केमके तमे सर्वे साधुओने एकांतिक धर्ममां प्रवर्ताववा समर्थ छो ॥४३॥ आ उपदेशरूप धर्मामृत (अनन्य भक्तिरूप होइने स्वादुतम होवाथी एनुं अमृतपणु अने निश्रेयसनु साधन होवाथी एनु धर्मपणु जाणवुं) के जे पुण्य-सकळ पापने नाश करनार होवाथी अने निरतिशय सुखनु साधन होवाथी पवित्र छे तेने आ लोकमा जे सज्जनो सेवे (आमा कहेला धर्मने अनुसारे वर्ते) तेओने काळव्याळथकी अने संसृतिथकी भय कदापि नज थाय-निवृत्त थइ जाय ॥४४॥ आवा अलौकिक महामहिमाए युक्त, परमपवित्र-पवित्रतानां साधनोमा अत्युत्कृष्ट पवित्रतासाधन, आध्यात्मिक आधिदैविक आधिभौतिक समस्त संतापने सहरनार, भक्तिरसभरपुर होवाथी सरस, विज्ञानसपन्न महानुभाव संतोए सर्वदा सेवनीय, त्यागिजनोना परम हितने करनारुं आवु जे आ धर्मामृत तेने आ लोकमां जे साधुजनो प्रीतिथी पान करे छे (श्रवण कथन पठन पाठन विचारण अनुवर्तनवडे परिशीलन करेछे) तेओ जन्ममृत्युना भयथकी मुक्त थइने भगवानना परम धामनेज सुखेथी पामेछे ॥४५॥ सुव्रतऋषि

तथैवानघ! वर्तमानो ह्यवीवृतत्त्यागिजनांश्च सर्वान् ॥४६॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे त्यागिधर्मेषु ज्ञानादिलक्षणनिरूपणनामा सप्तषष्टितमोऽध्यायः ॥६७॥

सुव्रत उवाच—एकदाऽथ हरिं राजन्नित्यानन्दो महामुनिः। तदग्र उपविष्टस्तं नत्वाऽपृच्छत्कृताञ्जलिः ॥१॥ नित्यानन्द उवाच—ऋते ज्ञानान्न मुक्तिः स्यादित्यस्ति भगवञ्छ्रुतिः। ज्ञानं तत्कृपया मह्यं वक्तुमर्हसि निश्चितम् ॥२॥ सुव्रत उवाच—इति पृष्टः स भगवान्मुनिना तेन भूपते! कथयामास तं ज्ञानं साङ्ख्यशास्त्रविनिश्चितम् ॥३॥

---

કહેછે–હે નિષ્પાપ પ્રતાપસિંહ રાજન્! આ પ્રકારે સતાંપતિ શ્રીહરિએ કહેલા તે આ સાધુધર્મામૃતને સાંભળીને અતિપ્રસન્ન થએલા તે ગોપાળાનંદમુનિ સ્વયં તે આ ઉપદેશેલા પ્રકારને અનુસારેજ વર્તાતાથકા સર્વ ત્યાગિજનોને તેજ પ્રકારે વર્તાવવા તત્પર થયા ॥૪૬॥ ઇતિ **શ્રીસત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે ત્યાગિધર્મેષુ જ્ઞાનાદિલક્ષણનિરૂપણનામા સપ્તષષ્ટિતમોઽધ્યાયઃ** ॥૬૭॥

## [1]અધ્યાય ૬૮ મો.

**સુવ્રતમુનિ** કહેછે—હે રાજન્! અનંતર એક સમયે નિત્યાનંદ મહામુનિ તે ભગવાનને પ્રણામ કરીને તેમની આગળ બે હાથ જોડીને તેમની અનુજ્ઞાથી બેસીને એમ પુછવા લાગ્યા ॥૧॥ **નિત્યાનંદમુનિ** પુછેછે—હે ભગવન્! 'ऋते ज्ञानान्न मुक्तिः'–જ્ઞાન વિના મુક્તિ ન થાય, એમ શ્રુતિ કહે છે. તો જે રીતે તત્ત્વજ્ઞાન મને થાય તે રીતે કૃપા કરીને મને ઉપદેશ કરવાને આપ યોગ્ય છો ॥૨॥ **સુવ્રતઋષિ** કહેછે–હે ભૂપતે! આ પ્રકારે તે નિત્યાનંદમુનિએ પુછેલા તે ભગવાને તેમને સાંખ્યશાસ્ત્રથી–જ્ઞાનનોજ એક અવબોધ આપનારા ઔપનિષદ અર્થને અનુસરનારા શાસ્ત્રથી વિનિશ્ચય

---

૧ આ અધ્યાયને આરંભીને ૭ અધ્યાયોવડે નિત્યાનંદમુનિને ઉદ્દેશીને જ્ઞાનોપદેશ આપતાં, આ અધ્યાયમાં સર્વકારણ ભગવાને પૌરૂષ સર્ગનું સવિસ્તર નિરૂપણ કર્યું છે.

श्रीनारायणमुनिरुवाच—ब्रह्माण्डसर्गद्वारा ते वदामि ज्ञानमञ्जसा। येन मुक्तिर्भवेन्नृणां शृणु त्वं मुनिसत्तम ! ॥४॥ आत्यन्तिके लये पूर्वं भगवानेक एव हि। आसीत्स्वयं वासुदेवः स्वकीयेऽक्षरधामनि ॥५॥

કરેલા જ્ઞાનનો ઉપદેશ કર્યો ॥૩॥ **શ્રીનારાયણમુનિ** કહે છે—હે મુનિસત્તમ ! તમને તત્ત્વતો જ્ઞાન બ્રહ્માંડસર્ગના ઉપપાદનદ્વારા ઉપદેશ કરૂં છું—એમ કેમ ? તો કાર્યકારણના વિજ્ઞાનથકી તત્ત્વજ્ઞાનની સિદ્ધિ થાય છે. ભગવાન બાદરાયણેપણ 'अथातो ब्रह्मजिज्ञासा' એમ પ્રથમ પ્રતિજ્ઞા કરીને જાણવા યોગ્ય બ્રહ્મનું રૂપ જગત્કારણત્વરૂપ લક્ષણવડે 'जन्माद्यस्य यतः' આ સૂત્રથી નિરૂપણ કર્યું. શ્રુતિ પણ 'कारणं तु ध्येयं' એમ કહે છે. અને 'यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति' એવી પણ શ્રુતિ છે સમસ્ત જગતના કારણપણેજ એમનું સર્વથી બૃહત્પણું સિદ્ધ થાય છે. તો જગત્સર્ગાદિદ્વારા તેમનું નિરૂપણજ જ્ઞાનમાટે પર્યાપ્ત હોવાથી તેજ પ્રકારે હું ઉપદેશ કરૂં છું. જે તત્ત્વજ્ઞાનથી નરોની મુક્તિ થાય, તેને તમે સાવધ મનથી સાંભળો ॥૪॥ પૂર્વે 'अव्यक्तमक्षरे लीयते अक्षरं तमसि लीयते तमः परे देवे एकीभवति' આ શ્રુતિમાં શ્રવણ થતા આત્યંતિક લયમાં ભગવાન એકજ હતા—જે સર્ગમાં અત્યારે બહુપણું ઉપલબ્ધ થાય છે તેનું વિરોધિ એકપણું અહીં 'एक एवासीत्' આ વાક્યથી કહેવા ઇચ્છ્યું છે, કેમ કે આ પ્રલયનુ પ્રકરણ છે તે એકત્વપણું તો નામરૂપ વિભાગના રાહિત્યરૂપ સમજવું. (તે સમયે 'ચિદચિતનુ સ્વરૂપથી સત્ત્વ હોઇને કોઇનું નામરૂપ હતું નહિ) આમ કહેવાથી—ચિદચિતનું સદૈવ વિદ્યમાનપણુ છે અને અક્ષરધામમાં નિત્ય મુક્ત આદિક અનેક ચેતનોનું વિદ્યમાનપણુ છે તો ભગવાન્ એકજ હતા' એમ કેમ કહ્યું ? એવી શકાનું નિરાકરણ થઈ ગયું તેવી શ્રુતિઓ છે–'सदेव सोम्येदमग्र आसीत्' 'आत्मैवेदमग्र आसीत्' 'नारायण एवाग्र आसीत्' ઇતિ વળી પોતાના અક્ષર ધામમાં સ્વય એકજ હતા—જગતનો ઉપસંહાર કરીને, લીલાવ્યાપાર થકી વિનિવૃત્ત થઇ પોતાના અક્ષરધામરૂપ નિત્યવિભૂતિમાં નિરવધિક આનંદમય આત્માને અનુભવતા નિત્યમુક્તોએ પરિચર્યા કરાતા હતા. વળી પૂર્વે

महापुमान्महामाया सहैवानन्तकोटिभिः । प्रधानपुरुषैस्तस्य प्रकाशेऽस्वपितां तदा ॥६॥ स श्रीकृष्णो दिव्यमूर्तिः प्रोच्यते पुरुषोत्तमः । परमात्मा परंब्रह्म विष्णुर्नारायणश्च सः ॥७॥ ज्योतीरूपोऽक्षरातीतो हरिश्च परमः पुमान् । प्रोक्तः स एव वेदेषु पुराणेषु च भारते ॥८॥ सिसृक्षाऽभूद्यदा तस्य ब्रह्माण्डानां तदा स तु । प्राबोधयत्स्वेक्षणेन महाकालाख्यपूरुषम् ॥९॥ यं जीवं चाक्षरं ब्रह्म प्रवदन्ति नरं मुने ! । अनेककोटिब्रह्माण्डजन्मस्थित्यन्तकारणम् ॥१०॥ पुरुषेणात्मभूतेन महामायां च तेन सः । प्राबोधयद्वासुदेवो वीक्ष-

ભગવાન્ વાસુદેવજ હતા–નિર્વિશેષ સન્માત્ર બ્રહ્મ ન હતુ ॥૫॥ તે સમયે મહાકાળ અપર નામ જેનું છે એવો મહાપુરૂષ અને મહામાયા–મૂળપ્રકૃતિ આ બન્ને અનંતકોટી પ્રધાન પુરૂષોની સાથે તે અક્ષર પ્રકાશમયના પ્રકાશ સર્વતો વ્યાપમાં શયન કરી રહ્યાં હતા. આ સ્થળે એમનો સ્વાપ સર્ગવ્યાપારની વિમુખતારૂપ અસ્તસમસ્તવ્યાપારતા નામનો જાણવો ॥૬॥ તે ભગવાન્ વાસુદેવ અક્ષરધામમાં રહેલા 'શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ દિવ્યમૂર્તિ પરમાત્મા પરંબ્રહ્મ' એમ શ્રુતિમાં કહ્યા છે. વળી તેજ સર્વાંતરાત્મા નારાયણ, વળી એજ 'अक्षरात्परतः परः' 'अक्षरादपि चोत्तमः' આ શ્રુતિ સ્મૃતિને અનુસારે અક્ષરાતીત, વળી 'इदं वाव तज्ज्योतिः' 'ज्योतिषां ज्योतिः' આ શ્રુતિને અનુસારે જ્યોતીરૂપ, વળી પરમપુરૂષ, સમસ્તજગતને સંહરેછે અને આશ્રિતોનાં સકળ પાપને હરે છે માટે હરિ, એમ શ્રુતિ પુરાણ ભારતમા કહ્યા છે. અર્થાત્ વેદાદિકમા શ્રીકૃષ્ણાદિક નામથી કહ્યા છે ॥૭–૮॥ જ્યારે તે આ વાસુદેવ ભગવાનને બ્રહ્માંડોને સર્જવાની ઇચ્છા થઈ ત્યારે તે શ્રીવાસુદેવે મહાકાળ નામના પુરૂષને સ્વેક્ષણ–પોતાના સંકલ્પવિશેષથી જાગરૂક કર્યો–સર્ગની ઉન્મુખતાને અનુગુણ સ્થિતિવાળો કર્યો. હે મુને ! તેજ આ મહાકાળાખ્ય પુરૂષ જીવસંજ્ઞિત, અક્ષરપુરૂષસંજ્ઞિત, બ્રહ્મસંજ્ઞિત અને નરસંજ્ઞિત તે તે શ્રુતિસ્મૃતિઓમા કહ્યો છે. વળી અનંતકોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતિ વિનાશમા સર્વકારણકારણભૂત પરબ્રહ્મ સર્વેશ્વરેશ્વર શ્રીકૃષ્ણે આવેશિત શક્તિવાળો હોવાથી કારણ થાયછે ॥૯–૧૦॥ તે વાસુદેવ ભગવાને તે આ

याण्डसिसृक्षया ॥११॥ प्रबुद्धया तया साकं प्रभोस्तत्स्वेच्छयैव सः। बहुकालं स रमते महाकालो हि पूरुषः ॥१२॥ स तस्यां गर्भमाधत्त बहुकालं दधौ च सा। ततः प्रधानपुरुषान्प्रासूतानेककोटिशः ॥१३॥ प्रधानानां तथा पुंसां योगेनैवाण्डकोटयः। इच्छया वासुदेवस्य जायन्ते स्म ह्यनेकशः ॥१४॥ रमणस्य श्रमेणैव स्वेदाम्बु पुरुषाङ्गतः। बभूव नारसंज्ञं यद्ब्रह्माण्डौघाश्रयं विदु ॥१५॥ प्रकाशानन्दरूपं तद्यस्यैकेनापि विन्दुना। जीवेशाः सुखिनः सन्ति नैकब्रह्माण्डवासिनः ॥१६॥ स्वाङ्गोत्पन्ने जले तस्मिन्नशेत स नरस्ततः।

આત્મભૂત-સ્વશરીરભૂત મહાપુરુષદ્વારા બ્રહ્માંડ સર્જવાની ઇચ્છાસકલિત એવું જે નિરીક્ષણ સકલ્પવિશેષરૂપ તેથી મહામાયાને મહાપુરુષની પેઠે જાગરૂક કરી-સર્ગસન્મુખતાને અનુગુણ સ્થિતિવાળી કરી ॥૧૧॥ તે મહાકાળ નામનો પુરુષ પ્રબુદ્ધ થએલી તે મહામાયા સાથે તેજ વાસુદેવના સકલ્પથી બહુકાળપર્યંત રમ્યો-સર્ગની ઉન્મુખતાને અનુગુણ જે સકલ્પવિશેષ એજ રમણ અહીં કહેવા ઇચ્છયું છે ॥૧૨॥ તે મહાકાળ પુરુષે તે મહામાયામા ગર્ભ-પ્રધાનપુરુષસમષ્ટિરૂપ ધારણ કર્યો તે મહામાયાએ તે ગર્ભને બહુકાળ ધારી રાખીને કાળે કરીને અનેક કોટિ પ્રધાન પુરુષો પ્રસવ્યા આ સ્થળે પ્રસૂતિતો પ્રધાન પુરુષોના નામરૂપ વિભાગની પ્રાપ્તિ માત્ર જાણવી ॥૧૩॥ પછી પ્રધાનો અને પુરુષોના યોગે કરીને વાસુદેવ ભગવાનનાજ સકલ્પબળથીજ અનેક અડકોટિઓ ઉત્પન્ન થઇ (આથી એક એક પ્રધાનને એક એક પુરુષના સબન્ધથી એક એક બ્રહ્માડની ઉત્પત્તિ થઇ, એ રીતે તેઓનુ આનન્ત્ય હોવાથી અનેકકોટી બ્રહ્માડનો સભવ સમઝવો) ॥૧૪॥ તે સમયે મહાકાળાખ્ય પુરુષના શરીરથકી સશ્લેષ વિશેષરૂપ રમણજન્ય શ્રમને લીધે પરસેવાનુ જળ નાર નામનુ પ્રસવ્યુ જે જળને અપરિમિત બ્રહ્માડોના એક આધારભૂત મુનિઓ કહેછે ॥૧૫॥ તે નાર નામનુ પ્રસ્વેદ જળ પ્રાકૃત નથી કિંતુ પ્રકાશરૂપ આનંદરૂપ છે જેના એક પણ બિંદુથી અનેક બ્રહ્માડવાસી જીવ ઇશ્વરો સુખીયા છે ॥૧૬॥ તે સમયે નરનામના તે મહાપુરુષે પોતાના અગથકી ઉત્પન્ન થએલા તે જળમા

आपो नारा इति श्रुत्वा नारायण इतीर्यते ॥१७॥ कूटस्थश्चाक्षरात्मासावव्यक्तः प्रकृतेः परः । अप्रमेयश्च विबुधैर्महापुरुष उच्यते ॥१८॥ शयानस्य प्रभोस्तस्य पादसंवाहनं तदा । दिव्यमूर्तिर्महामाया करोति प्रीणयन्त्यमुम् ॥१९॥ वासुदेवः स च स्वाभिः सत्यज्ञानादिशक्तिभिः । तेषु सर्वेष्वन्वितोऽस्ति व्यतिरिक्तोऽस्ति च स्वतः ॥२०॥ ब्रह्माण्डानां समुत्पत्तिर्भवत्येवं हरीच्छया । उत्पत्तिरीतिं कथये तत्रैकस्यादितो मुने ! ॥२१॥ अधिष्ठाता प्रधानस्य पुरुषो

શયન કર્યું. માટેજ નારસંજ્ઞિત જળમાં શયન કરવાને લીધે 'નારાયણ' એવી સંજ્ઞાની પ્રવૃત્તિ થઇ 'आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः । अयनं तस्य ताः पूर्वं तेन नारायणः स्मृतः ॥' એવી શ્રુતિ છે ॥૧૭॥ તે આ પુરૂષ સર્વેજીવસમષ્ટિના મૂળભૂત હોવાથી કૂટસ્થ, અક્ષરાત્મા—અક્ષરસ્વરૂપ, પ્રાકૃત ઇન્દ્રિયાદિવડે વ્યક્ત નહિ થનારો હોવાથી અવ્યક્ત, પોતે સ્વીકારેલી મૂળપ્રકૃતિને પણ આધીન નહિ હોવાથી પ્રકૃતિથકી પર અને મહાપુરૂષ કહ્યો છે. તે આ પુરૂષ અર્વાચીન વિબુધોએ અપ્રમેય કહ્યો છે ॥૧૮॥ તે સમયે મહામાયા સ્વય દિવ્યમૂર્તિ થઈ તે આ મહાપુરૂષને પ્રસન્ન કરતી થકી જળમાં શયન કરી રહેલા સમર્થ તે મહાપુરૂષનું પાદસંવાહન કરવા લાગી ॥૧૯॥ તે સર્વેશ્વરેશ્વર વાસુદેવ ભગવાન્ સત્યજ્ઞાનાદિ અસાધારણ પોતાની શક્તિઓવડે તે સર્વ મૂળપ્રકૃતિ મહાપુરૂષાદિકમાં અન્વય પામીને રહ્યાછે (સ્વય સ્વશક્તિઓથી તેમાં પ્રવેશ કરીને સન્નિધિ કરી રહ્યા છે) અને સ્વતઃ વ્યતિરિક્ત છે—પોતાના અસાધારણ દિવ્ય રૂપથી ધામવિશેષમાં દિવ્યાકારે સન્નિધિ કરી રહ્યાછે ॥૨૦॥ હે મુને! આ પ્રકારે તે વાસુદેવ ભગવાનનાજ સંકલ્પથી બ્રહ્માંડોની સમુત્પત્તિ થાયછે. તેમાં નિદર્શનપણે એક અંડની ઉત્પત્તિનો પ્રકાર પ્રથમથી આરંભીને તમને સ્પષ્ટ નિરૂપણ કરી બતાવુંછું ॥૨૧॥

પ્રધાનનો અધિષ્ઠાતા જે પુરૂષ કહ્યો તે અક્ષરોદ્ભવ (અક્ષરસંજ્ઞિત મહાપુરૂષ થકી ઉદ્ભવેલો) અનાદિનિધન (આદ્યંતવર્જિત) છે. શંકા—અક્ષરોદ્ભવ છે અને વળી અનાદિનિધનજ છે, આતો પરસ્પર વિરૂદ્ધ કહેવાય? તો તેમ

योऽक्षरोद्भवः । अनादिनिधनो देव ईश्वरेश॰ स उच्यते ॥२२॥ योऽन्वयव्यतिरेकाभ्यां देहेष्वव्याकृतादिषु । ईश्वराद्याख्यपुरुषेऽधिष्ठितेऽवस्थितोऽस्ति च ॥२३॥ सगुणब्रह्मसंज्ञोऽसौ सिसृक्षु॰ पुरुषो जगत् । कालं कर्म स्वभावं च प्राप्नोत्यादौ हरीच्छया ॥२४॥ ईक्षणं वीर्यमाधत्ते महापुरुषवीक्षित॰ । पुरुषः स प्रधानाख्यप्रकृतौ तै॰ समन्वितः ॥२५॥ पुरुषाधिष्ठितेनाथ प्रधाने त्रिगुणात्मके । प्राप्नुवन्ति गुणा॰ क्षोभं कालेनैवादितस्त्रय॰ ॥२६॥ परिणाम॰ स्वभावेन ततस्तेषां च जायते । महत्तत्त्वस्य जननं जायते तेन कर्मणा ॥२७॥ शुद्धं गुणत्रयं ह्येतत्प्रोच्यतेऽव्याकृताभिधम् । अव्यूढक

નથી પુરૂષ સ્વરૂપથીતો અનાદિનિધનજ છે તેનો ઉદ્ભવતો સર્ગની ઉન્મુખતારૂપ અવસ્થાવિશેષયોગને લીધે કહ્યોછે તે આ દેવ વૈરાજાદિ ઇશ્વરોના ઈશ કહ્યાછે ॥૨૨॥ તે આ પ્રધાનપતિ પુરૂષ, અવ્યાકૃત સૂત્રાત્મ વિરાટ્ નામના દેહોમા તેના તેના અભિમાનિભાવથી રહેલા અનુક્રમે ઇશ્વર હિરણ્યગર્ભ વૈશ્વાનર નામના પુરૂષમા અન્વયવ્યતિરેકપણે રહ્યો છે સર્વદા તેઓના ઐશ્વર્યાદિકના પ્રકાશન માટે સ્વશક્તિથી તેમા રહ્યો છે અને પોતાના દિવ્ય રૂપથી સ્વધામમા વર્તેછે ॥૨૩॥ તે આ પ્રધાનપતિ સત્ત્વ રજ તમ ગુણોનો ક્ષોભક હોવાથી સગુણબ્રહ્મસંજ્ઞાથી કહ્યોછે તે આ પુરૂષ સ્થાવરજંગમાત્મક જગતને સર્જવાની ઇચ્છાથી તે ભગવાનનાજ સંકલ્પબળથી તે ભગવાનનાજ શક્તિભૂત કાળ કર્મ સ્વભાવને સર્ગના ઉપકરણપણે પ્રથમ પામેછે ॥૨૪॥ તે આ પ્રધાનાધિષ્ઠાતા પુરૂષ તેજ કાળ કર્મ સ્વભાવરૂપ ઉપકરણોએ સંયુક્ત થઇને વાસુદેવના સંકલ્પે અધિષ્ઠિત મહાપુરૂષે પ્રેક્ષણ કરતા તેની શક્તિ પોતાવિષે પામીને પ્રધાનાખ્ય પ્રકૃતિમા વીક્ષણલક્ષણ વીર્યને ધારણ કરે છે ॥૨૫॥ હવે કાળાદિકનુ કાર્ય કહે છે—વીર્યધારણ કર્યા પછી પ્રધાનપતિ પુરૂષે અધિષ્ઠાન કરેલા તે કાળથી ત્રિગુણાત્મક પ્રધાનમા ત્રણ સત્ત્વાદિ ગુણોનો પ્રથમ ક્ષોભ ઉદ્ભવ અભિભવરૂપ થાયછે તદનંતર તે ગુણોનો પરિણામસ્વભાવને અનુસારે પુરૂષાધિષ્ઠિત સ્વભાવશક્તિથી પરિણામ અવસ્થાંતરપ્રાપ્તિરૂપ થાયછે પછી પુરૂષાધિષ્ઠિત કર્મશક્તિથી મહત્તત્ત્વાખ્ય તત્ત્વની

रूपादादि वपुरीशस्य चादिमम् ॥२८॥ तदात्मा पुरुषो यश्च स ईश्वर इतीर्यते । विस्तरेणैव सम्प्रोक्तः श्रीमद्भागवते त्वसौ ॥२९॥ उद्बुद्धगुणसत्त्वादित्रिगुणा प्रकृतिस्तु सा । तदा सत्त्वगुणद्वारा महत्तत्त्वं प्रसूयते ॥३०॥ प्रकाशरूपं शान्तं च कूटस्थं जगदङ्कुरम् । ज्ञानक्रियाभ्यां शक्तिभ्यां चित्तं सूत्रं च यद्विदुः ॥३१॥ यद् साक्षाद्भगवतः शान्तं सत्त्वगुणं शुचि । अविकारीति च प्रोक्तं वृत्तिभिश्चित्तलक्षणम् ॥३२॥ अनुप्राणन्ति यं प्राणाः प्राणन्तं सर्वजन्तुषु । स महाप्राण इत्याहुर्यत्तत्सूत्रमिहोदितम् ॥३३॥ अथ मायाकाल-

ઉત્પત્તિ થાયછે ॥૨૬-૨૭॥ ક્ષોભે રહિત આજ ત્રણ ગુણો અકાર્ય અવસ્થામાં રહેલુ, અવ્યાકૃતશબ્દવાચ્ય, નથી નિષ્પન્ન થઈ કરચરણાદિ આકૃતિ જેની, એવુ વૈરાજપુરુષનુ પ્રથમ શરીર છે તે અવ્યાકૃત શરીરના અભિમાની જે પુરુષ છે તે ઇશ્વરસજ્ઞાથી કહ્યો છે આ ઇશ્વિરસજ્ઞિત પુરુષ શ્રીમદ્ભાગવતમા તો વિસ્તારથી વર્ણવ્યો છે ॥૨૮-૨૯॥ સૃષ્ટિસમયે ક્ષોભ રહિત ત્રિગુણાત્મિકા આ પ્રકૃતિ સમુદ્બોધ ( હરકોઈ ગુણક્ષોભરૂપ ) ને પામીને સત્ત્વગુણના ઉન્મેષદ્વારા ( ઉદ્ભૂત સત્ત્વગુણવાળી થઈ ) મહત્તત્ત્વને ઉપજાવે છે ॥૩૦॥ તે આ મહત્તત્ત્વ ( સત્ત્વપ્રાધાન્ય હોવાથી ) પ્રકાશરૂપ, શાત-રાગદ્વેષાદિ તરગોનુ આસ્પદ નહિ હોવાથી પ્રશાત જેવુ, સર્વ વિકારોને અનુગુણ સાધારણ અવસ્થાના યોગને લીધે કૂટસ્થ અને ભાવિ જગતના અકુરરૂપ કહ્યુ છે તેજ આ મહત્તત્ત્વ જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિના યોગને લીધે અનુક્રમે ચિત્તસજ્ઞિત અને સૂત્રસજ્ઞિત કહેવાયછે ॥૩૧॥ તેમા જે આ ચિત્તસજ્ઞિત છે તે સત્ત્વૈકપ્રધાન, માટેજ શુચિ-સ્વચ્છ, ભગવાન વાસુદેવના સાક્ષાત્કારના આસ્પદભૂત, શાત, અવિકારિ-રજતમના કાર્યભૂત વિકારોએ રહિત, આવી વૃત્તિઓએ કરીને ઉપલક્ષ થતું તેના સ્વરૂપને જાણનારા કહેછે ॥૩૨॥ સર્વ પ્રાણિઓમા ચેષ્ટાને કરતા જે આ મહાપ્રાણની પાછળ તે તે પ્રાણો-ચક્ષુરાદિ ઇન્દ્રિઓ ચેષ્ટા કરેછે તેને મહાપ્રાણ કહેછે અહીં સૂત્ર કહ્યુ તે પણ 'મહાપ્રાણ' એમ કહે છે સર્વપ્રાણિઓના પ્રાણનમા હેતુ હોવાથી સૂત્રનામથી કહેછે ॥૩૩॥ અનંતર પ્રધાનપ્રકૃતિ કાળ કર્મ અને

कर्मस्वभावैश्च विकुर्वतः । महत्तत्त्वादहङ्कारः सह रुद्रेण जायते ॥३४॥ ज्ञानशक्तिः क्रियाशक्तिर्द्रव्यशक्तिश्च स त्रिधा । वैकारिकस्तैजसश्च तामसश्चेति कथ्यते ॥३५॥ त्रिगुणोऽसावहङ्कारस्तत्त्वेन महता सह । सूत्राभिधानमीशस्य द्वितीयं वपुरुच्यते ॥३६॥ ईश्वरोऽव्याकृतात्मा च वपुषस्तस्य योगतः । हिरण्यगर्भ इत्याख्यां द्वितीयां लभते पुनः ॥३७॥ सर्वेषामपि जीवानां शरीरे सूक्ष्मकारणे । सूत्राख्येऽत्रेशवपुषि विलीने भवतस्तदा ॥३८॥ खवाय्वग्न्यप्पृथिव्यश्च लीनास्तस्मिंस्तदा स्थिताः । शब्दः स्पर्शो रूपरसौ गन्ध इत्यपि पञ्च च ॥३९॥ यदैतत्क्षोभमाप्नोति कालशक्त्यादिभिर्हरेः ।

---

સ્વભાવથી વિકાર પામતા મહત્તત્ત્વથકી અહંકાર અધિષ્ઠાતા રૂદ્રસાથે થાય છે ॥૩૪॥ તે અહંકાર વૈકારિક ( સાત્વિક ) તૈજસ ( રાજસ ) અને તામસ એવા ભેદથી ત્રણ પ્રકારનો કહ્યો છે. તેમાં વૈકારિક જ્ઞાનશક્તિ—જે ચક્ષુરાદિ ઇન્દ્રિયોવડે કે તેના દેવોવડે જાણવામાં આવે તે ઇન્દ્રિયો અને દેવો જ્ઞાન કહેવાય, તે જ્ઞાનશબ્દવાચ્ય ઇન્દ્રિઓ અને દેવતાઓને ઉત્પન્ન કરવામાં શક્તિ જેની છે એવો છે. 'વૈકારિક અહંકાર થકી દેવો થાય છે.' એમ સ્મૃતિમાં કહ્યું છે. રાજસાહંકાર ક્રિયાશક્તિ —રજનો ચલન સ્વભાવ છે અથવા વાગાદિ ઇન્દ્રિયોની પ્રકૃતિ ( કારણ ) છે માટે ક્રિયાશક્તિવાળો કહ્યો છે. તામસાહંકારતો ભૂતોનો આદિ–કારણ હોવાથી દ્રવ્યશક્તિવાળો કહ્યોછે ॥૩૫॥ આ ત્રિવિધ અહંકાર અને મહત્તત્ત્વ, આ બન્ને ઇશ્વરનું સૂત્રસંજ્ઞિત બીજું શરીર કહ્યું છે. તે આ અવ્યાકૃત શરીરાભિમાની ઇશ્વર તે આ સૂત્રાત્મશરીરના સંબન્ધથી 'હિરણ્યગર્ભ' એવી બીજી સંજ્ઞાને ફરી પામેછે ॥૩૬–૩૭॥ આજ સૂત્રાખ્ય ઇશ્વરશરીરમાં સમસ્ત જીવોનાં જે સૂક્ષ્મશરીરો અને કારણશરીરો તે સર્વે વિલયસમયે લયને પામીને વર્તે છે ॥૩૮॥ તે સમયે તે સૂત્રાત્મશરીરમાં આકાશાદિ પંચક શબ્દાદિ પોતાના ધર્મે સહિત (અથવા શબ્દતન્માત્રાએ સહિત) લીન થઈ રહેછે ॥૩૯॥ જ્યારે આ સૂત્રાત્મશરીર ભગવાનની કાળશક્ત્યાદિવડે ક્ષોભને પામેછે ત્યારે તેમાં રહેલા જીવો સચિત અનાદિ કર્મોની પરિપક્વ દશા (ફળસંપાદક દશા) ને

तदा तत्र स्थिता जीवाः सञ्चितानादिकर्मणाम् ॥४०॥ परिपक्वदशां प्राप्य स्वस्वकर्मानुसारतः । तिष्ठन्त्यङ्कुरितास्तत्र विराजोऽथ जनिं ब्रुवे ॥४१॥ अव्याकृतात्मा पुरुषो यथा सूत्रात्मयोगतः । हिरण्यगर्भ इत्याख्यां लभतेऽसौ तथा मुने ! ॥४२॥ हिरण्यगर्भो यद्योगाद्वैश्वानर इतीर्यते । एतावता न तद्भेदो यतोऽसावेक एव हि ॥४३॥ ब्रह्माण्डसर्गस्त्रिगुणात्मकाद्वै तस्माद्यथाऽभूत्त्रिगुणात्मकोऽसौ । तथैव तुभ्यं मुनिवर्य ! तत्त्वलक्ष्मोक्तिपूर्वं कथयामि बुद्ध्यै ॥४४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे ज्ञानोपदेशे पौरुषसर्गनिरूपणनामाऽष्टषष्टितमोऽध्यायः ॥६८॥

श्रीनारायणमुनिरुवाच—वैकारिकादहङ्कारात्सचन्द्रं जायते मनः ।

પામીને સ્વસ્વકર્માનુસારે તેમાં અંકુરિત જેવા થઈરહે છે. હવે વિરાટ્દેહની ઉત્પત્તિ તમને કહું છું ॥૪૦-૪૧॥ હે મુને ! જેમ અવ્યાકૃતશરીરાભિમાની પુરૂષ ઈશ્વિર સૂત્રાત્મશરીરના સંબન્ધથી હિરણ્યગર્ભસંજ્ઞાને પામે છે તેમજ આ હિરણ્યગર્ભ ( સૂત્રાત્મશરીરાભિમાની પુરૂષ ) વિરાટ્દેહના સંબન્ધથી વૈશ્વાનરનામથી કહેવાય છે. એટલામાત્રથી ( અવ્યાકૃતાદિ ત્રણ શરીરના કથનથી ઈશ્વિરાદિ ત્રણ આત્માના કથનથી સંજ્ઞાભેદ સતે પણ ) તેના સ્વરૂપમાં ભેદ નથી. કેમકે આ દેહત્રયાભિમાની પુરૂષ એકજ છે. પૃથક્સ્વરૂપ છેજ નહિ ॥૪૨-૪૩॥ હે મુનિવર્ય ! તે ત્રિગુણાત્મક અહંકારથી ત્રિગુણાત્મક આ બ્રહ્માંડસર્ગ ( બ્રહ્માંડાભિમાની વૈરાજપુરૂષનો વિરાટ્સંજ્ઞિત સ્થૂલ શરીરસર્ગ ) જે પ્રકારે થયો છે તે પ્રકાર તત્ત્વલક્ષણકથનપૂર્વક તેના જ્ઞાનમાટે તમને કહુંછું ॥૪૪॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ..ચતુર્થપ્રકરણે જ્ઞાનોપદેશે પૌરૂષસર્ગનિરૂપણનામાઽષ્ટષષ્ટિતમોઽધ્યાયઃ ॥૬૮॥

## [1]અધ્યાય ૬૯ મો.

**શ્રીનારાયણમુનિ** કહેછે—હે નિત્યાનંદમુને ! સાત્ત્વિક અહંકારથકી મન તથા તેના અધિષ્ઠાતા દેવ ચંદ્રમા થાય છે. જે મનના સંકલ્પ ( સામા-

૧ આ અધ્યાયમાં ભગવાને આહંકારિક સર્ગના લક્ષણો કહ્યા છે.

कामस्य सम्भवो यस्य सङ्कल्पाच्च विकल्पनात् ॥१॥ धैर्यं तथोपपत्तिश्च व्यक्तिर्भ्रान्तिश्च कल्पना । क्षमा सत्त्वमसत्त्वं च शीघ्रतेति मनोगुणाः ॥२॥ कार्योत्पत्तौ हि सर्वत्र माया कालश्च कर्म च । स्वभाव ईक्षणं पुंसो हरेरिच्छेति हेतवः ॥३॥ देवता इन्द्रियाणां च जाता वैकारिकाद्दश । दिग्वातार्कप्रचेतोऽश्विवह्नीन्द्रोपेन्द्रमित्रकाः ॥४॥ विषयाणामिन्द्रियाणां विभागेनाभिव्यञ्जनम् । कुर्वन्ति देवता नूनं दिगाद्याश्च पृथक्पृथक् ॥५॥ दशेन्द्रियाणि बुद्धिश्च ब्रह्मा प्राणश्च तैजसात् । कालादिभिरहङ्काराादुत्पद्यन्ते विकुर्वतः ॥६॥ श्रोत्रं त्वग्दृक्रसना घ्राणं ज्ञानेन्द्रियाणि हि । कर्मेन्द्रियाणि वाक्पाणिचरणोपस्थपायवः ॥७॥ श्रवणादिक्रियासिद्धौ करणत्वं तु लक्ष-

---

ન્યત. જે ક્રોધનું પણ ચિંતન ) વિકલ્પ ( તેનુંજ વિશેષતઃ ચિંતન )રૂપ વૃત્તિવિશેષથી કામ–તેના ભોગની ઈચ્છા સમુદ્‌ભવેછે ॥૧॥ ધૈર્ય, ઉપપત્તિ–ઉહાપોહની કુશળતા, અભિવ્યક્તિ–વ્યક્તિ જ્ઞાનમાં કારણપણું, ભ્રાંતિ, કલ્પના–નાનાવિધમનોરથવૃત્તિ, ક્ષમા–સહિષ્ણુતા, સત્ત્વ અસત્ત્વ–સત્ય અસત્યનું યથાર્થપણે બોધપણું, શીઘ્રતા–અસ્થિરતા, ઈત્યાદિ સર્વે પણ મનનાજ ગુણો છે ( મનોજન્ય હોવાથી મનનાજ ગુણો છે એમ કહેછે ) ॥૨॥ સર્વત્ર કાર્યોત્પત્તિમાં પ્રધાનપ્રકૃતિ, કાળ, કર્મ, વસ્તુનો સ્વભાવ, પુરૂષનું ( પ્રધાનપુરૂષ ) ઈક્ષણ અને ભગવાનનો સંકલ્પ, આ ૭ હેતુઓ છે. આ ૭ હોય તો કાર્યસર્ગ થાય ॥૩॥ સાત્ત્વિક અહંકારથકી શ્રોત્રાદિ દશ ઈન્દ્રિયોના દિક્ વાયુ સૂર્ય વરૂણ અશ્વિનીકુમાર અગ્નિ ઈન્દ્ર વિષ્ણુ મિત્રદેવ પ્રજાપતિ આ દશ દેવતાઓ થયાછે ॥૪॥ તે દિગાદિ દેવતાઓ શ્રોત્રાદિ ઈન્દ્રિયોના જે શબ્દાદિ વિષયો તેને યથાવિભાગ તે તે ઈન્દ્રિયોને અધિષ્ઠાન કરીને પૃથક્ પૃથક્ પ્રકાશ કરેછે ॥૫॥ કાળાદિ તેજ હેતુઓથી વિકાર પામતા રાજસાહંકારથકી શ્રોત્રાદિ દશ ઈન્દ્રિઓ, બુદ્ધિ, તેનો અધિષ્ઠાતા દેવ બ્રહ્મા અને પ્રાણ, આ બધા ઉત્પન્ન થાયછે ॥૬॥ શ્રોત્ર ત્વક્ દૃક્ ( ચક્ષુ ) રસના ઘ્રાણ, આ પાંચ જ્ઞાનેન્દ્રિયો અને વાક્ પાણી પાદ ઉપસ્થ પાયુ, આ પાંચ કર્મેન્દ્રિયો કહીછે ॥૭॥ ( ઈન્દ્રિયોનું લક્ષણ કહેછે– ) શ્રવણાદિ ક્રિય-

णम् । श्रोत्रादीनामिन्द्रियाणां विज्ञातव्यं पृथक्पृथक् ॥८॥ इन्द्रियानुग्रहः स्वापः संशयो निश्चयः स्मृतिः । मिथ्याज्ञानं ध्यानचिन्ता धारणेति धियो गुणाः ॥९॥ तैजसस्य पृथक्कार्यं केचिन्नेच्छन्ति कापिलाः । सात्त्विकात्तामसाज्जातं यत्कार्यं तस्य तद्विदुः ॥१०॥ तामसाच्च विकुर्वाणात्पूर्वोक्तैरेव हेतुभिः । शब्दो भवति तस्माच्च नभः शब्दगुणं किल ॥११॥ विकुर्वतश्च तस्मात्स्पर्शो जायते पूर्वहेतुभिः । ततो वायुः स्पर्शगुणः शब्दवांश्च परान्वयात् ॥१२॥ वायोर्विकुर्वतो रूपं तेजस्तस्माच्च जायते । ततो रूपगुणं शब्दस्पर्शवच्च

सिद्धिमां पृथक् पृथक् करणत्व-साधनपणुं ते श्रोत्रादि ईन्द्रियोनुं लक्षण जाणवुं, एटले श्रोत्रादि ईन्द्रियोनां शब्दग्रहणमां साधनपणुं, स्पर्शग्रहणमा साधनपणुं, इत्यादि प्रत्येक अनुक्रमे लक्षणो जाणवां. श्रोत्रादि ईन्द्रियोना विषयो शब्दादि पृथक् पृथक् व्यवस्थित छे ॥८॥ ( बुद्धिनुं लक्षण कहेछे ) ईन्द्रियानुग्रह-विषयग्रहणमा ईन्द्रियोने उपकार करवापणुं, स्वाप-निद्रा, संशय, निश्चय, स्मृति, मिथ्याज्ञान, ध्यानथी चिंतन, धारणा, आ बधा बुद्धिना गुणो कह्या छे ॥९॥ केटलाक कापिलोतो राजसाहकारनु कार्यान्तरमा आरंभकपणुं इच्छता नथी ( एनु पृथक् कार्य नथी ) पोतपोताना कार्यनो आरंभ करता सात्त्विक तामस अहकारना कार्यारंभमा उपकारकतामात्र मानेछे ( राजसाहकार तो ते बन्नेने फक्त उपकार करेछे ) ॥१०॥ पूर्वोक्त काळादि हेतुओए करीने परिणाम पामता तामसाहकार थकी शब्द-शब्दतन्मात्रा थाय छे. ते शब्दतन्मात्रा विकार पामतां तेथकी शब्दगुणक आकाश स्थूळ उत्पन्न थाय छे. पूर्वोक्त काळादि निमित्तथी विकार पामता ते आकाशथकी स्पर्शतन्मात्रा थाय छे. ते स्पर्शतन्मात्राथकी वायु थाय छे. ते वायु स्पर्शगुणवाळो अने पोतानुं कारण आकाशनो अन्वय होवाथी शब्दगुणवान् छे. (स्वगुणथी अने स्वकारण गुणथी वायु बे गुण युक्त छे) परिणाम पामता वायुथकी रूपतन्मात्रा थाय छे ते रूपतन्मात्रा विकार पामता तेथकी तेज स्वतः रूपगुणयुक्त अने पोतानां पूर्वकारण वायु आकाशना अन्वयथी शब्दगुणयुक्त तथा स्पर्शगुणयुक्त

परान्वयात् ॥१३॥ तेजसोऽथ रसस्तस्माज्जायतेऽम्भो विकुर्वतः । परान्वयाच्छब्दस्पर्शरूपवद्रसवत्ततः ॥१४॥ अम्भसो जायते गन्धस्ततो गन्धगुणा धरा । शब्दस्पर्शरूपरसगुणैर्युक्ता परान्वयात् ॥१५॥ शब्दाद्यो गुणाः पञ्च तन्मात्राख्या इहोदिता । आकाशादीनि तु महाभूतान्युक्तानि पञ्च च ॥१६॥ एकद्वित्रिचतुःपञ्चसङ्ख्याः सन्ति गुणाः क्रमात् । नभोनभस्वत्तेजोम्बुपृथ्वीनां सर्वसम्मताः ॥१७॥ शब्दस्पर्शरूपरसगन्धानामिह लक्षणम् । श्रोत्रत्वगक्षिरसनाघ्राणग्राह्यत्वमुच्यते ॥१८॥ एषां दशानामन्येऽपि प्रोक्ता व्यासा-

થાય છે. (પોતાનો, પોતાના કારણનો અને તેના કારણનો ગુણયોગ આવતો હોવાથી તેજ ત્રણ ગુણોએ યુક્ત છે) વિકાર પામતા તેજથકી રસતન્માત્રા થાય છે, તે રસતન્માત્રાથકી જળ સ્વત રસગુણક અને પોતાના પૂર્વકારણ તેજ વાયુ આકાશના અન્વયને લીધે શબ્દસ્પર્શરૂપગુણક થાયછે (પોતાના કારણ વાયુ આદિકના ત્રણ ગુણોથી અને પોતાના ગુણથી જળ શબ્દાદિ ચાર ગુણોએ યુક્ત થાયછે) વિકાર પામતા જળથકી ગધતન્માત્રા થાયછે તે વિકાર પામતા તેથકી પૃથ્વી સ્વત ગધગુણવાળી અને પોતાના પૂર્વ પૂર્વ કારણ જળ તેજ વાયુ આકાશના અન્વયને લીધે શબ્દ સ્પર્શ રૂપ રસ ગુણવાળી થાયછે (પોતાના કારણ જળાદિકના ગુણોથી અને પોતાના ગુણથી પૃથ્વી ગધાદિ પાચ ગુણોવાળી થાયછે) ॥११-१५॥ આ પ્રકરણમા 'શબ્દ થાયછે સ્પર્શ થાય છે' એમ જે શબ્દાદિ પાચ કહ્યા તે તન્માત્રામયજ જાણવા તે આ પાચ તન્માત્રાઓ આકાશાદિ પાચ મહાભૂતોના સૂક્ષ્મ રૂપો જાણવા આકાશાદિક પાચતો સ્થૂળ મહાભૂતાખ્ય જાણવા ॥१६॥ એરીતે આકાશ વાયુ તેજ જળ પૃથ્વી આ પાચ ભૂતોના અનુક્રમે એક બે ત્રણ ચ્યાર પાચ સખ્યાપરિમિત શબ્દાદિ ગુણો સર્વસમત સમજવા ॥१७॥ અહીં શબ્દાદિ પાચ વિષયોનુ શ્રોત્રાદિ તે તે ઇન્દ્રિયોએ જે ગ્રાહ્યપણુ તે અનુક્રમે લક્ષણ જાણવુ આમા આ ક્રમ છે-શ્રોત્રગ્રાહ્ય ગુણ શબ્દ, ત્વક્ગ્રાહ્ય ગુણ સ્પર્શ, ચક્ષુર્ગ્રાહ્ય ગુણ રૂપ, રસનાગ્રાહ્ય ગુણ રસ, ઘ્રાણગ્રાહ્ય ગુણ ગન્ધ એરીતે પ્રત્યેક શબ્દાદિકના લક્ષણો જાણવા ॥१८॥

दिभिर्गुणाः । नानायुक्तीः समाश्रित्य सन्ति तानपि कीर्तये ॥१९॥ घ्राणेन्द्रियान्मधिष्ण्यत्वं छिद्रता बहिरन्तरम् । आश्रयान्तरशून्यत्वमव्यक्तत्वाविकारिते ॥२०॥ अप्रतिघातता चैव भूतत्वमिति तद्विदः । आकाशस्य गुणानेतानाहुर्वायुगुणान्ब्रुवे ॥२१॥ वाद्यस्थानं स्वतन्त्रत्वं नेतृत्वं द्रव्यशब्दयोः । चालनं व्यूहनं प्राप्तिर्मोक्षः शौर्यं बलं भवः ॥२२॥ आत्मत्वमिन्द्रियाणां च गुणा वायोरुदीरिताः । दुर्ध-

આ પંચતન્માત્રાઓ અને પંચમહાભૂતોના બીજા પણ ગુણો વ્યાસાદિક મુનિઓએ નાનાયુક્તિઓને અનુસરીને ભારતાદિકમાં કહ્યા છે, તે ગુણોને પણ વિશદતા માટે તમને કહુંછું ॥૧૯॥ તેમાં પ્રથમ આકાશના ગુણો કહું છું-પ્રાણ ઇન્દ્રિયો અને મનનું નાડ્યાદિ છિદ્રદ્વારા આશ્રયપણું, છિદ્રતા-ભૂતોને અવકાશ આપવાપણું, બહાર અંદર સ્થિતિ, સ્વતઃ અન્યાશ્રયે રહિતપણું, ચક્ષુરાદિ ઇન્દ્રિયોએ અવ્યક્તપણું, અવિકારીપણું-ઉપચયાપચયે રહિતપણું અથવા સજાતીય અવાંતર દ્રવ્યનું અનારંભકપણું, અપ્રતિઘાતપણું-મૂર્તાંતર વસ્તુઓની સ્થિતિમાં નહિ પ્રતિરોધ કરવાપણું, ( જે મૂર્ત હોય તેનુંજ મૂર્તાંતરની સ્થિતિમા પ્રતિરોધકપણું છે પણ અમૂર્તનું નહિ ) ભૂતપણું, આ આકાશના ગુણો તેને જાણનારા મુનિઓ કહેછે. હવે વાયુના ગુણોને કહુંછું ॥૨૦-૨૧॥ વીણા વેણુ મૃદંગાદિ વાદ્યવાદનનું સ્થાનપણું, ( સ્વરોત્પત્તિમાં હેતુપણું ) અપ્રતિરૂદ્ધ ગતિપણું, નેતાપણું-ગંધવાળા અને સ્પર્શવાળા સૂક્ષ્મ દ્રવ્યનું અને શબ્દનું ઇન્દ્રિયદેશ પ્રતિ પમાડવાપણું, તરૂશાખાદિકને હલાવાપણું, તૃણાદિકને ભેળાં કરવાપણું, કોઇનો કોઇની સાથે સંયોગ કરી આપવાપણુ, મોક્ષ-મૂળ મૂત્રાદિકના ઉત્સર્ગમાં ઉપકાર કરવાપણું, શૂરત્વ સંપાદકપણું, બળ આપવાપણું, ભવ-જનનમરણરૂપ ભવમાં હેતુપણુ, ( કેમ ? તો પ્રાણવાયુના સંયોગવિયોગરૂપ જનનમરણ છે ) ઇન્દ્રિયોનું આત્માપણું, ( કેમ ? તો ઇન્દ્રિયોના અર્થોનું જે પ્રકાશ કરવાપણું તે પ્રાણરૂપ વાયુસંશ્લેષને અધીનજ છે ) આ વાયુના ગુણો કહ્યા છે. હવે તેજના ગુણો કહુંછું-દુર્ધર્ષતા-ન પરાભવ પામવાપણુ, તેજન-સુવર્ણાદિકમા રહેલો મળ ટાળી નાખીને વિશુદ્ધ કરવારૂપ સમુ-

पंता तेजनं च तापः पाकः प्रकाशनम् ॥२३॥ रागश्च लाघवं तैक्ष्ण्यमुन्नतिर्हिममर्दनम् । क्षुधा पिपासा शोकश्च तेजसोऽमी गुणा मताः ॥२४॥ शैत्यं क्लेदो द्रवत्वं च भौमानां श्रपणं तथा । तापापनोदस्तृप्तिश्च सौम्यता स्नेहमार्दवे ॥२५॥ आप्यायनं प्राणनं च भूयस्त्वं चाम्भुनो गुणाः । स्थैर्यं गुरुत्वं काठिन्यं सक्तिश्च प्रसवात्मता ॥२६॥ संहारो धारणं धैर्यमाकाशादेर्विशेषणम् । भावनं ग्रहणश्चेति पृथिव्या उदिता गुणाः ॥२७॥ अर्थाश्रयो द्रष्टृलिङ्गं शब्दः स त्वस्त्यने-

तेजकपणुं, ताप -संताप करवापणुं, पाक-अन्नादिकने पकववापणुं, प्रकाशन-घटादिपदार्थनुं यथास्थित प्रकारे जणावापणुं, स्वत रक्तवर्णपणुं, लघुपणुं, (पतनमा विरोधी गुणविशेष) तीक्ष्णपणुं, उद्‌गति-ऊर्ध्व गमनैकशीलपणुं, हिमने हरवापणुं, क्षुधातृषानो उद्‌बोध करवापणुं, शोक, आ अधा तेजना गुणो कह्या छे ॥२२-२४॥ हवे जळना गुणोने कहुंछु-स्वन शीतळपणुं, भीनुं करवापणुं, स्वभावथी द्रवपणुं, भौम-तिल आप डागर आदिक औषधिओनो रसवर्धकपणे परिपाक करवापणुं, तापने टाळवापणुं, तृप्ति करवापणुं, सौम्यता-स्नानादि करनारा नरोने सौम्यता संपानारुं, स्नेह-स्निग्धपणुं मार्दव-कठिनता टाळीने मृदु करवापणुं, आप्यायन-तृषा टाळीने संतोष आपवापणुं, प्राणन-सर्वनुं जीवनपणुं, ('आपोमय प्राण' एवी श्रुति छे) बहुपणुं, (कुवाथकी जेम जेम काढता जइए तेम तेम फरी फरी बहु जळ नीकळतुं प्रसिद्ध छे) मृत्तिकादिकने पिंडरूप करवापणुं, आ अधा जळना गुणो कह्या छे हवे पृथ्वीना गुणो कहुं छु-स्थिरपणुं, गुरुपणुं, कठिनपणुं, सक्ति-सुश्लिष्ट अवयवोथी गोठवाई रहेवापणुं, अनेक औषधिनो प्रसव आपवाना स्वभावपणुं, संहार-जळादिकनुं पोतामा लय करवापणुं, सर्वने धारण करवानुं सामर्थ्य, धैर्य-भूतांतरना प्रवेशनुं स्थान होवा छता पण तेनाथी नहि कंपायमान थवानो स्वभाव, आकाशादिकनुं विशेषण-अवच्छेदकपणुं, परब्रह्मनी मूर्तिरूपे थईने तेमनी भावनानुं आस्पद थवापणुं, आ अधा पृथ्विना गुणो कह्या छे ॥२५-२७॥ हवे शब्दनो स्वभाव कहेछे-शब्द अर्थाश्रय-अर्थनी साथे

कधा । षड्जादिस्वररूपेण तत्रासौ सप्तधा मतः ॥२८॥ वाद्यानां च गजादीनां वृक्षादीनां पृथक्पृथक् । शब्दाः सन्तीति बोद्धव्यं तथा स्पर्शोऽस्त्यनेकधा ॥२९॥ उष्णः शीतः सुखो दुःखः स्निग्धो विशद एव च । तथा खरो मृदुः श्लक्ष्णो लघुर्गुरुरितीरितः ॥३०॥ रूपं षोडशधा प्राहुः शुक्लं कृष्णं तथारुणम् । नीलं पीतं कर्बुरं च

અવિનાભાવ ( જુદો રહેતો નથી ) છે. અર્થાત્ અર્થનો અવબોધ આપનાર છે. દૃષ્ટલિંગ-દૃષ્ટજ અર્થમાં શબ્દનો પ્રયોગ થાય છે પણ અદૃષ્ટ અર્થમાં થતો નથી, અધો વાગ્વ્યવહાર પ્રત્યક્ષિકમૂળક છે, માટે પ્રયોજેલા શબ્દથી શ્રોતા જન પ્રયોક્તાની તે શબ્દાર્થને અપેક્ષા કરીને દૃષ્ટતાનેજ નિશ્ચય કરેછે. તો શબ્દ દૃષ્ટલિંગ છે એરીને દૃષ્ટાનું લિંગ અને દૃશ્યનું પણ લિંગ છે. જેમ ભીંત આદિકથી અંતરિત કોઈ જને ઉચ્ચ સ્વરથી 'ગજ ગજ' એમ કહેતાં જે ગજદૃષ્ટા અને જે દૃશ્ય ગજ તે બન્નેને જણાવનારો તે શબ્દ છે. તે શબ્દ તો અનેક પ્રકારનો વર્તે છે. તેમાં ષડજ ઋષભ ગાંધાર મધ્યમ ધૈવત પચમ નિષાદ, આ સાત સ્વરરૂપે રહ્યો છે. વળી વીણા વેણુ મૃદંગાદિ વાદ્યોના વિવિધ શબ્દો છે, ગજ અશ્વાદિ તિર્યગ્જાતિયોના વિવિધ શબ્દો છે તથા વૃક્ષાદિ સ્થાવરોના નાનાવિધ શબ્દો છે. તેજ પ્રકારે સ્પર્શ પણ અનેક પ્રકારનો છે—ઉષ્ણ-ઉષ્ણગુણવિશિષ્ટ આતપસ્પર્શ, શીત-હિમગુણવિશિષ્ટ શીતસ્પર્શ, સુખ-આતપસ્પર્શ શીતકાળે સુખરૂપ અને શીતસ્પર્શ ઘર્મકાળે સુખરૂપ, દુઃખ-આતપસ્પર્શ ઘર્મકાળે દુઃખરૂપ અને શીતસ્પર્શ હિમકાળે દુઃખરૂપ, સ્નિગ્ધ-સ્નેહવિશિષ્ટ પુત્રાદિકનો સ્પર્શ, વિશદ-જે સ્પર્શથી દ્રવ્ય વિશદ જણાય તે, ( ઉત્તમ વસ્ત્રાદિકનો ) ખરસ્પર્શ પાષાણાદિકનો, મૃદુસ્પર્શ આકડાના તુર આદિકનો, શ્લક્ષ્ણ-ચિક્કણસ્પર્શ રેશમ વિગેરેનો, લઘુસ્પર્શ સમુદ્રફીણ આદિક અલ્પ પદાર્થનો, ગુરૂસ્પર્શ પારો સીસુ આદિકનો, આ અધા સ્પર્શના ગુણો કહ્યા છે ॥૨૮-૩૦॥ રૂપના ગુણોને કહેછે-રૂપ તો શુકલ, કૃષ્ણ, રક્ત, નીલ-મયૂરકંઠાદિકનું, પીત-હળદળ આદિકનું, કર્બૂર-મયૂરપિચ્છાદિકનું, સ્થૂળ-એરંડતૈલાદિકનું, સૂક્ષ્મ-દુગ્ધાદિકનું, વર્તુળ-ગોળાકાર ચદ્રબિંબાદિકનું, હ્રસ્વ-હ્રસ્વ દ્રવ્યને આશરીને

स्थूलं सूक्ष्मं च वर्तुलम् ॥३१॥ ह्रस्वं दीर्घं दारुणं च मृदु श्लक्ष्णं च चिक्कणम् । चतुरस्रमिति ज्ञेयं रसः प्रोक्तस्तु षड्विध. ॥३२॥ मधुरो लवणस्तिक्त कटुरम्लः कषायकः । रस एकोऽपि संसर्गाद्द्रव्याणां बहुधा मत. ॥३३॥ गन्धोऽपि बहुधा प्रोक्त. संसर्गि द्रव्ययोगत । इष्टोऽनिष्टश्च मधुरो निर्हारी संहतः कटु ॥३४॥ स्निग्धो रूक्षश्च विशद. शान्त. उग्रोऽम्ल इत्यपि। वदन्तीत्थं लक्षणानि मुनयोऽनेकयुक्तिभि. ॥३५॥ भूतेन्द्रियाणि मात्राश्च मनो

રહેલુ, દીર્ઘ–દીર્ઘ દ્રવ્યને આશરીને રહેલુ, દારુણ–ક્રૂર દ્રવ્યને આશરીને રહેલું, મૃદુ–કોમળ દ્રવ્યને આશરીને રહેલુ, શ્લક્ષ્ણ–સુંદર દ્રવ્યને આશરીને રહેલુ, ચિક્કણ–સ્નિગ્ધ દ્રવ્યને આશરીને રહેલુ, ચતુરસ્ર–શિબિકાદિ–ચતુષ્કોણ દ્રવ્યને આશરીને રહેલુ, આ રીતે સોળ પ્રકારનુ કહ્યુ છે યદ્યપિ રૂપ શુકલ નીલાદિ ભેદથી છ પ્રકારનુ છે તથાપિ મૂર્ત દ્રવ્યનુ 'દૃશ્યમાન આકારવિચિત્રપણુ પણ રૂપ છે' એવા વ્યવહારના અભિપ્રાયથી હ્રસ્વ દીર્ઘાદિ વિવિધપણુ પણ રૂપનો ભેદ છે એવા અભિપ્રાયને લીધેજ આ બધુ કહ્યુછે ॥૩૧-૩૨॥ રસતો મધુર લવણ તિક્ત કટુ અમ્લ કષાય, એવા ભેદથી છ પ્રકારનો કહ્યો છે મધુર એક જાતીયજ રસ વિવિધ મધુર પદાર્થના યોગથી વિવિધ રસભાવને પામેછે એરીતે વિવિધ રસવાળા દ્રવ્યોના સસર્ગથી રસનુ વૈચિત્ર્ય થાયછે માટે રસમા અનેક ભેદો છે ॥૩૩॥ ગધ સુરભિ અસુરભિ એવા ભેદથી બે પ્રકારનો છે પણ સસર્ગિ દ્રવ્યના ભેદથી વિવિધતાને પામેછે (તે કહેછે) ઇષ્ટગધ ચદન કર્પૂરાદિકનો, અનિષ્ટગધ–મળાદિકનો, મધુરગધ–દુધપાકાદિકનો, નિર્હારી–કસ્તૂરી આદિક અતિસુગધિ દ્રવ્યનો, સહત–મિશ્રિતગધ, (જેમ શાકાદિકનો હિંગ આદિ કથી સંસ્કાર કરતા) કટુ–કટુદ્રવ્યરસથી થએલો, સ્નિગ્ધ–સ્નેહાળ દ્રવ્યથી થએલો, (જેમ ઘૃતહોમાદિકનો) રૂક્ષ–કઠોર દ્રવ્યથી થતો, (જેમ કોદરાના રોટલાદિકનો) વિશદ–ઘૃતાદિકનો, શાત–કમળાદિકનો, ઉગ્ર–લશુન આદિકનો, અમ્લ–અમ્લદ્રવ્યથી થએલો, (જેમ વાશી દહીવડા વિગેરેનો) આ પ્રકારે ગધ પણ બહુ પ્રકારનો જાણવો એરીતે મુનિઓ

बुद्धिरहङ्कृतिः। चित्तं चेति भाकृतोऽयं चतुर्विंशतिको गणः ॥३६॥ अण्डं स्रष्टुमनीशानि तत्त्वान्येतानि तु स्वतः। हरेः शक्त्यैव संहत्य मुने! सांशैः सृजन्ति तत् ॥३७॥ एतदण्डं विशेषाख्यं पञ्चिस्तोयादिभिर्वृतम्। एकैकस्माद्दशगुणैः प्रधानेनावृतैर्बहिः ॥३८॥ अनेकाण्डाश्रये तोये महापुरुषदेहजे। अण्डमेतच्चिरं शेते स्वर्णगोलकसन्निभम् ॥३९॥ हरीच्छावशतस्तस्मिन्कालेन पुरुषो महान्। भूत्वोत्तिष्ठति विश्वात्मा मायाविक्षेपशक्तियुक् ॥४०॥ यस्येहावयवैर्लोकान्कल्पयन्ति मनीषिणः। कट्यादिभिरधः सप्त सप्तोर्ध्वं

અનેક યુક્તિઓએ કરીને ભૂતાદિકનાં લક્ષણો કહેછે ॥૩૪-૩૫॥ પાંચ મહાભૂતો, પાંચ તન્માત્રાઓ, દશ ઇન્દ્રિયો, મન બુદ્ધિ અહંકાર ચિત્ત, આ ચોવીશ પ્રાકૃત (પ્રધાનપ્રકૃતિથી થએલો) તત્ત્વગણ કહ્યો છે ॥૩૬॥ હે મુને! તે આ તત્ત્વો પરસ્પર નહિ મળવાથી અંડ સર્જવા માટે સ્વત. અસમર્થ હોતાં ભગવાનની શક્તિથી પરસ્પર મળીને પોતપોતાના અંશથી અંડને સર્જે છે. અહીં ભૂતોની પરસ્પર જે સંગતિ કહી તે પચીકરણરૂપ જાણવી એમ પ્રાચીનો કહેછે બીજા કેટલાક તો સંગતિમાત્રરૂપ છે એમ માનેછે ॥૩૭॥ આ-ઉક્ત ભૂતાદિ પ્રાકૃતવર્ગથી સમુદ્ભવેલું વિશેષ નામનું અંડ ઉત્તરોત્તર આવરણભૂત. ઉત્તરોત્તર દશદશઘણા અધિક જળ તેજ વાયુ આકાશ અહંકાર મહત્તત્ત્વ પ્રધાન, આ સાત આવરણોથી આવરિત છે ॥૩૮॥ તે આ સુવર્ણગોળકસદૃશ અંડ અનેક અંડના આશ્રયભૂત, મહાપુરૂષના સ્વેદથી થએલા મહાજળમા બહુકાળપર્યંત સુઈ રહેછે ॥૩૯॥ તે અંડ થકી ભગવાનના સંકલ્પથીજ બહુકાળે સમુદ્ભવી છે માયાસંબન્ધિની વિક્ષેપ શક્તિ જેમાં (દેવાદિ વિવિધ વિચિત્ર ભૂતવર્ગને ઉપજાવાનું જે સામર્થ્ય તેરૂપ માયાવિક્ષેપ શક્તિએ યુક્ત થઇને) વિશ્વાત્મા-સર્જાવાના સકળ લોકો શરીર જેનુ છે એવો વૈરાજપુરૂષ પ્રાદુર્ભવેછે ॥૪૦॥ (તેનુ મહત્ત્વ કહેછે) તે આ વૈરાજપુરૂષના અવયવવિભાગથી તેના સ્વરૂપને જાણનારા મુનિઓ લોકોની કલ્પના કરેછે તેમાં કટિ આદિ જેમાં છે અને પાદ અતે જેમાં છે એવા અવયવોએ કરીને અતળાદિ સાત અધોવર્તી લોકોની

जघनादिभिः ॥४१॥ पादादिभि स्वावयवैः पातालप्रमुखांश्च यः। धृत्वापि लोकान्पुरुषस्तत आस्ते स्वयं पृथक् ॥४२॥ स सृष्ट्वात्मनिवासाय कं गर्भोदकसंज्ञितम् । सहस्रशीर्षा पुरुष शेते जीवात्मभिः सह ॥४३॥ सुप्तस्याप्सु विराट्देहः सहस्रं परिवत्सरान् । सम्पूर्णाङ्गो भवत्यस्य सर्वजीवहितैषिणः ॥४४॥ इन्द्रियायतनेष्वस्य स्पष्टीभूतेषु देवता. । इन्द्रियैः सह सङ्गत्य तिष्ठन्ति प्रकटं ततः ॥४५॥ वैराज. पुरुषोऽप्येष आस्ते सामान्यतस्त्रिधा । आध्यात्मिकश्चाधिदैव आधिभौतिक इत्यपि ॥४६॥ अध्यात्मस्त्विन्द्रियेषूक्त

કલ્પના કરેછે અને જઘન આદિ જેમા છે અને મસ્તક અતે જેમા છે એવા અવયવોએ કરીને ભુરાદિ સાત ઊર્ધ્વવર્તી લોકોની કલ્પના કરેછે ॥૪૧॥ તે આ પુરૂષ પાદાદિ મૂર્ધાંત પોતાના અવયવોવડે પાતાળપ્રમુખ લોકોને સ્વય ધારી રહ્યા છે તથાપિ તે ધાર્ય લોકોથકી પૃથક્‌પણે પોતાના અસાધારણ સત્યલોકમા રહેછે ॥૪૨॥ તે આ સહસ્રશીર્ષા વૈરાજપુરૂષ બ્રહ્માડ ગર્ભોદરમા પોતાના નિવાસ માટે ગર્ભોદક સજ્ઞિત જળને નિર્માણ કરીને પોતાવિષે વિલીન થઈ રહેલા અસખ્યાત જીવાત્માઓ સાથે તે ગર્ભોદકમા શયન કરી રહેછે ( તે આ અડથકી જે પ્રાદુર્ભાવ તેથી પ્રથમ અડમધ્યે વૈરાજની અવિભાગથી સ્થિતિરૂપ અવસ્થા કહી ) ॥૪૩॥ ગર્ભોદકમા સુઈ રહેલા, જીવોને કર્માનુસારે ભોગમોક્ષને અનુગુણ દેહયોગને પમાડતા, માટેજ સર્વજીવના હિતૈષી તે આ વૈરાજપુરૂષનો વિરાટ્‌સજ્ઞિત દેહ સહસ્રપરિવત્સરોએ કરીને સપૂર્ણ અવયવવાળો થાય છે ॥૪૪॥ તદનંતર તે આ વૈરાજપુરૂષના ચક્ષુરાદિ તે તે ઇન્દ્રિયોના ગોળકો સ્પષ્ટીભૂત થતા-સુવ્યક્ત સસ્થાનવાળા થતા તેમા તે તે ઇન્દ્રિયોના દેવતા સૂર્યાદિકો ચક્ષુરાદિ ઇન્દ્રિયો સાથે મળીને પ્રકટપણે રહેછે ॥૪૫॥ તે આ વૈરાજપુરૂષપણ આધ્યાત્મિક આધિદૈવિક આધિભૌતિક, એ રીતે સામાન્યત ત્રણ પ્રકારે વર્તે છે ॥૪૬॥ આ અર્થને પોતેજ વિવરણ કરી કહેછે-અધ્યાત્મસજ્ઞાથી કહેલા ઇન્દ્રિયોના અધિષ્ઠાતાપણે વર્તતો જે પુરૂષ તે આધ્યાત્મિક કહ્યો છે અધિદૈવસજ્ઞાથી કહેલી તે તે ઇન્દ્રિયોના અભિમાની દેવતાઓના અધિષ્ઠાતાપણે વર્તતો જે

स्तदात्माऽऽध्यात्मिकः पुमान्। देवतास्वधिदैवेषु तदात्मा ह्याधिदैविकः ॥४७॥ गोलकेष्वधिभूतेषु तदात्मा चाधिभौतिकः। एतेष्वन्यतमाभावे कर्तुं न क्षमते क्रियाः ॥४८॥ तथा क्षेत्रज्ञरूपेण स्वयमास्ते विशेषतः। स त्वात्मा ह्यक्षरोऽरूपोऽभेद्यो न ग्राह्य इन्द्रियैः ॥४९॥ महाप्राणेन सहितं धृत्वाध्यात्मादिकं त्रयम्। स्थितः सर्वज्ञ ईशानो विराड्देहाभिमानवान् ॥५०॥ चतुर्युगसहस्रं तु दिनं रात्रिश्च तावती। वैराजपुरुषस्यास्य तद्द्वयं कल्प उच्यते ॥५१॥ कालकर्मस्वभावैश्च मायया च हरीच्छया। पुरुषप्रेरितादस्माद्विसर्गो जायते महान् ॥५२॥ इन्द्रियैर्विषयैर्देवैः सहिता जीवकोटयः। आविर्भवन्ति वैराजाद्देवासुरनरादयः ॥५३॥ वैराजपुरु-

પુરૂપ તે આધિદૈવિક કહ્યો છે અધિભૂતસંજ્ઞાથી કહેલા તે તે ગોલકોના અધિષ્ઠાતાપણે વર્તતો જે પુરૂપ તે આધિભૌતિક કહ્યો છે. આ ત્રણમા જે એક પણ વિદ્યમાન ન હોય તો દર્શન શ્રવણાદિ ક્રિયાઓ કરવા પુરૂષ સમર્થ થતોજ નથી ॥૪૭-૪૮॥ તેજ પ્રકારે તે આ અધ્યાત્માદિકમાં સામાન્ય પણે વર્તતો સ્વય વૈરાજપુરૂપ વિશેષપણે પોતાના વિરાટ્દેહના ક્ષેત્રજ્ઞાત્માપણે વર્તેછે. ( અથવા સર્વ ક્ષેત્રજ્ઞનો અભિમાની હોવાથી વિશેષત ક્ષેત્રજ્ઞ રૂપે વર્તેછે, એવો અર્થ કરવો ) તે આ આત્મા અરૂપ, માટેજ ઇન્દ્રિઓએ અગ્રાહ્ય, અક્ષર-શરણધર્મે વર્જીત, માટેજ અભેદ્ય કહ્યો છે ॥૪૯॥ તે આ સર્વજ્ઞ ઇશ્વર વિરાટ્દેહાભિમાની પુરૂપ મહાપ્રાણે સહિત પૂર્વોક્ત અધ્યાત્માદિ ત્રણને ધારણ કરીને વર્તે છે ॥૫૦॥ તે આ વૈરાજપુરૂપનો એક હજાર વાર ગુણેલા ચાર યુગો એક દિન થાય છે તેમજ તેટલીજ ( એક હજારવાર ગુણેલા ચાર યુગો ) એક રાત્રિ થાય છે તે આ બન્ને મળેલા અહોરાત્ર એક કલ્પ ગણાય છે ॥૫૧॥ ભગવદિચ્છાને વશ વર્તનારા કાળ કર્મ સ્વભાવ માયાએ કરીને તથા પ્રધાનપુરૂપની પ્રેરણાએ કરીને આ વૈરાજપુરૂપ થકી અતિવિચિત્ર મહાન્ આ વિસર્ગ ઉત્પન્ન થાય છે ॥૫૨॥ ( તે કહેછે-) તે તે ઇન્દ્રિયો, તે તે વિષયો અને તે તે દેવોએ સહિત તે તે જીવો કોટાનકોટી સુર અસુર નર પશુ પક્ષી વૃક્ષ લતા વિગેરે વિવિધ દેહથી આ વૈરાજપુરૂપથકી સમુદ્ભવેછે ॥૫૩॥ તેમા આ ક્રમ છે-રજોગુણપ્રધાન જગ-

पस्याङ्गादाविर्भवति राजसः । प्रतिकल्पं जगत्स्रष्टा ब्रह्मा विश्वसृजां पतिः ॥५४॥ प्रजाः सिसृक्षुरास्थाय स समाधिं प्रजापतिः । सृजत्यङ्गेषु तस्यैव जीवांश्च भुवनानि च ॥५५॥ यथा यथा चिन्तयति ब्रह्मा स्वस्मात्प्रजोद्भवम् । तथा तथा भवत्यस्मात्ततः स्रष्टेति स श्रुतः ॥५६॥ वैराजाङ्घ्र्यादिशक्त्यैव सर्वेषामपि देहिनाम् । पातालप्रमुखा लोकाः सत्यान्ताः सन्ति संस्थिताः ॥५७॥ क्वचिल्लोकाश्रयं पद्मं जन्मस्थानं स्वयंभुवः । वैराजजठरस्थायाः प्रादुर्भवति नाभितः ॥५८॥ लोकाः सजीवा विधिनैव सृष्टा वसन्ति सर्वे वितते च तस्मिन् । पद्मे तदानीं स तु पद्मकल्पः प्रोक्तः पुराणेषु हि साधुवर्य ! ॥५९॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे ज्ञानोपदेशे आहङ्कारिकसर्गलक्षणनिरूपणनामैकोनसप्ततितमोऽध्याय ॥६९॥

---

त्स्रष्टा चतुर्मुख ब्रह्मा के जे विश्वसृष्टा मरीच्यादि प्रजापतिओनो पति छे ते वैराजपुरुषना अंगथकी प्रतिकल्प प्रादुर्भवेछे ॥५४॥ प्रजापति ते ब्रह्मा प्रजाओ सर्जवानी इच्छाथी समाधिने ( वैराजपुरुष साथे स्वात्मानुं ऐक्यानुसंधान ) आशरीने तेज वैराजपुरुषना पादादि अवयवोमाज ते ते पाताळादि लोकोने अने ते ते देवादि जीववर्गोने सर्जेछे ॥५५॥ ते आ ब्रह्मा पोताथकी जे जे प्रकारे प्रजोत्पत्तिने चिंतवेछे ते ते प्रकारे आ ब्रह्मा थकी प्रजोत्पत्ति थायछे, ते कारणथी ते ब्रह्मा 'स्रष्टा' एवा नामथी विख्यात थायछे ॥५६॥ सर्वकोई देव मुनि नाग असुर मनुष्यादि देहिओना जे पाताळप्रमुख सत्यांत लोको छे ते सर्वे वैराजपुरुषना चरणादि ते ते अवयवोनी शक्तिथीज रूडीरीते रह्या छे ॥५७॥ कोई कल्पमा सकळ लोकोना आश्रयभूत पद्म जे आ स्वयंभू ब्रह्मानु जन्मस्थान छे ते वराज-पुरुषना उदरमां रहेली नाभिथकी प्रादुर्भवेछे ॥५८॥ हे साधुवर्य ! ते पाद्मसृष्टिसमये पद्मथी प्रादुर्भवेला ब्रह्माए सर्जेला सर्वे लोको अने ते ते लोकनिवासी सर्वे जीवो ते अतिविशाळ पद्म उपरज यथायोग्य रहेछे ते आ कल्प पाद्मकल्प कह्यो छे एरीते बे प्रकारनो सर्गक्रम पुराणोमा कह्यो छे ॥५९॥ इति श्रीसत्संगिजीवने.. चतुर्थप्रकरणे ज्ञानोपदेशे आहंकारिकसर्गलक्षणनिरूपणनामैकोनसप्ततितमोऽध्यायः ॥६९॥

श्रीनारायणमुनिरुवाच—स्थावरा जङ्गमा जीवास्तेषां स्थानानि वृत्तयः । वैराजाद्ब्रह्मणः सर्गकाले यान्ति समुद्भवम् ॥१॥ जीवा ये यानि कर्माणि प्राक्सृष्ट्यां प्रतिपेदिरे । तान्येव प्रतिपद्यन्ते सृज्यमानाः पुनः पुनः ॥२॥ सुकृतं दुष्कृतं वापि मिश्रं वा त्रिगुणात्मकम् । भुक्तावशिष्टं यत्कर्म तदेवादौ प्रपद्यते ॥३॥ तत्तत्कर्मानुसारेण देहं बुद्धिं च जीविकाम् । स्थानं चाप्नोति तत्तस्य रोचते

## [1]અધ્યાય ૭૦ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે નિત્યાનંદમુને ! સ્થાવર જંગમ જીવો, જે તેઓનાં સ્થાનો અને જે તેઓની વૃત્તિઓ તે સર્વે સર્ગકાળે વૈરાજબ્રહ્માથકીજ સમુદ્ભવે છે ॥૧॥ શંકા–જીવોને દેવાદિ વિષમ દેહના સંબન્ધમાં નિમિત્ત શું ? કર્મોની તરતમતાથી તેની ઉપપત્તિ થતી નથી, કેમકે સર્ગથકી અનંતરજ દેહયોગમૂળક કર્મનો સંભવ છે. ઉત્તર–તો તેમ નથી. સર્ગ સ્થિતિ અને લય ચક્રની પેઠે પરિવર્તન પામ્યા કરે છે. તો અનાદિ કર્મયોગ છે. માટે જે જીવોએ જે કર્મો સુકૃત કે દુષ્કૃત કે મિશ્રિત ગુણોદ્રેકને અનુસારે પૂર્વસર્ગમાં કર્યાં હતાં તેજ કર્મોને બ્રહ્માએ સર્જવા માંડેલા જીવો ફરી ફરી પામે છે. કરેલું સર્વ કર્મ પ્રક્ષીણ થઈજતું નથી તેમ ભોગવઈજતું નથી, ભવપ્રવાહનું અનંતપણું હોવાથી કર્મોનું આનંત્ય હોઇને ભોગવતાં બાકી રહેલ પ્રારબ્ધ ટળી ગયું નથી. કર્મોનો આત્યંતિક ક્ષયતો વિદ્યાથીજ થાયછે, અન્યથા નહિ. તો યથાકર્મ જીવને પ્રારબ્ધના ફળભૂત દેહનો યોગ થાયછેજ ॥૨–૩॥ તે તે કર્મને અનુસારે દેહ બુદ્ધિ જીવિકા અને સ્થાનને પામે છે. ( પ્રકૃષ્ટસત્ત્વગુણી જીવો દેવયોનિ, તદનુસારી બુદ્ધિયોગ અને તદનુસારી સ્થાન તથા વૃત્તિને પામેછે. મિશ્રસુકૃતવાળા જીવો માનુષજન્મ, તદનુસારી બુદ્ધિયોગ અને સ્થાન વૃત્તિને પામેછે. એજ રીતે પશ્વાદિ જીવો પણ પામેછે ) જે જનનાં જેવાં કર્મ હોય તેને

[1] આ અધ્યાયમાં મનુષ્યોના પ્રાણ, ઇન્દ્રિયો, અવસ્થાઓ અને ગુણોનાં લક્ષણો નિરૂપણ કરતાં પ્રથમ એજ સર્ગને વિસ્તારથી કહેછે.

नात्र संशय ॥४॥ इत्थ कर्मवशा जीवा पुन कर्माणि कुर्वते । तेषा स्थूलास्तु ये देहास्ते ज्ञेया पाञ्चभौतिका ॥५॥ भूतानि पञ्च चान्योन्य मिलितानि हरीच्छया । तेभ्यो जातास्तु ये देहास्ते सर्वे पाञ्चभौतिका ॥६॥ प्रधान तु महाभूतमेक सर्ववपुष्ष्वपि । चत्वार्यन्यानि भूतानि गौणानि तु भवन्ति हि ॥७॥ पृथ्वीतत्त्व प्रधान च यत्र तत्रापराणि तु । सन्त्यव्यक्तानि चत्वारि जल तेजो मरुन्नभ ॥८॥ जलतत्त्व प्रधान च यत्र तत्रापराणि तु । सन्त्यव्यक्तानि चत्वारि पृथ्वी तेजो मरुन्नभ ॥९॥ तेजस्तत्त्व प्रधान च यत्र तत्रापराणि तु । सन्त्यव्यक्तानि चत्वारि पृथ्वी तोय मरु

તેવો દેહ તેવી બુદ્ધિ, તેવી જીવિકા અને તેવુ સ્થાન રુચિકર થાયછે, એમા સશય નથી 'यथा गवा सहस्रेषु वत्सो विन्दति मातरम् । एव पूर्वकृत कर्म कर्तारमुपपद्यते ॥' એમ મોક્ષધર્મમા કહ્યુ છે ॥૪॥ આ પ્રકારે કર્મપરવશ જીવો યથાકર્મ સર્ગારભમા દેહયોગને પામીને પૂર્વપૂર્વ વાસનાને અનુસારે ગુણોન્મેષથી ફરી પણ કર્માનેજ કરે છે તે આ જીવોના સ્થૂળ શરીરો તો પાચ ભૌતિક જાણવા પરમેશ્વરના સકલ્પથી પરસ્પર મળેલા પાંચ ભૂતોથકી થએલા જે દેહો તે સર્વે પણ પાચભૌતિક કહ્યાછે ॥૫ ૬॥ તેમા શરીરારંભક પૃથિવ્યાદિ પાચભૂતો મધ્યે એક મહાભૂત સર્વ દેહોમા પણ અધિક હોવાથી પ્રધાન હોયછે અને અન્ય ચાર ભૂતો અલ્પ હોવાથી અપ્રધાન હોયછે જેમ- કોઈ દેહમા પૃથ્વીતત્ત્વનુ આધિક્ય હોવાથી પ્રાધાન્ય હોય છે અને બીજા જળ તેજ વાયુ આકાશ, આ ચાર ભૂતોનુ અલ્પપણુ હોવાથી અપ્રાધાન્ય હોયછે તેવા પ્રાધાન્યમાત્રથી તે પાર્થિવ નથી, કિંતુ પાચભૌતિકજ છે તેમા પણ જળાદિક અલ્પપણે અવ્યક્ત રૂપથી છેજ ॥૭-૮॥ જે કોઈ દેહમા જળતત્ત્વ બહુ હોવાથી પ્રધાન હોય છે તેમા બીજા પૃથિવ્યાદિ ભૂતો અલ્પ હોવાથી અપ્રધાન હોય છે તથાપિ તે પાચભૌતિકજ છે એજ રીતે તેજ તત્વ કે વાયુતત્ત્વ કે આકાશતત્ત્વ જે જે દેહમા પ્રધાન હોય તેમા તેમા તેથકી બીજા ભૂતો અલ્પ હોવાથી અપ્રધાન હોય છે તથાપિ તે તે બધુ પાચભૌતિકજ છે બીજા પણ તત્વો આરંભકો તેમા સૂક્ષ્માશથી રહ્યા

नभः ॥१०॥ वायुतत्त्वं प्रधानं च यत्र तत्रापराणि तु । सन्त्यव्यक्तानि चत्वारि पृथ्व्यम्भस्तेजसी नभः ॥११॥ नभस्तत्त्वं प्रधानं च यत्र तत्रापराणि तु । सन्त्यव्यक्तानि चत्वारि पृथ्व्यम्भस्तेजसी मरुत् ॥१२॥ जीवानां यादृशा देहास्तेषां लोकाश्च तादृशाः । तादृशा एव तेषां च भोगाः सर्वेऽपि सन्ति वै ॥१३॥ मुख्यभूतधरा देहाः स्थावरा जङ्गमा इह । मुख्यभूताम्बवो देहा जीवानां सन्ति वारिणि ॥१४॥ ये देवलोके देहाश्च तेजोमुख्या भवन्ति ते । देहाः प्रधानमरुतो वायुलोके वसन्ति च ॥१५॥ देहास्तु मुख्यवियतो भ्रमन्त्याकाश एव हि । कर्मास्ति यादृशं यस्य स तादृग्लभते वपुः ॥१६॥ अन्योन्यमिश्रभूतानां विकाराः पञ्च पञ्चधा । पाञ्चभौतिकदेहेषु ज्ञेयाः सर्वत्र युक्तिभिः ॥१७॥ तत्र त्वङ्मांसमज्जा-

જ છે ॥૮-૧૨॥ તેમાં જે જીવો જેવા દેહવાળા છે તેઓને તેવા લોકો અને તેવાજ ભોગો મળે છે. જેમ–પાર્થિવાંશપ્રધાન દેહવાળા જે સ્થાવર જંગમ જીવો છે તેઓને અહીં આ પાર્થિવ લોક અને પાર્થિવ ભોગ છે. જે જળપ્રધાન દેહવાળા જીવો છે તેઓને વારૂણ લોક વર્તે છે તેજઃપ્રધાન દેહવાળા જે જીવો છે તેઓને આદિત્ય લોક વર્તે છે (દેવલોકશબ્દ આદિત્યલોકપર લેવો) વાયુપ્રધાન દેહવાળા જે જીવો છે તેઓને વાયુલોક વર્તે છે. જે તો આકાશપ્રધાન દેહવાળા છે તેઓને આકાશની અંદરજ પરિભ્રમણ વર્તે છે. જે જીવનું જેવું કર્મ છે તે જીવ તેવા શરીરને તેતે કર્મના ફળપ્રદાતા વાસુદેવની ઇચ્છાથી પામેછે ॥૧૩-૧૬॥ એ રીતે ભગવાનની ઇચ્છાથી દેહમાં પરસ્પર મળેલાંજ પૃથિવ્યાદિ પાંચ ભૂતોના પ્રત્યેક પાંચ પ્રકારના વિકારો સર્વત્ર પાંચભૌતિક દેહોમાં વર્તેછે તે યુક્તિથી જાણવા. જેમ–ત્વચા માંસ મજ્જા અસ્થિ સ્નાયુ, આ પચક પાર્થિવાંશનો વિકાર વપુમાં વર્તે છે. શ્લેષ્મ પિત્ત વસા સ્વેદ (પરશેવાનુ જળ) રૂધિર, આ પચક જળાંશનો વિકાર વર્તે છે. ચક્ષુ ક્રોધ જાઠરાગ્નિ વીર્ય ઊષ્મા, આ પંચક તેજાંશનો વિકાર વર્તેછે. પ્રાણ અપાન વ્યાન ઉદાન સમાન, આ પંચક વાય્વંશવિકાર શરીરમાં વર્તેછે. શ્રોત્રછિદ્ર ઘ્રાણછિદ્ર

स्थिरास्वित्ति क्ष्मास्ति पञ्चधा । श्लेष्मा पित्तं वसा स्वेदो रक्तं चेत्यम्बु पञ्चधा ॥१८॥ चक्षू रुट् जाठरः शुक्रमूष्मा तेजो हि पञ्चधा । प्राणोऽपानो व्यानोदानौ समानः पञ्चधा मरुत् ॥१९॥ श्रोत्रं घ्राणो मुखं कोष्ठं हृदयं पञ्चधेति खम् । इत्थं विकारा भूतानां देहे स्युः पञ्चविंशतिः ॥२०॥ देहोऽयं स्थूलसंज्ञोऽस्ति मलमूत्रमयोऽशुचिः । सम्बन्धाज्जीवसत्तायास्तस्मिन्प्रेमाऽस्ति देहिनाम् ॥२१॥ स्थूलदेहस्य मध्येऽस्ति जीवस्यान्यत्कलेवरम् । प्राणेन्द्रियमनोबुद्धिसङ्घातः सूक्ष्मसंज्ञितम् ॥२२॥ एकः प्राणो वृत्तिभेदात्प्रोक्तः पञ्चविधः किल । प्राणोऽपानो व्यानोदानौ समान इति नामभिः ॥२३॥ नागः कूर्मश्च कृकलो देवदत्तो धनञ्जयः । इत्यन्ये तस्य भेदास्तु सन्त्येतेष्वेव सङ्गताः ॥२४॥ हृदि प्राणो गुदेऽपानः स-

---

सुखछिद्र કોષ્ઠ ( અન્નાદિકનુ સ્થાન ) હૃદય, આ પંચક આકાશાંશવિકાર વર્તે છે. એ રીતે ભૌતિક પચીશ વિકારો વપુમાં છે ॥૧૭-૨૦॥ આ દેહ સ્થૂળસંજ્ઞિત છે, તેનો યથાસ્થિત જો વિમર્શ કરીએ તો સ્પષ્ટ મળમૂત્રમયજ જણાય છે. જ્યાંસુધી તેમાં જીવયોગ છે ત્યાંસુધી પ્રાણિઓને 'આ મારી પત્ની છે આ મારો પુત્ર છે' એવો પ્રેમ પ્રવર્તે છે. ( તેજ દેહ જો જીવે વિયુક્ત થાય તો તત્ક્ષણજ અશુચિ થતાં ત્યાગજ કરી દેવાય છે, તો 'અહંમમ' એવા અજ્ઞાનથી એમાં વિમોહ થાયછે ) ॥૨૧॥ જીવનો જે આ સ્થૂળ દેહ તેના મધ્યમાં બીજું સૂક્ષ્મસંજ્ઞિત શરીર વર્તેછે, જેનાથીજ આ જીવ સૃષ્ટિને આરંભીને પ્રતિશરીરમાં પ્રવેશ કરેછે અને ત્યાં ત્યાં આ લોક પરલોકમાં પરિભ્રમે છે, તે સૂક્ષ્મશરીર પ્રાણ ઇન્દ્રિયો મન અને બુદ્ધિના સંઘાતથી અવિનાભૂત ( તન્મય ) છે ॥૨૨॥ એકજ પ્રાણ વૃત્તિભેદને લીધે પાંચ પ્રકારનો કહ્યો છે. તે વૃત્તિઓ પ્રાણ અપાન વ્યાન ઉદાન સમાન, એવી સંજ્ઞાથી પ્રસિદ્ધ છે. નાગ કૂર્મ કૃકળ દેવદત્ત ધનંજય, એવા તે પ્રાણના પ્રકારાતરથી બીજા પાંચ વૃત્તભેદો છે, તેતો આ પ્રાણાદિ પાંચમાં મળેલાજ છે ॥૨૩-૨૪॥ પ્રાણાદિકના સ્થાન અને લક્ષણો કહેછે-પ્રાણ હૃદયમાં રહ્યો છે, અપાન ગુદામાં રહ્યો છે, સમાન નાભિમં-

मानो नाभिमण्डले । उदानः कण्ठदेशस्थो व्यानः सर्वशरीरगः ॥२५॥ प्राणः प्राग्गतिमाञ्ज्ञेयोऽपानोऽधोगतिरुच्यते । भुक्तपीताम्बतोयादेः समानः साम्यकृन्मतः ॥२६॥ उदान उत्क्रमणकृद्व्यानः सर्वाङ्गचेष्टनः । नाग उद्गारकृत्कूर्म उन्मीलनकरः स्मृतः ॥२७॥ कृकलः क्षुत्करो देवदत्तो जृम्भणकृत्तथा । धनञ्जयः पोषणकृत्प्रोक्तः साङ्ख्यविशारदैः ॥२८॥ देवदत्तो मतः प्राणेऽपाने तु कृकलः स्मृतः । धनञ्जयः समाने च कूर्मो व्याने स्थितः खलु ॥२९॥ उदानेऽन्तर्हितो नाग इति पञ्चविधो ह्यसुः । इन्द्रियाणि दशोक्तानि ब्रुवे तल्लक्षणान्यपि ॥३०॥ श्रूयते येन तच्छ्रोत्रं सा च त्वक्स्त्वच्यते यया । चक्ष्यते येन तच्चक्षुर्जिह्वा लेढि यया रसम् ॥३१॥

---

ળમાં રહ્યો છે, ઉદાન કંઠદેશમાં રહ્યો છે, વ્યાન સર્વ શરીરમાં રહ્યો છે ॥૨૫॥ પ્રાણ પ્રાગ્ગતિવાળો ( શ્વાસોચ્છ્વાસરૂપ ) જાણવો. અપાન અધોગતિવાળો ( મળમૂત્રોત્સર્જનમાં હેતુ ) કહ્યોછે. સમાન ખાધેલા અને પીધેલા અન્ન જળને સમપણે સ્વસ્વમાર્ગે પમાડે છે, માટે સમાન માન્યોછે. ઉદાન ઉત્ક્રમણને કરાવનારો ( દેહથકી દેહાંતર ગમન માટે ઉત્ક્રાંતિ કરાવનારો) કહ્યો છે. વ્યાન સર્વ અંગમાં અભિવ્યાપીને ચેષ્ટાને કરાવનારો માન્યો છે. નાગ ઉદ્ગારને કરાવનારો જાણવો. કૂર્મ તો નેત્રોદ્ઘાટનને કરાવનારો કહ્યો છે. કૃકળ ક્ષુધાને ઉપજાવેછે. દેવદત્ત બગાસુ લાવનારો છે. ધનંજય શરીરપોષણ કરનારો કહ્યો છે. આ રીતે એમનું સ્વરૂપ સાંખ્યવિશારદોએ કહ્યું છે ॥૨૬-૨૮॥ તેમાં દેવદત્તનો પ્રાણમાંજ અંત ર્ભાવ છે, કૃકળનો અપાનમાં છે, ધનંજયનો સમાનમાં છે, કૂર્મનો વ્યાનમાં છે, નાગનો ઉદાનમાં અંતર્ભાવ છે, તો પ્રાણનું પંચવૃત્તિપણુ સિદ્ધ છે. ઇન્દ્રિયો દશ પ્રકારનાં કહ્યાં છે, તેનાં લક્ષણો પણ કહું છું ॥૨૯-૩૦॥ જેણે કરીને શબ્દ સાંભળીએ તે શ્રોત્ર કહ્યું છે, એટલે શબ્દગ્રહણનું સાધન ઇન્દ્રિય શ્રોત્ર છે. જેણે કરીને સ્પર્શ કરાયછે તે ત્વક્ કહીછે, એટલે સ્પર્શગ્રહણસાધન ઇન્દ્રિય ત્વક્ છે. જેણે કરીને રૂપ જોવાય છે તે ચક્ષુ કહ્યું છે, એટલે રૂપગ્રહણસાધન ઇન્દ્રિય ચક્ષુ છે. જેણે કરીને રસ ચખાય છે તે રસના કહી છે,

घ्रायते येन तद्घ्राणमुच्यते वाग्यया वच.। पण्यते येन पाणि स पादो येन च पद्यते ॥३२॥ तद्गुदं गूयते येन मेढ्र मेहति येन च। करणानि दशैतानि बाह्यानि कथितानि वै ॥३३॥ मनोऽन्त करणं प्रोक्त बुद्धिश्चापि तथाविधा । अहङ्कारस्तथा चित्तमित्यपि द्वयमिष्यत ॥३४॥ मनोबुद्ध्योरभेदं च केचिदिच्छन्ति पण्डिता' । मनसा संशयं जीवो बुद्ध्या चाप्नोति निश्चयम् ॥३५॥ अन्तर्गते मनोबुद्ध्योर्ज्ञेयेऽहङ्कृतिचेतसी । अहन्तां चेतनां चाहङ्कारेणाप्नोति चेतसा ॥३६॥ एतत्सूक्ष्मं वपु. प्रोक्तं वपुषो. स्थूल-

એટલે રસગ્રહણસાધન ઇન્દ્રિય રસના છે જેણે કરીને ગંધ લેવાય છે તે ઘ્રાણ કહ્યુ છે, એટલે ગંધગ્રહણસાધન ઇન્દ્રિય ઘ્રાણ છે જેણે કરીને વચન બોલાય તે વાક્ કહી છે, એટલે વચનસાધન ઇન્દ્રિય વાક્ છે જેણે કરીને આદાન પ્રતિદાન વ્યવહાર કરાયછે તે પાણી કહ્યો છે, એટલે આદાન પ્રતિદાનસાધન ઇન્દ્રિય પાણિ છે જેણે કરીને ગતિ કરાય છે તે પાદ કહ્યો છે, એટલે ગમનસાધન ઇન્દ્રિય પાદ છે જેણે કરીને મળોત્સર્ગ કરાયછે તે ગુદા કહીછે, એટલે પુરીષોત્સર્ગસાધન ઇન્દ્રિય ગૂદા છે જેણે કરીને મૂત્રાદિક કરાય છે તે મેઢ્ર કહ્યુછે, એટલે મૂત્રાદિસાધન ઇન્દ્રિય મેઢ્ર છે આ દશ ઇન્દ્રિયો બાહ્ય જાણવા ॥૩૧–૩૩॥ મન બુદ્ધિ અહકાર અને ચિત્ત આ ચાર અત કરણ જાણવુ (કેમકે તે જ્ઞાનસુખાદિ આભ્યતર અર્થના પ્રકાશમા કરણ છે ) કેટલાક પડિતો મન બુદ્ધિનો અભેદ ઇચ્છેછે, પૃથક્ પણું નહિ સશયના સાધનપણે મન અને નિશ્ચયના સાધનપણે બુદ્ધિ છે, એનો વ્યપદેશભેદમાત્ર છે, તેમા અહકાર અને ચિત્ત આ બન્નેનો મન બુદ્ધિમાંજ અનુક્રમે અતર્ભાવ છે એમ પણ જાણવુ તેમા અહકારથી દેહમા અહતા ગ્રહણ થાય છે અને ચિત્તથી દેહમા ચૈતન્ય અભિમનાયછે એરીતે આ બધુ મનનીજ વૃત્તિનુ વૈચિત્ર્ય છે ॥૩૪–૩૬॥ આરીતે પ્રાણ ઇન્દ્રિય મન બુદ્ધિના સઘાતરૂપ સૂક્ષ્મશરીરનુ સનિરૂપણ કર્યું તે આ સ્થૂળ સૂક્ષ્મ સજ્ઞિત શરીરને પરસ્પર આશ્રયાશ્રયિભાવ વર્તેછે સૂક્ષ્મ વપુને આશરીનેજ સ્થૂળ વપુ વૃદ્ધિ પામે છે, સ્થૂળ વપુને આશરીનેજ સૂક્ષ્મ વપુ કાર્ય

सूक्ष्मयोः। अन्योन्याश्रय एवास्ति सूक्ष्मस्यान्तश्च कारणम् ॥३७॥ तच्चाविद्यामयं प्रोक्तं युक्तं सञ्चितकर्मभिः। बन्धेनानादिना तेन जीवस्त्वग्बीजवत्कृतः ॥३८॥ यथा भूमेश्च गन्धस्य न भावो व्यतिरेकतः। तथा कारणदेहस्य जीवस्य न पृथक्स्थितिः ॥३९॥ जाग्रत्स्वप्नं सुषुप्तिश्च तिस्रोऽमिश्रगुणात्मिकाः। अवस्था गुणसाङ्कर्या-

કારક થાય છે. તે આ સૂક્ષ્મ શરીરને મધ્યે કારણ નામનું શરીર વર્તે છે ॥૩૭॥ તે કારણ શરીર અવિદ્યામય-અવિદ્યામૂળક વાસનામય અને સંચિત કર્મમય છે, કારણ શરીરમાં રહેલા વાસનાકર્મની નિવૃત્તિ થઈ નથી અને તેથકી વ્યતિરિક્ત તત્કાર્ય નામરૂપાદિકનો અભાવ છે માટે તે અવિદ્યામય અને સંચિતકર્મમય કહ્યું છે. તે આ અનાદિ બન્ધનરૂપ કારણ શરીરથી જીવ ત્વચાથી બીજજ જેમ એમ ચોમેર વિંટાએલો છે. 'अनादिकालतो जीवो मायया परिवेष्टितः। अनुमहाद्धरेरेव मुच्यते नात्र संशयः' 'बन्धोऽस्याविद्ययानादिः' એવી સ્મૃતિ છે. આ ત્વગ્બીજ દૃષ્ટાંતથી આવાર્ય-આવારક જીવ-કારણ શરીરના સંશ્લેષનુ અનાદિપણુ અને વિભાજક (જુદુ પાડનાર) સામગ્રીના સન્નિધાનમાં વિનાશ્યપણુ જણાવ્યું છે. તુષતંડુળનો જે સંશ્લેષ છે તે આગતુક નથી, ઘટપટનોજ જેમ એમ વિશ્લિષ્ટ તેનો સંયોગ નથી, કિંતુ સાહજીકજ છે. તેવીરીતે ચિત્ અચિતનો સંશ્લેષ પણ અપૂર્વ નથી, ખાડવાથી તુષતંડુળનો (છાડાં ચોખાનો) વિભાગ જેમ થાય છે તેમ વિદ્યાથી જીવ કારણ શરીરનો વિશ્લેષ થાય છે ॥૩૮॥ અપૃથક્સિદ્ધતાને દૃષ્ટાંતાંતરથી દઢ કરે છે-જેમ ભૂમિ અને ગધની પરસ્પર વ્યતિરેકપણે સ્થિતિ નથી તેમ કારણશરીર અને જીવની પૃથક્સ્થિતિ નથી. યદ્યપિ જીવ વિદ્યાવડે કર્મબંધન પ્રક્ષીણ થતાં કારણશરીરથી વિયુક્ત થઇને કેવળ જ્ઞાનાનંદમય સ્વસ્વરૂપથી રહેછે, અથાપિ કર્મબધનવિશિષ્ટજ અહીં જીવશબ્દથી વ્યવહાર કરાય છે. બદ્ધ અવસ્થામાં રહેલા તે જીવની કારણ દેહથકી વ્યતિરેક સ્થિતિ નથી. આથી પ્રલયવેળાએ પણ જીવને તેનો વિયોગ નથી એટલું તાત્પર્ય છે ॥૩૯॥

જેમ સ્થૂળાદિ ત્રણ દેહનો યોગ છે તેમ જાગ્રતાદિ ત્રણ અવસ્થાનો પણ

त्सन्ति मिथः परस्परम् ॥४०॥ वैराजस्थित्यवस्थायाः कार्यं सत्त्वगुणात्मिका । नेत्रस्थानकृतावासाऽवस्था जाग्रदितीरिता ॥४१॥ स्थूलदेहाभिमानेन विश्वसंज्ञस्य चात्मनः । बाह्यान्तःकरणैर्यत्र सविवेकं यथार्थतः ॥४२॥ शब्दादिबाह्यविषयभोगः स्यात्पूर्वकर्मणाम् । अनुसारेण तत्सत्त्वप्रधानं जाग्रदुच्यते ॥४३॥ अत्र चेद्विषयान्भ्रान्त्या भुङ्क्ते जीवोऽयथार्थतः । रजःप्रधानसत्त्वात्मजाग्र-

યોગ આ જીવને છે. તેનું હવે વિવેચન કરી નિરૂપણ કરછુ–જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓ પરસ્પર અમિશ્રિત સત્વાદિ ગુણના કાર્યભૂત અને ગુણસાંકર્યને લીધે મિશ્રિત ગુણના કાર્યભૂત પણ છે. યદ્યપિ સત્વાદિ ત્રણ ગુણો સદા સંશ્લિષ્ટજ છે, કદાચિત્ પણ તેની સત્તા વિયોગને પામેલી નથી અથાપિ ઉન્મેષપણારૂપ અને અનુન્મેષપણારૂપ વિશિષ્ટવેષને લીધે તેવી ઉક્તિ છે ॥૪૦॥ તેમાં જાગ્રત્ અવસ્થા કહુંછું–તે આ જાગ્રત અવસ્થા વૈરાજપુરૂષની જે સ્થિતિકાલીન અવસ્થા તેના કાર્યરૂપા છે, આ અવસ્થાનું નેત્ર સ્થાન મુખ્ય આશ્રય છે સત્ત્વનુ કાર્ય હોવાથી સત્ત્વાત્મિકા છે. સત્ત્વનો સમુન્મેષ થતા વસ્તુનો પ્રકાશ થાય છે. તે આ અવસ્થા અમિશ્રિત સત્ત્વ કાર્યરૂપા છે જીવે ભોગાર્થે એમા રહેવાય છે તે અવસ્થા કહી છે ॥૪૧॥ જે જાગ્રદવસ્થામાં આ જીવ સ્થૂળ દેહના અભિમાને– હું બ્રાહ્મણ છુ હું સ્થૂળ છું હું યુવા છુ' એરીતે સ્થૂળ દેહમા અહંકારે યુક્ત છે તે આ સ્થૂળદેહાભિમાની જીવ 'વિશ્વ' એવા સંજ્ઞાવિશેષને પામેછે ચક્ષુ શ્રોત્રાદિ બાહ્ય કરણોએ કરીને શબ્દરૂપાદિ અર્થોને અને મનઆદિ અંત કરણોએ કરીને સુખદુ.ખાદિકને વિવેક સહિત યથાર્થપણે ગ્રહણ કરેછે અને જીવકૃત પ્રાક્તન કર્મોને અનુસારે તે તે ઇન્દ્રિયોએ કરીને તે તે શબ્દાદિ વિષયોને ભોગવેછે તે આ સત્વપ્રધાન જાગ્રત્ અવસ્થા કહી છે અર્થાત્ ઇન્દ્રિયો અંત'કરણ દેવતાઓએ કરીને વિશ્વસંજ્ઞિત જીવની બાહ્યશબ્દાદિ વિષયપચકની પ્રવૃત્તિ જેમા છે તે જાગ્રત અવસ્થા જાણવી 'जागरितस्थानो बहि प्रज्ञ ...स्थूलभुग्वैश्वानर' प्रथमः पाद.' એવી શ્રુતિ છે. વિશ્વ એજ વૈશ્વાનર શ્રુતિએ કહ્યો છે ॥૪૨-૪૩॥ આજ જાગ્રત્ અવસ્થા મિશ્રગુણના કાર્યભૂત જાગ્રતસ્વપ્ન અને જાગ્રતસુષ

स्वप्नः स उच्यते ॥४४॥ भुञ्जान एव विषयाञ्छब्दादीनपि जाग्रति । शोकश्रमादिना विद्याद्विवेकाभावतो न चेत् ॥४५॥ तम:प्रधानसत्त्वात्मजाग्रत्सुप्तं तदुच्यते । वैश्वानरस्तु फलदो मुने ! जाग्रति कर्मणाम् ॥४६॥ ब्रह्मविद्याभ्यासतोऽस्य सत्सच्छास्त्रप्रसङ्गतः । एतद्भेदत्रयज्ञानं येन तुर्यं हि तत्पदम् ॥४७॥ त्रित्रिभेदास्ववस्थासु गुणानां या प्रधानता । उक्ता च वक्ष्यते सा तु तादृक्कर्मानुसारतः

એરીતે બે પ્રકારની છે (તે કહે છે–) જ્યારે ભ્રાંતિએ કરીને (શુક્તિને રજતપણેજ જેમ) અયથાર્થપણે શબ્દાદિ વિષયોને ભોગવેછે ત્યારે તે આ જાગ્રદવસ્થા ઉદ્‌ભૂતરજ પ્રધાનસત્વકાર્યભૂત જાગ્રત્સ્વપ્નાવસ્થા કહેવાય છે ॥૪૪॥ ઇન્દ્રિયમાર્ગને પામતા શબ્દાદિવિષયોને ભોગવતો પણ (ચક્ષુવડે સન્નિધિમા રહેલા રૂપને જોતો થકો પણ અને શ્રોત્રવડે શબ્દને સાભળતો થકો પણ) આ જીવ, શોકશ્રમાદિ કારણથી ગ્રસ્તમનવાળો થતા વિવેકાભાવથી 'આ આવુ છે' એમ જે અવધારણ નથી કરતો તો તે આ ઉદ્‌ભૂતતમ પ્રધાનસત્વકાર્યભૂત જાગ્રદવસ્થા જાગ્રત્સુપ્ત કહેવાય છે હે મુને ! ત્રણેય પ્રકારની પણ આ જાગ્રદવસ્થામા યથાકર્મ તે તે વિષયભોગાદિરૂપ ફળને આપનારા વૈશ્વાનર–વૈરાજ્પુરૂષાત્મા વાસુદેવજ છે એમ જાણવુ 'स्थूलभुग्वैश्वानर प्रथम पाद' આ શ્રુતિને કેટલાકો ફળપ્રદ પરપણે યોજેછે, 'स्थूल भोजयति' સ્થૂળને ભોગવાવે છે એવા અર્થમા સ્થૂલ ભુક્ પદને લેછે ॥૪૫-૪૬॥ સંતોની સેવાથી, સચ્છાસ્ત્રાર્થના મનનથી અને બ્રહ્મવિદ્યા–ઔપનિષદ આત્મસ્વરૂપના ચિંતનથી આ ત્રણ ભેદો જે અસાધારણ સ્વરૂપે કરીને જાણવામા આવે–જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓ થકી અતીતપણુ જીવાત્માનુ જે જ્ઞાનૈકાકારશુદ્ધપણાથી જાણવામા આવે તે પદ તુર્ય–ચોથુ શુદ્ધાત્મસ્વરૂપ અક્ષરસરૂપ છે તે અજર અમર અભય પ્રાપ્ય છે તેવી શ્રુતિ છે, 'नान्त प्रज्ञ न बहि प्रज्ञ ××× शान्त शिवमद्वैत चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेय' ઇતિ આનો અર્થ ભાષ્યમા સ્પષ્ટ છે ॥૪૭॥ પ્રત્યેક ત્રણ ત્રણ ભેદવાળી જાગ્રદાદિ અવસ્થાઓમા જે ગુણોની પ્રધાનતા (ગુણોદ્ભવભેદ) કહી અને કહીશ તેતો તેવા પૂર્વ પૂર્વ કર્મને અનુસારે સમજવી એટલે જીવ પ્રધાનપણે વર્તતા જે ગુણમા રહીને જેવુ કર્મ

॥४८॥ हिरण्यगर्भस्योत्पत्त्यवस्थाकार्यं गलस्थिति । रजोगुणातिम फावस्था प्रोच्यते स्वप्नसंज्ञया ॥४९॥ सूक्ष्मदेहाभिमानेन तैजसा रयस्य चात्मन. । विनाद्यस्थिरभोगान्ति. पूर्वकर्मानुसारत. ॥५०॥ इन्द्रियैर्मनसा बुद्ध्या यत्र स्याश्च प्रियाप्रिया । रजोगुणप्रधान तत्स प्रमित्युच्यते पदम् ॥५१॥ जाग्रतीव यदा स्वप्ने शब्दादीन्विपया नपि । भुङ्क्ते जीवो विवेकेन जानन्स प्रोच्यते तदा ॥५२॥ सत्त्वप्रधानकरजआत्मकस्वप्नजागर. । भुञ्जानोऽपि स्वाप्नभोगान्वेत्ति जाड्येन ताम्र सा ॥५३॥ तम प्रधानकरजआत्मकस्वप्नसुप्तिका । हिरण्यगर्भ. फलद स्वप्ने भवति कर्मणाम् ॥५४॥ एतद्भेदत्रयज्ञानं प्रबु-

કરે છે, તેના જ્ઞાતા તેના અતર્યામીએ પ્રેરેલા તેવા તે કર્મફળના ભોગને અનુસારે જાણવી ॥૪૮॥ હવે સ્વપ્નાવસ્થા કહુછુ-સ્વપ્ન અવસ્થા સમુદ્ભૂત રજોગુણના કાર્યરૂપ છે, તેનો કઠસ્થાન મુખ્ય આશ્રય છે, સૂત્રાત્મશરીરના અભિમાની હિરણ્યગર્ભ (વૈરાજપુરુષ)ની જે ઉત્પત્તિઅવસ્થા તેના કાર્યભૂત છે જ્યારે જીવ આવી સ્વપ્નઅવસ્થાને અનુભવે છે ત્યારે તે સ્થૂળદેહાભિમાની નથી કિંતુ કેવળ સૂક્ષ્મદેહાભિમાની છે અને તેની ત્યારે તૈજસ એવી સજ્ઞા થાય છે તે આ તૈજસસજ્ઞિત જીવ જેમા રહીને પોતેજ એક અનુભવવાયોગ્ય ક્ષણવિનાશી અસ્થિર પ્રિયાપ્રિય શબ્દાદિભોગોને પૂર્વ કર્માનુસારે ઇન્દ્રિયો મન બુદ્ધિથી ભોગવે છે (આ સ્થૂળ કાયથી નહિ) 'પ્રવિવિક્તભુક્તૈજસો દ્વિતીય પાદ' એવી શ્રુતિ છે, તે આ સમુદ્ભુદ્ધરજોમાત્રપ્રધાન સ્વપ્નઅવસ્થાસજ્ઞિત સ્થાન કહ્યુ છે તે આ અવસ્થા અમિશ્રગુણના કાર્યભૂત કહીછે ॥૪૯ ૫૧॥ જ્યારે જીવ જાગ્રત્ અવસ્થામાજ જેમ એમ સ્વપ્નમા પણ સ્વાપ્ન શબ્દાદિ વિષયોને વિવેકથી વ્યક્તપણે જાણીને અનુભવેછે ત્યારે તે આ સ્વાપ્નાવસ્થા સત્વ પ્રધાનરજ કાર્યભૂત સ્વપ્નજાગર કહી છે (આ અવસ્થા મિશ્રગુણના કાર્યભૂત છે) સ્વપ્નપ્રાપ્ત શબ્દાદિ પાચ વિષયભોગોને ભોગવતો પણ જીવ તમ કાર્ય જાડ્યાતિશયને લીધે તેને 'આ એમ છે' એમ જ્યારે નથી જાણતો ત્યારે તે સ્વપ્નાવસ્થા તમ પ્રધાનરજ કાર્યભૂત સ્વપ્નસુષુપ્તિ કહી છે સ્વપ્નમા યથાકર્મ સ્વાપ્ન ભોગને આપનારા હિરણ્યગર્ભાત્મા વાસુદેવજ છે

ञस्य यतो भवेत् । तुरीयं तत्पदं प्रोक्तं यत्प्रकाशात्मकं सदा ॥५५॥ ईश्वरप्रलयावस्थाकार्यं च तमआत्मिका । हृदयस्थानगावस्था सुषुप्तिरिति कथ्यते ॥५६॥ बाह्यान्तःकरणानां च वृत्तयो भोग्यवासना । लीनाः कारणदेहे स्युर्ज्ञातृता कर्तृता तथा ॥५७॥ तस्याभिमन्तुः प्राज्ञस्य सगुणब्रह्मणो मुने ! । सुखलेशेऽतिलीनत्वं यत्सा सुप्तिस्तमोमयी ॥५८॥ कर्मसंस्कारतः कर्तृवृत्तेरुत्थानमत्र यत् । स्वप्नो रजोमुख्यतमोमयसुप्तौ हि स स्मृतः ॥५९॥ जाग्रत्स्वप्नव्यथातापा-

॥૫૨-૫૪॥ સ્વપ્નની નિવૃત્તિ થતાં જાગ્રદ્‌ભાવને પામેલા, પૂર્વોક્ત રીતિએ સંત સચ્છાસ્ત્રના પ્રસંગવાળા, બ્રહ્મવિદ્યાના અભ્યાસવાળા જીવ ત્માનું સ્વરૂપ ત્રણ અવસ્થાથકી અતીત જે જ્ઞાનૈકઆકારથી જણાય તે તુર્ય પદ કહ્યું છે. તે જ્ઞાનૈકઘન હોવાથી સદા પ્રકાશૈકસ્વરૂપ છે. બીજો અર્થ પૂર્વવત્ જાણવો ॥૫૫॥ હવે સુષુપ્તિ અવસ્થાનું નિરૂપણ કરૂંછું-ઈશ્વર-અવ્યાકૃત શરીરના અભિમાની વૈરાજપુરૂષની જે પ્રલયકાલીન અવસ્થા તેના કાર્યભૂત અને તમોગુણના કાર્યરૂપ સુષુપ્તિ અવસ્થા છે, તેનું હૃદયસ્થાન મુખ્ય આશ્રય છે ॥૫૬॥ જ્યારે બાહ્ય કરણો અને અંતઃ કરણોની સર્વપણ વૃત્તિઓ અને ભોગ્યવાસનાઓ કારણ દેહમાં વિલીન થઇ જાય છે તથા જ્ઞાતૃતા અને કર્તૃતા કારણ દેહમાંજ લીન થઈ જાય છે ( સૂક્ષ્મ દેહના કાર્યભૂત અને સ્થૂળ દેહના કાર્યભૂત ભોગોનો અત્યંત વિલય થતાં કેવળ અચિત્સંસૃષ્ટપણે કારણદેહમાત્રમાં જ્ઞાતૃતા કર્તૃતાના અવભાસ વિના 'અહં' એવા કેવળ અસ્પષ્ટ અવભાસમાત્રથી જે સ્થિતિ તે અહીં વિલય કહ્યો છે ) ત્યારે આ જીવ કેવળ કારણદેહાભિમાની પ્રાજ્ઞ એવી સંજ્ઞાને પામીને સગુણબ્રહ્મ-ગુણકાર્યના નિર્વાહક (પ્રધાનપુરૂષ)ના સુખલેશમાં અત્યંત લીન થાય છે. આવું જે લીનપણું એજ સુષુપ્તિ કહીછે. તે આ અવસ્થા પ્રબુદ્ધતમઃકાર્યભૂતા છે ( તે આ અમિશ્રગુણકાર્યભૂત સુષુપ્તિ અવસ્થા જાણવી ) ॥૫૭-૫૮॥ આજ સુષુપ્તિમાં જાગ્રતદશાવિષે કરેલા કર્મના તીવ્ર સંસ્કારને લીધે કર્મકર્તા જીવની વૃત્તિનું જે કિંચિત્ ઉત્થાન તે રજોગુણ-પ્રધાન તમઃકાર્યભૂત સુષુપ્તિ અવસ્થામાં સ્વપ્ન કહ્યોછે ॥૫૯॥ જાગ્રદ્દશામાં અને સ્વાપ્નદશામાં અનુભવેલા વ્યથાતાપાદિકને લીધે તે સુષુપ્તિ અવસ્થા-

द्विरान्त्यास्तत्र चे पुनः । प्रातिलोम्यं कर्तृवृत्तेः सुप्तौ ज्ञानं तु तस्य यत् ॥६०॥ सत्त्वमुख्यतमोमय्यां सुप्तौ तज्जाग्रदुच्यते । कर्मणां फलदातात्र सुषुप्तावीश्वरो मतः ॥६१॥ एतद्भेदत्रयज्ञानं प्रवुद्धस्य यतो भवेत् । तुरीयं तत्पदं प्रोक्तं ज्ञातव्यं सूक्ष्मया दृशा ॥६२॥ तिसृणामप्यवस्थानां मूलभूता गुणास्त्रयः । सत्त्वं रजस्तम इति ज्ञातव्यास्तेऽपि लक्षणैः ॥६३॥ सत्त्वमानन्द उद्रेकः प्रीतिः प्राकाश्यमेव च । सुखसङ्गित्वमारोग्यं सन्तोषः श्रद्धानता ॥६४॥

સુખમાં પુન પ્રવેશ કરતી કર્તૃવૃત્તિનું પ્રતિલોમપણે જે વર્તન તેનું જે જ્ઞાન થાય છે તે સત્ત્વપ્રધાન તમઃકાર્યભૂત સુષુપ્તિ અવસ્થામાં જાગ્રદવસ્થા કહી છે. આ સુષુપ્તિમાં કર્મોનું ફળ આપનારા પૂર્વોક્ત ઈશ્વરાત્મા વાસુદેવજી છે ॥૬૦-૬૧॥ પૂર્વની પેઠે આ ત્રણ ભેદથકી અતીત જીવાત્મસ્વરૂપ જે શુદ્ધ આકારથી જણાય તે પદ તુર્યસંજ્ઞિત સૂક્ષ્મ દૃષ્ટિથી જાણવું. તુર્ય ઈત્યાદિકથી તુર્યસંજ્ઞિત, ચતુર્વ્યૂહગણનામાં સંકર્ષણાદિકની અપેક્ષાએ તુર્ય, વાસુદેવ નામનું, સર્વ મુમુક્ષુઓએ પ્રાપ્ય પદ જાણવું. જે રૂડીરીતે ધ્યાન કરેલા અને ભક્તિગોચર કરેલા પદથી પરિશુદ્ધ આત્મસ્વરૂપ જાગ્રદાદિ ત્રણ અવસ્થાથકી અતીતપણે જાણીએ, એવો કેટલાકો ભાવ વર્ણવે છે, તેપણ સુંદર છે ॥૬૨॥ આ ત્રણેય અવસ્થાઓના મૂળભૂત સત્ત્વ રજ તમ ત્રણ ગુણો છે તે પણ લક્ષણોવડે જાણવા યોગ્ય છે. તો લક્ષણથી તે ગુણોનું નિરૂપણ કરૂંછું ॥૬૩॥ કાર્યથી કારણસ્વરૂપનું નિરૂપણ કરાય છે. 'સત્ત્વં' ઈત્યાદિવચનથી સત્ત્વના કાર્યભૂત આનંદાદિ છે. યદ્યપિ કાપિલો સત્ત્વનીજ સુખરૂપતા ઈચ્છેછે, સુખાદિક જડના ધર્મો છે એમ તેઓ માને છે, પુરૂષને સુખદુઃખાદિરહિત ચેતનમાત્ર માને છે, આ તો પરસ્પર વિરૂદ્ધ છે તેનું ખંડન અપ્રકૃત જાણીને અહીં કરતા નથી. તો આત્માની જ્ઞાનસુખાદિ ધર્મતાને ઇચ્છતા અમારાથી તો તેમ કહેવું યોગ્ય નથી, માટે કાર્યથી કારણનું નિરૂપણ કરાય છે એમ જે વ્યાખ્યાન કર્યું તેજ યુક્ત છે. સત્ત્વ-ધૈર્ય, આનંદ-સ્વભાવથી સુખરૂપતા, ઉદ્રેક-ઉત્કૃષ્ટતા, પ્રીતિ-પ્રસન્નતા, પ્રાકાશ્ય-વસ્તુનું યથાર્થ જ્ઞાન, સુખસંગિપણું, અરોગપણું, સંતોષ, શ્રદ્ધાનતા-આસ્તિક્ય, અકૃપણપણું, અસંરંભ-ક્રોધે રહિતપણું, ક્ષમા, ધૃતિ-પોતાના

अकार्पण्यमसंरम्भः क्षमा धृतिरहिंसनम् । समता सत्यमानृण्यं मार्दवं ह्रीरचापलम् ॥६५॥ शौचमार्जवमाचारो ह्यलौल्यं हृद्यसम्भ्रमः । इष्टानिष्टविमिश्राणां कृतानामविकत्थनम् ॥६६॥ दानेन चानुग्रहणमस्पृहत्व परार्थता । सर्वभूतदया चैव सत्वस्यैते गुणाः स्मृताः ॥६७॥ नानारसेच्छा चास्थैर्यं रूपमैश्वर्यविग्रहौ । अत्यागित्वमकारुण्यं सुखदुःखोपसेवनम् ॥६८॥ परापवादेषु रतिर्विवादानां च सेवने । अहङ्कारो ह्यसत्कारश्चिन्ता वैरोपसेवनम् ॥६९॥ परितापोऽभिहरणं ह्रीनाशोऽनार्जवं तथा । भेदः परुषता हिंसा कामः क्रोधो मदस्तथा ॥७०॥ अक्षमा परिहासश्चासन्तोषो हर्ष एव च । एते गुणा राजसा हि तामसानथ कीर्तये ॥७१॥ तामिस्रमन्धता-

---

કલ્યાણના ઉપાયમા પ્રવર્તન, અહિંસા, સમતા, સત્ય, ઋણે રહિતપણુ, માર્દવ–અકઠિનપણુ, અનુચિત કર્મમાં લજ્જા, અચપળપણુ, શૌચ, સરલપણુ, સદાચારના આચરણમાં રૂચિયુક્તપણુ, તૃષ્ણાએ રહિતપણુ, હ્રદયમાં સંભ્રમે રહિતપણુ, ઇષ્ટ અનિષ્ટ વિમિશ્ર કર્મોનું નહિ શ્લાઘા કરવાપણુ, સ્વાભીષ્ટ પદાર્થના પ્રદાનથી અન્યઉપર અનુગ્રહ કરવાપણું, સ્પૃહાએ રહિતપણુ, યથાશક્તિ પદાર્થની સિદ્ધિ કરવી, સર્વભૂત ઉપર દયા રાખવી, આ ધૈર્ય આનંદાદિ સર્વે સત્વના કાર્યભૂત ગુણવિશેષો કહ્યા છે ॥૬૪–૬૭॥ નાનાવિધ રસોમા અભિલાષ, અસ્થિરતા, રૂપનિરૂપણુ, (રૂપમા આસક્તિ) ઐશ્વર્યનો આવિષ્કાર, વિગ્રહ કરવો, પાત્રની ઉપલબ્ધિમા પણ બદ્ધહસ્તપણુ, દયાએ રહિતપણુ, દુ ખમિશ્ર સુખનુ ઉપસેવન, પરાપવાદમા પ્રીતિ, દુરાગ્રહવાદોના સેવનમા રૂચિ, અહકાર, અસત્કાર–કોઇનો પણ સત્કાર ન કરવો. ચિંતા, વૈરનું ઉપસેવન, પરિતાપ, પરધનનું અપહરણ, લજ્જાનો નાશ, અસરલપણુ, ભેદ–પક્ષપાતબુદ્ધિ અથવા અહમમતાનુ અધિકપણું, કઠિનપણુ, પરદ્રોહાચરણ, કામ, ( વિષયો ભોગવ્યા વિના રહી શકાય નહિ તે ) ક્રોધ, કુળજન્માદિકનો મદ, અક્ષમા–પરોત્કર્ષની અસહનતા, અન્યનો ઉપહાસ કરવો, અસતોષ, હર્ષ–ઇષ્ટલાભાદિકમાં ચિત્તનો સમુલ્લાસ, આ સર્વે રજોગુણના કાર્યભૂત ગુણો છે. હવે તમોગુણના કાર્યભૂત ગુણો કહું છુ ॥૬૮–૭૧॥ તામિસ્ર–ક્રોધ, અંધતામિસ્ર–દુર્મરણ, તમ–અજ્ઞાન, મોહ–

मिस्रं तमो मोहो महातमः । कार्याकार्याविवेकश्च प्रमादोऽथ व्यथा भयम् ॥७२॥ असमृद्धिस्तथा दैन्यं शोकस्तन्द्रा विषादनम् । गन्धवासोविहारेषु पुष्पेषु शयनेषु च ॥७३॥ दिवास्वप्नेऽतिनिद्रायां निर्वादेऽभिरुचिस्तथा । नृत्यवादित्रगीतानामज्ञानाच्छ्रद्धानता ॥७४॥ द्वेषो धर्मविशेषाणामेते वै तामसा गुणाः । एवं त्रयो गुणा ज्ञेया लक्षणैस्तु पृथक्पृथक् ॥७५॥ स्थूलादिदेहत्रितयं सहाध्यात्माधिदैवतम् । गुणास्त्रयस्तथावस्था एतत्क्षेत्रमितीरितम् ॥७६॥ य एतद्वेत्ति सत्त्वात्मा क्षेत्रज्ञ इति कथ्यते । सामान्यसत्तया देहं स सर्वं व्याप्य वर्तते ॥७७॥ विशेषसत्तया त्वास्ते हृदि क्षेत्रज्ञ एष च । रत्नदीपप्रतीकाशो ज्ञाता सूक्ष्मोऽणुवद्ध्रुवः ॥७८॥ क्षेत्रज्ञत्वेनेत्थमुक्तो मयात्मा सम्यग्वेत्तुं तत्स्वरूपं पुनस्ते । अध्या-

---

अंत:करणविभ्रम, महातम-ग्राम्य भोगसुखनी एषणा कार्य अकार्यनो अविवेक, प्रमाद, व्यथा-मिथ्याभूत मनःपीडा, भय अभयस्थानमा पण भयशंका, असमृद्धि, दीनता, शोक, आलस्य, दुःख, गंधानुलेपमा विविध वस्त्रधारणमा विहारमा अभिरुचि, पुष्पहारधारणमा अने नानाविध शय्यारोहणमा अभिरुचि, दिवानिद्रा अतिनिद्रा परनिंदामा प्रीति, नृत्य वादित्र गीतनी अज्ञ नथी श्रद्धानता, (पोतानु तेमा अज्ञपणु छे तथापि नृत्यादिकमा श्रद्धातिशय) अधिक धर्मवाळाओनो द्वेष करवो, आ सर्वे तमोगुणना कार्यभूत गुणविशेषो छे आरीते कार्यभूत लक्षणोवडे पृथक् पृथक् सत्त्वादि त्रण गुणो जाणवा ॥७२-७५॥ अध्यात्म अधिदैवते सहित-इन्द्रियवर्ग देवतावर्गे सहित स्थूलादि त्रण देहो, सत्त्वादि त्रण गुणो, जाग्रदादि त्रण अवस्थाओ, आ समस्त क्षेत्र नामथी कह्य छे जे आ क्षेत्रने जाणे ते आत्मा तो क्षेत्रज्ञ नामथी कह्यो छे ते क्षेत्रज्ञ पोताना क्षेत्रभूत देहमा सामान्यसत्ताथी-ज्ञानप्रभाथी सर्व अंगमा व्यापीने वर्ते छे विशेषसत्ताथी- स्वस्वरूपथी तो हृदयमा वर्ते छे ते आ आत्मा रत्नदीपप्रकाशसदृश प्रकाशवान्, ज्ञाता, परमाणुवत् सूक्ष्म-अणुपरिमाण ध्रुव-अविनाशी जाणवो ॥७६-७८॥ हे मुने ! जे आ क्षेत्रज्ञ आत्मा में कह्यो तेनुज स्वरूप रूडीरीते जणावामाटे मोक्षधर्ममा कहेलो अध्यात्मादि

त्मादि मोक्षधर्मप्रणीतं मेदं वच्मि श्रूयतां शुद्धबुद्धे ! ॥७९॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे ज्ञानोपदेशे प्राणेन्द्रियावस्थागुणलक्षणनिरूपणनाम सप्ततितमोऽध्यायः ॥७०॥

श्रीनारायणमुनिरुवाच—श्रोत्रमध्यात्ममित्युक्तं दिशस्तत्राधिदैवतम् । श्रोतव्यमधिभूतं तत् पुमांस्ताभ्यां प्रपद्यते ॥१॥ त्वगध्यात्ममिति प्रोक्तं वातस्तत्राधिदैवतम् । अधिभूतं तथा स्पर्शस्ताभ्यां विन्दते पुमान् ॥२॥ चक्षुरध्यात्ममित्युक्तमर्कस्तत्राधिदैवतम ।

भेद तमने કહું કું તેને તમે સાંભળો તમે શુદ્ધબુદ્ધિ-નિર્મળમનવાળા છો, સદુપદેશગ્રહણને યોગ્ય। નિર્મળ તમારૂં મન છે ॥૭૯॥ ઇતિ શ્રીસત્સંગિજીવને...ચતુર્થેપ્રકરણે જ્ઞાનોપદેશે પ્રાણેન્દ્રિયાવસ્થાગુણલક્ષણનિરૂપણનામા સપ્તતિતમોઽધ્યાય: ॥૭૦॥

## [1]અધ્યાય ૭૧ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુને! કર્માનુસારે સંસરતા પુરૂષ ભોક્તા ના ભોગોપકરણપણે આપેલાં ઇન્દ્રિયો કે જે તેતે દેવતાઓએ અધિષ્ઠિત અને તેતે વિષયોને ગ્રહણ કરનારાં છે તેણેકરીને તેતે વિષયનો ઉપભોગ થાયછે. તેમાં શ્રોત્રેન્દ્રિય કે જે શબ્દરૂપ અર્થને ગ્રહણ કરનાર છે તે આત્મનિ-શરીરમાં સંબન્ધ પામી રહ્યુંછે, માટેજ અધ્યાત્મપણે સાંખ્યજ્ઞોએ કહ્યુંછે. તે શ્રોત્રની અધિષ્ઠાત્રી જે દેવતા દિશા તે દેવતાસંબન્ધથી અધિદૈવત કહેવાયછે, શ્રોત્રથી ગ્રાહ્ય એવો અર્થ શબ્દ આકાશરૂપ મહાભૂતનો સ્વભાવ હોવાથી અધિભૂત કહ્યોછે. તેમાં તે અધ્યાત્મઅધિદૈવતે કરીને તે અધિભૂત (શબ્દવિષય) ને પુરૂષ જીવ પામે છે-ભોગવેછે, તે પછી તે પુરૂષ શ્રોતા થાયછે. આ ત્રણનો સંબન્ધ ન હોય તો પુરૂષ કેવળ જ્ઞાનમયજ છે. ગુણમય આ સર્વેનો સ્વત: તે ભોક્તા નથી ॥૧॥ એ રીતે ત્વક્-ત્વગિન્દ્રિય અધ્યાત્મ કહ્યું છે, તેમાં વાયુ અધિદૈવત કહ્યો છે, સ્પર્શતો અધિભૂત કહ્યો છે, તે આ ઉપકાર્યઉપકારકભાવને પામેલા અધ્યાત્મઅધિદૈવતે કરીને સન્નિધિમાં રહેલા

૧ આ અધ્યાયમાં અધ્યાત્મ અધિદૈવત અધિભૂત વિભાગનું નિરૂપણ કર્યું છે.

द्रष्टव्यमधिभूत तत्पुमांस्ताभ्यां प्रपद्यते ॥३॥ जिह्वाध्यात्ममिति प्रोक्त वरुणोऽत्राधिदेवतम् । अधिभूत रसश्चैव तत्ताभ्यां विन्दते पुमान् ॥४॥ घ्राणमध्यात्ममित्युक्त दस्रो तत्राधिदेवतम् । घ्रातव्यमधिभूत च तत्ताभ्यां विन्दते पुमान् ॥५॥ वागध्यात्ममिति प्रोक्तमग्निस्तत्राधिदैवतम् । वक्तव्यमधिभूतं तत्पुमांस्ताभ्यां प्रपद्यते ॥६॥ पाणी अध्यात्ममित्युक्तमिन्द्रस्तत्राधिदैवतम् । आदानमधिभूतं तत्पुमांस्ताभ्यां प्रपद्यते ॥७॥ पादावध्यात्ममित्युक्त विष्णुस्तत्राधिदेवतम् । ग तव्यमधिभूत च ताभ्यां तद्विन्दते पुमान् ॥८॥ पायुरध्यात्ममित्युक्त मित्रस्तत्राधिदैवतम् । अधिभूत विसर्गश्च

સ્પર્શ અધિભૂતને પુરૂષ ભોગવે છે, તેથી તે સ્પ્રષ્ટા કહેવાયછે ॥૨॥ એ રીતે ચક્ષુ ઇન્દ્રિય અધ્યાત્મ કહ્યુ છે, તેમા સૂર્ય અધિદૈવત કહ્યાછે, રૂપ અધિભૂત કહ્યુ છે, તે અધ્યાત્મ અધિદૈવતે કરીને પુરૂષ અધિભૂત રૂપને પામે છે, તેથી પુરૂષ દ્રષ્ટા કહેવાય છે ॥ ॥ વરૂણ અધિદૈવત કહ્યો છે, તેણે અધિષ્ઠિત જીહ્વા–રસનેન્દ્રિય અધ્યાત્મ કહ્યુ છે, તે અધિષ્ઠાતૃ અધિષ્ઠેયભાવને પામેલા બન્નેએ કરીને સન્નિધિમા રહેલા અધિભૂત રસને પુરૂષ ભોગવે છે, તેથી પુરૂષ રસયિતા કહેવાય છે ॥૪॥ ઘ્રાણેન્દ્રિય અધ્યાત્મ કહ્યુ છે, તેમા અધિષ્ઠાતૃ અધિદૈવત અશ્વિનીકુમાર કહ્યા છે, સુંઘવાયોગ્ય ગધ અધિભૂત કહ્યો છે, પુરૂષ તે અધિભૂત ગધને અધ્યાત્મ અધિદૈવતે કરીને ભોગવે છે, તેથી તે ઘ્રાતા કહેવાય છે એ રીતે જ્ઞાનેન્દ્રિનો વિભાગ છે ॥૫॥ હવે કર્મેન્દ્રિયનો વિભાગ કહે છે–વાગિન્દ્રિય અધ્યાત્મ કહ્યુ છે, તેમા અધિદૈવત અધિષ્ઠાતા અગ્નિ છે, તે અધિષ્ઠેયઅધિષ્ઠાતૃભાવને પામેલા બન્નેએ કરીને અધિભૂત વક્તવ્ય પદજાતને પુરૂષ પામે છે તેથી પુરૂષ વક્તા કહેવાય છે ॥૬॥ પાણી–હસ્તેન્દ્રિય અધ્યાત્મ કહ્યુ છે, તેમા અધિષ્ઠાતા ઇન્દ્ર અધિદૈવત કહ્યુ છે, તે અધિષ્ઠેય અધિષ્ઠાતૃભાવને પામેલા બન્નેએ કરીને અધિભૂત આદાન–ગ્રહણને પામે છે આદાનતો ઘટપટાદિ ભૌતિકનુ સભવે છે, તો આ ક્રિયાવિશેષ અર્થ ભૂતગત હોવાથી અધિભૂત કહ્યો છે તેથી પુરૂષ આદાતા કહેવાય છે ॥૭॥ પાદ–ચરણેન્દ્રિય અધ્યાત્મ કહ્યુ છે, તેમા વિષ્ણુ અધિદૈવત કહ્યા છે ગતવ્ય–ગમનાર્હ વ્યાપાર અધિભૂત કહ્યો છે, તે અધિભૂતને તે

तत्ताभ्यां विन्दते पुमान् ॥९॥ उपस्थोऽध्यात्ममित्युक्त प्रजेशोऽत्राधिदैवतम् । आनन्दश्चाधिभूत तत्पुमांस्ताभ्या प्रपद्यते ॥१०॥ मनोऽध्यात्ममिति प्रोक्तं चन्द्रश्चात्राधिदैवतम् । मन्तव्यमधिभूतं तत्पुमास्ताभ्यां प्रपद्यते ॥११॥ बुद्धिरध्यात्ममित्युक्तं ब्रह्मा तत्राधिदैवतम् । बोद्धव्यमधिभूतं तत्पुमांस्ताभ्यां प्रपद्यते ॥१२॥ अहङ्कारोऽध्यात्ममिति रुद्रस्तत्राधिदैवतम् । अभिमानोऽधिभूतं तत्पुमांस्ताभ्यां प्रपद्यते ॥१३॥ चित्तमध्यात्ममित्युक्तं क्षेत्रज्ञोऽत्राधिदैवतम् । चिन्तन चाधिभूतं तत्पुमांस्ताभ्या प्रपद्यते ॥१४॥ अध्यात्मादिविभागोऽयं स्फुटं त्रेधा निरूपितः । तत्र द्वे करणे ज्ञेये ज्ञेयं

---

બન્નેએ કરીને પુરુષ પામેછે, તેથી ગતા કહેવાય છે ॥૮॥ પાયુ-ગુદેન્દ્રિય અધ્યાત્મ કહ્યુ છે, તેમા મિત્ર અધિદૈવત કહ્યુ છે, તે બન્નેએ કરીને અધિભૂત વિસર્ગ-મળત્યાગને પુરુષ પામે છે ॥૯॥ ઉપસ્થ શિશ્નેન્દ્રિય અધ્યાત્મ કહ્યું છે, એમા પ્રજાપતિ અધિદૈવત કહ્યા છે, તે બન્નેએ કરીને અધિભૂત આનંદ-મૈથુનસુખને પુરુષ પામેછે ॥૧૦॥ ઉભયાત્મક (બાહ્ય આતરાત્મક) મન ઇન્દ્રિય અધ્યાત્મ કહ્યુ છે, એમા ચદ્ર અધિદૈવત કહ્યો છે, તે ઉપકાર્ય ઉપકારકભાવને પામેલા બન્નેએ કરીને મતવ્ય અધિભૂત અર્થને પુરુષ પામે છે, તેથી પુરુષ મતા કહેવાય છે ॥૧૧॥ બુદ્ધિ અધ્યાત્મ કહી છે, તેમા અધિષ્ઠાતા બ્રહ્મા અધિદૈવત કહ્યા છે તે ઉપકાર્ય ઉપકારકભાવને પામેલા બન્નેએ કરીને બોદ્ધવ્ય અધિભૂત અર્થને પુરુષ પામે છે, તેથી પુરુષ બોદ્ધા કહેવાયછે ॥૧૨॥ અહકાર અધ્યાત્મ કહ્યો છે, તેમા રુદ્ર અધિષ્ઠાતા અધિદેવ કહ્યા છે, તે ઉપકાર્ય ઉપકારકભાવને પામેલા બન્નેએ કરીને અધિભૂત અભિમાનને પુરુષ પામેછે તેથી પુરુષ 'હુ દેવ છુ મનુષ્ય છુ' એ રીતે અભિમતા થાયછે ॥૧૩॥ ચિત્ત અધ્યાત્મ કહ્યુ છે, તેનો અધિષ્ઠાતા ક્ષેત્રજ્ઞ અધિદેવ કહ્યા છે, (ક્ષેત્રજ્ઞશબ્દથી અહીં વાસુદેવ ભગવાન્ કહેવા ઇચ્છયા છે, તેજ તત્ત્વથી શારીર છે, કેમકે સર્વાતર છે વળી તત્ત્વથી ક્ષેત્રસ્વભાવને તે જાણેછે) તે ઉપકાર્યઉપકારકભાવને પામેલા બન્નેએ કરીને ચિંતન અધિભૂત અર્થને પુરુષ પામેછે તેથી પુરુષ ચેતયિતા કહેવાયછે ॥ ૧૪॥ તે આ અધ્યાત્માદિવિભાગ સ્પષ્ટપણે ત્રણ પ્રકારે મેં નિરૂપણ કર્યો તેમા બે

फर्म तृतीयकम् ॥१५॥ स त्रिष्वन्यतमाभावे कर्तुं न क्षमते क्रियाः । तथापि संविद्रूपोऽस्ति स्वयं तेभ्यः पृथक्स्थितः ॥१६॥ क्षेत्रज्ञो जीवरूपोऽयं हृदाकाशे प्रकाशवान् । विशेषसत्तया ह्यास्ते व्याप्य सामान्यतो वपुः ॥१७॥ इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।

---

અધ્યાત્મ અધિદૈવ પુરૂષને કર્મફળભોગાર્થે કરણ જાણવાં, ત્રીજું ભોગ્ય અધિભૂત શબ્દાદિતો કર્મ જાણવું ॥૧૫॥ આ ત્રણના સ્વભાવનો વિમર્શ કરતાં આત્મા સ્વતઃ કેવળ જ્ઞાનસ્વરૂપ છે, પણ ભૌતિક અર્થના ભોક્તાપણારૂપ સ્વભાવવાળો વસ્તુત નથી યદ્યપિ તે અધ્યાત્માદિ ત્રણમાં જો એકપણ ન હોય તો ગમનાદાનાદિ ક્રિયાઓને કરવા સ્વતઃ સમર્થ થતો નથી, તથાપિ તે જ્ઞાનસ્વરૂપે કરીને એનાથકી પૃથગ્ભૂત છે, એવું તેનું તત્ત્વ રૂડી રીતે સમજવું ॥૧૬॥ તે આ ક્ષેત્રજ્ઞ જીવ પ્રકાશવાન્ ( સ્વયપ્રકાશ ) હોઈને હૃદયાકાશમાં વિશેષત ( સ્વરૂપથી ) સન્નિધિ પામી રહ્યો છે. મસ્તકાદિ પાદાંત સર્વ અવયવોમાં તો સામાન્યત ( પોતાની જ્ઞાનપ્રભાથી ) વ્યાપીને વર્તેછે ॥૧૭॥ તે આ આત્મા આ અધ્યાત્માદિ સર્વથકી વિલક્ષણ છે એમ સ્પષ્ટ જણાયછે. ( તેનું ઉપપાદન કરેછે- ) જે શબ્દાદિ અર્થો અધિભૂતપણે કહ્યા છે તે ઇન્દ્રિયોથકી પર ( વિલક્ષણ ) છે એમ સ્વભાવવૈષમ્યથી જણાય છે, કેમ ? તો અર્થોતો ગ્રાહ્ય છે, ઇન્દ્રિયોતો ગ્રાહક છે, અર્થોતો બાહ્ય ભૌતિક છે, ઇન્દ્રિયોતો અધ્યાત્મમાં ( શરીરમા ) સંબધ પામી રહ્યાં છે. મનતો અર્થોથકી પર છે ( ચકારાત્ શ્રોત્રાદિ ઇન્દ્રિયોથકી પણ પર છે ) કેમ ? તો મન જો ન હોય તો સન્નિધિમાં રહેલા પણ અર્થને પ્રકાશ કરવા શ્રોત્રાદિ ઇન્દ્રિયો સમર્થ થતાં નથી, તો મન અર્થોથકી અને ઇન્દ્રિયોથકી પર અને પ્રકૃષ્ટ છે. તે મનથકી પણ બુદ્ધિ પર છે, કેમ ? તો ઇન્દ્રિયોવડે ગ્રહણ કરેલો અર્થ કેવળ મનોમાર્ગમાં સ્ફુરે છે, 'આ એમજ છે' એવો વિનિશ્ચયતો બુદ્ધિથી થાયછે, તો બુદ્ધિ મનથી વિલક્ષણ અને ( પ્રકૃષ્ટ ) છે બુદ્ધિપર્યંતનાં આ બધાં અચેતન હોવાથી ચૈતન્ય પ્રકાશ વિના પ્રકાશ કરવા સમર્થ થતાંજ નથી, માટે બુદ્ધિથકી પણ પર તે પુરૂષ ચૈતન છે. ઇન્દ્રિયો બધા અર્થો લાવીને મનને આપે છે,

मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु स ॥१८॥ देवप्रकाशिता अर्था मया भुक्ता निजेन्द्रियैः । इत्यन्त करणे वेत्तीत्येवं यो वेत्ति स स्वयम् ॥१९॥ सात्म्यज्ञानमिति प्रोक्त स्वरूपं देहदेहिनोः । पृथग्विज्ञाप्यते येन सदसच्च यथा तथा ॥२०॥ ज्ञानेनैतेनात्मरूपं न यावद्भिन्न विद्यात्ः शरीरत्रयात्सः । तावद्बद्धो मायया याति साधो ! भूयोभूय. संसृतिं दु.खरूपाम् ॥२१॥ इति श्रीमत्सत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे ज्ञानोपदेशे अध्यात्मादिविभागनिरूपणनामैकसप्ततितमोऽध्याय ॥७१॥

---

મન બુદ્ધિને આપે છે અને બુદ્ધિ પુરૂષને આપે છે, તો પુરૂષજ પર છે, આ અર્થ સુસ્પષ્ટજ છે ॥૧૮॥ 'આ' એમ અર્થ પ્રકાશે છે, 'આને હું જાણુ છુ' એમ તો પુરૂષ પ્રકાશે છે, વળી 'આ ઇન્દ્રિયોએ આણેલો આ અર્થ મનથી મેં ભોગવ્યો' એમ પણ જાણે છે, કરણપણે પ્રતીત થતા ઇન્દ્રિયોની શક્તિના ધારકપણે ઉપકાર કરનારા કેવળ તે તે દેવતાઓ છે, તો 'આ' એમ પ્રકાશ પામતા અર્થથકી, તેના પ્રકાશમા ઉપકરણપણે પ્રતીત થતા દેવાધિષ્ઠિત ઇન્દ્રિયવર્ગથકી, 'મનમા હું જાણુ છુ અથવા મનથી જાણુછુ' એમ અત કરણપણે પ્રતીત થતા મનથકી પણ વિલક્ષણ હોઇને 'આને હું જાણુ છુ' એવા અનુવ્યવસાયથી ( પાછળથી થતા અનુભવથી ) ગમ્ય અને 'મેં આ અર્થ ભોગવ્યો' એમ ભોક્તાપણે પ્રતીત થતો ક્ષેત્રજ્ઞ પુરૂષ અત્યત વિલક્ષણ છે ॥૧૯॥ આ પ્રકારે સાખ્ય આત્મનિષ્ઠોએ અભિમત એવુ જ્ઞાન મેં તમને કહ્યુ, જે જ્ઞાને કરીને દેહ દેહીનુ સત્ય અસત્યસ્વરૂપ ( તેમા દેહીનુ સત્યસ્વરૂપ અને દેહનુ અસત્યસ્વરૂપ ) જે પ્રકારે છે તે પ્રકારે પૃથક્પણે જાણવામા આવે ॥૨૦॥ હે સાધો ! જે પુરૂષ આ મેં કહેલા જ્ઞાનપ્રકારથી આત્મસ્વરૂપને જ્યાસુધી ત્રણ દેહથકી વિલક્ષણપણે જાણતો નથી ત્યાસુધી તે પુરૂષ માયામા બધાઈ રહીને દુ ખરૂપ સસૃતિને વારવાર પામ્યા કરેછે ॥૨૧॥ ઇતિ શ્રીસત્સંગિજીવને ચતુર્થપ્રકરણે જ્ઞાનોપદેશે અધ્યાત્માદિવિભાગનિરૂપણનામેકસપ્તતિતમોઽધ્યાયઃ ॥૭૧॥

श्रीनारायणमुनिरुवाच—एतेन साङ्ख्यज्ञानेन कारणादिवपुस्त्रयात् । स्वात्मा ज्ञेयः पृथक्चेशोऽव्याकृतादिवपुस्त्रयात् ॥१॥ तादात्म्येन ततश्चैक्यं ब्रह्मणा स्वस्य भावयेत् । ब्रह्मभूतस्ततो भक्त्या वासुदेवं भजेत्पुमान् ॥२॥ वर्णाश्रमोचितं धर्मं स्वाधिकारानुसारिणम् । यावद्देहस्मृतिस्तावत्पालयंस्तं भजेत्सदा ॥३॥ आश्रमाणां च वर्णानामितरेषां च योषिताम् । धर्मशास्त्रेऽखिला धर्माः प्रोक्ता ज्ञेयास्तु ते ततः ॥४॥ वासुदेवो हि भगवान्साक्षान्नारायणः प्रभुः । मुमुक्षू-

## [1]અધ્યાય ૭૨ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—આ સાંખ્ય–આત્મતત્ત્વના ઉક્ત જ્ઞાનથી (સંખ્યા–જ્ઞાનથીજ જે ગમ્ય તે સાંખ્ય કહેવાય) કારણ સૂક્ષ્મ સ્થૂળ આ ત્રણ શરીરથકી અત્યંત વિલક્ષણ સ્વાત્મા સમજવો. તથા ઈશ-વૈરાજ-પુરૂષ પણ અવ્યાકૃત સૂત્રાત્મ વિરાટ્ આ ત્રણ દેહથકી અત્યત વિલક્ષણ જાણવો ॥૧॥ આ રીતે દેહવિલક્ષણપણે જાણીને પછી જ્ઞાનૈકસ્વરૂપ સ્વાત્માની 'अपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघित्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः' આ શ્રુત્યુક્ત બ્રાહ્મ સ્વભાવથી અક્ષરબ્રહ્મસ્વરૂપ-પણે વિભાવના કરે (તાદાત્મ્ય અહીં તદેકસ્વભાવપણારૂપ લેવું) આવા બ્રહ્મભાવથી ભાવિત થઇને સર્વેશ્વરેશ્વર સકળમુક્તજનસેવ્ય સર્વપરતર સર્વ-કલ્યાણગુણપરિપૂર્ણ વાસુદેવ ભગવાનને પરા ભક્તિથી ભજે ॥૨॥ ઉક્ત બ્રહ્મભાવથી ભાવિત થાય તોપણ જ્યાંસુધી દેહભાન રહે ત્યાંસુધી પોતાના અધિકારને અનુસારે વર્ણાશ્રમધર્મને પાળતો થકોજ તે ભગવાનને સદાય ભજે. આથી–ભક્તિમાં કર્મ અંગ છે એમ કહ્યું. સ્વધર્મનો ત્યાગ કરનારાને ભગવદ્ભક્તિની નિષ્પત્તિ થતી નથી. તેવી શ્રુતિઓ છે–'क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः' 'कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः' 'विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह' ઇત્યાદિ ॥૩॥ બ્રહ્મચારી આદિક આશ્રમો, બ્રાહ્મણાદિ

[1] આ અધ્યાયમાં આત્મસ્વરૂપના અવબોધમાટે પ્રવર્તેલા સર્વ શાસ્ત્રનું ભગવાન વાસુદેવમાં પરાભક્તિ સ્વસ્વરૂપજ્ઞાનપર્વક કરવી એમાંજ તાત્પર્ય છે એમ કહ્યુછે.

णामुपास्योऽस्ति नान्य इत्यस्ति निश्चयः ॥५॥ स देवदेवोऽस्ति हिरण्यवर्णो ह्यशेषसौन्दर्यनिकेतमूर्तिः । एकैकस्मिन्नङ्गे विधुकोटिकोटिप्रकाशातुल्योज्ज्वलकान्तिमाली ॥६॥ सदा किशोरो वयसातिरम्यः पीताम्बरो दिक्प्रसरत्सुगन्धः । दोर्भ्यां मुखाग्रे मुरलीं

વર્ણો, તેથકી બાહ્ય વર્તતા સંકરજાતીયો અને સ્ત્રીયોના સર્વ ધર્મોતો મનુ યાજ્ઞવલ્ક્ય આદિક મહર્ષિઓએ કરેલી સ્મૃતિઓ થકી જાણવા ॥૪॥

મુમુક્ષુ જનોએ ઉપાસ્ય સાક્ષાત્ ભગવાન્ વાસુદેવ નારાયણ પ્રભુજ છે, તેથકી બીજો કોઈ દેવ ઉપાસ્ય નથી. 'જે સમસ્ત જગતનું ઉપાદાન પરંબ્રહ્મ છે તેનેજ શાંત થઈ ઉપાસન કરે' એવું શ્રુતિશિરોભાગનું હૃદય છે. 'यतो वा इमानि भूतानि जायन्ते ××× तद्विजिज्ञासस्व' 'सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत' એવી તો શ્રુતિ છે. તે પરંબ્રહ્મ ક્વચિત્ અસાધારણ નારાયણ શબ્દથી તો ક્વચિત્ વાસુદેવ શબ્દથી તો ક્વચિત્ ભગવચ્છબ્દથી બોધાય છે. પરંબ્રહ્મ શબ્દપ્રવૃત્તિના નિમિત્તનો અન્વય નિર્વિશેષ પરાભિમતમાં નથી, માટે તેના અન્વયની યોગ્યતા નિરતિશય બૃહત્પણાએ વિશિષ્ટમાંજ છે. તેતો નારાયણ છે. નારાયણપદ વાસુદેવપદ અને ભગવત્પદ આજ અર્થના અન્વયની યોગ્યતાને પ્રકટ કરે છે. માટેજ શ્રુતિઓ અને મહર્ષિઓ વાસુદેવાદિ પદોવડે પરંબ્રહ્મનો વ્યવહાર કરે છે આથી–મુમુક્ષુઓએ ઉપાસ્યતા તો પરંબ્રહ્મનીજ સંભળાય છે તો વાસુદેવની કેમ કહો છો? એવી શકાનું નિરાકરણ થઈ ગયું ॥૫॥ તે મુમુક્ષુઉપાસ્ય પરંબ્રહ્મ નારાયણનુ દિવ્ય રૂપ, દિવ્ય સ્થાન અને દિવ્ય પરિજનવર્ગસમૃદ્ધિને યથાવસ્થિતપણે જાણીને તેવા તેમની ભક્તિ કરવી. તે વાસુદેવ દેવદેવ–દેવોએપણ પણ ઉપાસ્ય દેવ છે, હિરણ્યવર્ણ છે, 'हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्णः' 'यदा पश्यः पश्यते रुक्मवर्णं' એવી શ્રુતિ છે. 'पयोदवर्णः' એવો પાઠ હોય તો નવીન મેઘસમાન શ્યામસુંદર વર્ણ જેમનો છે, સમસ્ત સૌન્દર્યના એક આશ્રયભૂત દિવ્ય મૂર્તિ જેમની છે, જેમના એક એક અંગની દિવ્ય કાંતિ કોટિકોટિ ચદ્રકાંતિને તિરસ્કાર કરનારી છે, જે વયથી સદાય દિવ્ય કિશોરાકાર છે, તેવા કૈશોર દિવ્યાંગસન્નિવેશવડે અતિશય રમણીય છે, જેમના દિવ્યાંગનો સૌરભ દશેય દિશામાં

च धृत्वा निनादयन्नूपुरशोभिपादः ॥७॥ किरीटकाञ्चीवलयाङ्गदाद्यैर्विभूषणैर्भूषित इन्दुवक्त्रः। श्रीवत्सलक्ष्माङ्क विशालवक्षाः सरोजपत्रायतचारुनेत्रः ॥८॥ महार्हवस्त्राभरणैश्च पौष्पैर्हारैस्तथा केसरचन्दनाद्यैः। सम्पूजितो राधिकया च लक्ष्म्या पश्यन्स्वभक्तं करुणार्द्रदृष्ट्या ॥९॥ इत्थंभूतो वासुदेवः स्वकीयहृदयाम्बुजे। मुमुक्षुणा चिन्तनीयः स्मयमानमुखाम्बुजः ॥१०॥ हृदये मानसैरेव कर्तव्यं तस्य पूजनम्। उपचारैर्बहुविधैः पुराणप्रथितैः शुभैः ॥११॥ प्रतिमायां तु हृदये ध्यातमावाह्य तं पुमान्। यथालब्धोपचारैश्च प्रसिद्धैः पूजयेत्प्रभुम् ॥१२॥ पूजनान्ते यथाशक्ति स्वस्थचित्तः स पूजकः। अष्टाक्षरं कृष्णमन्त्रं जपेद्ध्यायन्हरिं हृदि ॥१३॥ श्रवणं कीर्तनं चैव स्मरणं पादसेवनम्। अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवे-

(ચોમેર) પ્રસરી રહે છે, દિવ્ય પીતાંબરને ધારી રહેલા, બે હાથવડે દિવ્યવંશીને મુખાગ્રમાં ધારીને તેના વાદનમાં રસિક, દિવ્ય નૂપુરવડે સમલંકૃત છે ચરણયુગળ જેમનું, મુકુટ કટિમેખલા કડાં બાજુબન્ધ આદિક દિવ્ય વિભૂષણોવડે વિભૂષિત છે દિવ્ય અવયવો જેમના, ચંદ્રમાંની પેઠે સર્વને આહ્લાદ આપનારૂં દિવ્ય વદનારવિંદ જેમનું છે, શ્રીવત્સચિહ્નવડે સમલંકૃત વિશાળ વક્ષઃસ્થળ જેમનું છે, કમળદળ જેવાં વિશાળ લલિત લોચન જેમનાં છે; મહામૂલ્ય વસ્ત્ર વિભૂષણોવડે વિરાજીત, નાનાવિધ સુગન્ધિ દિવ્ય પુષ્પહારો વડે સુશોભિત, કેસરચંદનવડે ચર્ચેલું દિવ્ય ગાત્ર જેમનું છે, બે પડખામાં રમા રાધાએ નિરંતર રૂડીરીતે સેવા કરાતા, દયાર્દ્રદૃષ્ટિથી પોતાના ભક્તવર્ગને નિહાળતા, આવાં વિશેષણોએ વિશિષ્ટ મંદહાસમધુરમુખારવિંદ ભગવાન વાસુદેવનું મુમુક્ષુએ પોતાના હૃદયારવિંદમાં ચિંતન કરવું ॥૬–૧૦॥ એરીતે હૃદયમાં નિધ્યાન કરેલા ભગવાનનું પુરાણપ્રખ્યાત શુભ બહુવિધ ઉપચારો મનથીજ કલ્પીને તેવડે પૂજન કરવું ॥૧૧॥ અનંતર પૂજક જનં હૃદયમાં ધ્યાનપૂર્વક માનસ ઉપચારોવડે પૂજેલા પ્રભુ શ્રીવાસુદેવનું પ્રતિમામાં આવાહન કરીને પ્રસિદ્ધ યથાલબ્ધ ઉપચારોવડે પૂજન કરે ॥૧૨॥ બાહ્ય પૂજનને અંતે પૂજક પુરૂષ સ્વસ્થચિત્તવાળો થઈ હૃદયમાં શ્રીકૃષ્ણનું ધ્યાન ધરતો થકો અષ્ટાક્ષર કૃષ્ણમંત્રને યથાશક્તિ જપે ॥૧૩॥ શ્રવણ

दनम् ॥१४॥ एतैः प्रकारैर्नवभिः सेवते यस्तमादरात् । तस्य गाढं भवेत्प्रेम तस्मिन्नारायणे विभौ ॥१५॥ तस्य पुंसो भगवति प्राणेन्द्रियमनोधियाम् । निरोधो जायतेऽथासौ सर्वत्रापि तमीक्षते ॥१६॥ ततश्च स्वं ब्रह्मरूपमखण्डं शुद्धमक्षरम् । समीक्षतेऽथ तत्रैव विलसन्तं च तं प्रभुम् ॥१७॥ यथा पृथ्व्यादितत्त्वानामाधारोऽस्ति नभस्तथा । नित्यजीवेशप्रकृतिपुरुषाणां हि तद्वदत् ॥१८॥ सर्वाधारे तदाधारस्तस्मिन् ब्रह्मणि चाक्षरे । दिव्यमूर्तिः स भगवान्वर्तते पुरुषो-

કીર્તન સ્મરણ પાદસેવન અર્ચન વંદન દાસ્ય સખ્ય આત્મનિવેદન, આ નવ પ્રકારની ભક્તિને પરા પ્રીતિથી પ્રતિદિન કરે. એરીતે આદરપૂર્વક કરાતા ભજનથી પ્રભુ નારાયણ વાસુદેવમા ગાઢ સ્નેહ થાય છે ॥૧૪-૧૫॥ અનંતર એવા સ્નેહી ભક્તના તેવા ભક્તિપ્રકર્ષયોગથી ભગવાન્ વાસુદેવમા પ્રાણ ઇન્દ્રિયો મન બુદ્ધિનો નિરોધ ( સમાધિ ) થાયછે. તેપછી આ ભક્ત સર્વ દૃશ્ય પદાર્થોમા તે ભગવાનનેજ ભાળે છે, એની દૃષ્ટિ આગળ સર્વદા ભગવદાકારનુંજ સ્ફુરણ થતું હોવાથી એને સર્વત્ર ભગવદીક્ષણ થાય છે ॥૧૬॥ તે પછી તે ભક્ત શુદ્ધ-સર્વદોષરહિત, અખંડ નિરવયવ અક્ષરબ્રહ્મને સાક્ષાત્કરેછે. તેપછી તેજ અક્ષરમાં સદા દિવ્ય રૂપથી વિરાજમાન તે ભગવાનને સાક્ષાત્ કરેછે. 'ततश्च स्वं' એવો પાઠ હોય તો પોતાના અપહતપાપ્મત્વાદિગુણવિશિષ્ટ શુદ્ધ સ્વરૂપને સાક્ષાત્કરે છે. તથા અખંડ અક્ષરબ્રહ્મસ્વરૂપને સાક્ષાત્કરેછે તથા તે અક્ષરબ્રહ્મમાં તે ભગવાનને સાક્ષાત્કરેછે, એવો અર્થ કરવો. અથવા શુદ્ધાત્માનો અક્ષરબ્રહ્મની સાથે સાધર્મ્યયોગ હોવાથી અક્ષરબ્રહ્મનુંજ 'स्व' આ વિશેષણ કરવું, અખંડ શુદ્ધ અક્ષરબ્રહ્મ સ્વસ્વરૂપને સાક્ષાત્ કરેછે. અનંતર સ્વસ્વરૂપભૂત અક્ષરબ્રહ્મમાંજ સદા સંરાજમાન ભગવાનને સાક્ષાત્કરેછે, આવો અર્થ કરવો ( આ નિર્દેશ ઔપચારિક સમજવો, કેમકે આત્માનું અને અક્ષરબ્રહ્મનુ સ્વરૂપતઃ ઐક્ય અભિમત નથી ) ॥૧૭॥ તે અક્ષરબ્રહ્મ જેમ પૃથિવ્યાદિ તત્ત્વનો આકાશ આધાર છે તેમ નિત્ય એવા જીવ ઈશ્વર પ્રકૃતિપુરુષ આદિકના આધારભૂત છે ॥૧૮॥ સર્વાધાર તે અક્ષરબ્રહ્મમાં તેના પણ સ્વસત્તાથી આધારભૂત પરંબ્રહ્મ પુરુષોત્તમ ભગવાન્ દિવ્ય રૂપથી સદા વિરાજે છે ॥૧૯॥

त्तमः ॥१९॥ यथावत्तत्स्वरूपं च ज्योतीरूपं स पश्यति । तमसौ भजते भक्तो ब्रह्मरूपश्च वीक्षते ॥२०॥ भक्तिमेतां परासंज्ञां प्राहुः साङ्ख्यविचक्षणाः । इममर्थं च गीतायां कृष्णः प्राहार्जुनं प्रति ॥२१॥ ब्रह्मभूत प्रसन्नात्मा न शोचति न काङ्क्षति । समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥२२॥ भक्त्यानयैव परया गुणातीता स्थितिर्भवेत् । शान्तिश्च सर्वथा पुंसस्तस्मादेतां श्रयेत्सुधीः ॥२३॥ साङ्ख्यशास्त्रस्य गूढार्थ एष उद्धृत्य दर्शित । मयाऽन्ये त्वेवमज्ञात्वा सिद्धान्तं प्राहुरन्यथा ॥२४॥ अभेदमाहुर्जीवस्य ते परब्रह्मणश्च वै ।

પૂર્વોક્ત ભક્ત જ્યોતિરૂપ-સ્વયપ્રકાશૈકસ્વરૂપ તે અક્ષરસ્વરૂપને યથાર્થપણે જુવેછે 'યથાવત્સ્વસ્વરૂપ' એવો પાઠ હોય તો અક્ષરસદૃશ, પોતાના અપહતપાપ્મત્વાદિગુણવિશિષ્ટ સ્વાભાવિક રૂપને યથાર્થપણે સાક્ષાત્કરેછે, એવો અર્થ લેવો અનંતર સ્વસ્વરૂપને સાક્ષાત્કરતો તે આ ભક્ત સ્વાત્માની બ્રહ્મરૂપપણે ભાવના કરતો થકો તે ભગવાન્ વાસુદેવને ભજે છે ॥૨૦॥ આત્મતત્ત્વને યથાવસ્થિત પરમાત્મદાસતૈકરૂપે વિચારતા સાખ્યવિચક્ષણ મુનિઓ આ-ઉક્તલક્ષણવાળી ભક્તિને પરાસંજ્ઞિત કહેછે આજ અર્થ ગીતામાં ભગવાને અર્જુનપ્રતિ કહ્યો છે તે ગીતાવચન 'બ્રહ્મભૂત પ્રસન્નાત્મા' એવુ છે બ્રહ્મભૂત-દેહાદિભાવે રહિત, પરમાત્માત્મકપણે અને અક્ષરબ્રહ્મસાધર્મ્યપણે સ્વસ્વરૂપનુ મનન કરેલુ હોવાથી બ્રહ્માત્મભાવને પામેલો, માટેજ પ્રસન્નાત્મા જે દેહાદિદેહાત્માભિમાન છે તે કાલુષ્યમૂળ છે, તેની નિવૃત્તિ થવાથી અને બ્રહ્માત્મભાવનાથી સદા પ્રસન્ન મન જેનુ છે, માટેજ સર્વ ભૂતોમા સામ્યદર્શનને પામેલો, શોક આકાક્ષાએ રહિત એવો મારો ભક્ત પરા ભક્તિને પામે છે જ્ઞાનનુ ફળ પરા ભક્તિ છે એમ ભગવાન સ્પષ્ટજ કહેછે ॥૨૧-૨૨॥ આજ પરા ભક્તિવડે પુરૂષની ગુણાતીત સ્થિતિ અને સર્વથા શાંતિ થાય છે માટે મુમુક્ષુ સર્વકોઈ પણ ઉપાસક આ પરા ભક્તિને પરમ નિઃશ્રેયસના સાધનપણે આશ્રય કરે ॥૨૩॥ હે મુને ! આ રીતે સાખ્યશાસ્ત્ર-આત્મસ્વરૂપનો અવબોધ આપનારા શાસ્ત્રનો પરમ તાત્પર્યવિષયભૂત આ ગૂઢાર્થ ઉધારીને મેં પ્રદર્શાવ્યો છે બીજા તો-આધુનિક સાખ્યજ્ઞો તો આવા શાસ્ત્રહૃદયને નહિ જાણીને અન્યથા અન્યથા કહે

वासुदेवाः स्वयं भूत्वा यथेष्टं कुर्वते क्रियाः ॥२५॥ एकमेवेत्यादिश्रुतेस्तात्पर्यमनवाप्य च । प्रमाणत्वेन तां प्राहुः स्वमते लोकवञ्चकाः ॥२६॥ तन्मतं न ग्रहीतव्यं संसृतेर्मुक्तिमिच्छता । सेव्य उद्धवसिद्धान्तस्तेन त्वेष मयोदितः ॥२७॥ भेदोऽस्ति वास्तवो नूनं जीवेशब्रह्मणां हरेः । नित्यानां नित्य इत्यादिश्रुतिभिः प्रतिपादितः ॥२८॥ ब्रह्मवित्परमाप्नोतीत्येभ्यो श्रुतिरपि स्फुटम् । उपास्यं हि परं ब्रह्म वदति ब्रह्मवेदिनाम् ॥२९॥ आत्मा शरीरं यस्यास्ति नैवात्मा वेत्ति यं तथा । य आन्तरो यमयति ह्यात्मानममृतः प्रभुः ॥३०॥ शरीरमक्षरं यस्य नैव यं वेत्ति चाक्षरम् । आन्तरो यो यमयति ह्यक्षरं सोऽमृतः प्रभुः ॥३१॥ इत्याद्यर्थाः श्रुतिगणास्त्व-

છે ॥૨૪॥ વળી બીજાઓ જીવાત્મા પરમાત્માનો અભેદજ શાસ્ત્રતાત્પર્યવિષય છે એમ કહે છે કેવળ કહે છે એટલુંજ નહિ કિંતુ સ્વયં તેજ રીતે અલ્પજ્ઞ આત્માને સર્વજ્ઞ પરમાત્માપણે માનીને વર્ણાશ્રમાદિ ક્રિયાઓનો પરિત્યાગ કરીને સ્વચ્છંદ અવિધિવશ્યપણે વર્તે છે ॥૨૫॥ વળી 'एकमेवाद्वितीयं' ઇત્યાદિ શ્રુતિવાક્યને પોતે પ્રકટપેલા તે અર્થમાં પ્રમાણપણે કહેછે, તેઓ તે વાક્યનું તાત્પર્ય સમજતા નથી. અથવા સમજવા છતાંપણ લોકોને છેતરેછે ॥૨૬॥ સંસારબંધનથકી મોક્ષની આકાંક્ષાવાળા પુરૂષે તેમનો અભેદમત અનુસરવો નહિ. અમે ઉપદેશ કરેલો આ ઔદ્ધવસિદ્ધાંતજ સંસેવવો ॥૨૭॥ સુરનરાદિ જીવો, વૈરાજાદિ ઇશ્વરો, બ્રહ્મ-અક્ષરબ્રહ્મ તથા મુક્તાત્મસ્વરૂપ અને આ સર્વથકી પર પરબ્રહ્મશબ્દવાચ્ય ભગવાન્ પુરૂષોત્તમ, તે આ સર્વેનો પરસ્પર ભેદ પરમાર્થભૂતજ છે પણ કલ્પિત નથી. 'नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां' ઇત્યાદિ વેદાંતવાક્યોએ પારમાર્થિકજ ભેદ પ્રતિપાદન કર્યો છે ॥૨૮॥ 'ब्रह्मविदाप्नोति परम्' 'सोऽश्नुते सर्वान्कामान् सह ब्रह्मणा विपश्चिता' ઇત્યાદિ શ્રુતિવાક્યો ઉપાસ્યઉપાસકપણે અને પ્રાપ્યપ્રાપકપણે જીવ બ્રહ્મનો ભેદજ સ્પષ્ટ ઉપપાદન કરેછે ॥૨૯॥ 'य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृत.' 'योऽक्षरमन्तरे सञ्चरन्यस्याक्षरं शरीरं यमक्षरं न वेद' એ રીતે શ્રુતિ (નિયામ્યનિયામકભાવથી) શરીરિ-

क्षरब्रह्मणोऽपि च । परब्रह्मशरीरत्वं प्राहुर्नतु तदेकताम् ॥३२॥ स्वरूपमक्षरस्यास्य श्रीमद्भागवते स्फुटम् । मैत्रेयो विदुरं प्रोचे वासस्थानतया हरेः ॥३३॥ विकारैः सहितो युक्तैर्विशेषादिभिरावृतः । आण्डकोशो बहिरयं पञ्चाशत्कोटिविस्तृतः ॥३४॥ दशोत्तराधिकैर्यत्र प्रविष्टः परमाणुवत् । लक्ष्यतेऽन्तर्गताश्चान्ये कोटिशो ह्यण्डराशयः ॥३५॥ तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम् । विष्णोर्धाम परं साक्षात्पुरुषस्य महात्मनः ॥३६॥ अस्य चेदीदृशस्यापि न परब्रह्मरूपता । कुतस्तरां तदेशस्य जीवस्य तु कुतस्तमाम् ॥३७॥ एकत्वं यच्च वेदेऽस्ति ब्रह्मणस्तत्तु कीर्तितम् । निर्वि-

શરીરભાવથી ભેદનેજ પ્રતિપાદન કરે છે ॥૩૦-૩૧॥ ઇત્યાદિ વચનથી અક્ષરબ્રહ્મ અને પરબ્રહ્મનો શરીરશરીરિભાવ શ્રવણ થાયછે, તો તેમનો પણ ભેદ સુસ્પષ્ટજ છે પણ તેમનુ ઐક્ય કદાપિ નથી ॥૩૨॥ આ અક્ષરનુ સ્વરૂપ મૈત્રેય મુનિએ વિદુરના પ્રતિ શ્રીમદ્‌ભાગવતમા ( ભગવાનના વાસ સ્થાનપણે ) સ્પષ્ટ કહ્યુ છે ॥૩૩॥ તે આ 'विकारै सहित' ઇત્યાદિ વચન છે એનો આ અર્થ છે-યુક્ત-પરસ્પર મળેલા ( પચીકરણને પામેલા ) વિકાર-મહાભૂતોએ સહિત, ( ઉત્પન્ન થએલો ) પૃથિવ્યાદિ પાચ વિશેષો તથા અહકાર મહત્તત્વ પ્રકૃતિ આ મળીને આઠ ઉત્તરોત્તર દશ દશ ઘણા આવરણોવડે બહારથી વીંટાએલો, અદર પચાસકોટિયોજન વિસ્તૃત અંડકોશ ( બ્રહ્માડગોલક ) છે આવા બીજા કોટિ અડરાશિઓ જે અક્ષર બ્રહ્મમા પ્રવિષ્ટ થતા પરમાણુવત્ જણાય છે તે સર્વકારણકારણ અક્ષરબ્રહ્મને પરબ્રહ્મ મહાત્મા સાક્ષાત્ વિષ્ણુ પરમાત્મા પુરૂષોત્તમના ધામપણે કહે છે ॥૩૪-૩૬॥ જ્યારે આવા મહિમશાળી અક્ષરબ્રહ્મની પણ પર બ્રહ્મરૂપતા નથી ત્યારે વૈરાજાદિ ઇશ્વરો અને જીવોની તો વાતજ શી કરવી કોઈપણ પ્રકારે એમનો પરબ્રહ્મસ્વરૂપ સાથે અભેદ નથી ॥૩૭॥ 'एकमेवाद्वितीय' ઇત્યાદિ કારણવાક્યતો નામરૂપના વિભાગના અભાવરૂપ, કારણાવસ્થાનિયત, સ્થિતિકાળનિયત જે નામરૂપવિભાગાત્પત્તિ તેણે કરેલુ જે બહુપણુ તેનુ વિરોધિ જે એકપણુ તેના અભિપ્રાયવાળુ અને નિમિત્તાતરનિરપેક્ષતારૂપ અદ્વિતીયપણાના અભિપ્રાયવાળુ છે ( એનો આવો

कल्पसमाधिस्थदृष्ट्यैव न तु वस्तुतः ॥३८॥ लोकालोकाचलारूढा नराः पश्यन्ति भूतलम् । एकं यथा न चाधःस्थान् सर्वानपि नगान्द्रुमान् ॥३९॥ तथैव ते महामुक्ता निर्विकल्पसमाधयः । ब्रह्मैकमेव वीक्षन्ते जीवेशादीन्पृथङ्न तु ॥४०॥ ये तु नैवं स्थितिं प्राप्ता ब्रह्मैक्यं शास्त्रमात्रतः । बुध्वा यथेष्टाचरणं कुर्वते ते पतन्त्यधः ॥४१॥ अनेककोटिब्रह्माण्डनियन्तुः परमात्मनः । अतोऽभेदो न जीवानामिति ज्ञेयो हि निश्चयः ॥४२॥ जीवानामीश्वराणां च भक्त्योपास्यः स एव हि । श्रीवासुदेवो भगवानेक एवास्ति नापरः ॥४३॥ ब्रह्मस्वरूपेण ततो भजेत्तं स्वेनात्मनैवात्र मुने ! मुमुक्षुः । तेनैव

---

અભિપ્રાય છે ) અને જે 'अहमेवाधस्तादहमुपरिष्टादहमेवेह सर्वं' ઇત્યાદિ શ્રુતિવાક્ય છે તે પણ નિર્વિકલ્પસમાધિનિષ્ઠ મહામુક્તોના અનુભાષણ-પ્રકારને અનુસરીને પ્રવર્ત્યું છે તેઓ પરબ્રહ્મ પરમાત્મામા અત્યત નિમગ્ન થતા સર્વપ્રકારવિશિષ્ટ તે એક પરમાત્માનેજ સાક્ષાત્કરતા, પ્રકારપ્રકારિભાવરૂપ ભેદનો અનાદર કરીને ઇદંગ્રહ અને અહંગ્રહથી ( આ અને હુ ) તે પરમાત્માનેજ સદાય અનુભવે છે જેમ લોકાલોકાચળ ઉપર ચઢેલા નરો એક સમપણે જણાતા ભૂતળનેજ જુવે છે, તેથી નીચે રહેલા સર્વ પર્વતો અને સર્વ વૃક્ષાદિકને પૃથક્ પૃથક્ નથીજ જોતા તેમજ પરબ્રહ્મ સર્વત પ્રધાન હોવાથી તેમાજ એક નિષ્ઠાવાળા તે મહામુક્તો તે એક પરબ્રહ્મનેજ સર્વત્ર જુવે છે, પણ તેથી પૃથક્પણે રહેલા જીવેશ્વરાદિકને નથીજ જોતા ॥૩૮-૪૦॥ જે જનો તો આવી નિર્વિકલ્પ સમાધિને પામ્યા નથી, શાસ્ત્રથી શ્રવણ થતા બ્રહ્મૈક્યને અન્યથા અન્યથા અવધારીને યથેષ્ટાચરણમા પ્રવર્તે છે તેઓ અધોગતિને પામે છે માટે બ્રહ્માડની અદર જન્મમરણરૂપ ચક્રથી આક્રાત થએલા જીવોનો અને અનેક કોટિબ્રહ્માડના નિયામક પરમાત્માનો અત્યત ભેદ જે સોએ સો શ્રુતિ સ્મૃતિઓએ પ્રતિપાદન કર્યો છે તે ખોટો થાય એવો નથી, સત્યજ છે ॥૪૧-૪૨॥ જે સુર નરાદિ જીવો અને જે તેઓના અધીશ્વરો વૈરાજાદિક છે તે સર્વેએ ભક્તિથી ઉપાસ્ય તે વાસુદેવજ ભગવાન્ સર્વપરતર છે, બીજો કોઈપણ ઉપાસ્ય નથી ॥૪૩॥ હે નિત્યાનંદમુને ! માટે આ લોકમા મુમુક્ષુ જન બ્રહ્મ—અક્ષર-

यायात्परमं समाधिं ततो हरेर्धाम परात्परं च ॥४४॥ इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे ज्ञानोपदेशे साङ्ख्यसिद्धान्तनिरूपणनामा द्विसप्ततितमोऽध्यायः ॥७२॥

श्रीनारायणमुनिरुवाच—भक्तेर्दार्ढ्यं हरौ यस्य तस्य प्राणेन्द्रियाणि तु । पिण्डीमवेयुर्देहश्च काष्ठवत्स्याद्धि योगिनः ॥१॥ स भक्तिविवशो योगी मदान्ध इव नेन्द्रियैः । ग्रहीतुं स्वस्वविषयाञ्छक्नोत्यानन्दनिर्भृतः ॥२॥ प्रारब्धवशगो देहस्तस्य भ्रमति भूतले । हरि-

બ્રહ્મના સ્વરૂપ-પોતાના અસાધારણ અપહતપાપ્મત્વાદિ રૂપથી (તેની સાથે સારૂપ્ય હોવાથી તેજ પોતાના રૂપથી) આત્માની ભાવના કરતો થકો તે પરમાત્મા વાસુદેવનેજ પરાભક્તિથી ઉપાસે. તે ભક્ત્યુત્કર્ષકૃત સમાધિવડે તે ભગવાનના પરાત્પર અક્ષરધામને પામે ॥૪૪॥ ઇતિશ્રી સત્સંગિજીવને...ચતુર્થપ્રકરણે જ્ઞાનોપદેશે સાંખ્યસિદ્ધાંતનિરૂપણનામા દ્વિસપ્તતિતમોઽધ્યાયઃ ॥૭૨॥

## [1]અધ્યાય ૭૩ મો.

શ્રીનારાયણમુનિ કહેછે—હે મુને! જે યોગિને જ્ઞાનના પરિપાકભૂત ભક્તિની દૃઢતા પરમાત્મામાં જ્યારે પ્રાદુર્ભવે છે ત્યારે તેનાં પ્રાણ ઇન્દ્રિયો પિંડીભૂત થઈ જાય છે, એટલે અહીંતહીં યથેચ્છ પ્રસરણ વિના એકત્ર પરબ્રહ્મમાંજ ફરી ઉત્થાન ન થાય એરીતે નિરોધ પામતાં પિંડીભૂત થયાં હોય એમ સ્તબ્ધ થઈ રહે છે, તેનો દેહ પણ કાષ્ઠવત્ ચેષ્ટારહિત થઈ જાય છે ॥૧॥ તે ભક્તિપરવશ નિષ્પન્નયોગી તેના પોતાના અંતરમાં સ્ફુરણાયમાન થએલા ભગવાનના દર્શનથી ઉદ્ભવેલા પરમાનંદથી પરિપૂર્ણ થઈ, મદાંધજ જેમ એમ ઇન્દ્રિયોવડે તે તે વિષયોને ગ્રહણ કરવા સમર્થ થતો નથી ॥૨॥ એરીતે પરબ્રહ્મમાં પરાભક્તિથી નિમગ્ન થએલા તે યોગિનો આ પ્રારબ્ધવશવર્તી દેહ ભમાવેલું ચક્રજ જેમ એમ ભૂતળમાં કેવળ ભમે છે. એને એટલામાત્રથી ઇન્દ્રિયવિષયસંબન્ધનું કાર્ય કાંઇપણ પ્રાકૃત

૧ આ અધ્યાયનાં ભગવાને ઉક્ત ભક્તિપર્યવસાયી જ્ઞાનનું ફળ અને તેના અધિકારી અનધિકારીનો ભેદ નિરૂપણ કર્યો છે.

मेव स सर्वत्र पश्यति क्वापि नो जगत् ॥३॥ प्रारब्धान्ते यथा देहं त्यक्त्वा स परमं पदम् । आत्यन्तिकलयेनैव याति तत्प्रोच्यतेऽधुना ॥४॥ आदौ प्रकाशो हृदये ध्याननिष्ठेन योगिना । दृश्यते ब्रह्मरन्ध्रान्तं मूलाधारादखण्डितः ॥५॥ ततो विवृद्धं तत्तेजो निर्गच्छद्बहिरीक्षते । इन्द्रियद्वारतो रोमच्छिद्रेभ्यः प्रसरत्स्वयम् ॥६॥ असङ्ख्यदीपिकायुक्तान्निशायां काचमन्दिरात् । यथा मयूखा निर्यान्ति तथैतत्तेज आत्मनः ॥७॥ एकीभवति तत्तेजः शब्दास्तत्रोद्भवन्त्यथ । महाघण्टाघटीयन्त्रदुन्दुभिध्वनिसन्निभाः ॥८॥

જનની પેઠે નથી તે યોગી સર્વત્ર હરિનેજ અનુભવે છે એની દૃષ્ટિમા જગત્ જણાતુજ નથી ॥૩॥ અનતર તે ભક્ત પ્રારબ્ધને અતે પ્રારબ્ધે પ્રારભેલા દેહનો ત્યાગ કરી, આત્યતિક લય–જ્ઞાનકાર્યભૂત, આત્યતિક પ્રકૃતિવિયોગરૂપ લયથીજ જે પ્રકારે પરમપદને પામેછે તે પ્રકારને હવે નિરૂપણ કરૂ છુ ॥૪॥ પ્રારબ્ધ અતિમ શરીરના અવસાનસમયે ધ્યાનનિષ્ઠ આ ભક્તના એજ ધ્યાનબળથી અથવા ધ્યેય પરમપુરૂષના અનુગ્રહ બળથી કોઇ પ્રકાશ મૂળાધારચક્રને આરભીને બ્રહ્મરધ્રમા રહેલા આજ્ઞાચક્રપર્યંત અખડિત પ્રસરતો સમુદ્ભવે છે તેને તે ઉપાસક યોગી પોતાના શરીરની અદર દેખેછે આ પ્રકાશ ભૌતિક તેજનો નથી, કિંતુ સ્વય પ્રકાશ આત્માનો છે કર્મપ્રક્ષય પહેલા જે કર્મનેલીધે સકુચિત હતો તે સકોચનો પ્રક્ષય થતા સ્વય પ્રસરેછે ॥૫॥ તે પછી તે તેજ પ્રવૃદ્ધિ પામતા આ સ્થૂળ શરીરના રોમછિદ્રોથકી અને ઇન્દ્રિયદ્વારોથકી બહાર સ્વય ધીમે ધીમે પ્રસરતું તે યોગી જુવેછે ॥૬॥ જેમ રાત્રિએ અસખ્યાત દીપિકાએ યુક્ત કાચમદિરથકી દીપકિરણો બહાર પ્રસરેછે તેમ વૃદ્ધિ પામતું આત્મજ્યોતિ યોગિના દેહથકી બહાર પ્રસરેછે (એના પ્રસરણમા પ્રતિરોધક સ્થૂળ વપુ નથી, આ અર્થ દૃષ્ટાતથી જણાય છે) તે પછી શરીરના અનત છિદ્રોથકી બહાર નીકળતુ તે તેજ બહાર એકીભૂત થાય છે અનંતર તે તેજ પુજમા વિવિધ નાદો મહાઘટા ઘટીયત્ર દુન્દુભિ આદિકના નાદને સદૃશ સમુદ્ભવેછે તેવા નાદના શ્રવણસમયે આ યોગિની સમસ્ત બાહ્ય આભ્યતર વાસનાઓ વિનષ્ટ થઈ જાય છે ત્યાર પછી

तस्मादथवणेनास्य बाह्याभ्यन्तरभावना। नश्यत्येकीभवति च तेजो बाह्यान्तर तत ॥९॥ जाग्रत्स्वमसुषुप्तीनां विलयो जायते तत । स प्रकाशतुरीयात्मा ज्योतिर्लिङ्गं समीक्षते ॥१०॥ चतुर्विधान् देहिनोऽपि पुस्त्रीलिङ्गविवर्जितान्। ज्योतिर्लिङ्गानीक्षतेऽथ तज्ज्योतिश्चैकतां गतम् ॥११॥ वर्धमान च तत्तेज पृथिव्यादिसमं भवत्। पश्यति व्याप्य ब्रह्माण्डं भिन्ददष्टावृतीरिति ॥१२॥ स्थूले तस्य शरीरे तु कालशक्त्या हरेस्तदा। सावर्तार्काग्निवाय्वब्दसविद्युत्स्त-

બહાર પ્રસરેલુ જ્યોતિ અને અત પ્રસરેલુ જ્યોતિ તે એક થઇ જાય છે ॥૭-૯॥ અનતર જાગ્રતાદિ ત્રણેય અવસ્થાઓનો વિલય થઈ જાય છે ત્યારે તે યોગી આત્માને જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓથકી અતીત, તુર્ય સ્થિતિને પામેલા, સ્વય જ્યોતિપને સાક્ષાત્કરે છે 'चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेय' એવી શ્રુતિ છે ॥૧૦॥ તે પછી તે સમયે સ્વાત્મજ્યોતિમા દૃષ્ટિ જેની છે એવો આ યોગી ચારેય પ્રકારના પણ દેહિઓ—સુર નર તિર્યક્ (પશ્વાદિ) સ્થાવર રૂપોને પણ અથવા જરાયુજ અડજ સ્વેદજ ઉદ્ભિજ્જ ભેદથી ચાર પ્રકારનાઓને પણ સ્ત્રીપુરૂષલિંગે વિવર્જીત, કેવળ જ્યોતિલિંગ વાળાનેજ જુવેછે પ્રથમ જ્યોતિ પ્રકાશ આવરિત હોવાથી પ્રાકૃત ઇન્દ્રિયોવડે પ્રાકૃત સ્ત્રીપુરૂષાદિ ભેદોને ભાળતો હતો હાલમા તો આવરણ ટળી જવાથી આત્મજ્યોતિનો પ્રમાશ થવાથી અતીન્દ્રિય, જ્યોતિર્લિંગ, પ્રાકૃત સ્ત્રીપુરૂષવિભાગરહિત સર્વને આત્મસ્વરૂપેજ જુવેછે જાગ્રદાદિ અવસ્થાઓનો વિલય થએલો હોવાથી પ્ર કૃત ચક્ષુર્ગ્રાહ્ય સ્ત્રીપુરૂષવિભાગને નથીજ જોતો 'तथा चतुर्विधान् देहान्' એવો પાઠ હોય તો સ્ત્રીપુરૂષ લિંગવિભેદે યુક્ત તેમને જોતો નથી, તેણે રહિત જ્યોતિર્લિંગવાળાનેજ જુવે છે 'તે દેહમા રહેલાને જુવેછે' એમાજ તાત્પર્ય લઇ જવુ અનંતર તે આત્મસ્વરૂપનુ જ્ઞાનમય જ્યોતિ જે સર્વત પ્રસરેલુ હતું તે ભેગુ થઇને એકપણે રહેલું જુવેછે ॥૧૧॥ ફરી પણ ક્રમથી પ્રવૃદ્ધિ પામતું તે તેજ પૃથિવ્યાદિ સમાનપણે વિશાળ થતાં બ્રહ્માંડ અને અષ્ટાવરણોને ભેદીને પ્રસરતું યોગીજન જુવે છે ॥૧૨॥ તે સમયે ભગવાનની કાળશક્તિથી પોતાના સ્થૂળ શરીરમા પ્રલયકાળીન સૂર્ય અગ્નિ વાયુ મેઘ આદિકને પ્રકાશમાન જુવેછે

नयिन्नवः ॥१३॥ प्रकाशन्ते ततो देहं विराजा सह लीनताम् । प्राप्त इत्यभिजानाति सत्तारूपः स योगवित् ॥१४॥ सतुरीयप्रकाशोऽथ दिव्य भागवताभिधम् । देहं स लब्ध्वा परमे भगवद्धाम्नि मोदते ॥१५॥ न तस्य कर्मजन्योऽसौ देहः किन्त्वस्ति चिन्मयः । प्रलये न व्यथामेति न सर्गे च स जायते ॥१६॥ सत्यसङ्कल्पापहतपाप्मत्वादिगुणान्वितः । स मुक्तो वर्तते तत्र सेवमानो हरिं मुदा ॥१७॥ इति ज्ञानं मुने ! तुभ्यमाख्यातं मोक्षसाधनम् । सर्वोपनिषदां सारमाकृष्याज्ञाननाशनम् ॥१८॥ इद ज्ञानं प्रदातव्यं सद्भक्ताय मुमुक्षवे । जितेन्द्रियाय शान्ताय शुचये स्वहितैषिणे ॥१९॥ अहिंसकायाद्रोहाय निष्कामाय विशेषतः । ग्राम्यसौख्ये विरक्ताय

॥૧૩॥ તે પછી તે આ યોગી સ્થૂળ દેહને વિરાટ્ દેહમા લીન થએલો માને છે દેહત્યાગ કરીને આ યોગી સ્વયપ્રકાશસત્તૈક વપુવાળો થાય છે ॥૧૪॥ અનંતર જાગ્રદાદિ ત્રણ અવસ્થાથકી અતીત વિશુદ્ધજ્ઞાનૈકલક્ષણ તે આ યોગી ભગવાનના અનુગ્રહથી ભાગવતી દિવ્ય તનુને પામીને ભગવાનના પરમધામમા પરમાનંદયુક્ત થઇ રહેછે 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' 'प्राप्यावध्य ब्रह्मपुरं राजेव स्वामह सुखी' એવી શ્રુતિ સ્મૃતિ છે ॥૧૫॥ યોગિનો તે આ અપ્રાકૃત દેહ કર્મજન્યસજાતીય નથી, કિંતુ ચૈતન્યમય હોઇને પ્રલયમા નાશ પામતો નથી તેમ સર્ગમા સર્જાતો નથી 'इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः । सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥' એમ ભગવદ્ગીતામા કહ્યુ છે ॥૧૬॥ તે ભગવાનના ધામમા તે આ મુક્તભાવને પામેલો યોગી સત્યસકલ્પત્વ અપહતપાપ્મત્વ આદિક અષ્ટ ગુણોનો આવિર્ભાવ પામીને, પરમપુરૂષ ભગવાન વાસુદેવને હર્ષથી સેવતો થકો નિરવધિક બ્રહ્માનંદમા નિમગ્ન થઈ રહે છે ॥૧૭॥ હે નિત્યાનંદમુને ! આ પ્રકારે મોક્ષસાધનભૂત, અનાદિ અજ્ઞાનને નાશ કરનારૂ જ્ઞાન સર્વઉપનિષદોનો સાર આકર્ષણ કરીને તમને કહ્યુ ॥૧૮॥ આ જ્ઞાન જે પોતાના હિતને ઇચ્છતો હોય, જીતેન્દ્રિય હોય, પ્રશાતચિત્તવાળો હોય, બાહ્ય આભ્યતર પવિત્ર હોય, એવા મુમુક્ષુ સદ્ભક્તને આપવુ ॥૧૯॥

देयमेतच्च सद्धिये ॥२०॥ कामिने क्रोधिने चापि लोभिने निर्दयाय च । एतत्क्वापि न दातव्यं न च देहाभिमानिने ॥२१॥ विष्णुभक्तिविहीनाय ग्राम्यसौख्यरताय च । नैतद्देयं च हिंस्राय तथा मत्सरिणेऽपि च ॥२२॥ इदं च श्रृणुयाद्वा यः पठेत्प्रयत आदरात् । स बुद्धिं प्राप्नुयान्नूनमात्मश्रेयस्करीं पुमान् ॥२३॥ *सुव्रत उवाच*—
इत्युक्तमाश्रुत्य मुनिः स राजन् ! ज्ञानं परं श्रीहरिणाऽतिहृष्टः । निःसंशयस्तं भजति स्म नित्यं ब्रह्मात्मना ग्राकृतिवासुदेवम् ॥२४॥
इति श्रीसत्सङ्गिजीवने नारायणचरित्रे धर्मशास्त्रे चतुर्थप्रकरणे ज्ञानोपदेशे ज्ञानफलनिरूपणनामा त्रिसप्ततितमोऽध्यायः ॥७३॥

---

જે અહિંસૈકધર્મપરાયણ હોય, ગ્રામ્ય સુખથકી વિમુખ હોય, વિશેષત નિષ્કામ-ફળમાત્રની સ્પૃહાએ રહિત હોય એવા સદ્બુદ્ધિશાળીને આપવું ॥૨૦॥ જે કામ કે ક્રોધ કે લોભથી દુષિત ચિત્તવાળો હોય, દયારહિત હોય, પ્રજ્વળતા ચિત્તવાળો હોય એવા દેહાભિમાનીને આ જ્ઞાન ક્યારેય પણ ન જ આપવુ ॥૨૧॥ જેતો હિંસૈકપરાયણ હોય, મત્સરગ્રસ્ત હોય, ગ્રામ્યભોગ સુખમા પ્રીતિવાળો હોય, વિષ્ણુભક્તિથકી વિમુખ હોય તેવાને ન જ દેવુ આ રીતે આ જ્ઞાનના પાત્ર અપાત્રનો વિવેક જાણવો ॥૨૨॥ જે જન નિયમતત્પર થઈ આદરથી આ જ્ઞાનને સાભળે અથવા પાઠ કરે તે પોતાના નિ શ્રેયસને કરનારી સદ્બુદ્ધિને નિશ્ચે પામે ॥૨૩॥ સુવ્રતઋષિ કહેછે—
હે પ્રતાપસિંહ રાજન્ ! તે આ ભગવાને ઉપદેશેલુ સર્વોત્તમ જ્ઞાન સાભળીને પ્રહર્ષ પામેલા તે નિત્યાનંદમુનિ નિ સશય થઈ, તે લોકાનુગ્રહાર્થે નૃનાટ્ય પ્રકટ કરી રહેલા ભગવાન્ વાસુદેવ શ્રીહરિને 'આત્મા પ્રકૃતિવિલક્ષણ જ્ઞાનૈકઘન અક્ષરસરૂપ છે' એવી ભાવના કરવાપૂર્વક નિત્ય ભજવા લાગ્યા ॥૨૪॥
ઇતિશ્રી સત્સંગિજીવને નારાયણચરિત્રે ધર્મશાસ્ત્રે ચતુર્થપ્રકરણે જ્ઞાનોપદેશે જ્ઞાનફળનિરૂપણનામા ત્રિસપ્તતિતમોઽધ્યાયઃ ॥૭૩॥

समाप्तं चतुर्थप्रकरणम् ।